ભાષા સમજી શકતો હતો.[૧૮,૧૯] કોઈ એક દિવસે તારો પિતા કેકય રાજા રાત્રિએ શય્યા ઉપર સૂતો હતો, તેવામાં સુવર્ણ સરખા તેજસ્વી અને પીળી પાંખોવાળા 'જૂંભ' નામના પક્ષીએ પોતાની ભાષામાં કાંઈક શબ્દો ઉચ્ચાર્યા; તે સાભળી તારો પિતા તેનો ભાવાર્થ સમજી ગયો અને તેથી વારંવાર હસવા લાગ્યો.[૨૦] એ જોઈ ને 'જાણે કે મને જ હસે છે' એવું 'અવળું' સમજવાથી ક્રોધ પામેલી તારી માતા, જાણે મૃત્યુપાશને પોતાના જ ગળામાં નાખવા ઈચ્છતી હોય, એમ કહેવા લાગી : 'હે રાજન્! તમે આટલું બધું હસ્યા તેનું કારણ શું છે, તે હું જાણવા ઈચ્છું છું.' એવું સાભળી તારા પિતા કેકય રાજાએ કહ્યું : 'હે દેવી! જો હું મારા હાસ્યનું કારણ તને કહી સંભળાવું તો તુરત જ મારું મરણ થાય એમ છે, એમાં કાંઈ પણ સંશય નથી.[૨૧,૨૨]× તારા પિતાએ એમ કહ્યા છતાં તારી માતાએ પુનઃ પણ આગ્રહથી કહ્યું : 'ભલે, તમે મરી જાઓ કે જીવો, પરંતુ મને હસવાનું કારણ કહ્યા વિના ચાલશે નહિ; કેમ કે તેમ થવાથી તમે હવે પછી મારા સંબંધમાં એવું હાસ્ય કરશો નહિ.'[૨૩] એવી રીતે તારી માતાએ ઘણી જ હઠ પકડી, પરંતુ તેથી તારો પિતા લેશ પણ ગભરાયો નહિ. પછી પ્રાતઃકાળ થતાં તેણે પોતાને વરદાન આપનાર મહર્ષિની પાસે જઈ ને યથાર્થ રીતે સઘળી વાત કહી સંભળાવી;[૨૪] ત્યારે તે મહર્ષિએ તારા પિતાને સ્પષ્ટ કહ્યું : 'હે પૃથ્વીપતિ! ભલે, તારી સ્ત્રી મરણ પામે અથવા પોતાના પિયરમાં ચાલી જાય; પરંતુ કોઈ પણ પ્રકારે આ વાત પ્રકટ કરીશ નહિ.' એવું સાભળી તારા પિતા કેકય રાજાએ તુરત જ પ્રસન્નચિત્તે ઘેર આવી અત્યંત દુરાગ્રહવાળી તારી માતાનો સદાને માટે ત્યાગ કર્યો અને તે બીજી રાણીઓની સાથે કુબેરની પેઠે યથેચ્છપણે વિહાર કરવા લાગ્યો.[૨૫,૨૬]

હે પાપિની કૈકેયી! દુર્જન સરખાં આચરણવાળી તું પણ તારી માતાની પેઠે તારા સ્વામીને મોહિત કરીને નિંદ્ય કાર્યમાં યોજવાને તત્પર થઈ છે![૨૭] અહો! 'પુત્રો પોતાના પિતાના જેવા ગુણવાળા થાય છે અને પુત્રીઓ પોતાની માતાના જેવા ગુણવાળી થાય છે' એવી ઘણા કાળથી ચાલતી લોકવાયકા ખરેખર મને સત્ય ભાસે છે! પરંતુ હે કૈકેયી! તું તારી માતા સરખી ન થતા મહારાજા દશરથ કહે છે તેને માન્ય કર અને તેમની ઈચ્છાને અધીન થઈ ને અમો સર્વની ગતિરૂપ થા; અર્થાત્ તું તારી માતાની પેઠે હઠીલી ન થતા મહારાજાની ઈચ્છા પ્રમાણે રામચંદ્રને રાજ્યાભિષેક થવા દે; એમ થવાથી તું અમો સર્વનું રક્ષણ કરનારી ગણાઈશ.[૨૮,૨૯] હે દેવી! પાપી મનુષ્યોથી પ્રેરાયેલી— તું ઇંદ્ર સમાન કાંતિવાળા અને લોકનું પાલન કરનારા તારા પતિ દશરથ રાજાને પાપકર્મમા યોજ નહિ.[૩૦] હે દેવી! કમળપત્ર સમાન નેત્રવાળા અને નિષ્પાપ એવા આ શ્રીમાન મહારાજા દશરથ પોતે પ્રતિજ્ઞા કરીને આપેલા વરદાનને કદી પણ મિથ્યા કરશે નહિ; અર્થાત્ તને જે બે વરદાન આપવાનુ તેમણે કબૂલ્યું છે તે ગમે ત્યારે પણ આપશે જ;[૩૧] માટે હાલમાં તું તારા દુષ્ટ આગ્રહને છોડી દે અને સર્વથી જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર કે જે સ્વધર્મનું તથા પ્રજાજનોનું રક્ષણ કરનારા છે, ઉદાર સ્વભાવવાળા છે અને કર્તવ્યનિષ્ઠ છે, તેમને રાજ્યાભિષેક કરવાની અનુમતિ આપ.[૩૨] હે કૈકેયી! જો રામચંદ્ર પોતાના પિતાનો ત્યાગ કરીને વનમાં જશે તો જગતમાં તારી મોટી અપકીર્તિ થશે;[૩૩] માટે તું પરંપરાગત રાજ્ય, ન્યાયની રીતે રામચંદ્રને સ્વાધીન કરીને ચિંતારહિત થા. હે દેવી! મહાત્મા રામચંદ્ર વિના ભરત વગેરે કોઈ પણ મનુષ્ય આ અયોધ્યામાં વસી શકે એમ નથી; માટે રામચંદ્ર ભલે પોતાના પિતાના રાજ્યનું પાલન કરો. હે કૈકેયી! જ્યારે રામચંદ્ર યુવરાજપદે વિરાજશે, ત્યારે મોટા ધનુષવાળા મહારાજા દશરથ પણ પ્રાચીન રીત પ્રમાણે વનમાં વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશશે.[૩૪,૩૫]

હાથ જોડી ઊભેલા સુમંત્રે એ પ્રમાણે તીક્ષ્ણ

× રાજાને વરદાન મળેલું; પરંતુ તેનું કારણ બીજાને સંભળાવે તો તે રાજા પોતે મરણ પામે એવું પણ ઋષિએ કહેલું હતું.

— મંથરા વગેરે પાપી મનુષ્યોની શિખવણીએ ચડેલી.

અને સાંત્વનના વાક્યો વડે મહારાજા દશરથની સમક્ષ કૈકેયીને ક્ષોભ પમાડવા માટે ઘણો જ પ્રયત્ન કર્યો;[36] કૈકેયી સાંત્વનાના એ વાક્યોથી કિંચિત્ પણ શાંતિ પામી નહિ, તેમ જ તીક્ષ્ણ વાક્યોથી ખેદયુક્ત પણ થઈ નહિ. આટલું આટલું કહ્યા છતાં તેની મુખાકૃતિ પણ તેવી ને તેવી જ રહી, અર્થાત્ તેની મુખમુદ્રા ક્રોધ કે ખેદયુક્ત પણ જણાઈ નહિ.[37]

ઇતિ શ્રીવાલ્મીકિમહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩૫મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૬ મો

## દશરથ અને કૈકેયી તથા સિદ્ધાર્થ નામનો પ્રધાન

ततः सुमंत्रमैक्ष्वाकः पीडितोऽत्र प्रतिज्ञया ।
सबाष्पमतिनिःश्वस्य जगादेदं पुनर्वचः ॥ १ ॥

આટલું આટલું કહેવા છતાં પણ જ્યારે કૈકેયીએ કાંઈ પણ પ્રત્યુત્તર આપ્યો નહિ, ત્યારે પોતાની વાસ્તવિક પ્રતિજ્ઞાથી પીડાયેલા મહારાજા દશરથે મોટો નિઃશ્વાસ નાખીને રુદન કરતાં સુમંત્ર પ્રત્યે કહ્યું :[1] 'હે સુમંત્ર! હવે આ કૈકેયી કોઈ પણ પ્રકારે પોતાની હઠ છોડે તેમ નથી, માટે તું સત્વર રામચંદ્રની સાથે જવા માટે રત્ન વગેરે સાહિત્યોથી પરિપૂર્ણ એવી મારી ચતુરંગિણી સેનાને સજ્જ કરાવ.[2] અનેક પ્રકારનાં મોહક વચનો વડે પરપુરુષને વશ કરનારી વેશ્યાઓ તથા મહાન ધનવાન વ્યાપારી લોકો પોતપોતાની વસ્તુઓ લઈને રામચંદ્રની સાથે જાઓ અને સેનાને શોભાવો.[3] વળી મારા પુત્ર રામચંદ્રના આશ્રયે રહેલા સર્વ સેવકો તથા પોતાના બળની પરીક્ષા કરવા માટે રામચંદ્ર જેઓની સાથે રમત કરે છે તે સર્વ મલ્લલોકોને પણ ઘણું ધન આપી રામચંદ્રની સાથે જવાને તૈયાર કર.[4] વળી રામચંદ્રનાં સર્વ મુખ્ય આયુધોને તથા અરણ્યના વિકટ માર્ગોને જાણનારા શિકારી પુરુષોને રામચંદ્રની સાથે વનમાં મોકલ. હે સુમંત્ર! જે જે નગરવાસીજનોને રામચંદ્રની સાથે જવાની ઇચ્છા હોય, તેઓ સર્વ ભલે પોતાનાં ગૃહની સામગ્રીઓ ગાડામાં ભરીને રામચંદ્રની સાથે વનમાં જાય.[5] હે સૂત! એમ થવાથી આનંદપૂર્વક વનમાં વસતો મારો પુત્ર રામ વનમાંના અનેક મદોન્મત્ત હાથી તથા મૃગોનો નાશ કરશે, વનમાં ઉત્પન્ન થતાં અનેકવિધ પુષ્પોના સ્વાદિષ્ટ રસનું પાન કરશે અને વિવિધ પ્રકારની નદીઓને જોશે કે જેથી તેને અહીંનું રાજ્યસુખ સાંભરશે પણ નહિ.[6] વળી હે સુમંત્ર! મારા જે કાંઈ ધન તથા ધાન્યોના ભંડારો છે, તે સર્વ પણ મારા પુત્ર રામચંદ્રની સાથે નિર્જન અરણ્યમાં મોકલ,[7] જેથી વનમાંના મહાત્મા ઋષિ-મુનિઓના સમાગમમાં સુખપૂર્વક રહીને મારો પુત્ર રામ પવિત્ર સ્થળોમાં યજ્ઞ કરે અને યથોક્ત દક્ષિણાઓ આપે. હે સૂત! એ પ્રમાણે સર્વ ઇચ્છિત પદાર્થો સહિત મારા પુત્ર રામચંદ્રને તું વનમાં પ્રસ્થાન કરાવ. પછી ભલે મહાબાહુ ભરત આ અયોધ્યાનગરીનું પાલન કરે.'[8,9]

મહારાજા દશરથનાં વચન સાંભળી કૈકેયીના મનમાં મોટો ધ્રાસકો પડ્યો,+ તેનું મુખ સુકાવા લાગ્યું અને કંઠ રૂંધાઈ ગયો.[10] પછી અત્યંત ભયભીત થવાથી ખેદયુક્ત થયેલી કૈકેયીએ રાજાના સામું જોઈ સુકાતા કંઠે કહ્યું :[11] 'હે સજ્જન! જો તમે કહો છો તેમ થાય તો પછી જેનો સાર પિવાઈ ગયો છે એવી મદિરાની પેઠે, ધનરહિત થવાથી ઐશ્વર્યાદિ સુખના સ્વાદ વિનાનું શૂન્ય રાજ્ય મારો ભરત ગ્રહણ કરશે નહિ.'[12]

એવી રીતે લાજ-શરમ છોડીને કૈકેયીએ જ્યારે અત્યંત દારુણ વચન કહ્યું, ત્યારે મહારાજા દશરથ તેને ક્રોધપૂર્વક કહેવા લાગ્યા:[13] 'મારું અહિત કરનારી હે કૈકેયી! તેં મને મોટા અધર્મમાં યોજ્યો અને હું પણ તે પ્રમાણે કરવા તૈયાર થયો, તથાપિ તું હવે પાછળથી મને આવાં ક્રૂર વચનો બોલીને શા માટે દુઃખી કરે છે? હે દુષ્ટા! અત્યારે સર્વ રાજ્યસાહિત્યો સહિત રામચંદ્ર વનમાં જાય એ

+ 'રાજા આજ્ઞા કરે છે તેમ થશે, તો નક્કી મારી ધારણા નિષ્ફળ જશે અને મારા પુત્ર ભરતને સુખ કરવા જતાં ઊલટું દુઃખ પ્રાપ્ત થશે' એવા વિચારથી કૈકેયીના મનમાં મોટો ભય આવી પડ્યો

તને ગમતું નથી, તો પછી વરદાન માગતી વેળાએ જ તેં એવું કેમ ન માગ્યું કે સર્વ સાહિત્યોનો ત્યાગ કરીને જ રામચંદ્ર વનમાં જાય.'[૧૪]

'મહારાજા દશરથનાં ક્રોધપૂર્ણ વચનો સાંભળી ઉત્તમ સ્વરૂપવાળી કૈકેયીએ મહાન ક્રોધયુક્ત થઈ પુનઃ કહ્યું :[૧૫] 'હે રાજન્! પૂર્વે તમારા જ વંશમાં ઉત્પન્ન થયેલા તમારા પૂર્વજ સગરરાજાએ પોતાના 'અસમંજ' નામના જ્યેષ્ઠ પુત્રને સઘળા રાજ્યભોગથી ભ્રષ્ટ કરી વનમાં કાઢી મૂક્યો હતો, તે જ રીતે તમે પણ રામને વનમાં મોકલો, અર્થાત્ જેમ અસમંજ જ્યેષ્ઠ હોવા છતાં પણ રાજ્ય પામ્યો ન હતો, તેમ રામને પણ રાજ્ય ન મળો અને અસમંજની પેઠે રાજ્યભોગસામગ્રી વિના જ તે એકલો વનમાં જાઓ.'

કૈકેયીનાં કેવળ સ્વાર્થમય અને અન્યાયપૂર્ણ વચનો સાંભળી મહારાજા દશરથે અત્યંત ક્રોધ તથા દુઃખને લીધે, 'અરે! ધિક્કાર હો તને' એટલું જ કહ્યું. એ વેળા કૈકેયીનાં ક્રૂર તથા નિર્લજ્જ વચનો સાંભળી ત્યાં ઊભેલા સર્વ મનુષ્યોએ શરમથી મુખ નીચાં કર્યાં; પરંતુ ક્રોધ તથા સ્વાર્થથી આંધળી બનેલી કૈકેયીને તેની કાંઈ પણ અસર થઈ નહિ.[૧૬,૧૭]

આ વેળા ત્યાં આવી ઊભેલો મહારાજા દશરથનો માનીતો પ્રધાન સિદ્ધાર્થ કે જે શુદ્ધ અંતઃકરણવાળો હતો, તેણે કૈકેયીને કહ્યું :[૧૮] 'હે રાણી! શું તમે અસમંજને અને રામચંદ્રને સરખા ગણો છો? અરે! દુર્મતિવાળો એ અસમંજ તો માર્ગમાં રમતાં નાનાં નાનાં બાળકોને ઉપાડીને સરયૂ નદીના જળમાં ફેંકીને આનંદ પામતો હતો! એ દુષ્ટ અસમંજનો એવો અન્યાય જોઈ અત્યંત ક્રોધ પામેલા નગરવાસીઓએ રાજાને વિનતિ કરી કહ્યું હતું : 'હે રાજ્યને આબાદ કરનારા મહારાજા! આપની ઇચ્છામાં આવે તો ભલે આપ અમારો ત્યાગ કરો અથવા તો આપના પુત્ર અસમંજનો ત્યાગ કરો.'[૧૯,૨૦] પ્રજાજનોની એવી વિનતિ સાંભળી સગર રાજાએ પૂછ્યું : 'હે પ્રજાજનો! 'મારા પુત્રથી તમને આટલો બધો ભય થવાનું શું કારણ છે?' ત્યારે પ્રજાજનોએ કહ્યું : 'હે મહારાજ! તમારો પુત્ર અસમંજ પોતાની મૂર્ખતાને લીધે જ્ઞાન વિનાનાં અને માર્ગમાં રમતા અમારાં બાળકોને સરયૂ નદીમાં ફેંકી દઈને અત્યંત રાજી થાય છે.' પોતાની પ્રજાનું વચન સાંભળી અને 'પ્રજાનું હિત કરવું એ જ રાજાનો ધર્મ છે' એવો વિચાર કરી મહારાજા સગરે પ્રજાને સુખી કરવા માટે પોતાના દુરાચરણી જ્યેષ્ઠ પુત્ર અસમંજને તેની સ્ત્રી તથા વનવાસને યોગ્ય સામગ્રી સહિત રથમાં બેસાડી પોતાના સેવકજનોને આજ્ઞા કરી કે, 'આ મારા દુષ્ટ પુત્રને જીવન પર્યંત વનવાસ આપો.' એવું કહી તેને વનમાં મોકલ્યો હતો.[૨૧-૨૪] એવી રીતે એ અસમંજ પોતાનાં પાપકર્મને લીધે વનમાં ગયો હતો અને કંદમૂળ ખોદવા માટે પોતાની પાસે કોદાળી વગેરે સાધનો રાખી અરણ્યમાંના અનેક પર્વતોની તળેટીઓમાં ભટકતો હતો.[૨૫] એ અસમંજ પાપી હતો માટે જ અત્યંત ધાર્મિક એવા તેના પિતા સગર રાજાએ તેનો ત્યાગ કર્યો હતો; પણ હે કૈકેયી! રામે એવું શું પાપકર્મ કર્યું છે કે જેથી તેમના રાજ્યાભિષેકમાં અવરોધ કરીને તેમને આવી રીતે વનમાં મોકલવામાં આવે છે?[૨૬] અરે! અમે તો રઘુકુળદીપક રામચંદ્રમાં કોઈ પણ પ્રકારનો દોષ દેખતા નથી. જેમ ચંદ્રમા મલિનતા હોવી દુર્લભ છે, તેમ રામચંદ્રમાં પાપકર્મ હોવું દુર્લભ છે. હે દેવી! જો મહાત્મા રામચંદ્રમાં કાંઈ પણ દોષ તમારા જોવામાં આવતો હોય, તો તે હમણાં જ યથાર્થ રીતે કહી દો, એટલે તુરત જ તેમને વનમાં મોકલી દેવામાં આવે;[૨૭,૨૮] પણ જો એમ ન હોય તો મોટું દુઃખ આવી પડે. નિરંતર સન્માર્ગે જ ચાલનારા અને કોઈ પણ પ્રકારના દોષ વિનાના મનુષ્યોનો ત્યાગ કરવો એ કેટલું બધું ધર્મવિરુદ્ધ કાર્ય છે! અરે, એવો મોટો અધર્મ તો ત્રણે લોકના રાજા ઇન્દ્રની કાંતિને પણ બાળીને ભસ્મ કરવા સમર્થ છે.[૨૯] હે દેવી! રામચંદ્રને પ્રાપ્ત થતી રાજ્યલક્ષ્મીનો તમે અટકાવ કરશો તેથી તમને કાંઈ પણ ફળ મળનાર નથી, તમારો સઘળો પરિશ્રમ વૃથા જશે; કેમ કે તમારો પુત્ર ભરત કાંઈ તમારા આ નિંદ્ય કામમાં સંમત થવાનો નથી; માટે હવે કાંઈ સમજો અને

હે સુમુખી ! લોકોમાં થનારી તમારી અપકીર્તિથી તમે પોતાનું રક્ષણ કરો.[૨૦]

સિદ્ધાર્થનાં શાંત વચનોથી પણ કૈકેયીનું હૃદય પીગળ્યું નહિ; ત્યારે દુઃખને લીધે અત્યંત શ્રમિત થયેલા (બેસી ગયેલા) સ્વર વડે મહારાજા દશરથે કૈકેયી પ્રત્યે કહ્યું : 'હે પાપની પૂતળીરૂપ કૈકેયી! તેં પોતાના દુરાગ્રહથી નીચ માર્ગ ગ્રહણ કર્યો છે અને તું પોતાના અથવા મારા હિતને સમજતી નથી, તેમ જ આવા સમજુ અને ધર્મિષ્ઠ પુરુષોના વચનોને પણ માન્ય કરતી નથી; માટે હું નિશ્ચયપૂર્વક કહું છું કે તારી ચેષ્ટા સત્પુરુષોના માર્ગથી વિરુદ્ધ છે અને તેથી તારું અકલ્યાણ જ થશે. હું તો મારી મેળે આ સઘળા રાજ્ય, ધન તથા સુખનો ત્યાગ કરીને મારા પ્રિય પુત્ર રામની પાછળ આજે જ વનમાં જઈશ. પછી તું ભલે તારા પુત્ર ભરતને રાજા બનાવીને તેની સાથે નિરાંતે લાંબા કાળ સુધી રાજ્યસુખ ભોગવ.[૨૧–૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ,૩૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૭ મો

### વલ્કલવસ્ત્રપરિધાન અને મહર્ષિ વસિષ્ઠનો કૈકેયીને બોધ

**महामात्रवचः श्रुत्वा रामो दशरथं तदा ।**
**अभ्यभाषत वाक्यं तु विनयज्ञो विनीतवत् ॥ १ ॥**

મુખ્ય મંત્રી સિદ્ધાર્થનું વચન સાંભળી, વિનયની રીતિને જાણનારા રામચંદ્રે નમ્રપણે મહારાજાને કહ્યું : 'હે પૂજ્ય પિતા ! આપની આજ્ઞાથી મેં સઘળા રાજ્યભોગોનો ત્યાગ કર્યો છે અને સર્વ પ્રકારની આસક્તિ ત્યજી છે; હવે તો માત્ર વનમાં જઈને ત્યાં ઉત્પન્ન થતાં ફળ તથા કંદમૂળ વગેરેનું ભક્ષણ કરવાની વૃત્તિ મેં ધારણ કરી છે; તો પછી સેના તથા ધન વગેરે સમૃદ્ધિ સાથે લેવાનું મારે શું પ્રયોજન છે ?[૧,૨] હે મહારાજા ! જે મનુષ્ય પોતાનો ઉત્તમ હાથી બીજાને આપીને પછી તેને બાંધવાના દોરડામાં મન લગાડે છે, અર્થાત્ હાથી આપે છે પણ દોરડું આપવામાં કચવાય છે તેના તે દોરડા પરના સ્નેહથી શું વળે એમ છે ? તે જ પ્રમાણે હે રાજન્ ! સઘળા રાજ્યનો ત્યાગ કર્યા પછી હવે મારે સેનાનું શું પ્રયોજન છે ? હું એ સેના વગેરે સમૃદ્ધિ સઘળી મારી માતા કૈકેયીને પ્રસન્ન કરવા. માટે ભરતને આપું છું. હવે તો વનમાં પહેરવા યોગ્ય વલ્કલવસ્ત્રો જ મને લાવી આપો.[૩,૪] એટલું કહીને વળી રામચંદ્રે કૈકેયીની દાસીઓ પ્રત્યે કહ્યું : 'તમે સત્વર જાઓ અને ચૌદ વર્ષ વનમાં નિવાસ કરવા જનારા મારે માટે કોદાળી, પાવડો તથા વાંસનો કરંડિયો લાવી આપો.[૫] રામચંદ્રનું વચન સાંભળતાં જ લાજ વગરની કૈકેયીએ પોતે જ ઘરમાંથી (પ્રથમથી તૈયાર કરી રાખેલાં) વલ્કલ–ચીર–વસ્ત્રો લાવી આપી સર્વ જનસમૂહના દેખતા રામચંદ્ર પ્રત્યે કહ્યું : 'હે રામ ! લે આ વલ્કલ ચીરવસ્ત્રો ધારણ કર.[૬] કૈકેયીનું વચન સાંભળી પુરુષવ્યાઘ્ર રામચંદ્રે તુરત જ તેના હાથમાંથી વલ્કલવસ્ત્ર લીધાં અને પોતાના અંગ પરનાં સૂક્ષ્મ વસ્ત્ર ઉતારી વનમાં વસતા મુનિજનોને પહેરવાયોગ્ય એ ચીર ધારણ કર્યાં.[૭] એ વેળા તેમના નાના ભાઈ લક્ષ્મણે પણ પોતાના શરીર પરથી અમૂલ્ય વસ્ત્રો ઉતારી પોતાના પિતાની સમક્ષ, તપસ્વીઓને ધારણ કરવા યોગ્ય વલ્કલવસ્ત્રો પહેરી લીધાં.[૮]

ઉત્તમ રેશમી વસ્ત્રો ધારણ કરનારાં જનકનંદિની સીતા પોતાને પહેરવા માટેનાં (કૈકેયીએ આણેલાં) ચીરવસ્ત્રો જોઈ, હરિણી જેમ પારધીની જાળ જોઈને ત્રાસ પામે, તેમ અત્યંત ત્રાસ પામ્યાં: તોપણ ધર્મ જાણનારાં અને ધર્મ પ્રમાણે વર્તનારા શુભલક્ષણા સીતાએ શરમાતાં શરમાતાં કૈકેયીના હાથમાંથી ચીરવસ્ત્રો ગ્રહણ કર્યાં આ વેળા સતીશિરોમણિ સીતા અત્યંત માનભંગ થઈ ગયા અને તેમનાં કમળ સરખાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેમણે ગંધર્વરાજ સમાન સ્વરૂપવાળા પોતાના પતિ રામચંદ્રની સામું જોઈને વિનયપૂર્વક કહ્યું :[૯–૧૧] 'હે સ્વામીનાથ ! વનમાં વસનારા મુનિલોકો ' આ ચીર–વસ્ત્રો કેવી રીતે ધારણ કરતા હશે ? ' એવું કહીને જેણે પૂર્વે કોઈ પણ સમયે ' ચીર–વસ્ત્ર કેમ પહેરાય ? ' એ જાણેલું જ ન હતું એવા સીતા વારં-

વાર ગૂંચવાવા લાગ્યાં.[૧૨] પછી તેમણે પોતાના હાથથી જ એક ચીર–વસ્ત્ર લઈને પોતાના કંઠમાં બાંધ્યુ અને લજ્જાને લીધે નીચું મુખ કરીને ઊભાં રહ્યાં.[૧૩] એ જોઈને ધનુર્ધારી પુરુષોમાં શ્રેષ્ઠ રામચંદ્રે તુરત જ સીતાની પાસે આવી સીતાએ ધારણ કરેલા રેશમી વસ્ત્ર ઉપર જ એ ચીર–વસ્ત્રને જેમ તેમ કરી ધારણ કરાવ્યું; અર્થાત્ સીતાએ જે રેશમી વસ્ત્રો પહેર્યાં હતાં તે સર્વ એમ ને એમ જ રહેવા દઈને તેના ઉપર ચીર–વસ્ત્ર લપેટી દીધું. રામચંદ્રે સીતાને ઉત્તમ ચીર–વસ્ત્ર પહેરાવ્યુ એ જોઈને અંતઃપુરની સઘળી સ્ત્રીઓ અત્યંત ખેદ પામી ચોધાર આસુએ રડવા લાગી અને દેદીપ્યમાન કાંતિવાળા રામચંદ્રને કહેવા લાગી : 'અરેરે, હે વત્સ રામ ! આ કોમળ અંગવાળી સીતા ચીર–વસ્ત્ર ધારણ કરવાને યોગ્ય નથી. અરે ! મહારાજા દશરથે કાંઈ તારી પેઠે સીતાને પણ વનમાં જવાની આજ્ઞા આપી નથી;[૧૪–૧૬] માટે સીતા ભલે અહીં જ રહે. હે રામ ! પિતાના વચન પ્રમાણે ચૌદ વર્ષ સુધી નિર્જન વનમાં નિવાસ કરીને તું પાછો ઘેર આવે ત્યાં સુધી અમે સર્વ સીતાનાં દર્શન કરીને અમારા જીવનને સફળ માનીશું.[૧૭] હે પુત્ર ! લક્ષ્મણને સાથે લઈને તું એકલો સુખથી વનમાં જા; કારણ કે જેમાં તપસ્વી ઋષિમુનિઓ નિવાસ કરે છે એવા અરણ્યમાં આ કલ્યાણી સીતા રહેવા યોગ્ય નથી.[૧૮] હે પુત્ર ! તું નિરંતર ધર્મથી (પિતાની આજ્ઞાથી બંધાયેલો હોવાથી અહીં) રહેવા ઇચ્છતો નથી તો ભલે, તું વનમાં જા; પરંતુ સીતાને તો અહીં જ રહેવા દે. હે તાત ! અમારી આટલી યાચના સફળ કર.'[૧૯]

પોતાની અપર માતાઓનાં એવા હૃદયભેદક વચનો સાંભળવા છતા પણ અંતઃકરણમાં કાંઈ પણ વિકાર ન પામતાં રામચંદ્રે પોતાને અનુકૂળ આચરણવાળાં સીતાને પોતાના જેવું જ ચીર–વસ્ત્ર ધારણ કરાવ્યું. સીતાએ ચીર–વસ્ત્ર ધારણ કર્યાં એ જોઈને મહારાજા દશરથના ગુરુ પુરોહિત વસિષ્ઠ મુનિનાં નેત્રમાં આસુ ભરાઈ આવ્યા અને તે સીતાને એમ કરતાં અટકાવીને કૈકેયી પ્રત્યે કહેવા લાગ્યાં :[૨૦,૨૧]

'હે દુષ્ટ બુદ્ધિવાળી કૈકેયી ! તું આમ છેક મર્યાદાનું ઉલ્લંઘન કરીને કેમ વર્તે છે ? હે કુળને કલંક લગાડનારી અનાર્યા ! તને ધિક્કાર છે ! અરે, તું તારા પતિને છળ કરીને હજુ પણ પોતાની હદમાં રહેતી નથી ![૨૨] અરે, ઉત્તમ શીલ વિનાની દુષ્ટ કૈકેયી ! તું જાણતી હશે કે રામચંદ્રની સાથે સીતા પણ વનમાં જાય તો નિરાંત થાય; પરંતુ હે પાપિણી ! મહાદેવી સીતા કદી પણ વનમા જશે નહિ. એ તો તારી સમક્ષ અહીં જ રહેશે અને જ્યાં સુધી રામચંદ્ર વનમાથી પાછા નહિ આવે ત્યાં સુધી રામચંદ્રને બેસવા યોગ્ય રાજ્યાસન પર વિરાજીને પૃથ્વીનુ રાજ્ય કરશે.[૨૩] 'आत्मा हि दाराः सर्वेषां दारसंग्रहवर्तिनाम्। સઘળા ગૃહસ્થાશ્રમી પુરુષોને પોતાની સ્ત્રી એ પોતાના આત્મારૂપ છે; અર્થાત્ પુરુષનો જેટલો અધિકાર છે તેટલો જ સ્ત્રીનો પણ છે.' એ શાસ્ત્રવચન પ્રમાણે સીતા રામચંદ્રના આત્મારૂપ જ છે, માટે સીતા રામચંદ્રના પ્રતિનિધિ તરીકે રાજ્યાસન પર બેસીને પૃથ્વીનું પાલન કરશે.[૨૪] એમ છતાં પણ જો કદાચ તારા દુરાગ્રહથી સીતા રામચંદ્રની સાથે વનમાં જશે, તો અમે સર્વ બ્રાહ્મણો તથા આખું અયોધ્યા નગર તેમની પાછળ જઈશું.[૨૫] અંતઃપુરનુ રક્ષણ કરનારા પુરુષો, કોશલ દેશમાં રહેલા દંડનાયકો+ તથા પોતપોતાનાં દાસદાસીઓ અને આજીવિકાના સાધનો સહિત આખો કોશલ દેશ સીતા સહિત શ્રીમાન રામચંદ્ર જ્યા વિરાજતા હશે ત્યાં જશે.[૨૬] વળી શત્રુઘ્ન સહિત તારો પુત્ર ભરત પણ પોતાના મોટા ભાઈ રામચંદ્રને વનમા ગયેલા જાણીને તેમની પેઠે વલ્કલવસ્ત્રને ધારણ કરતો વનમાં જ નિવાસ કરશે. હે કૈકેયી ! એવી રીતે સર્વ મનુષ્યો રામચંદ્રની સાથે વનમાં જશે. ત્યારે દુષ્ટ આચરણવાળી તથા પ્રજાનુ અહિત કરનારી તું એકલી વૃક્ષોની સાથે રાજ્ય કરશે.[૨૭,૨૮] અરે, જ્યાં રામ રાજા નહિ હોય તે દેશ વનરૂપ થશે અને જ્યા રામ નિવાસ કરશે

+ પ્રજાને નિયમમા રાખવા માટે દશરથ રાજાએ દેશદેશાંતરમા રાખેલા અધિકારી પુરુષો.

તે વન પણ સમૃદ્ધિવાળો દેશ થઈ રહેશે![૨૯] જો તારો પુત્ર ભરત આ દશરથ રાજાથી જ ઉત્પન્ન થયો હશે, તો તે પોતાના પિતાએ પ્રીતિપૂર્વક નહિ આપેલી પૃથ્વીનું પાલન કરવાની ઇચ્છા પણ કરશે નહિ; તેમ જ તને પોતાની માતા ગણીને તારી પાસે પુત્રભાવથી વસવાનું પણ તેને રુચશે નહિ.[૩૦] અરે. મારો નિશ્ચય છે કે ગમે તો તું આ પૃથ્વીના પડ ઉપરથી આકાશમાં ઊડીશ (અને પાછી પછડાઈશ), તોપણ 'સૂર્યવંશમાં જ્યેષ્ઠ પુત્ર જ રાજ્યાસનનો અધિકારી થાય છે' એવી પરાપૂર્વથી ચાલતી આવેલી, પોતાના પિતાના કુળની રીતિ જાણનારો ભરત કદી પણ તે રીતિને અન્યથા કરશે નહિ.[૩૧] હે કૈકેયી! પોતાના પુત્રને રાજ્ય અપાવવાની અભિલાષાથી તેં તેનું પણ મોટું અપ્રિય જ કર્યું છે; કેમ કે આ લોકમા એવો કોઈ પણ મનુષ્ય નથી કે જેને રામચંદ્રનો આશ્રય ન હોય. હે કૈકેયી! તું આ કોશલ દેશમાં રહેલાં સઘળાં પશુ, પક્ષી, મૃગ તથા સર્પો વગેરે જંગમ પ્રાણીઓને આજે જ રામચંદ્રની સાથે વનમાં જતાં જોઈશ; તેમ જ વૃક્ષાદિ સ્થાવરોને પણ તેમની સાથે જવાની ઉત્કંઠાવાળાં જોઈશ.[૩૨,૩૩] હે કૈકેયી! તું કાંઈક તો લજ્જા રાખ. આ તારી પુત્રવધૂ સીતાનાં ચીરવસ્ત્ર ઉતરાવીને તેને ઉત્તમ વસ્ત્રાભૂષણો આપ. સીતાને તો ચીરવસ્ત્ર અપાય જ નહિ.' એટલુ કહીને મહર્ષિ વસિષ્ઠે સીતાનાં ચીરવસ્ત્રનો નિષેધ કર્યો.[૩૪]

મહર્ષિ વસિષ્ઠે પુનઃ પણ કૈકેયીને કહ્યું: 'હે કેકય રાજાની પુત્રી! તેં એકલા રામચદ્રને જ વનમાં મોકલવાનુ વરદાન માગ્યુ છે, સીતાને વનમાં મોકલવાનુ વરદાન માગ્યું નથી એ સતીશિરોમણિ સીતા નિરંતર પોતાના પતિની સેવામા જ તત્પર રહેનારી હોવાથી પોતાના શરીર પર વસ્ત્રાભૂષણો સજીને રામચદ્રની સાથે વનમાં જાય. અરે, એ જનકતનયા સીતા તો ઉત્તમ વસ્ત્રો તથા આભૂષણો ધારણ કરીને અને પોતાનાં શિબિકા (મ્યાના) વગેરે વાહનોમાં બેસીને સેવકજનો સુદ્ધા વનમાં જશે; કેમ કે તેં વરદાન માગતી વેળા તેને વનમાં મોકલવાનું કહ્યું નથી.[૩૫,૩૬]

અપ્રતિમ પ્રભાવવાળા દ્વિજશ્રેષ્ઠ વસિષ્ઠગુરુએ સર્વના સાભળતાં એ રીતે ઘણું ઘણું કહ્યું, તોપણ મહાસતી સીતા કે જે પોતાના સ્વામી રામચંદ્રની અવસ્થા સરખી જ અવસ્થા ભોગવવાની ઇચ્છા રાખતા હતા, તેમણે કૈકેયીએ આપેલાં ચીરવસ્ત્રોનો ત્યાગ કરવાનું મન કર્યું નહિ.[૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૩૭ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૮ મો

## સીતાના ચીરવસ્ત્ર અને કૈકેયીને ફિટકાર

तस्यां चीरं वसानायां नाथवत्यामनाथवत् ।
प्रचुक्रोश जनः सर्वो धिक्त्वां दशरथं त्विति ॥

મહાસમર્થ રામચંદ્ર જેવા નાથવાળા સીતાએ જ્યારે અનાથની પેઠે ચીરવસ્ત્ર ધારણ કર્યું ત્યારે ત્યા ઊભેલા સર્વ જનોએ મહાન ત્રાસ ઉપજાવે એવો પોકાર કરી કહ્યું: 'અરે! આ દુષ્ટ કૈકેયી તો અત્યંત પાપિણી છે, તેથી જ તે આવું નિંદવા યોગ્ય કર્મ કરે છે; પરંતુ આટલું આટલું થવા છતાં તેના દુષ્ટ આચરણને સાખીને પડી રહેલા આ દશરથ રાજાને પણ ધિક્કાર છે કે. જે આવા અયોગ્ય વ્યવહારને પોતાની નજરે જોઈ રહ્યા છે!'[૧]

એવો લોકોનો પોકાર સાભળી અતિ દુઃખી થયેલા મહારાજા દશરથે દીર્ઘ નિઃશ્વાસ નાખીને કૈકેયી પ્રત્યે કહ્યું: 'કૈકેયી! નિરંતર સુખમાં રહેલી અને સુકુમાર અંગવાળી બાળા સીતા વનમાં રહેવાને યોગ્ય નથી' એવું જે મારા ગુરુ વસિષ્ઠ ઋષિએ કહ્યું તે સત્ય છે[૨,૩] અરે, નિરંતર પોતાના પતિની સેવારૂપ તપ કરનારી રાજપુત્રી સીતાએ શું કદી પણ કોઈનો અપરાધ કર્યો છે કે, જેથી તે ચીરવસ્ત્ર ધારણ કરીને ભિક્ષુકીની પેઠે દુઃખી થતી વનમાં નિવાસ કરે![૪] અરે! જનકનંદિની સીતા, કૈકેયીએ આપેલાં ચીરવસ્ત્રો ભલે ઉતારી નાખો, કેમ કે મે કાંઈ કૈકેયીની સમક્ષ 'સીતા પણ ચીરવસ્ત્ર પહેરીને વનમાં જશે' એવી પ્રતિજ્ઞા કરી નથી;

માટે સઘળાં રત્નો તથા વસ્ત્રાભૂષણો સહિત જ રાજપુત્રી સીતા વનમાં જાઓ.[5] અરે! મૃત્યુના પંજામાં સપડાયેલા મેં અજાણથી તારી સમક્ષ રામને વનમાં મોકલવા માટે સોગંદપૂર્વક ઘણી જ ક્રૂર અને નિંદ્ય પ્રતિજ્ઞા કરી; પરંતુ તું તો જાણી જોઈને હજી પણ સીતાને ચીરવસ્ત્ર પહેરાવવાના ક્રૂર કાર્યથી વિરામ પામતી નથી! આ સઘળી તારી મૂર્ખતા જ છે. હે કૈકેયી! જેમ વાંસમાંથી ઉત્પન્ન થયેલું પુષ્પ વાંસનો જ નાશ કરનારું થાય છે, તેમ તારું આ નિંદ્ય કર્મ તારો જ નાશ કરનારું નીવડવું જોઈએ; પરંતુ તેમ ન થતાં તેનાથી મારો જ વિનાશ થાઓ કે, જેથી તું વિધવાપણું પામીને દુઃખ ભોગવે અને મારે લાંબા સમય સુધી પુત્ર-વિયોગનું દુઃખ સહન કરવું ન પડે! હે પાપિણી! હે નીચ! કદાચ રામે તારો કાંઈક અપરાધ કર્યો હશે, પરંતુ વિદેહતનયા સીતાએ તારો શો અપરાધ કર્યો છે કે, જેથી તું તેને પણ આવું કષ્ટ આપવા તત્પર થઈ છે. અરેરે, હરિણીના જેવાં ચપળ નેત્રવાળી, નિર્મળ આચરણવાળી અને પવિત્ર અંતઃકરણવાળી જનકતનયા સીતા તારો શો અપરાધ કરે એમ છે![6-8] હે પાપિણી! મારા પુત્ર રામચંદ્રને રાજ્યભ્રષ્ટ કરીને તથા ચીરવસ્ત્ર પહેરાવીને વનમાં મોકલવા-રૂપ મહાપાતક જ તને યમલોકમાંની સર્વ નરક-યાતનાઓ ભોગવવાને પૂરતું છે અને વળી સીતાને ચીરવસ્ત્ર ધારણ કરાવીને વનમાં મોકલવા તત્પર થવું, એ વગેરે ઉપપાતકો વડે તારે બીજાં કયાં કયાં નરકદુઃખોનો અનુભવ કરવો પડશે, એ કહી શકાતું નથી![9] હે દેવી! જ્યારે મેં રામનો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો અને રામ મારા તેડાવવાથી જ્યારે અહીં આવ્યો, ત્યારે તેં પ્રથમ જ 'હે રામ! તું જટા તથા વલ્કલવસ્ત્ર ધારણ કરીને વનમાં જા' એવું મારા સાંભળતાં કહ્યું અને મેં પણ સત્યથી બંધાઈને તે પ્રમાણે કબૂલ કર્યું;[10] પરંતુ હમણાં તું તે વચનનું ઉલ્લંઘન કરીને સીતાને પણ ચીરવસ્ત્ર ધારણ કરાવે છે, એથી તું કયા નરકમાં જવાની ઇચ્છા કરે છે? અર્થાત્ રામનું વનગમન તો મેં કબૂલ કર્યું છે, પરંતુ એથી પણ આગળ વધીને તું સીતાને પણ ચીરવસ્ત્ર ધારણ કરાવે છે, એથી તને કેવું અસહ્ય નરકદુઃખ ભોગવવું પડશે એ કહી શકાતું નથી.'[11]

પછી વનમાં જવા તત્પર થયેલા રામચંદ્રે કષ્ટને લીધે નીચું મુખ કરી બેઠેલા પોતાના પિતાને નમ્રતાપૂર્વક કહ્યું:[12] 'હે ધર્મજ્ઞ પિતા! મારાં યશસ્વિની માતા કૌશલ્યા કે જે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યાં છે, શ્રેષ્ઠ શિયળવાળાં છે અને તમોએ મને વનમાં જવાની આજ્ઞા કરી છે તથા હું પણ તે પ્રમાણે વનમાં જવાને તૈયાર થયો છું, તોપણ જે તમારા પર દ્વેષબુદ્ધિ રાખતાં નથી, તેમ જ જેણે પૂર્વે કદી પણ આવું દુઃખ જોયું નથી, તેઓ મારા ગયા પછી શોકસાગરમાં ડૂબીને કષ્ટ ન પામે, માટે તેમની ખાસ કરીને સંભાળ રાખજો.[13] હે ઇંદ્ર સમાન ઐશ્વર્યવાળા પિતા! મારા વનમાં ગયા પછી નિરંતર મારા દર્શનની આકાંક્ષા ધરનારાં મારાં માતા કૌશલ્યા, અતિશોકને લીધે કૃશ થઈને પોતાના જીવિતનો ત્યાગ કરી પરલોકમાં પ્રયાણ ન કરે, તેવી રીતે તમે તેમની સંભાળ રાખજો.'[14,15]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩૮મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૯ મો

### દશરથસંતાપ-કૌશલ્યા અને સીતા

रामस्य तु वचः श्रुत्वा मुनिवेशधरं च तम्।
समीक्ष्य सह भार्याभी राजा विगतचेतनः॥

મહાત્મા રામચંદ્રનાં વચન સાંભળીને તથા તેમણે ધારણ કરેલો મુનિ સમાન વેશ જોઈને પોતાની સઘળી રાણીઓ સહિત મહારાજા દશરથ 'હવે શું કરવું' એવા વિચારથી કર્તવ્યશૂન્ય થઈ ગયા.[1] આ વેળા મહારાજા દશરથને એટલું બધું તો દુઃખ થયું કે, જેથી તેઓ રામચંદ્રના સામું જોઈ શક્યા નહિ, તેમ જ તેમની સાથે બોલી પણ શક્યા નહિ.[2] મહારાજા દશરથ એક મુહૂર્ત પર્યંત ચેતનરહિત થઈ રહ્યા. પછી થોડીવારે સાવધ થઈને રામચંદ્રનું ચિંતન કરતા તે અત્યંત દુઃખને લીધે વિલાપ કરતા કહેવા લાગ્યા:[3] 'ખરેખર,



લક્ષ્મણ અને સીતા સહિત શ્રીરામે પિતા પાસે જઈ 'મારા આ વૃદ્ધ માતાએ આવું દુઃખ કોઈ વાર જોયું નથી; તેથી અમારા વિયોગે ખેદ પામે નહિ, એવી તેમની સંભાળ રાખજો' એવું કહી વનમાં જવા રજા માગી. દશરથ આથી દુઃખી થઈને વહેતા અશ્રુ સાથે માત્ર 'હે રામ!' એટલું જ બોલી શક્યા. પછી શ્રીરામે પિતાને પ્રદક્ષિણા અને માતાઓને પ્રણામ કરી ક્ષમા માગી. આ જોઈ (કૈકેયી સિવાયની) કૌશલ્યાદિ રાણીઓ અને અંતઃપુરનાં સર્વ કરુણ વિલાપ કરવા લાગ્યાં। [ પૃષ્ઠ ૨૨૪

મેં પૂર્વજન્મમાં ઘણી ગાયોને તેમનાં વાછરડાંઓથી વિયોગ પડાવ્યો હશે અથવા અનેક પ્રાણીઓની હિંસા કરી હશે કે જેથી હાલમાં મારા સાથે મારા પ્રિય પુત્ર રામચંદ્રના વિયોગનું દુઃખ આવી પડ્યું છે. અરેરે! કૈકેયીથી હું આટલું બધું કષ્ટ પામું છું, છતાં મારું મૃત્યુ થતું નથી! એ ઉપરથી મને નિશ્ચય થાય છે કે, કાળ આવી પહોંચ્યા સિવાય પ્રાણીના દેહથી જીવ છૂટો પડી શકતો નથી![4,5] અરેરે. હું કેટલો ક્રૂર છું કે પોતાનાં ઉત્તમ સૂક્ષ્મ વસ્ત્રોનો ત્યાગ કરીને અને માત્ર તપસ્વીના જેવા વસ્ત્રો પહેરીને મારી આગળ ઊભા રહેલા અગ્નિ સરખા તેજસ્વી મારા પ્રિય પુત્ર રામને હજી પણ જોઈ રહ્યો છું![6] અરે! પોતાનો સ્વાર્થ સાધવામાં જ પ્રયત્ન કરનારી કૈકેયીએ મને કપટથી છેતરી રામને વનવાસમાં કાઢવા માંડ્યો છે! અરેરે! એકલી આ દુષ્ટ કૈકેયીને લીધે જ આજે સઘળાં મનુષ્યો ક્લેશ પામી રહ્યા છે![7]

એટલું બોલતામાં તો મહારાજા દશરથની સર્વ ઇંદ્રિયો શોકને લીધે શિથિલ થઈ ગઈ અને તે આંખમાં આંસુ લાવીને માત્ર 'હે રામ!' એ શબ્દ સિવાય બીજું કાંઈપણ બોલી શક્યા નહિ.[8] એક મુહૂર્ત વીત્યા પછી કાંઈક સાવધ થઈને પૃથ્વીપતિ દશરથ રાજાએ આંસુભર્યે નેત્રે સુમંત્રની સામું જોઈને કહ્યું :[9] 'હે સુમંત્ર! હવે વિલંબ ન કરતા તું સત્વર જા અને સવારી કરવામાં ઉપયોગી તથા ઉત્તમ અશ્વોથી જોડેલો રથ અહીં લઈ આવ અને આ મહાભાગ્યવાન રામને તેમાં બેસાડીને આપણા કોસલ દેશથી દૂર બીજા દેશ (દક્ષિણ દિશા) પ્રત્યે પહોંચાડ. અરે! આ મહાન શૂરવીર અને સદ્ગુણવાળા રામને તેનાં માતાપિતા વનમાં મોકલે છે, એથી હું એમ જ માનું છું કે, આ જગતમાં ગુણવાન મનુષ્યોના ગુણોનું ફળ આવું જ હશે!![10,11]

મહારાજાની આજ્ઞા સાંભળતા જ સુમંત્ર સુવર્ણજડિત અને અશ્વયુક્ત રથ જોડીને ઉતાવળો ત્યાં લાવ્યો અને હાથ જોડીને તેણે રામચંદ્રને નિવેદન કર્યું : 'હે રાજપુત્ર! ઉત્તમ અશ્વોથી જોડેલો સુશોભિત રથ તૈયાર છે.[12,13]

એ વેળા દેશકાળને જાણનારા તથા ત્રણ ઋણથી મુક્ત થયેલા મહારાજા દશરથે પોતાના ધનાધ્યક્ષને બોલાવી આજ્ઞા કરી : 'વિદેહપુત્રી સીતા માટે ચૌદ વર્ષ સુધી વનવાસમાં પહેરવા પહોંચે એટલાં શ્રેષ્ઠ મનુષ્યોને પહેરવા યોગ્ય ઉત્તમ વસ્ત્રાભૂષણો ભંડારમાંથી સત્વર લઈ આવ.[14,15] મહારાજાની આજ્ઞા થતાં જ ધનાધ્યક્ષે ભંડારમાંથી તેમના કહેવા પ્રમાણે સત્વર વસ્ત્રાભૂષણો લાવી સતીશિરોમણિ સીતાને આપ્યા, ત્યારે શ્રેષ્ઠ કુળમાં જન્મેલાં સતી સીતાએ સામુદ્રિક શાસ્ત્રોક્ત ચિહ્નોવાળાં પોતાનાં સર્વ અંગોને વિચિત્ર પ્રકારના વસ્ત્રાલંકારો વડે વિભૂષિત કર્યાં.[16,17] એ વેળા, જેમ પ્રાતઃકાળમાં ઉદય પામતા સૂર્યની કાંતિ નિર્મળ આકાશને શોભાવે છે, તેમ ઉત્તમ વસ્ત્રાલંકારોથી સજ્જ થયેલાં સીતા આખા અંતઃપુરને શોભાવવા લાગ્યાં; અર્થાત્ રામવિયોગના શોકથી દુઃખી થયેલા અંતઃપુરવાસીઓને સીતાનું સ્વરૂપ જોઈને હર્ષ થયો.

પછી ઉત્તમ આચરણવાળાં અને પતિસેવામાં તત્પર રહેનારા સીતાએ પોતાની સાસુ કૌશલ્યાની પાસે જઈ તેમના ચરણમાં વંદન કર્યું. કૌશલ્યાએ પણ ઊભા થઈ પોતાના બન્ને હાથ પસારી તેમને ગ્રહણ કર્યાં અને પોતાનાં હૃદયસરસા ચાંપીને તથા મસ્તક સૂંઘી કહ્યું :[18,19] 'હે જાનકી! જે સ્ત્રીઓ ઐશ્વર્યથી ભ્રષ્ટ થયેલા અને દુઃખમાં આવી પડેલા પોતાના સ્વામીને સેવતી નથી, તેઓ જોકે પોતાના સ્વામી વગેરે પ્રિયજનોથી વારંવાર માન પામેલી હોય, તોપણ આ લોક તથા પરલોકમાં અસતી ગણાય છે.[20] અસતી સ્ત્રીઓ પોતાના પતિને આપત્તિસમય નથી હોતો, ત્યારે તો તેની સાથે રહીને સુખોપભોગ કરે છે; પરંતુ જ્યારે પતિને રોગ અથવા દરિદ્રતા વગેરે કંઈ આપત્તિ આવી પડે છે, ત્યારે તેના દુઃખમાં સહાયક ન થતાં ઊલટી તેને અનેક પ્રકારના ભૂંડાં વચનો કહે છે અને છેવટે તેનો ત્યાગ પણ કરે છે. અસતી સ્ત્રીઓ અસત્ય ભાષણને તો પોતાનું શિયળ માને છે, તેમનાં

નેત્ર વગેરેના ચાળા વિકારયુક્ત હોય છે, તેઓ ગમે તેવો દુષ્ટ-પાપી પુરુષ હોય, તોપણ તેની પાસે જવામાં અચકાતી નથી. તેમનો પોતાના પતિ પર પ્રેમ હોતો નથી, તેઓ નિરંતર જારકર્મ કરવાના સંકલ્પ-વિકલ્પ કર્યા કરે છે અને અલ્પ નિમિત્તને લીધે ક્ષણવારમાં પોતાના પતિ વગેરેના સ્નેહનો વિનાશ કરી નાખે છે.[૨૧,૨૨] અસતી સ્ત્રીઓનાં હૃદય અસ્થિર હોવાથી તેઓને કુળની મર્યાદા, કોઈએ કરેલો ઉપકાર, ગુરુએ ઉપદેશેલો ધર્મ, પતિ વગેરેએ આપેલાં ઇચ્છિત વસ્ત્રાભૂષણો તથા વિવાહસમયની પ્રતિજ્ઞા વગેરે બાબતો પણ સ્થિરતા આપી શકતાં નથી, અર્થાત્ તેનું જ્ઞાન-ભાન તેને રહેતું નથી.[૨૩]

साध्वीनां हि स्थितानां तु शीले सत्ये श्रुते स्थिते ।
स्त्रीणां पवित्रं परमं पतिरेको विशिष्यते ॥

હે સીતા! પતિવ્રતા સ્ત્રીઓ પોતાના પતિને જ પૂજનીય દેવતરૂપ માને છે, પતિવ્રતા સ્ત્રીઓ નિરંતર પોતાના શિયળવ્રતનું રક્ષણ કરે છે, સત્ય ભાષણ કરે છે, ગુરુજનોના ઉપદેશ પ્રમાણે વર્તે છે અને પોતાના કુળની મર્યાદાનું કદી પણ ઉલ્લંઘન કરતી નથી.[૨૪]

હે જનકનંદિની! આ મારા પુત્ર રામ કે જેને પોતાના પિતાએ વનવાસ આપ્યો છે, જે તમારા પતિ હોવાથી તમારે દેવની પેઠે પૂજવા યોગ્ય છે, તે નિર્ધન અવસ્થામાં હોય કે સધન અવસ્થામાં હોય, તોપણ તમારે તેની કદાપિ અવજ્ઞા કરવી યોગ્ય નથી.'[૨૫]

પોતાનાં સાસુજી કૌશલ્યાનાં ધર્મયુક્ત વચન સાંભળીને અને તેના તાત્પર્યને સમજીને સતી-શિરોમણિ જનકનંદિની સીતાએ તેમની સન્મુખ ઊભા રહી હાથ જોડી કહ્યું :[૨૬] 'હે સાસુજી! પૂજ્ય અને વડીલ એવાં આપ મને જેવી આજ્ઞા કરો છો તેવી જ રીતે હું વર્તીશ. સાધ્વી સ્ત્રીએ પતિની સેવા કેવી રીતે કરવી એ હું સારી રીતે જાણું છું અને મારાં માતાપિતાએ પણ મને એ જ ઉપદેશ આપેલો છે.[૨૭] આપ મને અસતી સ્ત્રીઓ સમાન ગણશો નહિ. જેમ ચંદ્રની કાંતિ ચંદ્રથી ચલાયમાન થવાને સમર્થ નથી, તેમ હું પતિસેવારૂપ ધર્મથી કદી પણ ચલાયમાન થવા સમર્થ નથી.[૨૮] હે પૂજ્ય સાસુજી! તમે નિશ્ચય જાણજો કે :-

नातन्त्री विद्यते वीणा नाचक्रो विद्यते रथः ।
नापतिः सुखमेधेत या स्यादपि शतात्मजा ॥

જેમ તાર વિનાની વીણા વગાડી શકાતી નથી અને ચક્ર વિનાનો રથ ચલાવી શકાતો નથી, તેમ પતિ વિનાની સ્ત્રી સો પુત્રવાળી હોય, તોપણ સુખ ભોગવી શકતી નથી.[૨૯]

मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः ।
अमितस्य तु दातारं भर्तारं का न पूजयेत् ॥

પિતા, માતા, ભ્રાતા તથા પુત્ર વગેરે સંબંધીઓ તો સ્ત્રીને માત્ર મર્યાદિત સુખ આપી શકે છે, પણ પતિ તો પાર વિનાનું સુખ આપનારો છે; છતાં એવી કોણ દુષ્ટ સ્ત્રી હોય કે જે પોતાના તે પતિની સેવા ન કરે?[૩૦]

હે આર્યા! 'સ્ત્રીઓને પોતાનો પતિ જ પરમ પૂજ્ય દેવતરૂપ છે!' એવું હું જાણું છું અને તમારાથી તથા મારી માતાથી મેં સ્ત્રીઓના સામાન્ય અને વિશેષ ધર્મોને યથાર્થ રીતે જાણેલા છે, તો પછી હું શું અસતી સ્ત્રીઓની પેઠે પોતાના પતિની અવજ્ઞા કરીશ?'[૩૧] એ પ્રમાણે અંતઃકરણમાં આનંદ ઉપજાવે એવાં સીતાનાં ઉત્તમ વચન સાંભળી શુદ્ધ ચિત્તવાળાં કૌશલ્યા દુઃખ તથા હર્ષને લીધે* પોતાનાં નેત્રમાંથી અશ્રુપાત કરવા લાગ્યાં.[૩૨]

પછી ધર્માત્મા રામચંદ્રે પોતાની સર્વ માતાઓની મધ્યે અત્યંત સત્કાર પામેલાં માતા કૌશલ્યાને રડતાં જોઈ નમ્રતાથી કહ્યું :[૩૩] 'હે માતા! હવે તમે શોકાકુળ થઈ મારા પિતાને દુઃખી કરો નહિ. તમારે તો હવે મારા પિતાની સંભાળ રાખવી યોગ્ય છે. તમારે મારા તરફની કાંઈ પણ ચિંતા કરવી નહિ. હે માતા! તમારી કૃપાથી વનવાસનો અવધિ સત્વર પૂર્ણ થઈ જશે.[૩૪] હે માતા! વનવાસનાં ચૌદ વર્ષ તો તમને સ્વપ્નની પેઠે વ્યતીત થઈ જશે અને તમે સત્વર અમો ત્રણેને ક્ષેમકુશળ પાછાં આવેલા જોશો.'[૩૫] મહાત્મા રામચંદ્રે માતા

* સીતાની પતિ ઉપર દૃઢ નિષ્ઠા જોઈને હર્ષ અને તેમના વનવાસનો વિચાર થવાથી દુઃખ.

કૌશલ્યાને દઢ નિશ્ચયયુક્ત વચન કહીને પોતાની ત્રણસો ને પચાસ અપરમાતાઓ કે જેઓ ભાવિ રામવિયોગને લીધે કૌશલ્યાની પેઠે જ દુઃખી થઈ ગઈ હતી, તેઓને હાથ જોડીને કહ્યું :[૩૬,૩૭] 'હે માતુશ્રીઓ ! તમારી સાથેના વિશેષ સહવાસને લીધે મેં તમને કાંઈ પણ કઠોર વચન કહ્યાં હોય અથવા અજાણપણે તમારું અપ્રિય કર્યું હોય, તે સર્વ માટે હું તમો સૌની ક્ષમા માગી હવે વનમાં જવાની રજા લઉં છું.'

રામચંદ્રનું ધર્મયુક્ત અને શાંતિ આપનારું વચન સાંભળી દશરથ રાજાની સઘળી રાણીઓ અતિ શોકને લીધે ઉદ્વિગ્ન ચિત્તવાળી થઈ ગઈ અને ક્રૌંચી પેઠે અત્યંત વિલાપ કરવા લાગી.[૩૮-૪૦]

અહા, દશરથ રાજાનું જે અંતઃપુર પૂર્વે મૃદંગ, પણવ અને મેઘ× વગેરે વાજિંત્રોના નાદથી ગાજી રહેતું હતું, તે જ અંતઃપુર આ સમયે અત્યંત દુઃખ, શોક અને વિલાપોની પોકથી છવાઈ ગયું.[૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૦ મો

### વનપ્રયાણ અને રામવિયોગ

अथ रामश्च सीता च लक्ष्मणश्च कृताञ्जलिः ।
उपसंगृह्य राजानं चक्रुर्दीनाः प्रदक्षिणम् ॥ १ ॥

ત્યાર પછી સીતા તથા લક્ષ્મણ સહિત ધર્મજ્ઞ રામચંદ્રે પોતાના પિતા દશરથ રાજાની આજ્ઞા મેળવી તેમના ચરણમાં પ્રણામ કર્યા અને પ્રદક્ષિણા કરી; તેમ જ માતા કૌશલ્યાનું દુઃખ જોઈને દુઃખી થયેલા રઘુવંશી રામચંદ્રે સીતા સહિત પોતાની માતાને પ્રણામ કર્યા.[૧,૨] રામચંદ્રની સમક્ષ લક્ષ્મણે પણ પોતાના મોટા ભાઈ રામચંદ્રની માતાને પ્રણામ કરી પોતાની જનની સુમિત્રાના ચરણોનું વંદન કર્યું.[૩] એ જોઈ દુઃખને લીધે રુદન કરતાં અને પોતાના પુત્રનું હિત ઇચ્છતાં સુમિત્રાએ મોટી ભુજાવાળા લક્ષ્મણને પ્રીતિથી હૃદયસરસા ચાંપ્યા અને તેમનું મસ્તક સૂંઘીને શિખામણ દેતાં કહ્યું :[૪] 'હે લક્ષ્મણ ! જોકે તું અહીં રહેલા સુહૃદજનોમાં પ્રીતિવાળો છે, તોપણ મેં તને તારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની સાથે વનમાં જવાની આજ્ઞા આપી છે; માટે તું હવે રામચંદ્રની સાથે રહેવામાં કાંઈ પણ પ્રમાદ કરીશ નહિ. હે નિષ્પાપ પુત્ર ! આ તારા મોટા ભાઈ રામચંદ્ર જ તારી ગતિરૂપ છે, માટે તે દુઃખી દશામાં હોય કે સુખી દશામાં હોય, તોપણ સદા-સર્વદા તારે તેમની આજ્ઞામાં જ રહેવું યોગ્ય છે; કેમ કે 'एष लोके सतां धर्मो यज्ज्येष्ठवशगो भवेत् ।' લોકમાં નાના ભાઈએ મોટા ભાઈને અનુકૂળ થઈને વર્તવું એ જ સત્પુરુષોનો ધર્મ છે.' વળી હે વીર પુત્ર ! આપણા રઘુકુળની સનાતન રીતિ એવી છે કે, સત્પાત્રને દાન આપવું, યજ્ઞો કરવા અને યુદ્ધમાં આ ક્ષણિક દેહની આકાંક્ષા ન રાખતાં ઉજ્જ્વળ યશની જ આકાંક્ષા રાખવી, અર્થાત્ દેહ પડે તો ભલે, પરંતુ જીવતા રહીને અપકીર્તિને પાત્ર ન થવું.[૫-૭]

આટલું કહીને વળી એ સુમિત્રા પ્રયાણ કરવાને તત્પર થયેલા, સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રને શુભ શુકનની પ્રાપ્તિ માટે પુનઃ પુનઃ કહેવા લાગ્યાં : 'હવે વિલંબ ન કરતાં સત્વર વન પ્રત્યે જાઓ અને ચૌદ વર્ષની અવધિ પૂર્ણ થતાં સત્વર ક્ષેમકુશળ પાછા આવો.'[૮] વળી તેણે પોતાના પુત્ર લક્ષ્મણને કહ્યું : 'હે તાત ! હવે હું તને છેવટે એટલું જ કહું છું કે, રામચંદ્રની સાથે તું સુખથી વનમાં જા. હે પુત્ર ! વનમાં રહી તારા પિતા વગેરે અમો સર્વને સંભારી તારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની સેવામાં પ્રમાદ કરીશ નહિ. હે લક્ષ્મણ ! તું વનના માર્ગને અયોધ્યા નગરીના રાજમાર્ગ જેવા ગણજે, તારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રને તારા પિતારૂપ ગણજે અને જનકતનયા સીતાને માતારૂપ ગણજે.'[૯]

પછી સર્વ સુહૃદ્વર્ગની આજ્ઞા મેળવી વનમાં જવા તૈયાર થયેલા સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રને; માતલિ સારથિ જેમ ઇંદ્રને કહે, તેમ સુમંત્રે હાથ જોડી કહ્યું :[૧૦] 'હે મહાયશસ્વી રાજ-

× એક જાતનું વાદ્યવિશેષ.

પુત્ર! તમારું કલ્યાણ થાઓ. આપને માટે રથ તૈયાર છે; માટે હવે વિલંબ ન કરતાં તમે રથ ઉપર વિરાજમાન થાઓ; એટલે હે રામ! તમે મને જ્યાં કહેશો ત્યાં હું સત્વર પહોંચાડીશ.[૧૧] તમારે ચૌદ વર્ષ પર્યંત વનમાં વસવાનું છે, તેનો આરંભ આજે જ કરવો યોગ્ય છે; કેમ કે મહાદેવી કૈકેયીએ તમને 'આજે જ વનમાં જવું' એવી આજ્ઞા કરી છે.[૧૨]

ત્યાર પછી રામચંદ્રની આજ્ઞાથી સતીશિરોમણિ સીતા હર્ષયુક્ત થઈને સૂર્ય સમાન ઝળહળતા રથની સમીપ ગયાં અને પોતાના સસરા દશરથ રાજાએ વનવાસનાં ચૌદ વર્ષ સુધી ચાલે એટલા જે વસ્ત્રાલંકારો આપ્યા હતા તે તથા રામલક્ષ્મણનાં સઘળાં આયુધો, કવચો, કોદાળી અને ચામડાથી મઢેલો વાંસનો કરંડિયો એ સઘળી વસ્તુઓ તેમણે રથમાં મૂકી અને પછી પોતે પણ તે રથમાં બેઠાં.[૧૨-૧૫] ત્યાર પછી બન્ને ભાઈઓ પણ સુવર્ણથી મઢેલા અને અગ્નિ સરખા તેજસ્વી રથમાં વિરાજમાન થયા.[૧૬] રામ, લક્ષ્મણ તથા સીતા એ ત્રણે જણાં રથ પર આરૂઢ થયાં કે તુરત જ સુમંત્રે પોતાના પવનવેગી અશ્વોને હંકાર્યા અને રથ ચાલ્યો.[૧૭]

જ્યારે રઘુકુળદીપક શ્રીમાન રામચંદ્ર અયોધ્યાનો ત્યાગ કરીને લાંબા સમય માટે દંડકારણ્ય પ્રત્યે વિદાય થયા, ત્યારે ત્યાં ઊભેલાં સર્વ કોઈને તથા આખા નગરની પ્રજાને અને હાથી, ઘોડા વગેરે પશુપક્ષીઓને પણ અતિ દુઃખને લીધે મૂર્છા આવી ગઈ.[૧૮] એ વેળા આખું અયોધ્યા નગર કર્તવ્યશૂન્ય થઈ ગયું; લોકો રામચંદ્રની પાછળ જવા માટે દોડાદોડ કરવા લાગ્યા; મદોન્મત્ત હાથીઓ બંધનો તોડી નાખી ચિત્કારશબ્દ કરવા લાગ્યા અને અશ્વો મહાન સંતાપને લીધે હણહણાટ કરવા લાગ્યા ને આખા અયોધ્યા નગરમાં ભારે કોલાહલ મચી રહ્યો.[૧૯] એ સમયે બાળકો, વૃદ્ધો, સ્ત્રીઓ તથા પુરુષો—અયોધ્યાવાસી સર્વજનો રામવિયોગના દુઃખથી અતિ પીડિત થઈ, જેમ ગ્રીષ્મઋતુમાં તાપથી પીડાયેલા પ્રાણી જળાશય પ્રત્યે દોડે, તેમ શ્રીમાન રામચંદ્રની પાછળ દોડવા લાગ્યા. સર્વ નગરવાસીઓનાં મુખ અશ્રુજળથી ભિંજાયેલાં હતાં તથા તેઓ પરસ્પર પોતાના દુઃખનું વર્ણન કરતાં અને શ્રીમાન રામચંદ્રના સામું જોતાં તેમની પાછળ દોડતાં હતા. કેટલાંએક તો બળાત્કારે રથને પહોંચી વળીને રથની બન્ને બાજુએ તથા પાછળના ભાગમાં રહીને બોલતાં હતાં: 'હે સુમંત્ર! તું અમારા પર દયા કરીને અશ્વોની લગામ ખેંચી રાખ અને રથને ધીમેથી જવા દે. અરે, અમે મહાત્મા રામચંદ્રના મુખનું દર્શન કરી લઈએ; કેમ કે હવે ઘણા કાળ સુધી અમે તેવાં દર્શન પામવાના નથી.[૨૦-૨૨] અરે, આ રામચંદ્રની માતાનું હૃદય નિશ્ચય લોહમય જ છે; કારણ કે આવો કાર્તિકેય જેવો સુકુમાર પુત્ર વનમાં જાય છે, તોપણ તે ભેદાઈ જતું નથી! અહો! જનકનંદિની સીતાને ધન્ય છે કે જે નિરંતર છાયાની પેઠે પોતાના પતિની જ સહગામિની થઈ છે અને જેમ સૂર્યની કાંતિ મેરુ પર્વતને તજતી નથી, તેમ તે (સીતા) કદી પણ પોતાના પતિ રામચંદ્રનો ત્યાગ કરતી નથી![૨૩,૨૪] હે લક્ષ્મણ! તું પણ ખરેખર કૃતકૃત્ય થઈ ચૂક્યો છે; કેમ કે દેવ સરખી કાંતિવાળા અને નિરંતર પ્રિય વચન બોલનારા પોતાના મોટા ભાઈ રામચંદ્રની સેવામાં તું તત્પર રહીશ![૨૫] હે વીર લક્ષ્મણ! તને ધન્ય છે. તારી બુદ્ધિ ઘણી જ ઉત્તમ છે કે, જેથી તું પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની સાથે વનમાં જાય છે! અહો! આ લોકમાં અભ્યુદય પ્રાપ્ત કરવાનો તથા પરલોકમાં સ્વર્ગસુખ મેળવવાનો ખરેખર સત્ય માર્ગ તો આ જ છે!' એ પ્રમાણે વિલાપ કરતા અને ચોધાર આંસુએ રુદન કરતા નગરવાસીજનો પોતાના પ્રિય રામચંદ્રની પાછળ દોડવા લાગ્યા.

દુઃખને લીધે અતિ દીન થઈ ગયેલી પોતાની સઘળી સ્ત્રીઓથી વીંટાયેલા મહારાજા દશરથ પણ 'હા રામ! હા પ્રિય પુત્ર! અરેરે! મને મારા પુત્રનાં દર્શન કરાવો! અરે! મને એની પાછળ જવા દો!' એમ બોલતા પોતાના અંતઃપુરમાંથી બહાર નીકળ્યા અને રામચંદ્રની પાછળ જવા લાગ્યા.

એ વેળા દશરથ રાજાની આગળ સઘળી સ્ત્રીઓ, જેમ હાથીને બંધાયેલો જોઈને હાથણીઓ મોટા ચિત્કાર-નાદ કરે, તેમ ચોધાર આંસુએ રુદન કરતી મહાન કલ્પાંત કરવા લાગી તે સાંભળી મહારાજા દશરથ રાહુએ ગ્રસેલા પૂર્ણ ચંદ્રની પેઠે નિસ્તેજ થઈ ગયા.[૨૧-૩૦]

આ સમયે અભિમાન વિનાના શ્રીમાન રામચંદ્રે પોતાના પિતાને પોતાની પાછળ આવતા જોઈને 'રખે ને, વનવાસ જવામાં વિઘ્ન થાય' એવા ભયથી પોતાના સારથિ સુમંત્રને ઉતાવળે રથ હાંકવા આજ્ઞા કરી.[૩૧] પાછળ આવનારા નગરવાસીજનો સુમંત્રને 'રથ ઊભો રાખ, ઊભો રાખ' એમ કહી રહ્યા હતા, એટલામા વળી રામચંદ્રે કહ્યું : 'રથ ઉતાવળો ચલાવ.' એ રીતે એકી વખતે બે જાતના આજ્ઞાવચનો સાંભળવાથી સુમંત્રને શું કરવું એ સૂઝયુ નહિ.[૩૨]

જ્યારે મહાબાહુ રામચંદ્ર નગરની બહાર નીકળવા લાગ્યા, ત્યારે તેમના રથના વેગથી તથા અશ્વોની ખરીઓથી ઊડેલી પૃથ્વીની રજ નગરવાસીજનોની અશ્રુધારાઓ વડે ભિંજાઈને શાંત થઈ ગઈ.[૩૩] રામચંદ્રનાં વનપ્રયાણસમયે આખું અયોધ્યા નગર ઉત્સાહ અને ચેતન વિનાનું થઈ ગયું તથા અત્યંત પીડિત થયેલા નગરજનોના હાહાકારથી છવાઈ ગયુ.[૩૪] જેમ વર્ષાઋતુમા સરોવરને વિષે મત્સ્યોએ હલાવેલા કમળોમાથી વરસાદનું ભરાઈ રહેલુ જળ ટપકે છે, તેમ રામચંદ્રના વિયોગ-દુઃખને લીધે અયોધ્યાવાસી સર્વ સ્ત્રીઓનાં નેત્રોમાથી અશ્રુજળ ટપકવા લાગ્યુ.[૩૫]

એ પ્રમાણે આખી અયોધ્યા નગરીને માત્ર રામચંદ્રને માટે દુઃખી થયેલી જોઈ શ્રીમાન દશરથ રાજા મૂળમાથી કપાઈ ગયેલા વૃક્ષની પેઠે એકાએક મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયા. એ જોઈને રામચંદ્રની પાછળ જતા કેટલાએક લોકો 'હા રામ! હા રામ-માતા કૌશલ્યા!' એવા એવા અનેક પોકારો કરવા લાગ્યા આ વેળા રામચંદ્રે પાછું વાળીને જોયું તો તેમણે સઘળા રણવાસ સહિત પોતાના પિતા દશરથ રાજા અને માતાજી કૌશલ્યા કે જેઓ માર્ગમાં પોતાની પાછળ આવતાં હતાં તેમને ખેદયુક્ત થઈ મહાન આક્રોશ કરતાં દીઠાં.[૩૬-૩૯] નિરંતર સુખ ભોગવનારા અને દુઃખ તો જેમણે નજરે પણ જોયું નથી એવાં તથા રથ વગેરે વાહનોમા બેસીને જ જનારાં એવાં પોતાનાં વૃદ્ધ માતાપિતાને આમ અત્યંત દુઃખી અને પગપાળાં જોઈને ધર્મપાશ વડે બંધાયેલા મહાત્મા રામચંદ્ર અતિશય ગ્લાનિ પામ્યા અને તે તેમના સામું પણ જોઈ શક્યા નહિ! તેમણે સુમંત્રને કહ્યું : 'તું રથને શીઘ્ર ચલાવ!'[૪૦]

જેમ અંકુશના પ્રહારથી પીડાયેલો હાથી પાછળની વસ્તુને જોઈ શકતો નથી. તેમ કૈકેયીનાં ક્રૂર વચનરૂપી અંકુશથી પીડાયેલ રામચંદ્ર પાછળ આવતા પોતાનાં દુઃખયુક્ત માતપિતાનાં દર્શન કરવાને સમર્થ ન હતા

જેમ વાછરડાથી વિખૂટી પડેલી ગાય પોતાના નિવાસસ્થાન પ્રત્યે આવતા વાછરડાને જોઈને તેની તરફ દોડી જાય છે, તેમ એ વેળા માતાજી કૌશલ્યા શ્રીમાન રામચંદ્રની પાછળ દોડવા લાગ્યાં. 'હા રામ! હા રામ! હા સીતા! હા લક્ષ્મણ!' એવી રીતે મોટા નાદે આક્રોશ કરતા અને રથની પાછળ દોડતા માતા કૌશલ્યાનાં નેત્રમાંથી રામ, લક્ષ્મણ તથા સીતાના વિયોગને લીધે અશ્રુપ્રવાહ વહેતો હતો અને તે લથડી પડતાં હતાં; તોપણ બળાત્કારે ઊભા થઈને દોડતા હતા.

પોતાની માતાનું અસહ્ય દુઃખ ન જોઈ શકવાથી મહાત્મા રામચંદ્રે સુમંત્રને 'શીઘ્ર રથ હંકાર' એમ આજ્ઞા કરી અને પછવાડેથી મહારાજા દશરથે 'હે સુમંત્ર! રથને ઊભો રાખ, ઊભો રાખ' એવો પોકાર કર્યો. આવી રીતે બન્ને તરફની અતિમાન્ય આજ્ઞાઓ થવાથી સુમંત્રનો અંતરાત્મા યુદ્ધ કરવા તત્પર થયેલી બે સેનાઓની મધ્યે આવી ગયેલા કોઈ તટસ્થ પુરુષની પેઠે વિચારવમળમા પડી ગયો.[૪૨-૪૬] ત્યારે ધર્મજ્ઞ શ્રીમાન રામચંદ્રે તેનું સમાધાન કરતા કહ્યું : 'હે સુમંત્ર! તું રથને ઉતાવળે જ ચાલવા દે. કદાચ પાછો ફર્યા પછી મહારાજા તને ઠપકો આપે તો કહેજે

કે, 'એ સમયે રથનો ઘોંઘાટ થતો હોવાને લીધે મેં આપનું બોલવું સાંભળ્યું નહિ હોય.' કદાચ તું કહીશ કે એવું અસત્ય કેમ બોલાય, તો સાંભળ. મનુષ્યથી એક કાળે બે પ્રસંગ સાચવી શકાતા નથી; માટે જ્યારે જ્યારે આવું બન્ને બાજુથી ધર્મસંકટ પ્રાપ્ત થાય, ત્યારે વિચારવાન મનુષ્યે જેમાં અલ્પ દોષ હોય તે તરફ લક્ષ્ય આપવું અને વિશેષ દોષવાળા પક્ષનો ત્યાગ કરવો. હમણા મહારાજાની આજ્ઞા પ્રમાણે વર્તવાથી અહીં ઘણો જ વિલંબ થઈ જશે અને તેથી તેમને ઘણું જ દુઃખ તથા સંતાપ ખમવાં પડશે. એવું થાય તે મહાન અનર્થરૂપ છે, માટે હાલમાં રથને સત્વર હંકારવો એ જ સ્વલ્પદોષી હોવાથી શ્રેયસ્કર છે.[૪૭]

રામચંદ્રનું વચન સાંભળી સુમંત્રે પાછળ આવતા સર્વ જનોને વિદાય કરીને તથા તેઓની અનુમતિ લઈને અશ્વોને ઘણા જ વેગથી દોડાવ્યા, ત્યારે રાજ સંબંધી સેવક તથા અધિકારીવર્ગનાં મનુષ્યો અતિ શ્રમિત થવાથી રામચંદ્રની પ્રદક્ષિણા કરીને પછવાડે દોડતાં અટક્યાં; પરંતુ તેઓનાં અત્યંત વેગવાળાં અંતઃકરણ તો અટક્યાં જ નહિ, અર્થાત્ સર્વનાં મન રામચંદ્રમાં જ ચોટી રહ્યાં હતાં. કેટલાએક તો હજી પણ ન અટકતાં શ્વાસભેર દોડતા જ રહ્યા.[૪૮,૪૯] કેટલાએક અમાત્યો તથા બીજા અધિકારીવર્ગો પાછા વળીને મહારાજાની પાસે આવ્યા અને કહેવા લાગ્યા: यमिच्छेत्पुनरायातं नैनं दूरमनुव्रजेत्। 'આપણે જે મનુષ્યને ક્ષેમકુશળ પાછો આવેલો જોવા ઇચ્છતા હોઈએ, તેની પાછળ ઘણે દૂર સુધી જવું નહિ.' એમ કહી મહારાજા વગેરે સર્વ દુઃખીજનોનું આશ્વાસન કર્યું.[૫૦]

પોતાના અમાત્યો વગેરે અધિકારીવર્ગનું વચન સાંભળી અત્યંત શ્રમને લીધે જેનું શરીર પરસેવાથી ભરાઈ ગયું હતું અને માર્ગમાં ઊડતી રજ પડવાને લીધે જેનું સ્વરૂપ ધૂસરું થઈ ગયું હતું, એવા મહારાજા દશરથ કૃપણની પેઠે રુદન કરતા પોતાની સ્ત્રીઓ સહિત રામચંદ્રની પાછળ દૃષ્ટિ નાખતા ઊભા રહ્યા.[૫૧]

અયોધ્યાકાંડમાં ૪૦ મો સર્ગ સંપૂર્ણ

## અયોધ્યામાં મહાન શોક

# સર્ગ ૪૧ મો

### રામવિયોગનું દુઃખ

*तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृताञ्जलौ।
आर्तशब्दो हि संजज्ञे स्त्रीणामंतःपुरे महान्॥

પુરુષવ્યાઘ્ર રામચંદ્ર જ્યારે અયોધ્યાની બહાર નીકળ્યા, ત્યારે અંતઃપુરની સઘળી સ્ત્રીઓએ ઘણો જ વિલાપ કરવા માડ્યો.[૧] તેઓ પરસ્પર કહેવા લાગી: 'અરે, જે રામચંદ્ર અત્યંત સંતાપને લીધે દુર્બળ તથા અનાથ સરખા થઈ ગયેલા આ મહારાજા દશરથ રાજાના ગતિ-શરણરૂપ છે, તે ક્યાં જાય છે?[૨] અરે! એ રામચંદ્રના ઉપર કોઈએ કાંઈ પણ અભિશાપ મૂક્યો હોય, તોપણ તે તેના પર ક્રોધ કરતા નથી, તેમ જ કોઈને પણ ક્રોધ ઊપજે એવું આચરણ તેમનામાં નથી, તે રામચંદ્ર તો ક્રોધ પામેલાને પ્રસન્ન કરવાના ઉત્તમ ગુણો ધરાવે છે અને બીજાના દુઃખથી પોતે દુઃખી થાય છે. અરેરે! હાય, એવા ઉત્તમ ગુણવાળા કમળનેત્ર રામચંદ્ર આજે ક્યાં જાય છે?[૩] અરે એ મહાતેજસ્વી રામચંદ્ર પોતાની જનની કૌશલ્યાની સાથે જેવી રીતે વર્તે છે, તેવી જ રીતે આપણ સર્વની સાથે વર્તે છે. એ મહાત્મા આજે ક્યાં જાય છે?[૪] અરે હાય હાય! દુષ્ટ કૈકેયીએ ક્લેશ આપવાથી દશરથ રાજાએ સર્વ જનોના આધારરૂપ પોતાના પુત્ર શ્રીમાન રામચંદ્રને વનમાં કાઢ્યા. અરેરે! કમળ સરખા કોમળ ચરણવાળા એ રામચંદ્ર આજે ક્યાં જશે? અહો! મહારાજા દશરથ સર્વ જીવોના આશ્રયસ્થાનરૂપ, ધર્માત્મા તથા સત્યસંધ પોતાના પુત્ર રામચંદ્રને વનવાસમા મોકલે છે; માટે નિશ્ચય, તે જ્ઞાનશૂન્ય થયેલા છે.'[૫,૬] એ રીતે દશરથ રાજાની સઘળી રાણીઓ, વાછરડાંથી વિખૂટી પડેલી ગાયોની પેઠે, મહાન દુઃખને લીધે આક્રોશપૂર્વક રડવા લાગી. સ્ત્રીઓનો આર્તનાદ

* આદિકવિ શ્રીવાલ્મીકિમુનિ શોકાવેશને લીધે સિંહાવલોકનન્યાયથી પુન: પણ રામવિયોગના 'દુઃખનું વર્ણન કરે છે.

સાંભળી પુત્રશોકથી સંતાપ પામેલા મહારાજા દશરથ વળી વિશેષ દુઃખ પામ્યા.[૭,૮]

આ સમયે અયોધ્યા નગરીમાં રહેનારા સર્વ અગ્નિહોત્રી દ્વિજો રામના વન જવાના શોકથી અગ્નિમાં આહુતિ આપતા અટકી ગયા. દિવસ ઘણો બાકી હોવા છતા સૂર્ય પણ અસ્ત પામેલા જેવો નિસ્તેજ થઈ ગયો. હાથીઓએ પોતાના ચર્વણના ગ્રાસ તજી દીધા તથા ગાયોએ પોતાનાં વાછરડાંઓને સ્તનપાન કરાવવું છોડી દીધું.[૯] આકાશમાં પણ એવા જ દુઃખજનક ઉત્પાત જણાવા લાગ્યા. દક્ષિણ દિશામાં રહેલો ત્રિશંકુ,* મંગળ, બૃહસ્પતિ, બુધ, શનિ તથા શુક્ર વગેરે સઘળા ગ્રહો ચંદ્રની પાસે આવીને દારુણ ગતિથી ભ્રમણ કરવા લાગ્યા. આકાશમાનાં વિશાખાદિ નક્ષત્રો તથા સર્વ ગ્રહો પોતાની સ્વાભાવિક કાંતિ વિનાના અને નિસ્તેજ થઈ ગયા તથા જાણે ધુમાડાથી ઘેરાયેલા હોય એમ જણાવા લાગ્યા ![૧૦] આકાશમાં રહેલું મેઘમંડળ વાયુના ઝપાટાને લીધે સમુદ્રની પેઠે ઊછળવા લાગ્યું, સઘળી દિશાઓ જાણે અંધકારથી જ વ્યાપ્ત ન થઈ ગઈ હોય એવી જણાવા લાગી; અને રાત્રિને વિષે આકાશમાંના ગ્રહો તથા નક્ષત્રો પ્રકાશહીન દેખાવા લાગ્યાં. એ પ્રમાણે અનેક ઉત્પાતો સાથે ધરતીકંપ થવાથી આખું અયોધ્યા નગર ચલાયમાન થઈ ગયુ.[૧૧–૧૩] એ સમયે અયોધ્યાપુરીમા વસનારાં સર્વ મનુષ્યો એકાએક એટલાં બધાં તો દીન થઈ ગયાં કે, તેઓએ આહાર-વિહારાદિ કાર્યોને પણ ત્યજી દીધાં અને તેઓ રામવિયોગના શોકને લીધે ઘણો જ સંતાપ પામીને વારંવાર દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યા તથા પૃથ્વીપતિ દશરથ રાજાની નિંદા કરવા લાગ્યા.[૧૪,૧૫] એ સમયે રામચંદ્રની પાછળ જવા માટે રાજમાર્ગ ઉપર દોડાદોડ કરતા પ્રજાજનોનાં મુખ અશ્રુપ્રવાહથી ભિંજાયેલા જણાતા હતાં અને આખી અયોધ્યા નગરીમા જ્યાંત્યા સર્વ કોઈ શોકગ્રસ્ત હતું, કોઈ પણ હર્ષયુક્ત જોવામાં આવતું ન હતું. એ વેળા પવન પણ ઘણો જ ઉષ્ણ વાતો હતો, ચંદ્ર નિસ્તેજ હોવાથી શાંતિ આપતો ન હતો અને સૂર્ય પણ નિસ્તેજ થઈ જવાથી પ્રકાશ આપતો ન હતો. એ પ્રમાણે રામવિયોગને લીધે આખું જગત આકુળવ્યાકુળ થઈ રહ્યું હતું.[૧૬,૧૭] પુત્રો પોતાનાં માતા-પિતાની, માતાપિતા પુત્રોની, સ્ત્રીઓ પતિની અને પતિ સ્ત્રીઓની તથા ભાઈ ભાઈની અપેક્ષા મૂકીને, માત્ર એક રામચંદ્રનું જ ચિંતન કરતાં હતાં.[૧૮] રામચંદ્રના સુહૃજ્જનો જ મહાન શોકાવેશને લીધે એવા તો મૂઢચિત્ત થઈ ગયા કે તેઓએ 'હા રામ ! હા રામ !' એવો ઉચ્ચાર કરતાં નિદ્રાનો પણ ત્યાગ કર્યો.[૧૯]

મહાત્મા રામચંદ્રનો વિયોગ થવાને લીધે ભય તથા શોકથી શૂન્ય જેવી જણાતી અયોધ્યા નગરીમાં રહેલા હાથીઓ, યોદ્ધાઓ અને અશ્વો એવા તો ઘોર નાદ કરવા લાગ્યા કે, જેથી અયોધ્યા નગરી, જેમ ઇંદ્ર વિના સુમેરુ પર્વત સહિત આખી પૃથ્વી કંપાયમાન થાય તેમ કંપાયમાન થઈ ગઈ.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૪૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૨ મો

### મહારાજા દશરથ

यावत्तु निर्यतस्तस्य रजोरूपमदृश्यत ।
नैवेक्ष्वाकुवरस्तावत्संजहारात्मचक्षुषी ॥ १ ॥

મહાત્મા રામચંદ્ર અયોધ્યા નગરીને શોક સાગરમા ડૂબતી મૂકી તેના દરવાજા બહાર નીકળ્યા અને રથને વેગથી ચલાવ્યો 'એ જાય, એ જાય' એમ કરતા કરતાં થોડીક વારમાં રામચંદ્રનો રથ ઘણે દૂર જવાથી અદૃશ્ય થયો અને પાછળ આવતા મહારાજા દશરથ વગેરે જનોને માત્ર રથ ચાલવાથી ઊડતી રજ દેખાવા લાગી, છતાં મહારાજા દશરથે નગરની બહાર નીકળી ગયેલા રામચંદ્રના રથની ઊડતી રજનું જ્યા સુધી દર્શન થતું હતું, ત્યા સુધી તે તરફ જોયા જ કર્યું. જોકે મહારાજા દશરથના નિર્બળ શરીરમાં હવે ક્ષણવાર પણ ઊભા રહેવાની શક્તિ ન હતી, તોપણ જ્યાં સુધી ઊડતી રજ દ્વારા પણ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનાં દર્શન

* એ નામનો તારો.

થયાં ત્યાં સુધી પુત્રદર્શનની આકાંક્ષાથી મહારાજાએ પોતાના શરીરને પૃથ્વી પર ઊભું ટકાવી રાખ્યું. જ્યારે રજ દ્વારા પણ રામચંદ્રનાં દર્શન બંધ થયાં; અર્થાત્ ઊડતી રજ પણ દેખાતી બંધ થઈ, ત્યારે નિરાશ થયેલા મહારાજા દશરથ અત્યંત પીડા તથા ખેદયુક્ત થઈને પૃથ્વી પર પડી ગયા.[૧-૩] એ જોતાં જ શોકમાં નિમગ્ન થયેલાં કૌશલ્યા સાવધાન થઈ મહારાજાનો જમણો હાથ પકડીને ઉઠાડવા લાગ્યાં, ત્યારે મહાન દુઃખને ઉપસ્થિત કરનારી કૈકેયી કે જે રામચંદ્રને વિદાય કરવા માટે સાથે આવી હતી. તેણે તેમનો ડાબો હાથ પકડીને ઉઠાડવામાં સહાય કરવા માંડી.[૪] કૈકેયીને જોતાં જ જેની ઇંદ્રિયો આકુળવ્યાકુળ થઈ ગઈ છે એવા અને ધર્મ, નીતિ તથા વિનયસંપન્ન મહારાજા દશરથે તેને કહ્યું :[૫]

હે પાપી નિશ્ચયવાળી કૈકેયી ! તું મારા શરીરને સ્પર્શ કરીશ નહિ. હે દુષ્ટા ! હું તને જોવા પણ ઇચ્છતો નથી. હવે તું મારી સ્ત્રી નથી, તેમ દાસી પણ નથી.[૬] જે મનુષ્યો તારા આશ્રય નીચે રહેલા છે, તેઓનો હું સ્વામી નથી અને મારા તેઓ સેવક નથી. તું પોતાના ધર્મનો ત્યાગ કરીને કેવળ સ્વાર્થપરાયણ થઈ છે, માટે હું તારો ત્યાગ કરું છું.[૭] મેં વિવાહસમયે તારું પાણિગ્રહણ કરીને તથા તારી સાથે મંગળફેરા ફેરીને આજદિન સુધીમાં અગ્નિહોત્રાદિ જે પુણ્યકાર્ય કર્યું છે, તે સઘળું હવેથી તારે ફોકટરૂપ જ સમજવું. હે કૈકેયી ! એ અગ્નિહોત્રાદિ પુણ્યકર્મથી પ્રાપ્ત થનારા સ્વર્ગાદિ લોકોમાંના તારી સાથેના ભાવિ સંબંધને પણ હું તોડી નાખું છું.[૮] અરે ! તારો પુત્ર ભરત પણ જો તેં આપેલા આ અવિનાશી રાજ્યને મેળવીને સંતુષ્ટ થશે તો મારા મરણ પછી મને પિતા જાણીને, તેણે કરેલાં ઉદકદાન તથા શ્રાદ્ધ વગેરે કૃત્યો મને પરલોકમાં પહોંચશે નહિ.

મહારાજા દશરથનાં ઉપર્યુક્ત તિરસ્કારભર્યાં વચન સાંભળી લજ્જિત થયેલી કૈકેયી દૂર ખસી ગઈ.[૯] પછી પૃથ્વી પર પડી જવાથી ધૂળમાં લપટાયેલા પોતાના પતિ દશરથ રાજાને કૌશલ્યાએ બેઠા કર્યા અને તેમની સાથે શોકયુક્ત થયેલાં તેઓ પોતાના ઘર તરફ પાછાં વળ્યાં.[૧૦] એ વેળા મહારાજા દશરથ પોતાના પુત્ર રામચંદ્રનું ચિંતન કરી જેમ કોઈ મનુષ્ય ઇચ્છાપૂર્વક બ્રહ્મહત્યા કરીને કે હાથે કરી અગ્નિનો સ્પર્શ કરીને સંતાપ પામે, તેમ સંતાપ પામવા લાગ્યા. મહારાજા દશરથ માર્ગમાં ચાલતા વારંવાર રથચક્ર*નું દર્શન કરી દુઃખી થવા લાગ્યા. આ વેળા તેમનું સ્વરૂપ રાહુએ ગ્રસેલા સૂર્ય જેવું નિસ્તેજ જણાતું હતું.[૧૧,૧૨] પોતાના પ્રિય પુત્રનું સ્મરણ કરીને વિલાપ કરતા મહારાજા દશરથ નગર સમીપ આવી પહોંચ્યા. એ સમયે વળી તેમને સાંભરી આવ્યું : 'અરેરે ! મારો પુત્ર હવે અયોધ્યાની સીમા ઓળંગી ગયો હશે.[૧૩] અરેરે ! મારા પુત્ર રામના રથે જોડેલા શ્રેષ્ઠ અશ્વોનાં પગલાં તો આ પૃથ્વી પર પડેલાં દેખાય છે, પરંતુ મારો પુત્ર દેખાતો નથી ![૧૪] અરેરે ! જેના શરીર ઉપર નિરંતર ચંદનનો લેપ થતો હતો અને ઉત્તમ શય્યામાં સુંવાળાં ઓશીકાં પર મસ્તક રાખીને શયન કરતી વેળા અમૂલ્ય વસ્ત્રાભરણો ધારણ કરનારી સ્ત્રીઓ જેને વાયુ ઢોળતી હતી, તે મારો પુત્ર રામ આજે અરણ્યમાં ગમે તેવા સ્થળને વિષે સૂકું લાકડું અથવા પાષાણને પોતાના મસ્તક તળે રાખીને શયન કરશે ![૧૫,૧૬] હાય ! જેના ઊઠવા વખતે બંદીજનો અનેક પ્રકારનાં સ્તુતિવચનો બોલતા હતા, તે મારો પુત્ર રામ હાથીની પેઠે ધૂળવાળા થયેલા શરીરે પર્વતની તળેટીમાંથી નિઃશ્વાસ નાખતો ઊઠશે ![૧૭] અરેરે, નિદ્રામાંથી ઊઠીને પ્રયાણ કરતા દીર્ઘબાહુ મારા પુત્ર રામને હવે વનચર લોકો પગે ચાલતો જોશે ! અરેરે ! હાય ! સદાકાળ સુખમાં ઊછરેલી જનકરાજાની જ્યેષ્ઠ પુત્રી સીતા અનેક કાંટા વાગવાથી પીડાતી વનના વિકટ માર્ગોમાં પ્રયાણ કરશે ![૧૮,૧૯] અરેરે ! વનના સંકટોથી અજાણી એ જનકનંદિની સીતા સિંહ તથા વ્યાઘ્ર વગેરે ભયંકર પ્રાણીઓના ગંભીર અને રુવાંટાં ઊભાં કરે એવા શબ્દો સાંભળીને અવશ્ય ભય પામશે ![૨૦] હે નિર્દય કૈકેયી ! હવે તું પોતાની

---

* રથ જવાનો માર્ગ, જેને 'ચીલો' કહે છે તે

કામના પૂર્ણ કર! અરે, હવે તું વિધવા થઈને રાજ્ય કર! પુરુષવ્યાઘ્ર રામ વિના હવે હું ક્ષણવાર પણ જીવન ધારણ કરવા ઉત્સાહ રાખતો નથી'

એવી રીતે વિલાપ કરતા અને જનસમૂહથી વીંટાયેલા મહારાજા દશરથે મરણ સંબંધી સ્નાન કરીને આવેલા મનુષ્યની પેઠે દુઃખરૂપ થઈ પડેલા પોતાના રાજમહેલમાં પ્રવેશ કર્યો. આ સમયે આખી અયોધ્યા નગરીના ચૌટા, ગૃહોના આગલા ભાગ તથા ગૃહોના મધ્યભાગ એ સઘળાં મનુષ્યો વિનાના શૂન્ય થઈ પડ્યાં હતાં; બજારમા વેપારીઓએ પોતપોતાની દુકાનો બંધ કરી હડતાલ પાડી હતી. જેઓ દુર્બળ અને અતિદુઃખને લીધે ચાલવાને અશક્ત હતા, તેઓ જ માત્ર અયોધ્યામાં દૃષ્ટિએ પડતા હતા અને નગરના રાજમાર્ગો મનુષ્યોની ભીડ વિનાના શૂન્ય જેવા જણાતા હતા. પોતાની અયોધ્યા નગરીને શૂન્ય–ઉજ્જડ સરખી જોઈને 'હા રામ! હા રામ!' એવું ચિંતન કરતા અને વિલાપ કરતા મહારાજાએ સૂર્ય જેમ વાદળામાં પ્રવેશ કરે તેમ, ગરુડે જેમાંથી સર્પોનો વિનાશ કર્યો છે એવા મોટા ધરા જેવા* અક્ષોભ્ય+ તથા રામ, લક્ષ્મણ અને સીતાથી રહિત થઈ પડેલા પોતાના શૂન્ય રાજગૃહોમા પ્રવેશ કર્યો.[૨૧–૨૫] અંદર જતા જ ગૃહને શૂન્ય જોઈ પૃથ્વીપતિ દશરથ રાજાએ ગદ્‌ગદ કંઠે વિલાપ કરતા મંદ સ્વરથી દીનપણે કહ્યું :[૨૬] 'અરે! મને સત્વર રામની માતા કૌશલ્યાના અંતર્ગૃહમા લઈ જાઓ; હવે તેના સિવાય બીજા કોઈ પણ સ્થળે મારા દુઃખી હૃદયને વિશ્રામ મળે તેમ નથી.'[૨૭] મહારાજાનું વચન સાંભળીને તેમની આગળ ચાલનારા છડીદારો અતિ નમ્રપણે બોલનારા મહારાજાને કૌશલ્યાના અંતર્ગૃહમા લઈ ગયા અને ત્યા એક ઉત્તમ પર્યંક ઉપર બેસાડ્યા.[૨૮] ત્યા પણ પુત્રવિયોગથી તેમનું અંતઃકરણ અત્યંત ખેદયુક્ત થઈ જવાથી કેટલીક વાર સુધી તે નીચે મુખે બેસી રહ્યા.[૨૯]

પોતાના બંને પુત્ર રામ–લક્ષ્મણ અને પુત્રવધૂ સીતાથી રહિત થયેલા એ અંતર્ગૃહને ચંદ્ર, નક્ષત્ર તથા તારાથી રહિત થયેલા આકાશની પેઠે શૂન્ય જોઈ મહાપરાક્રમી દશરથ રાજા એકાએક ઊંચો હાથ કરીને મોટા સ્વરથી હાહાકાર કરતા બોલવા લાગ્યા: 'હા રામ! હા રામ!' શું તું તારા વૃદ્ધ માતાપિતાને ત્યજીને વનમા ચાલ્યો ગયો? અહા! રામ વનમાથી પાછો આવશે ત્યાં સુધી જે મનુષ્યો પોતાનું જીવન ધારણ કરી રાખશે, તેઓ અવશ્ય સુખી અને ધન્ય ગણાશે; કેમ કે તેઓ વનમાંથી પાછા આવેલા રામને ભેટી તથા તેમનુ દર્શન કરીને આનંદ પામશે.'[૩૦–૩૨]

એવી રીતે અનેક પ્રકારે વિલાપ કરતાં રાત્રિ પડી. એ રાત્રિ મહારાજા દશરથને કાળરાત્રિ સમાન ભાસવા લાગી. મહારાજાનુ ચિત્ત ઘણું આકુળ-વ્યાકુળ થઈ રહ્યુ હતુ અને તેમને કોઈ પણ પ્રકારે શાંતિ વળતી ન હતી. એમ કરતા અર્ધરાત્રિ વ્યતીત થઈ, ત્યારે વળી શોકમગ્ન દશરથ રાજાએ કૌશલ્યાને કહ્યુ:[૩૩] 'હે કૌશલ્યા! મારી દૃષ્ટિ રામની પાછળ ગયેલી છે તે હજી પણ પાછી વળતી નથી હું તને જોઈ શકતો નથી માટે તું તારા હાથ વડે મારા શરીરે સ્પર્શ કર.'[૩૪]

એ પ્રમાણે રામચંદ્રનું જ ચિંતન કરતા અને શય્યામાં નિશ્ચયપણે સૂતેલા પોતાના પતિ મહારાજા દશરથને વિશેષ દુઃખયુક્ત નિઃશ્વાસ મૂકતા જોઈ મહારાણી કૌશલ્યા ઘણા જ પીડિત થયાં અને તેમની શય્યા સમીપ બેસી વિલાપ કરવા લાગ્યા.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૪૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૩ મો

### કૌશલ્યાનો વિલાપ

ततः समीक्ष्य शयने सन्नं शोकेन पार्थिवम् ।
कौसल्या पुत्रशोकार्ता तमुवाच महीपतिम् ॥

ઉત્તમ શય્યામા સૂતેલા મહારાજા દશરથને પુત્રવિયોગના શોકથી ખેદયુક્ત થયેલા જોઈને મહારાણી કૌશલ્યાએ આર્તસ્વરે કહ્યું.[૧] 'હે પ્રિય સ્વામિન્! સર્પિણીના સરખી કુટિલ ગતિવાળી

* મોટાં જળના ધરા જેવું
+ જેમાં કદી પણ ક્ષોભ ન થાય એવું.

તમારી પ્રિય પત્ની કૈકેયીએ પોતામાં રહેલું કપટ-રૂપ વિષ મારા પુત્ર રામ ઉપર નાખ્યુ અને રામને તથા આપણુ સર્વને મોટા દુઃખસમુદ્રમાં ડુબાવ્યાં! હવે એ દુષ્ટા કૈકેયી સર્પિણી જેમ પોતાના શરીર પરની કંચુકીનો ત્યાગ કરી યથેચ્છ વિચરે, તેમ સુખથી યથેચ્છ વિચરશે.[૨] હે પ્રિય! તમારી માનીતી હોવાથી ઉત્તમ ભાગ્યવાળી એવી જે કૈકેયી મને વારંવાર ત્રાસ આપતી હતી, તે આજે રામને વનમા મોકલી ભયરહિત તથા સ્થિર ચિત્તવાળી થઈ છે અને તેની સઘળી કામનાઓ પૂર્ણ થઈ છે! હવે તો તે દુષ્ટા ઘરમાં રહેલી સર્પિણીની પેઠે મને વારંવાર ત્રાસ આપશે!'[૩] અરે! કૈકેયીએ પોતાના પુત્ર ભરતને રાજ્યાસન આપવા માટે તમારી પાસેથી વરદાન માગ્યુ એ સંબધમાં તો મને કાંઈ પણ દ્વેષ નથી; કેમ કે હું રામમાં કે ભરતમા ભિન્નતા જોતી નથી; પરંતુ રામને વનમાં મોકલવાનુ વરદાન ન માગતાં તેણે રામને પોતાનો દાસ બનાવવાનુ કે ભિક્ષા માગીને પણ નગરમાં રહેવા દેવાનું વરદાન માગ્યું હોત તો તે મને ઘણુંય પ્રિય થઈ પડત![૪] અરે, આ તો તેણે યજ્ઞ કરનારા અગ્નિહોત્રી દ્વિજો જેમ પર્વણીના દિવસે રાક્ષસોનો ભાગ કાઢીને ફેંકી દે છે, તેમ પોતાની ઇચ્છા પ્રમાણે રામચંદ્રને રાજ્યથી ભ્રષ્ટ કરીને નગર કે દેશમાંથી તો શું, પરંતુ જનસમાજમાંથી પણ સમૂળો કાઢી નાખ્યો![૫] અરેરે! હાથી સરખી ચાલવાળા, ધનુષને ધારણ કરનારા અને મોટી ભુજાવાળા મારા શૂરવીર પુત્ર રામે, પોતાના ભાઈ લક્ષ્મણ તથા સીતા સહિત અત્યારે વનમાં કોણ જાણે કેવા દુઃખદ સ્થળમાં પ્રવેશ કર્યો હશે![૬] અરેરે! કૈકેયીની અનુમતિથી તમોએ વનવાસમાં મોકલેલા રામ, લક્ષ્મણ તથા સીતા કે જેઓએ કદી પણ દુઃખ દીઠુ નથી તેઓ-ની વનમા રાક્ષસોનાં ભક્ષ્યરૂપ થવા સિવાય બીજી શી દશા થશે? અર્થાત્ તેઓને વનના રાક્ષસો ભક્ષણ કરી જશે અરે, તેઓ જીવતા ઘેર આવે એ સર્વથા અસંભવિત છે![૭] અરેરે! હાય! યુવાવ-સ્થામા આવેલાં અને રાજ્યભોગ ભોગવવા યોગ્ય થયેલાં એ ત્રણ જણા ઉત્તમ વસ્તુઓથી રહિત થઈને વન વિષે ફળ તથા કંદમૂળનો આહાર કરીને દીનજનની પેઠે કેવી રીતે રહી શકશે?[૮] અરે! હું પોતાના પ્રિય બાંધવ લક્ષ્મણ તથા સીતા સહિત રામને વનમાંથી પાછો આવેલો જોઉં, એવો મારા શોકનો નાશ કરીને કલ્યાણ કરનારો સમય આવશે શું?[૯]

'અરે! સીતા સહિત રામ-લક્ષ્મણને વનમાંથી પાછા આવેલા જાણી ઉત્તમ યશવાળી આ અયોધ્યા નગરી પુનઃ આનંદિત મનુષ્યોવાળી અને ધ્વજ-પતાકાઓથી સુશોભિત ક્યારે થશે?[૧૦] પુરુષવ્યાઘ્ર રામ-લક્ષ્મણને અરણ્યમાથી પાછા આવેલા જોઈ પૂર્ણિમાના દિવસે ચંદ્રને જોઈ ઊછળતા સમુદ્રની પેઠે આ અયોધ્યા નગરી આનંદપૂર્ણ થયેલી ક્યારે જણાશે? અરે! વૃષભ જેમ ગાયને આગળ કરીને પોતાના નિવાસસ્થાનમાં પ્રવેશ કરે,× તેમ શૂરવીર અને મહાબાહુ રામ સીતાને રથમાં આગળ રાખી અયોધ્યામાં ક્યારે પ્રવેશ કરશે?[૧૧,૧૨] અરે! અયોધ્યા નગરીમાં પ્રવેશ કરીને રાજમાર્ગ ઉપર પ્રયાણ કરતાં શત્રુદમન મારા બન્ને પુત્ર રામ-લક્ષ્મણને હજારો લોકો અક્ષત વડે ક્યારે વધાવશે?[૧૩] નિર્મળ કુંડળોને ધારણ કરનારા અને અત્યંત ઊંચાં ધનુષ તથા તરવારો ધારણ કરવાથી તેની અણીઓને લીધે શિખરોવાળા પર્વત સમાન દેખાતા મારા બન્ને પુત્રોને હું અયોધ્યા નગરીમાં પ્રવેશ કરતા ક્યારે જોઈશ?[૧૪] રામ-લક્ષ્મણ અને સીતાને નગરમાં પ્રવેશ કરીને રાજગૃહ પ્રત્યે આવતા જોઈને તેઓને નગરની પવિત્ર કુમારિકાઓ માંગલિક પુષ્પો તથા ઉત્તમ દ્વિજો આશીર્વચનરૂપી ફળો ક્યારે અર્પણ કરશે? અને તેમ થવાથી હર્ષ પામેલા એ ત્રણે જણાં નગર-જનોને હર્ષ પમાડવા આ અવધપુરીની ક્યારે પ્રદક્ષિણા કરશે?[૧૫] દેવ સમાન યુવાવસ્થાવાળો અને જ્ઞાનવૃદ્ધ એવો મારો પુત્ર રામ સુકાળ વર્ષની પેઠે પ્રજાને આનંદ આપતો વનમાથી ક્યારે આવશે?[૧૬]

× બીજો અર્થ: 'વૃષભ' શબ્દનો અર્થ 'સૂર્ય' પણ થાય છે અને 'ગો' શબ્દનો અર્થ 'કિરણ' પણ થાય છે; 'સૂર્ય જેમ પોતાનાં કિરણોને આગળ કરી આકાશમા પ્રવેશ કરે તેમ' એવો અર્થ પણ થઈ શકે છે

રામા ભૂ. ટી.

'હે શૂરવીર મહારાજા! આમાં કોઈનો પણ અપરાધ નથી; પરંતુ મારા પૂર્વજન્મનો જ કાંઈ દોષ હશે. અરેરે! (નીચ) સ્વભાવવાળી મેં પૂર્વજન્મમા સ્તનપાન કરવા ઇચ્છતા વાછરડાંઓની માતાના સ્તન છેદી નાખ્યા હશે કે, જેથી હે પુરુષવ્યાઘ્ર! તમોએ તથા તમારી પ્રિય રાણી કૈકેયીએ જેમ સિંહ તથા સિંહણ પોતાના નાના વાછરડા પર પ્રેમવાળી ગાયને તેના વાછરડા વિનાની કરે, તેમ પુત્રપ્રેમવાળી મને પુત્ર વિનાની કરી છે! હે સ્વામિન્! માત્ર એક જ પુત્રવાળી હું હવે એ ઉત્તમ ગુણવાળા અને સર્વ શાસ્ત્રો જાણનારા મારા પ્રિય પુત્ર રામ વિના જીવવા ઇચ્છતી નથી.[૧૭–૧૯] મહાબળવાન મારા પ્રિય પુત્ર રામ–લક્ષ્મણને જોયા સિવાય હુ જીવવાને સમર્થ જ નથી.[૨૦] અરે! ગ્રીષ્મઋતુમાં તીક્ષ્ણ તેજ ધારણ કરનારો ભગવાન સૂર્ય જેમ પોતાના ઉષ્ણ કિરણો વડે પૃથ્વીને તપાવે છે, તેમ મારું અહિત કરનારો અને પુત્રવિયોગથી ઉત્પન્ન થયેલો શોકરૂપી અગ્નિ આજે મને ઘણો જ સંતાપે છે.'[૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૪૩ મો સર્ગ સપૂર્ણ

## સર્ગ ૪૪ મો

### કૌશલ્યાનું સુમિત્રાએ કરેલું આશ્વાસન

विलपन्तीं तथा तां तु कौसल्यां प्रमदोत्तमाम् ।
इदं धर्मे स्थिता धर्म्यं सुमित्रा वाक्यमब्रवीत् ॥

મહારાણી કૌશલ્યાને વિલાપ કરતા જોઈને ધર્મ પ્રમાણે વર્તનારા સુમિત્રાએ તેમનું સાત્વન કરવા માટે ધર્મયુક્ત વચનો કહેવા માગ્યા:[૧] 'હે આર્યા! તમારા પુત્ર રામચંદ્ર શ્રેષ્ઠ ગુણોથી યુક્ત છે અને સર્વ પુરુષોમા ઉત્તમ છે, તો તમારે આવી રીતે વિલાપ કરવો અથવા રાકની પેઠે રુદન કરવું એ યોગ્ય નથી.[૨] હે આર્યા! મહાબળવાન તમારા પુત્ર રામચંદ્ર રાજ્યનો ત્યાગ કરીને પોતાના પિતાને સત્યવાદી કરવા માટે જ વનમા ગયા છે અને શ્રેષ્ઠ પુરુષોએ જેનું આચરણ કર્યું છે તથા મરણ પછી પણ જે ઉત્તમ ફળ આપનાર છે એવા પવિત્ર ધર્મમાર્ગનુ અનુસરણ કર્યું છે, તેમનુ એ કાર્ય ઘણું જ પ્રશંસનીય છે; માટે તમારે તેમના સંબંધી શોક કરવો યોગ્ય નથી.[૩,૪] નિષ્પાપ અને સર્વ પ્રાણીઓ પર દયા રાખનારો લક્ષ્મણ પોતાના મોટા ભાઈ રામચદ્રને વિષે પિતા સમાન બુદ્ધિ રાખીને તેમની સેવા કરે છે, એ પણ તેને મહાન લાભરૂપ છે.[૫] નિરતર સુખ ભોગવવા યોગ્ય જનકતનયા સીતા વનવાસના દુઃખોને જાણ્યા છતાં પણ પોતાના પતિ સંગે રહેવામા સુખ માની તમારા પુત્ર ધર્માત્મા રામચંદ્રની સાથે વનમાં ગયાં છે, એ ઘણું જ ઉત્તમ છે.[૬] હે આર્યા! ધર્મજ્ઞ અને સત્યસંધ તમારા પુત્ર રામચંદ્ર કે જેની કીર્તિરૂપ પતાકાઓ આખા જગતમા ફરકી રહી છે, તેમને કયા ઉત્તમ પદાર્થો પ્રાપ્ત ન થાય એમ છે?[૭] અરે, રામચંદ્રની ઉત્તમ પવિત્રતા તથા તેમના શ્રેષ્ઠ માહાત્મ્યને જાણી ભગવાન સૂર્ય પણ પોતાના પ્રખર કિરણો વડે તેમને તપાવવા સમર્થ નથી, તો પછી તેમને દુઃખી કરવાનુ બીજાનુ શું સામર્થ્ય છે?[૮] હે દેવી! સર્વ કાળને વિષે સુખરૂપ, કલ્યાણકારક તથા ઘણો શીતળ પણ નહિ તેમ ઘણો ઉષ્ણ પણ નહિ એવો વનનો પવન રામચંદ્રનુ નિરતર સેવન કરશે.[૯] ગરમી–તાપને શમાવનારો ચંદ્ર રાત્રિ વિષે સૂતેલા રામચદ્રને પોતાના પિતાની પેઠે શીતળ કિરણો વડે સ્પર્શ કરી આનંદ આપશે.[૧૦] વળી 'સંગ્રામમાં નિમિધ્વજના પુત્ર સુબાહુને હણવાનો છે' એમ જાણી બ્રહ્મર્ષિ વિશ્વામિત્રે તેમને પૂર્વે જે દિવ્ય અસ્ત્રો આપેલા છે તે તમે જાણો જ છો.[૧૧] એ અસ્ત્રોની સહાયથી પુરુષવ્યાઘ્ર રામચંદ્ર પોતાના બાહુબળ વડે કાંઈ પણ ભય પામ્યા વિના વનમાં પોતાના ઘરની પેઠે નિવાસ કરશે.[૧૨] અરે. જેના બાણના લક્ષ્યમાં આવતાવેંત જ સઘળા શત્રુઓ વિનાશ પામે છે, તે રામચંદ્રની આજ્ઞામાં આખી પૃથ્વી કેમ ન રહે?[૧૩] હે દેવી! વિશેષ શું કહું? તમારા પુત્ર રામચંદ્રની શરીરશોભા, તેમનુ શૌર્ય અને તેમના ઉત્તમ તથા સર્વથી વિલક્ષણ એવા શક્તિબળ–એ સર્વ જોતા તો નિશ્ચય થાય છે કે; વનમાથી જ્યારે પાછા આવશે, ત્યારે તુરત,જ

પોતાના સંપૂર્ણ રાજ્યાધિકારને પ્રાપ્ત થશે. હે કૌશલ્યા! તમારો પુત્ર રામચંદ્ર સૂર્યનો પણ સૂર્ય, અગ્નિનો પણ અગ્નિ, પ્રભુનો પણ પ્રભુ. શ્રીની પણ શ્રી, કીર્તિની પણ કીર્તિ, ક્ષમાની પણ ક્ષમા અને દેવોનો પણ દેવ છે તથા આખા જગતના ભૂત–પ્રાણીઓમાં શ્રેષ્ઠ અને સર્વના નિયંતારૂપ છે. તો પછી હે દેવી! તે વનમાં વસે, કિંવા નગરમાં રહે, તોપણ તેમને કયા દુર્ગુણો દુઃખી કરી શકે એમ છે?[૧૪–૧૬]

હે આર્યા! તમે ધૈર્ય રાખો. થોડા સમયમાં વસિષ્ઠાદિ ઋષિઓ સમગ્ર પૃથ્વી, વૈદેહી તથા રાજ્ય-લક્ષ્મી સહિત રામચંદ્રને રાજ્યાભિષેક કરશે. હે આર્યા! રામચંદ્રને અયોધ્યામાંથી નીકળતા જોઈ શોકાવેશને લીધે મૂઢચિત્ત થયેલાં નગરવાસી સર્વ જનો હજી પણ પોતાનાં નેત્રમાંથી દુઃખાશ્રુ વરસાવી રહ્યા છે, તે ઉપરથી તેઓનો રામચંદ્ર ઉપર કેટલો બધો નિઃસીમ સ્નેહ છે એ જણાઈ આવે છે અને એથી અનુમાન થાય છે કે, વનમાથી આવ્યા પછી રામચંદ્ર તુરત જ રાજ્યાસન પર વિરાજશે.[૧૭,૧૮] હે દેવી! દર્ભનાં ચીર–વલ્કલવસ્ત્ર ધારણ કરનારા અને કોઈથી પણ પરાભવ નહિ પામનારા રામચંદ્ર વનમાં ગયા છે તથા સાક્ષાત્ લક્ષ્મીજી સરખાં જનક-નંદિની સીતા પણ તેમની સાથે ગયેલાં છે, તો પછી તેમને શું દુર્લભ છે?[૧૯] વળી સર્વ ધનુર્ધારી-ઓમાં શ્રેષ્ઠ અને તરવાર તથા બાણ વગેરે અસ્ત્ર–શસ્ત્રોને ધારણ કરનારો મહાસમર્થ વીર લક્ષ્મણ તેમની આગળ ચાલનાર થયો છે. તો પછી તેમને શું દુર્લભ છે?[૨૦] હે દેવી! હું તમને કહું છું કે, તમે અલ્પ સમયમાં જ રામચંદ્રને વનવાસથી પાછા આવેલા જોશો. તમે શોક તથા મોહનો ત્યાગ કરી સ્વસ્થ થાઓ.[૨૧] હે કલ્યાણી! વનવાસ-નો અવધિ પૂર્ણ થતાં જ તમારા પુત્ર રામચંદ્ર કુશળક્ષેમ પાછા આવશે અને ઉદય પામેલા ચંદ્ર સમાન શાંત આકૃતિવાળા તે તમારાં બન્ને ચરણો-નું વંદન કરશે.[૨૨] રામચંદ્ર વનમાંથી આવશે અને તેમનો મોટી રાજ્યશ્રી સહિત રાજ્યાભિષેક થશે, એ જોઈને તત્કાળ તમારાં નેત્રોમાંથી આનંદાશ્રુ વહેવા લાગશે હે દેવી! હું તમને પુનઃ પુનઃ કહું છું કે, રામચંદ્રમા એવો એક પણ દુર્ગુણ નથી કે જેથી તેમનું કોઈ પણ સ્થળે અશુભ થાય. હે દેવી! તમે સીતા તથા લક્ષ્મણ સહિત રામ-ચંદ્રને થોડા કાળમાં અહીં આવેલા જોશો. તમે શોક–દુઃખનો ત્યાગ કરો. હે પાપરહિત આર્યા! હાલમાં તમારે તો ઊલટું અન્ય સર્વ જનોનું આશ્વાસન કરવું જોઈએ, તેને બદલે તમે પોતે જ પોતાના હૃદયમા આટલો બધો ખેદ કરો છો, તે શું યોગ્ય છે?[૨૩–૨૫] હે દેવી! તમને રામચંદ્ર જેવા ઉત્તમ ગુણવાન પુત્ર પ્રાપ્ત થયા છે, માટે તમારે કોઈ પણ પ્રકારે શોક કરવો યોગ્ય નથી. આ જગતમા રામચંદ્રના જેવો સન્માર્ગે વર્તનાર બીજો કોઈ પણ પુરુષ નથી.[૨૬] હે આર્યા! પુનઃ પણ હું કહું છું કે, સર્વને ઇચ્છિત આપનારા રામચંદ્ર, સીતા તથા લક્ષ્મણ સહિત શીઘ્ર વનમાથી પાછા આવી પોતાના સુકોમળ હસ્ત વડે તમારાં ચરણને સ્પર્શ કરશે તથા તમને પ્રણામ કરશે અને તમે પણ જેમ વર્ષાઋતુમાં મેઘની પંક્તિ વૃષ્ટિધારા વડે પર્વતનું પ્રેક્ષણ કરે, તેમ તમારા પ્રિય પુત્ર રામ-ચંદ્રને આનંદાશ્રુની ધારા વડે પ્રોક્ષણ કરશો.[૨૭–૩૦]

એવી રીતે વિવિધ વાક્યો વડે રામમાતા કૌશ-લ્યાનું આશ્વાસન કરી, વાક્ય બોલવામાં ચતુર અને અનિંદિત કર્મવાળાં સુમિત્રા વિરામ પામ્યાં. લક્ષ્મણ-માતા સુમિત્રાના શાંતિભર્યાં વચન સાંભળી મહા-રાણી કૌશલ્યાનો સઘળો શોક શરદઋતુના અલ્પ જળવાળા મેઘની પેઠે તુરત નાશ પામ્યો.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૪૪ મો સર્ગ સંપૂર્ણ

## અયોધ્યાવાસીઓનો ત્યાગ

## સર્ગ ૪૫ મો

### રામચંદ્ર અને અનુગામી વિપ્રો

अनुरक्ता महात्मानं रामं सत्यपराक्रमम् ।
अनुजग्मुः प्रयान्तं तं वनवासाय मानवाः ॥ १ ॥

મહારાજા દશરથની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ સુધી વનમા નિવાસ કરવા માટે પ્રયાણ [illegible]ના

સત્યપરાક્રમી મહાત્મા રામચંદ્ર ઉપર અત્યંત પ્રીતિવાળા કેટલાએક અવધવાસી જનો રામચંદ્રની પાછળ પાછળ ગયા હતા. તેઓનું શું થયું. તે કહે છે:[1] 'આપણે જેને પાછો આવેલો જોવાને ઇચ્છતા હોઈએ, તેની પાછળ દૂર સુધી જવું નહિ' એવા સંબંધીના ધર્મ પ્રમાણે મહારાજા દશરથ તો શોક કરતા પાછા વળ્યા, પરંતુ જેઓ રામચંદ્રના રથની પાછળ ગયા હતા તેઓ તો પાછા વળ્યા જ નહિ [2] અયોધ્યામા વસનારા સર્વ નગરજનોને મહાયશસ્વી અને સર્વગુણસંપન્ન રામચંદ્ર સોળે કળાથી પ્રકાશિત થયેલા ચંદ્ર સમાન પ્રિય હતા.[3] રામચંદ્ર ઉપર ગાઢ પ્રેમવાળી સઘળી પ્રજાએ તેમને ઘણી ઘણી વિનતિ કરીને પાછા વળવા કહ્યું; છતાં તેઓ પાછા નહિ વળતા પોતાના પિતાનુ વચન સત્ય કરવા માટે વન પ્રત્યે જ સિધાવ્યા [4] પોતાની પાછળ આવતા જનોનું આશ્વાસન કરી તેઓને પાછા વાળવા માટે રામચંદ્રે રથમાથી તેઓના તરફ સંપૂર્ણ સ્નેહદૃષ્ટિ વડે જોતાં કહ્યું:[5]

'હે પ્રિય સુહૃદ્જનો! તમે સૌ મારા ઉપર અત્યંત પ્રીતિ તથા માન ધરાવો છો, તેથી હું ઘણો જ પ્રસન્ન છું; પરંતુ હવે જો તમે મારું પ્રિય કરવા ઇચ્છતા હો તો તે પ્રીતિ તથા માન હવે મારા પરથી ઉતારીને મારા બંધુ ભરત ઉપર ધારણ કરો. કૈકેયીને આનંદ આપનારો તથા પવિત્ર ચરિત્રવાળો ભરત હવે તમારો રાજા થયો છે, માટે તે જ તમારુ આ લોક તથા પરલોક સંબંધી હિત સિદ્ધ કરી આપશે.[6,7] હે પ્રજાજનો! જો કે ભરત અવસ્થામા બાળક છે, છતા તેણે ઉત્તમ જ્ઞાન સંપાદન કરેલું હોવાથી તે જ્ઞાનવૃદ્ધ છે, વળી તે કોમળ સ્વભાવવાળો હોઈ પરાક્રમસંપન્ન છે. એ ભરત તમારો રાજા થયો છે તે યોગ્ય જ છે. અવશ્ય એ પોતાના પરાક્રમ વડે તમો સર્વને નિર્ભય કરશે.[8] ભરત મારા કરતાં પણ ઉત્તમ રાજગુણોથી યુક્ત હોવાને લીધે જ મહારાજા દશરથે તેને યુવરાજપદે સ્થાપવાનો નિશ્ચય કર્યો છે; માટે તમારે પણ મહારાજાની આજ્ઞા પાળવી જોઈએ.[9] હે સજ્જનો! મારા વનમા ગયા પછી તમો સર્વેએ મારું પ્રિય કરવા માટે એવી રીતે વર્તવું કે જેથી મારા પિતાને કોઈ પણ પ્રકારનો સંતાપ થાય નહિ.'[10]

એવી રીતે દશરથપુત્ર રામચંદ્ર જેમ જેમ ધર્મયુક્ત વચનો કહેતા ગયા, તેમ તેમ પ્રજાજનો ઊલટા રામચંદ્રને જ પોતાના રાજા બનાવવા ઇચ્છવા લાગ્યા.[11] લક્ષ્મણ સહિત મહાત્મા રામચંદ્ર પણ વારંવાર રુદન કરવાથી દીન થયેલા તથા આસુભર્યાં નેત્રવાળાં એ નગરવાસીજનોને જાણે પોતાના ઉત્તમ ગુણોરૂપી પાશ વડે બાંધી પાછા પોતાના તરફ ખેંચતા હોય, એમ આગળ વધવા લાગ્યા; અર્થાત્ રામચંદ્રે આશ્વાસનપૂર્વક એટલુ એટલું સમજાવ્યુ તોપણ તેમના ગુણોથી આકર્ષાઈને પ્રજાજનો તેમની પાછળ જ જવા લાગ્યા.[12] તે પ્રજાજનોમા બ્રાહ્મણો પણ હતા. તેમા કેટલાએક જ્ઞાનવૃદ્ધ, કેટલાક તપોવૃદ્ધ અને કેટલાક વયોવૃદ્ધ હતા, કે જેઓનાં મસ્તક અવસ્થાને લીધે ડોલી રહ્યાં હતાં, તેઓએ દૂરથી જ રામચંદ્રના રથે જોડેલા અશ્વોને ઉદ્દેશી કહ્યું:[13] 'હે મોટા વેગથી રામચંદ્રને વહન કરનારા જાતવાન અશ્વો! ઊભા રહો અને પાછા વળો. હે અશ્વો! અમો-બ્રાહ્મણોની આજ્ઞા પ્રમાણે વર્તીને તમે પોતાના સ્વામી રામચંદ્રનુ હિત કરો હે અશ્વો! ભૂત-પ્રાણીમાત્ર કર્ણેન્દ્રિયયુક્ત છે, તેમા વળી અશ્વોની તો સઘળી ઇંદ્રિયો વિશેષ બળવાળી હોય છે; માટે અમારી યાચના સાભળીને હવે તમે આગળ ચાલવાથી નિવૃત્ત થાઓ.[14,15] હે અશ્વો! ધર્મ પ્રમાણે વિચારી જોતાં તો તમારે શુદ્ધ અંતઃકરણવાળા તથા દૃઢ વ્રતવાળા તમારા સ્વામી રામચંદ્રને નગરમા લઈ આવવા યોગ્ય છે; પરંતુ નગરમાથી વનમા લઈ જવા યોગ્ય નથી.'[16]

વૃદ્ધ બ્રાહ્મણોના ઉપર્યુક્ત આર્ત પ્રલાપ સાંભળી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર રથમાથી નીચે ઊતર્યા અને પાછળ આવતા એ વૃદ્ધ બ્રાહ્મણો આવી મળે એટલા માટે ધીમી ચાલથી વન તરફ ચાલવા લાગ્યા.[17,18] શિષ્ટ જનોના ચારિત્ર્યને સાચવનારા અને દયાળુ દૃષ્ટિવાળા રામચંદ્રે સર્વ બ્રાહ્મણોને પગપાળા ચાલતા જોઈ પોતે રથમા બેસીને

આગળ ચાલવું અથવા રથને શીઘ્ર ચલાવીને તેઓનો ત્યાગ કરી જવું, એમાંથી એકે યોગ્ય ધાર્યું નહિ; તેથી તે પોતે જ રથમાંથી ઊતરીને ધીમે ધીમે ચાલવા લાગ્યા.[૧૯] રામચંદ્રને રથમાંથી નીચે ઊતરીને પણ ચાલતા જ જોઈને બ્રાહ્મણોના મનમાં ઊલટો વધારે શોક ઉદ્ભવ્યો કે, 'હાય! હવે તો રામચંદ્ર પાછા નહિ જ વળે!' તેથી તેઓ અતિ સંતાપ પામી કહેવા લાગ્યા: 'હે રઘુકુળદિવાકર રામ! તમે બ્રાહ્મણોનું હિત કરનારા છો, તેથી આ સર્વ બ્રાહ્મણો અગ્નિહોત્રનાં સાધનો પોતાના સ્કંધ ઉપર લઈને તમારી પાછળ આવે છે![૨૦,૨૧] જુઓ તો ખરા, 'વાજપેય' નામનો યજ્ઞ કરવાથી પ્રાપ્ત થયેલાં કેટલાએક બ્રાહ્મણોનાં શરદઋતુના મેઘ જેવાં નિર્મળ શ્વેત છત્રો તમારી પાછળ આવે છે ~ હે રામ! તમારી પાસે છાયા કરવા માટે છત્ર નથી, તેથી જ્યારે જ્યારે સૂર્યનાં કિરણો તમને તાપ આપશે, ત્યારે ત્યારે અમે અમારાં આ વાજપેય યજ્ઞ સંબંધી છત્રોથી તમારી ઉપર છાયા કરીશું.[૨૨,૨૩] હે વત્સ રામ! આજ દિન સુધી અમારી જે બુદ્ધિ વેદમંત્રોના પાઠમાં અનુસરનારી હતી, તેને આજે અમોએ તમારા માટે, તમારી સાથે વનવાસમાં અનુસરનારી કરી છે.[૨૪] હે રામ! અમારું પરમ સર્વસ્વ એવું જે વેદરૂપી ધન છે, તે તો અમારા હૃદયમંડળમાં જ રહેલું છે અને તે અમારી સાથે જ આવે છે; એટલે એના સંબંધમાં કાંઈ પણ ભય નથી; તેમ જ અમારી સ્ત્રીઓ પણ પોતાના ઉત્તમ પાતિવ્રત્ય ધર્મથી સુરક્ષિત થઈને ઘરમાં જ રહેશે એટલે તે સંબંધી પણ ભય જેવું નથી.[૨૫] હે રામ! અમોએ તમારી સાથે વનમા આવવાનો ૬૬ નિશ્ચય પ્રથમથી જ કરી રાખ્યો છે; માટે અમે તમારી સાથે જ વનમા આવીશું. હે રામ! અમારે તમને કહેવાનું માત્ર એટલું જ છે કે, જ્યારે તમે પોતે જ આવી રીતે 'બ્રાહ્મણની આજ્ઞા અવશ્ય પાળવી જોઈએ' એવા ધર્મનો અનાદર કરશો, ત્યારે બીજું કોણ તે ધર્મ પ્રમાણે આચરણ કરશે? હે નિશ્ચિત આચારયુક્ત ધર્મ પાળનારા રામ! પૃથ્વી પર પડવાથી જેમના શરીર ધૂળ વડે ધૂંસરાં થઈ ગયાં છે એવા અમે, હંસપક્ષી જેવા શ્વેત કેશવાળાં અમારાં મસ્તકો નમાવી તમારી યાચના કરીએ છીએ કે, તમે વનમા નહિ જતાં પાછા વળો.[૨૬,૨૭] હે રાઘવ! ઘણા બ્રાહ્મણો કે જેઓ અહીં આવેલા છે, તેઓના હાલમા અનેક યજ્ઞો વિસ્તાર પામેલા છે અને તે સર્વ યજ્ઞો જો તમે પાછા નહિ વળો તો પૂર્ણ થશે નહિ, તેથી તે સંબંધી દોષ તમારા શિર પર આવશે.[૨૮] હે રઘુનંદન! આવી પ્રાર્થના એકલા અમે જ કરીએ છીએ એમ નથી; પરંતુ જગતમાંનાં સ્થાવરજંગમ સર્વ પ્રાણીઓ તમારા ઉપર સ્નેહવાળાં હોવાથી તમને પાછા વાળવા માટે વિનવે છે; માટે તમે પાછા વળી તેઓ પર પોતાની કૃપા દર્શાવો.[૨૯] હે મહાત્મન્! આ વૃક્ષો પોતાનાં મૂળ પૃથ્વીમા ચોંટેલાં હોવાથી તમારી સાથે આવવાને અશક્ત છે, તોપણ અતિ ઊંચાં હોવાને લીધે પવનના ઝપાટા લાગવાથી તેઓ જાણે તમને પાછા વળવા માટે મોટા આક્રોશપૂર્વક યાચના કરતાં હોય એવા જણાય છે.[૩૦] હે રામ! આ સઘળાં પક્ષીઓ પણ પોતાની સર્વ પ્રકારની ક્રિયાને તથા આહારવિહારને ત્યજીને અને માત્ર પોતાના નિવાસસ્થાન વૃક્ષ ઉપર જ બેસીને 'તમે પાછા વળી સર્વ ભૂતપ્રાણીઓ ઉપર દયા કરો,' એવી યાચના કરે છે. એવી રીતે રામચંદ્રને પાછા વાળવા માટે મોટા સ્વરથી આક્રોશ કરતા સર્વ બ્રાહ્મણો તથા અન્ય નગરવાસી જનો તેમની પાછળ ચાલ્યા જતા હતા, એવામાં જાણે માર્ગમા આડે આવી રામચંદ્રને વનમાં જતા રોકતી હોય, એવી તમસા નદી સર્વના જોવામાં આવી; અર્થાત્ તેઓ સર્વ તમસા નદીના તટ પર જઈ પહોંચ્યા.[૩૧,૩૨] આ વેળા સંધ્યાકાળ થવા આવ્યો હતો, તેથી સુમંત્રે થાકી ગયેલા અશ્વોને રથથી છોડીને શ્રમનિવૃત્ત કરવા માટે પરિભ્રમણ કરાવ્યું તથા તેઓને જળપાન કરાવીને તથા નવડાવીને નદીના કિનારા પર થોડેક દૂર ચરવાને છૂટા મૂક્યા.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય 'શ્રીરામાયણ'ના અયોધ્યાકાંડમા ૪૫ મો સર્ગ સંપૂર્ણ

[1] * વાજપેય યજ્ઞ કરનાર દ્વિજ રાજાની પેઠે છત્ર-ચામર વગેરે રાખી શકે, એવું શ્રુતિમાં પ્રસિદ્ધ છે. તિ. ટી.

# સર્ગ ૪૬ મો

## વનવાસની પ્રથમ રાત્રિ : અનુગામીઓનો ત્યાગ

ततस्तु तमसातीरं रम्यमाश्रित्य राघवः ।
सीतामुद्दीक्ष्य सौमित्रिमिदं वचनमब्रवीत् ॥ १ ॥

સંધ્યાકાળ થવા આવેલો હોવાથી રઘુકુળ-દીપક રામચંદ્રે તમસા નદીને કિનારે ઉતારો કર્યો અને સીતાને ઉદ્દેશી લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[1] 'હે પ્રિય ભાઈ લક્ષ્મણ ! રાજ્ય છોડી વનવાસમાં નીકળેલા આપણને ચૌદ વર્ષની રાત્રિઓમાંથી આ પહેલી જ રાત્રિ પ્રાપ્ત થઈ છે; માટે તું હવે અયોધ્યાનુ સ્મરણ કરી સંતાપ પામીશ નહિ. હે ભાઈ! તું જો તો ખરો, આપણને વનમા આવેલા જોઈ ને ચારે બાજુથી શૂન્ય જણાતું આ અરણ્ય પણ મૃગો તથા પક્ષીઓ પોતપોતાના નિવાસસ્થાનમાં શબ્દ-રહિત પ્રવેશ કરતા હોવાને લીધે જાણે ખેદ પામીને રડતું જ હોય એવું જણાય છે![2,3] અરે, આપણા પિતાની રાજધાની અયોધ્યામા વસનારાં સર્વ નગરજનો તો આપણા વિયોગને લીધે ઘણો જ શોક ધરશે! હે નરવ્યાઘ્ર ! એટલું જ નહિ પણ એ અયોધ્યાવાસી જનો ઉત્તમ ગુણો વડે આપણા આખા કુટુંબને વિષે અત્યંત પ્રીતિવાળા છે, તેથી તેઓ મહારાજા દશરથ, હું, તું, માતાજી કૌશલ્યા, ભરત અને શત્રુઘ્ન, એ સઘળાની દુઃખી અવસ્થા જોઈ ને શોકયુક્ત થશે![4,5] અરે, હું આપણા પિતા દશરથ રાજા તથા માતા કૌશલ્યાને સંભારીને એટલા માટે શોક ધરું છું કે, તેઓ વારંવાર રુદન કરવાથી રખેને આંધળા થાય! પરંતુ ભરત ઘણો જ ધર્માત્મા છે, તેથી મને નિશ્ચય થાય છે કે ભરત પોતાની માતા કૈકેયીની પેઠે ક્રૂર ન થતાં આપણાં માતાપિતાનુ અનેક પ્રકારના નમ્ર વચનો વડે આશ્વાસન કરશે.[6,7] હે મહાભુજ! હું વારંવાર ભરતની સરળતાને સંભારીને જ આપણા માતા-પિતા સંબંધી વિશેષ શોક ધરતો નથી, અર્થાત્ ભરત ઘણો જ સમજુ અને વિનીત છે, એટલે તે આપણા માતાપિતાને દૂભવશે નહિ; એવો વિશ્વાસ હોવાથી મને વિશેષ શોક થતો નથી.[8] હે નરવ્યાઘ્ર લક્ષ્મણ! તે પણ મારી સાથે વનમા આવીને પોતાનુ કર્તવ્ય પૂરેપૂરુ બજાવ્યુ છે; કેમ કે જો તું સાથે ન હોત તો મારે સીતાના રક્ષણ માટે કોઈ પણ પ્રકારનુ સહાયક મંડળ શોધવું પડત; પરંતુ તું સાથે હોવાથી મને એ સંબંધી કાંઈ પણ ચિંતા નથી. હવે તારે આજથી આરંભીને વનમા સીતાનુ રક્ષણ કરવુ અને તેને માટે આહાર–ફળ વગેરે લાવી આપવાં.[9] હે સુમિત્રાપુત્ર! આ વનમાંથી અનેક જાતના ફળ–મૂળાદિ પ્રાપ્ત થઈ શકે એમ છે, તોપણ આપણા ચૌદ વર્ષના વનવાસરૂપી મહા-વ્રતનો આજનો પ્રથમ દિવસ હોવાથી હું આજની રાત્રિ માત્ર જળપાન કરીને ગાળીશ.' એટલું લક્ષ્મણને કહીને પછી રામચંદ્રે સુમંત્રને કહ્યું : 'હે સૌમ્ય! તું પણ આળસરહિત થઈ અશ્વોની સારી રીતે સંભાળ રાખજે.'

એમ વાતચીત કરતા સૂર્યાસ્ત થયો; એટલે સુમંત્રે થોડેક દૂર ચરતા અશ્વોને દોરી લાવી પાસેના એક વૃક્ષના થડે બાંધીને તેઓને ખાવા માટે ઘાસ નીર્યું, પછી સુમંત્ર રામચંદ્રની સન્મુખ આવીને બેઠો.[10-12] સંધ્યાકાળ થયો જાણીને તે સર્વેએ સંધ્યોપાસન કર્યું. પછી રાત્રિ પડેલી જોઈને મહાત્મા લક્ષ્મણ તથા સુમંત્રે મળી અનેક પ્રકારનાં પાદડા એકઠા કર્યાં અને તે વડે રામચંદ્ર માટે ઉત્તમ શય્યા બનાવી. એ જોઈને પ્રસન્ન થયેલા રામચંદ્ર લક્ષ્મણ તથા સીતા સહિત તે પર વિરાજ્યા અને કેટલીક વાર પછી શયન કરી નિદ્રાવશ થયા. (પરંતુ લક્ષ્મણ તો તેમની રક્ષા અર્થે જાગતા જ રહ્યા; કેમ કે તેમણે પ્રથમથી જ રામચંદ્રને કહ્યુ હતું કે, 'જ્યારે સીતા સહિત તમે નિદ્રાધીન થશો, ત્યારે હું તમારું રક્ષણ કરીશ.')[13,14] અત્યંત શ્રમિત થયેલા, સીતા સહિત રામચંદ્રને નિદ્રાવશ થયેલા જોઈ લક્ષ્મણ તથા સુમંત્ર પરસ્પર રામચંદ્રના અનેક ગુણોનુ વર્ણન કરવા લાગ્યા. એ પ્રમાણે જાગ્રત રહીને પરસ્પર રામના ગુણોનુ વર્ણન કરતા રાત્રિ વ્યતીત થઈ અને અરુણોદય થવા આવ્યો. એવી રીતે ગાયોનાં ધણોથી વ્યાપ્ત થયેલી તમસા નદીનાં તટ પર મહાત્મા રામચંદ્રે પોતાની પાછળ આવેલા

પ્રજાજનો સહિત એક રાત્રિ નિવાસ કર્યો.[૧૫–૧૭]

અરુણોદય થતાં જ મહાતેજસ્વી રામચંદ્ર જાગ્રત થયા. તેમણે પોતાની પાછળ આવેલા નગરજનોને દિવસના અતિ શ્રમને લીધે નિદ્રિત થયેલા જોઈ પોતાના વીર ભાઈ લક્ષ્મણને ધીમેથી કહ્યું :[૧૮] ‘હે લક્ષ્મણ ! પોતાના ગૃહ–કુટુંબનો ત્યાગ કરીને માત્ર આપણી સાથે વનમાં આવવાને જ ઇચ્છતા આ નગરવાસીઓને તું જો. અરે, તેઓ અત્યંત શ્રમિત થયેલા હોવાને લીધે અરુણોદય થયો છે, તોપણ હજુ વૃક્ષોનાં મૂળોમા સૂતેલા જ છે.[૧૯] અહો, આ નગરવાસી જનો આપણને પાછા વાળવા માટે જે મહાન યત્ન કરી રહ્યા છે, તે હું સમજું છું. અરે, તેઓ પોતાના પ્રાણોનો ત્યાગ કરશે, પણ પોતાનો દૃઢ નિશ્ચય મૂકશે નહિ.[૨૦] માટે હે ભાઈ ! તેઓ જાગ્રત થાય તે પહેલાં આપણે તેઓના જાણવામાં ન આવે તેમ ધીમેથી રથમા બેસીને નિર્ભય વનમાર્ગમાં આગળ ચાલી નીકળીએ તો ઠીક.[૨૧] આ નગરવાસી જનો આપણા પર એટલી બધી પ્રીતિ ધરાવે છે કે, તેઓ જાગી ઊઠશે તો પછી આપણે તેઓને તજીને આગળ જઈ શકીશું નહિ. વળી જો કદાચ તેઓ આપણા વિચાર જાણી જશે, તો પુનઃ આવી રીતે વૃક્ષના થડમાં નિશ્ચિંતપણે શયન કરશે નહિ.[૨૨] હે લક્ષ્મણ ! રાજપુત્રો (ક્ષત્રિયો)એ પોતાની પ્રજાને પોતાના તરફથી થતા દુઃખમાંથી મુક્ત કરવી જોઈએ પોતાને લીધે દુઃખી કરવી જોઈએ નહિ; માટે આપણે આપણી પ્રજાને વનવાસનાં દુઃખોથી મુક્ત કરીશું.’[૨૩]

ધર્માત્મા રામચંદ્રનાં વચન સાંભળી લક્ષ્મણે કહ્યું : ‘હે બુદ્ધિમાન ! તમે કહો છો તે મને પણ રુચે છે, માટે હે પ્રભુ ! હવે કાંઈ પણ વિલંબ ન કરતાં તમે શીઘ્ર રથમાં વિરાજો.’

ત્યાર પછી રામચંદ્રે સુમંત્રને આજ્ઞા આપતાં કહ્યું : ‘હે મહાસમર્થ ! તું સત્વર રથ તૈયાર કર, હવે અમે અહીંથી શીઘ્ર આગળ વનમાં જઈશું.’

રામચંદ્રની આજ્ઞા સાંભળતાં જ સુમંત્રે સત્વર ઉત્તમ અશ્વો જોડી રથ તૈયાર કર્યો અને હાથ જોડીને રામચંદ્રને નિવેદન કર્યું :[૨૪–૨૬] ‘હે મહાબાહુ ! હે રથી પુરુષોમાં શ્રેષ્ઠ રામ ! તમારું કલ્યાણ થાઓ. તમારા માટે રથ જોડીને તૈયાર કર્યો છે માટે સત્વર ઊઠો અને લક્ષ્મણ તથા સીતા સહિત રથમાં બિરાજો.’[૨૭]

સુમંત્રનું વચન સાંભળી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર તુરત જ પોતાનાં ધનુષ અને કવચ વગેરે સાહિત્યો લઈ રથમાં વિરાજ્યા. પછી મોટા વેગવાળી તથા અનેક વમળોવાળી તમસા નદી ઊતરીને તેઓ સામે પાર આવ્યા.[૨૮] મહાબાહુ શ્રીમાન રામચંદ્રે તમસા નદીના સામા તટના નિષ્કંટક, નિર્ભય અને કલ્યાણરૂપ માર્ગ પર આવીને પાછળ મૂકેલા પુરવાસી જનોને ભુલાવામાં નાખવા માટે સુમંત્રને કહ્યું : ‘હે સારથિ ! હવે તું રથ ઉપર બેસ અને બે ઘડી સુધી રથને વેગથી ઉત્તર દિશા તરફ હાંક, પછી ત્યાથી એકદમ માર્ગ બદલીને પુનઃ આ દક્ષિણ દિશા તરફ વાળી લાવ. આ કાર્ય તું એવી સાવધાનીથી કર કે નગરવાસી જનો તે સમજી શકે નહિ.’[૨૯,૩૦]

એટલું કહી રામચંદ્ર રથમાંથી નીચે ઊતર્યા; કેમ કે જો પોતે રથમાં જ બેસી રહે તો અયોધ્યા તરફ પાછા વળવાને લીધે પ્રતિજ્ઞાનો ભંગ થાય; માટે તેઓ નીચે ઊતરીને ત્યાં જ ઊભા રહ્યા. પછી સુમંત્રે રામચંદ્રની આજ્ઞા પ્રમાણે રથ ઉપર બેસી તેને એક મુહૂર્ત પર્યંત ઉત્તર દિશા તરફ દોડાવ્યો અને પુરવાસી જનો ભ્રમિત થાય એવી રીતે આડે માર્ગે થઈ ને રથ પાછો લાવીને રામચંદ્રને તેમાં બેસવા માટે વિનતિ કરી.[૩૧,૩૨] ત્યારે સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર પુનઃ રથમાં વિરાજ્યા; એટલે જે માર્ગેથી ઋષિઓના તપોવનમાં જઈ શકાય તે માર્ગે સુમંત્રે રથ હાંકયો.[૩૩] પ્રથમ માંગલિક શુકન જોવા માટે રથને ઉત્તર દિશા તરફ ઊભો રાખીને; પછી રામ–લક્ષ્મણ તથા સીતા સહિત એ રથને સુમંત્રે દક્ષિણ દિશામાં આવેલા વન તરફ ચલાવ્યો.[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અયોધ્યાકાંડમા ૪૬મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૭ મો

## અનુગામીઓનો ખેદ અને પાછા વળવું

प्रभातायां तु शर्वर्यां पौरास्ते राघवं विना ।
शोकोपहतनिश्चेष्टा बभूवुर्हतचेतसः ॥ १ ॥

(હવે તમસા નદીના તટ પર સૂતેલા નગરવાસીઓનું શું થયું, તે તરફ દૃષ્ટિ કરીએ.) રાત્રિ વ્યતીત થઈ અને પ્રાતઃકાળ થયો, એટલે વૃક્ષોનાં મૂળમાં સૂતેલા સર્વ નગરવાસી જનો જાગ્રત થયા. ઊઠીને જોયું તો તેઓએ પોતાના પ્રાણપ્રિય રામચંદ્રને દીઠા નહિ; એથી તેઓ એકાએક મહાશોકને લીધે મૂર્છિત થઈ પૃથ્વી પર પડ્યા અને ચોધાર આંસુએ રુદન કરતા ચારે તરફ દોડાદોડ કરી જોવા લાગ્યા; છતાં ક્યાંય રથની રજ પણ ઊડતી જોવામાં આવી નહિ, તેથી તેઓ અતિ દુઃખી થઈ ગયા.[૧,૨] વિશાળ બુદ્ધિવાળા મહાત્મા રામચંદ્રથી વિખૂટા પડવાને લીધે તેઓનાં મુખ અતિ ખેદથી નિસ્તેજ થઈ ગયાં અને તેઓને હવે શું કરવું એ સૂઝ્યું નહિ. પછી અતિ નિરાશ થયેલા તે નગરવાસી જનો કરુણાજનક વિલાપ કરવા લાગ્યા:[૩]

અરેરે! આપણી દુષ્ટ નિદ્રાને અનેક વાર ધિક્કાર છે કે જેને લીધે બેભાન થયેલા આપણે મોટી ભુજાઓવાળા તથા વિશાળ વક્ષઃસ્થળવાળા પ્યારા રામચંદ્રથી વિખૂટા પડ્યા છીએ![૪] અરે! તપસ્વી વેષ ધારણ કરનારા સત્યપરાક્રમી રામચંદ્ર શું પોતાના ભક્તજનોનો ત્યાગ કરીને ચાલ્યા જ ગયા?[૫] અહો! રઘુવંશમાં શ્રેષ્ઠ એવા રામચંદ્ર કે જેઓ પિતા જેમ પોતાના પુત્રનું પાલન કરે તેમ નિરંતર આપણું પાલન કરતા હતા તે શું આપણો ત્યાગ કરીને વનમાં ચાલ્યા ગયા?[૬] અરે! હવે તો આપણે અન્નજળનો ત્યાગ કરીને અહીં જ મરણ પામીશું અથવા મહાપ્રસ્થાન કરીશું![*] આપણે રામ વિના જીવવાનું શું પ્રયોજન છે?[૭] અથવા તો આ વન વિષે સુકાયેલાં મોટાં મોટાં અનેક કાષ્ઠો મળી શકે એમ છે, માટે તે વડે ચિતા સળગાવીને આપણે તેમાં પ્રવેશ કરીશું; પરંતુ રામ વિના અયોધ્યા તરફ જઈશું નહિ![૮] અરે, અયોધ્યામાં રહેલા લોકો આપણને પાછા ગયેલા જોઈને પૂછે કે, 'રામ ક્યાં?' ત્યારે આપણે તેઓને શો ઉત્તર આપીશું? અરે! 'ઈર્ષ્યારહિત એવા મહાબાહુ રામચંદ્રને વનમાં ત્યજીને અમે પાછા આવ્યા છીએ' એવું તો આપણા મુખથી કેમ જ કહી શકાય? હાય! હવે આપણે શું કરીશું?[૯] અરેરે, રામચંદ્ર વિના આપણને પાછા વળેલા જોઈને સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધજનોવાળી આખી અયોધ્યા નગરી અવશ્ય આનંદરહિત અને દીન થઈ જશે![૧૦] અરે! આપણે પણ મહાત્મા અને શૂરવીર રામચંદ્રની સાથે જે નગરીમાંથી બહાર નીકળ્યા હતા, તે નગરીને જ રામચંદ્ર વિના પાછા જઈને કેમ જોઈ શકીશું?[૧૧]

એવી રીતે અતિ દુઃખને લીધે પીડિત થયેલા નગરવાસી જનો પોતાની ભુજાઓ ઊંચી કરીને હરાઈ ગયેલાં વાછરડાંવાળી ગાયની પેઠે અનેક પ્રકારે વિલાપ કરતા રથને ચીલે ચીલે ચાલવા લાગ્યા.[૧૨] રથના ચીલાને અનુસરીને તેઓ કેટલેક દૂર ગયા; પરંતુ આગળ જતાં એકાએક રથના ચીલાને ગુમ થયેલો જોઈને અત્યંત ખેદયુક્ત થઈ ગયા.[૧૩] અરેરે! હાય! આ શું? રથનો માર્ગ એકાએક ક્યાં ઊડી ગયો? અરેરે! હવે આપણે શું કરીશું? નક્કી, રામચંદ્રના સમાગમમાં આવું વિઘ્ન નાખનાર આપણું દૈવ જ છે!' એવી રીતે પ્રલાપ કરતા અને નિરાશ થયેલા નગરવાસી જનો પ્રથમ ગયા હતા તે જ રથના માર્ગને અનુસરી પાછા વળ્યા.[૧૪] અતિ શ્રમિત થયેલા તેઓ પ્રથમ આવ્યા હતા તે માર્ગે થઈને જ પુનઃ રામચંદ્રના વિયોગથી દુઃખી મનુષ્યોવાળી અયોધ્યાનગરી પ્રત્યે જવા લાગ્યા. શોક વડે આકુળવ્યાકુળ ચિત્તવાળા એ નાગરિકો અયોધ્યાની સમીપ આવી, પહોંચ્યા, ત્યારે રામચંદ્ર વિનાની અયોધ્યા નગરીને જોઈને ચોધાર આંસુએ રુદન કરવા લાગ્યા;[૧૫,૧૬]

* મરવાનો જ નિશ્ચય કરીને ઉત્તર દિશા તરફ જવું તેને મહાપ્રસ્થાન કહે છે.

અને તેઓ કહેવા લાગ્યા: 'જેવી રીતે ગંગા નદીના ધરામાં રહેલા સબળા સર્પોનું ગરુડ હરણ કરે તે વેળા સર્પાદિ પ્રાણીઓ વગરની મહાનદી ગંગા શૂન્ય દેખાય, તેવી રીતે રામચંદ્ર વગરની આ અયોધ્યા શૂન્ય દેખાય છે અને જરા પણ શોભતી નથી.' એવી રીતે બોલતા તેઓએ ચંદ્ર વિનાના આકાશ સરખી તથા જળ વિનાના સમુદ્ર સરખી શૂન્ય જણાતી આનંદરહિત અયોધ્યામાં મહાદુઃખે પ્રવેશ કર્યો.[૧૭,૧૮]

અત્યંત દુઃખને લીધે પીડાતા એ નગરવાસી જનોએ મહાન કષ્ટ વડે પોતાના મહાસમૃદ્ધિવાળાં ગૃહોમાં પ્રવેશ કર્યો, પરંતુ રામવિયોગ થવાથી હર્ષરહિત થયેલા તેઓ 'આ ઘર આપણાં છે કે પારકાં?' અથવા 'આ ગૃહોમાં રહેલાં મનુષ્યો સ્વજન છે કે પરજન?' એટલુ પણ જાણી શક્યા નહિ.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૪૭ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૮ મો

## અયોધ્યાવાસી સ્ત્રીઓનો વિલાપ

तेषामेवं विषण्णानां पीडितानामतीव च ।
बाष्पविप्लुतनेत्राणां सशोकानां मुमूर्षया ॥ १ ॥

મહાત્મા રામચંદ્રને વનમાં મૂકીને પાછા આવેલા નગરવાસી જનોએ મહાન કષ્ટે પોતાનાં ગૃહોમાં પ્રવેશ કર્યો, છતાં તેઓ સર્વ અતિખેદને લીધે પીડાતા હતા. વળી માત્ર મરણને જ ઇચ્છતા તેઓ ચોધાર આંસુએ રુદન કરતા હતા; અને જાણે 'હમણાં જ પ્રાણ નીકળી જશે' એમ તેઓને જણાતું હતું.[૧,૨] તેઓ સર્વ પોતપોતાનાં ઘરમાં જઈને અને પોતાનાં સ્ત્રી, પુત્ર, મિત્રાદિને મળીને અશ્રુપાત કરવા લાગ્યા.[૩] આખી અયોધ્યા નગરીમાં કોઈ પણ મનુષ્ય હર્ષ કે આનંદયુક્ત જણાતો ન હતો, વ્યાપારી લોકોએ પોતાની દુકાનો બંધ કરીને હડતાલ પાડી હતી, ચૌટાંઓ ભયંકર જણાતાં હતાં, ગૃહસ્થાશ્રમીઓએ રસોઈ કરવાનું કાર્ય પણ ત્યજી દીધું હતું. ઘણા સમયથી ખોવાયેલી વસ્તુ કે નાશ પામેલું ધન જેઓને એકાએક અનાયાસે મળી આવતું તેઓને પણ હર્ષ થતો ન હતો. નિરંતર પુત્રને ઝંખનારી સ્ત્રી પણ તે વેળા પોતાને પહેલે ખોળે પુત્ર પ્રાપ્ત થયા છતાં આનંદ પામતી ન હતી.[૪,૫]

આખા નગરમાં ઘેરઘેર રુદન કરતી શોકગ્રસ્ત સ્ત્રીઓ પોતાના પતિને રામચંદ્રને પાછા વાળ્યા સિવાય ઘેર આવેલા જોઈને જેમ મહાવત અંકુશ વડે હાથીને પ્રહાર કરે, તેમ કઠિન વાક્યો વડે પોતાનો શોક પ્રદર્શિત કરતી કહેવા લાગી:[૬] 'અરે! જેઓને રામચંદ્રનો વિયોગ થયો છે તેઓને હવે પોતાનાં ઘર, સ્ત્રી, ધન, પુત્ર કિંવા બીજાં અનેક સુખોનું શું પ્રયોજન છે?[૭] અહો! આ લોક વિષે પુરુષોમાં માત્ર લક્ષ્મણ સત્પુરુષ અને સ્ત્રીઓમાં શ્રીમતી સીતા જ સાધ્વી—સતી કહેવાવાને યોગ્ય છે કે, જેઓ કાકુત્સ્થવંશમાં ઉત્પન્ન થયેલા શ્રીમાન રામચંદ્રની સેવા માટે તેમની સાથે વનમાં ગયાં છે![૮] વનમાંની નદીઓ, તળાવડીઓ તથા સરોવરોએ મોટાં પુણ્ય કર્યાં હશે કે જેથી વનમાં જતા રામચંદ્ર તેઓનાં પવિત્ર જળમાં સ્નાન કરી પ્રયાણ કરશે![૯] મોટા મોટા જળના ધરા, નદીઓ, શિખરોવાળા પર્વતો અને રળિયામણાં વનોને પણ ધન્ય છે કે, જેઓ રામચંદ્રને આશ્રય આપશે. અહો! મહાત્મા રામચંદ્ર જે જે વનમાં કે પર્વતની તળેટીમાં જશે તે સર્વને પણ ધન્ય છે; કેમ કે તેઓ પોતાની સ્વાભાવિક રમણીયતા વડે ઘેર આવેલા અતિથિની પેઠે રામચંદ્રનું પૂજન કરશે![૧૦] વિચિત્ર પ્રકારનાં પુષ્પોરૂપી શિરોભૂષણવાળાં અને અનેક જાતના પુષ્પગુચ્છોને ધારણ કરનારાં વૃક્ષો કે જેઓના ઉપર ભ્રમર ગુંજારવ કરી રહ્યા હશે, તેઓ પણ રામચંદ્રના દૃષ્ટિપથમાં આવીને કૃતાર્થ થશે![૧૧,૧૨] પર્વતમાં રહેલાં વૃક્ષો પણ રામચંદ્રને વનમાં આવેલા જોઈને અત્યંત આદરને લીધે, ઋતુ વિના પણ ઉત્તમ પ્રકારનાં પુષ્પો તથા ફળો અર્પણ કરી કૃતકૃત્ય થશે![૧૩] પર્વત પણ પોતામાંથી ઉત્પન્ન થતાં ઝરણો

દ્વારા નિર્મળ જળ ઝરીને રામચંદ્રને સુખી કરશે! પર્વતનાં શિખરો પર રહેલાં વૃક્ષો પોતાની છાયા અને ખરી પડેલાં પત્રો તથા પુષ્પોની ઉત્તમ શય્યા વડે* રામચંદ્રને આનંદ પમાડશે. અહો! જ્યાં રામચંદ્ર વિરાજમાન હોય ત્યાં ભય છે જ નહિ. જ્યા ભય નહિ ત્યાં પરાભવ ક્યાંથી હોય?[૧૫] માટે ચાલો, મહાબાહુ અને શૂરવીર દશરથનંદન રામચંદ્ર હજી તો બહુ દૂર નહિ પહોંચ્યા હોય, તે પહેલાં આપણે સર્વ સ્ત્રીઓ તેમને પાછળથી જઈ મળીએ. ઉત્તમ ગુણવાળા સ્વામી (અધિપતિ અથવા રાજા) રામચંદ્રની સમીપ વસવું એ જ સર્વ સુખનું મૂળ છે; વળી આ અયોધ્યામા વસનારા સર્વ જનોના આશ્રય તથા નાથ (પતિ-રાજા) પણ એ રામચદ્ર જ છે.[૧૬-૧૭]

એવી રીતે વિલાપ કરતી એ સ્ત્રીઓ વળી પોતાના પતિ પ્રત્યે કહેવા લાગી: 'હે સ્વામીનાથ! ચાલો, હવે આપણે સત્વર રામચંદ્રને જઈ મળીએ. ત્યાં અમે સર્વ સ્ત્રીઓ સતીશિરોમણિ સીતાની સેવા કરીશું અને તમે સર્વ પુરુષો મહાત્મા રામચદ્રની સેવા કરજો.[૧૮] એમ કરવાથી નિર્જન અરણ્યને વિષે મહાત્મા રામચંદ્ર તમને તથા મહાસાધ્વી સીતા અમને યોગક્ષેમની પ્રાપ્તિ કરાવશે.[૧૯] હાય, રામચદ્રના જવાથી દુઃખરૂપ થઈ પડેલી અને જેમાંથી સર્વનાં ચિત્ત ઊઠી ગયાં છે એવી આ અમાંગલિક અયોધ્યામા વસવાથી કોઈને પણ શું સુખ પ્રાપ્ત થાય એમ છે?[૨૦] વળી જો કૈકેયીનું રાજ્ય થશે તો તે અધર્મયુક્ત હોવાથી અનાથ સરખી થઈ જશે! અરેરે! એવા નીચ અધર્મી રાજ્યમાં રહીને આપણને સુખે જીવવાની પણ આશા નથી, તો પછી પુત્ર તથા ધનની તો આશા હોય જ ક્યાંથી?[૨૧] અરે! પોતાના કુળને કલંક લગાડનારી અને દુષ્ટ એવી જે કૈકેયીએ માત્ર તુચ્છ રાજ્યના લોભથી પોતાના નિરપરાધી પુત્ર રામચંદ્રનો તથા પોતાના પતિ મહારાજા દશરથનો પણ ત્યાગ કર્યો, તે બીજાઓનો ત્યાગ કરે એમાં શું આશ્ચર્ય? અરે! હવે ભલે ને કૈકેયી આપણા સર્વનું સારી રીતે ભરણપોષણ કરે, તોપણ આપણે તેના રાજ્યમા વસીશું નહિ! આ અમે અમારા પ્રિય પુત્રોના સોગંદ લઈને કહીએ છીએ. અરે! દુષ્ટ ચારિત્રવાળી અને અધર્મથી ભરેલી જે નિર્દય સ્ત્રીએ પોતાના પતિ દશરથ રાજાના પ્રિય પુત્ર રામચંદ્રને વિના અપરાધે વનમાં કાઢ્યા તે કૈકેયીના રાજ્યમાં રહીને કોણ સુખે જીવી શકે એમ છે? અરેરે! હાય! હવે આ દુષ્ટ કૈકેયીને લીધે ઉપદ્રવયુક્ત થયેલું, યજ્ઞાદિ સત્કર્મો વિનાનુ અને નાયક (રાજા રામ) વગરનું આખું રાજ્ય વિનાશ પામશે; કેમ કે પુત્રવિયોગના દુઃખને લીધે મહારાજા દશરથ હવે લાંબો સમય જીવી શકનાર નથી અને જ્યાં મહારાજાનુ મરણ થયું કે તુરત જ રાજ્યનો વિનાશ થવા લાગશે; માટે હે સ્વામીનાથ! રામચંદ્રના જવાથી પુણ્યરહિત અને નિર્ભાગી બનેલા આપણે સર્વેએ કાં તો વિષ ઘોળીને પીવું અથવા તો રામચંદ્રની પાછળ જવું એ શ્રેયસ્કર છે કે, જ્યા જવાથી પાપિણી કૈકેયીનુ નામ કાને પડે નહિ![૨૨-૨૭] અરે! એ દુષ્ટ કૈકેયીએ વરદાનનું મિથ્યા બહાનું કાઢી સીતા તથા લક્ષ્મણ સહિત રામચદ્રને વનમાં મોકલ્યા છે અને જેમ પશુને કસાઈની સમીપ લાવવામાં આવે, તેમ આપણ સર્વને ભરતના સ્વાધીનમા લાવી મૂકયા છે! અહો! પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળા, કમળ સરખા નેત્રવાળા, સત્યવાદી અને મહાબળવાન શ્યામસુંદર રામચંદ્રના દર્શન આપણે ક્યારે પામીશું? અરે! લક્ષ્મણના મોટા ભાઈ એ રામચંદ્ર ગૂઢજત્રુ,* શત્રુઓનુ દમન કરનારા, જાનુ પર્યંત નીચા બાહુવાળા, પૂર્વાભિલાષી,× મધુર વાણી બોલનાર, શાંત આકૃતિવાળા અને સર્વ લોકને ચંદ્રમાની પેઠે પ્રીતિ ઉપજાવનારા છે; તેઓ પુનઃ અયોધ્યામા ક્યારે પધારશે?[૨૮-૩૦] અરે!

* વૃક્ષનાં પાંદડાં પાથરીને બનાવેલી શય્યા ઉપર શયન કરવાથી રામચંદ્ર આનદ પામશે.

* જેના કંઠની હાંસડી શરીરના ભરાવને લીધે બિલકુલ દેખાતી નથી એવા.

× પોતાનો સ્નેહ અથવા પોતાની સભ્યતા દર્શાવવા માટે સર્વથી પહેલવહેલું જ ભાષણ કરનાર

પુરુષોમાં સિંહ સમાન તથા મદોન્મત્ત હાથીના જેવી ગતિવાળા એ મહારથી રામ હવે અહીં ક્યાંથી હોય? અરે, એ તો હવે વનમાં વિચરી તેને જ સુશોભિત કરશે![૩૧]

એવી રીતે આખી અયોધ્યામાં વિલાપ કરતી સ્ત્રીઓ જાણે મરકીનો ભય આવી પડ્યો હોય, એમ મહાન આક્રોશ કરવા લાગી. એમ કરતાં સૂર્ય અસ્તાચળ પ્રત્યે ગયો અને રાત્રિ પ્રવૃત્ત થઈ.[૩૨,૩૩] આ વેળા આખી અયોધ્યા નગરીમાં મહાન શોક છવાઈ ગયો હતો, કોઈ પણ સ્થળે અગ્નિહોત્રાદિ કાર્યો અર્થે પણ અગ્નિ પ્રજ્વલિત થયેલો જણાતો ન હતો, વેદાદિનું અધ્યયન બંધ પડ્યું હતું અને ઉત્તમ કથા–વ્યાખ્યાનો શાંત થયાં હતાં; જાણે આખી નગરી અંધકાર વડે છવાઈ ગઈ હોય એવું જણાતું હતું.[૩૪] કોઈ પણ પ્રકારના હર્ષ વિનાની તથા જેનાં સઘળાં બજારોમાં હડતાલ પડેલી હતી એવી, રામચંદ્રના વિયોગવાળી અયોધ્યા નગરી એ વેળા નક્ષત્ર અને તારા વિનાના આકાશ જેવી દેખાતી હતી.[૩૫]

રામચંદ્ર વનવાસમાં જવાથી અયોધ્યાપુરીની સઘળી સ્ત્રીઓ જાણે પોતાના જ પુત્ર કે ભાઈને દેશવટો આપ્યો હોય, એવી અત્યંત દુઃખી થઈ દીનપણે વિલાપ કરતી હતી; કેમ કે તેઓને પોતાના પુત્ર તથા ભાઈ કરતાં પણ રામચંદ્ર અધિક પ્રિય હતા.[૩૬] એ સમયે આખી અયોધ્યા નગરીમાં ગીત, ઉત્સવ, નૃત્ય અને વાજિંત્રો વગેરેના શબ્દો શાંત થયા હતા, કોઈ પણ પ્રકારનો હર્ષ જોવામાં આવતો ન હતો અને સર્વત્ર હડતાલ પડી હતી, તેથી એ અયોધ્યા નગરી જળ વિનાના ખાલી પડેલા સમુદ્ર જેવી શૂન્ય જણાતી હતી.[૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૪૮ મો સર્ગ સંપૂર્ણ

## શ્રીરામનું આગળ જવું

# સર્ગ ૪૯ મો

### રામચંદ્રનું આગળ પ્રયાણ

रामोऽपि रात्रिशेषेण तेनैव महदन्तरम् ।
जगाम पुरुषव्याघ्रः पितुराज्ञामनुस्मरन् ॥ १ ॥

તમસા નદીના તટ પર સૂતેલા નગરવાસીઓનો કપટ વડે ત્યાગ કરીને અરુણોદય વેળાએ ચાલી નીકળેલા અને પિતાની આજ્ઞાનું સ્મરણ કરનારા પુરુષવ્યાઘ્ર રામચંદ્ર નદી પાર ઊતરીને સૂર્યોદય થતામાં કેટલેક દૂર નીકળી ગયા.[૧] કલ્યાણકારિણી રાત્રિ વ્યતીત થઈ અને સૂર્યોદય થયો એટલે સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર કોઈ એક જળાશય આગળ જઈને રથમાંથી નીચે ઊતર્યા અને સ્નાન-સંધ્યાદિ કર્મ આટોપ્યું, ત્યાર પછી પુનઃ રથમાં બેસી અનેક સ્થળોનું ઉલ્લંઘન કરતા તેઓ આગળ ચાલ્યા.[૨] માર્ગની બન્ને બાજુ અનેક વૃક્ષોથી વીંટાયેલાં ગામો જણાતાં હતાં અને તેના સીમાડાની પૃથ્વી ખેડૂતોએ ખેડેલી હોવાથી ઘણી જ રમણીય દેખાતી હતી. એ સઘળી વનશોભાને નીરખતા રઘુવીરનો રથ ઉતાવળો ચાલતો હતો; છતાં અશ્વો ઘણા જ ઉત્તમ હોવાને લીધે ધીમેથી ચાલતો હોય તેમ જણાતું હતું.[૩] માર્ગમાં આવતાં કેટલાંએક મોટાં ગામો તથા નાનાં ગામડાંઓમાં રહેનારા લોકો રામચંદ્રને દેશવટો થયેલો જાણવાથી અતિ ખેદ પામી સત્વર તેમનાં દર્શનાર્થે ત્યાં આવતા હતા અને પરસ્પર કહેતા હતાઃ 'અરે! વૃદ્ધાવસ્થામાં પણ કામને વશ થઈ પડેલા દશરથ રાજાને ધિક્કાર છે![૪] અરે! પાપયુક્ત, દુરાગ્રહવાળી, તીક્ષ્ણ સ્વભાવવાળી અને મર્યાદા વગરની દુષ્ટા કૈકેયીને પણ ધિક્કાર છે કે જે આજે આવું ક્રૂર કર્મ કરવા પ્રવૃત્ત થઈ છે![૫] અરે, એ દુષ્ટાએ આવા મહાદયાળુ, જિતેંદ્રિય, બુદ્ધિમાન તથા ધર્માત્મા એવા દશરથપુત્ર રામચંદ્રને વનમાં કાઢ્યા,' એ કેટલો બધો અનર્થ છે![૬] અહો, આથી તો એવું જણાય છે કે દશરથ રાજાનો પોતાના પુત્ર ઉપર કાંઈ પણ સ્નેહ નથી; કારણ કે તેમણે નિરંતર પ્રજા-

ના પ્રિયકર તથા નિર્દોષ એવા રામચંદ્રને વિના-અપરાધે વનવાસ મોકલ્યા છે!' એવાં એવાં વચનો સાંભળતા તથા તેઓનું આશ્વાસન કરતા શૂરવીર રામચંદ્ર કોસલ દેશની ભૂમિને ઓળંગી આગળ ચાલ્યા.[૭,૮]

માર્ગમાં નિર્મળ જળવાળી 'વેદશ્રુતિ' નામની નદી આવી. તે ઊતરીને મહાત્મા રામચંદ્રે અગસ્ત્ય મુનિએ સેવેલી દક્ષિણ દિશા તરફ સીધું પ્રયાણ કર્યું.[૯] ઘણા સમય સુધી ચાલ્યા પછી શીતળ જળવાળી સમુદ્રગામિની 'ગોમતી' નામની નદી આવી કે, જેના નિર્મળ જળમાં ગાયોનાં અનેક ધણ ક્રીડા કરતાં હતા.[૧૦] એ ગોમતી નદી ઊતરી-ને રઘુકુળદિવાકર રામચંદ્ર શીઘ્ર ગતિવાળા અશ્વોથી જોડેલા રથ વડે થોડા જ સમયમાં સ્યંદિકા નામની નદી પાસે આવી પહોંચ્યા. એ નદીના તટ પર અનેક પ્રકારનાં સુંદર વૃક્ષો શોભી રહ્યાં હતાં તથા મયૂરો અને હંસોના મનોહર શબ્દો સંભળાતા હતા. તેને પણ ઊતરીને રામચંદ્રનો રથ આગળ ચાલ્યો.[૧૧]

આ સમયે રામચંદ્રે પૂર્વકાળમાં મહારાજા મનુએ ઇક્ષ્વાકુ રાજાને જે પૃથ્વી આપી હતી, તે દેખાડીને સીતાને કહ્યું: 'હે સીતા! જુઓ, આ ભૂમિ કેવી રળિયામણી જણાય છે! અહો! આમા ધનધાન્યથી ભરેલા અનેક પ્રદેશો છે.'[૧૨] એટલું સીતાને કહીને મદોન્મત્ત હંસ સરખા સ્વભાવવાળા પુરુષોત્તમ રામચંદ્રે સુમંત્રને કહ્યું: 'હે સૂત! માર્ગમાં આવતા આ અનેક ઉપવનો તથા નદી-ઓને જોવાથી મને આપણા નગરનો પ્રદેશ અને સરયૂ નદી સાંભરી આવે છે! અહા! હું વનમાથી પાછો ક્યારે આવીશ અને મારાં માતાપિતાને મળીને સરયૂના તટ પર આવેલા સુગંધિત પુષ્પ-વાળા વનમાં મૃગયા કરતો ક્યારે ફરીશ?[૧૩,૧૪] જો કે હું મૃગયા જેવું ઘાતકી કાર્ય કરવામાં ઘણી જ આકાંક્ષા રાખતો નથી; કેમ કે તે કાર્યને સમ-દર્શી અને ધર્મજ્ઞ પુરુષો નિંદ્ય ગણે છે, તોપણ એ ક્રીડા (મૃગયા) આ લોકમાં ઉત્તમ ક્ષત્રિયોએ માન્ય કરેલી હોવાથી સર્વથા નિષિદ્ધ તો નથી જ.[૧૫] આ લોકમા ધનુર્ધારી રાજર્ષિઓએ લક્ષ્ય વીંધવા-રૂપ ક્રીડાને અર્થે ઇચ્છેલી તથા મનુના પુત્રોએ શ્રાદ્ધાદિ કાળ વિષે કરેલી મૃગયા ઉપર હું ઘણી આકાંક્ષા રાખતો નથી.'*[૧૬] એ રીતે માર્ગમાં જે કાંઈ જોવામાં આવતું હતું, તેને લક્ષ્યમાં રાખી મહાત્મા રામચંદ્ર સુમંત્રની સાથે મધુર વાણી વડે વાર્તાલાપ કરતા ચાલ્યા જતા હતા.[૧૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૪૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૦ મો

### કોસલસીમાનું ઉલ્લંઘન–ગુહસમાગમ

विशालान्कोसलान्रम्यान्यात्वा लक्ष्मणपूर्वजः।
अयोध्यामुन्मुखो धीमान्प्राञ्जलिर्वाक्यमब्रवीत्॥

સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે વિશાળ અને રમણીય કોસલ દેશની× સીમા પર જઈને રથ ઊભો રખાવ્યો અને અયોધ્યા તરફ મુખ રાખીને જાણે તેની પાસેથી વિદાય માગતા હોય, એમ હાથ જોડી કહ્યું:[૧] 'મહારાજા દશરથે પરિ-પાલન કરેલી હે પુરીશ્રેષ્ઠ અયોધ્યા! હું તારી તથા તારું રક્ષણ કરનારા સર્વ દેવતાઓની વનમાં જવા માટે આજ્ઞા માગું છું.[૨] હવે તો જ્યારે હું મારા પિતાના ઋણમાંથી મુક્ત થઈને વનમાંથી પાછો આવીશ, ત્યારે જ તારા તથા મારાં માતાપિતાનાં દર્શન પામીશ.' એવી રીતે વિદાયગીરી લઈ રથને આગળ ચલાવ્યો.[૩] એ સમયે રામચંદ્રને વનવાસ જતા જાણીને કોસલદેશમાં આવેલાં નાનાં મોટાં ગામોમાં વસનારા મનુષ્યો રામચંદ્રનાં દર્શનાર્થે

---

* આ શ્લોક પંદરમા શ્લોકને મળતો જ છે; અને તેથી પુનરુક્તિદોષવાળો જણાય છે. માટે કેટલાક ટીકાકારે આ શ્લોકને અસંમત (પ્રક્ષિપ્ત) કહ્યો છે.

× રામચંદ્રે જે કોસલની સીમાને વટાવીને આગળ ચાલ્યા તે મધ્યકોસલ. એ દશરથ રાજાના રાજ્યનો મુખ્ય પ્રદેશ હતો. એ સમયે કોસલદેશ પૂર્વકોસલ, ઉત્તરકોસલ, પશ્ચિમકોસલ અને મધ્યકોસલ, ઇત્યાદિ અનેક નામથી ઘણા ભાગમાં વહેંચાયેલો હતો. તે પૈકી મહારાજા દશરથ મધ્ય-કોસલ દેશમાં રહેતા હતા અને મહારાણી કૌશલ્યા ઈશાન કોસલદેશના રાજાની પુત્રી હતા.

ત્યાં આવી રથની પાછળ પાછળ ચાલતાં હતાં. તેઓને જોઈ કમળનેત્ર રામચંદ્રે પોતાની આંખમાં આંસુ લાવી તથા હાથ ઊંચો કરી દીનપણે કહ્યું:[૪] 'હે અત્યંત પ્રીતિપૂર્ણ પ્રજાજનો ! તમે મારા પર ઘણો જ આદર તથા દયા ધરાવો છો, એ હું સારી રીતે જાણું છું; તેમ જ તમારો વિયોગ થવાથી મને જેટલો શોક-દુ:ખ થાય છે, તેથી પણ વિશેષ તમને શોક થાય છે, એ પણ હું સારી રીતે જાણું છું; છતાં મારે મારા પિતાની આજ્ઞાનું પાલન કરવાનું છે, માટે તમે હવે પાછા વળો. અધિક સહવાસ કરીને અધિક શોક તથા દુ:ખયુક્ત રહેવું એ પાપયુક્ત છે, માટે તમે સૌ જાઓ અને પોતપોતાનાં કાર્યો સિદ્ધ કરો.'[૫]

શ્રીમાન રામચંદ્રની આજ્ઞા સાંભળી ગ્રામવાસી જનો તેમની પ્રદક્ષિણા કરીને અને નમસ્કાર કરીને અતિ વિલાપ કરતા ટોળે વળીને ત્યાં જ ઊભા રહ્યા.[૬] જોતજોતામાં મહાત્મા રામચંદ્રનો તેજસ્વી રથ જેમ સાયંકાળે સૂર્ય મનુષ્યોની દૃષ્ટિ પરથી દૂર જાય તેમ તેઓની દૃષ્ટિથી ઘણે દૂર ચાલ્યો ગયો. પછી નિરાશ થયેલા અને રામચંદ્રનાં દર્શનથી અતૃપ્ત રહેલા તે ગ્રામવાસી લોકો પાછા વળી પોતપોતાને ઘેર ગયા.[૭]

અતિ રમણીય કોસલદેશ કે જે ધનધાન્ય વડે પરિપૂર્ણ હતો, જેમાં ઉદાર લોકો વસતા હતા, જેમાં કોઈ પણ પ્રકારનો ભય ન હતો, જેમાં અનેક સ્થળે દેવમંદિરો તથા યજ્ઞસ્તંભો દૃષ્ટિએ પડતા હતા, જેમાં અનેક પ્રકારનાં ઉપવનો અને આંબાવાડિયાં શોભતાં હતાં, જેમાં સ્થળેસ્થળે કૂવા, વાવ તથા સરોવરો વગેરે અનેક જળાશયો હતાં, જેમાં વસનારાં સર્વ મનુષ્યો સંતોષી અને શરીરે હૃષ્ટપુષ્ટ હતાં, જે દેશ ગાયોનાં અનેક ધણથી પરિપૂર્ણ હતો, જેમાં વસનારા દ્વિજો નિરંતર વેદધ્વનિ કરતા હતા અને જેમાંનાં પ્રત્યેક ગામ તથા નગર ઘણી સમૃદ્ધિવાળાં હોવાને લીધે રાજાઓએ પાલન કરવા યોગ્ય હતાં, તે કોસલદેશને રથ વડે ઉલ્લંઘન કરી પુરુષવ્યાઘ્ર રામચંદ્રે પોતાના માંડલિક* રાજાઓની રાજ્યસીમામાં પ્રવેશ કર્યો.[૮-૧૦]

તેમાં પ્રથમ સ્વચ્છ, હર્ષયુક્ત અને રમણીય ઉદ્યાનોથી વીંટાયેલી 'લોજ્ય' નામના રાજ્યની સીમામાં પ્રવેશ કરીને તેમણે ધીમે ધીમે ચાલવા માંડ્યું; કેમ કે હવે પોતાનો જન્મદેશ નહિ હોવાથી 'લોકો વિલાપ કરતા પાછળ આવશે' એવી તેમની શંકા નિવૃત્ત થઈ હતી. મહાત્મા રામચંદ્રનો રથ ધીમે ધીમે આગળ ચાલ્યો, એટલામાં શીતળ જળવાળી અને શેવાળ વિનાની દિવ્ય ભાગીરથી ગંગા તેમના જોવામાં આવી.[૧૧]

રમણીય જણાતી એ ભાગીરથી ગંગાના બન્ને તટો ઉપર થોડેથોડે દૂર મહાત્મા ઋષિમુનિઓના આશ્રમો આવેલા હતા; ક્રીડાસમયે હર્ષિત થયેલી અપ્સરાઓ, નાગકન્યાઓ અને ગંધર્વોની સ્ત્રીઓ તેના શીતળ જળનું સેવન કરતી હતી; દેવ, દાનવ, ગંધર્વ અને કિન્નરો ક્રીડાર્થે વારંવાર તેના તટ પર આવતા હતા; તેમાં સ્થળેસ્થળે જળપૂર્ણ ધરા આવેલા હતા.[૧૨-૧૪] તેના તટો પર દેવોને ક્રીડા કરવાના સેંકડો પર્વતો તથા ઉદ્યાનો શોભી રહ્યાં હતાં; તે ભૂતળમાં ઊતરી આવેલી છતાં દેવોની પ્રીતિ માટે સ્વર્ગમાં જઈને 'દેવગંગા' એવા નામને પ્રાપ્ત થઈ હતી.[૧૫] તેના પ્રવાહમાં પડેલી શિલાઓ સાથે જળ અથડાવાથી ભારે ખળભળાટ થતો હતો. વળી તે ભયંકર જણાતી હતી; જળ ઉપર વળેલા ફીણને લીધે જાણે તે હાસ્ય કરતી હોય એવી જણાતી હતી, કોઈ સ્થળે બબ્બે અથવા ત્રણત્રણ પ્રવાહો એકઠા થવાથી જાણે તે ત્રણ લટથી ગૂંથેલી કોઈક સ્ત્રીની વેણી હોય એવી શોભતી હતી; કોઈ સ્થળે તેના પ્રવાહમાં મોટા મોટા વમળો પડતા હતા.[૧૬] કોઈ કોઈ સ્થળનો પ્રવાહ નિશ્ચળ અને ગંભીર દેખાતો હતો; કોઈક સ્થળે તે મોટા વેગથી આકુળ જણાતી હતી; કોઈક સ્થળે તેના પ્રવાહનો શબ્દ ગંભીર તો કોઈક સ્થળે ભયંકર સંભળાતો હતો. તેના પવિત્ર જળમાં દેવોનો સમૂહ સ્નાન કરતો હતો; ઉત્તમ પ્રફુલ્લિત કમળો વડે તેનું જળ છવાયેલું હતું; કોઈક સ્થળે તેનો કિનારો ઘણો જ વિશાળ હતો; કોઈ કોઈ સ્થળ ઉપર નિર્મળ અને સુંવાળી રેતી પથરાયેલી હતી.

* કર આપનાર-ખંડણી ભરનાર-તાબાના રાજા.

તેના પવિત્ર તટ પર હંસો, સારસો તથા ચક્રવાક વગેરે પક્ષીઓ મધુર શબ્દોનું ઉચ્ચારણ કરી રહ્યાં હતાં અને બીજાં પણ અનેક જાતનાં મદમત્ત પક્ષીઓ તેને શોભાવી રહ્યાં હતાં.[૧૭-૧૯] કોઈ કોઈ સ્થળે તટ ઉપર આવેલાં વૃક્ષોની પંક્તિ માળાની પેઠે શોભી રહી હતી. કોઈ સ્થળે તે ખીલેલાં નીલ-કમળો વડે તથા પલ્લવનો વડે વ્યાપ્ત થયેલી હતી. કોઈક સ્થળે તે ખીલ્યા વગરની કળીવાળાં કુમુદ-પુષ્પો વડે શોભી રહી હતી, કોઈક સ્થળે અનેક પ્રકારનાં પુષ્પોના પરાગથી રંગોટાવાને લીધે તે જાણે મદવ્યાપ્ત થયેલી સ્ત્રી હોય તેવી જણાતી હતી. સર્વનાં મળપાપને દૂર કરવાને લીધે અથવા તે પોતે મળમલિનતાથી રહિત હોવાને લીધે નિર્મળ જળવાળી જણાતી હતી; તેમા ક્રીડા કરવાને આવતા દિગ્ગજો, વનગજો તથા ઐરાવતની જાતિના બીજા પણ મહોન્મત્ત હાથીઓ તેના તટ પરનાં ઉપ-વનોને ગજાવી મૂકતા હતા; જાતજાતનાં ફળો, પુષ્પો, નવાંકુરો, ગુચ્છો તથા પક્ષીઓથી પરિપૂર્ણ હોવાને લીધે જાણે ઉત્તમ અને ચિત્ર-વિચિત્ર આભૂષણોથી શણગારેલી કોઈ સ્ત્રી હોય એવી જણાતી હતી અને તે પવિત્ર ગંગા સાક્ષાત્ વિષ્ણુ ભગવાનના ચરણમાંથી નીકળીને સ્વર્ગમાંથી ભૂતળ ઉપર આવેલી હોવાને લીધે દિવ્ય સ્વરૂપવાળી તથા સર્વ પાપનો નાશ કરનારી હોવાને લીધે જોનારને આનંદ ઉપજાવનારી હતી. ભગીરથની તપશ્ચર્યાના પ્રભાવે કરીને શંકરના જટાજૂટમાંથી નીકળેલી તે ગંગા શિશુમાર, મગર અને સર્પ વગેરે જળચર પ્રાણીઓથી વ્યાપ્ત હતી; તેમ જ તેના બન્ને તટો સારસ અને ક્રૌંચ વગેરે પક્ષીઓથી રમણીય જણાતા હતા. તે ગંગા ત્યાંથી થોડેક દૂર આવેલા શૃંગવેરપુર તરફ થઈને સમુદ્રમા મળતી હતી.[૨૦-૨૪]

અનેક તરંગો તથા વમળોવાળી દેવગંગા ભાગીરથીને જોઈ મહાબાહુ રામચન્દ્રે સુમંત્રને કહ્યું: 'હે સુમંત્ર! જો અહીંથી થોડેક દૂર આ દેવનદી ભાગીરથીના તટ પર પેલું મોટું ઇંગુદીવૃક્ષ* દેખાય છે, ત્યાં તું રથ લઈ જા. આજની રાત્રિ આપણે અહીં જ રહીશું.[૨૫-૨૮] આપણે દેવ, દાનવ, ગંધર્વ, મૃગ, સર્પ તથા પક્ષીઓ વગેરે સર્વ પ્રાણીઓ ને અત્યંત માનનીય તથા પવિત્ર અને નિર્મળ જળ-વાળી ગંગાને સારી પેઠે નીરખીશું.'[૨૯]

એવું સાંભળી લક્ષ્મણ સહિત સુમંત્ર પણ 'બહુ સારું' એમ કહી રથને એ ઇંગુદીવૃક્ષ આગળ લઈ ગયો.[૩૦] ત્યાં જઈને લક્ષ્મણ તથા સીતા સહિત રામચંદ્ર રથમાંથી નીચે ઊતર્યા.[૩૧] સુમંત્ર પણ નીચે ઊતરીને તથા અશ્વો છોડીને ઇંગુદીવૃક્ષ નીચે. વિરાજેલા રામચંદ્રની આગળ હાથ જોડી ઊભો રહ્યો.[૩૨]

એ સ્થાનથી થોડેક દૂર જણાતા શૃંગવેરપુરમા નિષાદ (ભિલ્લ) જાતિનો 'ગુહ' નામનો રાજા રાજ્ય કરતો હતો. એ રાજા સઘળા ભિલ્લ લોકોનો અધિપતિ હતો. એ ગુહ મહારાજા દશરથનો માંડ-લિક હતો અને શ્રીમાન રામચંદ્રની સાથે તેને ગાઢ મૈત્રી હતી.[૩૩] તે ગુહ રાજા પોતાના પરમ સખા રામચંદ્રને પોતાના દેશમાં આવેલા જાણી પોતાના સર્વ વૃદ્ધ અમાત્યો તથા જ્ઞાતિવર્ગ સહિત તેમને મળવા સારુ સામો આવ્યો. નિષાદાધિપતિ ગુહ રાજાને આવતો જોઈ લક્ષ્મણ સહિત રામચંદ્ર ઊભા થયા અને પરમ સ્નેહપૂર્વક કુશળ સમાચાર પૂછી પરસ્પર ભેટ્યા.[૩૪,૩૫]

રામચંદ્રનો તપસ્વી વેષ જોઈ અતિ દુઃખી થઈ ગયેલા ગુહ રાજાએ નેત્રમાં આંસુ લાવી કહ્યું: 'હે પ્રિય રામ! તમે ભલે પધાર્યા; આજે મારો દેશ અને હું પવિત્ર થયા છીએ. હે રઘુનંદન! હું તમારું શું પ્રિય કરું? હે રામ! કાંઈ પણ ભેદ રાખ્યા વિના મારા આ શૃંગવેરપુરને તમારી અયોધ્યા નગરીના જેવું જ ગણજો. હે મહાબાહુ! તમારા જેવો પ્રિય અને ઉત્તમ ગુણવાન અતિથિ કોના બારણે હોય?' એમ કહી ગુહ રાજાએ પોતાની સાથે આણેલા ભક્ષ્ય, ભોજ્ય, પેય તથા લેહ્ય આદિ ઉત્તમ પદાર્થો આગળ ધરીને તથા અર્ઘ્યપાદ્ય વડે પૂજન કરીને વળી પણ કહ્યું: 'હે મહાબાહુ! આપ ભલે પધાર્યા. આ સઘળી પૃથ્વી

* ઇંગોરીનું ઝાડ.

તમારી જ છે. તમે અમારા સ્વામી છો અને અમે તમારા સેવક છીએ; માટે સેવકે આણેલા આ ભક્ષ્ય–ભોજ્યાદિ પદાર્થો સ્વીકારો અને અમારા રાજ્યનું પાલન કરો.[36–39] હે રામચંદ્ર! આ સેવકે તૈયાર કરેલી ઉત્તમ શય્યાઓ તથા અશ્વો માટે આણેલી ચંદી–ચારાનો સ્વીકાર કરો.'

ગુહનાં વચન સાંભળી અત્યંત સ્નેહથી વશ થયેલા રામચંદ્રે તેને પોતાની બન્ને ભુજાઓ વડે હૃદયસરસો ચાંપ્યો અને કહ્યું : 'હે પ્રિય મિત્ર! તું રાજા હોવા છતાં મને મળવા માટે પગે ચાલીને આવ્યો અને વળી તું 'આ પૃથ્વી તમારી જ છે' એવો સ્નેહ દર્શાવે છે, તેથી તું અમારું સારી રીતે પૂજન કરી ચૂક્યો જ છે. હે ગુહ! અમે તારો સ્નેહ જોઈને સંતુષ્ટ થયા છીએ.[40] હે રાજન્! આજે સર્વ જ્ઞાતિ તથા અમાત્યવર્ગ સહિત તને કુશળક્ષેમ જોઈને મને અત્યંત આનંદ થયો છે. હે ભાઈ! તારા સઘળા રાજ્યમાં, મિત્રોમાં અને વનમાં સૌ કુશળ તો છે ને?[41,42] વળી મારા પરની અતિશય પ્રીતિને લીધે તેં આ જે કાંઈ પદાર્થો મારા માટે તૈયાર કરી આણેલા છે તે સર્વનો મેં સ્વીકાર કર્યો છે એમ જ તું જાણ; કેમ કે આ સમયે મારાથી તેમનો સ્વીકાર થઈ શકે એમ નથી.[43] હે રાજન્! તું જાણે જ છે કે, હાલમાં મારા પિતાની આજ્ઞા પાળવારૂપ ઉત્તમ ધર્મમાં પ્રવૃત્ત થયેલો હોવાથી હું ચૌદ વર્ષ પર્યંત આહાર માટે માત્ર ફળ તથા કંદમૂળાદિ અને શરીર ઢાંકવા માટે દર્ભ વગેરેનાં ચીર–વલ્કલવસ્ત્ર અથવા મૃગ-ચર્માદિનો જ સ્વીકાર કરી શકું એમ છું. હે મિત્ર! તું મને વનનો તપસ્વી જાણ.[44] હે ગુહ! મારે અર્થે કોઈ પણ પદાર્થનું પ્રયોજન નથી; પરંતુ તું અશ્વો માટે જે કાંઈ ઘાસચારો લાવ્યો હોઈશ તે હું મોટા આદરપૂર્વક સ્વીકારીશ. આ અશ્વો મારા પિતા દશરથ રાજાને ઘણા જ પ્રિય છે, માટે તેઓનું સારી રીતે પોષણ કરવાથી તેં મારો જ સત્કાર કર્યો કહેવાશે.'[45,46]

રામચંદ્રનાં વચન સાંભળી ગુહે તુરત જ પોતાના સેવકોને આજ્ઞા કરી અને અશ્વોને ખાવાનું ઘાસ, પીવાનું દૂધ વગેરે તથા ઘી–સાકર ભેળવેલો જવનો લોટ, એટલા પદાર્થો સુમંત્રને સ્વાધીન કરાવ્યા.[47]

ત્યાર પછી સાયંકાળ થયો એટલે ચીરવસ્ત્ર તથા ઉપવસ્ત્ર ધારણ કરનારા રામચંદ્રે સાયંસંધ્યા કરીને લક્ષ્મણે આણી આપેલા ગંગાજળનું પાન કરી, ઈંગુદીવૃક્ષ નીચે બનાવેલી તૃણશય્યા પર શયન કર્યું.[48] તે વેળા લક્ષ્મણ પણ સીતા સહિત રામચંદ્રના ચરણનું પ્રક્ષાલન કરીને એ જ વૃક્ષ નીચે તેમનું રક્ષણ કરવા અર્થે ઊભો રહ્યો. એ વેળા ધનુષ ધારણ કરનારા ગુહ રાજા અને સુમંત્ર પણ આળસરહિત થઈને લક્ષ્મણની સાથે વાર્તાલાપ કરતા આખી રાત્રિ જાગતા બેસી રહ્યા.[49,50]

નિર્મળ અંતઃકરણવાળા અને યશસ્વી એવા દશરથનંદન રામચંદ્ર કે જેમણે કદી દુઃખ દીઠું ન હતું અને જે નિરંતર સુખ ભોગવવાને જ યોગ્ય હતા, તેમને એવી રીતે તૃણશય્યામા સૂતાં સૂતાં જ રાત્રિ વીતી ગઈ.[51]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૫૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૧ મો

### ગુહ અને લક્ષ્મણ વચ્ચે વાર્તાલાપ

तं जाग्रतमदंभेन भ्रातुरर्थाय लक्ष्मणम् ।
गुहः संतापसंतप्तो राघवं वाक्यमब्रवीत् ॥ १ ॥

રઘુકુળદીપક રામચંદ્રને સીતા સહિત તૃણશય્યા ઉપર સૂતેલા જોઈ તેમ જ અકૃત્રિમ સ્નેહને લીધે પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની રક્ષા કરવા માટે સાવધપણે જાગતા જ બેઠેલા લક્ષ્મણને જોઈ ગુહ રાજાના મનમાં અત્યંત ખેદ થઈ આવ્યો. તેણે લક્ષ્મણને કહ્યું :[1] 'હે રાજપુત્ર! મહાત્મા રામચંદ્રને પિતાની આજ્ઞા થયેલી હોવાથી તપસ્વી-વ્રત પાળવાનું છે, પણ કાંઈ તમારે તેમ કરવાનું નથી; કેમ કે તમને કાંઈ પિતાએ તેવી આજ્ઞા આપી નથી. હે લક્ષ્મણ! તમે નિરંતર સુખમાં જ રહેનારા હોવાથી તમને આવી રીતે કષ્ટ વેઠતા જોઈ મને ઘણો જ સંતાપ થાય છે. હે તાત!

તમારા માટે આ સુખશય્યા તૈયાર કરી છે, તેમાં સારી રીતે શયન કરીને તમે વિશ્રાંતિ લો. હે લક્ષ્મણ! રામચંદ્રના રક્ષણ માટે તમે કાંઈ પણ ચિંતા કરશો નહિ; કેમ કે અમે સૌ વનમાં વસનારા હોવાથી કષ્ટ સહન કરવા યોગ્ય જ છીએ, તેથી અમે રામચંદ્રની રક્ષા માટે આખી રાત્રિ જાગતા રહીશું. હે લક્ષ્મણ! હું મારા સત્યના સોગંદપૂર્વક કહું છું કે, આ પૃથ્વીમાં મને રામચંદ્રથી બીજું કાંઈ પણ અધિક પ્રિય નથી.[૨-૪] આ લોકમાં મોટો યશ, ધર્મપ્રાપ્તિ, પુષ્કળ દ્રવ્ય અને ઉત્તમ સુખ, એ સઘળું હું રામચંદ્રની કૃપાથી જ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું;[૫] માટે મારા જ્ઞાતિવર્ગ સહિત હું હાથમાં ધનુષ લઈને તથા આખી રાત્રિ જાગતો રહીને સીતા સહિત સૂતેલા મારા પ્રિય મિત્ર રામચંદ્રનું અવશ્ય રક્ષણ કરીશ.[૬] વળી આ વનને વિષે મારાથી કાંઈ પણ અજાણ્યું નથી; કેમ કે નિરંતર હું આ વનમાં જ વિચરનારો છું; તેથી ભલેને એક સમયે મહાબળવાન ચતુરંગિણી સેના ચઢી આવે, તોપણ હું હરાવવાને સમર્થ છું, માટે તમે નિશ્ચિંત થઈ આ શય્યા ઉપર શયન કરો; હું રામચંદ્રનું રક્ષણ કરીશ.[૭]

ગુહ રાજાનું વચન સાંભળી મહાત્મા લક્ષ્મણે કહ્યું: 'હે નિષ્પાપ! ધર્મને અનુસરનારા તારા દેશમાં તારા રક્ષણ નીચે આવેલા અમોને કાંઈ પણ ભય છે જ નહિ.[૮] મારે નહિ સૂવાનું કારણ માત્ર એટલું જ છે કે, મારા માતા સમાન સીતા તથા પિતા સમાન રઘુવીર આજે પૃથ્વી પર તૃણશય્યામાં સૂતાં છે, તે વખતે મારે સુખશય્યામાં શયન કરી નિદ્રા લેવી કિંવા સ્વાદિષ્ટ અન્નાદિનો આહાર કરી જીવન ધારણ કરવું, એ કોઈ રીતે યોગ્ય નથી.[૯] અરે! યુદ્ધ વિષે સઘળા દેવો અને અસુરો પણ જેના તેજને સહન કરવા સમર્થ નથી, તેવા રામચંદ્ર પોતાની પત્ની સીતા સહિત આજે તૃણશય્યા ઉપર સૂઈ રહ્યા છે અને હું સુખશય્યામાં શયન કરું એ શું યોગ્ય દેખાય?[૧૦] અરે, કૃચ્છ્રચાંદ્રાયણાદિ વ્રતો, ગાયત્રીપુરશ્ચરણાદિ જપપ્રયોગો તથા અશ્વમેધાદિ યજ્ઞો કરવાથી પ્રાપ્ત થયેલા આ એકલા રામચંદ્ર જ મહારાજા દશરથના સમાન લક્ષણોવાળા જ્યેષ્ઠ પુત્ર છે.[૧૧] અરે, મને નિશ્ચય છે કે, રામચંદ્રથી વિયોગ પામેલા મહારાજા દશરથ હવે લાંબો સમય જીવશે નહિ અને જો એમ થશે તો અલ્પ સમયમાં સઘળી પૃથ્વી (અયોધ્યારાજ્ય) વિધવા (અનાથ) થશે! હે તાત! અમે ત્રણે જણાં નગરમાંથી વિદાય થયાં, તે વેળા અંતઃપુરની તથા નગરની સર્વ સ્ત્રીઓ મહાકષ્ટને લીધે કોલાહલ કરી રહી હતી; પરંતુ હવે તો તેઓ અતિ શ્રમિત થઈને શાંત થઈ હશે. વળી મહારાજાનો આખો મહેલ તથા સઘળું નગર પણ હવે શાંત થઈ ગયું હશે;[૧૨,૧૩] પરંતુ રામમાતા કૌશલ્યા, મહારાજા દશરથ અને મારી માતા સુમિત્રા, એ ત્રણ તો જીવતાં હોય એમ પણ મારા માનવામાં આવતું નથી! કદાચ તેઓ જીવતાં હશે, તોપણ માત્ર આજની રાત્રિ દુઃખે કરી કાઢશે.[૧૪] અરે! મારી માતા સુમિત્રા તો કદાચ મારા નાના ભાઈ શત્રુઘ્નને જોઈને વધારે વખત જીવી શકશે; પરંતુ મોટા ખેદની વાત તો એ છે કે, શૂરવીર રામચંદ્રની માતા કૌશલ્યા પોતાના એકના એક પુત્રના વિયોગનો શોક આવી પડવાથી નિશ્ચય મરણ પામશે! વળી રામચંદ્ર વિષે અતિ પ્રીતિવાળી તથા સર્વ પ્રકારે સુખ પામેલી અયોધ્યા નગરી પણ રામવિયોગ તથા દશરથમરણ એમ બેવડા શોકને લીધે અવશ્ય નાશ પામશે.[૧૫,૧૬] અરે! પોતાના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રના વિયોગથી પીડાતા મહારાજા દશરથના પ્રાણ હવે વધુ વખત તેમના શરીરમાં ટકવાના નથી![૧૭] અરે! મહારાજાનું મરણ થયું કે તરત જ મહારાણી કૌશલ્યા અને ત્યાર પછી મારી માતા સુમિત્રા અવશ્ય મરણ પામશે.[૧૮] અરેરે! રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો પોતાનો મનોરથ સિદ્ધ ન થવાથી તે સંબંધી જ શોક કરતા મહારાજા વનમાંથી પાછા ગયેલા રામચંદ્રને રાજ્યાભિષેક કર્યા વિના જ પરલોક સિધાવશે.[૧૯] અરે, તેમના મરણસમયે તેમની પાસે રહેલા ભરત વગેરેને ધન્ય છે કે, જેઓ પોતાના પિતાના પ્રેતકાર્યનાં સર્વ સંસ્કારો કરશે.[૨૦] અને અમારા પિતાની

# અનુક્રમ

## ભાગ ૧ લો


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| | **૧—બાલકાંડ** | |
| | **શ્રીરામાયણનો ઉપોદ્‌ઘાત** | |
| ૧ | નારદમુનિએ વાલ્મીકિને કહેલુ સંક્ષિપ્ત રામાયણ | ૩ |
| ૨ | ક્રૌંચવધદર્શન અને રામાયણની રચના ... | ૮ |
| ૩ | રામાયણમા આવેલા વિષયોની અનુક્રમણિકા | ૧૧ |
| ૪ | રામચંદ્રે કુશ-લવના મુખથી રામાયણ સાભળ્યું ... ... ... ... | ૧૩ |
| | **સૂર્યવંશ અને દશરથચરિત્ર** | |
| ૫ | અયોધ્યાનું વર્ણન ... ... ... | ૧૫ |
| ૬ | અયોધ્યાની પ્રજાનું વર્ણન ... .. | ૧૬ |
| ૭ | દશરથ રાજાનું મંત્રીમંડળ ... ... | ૧૮ |
| | **શૃંગી ઋષિનું આખ્યાન** | |
| ૮ | અશ્વમેધયજ્ઞનો વિચાર ... ... | ૧૯ |
| ૯ | દશરથ રાજા અને સુમંત્રનો સંવાદ | ૨૦ |
| ૧૦ | ઋષ્યશૃંગનું આખ્યાન .. ... | ૨૨ |
| ૧૧ | ઋષ્યશૃંગનું અયોધ્યામાં આગમન ... | ૨૪ |
| | **દશરથનો અશ્વમેધયજ્ઞ** | |
| ૧૨ | અશ્વમેધયજ્ઞની તૈયારીઓ ... ... | ૨૬ |
| ૧૩ | રાજાઓને આમંત્રણ અને યજ્ઞદીક્ષા .. | ૨૭ |
| ૧૪ | અશ્વમેધયજ્ઞનું વર્ણન . . | ૨૯ |
| | **શ્રીરામચંદ્રનો જન્મપ્રસંગ** | |
| ૧૫ | દેવતાઓની વિષ્ણુ પ્રત્યે પ્રાર્થના | ૩૩ |
| ૧૬ | પાયસદાન અને રાણીઓને રહેલો ગર્ભ ... | ૩૫ |
| ૧૭ | દેવોના અંશોથી વાનરાદિની ઉત્પત્તિ ... | ૩૬ |
| ૧૮ | રામલક્ષ્મણાદિનો જન્મ . .. | ૩૮ |
| | **બ્રહ્મર્ષિ વિશ્વામિત્રનો યજ્ઞ** | |
| ૧૯ | યજ્ઞરક્ષાર્થે રામને મોકલવા વિશ્વામિત્રની માગણી ... ... ... ... | ૪૧ |
| ૨૦ | વિશ્વામિત્ર અને દશરથનો સંવાદ ... | ૪૨ |
| ૨૧ | વિશ્વામિત્રનો કોપ—વસિષ્ઠની ભલામણ ... | ૪૪ |
| ૨૨ | વિશ્વામિત્ર સાથે રામલક્ષ્મણનુ પ્રયાણ, 'બલા' તથા 'અતિબલા' વિદ્યાની પ્રાપ્તિ ... | ૪૫ |
| ૨૩ | રુદ્રાશ્રમમા રાત્રિવાસ ... ... ... | ૪૭ |
| ૨૪ | સરયૂ નદીનુ અને તાટકાના ત્રાસનુ વર્ણન .. | ૪૮ |
| ૨૫ | તાટકાનું વૃત્તાંત ... ... ... | ૫૦ |
| ૨૬ | તાટકાનો વધ—તે વનમા રાત્રિનિવાસ ... | ૫૧ |
| ૨૭ | વિશ્વામિત્રે રામચંદ્રને દિવ્ય અસ્ત્રો આપ્યાં | ૫૩ |
| ૨૮ | અસ્ત્રસંહારવિદ્યાની પ્રાપ્તિ ... ... | ૫૪ |
| ૨૯ | સિદ્ધાશ્રમનુ વૃત્તાંત ... .. ... | ૫૫ |
| ૩૦ | મારીચ અને સુબાહુનો પરાજય . | ૫૭ |
| | **વિશ્વામિત્ર સાથે રામ અને લક્ષ્મણનો પ્રવાસ** | |
| ૩૧ | સિદ્ધાશ્રમમાથી જનકપુર તરફ પ્રયાણ .. | ૫૮ |
| ૩૨ | કુશનાભની કન્યાઓનું ચરિત્ર . ... | ૬૦ |
| ૩૩ | કુશનાભકન્યાઓના બ્રહ્મદત્ત સાથે લગ્ન ... | ૬૧ |
| ૩૪ | વિશ્વામિત્રના પિતા ગાધિ રાજાનો જન્મ ... | ૬૩ |
| ૩૫ | ગંગા અને પાર્વતીની ઉત્પત્તિ ... ... | ૬૪ |
| ૩૬ | શિવપાર્વતીની ક્રીડા અને દેવોને શાપ ... | ૬૬ |
| ૩૭ | કાર્તિકેયની ઉત્પત્તિ ... .. ... | ૬૮ |
| | **શ્રીગંગાજીનું પધારવું** | |
| ૩૮ | સગર રાજાનું ચરિત્ર .. ... ... | ૬૯ |
| ૩૯ | સગર રાજાના યજ્ઞનું વર્ણન ... ... | ૭૦ |
| ૪૦ | કપિલ મુનિના શાપથી સગરપુત્રોનો નાશ | ૭૨ |
| ૪૧ | સગર રાજાના યજ્ઞની સમાપ્તિ ... ... | ૭૩ |
| ૪૨ | ભગીરથનો પ્રયત્ન ... ... | ૭૫ |
| ૪૩ | સગરપુત્રોનો ઉદ્ધાર ... ... .. | ૭૬ |
| ૪૪ | ગંગાવતરણની કથાનો ઉપસંહાર .. | ૭૮ |
| | **વિશ્વામિત્રનો આગળ પ્રવાસ** | |
| ૪૫ | વિશાલા નગરીનુ વૃત્તાત અને સમુદ્રમંથન ... | ૭૯ |
| ૪૬ | મારુતગણની જન્મકથા .. ... | ૮૧ |
| ૪૭ | મારુતગણની જન્મકથા (ચાલુ) ... | ૮૨ |
| ૪૮ | અહલ્યાનુ ચરિત્ર .. .. ... | ૮૩ |
| ૪૯ | અહલ્યાના શાપની નિવૃત્તિ .. ... | ૮૬ |
| | **સીતાજીનો સ્વયંવર** | |
| ૫૦ | જનકપુરમા પ્રવેશ ... ... . | ૮૭ |
| ૫૧ | શતાનંદે વિશ્વામિત્રનું ચરિત્ર કહ્યું ... | ૮૯ |
| ૫૨ | વિશ્વામિત્રનું આતિથ્ય . ... | ૯૦ |
| ૫૩ | વિશ્વામિત્રે કરેલી શબલાની માગણી ... | ૯૧ |
| ૫૪ | વિશ્વામિત્રે કરેલું શબલાનું હરણ . | ૯૨ |
| ૫૫ | વિશ્વામિત્રે તપશ્ચર્યાથી ધનુર્વેદ મેળવ્યો ... | ૯૪ |
| ૫૬ | વિશ્વામિત્રે બ્રહ્મત્વ મેળવવાનો નિશ્ચય કર્યો | ૯૫ |
| ૫૭ | વિશ્વામિત્ર રાજર્ષિ થયા ... ... | ૯૬ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૫૮ | વિશ્વામિત્ર અને ત્રિશંકુ રાજા .. ... | ૯૭ |
| ૫૯ | વિશ્વામિત્રની પ્રતિજ્ઞા–ત્રિશંકુનો યજ્ઞ ... | ૯૮ |
| ૬૦ | વિશ્વામિત્રે રચેલી નવી સૃષ્ટિ .. ... | ૯૯ |
| ૬૧ | શુનઃશેપની પિતૃભક્તિ .. .. | ૧૦૧ |
| ૬૨ | શુનઃશેપનું રક્ષણ ... ... ... | ૧૦૨ |
| ૬૩ | વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદની પ્રાપ્તિ ... | ૧૦૪ |
| ૬૪ | રંભાએ વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કર્યું | ૧૦૫ |
| ૬૫ | વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું ... | ૧૦૬ |
| ૬૬ | ધનુષનુ વૃત્તાંત અને જનકની પ્રતિજ્ઞા ... | ૧૦૮ |
| ૬૭ | ધનુર્ભંગ ... ... ... ... | ૧૧૦ |
| ૬૮ | લગ્નની વધામણી ... ... ... | ૧૧૧ |
| ૬૯ | દશરથ રાજાનુ જનકપુરમા આગમન ... | ૧૧૨ |
| ૭૦ | દશરથકુળનું વર્ણન ... ... ... | ૧૧૪ |
| ૭૧ | જનકકુળનુ વર્ણન ... ... ... | ૧૧૬ |
| ૭૨ | ભરત–શત્રુઘ્નના વિવાહ ... ... | ૧૧૭ |
| ૭૩ | વિવાહોત્સવ ... ... ... | ૧૧૮ |


### જનકપુરથી વિદાયગીરી


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૭૪ | જનકપુરથી વિદાય અને પરશુરામનો સમાગમ | ૧૨૦ |
| ૭૫ | રામવીર્યની પરીક્ષા ... ... ... | ૧૨૨ |
| ૭૬ | રામે પરશુરામના તેજનું આકર્ષણ કર્યું ... | ૧૨૪ |
| ૭૭ | અયોધ્યાપ્રવેશ અને ભરતનું મોસાળ જવુ | ૧૨૫ |


## ૨—અયોધ્યાકાંડ

### રામના અભિષેકનો વિચાર


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | રામગુણવર્ણન અને દશરથ રાજાની ઇચ્છા | ૧૨૯ |
| ૨ | રાજ્યાભિષેક માટે સભાસદોની સંમતિ... | ૧૩૨ |
| ૩ | રાજ્યાભિષેક માટેની તૈયારીઓ ... | ૧૩૫ |
| ૪ | રામચંદ્રને રાજ્યાભિષેકનુ નિવેદન ... | ૧૩૭ |
| ૫ | વસિષ્ઠ મુનિનુ રામના ભવન પ્રત્યે જવુ... | ૧૪૦ |
| ૬ | ઉપવાસવ્રત અને પ્રજાજનોનો હર્ષ ... | ૧૪૧ |
| ૭ | મંથરા અને કૈકેયી ... .. ... | ૧૪૨ |
| ૮ | મંથરાએ કૈકેયીને કરેલો દુર્બોધ ... | ૧૪૫ |
| ૯ | કૈકેયીનો ક્રોધાગારમાં પ્રવેશ ... ... | ૧૪૭ |
| ૧૦ | મહારાજા દશરથ અને કૈકેયી ... ... | ૧૫૧ |
| ૧૧ | દશરથની પ્રતિજ્ઞા ને કૈકેયીની વરયાચના | ૧૫૩ |
| ૧૨ | દશરથનો પરિતાપ અને કૈકેયીને આજીજી | ૧૫૫ |
| ૧૩ | દશરથનો વિલાપ ... .. ... | ૧૬૨ |
| ૧૪ | કૈકેયીનો દુરાગ્રહ અને મુહૂર્તસમય ... | ૧૬૪ |
| ૧૫ | સુમંત્રનું પ્રત્યાગમન અને તેનુ રામ સમીપ જવુ | ૧૬૭ |
| ૧૬ | રામચંદ્ર અને સુમંત્ર .. .. | ૧૭૦ |
| ૧૭ | નગરવાસીઓનો હર્ષ ... .. | ૧૭૩ |
| ૧૮ | રામચંદ્ર અને કૈકેયી... ... ... | ૧૭૪ |
| ૧૯ | રામચંદ્રે વનવાસ જવા માટે પ્રતિજ્ઞા કરી | ૧૭૬ |
| ૨૦ | કૌશલ્યાનો પરિતાપ .. ... ... | ૧૭૮ |
| ૨૧ | કૌશલ્યા અને રામ–લક્ષ્મણનો સંવાદ ... | ૧૮૨ |
| ૨૨ | દૈવનો પ્રભાવ અને લક્ષ્મણનુ સાંત્વન ... | ૧૮૬ |
| ૨૩ | લક્ષ્મણનો ક્રોધ અને પુરુષાર્થની પ્રબળતા | ૧૮૮ |
| ૨૪ | કૌશલ્યા અને દૃઢપ્રતિજ્ઞ રામ ... ... | ૧૯૨ |
| ૨૫ | રામની મંગળ રક્ષા ... ... ... | ૧૯૪ |
| ૨૬ | રામચંદ્ર અને સીતા .. ... ... | ૧૯૬ |
| ૨૭ | સીતાવચન ... ... ... | ૧૯૯ |
| ૨૮ | વનવાસના દુઃખો ... ... ... | ૨૦૦ |
| ૨૯ | સીતાનો સ્નેહ ... ... ... | ૨૦૨ |
| ૩૦ | સીતાનો નિશ્ચય ... ... ... | ૨૦૩ |
| ૩૧ | રામચંદ્ર અને લક્ષ્મણ ... ... | ૨૦૬ |
| ૩૨ | સર્વસ્વદાન–ત્રિજટઋષિનુ પરાક્રમ ... | ૨૦૮ |
| ૩૩ | પ્રજાનો શોક ... .. ... | ૨૧૧ |
| ૩૪ | રામ અને દશરથનો સંવાદ ... ... | ૨૧૩ |
| ૩૫ | સુમંત્ર અને કૈકેયી ... ... ... | ૨૧૬ |
| ૩૬ | દશરથ, કૈકેયી તથા સિદ્ધાર્થ નામનો પ્રધાન | ૨૧૯ |
| ૩૭ | વલ્કલવસ્ત્રપરિધાન અને મહર્ષિ વસિષ્ઠનો કૈકેયીને બોધ ... ... ... | ૨૨૧ |
| ૩૮ | સીતાનાં ચીરવસ્ત્ર અને કૈકેયીને ફિટકાર... | ૨૨૩ |
| ૩૯ | દશરથસંતાપ–કૌશલ્યા અને સીતા ... | ૨૨૪ |
| ૪૦ | વનપ્રયાણ અને રામવિયોગ ... ... | ૨૨૭ |


### અયોધ્યામાં મહાન શોક


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૧ | રામવિયોગનુ દુઃખ ... ... ... | ૨૩૦ |
| ૪૨ | મહારાજા દશરથ ... ... | ૨૩૧ |
| ૪૩ | કૌશલ્યાનો વિલાપ ... ... ... | ૨૩૩ |
| ૪૪ | કૌશલ્યાનું સુમિત્રાએ કરેલું આશ્વાસન .. | ૨૩૫ |


### અયોધ્યાવાસીઓનો ત્યાગ


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૫ | રામચંદ્ર અને અનુગામી વિપ્રો... ... | ૨૩૬ |
| ૪૬ | વનમાં પ્રથમ રાત્રિ–અનુગામીઓનો ત્યાગ | ૨૩૯ |
| ૪૭ | અનુગામીઓનો ખેદ અને પાછા વળવું ... | ૨૪૧ |
| ૪૮ | અયોધ્યાવાસી સ્ત્રીઓનો વિલાપ ... | ૨૪૨ |


### શ્રીરામનું આગળ જવું


| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૪૯ | રામચંદ્રનુ આગળ પ્રયાણ ... ... | ૨૪૪ |
| ૫૦ | કોશલસીમાનુ ઉલ્લંઘન–ગુહસમાગમ ... | ૨૪૫ |
| ૫૧ | ગુહ અને લક્ષ્મણ વચ્ચે વાર્તાલાપ ... | ૨૪૮ |
| ૫૨ | સુમંત્રસ્નેહ–રામચંદ્રનુ ગંગાપાર જવું ... | ૨૫૦ |
| ૫૩ | રામનો ગૃહ સંબંધી ખેદ અને માતૃપ્રેમ | ૨૫૬ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૫૪ | ભરદ્વાજ મુનિનો સમાગમ ... ... | ૨૫૮ |
| ૫૫ | ચિત્રકૂટનો માર્ગ અને યમુનાતટે રાત્રિનિવાસ | ૨૬૦ |
| ૫૬ | વનમાર્ગનું સૌંદર્ય–ચિત્રકૂટનિવાસ ... | ૨૬૨ |
| | **દશરથરાજાનો પ્રાણત્યાગ** | |
| ૫૭ | સુમંત્રનું આગમન–અયોધ્યામાં શોક ... | ૨૬૪ |
| ૫૮ | દશરથપરિતાપ–રામનો સંદેશ ... ... | ૨૬૬ |
| ૫૯ | અયોધ્યાનુ વિપરીતપણું અને દશરથનો શોક | ૨૬૯ |
| ૬૦ | કૌશલ્યાનો શોક–સુમંત્રે કરેલું સાંત્વન. . | ૨૭૧ |
| ૬૧ | ક્રોધે ભરાયેલા કૌશલ્યાનો દશરથને ઠપકો | ૨૭૨ |
| ૬૨ | દશરથનું સાંત્વન ... ... ... | ૨૭૪ |
| ૬૩ | પૂર્વકૃત દુષ્કર્મ–શ્રવણાખ્યાન .. ... | ૨૭૬ |
| ૬૪ | શ્રવણાખ્યાન–દશરથનું મરણ .. ... | ૨૭૯ |
| ૬૫ | રાણીઓનો વિલાપ ... ... ... | ૨૮૩ |
| ૬૬ | કૌશલ્યાનો વિલાપ અને મહારાજાના મૃતદેહનું સંરક્ષણ ... ... ... | ૨૮૫ |
| ૬૭ | રાજા વિનાના રાજ્યમા થતા અનર્થો–રાજાની આવશ્યકતા... ... ... | ૨૮૭ |
| ૬૮ | વસિષ્ઠ મુનિની આજ્ઞાથી રાજદૂતો ભરતને તેડવા ગયા .. ... ... ... | ૨૮૯ |
| ૬૯ | ભરતને આવેલું દુઃસ્વપ્ન ... ... | ૨૯૦ |
| ૭૦ | અયોધ્યાથી આવેલા રાજદૂતોનો ભરત સાથે સમાગમ–કેકયને ત્યાંથી વિદાય ... | ૨૯૨ |
| ૭૧ | ભરતનુ અયોધ્યામાં આગમન ... ... | ૨૯૩ |
| ૭૨ | ભરત અને કૈકેયી–વૃત્તાંતનિવેદન ... | ૨૯૬ |
| ૭૩ | ભરતશોક–કૈકેયીને મર્મપ્રહાર ... ... | ૨૯૯ |
| ૭૪ | ભરતશોક–રામને બદલે હુ વનમાં જઈશ | ૩૦૧ |
| ૭૫ | ભરતશોક–કૌશલ્યાનો મેળાપ ... ... | ૩૦૩ |
| ૭૬ | ભરતશોક–દશરથ રાજાને અગ્નિસંસ્કાર ... | ૩૦૭ |
| ૭૭ | મહારાજા દશરથની ઉત્તરક્રિયા... ... | ૩૦૮ |
| ૭૮ | શત્રુઘ્નનો કોપ–મંથરાને શિક્ષા... ... | ૩૧૦ |
| | **ભરતનું ચિત્રકૂટ પહોંચવું** | |
| ૭૯ | ભરતનો પ્રેમ–રાજ્યનો અસ્વીકાર ... | ૩૧૧ |
| ૮૦ | વનમાર્ગની સુધારણા ... ... | ૩૧૩ |
| ૮૧ | અયોધ્યાની રાજસભા ... ... | ૩૧૪ |
| ૮૨ | ભરતને રાજ્ય સ્વીકારવાનો આગ્રહ, તેનો ભરતે કરેલો અસ્વીકાર ... ... | ૩૧૫ |
| ૮૩ | રામચંદ્રને વનમાંથી પાછા લાવવા માટે ભરતનુ વનપ્રયાણ .. ... ... | ૩૧૭ |
| ૮૪ | ભરત અને ગુહનો સમાગમ ... ... | ૩૧૯ |
| ૮૫ | ભરત તથા ગુહનો વાર્તાલાપ.... . | ૩૨૦ |
| ૮૬ | રામ–લક્ષ્મણ સંબંધી વૃત્તાંત ... ... | ૩૨૧ |
| ૮૭ | ભરતની ચિંતા–ભ્રાતૃપ્રેમ ... ... | ૩૨૩ |
| ૮૮ | રામચંદ્રની તૃણશય્યા–ભરતનો ખેદ ... | ૩૨૪ |
| ૮૯ | સેના સહિત ભરતનુ ગંગાતરણ ... | ૩૨૭ |
| ૯૦ | ભરત તથા ભરદ્વાજ મુનિનો સમાગમ ... | ૩૨૮ |
| ૯૧ | મહામુનિ ભરદ્વાજનું અદ્ભુત ઐશ્વર્ય ... | ૩૩૦ |
| ૯૨ | ભરદ્વાજના આશ્રમમાંથી વિદાય .. | ૩૩૫ |
| ૯૩ | ભરતનુ ચિત્રકૂટ સમીપ પહોંચવુ .. | ૩૩૭ |
| | **ભરતાદિનું આગમન** | |
| ૯૪ | રામ અને સીતા–ચિત્રકૂટવર્ણન ... | ૩૩૯ |
| ૯૫ | રામ અને સીતા–મંદાકિનીનું વર્ણન ... | ૩૪૦ |
| ૯૬ | લક્ષ્મણનો ક્રોધ . ... .. | ૩૪૧ |
| ૯૭ | રામચંદ્રે લક્ષ્મણનુ સાંત્વન કર્યું ... | ૩૪૩ |
| ૯૮ | ભરતનો યત્ન–રામચંદ્રની શોધ ... | ૩૪૪ |
| ૯૯ | રામ અને ભરતની ભેટ ... ... | ૩૪૫ |
| | **શ્રીરામ અને ભરતનો સમાગમ** | |
| ૧૦૦ | રામભરત–ભેટ–રાજનીતિનો બોધ .. | ૩૪૭ |
| ૧૦૧ | રામ–ભરતભેટ–દશરથમરણ નિવેદન ... | ૩૫૩ |
| ૧૦૨ | પિતાનો શોક અને પિંડદાનક્રિયા ... | ,, |
| ૧૦૩ | માતાઓ તથા અન્ય સ્વજનોનો મેળાપ | ૩૫૬ |
| ૧૦૪ | રામભરત–સંવાદ–રાજ્યસ્વીકાર માટે ભરતપ્રાર્થના .. ... ... | ૩૫૮ |
| ૧૦૫ | રામભરત–સંવાદ–રામે કરેલો ઉપદેશ ... | ૩૫૯ |
| ૧૦૬ | રામભરત–સંવાદ–પુનઃ પ્રાર્થના ... | ૩૬૨ |
| ૧૦૭ | રામભરત–સંવાદ–પ્રતિજ્ઞાપાલનનો દૃઢ નિશ્ચય | ૩૬૫ |
| ૧૦૮ | જાબાલિ મુનિનો ઉપદેશ ... ... | ૩૬૬ |
| ૧૦૯ | સત્યની પ્રશંસા ... .. ... | ૩૬૭ |
| ૧૧૦ | વસિષ્ઠવચન–ઇક્ષ્વાકુવંશનુ વર્ણન ... | ૩૭૦ |
| ૧૧૧ | વસિષ્ઠ ઋષિ–રામભરત–સંવાદ .. | ૩૭૨ |
| | **શ્રી રામચંદ્રની ચરણપાદુકા** | |
| ૧૧૨ | પાદુકાગ્રહણ–ભરતની પ્રતિજ્ઞા ... | ૩૭૪ |
| ૧૧૩ | ભરતની વિદાય–ભરદ્વાજનો સમાગમ ... | ૩૭૬ |
| ૧૧૪ | રામ વિનાની શૂન્ય અયોધ્યા ... | ૩૭૭ |
| ૧૧૫ | પાદુકારાજ્ય–ભરતનો નંદિગ્રામવાસ ... | ૩૭૯ |
| | **ચિત્રકૂટ છોડી આગળ જવું** | |
| ૧૧૬ | ચિત્રકૂટવૃત્તાંત–ઋષિઓની હિજરત ... | ૩૮૦ |
| ૧૧૭ | ચિત્રકૂટત્યાગ અને અત્રિસમાગમ ... | ૩૮૨ |
| ૧૧૮ | સીતા અને અનસૂયા–પતિવ્રતમાહાત્મ્ય... | ૩૮૪ |
| ૧૧૯ | અત્રિઋષિના આશ્રમથી વિદાય–ઋષિઓની પ્રાર્થના ... ... | ૩૮૭ |

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

## ૩—અરણ્યકાંડ

### દંડકારણ્યમાં નિવાસ


૧ દંડકારણ્યપ્રવેશ—તપસ્વીઓના આશ્રમ-મંડળનુ દર્શન ... ... ... ૩૯૧
૨ વિપત્તિનો આરંભ—વિરાધ રાક્ષસ ... ૩૯૩
૩ વિરાધ સાથે યુદ્ધ ... ... ૩૯૪
૪ વિરાધનો વધ ... ... ... ૩૯૬
૫ રામ અને શરભંગ ઋષિનો સમાગમ ... ૩૯૮
૬ વનવાસી મુનિઓની પ્રાર્થના ... ... ૪૦૧
૭ રામ અને સુતીક્ષ્ણ ઋષિનો સમાગમ ... ૪૦૨
૮ સુતીક્ષ્ણ ઋષિના આશ્રમમાંથી વિદાય ... ૪૦૩
૯ વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર—સીતાની દયાવૃત્તિ ૪૦૪
૧૦ વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર—પ્રતિજ્ઞાપાલન એ જ ધર્મ છે .. ... ૪૦૭
૧૧ દંડકારણ્યમાં નિવાસ અને પ્રવાસ—અગસ્ત્ય મુનિનો પ્રભાવ ... ... ૪૦૮
૧૨ અગસ્ત્યનો સમાગમ અને અસ્ત્રલાભ ... ૪૧૩
૧૩ અગસ્ત્યાશ્રમથી વિદાય—નિવાસયોગ્ય સ્થળ પંચવટી તરફ પ્રયાણ .. ... ૪૧૫
૧૪ રામચંદ્ર અને જટાયુ પક્ષી ... ... ૪૧૭


### પંચવટીમાં નિવાસ


૧૫ પંચવટીમાં આશ્રમ .. ... ... ૪૧૯
૧૬ હેમંતઋતુનુ વર્ણન ... ... ... ૪૨૦
૧૭ રામચંદ્ર અને શૂર્પણખા ... ... ૪૨૩
૧૮ શૂર્પણખાનાં કર્ણ—નાસિકાનુ છેદન ... ૪૨૫
૧૯ ખરનો ક્રોધ—શૂર્પણખાનું આશ્વાસન ... ૪૨૬
૨૦ પ્રથમ યુદ્ધ—ચૌદ રાક્ષસોનો વધ ... ૪૨૭
૨૧ શૂર્પણખાએ ખરને શર ચડાવ્યું ... ૪૨૯
૨૨ યુદ્ધ માટે ખરની તૈયારી—રાક્ષસસેના ... ૪૩૦
૨૩ ખરને થયેલા અપશુકનો ... ... ૪૩૧
૨૪ રામનો ભાવિ નિશ્ચય, સીતાના રક્ષણુની ગોઠવણુ અને યુદ્ધ માટે તૈયારી ... ૪૩૩
૨૫ દંડકારણ્યમાં મહાયુદ્ધ ... ... ૪૩૫
૨૬ દંડકારણ્યમાં મહાયુદ્ધ—દૂષણુનો વધ ... ૪૩૭
૨૭ દંડકારણ્યમાં મહાયુદ્ધ—ત્રિશિરાવધ ... ૪૩૯
૨૮ દંડકારણ્યમાં મહાયુદ્ધ—ભયંકર ખરરાક્ષસ... ૪૪૦
૨૯ દંડકારણ્યમાં મહાયુદ્ધ—નીરવાણી ... ૪૪૧
૩૦ દંડકારણ્યમાં મહાયુદ્ધ—ખરનો વધ ... ૪૪૩


### રાવણે સીતાનું કરેલું અપહરણ


૩૧ દંડકારણ્યમાં યુદ્ધની રાવણને જાણ ... ૪૪૫
૩૨ લંકાધિપતિ રાવણ ... ... ... ૪૪૮
૩૩ શૂર્પણખાનાં વચનો—રાજનીતિબોધ ... ૪૪૯
૩૪ રાવણ અને શૂર્પણખા ... ... ૪૫૧
૩૫ રાવણનું મારીચ પાસે જવું ... ... ૪૫૩
૩૬ મારીચની પ્રાર્થના—સીતાહરણ માટે રાવણે માગેલી સહાય ... ... ૪૫૪
૩૭ મારીચનો હિતોપદેશ—વિનાશનો માર્ગ ન લે ૪૫૬
૩૮ મારીચનો રાવણ પ્રત્યે હિતોપદેશ ... ૪૫૭
૩૯ મારીચનો રાવણ પ્રત્યે હિતોપદેશ ... ૪૫૯
૪૦ રાવણની હઠ—મારીચને ધમકી .. ૪૬૦
૪૧ મારીચનો પુન ઉપદેશ—વિનાશકાળે વિપરીત બુદ્ધિ ... ... ... ૪૬૨
૪૨ સીતાહરણનિશ્ચય—રાવણ તથા મારીચનુ રામાશ્રમ પ્રતિ ગમન—માયામૃગ .. ૪૬૩
૪૩ સીતાની અભિલાષા—સુવર્ણ મૃગ લાવી આપો ૪૬૫
૪૪ માયામૃગ—મારીચનો વધ .. ... ૪૬૮
૪૫ સીતાની હઠ—લક્ષ્મણનુ પ્રયાણ .. ... ૪૬૯
૪૬ રામાશ્રમમા તાપસવેષધારી રાવણનુ આગમન ૪૭૨
૪૭ સીતા અને રાવણ—વૃત્તાંતનિવેદન તથા રાવણનો તિરસ્કાર ... ... ... ૪૭૪
૪૮ સીતા અને રાવણ—સ્વપરાક્રમવર્ણન ... ૪૭૭
૪૯ સીતાહરણ—સીતાનો વિલાપ ... ... ૪૭૮
૫૦ સીતાને છોડાવવાનો યત્ન—ગૃધ્રરાજ જટાયુનાં વચનો ... ... ... ૪૮૦
૫૧ સીતાને છોડાવવાનો યત્ન—જટાયુ તથા રાવણનો ઘોર સંગ્રામ ... ... ૪૮૨
૫૨ સીતાને લઈ રાવણનું આકાશમાં ઊડવુ ૪૮૪
૫૩ રાવણનો ધિક્કાર—સીતાનાં વચનો ... ૪૮૬
૫૪ સીતા સહિત રાવણનું લંકામાં જવું ... ૪૮૭
૫૫ રાવણનો વૈભવ—કામાતુર રાવણની સીતાને વિનવણી ... .. ... ૪૮૯
૫૬ સીતાનો પતિપ્રેમ, રાવણનો તિરસ્કાર અને અશોકવનમાં નિવાસ ... ... ૪૯૧
પ્રક્ષિપ્ત સર્ગ—સીતાને સહાય—ઇંદ્રે આપેલું હવિષ્યાન્ન ... ... ... ... ૪૯૩
૫૭ મૃગને હણીને રામનુ પાછા વળવું—અપશુકનો પરથી થતો સંતાપ ... ... ... ૪૯૪
૫૮ શોકાકુલ રામચંદ્ર—સીતાવિરહ .. ... ૪૯૫
૫૯ શોકાકુલ રામચંદ્ર—દુઃખકુલ લક્ષ્મણ ... ૪૯૭
૬૦ સીતા વિનાનો આશ્રમ—પ્રેમોન્મત્ત રામચંદ્ર—સીતા ક્યાં હશે ? ... ... ૪૯૮
૬૧ સીતાવિરહ—રામચંદ્રનો વિલાપ ... ૫૦૧

| સર્ગ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૬૨ | સીતાવિરહ–રામચંદ્રનું રુદન ... ... | ૫૦૨ |
| ૬૩ | સીતાવિરહ–રામચંદ્રની વિહ્વળાવસ્થા ... | ૫૦૩ |
| | **સીતાજીની શોધ** | |
| ૬૪ | સીતાની શોધ માટે રામલક્ષ્મણનું પ્રયાણ–રામચંદ્રનો ક્રોધ ... ... | ૫૦૪ |
| ૬૫ | રામચંદ્રનું સાંત્વન–લક્ષ્મણનાં વચનો ... | ૫૦૮ |
| ૬૬ | લક્ષ્મણનાં સુબોધવચનો ... ... | ૫૦૯ |
| ૬૭ | જટાયુનું દર્શન–રામચંદ્રનો શોક ... | ૫૧૦ |
| ૬૮ | જટાયુનું મરણ–તેની ઉત્તરક્રિયા ... | ૫૧૨ |
| ૬૯ | અયોમુખીનું વિરૂપકરણ–કબંધદર્શન ... | ૫૧૪ |
| ૭૦ | વનમાર્ગ–કબંધભુજચ્છેદન ... ... | ૫૧૬ |
| ૭૧ | વનમાર્ગ–કબંધવૃત્તાંત ... ... | ૫૧૭ |
| ૭૨ | કબંધનો અગ્નિસંસ્કાર–દિવ્ય દેહની પ્રાપ્તિ અને સીતાની ભાળનો ઉપાય ... | ૫૧૯ |
| ૭૩ | કબંધની સલાહ–ઋષ્યમૂકનો માર્ગ .. | ૫૨૧ |
| ૭૪ | શબરીની ભેટ–મતંગ વન ... ... | ૫૨૩ |
| ૭૫ | રામ–લક્ષ્મણનું પંપાસરોવર પર જવું ... | ૫૨૫ |


# ચિત્રોની અનુક્રમણિકા


| ક્રમ | ચિત્રનું નામ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | ત્રિભુવનમોહન રામ ... ... ... ... ... ... | શરૂમાં |
| ૨ | રામપંચાયતન... ... ... ... ... ... ... | ,, |
| ૩ | મહામુનિ વાલ્મીકિના મુખમાંથી કાવ્ય નીકળવું ... ... ... | ૩ |
| ૪ | મહર્ષિ વાલ્મીકિનું રામાયણલેખન ... ... ... ... | ૪ |
| ૫ | દશરથની રાજસભામાં બ્રહ્મર્ષિ વિશ્વામિત્રનું નીડર વાક્ય ... ... | ૪૨ |
| ૬ | બળવાન અધર્મી તાટકાનો શ્રીરામચંદ્રે વધ કરવો ... ... ... | ૫૨ |
| ૭ | કૈલાસપતિ ઝીલવા તત્પર થતાં ગંગાજી ભૂમિ પર પધારે છે ... ... | ૭૬ |
| ૮ | શ્રીરામના ચરણસ્પર્શથી ઋષિપત્ની અહલ્યાનો ઉદ્ધાર થવો ... ... | ૮૬ |
| ૯ | હે ત્રિશંકુ! ઊભો રહે, ચિંતા ન કર ... ... ... ... | ૧૦૦ |
| ૧૦ | શ્રીરામે પ્રચંડ શિવધનુષ્ય એવું ચડાવ્યું કે કડડભૂસ ... ... | ૧૧૦ |
| ૧૧ | શ્રીરામે પરશુરામને વૈષ્ણવ ધનુષ્ય ચડાવી બતાવ્યું ... ... ... | ૧૨૪ |
| ૧૨ | કૈકેયી એવી ભોળી કે મંથરા જેવી દાસીએ પણ બુદ્ધિ ભમાવી નાખી!... | ૧૪૬ |
| ૧૩ | શ્રીરામચંદ્રજી દશરથ પાસે વનમાં જવાની રજા માગી રહ્યા છે ... | ૨૨૪ |
| ૧૪ | નૌકારોહણ ... ... ... ... ... ... ... | ૨૫૪ |
| ૧૫ | ભરત અને કૌશલ્યાનો વિલાપ ... ... ... ... ... | ૩૦૬ |
| ૧૬ | શ્રીરામ–ભરત–ભેટ ... ... ... ... ... ... | ૩૫૦ |
| ૧૭ | કૈકેયીની ક્ષમાયાચના ... ... ... ... ... ... | ૩૬૦ |
| ૧૮ | અત્રિ ઋષિના આશ્રમમાં રામ, લક્ષ્મણ, સીતા, અત્રિ અને અનસૂયા ... | ૩૮૬ |
| ૧૯ | શ્રીરામચંદ્રજીની પ્રતિજ્ઞા ... ... ... ... ... ... | ૪૦૪ |
| ૨૦ | જટાયુ પક્ષીના મરણ સમયે શ્રીરામચંદ્ર 'વીરગતિ મળો' એવી આશિષ આપે છે | ૫૧૪ |
| ૨૧ | મતંગ વનમાં વૃદ્ધ યોગી તપસ્વિની શબરી... ... ... ... | ૫૨૪ |



आदिकवि महामुनि वाल्मीकि विरचित

# श्रीवाल्मीकि रामायण

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## १–बालकाण्ड



**महामुनि वाल्मीकिना मुखमांथी काव्य नीकळवुं**

સ્નાન-ધ્યાનાદિ માટે મહર્ષિ વાલ્મીકિએ તમસાકિનારે શિષ્યો સહિત જવું; ત્યાં ક્રૌંચ પક્ષીનો સંહાર અને માદાનું કરુણ રુદન જોયું. માદા તરફ દયા અને પારધી તરફ ક્રોધ ઊપજવો અને તેના આવેશમાં આ શ્લોક બોલાઈ જવો—मा निषाद प्रतिष्ठा त्वमगमः शाश्वतीः समाः । यत्क्रौञ्चमिथुनादेकमवधीः काममोहितम ॥ તેમના મુખથી સર્વથી પહેલું જ એ કાવ્ય નીકળ્યું અને પછી એ જ ધોરણે સર્વથી પહેલો રામાયણ ગ્રંથ તેમણે રચ્યો, જેથી તે 'આદિકવિ' કહેવાયા.



આદિકવિ મહામુનિ વાલ્મીકિ વિરચિત

# श्रीवाल्मीकि रामायण

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## १–बालकाण्ड

શ્રીરામાયણનો ઉપોદ્‌ઘાત

## સર્ગ ૧લો.

### નારદમુનિએ વાલ્મીકિને કહેલું સંક્ષિપ્ત રામાયણ

तपःस्वाध्यायनिरतं तपस्वी वाग्विदां वरम्।
नारदं परिपप्रच्छ वाल्मीकिर्मुनिपुंगवम् ॥१॥

તપ કરનારા વાલ્મીકિમુનિએ (એક સમયે પોતાના આશ્રમ પર આવેલા) તપ અને સ્વાધ્યાયમાં પ્રીતિવાળા તથા વાણી જાણનારાઓમાં શ્રેષ્ઠ એવા મુનિવર્ય નારદમુનિને પૂછ્યું કે,[1] 'હે મહર્ષિ! આ ભૂલોકમાં પ્રશંસનીય ગુણવાળો, પરાક્રમવાળો, શ્રૌતસ્માર્ત ધર્મના રહસ્યને જાણનારો, કૃતજ્ઞ, સત્યવક્તા, આપત્તિમાં પણ ગ્રહણ કરેલા નિયમનો ત્યાગ નહિ કરનારો, ઉત્તમ ચરિત્રવાળો, સર્વ પ્રાણીઓનું હિત કરનારો, આત્મ–અનાત્મ પદાર્થને જાણનારો, પ્રજારંજન કરવામાં સમર્થ, સુંદર સ્વરૂપવાળો, પોતાના અંતઃકરણને વશ કરનારો, ક્રોધને જીતનારો, તેજસ્વી, ઈર્ષ્યારહિત અને યુદ્ધસમયે જેને કોપેલો જોઈને દેવો તેમ જ અસુરો પણ ભય પામે એવો પુરુષ આ સમયમાં કોણ છે?[૨–૪] હે મુનિ! હું એ સઘળું સાંભળવા ઇચ્છું છું. ઉપર્યુક્ત સર્વ ગુણો એક જ પુરુષમાં હોય તેવા પુરુષને જાણવાની મને બહુ ઉત્કંઠા છે. હે મહર્ષિ! તમે એ પ્રકારના પુરુષને જાણવાને સમર્થ છો, માટે તે વાત કહો.'[૫]

એ પ્રકારે વાલ્મીકિના પ્રશ્નો સાંભળી ભૂત, ભવિષ્ય તથા વર્તમાન જાણનારા નારદમુનિએ આનંદ પામીને તથા 'હે વાલ્મીકિ મુનિ! સાંભળો' એવા સંબોધનથી તેમને સાવધાન કરીને કહ્યું:[૬] હે મુનિ! તમે જે ગુણોનું વર્ણન કર્યું, તે સર્વ ગુણો એક જ પુરુષમાં હોવા અતિ દુર્લભ છે, તોપણ હું વિચાર કરીને, તેવો પુરુષ કોણ છે તે કહું છું, તે તમે સાંભળો.[૭]

આધુનિક સમયમાં ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા અને લોકવિખ્યાત રામ ઉક્ત સર્વ ગુણથી સંપન્ન છે. શ્રી. રામ પોતાના અંતઃકરણને નિયમમાં રાખનાર, મોટા પરાક્રમવાળા, તેજસ્વી, ધૈર્ય-

વાન,[૮] બુદ્ધિમાન, નીતિમાન, ઉત્તમ વાણીવાળા, ઐશ્વર્યાદિથી યુક્ત, શત્રુઓનો નાશ કરનારા, વિશાળ ખભાવાળા, મોટા બાહુવાળા, શંખ જેવી ડોકવાળા, માંસથી ભરેલા કપોલવાળા,[૯] વિશાળ છાતીવાળા, ખભા આગળનાં હાડકા-જેને હાંસડી કહે છે તે-જેનાં ગુપ્ત છે એવા, શત્રુઓનું દમન કરનારા, ઢીંચણ સુધી લાંબા હાથવાળા, સુંદર મસ્તકવાળા, ભવ્ય લલાટવાળા તથા હાથી અને સિંહ સમાન ગતિ કરનારા છે.[૧૦] તે રામ શરીરે સમાન છે, તેમના સર્વ અવયવો સરખી રીતે ઘાટીલા છે, તેમના શરીરનો વર્ણ ઇંદ્રનીલમણિ જેવો શ્યામ છે, તે પ્રતાપવાળા છે, તેમનુ વક્ષઃસ્થળ માંસથી ભરેલુ અને ઊંચું છે, તેમનાં નેત્ર કર્ણ પર્યંત વિશાળ છે, તેમના સર્વ અવયવો સૌંદર્યવાળા છે અને તે સામુદ્રિકશાસ્ત્રમાં કહેલાં સર્વ શુભ લક્ષણસંપન્ન છે.[૧૧] વળી તે રામ ધર્મને જાણનાર છે, સત્ય પ્રતિજ્ઞાવાળા છે, પ્રજાહિતનાં કાર્યોમાં પ્રીતિવાળા છે, યશસ્વી છે, જ્ઞાનસંપન્ન છે, બાહ્યાભ્યંતર શુદ્ધ છે; માતા, પિતા, આચાર્ય અને દેવોને અધીન રહેનારા છે, સમાધિવાળા છે.[૧૨] પ્રજાપાલનાદિ કાર્યમાં પ્રજાપતિ સમાન છે, અગ્નિહોત્રી હોવાથી નિરંતર ભસ્મ ધારણ કરનારા છે, વૈદિક કર્મ કરનારા છે, વેદદ્રોહી દુષ્ટોનો નાશ કરનારા છે, પ્રાણીમાત્રના રક્ષક છે અને મર્યાદાપાલન વડે વર્ણાશ્રમધર્મનુ રક્ષણ કરનારા છે.[૧૩] તે રામ યજ્ઞ કરવો, અધ્યયન કરવું, દાન કરવું, દંડ દેવો અને યુદ્ધ કરવું ઇત્યાદિ સ્વધર્મનું પાલન કરનારા છે, સ્વજનોનું રક્ષણ કરનારા છે, વેદ તથા વેદાંગના— રહસ્યને જાણનારા છે, ધનુર્વેદને સારી રીતે જાણનારા છે, સર્વ શાસ્ત્રો+ના રહસ્યને જાણનારા છે, સ્મૃતિમાન છે, વ્યવહાર સમયે યોગ્યાયોગ્ય સમજનારા છે, સર્વ લોકને પ્રિય છે, કોમળ સ્વભાવવાળા છે, દીનતાથી રહિત છે અને સર્વ કાર્યોમાં કુશળ છે.[૧૪,૧૫] જેમ નદીઓ નિરંતર સમુદ્રનું સેવન કરે છે, તેમ સત્પુરુષો તે રામનું નિરંતર સેવન કરે છે. તે રામ સર્વને પૂજનીય છે, સર્વત્ર સમાન વૃત્તિવાળા છે અર્થાત્ સુખદુઃખમા હર્ષશોકથી રહિત છે. તેમ જ શત્રુ, મિત્ર તથા ઉદાસીન જનો વિષે વિષમતા વિનાના છે. તે સદૈવ પ્રિય આકૃતિવાળા છે.[૧૬] આ પ્રમાણે ઉક્ત સર્વ ગુણોથી યુક્ત અને કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા તે રામ ગાંભીર્યમાં સમુદ્ર સમાન છે, ધૈર્યમાં હિમાલય સમાન છે,[૧૭] પરાક્રમમા વિષ્ણુ સમાન છે, ચંદ્રની પેઠે આહ્‌લાદદાયક સ્વરૂપવાળા છે, યુદ્ધ સમયે ક્રોધ કરવામાં પ્રલયકાળના અગ્નિ સમાન છે, ક્ષમા કરવામાં પૃથ્વી સરખા છે,[૧૮] દાન કરવામાં કુબેર સમાન છે અને સત્ય વચનમાં જાણે બીજો મૂર્તિમાન ધર્મ જ હોય તેવા છે.*

એ પ્રમાણે સર્વ ગુણસંપન્ન, સત્ય પરાક્રમવાળા, ઉત્તમ ગુણોવાળા અને પ્રજાને હિતોપદેશ કરવામાં તત્પર રહેનારા પોતાના પ્રિય જ્યેષ્ઠપુત્ર રામને દશરથરાજાએ પ્રજાનું હિત કરવા માટે પ્રીતિ વડે યુવરાજપદે યોજવાની ઇચ્છા કરી. રામનો રાજ્યાભિષેક કરવા માટે થતી તૈયારીઓ જોઈને, દશરથરાજાની કનિષ્ઠ પત્ની કૈકેયી કે જેને પૂર્વે (શંબરાસુરના વિજય સમયે સહાય કરવાથી રાજા દશરથ પાસેથી) બે વરદાનો મળ્યાં હતાં, તેણે આ સમયે તે બે વરદાનોની માગણી કરતાં કહ્યું કે, 'રામને રાજ્ય ન આપતાં વનમાં મોકલો અને મારા પુત્ર ભરતનો રાજ્યાભિષેક કરો.' કૈકેયીનું આવું વચન સાંભળી ધર્મપાશથી બંધાયેલા રાજા દશરથે પોતાનુ વચન સત્ય કરવા માટે પ્રિય પુત્ર રામને વનમાં જવાની આજ્ઞા આપી. પિતાની આજ્ઞા થવાથી

— ઋક્, યજુષ, સામન્ અને અથર્વન્, એ ચાર વેદ છે અને શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ તથા છંદ એ ૬ વેદના અંગ છે.

+ શાસ્ત્રો છ છે. સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા-વેદાંત

* અહીં સુધી બાલકાંડમા આવેલી કથાનો સંગ્રહ છે તેમાં 'ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા' એમ કહેવાથી રામજન્મ સૂચવ્યો છે. 'મોટા પરાક્રમવાળા' અને 'શત્રુઓનો નાશ કરનારા' એ બે વિશેષણોથી વિશ્વામિત્રના અનુગ્રહથી રામને થયેલી અસ્ત્રોની પ્રાપ્તિ તથા તાડકાવધ વગેરે સૂચવ્યું છે. 'સૌંદર્ય (લક્ષ્મી) યુક્ત' એમ કહેવાથી સીતાવિવાહ સૂચવ્યો છે અને 'સત્ય પરાક્રમવાળા' એમ કહેવાથી પરશુરામજય વગેરે સૂચવ્યું છે હવે પછી અયોધ્યાકાંડમા આવેલી કથાનો આરંભ થાય છે.' — તિ. ટી.

શૌર્યવાન રામ પિતાનું વચન પાળવા માટે અને કૈકેયીનું પ્રિય કરવા માટે વનમાં જવા તૈયાર થયા.[૧૯–૨૪] પોતાના મોટાભાઈને વનમા જતા જોઈને સુમિત્રાના આનંદની વૃદ્ધિ કરનારા, વિનયવાળા અને રામમાં સહજ પ્રીતિવાળા લક્ષ્મણ કે જે મોટાભાઈ રામને અત્યંત પ્રિય છે. તે ઉત્તમ ભ્રાતૃભાવ દર્શાવતાં, સ્નેહથી રામની સાથે વનમાં જવા તૈયાર થયા. આ સમયે જનક રાજાના કુળમા ઉત્પન્ન થયેલાં, સર્વ શુભ લક્ષણયુક્ત, સાક્ષાત્ દેવ માયા સમાન સરજાયેલાં અને સર્વ સ્ત્રીઓમા ઉત્તમ એવાં સીતા કે જે સર્વદા સ્વામીના હિતમા તત્પર છે અને રામને પોતાના પ્રાણ સમાન પ્રિય છે, તે વિદેહપુત્રી રામભાર્યા પણ, જેમ રોહિણી ચંદ્રની પાછળ જાય તેમ રામની સાથે વનમાં જવા તૈયાર થયાં. જ્યારે રામ વનમા જવા નીકળ્યા, ત્યારે નગરના લોકો અને પિતા દશરથ રાજા કેટલેક દૂર સુધી તેમની પાછળ ગયા.[૨૫–૨૮] પછી ધર્માત્મા રામે ગંગાનદીના કિનારે આવેલા શૃંગવેરપુરમાં રહેનારા અને પોતાના પ્રિયમિત્ર નિષાદો (ભિલ્લો)ના રાજા ગૂહને મળીને પોતાના સારથિને રથ સહિત પાછો વાળ્યો.[૨૯] ત્યાંથી રામચંદ્ર ગૂહ રાજા, લક્ષ્મણ અને સીતાની સાથે ઘણા જળવાળી નદીઓ ઊતરી એક વનમાંથી બીજા વનમાં જવા લાગ્યા.[૩૦] પછી ભરદ્વાજ ઋષિના વચનથી તેઓ ચિત્રકૂટ પર્વત પર આવ્યા અને ત્યાં રમણીય આશ્રમ-પર્ણકુટી બનાવી, દેવ અને ગંધર્વના જેવાં તે ત્રણે જણાં અનેક પ્રકારની ક્રીડાઓ કરતાં સુખપૂર્વક રહેવા લાગ્યાં.

રામચંદ્રના વનમાં જવા પછી પુત્રશોકથી પીડિત થયેલા રાજા દશરથે પુત્રનો વિલાપ કરતા કરતા સ્વર્ગવાસ કર્યો. દશરથ રાજાના મરણ પછી વસિષ્ઠ આદિ દ્વિજોએ મહાબળવાન ભરતને રાજ્ય કરવા માટે કહ્યું; પરંતુ રાજગાદી નહિ ઇચ્છતાં તે વીર ભરત રામચંદ્રને પ્રસન્ન કરવા સારુ વનમાં ગયા.[૩૧–૩૪] આર્યભાવવાળા ભરતે વનમાં જઈને સત્ય પરાક્રમવાળા અને મહાત્મા એવા પોતાના ભ્રાતા રામચંદ્રને પાછા વળવાની યાચના કરી કહ્યું કે,[૩૫] 'હે ધર્મને જાણનાર! મોટા હોવાથી તમે જ રાજા થવાને યોગ્ય છો.' ભરતનાં એવાં વચન સાંભળી પરમ ઉદાર સ્વભાવવાળા, મોટા યશવાળા અને પ્રસન્ન મુખવાળા મહાબળવાન રામચંદ્રે પિતાની આજ્ઞા પ્રમાણે રાજ્યની ઇચ્છા કરી નહિ; પરંતુ રાજ્યવ્યવસ્થા માટે પોતાની પાદુકા પ્રતિનિધિરૂપે ભરતને આપી. તે સમયે વનવાસથી પાછા વળવાને વારંવાર યાચના કરતા ભરતને 'ચૌદ વર્ષ પછી અવશ્ય આવીશ' એમ કહી ભરતના મોટાભાઈ રામચંદ્રે તેમને પાછા વાળ્યા. 'રામચંદ્ર રાજ્ય સ્વીકારે' એવી પોતાની ઇચ્છા સંપૂર્ણ નહિ થવાથી રામચંદ્રના ચરણમાં મસ્તક મૂકીને અર્થાત્ પ્રણામ કરીને ભરત પાછા વળ્યા.[૩૬–૩૮] 'ચૌદ વર્ષ પૂર્ણ થતાં રામચંદ્ર પાછા રાજ્યમાં આવશે.' એ પ્રમાણે રામના આગમનની વાટ જોતા ભરત નંદિગ્રામમાં રહીને રાજ્ય કરવા લાગ્યા. ભરતના ગયા પછી જિતેન્દ્રિય અને સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીમાન રામચંદ્રે અયોધ્યા અત્યંત સમીપ હોવાથી નગરના લોકો તથા ભરત વગેરે ફરીથી અહીં આવશે અને તેમને વારંવાર સમજાવીને પાછા વાળવાનો પ્રયત્ન કરવો પડશે, તે કરતા અહીંથી દૂર જવું એ જ શ્રેષ્ઠ છે, એમ વિચાર કરીને હથિયારો વડે સજ્જ થઈને દંડકારણ્યમાં પ્રવેશ કર્યો.[૩૯,૪૦] દંડકારણ્યમાં પ્રવેશ કર્યા પછી કમળ સરખાં નેત્રવાળા રામચંદ્રે વિરાધ રાક્ષસને હણ્યો અને શરભંગ ઋષિ, સુતીક્ષ્ણ ઋષિ, અગસ્ત્ય ઋષિ તથા અગસ્ત્ય ઋષિના ભાઈને મળ્યા. ત્યાં રામચંદ્રે અગસ્ત્ય ઋષિના કહેવાથી અત્યંત પ્રસન્ન થઈને ઇંદ્રનું ધનુષ્ય, તલવાર અને અક્ષય બાણવાળા બે ભાથા ગ્રહણ કર્યાં. વનમાં ફરનારા વનચરોની સાથે, વનમા રહેલા રામચંદ્રની પાસે સર્વ ઋષિઓ આવતા હતા અને કબંધ વગેરે અસુરો તથા ખર વગેરે રાક્ષસોનો વધ કરવા માટે પ્રેરણા કરતા હતા; તેથી રામચંદ્રે દંડકારણ્યમાં વસનારા અગ્નિ સમાન તેજસ્વી તે સર્વ ઋષિઓની સમક્ષ 'હું સંગ્રામમાં રાક્ષસોનો વધ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી અને રાક્ષસોના વધનું

કાર્ય સ્વીકાર્યું.[૪૨-૪૫] પછી તે અરણ્યમાં જ વસતા રામચંદ્રે જનસ્થાનમાં[+] રહેનારી અને પોતાની ઇચ્છા પ્રમાણે સ્વરૂપ ધારણ કરનારી 'શૂર્પણખા' નામે રાક્ષસીને લક્ષ્મણ દ્વારા કર્ણ અને નાસિકાના છેદનથી કદરૂપી કરી.[૪૬] ત્યાર પછી શૂર્પણખાના કહેવાથી યુદ્ધ કરવા તૈયાર થયેલા ખર, દૂષણ અને ત્રિશિરાને તથા તેઓની પાછળ સંગ્રામમા વહારે આવેલા જનસ્થાનમા રહેનારા ચૌદ હજાર રાક્ષસોને દંડકારણ્યમાં વસતા રામચંદ્રે હણ્યા, ત્યારે 'પોતાની જ્ઞાતિનો રામે વધ કર્યો' એવું સાંભળી રાવણ ક્રોધાયમાન થયો.[૪૭-૪૯] તેણે સીતાનું હરણ કરવા 'મારીચ' નામના રાક્ષસની સહાય માગી. મારીચે 'હે રાવણ! પરસ્ત્રીનું હરણ કરવું તે મોટો અધર્મ છે અને બળવાનની સાથે બાથ ભીડવાથી પોતાનો જ નાશ થાય છે; માટે તે બળવાન રામચંદ્રની સાથે તારે વિરોધ કરવો યોગ્ય નથી.' એમ રાવણને ઘણી વાર વાર્યો; પરંતુ કાળથી પ્રેરાયેલા રાવણે મારીચનાં તે હિતકર વચનો માન્યા નહિ.[૫૦,૫૧] ત્યાર પછી રાવણ મારીચને સાથે લઈ રામચંદ્રના આશ્રમ તરફ ગયો. ત્યાં તેણે માયાવી મારીચ દ્વારા રામચંદ્ર અને લક્ષ્મણને ઘણે દૂર કાઢીને રામની ભાર્યા સીતાનું હરણ કર્યું અને લંકા તરફ જતાં માર્ગમાં 'જટાયુ' નામના ગીધને મરણતોલ કર્યો. મારીચને હણીને પાછા વળેલા રામચંદ્રે જટાયુને મરણદશામાં જોયો અને તેના મુખથી સીતાનુ હરણ થયાનું વૃત્તાંત સાભળ્યુ.[૫૨] પછી શોક વડે તપી જવાથી આકુળ-વ્યાકુળ ઇંદ્રિયોવાળા રામચંદ્રે વિલાપ કરવા માડ્યો. ત્યાર પછી મરણ પામેલા જટાયુ ગીધનો અગ્નિસંસ્કાર કર્યો.[૫૩,૫૪] પછી સીતાની શોધ કરવા માટે રામ વનમાં ફરવા લાગ્યા. ત્યાં માર્ગમા ભયંકર સ્વરૂપવાળો અને મસ્તક વિનાનો એક 'કબંધ' નામે રાક્ષસ જોવામાં આવ્યો.[૫૫] રામચંદ્રે તે કબંધને હણ્યો અને તેનો અગ્નિસંસ્કાર કર્યો, તેથી તે સ્વર્ગમાં ગયો. સ્વર્ગમાં જતા કબંધ રાક્ષસે ધર્માનુસાર વર્તનારી શબરી વિષે કહ્યું: 'હે રાઘવ! હવે તમે ધર્મમાં નિપુણ એવી 'શ્રમણા' નામની શબરીના આશ્રમે પધારો.' ત્યારે શત્રુઓનો નાશ કરનારા મહાતેજસ્વી રામચંદ્ર તે શબરીના આશ્રમે ગયા.[૫૬,૫૭] ત્યા શબરીએ દશરથના પુત્ર રામચંદ્રનો સારી રીતે સત્કાર કર્યો. ત્યાંથી આગળ જતાં પંપાસરોવરના કિનારા પર રામચંદ્રને હનુમાનનો મેળાપ થયો. અને હનુમાનના કહેવાથી રામચંદ્રે સુગ્રીવની સાથે મૈત્રી કરી. પછી મહાબળવાન રામે અથથી ઇતિ સુધીનુ પોતાનુ તથા ખાસ કરીને સીતાહરણનું સઘળું વૃત્તાંત સુગ્રીવને કહી સંભળાવ્યું. સુગ્રીવે રામનુ સઘળું વૃત્તાંત સાંભળી અગ્નિ સમક્ષ રામની સાથે પરમ મૈત્રી કરી. પછી રામે સુગ્રીવને વાલિની સાથે વેર થવાનું કારણ પૂછ્યું; ત્યારે દુઃખી થયેલા સુગ્રીવે પોતાને વાલિની સાથે વેર થવાનુ સઘળું વૃત્તાંત પ્રેમથી કહ્યું. એ પછી 'હું વાલિને અવશ્ય મારીશ' એમ રામચંદ્રે પ્રતિજ્ઞા કરી, ત્યારે સુગ્રીવે વાલિનું કેટલું બળ છે તે સઘળું રામચંદ્રને કહી સંભળાવ્યું. રામચંદ્ર વાલિના જેટલા બળવાન હશે કે નહિ? એવી સુગ્રીવ નિત્ય શંકા રાખતો હતો.[૫૮-૬૩] તેથી તેણે વાલિ મહાબળવાન છે, એવો રામને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે ત્યાં પડેલું 'દુંદુભિ' નામના રાક્ષસનુ મોટા પર્વત જેવડું ભારે શરીર બતાવી કહ્યું: 'હાલમાં જેનુ શબ આવું ભારે છે, તે દુંદુભિને હણીને વાલિએ આટલે દૂર ફેંક્યો હતો.' ત્યારે મહાબળવાન રામચંદ્રે જરાક હસીને શબની સામે જોયુ અને પોતાના પગના અંગૂઠા વડે તેને પૂરેપૂરા દશ યોજન દૂર ફેંકી દીધું. વળી પુનઃ સુગ્રીવને 'રામ વાલિથી પણ વિશેષ બળવાન છે' એવો વિશ્વાસ લાવવા માટે રામચંદ્રે એક જ મોટા બાણ વડે સાત શાલવૃક્ષોને, પર્વતને અને રસાતળને ભેદી નાખ્યા. રામના આવા કાર્યથી પ્રસન્ન થયેલો અને 'રામ વાલિને મારશે' એમ વિશ્વાસ પામેલો સુગ્રીવ રામચંદ્ર સહિત કિષ્કિંધા તરફ ગયો. પછી સુવર્ણ સરખા પીળા વર્ણવાળા સુગ્રીવે ગર્જના કરી. તેની

+ આર્યાવર્તના દક્ષિણ ભાગમા આવેલા દંડકારણ્યમાં રાવણે પોતાના લશ્કરની છાવણી રાખી હતી, તેનું નામ 'જનસ્થાન' હતું. તિ. ટી

મોટી ગર્જના સાંભળી વાલિ યુદ્ધ માટે તૈયાર થયો.[૬૪–૬૮] તે સમયે તેની સ્ત્રી તારા પોતાના સ્વામીને 'રામ અને સુગ્રીવ મિત્ર થયા છે, માટે તમે યુદ્ધ કરવા ન જાઓ' એમ વારવા લાગી ત્યારે વાલિએ કહ્યું : 'મેં રામનો કાંઈ પણ અપકાર કર્યો નથી, તો ધર્મવેત્તા રામ મારો પણ અપકાર નહિ કરે,' ઇત્યાદિ વચનો વડે તારાનું સમાધાન કર્યું; અને તેની સંમતિ મેળવી સુગ્રીવની સાથે યુદ્ધ કરવા માટે આવ્યો. ત્યાં રામચંદ્રે એક બાણ વડે તેને માર્યો. એ પ્રમાણે સુગ્રીવની પ્રાર્થનાથી સંગ્રામમાં વાલિને હણી તેની ગાદી પર સુગ્રીવનો જ અભિષેક કર્યો.[૬૯,૭૦] પછી વાનરજાતિમાં શ્રેષ્ઠ એવા સુગ્રીવે સર્વ વાનરોને બોલાવી સીતાની શોધ કરવા માટે સઘળી દિશાઓમાં મોકલ્યા.[૭૧] દક્ષિણ દિશામાં ગયેલા બળવાન હનુમાને 'સંપાતિ' નામના ગીધના કહેવાથી 'લંકામાં અશોકવાટિકામાં સીતા છે' એમ જાણ્યું અને સો યોજન વિસ્તારવાળા સમુદ્રને ઓળંગી રાવણથી રક્ષાતી લંકાનગરીમાં પ્રવેશ કર્યો. ત્યાં અશોકવાટિકામાં રહીને રામચંદ્રનું ધ્યાન ધરતાં સીતાને તેણે જોયાં.[૭૨,૭૩] પછી હનુમાને સીતાને મળી, તેમને વિશ્વાસ ઉત્પન્ન કરવા માટે નિશાની (રામની મુદ્રિકા) આપી, રામચંદ્રે સુગ્રીવની સાથે મૈત્રી કરી છે ઇત્યાદિ રામચંદ્રનું વૃત્તાંત કહ્યું. પછી સીતાને આશ્વાસન આપી મહાબળવાન હનુમાને અશોકવાટિકામાં આવેલા મહેલના દરવાજાને તથા અશોકવાટિકાને ભાંગી નાખી. વળી પાંચ સેનાપતિઓને હણ્યા, સાત મંત્રીપુત્રોને માર્યા અને શૂરવીર અક્ષયકુમારનો પણ ક્ષય કરી દીધો. પછી ઇંદ્રજિતે યોજેલા બ્રહ્માસ્ત્ર વડે હનુમાન બંધાયો. બ્રહ્માએ આપેલા વરદાનથી 'પોતે ચારપાંચ ઘડી પછી બંધનથી મુક્ત થશે' એમ જાણીને હનુમાન બંધાયો. પોતાને બાંધી લઈ જનારા રાક્ષસોને હણવા પોતે સમર્થ, છતાં રાવણને જોવાની ઇચ્છાથી હનુમાને તેઓને ક્ષમા કરી.[૭૪–૭૬] રાવણને જોયા પછી મહાબળવાન હનુમાને સીતાને હરકત ન થાય તે માટે તેટલા ભાગને બચાવી આખી લંકા બાળી દીધી. ત્યાર પછી સીતાની શોધની પ્રિય વાર્તા કહેવાને હનુમાન પુનઃ રામચંદ્રની પાસે આવ્યો. અતુલ પરાક્રમવાળા હનુમાને જે સ્થળે મહાત્મા રામચંદ્ર બેઠા હતા, તે સ્થળે જઈ તેમની પ્રદક્ષિણા કરી અને નિવેદન કર્યું : 'મેં લંકામાં સીતાને જોયાં છે.[૭૭,૭૮] એ રીતે હનુમાનનું વચન સાંભળી રામચંદ્ર સુગ્રીવ આદિ વાનરોની સાથે સમુદ્રના તટ પર ગયા અને તેમણે સૂર્ય સમાન દેદીપ્યમાન બાણો વડે લંકામાં જવાને માર્ગ નહિ દેનારા સમુદ્રને આકુળવ્યાકુળ કર્યો.[૭૯] રામનાં બાણોથી દુઃખી થયેલા નદીઓના પતિ સમુદ્રે પોતાનું સ્વરૂપ પ્રત્યક્ષ બતાવી રામને કહ્યું : 'તમારી સેનામાં રહેલા 'નલ' નામના વાનર પાસે મારા ઉપર સેતુ–પાજ બંધાવો.' આ પ્રમાણે સમુદ્રના કહેવાથી રામે નલના હાથથી સેતુ બંધાવ્યો.[૮૦] તે સેતુના માર્ગથી રામચંદ્ર સેના સહિત લંકામાં ગયા અને સંગ્રામમાં રાવણને હણ્યો.+ એ રીતે સીતાને પ્રાપ્ત કરી તેમને અંગીકાર કરવામાં રામચંદ્ર લોકાપવાદના ભયથી અત્યંત લજ્જા પામ્યા અને સર્વ વાનરોની સભામાં સીતાને કઠોર વચનો કહ્યાં. તે કઠોર વચનોને નહિ સહન કરતાં સતી સીતાએ અગ્નિપ્રવેશ કર્યો.[૮૧,૮૨] પછી રામે અગ્નિની સાક્ષીથી સીતાને નિર્દોષ જાણ્યાં અને સ્વીકાર્યાં. મહાત્મા રામચંદ્રના આ ઉત્તમ કાર્યને જોઈ દેવ, ઋષિ અને ચરાચર સહિત ત્રણે લોક સંતુષ્ટ થયા. પછી સર્વ દેવોથી પૂજાયેલા, અત્યંત પ્રસન્ન થયેલા રામચંદ્ર શોભવા લાગ્યા. ત્યાર પછી લંકાને વિષે રાક્ષસોમાં શ્રેષ્ઠ વિભીષણનો રાજ્યાભિષેક કરી રામચંદ્ર કૃતાર્થ તથા ચિંતારહિત થઈ અત્યંત આનંદ પામ્યા. પછી ત્યાં આવેલા દેવતાઓની પાસેથી વરદાન મેળવી

+ અહીં કેટલીક પ્રતોમાં બે શ્લોક વધારે જોવામાં આવે છે તે શ્લોકોનો ભાવાર્થ : રામે રાક્ષસોના રાજા વિભીષણનો લંકાની ગાદી પર રાજ્યાભિષેક કર્યો. આ મોટા કાર્યથી દેવર્ષિગણ સહિત ઇંદ્રાદિ દેવો પ્રસન્ન થયા અને તેઓ રામનો સત્કાર કરવા લાગ્યા પરમ સંતુષ્ટ થયેલા સર્વ દેવોએ રામચંદ્રની પૂજા કરી. 'વિભીષણનો લંકાની ગાદી પર રાજ્યાભિષેક કર્યો' અને 'સર્વ દેવોએ રામચંદ્રની પૂજા કરી' એ બે વાક્યો આગળ ઉપર પણ પુનઃ તેવાં જ આવતાં હોવાથી પુનરુક્તિ દોષવાળાં છે, જેથી બન્ને શ્લોક પ્રક્ષિપ્ત છે, તિ. ટી.

યુદ્ધમાં મરણ પામેલા વાનરોને સજીવન કરી રામચંદ્ર પોતાના મિત્ર સુગ્રીવ અને વિભીષણ વગેરે સહિત પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યા પ્રતિ ચાલ્યા. ભરદ્વાજ ઋષિના આશ્રમે આવી સત્ય પરાક્રમવાળા રામચંદ્રે હનુમાનને ભરતની પાસે સમાચાર કહેવા મોકલ્યા.[×] પછી ભરદ્વાજ ઋષિને મળી રામચંદ્રે સુગ્રીવાદિની સાથે પુનઃ પુષ્પક વિમાનમાં બેસી, પૂર્વની પેઠે અનેક પ્રકારના વાર્તાલાપ કરતાં નંદિગ્રામ તરફ પ્રયાણ કર્યું.[૮૩–૮૮] નંદિગ્રામમા આવી પોતાના ભાઈઓને મળી રામચંદ્રે જટાનો ત્યાગ કર્યો અને સીતા સાથે પોતાના રાજ્યનો સ્વીકાર કર્યો.[૮૯]–

રામના રાજ્યમાં પ્રજા અત્યંત આનંદમાં રહેશે, સાંસારિક અર્થ (દ્રવ્યાદિ) અને પારમાર્થિક અર્થ (મોક્ષ)ના લાભથી સંતુષ્ટ તથા પુષ્ટ રહેશે, ધર્મ પ્રમાણે વર્તશે, અંતઃકરણમાં ચિંતા વગેરે થશે નહિ, રોગરહિત રહેશે અને દુકાળ તથા ચોર આદિના ભયથી મુક્ત રહેશે.[૯૦] કોઈ પણ પુરુષ કદાપિ પોતાના પુત્રના મરણને જોશે નહિ અર્થાત પિતા પહેલાં પુત્રનું મરણ થશે નહિ. સ્ત્રીઓ નિરંતર પતિવ્રતધર્મ પાળશે અને વિધવા થશે નહિ. પ્રજાને અગ્નિ, વાયુ અથવા જ્વરથી પીડા થશે નહિ અને પ્રાણીઓ જળમાં ડૂબશે નહિ. રામના રાજ્યમાં કોઈને પણ ભૂખનું દુઃખ વેઠવું પડશે નહિ, ચોરોને ભય રહેશે નહિ તથા નગરોમા અને ગામોમાં ધનધાન્યની સંપત્તિ સારી રહેશે. સત્યયુગની પેઠે સર્વ લોકો નિરંતર આનંદી રહેશે. મહાન કીર્તિવાળા રામચંદ્ર અનેક અશ્વમેધ યજ્ઞ તથા 'બહુસુવર્ણક' નામના યજ્ઞ કરશે; વિદ્વાન બ્રાહ્મણોને વિધિપૂર્વક અસંખ્ય ગાયોનાં દાન અને અગણિત ધન આપશે.[૯૧–૯૫] વળી રામચંદ્ર રાજ્યસીમાની વૃદ્ધિ થતાં અનેક રાજ્યો સ્થાપશે તથા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ ચારે વર્ણને પોતપોતાના ધર્મમાં યોજશે.[૯૬] એ રીતે અગિયાર હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવી રામચંદ્ર બ્રહ્મલોકમાં જશે.[૯૭]

ચિત્તને શુદ્ધ કરનાર, પાપનો નાશ કરનાર, સર્વ પુણ્યના સાધન અને વેદના રહસ્યને પ્રતિપાદન કરનાર વેદતુલ્ય એવા આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે, તે સર્વ પાપથી મુક્ત થશે.[૯૮] આયુષ્યની વૃદ્ધિ કરનાર આ રામાયણનો જે મનુષ્ય પાઠ કરશે તે પુત્ર, પૌત્ર અને સંબંધીવર્ગ સહિત સ્વર્ગમા સુખ ભોગવશે.[૯૯] આ રામાયણનો પાઠ કરવાથી બ્રાહ્મણ શબ્દબ્રહ્મના પારને પામે, ક્ષત્રિય પૃથ્વીપતિ થાય, વૈશ્ય વ્યાપારલાભ પામે અને શૂદ્ર શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય.[૧૦૦]

*ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૧ લો સર્ગ સમાપ્ત*

## સર્ગ ૨ જો

### ક્રૌંચવધદર્શન અને રામાયણની રચના

**નારદસ્ય તુ તદ્વાક્યં શ્રુત્વા વાક્યવિશારદઃ।**
**પૂજયામાસ ધર્માત્મા સહશિષ્યો મહામુનિમ્॥૧॥**

નારદજીનું વચન સાંભળી વ્યાકરણાદિના સંસ્કારને લીધે વિચિત્ર અર્થયુક્ત વાણીવાળા, ધર્મોપદેશ કરનારા અને શિષ્યો સહિત વાલ્મીકિ

× 'ચૌદ વર્ષ પૂર્ણ થતાં રામ વનવાસથી પાછા આવીને મળે નહિ તો મારે અગ્નિમા પ્રવેશ કરવો' એવી ભરતે પ્રતિજ્ઞા કરેલી હોવાથી અને ભરદ્વાજના આશ્રમે આવતા જ રામને વનવાસનાં ચૌદ વર્ષ પૂરા થતા હોવાથી તથા તે ઉપરાત ઋષિના આગ્રહથી તેમના આશ્રમમા એક દિવસ વધારે રહેવાનુ હતું, તેથી પોતાનુ આગમન ભરતને જણાવવા માટે હનુમાનને પ્રથમ મોકલ્યા અથવા રામે એવો વિચાર કર્યો હશે કે, આ મોટી સેના સાથે મારા જવાથી ભરતને શંકા ન થાય. તિ. ટી.

– અહી સુધીનું ચરિત્ર જેમ બન્યુ હતુ તેમ કહીને હવે ઉત્તરકાંડનુ ચરિત્ર ભવિષ્યકાળથી કહે છે આથી સમજાય છે કે, રાવણનો વધ કર્યા પછી જ્યારે રામચંદ્ર રાજ્ય કરતા હતા, તે સમયે વાલ્મીકિએ નારદને (આ સર્ગના આરંભમાં કરેલો) પ્રશ્ન કર્યો હશે તિ. ટી

ઉપરના તિલક ટીકાકારના લેખથી સિદ્ધ થયું કે, નારદે કહ્યા પછી વાલ્મીકિએ રામાયણ રચ્યુ; માટે રામજન્મ પછી અને છેક રામનો રાજ્યાભિષેક થયા પછી વાલ્મીકિએ રામાયણની રચના કરી છે વળી બીજું એ પણ જોવાનુ છે કે, આ પહેલા સર્ગમા યુદ્ધકાડ સુધીની જ સંક્ષિપ્ત કથા છે. ઉત્તરકાંડમાં આવતા એકાદ વિષય માટે પણ કાંઈ ઇશારો નથી, જેથી ઉત્તરકાડ પાછળથી લખાયો હોય એમ જણાય છે અને તિલક પંડિત ભવિષ્યકાળથી ઉત્તરકાંડવિષયક કથા બતાવે છે, તે ગૂંચવવા જેવું છે

મુનિએ મહામુનિ નારદજીનો સત્કાર કર્યો.[૧] મહર્ષિ વાલ્મીકિએ સત્કાર્યા પછી દેવર્ષિ નારદજીએ ‘બહુ સારું, હું જાઉં છું’ એમ કહી આજ્ઞા માગી. ત્યારે વાલ્મીકિએ ‘આપની ઇચ્છાનુસાર વિચરો’ એમ કહ્યું; એટલે નારદજી આકાશ પ્રતિ ગયા.[૨] નારદજીના ગયા પછી બેએક ઘડી પોતાના આશ્રમમાં રહીને પછી મધ્યાહ્નકર્મ કરવા માટે વાલ્મીકિમુનિ ગંગાની સમીપમાં વહેતી ‘તમસા’ નામની નદીને કિનારે ગયા.[૩] તમસાનદીના તટ પર આવીને અને ઋષિઓ વડે સેવાતા કાદવ વિનાનાં જળને જોઈ વાલ્મીકિમુનિએ પાસે ઊભેલા પોતાના શિષ્યને કહ્યું : ‘હે ભરદ્વાજ! નિર્મળ જળવાળું, રમણીય અને કાદવ વિનાનું આ તીર્થ સત્પુરુષના મન સરખું છે, તે તું જો.[૪,૫] અત્યારે મધ્યાહ્નકાળ વીતી જતો હોવાથી સમીપમા આવેલી ગંગાના તટે નહિ જતાં હું આ ઉત્તમ તમસાનદીના જળમાં સ્નાન કરીશ; માટે હે તાત! તું તારા હાથમાંથી કળશને નીચે મૂકી મને વલ્કલ–વસ્ત્ર આપ.’[૬] મહાત્મા વાલ્મીકિએ એ રીતે આજ્ઞા કરી, ત્યારે ગુરુની સેવામાં તત્પર રહેનારા ભરદ્વાજે પોતાના ગુરુ વાલ્મીકિને વલ્કલ–વસ્ત્ર આપ્યું.[૭] પછી જિતેંદ્રિય એવા તે વાલ્મીકિમુનિ પોતાના શિષ્યના હાથમાંથી વલ્કલ–વસ્ત્રને ગ્રહણ કરી, મધ્યાહ્નકર્મનું અનુષ્ઠાન કરવા યોગ્ય એકાંત સ્થળ શોધવાને તે વિશાળ વનમાં ફરવા લાગ્યા. એટલામાં ભગવાન વાલ્મીકિમુનિએ તે ઘાટા વનની સમીપમાં ફરતું, આધિ તથા વ્યાધિરહિત અને સુંદર સ્વરવાળું એક ક્રૌંચપક્ષીનું જોડું જોયું.[૮,૯] વાલ્મીકિ જોતા હતા છતાં તેમને નહિ ગણકારીને, જીવહિંસા કરવારૂપી પાપી નિશ્ચયવાળા અને નિરપરાધી પ્રાણીઓ ઉપર પણ નકામું વેર રાખનાર કોઈ એક પારધીએ તે નરમાદાના જોડામાંથી એક નરપક્ષીને માર્યું.[૧૦] તેની સ્ત્રી માદા ક્રૌંચી કે જે લાલ મસ્તકવાળા, મદોન્મત્ત, સંભોગસમય હોવાથી વિસ્તારેલી પાંખોવાળા અને નિરંતર સાથે જ ફરનારા પતિથી વિખૂટી પડેલી હતી તે, રુધિરથી ખરડાયેલાં અંગોવાળા અને બાણના પ્રહારથી પૃથ્વી પર પડી તરફડિયાં મારતા પોતાના પતિ ક્રૌંચને જોઈ કરુણાજનક સ્વરથી રુદન કરવા લાગી.[૧૧,૧૨] પારધીએ તે ક્રૌંચપક્ષીને એ પ્રમાણે મારેલો જોઈ ધર્માત્મા મહર્ષિ વાલ્મીકિને દયા પ્રકટી.[૧૩] ક્રૌંચીને રુદન કરતી જોઈ દયા પ્રકટ થવાથી અને ‘કામભોગમા આસક્ત થયેલ પ્રાણીનો વધ કરવો એ અધર્મ છે’ એમ વિચારી ક્રોધ ઊપજવાથી વાલ્મીકિમુનિ પારધીને ઉદ્દેશી નીચેનો શ્લોક બોલ્યા :

“मा निषाद प्रतिष्ठां त्वमगमः शाश्वतीः समाः ।
यत्क्रौंचमिथुनादेकमवधीः काममोहितम् ॥ ×

**પહેલો અર્થ :** હે પારધી! તેં ક્રૌંચપક્ષીના જોડામાંથી એક નરપક્ષી કે જે કામાસક્ત હતું તેને માર્યું. માટે તું લાંબા સમય સુધી આ પૃથ્વી પર સ્થિતિને પામીશ નહિ અર્થાત્ વધુ વાર જીવી શકીશ નહિ.[૧૪]

**બીજો અર્થ :** હે લક્ષ્મીના સ્વામી રામચંદ્ર! તમે મંદોદરી અને રાવણરૂપી ક્રૌંચમિથુનમાંથી એક રાવણ કે જે કામાસક્ત હતો તેને માર્યો, માટે લાંબા સમય સુધી આ પૃથ્વી પર સ્થિતિ પામો અર્થાત્ અગિયાર હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવો!”÷[૧૫]

આ પ્રમાણે અનુષ્ટુપ છંદવાળો શ્લોક એકાએક પોતાના મુખથી બોલાઈ જવાથી ‘અરે. આ પક્ષીના શોકની પીડાથી મેં મારા તપનો નાશ કરનારું આ શું કહ્યું?’ એમ વિચારતા વાલ્મીકિમુનિના મનમાં પોતાના તપનો નાશ થવાની ચિંતા ઉત્પન્ન થઈ.[૧૬] પછી મહાબુદ્ધિમાન તથા

× સંસ્કૃત ટીકાકારોએ આ શ્લોકના અનેક ભિન્ન ભિન્ન અર્થો કર્યા છે. પરંતુ તેમાં બે અર્થ મુખ્ય છે: એક તો ‘પારધીને શાપ થયો’ એ બાબતનો અર્થ સ્પષ્ટ જ છે અને બીજો રામચંદ્રને આશીર્વાદ આપવા બાબતનો છે. એ બન્ને અર્થ અહીં આપ્યા છે.

÷ વાલ્મીકિમુનિના મુખમાંથી આ અનુષ્ટુપ છંદ પહેલવહેલો જ બોલાઈ ગયો અને તેમાં રામચંદ્રના આશીર્વાદરૂપ અર્થથી રામાયણની વસ્તુ વર્ણવાઈ ચૂકી; જેથી ‘આ જ અનુષ્ટુપ છંદથી સઘળું રામાયણ કરીશ’ એવી ઇચ્છા વાલ્મીકિના મનમાં પ્રકટ થઈ; એ બાબત આગળ આવશે.

તત્ત્વજ્ઞાનવાળા મુનિશ્રેષ્ઠ વાલ્મીકિએ ' અરે! મોટો અપયંશ આપે એવું કાર્ય મારાથી થઈ ગયું' એમ ચિંતન કરતાં નિશ્ચય કર્યો અને પછી તે જ બાબતનું વાક્ય પોતાના શિષ્યને કહ્યું કે,[૧૭] 'હે તાત! ક્રૌંચપક્ષીના શોકથી થયેલો આ પારધીને શાપ દેવારૂપ શ્લોક કે જે આઠ અક્ષરોવાળા અનુષ્ટુપનાં ચાર ચરણથી રચાયેલો, છંદઃશાસ્ત્રમાં કહેલા ગુરુલઘુ અક્ષરોની વિષમતા વિનાનો અને વીણા, તાલ, મૃદંગ, વાસળી તથા હાથના અભિનયાદિના વિરામની સાથે એકે સમયે ગાવા યોગ્ય છે, તે અપયશરૂપ ન થતા મારા યશરૂપ થાઓ.' મુનિ વાલ્મીકિના આ અત્યુત્તમ વાક્યને તેમના શિષ્ય ભરદ્વાજે આનંદ પામી 'બહુ સારું, આપની ઇચ્છા પ્રમાણે એ શ્લોક આપના યશરૂપ થાઓ' એમ કહીને અંગીકાર કર્યું; તેથી વાલ્મીકિમુનિ તેના ઉપર પ્રસન્ન થયા.[૧૮,૧૯] પછી તમસા-નદીના પવિત્ર જળમાં સ્નાન કરી મધ્યાહ્નકર્મ કરીને મહર્ષિ વાલ્મીકિ પૂર્વોક્ત અર્થનો જ વિચાર કરતા પોતાના આશ્રમે આવવા પાછા વળ્યા અને જેણે ઘણાં શાસ્ત્રો સાંભળેલાં છે એવો નમ્રતાવાળો તેમનો શિષ્ય ભરદ્વાજ પણ જળભરેલો કળશ લઈ તેમની પાછળ જવા લાગ્યો. પોતાના શિષ્યની સાથે આશ્રમમાં પહોંચ્યા પછી ધર્મવેત્તા મહર્ષિ વાલ્મીકિ સુખપૂર્વક આસન પર બેસી 'પારધીને શાપ દેતા બોલાયેલો શ્લોક યશરૂપ કેવી રીતે થાય' એનો જ વિચાર કરતા બીજી વાતો કરવા લાગ્યા.[૨૦-૨૨] એટલામાં સર્વલોકકર્તા, સ્વયંપ્રકાશ અને મહાતેજસ્વી ચતુર્મુખ બ્રહ્મા તે મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને મળવા ત્યાં આવ્યા.[૨૩] બ્રહ્માને પોતાના આશ્રમમા આવેલા જોઈ અતિ વિસ્મય પામતા વાલ્મીકિમુનિ એકાએક ઊભા થયા, અને કાંઈ પણ નહિ બોલતા નમ્રતાથી હાથ જોડી ઊભા રહ્યા.[૨૪] થોડી વારે શાંતચિત્ત થઈને અને પ્રણામ કરી વાલ્મીકિમુનિએ પાદ્ય, અર્ઘ્ય, આસન અને સ્તુતિ આદિ ઉપચારો વડે યથાવિધિ બ્રહ્મદેવનું પૂજન કર્યું. બ્રહ્મદેવે પણ વાલ્મીકિમુનિના તપાદિનુ કુશળ પૂછ્યું અને પોતાને માટે બિછાવેલા આસન પર બેસી વાલ્મીકિને પણ આસન પર બેસવાની આજ્ઞા આપી. એ રીતે લોકોના પિતામહ બ્રહ્મદેવ આસન પર બિરાજ્યા એટલે બ્રહ્મદેવની આજ્ઞાથી મહર્ષિ વાલ્મીકિ પણ આસન પર બેઠા.[૨૫-૨૭] તે સમયે પણ વાલ્મીકિનું ચિત્ત ક્રૌંચપક્ષીમાં જ ચોટયું હતું. 'પાપાત્મા અને મિથ્યા વેર લેવાની બુદ્ધિવાળા તે પારધીએ બહુ જ નીચ કૃત્ય કર્યું કે જેણે સુંદર સ્વરવાળા તે ક્રૌંચનરને નિષ્કારણ હણ્યો; અને મેં પોતાના તપને હાનિ કરનાર શાપ દીધો તે પણ કષ્ટરૂપ જ કર્યું,' એવા વિચારમાં નિમગ્ન થયેલા વાલ્મીકિમુનિ ક્રૌંચમાદાને સંભારી મનમાં ને મનમાં શોક કરવા લાગ્યા. પછી પારધીને શાપ દેતાં જે શ્લોક પોતાથી બોલાયો હતો, તે તેમણે બ્રહ્મદેવની આગળ કહી સંભળાવ્યો; ત્યારે બ્રહ્માએ હસતાં હસતાં મુનિશ્રેષ્ઠ વાલ્મીકિને કહ્યું : 'હે બ્રહ્મન્! આ તમારા મુખથી બોલાયેલો શ્લોક યશરૂપ જ થશે; એમાં સંશય કરવો નહિ મારી પ્રેરણાથી જ તમારા મુખથી એ સરસ્વતી પ્રવૃત્ત થઈ છે.[૨૮-૩૧] હે ઋષિશ્રેષ્ઠ! તમે લોકમાં રમણ કરનારા, ધર્માત્મા તથા બુદ્ધિશાળી ભગવાન શ્રીરામચંદ્રજીના સંપૂર્ણ ચરિત્રનું વર્ણન કરો.[૩૨] નારદની પાસેથી તમે ધીર તથા બુદ્ધિશાળી રામનુ વૃત્તાંત જેવું સાંભળ્યું છે તેવું અને તે ઉપરાંત તેમનુ જે કંઈ ગુપ્ત અથવા પ્રકટ વૃત્તાત હોય તે સઘળું રચો.[૩૩] સુમિત્રાના પુત્ર લક્ષ્મણ સહિત રામચંદ્રનુ, સર્વ રાક્ષસોનું અને સીતાનુ જે જે વૃત્તાંત પ્રકટ અથવા ગુપ્ત હશે તથા જે જે તમારા જાણવામાં નહિ હોય તે સઘળું તમારા જાણવામાં આવી જશે. આ રામાયણકાવ્ય રચવામાં તમારી એક પણ વાણી અસત્ય થશે નહિ. તમે મનને આનંદ દેનારી તથા પાપીને પવિત્ર કરનારી શ્લોકબદ્ધ રામકથા રચો. આ પૃથ્વીતલ ઉપર જ્યાં સુધી પર્વતો અને નદીઓ રહેશે, ત્યા સુધી તમારી રચેલી રામકથા લોકોમાં પ્રચાર પામશે અને તમોએ રચેલી રામકથા જ્યાં સુધી રહેશે; ત્યાં સુધી તમે મેં રચેલા ઉપરના તથા નીચેના લોકોમાં સુખપૂર્વક નિવાસ કરશો.' આ રીતે કહીને ભગવાન બ્રહ્મા ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. આ સઘળો

પ્રકાર જોઈ ભગવાન વાલ્મીકિમુનિ તથા તેમના શિષ્યો વિસ્મય પામ્યા.[૩૪-૩૮] ત્યાર પછી વાલ્મીકિમુનિના સર્વ શિષ્યો એ જ શ્લોકને વારંવાર ગાવા લાગ્યા અને અત્યંત વિસ્મિત થતા વારંવાર આનંદ પામતા પરસ્પર કહેવા લાગ્યા : 'મહર્ષિ વાલ્મીકિએ પારધીને શાપ દેતાં, સમાન અક્ષરવાળા ચાર પાદ વડે જે શ્લોક ગાયો છે, તે વારંવાર બોલવાથી તેમને ઘણા શોકરૂપ થયેલો છતાં હાલમાં યશરૂપ થયો છે.' ત્યાર પછી શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વાલ્મીકિએ 'હું આવા અનુષ્ટુપ શ્લોકો વડે જ આખું રામાયણકાવ્ય રચીશ' એવો નિશ્ચય કર્યો. પછી ઉત્તમ જ્ઞાનવાળા વાલ્મીકિમુનિએ મનને આનંદ આપનારા અને ઉદાર ચરિત્રના અર્થને દર્શાવનારા પદવાળા તથા સમાન અક્ષરવાળા સેંકડો શ્લોકો વડે કીર્તિને વધારનારું રામચંદ્રનું ચરિત્ર–રામાયણકાવ્ય બનાવ્યું.[૩૯-૪૨] હે શ્રોતાજનો ! જેમાં સમાસ, સંધિ અને યોગ આદિ વ્યાકરણ તથા અલંકારશાસ્ત્રની મર્યાદા છે અને જે સમાન, મધુર તથા પ્રસન્નતાથી સમજાતા અર્થવાળાં વાક્યો વડે રચાયેલું છે, એવું મહર્ષિ વાલ્મીકિપ્રણીત રઘુકુલશ્રેષ્ઠ શ્રીરામચંદ્રનું ચરિત્ર તથા રાવણવધની કથા સાંભળો.[૪૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨ જો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩ જો

### રામાયણમાં આવેલા વિષયોની અનુક્રમણિકા

श्रुत्वा वस्तु समग्रं तद्धर्मार्थसहितं हितम् ।
व्यक्तमन्वेषते भूयो यद् वृत्तं तस्य धीमतः ॥१॥

એ પ્રમાણે નારદમુનિના મુખથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચારે પદાર્થના ફળને આપનારું સંપૂર્ણ રામચરિત્ર સાંભળીને તથા 'ગુપ્ત અને પ્રકટ એવું સઘળું રામચરિત્ર તમે રચો' એવી બ્રહ્મદેવની આજ્ઞા પામીને, વાલ્મીકિમુનિ બુદ્ધિમાન એવા રામચંદ્રજીનું ચરિત્ર પ્રકટ હોય વા ગુપ્ત હોય તે સઘળું યથાર્થ રીતે સમજવામાં આવે તેવો ઉદ્યોગ કરવા લાગ્યા.[૧] પૂર્વ દિશા તરફ અગ્ર રહે એવી રીતે બિછાવેલા દર્ભાસન પર બેસી, શાસ્ત્રોક્ત વિધિ વડે આચમન કરી અને હાથ જોડી મહર્ષિ વાલ્મીકિ પોતાના યોગસામર્થ્ય વડે રામચંદ્ર વગેરેનાં ગુપ્ત અને પ્રકટ ચરિત્રોનો વિચાર કરવા લાગ્યા.[૨] કૌશલ્યા વગેરે સ્ત્રીઓ સહિત રાજા દશરથે અને તેમની પ્રજાએ રામ, લક્ષ્મણ તથા સીતાની સાથે પ્રાપ્ત કરેલો સંબંધ, હાસ્ય, ભાષણ, ગમન તથા તેઓનાં સઘળાં ચરિત્રોને વાલ્મીકિમુનિએ સમાધિમાં પોતાના યોગબળ વડે યથાર્થ રીતે જોયાં.[૩,૪] સત્ય પ્રતિજ્ઞાવાળા રામચંદ્રને સીતા અને લક્ષ્મણની સાથે વનમાં ફરતાં જે કંઈ પ્રાપ્ત થયું હતું તે સર્વ તેમણે જોયું. એ પ્રમાણે સમાધિમાં રહેલા ધર્માત્મા વાલ્મીકિમુનિએ હાથમાં રહેલા આમળાની પેઠે પૂર્વે થયેલાં રામચંદ્રાદિના સર્વ ચરિત્રો જોયાં.[૫,૬] વિશાળ બુદ્ધિવાળા વાલ્મીકિ એ રીતે યોગબળ વડે તે સઘળું યથાર્થ જોઈને સર્વને આનંદ આપનારા રામચંદ્રનું ચરિત્ર રચવા તૈયાર થયા. પછી તેમણે પ્રથમ મહાત્મા નારદે પોતાને જેવું કહ્યું હતું તેવું, કામપુરુષાર્થયુક્ત, ધર્મ અને અર્થ એ બન્ને પુરુષાર્થોને આપનારું, કાવ્યોના ગુણો–અલંકારોરૂપી રત્નો વડે ભરેલા સમુદ્ર સરખું અને ઉપનિષદોના અર્થને પ્રતિપાદન કરનારું અર્થાત્ મોક્ષપુરુષાર્થને આપનારું, એવું રઘુવંશમાં જન્મેલા રામચંદ્રજીનું ચરિત્ર વર્ણવ્યું.[૭-૯] તેમાં પ્રથમ રામચંદ્રજીનો જન્મ, તેમનું મોટું પરાક્રમ, સર્વની સાથે તેમની અનુકૂળતા, સર્વની તેમના વિષે પ્રીતિ, કોઈનાં કઠિન વચનો સાંભળવા છતાં પણ તે સહન કરવાની તેમની ધીરજ, તેમનું અક્રૂરપણું તથા તેમનો સત્યશીલ સ્વભાવ, એ સર્વ ગુણો વાલ્મીકિમુનિએ વર્ણવ્યા.[૧૦] રામચંદ્ર વિશ્વામિત્રની સાથે યજ્ઞરક્ષણાર્થે ગયા, ત્યારે માર્ગમાં અને સભામાં થયેલી બીજી અનેક પ્રકારની વિચિત્ર કથાઓ, જનકરાજાને ત્યાં સીતાસ્વયંવર સમયે રામે કરેલો ધનુર્ભંગ, સીતા અને ઊર્મિલા આદિનો રામ તથા લક્ષ્મણાદિની સાથે થયેલો વિવાહ,[૧૧] રામચંદ્રનો પરશુરામની સાથે થયેલો વિવાદ, રામના વિનય અને વિજયરૂપગુણો;રામના રાજ્યાભિષેકની તૈયારી. તે સમયે કૈકેયીને થયેલી દુર્મતિ,[૧૨] રામના રાજ્યા-

ભિષેકમાં થયેલું વિઘ્ન, રામચંદ્રનુ વનગમન, દશરથરાજાનો શોક અને વિલાપ તથા તેમનો પરલોકવાસ,[13] પ્રજામાં ફેલાયેલો શોક, વનમા સાથે આવેલી પ્રજાનુ રામે કરેલુ વિસર્જન, રામનો ગૂહ રાજાની સાથે મેળાપ અને સંવાદ, સુમંત્ર સારથિનું અયોધ્યામાં પાછું આવવું,[14] રામચંદ્રનુ ગંગાપાર ઊતરવું, ભરદ્વાજમુનિનો સમાગમ, ભરદ્વાજની આજ્ઞાથી રામચંદ્રનું ચિત્રકૂટ પર્વત પર જવું.[15] ત્યા પર્ણશાળા બાધીને તેમાં રામનું વસવું, ત્યાં ભરતનુ આગમન, ભરતે કરેલી રાજ્યગ્રહણ માટે રામની પ્રાર્થના, પિતાની ઉદકક્રિયા,[16] રામની આજ્ઞાથી ભરતે કરેલો પાદુકાનો રાજ્યાભિષેક, ભરતનો નંદિગ્રામમાં નિવાસ, રામનું દંડકારણ્યમા જવું, વિરાધ રાક્ષસનો વધ,[17] શરભંગ ઋષિનુ દર્શન, સુતીક્ષ્ણ મુનિનો સમાગમ, અનસૂયાની સાથે સીતાનો મેળાપ, તેમણે સીતાને આપેલો અંગરાગ,[18] રામનો અગસ્ત્યમુનિની સાથે સમાગમ, અગસ્ત્યે આપેલા ઇંદ્રધનુષનો રામે કરેલો સ્વીકાર, શૂર્પણખાની સાથે સંવાદ અને તેનાં નાસિકા તથા કર્ણનુ છેદન,[19] ખર અને ત્રિશિરાનો વધ, સીતાનું હરણ કરવા માટે રાવણનો ઉદ્યોગ, મારીચનો વધ, રાવણે કરેલું સીતાહરણ,[20] રામનો વિલાપ, રાવણે હણેલા ગૃધ્રરાજ જટાયુની રામે કરેલી મરણક્રિયા, કબંધનું દર્શન, પંપાતીરે જવુ,[21] શબરીનો સમાગમ અને તેણે આપેલા કંદમૂળનુ રામે કરેલું ભોજન, પંપાસરોવર પર રામે કરેલો પ્રલાપ, હનુમાનનો સમાગમ,[22] હનુમાનની સાથે રામનુ ઋષ્યમૂક પર્વત પર ગમન, સુગ્રીવની સાથે મેળાપ, દુંદુભિનુ શબ ખસેડવાથી તથા સાત વૃક્ષ છેદવાથી સુગ્રીવના મનમાં વિશ્વાસ બેસવો, રામની સુગ્રીવ સાથે મૈત્રી, વાલિ અને સુગ્રીવનું યુદ્ધ,[23] વાલિનો વધ, સુગ્રીવનો રાજ્યાભિષેક. વાલિની સ્ત્રી તારાએ કરેલો વિલાપ, વર્ષાઋતુ વીત્યા પછી સીતાની શોધ કરવા માટે સુગ્રીવે કરેલો નિશ્ચય, વર્ષાકાળમાં ઋષ્યમૂક પર્વત પર રામનો નિવાસ,[24] વર્ષાકાળ વીતી ગયા છતાં સીતાની શોધ વિષે સુગ્રીવની આળસ જોઈને રામે કરેલો કોપ, વાનરસૈન્યને એકત્ર કરવું, સુગ્રીવે કરેલું પૃથ્વીનું વર્ણન, સીતાની શોધ માટે વાનરોને ચારે દિશામાં મોકલવા,[25] રામે હનુમાનને નિશાની તરીકે અંગૂઠી આપવી, ઋક્ષબિલદર્શન, સીતાશોધ માટે ગયેલા હનુમાન વગેરે વાનરોનું સમુદ્રકિનારે અનશનવ્રત ધરીને બેસવું, સંપાતિગૃધ્રનો મેળાપ,[26] હનુમાનનું પર્વત પર ચઢવું, સમુદ્રનુ ઉલ્લંઘન, સમુદ્રના કહેવાથી મૈનાક પર્વતે ઊંચે વધી હનુમાનનો કરેલો સમાગમ,[27] સુરસા અને લંકિની રાક્ષસીઓનો તિરસ્કાર, છાયાગ્રહનું દર્શન, સિંહિકાનું મરણ, લંકાના આધારરૂપ મલય પર્વતનું હનુમાનને થયેલું દર્શન,[28] રાત્રિમાં હનુમાને કરેલો લંકાપ્રવેશ, 'એકલાએ શું કરવું' એમ હનુમાને કરેલો વિચાર, રાવણની પાનભૂમિ-(મદ્યપાન શાળા)મા જવુ, અંતઃપુરમાં કરેલી શોધ,[29] રાવણનું દર્શન, પુષ્પકવિમાનમાં અવલોકન, હનુમાનનુ અશોકવાટિકામાં જવું, સીતાદર્શન,[30] રામે નિશાનીરૂપે આપેલી મુદ્રિકાનું દાન, સીતાની સાથે હનુમાને કરેલું સંભાષણ, રાક્ષસીઓએ સીતાને દર્શાવેલો ભય, ત્રિજટાનું સ્વપ્ન,[31] સીતાએ નિશાની માટે ચૂડામણિ આપવો, હનુમાને કરેલો અશોકવાટિકાના વૃક્ષોનો નાશ, રાક્ષસીઓનું નાસી જવું, રાવણના સેવકોનો વધ,[32] ઇંદ્રજિતના બ્રહ્માસ્ત્ર વડે હનુમાનનું બંધન, લંકાદહન, લંકામાં વસતા રાક્ષસોનો કોલાહલ, પુનઃ હનુમાને કરેલું સમુદ્રનું ઉલ્લંઘન, સુગ્રીવના મધુવનમા વાનરોએ કરેલી મધુની લૂટ,[33] હનુમાને કરેલું રામચંદ્રનું આશ્વાસન, સીતાએ આપેલા ચૂડામણિનું રામને સમર્પણ, રામનું પ્રયાણ, સમુદ્રતટ પર આગમન, નલવાનરના હાથથી સમુદ્રપર બાંધેલો સેતુ,[34] રામનુ સમુદ્ર-ઉલ્લંઘન, રાત્રિના સમયમા લંકાને ઘેરવી, વિભીષણની સાથે સમાગમ, તેણે બતાવેલો રાવણના વધનો ઉપાય,[35] કુંભકર્ણનું મરણ, મેઘનાદવધ, રાવણવધ, લંકામાં રામચંદ્રને સીતાની પ્રાપ્તિ,[36] વિભીષણનો લંકામાં રાજ્યાભિષેક, પુષ્પકવિમાનનું દર્શન, તેમાં બેસીને રામનું પુનઃ અયોધ્યા પ્રતિ ગમન, ભરદ્વાજમુનિનો સમાગમ,[37] હનુમાનને સંદેશો કહેવાને

પ્રથમથી ભરતની પાસે મોકલવા, રામ-ભરતનો સમાગમ, રામચંદ્રના રાજ્યાભિષેક સમયે પ્રજાનો આનંદ, સર્વ સેનાનું વિસર્જન, રામે કરેલું ધર્મથી સ્વપ્રજાનું રંજન અને છેવટે સીતાનો ત્યાગ; એ સઘળું વાલ્મીકિમુનિએ રામાયણમા વર્ણવ્યું.[૩૮] વળી આ પૃથ્વીમાં રામચંદ્રનું જે કંઈ ચરિત્ર ભવિષ્યમા થનારું હોવાથી અપ્રકટ હતું, તે પણ ભગવાન વાલ્મીકિ ઋષિએ ઉત્તરકાંડમાં વર્ણવ્યું.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩જો સર્ગ સમાપ્ત

# સર્ગ ૪થો

## રામચંદ્રે કુશ-લવના મુખથી રામાયણ સાંભળ્યું

प्राप्तराज्यस्य रामस्य वाल्मीकिर्भगवानृषिः ।
चकार चरितं कृत्स्नं विचित्रपदमर्थवत् ॥ १ ॥

ભગવાન શ્રીવાલ્મીકિ ઋષિએ રામચંદ્રને રાજ્યપદ પ્રાપ્ત થયા પછી, વિચિત્ર પદોના અર્થવાળું તેમનું સમગ્ર ચરિત્ર રચ્યું ÷ આ કાવ્યમાં ભગવાન વાલ્મીકિએ ચોવીસ હજાર શ્લોક, પાંચસો સર્ગ, છ કાંડ તથા તે ઉપરાંત ઉત્તરકાંડની રચના કરી છે.[૧-૨] એ પ્રમાણે ભવિષ્ય સહિત ઉત્તરકાંડવાળું રામાયણકાવ્ય રચીને, ઉત્તમ બુદ્ધિવાળા વાલ્મીકિમુનિ વિચારવા લાગ્યા કે, 'આ રામાયણકાવ્યને કયો સમર્થ પુરુષ સભામા જઈને ગાઈ સંભળાવશે ?'[૩] શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વાલ્મીકિ એ રીતે વિચાર કરતા હતા તે સમયે મુનિના વેષ જેવા વેષવાળા કુશ અને લવ તેમની પાસે આવ્યા અને પ્રણામ કરી બોલ્યા કે, 'હે ગુરુ! આપની કૃપાથી તે રામાયણકાવ્ય અમે સભામાં ગાઈશું.'[૪]* એ સાંભળી મહર્ષિ વાલ્મીકિએ પોતાના આશ્રમમાં રહેનારા, ધર્મને જાણનારા, યશસ્વી, સુંદર સ્વરવાળા અને રાજપુત્ર એવા એ બન્ને ભાઈ કુશ-લવની સામે જોઈ, તેઓમાં 'રામાયણકાવ્ય ભણવાની યોગ્યતા છે,' એવો નિશ્ચય કર્યો. તે બન્ને ભાઈઓ વિદ્યાને સારી રીતે ધારણ કરી શકે એવી બુદ્ધિવાળા હતા અને ચારે વેદો ભણી રહ્યા હતા, તેથી સમર્થ અને વ્રતાચરણ કરનારાં વાલ્મીકિમુનિએ સીતા અને રામના શ્રેષ્ઠ ચરિત્રવાળા રામાયણકાવ્યને 'પૌલસ્ત્યવધ' એવું નામ આપીને ÷ અને 'આ રામાયણ(પૌલસ્ત્યવધ)કાવ્યથી વૈદિક અર્થના જ્ઞાનમાં વૃદ્ધિ થશે' એમ જાણી તે બન્ને ભાઈ કુશ-લવને ભણાવ્યું.[૫-૭] પછી તે કુશ-લવ કે જેઓ નાટ્યશાસ્ત્રના તત્ત્વને જાણનારા, સ્વરોમા સ્થાન અને મૂર્છાના જાણવામાં કુશળ, ઉત્તમ સ્વરવાળા, ગંધર્વ સમાન રૂપવાળા, ઉત્તમ લક્ષણવાળા, મધુર વચન બોલનારા, સૂર્ય અથવા ચંદ્રના બિંબથી જેમ પ્રતિબિંબ ઉત્પન્ન થાય તેમ રામચંદ્રના દેહથી જાણે બીજા રામચંદ્ર જ ઉત્પન્ન થયા હોય એવા હતા. તેઓએ પાઠ કરવામાં અને ગાન કરવામાં કાનને મધુર લાગનારું, દ્રુત, મધ્ય અને વિલંબિત એવાં ત્રણ પ્રમાણોવાળું, ષડ્જ વગેરે સાત સ્વરવાળું, વીણાના સ્વર સાથે ગાવા યોગ્ય અને શૃંગાર, કરુણા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, વીર, બીભત્સ, અદ્ભુત તથા શાંત–એવા નવ રસમય આ રામાયણકાવ્ય ગાવા માંડ્યું. ગાયનશાસ્ત્રનું તત્ત્વ જાણનાર તથા સ્થિર ચિત્તવાળા તે બન્ને રાજપુત્ર કુશ-લવ ધર્મયુક્ત અને

÷ આ શ્લોકમાં 'प्राप्तराज्यस्य' એ પદ પર તિલક પંડિત લખે છે કે, 'अनेन रावणवधोत्तरमेतत्काव्यकरणमिति सूचितम् । આ પદથી રાવણવધ પછી અને રાજ્યાભિષેક પછી, આ રામાયણકાવ્ય વાલ્મીકિએ રચ્યુ હોય એમ સૂચિત થાય છે.' આથી અને પ્રથમ સર્ગમાં પુછાયેલા પ્રશ્નોથી "વાલ્મીકિએ રામજન્મ થયા પહેલા રામાયણ રચ્યુ છે" એવી લોકવાયકા અસત્ય ઠરે છે.

* રામચંદ્રે ત્યાગ કરેલા સીતાએ વાલ્મીકિના આશ્રમમાં જ કુશ-લવને જન્મ આપ્યો હતો અને તે કુશ-લવ વાલ્મીકિની પાસે જ ભણતા હતા એ અરસામા પહેલવહેલું રચેલું પોતાનુ કાવ્ય વાલ્મીકિએ કુશ-લવને ભણાવ્યું અને કુશ-લવે તે રામાયણ અયોધ્યામાં જઈ રાજસભામા રામચંદ્રને સંભળાવ્યું; તે જ હવે પછી પાંચમા સર્ગથી શરૂ થતુ રામાયણ છે

÷ જેમ માઘકવિએ રચેલા કૃષ્ણચરિત્રવર્ણનરૂપ માઘકાવ્યનુ (તેમા શિશુપાલનો વધ હોવાથી) 'શિશુપાલવધ' એવુ નામ આપ્યુ છે, તેમ વાલ્મીકિએ પણ રામચરિત્રવર્ણનરૂપ રામાયણકાવ્યનુ (તેમા રાવણ-પુલસ્ત્યપુત્ર-પૌલસ્ત્યનો વધ હોવાથી) 'પૌલસ્ત્યવધ' એવુ નામ આપ્યું હશે.

ઉત્તમ એવું આ રામાયણકાવ્ય મોઢે કરી જ્યાં ઋષિઓ, દ્વિજો અને સત્પુરુષો એકત્ર થયા હોય તેમની આગળ ગુરુએ શીખવ્યા પ્રમાણે ગાવા લાગ્યા.[૮-૧૩] કોઈ એક સમયે મોટા ભાગ્યવાન અને સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં સર્વ લક્ષણોવાળા, તે બન્ને મહાત્મા રાજપુત્રો એકઠા મળેલા, નિશ્ચિત બુદ્ધિવાળા ઋષિઓની સભામાં ગયા અને ત્યાં બન્ને સાથે રહીને આ રામાયણકાવ્યને ગાવા લાગ્યા. તે સાંભળી હર્ષથી જેમનાં નેત્રોમાં આંસુ આવી ગયાં છે એવા ધર્મવત્સલ તે સર્વ મુનિઓ વિસ્મય પામી 'સાધુ, સાધુ' એમ કહેવા લાગ્યા.[૧૪-૧૬] તેઓ રામાયણનું ગાન કરનારા અને પ્રશંસા કરવા યોગ્ય એવા કુશ-લવને વખાણવા લાગ્યા કે, 'અહો! ગાયનમાં અને શ્લોકમાં કેવી મધુરતા છે![૧૭] આ રાવણવધ સુધીનું રામચરિત્ર ઘણા સમય પર થઈ ગયેલું છે, છતાં કવિએ હાલમાં પ્રત્યક્ષ હોય તેવું વર્ણવ્યું છે.' આ સમયે કુશ-લવ સાથે મળીને અને રામાયણના તે તે સ્થળના ભાવને સારી પેઠે સમજીને; કર્ણને મધુર લાગે તેવું ઉત્તમ સ્વર સહિત ગાન કરી રહ્યા હતા. તપ વડે પ્રશંસનીય થયેલા મહર્ષિઓએ પોતાની પ્રશંસા કરવાથી જ્યારે તેઓ અત્યંત ઉચ્ચ સ્વર વડે કર્ણમધુર ગાન કરવા લાગ્યા, ત્યારે તો તે મુનિસભામાં બેઠેલા કોઈ મુનિએ પ્રસન્ન થઈને તે કુશ-લવને કળશ આપ્યો.[૧૮-૨૦] મહાયશસ્વી કોઈ મુનિએ વલ્કલવસ્ત્ર આપ્યું, કોઈએ કાળું મૃગચર્મ આપ્યું, કોઈએ યજ્ઞોપવીત આપ્યું,[૨૧] કોઈએ કમંડલુ આપ્યું, કોઈ મહામુનિએ મુંજમયી કટિમેખલા આપી, કોઈએ દર્ભાસન આપ્યું, કોઈએ કૌપીન આપ્યું.[૨૨] કોઈ મુનિએ તેમને કુઠાર ('કુહાડી) આપ્યો,+ કોઈએ કાષાયવસ્ત્ર આપ્યું, કોઈએ વનચીર આપ્યું, કોઈએ જટા બાંધવા માટે ખાખરા વગેરેની છાલની દોરડી આપી, કોઈએ યજ્ઞપાત્ર આપ્યું, કોઈએ કાષ્ઠનો ભારો આપ્યો[૨] અને કોઈએ ઉમરડાની છાલથી ગૂંથેલી સાદડી આપી. કેટલાક મુનિઓએ 'તમારું કલ્યાણ થાઓ' એમ કહ્યું તથા કેટલાએક મહર્ષિઓએ હર્ષથી 'તમે દીર્ઘાયુષી થાઓ' એવો આશીર્વાદ આપ્યો. એ પ્રમાણે સત્યવાદી સર્વ મુનિઓએ વરદાન આપીને વળી પ્રશંસા કરતાં કહ્યું કે, 'હે સર્વ પ્રકારે ગાયનવિદ્યામાં કુશળ કુશ-લવ બાળકો! વાલ્મીકિમુનિએ પ્રકટ કરેલું આ આશ્ચર્યરૂપ આખ્યાન કવિઓને પરમ આધારરૂપ છે, આયુષ્યની વૃદ્ધિ કરનારું છે, શ્રોતા તથા વક્તાનો અભ્યુદય કરનારું છે અને ઉપનિષદના અર્થને જણાવનારું છે, તેને તમે સારી રીતે અનુક્રમે ગાઈને સમાપ્ત કર્યું છે.'

એ પ્રમાણે સર્વત્ર પ્રશંસા પામેલા તે કુશ-લવ એક સમયે અયોધ્યામાં ગયા. ત્યાં ગલીઓમાં અને રાજમાર્ગોમાં રામાયણકાવ્યનું ગાયન કરતા કરતા ફરવા લાગ્યા. તે સમયે ભરતના મોટાભાઈ રામચંદ્રે તેમને જોયા અને તે કુશ-લવ બન્ને ભાઈને પોતાના રાજમહેલમાં તેડી ગયા.[૨૩-૨૯] ત્યાં પોતાની સમીપ બેઠેલા પ્રધાન તથા ભાઈઓ સહિત અને સુવર્ણના દિવ્ય સિંહાસન પર વિરાજેલા તથા શત્રુઓનો નાશ કરનારા સમર્થ શ્રીરામચંદ્રે સત્કાર કરવા યોગ્ય બન્ને ભાઈ કુશ-લવનો યોગ્ય સત્કાર કર્યો. પછી રૂપવાળા અને નમ્રતાવાળા તે બન્નેને જોઈને રામચંદ્રે લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્નને કહ્યું કે, 'હે ભાઈઓ! આ દેવતુલ્ય કાંતિવાળા બન્ને બાળકોના મુખે વિચિત્ર અર્થયુક્ત પદવાળું રામાયણકાવ્ય સારી રીતે સાંભળો.' લક્ષ્મણ વગેરે સભાજનોને એમ કહ્યા પછી કુશ-લવને ગાવા માટે આજ્ઞા આપી, ત્યારે તે બન્ને જણા સર્વને મધુર લાગે એવું, પોતાના અને સાંભળનારના ચિત્તને આનંદ આપે એવું અને સાંભળવામાત્રથી જ જેનો ભાવાર્થ સમજી શકાય એવું વીણાના સ્વર જેવા રામાયણકાવ્યનું ગાન કરવા લાગ્યા. કર્ણને સુખ આપનારું તે ગાયન સભામાં બેઠેલા સર્વ મનુષ્યોના શરીરમાં રોમાંચ કરવા લાગ્યું મનમાં આનંદાનુભવ લેવા લાગ્યું અને રામચંદ્રની સભામાં વખાણવા લાગ્યું.

+ બ્રહ્મચર્યાશ્રમમાં યજ્ઞ કરવા માટે સમિધ (કાષ્ઠ) લાવવાને કુહાડીની જરૂર પડે છે.

(આ આખ્યાન સાંભળવાનું પ્રયોજન દર્શાવતાં રામચંદ્ર પુનઃ લક્ષ્મણાદિને કહે છે કે,) 'રાજાનાં સર્વ લક્ષણોવાળા મહાતપસ્વી આ બંને મુનિ (કુશ–લવ) જે ચરિત્રનું ગાન કરી રહ્યા છે, તે ચરિત્રને તમે એકચિત્તે સાંભળો; કારણ કે આ લોક તથા પરલોકમાં મારો અભ્યુદય કરનારું આ ચરિત્ર મોટા પ્રભાવવાળું છે.[ર૭–૩૫] એ પ્રકારે રામચંદ્રનાં વચનોથી પ્રેરાયેલા તે કુશ–લવ ગાનમાર્ગને અનુસરી ગાવા લાગ્યા. તે સમયે સભામાં વિરાજતા રામચંદ્ર પણ પોતાના ચરિત્રની ચિરકાળ પર્યંત સ્થિતિ થવા માટે તે ગાયન સાંભળવામાં આસક્ત થયા.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪થો સર્ગ સંપૂર્ણ

## સૂર્યવંશ અને દશરથચરિત્ર

# સર્ગ ૫ મો

### અયોધ્યાનું વર્ણન×

**सर्वापूर्वमियं येषामासीत्कृत्स्ना वसुंधरा।**
**प्रजापतिमुपादाय नृपाणां जयशालिनाम्॥ १॥**

વૈવસ્વત મનુથી આરંભી વિજય મેળવવાથી કીર્તિમાન થયેલા જે જે રાજાઓ થયા તેની આ સમગ્ર પૃથ્વી આ લોક તથા પરલોકમાં સર્વ પ્રકારનાં અપૂર્વ સુખના સાધનરૂપ હતી; અર્થાત્ મનુથી આરંભી સર્વ રાજાઓ ચક્રવર્તી હતા.[૧] તેમના વંશમાં 'સગર' નામનો રાજા થયો હતો, જેણે પોતાના પુત્રોના હાથથી સમુદ્ર ખોદાવ્યો છે. તે સગર રાજા જ્યારે યુદ્ધયાત્રા માટે નીકળતો ત્યારે તેના સાઠ હજાર પુત્રો તેની પાછળ સહાય માટે જતા હતા.[૨] ઇક્ષ્વાકુવંશમા ઉત્પન્ન થયેલા મહાત્મા તે સગર રાજાના કુળમાં આ 'રામાયણ' નામથી વિખ્યાત થયેલું મોટું આખ્યાન બનેલું છે.[૩] તે આખ્યાન જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારું છે, તેને અમે આદિથી આરંભીને અંત સુધી સઘળું ગાઈશું. સર્વ મનુષ્યોએ ઈર્ષારહિત થઈને તે સાંભળવું.[૪]

સૂર્યવંશી રાજાઓએ ધર્મ વડે પાવન કરવાથી ઉત્તરોત્તર વૃદ્ધિ પામેલો, નિરંતર આનંદયુક્ત મનુષ્યોવાળો અને ઘણા ધન–ધાન્યવાળો 'કોશલ' નામનો વિશાળ દેશ સરયૂના તટ પર આવેલો છે.[૫] તેમાં મનુષ્યોના રાજા મનુએ પોતે જ વસાવેલી અને લોકવિખ્યાત એવી 'અયોધ્યા' નામની નગરી આવેલી છે.[૬] તે નગરી બાર યોજન લાંબી અને ત્રણ યોજન પહોળી છે. તેની બહારના મોટા મોટા માર્ગો સારી રીતે વિભાગ પાડીને સમાંતર રાખેલા છે.[૭] વળી તે નગરી મોટા વિસ્તારવાળા સારી રીતે વિભાગ પાડેલા, બંને બાજુએ ઊગેલાં સુંદર વૃક્ષો પરથી પોતાની મેળે ખરી પડતાં પુષ્પો વડે છવાયેલા અને જેના ઉપર દરરોજ જળનો છંટકાવ થયા કરે છે એવા રાજમાર્ગથી શોભી રહી છે.[૮] સ્વર્ગમાં જેમ દેવપતિ ઇંદ્રે પોતાની અમરાવતી નગરીને વિસ્તારી હતી, તેમ ધર્મથી પાલન કરીને રાજ્યને વધારનારા દશરથ રાજાએ પોતાની તે અયોધ્યાનગરીને આબાદ કરી છે.[૯] તે નગરીના પ્રત્યેક સુશોભિત મંદિરનાં દ્વારો સુંદર કમાડ અને માંગલિક તોરણો વડે શોભી રહ્યાં છે, અંદરના ભાગમાં સારી રીતે વિભાગ પાડીને રચેલા બજારો આવી રહ્યા છે, કિલ્લા ઉપર સર્વ પ્રકારના યંત્રો ને આયુધો રક્ષણાર્થે ગોઠવેલાં છે અને તે નગરીમા ચિત્રકળા વગેરે જાણનારા શિલ્પીઓ નિવાસ કરી રહ્યા છે.[૧૦] તે અયોધ્યાનગરીમાં સ્તુતિપાઠ કરનારા સૂતો અને વંશાવળી કહેનારા માગધો વસે છે. અત્યંત શોભાવાળી અને લક્ષ્મીવાળી તે અયોધ્યાનગરીમા ઊંચી અટારીઓ પર મોટી ધજાઓ ફરકી રહી છે. કિલ્લાના બૂરજો પર સેંકડો શતઘ્નીઓ+ ગોઠવેલી છે.[૧૧] તે નગરીમાં

× આ ચાર સર્ગોનું વર્ણન જોતાં તે રામાયણના ઉપોદ્ઘાતરૂપ છે, અને તે વાલ્મીકિ પછી તેમના કોઈ શિષ્યે રચ્યાં હશે. આ પાંચમા સર્ગથી રામાયણનો આરંભ જણાય છે તેમાં પણ ચોથા શ્લોકમાં 'ઈર્ષ્યારહિત થઈને સાંભળવું' એમ કુશ–લવનું વચન છે, તેથી આ સર્ગના પ્રથમના ચાર શ્લોક પણ ઉપોદ્ઘાતરૂપ સમજાય છે. પાંચમા સર્ગના પાંચમા શ્લોકથી રામાયણનો આરંભ થાય છે.

+ શતઘ્ની ઘણી ભારે અને લોઢાની હોય છે. તે ર૬

સર્વત્ર સ્ત્રીઓની નાટકશાળા છે. ચારે બાજુ ક્રીડા કરવા યોગ્ય બગીચા અને આમ્રવૃક્ષનાં વનો છે. તેની આસપાસ ઊગેલાં* શાલવૃક્ષોરૂપી મજબૂત કિલ્લો છે. તે નગરીની ચારે બાજુ અગાધ જળથી ભરેલી ખાઈઓ છે, તેથી મિત્ર–સ્નેહીજનો પણ દુઃખથી જઈ શકે, તો પછી શત્રુઓ તો જઈ જ કેમ શકે? તેમાં હાથી, ઘોડા, ગાય, બળદ, ઊંટ અને ગધેડાં વગેરે ઘણાં પશુઓ છે.[૧૨,૧૩] વળી ત્યાં અનેક સામંત રાજાઓ વાર્ષિક કર આપવા માટે આવે છે, તેમ જ અનેક દેશમાં રહેનારા વૈશ્યો વ્યાપાર માટે આવીને વસવાથી તે નગરી અત્યંત શોભી રહી છે.[૧૪] રત્નજડિત પર્વત જેવી હવેલીઓ વડે અને સ્ત્રીઓને ક્રીડા કરવાનાં ગૃહો વડે વ્યાપ્ત તે નગરી ઇંદ્રની અમરાવતી જેવી શોભે છે.[૧૫] તે નગરી અનેક પ્રકારના વિચિત્ર રંગોથી રંગાયેલી, સુવર્ણ સરખા આકારવાળી, શ્રેષ્ઠ સ્ત્રી-સમૂહથી ભરેલી, સર્વ પ્રકારનાં રત્નોવાળી અને સાત માળવાળાં મંદિરો વડે શોભાવાળી છે.[૧૬] તે નગરી સપાટ જમીન પર વસેલી હોઈ મંદિરો ને હવેલીઓ સામસામી આવવાથી ખીચોખીચ અને ખાલી જમીન વિનાની છે. તેમાં શાળના ચોખાના કોઠારો ભરેલા છે; સ્થળે સ્થળે શેરડીના રસ જેવાં સ્વાદિષ્ટ જળ ભરેલાં છે;[૧૭] વળી દુંદુભિ, મૃદંગ, વીણા અને પણવોના અત્યંત નાદવાળી હોવાથી તે નગરી સઘળી પૃથ્વીમાં ઘણી જ ઉત્તમ જણાય છે.[૧૮] ઉત્તમ પુરુષોથી વ્યાપ્ત અને જેમાં આવેલાં મંદિરોનો અંદરનો તથા બહારનો ભાગ સારી રીતે રચાયેલો છે, એવી તે અયોધ્યાનગરી જાણે તપશ્ચર્યા વડે પ્રાપ્ત કરેલું સિદ્ધ પુરુષનું સ્વર્ગીય વિમાન જ હોય એવી શોભે છે.[૧૯] જે સહાયરહિત હોય, પુત્ર કે પિતારહિત હોય, સંતાયેલો હોવા છતાં શબ્દમાત્રથી હણી શકાય એવો હોય અથવા યુદ્ધ મૂકીને નાસી ગયેલો હોય, એ સઘળા જો કે જલદી હણાય તેવા છે; પરંતુ તેવાને જેઓ દયાથી બાણ વડે મારતા નથી, જેઓ અસ્ત્રશસ્ત્રના પ્રયોગ કરવામાં વેગવાળા તથા સમર્થ છે અને વનમાં રહી ગર્જના કરનારા મદોન્મત્ત સિંહ, વ્યાઘ્ર તથા વરાહોને પોતાના બાહુબળથી તીક્ષ્ણ શસ્ત્રો વડે હણનારા છે, તેવા હજારો મહારથી યોદ્ધાઓ વડે પરિપૂર્ણ એવી તે અયોધ્યાનગરીને રાજા દશરથે આબાદ કરી છે.[૨૦–૨૨] તે અયોધ્યાનગરી શમ, દમ આદિ અનેક ગુણોવાળા, વેદ તથા વેદના છયે અંગોના પારને પામેલા, અનેક પ્રકારનાં દાન કરનારા, સત્યવ્રત પાળનારા, વેદમંત્રોના દ્રષ્ટા અને મહર્ષિ સમાન શ્રેષ્ઠ અગ્નિહોત્રી બ્રાહ્મણોથી પરિપૂર્ણ છે.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય રામાયણના બાલકાંડમાં ૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬ ઠ્ઠો

## અયોધ્યાની પ્રજાનું વર્ણન

तस्यां पुर्यामयोध्यायां वेदवित्सर्वसंग्रहः ।
दीर्घदर्शी महातेजाः पौरजानपदप्रियः ॥ १ ॥

એવી અયોધ્યાનગરીમાં જેવી રીતે મહાતેજસ્વી મનુરાજા પ્રજાનું રક્ષણ કરતા હતા, તેવી રીતે પોતાની પ્રજાનું ઉત્તમ પ્રકારે રક્ષણ કરનારા દશરથ રાજા રહેતા હતા, કે જે વેદને જાણનારા, સેના વગેરેનો પુષ્કળ સંગ્રહ કરનારા, લાંબા વિચારવાળા, અત્યંત પ્રતાપવાળા, નગરવાસી તથા દેશવાસીજનોને પ્રિય, ઇક્ષ્વાકુવંશમાં અતિરથી,+ યજ્ઞ કરનારા, ધર્મપ્રેમી, સ્વાધીન, મહર્ષિ સમાન ગુણવાળા, રાજર્ષિ, ત્રણે લોકમાં વિખ્યાત, બળવાન, શત્રુઓનો નાશ કરનારા, ઉત્તમ મિત્રોવાળા, જિતેંદ્રિય અને ધનધાન્યના સંચય તથા બીજા અનેક પ્રકારનો સંચય કરવામાં કુબેર અને ઇંદ્ર સમાન હતા.[૧–૪] સત્ય પ્રતિજ્ઞાવાળા અને ધર્મ, અર્થ તથા કામનું શાસ્ત્ર પ્રમાણે આચરણ કરનારા તે દશરથ રાજાએ જેમ ઇંદ્ર અમરાવતીનું પાલન કરે છે, તેમ અયોધ્યાનગરીનું પાલન કર્યું હતું.[૫] તે રમણીય નગરીમાં નિરંતર આનંદમાં રહેનારા

તાડ ઊંચી અને લોઢાના કાંટાઓવાળી હોય છે કેટલાકો માને છે કે, 'શતઘ્ની' એક પ્રકારની તોપનું નામ છે.

+ જે પોતે એકલો છતાં દશ હજાર ધનુર્ધારીઓ સાથે યુદ્ધ કરે તે મહારથી અને એવા દશ હજાર મહારથીઓ સાથે જે એકલો યુદ્ધ કરે તે 'અતિરથી' કહેવાય છે.

અનેક શાસ્ત્રોને સાંભળનારા, ધર્માત્મા, સત્યવાદી, લોભરહિત અને પોતપોતાના ધન વડે સંતુષ્ટ રહેનારા મનુષ્યો વસતા હતા.[૬] તે અયોધ્યાનગરીમાં કોઈ પણ એવો પુરુષ ન હતો કે જે થોડા ધનવાળો હોય અર્થાત્ સર્વ વિશેષ ધનવાળા હતા. વળી પુત્ર–સ્ત્રી આદિ કુટુંબવાળો કોઈ પણ પુરુષ એવો ન હતો કે જેની પાસે આ લોક તથા પરલોકનાં સુખનાં સાધન ન હોય તથા ગાય, અશ્વ અને ધનધાન્ય ન હોય; અર્થાત્ કુટુંબવાળા સર્વની પાસે ગાય, અશ્વ વગેરે સાધનો હતાં.[૭] વળી તે અયોધ્યાનગરીમાં કામી, કદર્ય,÷ ક્રૂર, અવિદ્વાન અથવા નાસ્તિક પુરુષ તો ક્યાંય નજરે પણ આવતો ન હતો.[૮] અયોધ્યામાં રહેનારાં સર્વ સ્ત્રી-પુરુષો ધર્મશીલ, ઇંદ્રિયોને સારી પેઠે વશ કરનારાં, હર્ષયુક્ત તથા સ્વભાવ અને આચારથી મહર્ષિઓના સરખાં પવિત્ર લાગતાં હતાં.[૯] તે નગરીમાં કોઈ પણ પુરુષ કુંડળ વિનાનો, મુકુટ વિનાનો, પુષ્પની માળા વિનાનો, અલ્પ ભોગવાળો, પવિત્રતા વિનાનો, જેના શરીરે ચંદનાદિ પદાર્થોની સુવાસ ન હોય એવો, વૈશ્વદેવ કર્યા સિવાય અપવિત્ર અન્નનું ભોજન કરનારો, દાન નહિ કરનારો; બાજુબંધ, હાર, પોંચી અને વીંટી વગેરે અલંકારોને નહિ ધારણ કરનારો તથા પોતાના સ્વરૂપને નહિ જાણનારો જોવામાં પણ આવતો ન હતો.[૧૦,૧૧] વળી અગ્નિહોત્ર તથા સોમયાગ નહિ કરનારો, સ્વલ્પ વિદ્યા તથા સ્વલ્પ ઐશ્વર્યવાળો, ચોરી કરનારો, સદાચારથી રહિત અથવા વર્ણસંકર તે નગરીમાં કોઈ પણ ન હતો.[૧૨] તે અયોધ્યાનગરીમાં વસનારા બ્રાહ્મણો નિરંતર પોતાના નિત્યકર્મમાં આસક્ત હતા, જિતેંદ્રિય હતા, દાન લેવું–આપવું, યજ્ઞ કરવો–કરાવવો તથા વિદ્યા ભણવી–ભણાવવી, એ ષટ્કર્મો કરવામાં આદરવાળા હતા અને જે જે દાનો શાસ્ત્રોમાં નિષિદ્ધ કહેલાં છે, તેવાં દાનનો સ્વીકાર કરતા ન હતા.[૧૩] વળી તે અયોધ્યામાં 'પરલોક નથી, જગતકર્તા કોઈ ઈશ્વર નથી' એવી નાસ્તિક બુદ્ધિવાળો, જૂઠું બોલનારો, ઘણાં શાસ્ત્રોને સાંભળ્યા વિનાનો, ઈર્ષાવાળો, આ લોક તથા પરલોકનું સાધન કરવામાં સામર્થ્ય વિનાનો અને અવિદ્વાન કોઈ પણ સ્થળે નજરે પડતો નહોતો.[૧૪] જે વેદનાં છયે અંગોને જાણનારો ન હોય, ચાંદ્રાયણ આદિ વ્રત કરનારો ન હોય, ઘણાં દાન આપતો ન હોય અને દીન હોય તેવો કોઈ પણ મનુષ્ય તે નગરીમાં ન હતો.[૧૫] અયોધ્યામાં કોઈ પણ સ્ત્રી અથવા પુરુષ શોભારહિત કે દશરથ રાજા ઉપર ભક્તિભાવરહિત હોય એવાં જોવામાં આવતા ન હતાં.[૧૬] વળી તે ઉત્તમ અયોધ્યાપુરીમાં રહેનારા બ્રાહ્મણાદિ ચારે વર્ણોના સર્વ પુરુષો દેવ અને અતિથિની પૂજા કરનારા, કરેલા ઉપકારને જાણનારા, દાન કરનારા, શૂરવીર, પરાક્રમી, દીર્ઘ આયુષવાળા, સત્ય ધર્મનું પાલન કરનારા અને પુત્ર, પૌત્ર તથા સ્ત્રીઓવાળા હતા. તે નગરીમાં બ્રાહ્મણની આજ્ઞા પાળનારા ક્ષત્રિયો, ક્ષત્રિયોની આજ્ઞા પ્રમાણે વર્તનારા વૈશ્યો ને ત્રણે વર્ણની સેવા કરવારૂપ સ્વકર્મમાં વર્તનારા શૂદ્રો નિવાસ કરતા હતા. જેવી રીતે પૂર્વે મનુષ્યોના રાજા વૈવસ્વત મનુએ તે અયોધ્યાનું રક્ષણ કર્યું હતું, તેવી રીતે ઇક્ષ્વાકુવંશના દશરથ રાજા પણ ઉત્તમ પ્રકારે અયોધ્યાનું રક્ષણ કરતા હતા.[૧૭–૨૦] તે અયોધ્યાનગરી સિંહોથી ભરેલી, પર્વતની ગુફા હોય તેમ તેજ વડે અગ્નિ સમાન, કુટિલતા વિના શત્રુએ કરેલા પરાભવને સહન નહિ કરનારા તથા અસ્ત્રશસ્ત્રની વિદ્યાના અભ્યાસવાળા યોદ્ધાઓથી ભરપૂર હતી. કાંબોજ, બાહ્‌લીક, વનાયુ અને સિંધુનદીની સમીપમાં આવેલા દેશમાં ઉત્પન્ન થયેલા તથા 'ઉચ્ચૈઃશ્રવા' નામના ઇંદ્રના અશ્વ જેવા ઉત્તમ અશ્વોથી તે નગરી પરિપૂર્ણ હતી. વળી તે અયોધ્યાપુરી વિંધ્ય તથા હિમાલયમા ઉત્પન્ન થયેલા, 'ઐરાવત' અને 'મહાપદ્મ' નામના હાથીના કુળમાં જન્મેલા; દક્ષિણ, નૈર્ઋત્ય, પશ્ચિમ તથા વાયવ્ય દિશામા આવેલા દેશમાં ઉત્પન્ન

÷ आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयेत्।
लोभाद्यः पितरौ भ्रातॄन्स कदर्य इति स्मृत ॥

ભાવાર્થ : જે મનુષ્ય લોભવશ થઈ પોતાના આત્માને; ધર્મકાર્યને, પુત્રોને, સ્ત્રીને, માતા-પિતાને અને ભાઈઓને કષ્ટ આપે છે, તેને 'કદર્ય' કહેલો છે.

થયેલા, મદઝરતા, અત્યંત બળવાળા, પર્વત સરખા દેહવાળા અને મહોન્મત્ત એવા હાથીઓથી ભરપૂર હતી.[૨૧–૨૪] હિમાલયમાં ઉત્પન્ન થતા 'ભદ્ર' નામની જાતિના, વિંધ્યાચળમાં ઉત્પન્ન થતા 'મદ્ર' નામની જાતિના અને સહ્યાદ્રિમાં ઉત્પન્ન થતા 'મૃગ' નામની જાતિના તેમ જ ભદ્ર–મદ્ર–મૃગ એ ત્રણે જાતિના સ્વભાવવાળા તથા ભદ્ર–મદ્ર, ભદ્ર–મૃગ અને મૃગ–મદ્ર, એમ બે જાતિના મિશ્ર સ્વભાવવાળા મહોન્મત્ત હાથીઓ વડે તે અયોધ્યાનગરી પૂર્ણ હતી. તે અયોધ્યાનગરીમાં દશરથ રાજાને રહેવા માટે બનાવેલી બે યોજનના વિસ્તારવાળી 'સત્યા' નામની હવેલી શોભી રહી છે (કે જેમાં રહીને રાજા દશરથ જગતનું પાલન કરતા હતા–).[૨૫,૨૬] શત્રુઓનો નાશ કરનારા તથા મહાતેજસ્વી દશરથ રાજા ચંદ્ર જેમ નક્ષત્રોનું પાલન કરે છે, તેમ તે અયોધ્યાનગરીનું પાલન કરતા હતા.[૨૭] ઇંદ્ર સરખા પૃથ્વીપતિ દશરથ રાજા સત્ય નામવાળી,[×] જેના દરવાજાનાં તોરણો તથા ભૂંગળો મજબૂત છે એવી, વિચિત્ર ગૃહો વડે સુશોભિત જણાતી, સુખરૂપ હજારો મનુષ્યો વડે વ્યાપ્ત એવી અયોધ્યાનગરીનું પાલન કરતા હતા.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૬ ઠ્ઠો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭ મો

### દશરથ રાજાનું મંત્રીમંડળ

तस्यामात्या गुणैरासन्निक्ष्वाको सुमहात्मनः।
मंत्रज्ञाश्चेङ्गितज्ञाश्च नित्यं प्रियहिते रताः ॥ १ ॥

અયોધ્યાનગરીનું પાલન કરનારા, ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા મહાત્મા દશરથ રાજાના અમાત્યો ગુણવાન, કાર્યાકાર્યના વિચારને જાણનારા, સામાના અભિપ્રાયને સમજનારા અને નિરંતર રાજાનું હિત કરવામાં તત્પર રહેનારા હતા.[૧] વળી તે અમાત્યો અસત્ય નહિ બોલનારા તથા મન વડે પણ સ્વામીદ્રોહ નહિ કરનારા હોવાથી પવિત્ર, નિરંતર રાજકાર્યમાં તત્પર અને કીર્તિવાળા હતા. સર્વ મળી આઠ અમાત્યો હતા.[૨] તેમનાં નામ: ધૃષ્ટિ, જયંત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રવર્ધન, અકોપ, ધર્મપાલ અને સર્વ કાર્યને જાણનારો આઠમો સુમંત્ર.[૩] વળી દશરથ રાજાએ ઋષિઓમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ અને વામદેવ, એ બન્નેને પોતાના મુખ્ય ઋત્વિજો નીમ્યા હતા, તેમ જ તે બન્ને મંત્રીઓ પણ હતા. તે ઉપરાંત બીજા સુયજ્ઞ, જાબાલિ, કશ્યપ, ગૌતમ, દીર્ઘ આયુષવાળા માર્કંડેય તથા કાત્યાયન, એ પણ મંત્રીઓ હતા.[૪,૫] રાજાની વંશપરંપરાથી ચાલતા આવેલા એ સર્વ મંત્રીઓ બ્રાહ્મણોની સાથે મળીને રાજ્યકાર્ય કરતા હતા. તે સર્વ અમાત્ય વગેરે વિદ્યા તથા વિનયવાળા, લજ્જાવાળા, કાર્યકુશળ, જિતેંદ્રિય, લક્ષ્મીવાળા, પવિત્ર અંતઃકરણવાળા, શાસ્ત્રવિદ્યાને જાણનારા, પ્રતાપી, દૃઢ પરાક્રમવાળા, રાજકાર્યમાં સાવધાન રહેનારા, રાજાની આજ્ઞા અનુસાર વર્તનારા, તેજસ્વી, ક્ષમાવાળા, કીર્તિવાળા, હસતા વદનવાળા અને કામ અથવા દ્રવ્યની લાલચથી કે ક્રોધથી અસત્ય વચન નહિ બોલનારા હતા.[૬–૮] વળી તે મંત્રીઓથી શત્રુઓ કે મિત્રોમાં પોતાના માટે કરેલું, કરાતું અથવા ભવિષ્યમાં કરવાને ઇચ્છેલું કંઈ પણ કાર્ય અજાણ્યું રહેતું નહિ; કારણ કે તેઓ સર્વત્ર રાખેલા ગુપ્ત દૂતો દ્વારા સર્વ ખબર જાણી શકતા હતા.[૯] તેઓ વ્યવહારમાં કુશળ હતા. દશરથ રાજાએ 'પોતાના પર તેઓનો સ્નેહ છે કે નહિ' એ વિષે બરાબર પરીક્ષા કર્યા પછી તેઓને અધિકાર સોંપ્યો હતો. એ મંત્રીઓ સમય આવ્યે પોતાના પુત્રને પણ શિક્ષા કર્યા વિના રહે નહિ એવા નિષ્પક્ષપાતી હતા.[૧૦] પોતાનું હિત નહિ કરનાર શત્રુ પણ જો ગુનેગાર ન હોય, તો તેને શિક્ષા કરતા નહિ અને રાજાના કોષની તથા સૈન્યની વૃદ્ધિ કરવામાં તેઓ સદા તત્પર રહેતા હતા.[૧૧] તે મંત્રીઓ શૂરવીર, નિયત ઉત્સાહવાળા, નીતિશાસ્ત્રને અનુસરનારા, અપરાધી મનુષ્યના અપરાધનું ઓછાવત્તાપણું સમજીને દંડ દેનારા અને ચોરી કરવી અથવા અસત્ય

–' આ અર્ધો શ્લોક પ્રક્ષિપ્ત છે.

× યોદ્ધાઓને યુદ્ધ કરવાને અશક્ય

બોલવું વગેરે પાપથી રહિત પવિત્ર પુરુષો કે જેઓ પોતાના રાજ્યમાં વસતા હતા તેઓનું રક્ષણ કરનારા હતા. તે મંત્રીઓ બ્રાહ્મણ અને ક્ષત્રિયોને પીડ્યા સિવાય રાજાના કોષની વૃદ્ધિ કરતા હતા. પવિત્ર અને પરસ્પર એક નિશ્ચયવાળા તે મંત્રીઓને નગર અને રાજ્યની તપાસ કરતાં જણાતું હતું કે, પોતાના સઘળા નગરમાં કે રાજ્યમાં કોઈ પણ સ્થળે અસત્યવાદી, દુષ્ટ અથવા પરસ્ત્રીલંપટ મનુષ્ય નથી. એ રીતે અયોધ્યાનગર અને સઘળું રાજ્ય દરેક રીતે શાંત પ્રવૃત્તિમાં હતું.[૧૨-૧૫] વળી તે સર્વ મંત્રીઓ સુંદર વસ્ત્રને ધારણ કરનારા, ઉત્તમ અલંકારવાળા, પવિત્ર નિયમોવાળા, 'રાજાનું હિત કરવું એ જ પોતાનું મુખ્ય કર્તવ્ય છે' એમ સમજનારા, નીતિરૂપી દૃષ્ટિ વડે નિરંતર જાગ્રત રહેનારા, પોતાના આચાર્ય તથા રાજાએ ગુણવાન માનેલા, પોતાના પરાક્રમ વડે પ્રખ્યાત થયેલા અને બુદ્ધિસંપન્ન હોવાથી પરદેશમાં પણ પ્રસિદ્ધિ પામેલા હતા.[૧૬,૧૭] તેઓ ગુણવાન હતા, સંધિ (યુદ્ધ તજીને સલાહ કરવી તે) અને વિગ્રહ (યુદ્ધ કરી જવું તે)ના તત્ત્વને જાણનારા હતા, સ્વાભાવિક સંપત્તિ (ધન–ધાન્ય–દાસી–દાસ–પાલખી–અશ્વ–હાથી વગેરે)થી યુક્ત હતા, દરેક રીતે મંત્ર (વિચાર) ગુપ્ત રાખવાને શક્તિમાન હતા, સૂક્ષ્મ રીતે વિચાર કરવામાં સમર્થ હતા, નીતિશાસ્ત્રનું તત્ત્વ જાણનારા હતા અને નિરંતર પ્રિય વચન બોલનારા હતા.[૧૮,૧૯] એ પ્રમાણે ઉત્તમ લક્ષણોવાળા આઠ અમાત્યો, બે ઋત્વિજો તથા બીજા છ મંત્રીઓ સહિત÷ નિષ્પાપ દશરથ રાજા અયોધ્યામાં રહી રાજ્ય કરતા હતા.[૨૦] ત્રણે લોકમાં વિખ્યાત, ઉદાર, સત્ય પ્રતિજ્ઞાવાળા અને પુરુષોમાં સિંહ સમાન તે દશરથ રાજા પોતાના તથા પારકા રાજ્યના વૃત્તાંતને ગુપ્ત દૂતો દ્વારા જાણી લેતા હતા અને અધર્મનો ત્યાગ કરી ધર્મ વડે પ્રજાનુ રક્ષણ તથા પાલન કરતા હતા.[૨૧,૨૨] ઉત્તમ મિત્રોવાળા દશરથ રાજાએ પૃથ્વી પરના સર્વ સામંતોને નમાવી દીધા હતા અને પોતાના પ્રતાપ વડે ચોરો તથા શત્રુઓને જડમૂળથી ઉખેડી નાખ્યા હતા. દશરથ રાજા જેમ ઇંદ્ર સ્વર્ગનું પાલન કરે, તેમ પૃથ્વીનું પાલન કરતા હતા. વિચાર કરી જોતાં તેમને પોતાનો કોઈ પણ શત્રુ પોતાના સમાન બળ–પરાક્રમવાળો જોવામાં આવતો ન હતો; તો પછી પોતાથી અધિક બળ–પરાક્રમવાળો તો ક્યાંથી જ હોય? એ પ્રમાણે અનેક પ્રકારનાં કાર્યોના વિચાર કરવામાં તથા તેને અનુસરી હિત કરવામાં તત્પર રહેનારા, સમર્થ અને પ્રીતિવાળા તે સર્વ અમાત્યો વગેરેથી વીંટાઈને સભામાં વિરાજતા દશરથ રાજા પોતાનાં તેજોમય કિરણો સહિત ઉદય પામેલા સૂર્યની પેઠે પ્રકાશતા હતા.[૨૩,૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૭ મો સર્ગ સંપૂર્ણ

## શૃંગી ઋષિનું આખ્યાન

## સર્ગ ૮ મો

### અશ્વમેધયજ્ઞનો વિચાર

**तस्य चैवंप्रभावस्य धर्मज्ञस्य महात्मनः ।**
**सुतार्थं तप्यमानस्य नासीद्वंशकरः सुतः ॥ १ ॥**

સર્વગુણસંપન્ન અને ધર્મને જાણનારા મહાત્મા દશરથ રાજા પુત્ર માટે પરિતાપ પામતા હતા; પરંતુ તેમને વંશની વૃદ્ધિ કરનાર પુત્ર થયો નહિ.[૧] પુત્ર માટે ચિંતન કરી પરિતાપ પામતા મહાત્મા દશરથ રાજાને વિચાર થયો કે, 'અહો! પુત્ર માટે બીજા વ્યર્થ પ્રયત્નો કરવા કરતાં હું અશ્વમેધયજ્ઞ કેમ કરતો નથી? અર્થાત્ અશ્વમેધયજ્ઞ જ કરીશ.'[૨] પછી પોતાના શુદ્ધ અંતઃકરણવાળા સર્વ મંત્રીઓ સહિત ધર્માત્મા દશરથ રાજાએ 'અશ્વમેધયજ્ઞ કરવો' એમ નિશ્ચય કરી સુમંત્રને કહ્યું કે, 'હે મંત્રીઓમાં શ્રેષ્ઠ! તું સત્વર જા અને પુરોહિત વસિષ્ઠ સહિત મારા સર્વ ગુરુઓને તેડી લાવ.'[૩,૪]

રાજાની આજ્ઞા સાંભળી ઉતાવળી ગતિવાળો સુમંત્ર તે ઋષિઓની પાસે ગયો અને વેદમાં પારંગત એવા સુયજ્ઞ, વામદેવ, જાબાલિ, કાશ્યપ તથા પુરોહિત વસિષ્ઠ અને બીજા ઋષિઓને તેડી

÷ બે ઋત્વિજો મંત્રીનુ કાર્ય પણ કરતા હતા, જેથી બીજા છ મળીને, આઠ મંત્રીઓ અને આઠ અમાત્યો દશરથ રાજાને ત્યાં હતા.

લાવ્યો.[૫,૬] પોતાની રાજસભામાં આવેલા તે ઋષિઓને જોઈ દશરથ રાજાએ સિંહાસન પરથી ઊઠી તેમને માન આપ્યું અને આસન પર બેસાડી યથાયોગ્ય પૂજન કર્યું. પછી તેમને ધર્મ અને અર્થયુક્ત મધુર વચન કહ્યું : 'હે મુનિવરો ! મને રાજવૈભવ સંપૂર્ણ મળેલો છે, પરંતુ એક પણ પુત્ર નહિ હોવાથી તે માટે વારંવાર વિલાપ કરતા મને તે રાજવૈભવથી સુખ થતું નથી; તો હે ગુરુઓ ! મારી એવી ઇચ્છા છે કે પુત્રપ્રાપ્તિ માટે હું અશ્વમેધયજ્ઞ કરું.[૭,૮] હું શાસ્ત્રોક્તવિધિ વડે તે યજ્ઞ કરવા ઇચ્છું છું, માટે તમે સર્વ નિશ્ચય કરી કહો કે કેવા આચરણથી હું મારી પુત્રકામના સફળ કરી શકીશ ?[૯] એ પ્રમાણે દશરથ રાજાનાં વચન સાંભળી વસિષ્ઠાદિ સર્વ ઋષિઓએ 'બહુ સારું' એમ કહી, તેમનાં વચનને માન આપ્યું.[૧૦] અને અત્યંત પ્રસન્ન થઈને કહ્યું કે, 'હે રાજન્ ! પુત્રપ્રાપ્તિ માટે તમને આવી ધાર્મિક બુદ્ધિ થઈ છે તે માટે ધન્ય છે. તમે ઇચ્છિત પુત્રો અવશ્ય પામશો. હવે તમે યજ્ઞ કરવા માટે સરયૂનદીના ઉત્તર કિનારા પર યજ્ઞમંડપ રચાવો, યજ્ઞમાં ઉપયોગી સાહિત્યો તૈયાર કરાવો અને અશ્વને પૃથ્વીમાં ફરવા છૂટો મૂકો.' ઋષિઓનાં એવાં વચન સાંભળી દશરથ રાજા સંતુષ્ટ થયા.[૧૧-૧૩] અને હર્ષનાં અશ્રુથી વ્યાકુળ નેત્રવાળા થઈને તેમણે પોતાના અમાત્યોને કહ્યું : 'મારા ગુરુના કહેવા પ્રમાણે યજ્ઞ માટે સામગ્રીઓ તૈયાર કરાવો.[૧૪] સરયૂનદીના ઉત્તર કિનારા પર યજ્ઞમંડપ રચાવો. ચારસો સમર્થ રાજપુત્રો અને મુખ્ય ઋત્વિજ સહિત અશ્વને પૃથ્વીમાં ફરવા માટે છૂટો મૂકો અને પ્રયોગને અનુસરી યથાવિધિ શાંતિકર્મ કરાવો. કોઈ પણ પ્રકારનો ભારે અપરાધ ( ક્રિયાલોપ વગેરે ) ન થાય તેવી રીતે સર્વ ગુણયુક્ત સમર્થ રાજા પણ શું આ અશ્વમેધયજ્ઞ કરી શકે તેમ છે ? કોઈ નથી; કારણ કે યજ્ઞના પ્રયોગને સારી રીતે જાણનારા વિદ્વાન બ્રહ્મરાક્ષસો યજ્ઞમાં થતી ભૂલોને શોધ્યા જ કરે છે. ( જો કોઈ થોડી પણ ભૂલ જોવામાં આવે કે તુરત તેઓ યજ્ઞમાં પ્રવેશી તેવી ભૂલોનો વધારો કરે છે અને વિધિનો નાશ કરે છે.)[૧૫-૧૭] વળી વિધિરહિત યજ્ઞ કરનારો યજમાન શીઘ્ર નષ્ટ થાય છે, માટે મારો આ યજ્ઞ જેમ વિધિપૂર્વક સમાપ્ત થાય અને બ્રહ્મરાક્ષસાદિ કોઈ પણ વિઘ્ન ન કરે તેમ તમે કરો; કારણ કે તમે સર્વ કાર્ય કરવામાં સમર્થ છો.'

રાજાઓમાં શ્રેષ્ઠ એવા દશરથ રાજાનું ઉપર્યુક્ત વચન સાંભળીને સત્કાર પામેલા તે સર્વ અમાત્યોએ 'આપનો આ નિશ્ચય અતિ ઉત્તમ છે' એમ પ્રશંસા કરી. પછી ધર્મવેત્તા એવા વસિષ્ઠાદિ મંત્રીઓ રાજાને આશીર્વાદ આપીને તથા આજ્ઞા લઈને પુનઃ પોતપોતાના આશ્રમે ગયા. તે સર્વ ઋષિઓને વિદાય કરી દશરથ રાજાએ પોતાના પ્રધાનોને કહ્યું કે, 'ઋષિઓએ યજ્ઞ અર્થે જે જે સામગ્રીઓ વગેરે બતાવ્યું છે, તે તે સર્વ તૈયાર કરો.' એમ કહી ત્યાં બેઠેલા અમાત્યોને વિદાય કરી તીક્ષ્ણ બુદ્ધિવાળા અને રાજાઓમાં સિંહ સમાન દશરથ રાજાએ પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ત્યાં જઈ મનોહર એવી પોતાની કૌશલ્યાદિ રાણીઓને કહ્યું કે, 'હું પુત્રપ્રાપ્તિ માટે અશ્વમેધ કરવા ઇચ્છું છું, માટે તમે સર્વ તે યજ્ઞમાં દીક્ષા લેવાને તૈયાર થાઓ.' એ પ્રમાણે અત્યંત પ્રિય એવું દશરથ રાજાનું વચન સાંભળી સુંદર સ્વરૂપવાળી તે રાણીઓનાં વદન વસંતઋતુમાં પ્રફુલ્લિત થતાં કમળની પેઠે અત્યંત શોભવા લાગ્યાં.[૧૮-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯ મો

### દશરથ રાજા અને સુમંત્રનો સંવાદ

एतच्छ्रुत्वा रहः सूतो राजानमिदमब्रवीत् ।
श्रूयतां तत्पुरावृत्तं पुराणं च मया श्रुतम् ॥ १ ॥

પછી 'હું પુત્રપ્રાપ્તિ માટે અશ્વમેધયજ્ઞ કરીશ' એવો દશરથ રાજાનો નિશ્ચય જાણીને 'સુમૃંત્ર નામના સૂતે+ તેમને એકાંતમાં કહ્યું.

+ સુમંત્ર દશરથ રાજાના [illegible] કાર્યોમાં આવતો હતો. તે મંત્રીપણું અને સારથિપણું કરતો હતો; તેથી જ તેને 'સૂત' પણ કહ્યો છે તિ. ટી.

કે, 'હે રાજા ! મેં પુરાણોમાંનો એક પ્રાચીન ઇતિહાસ સાંભળ્યો છે, જે તમને કહું છું; તે સાંભળો.[૧] હાલમાં ઋષિઓએ તમને અશ્વમેધ-યજ્ઞરૂપ પુત્રપ્રાપ્તિનો ઉપાય બતાવ્યો છે; પરંતુ મેં તે સંબંધી કંઇક વિશેષ સાંભળ્યું છે. પૂર્વે સનત્કુમારે તમને પુત્ર થવાનું વૃત્તાંત ઋષિઓની પાસે આ પ્રમાણે વર્ણવ્યું હતું[×] કે, 'કાશ્યપ ઋષિના 'વિભાંડક' નામના પુત્ર છે, તેમને 'ઋષ્યશૃંગ' નામના પુત્ર થશે. તે મુનિ નિરંતર વનમાં જ મોટા થશે અને વનમાં જ ફર્યા કરશે.[૨–૪] તે ઋષ્યશૃંગ મુનિ નિરંતર પોતાના પિતાની સાથે વનમાં જ રહેવાથી બીજું કાંઈ પણ જાણશે નહિ; અને તે મહાત્મા બ્રાહ્મણોએ કહેલું તથા લોકોમાં પ્રખ્યાત થયેલું એવું બન્ને પ્રકારનું બ્રહ્મચર્ય પાળશે. (એટલે કે બ્રહ્મચર્યના બે પ્રકાર છે: મુખ્ય અને ગૌણ. તેમાં મેખલા–મૃગચર્માદિ ધારણ કરવાં તે મુખ્ય બ્રહ્મચર્ય છે; અને તેનો ત્યાગ કરી, ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ઋતુકાળમાં જ સ્ત્રીગમન કરવું તે ગૌણ બ્રહ્મચર્ય છે. ઋષ્યશૃંગ આ બન્ને બ્રહ્મચર્ય પાળશે.) એ પ્રમાણે અગ્નિની અને પોતાના પિતાની સેવા કરવામાં તેમનો કેટલોક સમય વહી જશે એ સમયમાં મહાન પ્રતાપવાળો અંગદેશમાં વિખ્યાત 'રોમપાદ' નામનો રાજા થશે. તે રોમપાદ રાજાએ પોતાના રાજધર્મનો લોપ કરવાથી અત્યંત દારુણ અને સર્વ લોકોને ભયમાં નાખનારી અનાવૃષ્ટિ થશે, તેથી સઘળા દેશમાં દુકાળ પડશે. એ રીતે દુકાળ પડવાથી દુઃખી થયેલો રોમપાદ રાજા શાસ્ત્રશ્રવણમાં વૃદ્ધ થયેલા બ્રાહ્મણોને બોલાવી પૂછશે કે, 'હે દ્વિજો ! તમે લોકોનાં ચરિત્રો જાણી લેનારા છો; માટે આ મારા દેશમાં થયેલી અનાવૃષ્ટિના કારણરૂપ મારો કોઈ પણ દોષ તમારા જાણવામાં આવ્યો હશે. જો તેમ હોય તો મારા દોષનું જેવી રીતે નિવારણ થાય તેવા કોઈ કરવા યોગ્ય કર્મનો ઉપદેશ કરો.' એ પ્રમાણે રાજાએ પૂછ્યા પછી વેદનો પાર પામેલા તે સર્વ બ્રાહ્મણો રોમપાદ રાજાને કહેશે કે, 'હે રાજન્ ! વનમાં રહેનારા વિભાંડક મુનિના 'ઋષ્યશૃંગ' નામના પુત્ર છે કે જે વેદોમાં પારંગત છે, તેમને સત્કારપૂર્વક કોઈ પણ ઉપાય વડે અહીં તેડી લાવો અને પછી શાંતચિત્ત થઈને તેમને તમારી 'શાંતા' નામની કન્યા વિધિપૂર્વક પરણાવો એટલે તમારા દેશમાં વૃષ્ટિ થશે.' એ પ્રમાણે બ્રાહ્મણોનાં વચન સાંભળી રાજાને 'અહો ! જિતેંદ્રિય અને વિદ્યા, વ્રત તથા તપના બળવાળા તે ઋષ્યશૃંગને હું કેવી રીતે અહીં બોલાવી લાવીશ' એવી ચિંતા થશે.[૫–૧૪] પછી બુદ્ધિમાન રાજા પોતાના મંત્રીઓની સાથે 'બ્રાહ્મણને બ્રાહ્મણો જ સમજાવીને તેડી લાવશે' એવો નિશ્ચય કરી પોતાના પુરોહિત તથા અમાત્યોનો સત્કાર કરી, તેમને ઋષ્યશૃંગને તેડી લાવવા મોકલશે.[૧૫] તે સમયે રાજાની આજ્ઞા સાંભળી, 'તે કાર્ય બનવું અશક્ય છે' એમ જાણી દુઃખી થયેલા તેઓ નીચાં મુખ કરી રાજાની ક્ષમા યાચતાં કહેશે કે, 'હે મહારાજ ! અમને વિભાંડક મુનિનો ઘણો ભય લાગે છે, તેથી અમે પોતે ત્યાં જઈને આ કાર્ય કરવા સમર્થ નથી; માટે ક્ષમા કરો.'[૧૬] પછી તે પુરોહિત વગેરે ઋષ્યશૃંગને તેડી લાવવા માટેના ઉપાયોનો વિચાર કરી કહેશે કે, 'હે રાજન્ ! તે મુનિને તેડી લાવવાનો એક ઉપાય છે; અને તે એ કે નિરંતર વનમાં રહેવાથી તે મુનિ સંસારસુખથી અજાણ્યા છે અને સ્ત્રીઓને ઓળખતા જ નથી; માટે અમે સુંદર સ્વરૂપવાળી વેશ્યાઓને તે મુનિની પાસે મોકલીશું અને તેમને વેશ્યાઓનો સંગ ન થાય તે રીતે મોહ પમાડી અહીં તેડી લાવીશું, જેથી વિભાંડક મુનિના શાપનો ભય રહેશે નહિ.'[૧૭] એ પ્રમાણે પુરોહિત તથા અમાત્યોના વચન સાંભળી અંગદેશનો રાજા રોમપાદ વેશ્યાઓ દ્વારા ઋષ્યશૃંગને બોલાવી લાવશે અને પોતાની 'શાંતા' નામની કન્યા તેમને પરણાવશે, એટલે ઇંદ્રદેવ તેના દેશમાં વૃષ્ટિ કરશે.[૧૮] આ પ્રમાણે સનત્કુમારે પૂર્વે જે કહ્યું હતું, તે મેં તમને કહી

× સનત્કુમારે પોતે ત્રિકાળજ્ઞાની હોવાથી ભવિષ્યમાં દશરથ રાજાને પુત્ર થવાનો ઉપાય ઋષિઓને કહ્યો હતો તે સુમંત્રે સાંભળ્યો હતો.

સંભળાવ્યું.[૧૮] હે રાજન્ ! તે રોમપાદ રાજા તમારો મિત્ર હોવાથી ઋષ્યશૃંગ મુનિ તમારા પણ જમાઈ જેવા જ છે; માટે તેમને અહીં બોલાવશો તો તે તમને પુત્ર પ્રાપ્ત થાય તેવો યજ્ઞ કરાવશે.[૧૯]

સુમંત્રનું વચન સાંભળી આનંદ પામેલા દશરથ રાજાએ કહ્યું કે, 'રોમપાદ રાજા જે ઉપાય વડે ઋષ્યશૃંગને તેડી લાવ્યો,× તે સર્વ ઉપાય તું મને કહે.'[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦ મો

### ઋષ્યશૃંગનું આખ્યાન

सुमंत्रश्चोदितो राज्ञा प्रोवाचेदं वचस्तदा ।
यथर्ष्यशृंगस्त्वानीतो येनोपायेन मंत्रिभिः ॥
तन्मे निगदितं सर्वं शृणु मे मंत्रिभिः सह ॥ १ ॥

દશરથ રાજાની આજ્ઞાથી પ્રેરાયેલો સુમંત્ર કહેવા લાગ્યો :

રોમપાદ રાજાએ પોતાના મંત્રીઓ દ્વારા જે ઉપાય વડે ઋષ્યશૃંગને પોતાના નગરમાં તેડાવ્યા, તે સઘળું મેં તમને સંક્ષેપમાં કહ્યું; પરંતુ હવે વિસ્તારથી કહું છું, તેને મંત્રીઓ સહિત આપ સાંભળો.[૧] પૂર્વ સર્ગમાં વર્ણવ્યા પ્રમાણે રોમપાદ રાજાએ પોતાના પુરોહિત તથા અમાત્યોને ઋષ્યશૃંગ મુનિને તેડી લાવવા આજ્ઞા કરી, ત્યારે તે મુનિને નગરમાં તેડી લાવવાનો ઉપાય બતાવતાં પુરોહિત તથા અમાત્યો રોમપાદ રાજાને કહેવા લાગ્યા :

'હે રાજન્ ! અમોએ ઋષ્યશૃંગ મુનિને બોલાવી લાવવાનો એક ઉપાય શોધી કાઢ્યો છે, જે અવશ્ય સફળ થશે.[૨] હે મહારાજ ! તપ કરવામાં અને સ્વાધ્યાયનું પઠન કરવામાં આસક્ત રહેનાર ઋષ્યશૃંગ મુનિ વનમાં રહેનારા છે તથા સ્ત્રીઓ અને વિષયજન્ય સુખથી અજાણ્યા છે;[૩] માટે જે પ્રાણીમાત્રને અત્યંત પ્રિય લાગે છે અને જે પુરુષના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરે છે એવા ઇંદ્રિયોના વિષયો (દિવ્ય ગાયન, નૃત્ય તથા ખાનપાન વગેરે)-થી અમે તે મુનિને આપણા નગરમાં તેડી લાવીશું; પરંતુ તે માટે આપ અમારા કહેવા પ્રમાણે સત્વર એક ઉપાય કરો. આપણા નગરમાં વસતી રૂપ-લાવણ્યવાળી અને સુંદર અલંકારો ધારણ કરનારી ગણિકાઓ કે જેમનું તમે અનેક વખત અલંકારો અને અન્નપાનાદિ આપવા વડે માન જાળવતા આવ્યા છો, તેમને વિભાંડક મુનિના આશ્રમે મોકલો. તે સ્ત્રીઓ અનેક પ્રકારના હાવભાવ વગેરે ઉપાયો વડે તે ઋષ્યશૃંગને મોહ પમાડી અહીં તેડી લાવશે.' આ પ્રમાણે તેઓનું વચન સાંભળી રોમપાદ રાજાએ પોતાના પુરોહિતને જ તે કાર્ય સોંપ્યું, ત્યારે 'ગણિકા સાથે બોલવું વગેરે બ્રાહ્મણને અયોગ્ય કર્મ છે' એમ ધારી પુરોહિતે તે કાર્ય મંત્રીઓને સોંપ્યું, એટલે મંત્રીઓએ નગરમાં રહેનારી ગણિકાઓને તે કાર્ય કરવા આજ્ઞા કરી : 'શૃંગવેરપુરથી થોડેક દૂર વનમાં આવેલા વિભાંડક મુનિના આશ્રમે તમે જાઓ અને ત્યાં જઈ તમારા ગાયન વગેરેનાં કૌશલ્ય વડે તે મુનિના પુત્ર ઋષ્યશૃંગને મોહિત કરી અહીં તેડી લાવો.' મંત્રીઓનું એવું વચન સાંભળી તે ઉત્તમ ગણિકાઓએ ઉક્ત વનમાં પ્રવેશ કર્યો અને વિભાંડક મુનિના આશ્રમથી થોડેક દૂર રહીને નિરંતર આશ્રમમાં વસનારા તે ધીર મુનિપુત્ર ઋષ્યશૃંગને મળવા માટે ઘણો યત્ન કરવા લાગી, પરંતુ મેળાપ થયો નહિ; કારણ કે તે ઋષ્યશૃંગ પોતાના પિતાના સ્નેહથી નિરંતર સંતુષ્ટ રહેતા હતા અને આશ્રમ બહાર ક્યાંય પણ જતા નહિ.[૪-૮] વળી તપસ્વી એવા તે ઋષ્યશૃંગે જન્મ્યા પછી હજી સુધી કોઈ પણ સમયે નાગરિક કે ગ્રામ્ય સ્ત્રીપુરુષને જોયાં ન હતાં તેમ જ બીજા પણ હાથી, ઘોડા વગેરે નાગરિક પ્રાણીઓ અથવા સૂવર, કૂકડા વગેરે ગ્રામ્ય પ્રાણીઓને

– સુમંત્રે દશરથ રાજાને કહેલું આ વૃત્તાંત સનત્કુમારના કથનનો અનુવાદ છે, તેથી સર્વત્ર ભવિષ્યકાળનો પ્રયોગ છે. સુમંત્રના કહેવા સમયે તો તે સર્વ બની ગયેલું હતું.

× આ સમયે રોમપાદ રાજાને ત્યાં ઋષ્યશૃંગનાં લગ્ન થઈ ચૂક્યાં હતાં; માટે દશરથ રાજાએ 'જે ઉપાય વડે ઋષ્યશૃંગને તેડી લાવ્યો' એમ ભૂતકાળના પ્રયોગથી પૂછ્યું.

પણ જોયાં ન હતાં. (તેથી કદાચ તેવું જોવાથી તેને નવાઈ લાગતી હતી.)[૯] હવે એક દિવસે વિભાંડક મુનિ કાર્યાર્થે વનમાં ગયા હતા, ત્યારે ઋષ્યશૃંગ મુનિ દૈવયોગે આશ્રમ બહાર નીકળ્યા, ત્યારે ગાયનનો મધુર સ્વર તેમના સાંભળવામાં આવ્યો એટલે તેને અનુસરી તે મુનિ જ્યાં રોમપાદ રાજાએ મોકલેલી ગણિકાઓ હતી ત્યાં આવ્યા. ત્યાં તેમણે ઉત્તમ સ્વરૂપવાળી ગણિકાઓને દીઠી. વિચિત્ર વેશવાળી ગણિકાઓ કે જેઓ મધુર સ્વરે ગાયન કરતી હતી, તેઓ પણ વિભાંડકના પુત્ર ઋષ્યશૃંગને જોઈ તેમની સમીપ આવી અને પૂછવા લાગી કે, 'હે બ્રહ્મન્! તમે કઈ જાતિના છો, કોના પુત્ર છો, તમારું નામ શું છે અને તમે શું કામ કરો છો? એ સર્વ અમે જાણવા ઇચ્છીએ છીએ. અનેક પ્રકારનાં મનુષ્યોના નિવાસરૂપ નગર વગેરેથી આટલે બધે દૂર વનમાં તમે એકલા શા માટે વિચરો છો, તે અમને કૃપા કરી કહો.'[૧૦–૧૨] તે સ્ત્રીઓનું એવું વચન સાંભળી ઋષ્યશૃંગ કે જેણે હજી સુધી આવી સુંદર સ્વરૂપવાળી સ્ત્રીઓને કદી જોઈ ન હતી, તેમને જોઈને હૃદયમાં પ્રેમ ઊપજવાથી તેણે તે સ્ત્રીઓને પોતાનું સઘળું વૃત્તાંત કહેવાનો નિશ્ચય કર્યો.[૧૩] ઋષ્યશૃંગે કહ્યું: 'હું વિભાંડક મુનિનો ઔરસપુત્ર× છું. મારું 'ઋષ્યશૃંગ' એવું નામ છે અને પૃથ્વીમાં પ્રખ્યાત એવું તપશ્ચર્યારૂપ મારું કર્મ છે.[૧૪] હે પવિત્ર દર્શનવાળા મહાત્માઓ!× અહીં સમીપમાં જ અમારો આશ્રમ છે. આપ સર્વ ત્યાં પધારો. હું આપ સર્વનું વિધિપૂર્વક પૂજન કરીશ.'[૧૫] એ પ્રમાણે ઋષિકુમારનું વચન સાંભળી, તે સર્વ સ્ત્રીઓને તેમનો આશ્રમ જોવાની ઇચ્છા થઈ; તેથી તે સર્વ ગણિકાઓ ઋષ્યશૃંગની સાથે તેમના આશ્રમે ગઈ.[૧૬] પછી ઋષિકુમારે પોતાના આશ્રમમાં આવેલી તે સ્ત્રીઓનો અર્ઘ્યપાદ્ય વડે આતિથ્યસત્કાર કર્યો અને વનમાંથી આણેલાં ફળ તથા કંદમૂળ તેમની આગળ મૂકી તેમને ભોજન કરવા કહ્યું.[૧૭] ત્યારે સર્વ સ્ત્રીઓ કે જેઓ માત્ર ઋષ્યશૃંગને લઈ જવાને જ ઉત્સુક હતી, તેઓએ મુનિપુત્રે કરેલી પૂજાનો અંગીકાર કરી અને 'જો કદાપિ વિભાંડક મુનિ આવશે તો આપણને શાપ દેશે' એવા ભયથી ત્યાંથી સત્વર ચાલી નીકળવાનો નિશ્ચય કર્યો.[૧૮] તેઓએ હર્ષભેર મુનિકુમારને ગાઢ આલિંગન કરીને અનેક પ્રકારના સુગંધી પદાર્થોવાળા ઉત્તમ મોદક (લાડુ) આપ્યા અને કહ્યું: 'હે દ્વિજ! તમારું કલ્યાણ થાઓ. આ અમારાં પણ ઉત્તમ ફળો છે તે તમે ગ્રહણ કરો અને વિલંબ કર્યા વિના જમી જાઓ.' એવાં તે સ્ત્રીઓનાં વચન સાંભળી ઋષિકુમારે તે મોદકને ફળ માની ગ્રહણ કર્યાં અને તે ખાઈને 'વનમાં રહેનારા કોઈએ પણ આવાં ફળો નહિ ચાખ્યાં હોય' એમ તે માનવા લાગ્યા. 'ઋષિકુમાર મોહપાશમાં સપડાયો છે' એમ જાણી આ ગણિકાઓએ ઋષ્યશૃંગના પિતા વિભાંડક મુનિના ભયને લીધે તે મુનિપુત્રની આજ્ઞા માગી અને 'અમારે પણ અમારા આશ્રમ પર જઈને વ્રત કરવું છે' એવું મિથ્યા બહાનું બતાવી ત્યાંથી ચાલી ગઈ. એ પ્રમાણે પોતાની પાસેથી તે ગણિકાઓ ચાલી જવાથી ઋષ્યશૃંગ દુઃખને લીધે અસ્વસ્થચિત્ત થયા અને આમતેમ ફરવા લાગ્યા. પછી બીજે દિવસે+ બ્રહ્મચર્યવ્રતવાળા તે ઋષ્ય-

× ઋષ્યશૃંગના જન્મ માટે પુરાણોમાં એવી આખ્યાયિકા છે કે, 'વિભાંડક મુનિનું વીર્ય ઉર્વશીના દર્શનથી સરોવરમાં સ્ખલિત થયું, તે હરિણીના પીવામાં આવ્યું જેથી તેને ગર્ભ રહ્યો અને તેથી ઋષ્યશૃંગનો જન્મ થયો.' હવે અહીં ઋષ્યશૃંગને વિભાંડકના ઔરસપુત્ર કહ્યા છે. સ્મૃતિમાં કહ્યું છે કે, 'संस्कृतायां तु भार्यायां स्वयमुत्पादयेत्तु य तमौरसं विजानीयात्॥ સંસ્કારો પામેલી સ્વસ્ત્રીમાં પોતે જે પુત્રને ઉત્પન્ન કર્યો હોય તેને 'ઔરસ' જાણવો.' આ વચન પ્રમાણે વિચાર કરતાં ઉપર્યુક્ત પૌરાણિકી કથા બંધબેસતી નથી; કારણ કે તેમાં ઋષ્યશૃંગનો જન્મ હરિણીથી વર્ણવ્યો હોવાથી હરિણી કાંઈ સંસ્કાર પામેલી વિભાંડકની સ્વસ્ત્રી ન ગણાય અને તેનો પુત્ર ઔરસ ન કહેવાય; પરંતુ અહીં તો ઋષ્યશૃંગને વિભાંડકના ઔરસ પુત્ર જ કહ્યા છે. માટે ઉપર્યુક્ત પૌરાણિકી કથા કાંઈ બીજું તાત્પર્ય બતાવનારી હશે.

× આમ પુલ્લિંગ સંબોધનથી ઋષ્યશૃંગને સ્ત્રીપુરુષની ઓળખાણ ન હતી, એમ સમજાય છે.

+ પોતાના પિતા વિભાંડક વનમાં ગયા ત્યાર પછી.

શૃંગ મુનિ વારંવાર પોતાના મનમાં પૂર્વદિવસની વાતનું જ સ્મરણ કરતા ફરતા જે સ્થળે સુંદર અલંકારાદિને ધારણ કરનારી તથા મનોહર શ્રેષ્ઠ ગણિકાઓને જોઈ હતી તે સ્થળે આવ્યા.÷ ગણિકાઓ પણ તેમને આવતા જોઈને આનંદિત થઈ અને સામે જઈને તેમને કહેવા લાગી કે, 'હે સુંદર આકૃતિવાળા મુનિ! તમે આજે અમારા આશ્રમે પધારશો તો અહીંના કરતાં પણ વિચિત્ર પ્રકારનાં ઘણાં જ સ્વાદિષ્ટ ફળ તથા કંદમૂળ વિશેષે કરી મળશે.'[૧૯–૨૫] એ પ્રમાણે પોતાના મનને અત્યંત પ્રિય લાગે એવું ગણિકાઓનું વચન સાંભળી ઋષ્યશૃંગે તેઓના આશ્રમે જવાનો નિશ્ચય કર્યો, ત્યારે તે સ્ત્રીઓ આનંદયુક્ત થઈને તે મુનિકુમારને સાથે લઈ ત્યાંથી ચાલવા લાગી અને થોડા સમયમાં રોમપાદ રાજાના નગરમાં આવી પહોંચી.[૨૬–૨૮] તે મહાત્મા ઋષ્યશૃંગ મુનિ રોમપાદના નગરમાં પધાર્યા કે તુરત જ ઇંદ્રદેવે જગતને આનંદ ઉપજાવતી વૃષ્ટિ કરી.[૨૯] વૃષ્ટિ સહિત પધારેલા તે ઋષ્યશૃંગ મુનિને જોઈને રોમપાદ રાજા તેમની સામે ગયો અને અત્યંત નમ્રતાથી સાષ્ટાંગ પ્રણામ કર્યા.[૩૦] પછી રોમપાદે શાંતચિત્ત થઈને અર્ઘ્યપાદ્યાદિ ઉપચારો વડે વિધિપૂર્વક તેમનું પૂજન કર્યું અને સ્તુતિ કરતાં વરદાન માગ્યું કે, 'હે દ્વિજોત્તમ! હું ગણિકાઓ દ્વારા આપને અહીં તેડી લાવ્યો તેથી અપરાધી છું; પરંતુ દયા કરી આપ મારા પર પ્રસન્ન થાઓ અને તમારો તથા તમારા પિતા વિભાંડક મુનિનો મારા ઉપર ક્રોધ ન થાઓ.'[૩૧] આ પ્રમાણે પ્રાર્થના કરવાથી પ્રસન્ન થયેલા ઋષ્યશૃંગ મુનિને રોમપાદ રાજા પોતાના અંતઃપુરમાં તેડી ગયો અને પછી પોતાની 'શાંતા' નામની કન્યાનાં તે ઋષ્યશૃંગની સાથે લગ્ન કરી અત્યંત હર્ષ પામ્યો.'[૩૨]

સુમંત્રે દશરથ રાજાને કહ્યું : હે રાજન્! રોમપાદ રાજાએ એ પ્રમાણે સર્વ પ્રકારના વૈભવો વડે પૂજેલા મહાતેજસ્વી ઋષ્યશૃંગ મુનિ પોતાની 'શાન્તા' નામની સ્ત્રી સાથે રોમપાદ રાજાના નગરમાં રહેવા લાગ્યા.[૩૩]+

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧ મો

### ઋષ્યશૃંગનું અયોધ્યામાં આગમન

**भूय एव हि राजेन्द्र शृणु मे वचनं हितम्।**
**यथा स देवप्रवरः कथयामास बुद्धिमान् ॥ १ ॥**

સુમંત્રે કહ્યું : હે દશરથરાજ! વળી બુદ્ધિમાન સનત્કુમારે હિતકારક એવું બીજું પણ એક ભવિષ્યવચન કહ્યું હતું કે જે મારા સાંભળવામાં આવ્યું છે તે હું તમને કહું છું.[૧] 'ઇક્ષ્વાકુ રાજાના વંશમાં સત્ય પ્રતિજ્ઞાવાળા, ધાર્મિક અને લક્ષ્મીવાળા 'દશરથ' નામે રાજા થશે.[૨] તેને અંગદેશના રાજા રોમપાદની સાથે મૈત્રી થશે; અને તે રોમપાદ રાજાને 'શાન્તા' નામની મહાભાગ્યશાળી એક કન્યા થશે.× (તેનાં લગ્ન ઋષ્યશૃંગ મુનિની સાથે થશે.)[૩] પછી કોઈ એક સમયે મહાયશસ્વી દશરથ રાજા અંગરાજના પુત્ર રોમપાદ રાજાની પાસે જશે;[૪] અને કહેશે કે, 'ધાર્મિક અંતઃકરણવાળા હે રાજન્! હું સંતાનરહિત છું, તેથી કુળની અને ધર્મની વૃદ્ધિ થવા માટે યજ્ઞ કરવા ઇચ્છું છું; માટે જો તમે આજ્ઞા આપો તો તમારા જમાઈ ઋષ્યશૃંગ મુનિ મારો ઇચ્છિત યજ્ઞ કરાવે.'[૫] એ પ્રમાણે દશરથ રાજાનાં વચન સાંભળી અને 'મારે મિત્રનું કાર્ય કરી આપવું જોઈએ' એવો વિચાર કરી રોમપાદ રાજા શાંતા અને તેણે પ્રસવેલા પુત્ર સહિત ઋષ્યશૃંગ મુનિને તેમની સાથે મોકલશે.[૬] પછી સંતાપરહિત થયેલા દશરથ રાજા તેમને સાથે લઈને પોતાની નગરીમાં આવશે અને આનંદયુક્ત થઈને

÷ ગણિકાઓ પણ પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે દરરોજ નિયમિત સ્થળે આવીને ગાયનાદિ કરતી હતી.

+ શંકા : પોતાના પુત્રના બ્રહ્મચર્યનો ભંગ થયા છતાં વિભાંડકને ક્રોધ કેમ ન થયો? સમાધાન : વિભાંડક મુનિ પોતે તત્ત્વજ્ઞ તથા ત્રિકાળજ્ઞાની હતા, તેથી તેમણે 'પુત્રનું ભાવિ હતું તેમ થયું,' એમ વિચારી ક્રોધને શાંત કર્યો.

× કેટલાએક પુરાણોમાં એવી કથા છે કે, 'શાન્તા' એ દશરથ રાજાની કન્યા હતી અને તેમના મિત્ર, રોમપાદ રાજાએ પોતે નિઃસંતાન હોવાથી તેને દત્તક લીધી હતી.

તે મુનિ દ્વારા પોતાનો ઇચ્છિત યજ્ઞ કરશે.[૭] યશની ઇચ્છાવાળા અને ધર્મને જાણનારા દશરથ રાજા યજ્ઞ માટે યજ્ઞના ફળરૂપ સંતાનપ્રાપ્તિ માટે અને સ્વર્ગ-સુખ માટે તે ઋષ્યશૃંગ મુનિનું યજ્ઞમાં વરણ કરશે અને તે દ્વિજશ્રેષ્ઠ ઋષ્યશૃંગની કૃપાથી દશરથ રાજાના સર્વ મનોરથો પૂર્ણ થશે.[૮,૯] યજ્ઞ કરવાથી દશરથ રાજાને અત્યંત પરાક્રમવાળા, સર્વ લોકોમાં પ્રખ્યાત અને વંશની વૃદ્ધિ કરનારા ચાર પુત્રો થશે.[૧૦]

'પૂર્વે સત્યયુગમાં દેવોમાં શ્રેષ્ઠ એવા ભગવાન સનત્કુમારે ઉપર્યુક્ત ભાવિ કથા કહેલી છે.÷[૧૧] માટે હે પુરુષવ્યાઘ્ર! તમે પોતે જ સેના તથા વાહનો સહિત રોમપાદ રાજાને ત્યાં જાઓ અને તે ઋષિકુમારને સત્કારપૂર્વક અહીં તેડી લાવો.'[૧૨] એ પ્રમાણે સુમંત્રનું વચન સાંભળી દશરથ રાજા આનંદ પામ્યા. તે પછી પોતાના ગુરુ વસિષ્ઠની પાસે જઈને તેમણે સુમંત્રે કહેલી કથા કહી સંભળાવી અને તેમની સંમતિ માગી.× (ત્યારે વસિષ્ઠ ગુરુએ પણ તે કાર્ય માટે આજ્ઞા આપવાથી રાજા દશરથ સફળ મનોરથવાળા થયા.)[૧૩] પછી અંતઃપુરની રાણીઓ તથા અમાત્યો સહિત દશરથ રાજા જ્યાં તે મુનિશ્રેષ્ઠ ઋષ્યશૃંગ હતા ત્યાં જવા નીકળ્યા. માર્ગમાં જતાં ધીમે ધીમે અનેક વનો તથા નદીઓને ઓળંગી છેવટે ઋષ્યશૃંગ રહેતા હતા તે અંગદેશમાં તેઓ જઈ પહોંચ્યા. પછી રોમપાદ રાજા પોતાના દેશમાં દશરથ રાજાને આવેલા જાણી પોતે તેમના મિત્ર હોવાથી આનંદિત ચિત્ત વડે તેમની સામે ગયો અને તે સર્વનો યથાયોગ્ય સત્કાર કરી તેઓને પોતાને ત્યાં તેડી લાવ્યો. ત્યાં દશરથ રાજાએ જાણે દેદીપ્યમાન અગ્નિ જ હોય ને! એવા દ્વિજશ્રેષ્ઠ ઋષ્યશૃંગને રોમપાદ રાજાની પાસે બેઠેલા જોયા. તે સમયે રોમપાદ રાજાએ પોતાની તથા દશરથ રાજાની મિત્રતા અને સંબંધ ઋષ્યશૃંગ મુનિને જણાવ્યાં, ત્યારે તેમણે પણ દશરથ રાજાનો યોગ્ય સત્કાર કર્યો. એ પ્રમાણે સારી રીતે સત્કાર પામેલા નરશ્રેષ્ઠ દશરથ રાજા રોમપાદ રાજાને ત્યાં સાતઆઠ દિવસ રહ્યા. પછી દશરથ રાજાએ રોમપાદ રાજાને પોતાનો સઘળો વૃત્તાંત જણાવી કહ્યું કે, 'હે રાજન્! મેં મોટા કાર્યનો આરંભ કરવાનો વિચાર કર્યો છે. હે મનુષ્યશ્રેષ્ઠ! તમારી પુત્રી શાંતાને તથા તેના પતિ ઋષ્યશૃંગને મારે ત્યાં આવવાને તમે કહો કે જેથી તેઓ મારા નગરમાં આવે. મેં ધારેલું યજ્ઞકાર્ય તમારા જમાઈથી જ થાય તેમ છે.' દશરથ રાજાનું વચન સાંભળી રોમપાદ રાજાએ બુદ્ધિમાન ઋષ્યશૃંગને અયોધ્યા મોકલવાનું માન્ય રાખ્યું.[૧૪–૨૦] પછી પોતાના જમાઈ ઋષ્યશૃંગને કહ્યું: "હે બ્રહ્મન્! તમારા કુટુંબ સહિત તમે આ દશરથ રાજાની સાથે અયોધ્યા પધારો.' રોમપાદ રાજાનું એ વચન

÷ 'સત્યયુગમાં સનત્કુમારે કહેલી કથા સુમંત્ર જાણતો હતો; તેથી તે અનેક યુગ વીતી જતાં પણ જીવતો જ હતો' એમ કેટલાક માને છે. આ સંબંધમાં તિલક પંડિતની માન્યતા પણ તેવી જ જણાય છે. તે પોતાની 'રામાયણતિલક' નામની વ્યાખ્યામાં લખે છે કે, अनेकयुगवृद्धः सुमन्त्रः। સુમંત્ર અનેક યુગના આયુષવાળો હોવાથી વૃદ્ધ હતો.' પરંતુ વિચાર કરતાં જણાય છે કે, સુમંત્ર ઉપર્યુક્ત માન્યતા જેટલો વૃદ્ધ ન હતો; કારણ કે તેણે પોતે જ રામાયણના નવમા સર્ગમાં કહ્યું છે કે, 'पुराणे च मया श्रुतम्। હું તમને જે ઇતિહાસ કહું છું તે મેં પુરાણોમાંથી સાંભળ્યો છે; એટલે કે ઋષિઓ પ્રાચીન કથા-વાર્તાઓ કહેતા હતા, ત્યારે તેઓના મુખથી મેં સાંભળ્યો છે.' વળી આ અગિયારમા સર્ગના અગિયારમા શ્લોકનું પણ એવું જ તાત્પર્ય છે કે, 'પૂર્વે સત્યયુગમાં સનત્કુમારે આ વાત ઋષિઓને કહી હતી અને તે પાછળથી સુમંત્રે સાંભળેલી તેથી તેણે દશરથને કહી.' ભલા, વિચાર તો કરો! હાલમાં કોઈ માણસ વિક્રમ રાજાએ કહેલી વાર્તા કહી બતાવે તો શું તેને વિક્રમ રાજાના સમયથી આજ સુધી જીવતો રહેલો સમજવો? ના, પરંતુ પરંપરા સંબંધથી આપણે ઘણી ઘણી વાર્તાઓ જાણી શકીએ છીએ તેમાં જે વૃદ્ધ હોય તે વિશેષે કરી જાણે છે સુમંત્ર પણ દશરથ રાજાને ત્યાં સર્વથી વૃદ્ધ હતો, તે માટે જ તે માનનીય પ્રધાનપદ ભોગવતો હતો.

× વસિષ્ઠ ગુરુની સંમતિ લીધા સિવાય જો યજ્ઞાર્થે ઋષ્યશૃંગને બોલાવવામાં આવે, તો કદાચ વસિષ્ઠ ગુરુના મનમાં 'હું પુરોહિત છું છતાં યજ્ઞાર્થે અન્ય ઋષિને (પુરોહિત તરીકે) કેમ લાવ્યા?' એવો ક્રોધ ઉપજે; માટે તેમની પણ સંમતિ લીધી વિ. ટી.

ઋષ્યશૃંગે પણ માન્ય કર્યું અને પછી તેઓ પોતાના કુટુંબ સહિત અયોધ્યા જવા તૈયાર થયા. પ્રયાણસમયે દશરથ અને રોમપાદ એ બન્ને મિત્રોએ અત્યંત સ્નેહથી હાથેહાથ ઝાલીને પરસ્પર ગાઢ આલિંગન કર્યું અને આનંદ પામ્યા. એ રીતે પોતાના મિત્ર રોમપાદ રાજાની પાસેથી વિદાય લઈને દશરથ રાજાએ ઋષ્યશૃંગ, શાંતા, તેનો પુત્ર તથા સેના સહિત અયોધ્યા તરફ પ્રયાણ કર્યું.[૨૧-૨૩] પછી દશરથ રાજાએ પોતાના નગરના લોકોને હર્ષના સમાચાર (વધામણી) કહેવા માટે શીઘ્ર ચાલનારા દૂતોને અયોધ્યા પ્રત્યે (પ્રથમથી) વિદાય કર્યા અને કહેવડાવ્યું: 'સઘળી અયોધ્યા-નગરીને શુભ ચિહ્નો વડે સત્વર સુશોભિત કરો, રાજમાર્ગોને સારી રીતે વાળીને તે પર સુગંધી જળનો છંટકાવ કરી ધૂપ વડે સુવાસિત કરો અને ધ્વજ-પતાકાઓ વડે શણગારો.' એ પ્રમાણે દૂતોના મુખે પોતાના રાજાને આવેલા જાણી તથા તેમની આજ્ઞા સાંભળી 'હર્ષયુક્ત થયેલા નગરના લોકોએ તે જ પ્રમાણે અયોધ્યાને સુશોભિત કરી; તેટલામાં દશરથ રાજા આવી પહોંચ્યા અને શંખ તથા દુંદુભિ વગેરેના માંગલિક નાદો સહિત તેમણે ઋષ્યશૃંગ મુનિને આગળ કરી સુશોભિત અયોધ્યા-નગરમાં પ્રવેશ કર્યો. જેમ પૂર્વે હજાર નેત્રવાળા ઇંદ્રે વામનજીને સ્વર્ગમાં પ્રવેશ કરાવ્યો હતો, તે જોઈ સ્વર્ગવાસી દેવોને આનંદ થયો હતો, તેમ ઇંદ્ર સરખા પરાક્રમવાળા દશરથ રાજાએ ઋષ્યશૃંગ મુનિને સત્કારપૂર્વક અયોધ્યામાં પ્રવેશ કરાવ્યો તે જોઈને નગરવાસીજનો અત્યંત આનંદ પામ્યા. પછી દશરથ રાજાએ ઋષ્યશૃંગ મુનિને પોતાના અંતઃપુરમાં લઈ જઈ તેમનું યથાવિધિ પૂજન કર્યું તથા તેમને પોતાના નગરમાં તેડી લાવવાથી તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. વળી અંતઃપુરની સર્વ સ્ત્રીઓ પણ વિશાળ નેત્રવાળી શાંતાને પતિ સહિત આવેલી જોઈ[×] પ્રીતિને લીધે અત્યંત આનંદ પામી. એ પ્રમાણે રાજા તથા અંતઃપુરની સર્વ સ્ત્રીઓથી અત્યંત સત્કાર પામતી તે શાંતા પોતાના પતિ તથા પુત્રની સાથે ત્યાં કેટલોક સમય સુખથી રહી.[૨૪-૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૧ મો સર્ગ સંપૂર્ણ

## દશરથનો અશ્વમેધયજ્ઞ

# સર્ગ ૧૨ મો

### અશ્વમેધયજ્ઞની તૈયારીઓ

ततः काले बहुतिथे कस्मिंश्चित्सुमनोहरे।
वसन्ते समनुप्राप्ते राज्ञो यष्टुं मनोऽभवत् ॥ १ ॥

ઋષ્યશૃંગ મુનિને અયોધ્યામાં લાવ્યા પછી કેટલોક સમય વીતી ગયો અને શ્રેષ્ઠ, દોષ વિનાની તથા રમણીય એવી વસંતઋતુ આવી પહોંચી ત્યારે દશરથ રાજાને યજ્ઞ કરવાનો વિચાર થયો.[૧] દેવ સમાન તેજસ્વી ઋષ્યશૃંગ મુનિને પોતાનાં મસ્તક વડે પ્રણામ કરીને, દશરથ રાજાએ વંશની વૃદ્ધિ થવા માટે અને યજ્ઞ કરાવવા માટે તેમનું વરણ કર્યું.[૨] ત્યારે ઋષ્યશૃંગ મુનિએ તે વરણ અંગીકાર કરી પૃથ્વીપતિ દશરથને કહ્યું કે, 'હે રાજન્! સરયૂ નદીના ઉત્તર કિનારે યજ્ઞમંડપ રચાવો, સર્વ પ્રકારની યજ્ઞસામગ્રી તૈયાર કરાવો અને યજ્ઞના અશ્વને પૃથ્વીમાં ફરવા માટે છૂટો મૂકો.' એ પ્રમાણે ઋષ્યશૃંગનું વચન સાંભળીને દશરથ રાજાએ પૂર્વે બોલાવેલા વસિષ્ઠાદિ વેદવેત્તા બ્રાહ્મણોને પુનઃ તેડી લાવવા માટે સુમંત્રને આજ્ઞા કરતાં કહ્યું કે, 'હે સુમંત્ર! તું સત્વર જા અને પુરોહિત વસિષ્ઠ, સુયજ્ઞ, જાબાલિ, વામદેવ, કાશ્યપ તથા બીજા પણ ઉત્તમ બ્રહ્મવાદી ઋત્વિજોને બોલાવી લાવ.' એ પ્રમાણે રાજાની આજ્ઞા થવાથી ઉતાવળી ગતિવાળો સુમંત્ર તે ઋષિઓની પાસે ગયો.[૩-૬] અને વેદોમાં પારંગત એવા સર્વ ઋત્વિજોને બોલાવી લાવ્યો. પછી દશરથ રાજાએ પોતાને ત્યાં પધારેલા તે સર્વ બ્રાહ્મણોની યથાયોગ્ય પૂજા કરીને ધર્મ તથા અર્થ-યુક્ત મધુર વાણીથી કહ્યું કે, 'હે ઋષિઓ! પૂર્વે આપને જણાવ્યું છે તેમ અપુત્રતાનું દુઃખ નહિ

×. અહીં 'પતિ સહિત આવેલી' એમ કહેવાથી પ્રથમ કન્યાદશામાં પણ તેનું કદાચિત્ અયોધ્યામાં આગમન થયું હોય એમ જણાય છે. ગો. ટી.

સહન થવાથી રાજ્યાદિ વૈભવ મને સુખરૂપ જણાતો નથી;[૭,૮] તેથી મારી પુત્રેચ્છા પૂર્ણ કરવા માટે મેં અશ્વમેધયજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો છે, જે આપ સર્વ જાણો જ છો. હવે હું ઋષ્યશૃંગ મુનિ દ્વારા અશ્વમેધયજ્ઞના અનુષ્ઠાનનો આરંભ કરું છું, કે જે મુનિની કૃપાથી મારી ઇચ્છિત કામનાઓ સફળ થશે.' રાજાનું વચન સાંભળીને, વસિષ્ઠ તથા ઋષ્યશૃંગાદિ સર્વ બ્રાહ્મણોએ દશરથ રાજાને ધન્યવાદ આપતાં કહ્યું કે, 'હે રાજન્! તમને અમાપ પરાક્રમવાળા ચાર પુત્રો અવશ્ય પ્રાપ્ત થશે; કારણ કે પુત્રને માટે તમારી આ પ્રમાણે ધાર્મિક બુદ્ધિ થયેલી છે. હે રાજન્! હવે વિલંબ નહિ કરતાં યજ્ઞસામગ્રી તૈયાર કરાવો, અશ્વને છૂટો મૂકી દો અને સરયૂ નદીના ઉત્તર કિનારા પર યજ્ઞમંડપ રચાવો.'[૯–૧૩] બ્રાહ્મણોનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા દશરથ રાજાએ હર્ષ વડે કોમળ વાણીથી પોતાના અમાત્યોને કહ્યું: 'તમને પૂર્વે સૂચવ્યું છે તે પ્રમાણે હવે સત્વર યજ્ઞસામગ્રી તૈયાર કરાવો, ચારસો ક્ષત્રિય સૈનિકો અને મુખ્ય ઋત્વિજ સહિત અશ્વને છૂટો મૂકો, સરયૂ નદીના ઉત્તરતીર પર યજ્ઞમંડપ રચાવો અને વિધિ તથા પ્રયોગને અનુસરી શાંતિઓ પ્રવર્તાવો. વળી વિદ્વાન બ્રહ્મરાક્ષસો યજ્ઞનાં છિદ્રો શોધીને વિઘ્ન કરે છે, માટે આવા મોટા યજ્ઞમાં કાંઈ પણ ખામી આવવાથી યજમાનનો નાશ થાય છે;[૧૪–૧૮] તેથી તમને કહેવાનું માત્ર એટલું જ છે કે, તમે સર્વ કાર્ય કરવામાં સમર્થ છો, એટલે જેમ મારો આ યજ્ઞ નિર્વિઘ્ને પાર પડે તેમ કરવાને પ્રયત્નશીલ થાઓ.'[૧૯] રાજાનાં એવાં વચનોનો અંગીકાર કરી, તેઓ તેમની આજ્ઞા પ્રમાણે સર્વ સામગ્રી સંપાદન કરવા લાગ્યા. પછી વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણો ધર્મવેત્તા ને રાજાઓમાં શ્રેષ્ઠ એવા દશરથની પ્રશંસા કરીને અને તેમની પાસેથી વિદાય લઈને પુનઃ સ્વસ્થાને ગયા. તે સર્વના ગયા પછી બુદ્ધિશાળી દશરથ રાજાએ પોતાના અમાત્યોને પણ જવાની આજ્ઞા આપી અને પોતે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૨૦–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૩ મો

## રાજાઓને આમંત્રણ અને યજ્ઞદીક્ષા

पुनः प्राप्ते वसन्ते तु पूर्णः संवत्सरोऽभवत्।
प्रसवार्थं ततो यष्टुं हयमेधेन वीर्यवान्॥ १॥

યજ્ઞના કામકાજનો આરંભ કર્યાને તથા અશ્વને છૂટો મૂકયાને એક વર્ષ વીતી ગયું. પુનઃ વસંતઋતુ આવી, એટલે આનંદયુક્ત થયેલા પરાક્રમી દશરથ રાજા સંતાનપ્રાપ્તિ માટે અશ્વમેધયજ્ઞ કરવાની ઇચ્છાથી પોતાના કુલગુરુ વસિષ્ઠ મુનિ પાસે ગયા.[૧] ત્યાં જઈ તેમને તથા ગુરુપત્ની અરુંધતીને પ્રણામ કરીને અને વિધિપૂર્વક પૂજન કરીને દશરથ રાજા વિનયયુક્ત વચન બોલ્યા: 'હે બ્રહ્મન્! હે મુનિશ્રેષ્ઠ! હવે યજ્ઞની સઘળી સામગ્રી તૈયાર થઈ ચૂકી છે અને છૂટો મૂકેલો અશ્વ પણ પૃથ્વીમાં સર્વત્ર ફરીને પાછો આવવાની તૈયારીમાં છે; માટે બ્રહ્મરાક્ષસાદિ યજ્ઞમાં વિઘ્ન ન કરી શકે તેમ આપ મારો યજ્ઞ શાસ્ત્રોક્ત વિધિપૂર્વક કરાવો. હે મહારાજ! આપ મારા પ્રત્યે અત્યંત સ્નેહવાળા છો, મારું પ્રિય કરનારા છો અને પરમ માનનીય ગુરુ છો. આ આવી પડેલા યજ્ઞના કામકાજનો સઘળો ભાર આપને જ ઉપાડવાનો છે; અર્થાત્ આ યજ્ઞ સંબંધી સઘળું કાર્ય આપથી જ પાર પડવાનું છે.[૨–૪] દશરથ રાજાનાં એ વાક્યો વસિષ્ઠમુનિએ 'હે રાજન્! તમોએ જે કાંઈ કહ્યું તે સર્વ હું કરીશ' એમ કહી માન્ય કર્યાં.[૫] પછી યજ્ઞકર્મમાં કુશળ, વૃદ્ધ, પરમ ધાર્મિક અને યજ્ઞ સંબંધી શિલ્પકર્મમાં પ્રવીણ એવા બ્રાહ્મણોને, યજ્ઞની સમાપ્તિ થતાં સુધી કામકાજ કરનારા સેવકોને, ચિતારાઓને, સુતારોને, વાવ-કૂવા વગેરેનું ખોદકામ કરનારાઓને, જ્યોતિષીઓને, ચર્મકારોને, સૂત્રધારોને, નૃત્ય કરનારાઓને તથા વિદ્વાન અને શાસ્ત્રો જાણનારા એવા પવિત્ર પુરુષોને આમંત્રણ આપી ત્યાં તેડાવ્યા અને તેમાં પ્રથમ બ્રાહ્મણોને વસિષ્ઠમુનિએ કહ્યું: 'હે દ્વિજો! તમે સર્વ મળીને આ દશરથ રાજાના યજ્ઞકર્મને સારી રીતે પરિપૂર્ણ કરો.' પછી શિલ્પી વગેરેને કહ્યું: 'આપણા

રાજાએ આ ઉત્તમ અશ્વમેધયજ્ઞ આદર્યો છે, તેમાં તમો સર્વેએ સાવધાનપણાથી રાજાની આજ્ઞા પ્રમાણે કાર્ય કરવું. પ્રથમ તમારે કરવાનું એ છે કે સેવકો દ્વારા હજારો ઈંટો મંગાવો અને યજ્ઞ-મહોત્સવમાં આવનારા રાજાઓને રહેવાલાયક ઘરો તૈયાર કરો તથા તેમાં અન્નપાનાદિક ઉપયોગી પદાર્થો ભરાવી રાખો.[૬-૯] વળી યજ્ઞમાં આવનારા બ્રાહ્મણોને રહેવા માટે પણ તેઓને યોગ્ય વાયુ, વરસાદ અને ઠંડીથી અડચણ ન થાય એવાં તથા ઉત્તમ અન્નપાનાદિયુક્ત સેંકડો મકાનો બાંધો;[૧૦] તેમ જ દૂર દેશથી આવનારા માંડલિક રાજાઓને માટે અને નગરવાસીજનો માટે પણ વિસ્તાર-વાળાં જુદાં જુદાં ઘરો તૈયાર કરો.[૧૧] વળી ઘોડા, હાથી વગેરે બાંધવાની જગ્યાઓ મુકરર કરો તથા આવનારા સર્વને માટે શયન કરવાનાં ગૃહો તૈયાર કરો. પરદેશથી આવેલા યોદ્ધાઓને રહેવા માટે મોટાં મકાનો રચો અને તેમાં પણ સર્વ પ્રકારના ઇચ્છિત પદાર્થો ભરી દો. વળી બીજું પણ યાદ રાખવાનું છે કે, કોઈ ક્ષુદ્ર મનુષ્ય હોય તેને પણ સુખ થાય તેવાં નિવાસસ્થાનો તમારે બનાવવાં.' (હવે રસોઇયાઓને કહે છે:) 'યજ્ઞમાં આવેલા સર્વ કોઈ મનુષ્યને સત્કારપૂર્વક અન્નાદિ પદાર્થો આપવા; તેમાં કદાપિ-પ્રમાદ કરવો નહિ. જેમ કરવાથી બ્રાહ્મણાદિ ચારે વર્ણ પ્રસન્ન થાય તેમ કરવું.[૧૨-૧૪] કામ અથવા ક્રોધને વશ થઈને કદાપિ કોઈનું અપમાન કરવું નહિ. વળી યજ્ઞમાં જેઓ ઉત્સાહ-ભેર કામ કરતા હોય તથા ચિત્ર વગેરે કરનારા શિલ્પીઓ હોય, તેઓનો તો ખાસ કરીને યથા-યોગ્ય સત્કાર કરવો; કારણ કે ભોજન અને ધન વડે જેઓનો સારી રીતે સત્કાર થાય છે, તેઓના કામમાં કાંઈ પણ ખામી આવતી નથી અને સર્વ કાર્ય રૂડું થાય છે; માટે તમે પણ મેં કહ્યું તે પ્રમાણે સર્વ કાર્ય પ્રીતિયુક્ત થઈને કરો.' એ પ્રમાણે વસિષ્ઠ મુનિનાં વચન સાંભળીને તેઓ સર્વે-એ કહ્યું: 'હે મુનિશ્રેષ્ઠ! આપને જેમ ઇષ્ટ છે, તેમ સઘળું તૈયાર કરવામાં આવ્યું છે, તેમાં કાંઈ પણ કસર રાખી નથી.[૧૫-૧૮] અને વળી હવે આપે જેમ કહ્યું તેમ કરવામાં કોઈ પણ પ્રકારે ખામી રાખીશું નહિ.'

એ રીતે સર્વને જુદાં જુદાં કાર્યોમાં યોજ્યા પછી વસિષ્ઠ ગુરુએ સુમંત્રને બોલાવી કહ્યું: 'હે મંત્રી! સઘળી પૃથ્વીમાં જે જે ધાર્મિક રાજાઓ છે, તે સર્વને નિમંત્રણ કર અને બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો તથા બીજા પણ વર્ણસંકર જાતિના હજારો મનુષ્યોને સત્કારપૂર્વક નિમંત્રણ કરી તેડાવ. વળી (વેદ તથા શાસ્ત્રમાં કુશળ) સત્યવાદી, શૂરવીર અને મહાભાગ્યવાન એવા મિથિલાપતિ જનક રાજાને તો તું જાતે જ જઈને સત્કારપૂર્વક તેડી લાવ; કારણ કે ભવિષ્યમાં તે જનક રાજા દશરથ રાજાના સંબંધી થવાના છે. એવું યોગબળથી જાણીને હું પહેલવહેલી આ ભલામણ કરું છું.[૧૯-૨૨] વળી મધુરભાષી, દેવ સમાન સ્વરૂપવાળા, ઉત્તમ આચરણવાળા અને દશરથ રાજાના અતિસ્નેહી કાશીરાજને પણ તું જાતે જ તેડી લાવ.[૨૩] તેવી જ રીતે પરમધાર્મિક અને વૃદ્ધ એવા કેકય રાજા કે જે આપણા દશરથ રાજાના સસરા થાય છે, તેમને પણ તેમના પુત્રપરિવાર સહિત તેડી લાવ.[૨૪] વળી મોટા ધનુષ્યવાળા અંગદેશના રાજા રોમપાદ કે જે આપણા દશરથ રાજાના પરમ મિત્ર છે, તેમને પણ પુત્રાદિ સહિત અહીં તેડી લાવ. તે જ રીતે કોસલદેશના રાજા ભાનુમાનને તથા શાસ્ત્રો જાણનારા પરમ ઉદાર વૃત્તિવાળા અને પુરુષશ્રેષ્ઠ મગધદેશના રાજા પ્રાપ્તિજ્ઞ-ને પણ સત્કારપૂર્વક બોલાવી લાવ. વળી પૂર્વ-દિશામાં આવેલા દેશોના, સિંધુ,× સૌવીર* અને સૌરાષ્ટ્ર† દેશના તથા દક્ષિણ દિશામાં આવેલા દેશોના રાજાઓને અને બીજા પણ પૃથ્વી પરના રાજાઓ કે જેઓ દશરથ રાજાના સ્નેહી હોય, તે સર્વને તેમનાં કુટુંબ તથા સેવકો સહિત (કુંકુમ-પત્રિકાઓ લખીને દૂતો દ્વારા) અહીં તેડાવ. સર્વેને નિમંત્રણ કરવાનું કાર્ય દશરથ રાજાની આજ્ઞા લઈને કરવું.[૨૫-૨૯] એ રીતે વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી સુમંત્રે ઉપર કહેલા રાજાઓને બોલાવી લાવવા માટે ચતુર દૂતોને સત્વર

× સિંધુ નદી પાસેના દેશો. * કચ્છ. † કાઠિયાવાડ.

વિદાય કર્યા.[૩૦] ધર્માત્મા તથા મહામતિ સુમંત્રે પણ વસિષ્ઠ મુનિની આજ્ઞા પ્રમાણે તે તે રાજાઓને તેડી લાવવા માટે સત્વર પ્રયાણ કર્યું.[૩૧]

આ તરફ વસિષ્ઠ મુનિએ જે જે સેવકોને જે જે યજ્ઞસાહિત્યો તૈયાર કરવા આજ્ઞા આપી હતી, તે સર્વેએ તે સઘળું તૈયાર કરીને તેમને નિવેદન કર્યું;[૩૨] તેથી પ્રસન્ન થયેલા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તેઓને ધન્યવાદ આપીને પુનઃ કહ્યું: 'હે વિવેકી જનો! આ બાબત મારે ફરીથી પણ કહેવી પડે છે કે, યજ્ઞમાં આવેલા કોઈ પણ મનુષ્યને કંઈ પણ પદાર્થ તમારે અનાદરથી અથવા અશ્રદ્ધાથી આપવો નહિ; કારણ કે એવી રીતે કરવામાં આવેલો સત્કાર શુભ ફળ નહિ આપતાં ઊલટું આપનાર પુરુષને અધોગતિએ પહોંચાડે છે; માટે સમાનતા અને પ્રેમપૂર્વક સર્વની સેવા બજાવજો.'

એ પ્રમાણે યજ્ઞસાહિત્યો તૈયાર થતાં કેટલાક દિવસો વ્યતીત થયા. પછી નિમંત્રણ કરેલા રાજાઓ દશરથ રાજાને અર્પણ કરવા અનેક પ્રકારનાં રત્નોની ભેટો લઈને આવવા લાગ્યા. તે સર્વને યથાયોગ્ય સત્કારીને વસિષ્ઠ મુનિએ દશરથ રાજાને કહ્યું: 'હે નરશ્રેષ્ઠ! તમારી આજ્ઞા પ્રમાણે નિમંત્રેલા સર્વ રાજાઓ આવી ચૂક્યા છે અને હે રાજાઓમાં શ્રેષ્ઠ! મેં તે સર્વનો યથાયોગ્ય સત્કાર પણ કર્યો છે[૩૩-૩૬] વળી શાંત ચિત્તવાળા સેવકોએ યજ્ઞોપયોગી સર્વ સાહિત્યો તૈયાર કરી દીધાં છે; માટે હવે સમીપમાં આવેલા યજ્ઞમંડપમાં તમે યજન કરવા માટે પધારો. તે મંડપ સર્વ યજ્ઞસામગ્રીથી યુક્ત છે અને કારીગરોએ જાણે મન વડે જ બનાવ્યો હોય એવો જણાય છે, તેને આપ જોવાને યોગ્ય છો.'[૩૭,૩૮] એ પ્રમાણે વસિષ્ઠ ગુરુ તથા ઋષ્યશૃંગ મુનિની આજ્ઞા થવાથી પૃથ્વીપતિ દશરથ રાજા જ્યોતિઃશાસ્ત્રોક્ત શુભ નક્ષત્રવાળા દિવસે યજ્ઞ કરવા માટે યજ્ઞમંડપ પ્રત્યે ગયા.[૩૯] યજ્ઞમંડપમાં પહોંચ્યા પછી ઋષ્યશૃંગ મુનિને આગળ કરી વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણોએ શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞકર્મનો આરંભ કર્યો અને પોતાની રાણીઓ સહિત દશરથ રાજાએ યજ્ઞદીક્ષા ગ્રહણ કરી.[૪૦]

# સર્ગ ૧૪ મો

## અશ્વમેધયજ્ઞનું વર્ણન

अथ संवत्सरे पूर्णे तस्मिन्प्राप्ते तुरङ्गमे।
सरय्वाश्चोत्तरे तीरे राज्ञो यज्ञोऽभ्यवर्तत ॥ १ ॥

પૃથ્વીમાં ભ્રમણ કરી દિગ્વિજય કરવા માટે અશ્વને છૂટો મૂક્યાને એક વર્ષ પૂર્ણ થઈ ચૂક્યું અને તે પાછો આવી ગયો, એટલે સરયૂના ઉત્તર કિનારા પર દશરથ રાજાના અશ્વમેધયજ્ઞનો આરંભ થયો.[૧] મહાત્મા દશરથ રાજાના આ મહાયજ્ઞમાં સર્વ દ્વિજશ્રેષ્ઠો ઋષ્યશૃંગ મુનિને આગળ કરીને કર્મ કરવા લાગ્યા.[૨] વેદના પારને પામેલા એવા યજ્ઞ કરાવનારા યાજકો કલ્પ, સૂત્ર અને પૂર્વમીમાંસામાં બતાવેલા ક્રમનો ત્યાગ નહિ કરતાં તથા શાસ્ત્રોક્ત ક્રિયાના કાળનું કિંચિત્ પણ વિસ્મરણ નહિ કરતાં કર્મ કરવા લાગ્યા.[૩] તે બ્રાહ્મણોએ પ્રથમ શાસ્ત્રવિધિ પ્રમાણે 'પ્રવર્ગ્ય' નામનો યજ્ઞ કરીને પછી 'ઉપસદ' નામની ઇષ્ટિ કરી. વળી તેઓ શાસ્ત્રમાં કહેલા કરતાં પણ જેમ અધિક થાય તેમ સર્વ કર્મ વિધિપૂર્વક કરવા લાગ્યા.[૪] તે સમયે સર્વ બ્રાહ્મણો આનંદયુક્ત થઈને કર્મોના આરંભમાં તે તે કર્મના અંગરૂપ દેવોનું યથાવિધિ પૂજન કરવા લાગ્યા અને પછી 'પ્રાતઃસવન' વગેરે બીજાં સર્વ કર્મો અનુક્રમે ચલાવ્યાં. તેઓએ ઇંદ્રદેવતાનો હવિર્ભાગ (બલિદાન) આપ્યો અને ચારે દિશામાં રહેલા ચાર ઋત્વિજોએ પાષાણયંત્ર વડે સોમવલ્લીનો રસ કાઢ્યો. તે પછી અનુક્રમે 'માધ્યંદિનસવન' કર્મ આરંભ્યું.[૫,૬] એ જ પ્રમાણે મહાત્મા દશરથ રાજાના યજ્ઞમાં 'તૃતીયસવન' નામનું કર્મ પણ તે શ્રેષ્ઠ બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કર્યું.[૭] પછી તે યજ્ઞમાં ઋષ્યશૃંગાદિ ઋષિઓ શુદ્ધ વર્ણોચ્ચારણપૂર્વક વેદમંત્રો ભણીને ઇંદ્રાદિ દેવોનું આવાહન કરવા લાગ્યા.[૮] હોતાઓ[+] મધુર સ્વરયુક્ત અને મનોહર એવા આવાહન કરવાના સામવેદના મંત્રો વડે દેવોનું આવાહન કરીને તેમને યથાયોગ્ય હવિર્ભાગ આપવા

+ મંત્રો ભણી યજ્ઞમાં આહુતિ આપનાર બ્રાહ્મણ.

લાગ્યા. દશરથ રાજાના અશ્વમેધયજ્ઞમાં અન્યથા (શાસ્ત્ર વિરુદ્ધ) હોમ થતો ન હતો અથવા તો કોઈ પણ કર્મનો લોપ થતો ન હતો; કારણ કે સર્વ કર્મ વેદમંત્રો પ્રમાણે જ થતું હતું અને યજ્ઞ-કર્મમાં વરણ કરેલા કુશળ બ્રાહ્મણો પણ સર્વ કર્મ વિઘ્નરહિત કરતા હતા. વળી તે યજ્ઞપ્રસંગોના દિવ-સોમાં કર્મ કરાવનારા સર્વ બ્રાહ્મણોમાં કોઈ પણ બ્રાહ્મણ પોતે સ્વીકારેલું કર્મ કરવામાં અશક્ત જણાતો ન હતો, તેમ જ ક્ષુધાતૃષાથી પીડિત, અવિદ્વાન કે સો સેવક વિનાનો પણ ન હતો.×૯–૧૧

(હવે તે યજ્ઞમાં થતા અન્નદાનનું વર્ણન કરે છે.) તે મહાયજ્ઞમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, શૂદ્રો, તાપસો (બ્રહ્મચારીઓ અને વાનપ્રસ્થો) તથા શ્રમણો–સંન્યાસીઓ+ નિત્ય ભોજન કરતા હતા.[૧૨] વળી વૃદ્ધો, રોગી મનુષ્યો, સ્ત્રીઓ, બાળકો તથા કન્યાઓ વગેરે સર્વ જનો નિરંતર ભોજન કર્યા કરતાં હતાં; તથાપિ ભોજનપદાર્થો અત્યંત સ્વાદિષ્ટ હોવાથી તેઓને તૃપ્તિ થતી ન હતી. વળી 'યજ્ઞમાં આવનારાઓને વિવિધ પ્રકારનાં વસ્ત્ર તથા અન્ન આપો' એ પ્રમાણે દાનાધ્યક્ષોથી પ્રેરાયેલા રાજસેવકો તે પ્રમાણે અન્નવસ્ત્ર આપ્યે જતા હતા.[૧૩,૧૪] દશરથ રાજાના તે યજ્ઞમાં દરરોજ પાકશાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે રાંધીને તૈયાર કરેલા અન્નના મોટા ઢગલાઓ પર્વત સમાન દેખાતા હતા.[૧૫] મહાત્મા દશરથ રાજાના તે યજ્ઞમાં અનેક દેશોથી આવેલાં સ્ત્રીપુરુષો અન્નપાનાદિ વડે અત્યંત તૃપ્ત થતાં હતાં.[૧૬] ભોજન સમયે પંક્તિમાં બેઠેલા બ્રાહ્મણો સ્વાદિષ્ટ અન્ન જમીને પ્રશંસા કરતા હતા. તે સમયે 'હે રાજન્! અમે ઉત્તમ અન્નનું ભોજન કરીને તૃપ્ત થયા છીએ; તમારું કલ્યાણ થાઓ,' એ પ્રકારનાં તેઓનાં વચનો સાંભળીને, દશરથ રાજા આનંદ પામતા હતા.[૧૭] ઉત્તમ અલંકારો ધારણ કરનારા પુરુષો બ્રાહ્મણોની પંક્તિમાં અન્ન પીરસતા હતા અને બીજા કેટલાક પુરુષો કે જેઓ સુંદર મણિજડિત કુંડળોથી શોભી રહ્યા હતા, તેઓ પાકશાળામાંથી પીરસવાના પદાર્થો લાવી આપીને પીરસનારાઓને સહાય કરતા હતા.

તે યજ્ઞમાં એક સવનકર્મ સંપૂર્ણ થઈ રહ્યા પછી બીજા સવનકર્મનો આરંભ થતા સુધીમાં જે કાંઈ વિશ્રાંતિનો સમય મળતો હતો, તે સમયમાં ધૈર્યવાન અને વાણી બોલવામાં કુશળ એવા બ્રાહ્મણો પરસ્પર જીત મેળવવાની ઇચ્છાથી ભિન્ન ભિન્ન શાસ્ત્રો-એ પ્રતિપાદન કરેલા હેતુવાદોને કહેતા હતા, અર્થાત્ અનેક શાસ્ત્રોમાં વર્ણવેલા સિદ્ધાંતો વિષે શાસ્ત્રાર્થ કરતા હતા;[૧૮,૧૯] અને પુનઃ કર્મનો આરંભ થતાં જ્યારે વૃદ્ધ બ્રાહ્મણો 'પ્રૈષ્ય', 'બ્રૂહિ'÷ ઇત્યાદિ શબ્દો વડે પ્રેરણા કરતા, ત્યારે યજ્ઞકર્મમાં કુશળ એવા તે બ્રાહ્મણો તુરત જ શાસ્ત્રવિધિ પ્રમાણે સર્વ પ્રકારનાં કર્મ કરવામાં પ્રવૃત્ત થતા હતા. આ પ્રમાણે દરરોજ ક્રિયા ચાલતી હતી.[૨૦] તે યજ્ઞમાં થતા દરેક કર્મના વિધિની તપાસ રાખનારા સદસ્ય બ્રાહ્મણો એવા હતા કે તેઓમાં વેદનાં છયે અંગો-ને નહિ જાણનારો, વ્રતરહિત, જેણે ઘણાં શાસ્ત્રો ન સાંભળ્યાં હોય તેવો અને શાસ્ત્રાર્થ ચાલતાં વાદ કરવામાં કુશળ ન હોય તેવો કોઈ પણ બ્રાહ્મણ ન હતો.[૨૧]

પછી જ્યારે યજ્ઞયૂપ રોપવાનો સમય થયો ત્યારે છ બીલીના, છ ખેરના, છ ખાખરાના, એક બહેડાનો અને બે દેવદારના, એ પ્રમાણે એકવીસ

---

× અનેક કાર્યો કરવાથી બ્રાહ્મણને દુઃખ અથવા સમયની હાનિ ન થાય, માટે તેઓ પૈકી દરેકને સો સો સેવકો સોંપવામાં આવ્યા હતા.

+ અહીં તિલક-પંડિત 'તાપસ' શબ્દનો અર્થ 'शैवादिमार्गमाश्रिताः शूद्राः। શૈવ વગેરે મત–પંથવાળા શૂદ્રો' અને 'શ્રમણ' શબ્દનો અર્થ 'बौद्धसंन्यासिनः। બૌદ્ધમતના સંન્યાસીઓ' એવો કરે છે, તે વિચારવા જેવો છે; કારણ કે ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં દશરથ રાજાના સમયે શૈવ વગેરે મતનું અથવા બૌદ્ધમતનું અસ્તિત્વ હોવું સંભવતું નથી તોપણ આટલું તો સ્વીકારવું પડશે કે, જેવા બૌદ્ધાદિ મતો હાલમાં છે તેવા નહિ, પરંતુ તે સિદ્ધાંતને મળતા કેટલાક વિચારો તે સમયે કેટલાક માણસોમાં વિદ્યમાન હશે; કારણ કે અયોધ્યાકાંડમાં 'જાબાલિ' નામનો મુનિ રામચંદ્રને વનવાસથી પાછા વાળવા માટે તેવા કેટલાક નાસ્તિક વિચારો પ્રકટ કરે છે.

÷ અન્ય કાર્યોમાં મગ્ન થયેલા બ્રાહ્મણોને પુનઃ કર્મ શરૂ થતાં સાવધાન કરવા માટે આ શબ્દો બોલવામાં આવે છે.

યૂપો રોપવામાં આવ્યા.× તે એક એક યૂપની વચ્ચે એક એક વામ જેટલું અંતર રાખવામાં આવ્યું હતું.[૨૨,૨૩] યજ્ઞકર્મમાં કુશળ અને શિલ્પશાસ્ત્રને જાણનારા કારીગરોએ તે સર્વ યૂપો તૈયાર કર્યા હતા; અને યજ્ઞની શોભામાં વધારો કરવા માટે તે પ્રત્યેક યૂપને સુવર્ણનાં પતરાં વડે મઢી લેવામાં આવ્યો હતો.[૨૪] તે દરેક યૂપ પાંચસો ને ચાર આંગળ ઊંચો હતો. તે એકવીસ યૂપોને એકવીસ વસ્ત્રોથી સુશોભિત બનાવ્યા હતા.[૨૫] શિલ્પશાસ્ત્ર જાણનારા પુરુષોએ તે યૂપો સારી રીતે ઘડીને, હાલી શકે નહિ તેવી રીતે રોપ્યા હતા. તે સઘળા યૂપો આઠ કોણવાળા ( આઠ ધારવાળા ) અને સુંવાળા હતા.[૨૬] તે યૂપો વસ્ત્રો વડે વીંટાયેલા અને પુષ્પ—ચંદન વડે પૂજેલા હોવાથી, જેમ આકાશમાં કાંતિવાળા સપ્તર્ષિ( એ નામના તારા )ઓ શોભે છે, તેમ શોભતા હતા.[૨૭] પછી શિલ્પકર્મમાં કુશળ બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત પ્રમાણને અનુસરી માટીની ઈંટો તૈયાર કરાવી અને તે વડે યજ્ઞકુંડ બનાવ્યો.[૨૮] પછી યજ્ઞક્રિયામાં કુશળ બ્રાહ્મણોએ દશરથ રાજાના અગ્નિનું સ્થાપન કર્યું; અને વેદી ઉપર સુવર્ણની ઈંટો વડે જેની પાંખો રચી છે એવો અઢાર પ્રસ્તારવાળો એક ગરુડ બનાવવામાં આવ્યો.[૨૯] પછી યજ્ઞમાં હવિર્ભાગ ગ્રહણ કરનારા તે દેવતાને ઉદ્દેશી શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે પશુઓ, સર્પો અને પક્ષીઓને તે તે યૂપો સાથે બાંધવામાં આવ્યાં.[૩૦] વળી તે યજ્ઞમાં મારણકર્મ વિષે ઉપયોગી અશ્વ તથા જળચર પ્રાણીઓને બાંધ્યાં. એ પ્રમાણે દશરથ રાજાના યજ્ઞમાં ઋષિઓએ શાસ્ત્રવિધિને અનુસરી ત્રણસો પશુઓ યૂપો સાથે બાંધ્યાં હતાં; તથા ઉત્તમ રત્ન સરખા યજ્ઞાશ્વને પણ બાંધ્યો હતો.[૩૧,૩૨] પછી દશરથ રાજાનાં પટરાણી કૌશલ્યાએ તે યજ્ઞાશ્વની પ્રદક્ષિણા કરીને પ્રોક્ષણાદિ સંસ્કાર વડે પૂજા કરી અને પરમ હર્ષયુક્ત થઈને ત્રણ ખડ્ગ વડે તે યજ્ઞાશ્વનો વધ કર્યો.[૩૩] ત્યાર પછી ધર્મપ્રાપ્તિની ઇચ્છાથી મહારાણી કૌશલ્યા સ્થિરચિત્ત થઈને, ગરુડ સમાન વેગવાળા તે યજ્ઞાશ્વની પાસે એક રાત્રિ રહ્યાં.[૩૪] હોતા, અધ્વર્યુ, ઉદ્ગાતા તથા બ્રહ્માની વરણીમાં વરણ કરાયેલા બ્રાહ્મણોએ રાજાની પટરાણી− અને પરિવૃત્તિ+ સ્ત્રી સહિત વાવાતા÷ સ્ત્રીને યજ્ઞાશ્વની સાથે સંયોજી.[૩૫] પછી જિતેંદ્રિય અને શ્રૌત કર્મમાં ચતુર એવા ઋત્વિજ બ્રાહ્મણે તે અશ્વના શરીરમાંથી 'ચંદ્ર' નામનો મેદ કાઢી, શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અગ્નિમાં પકવ્યો અને પછી તેને અગ્નિમાં હોમ્યો.[૩૬] એ સમયે દશરથ રાજાએ અગ્નિમાંથી નીકળતી તે મેદની વિચિત્ર ગંધને પોતાનાં પાપની નિવૃત્તિ કરવા માટે શાસ્ત્રોક્ત કાળ નહિ જવા દેતાં વિધિપૂર્વક સૂંઘી. પછી સોળ ઋત્વિજ બ્રાહ્મણો એકસાથે મળીને તે યજ્ઞાશ્વનાં સઘળાં અંગોને વિધિપૂર્વક અગ્નિમાં હોમવા લાગ્યા.[૩૭,૩૮] અશ્વમેધ સિવાયના બીજા યજ્ઞોમાં દેવતાઓને ઉદ્દેશી આપવાનું હુતદ્રવ્ય 'પ્લક્ષ' નામના વૃક્ષની શાખામાં રાખીને આપવામાં આવે છે અને અશ્વમેધયજ્ઞમાં નેતરના પાત્રમાં રાખીને અપાય છે. દશરથ રાજાના યજ્ઞમાં તે પ્રમાણે થતું હતું.[૩૯] અશ્વમેધયજ્ઞમાં ત્રણ દિવસ× સુધી જે સવનકર્મ કરવાનું કહ્યું છે, તે કલ્પસૂત્રો અને બ્રાહ્મણગ્રંથાનુસાર છે. તેમાં પ્રથમ 'અગ્નિષ્ટોમ' યાગ કહ્યો છે,[૪૦] બીજો 'ઉક્થ્ય' યાગ છે અને છેવટે ત્રીજો 'અતિરાત્ર' યાગ વર્ણવ્યો છે. દશરથ રાજાના આ અશ્વમેધયજ્ઞમાં તે સર્વ

× યજ્ઞમાં પશુઓને જુદાં જુદાં બાંધવા માટે ઊભા કરવામાં આવતા કાષ્ઠસ્તંભને 'યૂપ' કહે છે. અશ્વમેધમાં એકવીસ યૂપ રોપવામાં આવે છે. તે આ પ્રમાણે: બહેડાનો એક યૂપ અગ્નિ સમીપ (૧), તેની બન્ને બાજુએ બે દેવદારના (૩), એ ત્રણેની બન્ને બાજુએ ત્રણ ત્રણ બીલીના (૯), એ નવની બંને બાજુએ ત્રણ ત્રણ ખેરના (૧૫) અને એ પંદરની બંને બાજુએ ત્રણ ત્રણ ખાખરાના (૨૧) એ પ્રમાણે એકવીસ યૂપો રોપાય છે. ગો. ટી.

− ક્ષત્રિય રાજાની સાથે અભિષેક પામેલી ક્ષત્રિય સ્ત્રીને 'પટરાણી' કહે છે.

+ ક્ષત્રિય રાજાની શૂદ્રજાતિની સ્ત્રીને 'પરિવૃત્તિ' કહે છે.

÷ ક્ષત્રિય રાજાની વૈશ્યજાતિની સ્ત્રીને 'વાવાતા' કહે છે.

× અહીં 'દિવસ'-શબ્દથી શાસ્ત્રોક્ત દિવસમાં પૂર્ણ થનારા ત્રણ સવનકર્મ સમજવાં. રા. ટી.

યાગો યથાવિધિ સમાપ્ત થયા પછી બ્રાહ્મણોએ બીજા પણ કેટલાક શાસ્ત્રવિહિત યજ્ઞો કરાવ્યા. જ્યોતિષ્ટોમ (૧), આયુષ્ટોમ (૨), બે વાર અતિરાત્ર (૪), અભિજિત્ (૫), વિશ્વજિત્ (૬) અને બે વાર આપ્તોર્યામ (૮) એ આઠ મહાક્રતુ પણ સમાપ્ત થયા.[૪૧,૪૨] એ પ્રમાણે સઘળા યજ્ઞો સંપૂર્ણ થયા પછી જ્યારે બ્રાહ્મણોને દક્ષિણા આપવાનો સમય થયો, ત્યારે પોતાની કુળવૃદ્ધિ ઇચ્છનારા દશરથ રાજાએ દક્ષિણા તરીકે હોતાને પૂર્વદિશા આપી, અધ્વર્યુને પશ્ચિમદિશા આપી, બ્રહ્માને દક્ષિણદિશા આપી[૪૩] અને ઉદ્ગાતાને ઉત્તરદિશા આપી; કેમ કે 'અશ્વમેધયજ્ઞમાં આ પ્રમાણે જ દક્ષિણા આપવી જોઈએ' એવો નિયમ પૂર્વે બ્રહ્માએ કરેલો છે.[૪૪] પુરુષશ્રેષ્ઠ અને કુળની વૃદ્ધિ ઇચ્છનારા દશરથ રાજાએ એ પ્રમાણે વિધિપૂર્વક યજ્ઞની સમાપ્તિ કરી ઋત્વિજોને બાકી રહેલી પૃથ્વી દક્ષિણામાં આપી. એ પ્રમાણે સર્વ પૃથ્વીનું દાન કરીને, દશરથ રાજા અતિ આનંદ પામ્યા. તે સમયે સર્વ ઋત્વિજો નિષ્પાપ થયેલા દશરથ રાજાને કહેવા લાગ્યા: 'હે રાજન્! આ સમગ્ર પૃથ્વીનું રક્ષણ કરવા એક તમે જ સમર્થ છો. અમે તો બ્રાહ્મણ છીએ, તેથી અમારે પૃથ્વીની જરૂર નથી. હે નૃપ! અમે તો નિરંતર સ્વાધ્યાયના પઠનપાઠનમાં જ પ્રીતિવાળા છીએ, એટલે અમે આ પૃથ્વીનું પાલન કરવાને સમર્થ નથી;* માટે જો તમે અમને દક્ષિણા આપવા ઇચ્છતા હો, તો આ પૃથ્વીનું યથાશક્તિ કાંઈક મૂલ્ય આપો.[×૪૫–૪૮] હે રાજન્! ઉત્તમ રત્ન, સુવર્ણ, ગાયો અથવા જે કાંઈ શક્તિ પ્રમાણે તૈયાર હોય, તે અમને દક્ષિણામાં આપો. હે નૃપશ્રેષ્ઠ! અમારે પૃથ્વીના રાજ્યનું કાંઈ પણ પ્રયોજન નથી.[૪૯] એ પ્રમાણે બ્રાહ્મણોનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા દશરથ રાજાએ વેદપારંગત તે બ્રાહ્મણોને દશ લાખ ગાયો, દશ કરોડ સોનામહોરો+ અને ચાળીસ કરોડ ચાંદીની મુદ્રાઓ દક્ષિણામાં આપી. પછી ઋત્વિજોએ 'રાજાની પાસેથી મળેલું દક્ષિણાનું સર્વ દ્રવ્ય બુદ્ધિમાન વસિષ્ઠ તથા ઋષ્યશૃંગની આગળ નિવેદન કર્યું', ત્યારે વસિષ્ઠ તથા ઋષ્યશૃંગ મુનિએ તે દ્રવ્યના યોગ્ય વિભાગ પાડી બ્રાહ્મણોને વહેંચી આપ્યું. ઉત્તમ, દક્ષિણા મળવાથી અત્યંત પ્રસન્ન થયેલા સર્વ બ્રાહ્મણોએ દશરથ રાજાને કહ્યું કે, 'હે રાજન્! અમે તમારા યજ્ઞમાં દક્ષિણા મળવાથી સંતુષ્ટ થયા છીએ;' અર્થાત્ યોગ્ય દક્ષિણા મળી ચૂકી છે. ત્યાર પછી સ્થિર ચિત્તવાળા દશરથ રાજાએ અભ્યાગત બ્રાહ્મણોને અસંખ્ય સોનામહોરો આપી.× એ પ્રમાણે સર્વ પ્રકારની દાન–દક્ષિણા સમાપ્ત થયા પછી સ્વસ્થ થઈ બેઠેલા દશરથ રાજા પાસે યાચના કરતો કોઈ એક દરિદ્ર બ્રાહ્મણ આવ્યો. તે સમયે તેને આપવા જેવી બીજી કાંઈ પણ વસ્તુ પોતાની પાસે તૈયાર નહિ હોવાથી દશરથ રાજાએ પોતાના હાથનાં સુવર્ણનાં આભૂષણો તે બ્રાહ્મણને દાનમાં આપી દીધાં. દક્ષિણા મળવાથી સર્વ બ્રાહ્મણોને સારી રીતે પ્રસન્ન થયેલા જોઈને બ્રાહ્મણો પર પ્રીતિવાળા અને હર્ષથી પ્રફુલ્લ થયેલા દશરથ રાજાએ તેઓને સાષ્ટાંગ પ્રણામ કર્યા. પૃથ્વી પર પડી પ્રણામ કરનારા તે રાજાને બ્રાહ્મણોએ અનેક આશીર્વાદો આપ્યા. પછી સર્વ યજ્ઞોથી શ્રેષ્ઠ અને પાપનો નાશ કરનાર એવો અશ્વમેધયજ્ઞ કે જે સ્વર્ગની પ્રાપ્તિ કરાવનાર અને બીજા સાધારણ રાજાઓથી પૂરો ન થઈ શકે એવો છે, તે નિર્વિઘ્ને સમાપ્ત કરી પ્રસન્નચિત્ત થયેલા દશરથ રાજાએ ઋષ્યશૃંગ મુનિને કહ્યું કે, 'હે રૂડા વિચારવાળા

* – પ્રાચીન કાળમાં આપણા દેશના બ્રાહ્મણો કેવા નિર્લોભ અને સ્વધર્મ પાળવામાં જ પ્રીતિવાળા હતા, તે આ ઉપરથી સારી રીતે સમજાય છે વળી તેઓ રાજ્યપાલન કરવાને સારી રીતે સમર્થ હતા, પરંતુ પોતાના સ્વાધ્યાયના પઠનપાઠનાદિ કર્મોમાં અંતરાય આવી પડે, એમ સમજી તેવી રાજ્યપાલનની ખટપટમાં પડતા નહિ, એ પણ આ ઉપરથી સારી રીતે સમજાય છે.

× આમ કહેવાનું તાત્પર્ય કદાચ એવું હશે કે, આપેલું દાન પુનઃ પાછું ન લેવાય, માટે તેનો નિષ્ક્રય આપવો

+ સોળ માસાની એક સોનામહોર થાય ¤ તિ. ટી.

¤ કર્મના અંતે આવી ચડેલા અજાણ્યા બ્રાહ્મણોને આવી દક્ષિણા અપાય છે, તેને 'भूयसी दक्षिणा' કહે છે.

મુનિશ્રેષ્ઠ! અશ્વમેધયજ્ઞની નિર્વિઘ્ને સમાપ્તિ થઈ ચૂકી છે; પરંતુ હવે જે ક્રિયા કરવાથી મારા કુળની વૃદ્ધિ (સંતાનપ્રાપ્તિ) થાય, તેવી ક્રિયા કરાવવા માટે તમે યોગ્ય છો.' દશરથ રાજાનું વચન સાંભળી ઋષ્યશૃંગ મુનિએ કહ્યું કે, 'હે રાજશ્રેષ્ઠ! હવે હું તમને તેવી જ ક્રિયા (પુત્રેષ્ટિ) કરાવીશ કે જેથી કુળ-ની વૃદ્ધિ કરે એવા ચાર પુત્રો તમને થશે.'[૫૦-૫૯]

ઋષ્યશૃંગ મુનિનું એવું મધુર વચન સાંભળી પરમ હર્ષ પામેલા દશરથ રાજાએ નમ્રતાથી તેમને પ્રણામ કર્યા અને પુનઃ પણ પુત્રપ્રાપ્તિ માટે કર્મ કરાવવાની વિનતિ કરી.÷[૬૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૪ મો સર્ગ સમાપ્ત

## શ્રીરામચંદ્રનો જન્મપ્રસંગ

# સર્ગ ૧૫ મો

### દેવતાઓની વિષ્ણુ પ્રત્યે પ્રાર્થના

**मेधावी तु ततो ध्यात्वा स किंचिदिदमुत्तरम्।**
**लब्धसंज्ञस्ततस्तं तु वेदज्ञो नृपमब्रवीत्॥ १॥**

વેદતત્ત્વ જાણનારા અને ઉત્તમ બુદ્ધિવાળા ઋષ્યશૃંગ મુનિએ 'રાજાને પુત્રપ્રાપ્તિ માટે કયું કર્મ કરાવવું જોઈએ' એ સંબંધી એકાગ્રચિત્તે વિચાર કર્યો અને 'અમુક કર્મ કરવું જ જોઈશે' એવો નિશ્ચય કર્યા પછી દશરથ રાજાને કહ્યું કે, 'હે રાજન્! તમને પુત્રપ્રાપ્તિ થવા માટે હું અથર્વ-વેદમાં કહેલા મંત્રો વડે વિધિપૂર્વક પુત્રેષ્ટિ યજ્ઞ કરાવીશ કે જે કલ્પસૂત્રોમાં કહ્યા પ્રમાણે અવશ્ય પુત્રરૂપ ફળને આપનાર છે.'[૧,૨] એમ કહીને પછી પુત્રરૂપ ફળ આપનારી પુત્રેષ્ટિનો આરંભ કર્યો; અને તેજસ્વી ઋષ્યશૃંગ મુનિ કલ્પસૂત્રાનુસાર વેદોક્ત મંત્રના પાઠપૂર્વક અગ્નિમાં હોમ કરવા લાગ્યા.[૩] તે સમયે દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ પોતપોતાના યથાયોગ્ય યજ્ઞભાગને ગ્રહણ કરવાં ત્યાં એકત્રિત થયા.[૪] આ સમયે પિતામહ બ્રહ્મદેવ પણ તે યજ્ઞસભામાં વિરાજમાન થયા હતા; તેમને જોઈને ઇંદ્રાદિક દેવો અનુક્રમે તેમની સમીપ આવ્યા અને પોતાના દુઃખનિવેદનનો અત્યુત્તમ પ્રસંગ જોઈને લોકકર્તા બ્રહ્મદેવને કહેવા લાગ્યા કે, "હે ભગવન્! તમારી કૃપાથી પરાક્રમી થયેલો 'રાવણ' નામનો રાક્ષસ હાલમાં અમને સર્વને અત્યંત પીડા કરી રહ્યો છે, તેને શિક્ષા કરવા અમે સમર્થ નથી;[૫,૬] કારણ કે પૂર્વે તમોએ પ્રસન્ન થઈને તેને વરદાન આપેલું છે, એટલે અમે પણ તમારા તે વરદાનને માન્ય કરી તે દુષ્ટે કરેલી સર્વ પીડાઓ સહન કરીએ છીએ. એ દુષ્ટ રાવણ ત્રણે લોકને પીડા કરે છે અને જેઓ પોતાથી વિશેષ સુખી અથવા સમૃદ્ધિવાળા હોય છે, તેઓને જોઈને દ્વેષ કરે છે તથા અમારા–સર્વ દેવોના રાજા ઇંદ્રને પણ પરાભવ કરવા ઇચ્છે છે.[૭,૮] વળી તમોએ આપેલા વરદાન વડે અભિમાની થયેલો અને ન જીતી શકાય એવો તે દુર્મતિ રાવણ ઋષિઓ, યક્ષો, ગંધર્વો, બ્રાહ્મણો અને અસુરોને+ પણ પીડા કરે છે.[૯] તે દુષ્ટ રાવણને સૂર્ય તપાવી શકતો નથી, વાયુ પોતાના વેગથી તેની પડખે વાઈ શકતો નથી અને ચંચળ લહરીઓવાળો સમુદ્ર પણ તેને જોઈને સ્થિર થઈ જાય છે.[૧૦] હે પિતા-મહ! ભયંકર સ્વરૂપવાળા તે રાવણ રાક્ષસથી અમને મોટો ભય રહે છે; માટે હે ભગવન્! આપે અમારા પર દયા કરી એ દુષ્ટનો વધ કરવા માટે કાંઈક ઉપાય કરવો જોઈએ."[૧૧]

દેવોની પ્રાર્થના સાંભળી બ્રહ્મદેવે પોતે પૂર્વે આપેલા વરદાનનો વિચાર કરી દેવોને કહ્યું કે, 'હે દેવો! ઘણા હર્ષની વાત છે કે, તે દુરાત્મા રાવણના વધનો ઉપાય મને સૂઝ્યો છે.[૧૨] તે ઉપાય

÷ શંકા: 'અશ્વમેધયજ્ઞ કરવાથી પુત્રપ્રાપ્તિ થતી ન હતી તો પછી તે કરવાની શું જરૂર હતી? પ્રથમ જ પુત્રેષ્ટિ કેમ ન કરી?' સમાધાન: જોકે પુત્રેષ્ટિ કરવાથી જ પુત્ર-પ્રાપ્તિ થાય છે; તોપણ પૂર્વે દશરથ રાજાએ વૈશ્યજાતિ બ્રાહ્મણ કે જે તપસ્વી હતો તેનો વધ કરવાથી તેના વિયોગ-દુઃખ વડે આતુર થયેલા તેના તપસ્વી માતપિતા મરણ પામ્યાં હતાં, તેથી દશરથ રાજા બ્રહ્મહત્યા સમાન પાપવાળા હતા; એથી એ પાપની નિવૃત્તિ માટે પ્રથમ અશ્વમેધયજ્ઞ કરાવ્યો કે જેથી શુદ્ધ થયેલા રાજા પુત્રેષ્ટિ કરવાને અધિકારી થાય. તિ° ટી°

+ રાહુ વગેરે અસુર કહેવાય છે. તિ° ટી°

એ છે કે, પૂર્વે જ્યારે રાવણ તપ કરતો હતો અને હું તેને વરદાન આપવા માટે ગયો, ત્યારે તેણે મારી પાસેથી એવું વરદાન માગ્યું હતું કે, 'દેવો, ગંધર્વો, યક્ષો કે રાક્ષસોથી મારો વધ થઈ શકે નહિ.' એ સાંભળી મેં પણ તેને તેવું જ વરદાન આપ્યુ છે;[૧૩] પરંતુ તે અભિમાની રાવણ મનુષ્યને તો કાંઈ વિસાતમાં જ લેખતો નથી, એટલે તે સમયે વરદાનમાં 'મનુષ્યોથી પણ મારો વધ થઈ શકે નહિ' એમ માગ્યુ નથી; માટે હવે મનુષ્યોથી જ તેનો વધ થઈ શકશે, બીજા દેવાદિકથી થઈ શકશે નહિ.'[૧૪]

એ પ્રમાણે બ્રહ્મદેવે કહેલુ પ્રિય વચન સાંભળી દેવો તથા સર્વ મહર્ષિઓ અત્યંત આનંદ પામ્યા. એવામાં દેદીપ્યમાન કાંતિવાળા, પીતાંબરને ધારણ કરનારા, ઉત્તમ સુવર્ણના બાજુબંધ વગેરે આભૂષણોથી સુશોભિત અને શંખ, ચક્ર, ગદા તથા પદ્મ વગેરેને ધારણ કરનારા જગત્પતિ વિષ્ણુ ભગવાન તે યજ્ઞસ્થળમાં પધાર્યા. એ વેળા પોતાના વાહન ગરુડ પર સવારી કરી પધારતા તે વિષ્ણુ ભગવાન જેમ મેઘ ઉપર આરૂઢ થઈને સૂર્ય આવતો હોય તેમ શોભતા હતા. એ પ્રમાણે તેમને આવતા જોઈ ઇંદ્રાદિ દેવોએ ઊભા થઈ પ્રણામ કર્યા.[૧૫-૧૭] પછી બ્રહ્મદેવની સાથે મળીને વિષ્ણુ ભગવાન ત્યાં ઉત્તમ આસન પર બિરાજ્યા. તે સમયે અત્યંત નમ્ર થયેલા ઇંદ્રાદિ સર્વ દેવોએ તેમની સ્તુતિ કરી કહ્યું કે, 'હે સચરાચર જગતમાં વ્યાપી રહેનાર વિષ્ણુ ભગવાન! સર્વ લોકોનાં હિત-ઉપકાર માટે અમે આપને એક કાર્યમાં યોજીએ છીએ. તે એ કે ધર્મ જાણનારા, ઉદાર અને મહર્ષિ સમાન તેજસ્વી એવા અયોધ્યાપતિ આ દશરથ રાજાની કૌશલ્યા વગેરે ત્રણ રાણીઓ કે જેઓ હ્રી, શ્રી અને કીર્તિ જેવી છે;[૧૮-૨૦] તેઓનામાં તમે ચાર અંશો વડે પુત્રપણાને પામો અને એ પ્રમાણે મનુષ્યસ્વરૂપ ધારણ કરી તમે લોકોને દુઃખ આપનારા દુષ્ટ રાવણને સંગ્રામમાં હણો, કે જે(રાવણ)-નો પરાભવ કરવા અમે સર્વ દેવો સમર્થ નથી. હે વિષ્ણુ ભગવાન! તે મૂર્ખ રાવણ રાક્ષસ પોતાના પરાક્રમના ગર્વથી દેવો, ગંધર્વો, સિદ્ધ અને શ્રેષ્ઠ ઋષિઓને પીડા કરે છે, તે ક્રૂર રાવણે કેટલાક ઋષિઓનો તથા નંદનવનમાં ક્રીડા કરતા ગંધર્વો અને અપ્સરાઓનો નાશ કર્યો છે. હે દેવ! આ સિદ્ધ, ગંધર્વ અને યક્ષલોકો તથા મુનિઓ સહિત અમે સર્વ તે દુષ્ટ રાવણનો વધ કરવાની પ્રાર્થના કરવા માટે જ તમારે શરણે આવ્યા છીએ. હે શત્રુઓને તપાવનાર! અમો સર્વ દેવોનું રક્ષણ કરનારા તમે જ છો.[૨૧-૨૫] દેવોના શત્રુરૂપ રાવણ વગેરેનો વધ કરવા માટે તમે મનુષ્યલોકમાં અવતાર ધરવાની ઇચ્છા કરો.'

એ પ્રમાણે દેવોએ પ્રાર્થના કરી, ત્યારે દેવોમાં શ્રેષ્ઠ અને સર્વ લોકો જેમને નમન કરે છે એવા વિષ્ણુ ભગવાને ધર્માનુસાર પોતાને શરણે આવેલા તે બ્રહ્માદિક સર્વ દેવોને કહ્યું કે, 'હે દેવો! તમે ભયનો ત્યાગ કરો; તમારું કલ્યાણ થાઓ. હું હિત માટે અવતાર ધારણ કરીને, ક્રૂર, નહિ જિતાય એવા અને દેવો તથા ઋષિઓને પીડા કરનારા રાવણને પુત્ર, પૌત્ર, અમાત્ય, મંત્રી, જ્ઞાતિ અને સગાંવહાલાંઓ સાથે હણીશ અને પછી આ મનુષ્યલોકમાં અગિયાર હજાર વર્ષ પર્યંત રહી પૃથ્વીનું પાલન કરીશ.' એ પ્રમાણે વિષ્ણુ ભગવાને દેવોને વર આપ્યો.[૨૬-૩૦] પછી કમળના પત્ર સરખાં નેત્રવાળા વિષ્ણુ ભગવાને દેવોના કહ્યા પ્રમાણે મનુષ્યલોકમાં પોતાના જન્મસ્થાનનો વિચાર કર્યો અને 'દશરથ રાજાને ત્યાં ચાર સ્વરૂપે (ચાર પુત્રરૂપે) હું અવતરીશ' એવી ઇચ્છા કરી. તે જાણીને દેવો, ઋષિઓ, ગંધર્વો, રુદ્રો અને અપ્સરાઓ વગેરે આનંદ પામ્યાં તથા તે મધુસૂદન ભગવાનની દિવ્ય સ્તુતિ કરવા લાગ્યાં.[૩૧,૩૨]

તેઓ સ્તુતિ કરે છે કે, 'હે પરમાત્મન્! ઉગ્ર તેજવાળો અને વધી ગયેલા ગર્વવાળો ઉદ્ધત રાવણ કે જે ઇંદ્રનો શત્રુ છે, સર્વ લોકોને પીડા કરી રોવડાવનારો છે તથા તપસ્વીઓને કંટકરૂપ અને ભય આપનારો છે, તેનો સારી રીતે નાશ કરો.[૩૩] હે દેવેંદ્ર! એ પ્રમાણે સર્વ લોકોને દુઃખ દેનારા અને ઉગ્ર પરાક્રમવાળા દુષ્ટ રાવણને સેના

અને બાંધવો સાથે હણીને તમે સંતાપરહિત થાઓ અને પછી રાગદ્વેષાદિ દોષરહિત તથા તમોએ જ રક્ષણ કરેલા વૈકુંઠભવનમાં પુનઃ પધારો.[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૫મો સર્ગ સમાપ્ત

# સર્ગ ૧૬ મો

## પાયસદાન અને રાણીઓને રહેલો ગર્ભ

ततो नारायणो विष्णुर्नियुक्तः सुरसत्तमैः ।
जानन्नपि सुरानेवं श्लक्ष्णं वचनमब्रवीत् ॥ १ ॥

એ પ્રમાણે દેવોએ પ્રાર્થના કરી કાર્ય સોંપ્યું ત્યારે વિષ્ણુ ભગવાન જો કે પોતે સઘળું જાણતા હતા, તોપણ દેવોને મધુર વચનથી પૂછવા લાગ્યા કે, 'હે દેવો! રાક્ષસોના રાજા રાવણને હણવાનો કયો ઉપાય છે કે જે વડે હું ઋષિઓને પીડા કરનાર એ દુષ્ટનો નાશ કરું?'[૧,૨] એ પ્રમાણે વિષ્ણુ ભગવાનનું વચન સાંભળી દેવોએ તેમને કહ્યું કે, 'હે પ્રભુ! આપ મનુષ્યનું સ્વરૂપ ધારણ કરવાથી સંગ્રામમાં રાવણનો નાશ કરી શકશો;[૩] કારણ કે શત્રુઓને પીડા કરનાર એ દુષ્ટે પૂર્વે લાંબા વખત સુધી તપ કરેલું છે કે જે તપથી પ્રસન્ન થયેલા લોકકર્તા પિતામહ બ્રહ્મદેવે તે રાવણને વરદાન આપ્યું છે કે, 'મનુષ્ય સિવાય' બીજાં કોઈ પ્રકારનાં પ્રાણીઓથી તને ભય નહિ થાય.[૪,૫] 'મનુષ્ય સિવાય' કહેવાનું પ્રયોજન એટલું જ છે કે તે દુષ્ટે વરદાન માગતી વખતે અભિમાનથી મનુષ્યને તો ગણકાર્યો જ ન હતા. એ રીતે પિતામહ બ્રહ્મદેવના વરદાનથી અભિમાની થયેલો દુષ્ટ રાવણ ત્રણે લોકને પીડા કરે છે અને ઉત્તમ સ્ત્રીઓનું હરણ કરે છે; માટે હે પરંતપ! 'તે દુષ્ટ રાવણનો વધ મનુષ્યથી જ થશે' એવો અમે નિશ્ચય કર્યો છે.'[૬,૭] દેવોનું વચન સાંભળી સ્થિર ચિત્તવાળા વિષ્ણુ ભગવાને દશરથ રાજાને ત્યાં પુત્રરૂપે અવતાર ધરવાનો વિચાર કર્યો;[૮] કેમ કે શત્રુઓનું નિકંદન કરનારા મહાન્ કાંતિવાળા અને પુત્રરહિત એવા દશરથ રાજા એ સમયે પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી પુત્રેષ્ટિ યજ્ઞની ક્રિયા કરતા હતા.[૯] તે પછી બ્રહ્માદિક મહર્ષિઓ તથા દેવોથી સારી રીતે પૂજેલા વિષ્ણુ ભગવાન દશરથ રાજાને ત્યાં અવતરવાનો નિશ્ચય કરીને બ્રહ્મદેવની આજ્ઞા લઈ તે યજ્ઞસભામાંથી અંતર્ધાન થયા.[૧૦]

ત્યાર પછી પુત્રેષ્ટિ(યજ્ઞ)થી યજન કરતા દશરથ રાજાના યજ્ઞકુંડમાં રહીને, પોતાની ઝળહળતી જ્વાળાઓ વડે આહુતિ ગ્રહણ કરનારા અગ્નિમાંથી મહાન પરાક્રમ તથા બળવાળો અને અત્યંત તેજસ્વી એક પુરુષ પ્રગટ થયો.[૧૧] તે (યજ્ઞપુરુષ) રાતા વસ્ત્રને ધારણ કરનારો, રાતા રંગના મુખવાળો તથા શરીરે કૃષ્ણવર્ણ હતો. તેનો સ્વર દુંદુભિ જેવો હતો, તેના મસ્તક તથા દાઢી-મૂછના કેશ સિંહ સમાન ચીકણા હતા.[૧૨] તે સર્વ શુભ લક્ષણસંપન્ન હતો, દિવ્ય અલંકારો વડે સુશોભિત હતો, પર્વતના શિખર સમાન ઊંચો હતો, મદોન્મત્ત કેસરી સિંહ સમાન તેની ચાલ હતી.[૧૩] તેના મુખની આસપાસ સૂર્ય સમાન ઓજસ પડતું હતું તથા તે અગ્નિની શિખા જેવો તેજસ્વી હતો. તેણે દિવ્ય પાયસાન્ન(દૂધપાક)થી પૂરેપૂરા ભરેલા ઉત્તમ સુવર્ણના પાત્રને પોતાની પ્રિય પત્નીની પેઠે બંને હાથ વડે ગ્રહણ કર્યું હતું. તે સુવર્ણપાત્ર જાણે માયામય જ બનાવ્યું હોય એવું લાગતું હતું તથા તેના ઉપર ચાંદીનું પાત્ર ઢાંકયુ હતું.[૧૪,૧૫] એ પ્રમાણે અગ્નિમાંથી પ્રગટ થયેલા યજ્ઞપુરુષે દશરથ રાજાને સંબોધીને કહ્યું કે, 'હે દશરથ રાજા! ભગવાન પ્રજાપતિ(વિષ્ણુ)ની આજ્ઞાથી હું અહીં આવેલો છું; એમ તું જાણ.'[૧૬]

યજ્ઞપુરુષનું વચન સાંભળી પ્રસન્ન થયેલા દશરથ રાજાએ હાથ જોડી કહ્યું કે, 'હે, ભગવાન! આપ ભલે પધાર્યા. કહો, હું આપનું શું પ્રિય કરું અર્થાત્ મને શી આજ્ઞા છે?'[૧૭]

એ પ્રમાણે દશરથ રાજાનાં વચન સાંભળી યજ્ઞપુરુષ ફરી પણ કહેવા લાગ્યો કે, 'હે રાજન્! યજ્ઞમાં દેવોનું પૂજન કરવાથી તેં આજે આ ઉત્તમ ફળ પ્રાપ્ત કર્યું છે.[૧૮] હે નૃપશ્રેષ્ઠ! પ્રજાપતિએ યજ્ઞના ફળરૂપે નિર્માણ કરેલો આ પાયસ (દૂધપાક) કે જે અત્યંત શ્રેષ્ઠ, આરોગ્યની વૃદ્ધિ કરનાર તથા પ્રજાની ઉત્પત્તિ કરનાર છે તેને તું ગ્રહણ કર;[૧૯]

અને સર્વ લક્ષણસંપન્ન કૌશલ્યાદિ ત્રણે રાણીઓને ‘તમે આ પાયસનું ભોજન કરો’ એમ કહીને આપ. હે રાજન્! એમ કરવાથી, તું જે પુત્રપ્રાપ્તિ માટે યજન કરે છે, તે પુત્રરૂપી ફળ તે રાણીઓમાં પામીશ.[૨૦]

એ રીતે યજ્ઞપુરુષે કરેલી આજ્ઞાને મસ્તકે ચઢાવી પછી દશરથ રાજાએ પ્રસન્નચિત્તે પાયસાન્નથી ભરેલું તે સુવર્ણનું પાત્ર ગ્રહણ કર્યું[૨૧] અને પરમ હર્ષથી સુંદર તથા અદ્ભુત સ્વરૂપવાળા તે યજ્ઞપુરુષની પ્રણામપૂર્વક વારંવાર પ્રદક્ષિણા કરી. દેવનિર્મિત પાયસાન્ન પ્રાપ્ત થવાથી દશરથ રાજા જેમ નિર્ધન મનુષ્ય ધન મળવાથી આનંદ પામે તેમ અત્યંત આનંદ પામ્યા.[૨૨,૨૩]

દશરથ રાજાને પાયસાન્ન આપ્યા પછી તુરત જ પરમ તેજસ્વી અને અદ્ભુત આકારવાળો યજ્ઞપુરુષ તે યજ્ઞકુંડમાં જ અંતર્ધાન થઈ ગયો.[૨૪] આ સમયે જેમ શરદઋતુના રમણીય ચંદ્રનાં કિરણો વડે આકાશ પ્રકાશિત થાય છે, તેમ દશરથ રાજાના અંતઃપુરની સર્વ સ્ત્રીઓ હર્ષથી પ્રકટેલી મુખકાંતિનાં કિરણો વડે પ્રકાશિત જણાવા લાગી. પછી દશરથ રાજાએ અંતઃપુરમાં જઈ કૌશલ્યાને કહ્યું: ‘તમે આ પાયસને ગ્રહણ કરી પ્રાશન કરો, તેથી તમને પુત્રપ્રાપ્તિ થશે;’ એમ કહી દશરથ રાજાએ તે પાયસમાંથી અર્ધોભાગ કૌશલ્યાને આપ્યો, પછી બાકી રહેલા અર્ધા ભાગના બે ભાગ કરી તેમાંથી એક ભાગ સુમિત્રાને આપ્યો.[૨૫–૨૭] સુમિત્રાને આપતાં બાકી રહેલા ભાગના પણ પાછા બે વિભાગ કરી તેમાંથી એક કૈકેયીને આપ્યો; અને પછી બુદ્ધિમાન દશરથ રાજાએ વિચાર કરી+ કૈકેયીને આપતાં વધેલો અમૃત સમાન પાયસનો અષ્ટમાંશ ભાગ ફરી પણ સુમિત્રાને આપ્યો. આમ રાજાએ પોતાની ત્રણે સ્ત્રીઓને પાયસના યથાયોગ્ય વિભાગ કરી આપ્યા. પાયસાન્નના વિભાગ મળવાથી અત્યંત હર્ષ પામેલી દશરથ રાજાની ઉત્તમ રાણીઓ પોતાનું ઘણું સન્માન થયુ એમ માનવા લાગી.[૨૮–૩૦]

રાજાની પાસેથી જુદા જુદા વિભાગપૂર્વક મળેલા પાયસનું પ્રાશન કરી તે ઉત્તમ રાણીઓએ અલ્પ સમયમાં જ અગ્નિ અને સૂર્ય સમાન કાંતિવાળા ગર્ભો ધારણ કર્યા.[૩૧] પોતાની રાણીઓને ગર્ભવતી થયેલી જોઈને જેનો મનોરથ પૂર્ણ થયેલો છે એવા અનેક દેવો, સિદ્ધ પુરુષો તથા ઋષિઓની પ્રશંસા પામેલા દશરથ રાજા જેમ સ્વર્ગમાં ઇંદ્ર હર્ષ પામે છે, તેમ હર્ષ પામ્યા.[૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૧૬મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૭ મો

### દેવોના અંશોથી વાનરાદિની ઉત્પત્તિ

पुत्रत्वं तु गते विष्णौ राज्ञस्तस्य महात्मनः ।
उवाच देवताः सर्वाः स्वयंभूर्भगवानिदम् ॥ १ ॥

એ પ્રમાણે વિષ્ણુ ભગવાન જ્યારે મહાત્મા દશરથ રાજાની રાણીઓના ગર્ભમાં પુત્રરૂપે પધાર્યા, ત્યારે સ્વયંભૂ બ્રહ્મદેવે સર્વ દેવોને કહ્યું: ‘હે દેવો! હવે આપણી ઉન્નતિનો સમય સમીપ આવ્યો છે; કારણ કે આપણા સૌનું હિત ઇચ્છનારા, સત્યવાદી અને શૂરવીર એવા શ્રીવિષ્ણુ ભગવાન દશરથ રાજાને ત્યાં અવતાર ધરવાના છે. તેમને (રાવણવધાદિ કાર્યોમાં) સહાય કરવા માટે તમે સર્વ દેવો બળવાન અને ઇચ્છિતરૂપ ધરી શકે એવા પુત્રોને (પોતપોતાના અંશોથી) ઉત્પન્ન કરો.[૧,૨] હે દેવો! મુખ્ય અપ્સરાઓ, ગંધર્વીઓ યક્ષકન્યાઓ, ઋક્ષકન્યાઓ, નાગકન્યાઓ, વિદ્યાધરીઓ, કિન્નરીઓ અને વાનરી-

+ વિચાર કરીને એટલે કૈકેયી કરતાં સુમિત્રા (મોટી હોવાથી) અધિક અંશની ભાગિયણ હોવી જોઈએ અને સુમિત્રાથી કૈકેયી નાની હોવાથી ન્યૂન અંશની ભાગિયણ હોવી જોઈએ; માટે જ કૌશલ્યાને આપતાં બાકી રહેલા અર્ધા પાયસના બે વિભાગ કરી તેમાંથી પ્રથમ એક વિભાગ સુમિત્રાને આપ્યો અને પછી બાકી અર્ધાનો અર્ધવિભાગ કૈકેયીને આપ્યો. હવે કૈકેયીને આપતાં વધેલો અષ્ટમાંશ જોઈને દશરથ રાજાએ વિચાર કર્યો કે, જો અષ્ટમાંશ પણ કૈકેયીને જ આપીશ તો કૈકેયી અને સુમિત્રાના સરખા વિભાગ થશે, જેથી સુમિત્રાનુ માન જળવાશે નહિ તે યોગ્ય નથી. આમ વિચારીને જ વધેલો અષ્ટમાંશ સુમિત્રાને આપ્યો, જેથી કૈકેયીની અપેક્ષાએ સુમિત્રાની જ્યેષ્ઠતા સચવાઈ એમ ત્રણે રાણીઓનાં માન સચવાયાં.

એનાં* શરીરો વિષે તમારા જેવા પરાક્રમવાળા (પરંતુ) વાનરરૂપ પુત્રોને ઉત્પન્ન કરો કે જે પુત્રો અનેક પ્રકારની માયાને જાણનારા, શૂરવીર, વાયુ સમાન ગતિવાળા, નીતિજ્ઞ, બુદ્ધિમાન, વિષ્ણુ તુલ્ય પરાક્રમવાળા, શત્રુથી હાર નહિ પામનારા, સામ–દાનાદિ ઉપાયોને જાણનારા, દૃઢ શરીરવાળા, અસ્ત્રશસ્ત્રના પ્રયોગ જાણનારા તથા સાક્ષાત્ દેવ સમાન જ હોય. હે દેવો ! પૂર્વે મેં રીંછજાતિમાં શ્રેષ્ઠ જાંબુવાનને ઉત્પન્ન કર્યો છે, કે જે મને બગાસું આવતાં મારા મુખમાંથી જન્મ્યો હતો.[૩–૭]

બ્રહ્મદેવે એ પ્રમાણે કહ્યું, ત્યારે તેમની આજ્ઞા સ્વીકારી, સર્વ દેવોએ વાનરના રૂપવાળા પુત્રોને સરજવા માંડ્યા,[૮] તેમ જ મહાત્મા ઋષિઓ, સિદ્ધલોકો, વિદ્યાધરો, નાગો તથા ચારણો, પોતપોતાના અંશો વડે વનમાં ફરનારા પુત્રોને સરજવા લાગ્યા. પ્રથમ ઇંદ્રે પર્વત સમાન દૃઢ દેહવાળો અને વાનરોના રાજા ‘વાલિ’ નામનો પુત્ર સરજ્યો અને અત્યંત તેજસ્વી સૂર્યદેવે ‘સુગ્રીવ’ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો.[૯,૧૦] બૃહસ્પતિએ સર્વ મુખ્ય વાનરોમાં બુદ્ધિમાન એવો ઉત્તમોત્તમ ‘તાર’ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો;[૧૧] કુબેરે ‘ગંધમાદન’ નામનો પુત્ર સરજ્યો. વિશ્વકર્માએ મહાકપિ ‘નલ’ નામના પુત્રને ઉત્પન્ન કર્યો.[૧૨] અગ્નિદેવે પોતાના જેવી કાંતિવાળો ‘નીલ’ નામનો પુત્ર સરજ્યો કે જે પોતાના પરાક્રમથી તેજ, યશ અને બળમાં પિતાથી પણ વધી ગયો.[૧૩] સૌંદર્યરૂપી દ્રવ્યવાળા અને પોતાના સ્વરૂપ વડે સર્વ લોકમાં પ્રિય થયેલા બન્ને અશ્વિનીકુમારોએ ‘મૈંદ’ અને ‘દ્વિવિદ’ નામના પુત્રો ઉત્પન્ન કર્યા.[૧૪] વરુણદેવે ‘સુષેણ’ નામે પુત્ર ઉત્પન્ન કર્યો મહાબળવાન પર્જન્યદેવે ‘શરભ’ નામે પુત્ર સરજ્યો. વાયુદેવે વજ્ર સમાન દેહવાળો તથા ગરુડ જેવા વેગવાળો ‘હનુમાન’ નામનો પુત્ર ઉત્પન્ન કર્યો. તે હનુમાન સર્વ મુખ્ય વાનરોમાં બળ અને બુદ્ધિવાળો થયો. એ પ્રમાણે રાવણનો વધ કરવા માટે દેવોએ હજારો વાનરપુત્રો ઉત્પન્ન કર્યા.[૧૫–૧૭] એવી રીતે, અમાપ બળવાળા, શૂરવીર, પરાક્રમી, ઇચ્છિત રૂપ ધરનારા, હાથી અને પર્વત સમાન દૃઢ શરીરવાળા રીંછો, વાનરો અને ગોલાંગૂલો+ સત્વર જન્મવા લાગ્યા. જે દેવના જેવાં રૂપ, વેશ અને પરાક્રમ હતાં તે દેવના અંશથી જુદાં જુદાં તેવાં જ રૂપ, વેશ અને પરાક્રમવાળા પુત્રો પ્રકટ થયા. તેમાં ગોલાંગૂલી, ઋક્ષી તથા કિન્નરીમાં જન્મેલા કેટલાક પુત્રો પોતાના પિતા કરતાં પણ વિશેષ પરાક્રમી થયા. વળી વિષ્ણુ ભગવાનને સહાય કરવા માટે આનંદ પામેલા અન્ય દેવો, મહર્ષિઓ, ગંધર્વો, ગરુડો, યક્ષો, નાગો, કિંપુરુષો, સિદ્ધલોકો, વિદ્યાધરો અને નાગલોકોએ પણ હજારો પુત્રો ઉત્પન્ન કર્યા. દેવોના બંદી–ચારણોએ પણ વનમાં ફરનાર, શૂરવીર અને મોટી કાયાવાળા સેંકડો વાનરપુત્રો સરજ્યા. આ સર્વની ઉત્પત્તિ મુખ્ય અપ્સરાઓ, વિદ્યાધરીઓ, નાગકન્યાઓ અને ગંધર્વીઓનાં શરીરો દ્વારા થઈ.

એ પ્રમાણે ઉત્પન્ન થયેલા સર્વે દેવપુત્રો ઇચ્છિત રૂપ ધારણ કરવાની શક્તિવાળા, ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા,[૧૮–૨૪] સિંહ અને વ્યાઘ્ર સમાન ગર્વ તથા બળવાળા, શિલાઓ, પર્વતો, નખ તથા દાઢારૂપી હથિયારો વડે યુદ્ધ કરનારા,[૨૫] સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ, મોટા પર્વતોને પણ હલાવી દેવાની શક્તિવાળા, દૃઢ મૂળવાળાં વૃક્ષોને પણ ઉખેડવાને સમર્થ,[૨૬] પોતાના વેગથી નદીઓના સ્વામી સમુદ્રને પણ ક્ષોભ પમાડનારા, પોતાના ચરણપ્રહાર વડે પૃથ્વીને કંપાવનારા, મોટા સમુદ્રોને તરી જનારા,[૨૭] આકાશમાં ઊડી મેઘ–વાદળને પણ પકડી લેનારા, વનમાં પોતાની મરજી પ્રમાણે ફરનારા, મદોન્મત્ત હાથીઓને પકડી રાખનારા અને માત્ર ગર્જના કરવાથી, આકાશમાં નાદ કરી ફરનારાં મોટાં પક્ષીઓને પૃથ્વી પર પાડી દે એવા હતા.[૨૮,૨૯]

એ પ્રમાણે ઇચ્છિત રૂપ ધરનારા અને અન્ય વાનરોનાં યૂથને પાળી શકે એવા કરોડો વાનરો

* તિલક પંડિત ‘વાનરી’નો અર્થ ‘વાનરીશરીરસદૃશશરીરાસુ’–વાનરીના શરીરના સરખા શરીર(આકાર)વાળી એમ કરે છે. એ જ પ્રમાણે ઋક્ષ(રીંછ)કન્યા તથા નાગકન્યા માટે પણ સમજવું.

+ વાનરોની એક જાતિ

ઉત્પન્ન થયા અને તે મુખ્ય વાનરોના યૂથને પાળનારા કેટલાક યૂથપતિઓ પણ થયા. વળી તેઓએ પણ કેટલાક શૂરવીર પુત્રોને ઉત્પન્ન કર્યા. એ પ્રમાણે ઉત્પન્ન થયેલા કરોડો વાનરોમાંથી હજારો વાનરોએ 'ઋક્ષવાન' નામના પર્વતનાં શિખરો પર નિવાસ કર્યો અને કેટલાક અનેક પ્રકારનાં વનો તથા પર્વતોમાં જઈને વસવા લાગ્યા. વળી કેટલાએક મુખ્ય વાનરો ઇંદ્રના પુત્ર વાલિને રાજા માનીને સેવવા લાગ્યા; સૂર્યના પુત્ર સુગ્રીવને યુવરાજ માનીને સેવવા લાગ્યા અને નલ, નીલ તથા હનુમાન વગેરે શ્રેષ્ઠ વાનરોને મંત્રી માનીને સેવવા લાગ્યા. એ પ્રમાણે ગરુડના જેવા વેગવાળા અને યુદ્ધવિદ્યામા કુશળ એવા તે સર્વે વાનરશ્રેષ્ઠો સિંહ, વ્યાઘ્ર તથા સર્પ વગેરે ક્રૂર પ્રાણીઓનો નાશ કરતા વનમા વિચરવા લાગ્યા.[૩૦-૩૪] મહાબળવાન અને ઘણા પરાક્રમવાળો મહાબાહુ વાલિ પોતાના ભુજબળ વડે ઋક્ષ, ગોલાંગૂલ આદિ વાનરોનુ રક્ષણ કરવા લાગ્યો.[૩૫] તે સમયે અનેક પ્રકારના નિવાસોમાં વસનાર અને અનેક પ્રકારના ભેદને દર્શાવનારાં લક્ષણોવાળા તે શૂરવીર વાનરોથી પર્વત, વન તથા સમુદ્ર સહિત સઘળી પૃથ્વી ખીચોખીચ ભરાઈ ગયેલી જણાવા લાગી.[૩૬] રામચંદ્રજીને રાવણવધના કાર્યમાં સહાય કરવા માટે ઉત્પન્ન થયેલા ભયંકર સ્વરૂપવાળા અને મેઘ-વાદળ તથા પર્વતના શિખર જેવા શરીરવાળા મહાબળવાન વાનર તથા તેઓના યૂથપતિ વાનરોથી સઘળી પૃથ્વી વ્યાપ્ત થઈ ગઈ.[૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૮ મો

### રામલક્ષ્મણાદિનો જન્મ

निर्वृत्ते तु क्रतौ तस्मिन्हयमेधे महात्मनः।
प्रतिगृह्यामरा भागान्प्रतिजग्मुर्यथागतम्॥ १॥

મહાત્મા દશરથ રાજાના અશ્વમેધયજ્ઞની સમાપ્તિ થઈ અને સર્વ દેવો પણ પોતપોતાના યજ્ઞભાગ ગ્રહણ કરી જેમ આવ્યા હતા તેમ પુનઃ સ્વસ્થાને ગયા.[૧] રાજા દશરથ પણ યજ્ઞદીક્ષાનો [illegible] પોતાની સ્ત્રીઓ, સેવકો, સેના અને વાહનો સહિત પુનઃ અયોધ્યામાં જવા તૈયાર થયા.[૨] દશરથ રાજાએ દેશદેશાંતરથી આવેલા રાજાઓનો યથાયોગ્ય સત્કાર કર્યો તથા તેમની સાથે આવેલી સેનાના યોદ્ધાઓ વગેરે સર્વને અનેક જાતનાં સુશોભિત વસ્ત્રોનો સરપાવ આપ્યો, તેથી હર્ષયુક્ત થયેલા તે સર્વ રાજાઓ દશરથ રાજાની આજ્ઞા લઈ તથા વસિષ્ઠ અને ઋષ્યશૃંગને પ્રણામ કરી પોતપોતાના દેશ તરફ જવા તૈયાર થયા.[૩] જ્યારે તે રાજાઓ પોતાના ઘર તરફ જવાને વિદાય થયા, ત્યારે તેઓનાં સુશોભિત અને આનંદ પામતાં સૈન્યો અત્યંત શોભવા લાગ્યાં.[૪] સર્વ રાજાઓ વિદાય થયા પછી શ્રીમાન દશરથ રાજાએ વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણોને આગળ કરીને પોતાની અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો.[૫] પછી જવાને તૈયાર થયેલા ઋષ્યશૃંગ મુનિનો પણ સારી રીતે સત્કાર કર્યો એટલે ઋષ્યશૃંગ મુનિ પોતાની પત્ની શાંતા સહિત વિદાય થયા. તેમને વળાવવા માટે પોતાના સેવકો સહિત બુદ્ધિમાન દશરથ રાજા કેટલેક સુધી જઈ આવ્યા.[૬] એ પ્રમાણે સર્વને વિદાય કરીને તથા અશ્વમેધયજ્ઞ અને પુત્રેષ્ટિથી ઉત્તમ ફળ મેળવી જેના સર્વ મનોરથો સંપૂર્ણ થયા છે એવા દશરથ રાજા 'હવે મારે ઘેર પુત્રજન્મ ક્યારે થશે?' એમ વિચાર કરતા સુખપૂર્વક અયોધ્યાનું પાલન કરવા લાગ્યા.[૭]

અશ્વમેધયજ્ઞ તથા પુત્રેષ્ટિની સમાપ્તિ થયાને છ ઋતુઓ એટલે બાર માસ વીતી ગયા અને રમણીય એવી વસંતઋતુ શરૂ થઈ. તેમાં ચૈત્ર માસ શરૂ થયો હતો, શુક્લ પક્ષ હતો, નવમી તિથિ હતી,[૮] પુનર્વસુ નક્ષત્ર હતું; રવિ, મંગળ, ગુરુ, શુક્ર અને શનિ, એ પાંચ ગ્રહો અનુક્રમે મેષ, મકર, કર્ક, મીન તથા તુલા, એ પાંચ રાશિરૂપ ઉચ્ચ સ્થાનમાં રહ્યા હતા; બૃહસ્પતિ ચંદ્રની સાથે કર્કરાશિ પર હતાં અને કર્કલગ્ન ઉદય પામતું હતું; તેવા ઉત્તમોત્તમ સમયમાં મહારાણી શ્રીકૌશલ્યાજીએ દિવ્ય લક્ષણસંપન્ન, સર્વ લોકોએ નમસ્કાર કરવા યોગ્ય, વિષ્ણુના અર્ધભાગરૂપ* અને જગતના

* અહીં જે વિભાગ આપ્યા છે તે સમાસવાચક નહી પણ સંબંધવાચક છે

નાથ એવા મહાભાગ્યવાન 'રામ' નામના પુત્રને જન્મ આપ્યો. તે સમયે જેમ અદિતિ દેવશ્રેષ્ઠ અને વજ્રને ધારણ કરનારા ઇંદ્રથી શોભે, તેમ મહારાણી કૌશલ્યા અત્યંત તેજવાળાં, રક્તનેત્રવાળાં, મોટી ભુજાઓવાળાં, રાતા હોઠવાળાં, દુંદુભિ સમાન ગંભીર શબ્દવાળાં અને ઇક્ષ્વાકુકુળને દીપાવનારાં તે પુત્રથી શોભવા લાગ્યાં.[૯-૧૨]

પછી કૈકેયીએ વિષ્ણુના ચતુર્થાંશરૂપ, સર્વ-ગુણસંપન્ન અને સત્ય પરાક્રમવાળા ભરતને જન્મ આપ્યો;[૧૩] અને સુમિત્રાએ વિષ્ણુથી ન્યૂન અંશવાળા, સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ અને શૂરવીર લક્ષ્મણ તથા શત્રુઘ્નને જન્મ આપ્યો.[૧૪] નિર્મળ બુદ્ધિવાળા ભરતનો જન્મ પુષ્ય નક્ષત્રમાં તથા મીનલગ્નમાં થયો હતો અને લક્ષ્મણ તથા શત્રુઘ્નનો જન્મ આશ્લેષા નક્ષત્ર અને કર્કલગ્નમાં થયો હતો.[૧૫]

એ પ્રમાણે દશરથ રાજાને ત્યાં મહાત્મા, વિવિધ ગુણવાળા, યોગ્ય વ્યવહારવાળા અને પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા નક્ષત્રના તારાઓ સમાન દેદીપ્યમાન કાંતિવાળા* ચાર પુત્રોનો જન્મ થયો.[૧૬] એ સમયે ગંધર્વો મધુર ગાન કરવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી.[૧૭] અયોધ્યામાં પણ મહાન આનંદોત્સવ થવા લાગ્યો. મોટા રાજમાર્ગો તથા શેરીઓ માણસો, નટો અને નૃત્ય કરનારાથી ખીચોખીચ ભરાઈ ગઈ હતી.[૧૮] દરેક શેરીમાં જન્મનાં વધાઈ-ધોળ મંગળ ગાનારા, જય બોલાવનારા અને વાજિંત્રો વગાડનારાઓની ભીડ જામી હતી અને તેઓના ઉપર લોકોએ હર્ષથી વરસાવેલાં રત્ન, મોતી વગેરેથી તે શેરીઓ શોભી રહી હતી. દશરથ રાજાએ પુત્રજન્મના મહોત્સવમાં સૂત,÷ માગધ+ અને બંદીજનોને× અનેક પ્રકારનાં પારિતોષિક આપી સંતોષ્યા અને બ્રાહ્મણોને હજારો ગાયોનાં દાન દીધાં.

પુત્રોનો જન્મ થયાને અગિયાર દિવસ વીત્યા પછી બારમે દિવસે દશરથ રાજાએ ગુરુ વસિષ્ઠને બોલાવી ચારે પુત્રોનો નામકરણસંસ્કાર કર્યો. તેમાં સર્વથી જ્યેષ્ઠ કૌશલ્યાના પુત્રનું નામ '**રામ**', કૈકેયીના પુત્રનુ નામ '**ભરત**' તથા સુમિત્રાના એક પુત્રનુ નામ '**લક્ષ્મણ**' અને બીજા પુત્રનું નામ '**શત્રુઘ્ન**' રાખ્યુ.[૧૯-૨૨] એ દિવસે દશરથ રાજાએ પોતાના નગરના અને દેશના ઘણા બ્રાહ્મણોને ભોજન કરાવ્યું તથા તેઓને અનેક રત્નોનાં દાન આપ્યાં.[૨૩] એ પછી દશરથ રાજાએ પોતાના ચારે પુત્રો જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ યથાસમયે જાતકર્મસંસ્કારથી ઉપનયનસંસ્કાર સુધીના સર્વ સંસ્કારો વસિષ્ઠની સંમતિથી કર્યા.[૨૪]

એ ચારે પુત્રોમાં ધ્વજ સમાન અને બ્રહ્માના જેવા સર્વ શક્તિવાળા જ્યેષ્ઠ પુત્ર રામચંદ્ર પોતાના પિતાને અત્યંત આનંદ આપનારા થયા તથા ઉત્તમ ગુણો વડે સર્વ પ્રાણીઓને સંમત (વહાલા) થયા. રામચંદ્રાદિ ચારે ભાઈઓ ગુરુની પાસેથી સંપૂર્ણ વિદ્યા ભણીને, વેદ જાણનારા, શૂરવીર, લોકનું હિત કરવામાં પ્રીતિવાળા, જ્ઞાનસંપન્ન અને સદ્ગુણોના ભંડાર થયા. તે ચારે ભાઈઓમાં મહાતેજસ્વી જ્યેષ્ઠ રામચંદ્ર સત્ય પરાક્રમવાળા, સર્વલોકને પ્રિય, ચંદ્ર સમાન નિર્મળ, હાથી તથા અશ્વ પર સવારી કરવામાં કુશળ, સંગ્રામ સમયે રથ ચલાવવામાં પ્રવીણ, ધનુર્વેદને સારી રીતે જાણનારા અને પિતાની સેવા કરવામાં પ્રીતિવાળા હતા. તેમનો નાનો ભાઈ લક્ષ્મીને વધારનાર લક્ષ્મણ લોકોને આનંદ આપનારા પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર પર બાલ્યાવસ્થાથી જ સુદૃઢ પ્રીતિવાળો હતો. તે લક્ષ્મણ રામચંદ્રનું પ્રિય કરવામાં પોતાના શરીરની પણ પરવા રાખતો ન હતો;[૨૫-૨૯] તેમ જ રામચંદ્રને પણ પોતાનો નાનો ભાઈ લક્ષ્મીસંપન્ન લક્ષ્મણ એટલો તો પ્રિય હતો, કે જાણે બહાર ફરતા પોતાના બીજા પ્રાણ જ હોય એમ લાગતું. તેમની

---

* પૂર્વાભાદ્રપદા તથા ઉત્તરાભાદ્રપદા એ દરેકના બે બે તારાઓ છે; તેમ રામ-લક્ષ્મણ તથા ભરત-શત્રુઘ્ન એ બબ્બેની જોડી થઈ.

÷ પૌરાણિકો-પુરાણની કથા કહેનારાઓ.

+ વંશાવલિ કહેનારા.

× સ્તુતિ-વખાણ કરનારા.

લક્ષ્મણ પર એટલી તો પ્રીતિ હતી કે, તેનાથી વિખૂટા પડીને તેઓ નિદ્રા પણ લેતા નહિ;[30] અને કૌશલ્યા ભોજન કરવા માટે મિષ્ટાન્ન આપે, તોપણ લક્ષ્મણ વિના ભોજન કરતા નહિ. જ્યારે રામચંદ્ર અશ્વારૂઢ થઈ મૃગયા રમવા જતા, ત્યારે તેમનું રક્ષણ કરવા માટે નાનો ભાઈ લક્ષ્મણ હાથમાં ધનુષ ધારણ કરી તેમની પાછળ જતો હતો. આ પ્રમાણે રામ-લક્ષ્મણનો પરસ્પર જેવો ગાઢ પ્રેમ હતો તેવો જ પ્રેમ ભરત અને શત્રુઘ્ન વચ્ચે હતો, કે જે શત્રુઘ્ન લક્ષ્મણનો નાનો ભાઈ હતો.[31,32] ભરતને શત્રુઘ્ન પોતાના પ્રાણથી પણ વધુ પ્રિય હતો અને એ જ રીતે શત્રુઘ્નને ભરત પ્રિય હતો! દેવોને જોઈ બ્રહ્મદેવ પ્રસન્ન થાય છે, તેમ આ મહાભાગ્યશાળી અને પ્રિય એવા રામચંદ્રાદિ ચારે પુત્રોને જોઈને દશરથ રાજા અત્યંત પ્રસન્ન થતા હતા. આ પ્રમાણે જ્યારે પુત્રો જ્ઞાનસંપન્ન, લજ્જા અને કીર્તિવાળા, સર્વજ્ઞ, ગુણોથી વિખ્યાત, દીર્ઘદર્શી, વૈદિક ગ્રંથોના અધ્યયનમાં પ્રીતિવાળા અને પિતાની સેવામાં મચ્યા રહેનારા ધનુર્વેદમાં પારંગત થયા, ત્યારે દેદીપ્યમાન કાંતિવાળા તે સર્વને જોઈ દશરથ રાજા બ્રહ્મદેવની પેઠે અતિ હર્ષ પામ્યા.[33-35]

પોતાના પુત્રોને સર્વગુણસંપન્ન થયેલા તથા યુવાવસ્થામાં આવતા જોઈ, દશરથ રાજા પોતાના વસિષ્ઠ, વામદેવાદિ ઉપાધ્યાયો તથા બાંધવોની સાથે તેઓના વિવાહ કરવા સંબંધી વિચાર કરવા લાગ્યા. એક દિવસે પોતાના મંત્રીઓની સભામાં બેસી દશરથ રાજા ઉપર્યુક્ત વિષયોનો વિચાર કરી રહ્યા હતા, તેવામાં મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ રાજમહેલ આગળ પધાર્યા અને રાજાને મળવાની ઇચ્છાથી તેમણે દ્વારપાળોને કહ્યું: 'ગાધિપુત્ર વિશ્વામિત્ર આવ્યા છે, એવા સમાચાર દશરથ રાજાને સત્વર કહો.[36-39]

વિશ્વામિત્રનું વચન સાંભળી ભયભીત થયેલા તે દ્વારપાળો શીઘ્ર રાજમહેલમાં ગયા અને તેઓએ ઇક્ષ્વાકુવંશમાં જન્મેલા દશરથ રાજાને નિવેદન કર્યું કે, 'મહારાજાધિરાજની જય થાઓ! આપણાં દ્વાર આગળ ગાધિપુત્ર મુનિ વિશ્વામિત્ર પધાર્યા છે અને તે આપને મળવા ઇચ્છે છે.[40,41]

દ્વારપાળોનું ઉપલું વચન સાંભળતાં જ સ્થિર અંતઃકરણવાળા દશરથ રાજા અત્યંત હર્ષ પામ્યા. પછી જેમ ઇંદ્ર બ્રહ્મદેવની સામે જાય, તેમ પોતાના પુરોહિત વસિષ્ઠ મુનિ સહિત દશરથ રાજા વિશ્વામિત્રની સામે ગયા અને તેમને પોતાના રાજમહેલમાં તેડી લાવીને ઉત્તમ આસન પર બેસાડ્યા. તે સમયે પોતાની કાંતિ વડે દેદીપ્યમાન, તપસ્વી અને પ્રશંસનીય વ્રતવાળા વિશ્વામિત્ર મુનિનાં દર્શન કરવાથી આનંદયુક્ત થયેલા દશરથ રાજાએ અર્ઘ્યાદિ ઉપચારો વડે તેમની પૂજા કરી. મુનિ વિશ્વામિત્રે પણ શાસ્ત્રોક્ત વિધિથી કરેલી પૂજાનો અંગીકાર કર્યો. પછી અત્યંત ધાર્મિક વિશ્વામિત્ર મુનિએ દશરથ રાજાને (તેમનાં) નગર, ભંડાર, દેશ, સગાંવહાલાં અને મિત્રો વિષે કુશળ પૂછ્યું. વળી રાજ્ય સંબંધી પ્રસંગ ચાલતાં પૂછ્યું કે, 'હે રાજન્! શત્રુરૂપ ગણાતા આસપાસના રાજાઓ કે જેઓને તેં જીતી લીધેલા છે, તેઓ હવે તારી સાથે નમ્રતાથી વર્તે છે ને?[42-45] વળી હે નૃપ! તારાં યજ્ઞ તથા દેવપૂજનાદિ દેવકર્મો અને સામદાનાદિ મનુષ્યકર્મોનાં અનુષ્ઠાન સારી રીતે ચાલુ તો છે ને?' એ પ્રમાણે દશરથ રાજાને કુશળપ્રશ્ન પૂછ્યા પછી તે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે વસિષ્ઠ મુનિને તથા અન્ય વામદેવાદિ ઋષિઓને મળીને તે સર્વને યથાયોગ્ય કુશળ સમાચાર પૂછ્યા. તે સમયે રાજાથી સત્કાર પામેલા તે સર્વ ઋષિઓ પણ આનંદયુક્ત થઈને રાજમહેલમા પધાર્યા અને પોતપોતાનાં આસનો પર બિરાજ્યા.[47,48]

પછી આનંદિત ચિત્તવાળા અને પરમ ઉદાર અંતઃકરણવાળા દશરથ રાજા મહામુનિ વિશ્વામિત્રને કહેવા લાગ્યા: 'હે મહામુનિ! આપનાં દર્શનથી આજે હું પવિત્ર થયો છું. હે મહર્ષિ! મનુષ્યને અમૃતની પ્રાપ્તિ થવાથી, મરુદેશ જેવા નિર્જળ સ્થાનમાં વૃષ્ટિ થવાથી,[49,50] વાંઝિયા પુરુષને પોતાની યોગ્ય સ્ત્રીના વિષે પુત્રજન્મ થવાથી, નષ્ટ થયેલા ધનની પુનઃ પ્રાપ્તિ થવાથી અને પોતાના

પુત્રનો વિવાહ વગેરે ઉત્સવ આવવાથી જેટલો હર્ષ થાય તેટલો હર્ષ તમારા આગમનથી મને થયો છે. હે મુનિ! આપ ભલે પધાર્યા. મને એટલો બધો હર્ષ થયો છે કે, હું આપની કઈ ઇચ્છાને પરિપૂર્ણ કરું?[५१,५२] હે બ્રહ્મન્! મારા જેવાને આપ સેવવા યોગ્ય છો. મારા ઉત્તમ ભાગ્યથી આપ અહીં પધાર્યા છો. હે ધાર્મિક! આપના દર્શનથી આજે મારો જન્મ સફળ થયો છે અને મારું જીવિત પણ સાર્થક થયું છે, તેમ જ આજની રાત્રિ પણ રૂડા પ્રભાતવાળી થઈ છે. હે વિપ્ર! તમે પૂર્વે ક્ષત્રિય હોવા છતાં તપશ્ચર્યાના બળ વડે 'રાજર્ષિ' પદ પામ્યા અને પુનઃ પણ તે જ તપશ્ચર્યા વડે 'બ્રહ્મર્ષિ' પદને પ્રાપ્ત થયા છો, તેથી મારે તો બન્ને પ્રકારે અત્યંત પૂજનીય છો. અહા! આપનું પવિત્ર દર્શન થયું તેથી મને અત્યંત આશ્ચર્ય થાય છે.[५३–५५] હે મુનિ! તમારાં દર્શનથી હું નિષ્પાપ થયો છું. હવે મારી એવી પ્રાર્થના છે કે, આપને અહીં પધારવાનું જે પ્રયોજન હોય તે મને કહો.[५६] હે રૂડા આચરણવાળા! આપ મને જો કાંઈ કાર્ય સોંપશો તો હું આપે મારા પર અનુગ્રહ કર્યો માનીશ અને આપનું કાર્ય કરીશ; તેમાં કોઈ પ્રકારે સંદેહ રાખવો નહિ.[५७] હું નિશ્ચય આપનું કાર્ય કરીશ; કારણ કે આપ મારું પરમ દૈવત છો. હે દ્વિજ! તમારા આવવાથી આજે મારો મહાન અભ્યુદય થયો છે અને સમગ્ર ઉત્તમ ધર્મો પ્રાપ્ત થયા છે.[५८]

એ પ્રમાણે સ્વાધીન અંતઃકરણવાળા દશરથ રાજાએ કહેલાં નમ્ર વચનો કે જે પોતાનાં હૃદય તથા કર્ણને સુખ ઉપજાવનારાં હતાં, તે સાંભળી પ્રસિદ્ધ કીર્તિવાળા તથા શમ–દમાદિ ગુણસંપન્ન વિશ્વામિત્ર મુનિ પરમ હર્ષ પામ્યા.[५९]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૮ મો સર્ગ સંપૂર્ણ

## બ્રહ્મર્ષિ, વિશ્વામિત્રનો યજ્ઞ

# સર્ગ ૧૯ મો

### યજ્ઞરક્ષાર્થે રામને મોકલવા વિશ્વામિત્રની માગણી

तच्छ्रुत्वा राजसिंहस्य वाक्यमद्भुतविस्तरम्।
हृष्टरोमा महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

રાજાઓમાં સિંહ સમાન દશરથ રાજાનાં અદ્ભુત અને વિસ્તારવાળાં વચન સાંભળી આનંદથી રોમાંચિત થયેલા મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ બોલ્યા: 'હે રાજશ્રેષ્ઠ! આ પૃથ્વીમાં તારી પેઠે નમ્રતાથી બોલવા માટે તારા સિવાય બીજો કોઈ મનુષ્ય યોગ્ય નથી; કારણ કે તું મોટા ઇક્ષ્વાકુવંશમાં જન્મેલો છે અને મહામુનિ વસિષ્ઠગુરુની આજ્ઞામાં વર્તે છે.[१,२] હે રાજન્! તું મારું કાર્ય કરવાને ઉત્સુક છે, તેથી હું તને આગ્રહપૂર્વક કહું છું કે, પ્રથમ તું મારું ઇચ્છિત કાર્ય કરી આપવાની પ્રતિજ્ઞા લે અને પછી મારા કહેવા પ્રમાણે વર્તી તારી પ્રતિજ્ઞા સત્ય કર.[३] હે પુરુષોમાં શ્રેષ્ઠ દશરથ રાજા! હાલમાં મેં યજ્ઞદીક્ષા લઈને યજ્ઞનો આરંભ કર્યો છે; પરંતુ તે કાર્ય પૂર્ણ થવું અશક્ય જણાય છે; કારણ કે 'મારીચ' અને 'સુબાહુ' નામના બે રાક્ષસો કે જેઓ ઇચ્છિત રૂપને ધારણ કરનારા, પરાક્રમવાળા અને યુદ્ધવિદ્યાને સારી રીતે શીખેલા છે, તેઓ મારા યજ્ઞમાં આવીને વિઘ્ન કરે છે. જ્યારે યજ્ઞની સમાપ્તિ થવા આવે છે, ત્યારે તે બન્ને રાક્ષસો છાનામાના ચોરની પેઠે ક્યાંકથી આવીને, યજ્ઞવેદી પર માંસ તથા રુધિરનો વરસાદ વરસાવે છે. હે રાજન્! આ પ્રમાણે યજ્ઞદીક્ષાનો સંકલ્પ નષ્ટ થવાથી મારો સઘળો શ્રમ વ્યર્થ થઈ જાય છે; માટે હું ઉત્સાહરહિત થઈ તે સ્થળનો ત્યાગ કરી તારી પાસે આવ્યો છું. હે રાજન્! તે રાક્ષસો પર ક્રોધ કરી તેમને શાપ દેવાની મારી ઇચ્છા થતી નથી;[४–७] કારણ કે તે યજ્ઞક્રિયા જ એવા પ્રકારની છે કે, તેમાં દીક્ષિત થઈને કોઈને શાપ દેવાતો નથી.+ માટે

+ શાપ દેવામાં ક્રોધ થાય છે અને ક્રોધ થવાથી કરેલા પુણ્યકર્મનો નાશ થાય છે.

હે રાજશ્રેષ્ઠ! તારો મોટો પુત્ર રામ, કે જે સત્ય પરાક્રમવાળો, શૂરવીર અને કાકપક્ષને ધારણ કરે છે, તેને મારે સ્વાધીન કર; કારણ કે મારાથી રક્ષાયેલો એ તારો પુત્ર પોતાના દિવ્ય તેજ વડે મારીચ તથા સુબાહુ. એ બન્ને રાક્ષસોનો અને યજ્ઞમાં વિઘ્નકર્તા બીજા પણ રાક્ષસોનો વિનાશ કરવાને સમર્થ છે. હું પણ નિઃસંદેહ તેને અનેકવિધ શ્રેય–આશીર્વાદ આપીશ,[૮–૧૦] કે જે ત્રિલોકમાં વિખ્યાત થશે. હે પૃથ્વીપતિ! તે બન્ને રાક્ષસો સંગ્રામમાં રામચંદ્રની આગળ આવી ઊભા રહેવાને પણ શક્તિમાન નથી.[૧૧] રામચંદ્ર સિવાય બીજો કોઈ મનુષ્ય મહોન્મત્ત અને કાળના ફાંસામાં આવી પડેલા તે પાપી રાક્ષસોને હણવાને હામ ભીડી શકે એમ નથી.[૧૨] હે રાજશાર્દૂલ! એ બન્ને રાક્ષસો મહાત્મા રામચંદ્રને જીતવાને કોઈ રીતે સમર્થ નથી. હે પાર્થિવ! તું હાલમાં તારા પુત્ર પર સ્નેહભાવ લાવી, તેને મારે સ્વાધીન કરવામાં આનાકાની કરવાને યોગ્ય નથી. હું પ્રતિજ્ઞા કરીને કહું છું કે, રામચંદ્રની આગળ તો તે દુષ્ટ રાક્ષસોને મૂઆ પડેલા જ સમજવા. હે રાજન્! હું તારા પુત્ર મહાત્મા રામચંદ્રને સત્યપરાક્રમવાળા જાણું છું; માટે જ આમ પ્રતિજ્ઞા સાથે કહું છું.[૧૩,૧૪] હે રાજન્! હું એકલો જ રામચંદ્રને સત્યપરાક્રમવાળો જાણું છું એમ નથી; પરંતુ મહાતેજસ્વી આ વસિષ્ઠ મુનિ તથા બીજા વામદેવાદિ તપસ્વીઓ પણ જાણે છે; માટે હવે મારે કહેવાનું માત્ર એટલું જ છે કે, જો તું ધર્મપ્રાપ્તિની ઇચ્છા રાખતો હોય અને પૃથ્વીમાં પોતાની ઉત્તમ કીર્તિ સ્થિર રાખવા ચાહતો હોય તો મારી સાથે રામચંદ્રને મોકલ. વળી હે કાકુત્સ્થ!* વસિષ્ઠ આદિ તારા મંત્રીઓ પણ જો આ (રામને મોકલવારૂપ) કાર્યમાં તને સંમતિ આપતા હોય, તો રામચંદ્રને મારી સાથે મોકલ. (રામને મોકલવામાં રાજાને વધુ અડચણ નથી; તે જણાવે છે.) હે રાજન્! તારા પુત્ર રામચંદ્રને પોતાની બાલ્યાવસ્થા પૂર્ણ થવાથી તારા ઉપર વધારે આસક્તિ નથી અને તે મને ઘણો પ્રિય છે; માટે તું તારો પુત્ર મને આપવાને યોગ્ય છે.[૧૫–૧૭] વળી તને પુત્રનો વિયોગ લાંબા કાળ સુધી રહેવાનો નથી; કારણ કે હવે મારે યજ્ઞ સંબંધી દશ રાત્રિનું કાર્ય જ અવશેષ છે; માટે હું કમળ સમાન નેત્રવાળા રામચંદ્રને વધુ દિવસ રોકીશ નહિ. 'હે રાઘવ! હવે જેમ કરવાથી મારા યજ્ઞનો વધારે સમય વહી ન જાય તેમ સત્વર કર. આથી કોઈ પણ પ્રકારે મનમાં શોક લાવીશ નહિ. તારું કલ્યાણ થશે.'

ધર્માત્મા, મહાતેજસ્વી તથા બુદ્ધિમાન વિશ્વામિત્ર મુનિ એ પ્રમાણે ધર્મ તથા અર્થવાળાં વચનો કહી વિરમ્યા; પરંતુ વિશ્વામિત્રનાં વચનો સાંભળી દશરથ રાજા મહાન શોકમાં ગરકાવ થઈ ગયા અને મૂર્ચ્છા આવવાથી બેબાકળા થઈ કંપવા લાગ્યા તથા ભયથી× ઊભા થઈને વળી બેસી ગયા અને ખેદ કરવા લાગ્યા.[૧૮–૨૧]

એ પ્રમાણે હૃદયને ચીરી નાખનારું તથા મનને પીડા કરનારું વિશ્વામિત્રનું વચન સાંભળી મહાત્મા દશરથ રાજા અત્યંત દુઃખી થઈ ગયા અને આસન પરથી નીચે પૃથ્વી પર પડી ગયા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૧૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૦ મો

### વિશ્વામિત્ર અને દશરથનો સંવાદ

तच्छ्रुत्वा राजशार्दूलो विश्वामित्रस्य भाषितम्।
मुहूर्तमिव निःसंज्ञः संज्ञावानिदमब्रवीत् ॥ १ ॥

વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી દુઃખી થયેલા દશરથ રાજા બે ઘડી સુધી બેભાન અવસ્થામાં જ રહ્યા. પછી સેવકોએ અનેક ઉપાયો કરવાથી થોડા સમયે તેમની મૂર્ચ્છા વળી અને સ્વસ્થ થયેલા દશરથ રાજા વિશ્વામિત્ર મુનિ પ્રત્યે કહેવા લાગ્યા:[૧] 'હે મહાત્મા! કમળ સમાન નેત્રવાળા મારા પુત્ર રામચંદ્રને હજી સોળ વર્ષ પણ પૂરાં થયાં નથી; તેથી તે રાક્ષસો સાથે યુદ્ધ કરવા સમર્થ હોય એમ

* – કકુત્સ્થ કુળમાં ઉત્પન્ન થયેલા.

× વિશ્વામિત્રની સાથે મોકલવાથી પુત્રવિયોગને લીધે થતા દુઃખનો ભય અને નહિ મોકલવાથી વિશ્વામિત્રના શાપનો ભય

દશરથની રાજસભામાં બ્રહ્મર્ષિ વિશ્વામિત્રનું નીડર વાક્ય



રાજા દશરથે જોઈએ તે આપવાનું કહ્યા પછી નાની વયને લીધે રામ–લક્ષ્મણને મોકલવા નામરજી બતાવી; આથી વિશ્વામિત્રે આવેશમાં ઊભા થઈ જઈ નીડરપણે કહ્યું : 'આમ પ્રતિજ્ઞા તોડવી એ રઘુકુળના વંશજને યોગ્ય નથી.'

रघुकुल रीति सदा चलि आई ।
प्राण जाई अरु–वचन न जाई ॥ [ પૃ ૪૨

મને લાગતું નથી;[૨] માટે મારી અક્ષૌહિણી— સેના કે જે મારે સ્વાધીન છે તે સેના સહિત હું (તમારા યજ્ઞમાં) આવી તે રાક્ષસો સાથે યુદ્ધ કરીશ.[૩] મારી સેનાના શૂરવીર અને પરાક્રમી યોદ્ધાઓ કે જેઓ અસ્ત્રવિદ્યામાં કુશળ છે, તેઓ રાક્ષસો સામે યુદ્ધ કરવા સમર્થ છે; માટે તમારે મારા પુત્ર રામચંદ્રને લઈ જવો યોગ્ય નથી.[૪] સંગ્રામસમયે હું પોતે જ હાથમાં ધનુષ્ય ગ્રહણ કરી તમારા યજ્ઞની રક્ષા કરીશ અને જ્યાં સુધી મારામાં પ્રાણ રહેશે, ત્યાં સુધી હું રાક્ષસો સાથે યુદ્ધ કરીશ.[૫] હે મુનિ! હું તમારે ત્યાં આવીશ, તેથી તમારી યજ્ઞક્રિયા સુરક્ષિતપણે નિર્વિઘ્ને પાર પડશે;[૬] માટે રામચંદ્રને લઈ જવાની કાંઈ જરૂર નથી મારો પુત્ર રામચંદ્ર તો હજી બાળક છે, તેણે હજી ગુરુ પાસેથી પૂરેપૂરો વિદ્યાભ્યાસ પણ કર્યો નથી, અસ્ત્રવિદ્યા જાણતો નથી અને સામે આવેલા શત્રુનું બળાબળ પણ સમજી શકતો નથી. એથી કોઈ પણ રીતે તે યુદ્ધ કરવા કુશળ હોય એમ જણાતું નથી.[૭] મારો સુકુમાર પુત્ર રામચંદ્ર રાક્ષસો સાથે યુદ્ધ કરવા યોગ્ય નથી; કારણ કે રાક્ષસો તો કપટથી યુદ્ધ કરનારા છે. વળી રામચંદ્રથી વિખૂટો પડેલો હું તેના સ્નેહને લીધે એક મુહૂર્ત પણ જીવી શકું એમ નથી; માટે હે મુનિશ્રેષ્ઠ! તમે રામચંદ્રને લઈ જવા યોગ્ય નથી. હે બ્રહ્મન્! હે સુવ્રત! જો તમે રામચંદ્રને તેડી જવા ઇચ્છતા હો તો તેની સાથે ચતુરંગિણી— સેનાને અને મને પણ તેડી જાઓ. હે કૌશિક! જ્યારે મારી સાઠ હજાર— વર્ષની અવસ્થા થઈ, ત્યારે મોટા પરિશ્રમ વડે (અશ્વમેધ-પુત્રેષ્ટિ વગેરે કરવા વડે) આ પુત્ર ઉત્પન્ન થયો છે; માટે તમે આ રામચંદ્રને લઈ જવા યોગ્ય નથી. જોકે મારે ચાર પુત્રો છે, તોપણ રાજ્યાસન પર બેસી પ્રજાપાલન કરવારૂપી ધર્મ જ્યેષ્ઠપુત્રના આધારે રહેલો હોવાથી તે જ્યેષ્ઠપુત્ર રામચંદ્ર પર મારી વિશેષ પ્રીતિ છે. માટે તમે રામચંદ્રને લઈ જવાને યોગ્ય નથી. વળી મને એ પણ કહેશો કે, તમારા યજ્ઞમાં વિઘ્ન કરનાર તે રાક્ષસો કેવા પરાક્રમવાળા છે? કોના પુત્ર છે? તેઓનાં નામ શાં છે?[૮-૧૨] તેઓનાં શરીર કેવાં છે? અને સંકટસમયે તેઓનું રક્ષણ કોણ કરે છે? હે મુનિશ્રેષ્ઠ! તમારી સાથે આવીને રામે, મારા યોદ્ધાઓએ અથવા મારે કપટથી યુદ્ધ કરનારા તે રાક્ષસોનો વધ કેવી રીતે કરવો? વળી હે ભગવાન! પોતાના પરાક્રમના ગર્વવાળા અને દુષ્ટ અંતઃકરણવાળા તે રાક્ષસો સામે યુદ્ધમા મારે શી રીતે ઊભા રહેવું? એ સઘળું મને કહો.

એ પ્રમાણે દશરથ રાજાનું વચન સાંભળી વિશ્વામિત્ર મુનિ કહેવા લાગ્યા :[૧૩-૧૫] 'હે રાજન્! પૌલસ્ત્યવંશમાં ઉત્પન્ન થયેલો 'રાવણ' નામનો રાક્ષસ કે જે સાક્ષાત્ કુબેરનો ભાઈ છે અને વિશ્રવા મુનિનો પુત્ર છે, તે રાવણ બ્રહ્મદેવના વરદાનથી મોટાં બળ તથા પરાક્રમવાળો થઈને ત્રણે લોકોને અત્યંત પીડે છે. હે મહારાજ! એવું સાંભળવામાં આવ્યું છે કે, એ રાવણ રાક્ષસોનો રાજા છે અને તેને ઘણા રાક્ષસો સહાયક છે. જોકે મહાબળવાન તે રાવણ જાતે તો મારા યજ્ઞમાં વિઘ્ન કરવા આવતો નથી; પરંતુ તેમ કરવા માટે 'મારીચ' અને 'સુબાહુ' નામના બે રાક્ષસોને પ્રેરે છે, તેથી તેઓ મારા યજ્ઞમાં આવી વિઘ્ન કરે છે.[૧૬-૧૯]

વિશ્વામિત્રનાં એવાં વચન સાંભળતાં જ (રાવણનું નામ સાંભળીને જ) ભયભીત થયેલા દશરથ રાજા વિશ્વામિત્ર મુનિને પુનઃ કહેવા લાગ્યા : 'તમારા યજ્ઞમાં વિઘ્ન કરનારા તે બન્ને રાક્ષસોને શું રાવણની સાથે સંબંધ છે? અરે, એ દુષ્ટ રાવણ

— અક્ષૌહિણીની સામાન્ય ગણતરી આ પ્રમાણે છે: ૨૧૮૭૦ રથ, ૨૧૮૭૦ હાથી, ૬૫૬૧૦ ઘોડા, ૧૦૯૩૫૦ પાળા, એ સર્વ મળીને કુલ સંખ્યા ૨૧૮૭૦૦ થાય છે. વળી અક્ષૌહિણી સેનાની ગણતરીની બીજી રીત નીચે આપેલા કોષ્ટકથી સમજાશે

| ૧ રથ, હાથી, ૩ ઘોડા અને ૫ પાળા એટલી સંખ્યા મળવાથી એક પત્તિ કહેવાય છે | |
|---|---|
| ૩ પત્તિનો સેનામુખ | ૩ વાહિનીની પૃતના |
| ૩ સેનામુખનો ગુલ્મ | ૩ પૃતનાની ૧ ચમૂ |
| ૩ ગુલ્મનો ગણ | ૩ ચમૂની અનીકિની |
| ૩ ગણની વાહિની | ૧૦ અનીકિની અક્ષૌહિણી |

— હાથી ઘોડા, પાળા અને રથ એ ચાર સેનાનાં અંગ કહેવાય છે.

— 'હજાર વર્ષ'નો અર્થ 'એક વર્ષ' અર્થાત્ 'સાઠ હજાર વર્ષ'નો આશય 'સાઠ વર્ષ' છે.

સામે તો હું પોતે પણ યુદ્ધમાં ઊભો રહેવા સમર્થ નથી, તો પછી મારો પુત્ર ક્યાંથી જ સમર્થ હોય?[20] માટે હે ધર્મને જાણનારા! તમે મારા પુત્ર રામચંદ્ર પર કૃપા કરો: મારા જેવા અલ્પ ભાગ્યવાળા મનુષ્યના તો આપ પરમ દૈવત અને ગુરુ છો.[21] હે મહાત્મા! યુદ્ધમાં એ રાવણના પરાક્રમને સહન કરવાને દેવો, દાનવો, ગંધર્વો, યક્ષો, પક્ષીઓ કે સર્પો પણ સમર્થ થયા નથી; તો પછી મનુષ્યોની તો ગણતરી જ શી?[22] વળી હે મુનિશ્રેષ્ઠ! કદાચ કોઈ બળવાન પુરુષ તે રાવણની સામે યુદ્ધ કરવા જાય છે, તો તે દુષ્ટ રાવણ તેના બળને હરણ કરી લે છે, માટે હું તેની સાથે કે તેની સેનાના યોદ્ધાઓ સાથે યુદ્ધ કરવા સમર્થ નથી; તેમ જ મારી સઘળી સેના અને ચારે પુત્રો સહિત આપ પણ તેની સાથે યુદ્ધ કરવા સમર્થ નથી; ત્યારે દેવ સમાન સ્વરૂપવાળા અને સંગ્રામની વિદ્યા નહિ જાણનારા મારા બાળકપુત્ર રામચંદ્રને તમારી સાથે કેમ મોકલી શકું? માટે હે બ્રહ્મન્! હું રામચંદ્રને તમારે સ્વાધીન નહિ કરું. વળી તમારા યજ્ઞમાં વિઘ્ન કરનારા મારીચ અને સુબાહુ કે જેઓ યુદ્ધમાં કાળ સરખા છે, પરાક્રમી છે, યુદ્ધવિદ્યા સારી રીતે શીખેલા છે અને સુંદ તથા ઉપસુંદના પુત્ર છે, તેઓ સાથે યુદ્ધ કરવા મારા પુત્ર રામચંદ્રને નહિ મોકલું. કદાચ મારા પ્રિયજનો સહિત હું યુદ્ધ કરવા આવીશ, તોપણ બીજા રાક્ષસો સાથે જ હું યુદ્ધ કરી શકીશ; તે મારીચ અને સુબાહુની સાથે તો નહિ જ. જો આપને આ પ્રમાણે કબૂલ ન હોય તો પછી મારા બાંધવો સહિત (હું આપનું કાર્ય ન કરી શકવા માટે) આપની ક્ષમા યાચું છું.[23–27]

દશરથ રાજાનાં વચન સાંભળી કુશિપુત્ર વિશ્વામિત્ર મહર્ષિને અત્યંત ક્રોધ વ્યાપ્યો. જેમ યજ્ઞમાં પ્રથમ સૂકી સમિધો હોમવાથી સારી રીતે પ્રજ્વલિત થયેલા અગ્નિમાં પાછળથી ઘી હોમાતાં તે અગ્નિ અત્યંત પ્રદીપ્ત થાય છે, તેમ વિશ્વામિત્ર મહર્ષિરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો.[28]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૨૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૧ મો

**વિશ્વામિત્રનો કોપ–વસિષ્ઠની ભલામણ**

तच्छ्रुत्वा वचनं तस्य स्नेहपर्याकुलाक्षरम् ।
समन्युः कौशिको वाक्यं प्रत्युवाच महीपतिम् ॥

દશરથ રાજાએ પોતાના પુત્ર પરના અત્યંત સ્નેહને લીધે ગદ્ગદ કંઠે કહેલાં વચનો સાંભળી ક્રોધાયમાન થયેલા વિશ્વામિત્ર મુનિ રાજાને કહેવા લાગ્યા કે, 'હે રાજન્! પ્રથમ તેં મારા કહેવા મુજબ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી છે અને હવે તેનો લોપ કરવા ઇચ્છે છે? અરે, આમ પ્રતિજ્ઞા તોડવી એ રઘુકુળમાં ઉત્પન્ન થયેલાને અયોગ્ય છે. અરે, આથી તો કુળનો વિનાશ થશે.[1,2] હે રાજન્! જો પોતાની પ્રતિજ્ઞાને ત્યજીને તેનું ફળ (કુળવિનાશરૂપ) ભોગવવું તને યોગ્ય લાગતું હોય તો મારે કાંઈ હાનિ નથી; હું તો જેમ આવ્યો છું તેમ ચાલ્યો જઈશ. હે કાકુત્સ્થ! પોતાની પ્રતિજ્ઞાને મિથ્યા કરીને તું તારા મિત્રવર્ગની સાથે ભલે સુખી થા.[3]

એ પ્રમાણે કહીને ક્રોધાયમાન થયેલા વિશ્વામિત્ર મુનિએ બોલવું બંધ કર્યું. તેમનું ક્રોધયુક્ત ભયંકર સ્વરૂપ જોઈ સમગ્ર પૃથ્વી કંપાયમાન થઈ અને દેવો પણ ભયભીત થયા. એ પ્રમાણે સઘળા જગતને ત્રાસયુક્ત થયેલું જાણી, સુંદર વ્રતવાળા મહર્ષિ વસિષ્ઠ મુનિ દશરથ રાજાને સમજાવતાં આ પ્રમાણે કહેવા લાગ્યા.[4,5]

હે રાજન્! ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા તમે સાક્ષાત્ ધર્મના અવતારરૂપ છો, ધૈર્યવાન છો, ઉત્તમ આચરણવાળા છો અને લક્ષ્મીવાળા છો; માટે તમારે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવારૂપ ધર્મનો ત્યાગ કરવો યોગ્ય નથી.[6] 'રઘુકુળમાં ઉત્પન્ન થયેલા દશરથ રાજા મોટા ધર્માત્મા છે' એ પ્રમાણે ત્રણે લોકોમાં વિખ્યાત થયેલું છે, માટે તમારા પ્રતિજ્ઞાપાલનરૂપ ધર્મનું પાલન કરો; પરંતુ પ્રતિજ્ઞાનો નાશ કરી અધર્માત્મા ન થાઓ.[7] હે રાજન્! 'હું અમુક કાર્ય કરીશ' એમ પ્રતિજ્ઞા કર્યા પછી જે મનુષ્ય પોતાના વચન પ્રમાણે કરતો

નથી, તેનાં પ્રથમ કરેલાં ઇષ્ટ (અશ્વમેધ વગેરે યજ્ઞો) તથા પૂર્ત (વાવ, કૂવા બંધાવવા વગેરે) કર્મનાં ફળ નષ્ટ થાય છે; માટે હે દશરથ! રામચંદ્રને આ વિશ્વામિત્ર મુનિ સાથે મોકલો. હે રાજન્! ભલે રામચંદ્ર અસ્રવિદ્યા ભણેલા હો કે ભણેલા ન હો; પરંતુ જેમ અગ્નિથી રક્ષણ કરાતાં અમૃતનો નાશ કરવાને કોઈ પણ સમર્થ નથી, તેમ આ કુશિકપુત્ર વિશ્વામિત્ર મુનિથી સુરક્ષિત થયેલા તમારા પુત્ર રામચંદ્રને તે રાક્ષસો હરાવવાને સમર્થ નથી.[૮-૯] આ વિશ્વામિત્ર મુનિ સાક્ષાત્ શરીરધારી ધર્મ જ છે, પરાક્રમવાળાઓમાં શ્રેષ્ઠ છે, સમગ્ર જગતમાં સર્વ કરતાં અધિક વિદ્યાવાળા છે અને તપના સ્થાનરૂપ છે.[૧૦] સઘળા સચરાચર જગતમાં આ મુનિ જ અનેક પ્રકારની અસ્રવિદ્યા જાણે છે તથા એમના ગુણોને મારા સિવાય કોઈ પણ જાણતું નથી અને જાણશે પણ નહિ.[૧૧] દેવો, ઋષિઓ, અસુરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો કે નાગ લોકો પણ એમને જાણવાને સમર્થ નથી.[૧૨] વળી હે રાજન્! પૂર્વે આ વિશ્વામિત્ર જ્યારે રાજ્ય કરતા હતા, ત્યારે મહાદેવજીએ પ્રસન્ન થઈને 'કૃશાશ્વ' નામના પ્રજાપતિએ ઉત્પન્ન કરેલા પરમ દુર્લભ એવા સર્વ અસ્રરૂપ પુત્રો+ એમને આપ્યા છે.[૧૩] કૃશાશ્વના પુત્રરૂપ તે અસ્રો અનેક પ્રકારના આવિષ્કારવાળાં, મોટા સામર્થ્યવાળાં, દેદીપ્યમાન અને સર્વ પ્રકારે જય આપનારાં છે. પૂર્વે સુંદર મધ્યભાગવાળી કૃશાશ્વની 'જયા' અને 'સુપ્રભા' નામની સ્રીઓ કે જેઓ દક્ષ પ્રજાપતિની કન્યાઓ છે, તે બંનેએ વરદાનના પ્રભાવથી પરમ દેદીપ્યમાન એવા સો અસ્રો તથા શસ્રો ઉત્પન્ન કર્યાં છે; અને તેથી જ તે દક્ષકન્યાના પુત્ર કહેવાય છે.− (તે બંનેમા) જયાએ વરદાનના પ્રભાવથી અપરિમિત ગુણવાળા, અસુરની સેનાનો વધ કરવામાં સમર્થ અને કોઈના પણ જોવામાં ન આવે એવા (અસ્રરૂપ) પચાસ પુત્રો ઉત્પન્ન કર્યા છે.[૧૪-૧૬] અને સુપ્રભાએ અમોઘ તથા બળવાન અને શત્રુઓથી સહન ન કરી શકાય એવા 'સંહાર' નામના અસ્રરૂપ પચાસ પુત્રો પ્રકટ કર્યા છે.[૧૭] તે કૃશાશ્વના પુત્રરૂપ સર્વ અસ્ર-શસ્રોને આ વિશ્વામિત્ર મુનિ સંપૂર્ણ રીતે જાણે છે અને વળી બીજાં પણ એવાં અનેક અપૂર્વ અસ્ર-શસ્રોનો આવિષ્કાર કરવાને તે સમર્થ છે.[૧૮] હે રાઘવ! ધર્મ જાણનારા અને મુનિઓમાં શ્રેષ્ઠ આ વિશ્વામિત્રથી ભૂત અથવા ભવિષ્ય કાંઈ પણ અજાણ્યુ નથી.[૧૯] હે રાજન્! આ વિશ્વામિત્ર મુનિ અત્યંત પરાક્રમવાળા, મહાતેજસ્વી અને મોટી કીર્તિવાળા છે; માટે તેમની સાથે રામચંદ્રને મોકલવામાં તમારે કોઈ પ્રકારે સંદેહ કરવો યોગ્ય નથી.[૨૦] હે દશરથ! જો કે એ વિશ્વામિત્ર પોતે જ રાક્ષસોનો નાશ કરવા સમર્થ છે; પરંતુ આ તો માત્ર તમારા પુત્રના હિત માટે જ અહીં આવી આમ માગણી કરે છે.[૨૧]

એ પ્રમાણે વસિષ્ઠ ગુરુનાં વચન સાંભળી પ્રસન્નચિત્ત થયેલા, રાજાઓમાં અગ્રગણ્ય, વિસ્તાર પામેલી કીર્તિવાળા અને રઘુકુળમાં શ્રેષ્ઠ દશરથ રાજા હર્ષ પામ્યા; અર્થાત્ રામચંદ્રને મોકલવામાં જે જે શંકાઓ થતી હતી તે સર્વ નિવૃત્ત થવાથી આનંદ પામી વિશ્વામિત્રની સાથે રામચંદ્રને મોકલવાનો તેમણે પોતાની બુદ્ધિથી નિશ્ચય કર્યો.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૨ મો

### વિશ્વામિત્ર સાથે રામલક્ષ્મણનુ પ્રયાણ, 'બલા' તથા 'અતિબલા' વિદ્યાની પ્રાપ્તિ

तथा वसिष्ठे ब्रुवति राजा दशरथः स्वयम् ।
प्रहृष्टवदनो राममाजुहाव सलक्ष्मणम् ॥ १ ॥

એ પ્રમાણે વસિષ્ઠ મુનિના કહેવાથી દશરથ રાજાએ પ્રસન્નવદન થઈને લક્ષ્મણ સહિત રામચંદ્રને બોલાવી લાવવા માટે મંત્રીઓને આજ્ઞા કરી.[૧] મંત્રીઓએ રામચંદ્રને સર્વ સમાચાર નિવેદન કર્યા. તે સાંભળી રામચંદ્ર સર્વથી પિતાની આજ્ઞા

+ કૃશાશ્વ પ્રજાપતિએ વરદાનના પ્રભાવથી અસ્રોનો આવિષ્કાર કરેલો હોવાથી, તે અસ્રોને તેમના પુત્રરૂપ કહ્યાં છે

− એવો નિયમ જ છે કે, જે જેને પ્રથમ ઉત્પન્ન કરે છે, તે તેનો જનક (માતા-પિતા) કહેવાય છે.

પ્રમાણે વર્તવા તૈયાર થયા; અને પોતાના પિતા દશરથની પાસે આવી નમન કરી ઊભા રહ્યા. એ સમયે માતા તથા પિતાએ તેમને વસ્ત્ર તથા અલંકારો પહેરાવ્યાં અને શુભ મંગળસૂચક ચિહ્નો વડે સુશોભિત કર્યા. પુરોહિત વસિષ્ઠ મુનિએ માંગલિક વેદમંત્રો વડે આશીર્વાદ આપ્યા.[૨] પછી દશરથ રાજાએ પોતાના પુત્ર રામચંદ્રને પ્રેમથી ભેટી અને મસ્તક સૂંઘીને અત્યંત પ્રસન્ન ચિત્તથી તેમને વિશ્વામિત્ર મુનિને અર્પણ કર્યા.[૩]

એ પ્રમાણે કમળ સમાન નેત્રવાળા રામચંદ્ર વિશ્વામિત્ર મુનિને સ્વાધીન થયા, ત્યારે સુખકારક અને રજ સહિત વાયુ વાવા લાગ્યો. પ્રયાણસમયે દેવોએ દુંદુભિના માંગલિક નાદો સાથે તેમના પર પુષ્પવૃષ્ટિ કરી તથા અયોધ્યામાં પણ શંખ અને દુંદુભિ વગેરે વાજિંત્રોના નાદો થવા લાગ્યા.[૪,૫] માર્ગમાં વિશ્વામિત્ર મુનિ આગળ થયા, ત્યારે તેમની પાછળ મહાયશસ્વી અને કાકપક્ષ ધારણ કરનારા ધનુર્ધારી રામચંદ્ર ચાલવા લાગ્યા અને તેમની પાછળ લક્ષ્મણે ચાલવા માંડયું. મહાત્મા વિશ્વામિત્રની પાછળ ચાલતા અને પોતાની કાંતિ વડે દશે દિશાઓને પ્રકાશિત કરતા એ બંને ભાઈ રામ-લક્ષ્મણે પોતાના બંને ખભા પર ભાથાં બાંધ્યાં હતાં અને હાથમાં ધનુષ ધારણ કર્યાં હતાં. એ પ્રમાણે બંને ખભા પર આવેલાં ભાથાંની બે પુંખોથી અને વચમાં ત્રીજું પોતાનું મસ્તક આવવાથી તે બંને ભાઈઓ ત્રણ ત્રણ ફણાવાળા નાગ હોય એવા જણાતા હતા.[૬,૭] અત્યંત રૂપ અને પરાક્રમવાળા, વિશ્વામિત્રની પાછળ ચાલનારા, કાંતિ વડે દેદીપ્યમાન અને પોતાના તેજ વડે મુનિને શોભાવનારા તે બંને ભાઈઓ જેમ બંને અશ્વિનીકુમારો બ્રહ્મદેવની પાછળ ચાલે, તેમ વિશ્વામિત્રની પાછળ ચાલવા લાગ્યા. કાંતિવાળા રામ-લક્ષ્મણ બંને ભાઈઓએ હાથમાં ધનુષ તથા તલવાર ધારણ કર્યાં હતાં અને હાથની આંગળીઓની રક્ષા માટે ઘોના ચામડાનાં મોજાં પહેર્યાં હતાં.[૮,૯] અનિંદિત અને સુંદર દેહવાળા રામ-લક્ષ્મણ બંને ભાઈઓ વિશ્વામિત્રની પાછળ ચાલવાથી, જેમ સ્કંદ અને વિશાખ એ બંને અચિંત્ય સ્વરૂપવાળા મહાદેવને શોભાવે, તેમ મુનિને શોભાવતા હતા. એ પ્રમાણે ચાલતા ચાલતાં તેઓ અયોધ્યાથી છ કોશ દૂર નીકળી ગયા અને સરયૂ નદીનાં કિનારા પર આવી પહોંચ્યા.[૧૦,૧૧] તે સમયે રામ-લક્ષ્મણનાં શ્રમ, ક્ષુધા વગેરે કષ્ટોને નિવૃત્ત કરવા માટે વિશ્વામિત્ર મુનિએ તેમને મધુર વાણીથી કહ્યું: 'હે વત્સ રામ! હવે તમે વિલંબ નહિ કરતાં આચમન કરો.[૧૨] અને હું જે આપું છું તે 'બલા' તથા 'અતિબલા' નામની મંત્રવિદ્યાને ગ્રહણ કરો, કે જે વિદ્યાના પ્રભાવથી તમને શ્રમ લાગશે નહિ, જ્વરપીડા થશે નહિ, કાંતિમાં ફેરફાર પડશે નહિ. અને તમે કદાપિ સૂતા હશો કે અજાણમાં હશો, તેવા સમયે પણ રાક્ષસો તમારો પરાજય કરી શકશે નહિ. હે રામ! જો કે હાલમાં આ પૃથ્વી પર બાહુબળમાં તમારા સમાન કોઈ પણ નથી, છતાં હે રાઘવ! એ બલા-અતિબલા વિદ્યા શીખવાથી તો ત્રણે લોકમાં પણ કોઈ તમારા સમાન પરાક્રમી થશે નહિ.[૧૩-૧૫] હે અનઘ! એ વિદ્યા પ્રાપ્ત થવાથી સૌભાગ્યમાં, હોશિયારીમાં, જ્ઞાનમાં, બુદ્ધિમાં અને વાદવિવાદ સમયે ઉત્તર આપવામાં આ લોકમાં તમારી સમાન કોઈ થશે નહિ.[૧૬] સર્વ પ્રકારના જ્ઞાનની માતારૂપ આ બલા અને અતિબલા વિદ્યા પ્રાપ્ત થવાથી સામર્થ્યમાં તમારી સમાન કોઈ થઈ શકશે જ નહિ.[૧૭] હે નરોમાં ઉત્તમ રામ! આ બંને વિદ્યાનો અભ્યાસ કરવાથી તમને ક્ષુધા અને તૃષા તો પીડશે જ નહિ;[૧૮] અને પૃથ્વીમાં તમારી કીર્તિ વિસ્તાર પામશે. (માટે હે રઘુનંદન! સર્વ લોકની રક્ષા થવા માટે આ બંને વિદ્યા ગ્રહણ કરો.) હે કાકુત્સ્થ! બ્રહ્મદેવે ઉત્પન્ન કરેલી અને ઉત્તમ પ્રભાવવાળી એ બંને વિદ્યાઓ તમને આપવાનો મારો નિશ્ચય થયો છે, કારણ કે હે રાજન્! તમે સર્વ ગુણોના ભંડાર છો.[૧૯,૨૦] મેં તપ વડે પ્રાપ્ત કરેલી એ બંને વિદ્યાઓ તમને અધિક ફળ દેનારી થશે.'

એ પ્રમાણે વિશ્વામિત્રનાં વચન સાંભળી આનંદ-

---

૯ બાણ છોડ્યા પછી ધનુષની પણછનો આંગળીઓ પર પ્રહાર ન થાય, માટે ક્ષત્રિયો તેવા મોજાં પહેરતા હતા.

યુક્ત થયેલા રામચંદ્રે આચમન કરી પવિત્ર થઈ ને, શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિ વિશ્વામિત્રની પાસેથી 'બલા' અને 'અતિબલા' નામની બન્ને વિદ્યાઓ ગ્રહણ કરી. તે મહાવિદ્યાઓ પ્રાપ્ત થવાથી ઉગ્ર પરાક્રમવાળા રામચંદ્ર શરદઋતુમાં હજારો કિરણો-થી પ્રકાશી રહેલા સૂર્યની પેઠે શોભવા લાગ્યા. પછી સંધ્યાકાળ થઈ ગયો હોવાથી રામચંદ્રે વિશ્વા-મિત્રનાં સર્વ ગુરુકાર્ય (ગુરુ પ્રત્યે કરવા યોગ્ય કાર્ય—ચરણના ગ્રહણપૂર્વક પ્રણામ વગેરે) કર્યાં અને પછી વિશ્વામિત્ર, રામચંદ્ર તથા લક્ષ્મણ ત્રણે જણ તે રાત્રે સરયૂ નદીના કિનારે સુખપૂર્વક રહ્યા.[૨૧–૨૩] તે સમયે રાજાના પુત્રોને અયોગ્ય એવી ઘાસની પથારી બનાવીને તે પર સૂતેલા દશરથ રાજાના બન્ને પુત્ર રામ–લક્ષ્મણની તે રાત્રિ વિશ્વામિત્ર મુનિએ મધુર વચનો વડે લાડ લડાવવાથી સુખરૂપ વ્યતીત થઈ.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૩ મો

### રુદ્રાશ્રમમાં રાત્રિવાસ

**प्रभातायां तु शर्वर्यां विश्वामित्रो महामुनिः ।**
**अभ्यभाषत काकुत्स्थौ शयानौ पर्णसंस्तरे ॥**

રાત્રિ વીતી ગઈ અને પ્રાતઃકાળ થયો; એટલે સરયૂ નદીના કિનારા પર ઘાસ–પાંદડાંથી બનાવેલી પથારી પર સૂઈ રહેલા રામ–લક્ષ્મણને ઉદ્દેશી મહા-મુનિ વિશ્વામિત્રે કહ્યું કે,[૧] 'હે રામ! તમારા જેવા ઉત્તમ સંતાનથી કૌશલ્યાને ધન્ય છે!* હે નરોમાં સિંહ સમાન રામ! પ્રાતઃસંધ્યાનો સમય થયો છે, માટે ઊઠો અને ઈશ્વરસ્મરણ તથા સંધ્યા–અગ્નિ-હોત્રાદિ નિત્યકર્મ કરો.'[૨] વિશ્વામિત્ર મુનિનું ગંભીર અર્થવાળું વચન સાંભળી નરોમાં ઉત્તમ રામચંદ્ર અને લક્ષ્મણ જાગ્રત થયા, પછી પથારી પરથી ઊઠીને શૌચસ્થાન વગેરે કર્યાં અને આચમન તથા સૂર્યનારાયણને અર્ઘ્યપ્રદાન વગેરે કરીને પરમશ્રેષ્ઠ ગાયત્રીમંત્રનો+ જપ કરવા લાગ્યા.[૩] નિત્યકર્મ સંપૂર્ણ થયા પછી મહાન પરાક્રમી તથા અત્યંત આનંદયુક્ત રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓએ તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર મુનિની પાસે આવી તેમને નમસ્કાર કર્યા અને આગળ પ્રયાણ કરવાની ઉત્કંઠા દર્શાવી. પછી વિશ્વામિત્ર મુનિની આજ્ઞાથી બન્ને ભાઈઓએ તેમની સાથે સરયૂના તટ પર આગળ ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં જે સ્થળે સરયૂ નદીનો ભાગીરથી ગંગાની સાથે પવિત્ર સંગમ થાય છે, તે સ્થળે તેઓ આવી પહોંચ્યા. ત્યાં તેમણે દિવ્ય ભાગીરથી ગંગાનું દર્શન કર્યું.[૪,૫] તે ગંગા–સરયૂના સંગમની સમીપમાં એક રમણીય આશ્રમ જોવામાં આવ્યો કે,[૬] જેમાં ઘણાંક વર્ષોથી ઉત્તમ તપ કર-નારા શુદ્ધ અંતઃકરણવાળા ઋષિઓ રહેતા હતા. તે રમણીય આશ્રમ જોતાં જ રામ–લક્ષ્મણ અત્યંત પ્રસન્ન થયા અને મહાત્મા વિશ્વામિત્રને પૂછવા લાગ્યા કે,[૭] 'હે ભગવાન! આ રમણીય આશ્રમ કોનો છે? એમાં કયા મહાત્મા ઋષિ વસે છે? એ જાણવાની અમારી ઇચ્છા છે; માટે આપ તે કહો. આવો પવિત્ર આશ્રમ જોઈ અમને આશ્ચર્ય ઊપજ્યું છે.'[૮] રામ–લક્ષ્મણનું એવું વચન સાંભળી પ્રસન્નતાથી હાસ્ય કરતા વિશ્વામિત્ર મુનિએ કહેવા માંડ્યું: 'હે રામ! પૂર્વકાળમાં આશ્રમ કોનો હતો એ હું

---

* ઘાસ-પાનની પથારી પર સૂતેલા રામચંદ્રને જોતાં જ તેમના ઉત્તમ ગુણોનું સ્મરણ થવાથી વિશ્વામિત્રે વિચાર્યું કે, 'આવા ઉત્તમ ગુણો પુત્રોને માતાથી જ પ્રાપ્ત થાય છે; કારણ કે બચપણમાં તેને ઉછેરતી વખતે માતા જ ઉત્તમ વા હલકા ગુણો સંસ્કારો દ્વારા કુમળા બાળકમાં સ્થાપન કરે છે; અને તે માટે જ 'मातृदेवो भव। હું પોતાની માતાને દેવ માનનારો થા' એ ઉપનિષદ્વાક્યમાં માતાને પ્રથમ સ્થાન આપ્યું છે. મનુ પણ 'पितुः शतगुणं माता गौरवेणातिरिच्यते। પિતા કરતાં માતાનું ગૌરવ સોગણું વધારે છે.' એ વચનથી માતાની પદવી પિતા કરતાં ઉચ્ચ દર્શાવે છે; માટે રામચંદ્રમાં પણ આવા ઉત્તમ ગુણોનું સ્થાપન કરનારી તેમની માતા છે.' એવા વિચારથી અહીં રામચંદ્રને [illegible] વિશ્વામિત્રે તેમની માતાને ધન્યવાદ આપ્યો છે.

+ ગાયત્રીમંત્ર જ સર્વથી [illegible] 'न गायत्र्याः परो मंत्रो न मातुः परदैवतम्।' [illegible] અન્ય મંત્ર નથી અને માતાથી [illegible] 'न साविच्याः परं जाप्यम्।' [illegible] કોઈ [illegible]

કહું છું તે તમે સાંભળો.[૯] દેવોમાં શ્રેષ્ઠ શંકર પોતાનો વિવાહ થયા પછી આ આશ્રમમાં આવી નિયમપૂર્વક શાંત ચિત્તે તપ કરતા હતા. એક સમયે પાર્વતી સેવા કરવા માટે તેમની પાસે જતાં હતાં, તે જોઈ દુર્બુદ્ધિ કંદર્પ કે જેને વિદ્વાનો 'કામદેવ' કહે છે અને જે પૂર્વે મૂર્તિમાન હતો તેણે સર્વ દેવોની સંમતિથી શંકરના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કર્યો. મહાત્મા રુદ્રે (શંકરે) પણ સમાધિમાં એકાએક પોતાના ચિત્તમાં વિકાર થયેલો જાણી 'આ કાર્ય કામદેવનું જ છે,' એવો નિશ્ચય કરી ક્રોધથી હુંકાર કર્યો.[૧૦,૧૧] હે રઘુનંદન! હુંકાર કર્યો કે તુરત જ રુદ્રના તૃતીય નેત્રની જ્વાળાઓ વડે તે દુર્મતિ કામદેવના શરીરનાં સઘળાં અંગો વીખરાઈ ગયાં અને તે ભસ્મીભૂત થયો.[૧૨] એ પ્રમાણે દેવોના સ્વામી શંકરે ક્રોધાગ્નિથી કામદેવને ભસ્મ કરીને શરીર(મૂર્તિ)રહિત કર્યો,[૧૩] તેથી હે રાઘવ! તે 'અનંગ'+ એવા નામથી વિખ્યાત થયો. કામદેવે પોતાના અંગનો અહીં ત્યાગ કર્યો, માટે આ દેશનું નામ 'અંગદેશ' પડ્યું છે.[૧૪] આ આશ્રમ રુદ્રનો અથવા કામદેવનો છે; અને હે વત્સ! ધર્મમાં તત્પર રહેનારા આ સર્વ મુનિઓ પણ સંતાન પરંપરાથી તે રુદ્રના શિષ્યો છે, તેથી તેઓ નિષ્પાપ છે.[૧૫] હે સુંદર સ્વરૂપવાળા રામ! આપણે પણ આજની રાત્રિ ગંગા–સરયૂના પવિત્ર સંગમની સમીપમાં આવેલા આ આશ્રમમાં જ રહીશું અને કાલે ગંગાનદીની પાર ઊતરીશું.[૧૬] હવે આપણે સ્નાનાદિ કરી પવિત્ર થઈ આ રમણીય આશ્રમમાં જઈએ. આ આશ્રમમાં રહેવું આપણને ઘણું જ યોગ્ય છે, માટે આપણે ત્યાં જઈ સાયંકાળનાં કૃત્યો કરી સુખપૂર્વક રાત્રિ નિર્ગમન કરીએ.' એ પ્રમાણે વાર્તાલાપ કરતાં ત્રણે જણા આશ્રમ તરફ જવા લાગ્યા, ત્યારે આશ્રમવાસી ઋષિઓએ જોકે તેઓને આવતા જોયા ન હતા, તોપણ તેઓ પોતાના તપના પ્રભાવથી તેમને આવતા જાણી પરમ પ્રસન્ન થઈ હર્ષભેર સામા આવ્યા; અને પોતાના આશ્રમમાં તેડી લાવી તે ત્રણે જણને યોગ્ય આસનો પર બેસાડ્યા.

+ અનંગ–જેને અંગ ન હોય તે, 'શરીરરહિત.

ઋષિઓએ પ્રથમ વિશ્વામિત્ર મુનિને અર્ઘ્યપાદ્ય અર્પણ કરી આતિથ્ય કર્યું અને પછી રામ–લક્ષ્મણનો યોગ્ય સત્કાર કર્યો. ત્યાર પછી કેટલીક વાર સુધી પરસ્પર મનોહર વાર્તાલાપ કરી સર્વ આનંદ પામ્યા.[૧૭–૨૦] એમ કરતાં સંધ્યાસમય થયો એટલે તે સર્વ ઋષિઓએ, વિશ્વામિત્રે અને રામ–લક્ષ્મણે નદીતીરે જઈને સ્વસ્થચિત્તે સાયંસંધ્યા કરી અને ગાયત્રીમંત્રનો જપ કર્યો. પછી પવિત્ર આચરણવાળા તે આશ્રમવાસી ઋષિઓ વિશ્વામિત્ર સહિત રામ-લક્ષ્મણને પુનઃ આશ્રમમાં તેડી લાવ્યા.[૨૧] રામ-લક્ષ્મણ સહિત ધર્માત્મા વિશ્વામિત્ર મુનિ તે રુદ્રાશ્રમમાં સુખથી રહ્યા અને નિદ્રા આવતાં સુધી મનને આનંદદાયક અનેક વાર્તાલાપ કરી તેમણે રામ–લક્ષ્મણને આનંદિત કર્યા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૪ મો

**સરયૂ નદીનું અને તાટકાના ત્રાસનું વર્ણન**

ततः प्रभाते विमले कृताह्निकमरिंदमौ ।
विश्वामित्रं पुरस्कृत्य नद्यास्तीरमुपागतौ ॥ १ ॥

રાત્રિ વ્યતીત થઈ અને નિર્મળ પ્રભાત થયું, ત્યારે નિત્યકર્મ આટોપી લઈ વિશ્વામિત્ર મુનિ તથા રામ–લક્ષ્મણ આગળ ચાલવા માટે ગંગાના તટ પર આવ્યા.[૧] રુદ્રાશ્રમમાં નિવાસ કરનારા સર્વ ઋષિઓ તેઓને વળાવવા માટે આવ્યા અને તેમને ગંગાનદી ઊતરવા માટે એક ઉત્તમ નાવ લાવી આપ્યું. પછી વિશ્વામિત્ર પ્રત્યે કહ્યું કે, 'હે મહર્ષિ! આપ આ બન્ને રાજપુત્રોની સાથે આ નાવમાં બેસો અને માર્ગમાં વધુ વિલંબ ન કરતાં નિર્વિઘ્ને આગળ જાઓ.[૨,૩] મુનિઓનાં એ વચનોને વિશ્વામિત્રે માન્ય કર્યાં. પછી પરસ્પર નમસ્કાર કરી રામ–લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિએ નાવમાં બેસી નાવ હંકારાવ્યું; એટલે તે નાવ સમુદ્રમાં મળનારી ગંગાનદીના અગાધ જળ પર સપાટાબંધ ચાલવા લાગ્યું.[૪] જ્યારે નાવ ગંગાની મધ્યભાગે આવ્યું, ત્યારે જળપ્રવાહોના પરસ્પર અથડાવાથી ઉત્પન્ન થતો પ્રચંડ નાદ સંભળાવા

લાગ્યો, તેથી 'આ નાદ શાથી થાય છે?' એ જાણવાની ઇચ્છાથી લક્ષ્મણ સહિત રામચંદ્ર વિશ્વામિત્ર મુનિને પૂછવા લાગ્યા કે,[૫,૬] 'હે મહારાજ! એકબીજાને પરસ્પર અથડાવાથી જળપ્રવાહનો આ પ્રચંડ નાદ શાનો થાય છે?' રામચંદ્રનો એવો આશ્ચર્યયુક્ત પ્રશ્ન સાંભળી ધર્માત્મા વિશ્વામિત્ર મુનિ કહેવા લાગ્યા કે, 'હે રામ! કૈલાસ પર્વતમાં બ્રહ્મદેવે મન વડે એક રમણીય સરોવર નિર્મેલું છે, તેથી તે 'માનસસરોવર' કહેવાય છે. તે માનસસરોવરમાંથી જે પ્રવાહ નીકળે છે, તે અયોધ્યાનગરીની ચારે બાજુ વહે છે. એ બ્રહ્મનિર્મિત સરોવરમાંથી જે નદી નીકળી છે તે જ 'સરયૂ'* કહેવાય છે. તે સરયૂ નદી અહીં આગળ ગંગાને મળે છે, તેનો આ નાદ સંભળાય છે.[૭–૧૦] હે રામ! તમે નમ્ર થઈ આ ગંગા તથા સરયૂને પ્રણામ કરો.' વિશ્વામિત્રનાં આ વચન સાંભળી અત્યંત ધાર્મિક બુદ્ધિવાળા રામ–લક્ષ્મણે ગંગા તથા સરયૂને પ્રણામ કર્યાં.[૧૧] પછી તેઓ ગંગાનદી ઓળંગી તેના દક્ષિણ કિનારા સમીપ આવી પહોંચ્યા; એટલે તેઓએ નાવમાંથી ઊતરી ધીમે ધીમે આગળ ચાલવા માંડ્યું.

આગળ ચાલતાં એક ભયંકર વન આવ્યું કે જે લોકોની આવ–જાવ નહિ હોવાથી પગરવટ વિનાનું હતું. તે વન જોઈને રામચંદ્ર મહામુનિ વિશ્વામિત્રને આશ્ચર્ય સાથે પૂછવા લાગ્યા કે, 'હે મહાત્મન્! આ ભયંકર વન તમરાંઓ, ક્રૂર સ્વભાવવાળાં હિંસક પ્રાણીઓ, કઠોર શબ્દવાળાં ગીધ પક્ષીઓ અને બીજાં પણ અનેક પ્રકારનાં નિષ્ઠુર શબ્દ કરનારાં પક્ષીઓ વડે ભરપૂર હોવાથી પ્રવેશ કરી શકાય તેવું નથી;[૧૨–૧૪] તેમ જ આ વન સિંહ, વ્યાઘ્રો, વરાહો તથા હાથીઓથી સુશોભિત છતા અને ધાવડા, સાગ, કુંભીવેલ, બીલી, ટેંબુરણી, રોહેડા તથા બોરડી વગેરે વૃક્ષોથી પરિપૂર્ણ છતાં (રમણીય લાગવાને બદલે) ભયંકર કેમ જણાય છે?'

રામચંદ્રનું વચન સાંભળી મહામુનિ વિશ્વામિત્રે કહ્યું કે,[૧૫,૧૬] 'હે કકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા રામચંદ્ર! હે વત્સ! જેને લીધે આ વન ભયંકર લાગે છે, તે સઘળું વૃત્તાંત હું તમને કહું છું, સાંભળો. હે પુરુષોમાં ઉત્તમ રામ! દેવોએ નિર્માણ કરેલા આ બન્ને પાસે જણાતા 'મલદ' અને 'કારૂષ' નામના દેશો છે કે જે દેશો પૂર્વે ધન–ધાન્યની સમૃદ્ધિવાળા હતા. હે રામ! પૂર્વે જ્યારે ઇંદ્રે વૃત્રાસુરને માર્યો, ત્યારે બ્રહ્મહત્યાએ તેના શરીરમાં પ્રવેશ કર્યો, તેથી ઇંદ્ર મલ (પાપ) અને કારૂષ(ક્ષુધા)થી પીડાવા લાગ્યો. બ્રહ્મહત્યાથી થયેલા મલ અને કારૂષથી વ્યાપ્ત થયેલા ઇંદ્રના ઉપર દયા કરી તપરૂપી ધનવાળા ઋષિઓ અને દેવોએ પવિત્ર ગંગાજળથી ભરેલા કળશો વડે તેને સ્નાન કરાવ્યું, એટલે ઇંદ્ર મલ (પાપ) અને કારૂષ(ક્ષુધા)થી મુક્ત થયો. એ પ્રમાણે શુદ્ધ થયેલા ઇંદ્રના શરીરના મલ–કારૂષનો અહીં ત્યાગ થવાથી દેવો હર્ષ પામ્યા. તે સમયે ઇંદ્રે પણ પ્રસન્ન થઈને આ બન્ને દેશોને વરદાન આપતાં કહ્યું કે, 'બ્રહ્મહત્યાથી ઉત્પન્ન થયેલા મારા મલને અને કારૂષને ધારણ કરવાથી આ બન્ને દેશો 'મલદ અને કારૂષ' એવા નામથી વિખ્યાત થશે અને ધન–ધાન્યાદિ સમૃદ્ધિવાળા થશે.' આ પ્રમાણે વરદાન થવાથી સર્વ દેવોએ બુદ્ધિમાન ઇંદ્રને ધન્યવાદ આપ્યો. હે શત્રુઓનું દમન કરનારા રામ! ઇંદ્રના વરદાનથી આ બન્ને દેશો ઘણા કાળ પર્યંત ધન–ધાન્યાદિની સમૃદ્ધિથી ભરપૂર રહ્યા હતા; ત્યાર પછી ઘણો લાંબો કાળ વીતી જતાં આ દેશોની દુર્દશા કરનારી 'તાટકા' નામની એક યક્ષિણી ઉત્પન્ન થઈ કે જે 'સુંદ' નામના બુદ્ધિમાન રાક્ષસની સ્ત્રી છે. હે રામ! તે યક્ષિણી માયાવી હોવાથી પોતાની ઇચ્છાનુસાર સ્વરૂપ ધારણ કરી શકે છે અને પોતાના અંગમાં એક હજાર હાથીઓ જેટલું બળ ધરાવે છે. હે વીર રામ! (આ સાંભળી તમે ભય પામશો નહિ.) તમારું શ્રેય–વિજય થશે.[૧૭–૨૬] તે તાટકાનો 'મારીચ' નામનો ઇંદ્રના જેવા પરાક્રમવાળો એક પુત્ર છે, તેની ભુજાઓ ગોળાકાર છે અને તેના મુખ, મસ્તક તથા શરીર મોટાં છે.[૨૭] ભયંકર સ્વરૂપવાળો તે મારીચ રાક્ષસ

*– સરયૂની વ્યુત્પત્તિ એવી છે કે, 'सरसः' સરોવરમાથી यौति प्रवर्तते, તે સરયૂ કહેવાય છે.

દરરોજ આ દેશોની પ્રજાને ત્રાસ આપે છે તથા હે રાઘવ! દુષ્ટ આચરણવાળી એની માતા તાટકા તો આ મલદ અને કારૂસ બન્ને દેશોનો દરરોજ નાશ કરે છે.× એ દુષ્ટા આ વનમાં જ રહે છે. અહીંથી આગળ ચાલતાં અર્ધા યોજન પર તેણે માર્ગ રોકી નિવાસ કર્યો છે.[૨૮,૨૯] આપણે પણ તાટકા જે સ્થળે રહે છે, તે માર્ગે જ જવું છે; માટે હે રામ! તમે મારી આજ્ઞાથી સાવધ થાઓ અને પોતાના બાહુબળથી એ દુષ્ટ આચરણવાળી તાટકાનો વધ કરી આ દેશોને નિષ્કંટક કરો. અસહ્ય બળવાળી એ તાટકાએ આ દેશો ઉજ્જડ કરેલા હોવાથી મનુષ્ય વગેરે કોઈ પણ અહીં આવી શકતું નથી. હે રામ! 'આ વન ભયંકર શાથી લાગે છે?' એ સઘળું વૃત્તાંત મેં તમને કહ્યું. આ વન કે જેને 'તાટકા' નામની યક્ષિણીએ ઉજ્જડ કર્યું છે, તે હજુ સુધી પુનઃ પોતાની પૂર્વસ્થિતિને પ્રાપ્ત થયું નથી; અર્થાત્ હજી સુધી પણ તે તાટકા અહીં જ હોવાથી આ વન ઉજ્જડ રહ્યું છે.[૩૦-૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૫ મો

## તાટકાનું વૃત્તાંત

अथ तस्याप्रमेयस्य मुनेर्वचनमुत्तमम् ।
श्रुत्वा पुरुषशार्दूलः प्रत्युवाच शुभां गिरम् ॥ १॥

મહાન પ્રભાવવાળા વિશ્વામિત્ર મુનિનું ઉત્તમ વચન સાંભળી પુરુષોમાં સિંહ સમાન રામચંદ્રે નમ્ર વાણીથી કહ્યું કે,[૧] 'હે મુનિશ્રેષ્ઠ! તે યક્ષજાતિ તાટકા અલ્પ બળવાળી છે, એમ સાંભળવામાં આવ્યું છે; અને (તમારા કહેવા પ્રમાણે તો) તે અબળા છતાં એક હજાર હાથીનું બળ ધરાવે છે તે કેવી રીતે?'[૨] અત્યંત તેજસ્વી રામચંદ્રનું વચન સાંભળી વિશ્વામિત્ર મુનિએ મધુરી વાણી વડે શત્રુનું દમન કરનારા તે રામ-લક્ષ્મણ બંનેને હર્ષ ઉપજાવતાં કહ્યું કે, 'હે વીર! તાટકા અબળા છતાં બ્રહ્મદેવે આપેલા વરદાનને લીધે એક હજાર હાથીનું બળ ધરાવે છે, એ હું તમને કહું છું, સાંભળો.[૩,૪] પૂર્વે પરાક્રમી અને શુભ આચરણવાળો 'સુકેતુ' નામનો એક યક્ષ હતો. તે સંતાનરહિત હતો, તેથી તેણે બ્રહ્મદેવનું ઉગ્ર તપ કર્યું.[૫] હે રામ! તપની સમાપ્તિ થતાં બ્રહ્મદેવે પ્રસન્ન થઈ તે યક્ષપતિ સુકેતુને 'તાટકા' નામની એક રત્ન જેવી કન્યા આપી.[૬] તે કન્યાને એક હજાર હાથીનું બળ આપ્યું, પરંતુ તે યક્ષને પુત્ર આપ્યો નહિ.[૭] તે તાટકા દિવસે દિવસે મોટી થવા લાગી અને સમય જતાં રૂપ તથા યુવાવસ્થાથી શોભવા લાગી અર્થાત્ યુવાન થઈ. પછી યક્ષપતિ સુકેતુએ તેને જંભાસુરના પુત્ર 'સુંદ'ની સાથે પરણાવી.[૮] કેટલોક સમય વીત્યા પછી તે તાટકાએ 'મારીચ' નામના એક પુત્રને જન્મ આપ્યો કે, જે મારીચ અગસ્ત્ય ઋષિના શાપથી રાક્ષસભાવ પામ્યો હતો; પરંતુ તે કોઈથી પરાભવ પામે એવો ન હતો.[૯] હે રામ! જ્યારે તાટકાના સ્વામી સુંદ રાક્ષસનાં દુરાચરણોથી ક્રોધ પામેલા અગસ્ત્ય ઋષિએ તેને શાપ આપી મારી નાખ્યો, ત્યારે તાટકા પોતાના પુત્ર મારીચ સહિત પતિનું વેર લેવા માટે અગસ્ત્ય ઋષિને હણવાની ઇચ્છા કરવા લાગી. કોઈ એક દિવસે મારીચ સહિત એ તાટકા ક્રોધયુક્ત થઈ અને ગર્જના કરી મહાત્મા અગસ્ત્ય ઋષિને ભક્ષણ કરવા માટે તેમની સામે ધસી આવી. તાટકાને તેના પુત્ર સહિત ધસી આવતી જોઈને અત્યંત ક્રોધાવેશમાં આવેલા ભગવાન અગસ્ત્ય મુનિએ તેના પુત્ર મારીચને શાપ દેતાં કહ્યું કે, હે પાપી! તું રાક્ષસપણાને પ્રાપ્ત થા.' પછી તે જ પ્રમાણે તાટકાને પણ શાપ દેતાં કહ્યું કે,[૧૦-૧૨] 'હે યક્ષિણી! તું સત્વર આ સ્વરૂપનો ત્યાગ કરી ભયંકર રૂપને પ્રાપ્ત થા અને વિકરાળ મુખ તથા આકારવાળી રાક્ષસી થા.' એ પ્રમાણે અગસ્ત્યનો શાપ થવાથી તે બન્ને રાક્ષસપણાને પામ્યાં.[૧૩]

એવી રીતે શાપ થયા પછી અગસ્ત્ય ઋષિ પર દ્વેષ રાખતી ને ક્રોધાયમાન થયેલી તે તાટકાએ અગસ્ત્ય ઋષિને તપ કરવાનાં સ્થાનરૂપ આ

× બન્ને દેશોમાં વસતાં પ્રાણીઓને ભક્ષણ કરવાથી ઉજ્જડ કરે છે.

દેશોને ઉજ્જડ કરી નાખ્યા છે અને હજી પણ તેમ જ કરે છે.[૧૪] માટે હે રઘુવંશી રામચંદ્ર! તમે દુષ્ટકર્મ કરનારી તથા નીચ પરાક્રમવાળી તે તાટકા યક્ષિણીને ગાયો અને બ્રાહ્મણોનું હિત કરવા માટે હણો.[૧૫] હે રઘુનંદન! આ તાટકા અગસ્ત્ય ઋષિના શાપથી અત્યંત ભયંકર અને ક્રૂર થઈ પડેલી હોવાથી તેને હણવાને ત્રણે લોકમાં તમારા સિવાય અન્ય કોઈ પણ પુરુષ ઉત્સાહ ધરી શકતો નથી.[૧૬] હે નરોત્તમ! 'તે સ્ત્રીજાતિ છે' એમ માનીને તમારે આ કાર્યમાં દયા કરવી યોગ્ય નથી; કારણ કે પ્રજાનું રક્ષણ કરવા માટે રાજપુત્રે નિંદિત અથવા અનિંદિત કાર્ય પણ કરવું યોગ્ય છે. પછી ભલે તે કાર્ય મહા પાતકવાળું હો કે અલ્પ પાતકવાળું હો; પરંતુ ચારે વર્ણના હિત માટે તેવું કાર્ય કરનારો રાજા દોષભાગી થતો નથી.[૧૭,૧૮] હે કાકુત્સ્થ! જોકે ઉપર્યુક્ત કર્મ અન્યને દોષ દેનારાં છે; પરંતુ જે ક્ષત્રિયોને માથે રાજ્યરક્ષણનો ભાર રહેલો છે, તેઓનો તો એ સનાતન ધર્મ જ છે. હે રામ! આ તાટકા કોઈ પણ પ્રકારે ધર્મવાળી છે જ નહિ; પરંતુ અધર્મયુક્ત છે, તેનો તમે નાશ કરો.[૧૯] હે રામ! સાંભળ્યું છે કે, પૂર્વે સમગ્ર પૃથ્વીનો નાશ કરવા ઇચ્છતી વિરોચનની પુત્રી મંથરાનો ઇંદ્રે વધ કર્યો હતો.[૨૦] વળી હે રામચંદ્ર! પૂર્વે ભૃગુ ઋષિની પતિવ્રતા પત્ની અને શુક્રાચાર્યની માતા કે જે સમગ્ર લોકને ઇંદ્રરહિત કરવા ઇચ્છતી હતી અર્થાત્ ઇંદ્રનો નાશ કરવાની ઇચ્છા રાખી તપ કરતી હતી, તેનો પણ વિષ્ણુએ નાશ કર્યો હતો. એ જ પ્રમાણે બીજા પણ કેટલાએક મહાત્મા તથા શ્રેષ્ઠ રાજપુત્રોએ અધર્મી અને દુષ્ટ સ્ત્રીઓનો નાશ કરેલો છે; માટે હે રાજન્! મારી આજ્ઞાથી, તમે દયાનો ત્યાગ કરી આ દુષ્ટ અને અધર્મી તાટકાને હણો.'[૨૧,૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૬ મો

## તાટકાનો વધ–તે વનમાં રાત્રિનિવાસ

मुनेर्वचनमक्लीबं श्रुत्वा नरवरात्मजः ।
राघवः प्रांजलिर्भूत्वा प्रत्युवाच दृढव्रतः ॥ १ ॥

વિશ્વામિત્ર મુનિનું શૌર્યની વૃદ્ધિ કરનારું વચન સાંભળી દૃઢ પ્રતિજ્ઞાવાળા રાજપુત્ર રામચંદ્રે વિનયપૂર્વક કહ્યું કે,[૧] 'હે મુનિ! ગમે તેવું કાર્ય હોય છતા તમારી આજ્ઞા પ્રમાણે વર્તવું એ મારો ધર્મ છે; કારણ કે અયોધ્યામાં વસિષ્ઠ આદિ ગુરુજનો સમક્ષ મારા પિતા દશરથ રાજાએ 'હે રામ! આ વિશ્વામિત્ર મુનિની આજ્ઞાનું કદાપિ અપમાન નહિ કરતાં, તારે તેમના કહેવા પ્રમાણે જ વર્તવું' એમ મને શિખવાડ્યું છે; માટે મારા પિતાના વચનના ગૌરવથી તે પ્રમાણે વર્તીને મારે હાલમાં તમારું કહેવું અવશ્ય કરવું જ જોઈએ હે મુનિશ્રેષ્ઠ! હું પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારો હોવાથી આપનું વચન માનીને આજે ગાય, બ્રાહ્મણ અને સઘળા દેશના હિત માટે તાટકાના વધરૂપી ધર્મકાર્ય અવશ્ય કરીશ.'[૨–૫]

એ પ્રમાણે કહી શત્રુઓનું દમન કરનાર રામચંદ્રે તુરત જ ખભા પરથી ધનુષ ઉતારીને હાથમાં ગ્રહણ કર્યું અને તેની પણછ ચઢાવી ટંકાર કર્યો. તે પ્રચંડ નાદને લીધે દશે દિશાઓ ગાજી ઊઠી.[૬] તે નાદ સાંભળી તે વનમાં રહેનાર સર્વ પ્રાણીઓ કંપાયમાન થયાં અને તાટકા પણ આકુળવ્યાકુળ તથા ક્રોધાયમાન થઈ.[૭] ટંકાર સાંભળી ક્રોધયુક્ત થયેલી તાટકા રાક્ષસી જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ લક્ષ્ય બાંધી એકદમ દોડી.[૮]

વિકરાળ મુખ તથા આકારવાળી અને પ્રૌઢ શરીરવાળી તે ક્રોધી તાટકાને પોતાની સામે આવતી જોઈ રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહેવા લાગ્યા કે,[૯] 'હે લક્ષ્મણ! આ સામેથી દોડી આવતી યક્ષિણીના ભયંકર સ્વરૂપને તો જો. બીકણ મનુષ્યોના હૃદય તો તેને જોતાંવાર જ ભેદાઈ જાય તેમ છે![૧૦] હે ભાઈ! જો તો ખરો,

આ તાટકા રાક્ષસી માયાના બળવાળી અને કોઈથી પરાભવ ન પામે એવી છે, તોપણ હું આજે તેનાં કાન અને નાક છેદીને તેને નસાડી મૂકીશ.[11] આ તાટકા સ્ત્રી છે, માટે શૂર પુરુષે તેને હણવી યોગ્ય નથી, એમ વિચારી હું તેને હણવા ઇચ્છતો નથી; પરંતુ માત્ર તેના હાથ તથા પગ છેદી તેની આકાશાદિ સ્થળે જવાની ગતિ નષ્ટ કરીશ, એવો મારો નિશ્ચય છે. (આમ કરવાથી દેશની આબાદી જળવાશે, મુનિએ કરેલી આજ્ઞા પળાશે અને સ્રીવધનું પાપ લાગશે નહિ.)'[12] એ પ્રમાણે રામચંદ્ર લક્ષ્મણને કહેતા હતા તેટલામાં ક્રોધ પામેલી અને ગર્જના કરતી તે તાટકા પોતાના હાથ ઊંચા કરી વિશ્વામિત્રની સામે નહિ જતાં રામચંદ્રની સામે જ દોડી આવી.[13] તેને જોઈને વિશ્વામિત્ર મુનિએ હુંકાર કરી તેનો તિરસ્કાર કર્યો અને 'રામ-લક્ષ્મણનું શ્રેય થાઓ તથા તેમનો જય થાઓ' એવો આશીર્વાદ આપ્યો.[14] તે સમયે તાટકાએ અત્યંત ધૂળ ઉડાડી અંધકાર કર્યો કે જે અંધકારરૂપી મોટા મેઘથી એક મુહૂર્ત સુધી રામ-લક્ષ્મણ ગૂંચવાઈ ગયા.[15] વળી તાટકાએ પોતાની રાક્ષસી માયા રચી અને રામ-લક્ષ્મણ ઉપર શિલાઓનો વરસાદ વરસાવવા માંડ્યો. એ જોઈ રામચંદ્ર અત્યંત ક્રોધયુક્ત થયા.[16] તેમણે તાટકાએ વરસાવેલી શિલાઓને પોતાનાં બાણોની વૃષ્ટિ વડે નાશ પમાડી દીધી અને પોતાની સામે દોડી આવતી તાટકાના બન્ને હાથ, બાણો વડે છેદી નાખ્યા.[17] હાથ કપાઈ જવાથી શ્રમિત થયેલી અને પોતાની સમીપ ગર્જના કરતી તાટકાને જોઈ ક્રોધયુક્ત થયેલા લક્ષ્મણે તેનાં નાક અને કાન છેદી નાખ્યાં.[18] પછી કદ્રૂપી થવા છતાં ઇચ્છિત રૂપ ધારણ કરનારી તાટકા અનેક પ્રકારનાં વિચિત્ર સ્વરૂપો દર્શાવતી અને પોતાની માયાથી રામ-લક્ષ્મણને મોહિત કરતી અંતર્ધાન થઈ;[19] અને પુનઃ પણ તેણે શિલાઓનો વરસાદ વરસાવવા માંડ્યો. એ રીતે ચોતરફ રામ-લક્ષ્મણની ઉપર શિલાઓની વૃષ્ટિ થતી જોઈ ગાધિરાજાના પુત્ર વિશ્વામિત્ર મુનિ કહેવા લાગ્યા કે, 'હે રામ! દુષ્ટ આચરણવાળી અને યજ્ઞમાં વિઘ્ન કરનારી આ પાપિણીને હણવામાં હવે દયા ન કરો. સંધ્યાકાળ થતાં તે દુષ્ટા પોતાની માયાથી સબળ થઈ જાય, તે પહેલાં તમે તેનો વધ કરો.[20-22] સંધ્યાકાળ પછીના સમયમાં (રાત્રિએ) રાક્ષસોનું બળ વધે છે, જેથી તેઓનો કોઈથી પરાભવ થઈ શકતો નથી.' વિશ્વામિત્ર મુનિનું એવું વચન સાંભળી રામચંદ્ર સાવધ થયા અને તેમણે પોતાનું શબ્દવેધીપણું દર્શાવવા ઇચ્છા કરી. જે તરફથી તે દુષ્ટાએ વરસાવેલી શિલાવૃષ્ટિ આવતી હતી, તે તરફ લક્ષ્ય તાકી તેમણે બાણોનો પ્રહાર કરવા માંડ્યો. થોડા જ સમયમાં રામચંદ્રે મૂકેલાં અસંખ્ય બાણો વડે માયાના બળવાળી તે તાટકા રૂંધાઈ ગઈ; અને પોતાનું અદૃશ્યપણું છોડી દઈ ભયંકર ગર્જના કરતી રામ-લક્ષ્મણની સામે દોડી આવી. તે સમયે વેગથી દોડી આવતી તે તાટકા ફેંકેલા વજ્ર સરખી જણાતી હતી. રામચંદ્રે તીક્ષ્ણ બાણોથી તેના હૃદયને વીંધી નાખ્યું અને તે પૃથ્વી પર પડી મરણ પામી.[23-26]

ભયંકર દેહવાળી તાટકાને મરણ પામેલી જોઈ ઇંદ્ર આદિ દેવોએ રામચંદ્રને ધન્યવાદ આપ્યો અને તેમની પૂજા કરી. પછી અત્યંત પ્રસન્ન થયેલા હજાર નેત્રવાળા ઇંદ્ર તથા સર્વ દેવોએ વિશ્વામિત્ર મુનિને કહ્યું કે, 'હે કૌશિક! તમારું કલ્યાણ થાઓ. ઇંદ્ર સહિત અમે સર્વ દેવો આ રામચંદ્ર દ્વારા કરાયેલા તાટકાના વધરૂપ કાર્યથી સંતુષ્ટ થયા છીએ; અને અમે તમને વિનતિ કરીએ છીએ કે, આ રામ-લક્ષ્મણ ઉપર તમે સંપૂર્ણ સ્નેહભાવ રાખો અને પ્રજાપતિ કૃશાશ્વના પુત્રરૂપ સત્ય પરાક્રમવાળાં અસ્ત્રશસ્ત્રો કે જેઓને તમે તપશ્ચર્યાના બળ વડે પ્રાપ્ત કર્યાં છે, તે સર્વ (અસ્ત્ર-શસ્ત્રો) રામચંદ્રને આપો. હે બ્રહ્મન્! આ રામચંદ્ર પ્રેમથી તમારી સેવા-ચાકરી કરે છે અને શસ્ત્રવિદ્યાના પાત્રરૂપ છે.[27-30] વળી તેમને અમો સર્વ દેવોનું મોટું કાર્ય કરવાનું છે.' એમ કહી આનંદ પામેલા સર્વ દેવો વિશ્વામિત્રની પ્રશંસા કરતા આકાશમાર્ગે ચાલ્યા ગયા. આ સમયે સંધ્યાકાળ થયો હતો અને તાટકાનો વધ થવાથી વન પણ નિર્ભય થયું હતું; તેથી પ્રસન્ન થયેલા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે રામચંદ્રને પ્રેમથી પોતાના હૃદયસરસા ચાંપી અને

બળવાન-અધર્મી તાટકાનો શ્રીરામચંદ્રે વધ કરવો



સમૃદ્ધ પ્રદેશને ઉજ્જડ કરી મૂકનારી અધર્મી નાટકા ધસી આવતાં દયાળુ રામે તેને સ્ત્રી જાણીને હાથ-પગ જ છેદ્યા, પણ તે એવી તો માયાવી-યુદ્ધકુશળ હતી કે ઉપરથી મોટા પથ્થર આવવા લાગ્યા અને તેથી રામને તેનો સંહાર કરવો પડ્યો [ પૃષ્ઠ ૫૨

તેમનું મસ્તક સૂંઘી કહ્યું કે, 'હે રમણીય સ્વરૂપવાળા રામ! આપણે આજની રાત્રિ આ તાટકાવનમાં જ ગાળીશું;[૩૧-૩૩] અને પ્રાતઃકાળ થતાં મારા આશ્રમ પ્રત્યે જઈશું.' વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી આનંદિત થયેલા દશરથપુત્ર રામચંદ્ર લક્ષ્મણ તથા વિશ્વામિત્રની સાથે તે રાત્રિ સુખપૂર્વક તાટકાવનમાં રહ્યા. તાટકાનો વધ થતાં પહેલાં જે વન ભયંકર જણાતું હતું, તે જ વન તાટકાનો ઉપદ્રવ શાંત થતાં તે જ દિવસથી સ્વર્ગમાં આવેલા દેવોના ચૈત્રરથવનના જેવું રમણીય જણાવા લાગ્યું.[૩૪,૩૫]

એ પ્રમાણે 'સુકેતુ' નામના યક્ષની પુત્રી તાટકાનો વધ થવાને લીધે સંતુષ્ટ થયેલા દેવો સિદ્ધ લોકોથી પ્રશંસા પામેલા રામચંદ્ર લક્ષ્મણ તથા વિશ્વામિત્રની સાથે તે વનમાં જ રાત્રિનિવાસ રહ્યા અને જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે વિશ્વામિત્રના વચનથી જાગ્રત થયા.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૭ મો

**વિશ્વામિત્રે રામચંદ્રને દિવ્ય અસ્ત્રો આપ્યાં**

**अथ तां रजनीमुष्य विश्वामित्रो महायशाः ।**
**प्रहस्य राघवं वाक्यमुवाच मधुरस्वरम् ॥ १ ॥**

રાત્રિ વીતી ગઈ અને પ્રાતઃકાળ થયો; એટલે વિશ્વામિત્ર મુનિએ રામ-લક્ષ્મણને જાગ્રત કર્યા તેથી રામ-લક્ષ્મણે પણ જાગ્રત થઈને સ્નાનાદિ નિત્યકર્મ સત્વર આટોપી લીધું અને પ્રયાણ કરવા માટે સજ્જ થઈ તેઓ મુનિની આગળ આવી ઊભા રહ્યા. પછી મહાયશસ્વી વિશ્વામિત્ર મુનિ હસીને મધુર સ્વરથી રામચંદ્રને કહેવા લાગ્યા કે,[૧] 'હે મોટી કીર્તિવાળા રાજપુત્ર! હું આજે તમારા પર પ્રસન્ન થયો છું. તમે સંપૂર્ણ રીતે મારા પ્રીતિપાત્ર થયા છો. માટે હું તમને સર્વ અસ્ત્રોનો સમૂહ આપીશ. હે રામ! એ અસ્ત્રો વડે આ પૃથ્વીમાં રહેલા તમારા સર્વ શત્રુઓ કે જેઓ ભલે દેવ, અસુર, ગંધર્વ અથવા નાગલોક હશે, તોપણ તેઓને સંગ્રામમાં વશ કરી તમે જીતી શકશો.[૨,૩] હે રાઘવ! તે સર્વ દિવ્ય અસ્ત્રો હું તમને આપું છું, તમે તે ગ્રહણ કરો. તમારું શ્રેય થશે. હે વીર! તેમાં જુઓ, પ્રથમ આ જુદાં જુદાં દિવ્ય ચક્રો છે. દંડચક્ર, ધર્મચક્ર, કાળચક્ર, વિષ્ણુચક્ર અને અત્યંત ઉગ્ર એવું આ ઇંદ્રચક્ર છે.[૪,૫] તેમ જ હે નરશ્રેષ્ઠ રાઘવ! આ વજ્રાસ્ત્ર, મહાદેવનું શૂલવતાસ્ત્ર, બ્રહ્મશિરાસ્ત્ર અને ઉત્તમ બ્રહ્માસ્ત્ર છે, તે હું તમને આપું છું. વળી હે પુરુષોમાં સિંહ સમાન કકુત્સ્થ કુલોત્પન્ન રામ! 'મોદકી' અને 'શિખરી' નામની આ બે દેદીપ્યમાન ગદાઓ હું તમને આપું છું; તેમ જ હે રાજપુત્ર! શત્રુઓનો નાશ નહિ કરતાં માત્ર તેઓનું બંધન કરવામાં ઉપયોગી આ ધર્મપાશ, કાળપાશ અને વારુણપાશ છે, તે પણ હું તમને આપું છું. હે રઘુનંદન! 'શુષ્ક' અને 'આર્દ્ર' આ બે અશની અસ્ત્રો હું તમને આપું છું. વળી હે પાપરહિત રામ! પૈનાકાસ્ત્ર, નારાયણાસ્ત્ર, અગ્નિને પ્રિય 'શિખર' નામનું આગ્નેયાસ્ત્ર, વાયવ્યાસ્ત્ર, હયશિરાસ્ત્ર અને ક્રૌંચાસ્ત્ર હું તમને આપું છું.[૬-૧૧] હે રાઘવ! આ બે પ્રકારની સાંગો આપું છું અને અસુરોને ધારણ કરવા યોગ્ય કંકાલ, મુસલ, કપાલ તથા કિંકિણી નામનાં અસ્ત્રો પણ આપું છું.[૧૨] વળી બીજાં પણ જે જે અસ્ત્રો રાક્ષસોનો વધ કરવામાં ઉપયોગી છે, તે સર્વ આપું છું. હે હે રાજપુત્ર! આ 'નંદન' નામની શ્રેષ્ઠ તલવાર કે જે વિદ્યાધર લોકોનું મોટું અસ્ત્ર છે, તે પણ તમને આપું છું. હે રાઘવ! ગંધર્વ લોકોને પ્રિય એવું મોહનાસ્ત્ર, પ્રસ્વાપનાસ્ત્ર, પ્રશમનાસ્ત્ર, વર્ષણાસ્ત્ર, શોષણાસ્ત્ર, સંતાપનાસ્ત્ર, વિલાપનાસ્ત્ર, કામદેવને પ્રિય અને કોઈથી પરાભવ ન પામે એવું માદનાસ્ત્ર, માનવાસ્ત્ર તથા પિશાચોને પ્રિય એવું પૈશાચાસ્ત્ર, તામસાસ્ત્ર, સૌમનાસ્ત્ર, સંવર્તાસ્ત્ર, મૌસલાસ્ત્ર, સત્યાસ્ત્ર, માયામયાસ્ત્ર, શત્રુઓના તેજને હરણ કરનારું 'તેજપ્રભ' નામનું સૂર્યનું અસ્ત્ર, ચંદ્રનું 'શિશિર' નામનું અસ્ત્ર, અત્યંત દારુણ એવું ત્વાષ્ટ્રાસ્ત્ર, ભગદેવનું દારુણાસ્ત્ર અને 'શીતેષુ' નામનું અસ્ત્ર, હે પુરુષોમાં શ્રેષ્ઠ! હે મોટી ભુજાઓવાળા! હે રાજપુત્ર રામચંદ્ર! મહાન બળવાળા, ઇચ્છિત કામનાઓને પૂર્ણ કરનારા અને અનેક પ્રકારનાં સ્વરૂપ ધારણ

કરનારા આ અસ્ત્રસમૂહોને તમે શીઘ્ર ગ્રહણ કરો.'[૧૩-૨૧]

એ પ્રમાણે કહીને વિશ્વામિત્ર મુનિ પવિત્ર થઈ પૂર્વાભિમુખે બેઠા અને અત્યંત પ્રસન્નતાપૂર્વક તેમણે પૂર્વોક્ત અસ્ત્રોને સિદ્ધ કરવાના મંત્રોનો રામચંદ્રને ઉપદેશ આપ્યો.[૨૨] જે દિવ્ય અસ્ત્રોને સંપાદન કરવાનું કાર્ય દેવોને પણ દુર્લભ છે તે સર્વ અસ્ત્રો વિશ્વામિત્ર મુનિએ રામચંદ્રને આપ્યાં. પછી રામચંદ્રને એ અસ્ત્રોનું બળ પ્રાપ્ત થવા માટે વિશ્વામિત્ર મુનિ તે તે મંત્રનો જપ કરવા લાગ્યા. બુદ્ધિમાન વિશ્વામિત્ર જપ કરતા હતા તે સમયે અલૌકિક એવાં તે સર્વ અસ્ત્રોના અધિષ્ઠાતા દેવો રામચંદ્રની સમીપ આવ્યા,[૨૩,૨૪] અને પ્રણામ કરી હર્ષપૂર્વક કહેવા લાગ્યા કે, 'હે અત્યંત ઉદાર સ્વભાવવાળા રામ! આ સર્વ અસ્ત્રો તમારાં સેવક છે.[૨૫] તમે તેઓને જે આજ્ઞા કરશો તે પ્રમાણે તેઓ વર્તશે.' અસ્ત્રોના દેવોનું એ વચન સાંભળી રામચંદ્ર પ્રસન્ન થયા.[૨૬] પછી તેમણે તે સર્વ અસ્ત્રો-ને પોતાના હાથ વડે સ્પર્શ કરી ગ્રહણ કર્યાં અને બોલ્યા કે, 'તમે હાલ મારા મન વિષે સ્થિત થાઓ. જ્યારે મારે જરૂર પડે ત્યારે તમારે મને સહાય કરવી.'[૨૭] પછી અસ્ત્ર મળવાથી પ્રસન્નચિત્ત થયેલા મહાતેજસ્વી રામચંદ્રે વિશ્વામિત્ર મુનિને નમસ્કાર કર્યો અને આગળ પ્રયાણ કરવા માટે તૈયારી કરી.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૭મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૮મો

### અસ્ત્રસંહારવિદ્યાની પ્રાપ્તિ

प्रतिगृह्य ततोऽस्त्राणि प्रहृष्टवदनः शुचिः ।
गच्छन्नेव च काकुत्स्थो विश्वामित्रमथाब्रवीत् ॥१॥

એ પ્રમાણે સર્વ અસ્ત્રો ગ્રહણ કરીને પ્રસન્ન મુખવાળા અને પવિત્ર અંતઃકરણવાળા રામચંદ્રે પ્રયાણની તૈયારી કરતાં કરતાં વિશ્વામિત્રને પૂછ્યું કે,[૧] 'હે ભગવન્! મેં આપની પાસેથી સર્વ અસ્ત્ર-વિદ્યા પ્રાપ્ત કરી છે, તેથી હવે હું દેવોથી પણ પરાભવ પામી શકું એમ નથી. પરંતુ હે મુનિશ્રેષ્ઠ! પ્રયોગ કરી છોડેલાં અસ્ત્રોને પુનઃ પાછાં વાળી લેવાં તેમ જ શત્રુઓએ છોડેલા અસ્ત્રોનો નાશ કરવો, એ સંહારવિદ્યા હું જાણવા ઇચ્છું છું.'[૨] એ પ્રમાણે રામચંદ્રે પોતાની ઇચ્છા જણાવી ત્યારે શુદ્ધ આચરણવાળા, ધૈર્યવાળા, મહાન તપસ્વી અને પવિત્ર એવા વિશ્વામિત્ર મુનિએ તેમને અસ્ત્રોની સંહારવિદ્યા ભણાવી; અને ઉપરાંત બીજાં પણ કેટલાક અસ્ત્ર આપ્યાં.[૩] જેવાં કે સત્યવાન, સત્યકીર્તિ, ધૃષ્ટ, રભસ, પ્રતિહારતર, પરાઙ્મુખ, અવાઙ્મુખ,[૪] લક્ષ્ય, અલક્ષ્ય, દૃઢનાભ, સુનાભ, દશાક્ષ, શતવક્ત્ર, દશશીર્ષ, શતોદર,[૫] પદ્મનાભ, મહાનાભ, દુંદુનાભ, સ્વનાભક, જ્યોતિષ, શકુન, નૈરાશ્ય, વિમલ,[૬] દૈત્યોનો નાશ કરનારાં યૌગંધર અને વિનિદ્ર, શુચિબાહુ, મહાબાહુ, નિષ્કલિ, વિરુચ, સાર્ચિમાલી, ધૃતિમાલી, વૃત્તિમાન્, રુચિર,[૭] પિત્ર્ય, સૌમનસ, વિધૂત, મકર, પરવીર, રતિ, ધન, ધાન્ય,[૮] કામરૂપ, કામરુચિ, મોહ, આવરણ, જૃંભક, સર્પનાથ, પંથાન તથા વરુણ.[૯] 'હે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા રામચંદ્ર! તમને ઉપર્યુક્ત અસ્ત્રો આપવાં યોગ્ય છે; માટે તમે અનેક રૂપને ધારણ કરનારા તેજસ્વી અને કૃશાશ્વ પ્રજાપતિના પુત્રરૂપ એ અસ્ત્રોને ગ્રહણ કરો; તમારું કલ્યાણ થાઓ.'[૧૦]

વિશ્વામિત્ર મુનિએ એ પ્રમાણે કહી રામચંદ્રને તે તે અસ્ત્રો આપ્યાં, ત્યારે રામચંદ્રે પણ હર્ષભેર તે તે સર્વ અસ્ત્રોને ગ્રહણ કર્યાં. તે સમયે તેઓમાં કેટલાંક અસ્ત્રો અંગારા સરખાં, કેટલાંક ધુમાડા સરખાં અને કેટલાંક ચંદ્ર સમાન તેજસ્વી હતાં, દિવ્ય તથા પ્રકાશમાન દેહવાળાં અને સુખ આપનારાં તે સર્વ અસ્ત્રોના અધિષ્ઠાતા દેવો તે વખતે મૂર્તિમાન થઈ અને હાથ જોડી રામચંદ્રની આગળ આવી ઊભા રહ્યા અને મધુર વચનથી કહેવા લાગ્યા કે, 'હે પુરુષોમાં સિંહ સરખા રામચંદ્ર! આ સર્વ સંહારક અસ્ત્રો તમારે સ્વાધીન થયેલાં છે; માટે તમે તેને આજ્ઞા કરો. તેઓ તમારું શું હિત કરે?'[૧૧-૧૩] દેવોનું વચન સાંભળી રામચંદ્રે કહ્યું કે, 'હે અસ્ત્રદેવો! હાલ તો તમે સર્વ તમારી ઇચ્છા પ્રમાણે જાઓ; પરંતુ જ્યારે મારે માથે કાર્ય આવી પડે, ત્યારે તમે મારા મનમાં સ્થિત થઈને મને સહાય કરજો.' રામચંદ્રે કરેલી

આજ્ઞા માન્ય કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને તે સર્વ અસ્ત્રદેવો પોતપોતાના સ્થાનકે ગયા.[૧૪,૧૫]

વિશ્વામિત્ર મુનિએ આપેલી અસ્ત્રવિદ્યાને સંપૂર્ણ રીતે જાણ્યા પછી રામ-લક્ષ્મણ ઋષિ સાથે આગળ ચાલવા લાગ્યા. થોડેક દૂર જતાં પર્વતની તળેટીમાં સુંદર વૃક્ષોથી ઘેરાયેલું એક રમણીય સ્થળ તેમના જોવામાં આવ્યું. તેથી તેમણે આશ્ચર્યપૂર્વક વિશ્વામિત્ર મુનિને પૂછ્યું કે, 'હે મુનિ! અહીંથી થોડે દૂર પર્વતની પાસે અંધારેલા મેઘ સરખો જે આ વૃક્ષોનો સમૂહ જણાય છે તે શું કોઈ વન છે કે કોઈ ઋષિનો આશ્રમ છે?[૧૬,૧૭] અહીંથી એ વન સુંદર શબ્દ કરનારાં પક્ષીઓ વડે તથા મૃગો વડે વ્યાપ્ત હોવાથી અત્યંત મનોહર અને અવલોકન કરવા લાયક જણાય છે.[૧૮] હે મુનિ શ્રેષ્ઠ! તાટકાએ ઉજ્જડ કરેલું હોવાથી રુવાંટાં ઊભાં કરી નાખે એવા ભયંકર વનમાંથી હવે આપણે નીકળી ગયા છીએ; અને ધન-ધાન્યાદિની સમૃદ્ધિવાળા પ્રદેશમાં આવ્યા છીએ; માટે હું માનું છું કે, એ કોઈ ઋષિનો આશ્રમ હશે. વળી હે ભગવન્! જે સ્થળે તમે યજ્ઞ કરો છો, તે સ્થળ અહીંથી હવે કેટલે દૂર છે કે જ્યાં તે દુષ્ટ આચરણવાળા, નીચ અંતઃકરણવાળા અને બ્રહ્મહત્યારા પાપી રાક્ષસો તમારા યજ્ઞનો ભંગ કરવા માટે આવે છે, તે સર્વ મને કહો.[૧૯-૨૧] હે બ્રહ્મન્! મારે તે રાક્ષસોનો વધ કરી તમારા યજ્ઞનું રક્ષણ કરવું છે, માટે હે મુનિશ્રેષ્ઠ! હું એ સઘળું જાણવા ઇચ્છા રાખું છું.'[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૯ મો

### સિદ્ધાશ્રમનું વૃત્તાંત

अथ तस्याप्रमेयस्य वचनं परिपृच्छतः ।
विश्वामित्रो महातेजा व्याख्यातुमुपचक्रमे ॥ १ ॥

અપરિમિત પ્રભાવવાળા રામચંદ્રનો પ્રશ્ન સાંભળી મહાન તેજવાળા વિશ્વામિત્ર મુનિ તેનો ઉત્તર આપવા લાગ્યા કે.[૧] 'હે મોટી ભુજાઓવાળા રામ! એ સ્થળમાં પૂર્વે દેવોને નમવા યોગ્ય વિષ્ણુ પરમાત્માએ સેંકડો યુગો તથા ઘણાં વર્ષો સુધી લોકશિક્ષા માટે તપશ્ચર્યા કરી હતી' અને પછી કેટલોક સમય વીતતાં તેમણે વામન-અવતાર ધારણ કર્યો હતો. તેથી મહાત્મા વામનનો એ 'સિદ્ધાશ્રમ' નામનો પૂર્વાશ્રમ છે કે જેમાં વિષ્ણુ પરમાત્મા તપ કરવાથી સિદ્ધ થયા હતા. જ્યારે વિષ્ણુ તપશ્ચર્યા કરતા હતા, ત્યારે વિરોચનના પુત્ર બલિરાજાએ વાયુગણ અને ઇંદ્ર સહિત સર્વ દેવોને જીતી લીધા અને ત્રણે લોકમાં પોતાની આણ વર્તાવી પોતાના મંત્રીઓ દ્વારા રાજ્ય કરવા માંડ્યું. પછી પોતાને પ્રાપ્ત થયેલું ત્રણે લોકનું રાજ્ય ઘણા કાળ સુધી પોતાના સ્વાધીનમાં રહે એવી ઇચ્છાથી અસુરોના મહાબળવાન રાજા બલિએ યજ્ઞનો આરંભ કર્યો. બલિરાજાનો આવો પ્રયત્ન જોઈ અગ્નિ આદિ સર્વ દેવો એકઠા થઈ આ આશ્રમમાં તપશ્ચર્યા કરવા બેઠેલા વિષ્ણુ પરમાત્માની પાસે આવ્યા અને કહ્યું કે,[૨-૬] 'હે વિષ્ણુ પરમાત્મન્! વિરોચનના પુત્ર બલિરાજાએ પોતાનું ત્રિલોકનું રાજ્ય અવિચળ કરવા માટે ઉત્તમ યજ્ઞનો આરંભ કર્યો છે. જો તે યજ્ઞ સમાપ્ત થશે, તો તે ત્રિલોકનો રાજા રહેશે અને અમે દુઃખી થઈશું, માટે તેનો યજ્ઞ સમાપ્ત થતાં પહેલાં તમે દેવોનું કાર્ય કરો; અર્થાત્ ઇંદ્રનું રાજ્ય કાયમ રહે તેમ કરો.[૭] હે પ્રભુ! યજ્ઞમાં બેઠેલા તે બલિરાજાનો એવો નિયમ છે કે, અનેક દેશોથી જે જે યાચકો તેની પાસે આવે છે અને જે વસ્તુની યાચના કરે છે તેઓને તેમની યાચના પ્રમાણે તે વસ્તુ બલિરાજા અવશ્ય આપે છે.[૮] માટે હે સર્વવ્યાપક વિષ્ણુ! તમે દેવનું હિત કરવા માટે માયાયોગ વડે વામનસ્વરૂપ ધારણ કરી અમારું શ્રેય કરો.'

જ્યારે દેવો પોતાનું કાર્ય સિદ્ધ કરવા માટે વિષ્ણુ પરમાત્માની પ્રાર્થના કરી રહ્યા હતા, ત્યારે હે રામ! અગ્નિ સમાન તેજસ્વી અને પોતાના ઓજસથી દેદીપ્યમાન મહાત્મા કશ્યપ ઋષિ પોતાની પત્ની અદિતિ સહિત પુત્રપ્રાપ્તિ માટે દેવોનાં એક હજાર વર્ષ સુધીનું વિષ્ણુની તપશ્ચર્યારૂપ વ્રત કરતા હતા. તે વ્રતની સમાપ્તિ થઈ તે સમયે વિષ્ણુ પરમાત્મા પ્રસન્ન થઈ વરદાન દેવા માટે ત્યાં પધાર્યા (કે જે સમયે તે કશ્યપ ઋષિ આ સિદ્ધાશ્રમમાં જ રહેતા હતા). પોતાને વરદાન આપવા પધારેલાં

વિષ્ણુને જોઈ ધર્મપત્ની અદિતિ સહિત કશ્યપ ઋષિ તેમની સ્તુતિ કરવા લાગ્યાઃ 'હે પ્રભુ! તમે કે જે તપશ્ચર્યા વડે આરાધન કરવા યોગ્ય છો, તપનું ફળ આપનારા છો, તપઃસ્વરૂપ છો અને પુરુષોત્તમ છો, તેનાં દર્શન આજે મેં મોટી તપશ્ચર્યા વડે કર્યાં છે.[૯-૧૨] હે ભગવન્! તમારા વિરાટસ્વરૂપમાં આ સઘળું જગત હું જોઉં છું. હે વિષ્ણુ પરમાત્મન્! તમે અનાદિ અને મનવાણી વડે ન જાણી શકાય એવા સ્વરૂપવાળા છો. હું તમારે શરણે આવ્યો છું.'[૧૩]

સ્તુતિ કરવાથી પ્રસન્ન થયેલા વિષ્ણુ પરમાત્મા કશ્યપ ઋષિને દીર્ઘ તપ કરવા વડે પાપરહિત થયેલા જાણી કહેવા લાગ્યાઃ 'હે ઋષિશ્રેષ્ઠ! તમારું શ્રેય થાઓ. તમે મારી પાસેથી વરદાન માગો; કારણ કે દીર્ઘકાળ પર્યંત તપ કરવાથી તમે વરદાન પામવા યોગ્ય થયા છો.'[૧૪]

વિષ્ણુ પરમાત્માનાં વચન સાંભળી મરીચિ ઋષિના પુત્ર કશ્યપે કહ્યું કે, 'હે વર દેનાર ભગવન્! તમે જો પ્રસન્ન થયા હો તો મને વરદાન આપી મારી, દેવોની તથા અદિતિની યાચના સફળ કરો. હે સુવ્રત! હે અનઘ! અમો સર્વની યાચના એ છે, તમે મારા તથા અદિતિના પુત્રપણાને પ્રાપ્ત થાઓ; એટલે કે હે અસુરોનો સંહાર કરનારા ભગવાન! તમે ઇંદ્રના નાના ભાઈ થાઓ અને શોક વડે પીડાતા દેવોને સહાય કરો.[૧૫-૧૭] હે દેવોના નિયંતા પ્રભુ! આ સ્થળમાં તમારી કૃપાથી મારું તપશ્ચર્યારૂપ કર્મ સિદ્ધ થયું; માટે આ આશ્રમનું 'સિદ્ધાશ્રમ' એવું નામ થશે. હે ભગવન્! હવે આપ અવતાર ગ્રહણ કરવા માટે તત્પર થાઓ.' એ પ્રમાણે કશ્યપ ઋષિનું વચન સાંભળી વિષ્ણુ પરમાત્માએ 'તથાસ્તુ' કહી તેમને ઘેર પુત્રરૂપે જન્મ ધરવાનું સ્વીકાર્યું.[૧૮] પછી મહાતેજસ્વી વિષ્ણુ પરમાત્મા અદિતિના ગર્ભથી જન્મ પામ્યા અને વામનસ્વરૂપ ધારણ કરીને, જ્યાં બલિરાજા યજ્ઞ કરવા બેઠો હતો ત્યાં ભિક્ષાર્થે ગયા.[૧૯] એ રીતે કપટથી ત્રિલોક લેવાની ઇચ્છાવાળા વિષ્ણુએ વામનસ્વરૂપથી બલિરાજા પાસે જઈ ત્રણ પગલાં પૃથ્વીની યાચના કરી અને બલિરાજાએ ત્રણ પગલાં પૃથ્વી આપવાનો સંકલ્પ કર્યો કે તુરત જ સર્વ લોકોનું હિત કરનારા વિષ્ણુએ ત્રણ પગલાંમાં જ સઘળી પૃથ્વીને દબાવી ત્રણે લોકને ગ્રહણ કરી લીધા. પછી પોતાના તેજ (પાશ) વડે બલિરાજાને બાંધી તેની પાસેથી ગ્રહણ કરેલું સ્વર્ગ અને સઘળું ત્રૈલોક્ય ઇંદ્રને સ્વાધીન કરી આપ્યું.[૨૦,૨૧]

હે રામચંદ્ર! એ પ્રમાણે શ્રમને નિવૃત્ત કરનારા આ સિદ્ધાશ્રમમાં પૂર્વે વામનાવતાર ધારણ કરનારા વિષ્ણુ પરમાત્મા તપશ્ચર્યા કરવા માટે રહ્યા હતા; અને હું પણ એ વામનસ્વરૂપ વિષ્ણુની ભક્તિ કરતો હાલમાં આશ્રમમાં જ રહું છું.[૨૨] હે પુરુષોમાં વ્યાઘ્ર સમાન રામ! એ જ મારો આશ્રમ છે અને દુષ્ટ આચરણવાળા રાક્ષસો પણ યજ્ઞમાં વિઘ્ન કરવા માટે ત્યાં જ આવે છે. તમારે પણ ત્યાં રહીને જ એ દુષ્ટોનો નાશ કરવાનો છે.[૨૩] હે રામ! આપણે એ શ્રેષ્ઠ સિદ્ધાશ્રમમાં આજે જ પહોંચી જઈશું. જેવો એ આશ્રમ મારો છે તેવો જ તમારો પણ છે.'[૨૪]

પછી આગળ ચાલતાં રામ-લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર સિદ્ધાશ્રમ પાસે આવી પહોંચ્યા; અને અત્યંત પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર મુનિએ રામ-લક્ષ્મણ સહિત તે સિદ્ધાશ્રમમાં પ્રવેશ કર્યો. તે વખતે વિશ્વામિત્ર મુનિ મેઘમંડળમાં પ્રવેશ કરતા પુનર્વસુના બે તારાઓ સહિત નિર્મળ ચંદ્રની પેઠે શોભવા લાગ્યા.[૨૫] બંને રાજપુત્રો સહિત વિશ્વામિત્રને આવતા જોઈ સિદ્ધાશ્રમમાં રહેનારા સર્વ મુનિઓ હર્ષથી એકદમ સામે આવ્યા અને તેઓએ વિશ્વામિત્ર મુનિની પૂજા કરી, તેમ જ રામ-લક્ષ્મણનો પણ ઘણી સારી રીતે સત્કાર કર્યો. પછી બે ઘડી સુધી સુખપૂર્વક વિશ્રાંતિ લઈ શત્રુદમન રામ-લક્ષ્મણે નમ્રતાથી વિશ્વામિત્ર મુનિને કહ્યું કે, 'હે મુનિશ્રેષ્ઠ! તમારું શ્રેય થાઓ; તમે આજે જ યજ્ઞદીક્ષા ગ્રહણ કરો; આ સિદ્ધાશ્રમ છે, માટે તમારું કાર્ય સિદ્ધ થશે; અને 'દુષ્ટ રાક્ષસોનો નાશ કરવાનો છે' એવું તમારું પૂર્વોક્ત વચન પણ સત્ય થશે.'[૨૬-૨૯]

રામ–લક્ષ્મણે એ પ્રમાણે કહ્યું, એટલે મહા-તેજસ્વી અને શુદ્ધ અંતઃકરણવાળા વિશ્વામિત્ર મુનિ, જેમણે પોતાની સર્વ ઇંદ્રિયોને વશ કરેલી છે. તેમણે તુરત જ યજ્ઞદીક્ષા ગ્રહણ કરી અને યજ્ઞ શરૂ કર્યો.[૩૦] પછી સંધ્યાકાળ થયો અને રાત્રિ પડી, ત્યારે સાયંસંધ્યા આદિ કરી, કાર્તિકેય અને વિશાખના જેવા શાંત ચિત્તવાળા બંને રાજકુમારોએ શયન કર્યું. પ્રાતઃકાળ થતાં જાગ્રત થઈ સ્નાનાદિથી શુદ્ધ થઈ સંધ્યા તથા ગાયત્રીમંત્રજપ વગેરે નિત્યકર્મ આટોપી તેઓ યજ્ઞમંડપમાં ગયા અને ત્યાં ઔપાસન× અગ્નિહોત્ર કરીને સુખપૂર્વક બેઠેલા વિશ્વામિત્ર મુનિને પ્રણામ કરી તેમની આગળ ઊભા રહ્યા.[૩૧,૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૨૯મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૦ મો

### મારીચ અને સુબાહુનો પરાજય

**अथ तौ देशकालज्ञौ राजपुत्रावरिन्दमौ ।**
**देशे काले च वाक्यज्ञावब्रूतां कौशिकं वचः ॥ १ ॥**

ત્યાર પછી દેશકાળને જાણનારા, દેશકાળને અનુસરી વાક્ય બોલનારા અને શત્રુઓનું દમન કરનારા રાજપુત્ર રામ–લક્ષ્મણ વિશ્વામિત્ર મુનિને કહેવા લાગ્યા કે,[૧] 'હે ભગવન્! અમે તમારી સાથે અહીં યજ્ઞની રક્ષા કરવા આવેલા છીએ; માટે એ સંબંધી અમારે સારી રીતે માહિતગાર થવું જોઈએ; તેથી અમે તમને પૂછીએ છીએ કે, યજ્ઞમાં વિઘ્ન કરનારા તે રાક્ષસો અહીં ક્યારે આવે છે કે જેઓથી અમારે આ યજ્ઞની રક્ષા કરવાની છે?' તે (આપ) કહો, કે જેથી અમે તે સમયે સાવધાન રહીએ.[૨]

એ પ્રમાણે રામ–લક્ષ્મણે રાક્ષસોની સાથે યુદ્ધ કરવાની ઇચ્છાથી પ્રશ્ન કર્યો, તે સાંભળી યજ્ઞ-મંડપમાં બેઠેલા સર્વ ઋષિઓ પ્રસન્ન થયા અને તેમની પ્રશંસા કરતાં કહેવા લાગ્યા કે,[૩] 'હે રઘુવંશી રાજપુત્રો! આ વિશ્વામિત્ર મુનિએ આજથી માંડીને છ રાત્રિ (દિવસ) સુધી મૌનવ્રત ધારણ કર્યું છે, તેથી તેટલા સમય પર્યંત તે કોઈની સાથે બોલશે નહિ, માટે તમે પણ સાવધાન થઈ તેટલા સમય સુધી યજ્ઞનું રક્ષણ કરો. (યજ્ઞ છ દિવસ ચાલશે અને છઠ્ઠે ભાગે રાક્ષસો પણ યજ્ઞની સમાપ્તિ વખતે વિઘ્ન કરવા આવશે.)'[૪]

ઋષિઓનું વચન સાંભળી યશસ્વી રામ–લક્ષ્મણે કવચ પહેરી લીધું અને ધનુષ સજ્જ કર્યું. યુદ્ધ માટે તૈયાર થઈ એ બંને શૂરવીર ભાઈઓ રાત્રિમાં પણ નિદ્રાનો ત્યાગ કરી યજ્ઞ અને વિશ્વામિત્ર મુનિની રક્ષા કરવા લાગ્યા તથા રાત્રિમા રાક્ષસોના આગમનની શંકાથી ભયભીત થતા ઋષિઓને અભયઃ વચનો કહીને શાંતિ આપવા લાગ્યા.[૫,૬] એમ કરતાં પાંચ રાત્રિ–દિવસો વીતી ગયાં. પછી છઠ્ઠે દિવસે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે, 'ભાઈ! આજે રાક્ષસો આવવાનો સંભવ છે, માટે તું એકાગ્રચિત્ત થઈ સજ્જ રહેજે.'[૭] એ પ્રમાણે લક્ષ્મણને કહી, રામચંદ્ર યુદ્ધ કરવા માટે તૈયાર થયા, એટલામાં રાક્ષસોના આગમનથી તે સ્થળે ઉત્પાત થવા લાગ્યા. યજ્ઞમાં વરણ કરાયેલા બ્રહ્મા અને પુરોહિત સહિત વેદી તથા દર્ભ, ચમસ, સ્રુક (સરવો), સમિધો, પુષ્પ અને ઋત્વિજો તથા વિશ્વામિત્ર સહિત આખું યજ્ઞસ્થાન એકાએક પ્રજ્વલિત થયું.[૮,૯] આમ અનેક ઉત્પાતો થવા લાગ્યા, તોપણ યજ્ઞદીક્ષામા બેઠેલા વિશ્વામિત્ર મુનિએ જરા પણ ચલાયમાન નહિ થતાં વેદમંત્રના પઠનપૂર્વક હોમ કરવો ચાલુ જ રાખ્યો. એ સમયે આકાશમા એક મહાન ભયાનક શબ્દ થયો.[૧૦] જેમ વર્ષાઋતુમાં મેઘ ચઢી આવે, તેમ પોતાની રાક્ષસી માયાનો વિસ્તાર કરતા મારીચ અને સુબાહુ રાક્ષસો પોતાના અનુચરો સહિત ચારે બાજુથી આકાશમાર્ગે ચઢી આવી દોડાદોડ કરવા લાગ્યા અને થોડી વારમા પાસે આવી ભયંકર સ્વરૂપવાળા તે રાક્ષસો યજ્ઞમંડપ ઉપર રુધિરનો વરસાદ વરસાવવા લાગ્યા. યજ્ઞમંડપ ઉપર રુધિરનો વરસાદ થતો જોઈ રામચંદ્ર એકદમ યજ્ઞમંડપ પાસે દોડી આવ્યા અને આકાશ તરફ જોયું તો રાક્ષસો જોવામાં આવ્યા.[૧૧–૧૩]

પછી મારીચ અને સુબાહુને પોતાની તરફ

× નિત્ય હોમ કરવાનો અગ્નિ.

ધસી આવતા જોઈ કમળ સમાન નેત્રવાળા રામચંદ્રે લક્ષ્મણને કહ્યું :[૧૪] 'હે લક્ષ્મણ ! આ રાક્ષસો કે જેઓ માંસભક્ષણ કરનારા અને દુષ્ટ આચરણવાળા છે, તેઓને તું જો. વાયુ જેમ મેઘને વીખેરી નાખે, તેમ હું એમને માનવાસ્ત્ર વડે અવશ્ય નસાડી મૂકીશ; કારણ કે આ બિચારા દુર્બળોને હણવામાં હું ઉત્સાહ ધરાવતો નથી,' એવું કહી રઘુવંશી રામચંદ્રે સત્વર પોતાના ધનુષ ઉપર પરમશ્રેષ્ઠ તથા તેજસ્વી માનવાસ્ત્ર ચઢાવ્યું અને સામા ધસી આવતા મારીચ રાક્ષસના હૃદય ઉપર ક્રોધપૂર્વક છોડયું. સુસવાટ કરતું તે માનવાસ્ત્ર બાણ મારીચના હૃદયમા પેસી ગયુ તેનો પ્રહાર થતાં જ મારીચ રાક્ષસ ત્યાંથી સો યોજન દૂર સમુદ્રમા જઈને પડ્યો.[૧૫-૧૮] એ રીતે 'શીતેષુ' નામક માનવાસ્ત્રથી પીડાઈને તરફડિયાં મારતા તથા મૂર્ચ્છિત થઈ દૂર ખેંચાઈ જતા મારીચને જોઈ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું કે,[૧૯] 'હે લક્ષ્મણ ! જો તો ખરો, પૂર્વે મનુએ સિદ્ધ કરેલું 'શીતેષુ' નામનું માનવાસ્ત્ર આ મારીચને મૂર્ચ્છિત કરીને લઈ જાય છે, છતાં તે રાક્ષસ પ્રાણરહિત થતો નથી.[૨૦] હવે બાકી રહેલા આ નિર્દય રાક્ષસો કે જેઓ દુષ્ટ આચરણવાળા, પાપકર્મ કરનારા, યજ્ઞનો નાશ કરનારા અને રુધિર–માંસનુ ભક્ષણ કરનારા છે, તેઓનો પણ હુ વધ કરીશ.'[૨૧]

એ પ્રમાણે લક્ષ્મણને કહી જાણે બાણું કે કુવામાં પોતાનુ હસ્તકૌશલ્ય દર્શાવતા હોય, તેમ રામચંદ્રે ધનુષનો ટંકાર કરી તે પર આગ્નેયાસ્ત્ર ચઢાવ્યુ;[૨૨] અને તે વડે સુબાહુના હૃદય પર પ્રહાર કર્યો. વાયુવેગે છૂટેલું તે બાણ સુબાહુના હૃદયને વીંધી આરપાર નીકળી ગયુ, એથી સુબાહુ પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યો. મારીચ અને સુબાહુનો પરાભવ કરી મહાયશસ્વી રામચંદ્રે બાકી રહેલા રાક્ષસોનો વાયવ્યાસ્ત્ર વડે વધ કર્યો. તે જોઈને સર્વ ઋષિઓ આનંદ પામ્યા.[૨૩] પછી પૂર્વે જેમ અસુરોનો વધ કરી વિજયને પ્રાપ્ત થયેલા ઇંદ્રની સર્વ દેવોએ પૂજા કરી હતી, તેમ યજ્ઞમા વિઘ્ન કરનારા સૌ રાક્ષસોને હણીને વિજય પામેલા રામચંદ્રની સિદ્ધાશ્રમમાં રહેનારા સર્વ ઋષિઓએ પૂજા કરી.[૨૪] એ પ્રમાણે પોતાનો યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થયેલો જોઈ તથા સર્વ દિશાઓને રાક્ષસોના ભયથી રહિત થયેલી જોઈ મહામુનિ વિશ્વામિત્રે રામચંદ્રને કહ્યું :[૨૫] 'હે મોટી ભુજાઓવાળા હે મહાયશસ્વી ! હે શૂરવીર રામ ! હું આજે તમારાથી કૃતાર્થ થયો છું; કારણ કે તમોએ મારી સાથે અહીં આવી ગુરુનું વચન યથાર્થ રીતે પાળ્યુ છે અને આ આશ્રમના 'સિદ્ધાશ્રમ' એવા નામને પણ સત્ય કર્યું છે.' આ પ્રમાણે વિશ્વામિત્રે રામચંદ્રની ઘણી પ્રશંસા કરી, એટલામાં સંધ્યાકાળ થયો, તેથી રામ અને લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિ સાયંસંધ્યા આદિ નિત્યકર્મમાં પ્રવૃત્ત થયા.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૩૦ મો સર્ગ સંપૂર્ણ

## વિશ્વામિત્ર સાથે રામ અને લક્ષ્મણનો પ્રવાસ

## સર્ગ ૩૧ મો

### સિદ્ધાશ્રમમાથી જનકપુર તરફ પ્રયાણ

अथ तां रजनीं तत्र कृतार्थौ रामलक्ष्मणौ ।
ऊषतुर्मुदितौ वीरौ प्रहृष्टेनांतरात्मना ॥ १ ॥

વિશ્વામિત્રનું કાર્ય કરવાથી કૃતાર્થ અને પ્રસન્ન થયેલા રામ–લક્ષ્મણે આનંદિત ચિત્તથી તે રાત્રિએ સુખપૂર્વક નિદ્રા લીધી.[૧] રાત્રિ વ્યતીત થઈ અને પ્રભાતકાળ થયો, એટલે જાગ્રત થયેલા રામ–લક્ષ્મણે પોતાનાં સ્નાનસંધ્યાદિ નિત્યકર્મ કરી લીધાં અને પછી બન્ને ભાઈઓ સજ્જ થઈ વિશ્વામિત્ર વગેરે સર્વ ઋષિઓ જ્યાં બેઠા હતા ત્યાં આવ્યા.[૨] તેઓએ ઝળહળતા અગ્નિના જેવા તેજસ્વી વિશ્વામિત્ર મુનિને પ્રણામ કર્યા; તેમ જ અન્ય સર્વ ઋષિમંડળને પણ નમસ્કાર કર્યા. પછી તેઓએ પરમ ઉદાર અને મધુર વચનથી વિશ્વામિત્ર મુનિને કહ્યું કે, 'હે મુનિશ્રેષ્ઠ ! અમે બન્ને ભાઈઓ તમારા સેવક છીએ અને સેવા કરવા માટે જ તમારી આગળ ઊભા છીએ, માટે તમે ઇચ્છાનુસાર આજ્ઞા કરો. અમે

તમારી આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર છીએ.[૩,૪]

રામ–લક્ષ્મણનું આ વચન સાંભળી અત્યંત આનંદ પામેલા સર્વ ઋષિઓ વિશ્વામિત્ર મુનિની સંમતિ લઈ રામચંદ્રને કહેવા લાગ્યા કે,[૫] 'હે નરશ્રેષ્ઠ! હાલમાં મિથિલાનગરીના રાજા જનકને ત્યાં પરમ ધર્મયુક્ત યજ્ઞ થવાનો છે. તે પ્રસંગે અહીંના સર્વ ઋષિઓને તે રાજાએ ત્યાં આવવા માટે નિમંત્રણ કરેલું છે, તેથી અમે સર્વ ત્યાં જવાના છીએ.[૬] માટે હે પુરુષોમાં સિંહ સમાન રામ! તમે પણ અમારી સાથે ત્યાં આવશો તો ઘણું સારું છે; કારણ કે ત્યાં જવાથી યજ્ઞદર્શન ઉપરાંત તમને બીજો પણ એ લાભ છે કે, તે જનક રાજાને ત્યાં સર્વ પ્રકારનાં ધનુષ્યોમાં ઉત્તમ અને રત્ન સમાન એક અદ્ભુત ધનુષ છે, તે તમારે જોવા યોગ્ય છે.[૭] હે નરશ્રેષ્ઠ! પૂર્વે 'દેવરાત' નામના પ્રાચીન જનકને* ત્યાં યજ્ઞ થયો હતો, તે સમયે યજ્ઞસભામાં આવેલા દેવોએ પ્રસન્ન થઈને, તે ધનુષ જનક રાજાને આપ્યું હતું; તે જ હજી સુધી વિદ્યમાન છે. તે ધનુષ અત્યંત ભારે, મહાભયંકર અને દેદીપ્યમાન છે.[૮] હે રામચંદ્ર! એ ધનુષ એવું તો ભારે છે કે તેની પણછ ચઢાવવા માટે દેવો, ગંધર્વો, અસુરો, રાક્ષસો કે મનુષ્યો, એમાંથી કોઈ પણ સમર્થ નથી.[૯] મહાબળવાન અનેક રાજાઓ તથા અનેક રાજપુત્રો એ ધનુષની ગુરુતા જાણવાની ઇચ્છાથી મિથિલામાં ગયેલા છે; પરંતુ તેઓ પણ હજી સુધી તેની પણછ ચઢાવી શક્યા નથી હે નરવ્યાઘ્ર રામ! અમારી સાથે જનકપુર આવવાથી, તમે મહાત્મા જનક રાજાનો યજ્ઞમહોત્સવ જોશો; તેમ જ એ અદ્ભુત ધનુષ પણ જોશો.[૧૦,૧૧] હે નરશ્રેષ્ઠ! પૂર્વકાળમાં 'દેવરાત' નામના જનકે યુદ્ધમાં જય મેળવવા માટે યજ્ઞમાં આવેલા દેવતાઓ પાસે ધનુષની યાચના કરી હતી, તેથી દેવોએ તેને એ સુંદર મધ્યભાગવાળું ધનુષ આપ્યું હતું. એટલે એ ધનુષ યજ્ઞના ફળરૂપ છે.[૧૨] હે રાઘવ! હાલમાં તો જનક રાજાના ઘરમાં પૂજ્ય દેવમૂર્તિની પેઠે રાખેલું તે ધનુષ વિવિધ ચંદન, પુષ્પ અને અગરુની સુગંધો વડે પૂજાય છે.[૧૩]

ઋષિઓનાં વચન સાંભળી રામ–લક્ષ્મણને જનકપુર જવાની ઉત્કંઠા થઈ. પછી સર્વ ઋષિમંડળ અને રામ–લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિ જનકપુર જવા માટે તૈયાર થયા અને ચાલતી વખતે સિદ્ધાશ્રમવાસી વનદેવતાઓની આજ્ઞા લઈ તેઓને આશીર્વાદ આપ્યો કે,[૧૪] 'હે વનદેવતાઓ! તમારું કલ્યાણ થાઓ. નિર્વિઘ્ને યજ્ઞ કરવાથી સિદ્ધ થયેલો હું હવે આ સિદ્ધાશ્રમમાંથી નીકળીને જાહ્નવી (ગંગા) નદીના ઉત્તર કિનારા પર આવેલા હિમાલય પર્વત તરફ જાઉં છું.'[૧૫] એ પ્રમાણે વનદેવતાની આજ્ઞા લઈને તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર મુનિ સર્વ ઋષિમંડળ તથા રામ લક્ષ્મણ સહિત ઉત્તરદિશા તરફ પ્રયાણ કરવા લાગ્યા.[૧૬] તે સમયે તેમની સાથે આવતા બ્રહ્મવાદી સર્વ ઋષિઓના અગ્નિહોત્રના યજ્ઞકુંડ, સ્રુક–સ્રુવ આદિ સરસામાનનાં સો ગાડાં ભરાયાં હતાં. આમ સર્વ સાહિત્ય સાથે લઈને એ ઋષિમંડળ વિશ્વામિત્રની પાછળ ચાલ્યું. આ પ્રમાણે સઘળો આશ્રમ શૂન્ય થતાં ઋષિના સહવાસથી પ્રેમાળ બનેલાં તે સિદ્ધાશ્રમમાં વસનારાં મૃગો તથા પક્ષીઓ પણ વિશ્વામિત્રની પાછળ પાછળ જવા લાગ્યાં. ચાલતાં ચાલતાં તે સર્વ ઋષિઓ આશ્રમથી ઘણેક દૂર નીકળી ગયા; ત્યારે સૂર્ય અસ્તાચળ પર જવા લાગ્યો. હજી પણ આશ્રમના મૃગ–પક્ષીઓને પોતાની પાછળ આવતાં જોઈ તેઓ ઊભા રહ્યા અને અનેક ઉપાયોથી સર્વ મૃગો તથા પક્ષીઓને પાછાં વાળ્યાં.[૧૭–૧૯]

આ સમયે સાયંકાળ થવા આવ્યો હતો, તેથી સર્વ ઋષિમંડળે સમીપ જણાતા [illegible] નગરની પાસે વહેતી શોણનદીના મનોહર કિનારે [illegible] કરીને રાત્રિવાસ કરવાનો નિશ્ચય કર્યો. [illegible] થતાં તે સર્વેએ સ્નાન તથા સંધ્યાવંદન [illegible] અગ્નિમાં હોમ કર્યો.[૨૦] પછી [illegible] સર્વ ઋષિઓ વિશ્વામિત્ર મુનિને [illegible] તેમની આસપાસ [illegible] ને સમયે [illegible]

* મિથિલાનગરીના [illegible] 'વિદેહ' જેવાં ઉપનામ હતાં.

રામચંદ્રે પણ તે સર્વ ઋષિમુનિઓને નમસ્કાર કર્યા; અને બુદ્ધિમાન વિશ્વામિત્ર મુનિને પ્રણામ કરી તેમની આગળ (શિષ્યભાવથી) બેઠા. પછી મહાતેજસ્વી રામચંદ્ર તપરૂપી ધનવાળા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર મહર્ષિને આશ્ચર્ય સાથે પૂછવા લાગ્યા : 'હે ભગવન્! ફળપુષ્પાદિની સમૃદ્ધિવાળાં વનોથી સુશોભિત જણાતો આ કયો દેશ છે, તે સાંભળવા મારી ઇચ્છા છે; માટે મને યથાર્થ રીતે કહો. તમારું કલ્યાણ થાઓ.' એ પ્રમાણે રામચંદ્રે પૂછયું, ત્યારે દૃઢ આચરણવાળા મહાન તપસ્વી વિશ્વામિત્ર મુનિ સર્વ ઋષિઓના સાંભળતાં તે દેશનું સઘળું વૃત્તાંત કહેવા લાગ્યા.[૨૧-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૨ મો

### કુશનાભની કન્યાઓનું ચરિત્ર

ब्रह्मयोनिर्महानासीत्कुशो नाम महातपाः ।
अक्लिष्टव्रतधर्मज्ञः सज्जनप्रतिपूजकः ॥ १ ॥

મહર્ષિ વિશ્વામિત્રે કહ્યું: હે રામ! પૂર્વે આ દેશમાં સજ્જનોનું સન્માન કરનાર, ક્લેશ ન થાય તેવાં વ્રત કરનાર અને મહાતપસ્વી એવો બ્રહ્મપુત્ર 'કુશ' નામનો ધાર્મિક રાજા થયો હતો.[૧] તેને 'વૈદર્ભી' નામની કુલીન અને સ્ત્રીઓના સઘળા ઉત્તમ ગુણોવાળી સ્ત્રી હતી. તેનાથી તે રાજાને મહાબળવાન અને પોતાના જેવા પરાક્રમી ચાર પુત્રો થયા કે જેઓનાં નામ અનુક્રમે 'કુશાંબ, કુશનાભ, અસૂર્તરજ અને વસુ' એવાં હતાં. જ્યારે એ ચારે પુત્રો વિદ્યાભ્યાસ કરીને ક્ષત્રિયતેજથી યુક્ત અને મહાન ઉત્સાહવાળા થયા, ત્યારે કુશરાજાએ પોતાના ક્ષાત્રધર્મની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી એ સત્યવાદી અને ધર્મિષ્ઠ પુત્રોને કહ્યું કે, 'હે પુત્રો! હવે તમે ઉંમરલાયક થયા છો, માટે સારી રીતે પ્રજાપાલન કરો, તેથી તમને ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થશે.'[૨-૪]

પિતાની આજ્ઞા થવાથી શ્રેષ્ઠ ગુણવાળા ચારે ભાઈઓ પોતપોતાની ઇચ્છાનુસાર પૃથ્વીમાં વિચરવા લાગ્યા અને તેઓએ અનેક સ્થળોમાં રહેતી વનચર તથા ઉન્મત્ત પ્રજાને પોતાના બળથી વશ કરી જુદાં જુદાં ચાર નગરો વસાવ્યાં.[૫] મહાતેજસ્વી કુશાંબે 'કૌશાંબી' નામે નગરી વસાવી, ધર્માત્મા કુશનાભે 'મહોદય' નામે નગર વસાવ્યું. મહાબુદ્ધિમાન અસૂર્તરજે 'ધર્મારણ્ય' નામનું નગર નિર્માણ કર્યું અને વસુએ 'ગિરિવ્રજ' નામનું શ્રેષ્ઠ નગર વસાવ્યું.[૬,૭] હે રામચંદ્ર! વસુએ વસાવેલું હોવાથી 'વસુમતી' એવું પણ તેનું નામ છે. આ સઘળી પૃથ્વી, જેમાં આપણે આજે રાત્રિવાસ કર્યો છે, તે કુશના પુત્ર વસુની છે. આની ચારે બાજુએ પાંચ પર્વતો શોભી રહ્યા છે.[૮] હે રાજપુત્ર! આ 'શોણ' નામની નદી પૂર્વે 'માગધી' એવા નામથી પ્રસિદ્ધ હતી; કારણ કે તે મગધ દેશમાંથી આ તરફ આવે છે. આ નદી પાંચે પર્વતોની મધ્યમાં માળાની પેઠે શોભી રહી છે.[૯] હે રામ! આ માગધી (શોણ) નદી મહાત્મા વસુ રાજાના રાજ્યમાં આવેલી છે. આ નદી પૂર્વ દિશા તરફ વેગથી વહી રહી છે, એના બન્ને કિનારા ઉપર ઉત્તમ ધાન્યો વડે સુશોભિત ખેતરો આવી રહ્યાં છે તેથી તે રમણીય દેખાય છે.[૧૦] હે રઘુનંદન! જેણે 'મહોદય' નામનું નગર વસાવેલું છે, તે રાજર્ષિ કુશનાભ 'ઘૃતાચી' નામની અપ્સરામાં આસક્ત થયો અને તેની સાથે ક્રીડા કરવા લાગ્યો, તેથી તેને ઉત્તમ સ્વરૂપવાળી સો કન્યાઓ ઉત્પન્ન થઈ.[૧૧] અત્યંત રૂપવાળી તે કન્યાઓ જ્યારે યુવાવસ્થામાં આવી, ત્યારે વર્ષાઋતુમાં ઝબકારા કરતી વીજળીઓની પેઠે શોભવા લાગી. એક સમયે તે કન્યાઓ સુંદર વસ્ત્રાભૂષણ સજી ક્રીડા કરવા માટે બગીચામાં ગઈ. હે રાઘવ! ઉત્તમ વસ્ત્રાભૂષણો સજેલી તે કન્યાઓ ઉત્તમ સ્વરથી ગાયન અને નૃત્ય કરીને તથા વાજિંત્રો વગાડીને અત્યંત આનંદ માણવા લાગી. બગીચાને વિષે વૃક્ષો તથા લતાઓની ઘટામાં આમતેમ ફરતી તે કન્યાઓ આકાશમાં વાદળો વચ્ચે રહેલાં નક્ષત્રની પેઠે શોભતી હતી. એ સમયે સઘળી પૃથ્વીમાં તેઓના સમાન સુંદર અંગવાળી કે રૂપવાળી બીજી કોઈ પણ કન્યાઓ ભાગ્યે જ હશે.[૧૨-૧૪]

સુંદર રૂપ, યૌવન અને ઉત્તમ ગુણોવાળી તે સો

કન્યાઓને જોઈને સર્વત્ર ગતિવાળા વાયુદેવે કામદેવથી પીડા પામી તેઓને કહ્યું કે,[15] 'હે સુંદરીઓ! હું તમારા રૂપગુણથી મોહ પામી તમને ઇચ્છું છું, માટે જો તમે સૌ મારી ભાર્યાઓ થશો, તો તમારું આયુષ્ય લાંબું થશે અને વળી આ મનુષ્યભાવને ત્યજી દેવરૂપ થશો.[16] વળી મનુષ્યોનું યૌવન તો ચંચળ છે; અર્થાત્ મનુષ્ય વૃદ્ધ થઈ જાય છે; (તે પ્રમાણે તમે પણ વૃદ્ધ થઈ, આ સુકોમળ અને રમણીય શરીરકાંતિને ખોશો.) પરંતુ જો તમે મારી પત્નીઓ થશો, તો તમારી યુવાવસ્થા કદાપિ નષ્ટ થશે નહિ અને તમે અમર રહેશો.'[17]

સત્ય પરાક્રમવાળા વાયુદેવનાં વચન સાંભળી એ સઘળી કન્યાઓએ ખડખડાટ હસી તેનું અપમાન કર્યું અને કહ્યું કે,[18] 'હે દેવશ્રેષ્ઠ વાયુદેવ! અમે સર્વ તારો પ્રભાવ જાણીએ છીએ. તું સર્વ ભૂત-પ્રાણીઓમાં વિચરે છે અને તેથી સર્વના અંતરની ઇચ્છા જાણનારો છે; માટે 'આ કન્યાઓનો પ્રેમ મારા પર છે કે નહિ? આ કન્યાઓ મારું વચન પાળશે કે નહિ?' એ બાબત જાણવા છતાં પણ આવી અનુચિત આજ્ઞા કરીને શા માટે તું અમારું અપમાન કરે છે?[19] હે દેવ! અમે સર્વ કુશનાભની પુત્રીઓ છીએ. અમે જો તારા પર ક્રોધ કરીએ, તો અમારા પ્રભાવ વડે તને તારા વાયુપદથી ભ્રષ્ટ કરવાને સમર્થ છીએ. પરંતુ એમ કરવાથી અમારું તપ નાશ પામે એમ સમજી અમે તને શાપ ન આપતાં માત્ર અમારા તપની રક્ષા કરીએ છીએ. હે દુષ્ટ બુદ્ધિવાળા વાયુ! પોતાના સત્યવાદી પિતાનું અપમાન કરીને (પિતાની સંમતિ સિવાય માત્ર વિષયકામના વડે સ્વતંત્ર થઈને) અમે સ્વયં વર વરીએ, એવો સમય કદાપિ પ્રાપ્ત ન થાઓ. અમારા પિતા કુશનાભ જ અમો સર્વ કન્યાઓના પ્રભુ અને પરમ દૈવત છે, માટે તે જે પુરુષની સાથે અમારો વિવાહ કરશે તે પુરુષ જ અમારો પતિ થશે.'[20-22]

કન્યાઓનું આવું વચન સાંભળી, અતિ ક્રોધયુક્ત થયેલા સમર્થ વાયુદેવે તે સર્વ કન્યાઓનાં શરીરમાં પ્રવેશ કરી તેઓનાં સર્વ અંગોને ભાંગી નાખ્યાં (તેથી તેઓ શરીરે ઠીંગણી, કૂબડી અને ભયભીત થઈ ગઈ).[23] વાયુ વડે હાડ ભાંગી જવાથી કદ્રૂપી થયેલી તે કન્યાઓ પરસ્પર લજ્જા પામવા લાગી અને ચોધાર આંસુએ રુદન કરવા લાગી. પછી એવી જ દશામાં લજવાતી લજવાતી તેઓ પિતાના ઘરમાં ગઈ. અત્યંત સ્વરૂપવાળી પોતાની વહાલી કન્યાઓને કૂબડી, કદ્રૂપી અને દીન થઈ ગયેલી જોઈને ઉદ્વેગ પામેલા કુશનાભ રાજાએ તેઓને પૂછ્યું કે,[24,25] 'હે પુત્રીઓ! આ શું થયું તે મને કહો. અરે, આવો બળાત્કાર કયા દુષ્ટે કર્યો છે? તમને આવી કુબજા, કદ્રૂપી કોણે કરી મૂકી છે, તે કહો. અરે, તમે સર્વ આમ રુદન કર્યા કરો છો, પરંતુ મને પોતાના દુઃખની વાત કેમ કહેતી નથી?' એટલું કહીને નિઃશ્વાસ મૂકતો કુશનાભ રાજા પોતાની કન્યાઓનાં દુઃખનું કારણ સાંભળવા એકાગ્રચિત્ત થયો.[26]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૩ મો

## કુશનાભકન્યાઓનાં બ્રહ્મદત્ત સાથે લગ્ન

तस्य तद्वचनं श्रुत्वा कुशनाभस्य धीमतः ।
शिरोभिश्चरणौ स्पृष्ट्वा कन्याशतमभाषत ॥ १ ॥

પોતાના પિતા બુદ્ધિમાન કુશનાભનાં વચન સાંભળી તે કન્યાઓએ પિતાના ચરણમાં મસ્તક વડે પ્રણામ કરી કહ્યું:[1] 'હે પિતાજી! સર્વ ભૂત-પ્રાણીઓમાં વિચરનારા વાયુએ અમારી આવી દશા કરી છે. તે દુષ્ટ અવળો માર્ગ ગ્રહણ કરી બળાત્કારે અમારો પરાભવ કરવા ઇચ્છે છે; પરંતુ ધર્મ-અધર્મનો વિચાર કરતો નથી.[2] તેણે જ્યારે અમારી આગળ પોતાનો દુષ્ટ ભાવ પ્રકટ કર્યો, ત્યારે અમોએ તેને કહ્યું કે, 'તારું કલ્યાણ થાઓ. અમે કાંઈ સ્વતંત્ર નથી કે જેથી તારી ઇચ્છાને આધીન થઈ શકીએ; પરંતુ અમારા પિતા કુશનાભ વિદ્યમાન છે, માટે તું તેમની પાસે જઈને યાચના કર; જો તે અમને તને આપશે, તો અમે તારી સ્ત્રીઓ થઈશું,' અમે એમ કહ્યું, છતાં પણ પાપી નિશ્ચયવાળા તે વાયુએ માન્યું નહિ અને ઊલટો ક્રોધે

ભરાઈ અમારાં અંગોને તેણે ભાંગી નાખ્યાં.[૩,૪]

અત્યંત ધાર્મિક અને તેજસ્વી કુશનાભે પોતાની કન્યાઓનું બોલવું સાંભળી (દુઃખી થવા છતાં તેઓની પ્રશંસા કરતાં) કહ્યું કે,[૫] 'હે મારી વહાલી પુત્રીઓ! તમને ધન્ય છે. વાયુએ તમારો મોટો અપરાધ કર્યો છતાં પણ તમોએ ક્ષમાવાળા પુરુષોને યોગ્ય કર્તવ્ય બજાવ્યું છે; અને તમે સર્વેએ એકમત થઈને તથા કામના વેગને સહન કરી મારા કુળની લજ્જા સાચવી છે, એ ઘણું જ મોટું કાર્ય કર્યું છે.[૬] અપરાધ કરનારા પર ક્ષમા કરવી, એ ગુણ જેમ પુરુષોને ભૂષણરૂપ છે, તેમ સ્ત્રીઓને પણ છે; પરંતુ દેવના વચનનો અનાદર કરી તમોએ કામવેગને સહન કર્યો એ તો અત્યંત દુષ્કર કાર્ય કર્યું છે.[૭] હે પુત્રીઓ! હું તમારા કાર્યથી પ્રસન્ન થઈને ઇચ્છું છું કે, જેવી તમારામાં ક્ષમા છે તેવી જ ક્ષમા મારા સઘળા કુળમાં અને દેશમાં રહે; કારણ કે ક્ષમા એ જ દાન છે, ક્ષમા એ જ સત્ય છે અને ક્ષમા એ જ યજ્ઞ છે, ક્ષમા એ જ યશ છે, ક્ષમા એ જ ધર્મ છે અને સઘળું જગત ક્ષમાના આધારે જ રહેલું છે.[૮]

હે કાકુત્સ્થ! ઇંદ્ર સમાન પરાક્રમી કુશનાભરાજાએ મધુર અને કોમળ વચનોથી કન્યાઓને સંતોષ પમાડીને પછી તેઓને પોતપોતાના મહેલમાં જવાની આજ્ઞા આપી;[૯] એટલે તે કન્યાઓ ત્યાંથી વિદાય થઈ. પછી કુશનાભરાજા પોતાની કન્યાઓ ઉમરલાયક થયેલી હોવાથી એકાંતમાં પોતાના મંત્રીઓની સાથે મળી દેશ તથા કુળને છાજે તેવા યોગ્ય વરને પોતાની કન્યાઓ આપવા માટે વિચારવા લાગ્યો.[૧૦]

એ સમયે કોઈ એક 'ચૂલી' નામના મહાતેજસ્વી અને શુભ આચરણવાળા ઋષિ બ્રહ્મચર્ય પાળીને તથા સર્વ ઇંદ્રિયો અને મનને એકાગ્ર કરીને તપ કરતા હતા.[૧૧] હે રામચંદ્ર! તે ચૂલી ઋષિ જે સ્થળે તપ કરતા હતા, તે સ્થળે 'ઊર્મિલા' નામની ગંધર્વીની પુત્રી સોમદા કાંઈક અભિલાષાથી આવી અને તે ઋષિની સારી રીતે સેવા કરવા લાગી.[૧૨] ધર્મિષ્ઠ બુદ્ધિવાળી તે સોમદા ચૂલી ઋષિની સેવામા તત્પર રહેતી હતી અને અત્યંત નમ્ર થઈને વારંવાર 'મારા પર અનુગ્રહ કરો' એમ કહેતી હતી. હે રઘુનંદન! આમ સેવા કરતાં કેટલોક સમય વીત્યા પછી તપથી નિવૃત્ત થયેલા ચૂલી ઋષિ તેના પર પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે, 'તારું કલ્યાણ થાઓ. હું તારી સેવાથી પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ.'[૧૩,૧૪]

ઋષિનું વચન સાંભળી તથા તેમને પ્રસન્ન થયેલા જાણી બીજાએ કહેલાં વાક્યોના તત્ત્વને સમજનારી ગંધર્વી સોમદા અત્યંત આનંદ પામી અને વાણી બોલવામાં કુશળ એવા તે ઋષિને મધુર સ્વરથી કહેવા લાગી કે,[૧૫] 'હે ભગવન્! જેવા તમે બ્રહ્મતેજ વડે યુક્ત છો અને બ્રહ્મવિચારરૂપી મહાન તપવાળા છો, તેવો જ બ્રહ્મતેજવાળો અને તપસ્વી તથા ધાર્મિક પુત્ર મને થાય, એમ હું ઇચ્છું છું.[૧૬] હે મુનિ! હજી સુધી હું પતિ વિનાની છું અને હવે પછી પણ કોઈની સ્ત્રી થવા ઇચ્છતી નથી; પરંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળીને તમારીજ સેવા કરું છું; માટે તમે બ્રહ્મતેજના પ્રભાવથી કોઈ પણ ઉપાયે મને માનસપુત્ર આપવા યોગ્ય છો.'[૧૭]

સોમદાનું વચન સાંભળી તેના પર પ્રસન્ન થયેલ ચૂલી ઋષિએ પોતાના બ્રહ્મતેજના પ્રભાવથી તેને મનોમય પુત્ર ઉત્પન્ન કરી આપ્યો.[×] તે પુત્ર બ્રહ્મતેજથી પ્રકટ્યો હોવાથી 'બ્રહ્મદત્ત' એવા નામથી પ્રખ્યાત થયો અને ચૂલી ઋષિનો માનસપુત્ર કહેવાયો.[૧૮] પછી દિવસ જતાં, તે બ્રહ્મદત્ત રાજા[+] સર્વ વિદ્યા તથા ગુણોથી સંપન્ન થયો; અને જેમ ઇંદ્ર સ્વર્ગમા નિવાસ કરી રહ્યો છે, તેમ ઉત્તમ લક્ષ્મીયુક્ત થયેલો તે બ્રહ્મદત્ત કાંપિલે વસાવેલી 'કાંપિલી' નામની નગરીમાં રહીને પ્રજાપાલન કરવા લાગ્યો.[૧૯]

હે કાકુત્સ્થ! આ તરફ કુશનાભ રાજા પોતાની

× તે સોમદા ગંધર્વી નૈષ્ઠિક બ્રહ્મચારિણી હતી, એટલે તેને પુત્ર આપવાનો અન્ય ઉપાય નહિ હોવાથી માનસપુત્ર આપ્યો.

+ સોમદા ક્ષત્રિયા હતી, તેથી તેનો પુત્ર બ્રહ્મદત્ત પણ ક્ષત્રિય થયો.

સો પુત્રીઓના લગ્ન વિષે વિચાર ચલાવી જ રહ્યો છે. એવામાં તેણે એ બ્રહ્મદત્તની પવિત્ર કીર્તિ સાભળી; તેથી તેણે નિશ્ચય કર્યો કે, 'હું મારી સોએ કન્યાઓ અત્યંત પરાક્રમી બ્રહ્મદત્તને જ પરણાવીશ.'[20] પછી મહાતેજસ્વી અને પૃથ્વીપતિ કુશનાભ રાજાએ પોતાના દૂતો દ્વારા બ્રહ્મદત્તને પોતાને ત્યાં તેડાવ્યો; અને શુભ દિવસે શુભ મુહૂર્તમાં અત્યંત પ્રસન્ન ચિત્ત વડે પોતાની સોએ કન્યાઓનાં તેની સાથે લગ્ન કર્યાં.[21] હે રઘુનંદન! તે સમયે ઇંદ્ર સમાન તેજસ્વી બ્રહ્મદત્તે અનુક્રમે તે સોએ કન્યાઓનું પાણિગ્રહણ કર્યું. પાણિગ્રહણ કરવા સમયે બ્રહ્મદત્તના હાથનો સ્પર્શ થતાં માત્રમાં તે સોએ કન્યાઓની કદ્રૂપતા જતી રહી અને તેઓ પૂર્વની પેઠે અત્યંત કાંતિવાળી તથા દુઃખરહિત થઈ. આમ બ્રહ્મદત્તના પ્રભાવ વડે પોતાની સોએ કન્યાઓને વાયુના રોગથી મુક્ત થયેલી જોઈને બ્રહ્મદત્ત પર પ્રીતિયુક્ત થયેલો કુશનાભ રાજા વારંવાર હર્ષ પામવા લાગ્યો.[22,23] ત્યાર પછી કુશનાભ રાજાએ પોતાના જમાઈ બ્રહ્મદત્ત રાજાને, તેની સોએ સ્ત્રીઓ અને ઉપાધ્યાય સહિત કાંપિલ નગર પ્રત્યે વિદાય કર્યો.[24]

જ્યારે બ્રહ્મદત્ત પોતાની સો સ્ત્રીઓ સાથે ઘેર આવ્યો, ત્યારે તેની માતા સોમદા પોતાના પુત્રનો યોગ્ય સ્ત્રીઓ સાથે વિવાહ થયેલો જોઈને આનંદ પામી અને તેણે સોએ વહુઓની તથા કુશનાભ રાજાની પ્રશંસા કરી કહ્યું કે, 'આ સ્ત્રીઓને ધન્ય છે, કે જેઓએ વાયુદેવના વચનનો પણ અનાદર કરી પોતાનો કુળધર્મ સાચવ્યો છે; તેમ જ કુશનાભ રાજાને પણ ધન્ય છે કે, જેને આવા ઉત્તમ ગુણવાળી કન્યાઓ છે.'[25,26]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૪ મો

## વિશ્વામિત્રના પિતા ગાધિ રાજાનો જન્મ

कृतोद्वाहे गते तस्मिन्ब्रह्मदत्ते च राघव ।
अपुत्रः पुत्रलाभाय पौत्रीमिष्टिमकल्पयत् ॥ १ ॥

વિશ્વામિત્ર મુનિએ કહ્યું : 'હે રાઘવ! પોતાની સોએ પુત્રીઓનો વિવાહ કરી તેઓને બ્રહ્મદત્ત સાથે વળાવ્યા પછી કુશનાભ રાજા ઉદાસ થઈ ગયો; કારણ કે તેને પુત્ર ન હતો, તેથી તેણે એ પુત્રીઓને જ પુત્રરૂપ માનીને ઉછેરી મોટી કરી હતી પછી પુત્રપ્રાપ્તિ માટે તેણે 'પુત્રેષ્ટિ' યજ્ઞનો આરંભ કર્યો.[1] પુત્રેષ્ટિ યજ્ઞ ચાલતો હતો તેવામાં પરમ ઉદાર સ્વભાવવાળા કુશ રાજા કે જે કુશનાભના પિતા થાય છે. તેણે ત્યાં આવી કુશનાભને કહ્યું કે,[2] 'હે પુત્ર! તને તારા સરખો અનેઅત્યંત ધાર્મિક 'ગાધિ' નામનો એક પુત્ર પ્રાપ્ત થશે અને તેનાથી જગતમાં તારી અચળ કીર્તિ ફેલાશે.' હે રામ! એ પ્રમાણે પોતાના પુત્ર કુશનાભને કહી, રાજર્ષિ કુશ રાજા યોગસિદ્ધિથી આકાશાદિ સૂક્ષ્મરૂપે થઈને સનાતન બ્રહ્મલોકમાં ગયા અર્થાત્ મોક્ષ પામ્યા.[3,4]

કુશનાભ રાજાનો પુત્રેષ્ટિ યજ્ઞ સમાપ્ત થયા પછી કેટલોક કાળ વ્યતીત થયા બાદ તેને ત્યાં પરમ ધર્મનિષ્ઠ 'ગાધિ' નામના પુત્રનો જન્મ થયો.[5] હે કાકુત્સ્થ! પરમ ધાર્મિક તે ગાધિ મારા પિતા થાય છે. હે રઘુનંદન! મારો જન્મ બ્રહ્મપુત્ર કુશ રાજાના વંશમાં થયેલો છે માટે હું 'કૌશિક' કહેવાઉં છું.[6] વળી હે રાઘવ! મારાથી પ્રથમ જન્મેલી 'સત્યવતી' નામની મારી મોટી બહેન હતી કે જેનો વિવાહ 'ઋચિક' નામના ઋષિની સાથે કર્યો હતો* તે યથાર્થ પતિવ્રતધર્મ પાળીને

* પુરાણોમાં કહ્યા છે કે, સત્યવતીએ પોતાના સ્વામી પાસે બે ચરુ તૈયાર કરાવ્યા હતા, તેમાં એક પોતાને પુત્ર થવા માટે હતો અને બીજો પોતાની માતાને પુત્ર (પોતાનો ભાઈ) થવા માટે હતો; પરંતુ સમજફેરથી જે ચરુ પોતાને માટે હતો તે તેણે માતાને આપ્યો અને માતા માટે હતો તે પોતે ભક્ષણ કર્યો; જેથી તેના ભ્રાતા વિશ્વામિત્ર બ્રહ્મતેજયુક્ત થયા અને પોતાનો પુત્ર ક્ષત્રિયતેજયુક્ત થવાનો હતો; પરંતુ ઋચિકના વચનથી

મનુષ્ય શરીર સહિત પોતાના પતિની સાથે સ્વર્ગમાં ગઈ છે અને પુનઃ તે મારી બહેન સત્યવતી લોકનું હિત કરવા માટે પોતાના દિવ્ય દેહે કરીને પવિત્ર જળવાળી ‘કૌશિકી’ નામની મહાનદી થઈને હિમાલય પર્વત પર વહે છે. હે રઘુનંદન! મારી મોટી બહેન પર મારો અત્યંત સ્નેહ હોવાને લીધે હું હિમાલય પર્વતની પાસે વહેતી તે નદીના કિનારા પર આવેલા આશ્રમમાં સુખપૂર્વક નિવાસ કરું છું.[૭–૧૦] હે રામ! પવિત્ર આચરણવાળી અને સત્યધર્મમાં રહેલી પતિવ્રતા તે મારી બહેન સત્યવતી હાલમાં ‘કૌશિકી’ નામની શ્રેષ્ઠ નદી થયેલી છે. હે રામ! જો કે હું તે કૌશિકી નદીના તટ પર જ વસું છું, પરંતુ યજ્ઞ કરવાની ઇચ્છાથી સિદ્ધાશ્રમમાં આવ્યો હતો; કારણ કે તે યજ્ઞ ત્યાં થઈ શકે તેમ હતો. હે રાઘવ! તમારા પ્રભાવથી નિર્વિઘ્ને યજ્ઞ સમાપ્ત કરી હું સિદ્ધિને પ્રાપ્ત થયો છું.[૧૧,૧૨]

હે મોટી ભુજાવાળા રામ! તમારા પૂછવા પ્રમાણે મેં તમને આ પ્રદેશનું વર્ણન કહી સંભળાવ્યું તથા તેની સાથે મારા વંશની અને મારી ઉત્પત્તિ પણ કહી સંભળાવી.[૧૩] હે કાકુત્સ્થ! આ વાતો કરતાં હવે અર્ધી રાત્રિ વીતી ગઈ છે; માટે તમે સુખે નિદ્રા લો કે જેથી આગળ ચાલવામાં વિઘ્ન ન થાય.[૧૪] હે રઘુનંદન! જુઓ, અર્ધી રાત્રિ વીતી ગયેલી હોવાથી વનનાં સર્વ મૃગો અને પક્ષીઓ પોતપોતાનાં સ્થાનમાં શાંત થઈ સૂઈ રહ્યાં છે, વૃક્ષો પણ હાલતાં નથી તથા સઘળી દિશાઓ રાત્રિના ઘોર અંધકાર વડે છવાઈ ગઈ છે![૧૫] અર્ધરાત્રિનો સમય ધીમે ધીમે વ્યતીત થાય છે; અને હજારો નક્ષત્રો તથા તારાઓથી ખીચોખીચ ભરાયેલું આકાશ જાણે હજારો નેત્રોથી વીંટાયેલું હોય એવું પ્રકાશે છે! વળી પોતાની શીતળ કાંતિ વડે સર્વ લોકના અંધકારનો નાશ કરી, સર્વ ભૂત–પ્રાણીઓના મનને આનંદ આપનાર ચંદ્રમા ધીમે ધીમે ઉદય પામે છે;[૧૬,૧૭] તેમ જ રાત્રિમાં પ્રકટપણે વિચરનારાં, ભયંકર સ્વરૂપવાળાં અને માંસનું ભક્ષણ કરનારાં, યક્ષો, રાક્ષસો તથા પિશાચો વગેરેનાં ટોળાં આમતેમ ભ્રમણ કરે છે; તેથી હજી એક ઊંઘ લેવા જેટલી રાત્રિ બાકી છે, માટે સૂઈ જાઓ!’[૧૮] એમ કહીને મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ શાંત થયા, ત્યારે સર્વ મુનિઓ આનંદયુક્ત થઈને તેમની પ્રશંસા કરવા લાગ્યા કે,[૧૯] ‘અહો, આ કુશિકોનો વંશ નિરંતર ધર્મમાં તત્પર રહેનાર અને મહાન શ્રેષ્ઠ છે કે, જે વંશમાં જન્મેલા ઉત્તમ અને મહાત્મા સર્વ પુરુષો બ્રહ્મર્ષિ સમાન થયેલા છે.[૨૦] તેમાં વળી હે મોટી કીર્તિવાળા વિશ્વામિત્ર! તમે તો ખાસ કરીને બ્રહ્મર્ષિ થયેલા છો! તમારી મોટી બહેન સત્યવતી ‘કૌશિકી’ નામની મહાનદી થઈને તમારા કુળનો તથા સઘળા જગતનો ઉદ્ધાર કરનારી થઈ છે.’[૨૧] એ પ્રમાણે મુનિઓએ પ્રશંસા કરી. પછી શ્રીમાન વિશ્વામિત્ર મુનિ અસ્ત પામેલા સૂર્યની પેઠે શાંત થઈ આસન પર સૂઈ ગયા.[૨૨] વિશ્વામિત્રે કહેલી કથા સાંભળી કંઈક વિસ્મય પામેલા રામચંદ્ર તથા લક્ષ્મણ પણ મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રની પ્રશંસા કરીને નિદ્રાવશ થયા.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૫ મો

## ગંગા અને પાર્વતીની ઉત્પત્તિ

उपास्य रात्रिशेषं तु शोणाकूले महर्षिभिः ।
निशायां सुप्रभातायां विश्वामित्रोऽभ्यभाषत ॥ १ ॥

સર્વ મહર્ષિઓ સહિત વિશ્વામિત્ર મુનિએ શેષ રહેલી રાત્રિનો સમય તે શોણનદીના તટ પર જ નિદ્રામાં વિતાવ્યો. રાત્રિ વ્યતીત થઈ અને પ્રાતઃકાળ થયો કે તુરત જાગ્રત થયેલા વિશ્વામિત્રે રામચંદ્રને સંબોધી કહ્યું :[૧] ‘હે રામ! તમારું કલ્યાણ થાઓ. રાત્રિ પૂર્ણ થઈ છે અને સુંદર પ્રાતઃકાળ થયો છે. સંધ્યા કરવાનો સમય ચાલે છે, માટે ઊઠો, ઊઠો, સત્વર નિત્યકર્મ આટોપી લો અને આગળ પ્રયાણ કરવા તૈયાર થાઓ.’[૨]

વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી રામ–લક્ષ્મણ

પુત્રનો પુત્ર ક્ષત્રિયતેજવાળો થયો. એટલે કે સત્યવતીનો પુત્ર જમદગ્નિ અને તેનો પુત્ર પરશુરામ થયો કે જેણે પૃથ્વીને એકવીસ વાર નિઃક્ષત્રિયા કરી છે.

જાગ્રત થયા અને નિત્યકર્મ આટોપી આગળ પ્રયાણ કરવા માટે સજ્જ થઈ વિશ્વામિત્ર મુનિને કહેવા લાગ્યા કે,[૩] 'હે બ્રહ્મન્! આ પવિત્ર અને અલ્પ જળવાળી+ શોણનદી વેળુથી રમણીય લાગે છે; પરંતુ સામે પાર જવા માટે આપણે કયા માર્ગથી ઊતરીશું? અર્થાત્ સામે પાર જવામાં કયો માર્ગ સુગમ પડશે?'[૪]

રામચંદ્રનું વચન સાંભળી વિશ્વામિત્ર મુનિએ કહ્યું કે, 'આ માર્ગે થઈને અનેક મહર્ષિઓ જાય છે, તેથી મેં આ માર્ગેથી જવાનો નિશ્ચય કર્યો છે. એમ કરવાથી કાંઈ પણ અડચણ નડશે નહિ.'[૫] (બુદ્ધિમાન વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી તેમણે દર્શાવેલા માર્ગે થઈ સર્વ મહર્ષિઓ સહિત રામ–લક્ષ્મણ શોણનદીની પાર ઊતર્યા. પછી તેઓ સર્વ અનેક પ્રકારનાં વનોની શોભાને નીરખતા નીરખતા આગળ ચાલવા લાગ્યા. ચાલતાં ચાલતાં મધ્યાહ્ન સમય થયો ત્યારે સર્વ મુનિઓ વિશ્રામ લેવાની ઇચ્છા કરવા લાગ્યા.) એટલામાં સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને પવિત્ર જળવાળી જાહ્નવી–ગંગાનદી તેઓના જોવામાં આવી. જેના તટ પર મુનિઓએ નિવાસ કરેલો છે અને હંસો તથા સારસો આદિ અનેક પક્ષીઓએ જેને સેવેલી છે, એવી ગંગાનદી જોઈને રામ–લક્ષ્મણ અને વિશ્વામિત્ર સહિત સર્વ મહર્ષિઓ અત્યંત હર્ષ પામ્યા.[૬,૭] પછી તેઓએ ગંગાના પવિત્ર કિનારા પર ઉતારો કર્યો અને સ્નાન કરી પોતપોતાના પિતૃઓ અને દેવોનાં તર્પણ કર્યાં.[૮] પછી અગ્નિહોત્ર કરી બાકી રહેલા અમૃત સમાન હવિષ્યાન્નનું ભોજન કરી આનંદપૂર્વક વિશ્રામ કર્યો. એ સમયે પોતપોતાનાં નિત્યકર્મથી પરવારી સર્વ મહર્ષિઓ મહાત્મા વિશ્વામિત્રની આસપાસ આવી બેસવા લાગ્યા. રામ અને લક્ષ્મણ પણ પોતાના ગુરુ વિશ્વામિત્રની આગળ નમ્રભાવે બેઠા.[૯]

એ સમયે ગંગાનદીના રમણીય તરંગોને જોઈ, આનંદિત ચિત્તવાળા થયેલા રામચંદ્રે વિશ્વામિત્ર મુનિને પૂછ્યું:[૧૦] 'હે ભગવન્! સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ, એ ત્રણે લોકમાં ગતિ કરનારી–ત્રિપથગા ગંગાનદી કે જે ત્રણે લોકોને પવિત્ર કરતી નદ અને નદીઓના પતિ સમુદ્રમાં જઈને મળે છે, તેની આવી ઉત્તમ સ્થિતિ શા કારણથી થયેલી છે, તે હું સાંભળવા ઇચ્છું છું.' એ પ્રમાણે રામચંદ્રે પ્રશ્ન કર્યાથી મહામુનિ વિશ્વામિત્ર ગંગાનો જન્મ કેવી રીતે થયો તથા તેની ત્રણે લોકમાં ગતિ શાથી થઈ છે, એ સંબંધથી કથા કહેવા લાગ્યા.[૧૧,૧૨]

વિશ્વામિત્ર મુનિએ કહ્યું: 'હે રામ! જેના ઉપર સુવર્ણ વગેરે સર્વ ધાતુઓની ખાણો આવેલી છે અને જે પર્વતોનો રાજા છે અર્થાત્ સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ છે, તે હિમાલય પર્વતને ત્યાં બે કન્યાઓનો જન્મ થયો છે કે જે કન્યાઓના સમાન સ્વરૂપસૌંદર્ય આખી પૃથ્વીમાં અન્ય કોઈ પણ સ્થળે નથી.[૧૩] હે રામ! સુંદર મધ્યવાળી અને રમણીય સ્વરૂપવાળી મેરુ પર્વતની પુત્રી મેના, જે હિમાલયની પ્રિય પત્ની છે, તેના પેટે એ બને કન્યાઓનો જન્મ થયો છે.[૧૪] હે રાઘવ! હિમાલયની એ બંને પુત્રીઓમાં મોટીનું નામ 'ગંગા' અને નાનીનું 'ઉમા' એવું નામ છે. સમય જતા બંને કન્યાઓ મોટી થઈ અને પતિને વરવા યોગ્ય થઈ, ત્યારે સર્વ દેવોએ પોતાનું કાંઈ કાર્ય સિદ્ધ થવાની ઇચ્છાથી હિમાલય પાસે આવી તેની મોટી કન્યા ગંગાની માગણી કરી.×[૧૫,૧૬] હિમાલયે પણ 'યાચના કરનારને નિરાશ કરવો યોગ્ય નથી અને તેમાં વળી આ તો દેવલોકો છે એટલે

+ આ સ્થળે મૂળ સંસ્કૃતમાં 'कतरेण पथा ब्रह्मन् सतरिष्यामहे वयम्। એમ છે તે ઉપર રામાયણ શિરોમણિ ટીકાકાર લખે છે કે, 'कतरेणेत्युक्त्या तत्र मार्गद्वयेन मनुष्यसंतरणमिति ध्वनितम्। एतेन 'अगाध' इति पदच्छेदो न रमणीय इति बोध्यम्॥ 'ક્યા માર્ગથી ઊતરીશું' એ વાક્યમાં 'ક્યા' એમ કહેવાથી બીજા માર્ગનું અસ્તિત્વ સંભવે છે, માટે મનુષ્યોને ઊતરવાના બે માર્ગો હશે એમ જણાય છે અને મનુષ્યો ઊતરી શકે તેમ હોવાથી મૂળ સંસ્કૃતમા 'अगाध' એવો પદચ્છેદ નહિ કરતાં 'गाध' (અલ્પ જળવાળી) એમ કરવો જ યોગ્ય છે ગોવિંદરાજની ટીકામાં પણ તેમ જ છે.

× દેવોને એ કાર્ય સિદ્ધ કરવું હતું કે, શિવવીર્યને ધારણ કરવાથી કાર્તિકેયનો જન્મ થાય અને તેથી તારકાસુરનો વધ થાય.

મારે તેઓની યાચના પૂર્ણ કરવી જ જોઈએ;' એવો ધર્મ વિચારી ત્રણે લોકોનું હિત કરવાની ઇચ્છાથી, સ્વચ્છંદ માર્ગે ગતિ કરનારી અને જગતને પવિત્ર કરનારી પોતાની મોટી પુત્રી ગંગા દેવોને અર્પણ કરી.[17] પછી પોતાના આત્માને કૃતાર્થ માનનારા ને ત્રણે લોકોનું હિત ઇચ્છનારા એ દેવો ત્રૈલોક્યના સુખ માટે ગંગાનદીને લઈ સ્વસ્થાને ગયા.[18]

હે રઘુનંદન! હિમાલયની જે બીજી 'ઉમા' (પાર્વતી) નામની પુત્રી હતી તે સુંદર આચરણવાળું વ્રત ધારણ કરી શિવની પ્રાપ્તિ માટે ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગી. હિમાલયે પણ ઉગ્ર તપશ્ચર્યા કરવાથી સર્વ લોકોએ નમન કરવા યોગ્ય થયેલી તે પાર્વતીને તેના તપ વડે પ્રસન્ન થયેલા શિવની સાથે પરણાવી.[19,20] હે રાઘવ! એ પ્રમાણે પર્વતરાજ હિમાલયથી નદીઓમાં શ્રેષ્ઠ 'ગંગા' તથા 'ઉમા' નામની બંને પુત્રીઓ ત્રણે લોકોમાં વંદનીય થઈ છે. હે ગતિ કરનારાઓમાં શ્રેષ્ઠ! જેવી રીતે પાપનો નાશ કરનારી આ ગંગાનદી ત્રિપથગા (ત્રણ માર્ગે ગતિ કરનારી) થઈ છે, તે સંબંધી સઘળી કથા મેં કહી સંભળાવી. તે ગંગાનદી પ્રથમ તો આકાશમાર્ગમાં ગઈ, પછી સ્વર્ગલોકમાં ગઈ અને ત્યાંથી પુનઃ પોતાના જળપ્રવાહ વડે આ ભૂલોકમાં આવી છે; માટે હે રામ! આ ગંગા ત્રિપથગા શૈલેંદ્રતનયા+ અને સુરનદી− કહેવાય છે.[21,22]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૫ મો સર્ગ સમાપ્ત

## સર્ગ ૩૬ મો

### શિવપાર્વતીની ક્રીડા અને દેવોને શાપ

उक्तवाक्ये मुनौ तस्मिन्नुभौ राघवलक्ष्मणौ ।
प्रतिनंद्य कथां वीरावूचतुर्मुनिपुंगवम् ॥ १ ॥

મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર મહર્ષિનાં વચન સાંભળીને, રઘુવીર રામ–લક્ષ્મણ તેમણે કહેલી કથાની પ્રશંસા કરીને કહેવા લાગ્યા કે,[1] 'હે બ્રહ્મન્! આપે શૈલસુતાનું ધર્મયુક્ત અને પવિત્ર ચરિત્ર અમને સંભળાવ્યું; પરંતુ શૈલરાજ હિમાલયની જ્યેષ્ઠ પુત્રી ગંગાનું, સ્વર્ગમાંથી આ મૃત્યુલોકમાં કેવી રીતે અને શા માટે આગમન થયું, એ સર્વ વિસ્તારથી કહી સંભળાવો; કારણ કે આપ તેનો વિસ્તાર સારી રીતે જાણો છો.[2] હે મુનિશ્રેષ્ઠ! ત્રણે લોકોને પવિત્ર કરનારી અને નદીઓમાં ઉત્તમ એવી તે ગંગા ભૂલોક, ભુવર્લોક અને સ્વર્લોકના માર્ગમા શા કારણથી પ્રસરી છે? તથા તેનું 'ત્રિપથગા' એવું નામ શાથી થયું?[3] વળી હે ધર્મને જાણનારા મુનિ! ત્રણે લોકોને વિષે તે ગંગાનાં કેવાં કેવાં ચરિત્રો પ્રસિદ્ધ છે, તે કહો.' રામ–લક્ષ્મણનો પ્રશ્ન સાંભળી તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર મુનિ સર્વ ઋષિમંડળના સાંભળતાં ગંગાની સર્વ કથા કહેવા લાગ્યા.[4]

મહર્ષિ વિશ્વામિત્રે કહ્યું: 'હે રામ! પૂર્વે મહાતપસ્વી મહાદેવજી કે જે પાર્વતીના તપથી પ્રસન્ન થયા હતા, તેમનો શૈલપુત્રી પાર્વતીની સાથે વિવાહ થયો.[5] ત્યાર પછી ભગવાન મહાદેવજી પાર્વતીને જોઈ તેમની સાથે વિહાર કરવા પ્રવૃત્ત થયા. હે વીર! બુદ્ધિમાન મહાદેવજીને એ રતિવિહાર કરતાં કરતા દેવતાઓનાં સો વર્ષ વીતી ગયાં; તોપણ હે રામ! પાર્વતીના ગર્ભથી પુત્ર કે પુત્રીનો જન્મ થયો નહિ. એ જોઈ બ્રહ્માદિ સઘળા દેવોએ વિચાર કર્યો કે, 'રતિક્રીડા કરતા મહાદેવજીને દિવ્ય સો વર્ષ વીતી ગયાં, તોપણ તેમને કાંઈ સંતાન થયું નથી; પરંતુ એમ કરતાં કદાચ ઘણે કાળે, તેમના દુઃસહ વીર્યથી પાર્વતીમાં કોઈ સંતાન ઉત્પન્ન થશે, તો તેના બળને કોણ સહન કરી શકશે? માટે આપણે આ સંબંધી કાંઈ ઉપાય કરવો જોઈએ.' એમ વિચારી સર્વ દેવો મહાદેવજીની પાસે આવ્યા અને તેમને પ્રણામ કરી કહેવા લાગ્યા: 'હે દેવોમાં શ્રેષ્ઠ મહાદેવજી! તમે સર્વ લોકનું હિત કરવામા તત્પર છો; માટે અમે પ્રણામ કરી તમારી પ્રાર્થના કરીએ છીએ કે, હે દેવોત્તમ દેવ! જો તમારાથી પાર્વતીના વિષે કાંઈ સંતાન ઉત્પન્ન થશે, તો તમારા તે સંતાનરૂપ તેજને કોઈ પણ પ્રાણી સહન

+ હિમાલયની પુત્રી. − સ્વર્ગના દેવોની નદી.

કરી શકશે નહિ; માટે તમે લોકો પર કૃપા કરો અને ત્રિલોકના હિત માટે પોતાના વીર્યને પોતાના તેજઃસ્વરૂપમાં જ ધારણ કરી પાર્વતી સહિત વેદોક્ત તપશ્ચર્યા કરો કે જેથી સર્વ લોકની રક્ષા થશે. હે મહાદેવજી! તમે સર્વ જગતનો નાશ ન કરો![૧૧-૧૨]

દેવોનું વચન સાંભળી મહાદેવજીએ તેને માન્ય કર્યું અને કહ્યું કે, 'હે દેવો! પાર્વતી સહિત હું મારા તેજને મારા તેજઃસ્વરૂપમા જ ધારણ કરીશ; ભલે, સઘળી પૃથ્વી અને તે પર વસતા સર્વ લોકો સુખી થાઓ;[૧૩] પરંતુ હે દેવો! સો વર્ષ પર્યંત ક્રીડા કરવાથી ક્ષોભ પામેલું મારું વીર્ય કે જે દેવકાર્ય કરવામાં સમર્થ હોવાથી ઉત્તમોત્તમ છે, તે કદાચ સ્ખલિત થશે તો તેને કોણ ધારણ કરી શકશે, તે કહો.'[૧૪]

મહાદેવજીનુ વચન સાંભળી દેવોએ પુનઃ કહ્યું: 'હે પ્રભુ! કદાચ એમ થશે તો આપના તે વીર્યને આ ધરા (પૃથ્વી) ધારણ કરશે.'[૧૫] એ પ્રમાણે દેવોએ કહ્યું કે તુરત જ મહાસમર્થ મહાદેવજીએ ક્ષુભિત થયેલા પોતાના વીર્યનો ત્યાગ કર્યો. ત્યારે તે વીર્ય વડે અનેક પર્વતો અને વનો સહિત સઘળી પૃથ્વી છવાઈ ગઈ.[૧૬] એ જોઈ દેવોએ અગ્નિને કહ્યું: 'હે મહાતેજસ્વી અગ્નિ! વાયુ સહિત તું સઘળી પૃથ્વીમા પ્રસરતા આ શિવના વીર્યમાં પ્રવેશ કર.'[૧૭] દેવોની આજ્ઞા થવાથી અગ્નિએ તે વીર્યમાં પ્રવેશ કર્યો, ત્યારે તો તે સઘળું શિવવીર્ય એકઠું થઈ શ્વેત પર્વતના જેવા આકારવાળું થઈ ગયું અને જ્યાં એ સ્ખલિત થયું હતું ત્યાં અગ્નિ તથા સૂર્ય જેવું પ્રકાશિત અને દિવ્ય એવું એક શરવણ (સરખટનુ ભોથું) ઊગ્યું, જેના વિષે મહાતેજસ્વી અગ્નિસંભવ કાર્તિકેય (કાર્તિકસ્વામી)નો જન્મ થયો હતો. હે રામચંદ્ર! એ પ્રમાણે પોતાનું ઇચ્છિત કાર્ય સિદ્ધ થવાથી અત્યંત પ્રસન્નચિત્ત થયેલા ઋષિઓ સહિત દેવોએ પાર્વતીદેવીની અને મહાદેવજીની સ્તુતિપૂર્વક પૂજા કરી; પરંતુ હે રામ! સ્તુતિથી પ્રસન્ન થવાને બદલે પાર્વતીદેવી તો ઊલટાં ક્રોધયુક્ત થયાં; કારણ કે દેવોએ પોતાને પુત્રપ્રાપ્તિ થવામાં વિઘ્ન નાખ્યું હતું. માટે ક્રોધ વડે અત્યંત રાતા નેત્રવાળાં દેવીએ દેવોને શાપ આપ્યો કે, 'હે દેવો! હું પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી મહાદેવજીની સાથે વિહાર કરતી હતી; પરંતુ તમોએ તે કાર્યમાં અટકાવ કર્યો છે, તેથી તમે પણ તમારી સ્ત્રીઓ વિષે સંતાન ઉત્પન્ન કરી શકશો નહિ. હે દેવો! આજથી આરંભીને તમારી સ્ત્રીઓ પણ પ્રજા વિનાની રહેશે.'[૧૮-૨૨]

એ પ્રમાણે દેવોને શાપ આપી, પૃથ્વીને પણ કહ્યું કે, 'હે પૃથ્વી! તું પણ ઘણા પુરુષોની સ્ત્રી થઈશ અર્થાત્ અનેક વીર રાજાઓ તને ભોગવશે, તારા પર રાજ્ય કરશે; અને તું ઉખર આદિ અનેક રૂપવાળી થઈશ.[૨૩] વળી હે દુષ્ટ બુદ્ધિવાળી પૃથ્વી! મને પુત્ર ન થાય એમ ધારી તેં દેવોની ઇચ્છાનુસાર શિવવીર્ય ધારણ કર્યું અને મને પુત્ર ન થવાના કાર્યમાં સહાયતા કરી; માટે મારા ક્રોધથી દૂષિત થયેલી તું પણ પુત્રસુખ નહિ પામે.'[૨૪]

એ રીતે પાર્વતીદેવીના શાપથી સર્વ દેવોને દુઃખી થયેલા જોઈ, પોતાના ભક્તનુ દુઃખ નહિ જોઈ શકવાથી અને પ્રિય પત્નીએ આપેલા શાપને વ્યર્થ કરવા અસમર્થ હોવાથી, મહાદેવજી તે સ્થળ ત્યજી પશ્ચિમ દિશા તરફ જવા તૈયાર થયા.[૨૫] પછી પાર્વતીદેવી સહિત મહાદેવજીએ તે હિમાલય પર્વતના ઉત્તર ભાગમાં આવેલા 'હિમવત્પ્રભવ' નામના શિખર પર જઈ તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૨૬] હે રામ-લક્ષ્મણ! આ મે તમને હિમાલય પર્વતની પુત્રી પાર્વતીદેવીનો વિસ્તાર કહ્યો. હવે તેની જ્યેષ્ઠ પુત્રી ગંગાનો પ્રભાવ કહું છું, તે સાંભળો.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૩૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૭ મો

## કાર્તિકેયની ઉત્પત્તિ

**तप्यमाने तदा देवे सेन्द्राः साग्निपुरोगमाः ।**
**सेनापतिमभीप्सन्तः पितामहमुपागमन् ॥ १ ॥**

હે રામચંદ્ર! ઉમા સહિત મહાદેવજી તપશ્ચર્યા કરવામાં પ્રવૃત્ત થયા, ત્યારે અગ્નિ તથા ઇંદ્ર સહિત સર્વ દેવો (સેનાપતિ વિનાના થઈ જવાથી) સેનાપતિ મેળવવા માટે બ્રહ્મદેવની પાસે ગયા.[૧] હે રામ! ત્યાં જઈ, તે સર્વ દેવોએ ભગવાન પિતામહ બ્રહ્મદેવને પ્રણામ કરી કહ્યું કે,[૨] 'હે બ્રહ્મદેવ! પૂર્વે આપે અમોને જે સેનાપતિ આપ્યા હતા, તે મહાદેવજી તો પોતાની પત્ની પાર્વતી સહિત ઉગ્ર તપશ્ચર્યા કરે છે, એટલે કે હાલમાં અમે સેનાપતિ વિનાના છીએ; તો હવે પછી સેનાપતિ મેળવવા માટે જે કાર્ય કરવું યોગ્ય હોય તે તમે લોકોના હિતાર્થે શીઘ્ર કરો; કેમ કે તમે કર્તવ્યવિધિને સારી પેઠે જાણનારા છો અને તમે દેવોના ઉત્તમ શરણરૂપ છો.'[૩,૪]

દેવોનું વચન સાંભળી સર્વ લોકોના પિતામહ બ્રહ્મદેવે તેઓને મધુર વાક્યો વડે સાંત્વન આપતાં કહ્યું કે,[૫] 'હે દેવગણો! શૈલરાજની પુત્રી પાર્વતી-દેવીએ તમને જે શાપ આપ્યો છે કે 'તમે તમારી પત્નીઓમાં સંતાન ઉત્પન્ન કરી શકશો નહિ' તે શાપ કોઈ પણ પ્રકારના અપવાદ વિનાનો (અમોઘ) અને સત્ય જ છે, એમાં સંદેહ નથી;[૬] પરંતુ આ શિવવીર્ય ધારણ કરનારો અગ્નિ આકાશગંગા વિષે તમારો સેનાપતિ થવાને લાયક તથા શત્રુઓનું દમન કરનારો પુત્ર ઉત્પન્ન કરશે.[૭] અગ્નિએ શિવવીર્યથી ઉત્પન્ન કરેલા તે પુત્રને હિમાલય પર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગા તથા પાર્વતી બહુ માન્ય કરશે.'[૮]

હે રઘુનંદન! બ્રહ્મદેવનું વચન સાંભળી કૃતાર્થ થયેલા સર્વ દેવોએ તેમની પૂજા કરી અને પ્રણામ કર્યા.[૯] પછી હે રામ! તે સર્વ દેવો અનેક પ્રકારની ધાતુઓ વડે સુશોભિત તથા પવિત્ર એવા કૈલાસ પર્વત પર ગયા કે જ્યાં અગ્નિ સ્ખલિત થયેલા શિવવીર્યમાં પ્રવેશ કરી રહ્યો હતો. ત્યાં જઈ દેવોએ ભાવિ સેનાપતિરૂપ પુત્ર ઉત્પન્ન કરવા માટે અગ્નિને કહ્યું :[૧૦] 'હે મહાતેજસ્વી હુતાશન! આપણા સર્વના કાર્યની સિદ્ધિ માટે તું શૈલપુત્રી ગંગાને વિષે મહાદેવજીના તેજ (વીર્ય)નો ત્યાગ કર.'[૧૧] દેવોનુ વચન સાંભળી અગ્નિએ તે કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરી અને ગંગાની પાસે આવી કહ્યું : 'હે દેવી! તું મારી પાસેથી શિવવીર્ય લઈ ગર્ભ ધારણ કર; કારણ કે આ કાર્ય દેવોનું અત્યંત પ્રિય કરનારું છે.'[૧૨] અગ્નિનું વચન સાંભળી ગંગાએ તુરત જ દિવ્ય (સ્ત્રીનું) સ્વરૂપ ધારણ કર્યું; ત્યારે તેનું સ્વરૂપસૌંદર્ય જોઈ મોહિત થયેલા અગ્નિએ પણ પોતે ધારણ કરેલુ સઘળું શિવવીર્ય તે (ગંગા) વિષે છોડી દીધું. હે રઘુનંદન! અગ્નિએ ચારે બાજુથી સઘળું શિવવીર્ય ગંગામાં સીંચ્યુ કે જેથી ગંગાના સર્વ અવયવો ભરાઈ ગયા.[૧૩,૧૪] તે સમયે ગંગા શિવજીના તે વીર્યનો તાપ સહન ન કરી શકવાથી બળવા લાગી અને તેના ચિત્તમાં અત્યંત વ્યથા ઉત્પન્ન થઈ; તેથી તેણે સર્વ દેવોનુ હિત કરવાની ઇચ્છાવાળા અગ્નિને કહ્યું કે, 'હે અગ્નિદેવ! હું તારા ઉગ્ર તેજને ધારણ કરી શકતી નથી; કેમ કે તે મહાદેવજીનું છે.' ગંગાનું વચન સાંભળી સર્વ દેવોના હુતદ્રવ્યનું પ્રાશન કરનારા અગ્નિએ તેને કહ્યું કે,[૧૫,૧૬] 'હે ગંગા! જો તું આ ગર્ભ ધારણ કરવાને અસમર્થ હોય, તો તેને આ હિમાલય પર્વતની તળેટીમાં સ્થાપન કર.' હે નિષ્પાપ રામચંદ્ર! તેનુ વચન સાંભળી મહાસમર્થ ગંગાએ તુરત જ અત્યંત પ્રકાશયુક્ત તે ગર્ભને પોતાના સર્વ અવયવોમાંથી આકર્ષી હિમાલય પર્વતની તળેટીમાં યોગ્ય સ્થળે મૂક્યો. ગંગાના શરીરમાંથી નીકળેલો તે ગર્ભ તપાવેલા સુવર્ણ સમાન તેજસ્વી દેખાવા લાગ્યો.[૧૭,૧૮] જે જે પદાર્થોની સાથે તેનો સાક્ષાત્ સંબંધ–સ્પર્શ થયો, તે સર્વ સુવર્ણમય થઈ ગયા. તેની સમીપ રહેલા પદાર્થો પ્રકાશમાન રજત (રૂપા)મય થયા. જે જે સ્થળને માત્ર તેના તેજનો સ્પર્શ થયો તે સર્વ તામ્રમય તથા લોહમય થયાં અને જ્યાં જ્યાં તેના મળનો સ્પર્શ થયો, ત્યાં ત્યાં જસત તથા સીસું થયું. એ પ્રમાણે આ

પૃથ્વી ઉપર તેના સ્પર્શથી અનેક પ્રકારની ધાતુઓ ઉત્પન્ન થઈ. વળી હે રામ! એ ગર્ભને બહાર પૃથ્વી પર મૂકતાં જ તેના તેજથી પ્રકાશિત થયેલું હિમાલયનુ સઘળું વન તૃણ, વૃક્ષ, લતા, ગુલ્મ અને શિખરો સહિત સુવર્ણમય થઈ ગયું.[૧૯–૨૧] હે પુરુષવ્યાઘ્ર! તે દિવસથી અગ્નિ સમાન ચકચકિત સુવર્ણનુ 'જાતરૂપ' એવું નામ પ્રસિદ્ધ થયું.[૨૨]

એ પ્રમાણે ગંગાના ગર્ભથી જન્મેલા એ બાળકને જોઈ ઇંદ્ર તથા વાયુગણ સહિત દેવોએ તેને ધવડાવીને પોષણ કરવા માટે કૃત્તિકાઓને આજ્ઞા કરી.[૨૩] ત્યારે તેઓએ પણ 'અમે ધવડાવીએ માટે આ પુત્ર અમારો થાય' એવો ચોક્કસ ઠરાવ કરી તુરતમાં જન્મેલા બાળકને ધવડાવવા માંડ્યો.[૨૪] પછી સર્વ દેવોએ તેનુ 'કાર્તિકેય'* એવું નામ આપી કહ્યું કે, 'આ પુત્ર ત્રૈલોકયમાં વિખ્યાત થશે. એમાં સંદેહ નથી.' દેવોનુ વચન સાંભળી છયે કૃત્તિકાઓએ પ્રથમ મહાદેવજી તથા પાર્વતીદેવીથી સ્ખલિત થયેલા અને ગંગાના ગર્ભમાંથી જન્મેલા તે બાળકને સ્નાન કરાવ્યું, તેથી તે (બાળક) ઉત્તમ કાંતિયુક્ત થઈ અગ્નિની પેઠે શોભવા લાગ્યો. વળી હે કાકુત્સ્થ! અગ્નિ સરખા તેજસ્વી અને મોટી ભુજાવાળા એ કાર્તિકેય ગંગાના ગર્ભમાં સ્રવિત થયેલા હોવાથી સર્વ દેવોએ મળી તેમનું 'સ્કંદ' એવું નામ પાડ્યું.[૨૫–૨૭] પછી જ્યારે ધવડાવવાનો સમય થયો, ત્યારે છયે કૃત્તિકાઓનાં સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા લાગી. તે જોઈ કાર્તિકેય પણ તુરત છ મુખવાળા થયા અને છયે કૃત્તિકાઓનાં સ્તનોનું પયપાન કરવા લાગ્યા.[૨૮] એ પ્રમાણે એક જ દિવસમાં છયે કૃત્તિકાઓનુ દૂધ પીવાથી મહાન સમર્થ થયેલા સુકુમાર શરીરવાળા તે કાર્તિકેયે પોતાનાં પરાક્રમ વડે દૈત્યની સર્વ સેનાઓ જીતી લીધી;[૨૯] એથી અત્યંત પ્રસન્ન થયેલા અગ્નિ વગેરે સર્વ દેવોએ મળી દિવ્ય કાંતિવાળા એ કાર્તિકેયને પોતાની સઘળી સેનાઓના મુખ્ય અધિપતિપદ પર અભિષેક કર્યો; અર્થાત્ કાર્તિકેયને દેવોના સેનાપતિ બનાવ્યા. હે રામચંદ્ર! મેં તમને પવિત્ર અને પ્રશંસનીય ગંગાની કથા તથા કાર્તિકેયની ઉત્પત્તિ કહી સંભળાવી: હે કાકુત્સ્થ! આ પૃથ્વી પર જે મનુષ્ય કાર્તિકેયની ભક્તિ કરશે, તે આ લોકમાં લાંબાં આયુષ્યવાળો અને પુત્ર–પૌત્રાદિ પરિવારવાળો થઈ અંતે કાર્તિકેયના લોકને પ્રાપ્ત થશે.[૩૦–૩૨]

* કૃત્તિકાઓએ તેનુ પોષણ કર્યું; માટે 'કાર્તિકેય' નામ રાખ્યુ. 'कृत्तिकानामपत्यं पुमान्कार्तिकेयः। કૃત્તિકાઓનો પુત્ર તે કાર્તિકેય'

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૭ મો સર્ગ સંપૂર્ણ

## શ્રીગંગાજીનું પધારવું

# સર્ગ ૩૮ મો

### સગર રાજાનું ચરિત્ર

तां कथां कौशिको रामे निवेद्य मधुराक्षराम्।
पुनरेवापरं वाक्यं काकुत्स्थमिदमब्रवीत् ॥ १ ॥

એ પ્રમાણે રામચંદ્રને મધુર વાક્યોવાળી કથા કહ્યા પછી ફરી પણ મહર્ષિ વિશ્વામિત્ર તેમને કહેવા લાગ્યા કે,[૧] હે વીર રામ! પૂર્વે ધર્માત્મા અને મનુષ્યોનો સ્વામી 'સગર' નામનો રાજા અયોધ્યામાં રાજ્ય કરતો હતો. તેને ધર્માનુસાર વર્તનારી અને સત્યવાદિની એવી વિદર્ભ રાજાની પુત્રી 'કેશિની' નામની પટરાણી હતી અને બીજી રાણી 'સુમતિ' નામની હતી કે જે અરિષ્ટનેમિની પુત્રી અને ગરુડની બહેન થતી હતી. ઉત્તમ આચરણવાળી બે રાણીઓ છતાં સગર રાજા સંતાનસુખથી વંચિત હતો, તેથી તેણે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. સંતાન પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાની બન્ને રાણીઓ સહિત સગર રાજાએ હિમાલય પર્વતની નીચેના ભાગમાં આવેલા ભૃગુપ્રસ્રવણ' નામના નાના પર્વત પર જઈ એકાગ્ર ચિત્તે ભૃગુ ઋષિનુ આરાધન કર્યું.[૨–૫]

તપ કરતાં જ્યારે સો વર્ષ પૂરાં થયાં, ત્યારે તપ વડે પ્રસન્ન થયેલા અને વક્તાઓમાં શ્રેષ્ઠ ભૃગુ ઋષિએ સગર રાજાને વરદાન આપતાં કહ્યું:[૬] 'હે અનઘ! તને ઘણા પુત્રો પ્રાપ્ત થશે અને હે

પુરુષશ્રેષ્ઠ ! આ લોકમાં તું અનુપમ કીર્તિવાળો થઈશ. હે તાત ! તારી આ બે સ્ત્રીઓમાંથી એક સ્ત્રી તારા વંશની વૃદ્ધિ કરનારા એક પુત્રને જન્મ આપશે અને બીજી સ્ત્રી સાઠ હજાર પુત્રો પ્રસવશે.[૭,૮]

મહર્ષિ ભૃગુનું વચન સાંભળી અત્યંત આનંદ પામેલી સગર રાજાની બન્ને રાણીઓએ તેમને પ્રસન્ન કરી તથા હાથ જોડી પૂછ્યું કે,[૯] 'હે બ્રહ્મન્ ! તમારું વચન સત્ય થાઓ; પરંતુ અમારા બેમાંથી કઈ સ્ત્રીને એક પુત્ર થશે અને કઈ સ્ત્રી સાઠ હજાર પુત્રોને જન્મ આપશે, એ સાંભળવા અમે ઇચ્છીએ છીએ.'[૧૦]

રાણીઓનું વચન સાંભળી પરમ ધાર્મિક ભૃગુ ઋષિએ મધુર વાણીથી કહ્યું : 'હે રાજપુત્રીઓ ! તમારા બેમાંથી જેની જેવી ઇચ્છા હોય તેવું વરદાન માગી લો; કારણ કે જે એક પુત્ર થશે તે વંશવૃદ્ધિ કરનારો થશે; અને સાઠ હજાર પુત્રો થશે તેઓ મોટા ઉત્સાહવાળા, કીર્તિવાળા અને મહાબળવાન થશે.'[૧૧,૧૨]

હે રઘુનંદન ! મહર્ષિનું વચન સાંભળી સગર રાજાની પટરાણી કેશિનીએ રાજાના સાંભળતાં પોતાના વંશની વૃદ્ધિ કરે એવો એક પુત્ર માગ્યો અને ગરુડની બહેન સુમતિએ મોટા ઉત્સાહવાળા, કીર્તિવાળા તથા બળવાળા સાઠ હજાર પુત્રો માગ્યા; ત્યારે ભૃગુ મુનિએ તેમને 'તથાસ્તુ' કહીને વરદાન આપ્યું.[૧૩,૧૪] પછી સગર રાજા ભૃગુ ઋષિની પ્રદક્ષિણા કરી તથા તેમને પ્રણામ કરી પોતાની બન્ને રાણીઓ સાથે પુનઃ પોતાના નગરમાં આવ્યો.[૧૫] પછી કેટલોક કાળ વ્યતીત થયા બાદ સગર રાજાની જ્યેષ્ઠ પત્ની કેશિનીએ 'અસમંજ' નામના એક પુત્રને જન્મ આપ્યો.[૧૬] અને હે નરવ્યાઘ્ર ! બીજી પત્ની સુમતિએ એક ગર્ભતુંબ* પ્રસવ્યું કે જે ફૂટતાં તેમાંથી સાઠ હજાર પુત્રો ઉત્પન્ન થયા.[૧૭] એ સાઠ હજાર પુત્રોને ધાત્રીઓએ ઘીથી ભરેલા ઘડાઓ વડે ઉછેરીને મોટા કર્યા. પછી કેટલોક કાળ જતાં તે સર્વ પુત્રો યુવાવસ્થામાં આવી રૂપસૌંદર્યથી શોભવા લાગ્યા.[૧૮,૧૯]

હે નરશ્રેષ્ઠ રઘુનંદન ! સગર રાજાનો જ્યેષ્ઠ પુત્ર અસમંજ નિત્ય નગરનાં લોકોનાં નાનાં બાળકોને રમાડવાને મિષે સરયૂને કિનારે લઈ જતો અને પછી એકાએક તે બાળકોને સરયૂના જળમાં નાખી દઈ તેમને જળમાં ડૂબતાં જોઈને હસતો હતો. એ પ્રમાણે અસમંજ પાપકર્મ કરવા લાગ્યો, સજ્જનોને દુઃખ આપવા લાગ્યો અને નગરવાસી પ્રજાનું અહિત આચરવા લાગ્યો; તેથી સગર રાજાએ તેને પોતાના દેશ બહાર કાઢી મૂક્યો.× એ અસમંજને 'અંશુમાન' નામનો એક પરાક્રમી પુત્ર થયો હતો. જે મધુરભાષી અને સર્વ લોકોને પ્રિય હતો.[૨૦-૨૩]

હે નરશ્રેષ્ઠ રામ ! કેટલોક સમય વીત્યા બાદ સગર રાજાને યજ્ઞ કરવાની ઇચ્છા થઈ, તેથી વેદ જાણનારા તેણે પોતાના ઉપાધ્યાયોની સાથે મળીને યજ્ઞ કરવાનો નિશ્ચય કરી, યોગ્ય સમય પ્રાપ્ત થતાં યજ્ઞકર્મનો આરંભ કર્યો.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૯ મો

### સગર રાજાના યજ્ઞનું વર્ણન

विश्वामित्रवचः श्रुत्वा कथान्ते रघुनंदनः ।
उवाच परमप्रीतो मुनिं दीप्तमिवानलम् ॥ १ ॥

વિશ્વામિત્ર મુનિએ કહેલી પૂર્વોક્ત કથા સાંભળી

---

* તુંબડાના આકારનો ગર્ભનો ગોળો

× અસમંજને 'અસમંજસ' પણ કહે છે. એ અસમંજ પૂર્વજન્મનો મહાજ્ઞાની હતો, તેથી તે આ જન્મમાં કોઈમાં આસક્તિ રાખવા ઇચ્છતો નહિ અને આવાં કર્મ કરી ઉપાધિમાંથી પોતાનો છુટકારો કરવા ધારતો હતો. સગર રાજાએ તેનાં એવાં કર્મ જોઈ તેને દેશવટો દીધો, તેથી તે વધારે રાજી થયો. પછી તેણે પોતાનો પ્રભાવ બતાવવા માટે અને લોકોનાં દુઃખ દૂર કરવા માટે સરયૂકિનારે જઈને પોતે મારી નાખેલાં ડૂબતાં બાળકો જીવતાં કરી સૌ સૌને ઘેર પહોંચતાં કર્યાં અને પોતે વનમાં ચાલ્યો ગયો. તેનું એવું અદ્ભુત કર્મ જોઈ નગરલોકો આનંદ અને આશ્ચર્યયુક્ત થયા; પરંતુ આવા પ્રભાવશાળી પુત્રને દેશવટો દેવાથી સગર રાજા અત્યંત ખેદયુક્ત થયો. પોતાના પ્રિય પુત્રને પણ ન્યાયની રીતે શિક્ષા દેવાને પૂર્વના રાજાઓ અચકાતા નહિ; એ આ સગર રાજાના ઇતિહાસથી સ્પષ્ટ જણાય છે.

પરમ પ્રસન્ન થયેલા રામચંદ્રે અગ્નિ સમાન દેદીપ્યમાન વિશ્વામિત્ર મુનિને પૂછ્યું કે,[૧] 'હે બ્રહ્મન્! તમારું કલ્યાણ થાઓ. એ સગર રાજા કે જે મારા પૂર્વજ હતા, તેમણે યજ્ઞ કેવી રીતે કર્યો, તે સઘળું હું વિસ્તારથી સાંભળવા ઇચ્છું છું, માટે તમે કહો.'[૨]

રામચંદ્રનું વચન સાંભળી આશ્ચર્ય પામેલા વિશ્વામિત્ર મુનિ હાસ્ય કરતા હોય તેમ કહેવા લાગ્યા : હે રામ! મહાત્મા સગર રાજાએ કરેલા યજ્ઞની વિસ્તારયુક્ત કથા સાંભળો. મહાદેવનો સસરો હિમાલય તથા વિંધ્યાચળ એ બન્ને અતિ ઊંચા હોવાથી અને તેમની વચ્ચે કોઈ પણ મોટો પર્વત બાધકરૂપે નહિ હોવાથી એકબીજાને જોઈ રહ્યા છે. હે પુરુષોમાં ઉત્તમ રામ! એ બન્ને પર્વતોની વચ્ચે આવેલા પ્રદેશમાં યજ્ઞાદિ કર્મ કરવું એ ઉત્તમ હોવાથી* સગર રાજા ત્યાં યજ્ઞકર્મ કરતો હતો. એ વેળા હે નરવ્યાઘ્ર! હે કાકુત્સ્થ! તેની (સગર રાજાની) આજ્ઞાને માન્ય કરનારો અને દૃઢ ધનુષવાળો તેનો પૌત્ર અંશુમાન કે જે મહારથી હતો તે તેના યજ્ઞના ઘોડાની રક્ષા કરતો હતો. તેટલામાં હે રામ! યજ્ઞની પર્વણીને દિવસે ઇંદ્રે રાક્ષસી રૂપ ધારણ કરી સગર રાજાના યજ્ઞાશ્વનું હરણ કર્યું.[૩–૮]

હે કાકુત્સ્થ! એ પ્રમાણે મહાત્મા સગર રાજાના યજ્ઞાશ્વને હરણ કરાતો જોઈ સર્વ ઉપાધ્યાયોએ યજમાન સગર રાજાને કહ્યું કે, 'હે રાજન્! આજે પર્વણીના દિવસે તારા યજ્ઞાશ્વનું હરણ થાય છે, માટે એ અશ્વ પાછો લાવ. જો યજ્ઞાશ્વ પાછો ન આવી શકે, તો આ ચાલતા યજ્ઞમાં વિઘ્ન થયું ગણાય અને તેથી આપણા સર્વનું અકલ્યાણ થાય.[૯,૧૦] માટે હે રાજન્! ગમેતેમ કરીને પણ એ કાર્ય કર કે જેથી યજ્ઞ નિર્વિઘ્ને સમાપ્ત થાય.'

ઉપાધ્યાયોનું વચન સાંભળી સગર રાજાએ યજ્ઞસભામાં બેઠેલા પોતાના સાઠ હજાર પુત્રોને કહ્યું કે, 'હે શ્રેષ્ઠ પુત્રો! વેદમંત્રોના પાઠથી પવિત્ર અંતઃકરણવાળા તથા મોટા ભાગ્યવાળા બ્રાહ્મણોએ આ મારો મહાયજ્ઞ આરંભ્યો છે, તેમાં જો રાક્ષસોની માયા વડે વિઘ્ન થાય તો હું મારા આત્માની ગતિ થાય એમ જોતો નથી, અર્થાત્ યજ્ઞમાં વિઘ્ન પડવાથી તે અપૂર્ણ રહે અને કરેલું પુણ્ય નષ્ટ થાય, જેથી મારી અવદશા થાય. માટે હે પુત્રો! જાઓ, તમારું કલ્યાણ થાઓ અને યજ્ઞવિઘ્નને નિવારવા માટે તમે સૌ સમુદ્રપર્યંતની સઘળી પૃથ્વીમાં ફરી યજ્ઞાશ્વને શોધી લાવો. હે પુત્રો! તમે અનુક્રમથી એક એક યોજન સારી રીતે શોધ કરતા આગળ વધતા જાઓ.[૧૧–૧૪] કદાચ એમ કરતાં પણ પૃથ્વી પર યજ્ઞાશ્વનો કે તેનું હરણ કરનારનો ક્યાંય પણ પત્તો ન મળે તો તમે મારી આજ્ઞાથી તેની પ્રાપ્તિ થાય ત્યાં સુધી પૃથ્વીને ખોદજો.[૧૫] તમે સર્વ યજ્ઞાશ્વને શોધી લાવશો ત્યાં સુધી યજ્ઞદીક્ષા લીધેલી હોવાથી હું આ મારા પૌત્ર અંશુમાન તથા ઉપાધ્યાયો સાથે અહીં જ રહીશ.'[૧૬]

હે રામ! પિતાની આજ્ઞા મળવાથી આનંદયુક્ત થયેલા મહાબળવાન તે સાઠ હજાર રાજપુત્રો યજ્ઞાશ્વની શોધ કરવા માટે પૃથ્વીમાં ફરવા લાગ્યા. સર્વત્ર ફરીને શોધ કરવા છતાં પણ યજ્ઞાશ્વ મળ્યો નહિ. પછી પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા અને પુરુષોમાં વ્યાઘ્ર સમાન તે રાજપુત્રો પોતાની વજ્ર સમાન કઠોર ભુજાઓ વડે એકેક યોજન સમચોરસ પૃથ્વી ખોદવા લાગ્યા.[૧૭,૧૮] હે રઘુનંદન! તે વેળા વજ્ર સમાન ત્રિશૂળો અને અત્યંત દારુણ હળો વડે ભેદાતી પૃથ્વી ભારે નાદ કરવા લાગી.[૧૯] હે રાઘવ! પૃથ્વીનું ખોદાણ થતાં, હણાઈ જતા નાગો, અસુરો અને રાક્ષસો વગેરે અનેક પ્રાણીઓનો અત્યંત કરુણ નાદ થવા લાગ્યો.[૨૦] હે રઘુનંદન! એ રીતે સગર રાજાના પુત્રોએ જાણે રસાતલમાં પણ યજ્ઞાશ્વની શોધ કરવી હોય, એમ સાઠ હજાર યોજન પૃથ્વી ખોદી નાખી. હે નૃપશાર્દૂલ! એવી પૃથ્વીને ખોદતા રાજપુત્રો પર્વતોથી ખીચોખીચ ભરેલા જંબુદ્વીપની ચોતરફ ફરવા લાગ્યા.[૨૧,૨૨] તેઓના એ ભયંકર કર્મથી સર્વ પ્રાણીઓને પીડાતાં જોઈ

* ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે, 'आर्यावर्तः पुण्यभूमिर्मध्यं विंध्यहिमालयोः।' વિંધ્યાચળ અને હિમાલયની મધ્યમાં આવેલો પ્રદેશ 'આર્યાવર્ત' કહેવાય છે અને તે પુણ્યભૂમિ છે.'

ત્રાસયુક્ત થયેલા દેવો, ગંધર્વો, અસુરો અને સર્પો બ્રહ્મદેવની પાસે ગયા.[૨૩] ત્યાં જઈ, ખેદયુક્ત તથા ભયભીત થયેલા તેઓએ બ્રહ્મદેવને સ્તુતિ વડે પ્રસન્ન કરી કહ્યું કે,[૨૪] 'હે ભગવન્! હાલમાં સગર રાજાના સાઠ હજાર પુત્રો સઘળી પૃથ્વીને ખોદે છે, તેથી ઘણા મહાત્મા, સિદ્ધો, ગંધર્વો અને જળચર પ્રાણીઓ વગેરેનો નાશ થાય છે.[૨૫] તેઓ જેને દેખે છે તેને 'આ અમારા યજ્ઞાશ્વનું હરણ કરનાર છે અને યજ્ઞમાં વિઘ્ન કરનાર પણ આ જ છે' એમ માને છે અને તેથી તેઓ સર્વ પ્રાણીઓનો સંહાર કરે છે.'[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૩૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૦ મો

### કપિલ મુનિના શાપથી સગરપુત્રોનો નાશ

દેવતાનાં વચઃ શ્રુત્વા ભગવાન્ વૈ પિતામહઃ।
પ્રત્યુવાચ સુસંત્રસ્તાન્કૃતાન્તબલમોહિતાન્ ॥ ૧ ॥

યજ્ઞાશ્વનિમિત્તે સર્વ લોકનો નાશ કરનારા તે સગરપુત્રોના બળથી મોહિત થયેલા તથા ત્રાસ પામેલા દેવોનું પૂર્વોક્ત વચન સાંભળી બ્રહ્મદેવે તેઓને કહ્યું કે.[૧] 'હે દેવો! તમે ચિંતા ન કરો. આ સઘળી પૃથ્વી બુદ્ધિમાન લક્ષ્મીપતિ વાસુદેવ ભગવાનની સ્રીરૂપ છે. તે જ પરમાત્મા કપિલદેવનું સ્વરૂપ ધારણ કરી નિરંતર પૃથ્વીને ધારણ કરી રહ્યા છે. તેમના ક્રોધાગ્નિ વડે એ સગર રાજાના સર્વ પુત્રો બળીને ભસ્મ થશે.[૨,૩] પ્રત્યેક કલ્પે પૃથ્વીનો ભેદ અવશ્ય થાય છે તે, તેમ જ અદીર્ઘદર્શી સગરપુત્રોનો વિનાશ થવાનો છે તે મેં પ્રથમથી જ જાણ્યુ છે.'[૪] બ્રહ્મદેવનું વચન સાંભળી, શત્રુઓનું દમન કરનાર તેત્રીસ દેવો* અતિ હર્ષ પામીને પોતપોતાના સ્થાનકે ગયા.[૫]

આ તરફ સગર રાજાના સાઠ હજાર પુત્રો પૃથ્વીને અત્યંત ખોદી રહ્યા હતા, તેથી વીજળીના ભારે કડાકા સમાન મોટો નાદ થતો હતો.[૬] આમ ઘણો પ્રયત્ન કરવા છતાં યજ્ઞાશ્વનો ક્યાંય પણ પત્તો લાગ્યો નહિ, ત્યારે પૃથ્વીની ચારે બાજુ પ્રદક્ષિણા કરીને થાકેલા સગરપુત્રો પાછા વળ્યા અને પોતાના પિતાની પાસે આવી કહેવા લાગ્યા કે,[૭] 'હે પિતાજી! અમે યજ્ઞાશ્વની શોધ કરવા માટે આખી પૃથ્વીમાં ફરી વળ્યા અને ઘણા બળવાળા દેવો, દાનવો, રાક્ષસો, પિશાચો, સર્પો તથા નાગોનો નાશ કર્યો; પરંતુ આપણો યજ્ઞાશ્વ કે તેનું હરણ કરનાર ક્યાંય પણ અમારા જોવામાં આવ્યો નહિ; માટે હવે અમારે શું કરવું? એ સંબંધી વિચાર કરો કે જેથી અમારું કલ્યાણ થાય.'[૮,૯]

હે રઘુનંદન! પોતાના પુત્રોનું એવું નિરાશાજનક વચન સાંભળી ક્રોધયુક્ત થયેલા સગર રાજાએ તેઓને કહ્યું કે,[૧૦] 'હે પુત્રો! તમારું કલ્યાણ થાઓ. તમે પૃથ્વીને પુનઃ ખોદો અને જો એમ કરતાં પણ યજ્ઞાશ્વ ન મળે તો સઘળા ભૂતળને ખોદી નાખો; પરંતુ મારા યજ્ઞાશ્વનું હરણ કરનારાને ખોળી કાઢવાથી કૃતાર્થ થઈને જ તમે પાછા મારી પાસે આવો.'[૧૧]

પિતાની આજ્ઞા મળતાં એ સાઠે હજાર બંધુઓ પુનઃ પૃથ્વીને ખોદતા ખોદતા રસાતળ પ્રત્યે જવા લાગ્યા.[૧૨] તેઓ પૂર્વ દિશામાં પૃથ્વીને ખોદી નીચે ઊતરવા લાગ્યા. ત્યાં તેઓએ પર્વત સમાન દેહવાળો 'વિરૂપાક્ષ' નામનો દિગ્ગજ દીઠો, કે જે પૃથ્વીને ધારણ કરી રહ્યો હતો.[૧૩] હે રઘુનંદન! એ વિરૂપાક્ષ દિગ્ગજ પર્વતો અને વનો સહિત આ સઘળી પૃથ્વી પોતાના મસ્તક ઉપર ધારણ કરી રહ્યો છે.[૧૪] હે કાકુત્સ્થ! જ્યારે એ દિગ્ગજ લાંબા સમય સુધી પૃથ્વી ધારણ કરી રાખવાથી થયેલા થાકને લીધે વિશ્રામ કરવા માટે પોતાના મસ્તકને હલાવે છે, ત્યારે ભૂકંપ થાય છે.[૧૫] આ સ્થળે યજ્ઞાશ્વનો પત્તો નહિ લાગવાથી સગરપુત્રોએ મોટા દિગ્ગજની પ્રદક્ષિણા કરીને તથા તેને માન આપીને રસાતળને ભેદતા દક્ષિણ દિશા તરફ જવા લાગ્યા. ત્યાં પોતાના મસ્તક પર પૃથ્વી ધારણ કરનારો

* આઠ વસુ (૮), અગિયાર રુદ્ર (૧૯), બાર સૂર્ય (૩૧) અને બે અશ્વિનીકુમાર (૩૩) એ તેત્રીસ દેવો છે. વેદમાં પણ તેત્રીસ દેવોનો જ ઉલ્લેખ છે પુરાણોમાં જે તેત્રીસ કોટી દેવો કહેલા છે, તે પણ આ પ્રમાણે જ સમજવા સમજ્યા સિવાય 'કોટી' શબ્દનો અર્થ 'કરોડ' એવો નહિ કરતા 'વિભાગ' અથવા 'તેત્રીસ જાતિના દેવો, એવો અર્થ થાય છે.

અને મોટા પર્વત સરખા દેહવાળો 'મહાપદ્મ' નામનો દિગ્ગજ તેઓના જોવામાં આવ્યો. અત્યંત વિસ્મય પામેલા મહાત્મા સગર રાજાના સાઠ હજાર પુત્રો તે દિગ્ગજની પ્રદક્ષિણા કરીને રસાતળને ભેદતા પશ્ચિમ દિશા તરફ ચાલ્યા.[૧૬-૧૯] ત્યાં પણ તેઓએ પ્રથમના જેવો જ 'સૌમનસ' નામનો દિગ્ગજ દીઠો.[૨૦] તેની પ્રદક્ષિણા કરીને તથા તેને કુશળ પૂછીને તેઓ પૃથ્વીને ખોદતા ખોદતા ઉત્તર દિશા તરફ ગયા.[૨૧] હે રઘુશ્રેષ્ઠ! એ ઉત્તર દિશામાં પોતાના રમણીય શરીર ઉપર પૃથ્વી ધારણ કરી રહેલા અને હિમ સરખા શ્વેત વર્ણવાળા 'ભદ્ર' નામના દિગ્ગજનાં તેઓને દર્શન થયાં.[૨૨] પછી સગરપુત્રો તે ભદ્રહસ્તીને પોતાના હાથથી સ્પર્શ કરી અને તેની પ્રદક્ષિણા કરી ભૂતળને ખોદતા ખોદતા, સર્વ કર્મ કરવા યોગ્ય હોવાથી વિખ્યાત થયેલી ઈશાન દિશા (કોણ) સુધી પહોંચ્યા. ત્યાં જઈ મહાબળવાન અને મહાત્મા એવા તે સઘળા સગરપુત્રો ક્રોધે ભરાઈ મોટા વેગ(જોશ)થી પૃથ્વી ખોદવા લાગ્યા; એટલામાં તેઓએ ત્યાં એક પવિત્ર આશ્રમ વિષે ધ્યાન ધરીને બેઠેલા સનાતન વાસુદેવસ્વરૂપ શ્રીમહામુનિ કપિલદેવને દીઠા.[૨૩-૨૫] હે રઘુનંદન! તેમની સમીપમાં જ પોતાના યજ્ઞાશ્વને પણ જોયો તેથી તે સર્વ રાજપુત્રો અત્યંત હર્ષ પામ્યા.[૨૬] કપિલદેવની પાસે પોતાના યજ્ઞાશ્વને જોઈને 'અરે! અશ્વનું હરણ કરનાર તથા યજ્ઞમાં વિઘ્ન નાખનાર આ જ છે' એમ માની તેઓ સર્વ ક્રોધથી રાતા નેત્રવાળા થઈ ગયા અને પોતાના હાથમાં પૃથ્વી ખોદવાનાં હથિયારો-કોદાળા, હળ વગેરે તથા અનેક પ્રકારનાં વૃક્ષો અને શિલાઓ વગેરે હતા તે લઈને તેઓ કપિલદેવને હણવા માટે 'ઊભો રહે, ઊભો રહે!' એમ બોલતા ધસી આવ્યા અને કહેવા લાગ્યા કે, 'હે દુષ્ટ બુદ્ધિવાળા! તેં જ અમારા આ યજ્ઞાશ્વનું હરણ કર્યું છે અને યજ્ઞમાં વિઘ્ન નાખ્યું છે; પરંતુ અમે સગર રાજાના પુત્રો તને હણવાને આવ્યા છીએ, તે તું જાણ.'[૨૭-૨૯]

'હે રઘુનંદન! તેઓનાં એવાં વચન સાંભળી અત્યંત ક્રોધયુક્ત થયેલા અપ્રમેય સામર્થ્યવાળા મહાત્મા કપિલદેવે 'હું'કાર નાદ કર્યો કે તુરત જ તેમના ક્રોધાગ્નિ વડે તે સઘળા સગરપુત્રો બળીને ભસ્મના ઢગલા થઈ પડ્યા.[૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણનાં બાલકાંડમાં ૪૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૧ મો

## સગર રાજાના યજ્ઞની સમાપ્તિ

पुत्रांश्चिरगतान्ज्ञात्वा सगरो रघुनंदन ।
नप्तारमब्रवीद्राजा दीप्यमानं स्वतेजसा ॥ १ ॥

હે રઘુનંદન! યજ્ઞાશ્વની શોધ કરવા માટે ગયેલા સાઠ હજાર પુત્રો ઘણો કાળ વીત્યા છતાં પાછા આવ્યા નહિ, તેથી સગર રાજા ચિંતાતુર થયો અને પોતાના તેજસ્વી પૌત્ર અંશુમાનને કહેવા લાગ્યો કે,[૧] 'હે તાત! તું શૂરવીર છે, અસ્ત્રવિદ્યા ભણેલો છે અને તારા પૂર્વજો(કાકાઓ)ના જેવો તેજસ્વી છે; માટે તારા પિતૃઓની શી ગતિ થઈ તથા યજ્ઞાશ્વનું હરણ કોણે કર્યું, તેની શોધ કર.[૨] હે પુત્ર! માર્ગમાં જતાં, પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારા, બળવાન તથા પ્રૌઢ પ્રાણીઓનો વધ કરવા માટે તલવાર અને ધનુષ વગેરે હથિયારો પાસે રાખ.[૩] વળી હે પુત્ર! માર્ગમાં આડે આવીને જેઓ તને વિઘ્ન કરે, તેઓનો હથિયારો વડે તારે નાશ કરવો અને વંદન-પૂજન કરવા યોગ્ય હોય તેનું વંદન તથા પૂજન કરવું. આ રીતે વર્તવાથી તું કોઈ પણ પ્રકારના સંકટમાં પડીશ નહિ. હે પુત્ર! હવે તું જા અને યજ્ઞાશ્વને શોધી લાવવાનું કાર્ય સિદ્ધ કરી શીઘ્ર પાછો આવ કે જેથી મારા યજ્ઞની પૂર્ણાહુતિ થાય.'[૪]

મહાત્મા સગર રાજાની સુશિક્ષા સહિત આજ્ઞા મળવાથી અંશુમાન તલવાર અને ધનુષ વગેરે હથિયારો લઈને સત્વર ચાલી નીકળ્યો.[૫] હે નરશ્રેષ્ઠ! મહાબળવાન એવા પોતાના કાકાઓએ પૃથ્વીમાં જે ખોદાણ કર્યું હતું, તેના આધારે અંશુમાને શોધ કરવા માંડી.[૬] ખોદેલા માર્ગે જતાં પ્રથમ દેવો, દાનવો, રાક્ષસો. પિશાચો, પક્ષીઓ અને નાગોએ પૂજેલો પૂર્વ દિશાનો દિગ્ગજ તેના

જોવામાં આવ્યો.[૭] ત્યારે તે દિગ્ગજની પાસે જઈ તેણે તેની પ્રદક્ષિણા કરી કુશળ પૂછ્યું અને પોતાના કાકાઓના સમાચાર તથા યજ્ઞાશ્વનું કોણે હરણ કર્યું છે એ પણ પૂછ્યું.[૮] ત્યારે મહાબુદ્ધિશાળી તે દિગ્ગજે ઉત્તર આપ્યો કે, 'હે અસમંજના પુત્ર! તું આગળ જા, તું કૃતાર્થ થઈને યજ્ઞાશ્વ સહિત સત્વર પાછો આવીશ.'[૯] તે દિગ્ગજનું વચન સાંભળી-ને પછી તેણે અનુક્રમે બાકીના સર્વ દિગ્ગજોની પાસે જઈને તેઓને પૂર્વોક્ત પ્રશ્ન જ કર્યો, ત્યારે સામા મનુષ્યે કહેલાં વાક્યોના તાત્પર્યને જાણનારા તથા બોલવામાં ચતુર એ સર્વ દિગ્ગજોએ પણ એટલો જ ઉત્તર આપ્યો કે, 'તું કૃતાર્થ થઈને યજ્ઞાશ્વ સહિત સત્વર પાછો આવીશ.' એ પ્રમાણે દિગ્ગજોનું વચન સાંભળી અંશુમાન ઉતાવળો આગળ ચાલવા લાગ્યો. પછી તે ઈશાન કોણ કે જ્યાં સગરપુત્રો બળીને ભસ્મના ઢગલા થઈ પડ્યા હતા ત્યાં આવ્યો.[૧૦-૧૨] પોતાના કાકાઓનો નાશ થયેલો જોઈને અંશુમાન અત્યંત દુઃખી થઈ ગયો, અને આર્ત્ત સ્વરથી કલ્પાંત કરવા લાગ્યો.[૧૩] તે સમયે દુઃખ અને શોકથી ઘેરાયેલા તથા પુરુષોમાં સિંહ સમાન અંશુમાને ત્યાં સમીપ-માં ફરતા પોતાના પિતામહના યજ્ઞાશ્વને દીઠો; તેથી તેને કાંઈક શાંતિ વળી.[૧૪] પછી મહાતેજસ્વી અંશુમાને બ્રાહ્મણના ક્રોધાગ્નિથી બળી મૂએલા પોતાના કાકાઓની સદ્ગતિ થવા માટે તેઓને જળપ્રદાન કરવાની ઇચ્છા કરી; પરંતુ ત્યાં સર્વત્ર શોધ કરતાં ક્યાંય પણ જળાશય નજરે પડ્યું નહિ. ત્યારે હે રામ! તેણે ઘણે દૂર રહેલા પદાર્થોને પણ જોઈ શકાય એવી સૂક્ષ્મ દૃષ્ટિથી જોવા માંડ્યું, તો પવન સરખા વેગવાળો, સગરપુત્રોનો મામો ગરુડ તેની દૃષ્ટિએ પડ્યો.[૧૫,૧૬]

પછી અંશુમાને તેને પોતાનો સંબંધી જાણી તેની પાસે જઈ સઘળી હકીકત કહી સંભળાવી; એટલે મહાબળવાન વિનતાપુત્ર ગરુડે તેને કહ્યું કે. 'હે પુરુષવ્યાઘ્ર! તું શોક ન કર; કારણ કે તારા પિતૃઓનો વધ લોકોના કલ્યાણાર્થે થયો છે. હે વીર! આ મહાબળવાન તારા પિતૃઓ અપ્રમેય તેજવાળા કપિલદેવના ક્રોધાગ્નિ વડે ભસ્મીભૂત થયેલા છે, તેઓને તું જળપ્રદાન કરવા ઇચ્છે છે તે ઘણું જ ઉત્તમ છે. પરંતુ હે બુદ્ધિમાન! બ્રાહ્મણના ક્રોધાગ્નિ વડે નાશ પામેલા તારા કાકાઓની ક્રિયા લૌકિક જળથી કરવી યોગ્ય નથી. માટે હે પુરુષ-શ્રેષ્ઠ! હિમાલય પર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગાના પવિત્ર જળથી તું તારા પિતૃઓની જળપ્રદાન ક્રિયા કર. હે મોટી ભુજાઓવાળા અંશુમાન! લોકોમાં જ્ઞાન-પ્રકાશ કરવાના સાધનરૂપ અને લોકોને પવિત્ર કરનારી ગંગા કે જે સ્વર્ગમાં વહે છે, તે જો અહીં આવી ભસ્મના ઢગલા થઈ પડેલા આ સગરપુત્રોને વહેવડાવશે, તો તેઓ સઘળા સ્વર્ગમાં જશે.[૧૭-૨૦] પરંતુ હે મહાભાગ્યવાન અને પુરુષોમાં શ્રેષ્ઠ અંશુ-માન! પ્રથમ તું આ તારા દાદાના યજ્ઞાશ્વને લઈને ઘેર જા અને યજ્ઞની સમાપ્તિ કરાવ.'[૨૧]

ગરુડનું વચન સાંભળી, મહાયશસ્વી અને પરા-ક્રમી અંશુમાન તે યજ્ઞાશ્વને લઈને સત્વર અયોધ્યા-માં આવ્યો.[૨૨] અને હે રઘુનંદન! યજ્ઞદીક્ષા લઈને બેઠેલા સગર રાજાની પાસે જઈ તેણે યજ્ઞાશ્વ સોંપ્યો; તેમ જ સાઠ હજાર પુત્રોનો કપિલદેવના ક્રોધાગ્નિ વડે નાશ થયો તે તથા તેઓના ઉદ્ધાર માટે ગરુડે બતાવેલો ઉપાય, એ સઘળું યથાર્થ રીતે કહી સંભળાવ્યું.[૨૩] સગર રાજા પણ પોતાના પૌત્ર અંશુમાનના મુખથી એવા ભયંકર સમાચાર સાંભળી અત્યંત દુઃખી થઈ ગયો. પછી જેમતેમ કરી શાસ્ત્રવિધિ પ્રમાણે યજ્ઞની પૂર્ણાહુતિ કરી.[૨૪] યજ્ઞકાર્યથી પરવારી, પૃથ્વીપતિ સગર રાજા પોતા-ના નગરમાં આવ્યો અને પુત્રોનો ઉદ્ધાર થવા માટે સ્વર્ગમાંથી ગંગા લાવવાનો વિચાર કરવા લાગ્યો. એ વિચારમાં ને વિચારમાં ઘણો કાળ વીતી ગયો, પરંતુ સગર રાજાને ગંગા લાવવાનો કોઈ પણ ઉપાય સૂઝ્યો નહિ અને ત્રીસ હજાર વર્ષ પર્યંત રાજ્ય કરી અંતે તે સ્વર્ગમાં ગયો.[૨૫,૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૧ મો સર્ગ સંપૂર્ણ.

# સર્ગ ૪૨ મો

## ભગીરથનો પ્રયત્ન

कालधर्मं गते राम सगरे प्रकृतीजनाः ।
राजानं रोचयामासुरंशुमंतं सुधार्मिकम् ॥ १ ॥

હે રામ ! સગર રાજા મૃત્યુ પામ્યા પછી સર્વ પ્રધાનમંડળે તેના ખાલી પડેલા રાજ્યાસન પર અત્યંત ધાર્મિક અંશુમાનનો રાજ્યાભિષેક કર્યો.[૧] હે રઘુનંદન ! તે અંશુમાન રાજા સર્વ પ્રજાને પ્રિય તથા મહાસમર્થ થયો. તેને ' દિલીપ ' નામનો એક પ્રખ્યાત પુત્ર થયો.[૨] હે રઘુશ્રેષ્ઠ ! બ્રાહ્મણના ક્રોધાગ્નિ વડે મરણ પામેલા પોતાના પિતૃઓનો ઉદ્ધાર કરવા માટે નિરંતર ગંગા લાવવા સંબંધી વિચાર કરતો તે અંશુમાન જ્યારે પોતાનો પુત્ર દિલીપ યોગ્ય ઉમરનો થયો, ત્યારે સઘળો રાજકારભાર તેને સોંપીને, પોતે સ્વર્ગમાંથી ગંગા લાવવા માટે હિમાલયના રમણીય શિખર પર ગયો. ત્યાં જઈ તેણે બત્રીસ હજાર વર્ષ સુધી દારુણ તપશ્ચર્યા કરી; પરંતુ ગંગા પ્રસન્ન થઈ નહિ. છેવટે આયુષ્ય પૂર્ણ થવાથી મહાયશસ્વી અને તપરૂપી ધનવાળો તે રાજા તપોવનમાં જ પોતાનો દેહ ત્યજી સ્વર્ગમાં ગયો. મહાતેજસ્વી દિલીપ રાજા પોતાના પિતાના મરણના સમાચાર સાંભળી અત્યંત દુઃખી થયો; તેની બુદ્ધિ આકુળવ્યાકુળ થઈ ગઈ અને પિતાએ હાથ ધરેલું કાર્ય કેવી રીતે પાર પાડવું એનો તે કંઈ પણ નિશ્ચય કરી શક્યો નહિ.[૩–૫] તે દિલીપ રાજા 'સ્વર્ગમાંથી ગંગા પૃથ્વી પર કેવી રીતે ઊતરે. તેના જળ વડે મારા પૂર્વજોની જળપ્રદાનની ક્રિયા કેમ થાય અને હું તેઓનો ઉદ્ધાર કરી મારા પિતાની ઇચ્છાને કેમ કરી પાર પાડી શકું ? ' એવી ચિંતા કરવા લાગ્યો.[૬] એ પ્રમાણે નિરંતર ચિંતાથી ઘેરાયેલા અને ધર્માચરણ વડે શુદ્ધ અંતઃકરણવાળા એ દિલીપને ' ભગીરથ ' નામનો એક પરમ ધાર્મિક પુત્ર થયો.[૭] મહાતેજસ્વી દિલીપ રાજાએ અનેક યજ્ઞો કર્યા અને ત્રીસ હજાર વર્ષ સુધી ન્યાયપૂર્વક રાજ્ય કર્યું. પરંતુ પોતાના પૂર્વજોનો ઉદ્ધાર થવા માટે પોતે કાંઈ પણ નહિ કરી શકવાથી તેની તે ચિંતાને લીધે રોગગ્રસ્ત થયો અને છેવટે પોતાના પુત્ર ભગીરથને રાજ્યાસન આપી પોતે સંપાદન કરેલાં યજ્ઞયાગાદિના પુણ્યફળો ભોગવવા માટે સ્વર્ગમાં ગયો.[૮–૧૦] હે રઘુનંદન ! પોતાના પિતા દિલીપના મરણ પછી રાજા ભગીરથ સારી રીતે પ્રજાપાલન કરતો હતો, પરંતુ બ્રાહ્મણના ક્રોધાગ્નિ વડે ભસ્મીભૂત થયેલા પોતાના પૂર્વજોની સદ્‌ગતિ થઈ નથી અને પોતાના પ્રપિતામહ સગર, પિતામહ અંશુમાન તથા પિતા દિલીપની ઇચ્છા હજી સુધી પૂર્ણ થઈ નથી; એ વાત તેના મનમાં ખટક્યા કરતી હતી. તે મહારાજા ભગીરથ સંતાનરહિત હોવાથી ' જો મને એકાદ પુત્ર થાય, તો તેને આ રાજકાર્ય ભાર સોંપી હું પૂર્વજોના ઉદ્ધારનું કાર્ય કરું ' એવો વિચાર કરતો હતો. છેવટે તેણે પૂર્વજોનો ઉદ્ધાર થવા અર્થે ગંગાને લાવવા માટે તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. પછી હે રઘુનંદન ! તેણે સઘળો રાજ્યભાર પોતાના મંત્રીઓને સોંપી ' ગોકર્ણ ' નામના તીર્થમાં જઈ દીર્ઘ તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૧૧,૧૨] હે રામ ! તે ભગીરથ રાજર્ષિ પોતાની ઇંદ્રિયોને વશ કરી તથા બન્ને હાથ ઊંચા રાખી પંચાગ્નિ મધ્યે તપ કરવા લાગ્યો. તે એક માસ સુધી નિરાહાર રહી છેવટે પારણું કરતો હતો.[૧૩]

હે મોટી ભુજાવાળા ! ઘોર તપશ્ચર્યા કરતાં એક હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે પ્રજાના પ્રભુ ભગવાન બ્રહ્મદેવ મહાત્મા ભગીરથ ઉપર પ્રસન્ન થયા અને સર્વ દેવગણો સાથે તપશ્ચર્યામાં આસક્ત થયેલા ભગીરથની પાસે આવી કહેવા લાગ્યા કે,[૧૪,૧૫] ' હે મનુષ્યોના સ્વામિન્ ! હે મહારાજા ભગીરથ ! તારા ઉત્તમ તપથી હું પ્રસન્ન થયો છું; માટે હે રૂડા આચરણવાળા ! તું મારી પાસેથી વરદાન માગી લે.'[૧૬]

પિતામહ બ્રહ્મદેવનું વચન સાંભળી, મોટી ભુજાઓવાળા મહાતેજસ્વી ભગીરથે તેમની આગળ ઊભા થઈ હાથ જોડી કહ્યું કે,[૧૭] ' હે ભગવન્ ! જો આપ મારા પર પ્રસન્ન થયા હો અને મારી તપશ્ચર્યાનું ફળ આપવા ઇચ્છતા હો, તો મારા પ્રપિતામહ સગર રાજાના સાઠ હજાર પુત્રો મારા હાથથી

ગંગાજળ પામો.[18] વળી એ સાઠ હજાર પુત્રોના શરીરની ભસ્મને ગંગાના જળનો સ્પર્શ થતાં, મારા તે સર્વ પૂર્વજો અવિનાશી સ્વર્ગને પ્રાપ્ત થાઓ.[19] વળી હે દેવ! હું સંતતિરહિત હોવાથી બીજું પણ વરદાન માગું છું કે, મને સંતાન પ્રાપ્ત થાય; એટલું જ નહિ, પરંતુ મારા આખા ઇક્ષ્વાકુ-કુળમાં ઉત્પન્ન થનાર કોઈ પણ પુરુષ સંતાન વિનાનો ન રહે.'[20]

ભગીરથ રાજાનું વચન સાંભળી બ્રહ્મદેવે રમણીય શબ્દોવાળી, મધુર અને શુભ વાણીથી. કહ્યું કે,[21] 'હે મહારથી ભગીરથ! તારું કલ્યાણ થાઓ. તું ઇક્ષ્વાકુવંશની વૃદ્ધિ કરનારો થા અને તારો આ મોટો મનોરથ સિદ્ધ થાઓ![22] હે રાજન્! તારા પૂર્વજોનો ઉદ્ધાર કરવા માટે હિમાલય પર્વતની જ્યેષ્ઠ પુત્રી ગંગા પૃથ્વી પર ઊતરશે, પરંતુ તેના ધોધને પૃથ્વી ધારણ કરી શકશે નહિ; માટે તે ધોધને ધારણ કરવા અર્થે તું મહાદેવજીની પ્રાર્થના કર. તે પ્રસન્ન થઈને તારું કાર્ય કરશે. હે રાજન્! ત્રિશૂલધારી મહાદેવ સિવાય અન્ય કોઈ પણ ગંગાના બળવાન પ્રવાહને ધારણ કરવા સમર્થ નથી.'[23,24] એમ ભગીરથને કહીને અને 'ભગીરથ રાજા કહે ત્યારે તેના પર અનુગ્રહ કરજે,' એવી ગંગાને આજ્ઞા કરી બ્રહ્મદેવ સર્વ વાયુઓ તથા દેવગણો સાથે બ્રહ્મલોકમાં ગયા.[25]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૨ મો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૪૩ મો

### સગરપુત્રોનો ઉદ્ધાર

देवदेवे गते तस्मिन्सोऽङ्गुष्ठाग्रनिपीडिताम् ।
कृत्वा वसुमतीं राम वत्सरं समुपासत ॥ १ ॥

હે રામચંદ્ર! દેવોના પણ દેવ એવા બ્રહ્મદેવ વરદાન આપીને ગયા પછી ભગીરથ રાજાએ પોતાના એક ચરણનાં અંગૂઠા પર ઊભા રહીને એક વર્ષ સુધીનું મહાદેવજીનું આરાધન કરવા માંડયું.[1] આરાધન કરતાં કરતાં જ્યારે એક વર્ષ થયું, ત્યારે સર્વ લોકોએ નમવા યોગ્ય ઉમાપતિ મહાદેવજી પ્રસન્ન થયા અને તેમણે ભગીરથ રાજાની પાસે આવી કહ્યું કે,[2] 'હે નરશ્રેષ્ઠ! તારી તપશ્ચર્યાથી હું પ્રસન્ન થયો છું, માટે શૈલરાજની જ્યેષ્ઠ પુત્રી ગંગાના પ્રવાહને મારા મસ્તક પર ધારણ કરી તારું પ્રિય કરીશ.'[3]

મહાદેવનું વચન સાંભળી ભગીરથે ગંગાને પૃથ્વી પર પધારવા માટે વિનંતિ કરી, ત્યારે સર્વ લોકમાં માનનીય થયેલી ગંગાએ પોતાના અત્યંત મોટા અને દુઃસહ પ્રવાહ વડે આકાશમાર્ગથી કલ્યાણકારક શિવજીના મસ્તક પર ઊતરવા માંડયું. તે સમયે અસહ્ય વેગવાળી ગંગાએ વિચાર્યું કે,[4,5] 'હું મારા પ્રવાહના વેગથી શંકરને પણ તાણીને પાતાળમાં પ્રવેશ કરીશ;' પરંતુ તેના આ ગર્વિત વિચારને ત્રણ નેત્રવાળા ભગવાન મહાદેવજી જાણી ગયા; તેથી કોપાયમાન થઈને તેમણે ગંગાને પોતાના મસ્તક પરના જટામંડળમાં જ ગુપ્ત કરવાનો નિશ્ચય કર્યો. પછી લોકોના પાપનો નાશ કરનારી ગંગા હિમાલય જેવા ગાઢા જટામંડળવાળા મહાદેવજીના પવિત્ર મસ્તક પર પડી અને તેમાંથી નીકળી પૃથ્વી ઉપર પડવાને તેણે ઘણોય યત્ન કર્યો; પરંતુ જટામંડળમાં ગૂંચવાઈ જવાથી તેનાથી લેશમાત્ર પણ બહાર નીકળી શકાયું નહિ અને કેટલાયે વર્ષો સુધી તે ગંગા શંકરના જટામંડળમાં જ ઘૂમતી રહી.[6-9] હે રઘુનંદન! એ પ્રમાણે ગંગાને શંકરના જટામંડળમાં ગુપ્ત થયેલી જોઈને ભગીરથ રાજાએ તેને મુક્ત કરવા માટે ફરીથી ઉત્તમ તપશ્ચર્યા કરી, મહાદેવજીને પ્રસન્ન કર્યા.[10] ત્યારે મહાદેવજીએ પોતાની જટામાંથી તે ગંગાને બિંદુસરોવર× ઉપર મુક્ત કરી. હે રામ! મહાદેવજીના મસ્તક પરથી પૃથ્વી પર પડતાં ગંગાના જુદા જુદા સાત પ્રવાહો થયા;[11] તેમાં પવિત્ર જળવાળા 'હ્લાદિની,' 'પાવની' અને 'નલિની' નામના ગંગાના ત્રણ પ્રવાહો પૂર્વ દિશા તરફ ગયા.[12] 'સુચક્ષુ,' 'સીતા' અને 'સિંધુ' નામના ત્રણ પ્રવાહો પશ્ચિમ દિશામાં ગયા[13], અને 'ભાગીરથી' નામનો+ સાતમો પ્રવાહ

× હિમાલય પર્વત પર બ્રહ્માએ રચેલું તે નામનું એક સરોવર

+ ભગીરથ રાજાએ તપશ્ચર્યા કરી ગંગાને આ પૃથ્વી પર ઉતારી, માટે તેનું 'ભાગીરથી' એવું નામ પડયું.

કૈલાસપતિ ઝીલવા તત્પર થતાં ગંગાજી ભૂમિ પર પધારે છે.



ભગીરથ રાજાની પાછળ પાછળ જવા લાગ્યો. તે સમયે મહાતેજસ્વી રાજર્ષિ ભગીરથ રાજા દિવ્ય રથમાં બેસી ગંગાની આગળ ચાલવા લાગ્યો અને ભાગીરથી ગંગા તેની પાછળ પાછળ જવા લાગી. એ રીતે ગંગા પ્રથમ આકાશમાંથી મહાદેવજીના મસ્તક પર અને ત્યાંથી પૃથ્વી પર ઊતરી આવી; માટે તેને 'ત્રિપથગા' કહે છે.[૧૪,૧૫] પછી ગંગાનું જળ ખળખળાટ કરતું આગળ ચાલવા લાગ્યું. આકાશમાંથી જળની સાથે પડેલાં અને પડયે જતાં મત્સ્ય, કાચબા તથા 'શિશુમાર' નામનાં જળચર પ્રાણીઓથી પૃથ્વી રમણીય દેખાવા લાગી. હે રામચંદ્ર! આમ પવિત્ર ગંગાનુ પૃથ્વી પર ઊતરવું થયુ. તે જાણી આશ્ચર્ય પામેલા દેવો. ઋષિઓ, ગંધર્વો, યક્ષો અને સિદ્ધ લોકો આકાશથી શંકરના મસ્તક પર પડીને પૃથ્વી પર વહેતી ગંગાને જોવા માટે મોટા નગર જેવાં વિમાનો, હાથીઓ, અશ્વો તથા પાલખી વગેરે વાહનોમાં બેસી તે સ્થળે આવવા લાગ્યા. એ સમયે આકાશથી આવતા તેજસ્વી દેવોની અને તેઓએ ધારણ કરેલાં આભૂષણોની કાંતિ વડે નિર્મળ આકાશમાં જાણે સેંકડો સૂર્ય ઉદય પામ્યા હોય તેવો પ્રકાશ જણાવા લાગ્યો; અને વીજળીની પેઠે ચમકતા મત્સ્ય, સર્પ તથા શિશુમારના સમૂહોથી તે જળ છવાઈ ગયું. વળી વાયુના વેગથી ઉત્પન્ન થતા જળના હજારો તરંગો ઉપર હંસના જેવું સફેદ ફીણ ફેલાવાને લીધે જાણે આકાશ શરદઋતુનાં વાદળોથી ઘેરાયેલું હોય તેવું શોભવા લાગ્યું! ગંગાનું એ જળ કોઈ સ્થળે ઉતાવળું, કોઈ સ્થળે વાંકું, કોઈક સ્થળે ફેલાયેલું, કોઈક સ્થળે સંકેચાયેલું, કોઈક સ્થળે પાષાણ વગેરે આડે આવવાથી ઊંચે ચડતું અને કોઈક સ્થળે ધીમું ધીમું વહેતું. કોઈક સ્થળે તે જળ જળની સાથે અથડાવાથી ઊંચું થઈ પુનઃ પૃથ્વી પર પડતું હતું. આમ સ્વર્ગથી મહાદેવજીના મસ્તક પર અને ત્યાંથી પૃથ્વી પર પડતું તે ગંગાનું પાપરહિત નિર્મળ જળ શોભવા લાગ્યું. તે સમયે ઋષિઓ; ગંધર્વો તથા પૃથ્વી પર રહેનારાં બીજાં અનેક પ્રાણીઓએ "આ ગંગાજળ મહાદેવજીના મસ્તકમાંથી પડેલું હોવાથી અત્યંત પવિત્ર છે' એમ માની તેમાં સ્નાન કર્યું. જે જીવો સ્વર્ગવાસી છતાં શાપને લીધે આકાશથી પૃથ્વી પર આવેલા હતા, તેઓ પણ ગંગામાં સ્નાન કરીને નિર્મળ અને પાપરહિત થયા તથા ગંગાજળના પ્રભાવે પુનઃ સ્વર્ગલોકને પ્રાપ્ત થયા. એ પ્રમાણે ગંગાના પૃથ્વી પર ઊતરવાથી આનંદ પામેલા લોકો તેના પવિત્ર જળમાં સ્નાન કરી પાપરહિત થયા. એવી રીતે સર્વને પવિત્ર કરતી ગંગા દિવ્ય રથમાં બેસીને આગળ ચાલતા ભગીરથ રાજાની પાછળ પાછળ જવા લાગી. તે સમયે હે રામ! સર્વ દેવો, ઋષિઓ, દૈત્યો, દાનવો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો, મોટા સર્પો, અપ્સરાઓ અને સઘળાં જળચર પ્રાણીઓ, હર્ષ પામી ભગીરથ રાજાના રથની પાછળ જતી ગંગાની સાથેસાથે જવા લાગ્યાં. રાજર્ષિ ભગીરથનો રથ જે માર્ગે જતો હતો, તે માર્ગે જ સર્વ નદીઓમાં શ્રેષ્ઠ પાપનાશિની અને યશસ્વિની ગંગા ચાલતી હતી. એમ ચાલતાં ચાલતાં તેઓ સર્વ મહાત્મા અને અદ્ભુત કર્મવાળા એક 'જહ્નુ' નામના મુનિ યજ્ઞ કરતા હતા, ત્યાં આગળ આવી પહોંચ્યાં.[૧૬–૩૪] માર્ગની વચમાં આવેલા તે જહ્નુ મુનિના યજ્ઞમંડપને ગંગાએ પોતાના જળમાં ડુબાડી દીધો. હે રાઘવ! તેનો ગર્વ જોઈ જહ્નુ મુનિને ક્રોધ ચઢ્યો;[૩૫] તેથી તેમણે પોતાની અદ્ભુત શક્તિ વડે ગંગાના સઘળા જળનુ અંજલિ ભરી પાન કરી લીધું. એ જોઈ ગંધર્વો સહિત સર્વ દેવો તથા ઋષિઓ વિસ્મિત થયા; અને પુરુષોમાં શ્રેષ્ઠ મહાત્મા જહ્નુ મુનિને સ્તુતિ વડે વીનવીને કહેવા લાગ્યા: 'હે મહાત્મન્! હવે આપ લોકોના હિતાર્થે તથા સગરપુત્રોના ઉદ્ધારાર્થે ગંગાને મુક્ત કરો. આ ગંગા આપની પુત્રી કહેવાશે.[૩૬,૩૭] એવી દેવો તથા ઋષિઓની વિનતિ સાંભળી મહાતેજસ્વી જહ્નુ મુનિએ ગંગાને પોતાના કર્ણદ્વારથી મુક્ત કરી, ત્યારથી લોકો ગંગાને જહ્નુપુત્રી 'જાહ્નવી' કહેવા લાગ્યા.[૩૮]

જહ્નુ મુનિથી મુક્ત થયેલી ગંગા પુનઃ ભગીરથ રાજાની પાછળ જવા લાગી. એમ કરતાં તે

સાગર+ પ્રત્યે આવી.[૩૯] ત્યાંથી તેણે સગરપુત્રોનો ઉદ્ધાર કરવા માટે રસાતળમાં પ્રવેશ કર્યો. રાજર્ષિ ભગીરથ પણ ગંગાની સાથે ત્યાં ગયો અને કપિલ મુનિના ક્રોધાગ્નિથી ભસ્મીભૂત થયેલા પોતાના પૂર્વજોને જોઈ ઘણો દુઃખી થયો. ત્યાર પછી હે રઘુકુળમાં શ્રેષ્ઠ રામ! ગંગાનો પવિત્ર જળપ્રવાહ આવીને, તે ભસ્મના ઢગલાઓ પર ચડ્યો કે તુરત જ ભગીરથ રાજાના સાઠ હજાર પૂર્વજો સદ્‌ગતિ પામ્યા.[૪૦,૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૪ મો

### ગંગાવતરણની કથાનો ઉપસંહાર

स गत्वा सागरं राजा गंगयानुगतस्तदा।
प्रविवेश तलं भूमेर्यत्र ते भस्मसात्कृताः॥ १॥

હે રામચંદ્ર! જ્યાં સગરપુત્રો કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળીને ભસ્મ થઈ ગયા હતા, ત્યાં ગંગાને લઈ જઈ ભગીરથ રાજાએ તેના જળ વડે પૂર્વજોની ભસ્મ ઉપર સિંચન કર્યું. તેનો એવો ભારે પ્રયત્ન જોઈને પ્રસન્ન થયેલા સર્વ લોકના કર્તા બ્રહ્માદેવે તેને કહ્યું કે,[૧,૨] 'હે નરવ્યાઘ્ર! તેં તારા સાઠ હજાર પૂર્વજોને તાર્યા; અને તેઓ સર્વ દેવરૂપ થઈ સ્વર્ગમાં પણ ગયા.[૩] હે પાર્થિવ! જ્યાં સુધી આ લોકમાં સાગરનું જળ વિદ્યમાન રહેશે, ત્યાં સુધી સગર રાજાના સર્વ પુત્રો દેવોની પેઠે સ્વર્ગમાં નિવાસ કરશે.[૪] વળી હે રાજન્! આ ગંગા આ લોકને વિષે તારા નામથી ('ભાગીરથી' એ નામે) પ્રખ્યાત થઈ તારી જ્યેષ્ઠ પુત્રી કહેવાશે; તેમ જ સ્વર્ગ; મૃત્યુ તથા પાતાળ એ ત્રણે લોકમાં વહન કરનારી હોવાથી તેનું 'ત્રિપથગા' એવું નામ પણ પ્રસિદ્ધ થશે.[૫,૬] હે મનુષ્યોનું પાલન કરનાર રાજન્! હવે તું તારા સર્વ પૂર્વજોની જળપ્રદાનની ક્રિયા કર અને પોતાની પ્રતિજ્ઞાને પૂર્ણ કર.[૭] હે રાજન્! અત્યંત યશસ્વી અને ધર્મિષ્ઠોમાં શ્રેષ્ઠ એવો તારો પ્રપિતામહ સગર રાજા ગંગા લાવવાના મનોરથને પાર પાડી શક્યો ન હતો;[૮] તેમ જ હે વત્સ! આ લોકમાં અતુલિત પ્રભાવવાળા તારા પિતામહ અંશુમાને પણ ગંગાને પૃથ્વી પર લાવવા માટે ઘણી પ્રાર્થના અને તપશ્ચર્યા કરી. છતાં તેની ઇચ્છા પણ પૂર્ણ થઈ ન હતી.[૯] વળી હે મહાભાગ્યવાન્! હે ઉત્તમ ગુણોવાળા ભગીરથ! તારો પિતા દિલીપ કે જે મહર્ષિ વસિષ્ઠ જેવો તેજસ્વી, મારા સરખો તપસ્વી અને પોતાના ક્ષત્રિયધર્મને પાળનાર હતો, તે પણ ગંગા લાવવાને સમર્થ થયો ન હતો; પરંતુ હે પુરુષશ્રેષ્ઠ! પૂર્વજોનું તે કાર્ય સિદ્ધ કરી તેં એ સર્વની પ્રતિજ્ઞા પૂર્ણ કરી છે; માટે તું આ લોકમાં સર્વોત્તમ કીર્તિ પામ્યો છે.[૧૦-૧૨] હે શત્રુઓનું દમન કરનાર ભગીરથ! આ ગંગાવતરણનું કાર્ય કરવાથી તું 'ધર્મ' નામના પ્રથમ પુરુષાર્થને પામ્યો છે.[૧૩] હે નરોત્તમ! હવે તું નિરંતર સ્નાન કરવા યોગ્ય− આ ગંગાજળમાં સ્નાન કરવાથી પવિત્ર થઈને પુણ્યવાન થા અને તારા પૂર્વજોની ઉત્તરક્રિયા કરી તારે ઘેર જા! હે રાજન્! તારું કલ્યાણ થાઓ. હવે હું પણ મારા લોક પ્રત્યે જાઉં છું,' એવું કહી મહાયશસ્વી અને સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવ પોતાના માર્ગને અનુસરી બ્રહ્મલોકમાં પધાર્યા.[૧૪-૧૬]

ત્યાર પછી મહાયશસ્વી રાજર્ષિ ભગીરથે શાસ્ત્રવિધિ પ્રમાણે અને યથાક્રમે પોતાના પૂર્વજોની ઉત્તરક્રિયા કરી.[૧૭] હે નરશ્રેષ્ઠ! સર્વને જળપ્રદાન કરીને તથા સ્નાનાદિથી પવિત્ર થઈને ભગીરથ રાજાએ પોતાના નગરમાં પ્રવેશ કર્યો અને પોતાનો મનોરથ પૂર્ણ થવાથી આનંદયુક્ત થઈ રાજ્ય કરવા લાગ્યો.[૧૮] હે રાઘવ! તેની પ્રજા પોતાના રાજાને ઘણા કાળે કાર્ય સિદ્ધ કરીને નગરમાં આવેલા જોઈ શોક તથા ચિંતાથી રહિત થઈ અત્યંત હર્ષ

+ સગરના પુત્રોએ ખોદેલો હોવાથી સમુદ્રનું 'સાગર' એવું નામ થયું છે.

− ગંગાજળને 'નિરંતર સ્નાન કરવા યોગ્ય' કહેવાનું તાત્પર્ય એ છે કે, જેમ બીજી અલ્પ નદીઓમાં કર્કરાશિ અને સિંહરાશિનો સૂર્ય હોય, ત્યારે સ્નાન કરવાનો નિષેધ છે, તેમ ભાગીરથી ગંગાને વિષે નથી; પરંતુ તેમાં તો સદાસર્વદા સ્નાન થઈ શકે છે.

પામી.[૧૯] હે રામ! તમારું કલ્યાણ થાઓ. આ ગંગાવતરણની કથા મેં તમને વિસ્તારપૂર્વક કહી. આ કથા સાંભળવાના આનંદમાં આખી રાત્રિ વીતી ગઈ અને પ્રાતઃસંધ્યાનો સમય થવા આવ્યો છે, માટે ઊઠો અને નિત્યકર્મ કરવામાં પ્રવૃત્ત થાઓ.[૨૦] હે રામચંદ્ર! ધન, યશ, આયુષ્ય, પુત્ર અને સ્વર્ગાદિ ફળ આપનારું આ ગંગાનુ ચરિત્ર જે મનુષ્ય બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો કે શૂદ્રોની સભામા સંભળાવે છે; તેના ઉપર દેવો અને પિતૃઓ પ્રસન્ન થાય છે. હે કાકુત્સ્થ! આયુષ્ય અને કીર્તિની વૃદ્ધિ કરનારી આ ગંગાવતરણની પવિત્ર કથા જે કોઈ સાંભળે છે, તેનાં સર્વ પાપો નષ્ટ થઈ સઘળી મનઃકામનાઓ પૂર્ણ થાય છે.[૨૧–૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૪ મો સર્ગ સંપૂર્ણ.

## વિશ્વામિત્રનો આગળ પ્રવાસ

# સર્ગ ૪૫ મો

### વિશાલા નગરીનું વૃત્તાંત અને સમુદ્રમંથન

**विश्वामित्रवचः श्रुत्वा राघवः सहलक्ष्मणः ।**
**विस्मयं परमं गत्वा विश्वामित्रमथाब्रवीत् ॥ १ ॥**

વિશ્વામિત્ર મુનિએ કહેલી કથા સાંભળી પરમ વિસ્મય પામેલા રામ–લક્ષ્મણે તેમને કહ્યું: 'હે બ્રહ્મન્! તમે અમને અતિ અદ્ભુત અને પવિત્ર ગંગાવતરણનું આખ્યાન તથા ગંગાના જળપ્રવાહથી સાગરનું પૂર્ણ થવુ એ સર્વ કહી સંભળાવ્યું. હે મહાતપસ્વી વિશ્વામિત્ર મુનિ! આપે કહેલી કથા એવી તો આશ્ચર્યકારક છે કે, તેના રહસ્યનુ મનન કરતા આ લક્ષ્મણ સહિત મારી સઘળી રાત્રિ સુખપૂર્વક વીતી છે.'[૨–૪] એ પ્રમાણે વાર્તાલાપ કર્યા પછી તેઓ સર્વ થોડીક વાર શાંત રહ્યા; એટલામાં નિર્મળ પ્રભાત થયુ અને સર્વ ઋષિઓ પોતપોતાનાં નિત્યકર્મ કરવામા પ્રવૃત્ત થયા. પછી શત્રુઓનુ દમન કરનાર રામચંદ્રે નિત્યકર્મ આટોપી સજ્જ થયેલા વિશ્વામિત્ર મુનિને કહ્યું કે,[૫] 'હે મુનિશ્રેષ્ઠ! તમારા મુખથી અતિ અદ્ભુત અને પવિત્ર કથા સાંભળવામા આખી રાત્રિ સુખથી વીતી છે અને હવે પ્રાતઃકાળ થયો છે; માટે ચાલો, આપણે સર્વ નદીઓમાં શ્રેષ્ઠ અને પવિત્ર એવી આ ભાગીરથી ગંગાની સામે પાર જઈએ.[૬] જુઓ, આ નાવિક લોકોએ પણ ઉત્તમ પ્રભાવવાળા ઋષિમંડળ સહિત તમને અહીં પધારેલા જાણી ગંગાપાર ઉતારવા માટે આ રમણીય નાવ કિનારા પર તૈયાર કરી રાખ્યું છે અને તેમાં આ સર્વ ઋષિઓ તથા તમારા માટે ઉત્તમ આસનો પણ બિછાવી રાખ્યા છે.'[૭]

મહાત્મા રામચંદ્રનું વચન સાંભળી સર્વ ઋષિસમૂહ અને રામ–લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિ ઉત્તમ નાવ ઉપર આરૂઢ થઈ ગંગા પાર ઊતર્યા. ગંગાના તે ઉત્તમ તટ પર અનેક ઋષિ–મુનિઓના આશ્રમો હતા. તે જોઈ, વિશ્વામિત્ર વગેરે સર્વેએ ત્યા વસતા ઋષિસમૂહનુ પૂજન કર્યું અને થોડી વાર વિશ્રામ કર્યો. પછી ત્યાંથી થોડેક દૂર આવેલી 'વિશાલા' નામની રમણીય નગરી કે જે તેમના માર્ગમાં જ આવવાની હતી, તે તેઓના જોવામાં આવી.[૮,૯] રામ–લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિ સ્વર્ગ સમાન દિવ્ય અને રમણીય તે વિશાલા નગરીને જોવા માટે ત્યાંથી સત્વર ચાલતા થયા.[૧૦] માર્ગમાં ચાલતાં મહાબુદ્ધિશાળી રામચદ્ર મહામુનિ વિશ્વામિત્રને હાથ જોડીને એ વિશાલા નગરી સંબંધી વૃત્તાંત પૂછવા લાગ્યા: 'હે મહામુનિ! આ વિશાલા નગરીમાં કયા રાજાનો વંશ રાજ્ય કરે છે? એ સાભળવાની મને ઘણી ઇચ્છા છે, માટે તે કહો. હે મુનિ! તમારું કલ્યાણ થાઓ.'[૧૧,૧૨] રામચંદ્રનુ વચન સાંભળી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે વિશાલા નગરીનો પ્રાચીન ઇતિહાસ કહેવાનો આરંભ કર્યો.[૧૩]

વિશ્વામિત્ર મુનિએ રામચંદ્રને કહ્યું કે, 'હે રામ! આ વિશાલા નગરીની પુરાતન કથા પૂર્વે ઇંદ્રે કહી હતી તે મેં સાભળી છે; માટે તે અને ત્યાર પછી જે કાંઈ બન્યું છે તે સઘળું હુ તમને સારી રીતે કહું છું, સાભળો.[૧૪] હે રામચંદ્ર! પૂર્વે સત્યયુગમા મહાબળવાન દિતિના પુત્રોને અને ભાગ્યવાળા, ધાર્મિક તથા પરાક્રમી એવા અદિતિના પુત્રોને એવી ઇચ્છા થઈ કે, 'આપણે સૌ

રોગ તથા વૃદ્ધાવસ્થાથી રહિત અને અમર કેવી રીતે થઈ શકીએ?' એ પ્રમાણે નિરંતર વિચાર કરતા દેવોએ તથા દૈત્યોએ છેવટે 'ક્ષીરસમુદ્રનું મંથન કરી અમૃતરૂપ રસાયન પ્રાપ્ત કરવું' એવો નિશ્ચય કર્યો.[૧૫-૧૭] પછી અત્યંત તેજવાળા તે સર્વ દેવો અને દૈત્યો ક્ષીરસમુદ્રનું મંથન કરવા માટે મંદરાચળને રવૈયો કરીને અને 'વાસુકિ' નાગનું નેતરું કરી ક્ષીરસમુદ્રને વલોવવા લાગ્યા.[૧૮]

મંથન કરતાં કરતાં એક હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે પોતાનો કોમળ દેહ શિલાઓમાં વારંવાર ઘસાવાથી અત્યંત અકળાઈ ગયેલો નેતરારૂપી વાસુકિ નાગ, પોતાની ફણાઓમાંથી તીવ્ર વિષનુ વમન કરવા લાગ્યો અને શિલાઓ પર ઝેરી દાઢો વડે દંશ કરવા લાગ્યો.[૧૯] એથી સમુદ્રમાં અગ્નિની પેઠે દાહ કરનારું 'હલાહલ' નામનુ મહાવિષ ઉત્પન્ન થયુ અને તેની જ્વાળાથી દેવો, અસુરો અને મનુષ્યો સહિત સઘળું જગત બળવા લાગ્યું.[૨૦] તેથી ત્રાસ પામેલા સર્વ દેવો પોતાના મન વડે મહાદેવજીનું ધ્યાન ધરીને અને 'શંકર,' 'પશુપતિ' તથા 'રુદ્ર' એવાં નામોનુ ઉચ્ચારણ કરીને 'રક્ષણ કરો, રક્ષણ કરો' એમ સ્તુતિ કરવા લાગ્યા.[૨૧] દેવોએ કરેલી સ્તુતિ સાંભળી, દેવોના દેવ સમર્થ મહાદેવજી ત્યાં પ્રકટ થયા; એટલામાં શંખચક્રાદિ આયુધો ધારણ કરનારા વિષ્ણુ ભગવાન પણ ત્યાં આગળ પ્રકટ થયા.[૨૨] પછી દેવોનુ હિત કરનાર વિષ્ણુભગવાને હાસ્ય કરતાં કરતાં ત્રિશૂલધારી શંકરને કહ્યું કે, 'હે સુરશ્રેષ્ઠ! દેવોએ સમુદ્રમંથન કર્યું; તેમાથી પ્રથમ આ વિષ ઉત્પન્ન થયુ છે, તેને તમારે જ અગ્રપૂજારૂપે ગ્રહણ કરવું યોગ્ય છે; કારણ કે તમે સર્વ દેવોમાં મુખ્ય છો, માટે હે પ્રભુ! આપ અહીં જ આ વિષનો અંગીકાર કરો.'[૨૩,૨૪] એટલુ કહી વિષ્ણુ ભગવાન ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. પછી ભગવાન મહાદેવજીએ દેવોને એ વિષથી ત્રાસ પામેલા જોઈને અને 'શાર્ઙ્ગ' નામના ધનુષને ધારણ કરનારા વિષ્ણુનાં વચન સાંભળી તે હલાહલ વિષનું અમૃતની પેઠે પાન કર્યું અને તેને પોતાના કંઠમાં ધારણ કર્યું.+ ત્યાર પછી ભગવાન શંકર દેવો પાસેથી વિદાય થઈ કૈલાસ પર્વત પ્રત્યે ગયા.[૨૫,૨૬]

હે રઘુનંદન! સર્વ દેવો અને અસુરોએ મળીને પુનઃ પણ મંથન કરવા માંડયું. એમ કરતાં તે પર્વતરૂપ રવૈયો ઘણું દબાણ આવવાથી પાતાળમાં પ્રવેશ કરવા લાગ્યો. ત્યારે પોતાનું કાર્ય પાર પાડવા માટે ગંધર્વો સહિત સર્વ દેવો 'મધુ' નામના દૈત્યોને નાશ કરનારા વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા કે, 'હે ભગવન્! તમે સર્વ પ્રાણીઓના આધારરૂપ છો અને તેમાં વળી અમો દેવોના તો ખાસ કરીને આધારરૂપ છો.[૨૭,૨૮] માટે હે મહાબાહુ! તમે પાતાળમાં પ્રવેશ કરતા આ પર્વતનો ઉદ્ધાર કરી અમને સહાય કરો.' દેવોના વચન સાંભળી, વિષ્ણુ ભગવાને કાચબાનું સ્વરૂપ ધારણ કર્યું,[૨૯] અને ક્ષીરસમુદ્રમાં પ્રવેશ કરી તે પર્વતને પોતાની પીઠ પર ધરી રાખ્યો. પુનઃ પણ મંથન કરતાં જ્યારે તે પર્વત ઉપરથી ડોલવા લાગ્યો, ત્યારે સર્વવ્યાપી પુરુષોત્તમ શ્રીહરિએ (બીજું સ્વરૂપ ધરીને) પોતાના એક હાથ વડે તે પર્વતના શિખરને પકડી રાખ્યું અને પોતે પણ દેવોની સાથે ઊભા રહી મંથન કરવા લાગ્યા. એ પ્રમાણે મંથન કરતાં કરતાં જ્યારે એક હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે ક્ષીરસમુદ્રમાથી સાક્ષાત્ આયુર્વેદરૂપ, ધર્માત્મા અને પોતાના હાથમાં દંડ તથા કમંડલુ ધારણ કરનારો 'ધન્વંતરિ' નામનો વૈદ્ય ઉત્પન્ન થયો; અને તે પછી અત્યંત કાંતિવાળી અપ્સરાઓ પ્રકટ થઈ.[૩૦-૩૨] હે મનુષ્યશ્રેષ્ઠ રામ! સમુદ્રના જળનું મંથન કરતાં ઉત્પન્ન થયેલા રસમાંથી પ્રકટેલી હોવાને લીધે એ ઉત્તમ સ્ત્રીઓ 'અપ્સરા'÷ એવા નામથી વિખ્યાત થઈ.[૩૩] હે કાકુત્સ્થ! સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલી ઉત્તમ કાંતિવાળી મુખ્ય અપ્સરાઓ સાઠ કરોડ હતી અને તેઓની સાથે જ પ્રકટ થયેલી દાસીઓ તો

+ વિષને કંઠમાં ધારણ કરવાથી મહાદેવજીનો કંઠ શ્યામ થઈ ગયો અને તેથી તેમનું 'નીલકંઠ' એવુ નામ લોકમા પ્રસિદ્ધ થયુ

÷ સંસ્કૃતમાં જળને 'અપ્' કહે છે, જળને વલોવવાથી પ્રકટ થઈ માટે 'અપ્સરા' કહેવાઈ.

અસંખ્ય હતી. હે રામ ! તે સર્વ અપ્સરાઓમાંથી કોઈને પણ દેવોએ કે અસુરોએ ' આ મારી છે ' એમ કહી અંગીકાર કરી નહિ, તેથી તે સર્વસાધારણ સ્ત્રીઓ કહેવાઈ.÷[૩૪,૩૫] ત્યાર પછી હે રઘુનંદન ! સમુદ્રમાંથી મહાભાગ્યવાળી વરુણપુત્રી 'વારુણી' નામની કન્યા ઉત્પન્ન થઈ, તે પોતાને યોગ્ય પતિની શોધ કરવા લાગી.[૩૬] હે શૂરવીર રામ ! એ વેળા દિતિના પુત્રોએ તે વરુણકન્યા વારુણીને ગ્રહણ કરી નહિ; પરંતુ અદિતિના પુત્રોએ તેને આનંદિતા જાણી અંગીકાર કરી.[૩૭] દૈત્યોએ 'વારુણી' નામની સુરા ગ્રહણ કરી નહિ, તેથી તેઓ 'અસુર' કહેવાયા; અને દેવોએ તેનો અંગીકાર કર્યો, તેથી તેઓ 'સુર' કહેવાયા.[૩૮] હે નરશ્રેષ્ઠ ! ત્યાર પછી મંથન કરતા 'ઉચ્ચૈઃશ્રવા' નામનો શ્રેષ્ઠ અશ્વ, 'કૌસ્તુભ' નામનો ઉત્તમ મણિ અને છેવટે પવિત્ર અમૃત ઉત્પન્ન થયું.[૩૯] હે રામ ! જેને માટે આવો મોટો પ્રયાસ આરંભ્યો હતો, તે અમૃત ઉત્પન્ન થયેલું જોઈ સર્વ દેવો તથા દૈત્યો તેને પ્રથમ ગ્રહણ કરવા માટે પરસ્પર આગ્રહ કરવા લાગ્યા. છેવટે તે નિમિત્તે દેવો અને દૈત્યોનું મોટું યુદ્ધ થયું, તેમાં તેઓનાં કુળનો ક્ષય થયો. એ વેળા અદિતિપુત્ર દેવો દિતિપુત્ર દૈત્યોની સાથે યુદ્ધ કરવા લાગ્યા;[૪૦] અને દૈત્યોએ પણ રાક્ષસોને પોતાના પક્ષમાં લઈ એકત્ર થઈ દેવોની સાથે ઘોર યુદ્ધનો આરંભ કર્યો. એ દેવાસુરનો સંગ્રામ ત્રણે લોકના વીર પુરુષોને પણ ત્રાસ ઉપજાવે એવો થવા લાગ્યો.[૪૧] જ્યારે બન્ને પક્ષોમાં યોદ્ધાઓનો મોટો ક્ષય થયો, ત્યારે મહાબળવાન વિષ્ણુ ભગવાને બન્ને પક્ષનું સમાધાન કરવા માટે મોહિની સ્વરૂપ ધારણ કરી ઉત્પન્ન થયેલા અમૃતપાત્રને લઈ લીધું. દેવો તથા દૈત્યો પોતાના હાથમાં આવેલું અમૃતપાત્ર બેની લડાઈમાં ત્રીજાને હાથ ગયેલું જોઈ અવિનાશી પુરુષોત્તમ શ્રીહરિ કે જેમણે મોહિની સ્વરૂપ ધારણ કર્યું હતું. તેમની સામા થયા. મહાસમર્થ વિષ્ણુ ભગવાને પણ પોતાની સામે જે કોઈ આવ્યા તે સર્વનો નાશ કર્યો અને છેવટે દેવોને અમૃતપાન કરાવ્યું.[૪૨,૪૩] હે રામ ! એ પ્રમાણે એ મોટા દેવાસુર–સંગ્રામમાં વિષ્ણુ ભગવાનની કૃપાથી અમૃત મળવાને લીધે અમર અને બળવાન થયેલા દેવોએ દૈત્યોનો નાશ કર્યો.[૪૪] પોતાના શત્રુરૂપ દિતિપુત્રોને હણી નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત કરી આનંદયુક્ત થયેલો ઇન્દ્ર ઋષિઓ તથા ચારણો વગેરે સહિત ત્રણે લોકનું પાલન કરવા લાગ્યો.[૪૫]

÷– સાધારણ સ્ત્રીઓ એટલે દેવો કે અસુરોમાંથી જેને ઇચ્છા થાય તે તેઓને અંગીકાર કરી લે એવી સ્ત્રીઓ.

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૬ મો

## મારુતગણની જન્મકથા

हतेषु तेषु पुत्रेषु दितिः परमदुःखिता ।
मारीचं कश्यपं नाम भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

હે રામચંદ્ર ! દૈત્યોની માતા દિતિ પોતાના પુત્રોનો નાશ થવાથી અત્યંત દુઃખી થઈ ગઈ અને પોતાના પતિ કશ્યપ મુનિને કહેવા લાગી કે,[૧] 'હે ભગવન્ ! મહાબળવાન તમારા× પુત્રો(દેવો)એ મારા પુત્રો(દૈત્યો)નો નાશ કર્યો છે; તેથી હું મારા પુત્રોનું વેર લેવા માટે ઇન્દ્રને હણે એવો એક પુત્ર તમારી પાસેથી ઇચ્છું છું. હે સ્વામિન્ ! એવા પરાક્રમી પુત્રની પ્રાપ્તિ માટે હું મોટું તપ પણ કરીશ; માટે ઇન્દ્રને હણવાને સમર્થ થાય એવો પુત્ર મને આપો તેમ જ તપશ્ચર્યા કરવાની આજ્ઞા આપો.[૨,૩]

અત્યંત દુઃખી થઈ ગયેલી પોતાની પ્રિય પત્નીનું વચન સાંભળી મરીચિના પુત્ર મહાતેજસ્વી કશ્યપ મુનિએ કહ્યું કે,[૪] 'હે તપરૂપી ધનવાળી સાધ્વી ! તારું કલ્યાણ થાઓ, તારી પ્રાર્થના સફળ થાઓ. જો તું સાવધ થઈને પવિત્રપણે રહીશ, તો સંગ્રામમાં ઇન્દ્રને હણે એવા પુત્રને ઉત્પન્ન કરીશ.[૫] હે પ્રિયે ! તું એક હજાર વર્ષ સુધી પવિત્ર રહીને મારાથી રહેલા ગર્ભને ધારણ કરીશ તો તને ત્રણે

× દક્ષ પ્રજાપતિએ પોતાની તેર કન્યાઓ કશ્યપ મુનિ સાથે પરણાવી હતી, તેમાં દિતિ તથા અદિતિ એ બે મુખ્ય હતી; તેમાં દિતિના પુત્રો દૈત્ય અને અદિતિના પુત્રો દેવો હતા.

લોકનો નાશ કરે એવો પરાક્રમી પુત્ર પ્રાપ્ત થશે' એ પ્રમાણે દિતિના મનનું સમાધાન કરીને અને તે(દિતિ)ને પોતાના હાથ વડે માર્જન તથા આલિંગન કરી મહાતેજસ્વી કશ્યપ મુનિ 'કલ્યાણ થાઓ' એવો આશીર્વાદ આપી તપ કરવા માટે વનમાં ચાલ્યા ગયા.[૬,૭]

હે નરશ્રેષ્ઠ રામચંદ્ર! ઇંદ્રને હણનારો પોતાને પુત્ર થશે, એવું જાણી અત્યંત હર્ષ પામેલી દિતિ આ 'કુશપ્લવ' નામના તપોવનમાં આવીને દારુણ તપશ્ચર્યા કરવા લાગી.[૮] હે રામ! દિતિના આ વિચારની ઇંદ્રને જ્યારે ખબર પડી, ત્યારે (તેણે તેની તપશ્ચર્યામાં કાંઈ ખામી આવે તે વખતે પોતાનું કાર્ય સાધવાની ઇચ્છાથી) તેની પાસે આવી વિનય અને વિવેકાદિ ગુણો વડે દિતિની સેવા કરવા માંડી.[૯] દિતિની પાસે રહીને અગ્નિ, દર્ભ, સમિધો, કાષ્ઠ, જળ, ફળ, કંદમૂળ વગેરે અને બીજું પણ જે જોઈએ તે ઇંદ્ર લાવી આપતો હતો; અને તેના હાથપગ વગેરે અંગો ચાંપી, તપશ્ચર્યા કરવાથી થયેલા શ્રમને નિવૃત્ત કરતો હતો; એ રીતે ઇંદ્ર નિરંતર દિતિની સેવા કરવા લાગ્યો.[૧૦,૧૧] એમ કરતાં જ્યારે એક હજાર વર્ષ પૂરાં થવા આવ્યાં અને માત્ર દશ વર્ષ જ બાકી રહ્યાં, ત્યારે ઇંદ્રે કરેલી પોતાની સતત સેવાથી પરમ સંતુષ્ટ થયેલી દિતિએ તેને કહ્યું કે,[૧૨] 'હે પરાક્રમી પુરુષોમાં શ્રેષ્ઠ ઇંદ્ર! તારું કલ્યાણ થાઓ. હવે મારું તપ પૂર્ણ થવાને માત્ર દશ વર્ષ જ બાકી રહ્યાં છે. તે પૂરાં થશે એટલે મારા ગર્ભથી જન્મેલા તારા ભાઈને તું જોઈશ.[૧૩] હે સુરશ્રેષ્ઠ! મેં તારા પિતા કશ્યપ મુનિ પાસેથી તને હણે એવો એક પુત્ર માગ્યો છે અને તેમણે એક હજાર વર્ષ વીત્યા પછી તેવો પુત્ર થવાનું મને વરદાન આપ્યું છે; પરંતુ હું તારી સેવાથી ઘણી જ પ્રસન્ન થઈ છું, માટે એ (ભાવિ) પુત્ર તારો સ્નેહી થશે અને હે પુત્ર! તેની સહાયથી તું સંતાપરહિત થઈ ત્રણે લોકનું નિષ્કંટક રાજ્ય ભોગવીશ.'[૧૪,૧૫]

એ પ્રમાણે દિતિએ પોતાના હૃદયનો સત્ય ભાવ દર્શાવ્યો. (પરંતુ કપટી અને અવિશ્વાસુ ઇંદ્રે તેનાં વચન મિથ્યા માન્યાં અને તે કોઈ પણ પ્રકારે તેના વ્રતની ખામી શોધી પોતાના શત્રુને હણવાનો જ લાગ શોધવા લાગ્યો.) પછી કોઈ એક દિવસે મધ્યાહ્ન સમયે દિતિ શ્રમને લીધે નિદ્રાથી ઘેરાઈ ગઈ અને ભાન નહિ રહેવાથી જે દિશા તરફ મસ્તક રાખવું જોઈએ તે દિશા તરફ ચરણ રાખી સૂઈ ગઈ.[૧૬] હે રામ! આ રીતે તેની તપશ્ચર્યામાં ખામી આવવાથી તેને અપવિત્ર થયેલી જાણી ઇંદ્ર આનંદ પામી હસવા લાગ્યો.[૧૭] પછી પોતાનો સ્વાર્થ સાધવા માટે ઇંદ્રે સાવધ થઈ સૂક્ષ્મ રૂપથી દિતિના શરીરમાં પ્રવેશ કર્યો; અને હે રામ! વજ્ર વડે તેના ગર્ભના સાત ટુકડા કરી નાખ્યા. દિતિનો ગર્ભ સેંકડો ધારાઓવાળા વજ્ર વડે જ્યારે છેદાવા લાગ્યો, ત્યારે તે ઝીણા ઝીણા સ્વરથી રુદન કરવા લાગ્યો. હે રામ! તેનો રુદનસ્વર સાંભળીને દિતિ જાગી ઊઠી.[૧૮,૧૯] ત્યારે ભયભીત થયેલા મહાતેજસ્વી ઇંદ્રે 'રડીશ મા, રડીશ મા' એમ કહીને તે ગર્ભ રોતો હતો છતા તે દરેક ટુકડાના પુનઃ પણ સાત સાત ટુકડા કરી નાખ્યા.[૨૦] એ જોઈ દિતિએ ઇંદ્રને કહ્યું કે, 'હે ઇંદ્ર! હવે તું મારા ગર્ભને હણીશ નહિ, હણીશ નહિ.' એવું સાંભળીને વજ્રધારી ઇંદ્ર પોતાની માતાનું માન જાળવવા માટે તેના ઉદરમાંથી તુરત બહાર નીકળી આવ્યો; અને હાથ જોડી વીનવવા લાગ્યો કે, 'હે માતા! તું મધ્યાહ્ન સમયે મસ્તકની જગાએ ચરણ રાખી સૂઈ રહી, તેથી તને અપવિત્ર થયેલી જાણી મેં તારી તે ભૂલનો લાભ લઈ, આગળ ઉપર મને હણનારા તારા ગર્ભના સાત સાત ટુકડા કરી નાખ્યા છે; છતાં હે દેવી! મેં પૂર્વે કરેલી સેવાને યાદ લાવી તું મારો એ અપરાધ ક્ષમા કરવા યોગ્ય છે.'[૨૧-૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૭ મો

## મારુતગણની જન્મકથા (ચાલુ)

सप्तधा तु कृते गर्भे दितिः परमदुःखिता ।
सहस्राक्षं दुराधर्षं वाक्यं सानुनयाब्रवीत् ॥ १ ॥

હે રામ! ઘણા કાળથી ધારણ કરી રાખેલા પોતાના ગર્ભને ઇંદ્રે છેદી નાખ્યો, તેથી અત્યંત

દુઃખી થયેલી દિતિ 'ભાવિ હતું તેમ થયું' એમ જાણી અને વળી ઇંદ્રે પોતાની પૂર્વે ઘણી સેવા બજાવી છે તેનું સ્મરણ કરીને તેના પર ક્રોધે ન ભરાતાં નમ્રતાથી કહેવા લાગી: 'હે 'બલ' નામના અસુરોનો વિનાશ કરનાર ઇંદ્ર! મારા જ પ્રમાદને લીધે તું ગર્ભના સાત સાત ટુકડા કરી શક્યો છે; માટે એમાં તારો અપરાધ નથી.[૫૨] હે ઇંદ્ર! જે ભાવિ હતું તે થયું; પરંતુ મારા એક ગર્ભમાંથી થયેલા ઓગણપચાસે પુત્રોનું તથા તારું હિત થાય તેમ કર. હે વત્સ! આ મારા ઓગણપચાસે પુત્રો પૂર્વે દેવાસુરના સંગ્રામમાં નષ્ટ થયેલા ઓગણપચાસ મારુત(વાયુ)ગણોના સ્થાનપાલક થાઓ; અર્થાત્ મારા પુત્રોને તે નષ્ટ થયેલા મારુત–વાયુઓની પદવી જ પ્રાપ્ત થાઓ. હે પુત્ર! સાત સાતના સમૂહરૂપ અને દિવ્ય દેહવાળા આ મારા સાત પુત્રો 'મારુત' એવા નામથી વિખ્યાત થઈ આકાશાદિ સ્થળે વિચરો. તેમાં પ્રથમ સપ્તગણ બ્રહ્મલોકમાં, બીજો ઇંદ્રલોકમાં, ત્રીજો 'દિવ્યવાયુ' નામનો સર્વત્ર અને હે સુરશ્રેષ્ઠ! બાકીના ચાર તારી આજ્ઞા પ્રમાણે ચારે દિશાઓમાં વિચરશે. હે દેવરાજ! તેં ગર્ભમાં મારતી વેળાએ मा रुदः मा रुदः।× એમ કહ્યું હતું તે ઉપરથી આ મારા પુત્રો 'મારુત' એવા નામથી વિખ્યાત થશે.'[૩–૭]

પોતાની ઓરમાન માતા દિતિનું વચન સાંભળી હજાર નેત્રવાળા ઇંદ્રે હાથ જોડી કહ્યું કે, 'હે માતા! તેં કહ્યું તે પ્રમાણે જ સઘળું થશે, એમાં સંદેહ નથી. આ તારા સર્વ પુત્રો દેવરૂપ થઈને સઘળો અધિકાર ચલાવશે.'[૮–૧૦]

એ રીતે તપોવનમાં દિતિ અને ઇંદ્ર પરસ્પર નિશ્ચય કરીને અને ઉત્પન્ન થયેલા મારુત(વાયુ)ગણોને સાથે લઈ સ્વર્ગ પ્રત્યે ગયાં; એવું મારા સાંભળવામાં આવ્યું છે. હે કાકુત્સ્થ! તે જ આ દેશ છે કે જ્યાં પૂર્વે દિતિએ તપશ્ચર્યા કરી હતી અને ઇંદ્રે તેની સેવા કરી હતી. હે નરવ્યાઘ્ર! પૂર્વે 'અલંબુષા' નામની અપ્સરાના ગર્ભથી જન્મેલા ઇક્ષ્વાકુ રાજાના પરમ ધાર્મિક પુત્ર વિશાલે આ સામી દેખાતી વિશાલાનગરી વસાવી હતી અને તેમાં એ વિશાલ રાજાના વંશજો જ રાજ્ય કરે છે. હે રામ! તે વિશાલ રાજાને મહાબળવાન 'હેમચંદ્ર' નામનો પુત્ર થયો. હેમચંદ્રનો 'સુચંદ્ર' નામે પુત્ર થયો.[૧૧–૧૩] સુચંદ્રનો ધૂમ્રાશ્વ, તેનો સુંજય,[૧૪] તેનો પ્રતાપી સહદેવ, તેનો પરમ ધાર્મિક કુશાશ્વ,[૧૫] તેનો મહાતેજસ્વી અને પ્રતાપી સોમદત્ત અને 'કાકુત્સ્થ' નામે પુત્ર થયો હતો.[૧૬] હે રઘુનંદન! એ કાકુત્સ્થ રાજાને મહાતેજસ્વી અને દેવ સરખી કાંતિવાળો 'સુમતિ' નામનો પુત્ર થયો કે જે હાલમાં આ વિશાલાનગરીમાં રાજ્ય કરે છે. હે રામ! આ વિશાલાનગરીને વિષે મૂળ પુરુષ ઇક્ષ્વાકુ રાજાના પ્રતાપથી ઉપર્યુક્ત સર્વ રાજાઓ દીર્ઘ આયુષ્યવાળા, પરાક્રમી, અત્યંત ધાર્મિક અને મહાસમર્થ થતા આવ્યા છે. હે કાકુત્સ્થ! હવે જનકપુર પાસે આવ્યું છે, માટે આપણે સર્વ આ વિશાલા નગરીમાં આજે રાતવાસો રહીને કાલે સવારે જનકપુરમાં જઈશું.'[૧૭–૧૯]

એ પ્રમાણે વિશ્વામિત્ર મુનિ રામચંદ્રની સાથે વાર્તાલાપ કરતા હતા, તેટલામાં ઋષિમંડળ સહિત વિશ્વામિત્ર મુનિ આવે છે, એવા સમાચાર મળવાથી અત્યંત હર્ષ પામેલો વિશાલાનગરીનો રાજા સુમતિ પોતાના ઉપાધ્યાયો અને બંધુવર્ગ સહિત તેમની સામે આવ્યો અને તેણે સર્વનો સારી રીતે સત્કાર કરીને કુશળતા પૂછી તથા કહ્યું કે, 'હે મુનિ! આજે હું કૃતાર્થ થયો છું. આજે આપે મારા પર પૂર્ણ અનુગ્રહ કર્યો છે; કારણ કે આપ જેવા મહર્ષિ મારા દેશમાં પધાર્યા છે. હે ભગવન્! આપના દર્શન થવાથી હું એમ માનું છું કે, આ જગતમાં મારા જેવો ધન્યવાદને પાત્ર બીજો કોઈ નથી.'[૨૦–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૪૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૮ મો

### અહલ્યાનું ચરિત્ર

पृष्ट्वा तु कुशलं तत्र परस्परसमागमे।
कथान्ते सुमतिर्वाक्यं व्याजहार महामुनिम् ॥१॥

સુમતિ રાજા વિશ્વામિત્ર મુનિને મળીને અને

× રડશો નહિ, રડશો નહિ.

પરસ્પર કુશળતા પૂછીને સર્વ ઋષિમંડળ સહિત તેમને પોતાના નગરમાં તેડી ગયો અને ત્યાં તેઓ સર્વને રમણીય મકાનમાં ઉતારો આપ્યો. પછી મહામુનિ વિશ્વામિત્રને તે પૂછવા લાગ્યો કે,[૧] 'હે મહર્ષિ! તમારું કલ્યાણ થાઓ. આ તમારી સાથે રહેલા બન્ને કુમારો કે જેઓ દેવ સરખા પરાક્રમી, હાથી અને સિંહ સમાન ગતિવાળા, શાર્દૂલ તથા વૃષભની ઉપમાવાળા,[૨] કમળની પાંખડી જેવાં અણિયાળાં અને વિશાળ નેત્રવાળા, તરવાર, ભાથા તથા ધનુષને ધારણ કરનારા, અશ્વિનીકુમાર જેવાં સ્વરૂપવાન, યુવાવસ્થામાં આવેલા અને પોતાની ઇચ્છા વડે સ્વર્ગલોકમાંથી પૃથ્વી પર ઊતરી આવેલા દેવ સરખા છે. તેઓ પોતાના કોમળ ચરણથી ચાલીને અહીં કેવી રીતે અને શા માટે આવ્યા છે? હે મુનિ! તેઓ કોના પુત્ર છે?[૩,૪] જેમ સૂર્ય અને ચંદ્ર આકાશને શોભાવે છે, તેમ પોતાની કાંતિ વડે આ પ્રદેશને શોભાવનારાં, શરીરપ્રમાણ,* ઇંગિત÷ અને ચેષ્ટામાં+ એકબીજાને મળતા આવતા તથા ઉત્તમ આયુધોને ધરનારા આ બન્ને વીર કુમારો આવા દુર્ગમ માર્ગમાં શા કારણથી આવેલા છે, એ હું સાંભળવા ઇચ્છું છું માટે કહો.'[૫]

સુમતિ રાજાનું વચન સાંભળી વિશ્વામિત્ર મુનિએ તેને રામ-લક્ષ્મણ સંબંધી સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યું. (રામ-લક્ષ્મણ સિદ્ધાશ્રમમાં રહ્યા હતા અને તેમણે સુબાહુ આદિ રાક્ષસોનો વધ કર્યો હતો, એ સઘળી હકીકત કહી સંભળાવી.) તેથી આશ્ચર્ય પામેલા સુમતિ રાજાએ દશરથ રાજાના માનનીય કુમારોને પોતાને ત્યાં અતિથિ તરીકે આવેલા જાણી તેમની યોગ્ય સત્કારથી વિધિપૂર્વક પૂજા કરી.[૬-૮] સુમતિ રાજાથી પરમ સત્કાર પામી રામ-લક્ષ્મણ વગેરે દરેકે એ રાત્રિ વિશાલાનગરીમાં ગાળી; અને બીજે દિવસે પ્રાતઃકાળ થતાં પોતપોતાના નિત્યકર્મ આટોપી તેઓ સર્વ મિથિલાનગરી× તરફ ચાલતા થયા. ચાલતાં ચાલતાં તેઓ થોડાક સમયમાં મિથિલાનગરીની પાસેના ઉપવનમાં જઈ પહોંચ્યા. જ્યારે મિથિલાનગરી દૃષ્ટિગોચર થઈ ત્યારે વિશ્વામિત્રાદિ સર્વ મુનિઓ તેની પ્રશંસા કરવા લાગ્યા. થોડુંક આગળ ચાલતાં તે મિથિલાનગરીના ઉપવનમાં એક પ્રાચીન આશ્રમ જોવામાં આવ્યો કે જે અતિ રમણીય છતાં નિર્જન જણાતો હતો. તે જોઈ રામચંદ્રે વિશ્વામિત્ર મુનિને કહ્યું કે,[૧૦,૧૧] 'હે ભગવન્! આ સ્થળે આશ્રમ જેવું રમણીય જણાય છે, છતાં ઋષિમુનિઓથી રહિત હોવાથી આ આશ્રમ હશે કે નહિ, એવી શંકા થાય છે. વળી કેટલાંએક ચિહ્નો ઉપરથી નિશ્ચય થાય છે કે, પ્રાચીન કાળમાં અહીં કોઈ ઋષિનો આશ્રમ હશે; માટે હું તમને પૂછું છું કે, પૂર્વે અહીં કયા ઋષિનો નિવાસ હતો?'[૧૨]

રામચંદ્રનું વચન સાંભળી વાક્યચતુર વિશ્વામિત્ર મુનિએ કહ્યું કે,[૧૩] 'હે રાઘવ! મહાત્મા ગૌતમ ઋષિનો શાપ થવાને લીધે શૂન્ય થઈ ગયેલા આ આશ્રમ સંબંધી સઘળું વૃત્તાંત હું તમને યથાર્થ રીતે કહું છું તે સાંભળો.[૧૪] હે નરશ્રેષ્ઠ! પૂર્વકાળમાં દિવ્ય અને રમણીય જણાતો આ આશ્રમ દેવોને પણ આનંદ ઉપજાવે એવો હતો. તેમાં મહાત્મા ગૌતમ ઋષિ રહેતા હતા.[૧૫] હે મહાયશસ્વી રાજપુત્ર! તે ઋષિ પોતાની પત્ની અહલ્યા સહિત ઘણાં વર્ષો પર્યંત આ આશ્રમમાં તપશ્ચર્યા કરતા રહ્યા હતા. (ગૌતમ ઋષિની પત્ની અહલ્યા અત્યંત સૌંદર્યવાળી હતી. તેને જોઈને શચીપતિ ઇંદ્ર મોહિત થયો હતો, તેથી તે નિરંતર તેની સાથે સમાગમ કરવાનો લાગ શોધતો હતો.) એક સમયે જ્યારે ગૌતમ ઋષિ આશ્રમમાં નહોતા, ત્યારે દેવોનો રાજા ઇંદ્ર ગૌતમ ઋષિનો વેષ ધારણ કરી અહલ્યાની પાસે આવ્યો; પરંતુ તેણે વિચાર કર્યો કે, 'ગૌતમ ઋષિ તો ઋતુકાળમાં જ સ્ત્રીસંગ કરે છે અને હું તો આજે અયોગ્ય સમયે આવ્યો છું, તેથી અહલ્યા મને ઓળખી જશે.' એમ વિચારીને આવતાં વેંત જ તેણે અહલ્યાને કહ્યું

* દેહની ઊંચાઈ વગેરે.

÷ જેથી મનુષ્યના અંતઃકરણના વિચારો જાણી શકાય તે.

+ હાથ, નેત્ર, ચરણ વગેરે ઇંદ્રિયોની ચેષ્ટા.

× એનું જ બીજું નામ 'જનકપુર' પણ છે.

કે,[૧૬,૧૭] 'હે સુંદર કટિવાળી! કામી પુરુષો પોતાની સ્વરૂપવતી સ્ત્રીના ઋતુકાળની વાટ જોઈ શકતા નથી; માટે આ વેળા હું અત્યંત કામપીડિત થયેલો હોવાથી તારો સંગ કરવા ઇચ્છું છું.'[૧૮] હે રઘુનંદન! ઇંદ્રનું એવું યુક્તિવાળું વચન સાંભળી અહલ્યા 'પોતાના સ્વામી ગૌતમ મુનિનો વેષ ધારણ કરીને આ ઇંદ્ર આવ્યો છે' એમ કેટલાંક કારણોથી સમજી ગઈ; છતાં દુષ્ટ બુદ્ધિવાળી તેણે 'અહો! દેવોના રાજા ઇંદ્ર મને ઇચ્છે છે' એવા કૌતુકથી આનંદમાં આવીને અને દેવની સાથે રતિક્રીડાના સુખની લાલચમાં લપટાઈને ઇંદ્રની સાથે સંભોગ કરવાનો નિશ્ચય કર્યો.[૧૯] દેવરાજ ઇંદ્રનો મેળાપ થવાથી પોતાના આત્માને કૃતાર્થ માનતી અહલ્યા તેને કહેવા લાગી કે, 'હે દેવશ્રેષ્ઠ! આજે તારો સમાગમ થવાથી હું કૃતાર્થ થઈ છું, માટે તું તારું કાર્ય કરીને અહીંથી સત્વર ચાલ્યો જા;[૨૦] અને મારા સ્વામી ગૌતમ ઋષિથી મારું તથા તારું રક્ષણ કર; કારણ કે કદાચ તે વાત જાણી જશે તો મને અને તને શાપ આપી શિક્ષા કરશે.' અહલ્યાનું પ્રીતિપૂર્ણ વચન સાંભળી આનંદ પામેલા ઇંદ્રે કહ્યું કે,[૨૧] 'હે સુશ્રોણિ! હું તારાં સ્નેહપૂર્ણ વચનોથી સંતુષ્ટ થયો છું. હું મારું કાર્ય કરી સત્વર ચાલ્યો જઈશ.' એમ કહી તેણે અહલ્યા સાથે સમાગમ કર્યો અને બહારથી ગૌતમ ઋષિના આગમનનો ભય હતો, તેથી પોતાની કામવાસનાને સત્વર પૂર્ણ કરીને ઝટપટ પર્ણકુટીમાંથી બહાર નીકળ્યો. જેવો તે આગળ ચાલવા જાય છે, તેવામાં જ તેણે તપરૂપી બળવાળા, તીર્થજળમાં સ્નાન કરવા જનારા, જેના આગળ દેવ અને દાનવો થરથર કંપતા હતા એવા અને પ્રજ્વલિત અગ્નિ સમાન કાંતિવાળા ગૌતમને વનમાંથી સમિધ તથા દર્ભ વગેરે લઈને પોતાની સામે આવતા જોયા. જેનો ભય હતો તેને જ પોતાની સામે આવતા જોતાં ભયથી ત્રાસ પામીને ઇંદ્ર ઉદાસ થયો.[૨૨-૨૫]

પોતાના વેશથી દુષ્ટ કાર્ય કરી નાસી જવા ઇચ્છતા ઇંદ્રને જોઈ પવિત્ર આચરણવાળા ગૌતમ ઋષિએ ક્રોધથી તેને કહ્યું:[૨૬] 'હે દુષ્ટ બુદ્ધિવાળા નીચ ઇંદ્ર! તેં મારું સ્વરૂપ ધારણ કરી આવું નિંદ્ય કર્મ કર્યું; માટે જા, તું વૃષણરહિત થઈશ.'[૨૭]

ક્રોધે ભરાયેલા મહાત્મા ગૌતમે એ રીતે કહ્યું કે, તુરત જ ઇંદ્રનાં બંને વૃષણો પૃથ્વી પર તૂટી પડ્યાં.[૨૮] ઇંદ્રને શાપ આપી ગૌતમ ઋષિ પોતાની પર્ણકુટીમાં ગયા ત્યાં જઈ તેમણે પોતાની સ્ત્રી અહલ્યાને શાપ આપતાં કહ્યું કે, 'હે દુષ્ટા! તેં આવું દુષ્ટ કર્મ કર્યું; માટે તું પોતે કરેલા કર્મનો

---

૬ અહલ્યા પાંચ સતીઓમાં મુખ્ય પદ ધારણ કરતી જણાય છે જેમ કે—

'अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा ।'

પરંતુ અહીં 'અહલ્યાએ જાણી જોઈને ઇંદ્ર સાથે સમાગમ કર્યો' એવું સ્પષ્ટ હોવાથી અહલ્યાના સતીત્વ માટે શંકા થયા વિના રહેતી નથી મહાત્મા તુલસીદાસજી તથા ગુર્જરકવિ ગિરધરે પોતાની રામાયણમાં અહલ્યાનું સતીત્વ જાળવવા માટે ઠીક ઉલ્લેખ કર્યો છે કે, 'તેણે પતિના વેશથી આવેલા ઇંદ્રને ઓળખ્યો જ નહિ અને તેથી તેની આજ્ઞાને અધીન થઈને સમાગમ કર્યો.' અને અહલ્યા જેવી મહાસતી જાણી જોઈને પરપુરુષનો સંગ કરે એ માની શકાય તેવું નહિ હોવાથી એ વાત પણ સંભવિત છે.

વાસ્તવિક રીતે જોતાં તો પોતા પર આસક્ત થયેલા ઇંદ્રની નીચ માગણી સાંભળતા જ અહલ્યા ક્રોધાવેશમાં આવી ગઈ, જેથી ભયભીત થયેલો અને થરથર ધ્રૂજતો ઇંદ્ર ગૌતમના આવવા પહેલા આશ્રમમાંથી નીકળવા જતો હતો; એટલામાં જ તે આવી ચઢ્યા અને ઇંદ્રને જોતા જ 'મારી સ્ત્રીને ઇંદ્ર ચાહે છે' એવી પોતાના મનમાં પ્રતીતિ થઈ. જેથી તુરત જ તેમણે શાપ આપ્યો અને ક્રોધાવેશને લીધે પોતાની સ્ત્રીને પણ દૂષિત જાણી શાપ આપ્યો; પરંતુ પાછળથી સમાધિસ્થ ચિત્તે સ્વસ્થ થતા તેમને માલૂમ પડ્યું કે, મારી સ્ત્રી અહલ્યા નિર્દોષ છે, તેથી તેમણે અહલ્યાના શાપનો અનુગ્રહ કર્યો હોય એમ લાગે છે.

* હવે એક પ્રશ્ન થાય છે કે, જો અહલ્યા નિર્દોષ જ હતી તો અહીં રામાયણમાં તેને 'દુષ્ટ બુદ્ધિવાળી' કહી, તેણે ઇંદ્ર સાથે હર્ષથી સમાગમ કર્યો એમ કેમ વર્ણવ્યું છે? આનો ઉત્તર એવો છે કે, પાછળથી થયેલા ભ્રષ્ટાચારી લોકમાર્ગીઓએ પોતાની નીચ માન્યતાને લોકોમાં દૃઢ કરવા માટે મૂળ ગ્રંથમાં ગડબડ કરી સતીઓ ઉપર આવા કલંક ચઢાવ્યા હોય એમ સંભવિત છે; કારણ કે તેઓ ઘણે ભાગે વ્યભિચારાદિ અધર્મને ધર્મ માનનારા હતા.

પશ્ચાત્તાપ કરનારી, માત્ર વાયુનું જ ભક્ષણ કરનારી અને ભસ્મમાં શયન કરનારી થઈ આ આશ્રમને વિષે હજારો વર્ષ પર્યંત નિવાસ કરીશ; કોઈ પણ ભૂત-પ્રાણીઓ તને જોઈ શકશે નહિ.[२९,३०] જ્યારે અમોઘ પરાક્રમવાળા દશરથપુત્ર રામચંદ્ર આ ભયંકર વનમાં આવશે, ત્યારે તેમનાં દર્શનથી તું પવિત્ર થઈશ.[३१] વળી દુષ્ટ આચરણવાળી ! લોભ અને મોહથી રહિત થઈ તું જ્યારે આ આશ્રમ પર આવેલા તે રામચંદ્રનો અતિથિસત્કાર કરીશ, ત્યારે પોતાના પૂર્વસ્વરૂપને પ્રાપ્ત થઈ મારી સમીપ રહીશ.'[३२] એ પ્રમાણે દુષ્ટ કર્મ કરનારી એ અહલ્યાને શાપ આપી મહાતેજસ્વી ગૌતમ ઋષિ આ આશ્રમનો ત્યાગ કરી ચાલતા થયા અને સિદ્ધ તથા ચારણોએ સેવેલા હિમાલય પર્વતના રમણીય શિખર ઉપર જઈ તપશ્ચર્યા કરવા લાગ્યા.[३३]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૪૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૯ મો

### અહલ્યાના શાપની નિવૃત્તિ

अफलस्तु ततः शक्रो देवानग्निपुरोगमान् ।
अब्रवीत्त्रस्तनयनः सिद्धगंधर्वचारणान् ॥ १ ॥

હે રાઘવ ! ગૌતમ ઋષિના શાપથી વૃષણરહિત (નપુંસક) થયેલો ઇંદ્ર લજવાઈને સ્વર્ગમાં ગયો અને તેણે અગ્નિ જેમાં મુખ્ય છે એવા સિદ્ધ તથા ચારણ સહિત સર્વ દેવોને કહ્યું કે,[१] 'હે દેવો ! હાલમાં મહાત્મા ગૌતમ ઋષિ ઉગ્ર તપશ્ચર્યા કરે છે અને પોતાના તપોબળ વડે આપણા સ્વર્ગલોકને લેવાને સમર્થ છે, એમ જાણી મેં તેમની તપશ્ચર્યામાં ક્રોધ ઉપજાવી પૂર્વોક્ત દેવકાર્ય સાધ્યું છે;[२] પરંતુ હે દેવો ! તમારું સર્વનુ કાર્ય સાધવા જતાં ગૌતમ ઋષિના શાપથી હું વૃષણરહિત (નપુંસક) થઈ ગયો છું. વળી તેમણે પોતાની સ્ત્રી અહલ્યાને પણ ક્રોધથી શાપ આપી તેનો ત્યાગ કર્યો છે. હે દેવગણો ! એ પ્રમાણે મેં ગૌતમ ઋષિને અત્યંત ક્રોધ કરાવી તેમની તપશ્ચર્યા નષ્ટ કરી છે.[३] હે દેવવરો ! ઋષિસમૂહ અને ચારણાદિ સહિત તમે દેવકાર્ય સાધવા જતાં ષંઢ થયેલા મને સફળ (વૃષણવાળો) કરો.'[४]

ઇંદ્રનું વાક્ય સાંભળી મરુદ્‌ગણ સહિત અગ્નિ આદિ સર્વ દેવો પિતૃદેવોની પાસે ગયા અને તેઓને આ વાત નિવેદન કરી કહ્યું કે,[५] 'હે પિતૃદેવો ! આ મેંઢો વૃષણવાળો છે અને હાલમાં ગૌતમ ઋષિના શાપથી ઇંદ્ર વૃષણરહિત થયો છે; માટે કૃપા કરી આ મેંઢાનાં બન્ને વૃષણ ઇંદ્રને વળગાડી આપો કે જેથી તેનું કાર્ય સિદ્ધ થશે;[६] અને આ મેંઢાના વૃષણ તૂટી જવા છતાં તે તમારું કાર્ય સિદ્ધ કરશે. હવે પછી તમને તૃપ્ત કરવા માટે જે મનુષ્યો આવા વૃષણરહિત મેંઢાનું બલિદાન આપશે, તેઓને તમે અક્ષય ફળ દેનાર થશો.'[७]

અગ્નિ આદિ દેવોનું વચન સાંભળી એકત્ર મળેલા પિતૃદેવોએ દેવોના કહેવા પ્રમાણે મેંઢાનાં વૃષણ કાપી ઇંદ્રના શરીરમાં યોગ્ય સ્થળે વળગાડ્યાં.[८] હે કાકુત્સ્થ ! ત્યારથી 'યજ્ઞમાં આવેલા પિતૃદેવોને વૃષણરહિત મેંઢાનો બલિ આપવો' એવો ઠરાવ થયો.[९] હે રાઘવ ! મહાત્મા ગૌતમ ઋષિના પ્રભાવથી દેવરાજ ઇંદ્ર એ પ્રમાણે મેંઢાનાં વૃષણવાળો થયો.'[१०] (એ પ્રમાણે અહલ્યા સંબંધી સર્વ વૃત્તાંત તથા પ્રસંગપ્રાપ્ત ઇંદ્રના શાપમોક્ષની કથા સાંભળી રામ અને લક્ષ્મણને તથા સર્વ ઋષિસમૂહને ગૌતમ ઋષિનો આશ્રમ જોવાની ઉત્કંઠા થઈ. તે વેળા વિશ્વામિત્ર મુનિએ રામચંદ્રને કહ્યું કે,) 'હે મહાતેજસ્વી રાઘવ ! તમે અમારી સાથે પવિત્ર કર્મવાળા ગૌતમ ઋષિના એ આશ્રમમાં ચાલો અને તમારા દર્શન માત્રથી જેને પોતાની પૂર્વસ્થિતિ પ્રાપ્ત થવાની છે એવી મહાભાગ્યવાળી તથા દેવ સરખા સ્વરૂપવાળી તે અહલ્યાને શાપથી મુક્ત કરો !'[११]

વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી લક્ષ્મણ સહિત રામચંદ્રે તેમને આગળ કરી ગૌતમના

* પુરાણોમાં અહલ્યા ગૌતમ ઋષિના શાપથી શિલારૂપ થઈ પડી, એવી જે કથા છે તેને કલ્પભેદની કથા માનવાથી અહીંની કથા સાથે વિરોધ રહેશે નહિ તિ. ટી.

* પિતૃદેવોને આપવાના બલિરૂપે મેષ-મેંઢો તૈયાર હતો, તેને જોઈ દેવો કહે છે.

## શ્રીરામના ચરણસ્પર્શથી ઋષિપત્ની અહલ્યાનો ઉદ્ધાર થવો



પતિના શાપથી અદશ્ય બની રહેલા ગૌતમપત્ની અહલ્યા શ્રીરામલક્ષ્મણ (વિશ્વામિત્ર સાથે) આશ્રમમા આવતાં જ શાપથી મુક્ત થયા (શલ્યા મટીને પાછા અહલ્યા બની રહ્યાં) અને તેમણે ભક્તિભાવે નમસ્કાર કર્યા રામલક્ષ્મણે પણ તેમને ઋષિપત્ની તરીકે નમસ્કાર કર્યા હિમાલયમાં જઈ રહેલા મહાતપસ્વી ગૌતમ પણ આ વાત યોગબળથી જાણી તેજ સમયે આવી પહોચ્યા પતિપત્નીએ શ્રીરામ ઇત્યાદિનુ પૂજન કરીને ફરી પાછુ તપ ચાલુ કર્યું.

[ પૃષ્ઠ ८९

આશ્રમમાં પ્રવેશ કર્યો.[૧૨] રામચંદ્રનું આશ્રમમાં આગમન થયું, એટલે તુરત જ અહલ્યા કે જે વાયુભક્ષણ કરવારૂપી તપથી અત્યંત તેજસ્વી થઈ હતી અને શાપને લીધે દેવો તથા અસુરો પણ સમીપ આવી જેનું દર્શન કરવા અસમર્થ હતા તે, પવિત્ર થઈ અને રામ–લક્ષ્મણ તથા વિશ્વામિત્રના જોવામાં આવી. તે સમયે એ અહલ્યા જાણે બ્રહ્મદેવે અતિ પ્રયત્નથી દિવ્ય માયામયી મૂર્તિ રચી હોય, ધુમાડાથી વ્યાપ્ત થયેલી પ્રજ્વલિત અગ્નિની શિખા હોય, હિમકણ અને વાદળવાળી પૂર્ણિમાના ચંદ્રની કાંતિ હોય કે જળપ્રતિબિંબિત થયેલી ઝળહળતી સૂર્યપ્રભા હોય, એવી દેખાતી હતી.[૧૩–૧૫] અહલ્યા આટલા સમય સુધી ગૌતમ ઋષિના શાપથી ત્રણે લોકનાં પ્રાણીઓને અદૃશ્ય હતી; પરંતુ રામચંદ્રનું દર્શન થતાં જ તે શાપમુક્ત થઈ× અને રામ, લક્ષ્મણ તથા વિશ્વામિત્ર મુનિને દૃષ્ટિગોચર થઈ.[૧૬] તે વેળા 'અહલ્યા ઋષિપત્ની હોવાથી પૂજ્ય છે' એમ માની રામ–લક્ષ્મણે હર્ષપૂર્વક તેના ચરણોમાં પ્રણામ કર્યો. રામચંદ્રના પ્રભાવને જાણી ચૂકેલી તે અહલ્યા પણ 'જ્યારે તું આશ્રમ પર આવેલા રામચંદ્રનો અતિથિસત્કાર કરીશ, ત્યારે પોતાનું પૂર્વસ્વરૂપ પામી મારી સમીપ રહીશ' એવા પોતાના પતિ ગૌતમે આપેલા શાપને યાદ કરી તે બંને ભાઈ રામ–લક્ષ્મણનો સત્કાર કરવા તૈયાર થઈ.[૧૭] પછી એકાગ્રચિત્ત થયેલી અહલ્યાએ પાદ્ય, અર્ઘ્ય વગેરે ઉપચારો વડે શાસ્ત્રોક્ત વિધિથી કરેલા અતિથિસત્કારનો રામચંદ્રે અંગીકાર કર્યો.[૧૮] એ જોઈ સર્વ ઋષિમંડળ આશ્ચર્ય પામ્યું, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી, દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને ગંધર્વો તથા અપ્સરાઓ ગીત–નૃત્ય કરવા લાગ્યાં.[૧૯] અહલ્યાને તપશ્ચર્યાના પ્રભાવથી અને રામચંદ્રના દર્શનથી શુદ્ધ–પવિત્ર થયેલી જોઈ સર્વ દેવો 'ધન્ય છે, ધન્ય છે' એમ કહી તેની પ્રશંસા કરવા લાગ્યા. એ સમયે પાપ નષ્ટ થવાથી અહલ્યાનું અંતઃકરણ નિર્મળ થયું અને તે પોતાના સ્વામી ગૌતમ મુનિ પર અનન્ય પ્રીતિવાળી થઈ.[૨૦] મહાતેજસ્વી ગૌતમ મુનિ પણ યોગબળ વડે 'પોતાના આશ્રમ પર રામચંદ્ર પધાર્યા છે' એવું જાણી, હિમાલયમાંથી નીકળીને ત્યાં આવ્યા. તે સમયે ઘણા કાળની વિયોગિની અહલ્યા પોતાના સ્વામીને મળી આનંદ પામી અને ગૌતમ ઋષિ પણ પોતાની પત્નીને શાપમુક્ત થયેલી જોઈ તેની સાથે સુખ પામ્યા. પછી તેમણે ઘણા ઉપચારોથી રામચંદ્રની વિધિપૂર્વક પૂજા કરીને તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૨૧] એ પ્રમાણે મહામુનિ ગૌતમે કરેલો ઉત્તમ સત્કાર સ્વીકારીને અને તેમની આજ્ઞા લઈને સર્વ ઋષિમંડળ તથા વિશ્વામિત્ર સહિત રામ-લક્ષ્મણ મિથિલાનગરી પ્રત્યે વિદાય થયા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૪૯ મો સર્ગ સંપૂર્ણ

## સીતાજીનો સ્વયંવર

# સર્ગ ૫૦ મો

### જનકપુરમાં પ્રવેશ

**ततः प्रागुत्तरां गत्वा रामः सौमित्रिणा सह ।**
**विश्वामित्रं पुरस्कृत्य यज्ञवाटमुपागमत् ॥ १ ॥**

મહર્ષિ વિશ્વામિત્ર તથા સર્વ ઋષિમંડળ સહિત રામ–લક્ષ્મણ ગૌતમ ઋષિના આશ્રમમાંથી નીકળી ઈશાનકોણ તરફ ચાલતા થયા. ચાલતાં ચાલતાં થોડાક સમયમાં તેઓ સર્વ જનક રાજાની યજ્ઞશાળા પાસે આવી પહોંચ્યા. જનક રાજાની રમણીય મિથિલાનગરી તથા તેનો પવિત્ર યજ્ઞમંડપ જોઈ ને રામ–લક્ષ્મણે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહ્યું : 'હે બ્રહ્મન્ ! આ મહાત્મા જનક રાજાના યજ્ઞમાં સાહિત્યો તો ઘણાં ઉત્તમ છે.[૧,૨] વળી હે મહાભાગ ! ભિન્ન ભિન્ન દેશોમાં નિવાસ કરનારા અને પોતાના વેદનું નિત્ય અધ્યયન કરનારા હજારો બ્રાહ્મણો જનક રાજાના યજ્ઞમાં આવેલા જણાય છે.[૩] હે મહારાજ ! આ તરફ તો જુઓ, યજ્ઞમાં આવેલા

× રામનું દર્શન ને આતિથ્ય કરવાથી જ અહલ્યાને શાપમુક્ત થવાનું કહ્યું હતું; પરંતુ અહલ્યા 'રામના ચરણસ્પર્શથી મુક્ત થઈ, એવું જે લોકમાં પ્રચલિત છે, તેનું મૂળમાં કાંઈ પણ જણાતું નથી. છતાં એવી કલ્પના પુરાણો પરથી' સંસ્કૃત ટીકાકારોએ કરી હોય, એમ લાગે છે.

તે સર્વ બ્રાહ્મણોનાં નિવાસસ્થાનો (ઉતારા) સેંકડો શકટીઓથી+ કેવાં ખીચોખીચ ભરેલાં છે; માટે હે બ્રહ્મન્! આપણે રહેવા યોગ્ય એકાંત સ્થળ (ઉતારો) નક્કી કરો.[૪]

રામચંદ્રનું વચન સાંભળી મહામુનિ વિશ્વામિત્રે રાજદૂતોએ બતાવેલા નિર્મળ જળાશયવાળા એકાંત સ્થળે ઉતારો કર્યો. પછી ઉત્તમ કીર્તિવાળા જનક રાજાને વિશ્વામિત્ર મુનિ પધાર્યા છે એવા સમાચાર મળતા જ તે પોતાના પુરોહિત શતાનંદ અને બીજા પણ શ્રેષ્ઠ ઋત્વિજો સાથે પૂજા-સાહિત્ય લઈ વિનયપૂર્વક તેમની સામે આવ્યા અને શાસ્ત્રોક્ત મધુપર્કવિધિથી તેમણે વિશ્વામિત્ર વગેરે સર્વ ઋષિમંડળની પૂજા કરી. મહાત્મા જનકે કરેલી પૂજાનો અંગીકાર કરી વિશ્વામિત્ર મુનિએ તેમને રાજ્યની અને યજ્ઞની કુશળતા પૂછી તેમ જ તેમની સાથે આવેલા પુરોહિત વગેરેને પણ પરસ્પર કુશળ પ્રશ્ન કર્યો.[૫-૯] મહાત્મા જનક રાજા પણ વિશ્વામિત્રાદિ સર્વને કુશળપ્રશ્ન પૂછીને આનંદ પામ્યા. પછી તેમણે મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને હાથ જોડી કહ્યું કે,[૧૦] 'હે ભગવન્! આપ આ સર્વ ઋષિમંડળ સહિત આ સિંહાસન પર બિરાજો.' એવું સાંભળી મહામુનિ વિશ્વામિત્ર જનકે બતાવેલા વિશાળ અને રમ્ય સિંહાસન પર બેઠા.[૧૧] પછી બીજા ઋષિઓ, પુરોહિત, ઋત્વિજો તથા પોતાના મંત્રીઓ સહિત જનક રાજા પણ તેમની પાસે બેઠા.[૧૨] અને તેમણે વિશ્વામિત્ર મુનિને કહ્યું કે, 'હે મુનિવર્ય! આજે દેવોએ મારો યજ્ઞ સફળ કર્યો છે.[૧૩] હે બ્રહ્મન્! મને આપનું દર્શન થવાથી હું યજ્ઞફળ પામી જ ચૂક્યો છું. હે મહાત્મન્! આપ જેવા મુનિશ્રેષ્ઠ ઋષિમંડળ સહિત મારા યજ્ઞસ્થાનમાં પધારવાથી હું ધન્ય છું, આપે મારા પર પૂર્ણ અનુગ્રહ કર્યો છે. હે બ્રહ્મર્ષિ! મેં યજ્ઞ-દીક્ષા લીધી છે અને હવે બાર દિવસ પછી યજ્ઞનો આરંભ થશે. હે કૌશિક! ત્યારે આપ પણ યજ્ઞભાગ ગ્રહણ કરવા માટે આવનારા દેવોનાં દર્શન કરશો.' એટલું કહી જનક રાજા મૌન રહ્યા.[૧૪,૧૫]

પછી વિશ્વામિત્રની બન્ને બાજુ પર બેઠેલા મનોહર મૂર્તિવાળા, શ્યામલ અને ગૌર વર્ણવાળા તથા જોનારનાં નેત્રને ચંદ્રની પેઠે શાંતિ આપનારા બન્ને રાજપુત્રોને જોઈ 'આ કોના પુત્રો હશે?' એ જાણવાની ઉત્કંઠાથી રાજા જનકે હાથ જોડીને નમ્રતાથી વિશ્વામિત્રને પૂછ્યું કે, 'હે બ્રહ્મન્! તમારું કલ્યાણ થાઓ. આ તમારી સાથે રહેલા બન્ને કુમારો કે જેઓ દેવ સમાન પરાક્રમી, હાથી અને સિંહ સમાન ગતિવાળા, વ્યાઘ્ર તથા વૃષભની ઉપમાને યોગ્ય, વિશાળ નેત્રવાળા, તલવાર, ભાથું તથા ધનુષ ધારણ કરનારા, અશ્વિનીકુમારો જેવા સ્વરૂપવાળા, યુવાવસ્થામાં આવેલા અને પોતાની ઇચ્છા વડે સ્વર્ગલોકમાંથી પૃથ્વી પર આવેલા દેવ જેવા છે, તેઓ પોતાના કોમળ ચરણ-થી ચાલીને કેવી રીતે અને શા માટે અહીં આવ્યા છે? તથા હે મુનિ! તેઓ કોના પુત્ર છે?[૧૬-૧૯] જેમ સૂર્ય અને ચંદ્ર પોતાના તેજ વડે આકાશને શોભાવે છે, તેમ જ પોતાની કાંતિ વડે મારા આ નગરને શોભાવનારા, પ્રમાણ, ઇંગિત તથા ચેષ્ટામાં એકએકને મળતા આવતા, કાકપક્ષ ધારણ કરનારા અને ઉત્તમ આયુધોવાળા આ બંને વીર કુમારો કોના પુત્ર છે, એ હું જાણવા ઇચ્છું છું.'[૨૦,૨૧]

મહાત્મા જનકનું એવું વચન સાંભળી મહા-સમર્થ વિશ્વામિત્ર મુનિએ પ્રત્યુત્તર આપ્યો કે, 'હે રાજન્! આ બન્ને વીર કુમારો મહારાજા દશરથના પુત્રો છે. તેઓને હું મારા યજ્ઞની રક્ષા કરવા માટે સિદ્ધાશ્રમમાં તેડી લાવ્યો હતો. ત્યા રહી તેમણે અનેક રાક્ષસોનો વધ કર્યો. હે રાજા! મારું કાર્ય કરીને તેઓ પુનઃ અયોધ્યા તરફ જવાના હતા, તેટલામાં અમો સર્વ ઋષિમંડળનું આ તરફ આગમન થયુ, જેથી તારે ત્યાં રહેલું દેવોનું મહાધનુષ જોવા માટે અમે આ બંને રાજકુમારોને અમારી સાથે તેડી લાવ્યા છીએ. માર્ગમાં આવેલી વિશાલાનગરીમા એક રાત્રિ રહીને અમે ગૌતમ ઋષિના આશ્રમમાં આવ્યા, ત્યાં આ વીર રામચંદ્રે અહલ્યાને શાપમુક્ત કરી અને

+ અગ્નિહોત્રનો સામાન ભરી મુસાફરીમા લઈ જવા યોગ્ય નાની નાની ગાડીઓ.

ગૌતમ ઋષિનો મેળાપ થયો. હે રાજન્! તારા નગરમાં આવેલા આ મહાસમર્થ ક્ષત્રિયકુમાર રામ-લક્ષ્મણને તારે માનની દૃષ્ટિથી જોવા.[૨૨-૨૪] એ પ્રમાણે મહાતેજસ્વી મહર્ષિ વિશ્વામિત્ર મહાત્મા જનક રાજાને રામચંદ્રનું સઘળું વૃત્તાંત્ત નિવેદન કરી વિરામ પામ્યા.[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૫૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૧ મો

### શતાનંદે વિશ્વામિત્રનું ચરિત્ર કહ્યું

तस्य तद्वचनं श्रुत्वा विश्वामित्रस्य धीमतः।
हृष्टरोमा महातेजाः शतानंदो महातपाः ॥ १ ॥

બુદ્ધિમાન મહર્ષિ વિશ્વામિત્રે જનક રાજા પ્રત્યે કહેલાં વચન સાંભળી મહાતેજસ્વી રાજપુરોહિત શતાનંદ અતિ હર્ષ પામ્યા.[૧] ગૌતમ ઋષિના જ્યેષ્ઠ પુત્ર અને બ્રહ્મતેજ વડે દેદીપ્યમાન કાંતિવાળા શતાનંદ રામચંદ્રને જોઈ અત્યંત વિસ્મય પામ્યા.[૨] વિશ્વામિત્ર મુનિની બન્ને બાજુએ સુખપૂર્વક બેઠેલા બન્ને રાજપુત્રોને જોઈ શતાનંદે વિશ્વામિત્રને પૂછ્યું કે,[૩] 'હે મુનિશ્રેષ્ઠ! મારી યશસ્વિની માતા અહલ્યા કે જે ઘણા કાળથી તપશ્ચર્યા કરતી હતી[×] તેને આપે આ રામચંદ્રનું દર્શન કરાવ્યું હતું શું?[૪] મહાતેજસ્વિની મારી માતા અહલ્યાએ આ ભગવાન રામચંદ્ર કે જે સર્વ પ્રાણીઓને પૂજવા યોગ્ય છે, તેમની વનનાં પુષ્પફળાદિ વડે યોગ્ય પૂજા કરી હતી શું?[૫] વળી હે મહાતેજસ્વી વિશ્વામિત્ર! મારી માતા અહલ્યાના સંબંધમાં ઇંદ્રે પૂર્વે જે દુરાચરણ કર્યું હતું, તે સર્વ વૃત્તાંત આપે રામચંદ્રને કહી સંભળાવ્યું છે શું?[૬] હે મુનિશ્રેષ્ઠ કૌશિક! આપનું કલ્યાણ થાઓ. આપની કૃપાથી મારી માતાને રામચંદ્રનુ દર્શન થયું અને તેથી તેનો તથા મારા પિતા ગૌતમનો સમાગમ તો થયો છે ને?[૭] હે કુશિકપુત્ર! તમારી સાથે અહીં આવેલા મહાતેજસ્વી આ રામચંદ્રનો મારા પિતાએ સત્કાર કર્યો હતો કે?[૮] વળી ત્યાંથી વિદાય થતાં રામચંદ્રે શાંત ચિત્તવાળા મારા પિતાનું અભિવાદન કર્યું હતું શું?[૯]

વાણીકુશળ શતાનંદનો પ્રશ્ન સાંભળી મહામુનિ વિશ્વામિત્રે કહ્યું :[૧૦] 'હે મુનિશ્રેષ્ઠ શતાનંદ! મારે જે કાંઈ કરવા યોગ્ય હતું તે સઘળું કર્યું છે. જેમ પરશુરામની માતા રેણુકા પોતાના સ્વામી જમદગ્નિનો સમાગમ પામી હતી, તેમ તારી માતા (અહલ્યા) તારા પિતા ગૌતમ ઋષિનો સમાગમ પામી છે'[૧૧] બુદ્ધિમાન વિશ્વામિત્ર મુનિનુ વચન સાભળીને મહાતેજસ્વી શતાનંદે રામચંદ્રને ઉદ્દેશી કહ્યું કે,[૧૨] 'હે નરશ્રેષ્ઠ રાઘવ! ઘણું સારું થયુ કે, તમે સમર્થ એવા મહર્ષિ વિશ્વામિત્રની સાથે અહીં પધાર્યા છો. હે રામચંદ્ર! અતુલ પ્રભાવવાળા અને અચિંત્ય કર્મવાળા આ વિશ્વામિત્રે તપશ્ચર્યાના બળથી બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું છે. આ વિશ્વામિત્ર સકળ જગતના હિતકર્તા છે, એમ હું જાણું છું. હે રામ! જે કૌશિક વિશ્વામિત્રે પોતે ક્ષત્રિયપુત્ર છતાં બ્રહ્મર્ષિપદ મેળવવા માટે મોટું તપ કર્યું હતું તે તમારા ગુરુ અને રક્ષક છે; માટે આ પૃથ્વીમાં તમારા સમાન અન્ય કોઈ પણ ધન્ય નથી![૧૩-૧૫] હે રાજપુત્ર! આ મહાત્મા વિશ્વામિત્ર મુનિનુ તપોબળ કેટલુ છે અને તેમણે બ્રહ્મર્ષિપણું કેવી રીતે પ્રાપ્ત કર્યું છે, તે સઘળું હું તમને કહુ છું, સાભળો.[૧૬]

પૂર્વે ધર્મ જાણનારા અને સર્વ વિદ્યાઓના પારંગત એવા આ વિશ્વામિત્રે ઘણા કાળ પર્યંત રાજ્ય કર્યું હતું. તેમણે પોતાના સર્વ શત્રુઓનો પરાજય કરી પ્રજાનું હિત સાધ્યું હતું. તેમના વંશનો મૂળ પુરુષ 'કુશ નામનો રાજા કે જે બ્રહ્મદેવનો પુત્ર હતો તેને ધાર્મિક અને બળવાન 'કુશનાભ' નામે પુત્ર થયો.[૧૭,૧૮] એ કુશનાભને

× અહી 'અહલ્યા ઘણા કાળથી તપશ્ચર્યા કરતી હતી' એમ કહ્યું છે, તેથી તેનું ગૌતમના શાપ વડે પાષાણરૂપ થવું મહર્ષિ વાલ્મીકિને ઇષ્ટ નથી, એમ સ્પષ્ટ જણાય છે. વળી સંસ્કૃત ટીકાકાર ગોવિંદરાજ પણ પોતાની ભૂષણ ટીકામા એમ જ લખે છે: अनेनाहल्या पाषाणीभूय स्थितेति पक्षो न वाल्मीकेः। ' વળી આ શ્લોકમાં 'યશસ્વિની' એ અહલ્યાનું વિશેષણ છે; તેથી પણ તે સદાચારી સતી હોવાનુ જણાય છે.

‘ગાધિ’ નામે વિખ્યાત પુત્ર ઉત્પન્ન થયો. હે રામચંદ્ર! એ ગાધિરાજા આ વિશ્વામિત્ર મહર્ષિના પિતા થાય.[૧૯] મહાતેજસ્વી વિશ્વામિત્રે પણ પોતાના પિતાના રાજ્યાસન પર બેસી હજારો વર્ષ સુધી આ પૃથ્વીનું પાલન કર્યું હતું. ‘રાજાએ પોતાના રાજ્યની સંભાળ રાખવી જોઈએ,’ એ નિયમ પ્રમાણે વર્તનારા આ વિશ્વામિત્ર કોઈક સમયે હાથી, ઘોડા, રથ અને પાયદળવાળી પોતાની અક્ષૌહિણી સેના સજ્જ કરી તેની સાથે પૃથ્વી પર ફરવા નીકળ્યા. અનુક્રમે અનેક નગરો ગામો, નદીઓ, મોટા પર્વતો અને આશ્રમોનું અવલોકન કરતા એ વિશ્વામિત્ર મહર્ષિ વસિષ્ઠના આશ્રમ આગળ આવી પહોંચ્યા. એ આશ્રમમા અનેક પ્રકારનાં પુષ્પલતાવાળાં વૃક્ષો શોભતાં હતાં; અનેક જાતનાં હરિણો આમતેમ દોડતાં હતાં; સિદ્ધ, ચારણ, દેવ, દાનવ, ગંધર્વ અને કિન્નરોએ સેવવાથી તે આશ્રમ અત્યંત શોભતો હતો; તપના પ્રભાવથી હરિણાદિ સર્વ પ્રાણીઓ તે આશ્રમમાં શાંત જણાતાં હતાં; અનેક પક્ષીસમૂહો મનોહર શબ્દ કરી રહ્યા હતા;[૨૦–૨૪] તપશ્ચર્યા વડે સિદ્ધ થયેલા ને અગ્નિ સમાન તેજસ્વી અનેક બ્રહ્મર્ષિઓ તથા દેવર્ષિઓથી એ આશ્રમ વ્યાપ્ત હતો;[૨૫] અને જળ, વાયુ, ખરી પડેલાં સૂકાં પાંદડાં, ફળ તથા કંદમૂળનો જ આહાર કરનારા, ઇંદ્રિયોનો જય કરનારા. કામક્રોધાદિ દોષો જીતનારા, શુદ્ધ અંતઃકરણવાળા અને જપ–હોમમાં તત્પર રહેનારા બ્રહ્મદેવ સરખા ‘વાલખિલ્ય’ નામના ઋષિઓથી તથા બીજા અનેક વાનપ્રસ્થોથી વસેલો આ આશ્રમ મુનિઓથી ચોતરફ સુશોભિત હતો. જાણે બીજો બ્રહ્મલોક જ હોય, એવા તે વસિષ્ઠ મુનિના આશ્રમને જોઈ વિજયી રાજાઓમાં શ્રેષ્ઠ એ વિશ્વામિત્ર આનંદ પામ્યા.[૨૬,૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૨ મો

## વિશ્વામિત્રનું આતિથ્ય

तं दृष्ट्वा परमप्रीतो विश्वामित्रो महाबलः।
प्रणतो विनयाद्वीरो वसिष्ठं जपतां वरम्॥ १॥

મહાબળવાન વિશ્વામિત્રે અત્યંત રમણીય એવા એ આશ્રમમાં પ્રવેશ કર્યો અને ત્યાં ગાયત્રીમંત્રનો જપ કરતા બેઠેલા મહર્ષિ વસિષ્ઠને જોઈ તેમની પાસે જઈ નમ્રતાથી પ્રણામ કર્યાં.[૧] મહાત્મા વસિષ્ઠ ઋષિએ તેમને આશીર્વાદ આપી ‘અહો! મહારાજા વિશ્વામિત્ર! આપ ભલે પધાર્યા,’ એમ કહી શિષ્યે લાવી આપેલા આસન પર બેસવા સૂચવ્યું. પછી સુખપૂર્વક આસન પર બેઠેલા વિશ્વામિત્રને મહાત્મા વસિષ્ઠ મુનિએ ફળ અને કંદમૂળ અર્પણ કરી તેમનો સત્કાર કર્યો.[૨,૩] વસિષ્ઠ મુનિ તરફથી પ્રાપ્ત થયેલો સત્કાર સ્વીકારી રાજશ્રેષ્ઠ વિશ્વામિત્રે તેમને તપ, અગ્નિહોત્ર, શિષ્યો અને આશ્રમનાં વનસ્પતિ આદિ સર્વની કુશળતા પૂછી ત્યારે મહાતપસ્વી વસિષ્ઠ મુનિએ સુખપૂર્વક બેઠેલા વિશ્વામિત્રને તે સર્વની કુશળતા કહી સંભળાવી અને તેમને પૂછ્યું કે, ‘હે ધાર્મિક વિશ્વામિત્ર! તમે કુશળ છો ને? હે રાજન્! તમે ધર્મ વડે, ન્યાય વડે પ્રજાને રાજી રાખી, તેનું રાજવૃત્તિથી પાલન કરો છો ને?[૪–૭] હે રાજન્! તમારા નોકર–ચાકરો સારી રીતે પગાર મળવાથી સંતુષ્ટ રહી તમારી આજ્ઞા પ્રમાણે વર્તે છે ને? હે શત્રુહંતા! તમે સર્વ શત્રુઓને જીતીને વશ કર્યા છે કે? હે પરંતપ! હે અનઘ (પાપરહિત)! તમારા પુત્રો, પૌત્રો, મિત્રો અને સેના વગેરે સર્વ કુશળ છે ને? હે નરવ્યાઘ્ર! તમારા ભંડાર ધનથી ભરેલા છે ને?’ વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી વિશ્વામિત્રે પોતાનાં સર્વ અંગોની કુશળતા જણાવી; અને બીજો પણ કેટલોક ધર્મ સંબંધી વાર્તાલાપ કરી બન્ને જણા પ્રસન્ન થયા.[૮–૧૧] ત્યાર પછી હે રઘુનંદન! પ્રયાણ કરવા ઇચ્છતા વિશ્વામિત્રને ભગવાન વસિષ્ઠ મુનિએ પ્રેમથી હસીને કહ્યું:[૧૨] ‘હે મહાબળવાન રાજન્! આજે હું તમારો તથા તમારી સેનાનો અતિથિ-સત્કાર કરવા ઇચ્છું છું; માટે આજનો દિવસ

રહીને મારા સત્કારને ગ્રહણ કરો. તમારા જેવા શ્રેષ્ઠ અતિથિ અવશ્ય પૂજનીય છે.'[૧૩,૧૪] એવું સાંભળી બુદ્ધિમાન વિશ્વામિત્રે 'હે બ્રહ્મન્! આપનાં પ્રીતિયુક્ત વચનોથી જ મારું આતિથ્ય થઈ ચૂક્યું છે,' એમ કહ્યું અને પુનઃ પણ કહ્યું : 'હે ભગવન્! તમે સર્વથા પૂજનીય છો છતાં તમોએ જે કાંઈ ફળ, કંદમૂળ, પાદ્ય અને આચમનીય વગેરે વડે મારો સત્કાર કર્યો છે તેથી હું પ્રસન્ન થયો છું; અને તે ઉપરાંત તમારા દર્શનથી હું કૃતાર્થ થયો છું. હે વિશાળ બુદ્ધિવાળા! હવે હુ જવાની આજ્ઞા માગું છું. મને આજ્ઞા આપો અને મારા પર મિત્રદૃષ્ટિ રાખો.' એ પ્રમાણે આજ્ઞા માગતા રાજાને ધર્માત્મા અને ઉદાર બુદ્ધિવાળા વસિષ્ઠ મુનિએ ઘણા ઘણા આગ્રહથી ફરી પણ આતિથ્ય માટે કહ્યું, ત્યારે 'હે મુનિશ્રેષ્ઠ! ભલે, આપની ઇચ્છામાં આવે તેમ કરો' એમ કહી વિશ્વામિત્રે તેમના વચનને માન્ય રાખ્યું; અને પોતે આશ્રમથી થોડેક દૂર સેના સહિત પડાવ નાખી રહ્યા.[૧૫–૧૯]

વિશ્વામિત્રે પોતાનું વચન માન્ય રાખ્યું એથી પ્રસન્ન થયેલા વસિષ્ઠ મુનિએ પોતાની વિચિત્ર વર્ણવાળી નિર્મળ હોમધેનુને* બોલાવી અને કહ્યું : 'હે શબલા! (એ હોમધેનુનું નામ છે.) તું સત્વર અહીં આવ અને મારું વચન સાંભળ. આજે હું સમર્થ સેના સહિત વિશ્વામિત્ર રાજાને ઉત્તમ ભોજન કરાવી તેનો સત્કાર કરવા ઇચ્છું છું. તું મારી એ ઇચ્છા પરિપૂર્ણ કર![૨૦,૨૧] હે કામદુઘા (ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરનારી)! છયે પ્રકારના રસોમાંથી જેને જે રસની ઇચ્છા હોય. તે સર્વ તું પ્રકટ કર.[૨૨] હે શબલા! તું સ્વાદિષ્ટ માલપૂઆ વગેરે ભક્ષ્ય, શેરડીના રસાદિ પેય. મધ વગેરે લેહ્ય અને આંબાની કેરીઓ વગેરે ચોષ્ય પદાર્થો સહિત સર્વ પ્રકારના અન્નો સત્વર ઉત્પન્ન કર.'[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં પ૨ મો સર્ગ સંપૂર્ણ

* યજ્ઞમાં ઉપયોગી સર્વ સાહિત્ય આપનારી ગાય.

# સર્ગ ૫૩ મો

## વિશ્વામિત્રે કરેલી શબલાની માગણી

एवमुक्ता वसिष्ठेन शबला शत्रुसूदन।
विदधे कामधुक्कामान्यस्य यस्येप्सितं यथा ॥ १ ॥

હે શત્રુસૂદન રામ! મહર્ષિ વસિષ્ઠનાં વચન સાંભળી કામદુઘા શબલાએ સર્વને ઇચ્છિત પદાર્થો ઉત્પન્ન કરવા માંડ્યા. શેરડીનો રસ, ઉત્તમ મધ, (ધાણી વગેરે) શેકેલા અનાજ, મૈરેય,* ઉત્તમ આસવ વગેરે પેય પદાર્થો, અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થો, ગરમાગરમ કમોદના ચોખા(ભાત)ના પર્વત સરખા ઢગલા, દૂધપાક અને બાસૂદી વગેરે પાયસાન્નો; તુવેર, મગ તથા અડદ વગેરેની ઉત્તમ દાળો; શિખંડ, રાયતાં વગેરે દહીંના પદાર્થો;[૧–૩] અનેક પ્રકારના સ્વાદવાળા બરફી-પેંડા વગેરે ખાંડના પદાર્થો અને ગોળના પદાર્થો, એ સઘળું ઉત્પન્ન કરી શબલાએ પોતાની દિવ્ય શક્તિથી સુવર્ણનાં હજારો પાત્રો તે તે પદાર્થોથી ભરી દીધાં.[૪] હે રામ! પછી વસિષ્ઠ મુનિએ હૃષ્ટપુષ્ટ મનુષ્યોવાળા સૈન્ય સહિત વિશ્વામિત્રને ઉત્તમ સુવર્ણનાં આસનો પર બેસાડી દિવ્ય અને છયે રસવાળાં અન્નોથી તૃપ્ત કર્યા.[૫] અમાત્યો, મંત્રીઓ, પુરોહિત બ્રાહ્મણો. રાણીઓ અને સેવકો સહિત અત્યંત તૃપ્ત થયેલા રાજર્ષિ વિશ્વામિત્ર વસિષ્ઠ મુનિએ કરેલા અતિથિ-સત્કારથી પરમ હર્ષ પામ્યા; પરંતુ તેમને એક આશ્ચર્ય થયુ : 'આ ઋષિએ આવા જંગલમાં એકદમ આટલાં બધાં સાહિત્યો ક્યાંથી અને કેવી રીતે તૈયાર કર્યાં?' તપાસ કરતાં જણાયુ કે, 'કામધેનુના પ્રભાવથી આ સઘળું ઉત્પન્ન થયુ છે.' ત્યારે વિશ્વામિત્રે વિચાર્યું કે, 'આવી ઉત્તમ ગાય તો રાજાને ત્યાં હોવી જોઈએ.' પછી તે વસિષ્ઠ ઋષિની પાસે આવ્યા અને તેમને કહ્યું :[૬-૭] હે વાક્યના તત્ત્વને જાણનાર બ્રહ્મર્ષિ! જોકે મારે તમારું પૂજન કરવું યોગ્ય છે. પરંતુ આજે તો તમોએ મારો સારી રીતે સત્કાર કર્યો; તેથી હું

* આથવણી ધાણીનાં ફૂલ, ગોળ અને પાણી એ સર્વના મિશ્રણથી બનેલો આસવ એટલે માદક પેય.

સંતુષ્ટ થયો છું. હવે મારે આપને એક વિનતિ કરવાની છે તે સાંભળો.૮ હે ભગવન્! તમારી પાસે જે 'શબલા' નામની ગાય છે તે મને આપો. હું તે શબલાના બદલામાં તમને એક લાખ ગાયો આપીશ. એ શબલા સર્વ ગાયોમાં રત્નરૂપ છે. વળી હે દ્વિજ! 'રાજા રત્નને ગ્રહણ કરનાર છે,' એવો સંપ્રદાય હોવાથી એ શબલા મારી જ છે, માટે મને આપો.'૯,૧૦

વિશ્વામિત્રનું વચન સાંભળી ધર્માત્મા મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે કહ્યું: 'હે રાજન્! શું મારી શબલા ગાયના બદલામાં એક લાખ ગાયો મૂલ્યરૂપે આપીને, તમે મને તેનો વિક્રય કરવાનું કહો છો? અરે, એક લાખ તો શું, પરંતુ તમે કરોડો અને અબજો ગાયો અથવા સોનારૂપાના ઢગલા આપો તોપણ હે રાજન્! હું મારી શબલા ગાય આપી શકું નહિ. હે શત્રુદમન! હું એ ગાયને મારી પાસેથી ક્ષણવાર પણ દૂર કરવા સમર્થ નથી.૧૧,૧૨

'હે વિશ્વામિત્ર! જેમ રાજયોગવાળા મનુષ્યે પોતાની વિદ્યા તથા પરાક્રમાદિ સાધનો વડે પ્રાપ્ત કરેલી કીર્તિ નિરંતર તેની પાસે જ રહે છે, તેમ બ્રહ્માદેવે મને આપેલી આ શબલા પણ સર્વ કાળ મારી પાસે જ રહેનારી છે. વળી હે રાજર્ષિ! હવ્ય,* કવ્ય,+ અગ્નિહોત્ર, બલિદાન, વૈશ્વદેવ વગેરે હોમ, સ્વાહાકાર તથા વષટ્કારના ઉચ્ચારણથી થતા યજ્ઞો, અનેક પ્રકારની વિદ્યાઓ અને મારી પ્રાણયાત્રા (નિર્વાહ), એ સઘળું આ શબલાને જ અધીન છે, એમાં કાંઈ પણ સંદેહ નથી. હે રાજન્! એ શબલા મને સર્વ પ્રકારે સંતોષ આપનારી છે. હું વિશેષ શું કહું? પરંતુ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, 'આ શબલા જ મારું સર્વસ્વ છે.' હે વિશ્વામિત્ર! એવા અનેક કારણોથી હું મારી શબલા તમને આપીશ નહિ.'૧૩-૧૭

વસિષ્ઠ મુનિનાં વચન સાંભળી વાણી બોલવામાં ચતુર વિશ્વામિત્રે કહ્યું: 'હે બ્રહ્મન્! હું તમને ગળામાં તથા મધ્યભાગમાં સોનાની સાંકળોયુક્ત ઘંટાઓવાળા તથા સોનાના અંકુશવાળા ચૌદ હજાર હાથીઓ આપું; ચાર શ્વેત અશ્વો જોડીને તૈયાર કરેલા અને ઘૂઘરીઓથી શોભતા આઠસો સુવર્ણમય રથો આપું; પવન સરખા વેગવાળા, બાહ્લીક આદિ દેશોમાં ઉત્પન્ન થયેલા અને ઉચ્ચૈઃશ્રવાના કુળમાં જન્મેલા અગિયાર હજાર અશ્વો આપું તથા વિચિત્ર વર્ણવાળી અને યુવાન એવી પહેલા વેતરની એક કરોડ ગાયો આપું; તેમ જ હે દ્વિજોત્તમ! તે ઉપરાંત તમારી ઇચ્છા હોય તેટલાં રત્નો તથા સુવર્ણ વગેરે આપું; પરંતુ તમારી શબલા ગાય મને આપો.'૧૮-૨૧

એ વિશ્વામિત્રનુ વચન સાંભળી વસિષ્ઠ મુનિએ ફરી પણ શાંતિપૂર્વક કહ્યું: 'હે રાજન્! તમે મને ગમે તેટલુ કહેશો, તોપણ હું તમને આ શબલા આપવાનો નથી; કારણ કે એ મારું જીવિત છે, ઉત્તમ રત્ન છે, ધન છે અને સર્વસ્વ છે.૨૨,૨૩ હે રાજન્! મારા દર્શ અને પૌર્ણમાસ— વગેરે સંપૂર્ણ દક્ષિણાવાળા યજ્ઞો તથા બીજી અનેક પ્રકારની ક્રિયાઓ આ શબલાને જ આધારે છે.૨૪ હે રાજર્ષિ! એ શબલાને લીધે જ મારાં સર્વ કાર્યો સિદ્ધ થાય છે; માટે વિશેષ શું કહું? ઇચ્છિત પદાર્થો આપનારી આ શબલા હું તમને કોઈ પણ પ્રકારે આપીશ નહિ.'૨૫

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૪ મો

### વિશ્વામિત્રે કરેલું શબલાનું હરણ

कामधेनुं वसिष्ठोऽपि यदा न त्यजते मुनिः।
तदास्य शबलां राम विश्वामित्रोऽन्वकर्षत ॥१॥

હે રામ! વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્રને શબલા આપવાની સ્પષ્ટ ના પાડી, ત્યારે વિશ્વામિત્રે તેનું બળાત્કારથી હરણ કરવા માટે પોતાના દૂતોને આજ્ઞા કરી, એટલે રાજદૂતો તેને દોરડાંથી બાંધી પોતાના ઉતારા તરફ ખેંચી જવા

* યજ્ઞમાં દેવોને ઉદ્દેશી અર્પાતું દ્રવ્ય.
+ શ્રાદ્ધાદિ કર્મમાં પિતૃઓને ઉદ્દેશી અપાતું દ્રવ્ય.

— અગ્નિહોત્રમાં દરેક માસની અમાવાસ્યાની જે ઇષ્ટિ થાય છે, તેને 'દર્શ' અને પૂર્ણિમાની ઇષ્ટિને 'પૌર્ણમાસ' કહે છે.

લાગ્યા.[૧] હે રામ ! તે સમયે પોતાને વિશ્વામિત્ર લઈ જાય છે, એ જોઈ અત્યંત દુઃખી અને શોકયુક્ત થઈ ગયેલી શબલા બરાડા પાડી રુદન કરવા લાગી અને મનમાં વિચારવા લાગી :[૨] 'અરે ! શું મહાત્મા વસિષ્ઠે મારો ત્યાગ કર્યો હશે કે જેથી અત્યંત દુઃખી અને દીન થઈ ગયેલી મને આ રાજદૂતો બળાત્કારથી ખેંચી લઈ જાય છે ?[૩] અરે ! શુદ્ધ અંતઃકરણવાળા ધર્મિષ્ઠ વસિષ્ઠ મુનિનો મેં શો અપરાધ કર્યો હશે ? હું નિરપરાધિની અને તેમના ઉપર ભક્તિભાવવાળી છું; છતાં વસિષ્ઠ મુનિ મારો ત્યાગ કેમ કરે છે, એ મારે જાણવું જોઈએ.'[૪] એવો વિચાર કરી નિઃશ્વાસ મૂકતી એ શબલા પોતાની દવી શક્તિ વડે તે સર્વ રાજદૂતોને તરછોડીને તથા તેઓના હાથમાંથી છૂટી થઈને પવન સરખા વેગથી વસિષ્ઠ મુનિની પાસે દોડી ગઈ. બરાડા પાડી રુદન કરતી તથા મેઘ સમાન નાદવાળી એ શબલા વસિષ્ઠ મુનિની આગળ ઊભી રહી કહેવા લાગી :[૫,૬] 'હે ભગવન્ ! હે બ્રહ્મપુત્ર વસિષ્ઠ ! શું આપે મારો ત્યાગ કર્યો છે કે જેથી આ રાજદૂતો મને તમારી પાસેથી ખેંચી જાય છે ?'

પછી વસિષ્ઠ મુનિએ શોક વડે મૂંઝાયેલા અંતઃકરણવાળી અને પોતાની ભગિની સરખી તે શબલાને કહ્યું :[૭–૯] 'હે શબલા ! હું તારો ત્યાગ કરતો નથી. તેં મારો કાંઈ પણ અપરાધ કર્યો નથી; પરંતુ આ મહાબળવાન રાજા વિશ્વામિત્ર તને બળાત્કારથી લઈ જાય છે; કેમ કે તે પોતાના બળ વડે મદોન્મત્ત થયેલો છે.[૧૦] વળી એને વારવાને હું શક્તિમાન નથી; કારણ કે મારું અને એનું બળ સરખું નથી (હે શબલા ! કદાચ તું કહીશ કે, 'તમે તપોબળ વડે એને શિક્ષા કરો' તો એમ કરવું પણ યોગ્ય નથી; કારણ કે એ વિશ્વામિત્રનું મેં આજે જ આતિથ્ય કર્યું છે.) એ વિશ્વામિત્ર પૃથ્વીનું પાલન કરનાર બળવાન ક્ષત્રિય રાજા છે તથા હાથી, રથો, ઘોડાઓ અને મોટી ધજાઓવાળી અક્ષૌહિણી સેના તેને સ્વાધીન છે, તેથી તે અત્યંત બળવાળો છે, એટલે તેની પાસેથી હું તને કેવી રીતે છોડાવી શકું ?'[૧૧,૧૨]

એવું સાંભળી વચનનું તાત્પર્ય જાણનારી શબલાએ અત્યંત કાંતિવાળા બ્રહ્મર્ષિ વસિષ્ઠને નમ્રતાથી પુનઃ કહ્યું :[૧૩] 'હે બ્રહ્મન્ ! તમે આ શું બોલો છો ? વિવેકી પુરુષો ક્ષત્રિયોના બળ કરતાં બ્રાહ્મણોના દિવ્ય બળને અધિક ગણે છે અને તેથી જ તેઓ 'ક્ષત્રિયો બળવાન નથી, પણ બ્રાહ્મણો જ અત્યંત બળવાન છે' એમ કહે છે. હે મહાત્મા ! જોકે વિશ્વામિત્ર મહાન પરાક્રમી છે; પરંતુ તમારા જેવા અમાપ બળ–પરાક્રમવાળા નથી; તેથી તે તમારા તેજને સહન કરી શકનાર નથી.[૧૪,૧૫] હે મહાતેજસ્વી ! એમ છતાં પણ જો તમે પોતે એને દંડ દેવો ઉચિત ન ધારતા હો, તો મને આજ્ઞા આપો. તમારી કૃપા વડે હું બ્રહ્મબળથી પરિપૂર્ણ છું, એ દુષ્ટ વિશ્વામિત્રનાં સૈન્ય, અભિમાન અને પ્રયત્નનો હું નાશ કરીશ.'[૧૬]

હે રામ ! શબલાનું વચન સાંભળી મહાયશસ્વી વસિષ્ઠ મુનિએ તેને આજ્ઞા આપી : 'હે શબલા ! તું શત્રુસેનાનો નાશ કરવાની તારી ઇચ્છામાં આવે એવું સૈન્ય ઉત્પન્ન કર.'[૧૭] હે રામ ! વસિષ્ઠ મુનિની આજ્ઞા સાંભળતાં જ ક્રોધ પામેલી શબલાએ 'હું ભાઃ' એવો નાદ કરી પોતાનાં રુવાટાંમાંથી 'પહ્લવ' નામના સેંકડો મ્લેચ્છ યોદ્ધાઓ ઉત્પન્ન કર્યા.[૧૮] તેઓએ પોતાના શસ્ત્રો વડે વિશ્વામિત્રના દેખતા જ તેમની સર્વ સેનાનો નાશ કરવા માંડ્યો. એ જોઈ વિશ્વામિત્રનાં નેત્ર ક્રોધ વડે લાલચોળ થઈ ગયા;[૧૯] અને તેમણે પોતાનાં અનેક શસ્ત્રોના પ્રહારો વડે એ પહ્લવનો નાશ કરવા માંડ્યો. એ પ્રમાણે વિશ્વામિત્રથી સેંકડો પહ્લવોનો નાશ થતો જોઈ ફરી પણ અત્યંત ક્રોધપૂર્ણ થયેલી શબલાએ 'હું ભાઃ' એવા શબ્દથી શક અને યવનજાતિના મ્લેચ્છ યોદ્ધાઓ ઉત્પન્ન કર્યા કે જેઓ મહાતેજસ્વી, મહાન પરાક્રમી, ચંપકપુષ્પના પરાગ જેવા વર્ણવાળા, પીળા વસ્ત્ર ધારણ કરનારા અને તીક્ષ્ણ તલવાર તથા પટ્ટિશાદિ આયુધો ધારણ કરનારા હતા, તેઓથી સઘળી પૃથ્વી છવાઈ ગઈ.[૨૦–૨૨] જેમ પ્રદીપ્ત થયેલો

અગ્નિ સઘળા વનને બાળી મૂકે, તેમ તે યોદ્ધાઓએ વિશ્વામિત્રની સર્વ સેનાને બાળીને ભસ્મ કરી દીધી. એ જોઈને વળી વિશેષ ક્રોધયુક્ત થયેલા વિશ્વામિત્રે પોતાના હાથથી જ તેઓના પર અનેક અસ્ત્રશસ્ત્રો મૂક્યાં કે જેથી તે પહ્લવ, શક, યવન, કાંબોજ અને બર્બર વગેરે મ્લેચ્છ યોદ્ધાઓ વ્યાકુળ થઈ ગયા.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૫ મો

### વિશ્વામિત્રે તપશ્ચર્યાથી ધનુર્વેદ મેળવ્યો

તતસ્તાનાકુલાન્દૃષ્ટ્વા વિશ્વામિત્રાસ્ત્રમોહિતાન્ ।
વસિષ્ઠશ્ચોદયામાસ કામધુક્સૃજ યોગતઃ ॥ ૧ ॥

વિશ્વામિત્રનાં અસ્ત્રશસ્ત્રો વડે મ્લેચ્છસેનાને આકુળવ્યાકુળ થયેલી જોઈને વસિષ્ઠ મુનિએ શબલાને પુનઃ પણ કહ્યું : 'હે કામદુઘા ! તું પોતાના યોગબળથી બીજા સૈન્યને ઉત્પન્ન કર.'[૧] એવું સાંભળતાં જ શબલાએ પૂર્વવત્ 'હું ભાઃ' એવો નાદ કરી ફરી પણ અનેક મ્લેચ્છ યોદ્ધાઓને ઉત્પન્ન કર્યા. તેમાં તે શબલાના હુંકારનાદથી સૂર્ય સમાન તેજસ્વી કાંબોજ, બહાણુમાંથી શસ્ત્રધારી બર્બરો,[૨] યોનિપ્રદેશમાંથી યવનો, ગુદામાંથી શકો અને રુવાંટીમાંથી મ્લેચ્છો, હારિતો તથા કિરાતો ઉત્પન્ન થયા.[૩] હે રઘુનંદન ! તેઓએ તુરત જ અશ્વો, પાળાઓ, હાથીઓ અને રથો સહિત વિશ્વામિત્રની સઘળી સેનાનો નાશ કર્યો.[૪] એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠ ઋષિની સહાયથી શબલાએ પોતાની સઘળી સેનાનો નાશ કરેલો જોઈ, વિશ્વામિત્રના સોએ પુત્રો અત્યંત ક્રોધયુક્ત થયા અને અનેક પ્રકારનાં આયુધો ઉગામી જપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ ઋષિ ઉપર ધસી આવ્યા. ત્યારે મહર્ષિ વસિષ્ઠે પણ એક મુહૂર્તમાત્રમાં હુંકાર શબ્દથી તેઓ સર્વને અશ્વ, રથ તથા બાકીના પાળાઓ સહિત બાળીને ભસ્મ કરી નાખ્યા. હે રામ ! એ પ્રમાણે પોતાના પુત્રોનો તથા સર્વ સેનાનો એકાએક નાશ થવાથી લજ્જિત થયેલા મહાયશસ્વી વિશ્વામિત્ર ચિંતાતુર થઈ ગયા અને તેથી તે, વેગ વિનાના સમુદ્ર જેવા શાંત, ભાંગેલી દાઢવાળા સર્પના જેવા ઈર્ષ્યારહિત, રાહુથી ઢંકાયેલા સૂર્ય સમાન નિસ્તેજ તથા કપાઈ ગયેલી પાંખોવાળા પક્ષીના જેવા દીન જણાવા લાગ્યા. એ રીતે પોતાના સર્વ બળનો નાશ થવાથી નિરુત્સાહ થયેલા વિશ્વામિત્ર અત્યંત ખેદ પામ્યા.[૫–૧૦] પછી ઘેર જઈ તેમણે પોતાના જીવતા રહેલા એક પુત્રને પટ્ટાભિષેક કરીને રાજગાદી પર બેસાડ્યો અને 'હે પુત્ર ! તું ક્ષત્રિયધર્મને અનુસરી પ્રજાનું પાલન કર' એમ શિખામણ દઈ, પોતે તપશ્ચર્યા કરવા વનમાં ગયા.[૧૧]

મહાતપસ્વી વિશ્વામિત્રે કિન્નરો તથા સર્પોએ સેવેલી હિમાલય પર્વતની તળેટીમાં જઈને મહાદેવજીને પ્રસન્ન કરવા માટે તપનો આરંભ કર્યો.[૧૨] તપ કરતાં કેટલોક કાળ વ્યતીત થયા પછી ઇચ્છિત ફળ દેનારા મહાદેવજી પ્રસન્ન થયા અને મહામુનિ વિશ્વામિત્રને દર્શન આપી કહ્યું :[૧૩] 'હે રાજન્ ! તું શા માટે તપ કરે છે ? હું તારા તપથી પ્રસન્ન થઈ તને વરદાન દેવા આવ્યો છું, માટે તારી ઇચ્છામાં આવે તે વરદાન માગ.'[૧૪]

મહાદેવજીનું વચન સાંભળી મહાતપસ્વી વિશ્વામિત્રે તેમને પ્રણામ કરી કહ્યું : 'હે મહાદેવ ! જો આપ મારા પર પ્રસન્ન થયા હો, તો મને અંગ, ઉપાંગ તથા રહસ્ય સહિત સંપૂર્ણ ધનુર્વેદ આપો. હે પાપરહિત ! દેવો, દાનવો, મહર્ષિઓ, ગંધર્વો, યક્ષો અને રાક્ષસોનાં જે જે અસ્ત્રો છે, તે સર્વ આપની કૃપાથી મારા હૃદયમાં સ્ફુરિત થાઓ. હે દેવોના દેવ ! મારી એ ઇચ્છા પરિપૂર્ણ કરો.'[૧૫–૧૮]

એવું સાંભળી 'તારી ઇચ્છા પ્રમાણે થાઓ' કહી મહાદેવજી સ્વસ્થાને ગયા.

એવી રીતે મહાદેવજી પાસેથી સર્વ અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થયા પછી ક્ષત્રિયસ્વભાવને લીધે સહજ ગર્વવાળા એવા એ વિશ્વામિત્રના ગર્વનો પાર રહ્યો નહિ; અર્થાત્ મૂળથી જે ગર્વ હતો તે વળી વિશેષ વૃદ્ધિ પામ્યો.[૧૯] હે રામ ! જેમ પૂર્ણિમાના દિવસે સમુદ્ર વૃદ્ધિ પામે છે, તેમ બળ વડે વૃદ્ધિ પામેલા વિશ્વામિત્રે પોતાના મનમાં એમ જ માન્યું કે,

'અંહ, વસિષ્ઠ ઋષિના તે શા ભાર છે? હવે તો હું તેને સર્વથા જીતી જ ચૂક્યો છું.'[૨૦] એ પ્રમાણે ગર્વયુક્ત થયેલા વિશ્વામિત્ર ઊંડો વિચાર નહિ કરતા તુરત જ તપોવનમાંથી નીકળી વસિષ્ઠ ઋષિના આશ્રમ આગળ આવ્યા. અને હે રામ! અનેક અસ્ત્રો મૂકીને તેમણે તે અસ્ત્રોના તેજ વડે (વસિષ્ઠના) સઘળા તપોવનને બાળવા માંડ્યું.[૨૧]

એ જોઈને ભયભીત થયેલા સેંકડો મુનિલોકો એ તપોવનમાંથી નાસવા લાગ્યા; તેમ જ વસિષ્ઠના શિષ્યો અને ત્યાં નિવાસ કરનારા મૃગો તથા પક્ષીઓ પણ ભયથી ત્રાસ પામી દશે દિશાઓમાં નાસવા માંડ્યાં.[૨૨,૨૩] વસિષ્ઠ મુનિએ તેઓ સર્વને ધીરજ આપતાં કહ્યું: 'અરે! તમે ભય ધરશો નહિ. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે, તેમ હું હમણાં એ વિશ્વામિત્રના બળનો નાશ કરીશ.' એ પ્રમાણે વસિષ્ઠ મુનિએ વારંવાર કહ્યું, તોપણ ભય પામેલાં તે સર્વ પ્રાણીઓ ત્યાંથી પલાયન કરી ગયાં અને મહાત્મા વસિષ્ઠનો આશ્રમ વૃક્ષાદિ વિનાના ખારાપાટ (ખારી જમીન) જેવો શૂન્ય થઈ ગયો. એક મુહૂર્ત પર્યંત તો તેમાં કોઈ પણ પ્રકારનો શબ્દ પણ થવા પામ્યો નહિ. પછી ક્રોધ પામેલા વસિષ્ઠ ઋષિએ વિશ્વામિત્રની પાસે જઈને કહ્યું: 'હે દુરાચરણી મૂર્ખ! મેં લાંબા સમયથી રક્ષણ કરી વૃદ્ધિ પમાડેલા મારા આશ્રમનો તેં આજ નાશ કર્યો છે; માટે હવે તું જીવતો રહીશ નહિ.' એટલું કહી અત્યંત ક્રોધ પામેલા અને ધુમાડા વિનાના કાલાગ્નિ જેવા મહર્ષિ વસિષ્ઠ તુરત જ યમદંડ જેવો પોતાનો બ્રહ્મદંડ વિશ્વામિત્રની સામે ઉગામી ઊભા રહ્યા.[૨૪–૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૬ મો

### વિશ્વામિત્રે બ્રહ્મત્વ મેળવવાનો નિશ્ચય કર્યો

एवमुक्तो वसिष्ठेन विश्वामित्रो महाबलः।
आग्नेयमस्त्रमुद्दिश्य तिष्ठ तिष्ठेति चाब्रवीत्॥

મહર્ષિ વસિષ્ઠનું વચન સાંભળી સજ્જ થયેલા મહાબળવાન વિશ્વામિત્રે પોતાના ધનુષ પર આગ્નેયાસ્ત્ર ચઢાવ્યું અને કહ્યું: 'હે વસિષ્ઠ! ઊભો રહે, ઊભો રહે, હવે તું મારી આગળથી ક્યાં જનાર છે?'[૧] એવું સાંભળી, યમદંડ જેવા પોતાના બ્રહ્મદંડને ઉગામી ઊભા રહેલા ભગવાન વસિષ્ઠ મુનિએ ક્રોધપૂર્વક કહ્યું: 'હે ક્ષત્રિયોમાં અધમ વિશ્વામિત્ર! હું તો આ તારી સામે જ ઊભો છું. તારું જેટલું બળ હોય તેટલું દેખાડ. હે ગાધિપુત્ર! મહાદેવજી પાસેથી અસ્ત્રવિદ્યા પ્રાપ્ત થવાથી તને જે ગર્વ ઊપજ્યો છે. તેનો હું આજે નાશ કરીશ.[૨,૩] હે ક્ષત્રિયોમાં અધમ! આજે તું અમારા દિવ્ય બ્રહ્મબળને જો અને પછી વિચાર કર કે તારું તુચ્છ ક્ષત્રિયબળ ક્યાં અને મહાન બ્રહ્મબળ ક્યાં?'[૪]

એવું સાંભળી ક્રોધપૂર્ણ થયેલા વિશ્વામિત્રે પ્રથમથી યોજી રાખેલું અગ્ન્યસ્ત્ર વસિષ્ઠ ઋષિ પર ફેંક્યું, પરંતુ તેમની આગળ આવતામાં તો જેમ જળથી અગ્નિ શાંત થઈ જાય, તેમ તે અગ્ન્યસ્ત્ર બ્રહ્મદંડના પ્રભાવથી શાંત થઈ ગયું.[૫,૬] એ જોઈ ક્રોધયુક્ત થયેલા ગાધિપુત્ર વિશ્વામિત્રે અનુક્રમે અનેક અસ્ત્રો ફેંકવા માંડ્યાં. જેવાં કે વારુણ, રૌદ્ર, ઐંદ્ર, પાશુપત, ઐષીક, માનવ, મોહન, ગાંધર્વ, સ્વાપન, જૃંભણ, માદન, સંતાપન,[૭] વિલાપન, શોષણ, દારુણ, દુર્જય, વજ્ર, બ્રહ્મપાશ, કાલપાશ, વરુણપાશ,[૮] મહાદેવજીનું પ્રિય પિનાક, 'શુષ્ક' અને 'આર્દ્ર' નામની અશનિઓ, દંડાસ્ત્ર, પૈશાચાસ્ત્ર, ક્રૌંચાસ્ત્ર,[૯] ધર્મચક્ર, કાલચક્ર, વિષ્ણુચક્ર, વાયવ્યાસ્ત્ર, મથનાસ્ત્ર, હયશિરાસ્ત્ર, બન્ને પ્રકારની શક્તિઓ, કંકાલ, મુશલ, વૈદ્યાધરાસ્ત્ર, કાલાસ્ત્ર,[૧૦] ભયંકર ત્રિશૂળ, કાપાલ તથા કંકણ. હે રઘુનંદન! વિશ્વામિત્રે એ સર્વ અસ્ત્રો વસિષ્ઠમુનિ ઉપર મૂક્યા.[૧૧] પરંતુ આશ્ચર્ય જેવું થયું કે, જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મહર્ષિ વસિષ્ઠે તે સર્વ અસ્ત્રોને પોતાના બ્રહ્મદંડ વડે જ નિવારણ કર્યાં. પોતાના સર્વ અસ્ત્રોને નિષ્ફળ ગયેલાં જોઈને ખેદ પામેલા વિશ્વામિત્રે છેવટે ધનુષ પર બ્રહ્માસ્ત્ર યોજ્યું કે જેના તેજથી આખા બ્રહ્માંડનો નાશ થવાનો ભય ઉત્પન્ન થાય છે. બ્રહ્માસ્ત્રને ધનુષ પર ચઢાવેલું જોઈ અગ્નિ વગેરે

સર્વ દેવો, દેવર્ષિઓ, ગંધર્વો અને મોટા નાગલોકો સહિત સઘળું ત્રૈલોક્ય ત્રાસ પામવા લાગ્યું. પછી વિશ્વામિત્રે એ મહાન ભયંકર બ્રહ્માસ્ત્ર વસિષ્ઠ મુનિ ઉપર મૂક્યું; પરંતુ હે રાઘવ! તેમણે તે બ્રહ્માસ્ત્રને પણ પોતાના બ્રહ્મતેજથી પૂર્ણ બ્રહ્મદંડ વડે શાંત કર્યું.[૧૨–૧૬] એ પ્રમાણે બ્રહ્માસ્ત્રનું તેજ પણ મહાત્મા વસિષ્ઠ ઋષિમા સમાઈ જવાથી તેમનું તેજ અત્યંત વૃદ્ધિ પામ્યું; તેથી વસિષ્ઠ ઋષિ ત્રૈલોક્યને મોહ પમાડે એવા ભયંકર રૂપવાળા જણાવા લાગ્યા.[૧૭] મહાત્મા વસિષ્ઠ ઋષિનાં પ્રત્યેક રોમનાં છિદ્રોમાંથી ધુમાડાસહિત અગ્નિના તણખા નીકળતા હોય એવું જણાવા લાગ્યું;[૧૮] અને તેમના હાથમાં રહેલા યમદંડ જેવો બ્રહ્મદંડ પણ ધૂમ્રરહિત કાલાગ્નિવત્ પ્રજ્વલિત થઈ ગયો.[૧૯]

એ જોઈને ભયભીત થયેલા આકાશમાં રહેલા દેવો અને પૃથ્વી પર રહેલા ઋષિમુનિઓ વસિષ્ઠ ઋષિની સ્તુતિ કરવા લાગ્યા: 'હે બ્રહ્મન્! તમને ધન્ય છે. તમારું બ્રહ્મબળ અમોઘ છે. હે મહર્ષિ! અત્યંત બળ અને ગર્વવાળા વિશ્વામિત્રનો તમોએ આજે પરાજય કર્યો છે, માટે હવે તમે આ બ્રહ્માસ્ત્રના તેજને પોતાના તેજમાં ધારણ કરો અને ત્રિલોકની પીડાને શાંત કરો.' સર્વની પ્રાર્થના સાંભળી વસિષ્ઠ ઋષિ પોતાનું પૂર્વ સ્વરૂપ ધારણ કરી શાંત થયા.

હે રામચંદ્ર! પરાજિત થયેલા વિશ્વામિત્ર વારંવાર નિઃશ્વાસ નાખી સર્વના સાંભળતાં કહેવા લાગ્યા:[૨૦–૨૨]

> धिग्बलं क्षत्रियबलं ब्रह्मतेजो बलं बलम् ।
> एकेन ब्रह्मदंडेन सर्वास्त्राणि हतानि मे ॥

" 'અરે! ક્ષત્રિયના બળને ધિક્કાર છે, બ્રહ્મતેજરૂપી બળ એ જ ખરું બળ છે. અહો! માત્ર એક જ બ્રહ્મદંડથી મારાં સર્વ અસ્ત્રો હણાઈ ગયાં છે![૨૩] માટે હવે તો સર્વથી શ્રેષ્ઠ એવું બ્રહ્મત્વ પ્રાપ્ત કરવા માટે જ હું મારી ઇંદ્રિયો તથા મનને નિર્મળ અને એકાગ્ર કરી મોટું તપ કરીશ.'[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૭ મો

## વિશ્વામિત્ર રાજર્ષિ થયા

> ततः संतप्तहृदयः स्मरन्निग्रहमात्मनः ।
> विनिःश्वस्य विनिःश्वस्य कृतवैरो महात्मना ॥

હે રઘુનંદન! એ પ્રમાણે મહાત્મા વસિષ્ઠ મુનિની સાથે વેર બંધાયુ તથા તેમનાથી પોતાનો પરાભવ થયો, એનું સ્મરણ થવાથી વિશ્વામિત્રનું હૃદય તપવા લાગ્યું અને તેથી તે વારંવાર નિઃશ્વાસ મૂકવા લાગ્યા.[૧] હે રાઘવ! પછી પોતાની સ્ત્રી સહિત તે વિશ્વામિત્ર મહાન તપ કરવાનો નિશ્ચય કરી દક્ષિણ દિશામાના એક તપોવનમાં ગયા. ત્યાં જઈ તેમણે ફળમૂળનો આહાર કરી તથા ઇંદ્રિયો જીતી ઘોર તપશ્ચરણનો આરંભ કર્યો. એ સ્થળમાં તેમને હવિષ્પંદ, મધુષ્પંદ, દૃઢનેત્ર અને મહારથ એ નામના ચાર પુત્રો થયા કે જેઓ સત્યધર્મમાં પરાયણ રહેનારા હતા. તપશ્ચર્યા કરતાં એક હજાર વર્ષ પૂરાં થયાં, ત્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવ વિશ્વામિત્ર ઉપર પ્રસન્ન થયા અને (સર્વ દેવો સહિત) તેમણે પ્રત્યક્ષ દર્શન આપી તપરૂપી ધનવાળા વિશ્વામિત્રને કહ્યું: 'હે કુશિકપુત્ર! તમે ઉગ્ર તપશ્ચરણ કરવાથી રાજર્ષિના લોકોને જીતી ચૂક્યા છો;[૨–૫] તેમ જ હે વિશ્વામિત્ર! આ તમારા તપના પ્રભાવથી અમે આજથી તમને રાજર્ષિ તરીકે જાણીશું,' એમ કહીને મહાતેજસ્વી બ્રહ્મદેવ પોતાના લોકમાં ગયા અને એમની સાથે આવેલા સર્વ દેવો સ્વર્ગમાં ગયા. સર્વ દેવ સહિત બ્રહ્મદેવનુ પૂર્વોક્ત વચન સાંભળી વિશ્વામિત્ર લજવાઈ ગયા; તેથી નીચું મુખ કરી ક્રોધપૂર્વક કહેવા લાગ્યા: 'અરે! મેં અત્યંત ઘોર તપશ્ચરણ કર્યું તોપણ સર્વ દેવ તથા ઋષિઓ સહિત બ્રહ્મદેવ મને 'રાજર્ષિ' જ જાણે છે; માટે એ તપનું ફળ કાંઈ પણ મળ્યું નથી, તેથી બ્રહ્મર્ષિપણું મેળવવા માટે હું પુનઃ તપ કરીશ.' આવો નિશ્ચય કરી તથા પોતાના મનને [illegible] કરી ધર્માત્મા વિશ્વામિત્રે પુનઃ પણ અત્યંત ઘોર તપનો આરંભ કર્યો.

હે કાકુત્સ્થ! એ સમયે અયોધ્યા નગરીમા

ઇક્ષ્વાકુવંશમાં 'ત્રિશંકુ' નામનો એક પ્રખ્યાત રાજા થયો કે જે સત્યવાદી અને જિતેંદ્રિય હતો. હે રાઘવ! તેને ઇચ્છા થઈ: 'હું એક ઉત્તમ યજ્ઞ કરું,[૬-૧૧] કે જેના પુણ્ય વડે હું મારા આ મનુષ્ય-દેહે જ સ્વર્ગમાં જઈ શકું.' એમ વિચાર કરી તેણે પોતાના ગુરુ વસિષ્ઠ મુનિને તેડાવી, તેમની આગળ પોતાનો ઉપર્યુક્ત વિચાર દર્શાવ્યો, ત્યારે મહાત્મા વસિષ્ઠ ઋષિએ કહ્યું: 'હે રાજન્! સદેહે સ્વર્ગમાં જવાની આ તારી ઇચ્છા પાર પડવી અશક્ય છે; માટે તું મિથ્યા પ્રયત્ન કરીશ નહિ.' એવું સાંભળી નિરાશ થયેલો ત્રિશંકુ પોતાની ઇચ્છા સિદ્ધ કરવા માટે દક્ષિણ દિશા તરફ ગયો કે જ્યાં વસિષ્ઠ મુનિના સો પુત્રો દીર્ઘ તપશ્ચર્યા કરતા હતા.[૧૨-૧૪] ત્યાં જઈ મહાપ્રતાપી ત્રિશંકુએ દેદીપ્યમાન કાંતિ-વાળા, શુદ્ધ મનવાળા અને તપમાં આસક્ત થયેલા વસિષ્ઠ મુનિના સોએ પુત્રોનાં દર્શન કર્યાં.[૧૫] પછી ત્રિશંકુએ તે ગુરુપુત્રોની પાસે જઈ તેઓનું અનુ-ક્રમે અભિવાદન (નમસ્કાર) કર્યું અને લજ્જાથી નીચું મુખ કરી તથા બંને હાથ જોડી કહ્યું: 'હે ગુરુપુત્રો! તમે સર્વ પોતાને શરણે આવેલાની ઇચ્છાઓ પૂર્ણ કરવા સમર્થ છો. હું તમારે શરણે આવ્યો છું.[૧૬,૧૭] હે મહાત્માઓ! તમારું કલ્યાણ થાઓ. મને સદેહે સ્વર્ગમાં જવાની ઇચ્છા છે, માટે એક શ્રેષ્ઠ યજ્ઞ કરાવવા સારુ મહાત્મા વસિષ્ઠ ગુરુની પાસે હું ગયો હતો; પરંતુ તેમણે મને નિરાશ કર્યો છે, તેથી હું તમારી પાસે આવ્યો છું અને તપશ્ચર્યા કરવામાં પ્રીતિવાળા તથા ગુરુના પુત્ર હોવાથી ગુરુ તુલ્ય એવા આપ સર્વને મસ્તક વડે પ્રણામ કરી વિનતિ કરું છું કે, તમે મને યજ્ઞ કરવાની આજ્ઞા આપો.[૧૮,૧૯] મારા કાર્યની સિદ્ધિ થવા માટે તમે સર્વ સ્વસ્થચિત્ત થઈ મને એવો યજ્ઞ કરાવો કે, જેના પ્રભાવથી હું સદેહે સ્વર્ગલોકને પ્રાપ્ત થાઉં.[૨૦] હે તપરૂપી ધનવાળા ગુરુપુત્રો! તમારા પિતા વસિષ્ઠ ગુરુએ મને નિરાશ કર્યો, તેથી હવે ગુરુપુત્રો સિવાય અન્ય કોઈ પણ મારી ઇચ્છા-ને પૂર્ણ કરવા સમર્થ હોય એમ હું જોતો નથી; અર્થાત્ તમે જ મારી ઇચ્છાને પૂર્ણ કરી શકશો.[૨૧] અમારા ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થનારા સર્વ રાજા-ઓને તો પુરોહિત વસિષ્ઠ મુનિ પરમ ગતિરૂપ છે અને તેમના પછી તમે સર્વ (તેમના પુત્ર હોવાથી) મારા દેવતરૂપ અને ગતિરૂપ છો.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૭મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૮ મો

## વિશ્વામિત્ર અને ત્રિશંકુ રાજા

**ततस्त्रिशङ्कोर्वचनं श्रुत्वा क्रोधसमन्वितम् ।**
**ऋषिपुत्रशतं राम राजानमिदमब्रवीत् ॥ १ ॥**

હે રામ! ત્રિશંકુ રાજાનું વચન સાંભળી ક્રોધાય-માન થયેલા સોએ ઋષિપુત્રોએ તેને કહ્યું:[૧] 'હે દુષ્ટબુદ્ધિવાળા! સત્યવાદી વસિષ્ઠ ગુરુએ તને એ કાર્ય માટે ના કહી છતાં તું તેમના વચનનું ઉલ્લંઘન કરી અમારા આશ્રયે કેમ આવ્યો છે?[૨] ઇક્ષ્વાકુ-વંશમાં જન્મેલા સર્વ રાજાઓના પુરોહિત તથા પરમ ગતિરૂપ વસિષ્ઠ મુનિ જ છે અને તે સત્ય બોલનારા છે; માટે તેમના વચનનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી. હે દુર્બુદ્ધિ! અમારા પિતા ભગવાન વસિષ્ઠ ગુરુએ જે યજ્ઞ કરાવવાની ના કહી તે યજ્ઞ કરાવવા અમે કેવી રીતે સમર્થ થઈએ?[૩,૪] હે રાજન્! ભગવાન વસિષ્ઠ મુનિ આ તો શું, પરંતુ જેથી ત્રણે લોકની પ્રાપ્તિ થાય તેવો યજ્ઞ કરાવવા પણ સમર્થ છે, એ તું જાણતો નથી? હે રાજા! જે કાર્ય કરાવવાની અમારા પિતાએ ના કહી, તે કરાવીને અમે તેમની અવગણના કરીશું નહિ, માટે તું તારા નગરમાં પાછો જા.'

હે રામ! ગુરુપુત્રોનું ક્રોધભર્યું વચન સાંભળી ત્રિશંકુએ તેઓને ફરી પણ કહ્યું: 'હે તપરૂપી ધનવાળા ગુરુપુત્રો, તમારા પિતા ભગવાન વસિષ્ઠ મુનિએ તેમ જ તમો સર્વેએ મને યજ્ઞ કરાવવાની ના કહી, તેથી હવે મારે બીજા કોઈ પુરોહિતને આશ્રયે જવું પડશે. તમારું કલ્યાણ થાઓ.'

ત્રિશંકુનું દુષ્ટ અભિપ્રાયવાળું વચન સાંભળી અત્યંત ક્રોધ પામેલા વસિષ્ઠના પુત્રોએ [illegible] 'હે દુષ્ટ! તું ચાંડાળ થઈશ' [illegible]

માન કર્યું, માટે તું ચંડાળપણાને પ્રાપ્ત થા.' એમ કહી તેઓ સર્વ પોતપોતાના કાર્યમાં લાગી ગયા.[૫–૯]

એક રાત્રિ વ્યતીત થતાં, ત્રિશંકુ રાજા ચંડાળપણાને પામ્યો, તેનું સ્વરૂપ અને તેનાં વસ્ત્રો શ્યામ થઈ ગયાં, શરીર નિસ્તેજ થઈ ગયું, કેશ લૂખા જણાવા લાગ્યા, આભૂષણો લોઢાનાં થઈ ગયા અને શરીર પર ધારણ કરેલું ચંદન ચિતાભસ્મ જેવું થઈ ગયું. ત્યાર પછી ગુરુપુત્રોના શાપથી દુઃખી થયેલો ત્રિશંકુ રાજા પોતાની નગરીમાં ગયો; પરંતુ તેને ચંડાળના રૂપે આવેલો જોઈ તેના સેવકો, નગરજનો અને મંત્રીઓ વગેરે દૂર દૂર નાસવા લાગ્યા. હે કાકુત્સ્થ! આમ પોતાને સર્વત્ર તિરસ્કાર મળવા છતાં પણ ત્રિશંકુએ પોતાનો નિશ્ચય મૂક્યો નહિ અને તે રાતદિવસ એની એ ચિંતાથી પરિતાપ પામવા લાગ્યો. પછી એક દિવસે પોતાને યજ્ઞ કરાવનાર ઋષિ–મુનિની શોધ કરતો એ ત્રિશંકુ તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર મુનિની પાસે જઈ ચઢ્યો. વિશ્વામિત્રે તે ત્રિશંકુને વસિષ્ઠના પુત્રોએ શાપથી ચંડાળપણું આપીને આ લોક તથા પરલોકથી ભ્રષ્ટ કરેલો અને ભયંકર ચંડાળના રૂપને પામેલો જોઈ દયા લાવી પૂછ્યું : 'હે મહાબળવાન રાજપુત્ર! તું અયોધ્યા નગરીનો રાજા છે; પરંતુ વસિષ્ઠના પુત્રોએ આપેલા શાપથી ચંડાળપણું પામ્યો છે એ મારા જાણવામાં આવ્યું છે; માટે તારે અહીં આવવાનું જે પ્રયોજન હોય તે મને સુખેથી જણાવ!'

વિશ્વામિત્રનું વચન સાંભળી ચંડાળપણું પામેલા ત્રિશંકુએ હાથ જોડી કહ્યું : 'હે સૌમ્યદર્શન! 'હું સદેહે સ્વર્ગમાં જઉં' એવી મારા મનમાં ઇચ્છા થવાને લીધે મેં મારા ગુરુ વસિષ્ઠ મુનિને તથા તેમના પુત્રોને સદેહે સ્વર્ગ પ્રાપ્ત થાય એવો યજ્ઞ કરાવવા માટે વિનતિ કરી; પરંતુ તેમણે મને નવો યજ્ઞ કરાવવાની ના કહી. જેથી મારી ઇચ્છા તો પૂર્ણ થઈ નહિ, પણ ઊલટું ચંડાળપણું પ્રાપ્ત થયું.[૧૦–૧૮] હે મહાત્મન્! મેં સદેહે સ્વર્ગમાં જવા માટે સો યજ્ઞો કર્યા, તોપણ અદ્યાપિ પર્યંત મને ઇચ્છિત ફળ મળ્યું નથી. (કદાચ મારી ચંડાળદશા જોઈ આપને શંકા થશે કે, હું અસત્ય બોલતો હોઈશ તો) હે સૌમ્ય! હું મારા ક્ષત્રિયધર્મની પ્રતિજ્ઞા લઈ કહું છું કે, ગમે તેવી આપત્તિના સમયમાં પણ હું અસત્ય બોલ્યો નથી અને હવે પછી કદાપિ બોલીશ પણ નહિ. હે મુનિશ્રેષ્ઠ! સાંભળો, મેં અનેક પ્રકારના યજ્ઞો કર્યા છે. ધર્મ વડે પ્રજાનું પાલન કર્યું છે અને સદાચરણથી વર્તીને મહાત્મા ગુરુઓને સંતોષ્યા છે. હાલમાં પણ ધર્મ પ્રાપ્ત કરવામાં પ્રયત્નવાળો થઈ હું એક મહાયજ્ઞ કરવા ઇચ્છું છું; પરંતુ મારા ગુરુ વસિષ્ઠ મુનિ અને તેમના પુત્રો મારા પર પ્રસન્ન થતા નથી; એથી મને એવો જ નિશ્ચય થાય છે : 'દૈવ એ જ શ્રેષ્ઠ છે અને પુરુષાર્થ તો નિષ્ફળ છે.[૧૯–૨૨] સર્વ પ્રાણીમાત્રનો પરાભવ દૈવથી જ થાય છે અને દૈવ જ સર્વને સુખદુઃખ દેનાર છે.' હે મહાત્મન્! મારો સઘળો પુરુષાર્થ દૈવના બળથી હણાઈ ગયો છે અને હું પણ અત્યંત પીડિત થઈ ગયો છું તેથી તમારી કૃપા ઇચ્છું છું.[૨૩] હે વિશ્વામિત્ર! હવે હું તમને છોડીને અન્યને શરણે જનાર નથી; તેમ જ મારે માટે તમારા સિવાય બીજું શરણસ્થાન પણ નથી; માટે તમે જ 'સદેહે સ્વર્ગમાં ન જવાય' એવા મારા પ્રારબ્ધને પુરુષાર્થ વડે નિવૃત્ત કરો.'[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૮મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૯ મો

### વિશ્વામિત્રની પ્રતિજ્ઞા–ત્રિશંકુનો યજ્ઞ

उक्तवाक्यं तु राजानं कृपया कुशिकात्मजः ।
अब्रवीन्मधुरं वाक्यं साक्षाच्चण्डालतां गतम् ॥

હે રઘુનંદન! ચંડાળપણું પામેલા ત્રિશંકુ રાજાએ એ પ્રમાણે નમ્ર વિનતિ કરી, ત્યારે રાજર્ષિ વિશ્વામિત્રે તેના પર દયા લાવી મધુર વાણીથી કહ્યું :[૧] 'હે ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા રાજશ્રેષ્ઠ! તું ભલે આવ્યો. હું જાણું છું કે તું અત્યંત ધર્મિષ્ઠ છે; માટે હું તારા દુઃખને નિવૃત્ત કરીશ. હવે તું કોઈ પણ પ્રકારનો ભય રાખીશ નહિ.' હે રાજન્!

હું તારા માટે યજ્ઞમાં સહાય કરે એવા અને પવિત્ર આચરણવાળા અનેક મહર્ષિઓને આમંત્રણ કરું છું કે, જેઓ દ્વારા તું સુખરૂપ યજ્ઞ કરીશ.[૩] વળી તારા ગુરુએ શાપ આપીને તારું જે આ અમંગળ સ્વરૂપ કરી નાખ્યું છે, તે જ સ્વરૂપ સહિત તું સદેહે સ્વર્ગમા જઈશ.[૪] હે રાજન્! તું શરણે આવેલાં પ્રાણીઓનું રક્ષણ કરનાર કુશિકગોત્રીના શરણે આવ્યો છે; માટે તને સ્વર્ગ પ્રાપ્ત થઈ જ ચૂક્યું, એમ હું માનુ છું.' એ પ્રમાણે કહીને મહાતેજસ્વી વિશ્વામિત્રે ત્રિશંકુને ચિંતારહિત કર્યો. પછી તેમણે મહાબુદ્ધિશાળી અને પરમ ધર્મિષ્ઠ એવા પોતાના પુત્રોને યજ્ઞસામગ્રી તૈયાર કરવા માટે આજ્ઞા કરી;[૫-૧] તથા પોતાના સઘળા શિષ્યોને બોલાવી કહ્યું : 'હે શિષ્યો! તમે સૌ મારી આજ્ઞાથી જાઓ અને વસિષ્ઠના પુત્રો સહિત સર્વ ઋષિઓને તથા પવિત્ર અંતઃકરણવાળા અને અનેક શાસ્ત્રો જાણનારા ઋત્વિજોને આમંત્રણ કરી પોતપોતાના શિષ્યો સહિત તેડી લાવો. તેમાં ખાસ કરીને આટલુ ધ્યાનમાં રાખજો કે, મેં આમંત્રિત કરેલો અથવા બીજો કોઈ પણ ઋષિ આ વાત જાણીને 'ઓહો, એમાં શું જતું છે' એમ ઉપેક્ષા કરે કિંવા 'વિશ્વામિત્ર ચંડાળને યજ્ઞ કરાવે છે' એવાં નિંદારૂપ વચન કહે તો તે સઘળું યાદ રાખીને મને જણાવજો.' એવી વિશ્વામિત્રની આજ્ઞા થવાથી તેમના સર્વ શિષ્યો ઋષિઓને આમંત્રણ કરવા માટે ચોતરફ ગયા. થોડા જ દિવસોમાં સર્વ દેશોના બ્રહ્મવાદી ઋષિઓ વિશ્વામિત્રના આશ્રમ પ્રત્યે આવવા લાગ્યા. યજ્ઞસામગ્રીઓ પણ તૈયાર થઈ ગઈ. શિષ્યોએ પાછા આવીને દેદીપ્યમાન કાંતિવાળા વિશ્વામિત્ર મુનિને સર્વ ઋષિઓનાં વચનો કહી સંભળાવતાં જણાવ્યું : 'હે ગુરુવર્ય! આપનું આમંત્રણ સાંભળીને એક 'મહોદય' નામના મુનિ તથા વસિષ્ઠના સો પુત્રો સિવાય બાકીના સર્વ ઋષિઓ સર્વ દેશોમાંથી આવવા લાગ્યા છે. હે મુનિશ્રેષ્ઠ! એ મહોદય ઋષિ તથા વસિષ્ઠપુત્રોએ આપના આમંત્રણને સાંભળતાં જ ક્રોધપૂર્વક જે વચનો કહ્યા છે તે અમે અમારા મુખથી કહેવાને સમર્થ નથી; કારણ તે ગુરુનિંદાથી પૂર્ણ છે, તોપણ આપની આજ્ઞા હોવાથી કહીએ છીએ, સાંભળોઃ 'અરે! યજ્ઞ કરનાર યજમાન ચંડાળ છે અને તેને યજ્ઞ કરાવનાર ક્ષત્રિય વિશ્વામિત્ર છે, તો તે ચંડાળની યજ્ઞસભામાં આવીને દેવો અને ઋષિઓ હવિર્ભાગને કેમ ગ્રહણ કરશે? તેમ જ વિશ્વામિત્રની સહાય છતાં પણ મહાત્મા બ્રાહ્મણલોકો ચંડાળના અન્નનું ભોજન કરીને શું સુખ પામશે? (અને એવા યજ્ઞથી ત્રિશંકુ પણ સ્વર્ગને કેમ પ્રાપ્ત થશે?)' હે મુનિશ્રેષ્ઠ! મહોદય સહિત સઘળા વસિષ્ઠપુત્રોએ ક્રોધ વડે રાતાં નેત્ર કરી એ પ્રમાણે કહ્યું હતું.'

હે રામ! પોતાના શિષ્યોએ કહેલાં વચનો સાંભળીને વિશ્વામિત્ર મુનિના નેત્ર ક્રોધથી લાલ થઈ ગયાં અને તેમણે સર્વના સાંભળતા કહ્યું: 'અરે, એ વસિષ્ઠના દુષ્ટ પુત્રો કંઈ પણ દૂષણ વિનાના અને ઉગ્ર તપશ્ચર્યા કરનારા મને દૂષણ આપે છે; માટે તેઓ બળીને ભસ્મ થશે, એમા સંશય નથી. તેઓ કાળપાશને વશ થઈ યમલોકમાં જશે અને (નરકયાતના ભોગવશે.)[૭-૮] પછી તેઓ સાતસો જન્મ સુધી નિર્દય થઈને કૂતરાના માંસનુ ભક્ષણ કરનારા, બિહામણી આકૃતિવાળા તથા શબનાં વસ્ત્રાદિ ગ્રહણ કરી પોતાની આજીવિકા ચલાવનારા 'મુષ્ટિક' નામના ચાંડાળો થશે; અને અયોગ્ય વ્યાપાર કરનારા થઈને આ પૃથ્વી પર વિચરશે. વળી દુષ્ટ બુદ્ધિવાળા મહોદયે પણ મને દૂષણ દીધું; માટે તે મહોદય પણ સર્વ લોકમા દૂષિત થઈ નિષાદપણું પામશે અને નિર્દયપણે સર્વ પ્રાણીઓની હિંસા કરવાથી તથા મારા ક્રોધથી થયેલા શાપથી ઘણા સમય પર્યંત દુર્ગતિ ભોગવશે.' એટલું કહીને મહાતપસ્વી વિશ્વામિત્ર મુનિ વિરામ પામ્યા.[૯-૧૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૫૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૦ મો

### વિશ્વામિત્રે રચેલી નવી સૃષ્ટિ

तपोबलहतान्ज्ञात्वा वासिष्ठान्समहोदयान् ।
ऋषिमध्ये महातेजा विश्वामित्रोऽभ्यभाषत ॥

હે રામચંદ્ર! ત્યાર પછી મહાતેજસ્વી વિશ્વા-

મિત્રે પોતાનાં તપોબળથી આપેલા શાપ વડે મહોદય સહિત સઘળા વસિષ્ઠપુત્રોનો નાશ થયેલો જાણીને ત્યાં આવેલા સર્વ ઋષિઓને કહ્યું:[૧] 'હે ઋષિવર્યો! આ ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલો 'ત્રિશંકુ' નામનો રાજા ધર્મિષ્ઠ અને ઉદાર છે. તે પોતાના આ મનુષ્યશરીરથી જ સ્વર્ગે જવાની ઇચ્છાથી મારે શરણે આવ્યો છે; માટે જેવી રીતે એ સદેહે સ્વર્ગમાં જાય, તેવી રીતે તમે સર્વ મારી સાથે રહી યજ્ઞકર્મ ચાલુ કરો.'

વિશ્વામિત્રનું વચન સાંભળી, ધર્મ જાણનારા એ સર્વ મહર્ષિઓ એકબીજાને મળીને પરસ્પર ધર્મયુક્ત વચન કહેવા લાગ્યા: 'અરે! આ કુશિકવંશમાં જન્મેલા વિશ્વામિત્ર મુનિ અગ્નિ સમાન અત્યંત ક્રોધી સ્વભાવના છે, તેથી આપણે જો વિરુદ્ધ વર્તીશું તો તે ક્રોધથી આપણને શાપ દેશે; માટે તેમના કહેવા પ્રમાણે આપણે અવશ્ય કરવું જોઈએ. વિશ્વામિત્રના પ્રભાવથી આ ઇક્ષ્વાકુવંશી ત્રિશંકુ રાજા જેવી રીતે સદેહે સ્વર્ગમાં જાય, તેવી રીતે આપણે સર્વ પોતપોતાના ઋત્વિજ વગેરે પદને સ્વીકારી યજ્ઞનો આરંભ કરીશું.' એ પ્રમાણે પરસ્પર વિચાર કરી, તે સર્વ મહર્ષિઓએ યજ્ઞની દરેક ક્રિયાનો આરંભ કર્યો.[૨-૮] એ યજ્ઞમાં મહાતેજસ્વી વિશ્વામિત્રે યાજક(અધ્વર્યુ)પદ સ્વીકાર્યું તથા મંત્રશાસ્ત્રમા કુશળ એવા બીજા ઋષિઓએ ઋત્વિજપદ અંગીકાર કર્યું. પછી તેઓ શાસ્ત્રવિધિ પ્રમાણે અનુક્રમે સર્વ ક્રિયાઓ કરવા લાગ્યા.

એ પ્રમાણે યજ્ઞકર્મ શરૂ થયાનો કેટલોક કાળ વીતી ગયા પછી જ્યારે હવિર્ભાગ (બલિદાન) આપવાનો સમય આવ્યો, ત્યારે મહાતપસ્વી વિશ્વામિત્રે તે હવિર્ભાગ લેવા માટે સર્વ દેવોનું આવાહન કર્યું; પરંતુ કોઈ દેવ ત્યાં આવ્યા નહિ, તેથી વિશ્વામિત્રના ક્રોધની સીમા રહી નહિ. (પોતે આવાહન કરીને બોલાવ્યા છતાં દેવોને નહિ આવેલા જોઈને, જાણે તેઓને શિક્ષા કરવા ઇચ્છતા હોય તેમ) તે વિશ્વામિત્ર પોતાના હાથમાં રહેલા સ્રુવાને આકાશ સામે ઉગામીને ક્રોધપૂર્વક ત્રિશંકુ પ્રત્યે કહેવા લાગ્યા:[૯-૧૨] 'હે રાજન્! (ભલે, દેવો હવિર્ભાગ લેવા ન આવે પરંતુ) હવે તું મારું તપોબળ જો. હું મારા તપોબળ વડે તને સદેહે સ્વર્ગમાં મોકલું છું.[૧૩] હે નરેશ્વર! જોકે જીવાત્માને સદેહે સ્વર્ગની પ્રાપ્તિ ઘણી જ દુર્લભ છે; તોપણ હે રાજન્! મેં જે કંઈ તપશ્ચર્યાનું ફળ સંપાદન કરેલું છે તેના પ્રભાવ વડે તું સદેહે સ્વર્ગ પ્રત્યે જા.' હે કાકુત્સ્થ! એ પ્રમાણે વિશ્વામિત્રે કહ્યું કે તુરત સર્વ ઋષિમંડળના દેખતાં ત્રિશંકુને આકાશગતિ પ્રાપ્ત થઈ અને તે આકાશમાર્ગે થઈ સ્વર્ગ પ્રત્યે ગયો.

ત્રિશંકુને સ્વર્ગમાં આવેલો જોઈને સર્વ દેવગણ સહિત ઇંદ્રે તેને કહ્યું: 'હે ત્રિશંકુ! તું વિશ્વામિત્રના તપોબળથી અહીં આવી શક્યો ખરો, પરંતુ તારે વસવા માટે આ સ્વર્ગલોકમાં કોઈ પણ સ્થાન નથી, કેમ કે તું પોતાના ગુરુ વસિષ્ઠ મુનિના શાપથી અધમ દશા પામેલો છે; માટે હે મૂઢ! અહીંથી પાછો જા અને ઊંધે મસ્તકે પૃથ્વી પર પડ.'

હે રામ! એવું ઇંદ્રે કહ્યું કે, તરત જ એ ત્રિશંકુ 'હે વિશ્વામિત્ર! મારું રક્ષણ કરો, રક્ષણ કરો!' એમ પોકારતો સ્વર્ગમાંથી નીચે પડવા લાગ્યો. તેનો પોકાર સાંભળી વિશ્વામિત્ર મુનિ આશ્ચર્યચકિત થઈ ગયા અને તેમણે અત્યંત ક્રોધ પામી 'ઊભો રહે, ઊભો રહે, કાંઈ ચિંતા ન કર' એમ કહી ત્રિશંકુને શાંતિ આપી. પછી જાણે બીજા પ્રજાપતિ જ હોય એવા તેજસ્વી વિશ્વામિત્રે સર્વ ઋષિઓના દેખતાં, ત્રિશંકુ માટે નવીન સ્વર્ગ રચવાનો સંકલ્પ કર્યો[૧૪-૨૦] અત્યંત ક્રોધ પામેલા વિશ્વામિત્રે 'જેમ ઉત્તર દિશામાં ઉત્તર ધ્રુવ અચળ છે, તેમ આ ત્રિશંકુ દક્ષિણ દિશામાં અચળ રહો; અને જેમ સપ્તર્ષિમંડળ ઉત્તર ધ્રુવની પ્રદક્ષિણા કરે છે, તેમ આ ત્રિશંકુને પણ થાઓ.' એવા વિચાર(સંકલ્પ)બળથી દક્ષિણ દિશા વિષે બીજું સપ્તર્ષિમંડળ તથા નક્ષત્રમાળા ઉત્પન્ન કર્યાં.[૨૧] આટલું કરતાં પણ પોતાનો ક્રોધ શાંત નહિ થવાથી મહાયશસ્વી વિશ્વામિત્રે 'મેં નિર્માણ કરેલા નવીન સ્વર્ગના રક્ષણ માટે હું બીજો ઇંદ્ર ઉત્પન્ન કરીશ

અથવા તો ભલે આ સ્વર્ગલોક ઈંદ્ર વિનાનો રહે,' એમ વિચારી સર્વ દેવો પણ નવીન જ સર્જવા માંડ્યા.[૨૨,૨૩] એ જોઈ ઋષિસમૂહ સહિત સર્વ દેવો તથા અસુરો ભયને લીધે વ્યાકુળ થઈ ગયા અને મહાત્મા વિશ્વામિત્ર મુનિ પાસે આવી વિનયપૂર્વક કહેવા લાગ્યા:[૨૪] 'હે મહાસમર્થ વિશ્વામિત્ર! આ ત્રિશંકુ રાજા પોતાના ગુરુના શાપથી ચાંડાળપણું પામ્યો છે; માટે હે તપોધન! તે સદેહે સ્વર્ગે જવાને યોગ્ય નથી.' દેવગણોનું વચન સાભળી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે તેઓને કહ્યું:[૨૫,૨૬] 'હે દેવો! તમારું કલ્યાણ થાઓ, ભલે ગમે તેમ થાય, પરંતુ મેં આ ત્રિશંકુ રાજાને સદેહે સ્વર્ગમાં મોકલવાની પ્રતિજ્ઞા કરી છે, તેને હું મિથ્યા કરવા ઇચ્છતો નથી.[૨૭] માટે ફરી પણ કહું છું કે, મેં રચેલુ આ નવીન સ્વર્ગ અવિનાશી થાઓ અને તેમા રહીને આ ત્રિશંકુ સદેહે અખંડિત સ્વર્ગસુખનો અનુભવ કરો. વળી હે દેવગણો! મારાં સરજેલાં સઘળાં નક્ષત્રો પણ સદાકાળ અવિચળ રહો. બ્રહ્મદેવે રચેલા ભૂર્લોકાદિ ચૌદ લોક જ્યાં સુધી સ્થિર રહે, ત્યાં સુધી મેં રચેલી આ સઘળી રચના સ્થિર રહો. હે દેવો! તમે સર્વે પણ આ વિષે સંમતિ આપો.'

વિશ્વામિત્રનુ વચન સાંભળી સર્વ દેવગણોએ તેમને કહ્યું: 'હે વિશ્વામિત્ર! તમારું કલ્યાણ થાઓ. ભલે, તમારાં સરજેલાં આ અનેકવિધ નક્ષત્રમંડળો આકાશમાં જ્યોતિશ્ચક્રના[×] માર્ગથી બહાર સ્થિત થાઓ અને હે મુનિશ્રેષ્ઠ! આ ત્રિશંકુ પણ પોતાનુ દુષ્ટ સ્વરૂપ ત્યજીને તથા દેવ સમાન દેદીપ્યમાન કાંતિવાળો થઈ તમારાં સરજેલાં નક્ષત્રમંડળોની મધ્યે ઊંધે મસ્તકે[÷] રહો. હે મહાત્મન્! સ્વર્ગમા ગયેલાની પેઠે કૃતાર્થ તથા કીર્તિમાન થયેલા એ ત્રિશંકુ રાજાની પાછળ સર્વ નક્ષત્રો નિયમિત ગતિ કરશે.' એ પ્રમાણે સર્વ દેવોએ વિનતિ કરી ત્યારે ધર્માત્મા અને મહાતેજસ્વી વિશ્વામિત્રે સર્વ ઋષિગણોના સાંભળતાં તેઓને 'બહુ સારું, તમારા કહેવા પ્રમાણે થાઓ' એમ કહ્યું. હે નરોત્તમ રામ! ત્યાર પછી ત્રિશંકુના યજ્ઞની નિર્વિઘ્ને સમાપ્તિ થઈ; એટલે તે ત્રિશંકુ રાજા વિશ્વામિત્રે સરજેલા નવીન સ્વર્ગ પ્રત્યે ગયો અને યજ્ઞમાં આવેલા તપરૂપી ધનવાળા સર્વ ઋષિઓ તથા મહાત્મા દેવો પોતપોતાનાં સ્થાન પ્રત્યે ગયા.[૨૮–૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૧ મો

## શુનઃશેપની પિતૃભક્તિ

विश्वामित्रो महातेजाः प्रस्थितान्वीक्ष्य तानृषीन् ।
अब्रवीन्नरशार्दूल सर्वांस्तान्वनवासिनः ॥ १ ॥

હે નરશ્રેષ્ઠ રામચંદ્ર! મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિએ યજ્ઞમાં આવેલા સર્વ ઋષિઓને વિદાય થયેલા જોઈ પોતાના તપોવનમાં વસતા સર્વ મુનિઓને કહ્યું: 'હે મુનિગણો! હવે આપણે આ દક્ષિણ પ્રદેશમાં રહેવું યોગ્ય નથી; કારણ કે દક્ષિણ ધ્રુવ આગળ રહેલો આ ત્રિશંકુ આપણી તપશ્ચર્યામાં વિઘ્નરૂપ થઈ પડ્યો છે.[–] માટે કોઈ બીજી દિશા તરફ જઈને તપ કરીશું.[૧,૨] હે મહાત્માઓ! અહીંથી પશ્ચિમ દિશામાં આવેલા 'પુષ્કર' નામના તીર્થની પાસેના તપોવનમાં જઈને આપણે સુખપૂર્વક તપશ્ચર્યા કરીશું.'[૩] એ પ્રમાણે કહીને સર્વ ઋષિમંડળ સહિત વિશ્વામિત્ર મુનિ તે સ્થળે ગયા અને કંદમૂળ તથા ફળોનો આહાર કરીને દુષ્કર તપ કરવા લાગ્યા.[૪]

હે રામચંદ્ર! એ સમયમાં અયોધ્યા નગરીમાં મહાસમર્થ 'અંબરીષ' નામનો રાજા યજ્ઞ કરવાને પ્રવૃત્ત થયો.[૫] જ્યારે અંબરીષ રાજા યજ્ઞ કરવા

× આકાશમાં ગ્રહો, નક્ષત્રો અને તારાઓ વગેરે જે માર્ગને અનુસરી સૂર્ય અને ધ્રુવની આસપાસ ફરે છે, તેને 'જ્યોતિશ્ચક્ર' કહે છે.

÷ દક્ષિણ ધ્રુવ તરફ રહેનારા આપણાથી નીચે હોવાથી આપણને ઊંધે માથે લાગે અને તેઓને આપણે ઊંધે માથે લાગીએ, પરંતુ સૌ સૌના સ્થાનમાં યથાયોગ્ય જ રહેલા છે.

– દક્ષિણ પ્રદેશમા ત્રિશંકુની છાયા પડતી હોવાથી તે પ્રદેશ તપ કરવાને અયોગ્ય છે. તિ ટી.

લાગ્યો, ત્યારે ઇંદ્રે તેના યજ્ઞપશુનું હરણ કર્યું; તેથી તેના પુરોહિતે તેને કહ્યું:[૬] 'હે રાજન્! અમોએ યજ્ઞ માટે હમણા આણેલો તારો યજ્ઞપશુ તારાં પાપને લીધે અથવા તો રક્ષકોની આળસને લીધે ખોવાઈ ગયો, એ મોટો દોષ ઉત્પન્ન થયો છે; કેમ કે હે નરેશ્વર! જે રાજા પ્રજાનું રક્ષણ કરતો નથી તે દોષપાત્ર થાય છે અને તેને લીધે તે (રાજા)નો નાશ થાય છે;[૭] માટે હે પુરુષશ્રેષ્ઠ! આ એક મોટું પાપ પ્રકટ થયુ છે, તેની નિવૃત્તિ માટે તું યજ્ઞકર્મના આરંભ પહેલાં એ યજ્ઞપશુને શોધી લાવ અથવા તેને બદલે ધન આપીને કોઈ નર પશુ+ લાવ.'[૮]

પોતાના ઉપાધ્યાયનુ વચન સાંભળી બુદ્ધિમાન અંબરીષ રાજાએ હજારો ગાયો અથવા તેના જેટલું ધન આપીને નરપશુ જ લાવવો, એમ નિશ્ચય કરી શોધ કરવા માંડી. હે રઘુનંદન! અનેક દેશો, દેશાંતરો, વનો અને પવિત્ર આશ્રમોમાં શોધ કરતાં અંબરીષ રાજાએ 'ભૃગુતુંગ' નામના પર્વતના શિખર પર,પોતાના પુત્રો તથા સ્ત્રી સહિત નિવાસ કરનારા 'ઋચીક' નામના એક મુનિને જોયા.[૯-૧૧] અંબરીષ રાજાએ તેમની પાસે જઈને પ્રણામ કરી સ્તુતિ વડે તેમને પ્રસન્ન કર્યા. પછી અમાપ તેજવાળા અંબરીષ રાજાએ મહર્ષિ ઋચીકને કુશળ પ્રશ્ન પૂછી કહ્યું: 'હે મહાભાગ્યવાન! હે ભૃગુવંશી મુનિ! જો તમે મારી પાસેથી એક લાખ ગાયો અથવા તેટલું મૂલ્ય લઈ ને તમારા ત્રણ પુત્રોમાંથી એક પુત્ર મને યજ્ઞપશુ માટે વેચાતો આપો તો હું કૃતાર્થ થાઉં; કારણ કે મારો યજ્ઞપશુ ખોવાઈ ગયો છે અને તે સર્વત્ર શોધ કર્યા છતાં પણ મળતો નથી, માટે તમે મારુ આટલુ કાર્ય અવશ્ય કરો.'

અંબરીષનું વચન સાંભળી, ઋચીક ઋષિએ કહ્યું:[૧૨-૧૫] 'હે નરશ્રેષ્ઠ! (તેં કહ્યું તે સત્ય છે. યજ્ઞપશુરૂપે મારા પુત્રનો ઉપયોગ થાય એ એક લોકોપકારનુ કાર્ય છે; પરંતુ મારા ત્રણે પુત્રો મને પ્રિય છે. તેમાં વળી મારી શ્રાદ્ધાદિ ક્રિયાનો અધિકારી જ્યેષ્ઠ પુત્ર હોવાથી તે તો મને વિશેષ જ પ્રિય છે; માટે) હું કોઈ પણ પ્રકારે મારો જ્યેષ્ઠ પુત્ર તને વેચાતો આપી શકું નહિ.' એમ ઋચીક મુનિ કહેતા હતા, એટલામાં તો એ ત્રણે પુત્રોની માતા અંબરીષ રાજાને ઉદ્દેશીને વચમાં જ બોલી ઊઠી: 'હે રાજન્! ભગવાન ઋચીક મુનિએ જ્યેષ્ઠ પુત્રને પ્રિય ગણીને વેચાતો આપવાની ના કહી છે;[૧૬,૧૭] ત્યારે હું પણ મારો નાનો 'શુનક' નામનો પુત્ર કદી આપવાની નથી; કેમ કે માતાઓને નાનો પુત્ર પ્રિય હોય છે. હે નરશ્રેષ્ઠ! પ્રાયઃ એવો નિયમ જ છે કે, જ્યેષ્ઠ પુત્ર પિતાને પ્રિય હોય છે અને નાનો પુત્ર માતાને પ્રિય હોય છે; માટે હું નાના પુત્રનું રક્ષણ કરીશ.'[૧૮,૧૯]

હે રામ! જ્યારે મોટા તથા નાના પુત્રનો પિતાએ અને માતાએ બચાવ કર્યો, ત્યારે બાકી રહેલા વચેટ પુત્ર શુનઃશેપે પોતે જ કહ્યું:[૨૦] 'હે રાજપુત્ર! પિતા જ્યેષ્ઠ પુત્રને અને માતા કનિષ્ઠ પુત્રને આપવાની ના પાડે છે, ત્યારે વચેટ પુત્ર જ વેચાવા યોગ્ય ઠરે છે, તેથી તું મને જ યજ્ઞપશુ માટે લઈ જા!'[૨૧]

હે મોટી ભુજાઓવાળા રામચંદ્ર! એવું એ શુનઃશેપનું યથાર્થ વચન સાભળી અંબરીષ રાજાએ તેના પિતાને અસંખ્ય સુવર્ણમુદ્રાઓ, રત્નો તથા એક લાખ ગાયો આપીને એ શુનઃશેપને વેચાતો લીધો. પછી હે રામ! મહાતેજસ્વી અને મહાયશસ્વી રાજર્ષિ અંબરીષ તેને રથમાં બેસાડી સત્વર પોતાના નગર પ્રત્યે જવા લાગ્યો.[૨૨,૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૬૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૨ મો

### શુનઃશેપનું રક્ષણ

शुनःशेपं नरश्रेष्ठ गृहीत्वा तु महायशाः ।
व्यश्राम्यत्पुष्करे राजा मध्याह्ने रघुनंदन ॥ १ ॥

'હે નરશ્રેષ્ઠ! રઘુનંદન! શુનઃશેપને સાથે લઈને પોતાના નગર પ્રત્યે જતાં, અંબરીષ રાજાએ મધ્યાહ્ન સમયે પુષ્કરતીર્થ આગળ આવી વિસામો કર્યો.[૧] એ પુષ્કરતીર્થના તપોદનમા કેટલાએક

+ મનુષ્યરૂપી યજ્ઞપશુ

ઋષિઓ સહિત વિશ્વામિત્ર મુનિ તપ કરતા હતા કે, જે શુનઃશેપના મામા થતા હતા. તેમને જોતાં જ મહાયશસ્વી અને શ્રમ, તૃષા તથા ખેદ વડે દીન થયેલો શુનઃશેપ તેમની પાસે આવી તેમના ખોળામાં પડ્યો અને હે રામ! પોતાની સર્વ હકીકત નિવેદન કરી કહેવા લાગ્યો: 'હે સૌમ્ય! હવે મારાં માતા, પિતા, જ્ઞાતિ અથવા સંબંધી કોઈ પણ નથી; માટે હે મુનિશ્રેષ્ઠ! તમે પોતાના તપોબળ વડે મારું રક્ષણ કરો. હે નરશ્રેષ્ઠ! તમે પોતાને શરણે આવેલાં પ્રાણીઓની મનઃકામના પૂર્ણ કરી, તેઓની રક્ષા કરનારા છો; માટે હે મહાત્મન્! આ અંબરીષ રાજાને યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય અને હું રોગરહિત લાંબું આયુષ્ય ભોગવીને તથા ઉત્તમોત્તમ તપશ્ચરણ કરીને સ્વર્ગલોકને પ્રાપ્ત થાઉં એવી કૃપા કરો.[२–६] હે ધર્માત્મા! હું કે જે હાલમાં અનાથ છું, તેને તમે નિર્મળ અંતઃકરણથી સનાથ કરો અને જેમ પિતા પોતાના પુત્રનું રક્ષણ કરે છે, તેમ મને અંબરીષના યજ્ઞમા થનારી વિપત્તિથી ઉગારો.'

શુનઃશેપનાં એવાં દીન વચન સાંભળી મહાતપસ્વી વિશ્વામિત્રે તેને અનેક પ્રકારનાં મધુર વચનો કહી ધીરજ આપી. પછી વિશ્વામિત્રે પોતાના મધુચ્છંદ વગેરે પુત્રોને કહ્યું:[७,८] 'હે પુત્રો! શુભ ફળની ઇચ્છા રાખનારા પિતાઓ પરલોકમાં સુખ થવા માટે પુત્રોને ઇચ્છે છે, તો તમારે પણ પિતાની આજ્ઞા પાળવાનો સમય આવી પહોંચ્યો છે.[९] હે પુત્રો! આ ઋચીક ઋષિનો કુમાર મારે શરણે આવ્યો છે, માટે એ ગમે તે ઉપાયે જીવતો રહે તેમ કરી તમે મારું પ્રિય કરો. તમે સૌ ઉત્તમ કર્મ કરનારા તથા ધર્મપરાયણ છો, તેથી અંબરીષ રાજાના યજ્ઞમાં પશુરૂપ થઈ અગ્નિને સંતુષ્ટ કરો. હે પુત્રો! આ શુનઃશેપની રક્ષા થાય, અંબરીષ રાજાનો યજ્ઞ નિર્વિઘ્ને સંપૂર્ણ થાય, સર્વ દેવગણો તૃપ્ત થાય અને મારું વચન સત્ય થાય, તેમ કરો.[१०–१२]

પિતાની આજ્ઞા સાંભળી મધુચ્છંદાદિ પુત્રોએ અભિમાનપૂર્વક કહ્યું:[१३] 'હે સમર્થ પિતા! તમે પોતાના પુત્રોનો નાશ કરીને બીજાના પુત્રનું રક્ષણ કરવા કેમ ઇચ્છો છો? અરે, આ તમારું કાર્ય તો ભોજનમાં પ્રાપ્ત થયેલા કૂતરાના માંસ જેવું નિંદ્ય છે, એમ અમને સમજાય છે.[१४]

પુત્રોનું અમર્યાદ વચન સાંભળીને વિશ્વામિત્રને ક્રોધ ચઢ્યો, તેમનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. પછી તેઓ પુત્રોને કહેવા લાગ્યા:[१५] 'હે દુષ્ટો! તમે મારો ભય ન ધરતાં, મારા વચનનું ઉલ્લંઘન કરી ધર્મવિરુદ્ધ અને મને રોમાંચિત કરે એવાં દારુણ વચનો કહ્યાં; માટે તમે સૌ વસિષ્ઠના પુત્રોની પેઠે કૂતરાના માંસનું ભક્ષણ કરનારા મુષ્ટિક જાતિના ચાંડાળ થઈને એક હજાર વર્ષ પર્યંત આ પૃથ્વીમાં નિવાસ કરશો.[१६] એ પ્રમાણે પોતાના પુત્રોને શાપ આપી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે અત્યંત પીડા પામતા શુનઃશેપને પોતાની પાસે બોલાવી તેનાં સર્વ દુઃખનો નાશ કરે એવી રક્ષા બાંધી અને કહ્યું:[१७,१८] 'હે ભાઈ શુનઃશેપ! તું યજ્ઞ વિષે લાલ ચંદન તથા લાલ પુષ્પોની માળા ધારણ કર્યા પછી જ્યારે વૈષ્ણવીય યૂપ સાથે દર્ભના પવિત્ર પાશોથી બંધાય, ત્યારે વેદમંત્રો વડે અગ્નિદેવની સ્તુતિ કરજે અને હે મુનિપુત્ર! આ મેં આપેલી બે દિવ્ય ગાથાઓ ગાઈને ઇંદ્ર તથા ઉપેંદ્રની સ્તુતિ કરજે. આમ કરવાથી તું અંબરીષ રાજાના યજ્ઞમાં સિદ્ધિ પામીશ.[१९,२०]

ત્યાર પછી શુનઃશેપે સ્વસ્થચિત્ત થઈને વિશ્વામિત્ર મુનિની પાસેથી એ બન્ને ગાથાઓ શીખી લીધી અને પછી સત્વર અંબરીષ રાજાની પાસે આવીને કહેવા લાગ્યો: 'હે મહાબુદ્ધિશાળી અને રાજાઓમાં સિંહ સમાન રાજા! હવે આપણે અહીંથી સત્વર યજ્ઞસ્થાન પ્રત્યે ચાલો અને ત્યાં જઈ હે રાજેંદ્ર! તમે યજ્ઞદીક્ષા ધારણ કરી યજ્ઞકાર્ય સંપાદન કરો.[२१,२२]

ઋષિપુત્રનું વચન સાંભળી હર્ષયુક્ત અને આળસરહિત થયેલો અંબરીષ રાજા તેને સાથે લઈને સત્વર પોતાના યજ્ઞસ્થાનમાં પહોંચી પુરોહિતને એ નરપશુ નિવેદન કર્યો. પછી અંબરીષ રાજાએ સદસ્યોની અનુમતિથી એ શુનઃશેપને

દર્ભની દોરડીઓ વડે પશુની પેઠે બાંધી તથા તેને લાલ વસ્ત્ર વગેરે પહેરાવી પશુરૂપે કલ્પી વૈષ્ણવીય યૂપ સાથે જોડ્યો.[૨૩,૨૪] યૂપની સાથે પશુની પેઠે બંધાયેલો મુનિપુત્ર શુનઃશેપ ઉત્તમ વેદવાણી વડે અગ્નિની અને વિશ્વામિત્રે શીખવેલી બન્ને ગાથાઓ વડે ઇંદ્ર તથા ઉપેંદ્રની સ્તુતિ કરવા લાગ્યો, ત્યારે પોતાની સ્તુતિથી અત્યંત પ્રસન્ન થયેલા ઇંદ્રે શુનઃશેપને દીર્ઘ આયુષ્યવાળો કર્યો. વળી હે નરશ્રેષ્ઠ રામ! અંબરીષ રાજાને પણ ઇંદ્રના વરદાનથી યજ્ઞનું સંપૂર્ણ ફળ પ્રાપ્ત થયું.[૨૫–૨૭]

હે નરશ્રેષ્ઠ! ધર્માત્મા વિશ્વામિત્ર મુનિએ ત્રિશંકુ રાજાનું કાર્ય કર્યા પછી પુનઃ જે કાંઈ તપશ્ચરણનું નવીન ફળ મેળવ્યું હતું, તે આ શુનઃશેપના પ્રસંગમાં પોતાના પુત્રોને શાપ આપવાથી નષ્ટ થતાં વળી પણ તેઓ બ્રહ્મર્ષિપણું મેળવવા માટે પુષ્કર તીર્થમાં રહીને એક હજાર વર્ષનો સંકલ્પ કરી પુનઃ તપ કરવા લાગ્યા.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૩ મો

### વિશ્વામિત્રને બ્રહ્મર્ષિપદની પ્રાપ્તિ

**पूर्णे वर्षसहस्रे तु व्रतस्नातं महामुनिम् ।**
**अभ्यागच्छन्सुराः सर्वे तपःफलचिकीर्षवः ॥**

હે રામચંદ્ર! વિશ્વામિત્રને તપ કરતાં જ્યારે હજાર વર્ષ વીતી ગયાં અને તે પોતાનો સંકલ્પ સંપૂર્ણ કરીને સ્વસ્થ થયા, ત્યારે તેમની તપશ્ચર્યાનું ફળ આપવા માટે સર્વ દેવો સહિત મહાતેજસ્વી બ્રહ્મદેવે ત્યાં આવીને મધુર વચનથી કહ્યું : 'હે વિશ્વામિત્ર! તમારું કલ્યાણ થાઓ. તમે તમારાં પવિત્ર કર્મોએ કરી ઋષિપદને પ્રાપ્ત થયા છો.'[૧,૨] એટલું કહી સર્વ દેવો સહિત બ્રહ્મદેવ પુનઃ પોતાના સત્યલોકમાં પધાર્યા. ત્યાર પછી ઋષિપદ મળવાથી અસંતુષ્ટ થયેલા વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપણાની પ્રાપ્તિ માટે પુનઃ પણ ભારે તપ કરવા માંડ્યું.[૩] હે નરશ્રેષ્ઠ! તપ કરતાં ઘણો કાળ વ્યતીત થયો, એવામાં એક દિવસ 'મેનકા' નામની ઉત્તમ અપ્સરા પુષ્કર સરોવરમાં સ્નાન કરવા આવી;[૪] ત્યારે મહાતેજસ્વી વિશ્વામિત્ર મેઘમંડળમાં ઝબકતી વીજળીની પેઠે એ પુષ્કર સરોવરમાં રહેલી અપ્રતિમ રૂપવાળી મેનકાને જોઈને કામવશ થઈ ગયા અને તેની પાસે જઈ કહેવા લાગ્યા : 'હે અપ્સરા! તું ભલે આવી. હું તારું સ્વરૂપ જોઈને કામમોહિત થઈ ગયો છું, માટે મારા પર કૃપાકટાક્ષ કર અને આ મારા આશ્રમમાં વાસ કર, તારું કલ્યાણ થશે.'

વિશ્વામિત્રનું વચન સાંભળી સુંદર મુખવાળી મેનકાએ તેમના આશ્રમમાં નિવાસ કર્યો અને તેમની સાથે ક્રીડા કરવા લાગી.[૫–૭] હે રાઘવ! ઋષિપદને પ્રાપ્ત થયેલા વિશ્વામિત્રના તપમાં આ એક મોટું વિઘ્ન આવી પડ્યું. વિશ્વામિત્રના રમણીય આશ્રમમાં રહીને તેમની સાથે સુખપૂર્વક ક્રીડા કરતાં, મેનકાને દશ વર્ષ વ્યતીત થઈ ગયાં. ત્યારે મહામુનિ વિશ્વામિત્રને વિચાર થઈ આવ્યો અને તેથી તે ઈર્ષ્યા, લજ્જા તથા શોકયુક્ત થઈ ચિંતા કરવા લાગ્યા : 'અરે, મેં આ શું કર્યું? હું કામવશ થયો, તેથી મારા ઘણા કાળના તપમાં વિઘ્ન આવી પડ્યું. અહો! દશ વર્ષ જેટલો સમય એક દિવસની પેઠે વ્યતીત થઈ ગયો; નક્કી મારા તપને નષ્ટ કરવા માટે દેવોએ જ આ કર્મ કર્યું છે.' એ રીતે પશ્ચાત્તાપ કરતા વિશ્વામિત્ર દુઃખને લીધે નિઃશ્વાસ મૂકવા લાગ્યા.[૮–૧૨] વિશ્વામિત્રની આકૃતિ જોતાં જ મેનકા સમજી ગઈ અને 'મને કદાચ વિશ્વામિત્ર શાપ દેશે' એવા ભયથી થરથર ધ્રૂજતી હાથ જોડી તેમની સન્મુખ ઊભી રહી; ત્યારે મહામુનિ વિશ્વામિત્રે ક્રોધ ન કરતાં તેને મધુર વચનો કહી સ્વર્ગમાં જવા આજ્ઞા આપી.[૧૩]

હે રામ! તે પછી કામવાસનાને જીતવાની ઇચ્છાથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય કરી મહાયશસ્વી વિશ્વામિત્ર મુનિ હિમાલય તરફ આવેલી કૌશિક નદીના કિનારા પર તીવ્ર તપશ્ચર્યા કરવા લાગ્યા. હે રામ! એ હિમાલય પર્વતમાં રહી ઘોર તપશ્ચર્યા કરતાં, વિશ્વામિત્ર મુનિને એક હજાર વર્ષ વીતી ગયાં, ત્યારે દેવોને મોટો ભય ઉત્પન્ન થયો, તેથી ઋષિગણો સહિત તેઓ બ્રહ્મદેવની પાસે

આવ્યા અને પ્રાર્થના કરી કહેવા લાગ્યા :[૧૪–૧૬] 'હે બ્રહ્મન્! ભલે આ કુશિકપુત્ર વિશ્વામિત્ર મહર્ષિપદને પ્રાપ્ત થાઓ; અર્થાત્ તમે એને મહર્ષિત્વ આપો.' દેવોનું વચન સાંભળી સર્વ લોકના પિતામહ બ્રહ્મદેવે વિશ્વામિત્રની પાસે આવી કહ્યું : 'હે તપરૂપી ધનવાળા મહર્ષિ! તમારું કલ્યાણ થાઓ. હે કૌશિક તમારા તીવ્ર તપ વડે સંતુષ્ટ થઈ હું તમને મહર્ષિપદ આપું છું.'

બ્રહ્મદેવનું વચન સાંભળી તપરૂપી ધનવાળા વિશ્વામિત્ર મુનિ હાથ જોડી તેમને નમ્રતાપૂર્વક કહેવા લાગ્યા : 'હે ભગવન્! હું માનું છું કે, જ્યાં સુધી આપે મને પવિત્ર કર્મો વડે પ્રાપ્ત થનારું ઉત્તમ બ્રહ્મર્ષિપદ આપ્યું નથી, ત્યાં સુધી હું અજિતેંદ્રિય જ છું; અર્થાત્ ઇંદ્રિયોને વશ કરવી એ બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય છે, પરંતુ હું કેટલીક વાર કામક્રોધને વશ થઈ જાઉં છું; માટે હું બ્રાહ્મણત્વને યોગ્ય નથી, ત્યારે બ્રહ્મર્ષિત્વને યોગ્ય તો ક્યાંથી જ હોઉં?'

એવું સાંભળી બ્રહ્મદેવે કહ્યું : હે મુનિશાર્દૂલ! તમે કહો છો તેમ જ છે. હજી તમે પોતાની ઇંદ્રિયોને જીતી શક્યા નથી; માટે ઇંદ્રિયોને વશ કરવાનો પ્રયત્ન કરો એટલે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત થશે. એવું કહી, સર્વ દેવો સહિત બ્રહ્મદેવ સ્વસ્થાન પ્રત્યે ગયા. તે પછી મહામુનિ વિશ્વામિત્રે બ્રહ્મત્વની પ્રાપ્તિ માટે ઘોર તપશ્ચર્યાનો આરંભ કર્યો.[૧૭–૨૨]

હે રામ! આ સમયે મુનિ વિશ્વામિત્ર માત્ર વાયુનું જ ભક્ષણ કરીને અને પોતાના બંને હાથ ઊંચા રાખીને ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિ મધ્યે, વર્ષાઋતુમાં પર્ણકુટી અથવા વૃક્ષાદિના આશ્રયરહિત ખુલ્લા મેદાનમાં તથા શિશિરઋતુમાં રાત્રિદિવસ જળમધ્યે રહીને તપ કરવા લાગ્યા. એવી રીતે તીવ્ર તપ કરતાં, એક હજાર વર્ષ વીતી ગયાં. મહામુનિ વિશ્વામિત્રનું એવું ઘોર તપશ્ચરણ જોઈ ઇંદ્રાદિ દેવોને મોટો સંતાપ ઉત્પન્ન થયો.[૨૩–૨૫] તેથી સર્વ દેવોની સંમતિથી ઇંદ્રે 'રંભા' નામની અપ્સરાને બોલાવી વિશ્વામિત્રના તપમાં વિઘ્ન નાખવાં અને પોતાનું હિત કરવા માટે કહેવા માંડ્યું.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૪ મો

## રંભાએ વિશ્વામિત્રના તપમાં વિઘ્ન કર્યું

सुरकार्यमिदं रम्भे कर्तव्यं सुमहत्त्वया ।
लोभनं कौशिकस्येह काममोहसमन्वितम् ॥ १ ॥

(ઇંદ્રે રંભાને કહ્યું :) 'રંભા! તારે મારી આજ્ઞાથી આજે દેવોનું એક મોટું કાર્ય કરવાનું છે. તે એ છે કે, વિશ્વામિત્ર તપ કરે છે ત્યાં જઈ તું તેમને કામના મોહપાશમાં નાખી તપથી ભ્રષ્ટ કર.'[૧] હે રામ! બુદ્ધિમાન ઇંદ્રનું વચન સાંભળી વિશ્વામિત્રનો પ્રભાવ જાણનારી રંભા અપ્સરાએ હાથ જોડી લજ્જાયુક્ત થઈ કહ્યું : 'હે દેવોના રાજા ઇંદ્ર! તમે જાણો જ છો કે એ વિશ્વામિત્ર મુનિ અત્યંત ક્રોધી સ્વભાવના છે; માટે જો હું તમારી આજ્ઞા પ્રમાણે કરીશ, તો તે મારા પર ક્રોધ કરી મને અવશ્ય શાપ દેશે.[૨,૩] હે દેવ! મને એમનો ઘણો ભય લાગે છે, માટે તમે મારા પર કૃપા કરો અર્થાત્ મને આ કાર્ય સોંપશો નહિ.'

વિશ્વામિત્રથી ભયભીત થયેલી, થરથર કંપતી તથા હાથ જોડી ઊભી રહેલી રંભાનું વચન સાંભળી ઇંદ્રે તેને પુનઃ પણ કહ્યું : 'હે રંભા! તું ડરીશ નહિ. મારી આજ્ઞા પ્રમાણે કર. તારું શ્રેય થશે.[૪,૫] હે રંભા! હાલમાં વસંતઋતુના દિવસો હોવાથી હું કોકિલાનું સ્વરૂપ ધારણ કરી કામદેવની સાથે સુંદર રમણીય વૃક્ષ ઉપર બેસીશ અને મધુર સ્વર વડે મુનિના ચિત્તનું હરણ કરી તને સહાય કરીશ.[૬] હે કલ્યાણી! તું પણ પોતાના સૌંદર્ય તથા હાવભાવ વડે એ તપસ્વી વિશ્વામિત્ર મુનિના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરજે.'[૭]

ઇંદ્રની આજ્ઞા થવાથી હાસ્યમુખી રંભા તુરત જ પોતાનું અત્યુત્તમ સૌંદર્ય પ્રકટ કરી વિશ્વામિત્રની આગળ આવી અને હાવભાવવાળા ઉત્તમ આલાપ કરી, તેમને લોભાવવા લાગી. ઇંદ્ર પણ કોકિલાનું રૂપ લઈને મધુર શબ્દ ઉચ્ચારવા લાગ્યો.

એ સાંભળી આનંદયુક્ત થયેલા વિશ્વામિત્રે બંને નેત્રો ઉઘાડી જોયું તો પોતાની સામે રંભાને દીઠી.[૮,૯] એકાએક કોકિલાનો શબ્દ તથા અપ્રતિમ ગાયન સાંભળવાથી અને રંભાનુ દર્શન થવાથી વિશ્વામિત્રના મનમાં 'શું આ રંભા સ્વેચ્છાથી જ અહીં આવી હશે કે મારા તપમાં વિઘ્ન નાખવા ઇંદ્રે તેને મોકલી હશે?' એવો સંદેહ ઉત્પન્ન થયો;[૧૦] પરંતુ થોડીક વારમાં તેમણે પોતાના તપોબળથી જાણી લીધું કે, 'આ સઘળું કાર્ય ઇંદ્રની પ્રેરણાથી જ થયુ છે' એથી તુરત જ ક્રોધાવિષ્ટ થયેલા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે રંભાને શાપ આપતાં કહ્યું:[૧૧] 'હે અભાગિણી રંભા! હું કે જે કામક્રોધને જીતવા ઇચ્છું છું તેને તું હાવભાવાદિ વડે લોભાવે છે! માટે તું દશ હજાર વર્ષ પર્યંત શિલારૂપ થઈને દુઃખ ભોગવીશ[૧૨] ત્યાર પછી તપોબળયુક્ત મહાતેજસ્વી કોઈ એક બ્રાહ્મણ તને મારા શાપથી મુક્ત કરશે.' એ પ્રમાણે ક્રોધને નહિ શમાવી શકવાથી મહામુનિ વિશ્વામિત્રે રંભાને શાપ આપ્યો; પરંતુ ક્રોધ કરવાથી પોતાનુ તપ નષ્ટ થઈ ગયું જાણીને તેમના મનમાં અત્યંત પશ્ચાત્તાપ થવા લાગ્યો. વિશ્વામિત્રના તીવ્ર શાપને લીધે રંભા શિલારૂપ થઈને પડી. પ્રથમથી પેલા વૃક્ષ ઉપર સંતાઈ રહેલો ઇંદ્ર તથા કામદેવ તો મહર્ષિનાં ક્રોધયુક્ત વચનો સાંભળતાં જ પલાયન થઈ ગયા.[૧૩–૧૫] હે રામચંદ્ર! એ પ્રમાણે ઇંદ્રિયો સ્વાધીન નહિ હોવાથી વારંવાર ઉત્પન્ન થતા કામ તથા ક્રોધે કરીને પોતાનુ તપ નાશ પામવાને લીધે મહાતેજસ્વી વિશ્વામિત્રને કોઈ પ્રકારે શાંતિ વળી નહિ. છેવટે તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો કે, 'હવે હું કોઈ પ્રકારે ક્રોધ કરીશ નહિ; કોઈની સાથે વાતચીત કરીશ નહિ;[૧૬,૧૭] અથવા તો સેંકડો વર્ષો સુધી શ્વાસ પણ મૂકીશ નહિ એ પ્રમાણે ઇંદ્રિયોને વશ કરી, હું મારા દેહને સૂકવી નાખીશ. જ્યા સુધી મને તપશ્ચર્યાથી બ્રહ્મત્વ પ્રાપ્ત નહિ થાય, ત્યાં સુધી હું શ્વાસ પણ નહિ મૂકતાં તથા ભોજન પણ નહિ કરતા તપશ્ચર્યા કરીશ. આમ હજારો વર્ષ સુધી તપ કરવાથી પણ મારા શરીરના અવયવો ક્ષીણ થનાર નથી.' એ પ્રમાણે દૃઢ નિશ્ચય કરીને હે રઘુનંદન! મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે કોઈથી પણ ન બની શકે એવું તીવ્ર તપ કરવાની પ્રતિજ્ઞા લીધી.[૧૮–૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૬૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૫ મો

### વિશ્વામિત્રે બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું

अथ हैमवतीं राम दिशं त्यक्त्वा महामुनिः।
पूर्वां दिशमनुप्राप्य तपस्तेपे सुदारुणम् ॥ १ ॥

હે રામચંદ્ર! એ પ્રમાણે દૃઢ પ્રતિજ્ઞા કર્યા પછી મહામુનિ વિશ્વામિત્ર ઉત્તર દિશામાંથી નીકળી પૂર્વ દિશા તરફ આવેલા તપોવનમાં જઈ દારુણ તપ કરવા લાગ્યા.[૧] હે રામ! આ સમયે તેમણે એક હજાર વર્ષ સુધીનુ ઉત્તમોત્તમ મૌનવ્રત ધારણ કરી અત્યંત તીવ્ર તપ કરવા માંડ્યું.[૨] તપ કરતાં એક હજાર વર્ષ પૂરાં થતાંમાં તો વિશ્વામિત્રનુ શરીર કાષ્ઠ જેવું શુષ્ક થઈ ગયુ અને તેને અનેક વિઘ્નોએ આકુળવ્યાકુળ કર્યું; પરંતુ મહર્ષિના અંતઃકરણમાં ક્રોધ ઉત્પન્ન થવા પામ્યો નહિ;[૩] કેમ કે આ વખતે તો તેમણે 'ક્રોધ નહિ જ કરવો' એવો દૃઢ નિશ્ચય કરીને તપનો આરંભ કર્યો હતો. હે રામ! તપશ્ચર્યા કરતા જ્યારે એક હજાર વર્ષ પૂરા થયાં, ત્યારે મહાવ્રતવાળા વિશ્વામિત્ર મુનિએ વ્રતની સમાપ્તિ માટે ભોજનની તૈયારી કરી, એટલામાં ઇંદ્રે દ્વિજનુ સ્વરૂપ લઈ બ્રહ્મચારીના વેશે તેમની આગળ આવી સિદ્ધ કરેલા અન્નની ભિક્ષા માગી. 'ભોજન સમયે કોઈ પણ જાતિનો ક્ષુધાર્થી અતિથિ આવે તો તેને અન્ન આપવું જ જોઈએ અને આ તો દ્વિજ–બ્રહ્મચારી છે, માટે એને હું ભોજન કરાવીશ' એવો નિશ્ચય કરી વિશ્વામિત્રે તેને સઘળું અન્ન આપી દીધું. પછી કાંઈ પણ અન્ન બાકી નહિ રહેવાથી મહાતપસ્વી વિશ્વામિત્રે ભોજન કર્યા સિવાય જ પુનઃ મૌનવ્રત ધારણ કરી એક હજાર વર્ષના તપનો આરંભ કર્યો. ધન્ય છે તેમને કે આટલુ ભારે કષ્ટ પડવા છતા પણ તેમણે એ બ્રાહ્મણ પ્રત્યે કાંઈ પણ કહ્યું

નહિ અને તપ જ કરવા માંડ્યું ![૪–૭] મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્ર પ્રથમની પેઠે જ એક હજાર વર્ષ સુધી મૌનવ્રત ધારણ કરીને શ્વાસ પણ નહિ મૂકતા તપ કરવા લાગ્યા. હવે તો તેમના તપની હદ થઈ ગઈ અને શ્વાસ રોકાવાને લીધે તેમના મસ્તકમાંથી ધુમાડો ઉત્પન્ન થયો કે જેથી વ્યાપ્ત થયેલું આખું ત્રૈલોક્ય સંતાપ પામવા લાગ્યું. વિશ્વામિત્રના તીવ્ર તપથી ઉત્પન્ન થયેલા તેજ વડે દેવો, ઋષિઓ, ગંધર્વો, પન્નગો, સર્પો તથા રાક્ષસો નિસ્તેજ અને દુઃખયુક્ત થઈ ગયા. તેઓ સર્વ બ્રહ્મદેવની પાસે જઈને કહેવા લાગ્યા :[૮–૧૦] 'હે દેવ ! અમે મહામુનિ વિશ્વામિત્રને લોભ અને ક્રોધ પમાડવા ઘણા ઉપાયો કર્યા; પરંતુ તેથી ચલાયમાન નહિ થતાં તે ઊલટા તપથી વૃદ્ધિ પામતા જાય છે.[૧૧] હવે એ વિશ્વામિત્રમાં કોઈ પણ પ્રકારે કામક્રોધાદિનો લેશ પણ દોષ જોવામાં આવતો નથી: માટે હવે જો તમે એમને ઇચ્છિત વરદાન નહિ આપો, તો એ મહર્ષિ વિશ્વામિત્ર પોતાના તપના પ્રભાવ વડે ત્રણે લોકનો નાશ કરશે. હે બ્રહ્મદેવ ! હાલમાં જ વિશ્વામિત્રના તપને લીધે સઘળી દિશાઓ પ્રકાશરહિત થવાથી આકુળવ્યાકુળ થઈ છે; સમુદ્રો ક્ષોભ પામ્યા છે, પર્વતો વીખરાઈ જાય છે, પૃથ્વી કંપે છે અને વાયુ ભયંકર વાય છે[૧૨–૧૪] એવા અનેક ઉત્પાતોને લીધે કોઈનું પણ ચિત્ત સ્થિર નહિ હોવાથી સઘળું ત્રૈલોક્ય મૂઢ સરખું થઈ ગયું છે અને કર્માનુષ્ઠાન નહિ થવાથી લોકો નાસ્તિકપણું પામ્યા છે. હે મહાત્મન્ ! આને માટે શો ઉપાય કરવો જોઈએ તે અમે જાણતા નથી. વિશ્વામિત્રના તેજની આગળ સૂર્ય પણ નિસ્તેજ જણાય છે. માટે હે દેવ ! મોટી કાંતિવાળા અગ્નિરૂપ એ મહામુનિએ જ્યાં સુધી ત્રૈલોક્યનો નાશ કરવાનો નિશ્ચય નથી કર્યો, ત્યાં સુધીમાં તેમને ઇચ્છિત આપી પ્રસન્ન કરો; નહિ તો એ મુનિ કાલાગ્નિની પેઠે ત્રૈલોક્યને બાળીને ભસ્મ કરશે.[૧૫–૧૭] એ મહર્ષિ બ્રહ્મત્વ ઉપરાંત દેવરાજ્ય વગેરે જે કાંઈ ઇચ્છે તે સઘળું આપી તેમને શાંત કરો.'

હે રામ ! એ પ્રમાણે બ્રહ્મદેવની પ્રાર્થના કરીને અને તેમને સાથે લઈને સર્વ દેવો મહાત્મા વિશ્વામિત્રની પાસે આવ્યા. ત્યાં આવી બ્રહ્મદેવ તેમને કહેવા લાગ્યા : 'હે બ્રહ્મર્ષિ ! તમારું કલ્યાણ થાઓ. હું તમારા તપથી અત્યંત સંતુષ્ટ થયો છું. હે કૌશિક ! તમે તપના બળે કરી બ્રહ્મર્ષિપણું પામ્યા છો; તદુપરાંત સર્વ દેવોની સંમતિથી તમને દીર્ઘ આયુષ્ય પણ આપું છું.[૧૮–૨૦] હવે તમે ઉત્તમ સુખ પામો અને તપથી નિવૃત્ત થઈ યથેચ્છ વિચરો.'

સર્વ દેવો સહિત બ્રહ્મદેવનું વચન સાંભળી હર્ષિત થયેલા મહામુનિ વિશ્વામિત્રે તેમને પ્રણામ કરી કહ્યું : 'હે દેવગણો ! જો મને તમારી કૃપાથી બ્રહ્મર્ષિપણું અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયું છે. તો હવે બ્રહ્મજ્ઞાનનું સાધન ૐકાર, યજ્ઞક્રિયાનું સાધન વષટ્કાર અને યજ્ઞનાં અંગ તથા ઉપાંગને પ્રતિપાદન કરનારા વેદો એ સઘળું જેમ વસિષ્ઠાદિ બ્રહ્મર્ષિઓને સહજ પ્રાપ્ત થયેલ છે તેમ મને પ્રાપ્ત થાય. વળી હું વેદાદિનું અધ્યાપન કરાવું અને યજ્ઞ (યાજન) પણ કરાવું. હે દેવગણો ! આ સર્વ બાબતોને બ્રહ્માના માનસપુત્ર વસિષ્ઠ કે જે ક્ષત્રિયોના ધનુર્વેદને અને બ્રાહ્મણોના ચારે વેદોને જાણનારાઓમાં શ્રેષ્ઠ છે, તે માન્ય કરે તો હે દેવો ! તમોએ મારી ઇચ્છા સફળ કરી એમ હું માનું અને પછી તમે સર્વ સુખેથી સ્વસ્થાને પધારો.'[૨૧–૨૪]

હે રામચંદ્ર ! વિશ્વામિત્રનું વચન સાંભળી સર્વ દેવોએ વસિષ્ઠ મુનિની પાસે આવી વિશ્વામિત્રના બ્રહ્મર્ષિપણામાં સમતિ આપવા માટે તેમને પ્રસન્ન કર્યા, ત્યારે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ વસિષ્ઠ મુનિએ વિશ્વામિત્ર પર પોતાની મૈત્રી દર્શાવી કહ્યું : 'હે દેવો ! વિશ્વામિત્ર પોતાના ઉત્તમોત્તમ તપે કરીને ખરેખર બ્રહ્મર્ષિ જ થયા છે. એમાં કાંઈ શંકા નથી.'[૨૫] એવું સાંભળી સર્વ દેવોએ પુનઃ વિશ્વામિત્રની પાસે જઈ કહ્યું : 'હે મુનિ ! તમે આજથી પૂર્ણ બ્રહ્મર્ષિ થયા છો ( કારણ વસિષ્ઠ મુનિએ પોતાની સંમતિ આપી છે.) અને બ્રાહ્મણના બીજા અધિકારો પણ તમને પ્રાપ્ત થયા છે.' એટલું કહી બ્રહ્મદેવાદિ સર્વ દેવો સ્વસ્થાને ગયા. ત્યાર પછી ધર્મા-

ત્મા વિશ્વામિત્રં મુનિએ ઉત્તમ બ્રાહ્મણપણું મળવાથી હર્ષ પામી જપ કરનારાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મર્ષિ વસિષ્ઠ મુનિની પૂજા કરી અને બન્ને બ્રહ્મર્ષિઓ-(વસિષ્ઠ અને વિશ્વામિત્ર)માં પરસ્પર મૈત્રી થઈ. એ પ્રમાણે પોતાની ઇચ્છિત કામના સંપાદન કરી બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર મુનિ ઇંદ્રિયસંયમનરૂપી સ્વધર્મમાં રહેતા સર્વત્ર વિચરવા લાગ્યા.

શતાનંદે કહ્યું : 'હે રામચંદ્ર ! આ મહાત્મા વિશ્વામિત્ર મુનિએ એ પ્રમાણે એ બ્રહ્મર્ષિપણું પ્રાપ્ત કર્યું છે.[૨૧–૨૮] હે રઘુનંદન ! આ વિશ્વામિત્ર સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ છે, સાક્ષાત્ દેહધારી તપરૂપ છે, નિરંતર ધર્મમાં તત્પર છે અને પરાક્રમના સ્થાનરૂપ છે.[૨૯]

એ પ્રમાણે જનક રાજાની સભામાં સર્વના સાંભળતાં મહાતેજસ્વી શતાનંદ રામ–લક્ષ્મણને ઉદ્દેશીને વિશ્વામિત્ર મુનિનું સર્વ વૃત્તાંત કહી સંભળાવી વિરામ પામ્યા. ત્યાર પછી એ સર્વ ચરિત્ર સાંભળવાથી અત્યંત હર્ષિત થયેલા જનક રાજાએ હાથ જોડી વિશ્વામિત્ર મુનિને કહ્યું : 'હે મુનિપુંગવ ! હે કૌશિક ! તમે આ રામચંદ્ર તથા લક્ષ્મણ સહિત મારા યજ્ઞસ્થાનમાં પધાર્યા એથી મને ધન્ય છે અને મારા પર તમારો પૂર્ણ અનુગ્રહ થયો છે; કારણ કે તમોએ પોતાનું દર્શન આપીને મને પવિત્ર કર્યો છે.[૩૦–૩૨] હે બ્રહ્મન્ ! તમારા દર્શનથી હું પવિત્ર થયો, તે ઉપરાંત વળી મને બીજા પણ અનેક પ્રકારના લાભ પ્રાપ્ત થયા છે; કેમ કે આ સભામાં બેઠેલા સભ્યોએ, રામલક્ષ્મણે તથા મેં, શતાનંદના મુખથી તમારું ઉત્તમ ચરિત્ર સાંભળ્યું છે.[૩૩,૩૪] હે કુશિકાત્મજ ! હું માનું છું કે, તમારા તપ, બળ અને ગુણો અદ્યાપિ પર્યંત અનુપમ છે.[૩૫] હે મહારાજ ! તમારાં આશ્ચર્યકારક ચરિત્રો સાંભળવાથી મને તૃપ્તિ થતી નથી. હે મુનિશ્રેષ્ઠ ! હવે સૂર્ય અસ્તાચળ પ્રત્યે જવા લાગ્યો છે, તેથી સંધ્યાવંદનાદિનો સમય વહી જાય છે; માટે મને આજ્ઞા આપો. હે જપ કરનારાઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી વિશ્વામિત્ર મુનિ ! તમે આવતી કાલે પ્રાતઃકાળે મને પુનઃ દર્શન આપજો !'[૩૬,૩૭] એવું સાંભળી પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર મુનિએ પુરુષોમાં શ્રેષ્ઠ જનક રાજાની ઘણી પ્રશંસા કરી અને તેને નિત્યકર્મ કરવાને આજ્ઞા આપી.[૩૮] પછી પોતાના ઉપાધ્યાય તથા બંધુજનો સહિત જનક રાજાએ વિશ્વામિત્રની પ્રદક્ષિણા કરી તથા તેમને પ્રણામ કરી પોતાના રાજમહાલય તરફ પ્રયાણ કર્યું;[૩૯] અને મહાત્મા પુરુષોથી સત્કાર પામેલા ધર્માત્મા વિશ્વામિત્ર મુનિ પણ રામ–લક્ષ્મણની સાથે પોતાના ઉતારા તરફ ગયા.[૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૬ મો

### ધનુષનું વૃત્તાંત અને જનકની પ્રતિજ્ઞા

ततः प्रभाते विमले कृतकर्मा नराधिपः ।
विश्वामित्रं महात्मानमाजुहाव सराघवम् ॥१॥

બીજે દિવસે નિર્મળ પ્રાતઃકાળ થતાં નિત્યકર્મથી પરવારી જનક રાજાએ રામચંદ્ર તથા લક્ષ્મણ સહિત મહાત્મા વિશ્વામિત્ર મુનિને પોતાની સભામાં તેડાવ્યા.[૧] તેઓ આવ્યા ત્યારે ધર્માત્મા જનક રાજાએ શાસ્ત્રોક્ત વિધિ વડે વિશ્વામિત્રનું અને રામ–લક્ષ્મણનું અનુક્રમે પૂજન કર્યું અને કહેવા લાગ્યા :[૨] 'હે ભગવન્ ! આપ ભલે પધાર્યા. હે અનઘ ! હું આપનું શું પ્રિય કરું તે કહો. તમે મને આજ્ઞા કરવા યોગ્ય છો.'

એવું સાંભળી વાક્ચતુર અને ધર્માત્મા મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રે મહાત્મા જનકને કહ્યું :[૩,૪] 'હે રાજન્ ! તારું કલ્યાણ થાઓ. લોકને વિષે પ્રખ્યાત થયેલી કીર્તિવાળા અને ક્ષત્રિયકુળમાં જન્મેલા આ દશરથ રાજાના બન્ને કુમારો તારી પાસે જે શિવધનુષ છે તે જોવા ઇચ્છે છે, માટે તે તેમને દેખાડ. હે રાજા ! આ બન્ને પુત્રો એ ધનુષ જોવાની ઇચ્છાથી જ અહીં આવેલા છે, તેથી પોતાની ઇચ્છા પૂર્ણ થતાં તેઓ યથેચ્છ ચાલ્યા જશે.'[૫,૬]

મહામુનિ વિશ્વામિત્રનું વચન સાંભળી જનક રાજા તેમને કહેવા લાગ્યા : 'હે મુનિ ! ભલે, આપે કહ્યું તેમ હું કરીશ. એ મહાધનુષ અહીં શા માટે

રાખ્યું છે એ હું તમને કહું છું તે સાંભળો.[૭] હે ભગવાન ! પૂર્વે અમારા વંશના મૂળ પુરુષ નિમિ રાજાના પુત્ર 'દેવરાત' નામના જનકના હાથમાં દેવોએ મહાધનુષ ન્યાસ(થાપણ)રૂપે સોંપ્યું હતું.[૮] પૂર્વે દક્ષપ્રજાપતિએ પોતાના યજ્ઞમાં સર્વ દેવોને નિમંત્રણ કરી તેડાવ્યા; પરંતુ ઈર્ષ્યાને લીધે શંકરનું આમંત્રણ કર્યું નહિ, તેથી તેમણે દક્ષના યજ્ઞનો લીલાપૂર્વક વિધ્વંસ કર્યો; અને પછી પોતાનું પ્રચંડ ધનુષ નમાવી દેવતાઓ પ્રત્યે ક્રોધપૂર્વક કહ્યું: 'હે દેવો! મને આમંત્રણ નહિ છતાં તમે આ યજ્ઞમાં આવ્યા અને સ્વિષ્ટકૃદાદિ મારા યજ્ઞભાગને પૃથક્ કલ્પ્યા સિવાય તમોએ યજ્ઞભાગ ગ્રહણ કર્યો, માટે હું આજે આ ધનુષ વડે સુંદર મુકુટવાળાં તમારાં મસ્તકો છેદી નાખીશ.[૯,૧૦] હે મુનિશ્રેષ્ઠ! મહાદેવજીનું ક્રોધવાળું અને ભયંકર વચન સાંભળી સર્વ દેવોએ આકુળવ્યાકુળ થઈ અનેક પ્રકારે તેમની પ્રાર્થના કરી, ત્યારે પોતાના ક્રોધને શાંત કરી મહાદેવજી દેવો પર પ્રસન્ન થયા.[૧૧] પછી પ્રીતિયુક્ત થયેલા શંકરે પોતાનું એ ઉત્તમ ધનુષ દેવોને ભેટ આપ્યું. હે મુનિવર્ય! મહાત્મા શંકરનું તે ઉત્તમ ધનુષ દેવોએ અમારા પૂર્વજ નિમિના પુત્ર દેવરાત જનકને ત્યાં ન્યાસ(થાપણ)રૂપે અર્પણ કર્યું છે. ત્યારથી આરંભી એ ધનુષ અમારા ઘરમાં જ રહેલું છે.

એ ધનુષ માટે બીજી હકીકત એવી છે કે કોઈ સમયે મેં યજ્ઞ કરવા માટે ક્ષેત્રની ભૂમિ શુદ્ધ કરવાની ઇચ્છાથી હળ વડે પૃથ્વીને ખેડવા માંડી. તે વેળા હળની અણી વડે ખોદાતી પૃથ્વીમાંથી મને એક કન્યા મળી આવી. હળની પદ્ધતિનું નામ 'સીતા' છે, તેથી મેં એ કન્યાનું 'સીતા' એવું નામ રાખ્યું. એ પ્રમાણે પૃથ્વીમાંથી ઉત્પન્ન થયેલી મારી પુત્રી સીતા દિવસો જતાં ઉંમરે આવી;[૧૨-૧૪] ત્યારે તે એ શિવધનુષને પોતાના હાથથી ઉપાડી ફેરવવા લાગી. એ જોઈ મેં નિશ્ચય કર્યો કે, આ મારી પુત્રી આટલી શક્તિવાળી છે માટે જે કોઈ રાજા આ મોટા શિવધનુષની પણછ ચઢાવશે, તેને જ હું આ કન્યા પરણાવીશ.* હે બ્રહ્મર્ષિ! જ્યારે એ મારી પુત્રી સીતા ઉંમરલાયક થઈ, ત્યારે કેટલાક રાજાઓએ મારી પાસે આવી તેનાં માગાં કરવા માંડ્યાં. હે મુનિપુંગવ! એ વેળા મેં મારી પુત્રીને પરણવા ઇચ્છતા તે સર્વ રાજાઓને જણાવ્યું:[૧૫,૧૬] 'મારી પાસે જે શિવધનુષ છે તેને જે રાજા સજ્જ કરશે તેને હું મારી સીતા આપીશ, બીજાને નહિ.' હે મુનિશ્રેષ્ઠ! ત્યાર પછી એ શિવધનુષના વીર્ય(ભાર અથવા કઠોરતા)ને જાણવાની ઇચ્છાથી સર્વ રાજાઓ એકઠા થઈ મારી આ મિથિલાનગરીમાં આવ્યા, ત્યારે મેં તેઓની ઇચ્છા પૂર્ણ કરવા માટે દૂતો દ્વારા એ શિવધનુષ મંગાવી તેઓની આગળ મૂક્યું.[૧૭] પરંતુ તેઓમાંથી કોઈ પણ રાજા એ મહાન ધનુષને સજ્જ કરવા કે તેને ગ્રહણ કરી તેમાં કેટલું વજન છે એ જાણવા પણ સમર્થ થયો નહિ; તેથી હે મહામુનિ! લોકોમાં બળવાન ગણાતા એ સર્વ રાજાઓને અલ્પવીર્યવાળા જાણી મેં તેઓમાંના કોઈ પણ રાજાને મારી પુત્રી સીતા પરણાવી નહિ. એથી મારા ઉપર વેરબુદ્ધિ કરી અત્યંત ક્રોધપૂર્ણ થયેલા એ સર્વ રાજાઓએ વિચાર કર્યો: 'અરે! કોઈથી પણ સજ્જ ન થઈ શકે એવું ધનુષ આપણી આગળ મૂકીને જનકે આપણો તિરસ્કાર કર્યો છે અને આપણા પરાક્રમ માટે બીજા લોકોને સંદેહમાં નાખ્યા છે, માટે આપણે સૌ બળાત્કારે પણ તેની કન્યાને ગ્રહણ કરીશું' એવો વિચાર કરી તેઓએ મારી મિથિલાનગરીને ચારે બાજુથી ઘેરી લીધી. ત્યારે મેં પણ તેઓની સાથે યુદ્ધ આરંભ્યું. હે

* એકસાથે પાંચ હજાર માણસો મળીને એ શિવધનુષને જનકની સભામાં લાવી શક્યા હતા એ ધનુષને નાની ઉંમરમાં જ સીતાએ ઉપાડ્યું, તેથી તેને અદ્ભુત શક્તિવાળી જાણી જનક રાજાએ તેને યોગ્ય પતિ સાથે પરણાવવા માટે આવું પણ કર્યું હતું. આથી એ સમજવાનું છે કે, પોતાની પુત્રીને યોગ્ય ગુણવાળા લાયક પતિની સાથે જ પરણાવવી જોઈએ તે માટે મનુ ભગવાન પણ લખે છે:

कामममरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥'

ભાવાર્થ. 'ભલે કન્યા ઋતુમતી (રજસ્વલા) થઈને પોતાના પિતાના ઘરમાં જ રહે; પરંતુ તેને કોઈ પણ પ્રકારે ગુણહીન પતિ સાથે પરણાવવી નહિ

મુનિશ્રેષ્ઠ! યુદ્ધ કરતાં એક વર્ષ પૂરું થયુ અને મારાં સઘળાં સાધનો નાશ પામ્યાં, તેથી અત્યંત દુઃખી થઈ મેં તપશ્ચર્યા વડે દેવોને પ્રસન્ન કર્યા.[૧૮–૨૩] તપશ્ચર્યાથી પ્રસન્ન થયેલા દેવોએ મને હાથી, ઘોડા, રથ તથા પાયદળવાળી ચતુરંગિણી સેના આપી. હે બ્રહ્મન્! મેં એ સેનાની સહાયથી તે સર્વ પાપકર્મી રાજાઓ કે જેઓ પોતે નિર્બળ છતાં 'અમે બળવાન છીએ' એમ માનતા હતા, તેઓનો પરાજય કર્યો. ત્યારે સર્વ રાજાઓ પોતાના અમાત્યમંડળ સહિત ચોમેર નાસી ગયા. હે મુનિશાર્દૂલ! એ પરમ તેજસ્વી શિવધનુષ જેને આજ પર્યંત કોઈ પણ રાજા સજ્જ કરી શક્યો નથી. તે હું આજે આ રામ–લક્ષ્મણને દેખાડીશ. હે રૂડા આચરણવાળા મુનિ! જો કદાચ દશરથપુત્ર આ રામચંદ્ર એ ધનુષ પર પણછ ચઢાવશે, તો હું તેમને મારી અયોનિજા કન્યા સીતા પરણાવીશ.'[૨૪–૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૭મો

### ધનુર્ભંગ

**जनकस्य वचः श्रुत्वा विश्वामित्रो महामुनिः।**
**धनुर्दर्शय रामाय इति होवाच पार्थिवम्॥१॥**

જનકરાજાનું વચન સાંભળી મહામુનિ વિશ્વામિત્રે કહ્યું: 'હે રાજન્! ભલે, તું હવે રામચંદ્રને એ ધનુષ દેખાડ.'[૧]

વિશ્વામિત્ર મુનિનું વચન સાંભળી જનક રાજાએ પોતાના મંત્રીઓને આજ્ઞા આપી: 'તમે મારા દેવપૂજાના સ્થાનમાં જાઓ અને ત્યાંથી ગંધપુષ્પાદિ વડે નિરંતર પૂજાયેલું દિવ્ય શિવધનુષ અહીં લઈ આવો.'[૨] જનક રાજાની આજ્ઞા થવાથી એ મંત્રીઓ ધનુષ લઈ આવવા માટે યજ્ઞવાટમાંથી નીકળી નગર તરફ ચાલ્યા.

તીવ્ર બુદ્ધિવાળા મંત્રીઓ નગરમાં ગયા અને રાજાના પૂજાસ્થાનમાંથી એ શિવધનુષને સેવકો દ્વારા આગળ કરી નગરમાંથી બહાર નીકળ્યા.[૩] એ શિવધનુષને યજ્ઞવાટ પ્રત્યે લઈ જતી વેળા દીર્ઘ અને હૃષ્ટપુષ્ટ શરીરવાળા પાંચ હજાર સેવકો આઠ પૈડાંવાળી એક મોટી લોઢાની પેટીને એકસાથે વળગીને બળાત્કારથી ખેંચતા હતા.[૪] એ લોઢાની પેટી કે જેમાં પૂર્વોક્ત શિવધનુષ રાખેલું હતું, તે યજ્ઞવાટમાં લાવીને સચિવોએ દેવના સરખી કાંતિવાળા જનક રાજાને કહ્યું:[૫] 'હે રાજન્! સર્વ રાજાઓએ માન્ય કરેલું આ શ્રેષ્ઠ ધનુષ અમે લઈ આવ્યા છીએ; માટે મિથિલાનગરીનું પાલન કરનારા હે રાજા! તમારે જેને દેખાડવાની ઇચ્છા હોય તેને તે દેખાડો.'[૬]

સચિવોનું વચન સાંભળી જનક રાજાએ રામલક્ષ્મણને ધનુષ દેખાડવાના ઉદ્દેશથી હાથ જોડી મહાત્મા વિશ્વામિત્ર મુનિને કહ્યું:[૭] 'હે બ્રહ્મન્! અમારા વંશના દેવરાત જનક પછી ઉત્પન્ન થયેલા સઘળા જનકોએ પૂજેલું આ શ્રેષ્ઠ ધનુષ કે જેને સજ્જ કરવાને અત્યંત પરાક્રમવાળા રાજાઓ પણ અશક્ત નીવડ્યા છે તે આ અહીં આવ્યું.[૮] હે બ્રહ્મર્ષિ! દેવો, અસુરો, રાક્ષસો, ગંધર્વો, યક્ષો, કિન્નરો અને ઉરગલોકો પણ આ ધનુષને સજ્જ કરી શક્યા નથી;[૯] તો પછી તેને કર્ણ પર્યંત ખેંચવાને, સજ્જ કરવાને, તેમાં બાણ યોજવાને, ટંકાર કરવાને કે તેનું વજન કરવાને મનુષ્યોની શક્તિ ક્યાંથી જ હોય?[૧૦] હે મહાભાગ! એવું આ ઉત્તમ ધનુષ અહીં મંગાવ્યું છે; માટે હે મુનિશ્રેષ્ઠ! તમે આ બન્ને રાજપુત્રોને દેખાડો.'

જનક રાજાનું વચન સાંભળી વિશ્વામિત્ર મુનિએ રામચંદ્રની સામે જોયું અને કહ્યું: 'હે વત્સ રામ! ઊઠો! અને ધનુષને જુઓ.' એવું સાંભળી રામચંદ્ર ઊભા થયા અને ગુરુ(વિશ્વામિત્ર)ને વંદન કરી મંદ ગતિથી સર્વના દેખતાં, જેમાં એ ધનુષ રાખેલું હતું તે પેટીની પાસે ગયા. ત્યાં જઈ તેમણે પેટી ઉઘાડી અને તેની અંદર રહેલા મહાન શિવધનુષને જોઈ સર્વના સાંભળતાં કહ્યું:[૧૧–૧૩] 'અહો! દેવતાઓનું આ શ્રેષ્ઠ ધનુષ છે, તે મેં જોયું. હવે હું તેને મારા હાથ વડે સ્પર્શ કરીશ અને તેને ઉપાડી તથા સજ્જ કરી કર્ણ પર્યંત ખેંચવાનો પ્રયત્ન કરીશ.'[૧૪]

રામચંદ્રનું શૌર્યયુક્ત વચન સાંભળી વિશ્વા-

શ્રીરામે પ્રચંડ શિવધનુષ પણ એવું ચડાવ્યું કે કડડડ ભૂસ!



જનકના કહેવાથી અનેક સેવકો જઈ આઠ પૈડાંવાળી પેટી સહિત પ્રચંડ શિવધનુષને પૂજાસ્થાનમાંથી લઈ આવ્યા. પછી ગુરુ વિશ્વામિત્રની આજ્ઞા થતા શ્રીરામે તેને રમત પેઠે બહાર ખેંચી પ્રત્યંચા ચઢાવીને કાન સુધી એવું ખેંચ્યું કે મોટા અવાજ સાથે તે ભાગી ગયું!

[ પૃષ્ઠ ૧૧૦

મિત્રે તથા જનક રાજાએ હર્ષપૂર્વક 'બહુ સારું' એમ કહ્યું. પોતાના ગુરુની સંમતિ મળતાં જ ધર્માત્મા રામચંદ્રે લીલાપૂર્વક એ ધનુષને મધ્યભાગમાંથી ગ્રહણ કરી પેટીમાંથી બહાર કાઢ્યું અને અસંખ્ય મનુષ્યોના દેખતાં તેના એક છેડાને પોતાના જમણા પગના અંગૂઠાથી ટેકવી જરા વારમાં તેની પણછ ચઢાવી દીધી. એ પ્રમાણે એ ધનુષને સજ્જ કરી મહાયશસ્વી રામચંદ્ર તેને પોતાના બન્ને હાથમાં પકડી કર્ણ પર્યંત ખેંચવા જાય છે; તેટલામાં તો કડડડડ શબ્દ થતાંની સાથે એ ધનુષના બે ટુકડા થઈ ગયા.[૧૫–૧૭] એ સમયે વજ્રના નાદ સમાન ઘોર શબ્દ થયો અને જેવી રીતે પર્વત ફાટવાથી ભૂકંપ થાય છે તેવી રીતે ધરતીકંપ થયો.[૧૮] ભયંકર નાદ થવાથી માત્ર વિશ્વામિત્ર, જનક, રામચંદ્ર અને લક્ષ્મણ સિવાય બીજા સર્વ મનુષ્યો મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયા.[૧૯] પછી થોડી વારે એ સર્વ મનુષ્યો સ્વસ્થ થયા અને જનક રાજા પણ 'જો રામચંદ્ર ધનુષને સજ્જ નહિ કરી શકે, તો મારી પુત્રી સીતા કુંવારી જ રહેશે' એવી ચિંતાથી મુક્ત થયા. પછી તેમણે હાથ જોડી મુનિશ્રેષ્ઠ વિશ્વામિત્રને કહ્યું :[૨૦] 'હે ભગવન્ ! દશરથ રાજાના પુત્ર રામચંદ્રે અત્યંત અદ્ભુત, ચિંતનમાં પણ ન આવી શકે એવું તથા જેનો તર્ક પણ ન થઈ શકે એવું આ ધનુષ સજ્જ કર્યું; એ જોઈ આજે મને એમના અતુલિત પરાક્રમની ખાતરી થઈ છે. અહા ! આનંદની વાત છે કે, હવે મારી પુત્રી સીતા દશરથપુત્ર રામચંદ્ર જેવા પતિને પામી મારા જનકકુળની કીર્તિની વૃદ્ધિ કરશે.[૨૧,૨૨] હે કૌશિક ! 'જે ક્ષત્રિયકુમાર અથવા રાજા શિવજીના ધનુષને ગ્રહણ કરીને સજ્જ કરે તેને સીતા આપવી' એવું મારું જે પણ હતું, તે આજે સત્ય થયું છે; માટે હું મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય એવી મારી પુત્રી સીતાને રામચંદ્રની સાથે પરણાવીશ.[૨૩] હે બ્રહ્મન્ ! હે કૌશિક ! હવે આપની આજ્ઞા હોય તો મારા મંત્રીઓ સત્વર રથ જોડીને ઉતાવળી ગતિથી અયોધ્યા પ્રત્યે જાય;[૨૪] અને તેઓ દશરથ રાજાની પાસે જઈ તેમને અહીં બનેલું સઘળું વૃત્તાંત, અત્યંત પરાક્રમવાળા રામચંદ્રને મારે સીતા આપવી છે તે તથા આપ જેવા બ્રહ્મર્ષિથી સુરક્ષિતપણે અહીં આવેલા રામ–લક્ષ્મણના કુશળ સમાચાર કહે; અને પુત્રના શુભ સમાચાર સાંભળવાથી આનંદી થયેલા દશરથ રાજાને સત્વર અહીં તેડી લાવે.'[૨૫,૨૬]

જનક રાજાનાં એવાં વચન સાંભળી મહર્ષિ વિશ્વામિત્ર મુનિએ 'ભલે, તેમ કરો' એમ આજ્ઞા આપી, એટલે ધર્માત્મા જનક રાજાએ પોતાના મંત્રીઓને બોલાવ્યા અને તેઓને દશરથ રાજાની પાસે જઈને પોતાને ત્યાં બનેલું સર્વ વૃત્તાંત કહેવા તથા રામચંદ્રના વિવાહ માટે તેમને જાન લઈ મિથિલાનગરી પ્રત્યે તેડી લાવવા કુંકુમપત્રિકા લખી આપી અયોધ્યા મોકલ્યા.[૨૭,૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૭ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૮ મો

## લગ્નની વધામણી

जनकेन समादिष्टा दूतास्ते क्लान्तवाहनाः ।
त्रिरात्रमुषिता मार्गे तेऽयोध्यां प्राविशन्पुरीम् ॥१॥

જનક રાજાની આજ્ઞા થવાથી દૂતકાર્ય કરનારા મંત્રીઓએ રથ વગેરે વાહનો પર બેસી પ્રયાણ કર્યું. માર્ગમાં માત્ર ત્રણ મુકામ કરી ત્રણ રાત્રિમાં જ સઘળો પંથ વટાવી તેઓ અયોધ્યાપુરીમાં પહોંચ્યા.[૧] પછી દશરથ રાજાના રાજમહેલ આગળ જઈને ત્યાંના દ્વારપાળોને તેઓએ 'અમને મિથિલાનગરીમાંથી મહારાજા જનકે મોકલ્યા છે' એમ કહ્યું; એટલે તુરત જ તે દ્વારપાળોએ તેમને રાજગૃહમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં જઈ જનક રાજાના મંત્રીઓએ દેવ તુલ્ય કાંતિવાળા વૃદ્ધ મહારાજા દશરથના દર્શન કર્યાં. પછી એ મંત્રીઓએ અત્યંત માંગલિક સમાચાર જણાવવાના હોવાથી ભયરહિત થઈને મહારાજા દશરથની સમીપ જઈ મધુર અને નમ્રતાયુક્ત વાણીથી કહ્યું :[૨,૩] 'હે મહારાજા ! પોતાના ઋત્વિજો તથા પુરોહિત સહિત મિથિલાધિપતિ જનક રાજાએ સ્નેહયુક્ત ને

મનોહર વચનોથી તમારા ઉપાધ્યાય, પુરોહિત તથા સેવકવર્ગ સહિત તમારા વારંવાર કુશળ પુછાવ્યા છે:[૬,૫] વળી તમારા બન્ને કુમારો (રામ-લક્ષ્મણ) સહિત ત્યાં પધારેલા મહર્ષિ વિશ્વામિત્રની અનુમતિથી જનક રાજા તમને આ કુંકુમપત્રિકા લખીને વિદિત કરે છે:-

હે મહારાજા દશરથ! 'જે શિવધનુષને સજ્જ કરે તેને મારે સીતા આપવી' એવું મારું જે પણ હતું, તે તમારા જાણવામાં જ છે. વળી મારી પુત્રી સીતાને વરવાની ઇચ્છાથી આવેલા અનેક રાજાઓને તે ધનુષ સજ્જ કરી મારું પણ પૂર્ણ નહિ કરી શકવાથી નિર્વીર્ય જાણી મેં વિમુખ કર્યા હતા.[+] એ પણ તમારી જાણ બહાર નહિ જ હોય; પરંતુ હે મહાબાહુ! હે રાજન્! વિશ્વામિત્ર મુનિની સાથે પોતાની ઇચ્છાથી મારી મિથિલાનગરીમા આવેલા તમારા પુત્ર રામચંદ્રે મોટા જનસમાજની વચ્ચે એ દિવ્ય ધનુષને મધ્યભાગમાંથી ભાંગી નાખી મારી પ્રતિજ્ઞા સત્ય કરી છે અને પરાક્રમરૂપ મૂલ્યથી જ પ્રાપ્ત થાય એવી મારી પુત્રી સીતાને જીતી લીધી છે. માટે હે રાજન્! મહાન સામર્થ્યવાળા તમારા પુત્ર રામચંદ્રને મારી પુત્રી સીતા આપીને હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ઇચ્છું છું; તે માટે આપ મને આજ્ઞા આપશો.[૬-૧૦] હે મહારાજ! તમારું કલ્યાણ થાઓ. તમે તમારા ઉપાધ્યાય અને પુરોહિત વગેરે સઘળી જાનને તૈયાર કરી મારી મિથિલાનગરીમાં સત્વર પધારો અને તમારા બન્ને પુત્રને નીરખો; કારણ કે મારે ત્યાં આવેલા તમારા બન્ને પુત્રથી તમે પરમ હર્ષને પ્રાપ્ત થશો.[÷] હે મહારાજ! આપ મારે ત્યાં પધારો અને મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા કૃપા કરો.[૧૧,૧૨]

હે મહારાજા દશરથ! એ પ્રમાણે શતાનંદ પુરોહિતને અનુસરનારા મહારાજા જનકે વિશ્વામિત્ર મુનિની આજ્ઞાથી તમારા પર આ માંગલિક સમાચાર મોકલ્યા છે.[૧૩]

જનક રાજાના મંત્રીઓનાં એવાં વચન સાંભળી પરમ હર્ષ પામેલા દશરથ રાજાએ વસિષ્ઠમુનિ તથા વામદેવાદિ પોતાના સર્વ મંત્રીઓને કહ્યું:[૧૪] 'અહો! આનંદની વાત છે કે, કૌશલ્યાના આનંદની વૃદ્ધિ કરનારા મારા પુત્ર રામચંદ્ર પોતાના ભાઈ લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર મુનિથી સુરક્ષિત રહીને હાલમાં જનક રાજાની મિથિલાનગરીમાં વસે છે. વળી મહાત્મા જનક રાજા આપણા રામચંદ્રનું પરાક્રમ જોઈ તેમને પોતાની પુત્રી સીતા આપવાની ઇચ્છા કરે છે.[૧૫] માટે હે સુજ્ઞ મંત્રીઓ! જો એ કાર્ય તમો સર્વને પણ યોગ્ય લાગતું હોય, તો આપણે સમય નહિ જવા દેતાં મહાત્મા જનક રાજાની મિથિલાનગરી પ્રત્યે સત્વર જઈએ.'[૧૬]

દશરથ રાજાનું વચન સાંભળી સર્વ મંત્રીઓએ આનંદપૂર્વક 'એ કાર્ય ઘણું જ રૂડું છે' એમ કહી સંમતિ આપી. ત્યારે અત્યંત પ્રસન્ન થયેલા દશરથ રાજાએ 'આપણે સર્વે જનકપુર જવા માટે આવતી કાલે પ્રયાણ કરીશું' એવો નિશ્ચય કરી મંત્રીઓને સર્વ પ્રકારે જાન તૈયાર કરવાની આજ્ઞા આપી.[૧૭,૧૮] દશરથ રાજા તરફથી પરમ સત્કાર પામી અત્યંત હર્ષિત થયેલા ઉત્તમ ગુણવાળા જનક રાજાના મંત્રીઓ પણ તે દિવસની એક રાત્રિ સુખપૂર્વક અયોધ્યામાં જ રહ્યા.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૬૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૯ મો

### દશરથ રાજાનું જનકપુરમાં આગમન

તતો રાત્ર્યાં વ્યતીતાયાં સોપાધ્યાયઃ સબાન્ધવઃ।
રાજા દશરથો હૃષ્ટઃ સુમંત્રમિદમબ્રવીત્ ॥ ૧ ॥

રાત્રિ વ્યતીત થયા પછી પ્રાતઃકાળે હર્ષભેર ઊઠીને અને સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી પરવારી દશરથ રાજાએ પોતાના ઉપાધ્યાય તથા બંધુવર્ગને એકઠા કર્યા અને તે સર્વમાં મુખ્ય મંત્રી સુમંત્રને કહ્યું:[૨] 'હે પ્રિય મંત્રિન્! હવે વિલંબ નહિ કરતાં તું આપણા સર્વ ધનાધ્યક્ષોને પુષ્કળ ધન

૬ મહારાજા જનકે આપેલી કુંકુમપત્રિકા દશરથ રાજાની આજ્ઞાથી જનક રાજાના મંત્રીઓ વાંચી સંભળાવે છે.

+ અર્થાત્ તેઓને સીતા ન આપતાં પાછા કાઢ્યા હતા.

÷ આ વાક્યથી એ સૂચવ્યું છે કે, તમારા બંને પુત્રો રામ-લક્ષ્મણના અહીં વિવાહ થશે.

તથા અનેક પ્રકારનાં રત્નો લઈને કેટલાક સવારો-ની સાથે મિથિલાનગરી પ્રત્યે આગળથી વિદાય કર.[૨] વળી હાથી, ઘોડા, રથ તથા પાયદળવાળી આપણી ચતુરંગિણી સેનાને શણગારીને તૈયાર કરાવ અને મ્યાના, પાલખી તથા અશ્વાદિ વાહનો સજ્જ કરાવ કે જેથી મારી આજ્ઞા થતાં જ તે સર્વ જનકપુર પ્રત્યે જવા નગરમાંથી બહાર નીકળે. વળી આપણા ગુરુ વસિષ્ઠ મુનિ, વામદેવ, જાબાલિ, કશ્યપ, દીર્ઘાયુ માર્કંડેય અને કાત્યાયન, એ સર્વ ઋષિવરોને યોગ્ય વાહનોમાં બેસાડી આગળ વિદાય કર, તેમ જ મારો રથ જોડી તૈયાર કર; કારણ કે જનક રાજાના દૂતો બહુ ઉતાવળ કરે છે.'

દશરથ રાજાની આજ્ઞા સાંભળી, સુમંત્રે ઉતા-વળથી એ સર્વ વાતની તૈયારી કરી. પછી જ્યારે ગુરુ વસિષ્ઠાદિ ઋષિઓ સહિત દશરથ રાજા પોતાના રથમાં બેસીને ચાલતા થયા, ત્યારે સજ્જ થયેલી ચતુરંગિણી સેના પણ તેમની પાછળ ચાલવા લાગી. માર્ગમાં ચાર દિવસ પર્યંત યોગ્ય સ્થળે વિશ્રામ કરતા મહારાજા દશરથ પાંચમે દિવસે મિથિલા-નગરીમાં પહોંચ્યા. જાન સહિત મહારાજા દશરથ રાજાનું આગમન થયું જાણી અત્યંત આનંદિત થયેલા શ્રીમાન જનક રાજા પૂજા સામગ્રી લઈ તેમની સામે ગયા; અને સઘળી જાન સહિત તેમનો સત્કાર કરીને* પરમ હર્ષ પામ્યા.[૩–૮] પછી ઉત્તમ ગુણયુક્ત જનક રાજાએ મહારાજા દશરથને હર્ષભેર કહ્યું: 'હે નરશ્રેષ્ઠ! આપ ભલે પધાર્યા. આપના આગમનથી આજે હું ધન્ય છું.[૯] હે મહારાજ! અહીં તમારા પુત્રોએ પોતાનાં પરાક્રમ વડે મેળવેલી કીર્તિથી અને તે બન્નેના વિવાહપ્રસંગથી મને અત્યંત આનંદ થશે. અહા! આ પણ ઘણું જ સારું થયું કે જેમ સર્વ દેવમંડળ સહિત ઇંદ્ર યજ્ઞમાં આવે, તેમ મહાતેજસ્વી ભગવાન વસિષ્ઠ મુનિ સઘળા શ્રેષ્ઠ ઋષિઓ સહિત મારે ઘેર પધાર્યા છે. વળી એ પણ બહુ રૂડું થયું કે, પરાક્રમ વડે શ્રેષ્ઠ ગણાતા અને મહાન બળવાળા રઘુકુળની સાથે આજે મારો સંબંધ જોડાવાથી મારું કુળ અત્યંત માનનીય થયું અને મારાં સર્વ વિઘ્નો− નાશ પામ્યાં. હે નરેંદ્ર! હવે કાલે સવારે મારા યજ્ઞની પૂર્ણાહુતિ થશે. ત્યાર પછી આ સર્વ ઋષિમંડળની સંમતિ પ્રમાણે તમે વિવાહકાર્યનો આરંભ કરજો.'

જનક રાજાનું વચન સાંભળી વાક્ય બોલનારા-ઓમાં શ્રેષ્ઠ દશરથ રાજાએ તેમને કહ્યું: 'પ્રતિ-ગ્રહ એ દાન આપનારને આધીન છે; અર્થાત્ દાન આપવું તે આપનારના અખત્યારમાં છે એવું મેં સાંભળ્યું છે; માટે હે ધર્મજ્ઞ! તમે જેમ કહેશો તેમ કરવા અમે તૈયાર છીએ; અર્થાત્ અમે કન્યા-દાનના પ્રતિગ્રાહી છીએ અને તમે દાતા છો માટે અમારે તમારી ઇચ્છા પ્રમાણે વર્તવું જોઈએ.'

સત્યવાદી દશરથ રાજાનું ધર્મયુક્ત અને પ્રશંસ-નીય વચન સાંભળી વિદેહાધિપતિ જનક રાજા પરમ વિસ્મય પામ્યા.+ પછી ઋષિમંડળ તથા સઘળી જાન સહિત દશરથ રાજાને ઉતારો (જાનીવાસો) આપવામાં આવ્યો કે જેને વિષે પોતાના સંબંધી-વર્ગ સહિત દશરથ રાજાએ એ રાત્રિએ સુખપૂર્વક નિવાસ કર્યો. વળી જનક રાજાને ત્યાં આવેલા બીજા પણ કેટલાક ઋષિઓ તથા વસિષ્ઠ વગેરે મુનિવરો પરસ્પર સમાગમ થવાથી અત્યંત હર્ષ પામ્યા. આ સમયે મહાતેજસ્વી રામ–લક્ષ્મણ પણ પોતાના પિતાને મળવાને તથા તેમના ચરણમાં પ્રણામ કરવા વિશ્વામિત્ર મુનિ સહિત જાનીવાસે ગયા; અને પિતા દશરથ રાજાની પાસે જઈ તેમને પ્રણામ કર્યો. ત્યારે દશરથ રાજા પણ પોતાના પ્રિય પુત્રોને નીરખી અત્યંત હર્ષ પામ્યા. જનક રાજા તરફથી રૂડી રીતે સત્કાર પામી તેઓ સર્વ એ ઉતારામાં સુખપૂર્વક રહ્યા. ત્યાર પછી મહાતેજસ્વી જનક રાજાએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે યજ્ઞની સર્વ ક્રિયાઓ તથા પોતાની પુત્રીઓ(સીતા અને ઊર્મિલા)નાં વિવાહ સંબંધી કાર્યો કરી એ રાત્રિ સુખથી નિર્ગમન કરી.[૧૦–૧૮]

બાલકાંડમાં ૬૯ મો સર્ગ સંપૂર્ણ

* સામૈયું કરીને.

− સીતા અવિવાહિત હોવાથી તેને વરવા ઇચ્છતા અનેક રાજાઓરૂપી વિઘ્નો

+ જનક રાજા કરતા તેજ, પ્રતાપ અને ઐશ્વર્યાદિમાં દશરથ રાજા વિશેષ હોવા છતાં દશરથ રાજા આવી રીતે નમ્રતાપૂર્વક બોલ્યા એથી જનક રાજા વિસ્મય પામ્યા રા. ટી.

# સર્ગ ૭૦ મો

## દશરથકુળનું વર્ણન

'ततः प्रभाते जनकः कृतकर्मा महर्षिभिः।
उवाच वाक्यं वाक्यज्ञः शतानंदं पुरोहितम् ॥१॥

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં, નિત્યકર્મ પરવારીને, જનક રાજા સર્વ ઋષિમંડળ સહિત સભામાં બિરાજ્યા અને પછી પોતાના પુરોહિત શતાનંદને કહ્યું:[1] 'હે શતાનંદજી! મારો પ્રિય ભાઈ કુશધ્વજ કે જે અત્યંત ધાર્મિક, વીર્યવાન અને મહાતેજસ્વી છે, તે હાલમાં 'ઇક્ષુમતી' નામની નદીના કિનારા પર આવેલી, શત્રુઓનો પ્રવેશ ન થઈ શકે એવો દૃઢ કિલ્લો તથા તે ઉપર ગોઠવાયેલાં ઉત્તમ યંત્રોવાળી અને પુણ્યવાન જનોના વસવાટવાળી પુષ્પક વિમાન સરખી 'સાંકાશ્યા' નામની નગરીમાં રાજ્ય કરે છે;[2,3] તે કુશધ્વજ ત્યાં રહીને જ મારા યજ્ઞમાં ઉપયોગી સામગ્રી પૂરી પાડી મને સહાય કરે છે, તે અહીં આવી મારી સાથે આ યજ્ઞ તથા વિવાહોત્સવમાં ભાગ લે એમ હું ઇચ્છું છું.'[4]

જનક રાજા શતાનંદ પુરોહિતને એ પ્રમાણે કહેતા હતા, એટલામાં કેટલાએક સમર્થ રાજપુરુષોએ ત્યાં આવી જનક રાજાને નમન કર્યું. ત્યારે જનક રાજાએ તેઓને 'તમે સાંકાશ્યા નગરીમાં જઈને મારા પ્રિય ભાઈ કુશધ્વજને અહીં તેડી લાવો' એવી આજ્ઞા કરી.[5] જનક રાજાની આજ્ઞા થવાથી તે રાજપુરુષોએ અત્યંત વેગવાળા અશ્વો પર સવાર થઈને, જેમ ઇંદ્રની આજ્ઞાથી દેવો વિષ્ણુને તેડવા જાય, તેમ કુશધ્વજને તેડવા માટે પ્રયાણ કર્યું.[6] પછી તેઓ સાંકાશ્યા નગરીમાં જઈને કુશધ્વજને મળ્યા અને મિથિલાનગરીનું સર્વ વૃત્તાંત તથા જનક રાજાની ઇચ્છા એ સર્વ યથાર્થ કહી સંભળાવ્યું.[7] મહાબળવાન એ દૂતોના મુખથી સીતાવિવાહના સમાચાર સાંભળી અત્યંત હર્ષયુક્ત થયેલા તે કુશધ્વજે પોતાના વડીલ ભાઈ જનકની આજ્ઞાથી તુરત જ મિથિલાપુરી પ્રત્યે પ્રયાણ કર્યું. દરમજલ કરતાં મિથિલાનગરીમાં આવી પહોંચી, તે કુશધ્વજ ધર્મકાર્યમાં અત્યંત પ્રેમવાળા પોતાના ભાઈ જનક રાજાને મળ્યો અને તેમને તથા શતાનંદને પ્રણામ કર્યાં.[8,9] ત્યાર પછી રાજાને બેસવા યોગ્ય દિવ્ય સિંહાસન પર બેઠેલા અને અમાપ કાંતિવાળા એ બન્ને ભાઈઓએ 'સુદામા' નામના પોતાના મુખ્ય મંત્રીને બોલાવી કહ્યું: 'હે મંત્રીશ્રેષ્ઠ સુદામા! તું સત્વર જાનીવાસે જા અને અત્યંત કાંતિવાળા તથા ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા મહારાજા દશરથને, તેમના પુત્રો અને મંત્રીઓ સહિત અહીં તેડી લાવ.'

જનક રાજાની આજ્ઞા સાંભળી સુદામા મંત્રી તુરત જ જાનીવાસે જઈને રઘુકુળવર્ધક દશરથ રાજાને મળ્યો તથા તેમને પ્રણામ કરી કહ્યું: 'હે અયોધ્યાધિપતિ વીર દશરથ રાજન્! મિથિલાધિપતિ વિદેહી જનક રાજા ઉપાધ્યાય તથા પુરોહિતાદિ સર્વ મંડળી સહિત આપનાં દર્શન ઇચ્છે છે.'

મંત્રીનું વચન સાંભળી સર્વ ઋષિમંડળ તથા બંધુવર્ગ સહિત દશરથ રાજા જનકની સભામાં આવ્યા અને પોતાના મંત્રીઓ, બાંધવો તથા ઉપાધ્યાયો સહિત યથાયોગ્ય આસનો પર બેઠા.[10-15] પછી વાક્યને જાણનારાઓમાં શ્રેષ્ઠ દશરથ રાજાએ જનક રાજાને કહ્યું: 'હે મહારાજ! તમારા જાણવામાં છે કે, અમારા ઇક્ષ્વાકુકુળના પરમ દૈવતરૂપ તથા સર્વ કાર્યોમાં ઉત્તમ વક્તા પુરોહિત વસિષ્ઠ મુનિ જ છે; માટે તે ધર્માત્મા વસિષ્ઠ મુનિ વિશ્વામિત્ર મુનિની સંમતિથી સર્વ ઋષિમંડળ સહિત મારી વંશાવળીનું અનુક્રમે વર્ણન કરશે. (કારણ કે વિવાહ કરવામાં બન્ને પક્ષની વંશપરંપરા જાણવી જોઈએ.)'

એટલું કહી દશરથ રાજા વિરામ પામ્યા કે તુરત વાક્ચતુર ભગવાન વસિષ્ઠ મુનિ સર્વના સાંભળતાં પુરોહિત સહિત જનક રાજાને સંબોધી દશરથકુળનું વર્ણન કરવા લાગ્યા.

વસિષ્ઠ ઋષિએ કહ્યું: 'હે જનક રાજા! પ્રથમ સૃષ્ટિના આદિમાં અવ્યક્ત બ્રહ્મથી શાશ્વત, નિત્ય તથા અવ્યય એવા બ્રહ્મદેવ ઉત્પન્ન થયા. એ બ્રહ્મદેવથી મરીચિ ઋષિ ઉત્પન્ન થયા, મરીચિથી કશ્યપ ઋષિ, કશ્યપ ઋષિથી સૂર્ય, સૂર્યથી પ્રજાપતિ વૈવ-

સ્વત મનુ¯ અને વૈવસ્વત મનુથી ઇક્ષ્વાકુ ઉત્પન્ન થયો કે જે અયોધ્યા નગરીમાં પહેલવહેલો રાજ-કર્તા થયો. આ ઇક્ષ્વાકુને દશરથ રાજાનો મૂળપુરુષ× જાણો.[૧૧–૨૧] એ ઇક્ષ્વાકુ રાજાનો પુત્ર કુક્ષિ, તેનો શ્રીમાન વિકુક્ષિ,[૨૨] તેનો મહાતેજસ્વી અને પ્રતાપી બાણ, તેનો મહાસમર્થ અનરણ્ય,[૨૩] તેનો પૃથુ, તેનો ત્રિશંકુ, તેનો મહાયશસ્વી ધુંધુમાર,[૨૪] તેનો મહાતેજસ્વી અને મહારથી યુવનાશ્વ, તેનો આખી પૃથ્વીનો પતિ શ્રીમાન માધાતા,[૨૫] તેનો સુસંધિ અને તેના 'ધ્રુવસંધિ' તથા 'પ્રસેનજિત્' નામના બે પુત્રો થયા.[૨૬] તેમાં મોટા પુત્ર ધ્રુવસંધિનો પુત્ર ભરત અને તેનો મહાતેજસ્વી 'અસિત' નામનો પુત્ર થયો. તે અસિતને હૈહય, તાલજંઘ અને શશબિંદુના વંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓની સાથે વેર થયુ હતું.[૨૭,૨૮] હૈહયાદિ પ્રતિપક્ષી રાજાઓએ તે અસિતને યુદ્ધમાં હરાવી નસાડી મૂક્યો, તેથી અલ્પ બળવાળો તે અસિત પોતાની બન્ને સ્ત્રીઓ સહિત હિમાલય પર્વતમાં જઈને રહ્યો હતો; અને કેટલાક કાળે ત્યાં જ, મરણ પામ્યો હતો. હે રાજન્! એવું સાંભળવામાં આવ્યું છે કે, એ અસિત મરણ પામ્યો ત્યારે તેની બન્ને સ્ત્રીઓ ગર્ભવતી હતી.[૨૯,૩૦] તેમાંની એકે પોતાની (બીજી) શોક્યને, તેના ગર્ભનો નાશ કરવા માટે ઝેર ખવડાવ્યુ હતું. એ સમયમાં દેવ સમાન કાંતિવાળા અને ભૃગુકુળમાં જન્મેલા મહાત્મા ચ્યવન ઋષિ એ રમણીય હિમાલય પર્વતમાં રહેતા હતા. તેમની સમીપ વસનારી એ અસિત રાજાની કમળ સરખાં નેત્રવાળી સ્ત્રી કે જેને શોકયે ઝેર ખવડાવ્યુ હતું અને જેનુ 'કાલિંદી' એવું નામ હતું, તે ઉત્તમ પુત્ર પ્રાપ્ત થવાની ઇચ્છાથી એ ચ્યવન મુનિના શરણે આવીને તેમનુ અભિનંદન કરી તેમની સેવા કરવા લાગી.[૩૧] ત્યારે પ્રસન્ન થયેલા ચ્યવન ઋષિએ તેને કહ્યું: 'હે મહાભાગ્ય-વાળી કાલિંદી! તું કાંઈ પણ શોચ કરીશ નહિ. તારા ઉદરમાં મહાબળવાળો, પરાક્રમી અને મહાતેજસ્વી ઉત્તમ પુત્ર છે, તેને તું અલ્પ સમયમાં જ ગર (વિષ) સહિત જન્મ આપીશ' ચ્યવન મુનિનું વચન સાભળી તેમને વારંવાર નમસ્કાર કરતી એ પતિવ્રતા રાજપુત્રી પોતાના આશ્રમમાં ગઈ પછી પતિરહિત હોવાથી શોકાતુર થતાં તેણે ચ્યવન મુનિના વરદાનના પ્રભાવથી ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. જોકે તેની શોક્યે તેના ગર્ભનો નાશ કરવા માટે તેને ગર (વિષ) આપ્યુ હતું, પરંતુ ચ્યવન મુનિના વચનથી ગર્ભ મરણ નહિ પામતા વિષ સહિત જ જન્મ્યો; માટે એનુ 'સગર' એવું નામ પડ્યું. એનો પુત્ર અસમંજ. તેનો અંશુમાન, તેનો દિલીપ, તેનો ભગીરથ, તેનો કકુત્સ્થ,* તેનો રઘુ+ અને તેનો તેજસ્વી 'પ્રવૃદ્ધ' નામનો પુત્ર થયો. એ પ્રવૃદ્ધ મારા (વસિષ્ઠના) શાપે કરી પુરુષોનું ભક્ષણ કરનાર રાક્ષસ થયો હતો.[૩૨–૩૯] અને એનુ બીજું નામ 'કલ્માષપાદ' થયું હતું÷ એ

ક વૈવસ્વત મનુ પહેલવહેલો જ પ્રજાપતિ એટલે પ્રજાનો પાલક થવાથી અને તે સૂર્યનો પુત્ર હોવાથી, તે તથા તેના પછી થનારા રાજાઓ 'સૂર્યવંશી' કહેવાયા.

× અયોધ્યા નગરીનો રાજા પહેલવહેલો ઇક્ષ્વાકુ થવાથી, તે તથા તે પછીના સર્વ રાજાઓ ઇક્ષ્વાકુકુળના ગણાવા લાગ્યા.

* એક વખત દેવોને અને દૈત્યોને યુદ્ધ થયું. તેમાં જ્યારે દેવો હાર્યા, ત્યારે તેઓએ સૂર્યવંશી કકુત્સ્થની સહાય માગી ત્યારે કકુત્સ્થે 'ઇંદ્ર મારું વાહન થાય તો હું દૈત્યો સામે યુદ્ધ કરવા આવું' એમ કહ્યું. ગરજનો માર્યો ઇંદ્ર પણ તુરત જ બળદિયો થયો અને તેને પોતાની કાંધ પર બેસાડ્યો. સંસ્કૃતમાં બળદિયો અથવા આખલા-ને 'ककुद्' કહે છે. આ રાજા પણ બળદિયાની કાંધ પર બેઠા, માટે તેનું 'કકુત્સ્થ' નામ પડ્યું. (ककुदि तिष्ठतीति ककुत्स्थ.)

ઇંદ્રને પોતાનું વાહન બનાવવાનું ભારે કાર્ય પહેલ-વહેલું આ કકુત્સ્થે કર્યું અને તેમાં તે દૈત્યોને જીતી વિજય પામ્યો; તેથી તેની પછીના સર્વ રાજાઓ (काकुत्स्थ–કકુત્સ્થકુળમાં જન્મેલા) કહેવાવા લાગ્યા.

+ સૂર્યવંશમા વિશ્વજિત સરખો મહાન યજ્ઞ પહેલ-વહેલો આ રઘુએ જ કર્યો અને બીજાં પણ–કુબેરનો ભંડાર લૂંટવો વગેરે અનેક મહાન કાર્યો તેણે કરેલાં હોવાથી તેની પછીનાં સર્વ રાજાઓ 'राघव–રઘુકુળમા ઉત્પન્ન થયેલા' કહેવાવા લાગ્યા.

÷ આ રાજાએ વનમા ફરતાં કોઈ એક રાક્ષસને માર્યો, ત્યારે તેનું વેર લેવા માટે તેનો ભાઈ ગુપ્તરૂપે રાજાને ત્યાં આવી રસોઈ કરવા રહ્યો; તેણે ભોજન કરવા બેઠેલા વસિષ્ઠ ગુરુને નરમાસ પીરસ્યુ એ જોઈ 'આ

કલ્માષપાદ અથવા પ્રવૃદ્ધનો પુત્ર શંખણ, તેનો સુદર્શન, તેનો અગ્નિવર્ણ,[40] તેનો શીઘ્રગ, તેનો મરુ, તેનો પ્રશુશ્રુક, તેનો અંબરીષ,[41] તેનો પૃથ્વીપતિ નહુષ, તેનો યયાતિ,[x] તેનો નાભાગ,[42] તેનો અજ અને તેના પુત્ર આ દશરથ છે. આ બન્ને ભાઈ રામ–લક્ષ્મણ તેમના જ પુત્ર છે.[43] હે જનક રાજા! એ પ્રમાણે બ્રહ્મદેવથી માંડી આજ સુધી વંશે કરી શુદ્ધ, પરમ ધર્મિષ્ઠ, સત્યવાદી, શૂરવીર અને ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા રાજાઓના વંશમાં જન્મેલા આ બન્ને રામ–લક્ષ્મણ માટે હું તમારી સીતા તથા ઊર્મિલા–બેઉ કન્યાઓની માગણી કરું છું. માટે હે નરશ્રેષ્ઠ! તમે સર્વ પ્રકારે સમાન ગુણવાળી તમારી બેઉ કન્યાઓ આપીને સુખી થાઓ!'[44+]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૭૦ મો સર્ગ સંપૂર્ણ

કૃત્ય રાજાનું હશે!' એમ માની ગુરુએ 'હે રાજન્! તું રાક્ષસ થા!' એવો શાપ આપ્યો. રાજા બિચારો કાંઈ પણ જાણે નહિ, તેથી આમ એકાએક વસિષ્ઠગુરુનો શાપ સાંભળી ક્રોધ ચઢવાથી તેણે પણ ગુરુને સામો શાપ આપવા હાથમાં જળ લીધું; પરંતુ તેની સ્ત્રીએ તેને તેમ કરતા અટકાવ્યાથી તેણે એ જળ પોતાના જ ચરણ પર નાખ્યું. તેથી તેના બન્ને પગ કાળા થઈ ગયા. માટે તેનું 'કલ્માષપાદ' એવું નામ પડ્યું. પછી ગુરુના અનુગ્રહથી તે બાર વર્ષ પર્યંત રાક્ષસપણું ભોગવી પુનઃ શાપમુક્ત થયો હતો, એવી પુરાણમાં કથા છે; અને ત્યાં આ રાજાનું મુખ્ય નામ 'સૌદાસ' લેવામાં આવે છે

x આ નહુષ અને યયાતિ, પુરાણના ચંદ્રવંશી નહુષ અને યયાતિથી ભિન્ન જાણવા

+ વસિષ્ઠ મુનિની આ માગણી અયોગ્ય ન હતી, કારણ કે વિવાહમાં કન્યા માટે એવી માગણી કરવામાં હરકત નથી. વળી એથી બીજું એ પણ સમજાય છે કે, 'ધનુર્ભંગ કરવાથી રામચંદ્રે સીતાને તો અંગીકાર કરી જ લીધા હતાં; પરંતુ આદિથી શુદ્ધ સૂર્યવંશમાં જન્મેલા આવા ઉત્તમ લક્ષણવાળા રાજકુમાર લક્ષ્મણને તું બીજી પુત્રી પણ આપ!' એવું વસિષ્ઠના કહેવાનું તાત્પર્ય હોઉં જોઈએ.

# સર્ગ ૭૧ મો

### જનકકુળનું વર્ણન

एवं ब्रुवाणं जनकः प्रत्युवाच कृताञ्जलिः।
श्रोतुमर्हसि भद्रं ते कुलं नः परिकीर्तितम् ॥१॥

દશરથકુળનું વર્ણન કરી વિરામ પામેલા વસિષ્ઠ ઋષિને જનક રાજાએ હાથ જોડી કહ્યું: 'હે ઋષિવર્ય! તમારું કલ્યાણ થાઓ. હવે હું મારા કુળનું વર્ણન કરું છું, તે તમે સાંભળો![1] હે મહાબુદ્ધિમાન મુનિશ્રેષ્ઠ! સત્કુળમાં જન્મેલા પુરુષે કન્યાદાનના પ્રસંગે પોતાના કુળનું વર્ણન સંપૂર્ણ રીતે કરવું જોઈએ.[2] પૂર્વે પોતાનાં કર્મો વડે ત્રણે લોકમાં પ્રખ્યાત થયેલો, બળવાનોમાં શ્રેષ્ઠ અને પરમ ધર્માત્મા 'નિમિ' નામે રાજા થયો.[3] એ નિમિનો પુત્ર મિથિ થયો તેનો જનક થયો કે જે અમારા વંશમાં પ્રથમ જનક ગણાયો. તેનાથી આરંભીને અદ્યાપિ અમે 'જનક' એવી સંજ્ઞાથી પ્રસિદ્ધ છીએ. એ જનકનો પુત્ર ઉદાવસુ, તેનો ધર્માત્મા નંદિવર્ધન, તેનો શૂરવીર સુકેતુ,[4,5] તેનો મહાબળવાન અને ધર્મિષ્ઠ દેવરાત, તેનો બૃહદ્રથ,[6] તેનો પ્રતાપી મહાવીર, તેનો સત્યપરાક્રમી તથા ધૈર્યવાન સુધૃતિ,[7] તેનો ધર્માત્મા ધૃષ્ટકેતુ, તેનો હર્યશ્વ,[8] તેનો મરુ, તેનો પ્રતીન્ધક, તેનો ધર્મિષ્ઠ કીર્તિરથ,[9] તેનો વિબુધ, તેનો મહીધ્રક,[10] તેનો મહાબળવાન કીર્તિરાત, તેનો મહારોમા,[11] તેનો ધર્માત્મા સ્વર્ણરોમા અને તેનો હ્રસ્વરોમા થયો. એ ધર્મજ્ઞ અને મહાત્મા હ્રસ્વરોમાને બે પુત્રો થયા; તેમાં જ્યેષ્ઠ હું અને મારો નાનો ભાઈ આ કુશધ્વજ છે.[12,13] હે મુનિ! મારા વૃદ્ધ થયેલા પિતા હ્રસ્વરોમા મારો રાજ્યાભિષેક કરીને તથા રાજ્યનો અને કનિષ્ઠ ભ્રાતા કુશધ્વજ વગેરેના ભરણપોષણનો ભાર મારા પર નાખી વનમાં ગયા.[14] વનમાં રહી તપશ્ચર્યા કરતાં કેટલાક સમયે અમારા તે વૃદ્ધ પિતા હ્રસ્વરોમા સ્વર્ગમાં ગયા. ત્યાર પછી હું મારા દેવ સરખી કાંતિવાળા નાના ભાઈ કુશધ્વજ ઉપર સ્નેહદૃષ્ટિ રાખી સઘળો રાજવહીવટ ચલાવતો હતો.[15]

એવામાં કોઈક સમયે 'સાંકાશ્યા' નામક નગરીનો મહાન પરાક્રમી સુધન્વા રાજા મારી મિથિલાપુરી પર ચઢી આવ્યો. તેણે પોતાના દૂતને મોકલી મને કહાવ્યું : 'હે જનક! તારી પાસેનું અત્યુત્તમ શિવધનુષ તથા કમળ સરખા નેત્રવાળી તારી પુત્રી સીતા મને આપ અથવા યુદ્ધ કરવા તૈયાર થા.'[૧૬,૧૭] હે મુનિવર્ય! સુધન્વા રાજાએ એવી માગણી કર્યા છતાં મેં તેને શિવધનુષ કે સીતા આપ્યાં નહિ, તેથી તેની સાથે મારે યુદ્ધ થયું. તેમાં પરાજય પામી નાસી જતા સુધન્વાનો મેં નાશ કર્યો.[૧૮] પછી હે મુનિશ્રેષ્ઠ! મેં તેની સાંકાશ્યા નગરી મારે સ્વાધીન કરી, તેમાં આ મારા નાના ભાઈ કુશધ્વજનો રાજ્યાભિષેક કર્યો.[૧૯] હે મહામુનિ! આ કુશધ્વજ મારો નાનો ભાઈ છે. હે મુનિશ્રેષ્ઠ! આપની આજ્ઞાથી પરમ હર્ષયુક્ત થઈ હું મારી 'સીતા' અને 'ઊર્મિલા' નામની બન્ને કન્યાઓ તમારે ત્યાં આપીશ. પરાક્રમથી જિતાયેલી અને દેવકન્યા સરખી સીતા રામચંદ્રને તથા ઊર્મિલા લક્ષ્મણને આપીશ. હે મુનિપુંગવ! આપનું કલ્યાણ થાઓ. આ વાત નિશ્ચિત થવા માટે હું ત્રીજી વાર કહું છું કે સીતા રામચંદ્રને અને ઊર્મિલા લક્ષ્મણને આપીશ, એ નિઃસંદેહ છે.'

(એ પ્રમાણે વસિષ્ઠ મુનિ પ્રત્યે કહ્યા પછી દશરથ રાજા પ્રત્યે કહ્યું :) 'હે રાજન્! હવે તમે આ રામ-લક્ષ્મણને વિવાહની અગાઉ કરવાના સમાવર્તન સંસ્કાર+ તથા નાંદિશ્રાદ્ધાદિ પિતૃકાર્ય કરાવો અને ત્યાર પછી વિવાહ સંબંધી કાર્યોમાં પ્રવૃત્ત થાઓ. હે મહાબાહુ! આજે મઘા નક્ષત્ર ચાલે છે તે ઊતર્યા પછી આજથી ત્રીજે દિવસે ઉત્તરા-(શ્રેષ્ઠ) ફાલ્ગુની* નક્ષત્ર આવશે, તેમાં આપણે રામ-લક્ષ્મણનો વિવાહ કરીશું. હે રાજન્! હાલમાં તમે રામ-લક્ષ્મણના સુખમાં વૃદ્ધિ થવા માટે ગાય, પૃથ્વી, તલ અને સુવર્ણ વગેરેનાં દાન કરો.'[૨૦-૨૪]

+ સમાવર્તન સંસ્કાર એ સોળ સંસ્કારોમાંનો એક છે. પૂર્વે દ્વિજાતિના પુત્રોને જનોઈ આપ્યા પછી ગુરુકુળમાં બ્રહ્મચારીના વેષથી રાખવામાં આવતા હતા અને તેઓ ત્યાં બાર કે અઢાર વર્ષ પર્યંત રહી બ્રહ્મચર્યના નિયમો પાળીને વિદ્યાભ્યાસ કરતા હતા. જ્યારે વિદ્યાભ્યાસ પૂરો થતો, ત્યારે તેઓનો બ્રહ્મચારીનો વેષ તથા મસ્તક પરના કેશ ઉતરાવવામાં આવતા. એ ક્રિયાને સમાવર્તન સંસ્કાર કહે છે. ત્યાર પછી તરત જ તેઓનો વિવાહ થતો હતો.

* પૂર્વાફાલ્ગુની નક્ષત્ર લગ્નમાં વર્જ્ય છે. તેથી ઉત્તરા અર્થાત્ શ્રેષ્ઠ એવું ફાલ્ગુની-ઉત્તરાફાલ્ગુની નક્ષત્ર ગ્રહણ કરવામાં આવ્યું છે.

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૭૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૨ મો

## ભરત-શત્રુઘ્નના વિવાહ

तमुक्तवंतं वैदेहं विश्वामित्रो महामुनिः ।
उवाच वचनं वीरं वसिष्ठसहितो नृपम् ॥ १ ॥

મિથિલાધિપતિ જનક વિદેહીનું વચન સાંભળી વસિષ્ઠ મુનિ સહિત વિશ્વામિત્ર તેને કહેવા લાગ્યા :[૧] 'હે નરશ્રેષ્ઠ! ઇક્ષ્વાકુ તથા વિદેહ જનક એ ઉભયનાં કુળ અતિ ઉત્તમ અને અમાપ બળવાળાં છે. તેમના જેવું બીજું કોઈ પણ કુળ છે નહિ;[૨] માટે તમારો તથા દશરથ રાજાનો આ ધર્મપુરઃસર બંધાયેલો સંબંધ અત્યંત પ્રશંસનીય છે. વળી તમારી પુત્રી સીતા અને ઊર્મિલાનો રામચંદ્ર તથા લક્ષ્મણની સાથે થયેલો સંબંધ પણ સ્વરૂપ વગેરેની સંપત્તિ વડે યોગ્ય છે.[૩] હે ધર્મજ્ઞ! આ વેળા અમારે તમને કાંઈક કહેવાનું છે; તે તમે સાંભળો! હે નરશ્રેષ્ઠ! આ તમારા નાના ભાઈ ધર્મજ્ઞ કુશધ્વજને અપ્રતિમ રૂપવાળી બે કન્યાઓ છે. તેની દશરથ રાજાના કુમાર મહાત્મા ભરત તથા બુદ્ધિમાન શત્રુઘ્ન માટે અમે (વિશ્વામિત્ર-વસિષ્ઠ) તમારી પાસે માગણી કરીએ છીએ.[૪-૬] હે રાજા! દશરથ રાજાના આ ચાર પુત્રો સ્વરૂપ તથા યુવાવસ્થા વડે શોભતા લોકપાલ સરખા તેજસ્વી અને દેવો જેવા પરાક્રમી છે.[૭] માટે તમે બન્ને ભાઈઓ ઇક્ષ્વાકુવંશની સાથે સંબંધ જોડો; અને એવું પવિત્ર કાર્ય કરવા તત્પર થાઓ.'[૮]

વસિષ્ઠ ઋષિની સંમતિથી વિશ્વામિત્રે કહેલું વચન સાંભળી જનક રાજાએ હાથ જોડીને એ બન્ને મુનિવરોને કહ્યું :[૯] 'અહો! સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ એવા તમે બન્ને મળી મને આવા યોગ્ય કુળ

સાથે સંબંધ કરવાની આજ્ઞા કરો છો, તેથી હું આજે મારા કુળને ધન્ય માનું છું.[૧૦] હે મુનિવરો! તમારું કલ્યાણ થાઓ. આપ આજ્ઞા કરો છો તેમ ભરત અને શત્રુઘ્નની સાથે મારા ભાઈ કુશધ્વજની બન્ને પુત્રીઓનાં લગ્ન ભલે થાય.[૧૧] હે મહામુનિ! મહાબળવાન દશરથ રાજાના ચારે કુમારો એક જ દિવસે એક જ મુહૂર્તમાં અમારી ચારે કન્યાઓનુ પાણિગ્રહણ કરો.[૧૨] હે બ્રહ્મન્! આજથી ત્રીજે દિવસે પૂર્વાફાલ્ગુની નક્ષત્ર છે, જેના દેવતા પ્રજાપતિ ભગ છે, તેમાં પણ વિવાહકાર્ય કરવું કેટલાક વિદ્વાનોએ ઉત્તમ ગણ્યુ છે.[૧૩] એટલુ કહી વળી જનક રાજાએ ઊભા થઈ હાથ જોડી બન્ને મુનિવરો પ્રત્યે કહ્યું: 'હે ગુરુવર્યો! તમોએ મને આજે કન્યાદાન કરવા પરમ ધર્મનો ઉપદેશ કર્યો છે, માટે હું તમારા શિષ્યભાવને પ્રાપ્ત થયો છુ; અર્થાત્ તમોએ મને ઉપદેશ કર્યો, તેથી તમે બન્ને મારા ગુરુ છો. માટે હે મુનિપુંગવો! તમે બન્ને, ગુરુપદને યોગ્ય એવાં આ ઉચ્ચાસન પર બિરાજો.[૧૪,૧૫] હે મહાત્માઓ! મારો અને દશરથ રાજાનો પરસ્પર સંબંધ થવાને લીધે જેમ મારી આ મિથિલાનગરી દશરથ રાજાની પણ ગણાય અને તેમની અયોધ્યાનગરી મારી પણ ગણાય, તેમ તમે મારી, દશરથ રાજાની અને મારા ભાઈ કુશધ્વજની, એમ ત્રણે નગરીનું પ્રભુત્વ કરવાને યોગ્ય થયા છો, એમા સંદેહ નથી; અર્થાત્ હું, કુશધ્વજ અને દશરથ એ ત્રણે જણ તમારા શિષ્ય થયેલા હોવાથી તમારે આધીન છીએ.'[૧૬]

જનક વિદેહીનુ એવું વચન સાભળી હર્ષ પામેલા રઘુવંશી દશરથ રાજાએ તેને કહ્યું: 'હે મિથિલેશ્વર! તમે બન્ને ભાઈઓ અગણિત ગુણવાળા છો અને તમોએ અનેક રાજાઓ તથા ઋષિઓનો સત્કાર કર્યો છે.[૧૭,૧૮] માટે તમે સુખી થાઓ અને તમારું કલ્યાણ થાઓ. હવે અમે અમારા ઉતારા તરફ જઈને વિવાહ સંબંધી નાદિશ્રાદ્ધાદિ પિતૃકાર્યો કરીશું.'[૧૯] એટલુ કહીને જનક રાજાની આજ્ઞા લઈ મહાયશસ્વી દશરથ રાજા વસિષ્ઠ તથા વિશ્વામિત્ર સહિત ત્યાથી ઊઠીને પોતાના ઉતારા તરફ ચાલ્યા.[૨૦] ત્યા જઈને તેમણે યથાવિધિ શ્રાદ્ધક્રિયા કરી અને બીજે દિવસે પ્રાતઃકાળે ઊઠી, સવારમાં કરવા યોગ્ય ઉત્તમ ગોદાનકર્મ (સમાવર્તન સંસ્કાર) કરવા માંડ્યું.[૨૧] દશરથ રાજાએ પોતાના ચારે પુત્રોમાં પ્રત્યેક પુત્રના વિવાહકાર્યને ઉદ્દેશીને ધર્માર્થે બ્રાહ્મણોને એક લાખ ગાયોનાં દાન આપ્યાં.[૨૨] પુરુષશ્રેષ્ઠ દશરથ રાજાએ સુવર્ણની શિંગડીઓવાળી, બહુ દૂધવાળી, વાછરડાવાળી અને દોહવાના કાંસાના પાત્રવાળી ચાર લાખ ગાયો બ્રાહ્મણોને આપી. વળી પુત્રો પર પ્રેમવાળા દશરથ રાજાએ પોતાના પુત્રોના ગોદાનકર્મને ઉદ્દેશીને બીજું પણ ઘણું જ દ્રવ્ય બ્રાહ્મણોને દાનમા આપ્યુ. એવી રીતે ગોદાનકર્મ કરી રહ્યા પછી પોતાના ચારે પુત્રોથી વીંટાઈને બેઠેલા દશરથ રાજા, જેમ લોકપાલોની મધ્યે બેઠેલા પ્રસન્ન ચિત્તવાળા બ્રહ્મદેવ શોભે તેમ શોભવા લાગ્યા.[૨૩–૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૭૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૩ મો

### વિવાહોત્સવ

यस्मिंस्तु दिवसे राजा चक्रे गोदानमुत्तमम् ।
तस्मिंस्तु दिवसे वीरो युधाजित्समुपेयिवान् ॥१॥

મહારાજા દશરથે જે દિવસે પોતાના ચારે પુત્રોના ગોદાનકર્મ કર્યાં, તે જ દિવસે કેકય રાજાનો પુત્ર અને ભરતનો મામો યુધાજિત તેમને મિથિલા નગરીમા આવી મળ્યો. તેણે દશરથ રાજાને પ્રણામ કરી કુશળ સમાચાર પૂછી કહ્યું: 'હે મહારાજા! કેકય દેશના અધિપતિ મારા પિતા કેકયરાજે આપને સ્નેહપૂર્વક કુશળ કહાવ્યા છે. આપ જેઓનું કુશળ ઇચ્છો છો, તેઓ સર્વ હાલમા કુશળ છે.[૧–૩] હે રાજેંદ્ર! મારા પિતા કેકય રાજા ઘણા દિવસથી મારી બહેનના પુત્ર ભરતને મળવા ઝંખી રહ્યા છે; તેટલા માટે હે રઘુનંદન! ભરતને મારા પિતાની પાસે તેડી જવા સારુ હું અયોધ્યા ગયો હતો.[૪] ત્યાં સાંભળવામાં આવ્યુ કે, 'તમારા ચારે પુત્રો તમારી સાથે વિવાહકાર્ય માટે મિથિલાનગરીમાં ગયેલા છે.'[૫] એથી આનંદ પામી હું

મારા ભાણેજ ભરતને મળવા માટે ત્વરાથી અહીં આવ્યો છું.'

માંગલિક પ્રસંગે પોતાના પ્રિય સંબંધીને આવેલો જોઈ અને અતિથિ હોવાથી તેને પૂજનીય જાણી દશરથ રાજાએ તેનું પાદ્યઅર્ધ્યાદિ ઉપચારો વડે પૂજન કર્યું. પછી સૂર્ય અસ્ત પામ્યો અને રાત્રિ થઈ, ત્યારે પોતાના ચારે પુત્રો અને સઘળી જાન સહિત દશરથ રાજાએ સાયંકાળના કર્મથી પરવારી શયન કર્યું.[૬,૭]

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં ઊઠીને અને પોતપોતાનાં નિત્યકર્મ આટોપી લઈ સૌ કોઈ સજ્જ થઈ ગયા. તે વેળા સર્વ આભૂષણોથી અલંકૃત થયેલા પોતાના ત્રણે ભાઈઓ સહિત વિવાહ સંબંધી મંગલાચારને ધારણ કરનારા તત્ત્વજ્ઞ રામચંદ્ર વિવાહને યોગ્ય 'વિજય' મુહૂર્તમાં વસિષ્ઠ વગેરે મહર્ષિઓને આગળ કરી, જનક રાજાએ રચેલા વિવાહમંડપ આગળ આવ્યા. એ સમયે ભગવાન વસિષ્ઠ ઋષિએ જનક રાજાની પાસે જઈ કહ્યું :[૮-૧૦] 'હે રાજન્! મંગલાચાર કરેલા પુત્રો સહિત મહારાજા દશરથ તમારા મંડપના દ્વાર આગળ આવી ઊભા છે અને તે મંડપમાં પ્રવેશ કરવા માટે તમારી આજ્ઞા માગે છે;[૧૧] કારણ કે દાન આપનાર અને દાન લેનાર, એ બંનેની સંમતિથી જ દાનધર્મ થઈ શકે છે; માટે હે નૃપ! તમે વિવાહ સંબંધી લૌકિક તથા અલૌકિક પ્રસ્તુત કર્મ આટોપી અમને મંડપમાં પ્રવેશ કરવાનુ કહેવડાવશો, ત્યાં સુધી અમે દ્વાર આગળ જ ઊભા રહીશું.'[૧૨]

મહાત્મા વસિષ્ઠ ઋષિનુ વચન સાંભળી પરમ ધર્મ જાણનારા તથા પરમ ઉદાર સ્વભાવવાળા મહાતેજસ્વી જનક રાજાએ કહ્યું :[૧૩] 'હે મુનીશ્વર! મહારાજા દશરથ કોની આજ્ઞાની રાહ જુએ છે? એવો કોણ પ્રતિહાર છે કે જે દશરથ રાજાને આવતાં અટકાવે છે? અરે, પોતાના જ ગૃહમાં પ્રવેશ કરવામાં કાંઈ વિચાર હોય ખરો કે? જેવું આ સઘળું રાજ્ય મારું છે તેવું તમારું અને દશરથ રાજાનું પણ છે.[૧૪] હે મુનિશ્રેષ્ઠ! અગ્નિની પ્રદીપ્ત શિખાઓ સરખી તેજસ્વી મારી ચારે કન્યાઓ વૈવાહિક મંગલાચાર ધારણ કરીને વેદી આગળ આવી ગઈ છે;[૧૫] અને હું પણ તમારી વાટ જોતો અહીં બેઠો છું, તો પછી દ્વાર આગળ ઊભા રહીને વિલંબ કરવાની શી જરૂર છે? તમે સર્વ સત્વર અંદર આવીને વિવાહકાર્ય કરો.'[૧૬]

વસિષ્ઠ મુનિએ જનક રાજાનું ઉપર્યુક્ત વચન મંડપની બહાર આવીને દશરથ રાજાને કહી સંભળાવ્યું કે, તુરત જ મહારાજા દશરથે સર્વ ઋષિમંડળ તથા જાન સહિત પોતાના ચારે પુત્રોને વિવાહમંડપમાં પ્રવેશ કરાવ્યો; તે સમયે જનકે વસિષ્ઠ ઋષિને કહ્યું : 'હે ધર્મ જાણનાર ઋષિ! સર્વ મુનિમંડળ સહિત તમે સર્વ લોકને પ્રિય એવા રામચંદ્રના વિવાહકર્મનો આરંભ કરો.'

પછી ભગવાન વસિષ્ઠ ઋષિએ 'ભલે તેમ કરીએ' કહીને તથા ધર્મજ્ઞ વિશ્વામિત્ર અને શતાનંદને મુખ્ય કરીને દશરથ રાજાના ચારે પુત્રોના વિવાહકર્મનો આરંભ કર્યો. પ્રથમ તેમણે વિવાહમંડપમાં મધ્યે વિધિપૂર્વક વેદી બનાવી અને તેને ચોતરફથી ગંધ, પુષ્પ, નવાંકુરયુક્ત સુવર્ણપાલિકા* તથા સુવર્ણકુંભ, દૂર્વાપાત્ર, ધૂપપાત્ર, શંખ, સ્રુવ, સ્રુક્, અર્ધ્યપાત્ર ડાંગરથી ભરેલા પૂર્ણ પાત્ર અને કુંકુમાક્ષતાદિ સામગ્રી તથા સરખા પ્રમાણવાળા દર્ભો વડે સુશોભિત કરી. પછી મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે એ વેદી ઉપર વિધિ અને મંત્રપૂર્વક અગ્નિનુ સ્થાપન કર્યું અને મંત્ર ભણીને તેમા વિધિપૂર્વક હોમ કરવા લાગ્યા. તે સમયે જનક રાજાએ સર્વ આભરણો વડે શણગારેલા સીતાને લાવી અગ્નિ સમક્ષ રામચંદ્રની સામે પધરાવ્યાં.[૧૭-૨૫] પછી તેમણે કૌશલ્યાપુત્ર રામચંદ્રને કહ્યું : 'હે રઘુનંદન! આ મારી પુત્રી સીતા આજથી તમારી સહધર્મચારિણી (સાથે રહી ધર્મક્રિયા કરનારી) થઈ છે.[૨૬] તમે એનો અંગીકાર કરો અને તમારા સ્વહસ્તે એના હસ્તને ગ્રહણ કરો. હે રાઘવ! તમારું કલ્યાણ થાઓ. આ મહાભાગ્યવાળી મારી

* નવાંકુર-જવારા વાવવા માટે જેવા માટી વગેરેનાં પાત્રો હોય છે, તેવાં સુવર્ણનાં પાત્રો.

પુત્રી સીતા પતિવ્રતધર્મ પાળનારી થઈને આજથી તમને નિરંતર છાયાની પેઠે અનુસરશે [૨૭] એટલું કહી જનક રાજાએ મંત્ર વડે પવિત્ર થયેલું કન્યાદાનના સંકલ્પનું જળ રામચંદ્રના હાથમાં મૂક્યુ. એ સમયે દેવો અને ઋષિઓ જયજયકારના ઘોષ કરવા લાગ્યા.[૨૮] દેવોનાં દુંદુભિ વાગવા લાગ્યાં અને આકાશમાંથી માંગલિક પુષ્પોની વૃષ્ટિ થવા લાગી; એ પ્રમાણે મંત્રપઠન તથા સંકલ્પના જળ સહિત સીતા રામચંદ્રને અર્પણ કર્યાં.[૨૯]

પછી હર્ષ વડે પૂર્ણ થયેલા જનકરાજાએ લક્ષ્મણને કહ્યું : 'હે સુમિત્રાનંદન ! મેં તમને આપવા માટે મંગલાચાર કરીને સંકલ્પેલી આ મારી બીજી પુત્રી ઊર્મિલાનું તમે વિના વિલંબે પાણિગ્રહણ કરો.'

પછી જનકરાજાએ ભરતને કહ્યું : 'હે રઘુનંદન ! તમે મારા નાના ભાઈ કુશધ્વજની આ 'માંડવી' નામની પુત્રીનુ પાણિગ્રહણ કરો.'

પછી ધર્માત્મા જનકરાજાએ શત્રુઘ્નને કહ્યું : 'હે મહાબાહુ ! તમે મારા ભાઈની 'શ્રુતકીર્તિ' નામની આ બીજી પુત્રીનું પાણિગ્રહણ કરો.'

'હે કાકુત્સ્થ કુળમાં ઉત્પન્ન થયેલા રાજકુમારો ! તમે ચારે બાંધવો રમણીય આકૃતિવાળા તથા ઉત્તમ બ્રહ્મચર્યવ્રત ધારણ કરનારા છો; માટે વિલંબ નહિ કરતાં, તમે સર્વ પત્નીવાળા થાઓ !'

જનકરાજાનું વચન સાંભળી વસિષ્ઠ ગુરુની આજ્ઞાને અનુસરનારા રામચંદ્રાદિ ચારે ભાઈઓએ પોતપોતાની પત્નીઓના હસ્તો સ્વહસ્ત વડે ગ્રહણ કર્યાં.

ત્યાર પછી રઘુકુળને દીપાવનારા એ ચારે કુમારોએ પોતાની પત્નીઓ સહિત ઊભા થઈ અગ્નિ. વિવાહની વેદી, જનક રાજા તથા વસિષ્ઠ વગેરે સર્વ ઋષિઓની પ્રદક્ષિણા કરી. પછી વસિષ્ઠ ઋષિએ વિવાહકર્મમાં બાકી રહેલું હોમાદિ કાર્ય યથાવિધિ કરી વિવાહવિધિ પૂર્ણ કર્યો. એ વેળા અંતરિક્ષમાંથી પુષ્પોની મહાવૃષ્ટિ થવા લાગી, દેવોનાં દુંદુભિ ગડગડવા લાગ્યાં, સ્ત્રીઓ ધવલ–મંગલ ગાવા લાગી, અનેક પ્રકારનાં વાજિંત્રો વાગવા લાગ્યાં,[૩૦–૩૭] અપ્સરાઓ નૃત્ય કરવા લાગી અને ગંધર્વો મધુર ગાન કરવા લાગ્યા. એ સઘળું દશરથ રાજાના કુમારોના વિવાહમાં આશ્ચર્ય જેવું જણાવા લાગ્યું.[૩૮] વાજિંત્રો તથા ગાયનોનો ઘોષ મચી રહ્યો હતો તે વખતે મહાતેજસ્વી રામચંદ્રાદિ ચારે રાજકુમારોએ પ્રદીપ્ત થયેલા અગ્નિની ત્રણ વાર મંગલ પ્રદક્ષિણા કરીને પોતાની પત્નીઓને અર્ધાંગલાગિની કરી. એવી રીતે વિવાહકાર્ય સમાપ્ત થયા પછી પોતાની ધર્મપત્નીઓ સહિત ચારે રાજકુમારો પોતાના ઉતારા પ્રત્યે જવા લાગ્યા. તે સમયે ઋષિમંડળ તથા બંધુવર્ગ સહિત દશરથ રાજા પણ પોતાના પુત્રોની (વરવહુની) જોડી જોઈને આનંદ પામતા, તેઓની પાછળ પાછળ જાનીવાસે ચાલ્યા.[૩૯,૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૭૩ મો સર્ગ સંપૂર્ણ

## જનકપુરથી વિદાયગીરી

## સર્ગ ૭૪ મો

**જનકપુરથી વિદાય અને પરશુરામનો સમાગમ**

अथ रात्र्यां व्यतीतायां विश्वामित्रो महामुनिः ।
आपृष्ट्वा तौ च राजानौ जगामोत्तरपर्वतम् ॥१॥

વિવાહકાર્યની માંગલિક રાત્રિ વ્યતીત થયા પછી બીજે દિવસે મહામુનિ વિશ્વામિત્ર પોતાની સાથે આવેલા સર્વ ઋષિઓ સહિત પ્રયાણ માટે તૈયાર થયા અને દશરથ રાજા તથા જનક રાજાની અનુમતિ લઈ ત્યાંથી હિમાલય ભણી વિદાય થયા.[૧] મહામુનિ વિશ્વામિત્રના ગયા પછી દશરથ રાજા પણ મિથિલાધિપતિ જનકરાજાની આજ્ઞા લઈ શીઘ્ર પોતાની અયોધ્યા નગરી પ્રત્યે જવા તૈયાર થયા.[૨] એ સમયે વિદેહ દેશના રાજા જનકે વિવાહ વખતે કન્યાઓને આપવા યોગ્ય ઘણું ધન+ આપ્યુ. તે ઉપરાંત એક લાખ ગાયો,[૩] નેપાળમા બનતાં ઉત્તમ કંબલો (ઊનનાં વસ્ત્રો), કરોડો રેશમી વસ્ત્રો, અનેક પ્રકારના અલંકારો વડે શણગારેલા હાથી,

+ કન્યાધન અથવા સ્ત્રીધન, જેને 'દહેજ' પણ કહે છે.

રથ, અશ્વ અને પાળાઓ* તથા પ્રત્યેક કન્યાને સો સો સખીઓ અને તે ઉપરાંત અનેક દાસીઓ તથા દાસો કન્યાધન તરીકે આપ્યાં. યોગ્ય સંબંધ થવાથી અત્યંત હર્ષ પામેલા જનક રાજાએ પોતાની પ્રત્યેક કન્યાને એક એક કરોડ સોનામહોરો તથા રૂપામહોરો, તેમ જ મોતી અને પરવાળાં આપ્યાં. એ પ્રમાણે પોતાની કન્યાઓને અનેક પ્રકારનું કન્યાધન આપી જનક રાજાએ જાન સહિત મહારાજા દશરથને વિદાયગીરી આપી. પછી તેમને કેટલેક દૂર સુધી વળાવીને જનક રાજા પોતાની મિથિલા નગરીમાં પાછા આવ્યા.

અયોધ્યાધિપતિ મહારાજા દશરથ પોતાના ચારે પુત્રો, મહાત્મા વસિષ્ઠ વગેરે ઋષિઓ અને સઘળી જાન સાથે અયોધ્યાનગરી પ્રત્યે ચાલતા થયા. માર્ગમાં જતાં દશરથ રાજાને કેટલાંએક શુભ તથા અશુભ શુકનો થવા લાગ્યાં.[૫-૮] કાગડા અને ગીધ વગેરે પક્ષીઓ ચોમેરથી ભયંકર શબ્દો કરવા લાગ્યાં અને પૃથ્વી પરનાં મૃગો પોતાની જમણી બાજુ ઊતરવા લાગ્યાં.[૯] એવું આશ્ચર્ય* જોઈ, રાજાઓમાં સિંહ સરખા પરાક્રમી દશરથ રાજાએ પોતાના ગુરુ વસિષ્ઠ મુનિને પૂછયું : 'હે ગુરુવર્ય! આ અમંગળ પક્ષીઓ ભયંકર શબ્દ ઉચ્ચારે છે અને વળી મૃગો જમણી બાજુએ ઊતરે છે;[૧૦] તેથી મને વિચાર થાય છે કે, એ શુભ તથા અશુભસૂચક ચિહ્નો એકીસાથે થાય છે તે શું હશે? હે મહાત્મન્! એથી મારું હૃદય કંપી ઊઠ્યું છે અને મન ખેદયુક્ત થયું છે.'

દશરથ રાજાનું વચન સાંભળી મહર્ષિ વસિષ્ઠે મધુર વાણીથી કહ્યું : 'હે રાજન્! એ શુભ તથા અશુભસૂચક શકુનોનું ફળ હું કહું છું, સાંભળો. આકાશમાં પક્ષીઓ ભયંકર શબ્દ કરે છે, એથી એવું જણાય છે કે, આપણને અલ્પ સમયમાં કોઈ દારુણ ભયની પ્રાપ્તિ થશે;[૧૧,૧૨] પરંતુ તેની સાથે સાથે જ મૃગો આપણી જમણી બાજુ ઊતર્યાં એથી એવું સૂચન થાય છે કે, પ્રાપ્ત થયેલો ભય પાછો શાંત થઈ જશે, એમાં સંદેહ નથી; માટે હે રાજા! તમે ખેદનો ત્યાગ કરો.'

દશરથ રાજા તથા વસિષ્ઠ ઋષિ એવી વાતચીત કરતા હતા, ત્યાં તો સઘળી પૃથ્વીને કંપાવતો અને મોટાં મોટાં વૃક્ષોને ઉખેડી નાખતો મહાપ્રબળ વાયુ વાવા લાગ્યો તથા અત્યંત ધૂળ ઊડવા લાગી, અને તેથી સૂર્ય ઢંકાઈ જવાને લીધે સર્વત્ર અંધકાર છવાઈ ગયો તથા સર્વ કોઈ દિઙ્મૂઢ બની ગયા.[૧૩] આકાશમાં ઊડતી અત્યંત ધૂળને લીધે દશરથ રાજાની સઘળી સેના દિઙ્મૂઢ બની ગઈ. માત્ર પોતાના પુત્રો સહિત દશરથ રાજા અને વસિષ્ઠ વગેરે ઋષિઓને જ ભાન રહ્યું હતું; બાકી સઘળી જાન તો જાણે ભસ્મથી જ ઢંકાઈ ગઈ હોય એમ ઘોર અંધકારમાં પડીને વિચેતન બની ગઈ હતી.[૧૪,૧૫] એકાએક આવો ભયંકર બનાવ બનવાથી આશ્ચર્યચકિત થયેલા દશરથ રાજા આમતેમ દૃષ્ટિ ફેરવી જોઈ રહ્યા; એટલામાં તેમણે ભયંકર આકૃતિવાળા, મસ્તક પર જટામંડળ ધારણ કરનારા અને ક્ષત્રિયકુળનો નાશ કરનાર જામદગ્નિ પરશુરામને જોયા.[૧૬,૧૭] તે પરશુરામ કૈલાસ પર્વતના જેવા દુર્ધર્ષ કાલાગ્નિ સરખા દુઃસહ, પોતાના તેજ વડે પ્રકાશતા અને સામાન્ય મનુષ્યો તો જેના સામું પણ જોઈ શકે નહિ એવા હતા.[૧૮] તેમણે ત્રિપુરનો નાશ કરનારા શંકરની પેઠે પોતાના ખભા ઉપર ફરસી અને વીજળી સરખું ઝળકતું ધનુષ ધારણ કર્યું હતું તથા હાથમાં એક તેજસ્વી બાણ ગ્રહણ કર્યું હતું.[૧૯] ભયંકર આકૃતિવાળા અને દેદીપ્યમાન અગ્નિ સરખા પ્રકાશમાન પરશુરામને જોઈ, જપ તથા હોમમાં આસક્ત રહેનારા વસિષ્ઠાદિ ઋષિઓ પણ ભયભીત થયા;[૨૦] અને એકત્ર મળીને પરસ્પર કહેવા લાગ્યા : 'અરે! શું આ પરશુરામ સહસ્રાર્જુને કરેલા પોતાના પિતાના વધથી ક્રોધિત થઈને સઘળા ક્ષત્રિયકુળને નિર્મૂળ કરશે?[૨૧] અરે! પ્રથમ એકવીસ વાર ક્ષત્રિયકુળનો સંહાર કરીને આ પરશુરામ શોક તથા ક્રોધરહિત થયા છે, તોપણ તેમણે પુનઃ પણ ક્ષત્રિયકુળનો અંત આણવા તો ધાર્યો નહિ હોય?*[૨૨-] એમ તર્ક-વિતર્ક

---

* પ્રથમ અશુભ ફળ આપનાર અને પછી શુભ ફળ આપનાર શકુન થયા; એથી આશ્ચર્ય થયું.

* પરશુરામે એકવીસવાર નિઃક્ષત્રિયા પૃથ્વી કરવાથી

કરતા વસિષ્ઠાદિ ઋષિઓએ ભયંકર સ્વરૂપવાળા પરશુરામનો સત્કાર કરવા માટે પૂજાસામગ્રી તૈયાર કરી ને તેમની પાસે જઈ મધુર વાણીથી 'હે જામદગ્ન્ય પરશુરામ!' એમ કહી તેમની પૂજા કરી. ત્યારે મહાપ્રતાપી જામદગ્ન્ય પરશુરામ એ ઋષિઓએ કરેલી પૂજાનો અંગીકાર કરી દશરથપુત્ર રામને કહેવા લાગ્યા.[૨૩,૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમા ૭૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૫ મો

### રામવીર્યની પરીક્ષા

**राम दाशरथे वीर वीर्यं ते श्रूयतेऽद्भुतम्।**
**धनुषो भेदनं चैव निखिलेन मया श्रुतम् ॥ १ ॥**

પરશુરામે કહ્યું : 'હે દશરથપુત્ર રામ! તેં તાટકા તથા સુબાહુ ઇત્યાદિનો વધ કર્યો, એ વગેરે તારાં અદ્ભુત પરાક્રમો સંભળાય છે; તેમ જ હાલમાં તેં જનક રાજાને ત્યા શિવધનુષનો ભંગ કર્યો એ બધું પણ મારા સાંભળવામાં આવ્યુ છે.[૧] 'હે રાજકુમાર! તે કરેલો અદ્ભુત અને અચિંત્ય શિવધનુર્ભંગ સાંભળી હું તે શિવધનુષના કરતાં પણ શ્રેષ્ઠ આ બીજું ધનુષ લઈ તારી પાસે આવ્યો છુ;[૨] માટે તું આ મારું ભયંકર ધનુષ ગ્રહણ કર અને તેના ઉપર બાણ ચઢાવી તારું બળ દેખાડ[૩] એટલે આ ધનુષને સજ્જ કરવાનુ તારું બળ જોઈ, હું તને પરાક્રમી પુરુષોએ વખાણવા યોગ્ય દ્વંદ્વયુદ્ધ આપીશ.'

પરશુરામનું વચન સાંભળતાં જ દશરથ રાજા અત્યંત ખેદયુક્ત થઈ ગયા અને તેમના ભયને લીધે દીન વાણીથી હાથ જોડી કહેવા લાગ્યા :[૪,૫] 'હે પરશુરામ! દયા કરો, દયા કરો. હવે તો સર્વત્ર પ્રસિદ્ધ થઈ ચૂક્યુ છે કે તમે ક્ષત્રિયો પરના ક્રોધથી શાંત થયા છો; અર્થાત્ તમારો ક્ષત્રિયો પરનો ક્રોધ શાંત થયો છે અને પોતાની બ્રાહ્મણજાતિના ગુણો (શમ-દમ વગેરે) ધારણ કરી તપશ્ચરણ કરો છો, માટે મારા બાળકપુત્રોને અભયદાન આપો. વેદાધ્યયન તથા ઉત્તમ વ્રતોનુ આચરણ કરનારા ભાર્ગવોના કુળમાં તમારો જન્મ થયો છે અને તમોએ ઇંદ્રની આગળ 'હવે પછી શસ્ત્ર ગ્રહણ નહિ કરું' એવી પ્રતિજ્ઞા કરીને શસ્ત્રોનો ત્યાગ કર્યો છે.[૬,૭] વળી સ્વધર્મમાં આદરવાળા થઈ તમે સઘળી પૃથ્વી કશ્યપને દાનમાં આપી ને તપશ્ચર્યા માટે વનમાં જઈને મહેંદ્રપર્વત ઉપર રહેવાનું સ્થાન કર્યું છે;[૮] એમ છતાં તમે અમારા સર્વસ્વનો વિનાશ કરવા માટે અહીં ક્યાંથી આવ્યા છો? જો એકલા રામચંદ્રનો નાશ થાય તો અમે કોઈ પણ જીવવા સમર્થ નથી; અર્થાત્ રામચંદ્ર ઉપર અમારી એટલી પ્રીતિ છે કે તેમનો નાશ થવાથી અમે જીવી શકીએ તેમ નથી.'

એ પ્રમાણે દશરથ રાજાએ ઘણું કહ્યું, તોપણ તેમનાં વચન પર લક્ષ્ય નહિ આપતાં, પ્રતાપી પરશુરામ પુનઃ પણ રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યા : 'હે રામ! વિશ્વકર્માએ ઘણા પ્રયત્નથી દેવો માટે નિર્માણ કરેલાં, બળવાન પુરુષોથી જ સજ્જ થઈ શકે એવાં અને સર્વ ધનુષોમાં શ્રેષ્ઠ એવાં આ બે ધનુષો જ ત્રણે લોકમા પ્રસિદ્ધ છે.[૯-૧૧] હે નરશ્રેષ્ઠ! હે કાકુત્સ્થ! તે પૈકી એક કે જેને તેં જનકની સભામા તોડી નાખ્યું તે, પૂર્વે દેવોએ ત્રિપુરાસુરનો નાશ કરવા માટે યુદ્ધની ઇચ્છા કરનારા મહાદેવજીને આપ્યુ હતું અને આ મારા હાથમાં છે, તે બીજું અસહ્ય ધનુષ દેવોએ જ વિષ્ણુને આપ્યુ હતું. હે રામ! તે જ આ શત્રુઓનાં નગરોને જીતનારું વૈષ્ણવ ધનુષ શૈવ ધનુષના જેટલુ જ દૃઢ છે. હે કાકુત્સ્થ! જ્યારે મહાદેવજીએ પોતાના ધનુષમાં બાણરૂપ થયેલા વિષ્ણુની સહાયથી ત્રિપુરાસુરનો વધ કર્યો, ત્યારે સર્વ દેવોએ મહાદેવજી અને

---

કથા પુરાણોમા આ પ્રમાણે છે :

મદમત્ત થયેલા સહસ્રાર્જુનને પરશુરામે હણ્યો, ત્યારે તેના પુત્રોએ પરશુરામના પિતા જમદગ્નિને હણીને પોતાના પિતા સહસ્રાર્જુનનુ વેર લીધું; તેથી કોપાયમાન થયેલા મહાતેજસ્વી પરશુરામે સહસ્રાર્જુનના સર્વ પુત્રોનો વધ કર્યો તથા તે ઉપરાંત મદોન્મત્ત થઈ ગયેલા પૃથ્વી પરના સઘળા ક્ષત્રિયોનો નાશ કરવાની પ્રતિજ્ઞા લીધી પછી તેમણે પૃથ્વી પર એકવીસ વાર ફરીફરીને ક્ષત્રિયોનો વધ કર્યો.

વિષ્ણુ ભગવાનના બળાબળને જાણવાની ઇચ્છાથી બ્રહ્મદેવને પૂછયું : 'હે બ્રહ્મન્ ! એ બન્ને દેવોમાં બળવાન અને દુર્બળ કોણ હશે ?' એ પ્રમાણે દેવોએ કરેલા પ્રશ્નનો અભિપ્રાય જાણી, સત્યવાળાઓમાં શ્રેષ્ઠ પિતામહ બ્રહ્મદેવે મહાદેવ તથા વિષ્ણુ ભગવાન વચ્ચે પરસ્પર વિરોધ ઉત્પન્ન કરાવ્યો,÷ જેને લીધે એકબીજાને જીતવાની ઇચ્છાવાળા એ બન્ને ઈશ્વરો (મહાદેવજી તથા વિષ્ણુભગવાન)નું મહારોમહર્ષણ યુદ્ધ થયું.× તેમાં વિષ્ણુ ભગવાને ભયંકર પરાક્રમવાળા શૈવ ધનુષને શિથિલ કર્યું અને 'હુંકાર' નાદ વડે મહાદેવજીને સ્તંભિત કર્યા. આવો પ્રકાર જોઈને ઋષિસમૂહ તથા ચારણો સહિત સર્વ દેવોએ ત્યાં આવીને યુદ્ધથી નિવૃત્ત થવા માટે એ બંને ઈશ્વરોની પ્રાર્થના કરી, ત્યારે તેમણે શાંતિ પકડી અર્થાત્ યુદ્ધ સમાપ્ત કર્યું. ત્યાર પછી ઋષિગણ સહિત સર્વ દેવો એ પ્રમાણે વિષ્ણુના પરાક્રમ આગળ શૈવ ધનુષને નિર્બળ થયેલું જોઈ વિષ્ણુ ભગવાનને શિવ કરતાં અધિક માનવા લાગ્યા.

પોતાનું ધનુષ શિથિલ થવાથી અત્યંત ક્રોધે ભરાયેલા મહાયશસ્વી મહાદેવજીએ બાણ સહિત તે ધનુષ જનકકુળમાં જન્મેલા 'દેવરાત' નામના રાજાના હાથમાં સોપ્યું.* અને હે રામ ! વિષ્ણુએ પણ શત્રુઓનાં નગરોને જીતનારું પોતાનું આ વૈષ્ણવ ધનુષ ભૃગુકુળમાં ઉત્પન્ન થયેલા મારા દાદા ઋચીક ઋષિને થાપણરૂપે અર્પણ કર્યું. મહાતેજસ્વી ઋચીકે પણ અપ્રતિકર્મા+ મહાત્મા જમદગ્નિ કે જે મારા પિતા થાય છે, તેમને આપ્યું. પછી જ્યારે તપોબળવાળા મારા પિતા જમદગ્નિએ 'શસ્ત્ર ધારણ કરવાં નહિ' એવો નિશ્ચય કરી શસ્ત્રોનો ત્યાગ કર્યો, ત્યારે કેવળ પ્રાકૃત બુદ્ધિવાળા સહસ્રાર્જુને મારા પિતા જમદગ્નિનો વધ કર્યો. સહસ્રાર્જુને કરેલો અયોગ્ય અને દારુણ પિતૃવધ સાંભળી મને અત્યંત ક્રોધ થયો; તેથી મેં સહસ્રાર્જુનનો તો શું પણ સમગ્ર ક્ષત્રિયકુળનો સંહાર કરવાનો નિશ્ચય કરી દુષ્ટ અને ગોબ્રાહ્મણ પર પ્રીતિ વિનાના ક્ષત્રિયોનો એકવીસ વાર નાશ કર્યો.× એમ કરવાથી મને

÷ 'અહીં બ્રહ્મદેવને 'સત્યવાળાઓમાં શ્રેષ્ઠ' એવું વિશેષણ આપ્યું છે; પરંતુ તેમણે શિવ અને વિષ્ણુને અસત્ય પ્રકારથી સમજાવી વિરોધ ઉત્પન્ન કરાવ્યો, તો પછી તેમને માટે એવું વિશેષણ કેમ ઘટે ?' એ શંકાના સમાધાન માટે ગોવિંદરાજ પંડિત લખે છે 'બ્રહ્મદેવે દેવોના પ્રશ્નના સમાધાન માટે તેઓને ઘણો ઉપદેશ કર્યો તોપણ સમાધાન થયું નહિ, તેથી પ્રત્યક્ષ રીતે જ શિવ-વિષ્ણુમાં બળાબળનો દેવોને નિશ્ચય કરાવવા માટે બ્રહ્મદેવે એ બંને ઈશ્વરોમાં વિરોધ ઉત્પન્ન કરાવ્યો.'

બ્રહ્મદેવે શિવ તથા વિષ્ણુ વચ્ચે વિરોધ શી રીતે ઉપજાવ્યો, એ માટે ગોવિંદરાજ પંડિત લખે છે કે, 'બ્રહ્મદેવે, 'હું ધનુર્ધારીઓમાં ઉત્તમ છું અને વિષ્ણુ તો મારો ગૌણ સહાયક છે' એવું શિવનું કથન વિષ્ણુ પ્રત્યે કહી સંભળાવીને અને 'બાણના અગ્રમાં હું રહ્યો હતો, માટે મેં જ ત્રિપુરાસુરનો નાશ કર્યો છે' એવી વિષ્ણુની ઉક્તિ શિવ પ્રત્યે કહી સંભળાવીને શિવ–વિષ્ણુમાં વિરોધ ઉત્પન્ન કરાવ્યો એમ સમજાય છે.'

× इदं युद्धं दक्षयज्ञवधे बोध्यमतः पूर्वेण न विरोधः । આ યુદ્ધ દક્ષપ્રજાપતિના યજ્ઞભંગ સમયે જ થયું હતું એમ જાણવું કે, જેથી બાલકાંડના છાસઠમા સર્ગમાં આવેલી કથાથી વિરોધ ન રહે તિ. ટી.

* પ્રથમ છાસઠમા સર્ગમાં દક્ષયજ્ઞભંગ પ્રસંગે શંકરે દેવોને ધનુષ આપ્યું, અને દેવોએ દેવરાત રાજાને આપ્યું, એમ આવી ગયું છે; તથા અહીં શંકરે દેવરાતને આપ્યું એવું લખે છે અને વળી આગળ 'વરુણદેવે જનકને એ ધનુષ આપ્યું હતું,' એમ સીતા અનસૂયા પ્રત્યે કહેશે, તો આમાં વાચકે શું સમજવું ? એનું સમાધાન કરતાં, ગોવિંદરાજ પંડિત લખે છે, કે 'પૂર્વે ત્રિપુરાસુરનો વધ કરવા માટે વિશ્વકર્માએ બનાવેલું ધનુષ દેવોએ શંકરને આપ્યું તે જ દક્ષયજ્ઞ સમયે વિષ્ણુથી પરાજિત થયેલા શંકરે દેવોની પ્રાર્થનાથી દેવરાત રાજાના હાથમાં થાપણરૂપે સોપ્યું ત્યારથી માંડીને વિદેહકુળમાં રહેલું એ ધનુષ દેવોએ પોતાનો હક્ક ઉઠાવીને વરુણ દ્વારા જનકને સ્વાધીન કર્યું. આ ક્રમ પ્રમાણે અર્થ કરવાથી પૂર્વોક્ત સઘળાં ભિન્ન વાક્યોની એકવાક્યતા થઈ જાય છે.'

+ કોઈ પોતાનો અપકાર કરે તોપણ સામો અપકાર નહિ કરનારા

× જેમ જેમ નવા ક્ષત્રિયો જન્મ પામતા ગયા તેમ તેમ તેઓનો નાશ કરવા માટે પરશુરામ પૃથ્વી પર ફરતા રહ્યા; માટે તેમણે એકવીસ વાર નિઃક્ષત્રિયા પૃથ્વી કરી, એમ કહ્યું છે. વળી જે ક્ષત્રિયો બ્રાહ્મણાદિની રક્ષા

સઘળી પૃથ્વી પ્રાપ્ત થઈ. પછી હે રામ ! મેં સર્વ પાપથી નિવૃત્ત થવા માટે યજ્ઞ કર્યો; અને છેવટે મને પ્રાપ્ત થયેલી સઘળી પૃથ્વી મેં પવિત્ર કર્મવાળા કશ્યપ મુનિને દક્ષિણામાં અર્પણ કરી.[22-25] હાલમાં માત્ર તપશ્ચર્યાના બળનો આશ્રય કરીને, હું 'મહેંદ્ર' નામના પર્વત પર નિવાસ કરી રહ્યો છું; પરંતુ તેં શૈવ ધનુષનો ભંગ કર્યો એ સાંભળી, હું આશ્ચર્યચકિત થઈ શીઘ્ર અહીં આવ્યો છું.[26] માટે હે રામ ! આ હાથમાં રહેલું વૈષ્ણવ ધનુષ કે જે મને મારા પિતૃ-પિતામહના ક્રમથી મળેલું છે, તેને તું પોતાના ક્ષત્રિયધર્મને સંભારી ગ્રહણ કર; અર્થાત્ બ્રાહ્મણની પેઠે માત્ર શાંતિ ગુણ ધારણ કરીને 'હું સમર્થ નથી'[27] એમ બોલ્યા સિવાય આ વૈષ્ણવ ધનુષ ગ્રહણ કર; અને તારી શક્તિ હોય તો આ શ્રેષ્ઠ ધનુષને સજ્જ કરી તેના ઉપર શત્રુના નગરનો નાશ કરે એવું બાણ ચઢાવ. હે કાકુત્સ્થ ! જો તું એ પ્રમાણે કરી શકીશ તો હું તને દ્વંદ્વયુદ્ધ આપીશ.[28]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૭૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૬ મો

**રામે પરશુરામના તેજનું આકર્ષણ કર્યું**

श्रुत्वा तु जामदग्न्यस्य वाक्यं दाशरथिस्तदा ।
गौरवाद्यन्त्रितकथः पितू राममथाब्रवीत् ॥ १ ॥

જમદગ્નિના પુત્ર પરશુરામનાં એવાં વચન સાંભળી અત્યંત ક્રોધ ચઢવા છતાં પોતાના પિતા દશરથ રાજા પાસે હતા એટલે શાંત રહી નિયમિત ઉચ્ચારણ કરવું જોઈએ, એમ વિચારી રામચંદ્રે ગંભીરતાથી પરશુરામ પ્રત્યે કહ્યું : 'હે ભાર્ગવ ! તમોએ તમારા પિતાના વધનું વેર લેવા માટે એકવીસ વાર ક્ષત્રિયોનો સંહાર કર્યો એ સઘળું મેં સાંભળ્યું છે. શૂરવીર પુરુષે વેરશુદ્ધિ અવશ્ય કરવી જ જોઈએ, માટે તમારું એ કૃત્ય મને માન્ય છે.[2,3] પરંતુ હે પરશુરામ ! હું કે જે ક્ષત્રિયધર્મવાળો છું તેને બળરહિત અશક્ત જેવો માની તમોએ મારું જે અપમાન કર્યું છે તેને હું માન આપતો નથી. માટે આજે તમે મારું તેજ તથા પરાક્રમ જુઓ.' એવું કહી ક્રોધાયમાન થયેલા રામચંદ્રે ઝટ લઈને પરશુરામના હાથમાંથી એ શ્રેષ્ઠ વૈષ્ણવ ધનુષ ગ્રહણ કર્યું[3,4] અને રમતમાત્રમાં તેને સજ્જ કરી ત્રૈલોક્યને કંપાવે એવો જયઘોષ* કર્યો. પછી તેના પર બાણ ચડાવી પરશુરામને કહ્યું :[5] 'હે મહાત્મન્ ! તમે જમદગ્નિના પુત્ર હોવાથી બ્રાહ્મણ છો અને વિશ્વામિત્રની ભગિની સત્યવતીના પૌત્ર છો, માટે હું પ્રાણને હરણ કરે એવું આ બાણ તમારા પર મૂકવા સમર્થ નથી; (કારણ કે બ્રાહ્મણ હોવાથી અને વિશ્વામિત્ર ગુરુના સંબંધી હોવાથી મારા પૂજ્ય છો.) પરંતુ હે પરશુરામ ! આ બાણ વડે તમારી અત્યક્ષસિદ્ધ ચાલવારૂપ ગતિ(ચરણ)નો અથવા તપોબળથી મળનાર સ્વર્ગાદિ ઉત્તમ લોકોનો (તપશ્ચર્યાના ફળનો) હું નાશ કરીશ, એવી મારી ઇચ્છા છે.[6,7] પોતાના તેજ વડે શત્રુઓનાં બળ તથા ગર્વનો નાશ કરનારું આ 'પરપુરંજય' નામનું વિષ્ણુનું દિવ્ય બાણ કદાપિ વ્યર્થ જશે નહિ.'

એ પ્રમાણે બોલીને શાંત થયેલા અને ઉત્તમ વૈષ્ણવ ધનુષ ધારણ કરી ઊભેલા રામચંદ્રને જોવા માટે તથા હવે શું થશે, એ અદ્ભુત પ્રસંગ જોવા સારુ બ્રહ્મદેવાદિ સર્વ દેવગણો, ઋષિગણો, ગંધર્વો, અપ્સરાઓ. સિદ્ધલોકો, ચારણો, કિન્નરો, યક્ષો, રાક્ષસો અને નાગલોકો ત્યાં એકત્ર થયા.[8,9] એ સમયે પરશુરામનું સઘળું તેજ ઉત્તમ ધનુષ ધારણ કરનારા રામચંદ્રમાં આકર્ષાવા લાગ્યું. એથી અચેતન જેવા બની ગયેલા પરશુરામ રામચંદ્ર સામું જોઈ રહ્યા. પોતાનું સમગ્ર તેજ નષ્ટ થવાથી નિર્વીર્ય અને અચેતન જેવા થઈ ગયેલા પરશુરામ કમળ સરખા નેત્રવાળા રામચંદ્ર પ્રત્યે મંદ મંદ સ્વરથી કહેવા લાગ્યા :[10] હે રામ ! પૂર્વે જ્યારે મેં સઘળી પૃથ્વી કશ્યપ મુનિને દાનમાં આપી, ત્યારે તેમણે

કરી સ્વધર્મે ચાલનારા હતા, તેઓને પરશુરામ હણતા નહિ, એવું દશરથ રાજા વગેરેનો વધ નહિ કરવાથી જણાય છે.

* ધનુષ્યની(પણછ)ને કાન સુધી ખેંચીને પછી છોડી દેવાથી જે ટંકાર શબ્દ થાય છે તે.

મને કહ્યું હતું કે, 'હવેથી તારે મારી પૃથ્વી પર વસવું નહિ.'[૧૧-૧૩] ત્યારે હે કાકુત્સ્થ! મેં પણ તેમની આગળ તે પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા લીધી, ત્યારથી આરંભીને હું એમ(કશ્યપ)-ના વચનને માન્ય કરવા માટે, પૃથ્વી પર એક રાત્રિ પણ વાસ કરતો નથી.[૧૪] માટે હે રાઘવ! જો તમે મારા સર્વત્ર ગમન કરવાના સાધનરૂપ ચરણનો નાશ નહિ કરો, તો હું મન જેવા વેગવાળા, મારા તે ચરણથી (ચાલીને રાત્રિ થતા પહેલાં) મહેંદ્ર પ્રત્યે પહોંચી જઈશ.[૧૫] હે રામચંદ્ર! મેં યજ્ઞાદિ કર્મ વડે સંપાદન કરેલા ઉત્તમ લોકોનો, તમે આ દિવ્ય બાણ વડે વિનાવિલંબે ભલે નાશ કરો!![૧૬] હે પરંતપ! તમોએ આ વૈષ્ણવ ધનુષને આકર્ષણ કરીને તેમાં બાણ સાંધ્યું; એથી મને નિશ્ચય થયો છે કે તમે સાક્ષાત્ મધુદૈત્યને મારનાર, દેવોના પણ ઈશ્વર એવા અવિનાશી વિષ્ણુ છો. તમારું કલ્યાણ થાઓ![૧૭] હે પ્રભુ! આ સર્વ એકઠા થયેલા દેવો સંગ્રામમાં જેની સામે ઊભો રહેવાને કોઈ પણ સમર્થ નથી તથા જેના સરખો કોઈ પણ પુરુષ અદ્ભુત કર્મ કરનાર નથી એવાં તમારાં દર્શન કરે છે.[૧૮] વળી આપ કે જે ત્રિલોકના નાથ છો, તેનાથી હું પરાજિત થયો, તે કાંઈ મને લજ્જા-સ્પદ નથી.[૧૯] હે રામચંદ્ર! ઉત્તમ વ્રતવાળા તમે હવે આ અપ્રતિમ બાણ મારા તરફ મૂકો! એટલે પાપપુણ્યથી રહિત થઈ× હું મહેંદ્ર પર્વત પ્રત્યે ચાલ્યો જાઉં.'[૨૦]

એટલું બોલી પ્રતાપી જમદગ્નિના પુત્ર પરશુ-રામ અટક્યા, ત્યારે દશરથપુત્ર શ્રીમાન રામચંદ્રે ધનુષ પર ચઢાવેલું ઉત્તમ બાણ મૂક્યું કે જેથી પરશુરામે તપ કરીને મેળવેલા ઉત્તમ લોકનો નાશ થયો; અર્થાત્ પરશુરામને હવે તે લોકની પ્રાપ્તિ થશે નહિ. તપશ્ચર્યા વડે પ્રાપ્ત કરેલા પોતાના લોકોને રામચંદ્રે નષ્ટ કરેલા જોઈ પરશુરામ તુરત જ મહેંદ્ર પર્વત પ્રત્યે જવા તૈયાર થયા.[૨૧,૨૨] એ સમયે દશે દિશાઓ અંધકારરહિત થઈ ગઈ અને ઋષિગણ સહિત સર્વ દેવોએ ધનુષ ધારણ કરી ઊભા રહેલા રામચંદ્રની ઘણી પ્રશંસા કરી. પછી રામચંદ્રે 'પરશુરામ બ્રાહ્મણ હોવાથી પૂજ્ય છે.' એમ માની તેમની પૂજા કરી; તેથી પરમ પ્રસન્ન થયેલા પરશુરામ પણ દશરથપુત્ર રામચંદ્રની પ્રદક્ષિણા કરી પોતાના નિવાસસ્થાન મહેંદ્ર પર્વત પ્રત્યે ચાલ્યા ગયા.[૨૩,૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૭૬મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૭ મો

### અયોધ્યાપ્રવેશ અને ભરતનું મોસાળ જવું

गते रामे प्रशान्तात्मा रामो दाशरथिर्धनुः ।
वरुणायाप्रमेयाय ददौ हस्ते महायशाः ॥ १ ॥

પરશુરામના ગયા પછી શાંત અંતઃકરણવાળા દશરથ પુત્ર રામચંદ્રે દેવોની સાથે અંતરિક્ષમાં ઊભેલા અમાપ બળવાળા વરુણદેવને એ ધનુષ× અર્પણ કર્યું.[૧] પછી રામચંદ્રે પ્રથમ પોતાના ગુરુ વસિષ્ઠ વગેરે ઋષિઓને અભિવંદન કરીને પરશુ-રામના ભયથી વ્યાકુળ થયેલા પોતાના પિતાને કહ્યું:[૨] 'હે પિતા! હવે ભયનો ત્યાગ કરો; કારણ કે પરશુરામ તો ચાલ્યા ગયા છે; માટે તમોએ પાલન કરેલી આ ચતુરંગિણી સેના હવે અયોધ્યા નગરી પ્રત્યે ભલે પ્રયાણ કરો.'[૩] પોતાના પ્રિય પુત્ર રામ-ચંદ્રનું વચન સાંભળતાં જ અત્યંત હર્ષ પામેલા મહારાજા દશરથે પોતાની બંને ભુજાઓથી તેમને આલિંગન આપ્યું અને પ્રેમથી આશીર્વાદ દેતાં તેમનું મસ્તક સૂંઘ્યું.[૪] 'પરશુરામ ચાલ્યા ગયા' એવું સાંભળી આનંદિત અને હૃષ્ટપુષ્ટ થયેલા દશરથ રાજા 'પોતાનો તથા પોતાના પુત્રોનો પુનર્જન્મ થયો' એમ માનવા લાગ્યા.[૫] પછી પોતાની ચતુ-રંગિણી સેનાને અયોધ્યા તરફ ચાલતી કરી. (માર્ગમાં અનેક વનો, ગામો તથા નગરો વટાવતા

* ધનુષ પર ચડાવેલું વૈષ્ણવ બાણ વ્યર્થ ન જાય એ માટે કહે છે.

× પાપમાત્ર તપશ્ચર્યાથી નષ્ટ થયા હતાં અને બાણ મૂકવાથી પુણ્યનો નાશ થયો; એટલે પાપ-પુણ્યથી રહિત જીવન્મુક્તદશા પરશુરામને પ્રાપ્ત થઈ.

× પરશુરામે આપ્યું હતું તે વૈષ્ણવ ધનુષ.

તેઓ સર્વ અયોધ્યા નગરીની સમીપ પહોંચી ગયા.) રામચંદ્રાદિ ચારે ભાઈઓને પરણાવીને દશરથ રાજા આવ્યા એવા સમાચાર સાંભળતાં જ નગરવાસી બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રી–પુરુષો તથા બ્રાહ્મણો હર્ષયુક્ત થઈ ગયા અને તેમની સામે આવીને પુષ્પ તથા મુક્તાફળ વગેરેથી વધાવી લીધા. પછી સઘળી જાન, વસિષ્ઠાદિ ઋષિઓ અને રામચંદ્ર વગેરે કુમારો સહિત દશરથ રાજાએ તે સર્વે નગરવાસી જનોની સાથે હર્ષભેર અયોધ્યામાં પ્રવેશ કર્યો.

એ સમયે અયોધ્યા નગરીમાં સર્વ સ્થળે રંગ-બેરંગી મોટી મોટી ધજાઓ તથા પતાકાઓ ફરફરી રહી હતી. જ્યાં ત્યા માંગલિક વાજિંત્રોના નાદ થઈ રહ્યા હતા. સઘળા રાજમાર્ગો પર સુગંધી જળનો છંટકાવ કર્યો હતો અને સુવાસિત પુષ્પો વેરાયાં હતાં. રાજા દશરથ તથા તેમના નવવિવાહિત પુત્રોના આગમનથી આનંદિત થયેલી મુખમુદ્રાવાળા કેટલા-એક નાગરિકો હાથમાં શ્રીફળ વગેરે માગલિક પદાર્થો લઈ આમતેમ ફરતા હતા તથા વિવાહોત્સવ જોવા માટે અનેક દેશથી આવેલાં અનેક પ્રકારનાં મનુષ્યો દૃષ્ટિએ પડતાં હતાં: એવી રમણીય અયોધ્યા નગરીમાં પ્રવેશ કર્યા પછી મહાયશસ્વી શ્રીમાન દશરથ રાજાએ નવવધૂઓ સહિત પોતાના ચારે પુત્રોની સાથે હિમાલય પર્વત સરખા રમણીય રાજમહાલય-માં પ્રવેશ કર્યો.[૧–૯] એ વેળા પોતાના રાજગૃહમા સ્વજનોએ ચંદન તથા પુષ્પમાળાદિ ઉપચારો વડે પૂજવાથી દશરથ રાજા અત્યંત આનંદ પામ્યા. પછી કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી તથા બીજી પણ દશરથ રાજાની રાણીઓએ પુત્રવધૂઓને ગૃહપ્રવેશ કરાવવા નિમિત્તે હોમ કરાવીને તથા મહાભાગ્યવતી સીતા. યશસ્વિની ઊર્મિલા અને કુશધ્વજની બન્ને કન્યાઓ(માંડવી તથા શ્રુતકીર્તિ)ને પૃથક્ પૃથક્ માંગલિક આશીર્વાદ દઈને ગૃહપ્રવેશ કરાવ્યો. પછી ઉત્તમ રેશમી વસ્ત્રો ધારણ કરનારી સીતા વગેરે ચારે રાજપુત્રીઓએ ગૃહ તથા નગરમાંના સર્વ પૂજવા યોગ્ય દેવોનું પૂજન કર્યું અને સાસરિયામાં પગે લાગવા યોગ્ય હતાં તેમને પ્રણામ કર્યા. પછી જનક તથા કુશધ્વજની ચારે પુત્રીઓ પોતપોતાના પતિ સાથે એકાંતમાં આનંદપૂર્વક રહેવા લાગી. વિવાહિત થયેલા, અસ્ત્રવિદ્યા ભણેલા. ધનવાન સુહૃદ-વર્ગવાળા અને સર્વ પુરુષોમાં શ્રેષ્ઠ એવા રામ-ચંદ્રાદિ ચારે ભાઈઓ નિરંતર પિતાની સેવા કરતાં તેમની આજ્ઞાનુસાર વર્તતા હતા.

ત્યાર પછી+ એક દિવસ દશરથ રાજાએ પોતાના પ્રિય પુત્ર ભરતને કહ્યુ : 'હે પુત્ર ! આ કેકય રાજાનો પુત્ર તારો મામો યુધાજિત્ તને તેડવા આવ્યો છે, માટે તું તેની સાથે જા.' દશરથ રાજાની આજ્ઞા થવાથી કૈકેયીના પુત્ર ભરતે પોતાના પર પ્રીતિવાળા શત્રુઘ્ન સહિત મોસાળ જવા માટે તૈયારી કરી અને પોતાના પિતાની તથા કોઈને પણ દુઃખ ન થાય એવા આચરણવાળા રામચંદ્રની અને કૈકેયી આદિ માતાઓની આજ્ઞા લઈને યુધાજિત્‌ની સાથે જવા તે વિદાય થયો. શત્રુઘ્ન સહિત ભરત પોતાની સાથે આવવાથી યુધાજિત્‌ને ઘણો જ હર્ષ થયો; અને થોડા દિવસમાં તેણે ભરત તથા શત્રુઘ્ન સહિત પોતાના નગરમાં પ્રવેશ કર્યો. કેકય રાજા પણ પોતાના દૌહિત્રને મળીને તથા કુશળ પૂછીને અત્યંત આનંદ પામ્યા. પછી ભરત–શત્રુઘ્ન બન્ને ભાઈઓ સર્વને હર્ષ આપતા ત્યાં રહેવા લાગ્યા.

શત્રુઘ્ન સહિત ભરત મોસાળ ગયા પછી મહા-બળવાન રામચંદ્ર તથા લક્ષ્મણ દેવ સમાન કાંતિ-વાળા પોતાના પિતા દશરથ રાજાની સેવા કરવા લાગ્યા. રામચંદ્ર પોતાના પિતા વૃદ્ધ થયેલા હોવાથી પોતે જ તેમની આજ્ઞા પ્રમાણે અયોધ્યામા વસનારી સર્વ પ્રજાનાં હિતકર અને પ્રિયકર કાર્યો કરવા લાગ્યા. વળી શાસ્ત્રમર્યાદાનું ઉલ્લંઘન નહિ કરનારા રામચંદ્ર પોતાની માતાઓના તથા ગુરુજનોનાં કાર્યો પણ વારંવાર કરતા હતા. આમ સમયે સમયે પ્રત્યેક કાર્યની તપાસ રાખવાથી તથા સુશીલ સ્વભાવથી, દશરથ રાજા, સર્વ બ્રાહ્મણો, વ્યાપારી લોકો અને એકંદર રીતે અયોધ્યા રાજ્યમાં વસ-

+ હવે ભરતને મોસાળમાં તેડી જવાને તેનો મામો યુધાજિત્ જનકપુર આવ્યો હતો તે પણ વિવાહપ્રસંગ લઈને સાથે સાથે અયોધ્યામા આવેલો હશે, તે સાંભરી આવવાથી દશરથ રાજા ભરતને કહે છે.

નારી સર્વ પ્રજા નિરંતર સંતુષ્ટ રહેવા લાગી. એ રીતે દશરથ રાજાના ચારે પુત્રોમાં રામચંદ્ર અત્યંત યશસ્વી અને સત્યપરાક્રમી થયા.

સર્વ પ્રાણીઓમાં ઉત્તમ, બ્રહ્મદેવ સરખા શ્રેષ્ઠ ગુણવાળા અને સર્વને અનુકૂળ મનવાળા રામચંદ્ર પોતાની પ્રાણપ્રિય સીતા ઉપર નિરંતર પ્રેમદૃષ્ટિથી જોતા હતા અને તેમની મહાસાધ્વી પત્ની સીતા કે જેનો રામચંદ્રની સાથે બ્રાહ્મવિવાહની રીતે જ સંબંધ થયો હતો, તે પણ પોતાના હૃદયમાં તેમનું (રામનું) જ ચિંતન કરતા હતાં. વળી પતિનું હિત કરવું અને પતિવ્રત પાળવું ઇત્યાદિ સીતાના ઉત્તમ ગુણોને લીધે તથા સ્વરૂપસૌંદર્યને લીધે રામચંદ્રની સીતા પર દિનપ્રતિદિન અધિક પ્રીતિ થઈ હતી; ત્યારે સીતાના હૃદયમા પણ રામચંદ્ર પર તે કરતાં બમણી પ્રીતિ રહેતી હતી. સાક્ષાત્ લક્ષ્મી સરખા સ્વરૂપવાળા જનકપુત્રી સીતા અને રામચંદ્ર પરસ્પરના હૃદયના અભિપ્રાયને આપોઆપ જ જાણી લેતાં હતા. એવા મહાસુખરૂપ ગૃહસ્થાશ્રમમાં રહેલા રામચદ્રે પોતાની પ્રિયા સીતાની સાથે અનેક ઋતુ પર્યંત વિહાર કર્યો.[૧૦–૨૮]

એ પ્રમાણે પતિસુખ ઇચ્છતાં ઉત્તમ રાજકન્યા સીતાને પ્રાપ્ત થઈને આનંદ પામેલા રાજર્ષિ દશરથના પુત્ર રામચંદ્ર જેમ લક્ષ્મીને પ્રાપ્ત થઈને દેવપતિ વિષ્ણુ શોભે તેમ શોભવા લાગ્યા.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના બાલકાંડમાં ૭૭મો સર્ગ સંપૂર્ણ

श्रीबालकाण्ड समाप्त



આદિકવિ મહામુનિ વાલ્મીકિ વિરચિત

# શ્રીવાલ્મીકિ રામાયણ

શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ૨-અયોધ્યાકાણ્ડ

રામના અભિષેકનો વિચાર

## સર્ગ ૧લો

### રામગુણવર્ણન અને દશરથ રાજાની ઇચ્છા

गच्छता मातुलकुलं भरतेन तदानघः ।
शत्रुघ्नो नित्यशत्रुघ्नो नीतः प्रीतिपुरस्कृतः ॥ १ ॥

જ્યારે ભરત પોતાના મામા યુધાજિત્‌ની સાથે મોસાળ ગયો, ત્યારે તે ઈર્ષ્યા વિનાના, નિરંતર શત્રુઓને હણનારા અને પોતાના ઉપર પ્રીતિવાળા શત્રુઘ્નને સાથે તેડી ગયો હતો.[1] ત્યાં એ બન્ને ભાઈઓ પોતાના મામા અશ્વપતિએ પુત્ર સમાન સ્નેહથી લાડ લડાવવાને લીધે અને ઉત્તમ વસ્ત્ર-આભૂષણ તથા ભોજનાદિ પદાર્થોથી સત્કાર કરવાને લીધે સુખપૂર્વક રહેવા લાગ્યા.[2] પોતાને ઇચ્છિત પદાર્થો પ્રાપ્ત થવા છતાં પણ તે બન્ને ભાઈઓને પોતાના વૃદ્ધ પિતા દશરથ રાજાનું નિરંતર સ્મરણ થતું હતું.[3] અયોધ્યા નગરીમાં મહાતેજસ્વી દશરથ રાજા પણ મોસાળ મોકલેલા અને ઇંદ્ર તથા વરુણ સરખા સ્વરૂપવાળા પોતાના બન્ને પુત્રોનું નિત્ય ચિંતન કરતા હતા;[4] કારણ કે મહારાજા દશરથને પુરુષોમાં શ્રેષ્ઠ એવા પોતાના ચારે પુત્રો અત્યંત પ્રિય હતા. પોતાના શરીરથી ઉત્પન્ન થયેલા રામ. લક્ષ્મણ, ભરત તથા શત્રુઘ્ન, એ ચારે પુત્રો જાણે પોતાની ચારે ભુજાઓ જ હોય, એમ તેઓ માનતા હતા. ચાર ભાઈઓમાં મહાતેજસ્વી રામચંદ્ર પિતાને અત્યંત પ્રિય હતા; કારણ કે તે સર્વ પ્રાણીઓમાં બ્રહ્મદેવની પેઠે અતિ ગુણવાન હતા. રામચંદ્ર પ્રાકૃત મનુષ્ય નહોતા; પરંતુ સાક્ષાત્ સનાતન વિષ્ણુ ભગવાન હતા અને દેવોએ મદોન્મત્ત રાવણનો વધ કરવા માટે પ્રાર્થના કરવાથી તેમણે મનુષ્યલોકમાં અવતાર ધારણ કર્યો હતો.[5-7] મહારાણી કૌશલ્યા પણ જેમ દેવોમાં શ્રેષ્ઠ વજ્રધારી ઇંદ્રથી અદિતિ આનંદ પામે, તેમ અત્યંત તેજસ્વી પોતાના પુત્ર રામચંદ્રથી આનંદ પામતાં હતાં.[8] એ કૌશલ્યાના આનંદને વધારનારા દશરથપુત્ર રામચંદ્ર લાવણ્ય, સૌંદર્ય અને પરાક્રમસંપન્ન હતા. આખી પૃથ્વીમાં તેમના સમાન કોઈ પણ ગુણવાન્ નહોતું. છતાં તે કોઈના ગુણોમાં દોષ

રોપણ કરતા ન હતા. દશરથ રાજાના સર્વ ગુણો તેમનામાં હતા.[૯] તે નિરંતર શાંતચિત્ત રહીને કોમળ વાણી બોલતા હતા. કદાચ કોઈ તેમને કઠોર વાક્ય કહે તોપણ તે તેને કઠોર વાકયથી પ્રત્યુત્તર દેતા ન હતા.[૧૦] એ રામચંદ્ર પોતાનું અંતઃકરણ સ્વાધીન હોવાને લીધે બીજાએ કરેલા સેંકડો અપકારો સ્મરણમાં ન લાવતાં માત્ર એકાદ ઉપકારથી પણ સંતુષ્ટ થઈ જતા હતા. અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરતાં અવકાશના સમયમાં તેઓ શીલવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ સજ્જન પુરુષોની સાથે બેસીને શાસ્ત્રચર્ચા કરતા હતા. એ રામચંદ્ર બુદ્ધિમાન, ઉત્તમોત્તમ વક્તા અને મધુર તથા પ્રિય બોલનાર હતા. પોતે પરાક્રમી છતાં તેમને પોતાનાં મહાન પરાક્રમનો કિંચિત્ પણ ગર્વ ન હતો.[૧૧-૧૩] તે કદી પણ અસત્ય નહિ બોલનારા, વિદ્વાન તથા વૃદ્ધોને સત્કાર કરનારા તેમ જ પ્રજા ઉપર પ્રીતિ રાખી તેનુ હિત કરનારા હતા અને પ્રજા પણ તેમના પર પ્રીતિયુક્ત રહેતી હતી.[૧૪] એ રામચંદ્ર દયાળુ, ક્રોધને જીતેલા, બ્રાહ્મણોની પૂજા કરનારા, દીનજનો પર દયા રાખનારા, ધર્મજ્ઞ, નિરંતર દુષ્ટ જનો તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા, પવિત્ર,[૧૫] પોતાના કુળને યોગ્ય મતિવાળા ને સ્વકલ્યાણાર્થે સ્વધર્મને જ શ્રેષ્ઠ સમજી 'અતિ પ્રીતિપૂર્વક ક્ષાત્રધર્મને અનુસરી પ્રજાપાલન તથા શત્રુસંહાર કરવાથી જ ક્ષત્રિયને ઉત્તમ સ્વર્ગરૂપ ફળની પ્રાપ્તિ થાય છે,' એમ માનનારા હતા.[૧૬] એ રામચંદ્ર અકલ્યાણ કરનારાં અને શાસ્ત્રે નિષેધેલા કાર્યોમાં તથા ધર્મવિરુદ્ધ કથાઓમાં મૂળથી જ પ્રીતિરહિત હતા અને પોતાના વાકયનુ પ્રતિપાદન કરવામા બૃહસ્પતિની પેઠે ઉત્તરોત્તર યુક્તિપૂર્વક બોલનારા હતા.[૧૭] તે રોગરહિત, યુવાન, વાક્ચતુર, દૃઢ શરીરવાળા, દેશકાળ જાણનારા અને નિગ્રહ કે અનુગ્રહ કરવા સમયે 'મનુષ્યમાં રહેલા અધર્મ અથવા ધર્મને જાણનારા હતા. આ લોકમાં એવા ઉત્તમ ગુણવાન સાધુ પુરુષ એક રામચન્દ્ર જ નિર્માણ થયા હતા.[૧૮]

ઉપર વર્ણવેલા અને વક્ષ્યમાણ* શ્રેષ્ઠ ગુણોવાળા દશરથપુત્ર રામચંદ્ર પોતાના ગુણો વડે પ્રજાને જાણે બહાર વિચરનારા પોતાના પ્રાણ જ હોય, એવા પ્રિય લાગતા હતા.[૧૯] તેમણે બ્રાહ્મણત્વ પ્રાપ્ત કર્યા પછી÷ બ્રહ્મચર્યવ્રત પાળી, સર્વ વિદ્યાનો અભ્યાસ કરી સમાવર્તન કર્યું હતું. તથા યથાર્થ રીતે છ અંગો સહિત ચારે વેદો ભણવા ઉપરાત અસ્ત્રવિદ્યા તથા શસ્ત્રવિદ્યામાં પોતાના પિતા કરતાં પણ તેમણે શ્રેષ્ઠતા મેળવી હતી.[૨૦] તે કલ્યાણની જન્મભૂમિરૂપ, મહાસજ્જન, દીનતારહિત, દુઃખસમયે પણ સત્ય જ બોલનારા અને સરળ હતા. ધર્મ-અર્થને જોનારા વૃદ્ધ બ્રાહ્મણોએ તેમને શિક્ષણ આપ્યું હતું. એ રામચંદ્ર ધર્મ, અર્થ તથા કામનાં તત્ત્વોને સારી રીતે જાણનારા, સ્મરણશક્તિવાળા, પ્રતિભાવાન, લૌકિક વ્યવહારમાં પ્રવીણ અને ધર્મકુશળ હતા.[૨૧,૨૨] વળી તે અત્યંત વિનયવાળા, ગૂઢ અભિપ્રાયવાળા, મંત્રને ગુપ્ત રાખનારા, ઉત્તમ સહાયવાળા, જેના હર્ષ અને ક્રોધ નિષ્ફળ ન જાય એવા, સત્પાત્રે દાન કરવાના તથા ન્યાયથી દ્રવ્ય સંપાદન કરવાના સમયને જાણનારા,[૨૩] પોતાનાં માતાપિતા આદિ ગુરુવર્ગ ઉપર દૃઢ ભક્તિવાળા, સ્થિર બુદ્ધિવાળા, અસત્ વસ્તુનુ ગ્રહણ નહિ કરનારા, બીજાને ઉદ્વેગ થાય તેવું વચન નહિ બોલનારા, આળસરહિત, સાવધાન રહેનારા, પોતાના તથા પારકાના દોષો જાણનારા, શાસ્ત્રજ્ઞ, કોઈએ કરેલા અલ્પ ઉપકારને પણ નહિ વીસરનારા, પુરુષોની યોગ્યતા તથા અયોગ્યતાને જાણનારા, ન્યાયની રીતે નિગ્રહ કે અનુગ્રહ કરવામાં વિચક્ષણ,[૨૪,૨૫] સજ્જનોને સ્વીકારવા, તેઓના પરિવારનુ પાલન કરવું તથા દુષ્ટ પુરુષોને દંડ દેવો વગેરે કાર્યોમાં દેશકાળને જાણનારા, પ્રજા પાસેથી કર લઈને+ કોશવૃદ્ધિ કરવામાં ચતુર અને શાસ્ત્રમાં કહેલા નિયમ પ્રમાણે જ વ્યય કરનારા હતા.× એ રામચંદ્રે અસ્ત્રશસ્ત્ર

* હવે પછી આગળ કહેવામા આવશે એવા.

÷ યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી

+ ભ્રમર જેમ પુષ્પોમાંથી રસ ગ્રહણ કરે છે, પરંતુ તેથી પુષ્પોને પ્રત્યક્ષ રીતે કાંઈ પણ હાનિ થયેલી જણાતી નથી, તેમ રાજાએ પ્રજા પાસેથી કર વડે ધન ગ્રહણ કરવું. તિ. ટી.

× શાસ્ત્રમા કહ્યુ છે કે: 'ક્વચિદાયસ્ય ચાર્ધેન ચતુ-

વાપરવાની કળામાં અને પ્રાકૃતાદિ ભાષામિશ્રિત નાટક વગેરેમાં કુશળતા પ્રાપ્ત કરી હતી. તે ધર્મ અને અર્થનું રક્ષણ કરીને કામનું સેવન કરતા હતા. પોતાનાં કર્તવ્યોમાં આળસરહિત હતા.[૨૬,૨૭] રમતગમત માટેનાં ગીત, વાજિંત્ર તથા ચિત્રાદિ શિલ્પકર્મો જાણતા હતા, અર્થવિભાગ કરવાની રીતિને જાણતા હતા* અને હાથી, ઘોડા વગેરે વાહનો પર સવારી કરવામાં તથા તેઓને અનેક પ્રકારની ગતિઓ શીખવવામાં કુશળ હતા.[૨૮] એ રામચંદ્ર ધનુર્વિદ્યા જાણનારાઓમાં શ્રેષ્ઠ, સર્વ લોકોમા અતિરથી તરીકે પ્રખ્યાત થયેલા, શત્રુની સેના સામે થનારા, શત્રુઓ પર પ્રહાર કરનારા, સેનાના ચક્રવ્યૂહ વગેરે આકારો રચવામા નિપુણ,[૨૯] સંગ્રામ વિષે ક્રોધયુક્ત થયેલા દેવો તથા દૈત્યોથી પણ પરાભવ નહિ પામનારા, નિંદા, ક્રોધ તથા ગર્વ વિનાના અને પારકી સંપત્તિ જોઈને તે પર દ્વેષ નહિ કરનારા હતા.[૩૦] સર્વ પ્રાણીઓમાં કોઈ પણ તેમની ઉપેક્ષા કરવાને સમર્થ ન હતું; તેમ જ પોતે પણ પ્રાકૃત મનુષ્યની પેઠે કાળના વશવર્તી ન હતા. એ પ્રમાણે સર્વ ઉત્તમ ગુણોએ મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રમાં એકી વખતે વાસ કર્યો હતો.[૩૧] એ રામચંદ્ર પૃથ્વીના જેવા ક્ષમાદિ ગુણવાળા હોવાથી ત્રણે લોકોમાં સંમત થયા હતા. દેવોના ગુરુ બૃહસ્પતિ સરખા બુદ્ધિવાળા તથા ઇંદ્ર સરખા પરાક્રમી એ રામચંદ્ર પોતાના પૂર્વોક્ત ઉત્તમ ગુણો કે જે પ્રજાને ઇષ્ટ તથા પિતા દશરથને પ્રીતિ ઉપજાવનારા હતા તે વડે, જેમ પ્રકાશમાન સૂર્ય પોતાનાં કિરણો વડે શોભે છે તેમ શોભતા હતા.[૩૨,૩૩]

ઇંદ્ર સરખા તેજસ્વી રામચંદ્રને ઉત્તમ લક્ષણો તથા અજેય પરાક્રમસંપન્ન જોઈ, પૃથ્વી પર વસનારી સર્વ પ્રજા 'આ રામચંદ્ર આપણા નાથ–પાલક થાય તો સારું' એમ ઇચ્છવા લાગી. વળી લાંબા આયુષ્યવાળા અને વૃદ્ધ થયેલા મહારાજા દશરથને પણ, ઉપરોક્ત અનેક શ્રેષ્ઠ ગુણોવાળા રામચંદ્રને જોઈ અતિશય આનંદ થયો. તેઓ વિચાર કરવા લાગ્યા કે, 'મારા જીવતાં રામચંદ્ર રાજા કેવી રીતે થાય? હાલમાં મારા હૃદયને વિષે 'હું મારા પુત્રને રાજ્યાભિષિક્ત થયેલો ક્યારે જોઈશ?' એવી અભિલાષા થઈ આવી છે તે ક્યારે પૂર્ણ થાય![૩૪–૩૭] અહો! મારો પુત્ર રામચંદ્ર પ્રજાની આબાદી ઇચ્છનાર હોવાથી તથા સર્વ પ્રાણીઓ પર દયા કરનાર હોવાથી વૃષ્ટિ કરનારા મેઘની પેઠે સર્વ લોકમાં મારા કરતાં પણ પ્રિય થઈ પડ્યો છે. મારો પુત્ર રામ યમ અને ઇંદ્ર સરખો પરાક્રમી, બૃહસ્પતિ સમાન બુદ્ધિવાળો, પર્વત જેવા ધૈર્યવાળો અને મારાથી પણ વિશેષ ગુણવાળો છે.[૩૮,૩૯] માટે હું મારી આ વૃદ્ધાવસ્થામાં જ મારા પુત્રને આ આખી પૃથ્વીનું રાજ્ય કરતો જોઈશ અને તે પછી યોગ્ય કાળ આવતા સ્વર્ગમા જઈશ.' એવો વિચાર કરી દશરથે પોતાના પુત્ર રામચંદ્ર કે જે અત્યંત શ્રેષ્ઠ અને બીજા રાજપુત્રોમા ન હોય એવા લોકોત્તર અમાપ ગુણોથી યુક્ત હતા, તેમનો યુવરાજપદે અભિષેક કરવા માટે પોતાના પ્રધાનો સાથે મળીને નિશ્ચય કર્યો.[૪૦–૪૨] એ સમયે નક્ષત્રમંડળમાં, અંતરિક્ષમા અને પૃથ્વી પર મહાભયંકર ઉત્પાત થતા જોઈને તથા પોતાના શરીરમાં વૃદ્ધાવસ્થા આવેલી જોઈને દશરથ રાજાએ 'હવે આ શરીરનો ભરોસો નથી, માટે રામનો શીઘ્ર રાજ્યાભિષેક કરવો' એમ પોતાના મંત્રીઓને જણાવ્યું.[૪૩] વળી પોતે પણ જાણતા હતા કે પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળા મહાત્મા રામચંદ્રને રાજ્યાભિષેક કરવાથી પોતાના શોકની નિવૃત્તિ તથા પ્રજાને હર્ષની પ્રાપ્તિ થશે; માટે જ તેમણે રામચંદ્ર ઉપર

---

भागेन वा पुनः। पादमागैस्त्रिभिर्वापि व्यय. कार्यो नृपैरिह॥ રાજાએ ઘણું કરીને પોતાની ઊપજમાથી અર્ધ ભાગ, ત્રીજો ભાગ કે ચોથો ભાગ વ્યય (ખર્ચ) માટે રાખવો. તિ. ટી

* અર્થવિભાગ કરવાની રીતિ એવી છે કે.

'धर्माय यशसेऽर्थाय आत्मने स्वजनाय च।
पञ्चधा विभजन्वित्तमिहामुत्र च मोदते॥

મનુષ્ય જો પોતાના ધનનો ધર્મકાર્યો માટે, કીર્તિ પ્રાપ્ત કરવાના કાર્યો માટે, દ્રવ્યપ્રાપ્તિના કાર્યો માટે, પોતાના દેહના રક્ષણાર્થે તથા કુટુંબીઓ માટે એમ જુદા જુદા પાચ વિભાગ પાડી વ્યય કરે, તો તે આ લોક તથા પરલોકમા સુખી થાય છે'

પ્રજાની પ્રીતિ હોવાને લીધે અને 'રામ રાજા થવાથી પ્રજા સુખી થાઓ' એવો પોતાનો પ્રજા પર સદ્ભાવ હોવાથી પોતાના તથા પ્રજાના કલ્યાણાર્થે રૂડો સમય આવેલો જોઈને, રામચંદ્રના રાજ્યાભિષેક સંબંધી સઘળી સામગ્રીઓ તૈયાર કરવા માટે મંત્રીઓને ઉતાવળ કરવાનું કહ્યું પછી દશરથ રાજાએ તુરત જ જુદાં જુદાં નગરોમા વસનારા મુખ્ય મુખ્ય પુરુષોને તથા જુદા જુદા દેશના રાજાઓને પોતાના મંત્રીઓ દ્વારા તેડાવ્યા. આવેલા રાજાઓ વગેરેને યોગ્ય ઉતારા આપી અનેક પ્રકારનાં આભૂષણાદિ પદાર્થો વડે તેઓનો સત્કાર કર્યો. એ સમયે બ્રહ્મદેવ જેમ પોતાની પ્રજાને જુએ, તેમ દશરથ રાજા આનંદયુક્ત થયેલી પોતાની સર્વ પ્રજાને જોવા લાગ્યા.[૪૪-૪૭] રાજ્યાભિષેકની ઉતાવળને લીધે મહારાજા દશરથ કેકય રાજાને તથા જનક રાજાને તેડાવી શક્યા નહિ; પરંતુ તેમણે વિચાર્યું કે ભલે, તેઓ આ પ્રિય વાર્તા પાછળથી સાંભળશે[૪૮] ત્યાર પછી જ્યારે શત્રુઓનાં નગરોનો નાશ કરનારા મહારાજા દશરથ પોતાની સભામા આવી રાજ્યાસન પર બિરાજ્યા, ત્યારે રાજ્યાભિષેકનો મહોત્સવ જોવા આવેલા લોકસંમત સર્વ રાજાઓએ પણ તે સભામા પ્રવેશ કર્યો.[૪૯] તેઓ દશરથ રાજાએ દર્શાવેલાં અનેક પ્રકારનાં આસનો પર પોતપોતાની યોગ્યતાનુસાર દશરથ રાજાની સન્મુખ બેઠા.[૫૦] એ સમયે પોતાની સમીપ બેઠેલા, લોકોમાં માન પામેલા અને વિનયવાન એવા અનેક દેશના રાજાઓ, મુખ્ય પુરુષો તથા અયોધ્યાનિવાસી રાજસેવકો વગેરેથી વીંટાઈને બેઠેલા મહારાજા દશરથ દેવોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે શોભવા લાગ્યા.[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧લો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨જો

### રાજ્યાભિષેક માટે સભાસદોની સંમતિ

तत: परिषदं सर्वामामंत्र्य वसुधाधिप: ।
हितमुद्धर्षणं चैनमुवाच प्रथितं वच: ॥ १ ॥

સર્વ સભાસદો રાજસભામા સ્વસ્થચિત્ત થઈ બેઠા, ત્યાર પછી મહારાજા દશરથે તે સર્વને સંબોધીને સઘળી સભા સાંભળી શકે એવી રીતે હિતકર અને હર્ષજનક વચન કહેવા માંડ્યા.[૧] આ વેળા મહારાજા દશરથનો સ્વર હર્ષને લીધે દુંદુભિ સમાન ગંભીર, પ્રતિધ્વનિવાળો, રાજલક્ષણયુક્ત, મનોહર, અનુપમ અને રસયુક્ત હતો. એવા પ્રૌઢ સ્વર વડે મેઘની પેઠે સર્વ દિશાઓને ગજાવતાં તેમણે સર્વ સભાસદો પ્રત્યે કહ્યું :[૨,૩] 'હે નરવીરો! તમે સર્વ જાણો છો કે, આ મારા રાજ્યને મારા પૂર્વજ રાજેંદ્રોએ પુત્રની પેઠે પાળીને ઉત્તમ બનાવ્યું છે.[૪] તે જ ઇક્ષ્વાકુવંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓએ પાલન કરવાથી સુખી થયેલા આ સમસ્ત રાજ્યને હું આજે તેથી પણ અધિક સુખી કરવા ઇચ્છું છું.[૫] મારા પૂર્વજોએ આચરેલા માર્ગને અનુસરી ચાલતાં મારા સુખને પણ નહિ ઇચ્છીને, મેં આજ દિન સુધી યથાશક્તિ નિરંતર પ્રજાનું રક્ષણ કર્યું છે.[૬] મેં સઘળી પ્રજાનું હિત સાધતાં આ ધોળા છત્રની છાયા નીચે રહીને મારા આ શરીરને વૃદ્ધાવસ્થાએ પહોંચાડયું છે.[૭] હે સભ્યજનો! હું સાઠ હજાર વર્ષ જેટલું ઘણું લાંબું આયુષ્ય ભોગવી અત્યંત જીર્ણ થયેલા આ શરીરને પ્રજાપાલન કરવાની ચિંતાથી નિવૃત્ત કરી વિશ્રાંતિ આપવા ઇચ્છું છું.[૮] ક્ષત્રિયોના શૌર્ય વગેરે પ્રભાવો વડે વહન થઈ શકે એવી સઘળા રાજ્યની મોટી ધર્મધૂંસરી કે જેને અજિતેંદ્રિય મનુષ્યો વહન કરવા અસમર્થ છે, તેને લાંબા કાળથી વહન કરવાને લીધે હું શ્રમિત થઈ ગયો છું; માટે મારી સમીપ બેઠેલા આ સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણોની સંમતિથી હું મારા પુત્ર રામચંદ્રને પ્રજાહિતના કાર્ય(રાજ્ય)મા જોડીને વિશ્રામ લેવા ઇચ્છું છું.[૯,૧૦] હે નૃપતિઓ! મારો પુત્ર રામચંદ્ર ઇંદ્ર સમાન પરાક્રમી, શત્રુઓનાં નગરોને જીતનાર અને સર્વગુણસંપન્ન હોવાથી મારા કરતાં પણ શ્રેષ્ઠ છે;[૧૧] માટે હું પુષ્યનક્ષત્રવાળા ચંદ્રની પેઠે સર્વ કાર્યને સિદ્ધ કરનાર અને ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ એવા પુરુષોત્તમ રામચંદ્રને કાલે પ્રાતઃકાળે યુવરાજપદ પર અભિષેક કરવાનો છું; (તેને તમે સર્વ માન્ય કરશો.)[૧૨] હું ધારું છું કે લક્ષ્મણના મોટા

ભાઈ શ્રીમાન રામચંદ્ર તમો સર્વને માટે યોગ્ય રાજા છે. એના આધિપત્યથી તમે તો શું પણ આખું ત્રૈલોક્ય સનાથ થશે;[૧૩] માટે હવે હું શીઘ્ર આ સમગ્ર પૃથ્વી રામચંદ્રને સ્વાધીન કરી પ્રજાને અત્યંત સુખી કરીશ અને પ્રજાપાલનનો સઘળો ભાર પુત્રને સોંપી કલેશરહિત થઈશ. હે સભ્યજનો! મારો આ વિચાર જો તમો સર્વને અનુકૂળ અને યોગ્ય જણાતો હોય તો તમે સર્વ મને અનુમતિ આપો. જો કદાચ તમારો વિચાર મારાથી જુદો હોય તો મને કહો કે મારે શું કરવું[૧૪,૧૫] રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો મારો વિચાર જો કે મને તો અત્યંત પ્રીતિકર છે, પરંતુ તેથી ભિન્ન જો બીજું કાંઈ સર્વનું હિત થાય એવું હોય તો વિચારીને કહો; કેમ કે રાગદ્વેષથી રહિત એવા મધ્યસ્થ પુરુષોએ પૂર્વાપર પક્ષ બાંધીને કરેલો વિચાર અધિક સુખ આપનાર નીવડે છે.'[૧૬]

દશરથ રાજાના વચન સાંભળી હર્ષ પામેલા રાજાઓ વગેરે સર્વ સભાસદોએ વરસતા મેઘમંડળને જોઈને મધુર કેકારવ કરનારા મયૂરોની પેઠે, મધુર વાણીથી દશરથ રાજાની પ્રશંસા કરી, તેમના વચનોને અંગીકાર કર્યાં.[૧૭] તે સમયે સર્વ સામંત રાજાઓ અને અન્ય જનસમૂહોનો એકસામટો હર્ષજન્ય ધ્વનિ થવાથી આખી પૃથ્વીને કંપાવે એવો પ્રતિધ્વનિ થયો.[૧૮] પછી સભામાં એકઠા થયેલા બ્રાહ્મણો, રાજાઓ અને નગર તથા દેશદેશાંતરના પુરુષો ધર્માર્થકાર્યમાં વિવેકવાળા દશરથ રાજાના સંપૂર્ણ અભિપ્રાયને જાણીને રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે પરસ્પર વિચાર કરવા લાગ્યા; અને વારંવાર પૂર્વાપર વિચારોનું મનન કરવાથી એકસરખો નિશ્ચય કરી વૃદ્ધ મહારાજા દશરથને કહેવા લાગ્યા : 'હે પાર્થિવ! તમે હજારો વર્ષના વૃદ્ધ છો, માટે યુવરાજપદને યોગ્ય રામચંદ્રનો રાજ્યાભિષેક કરો. હે મહારાજ! મોટી ભુજાઓ અને મહાન બળવાળા શૂરવીર રામચંદ્ર મોટા હાથી ઉપર બેસીને જતા હોય તથા તેમનું શ્રીમુખ રાજછત્રની છાયાથી ઢંકાયું હોય એવું જોવાને અમે ઇચ્છીએ છીએ.[૧૯–૨૨]

પોતાના મનને પ્રિય લાગે એવું સભાસદોનું વચન સાંભળી મહારાજા દશરથે તેઓના વિચારને વિશેષ સ્પષ્ટ કરવા માટે અજાણ્યા થઈને પૂછ્યું :[૨૩] 'હે રાજાઓ! તમે કહો છો તે સત્ય છે; પરંતુ તમારું વચન સાંભળી મારા મનમાં એક સંશય ઉત્પન્ન થાય છે તે સાભળો અને તેનો યથાર્થ ઉત્તર આપો. હું તમારો રાજા છું અને ધર્મ વડે પૃથ્વીનુ પાલન કર્યે જાઉં છું, છતા તમે સૌ મહાબળવાન યુવરાજ રામચંદ્રને રાજ્યાભિષેક કરાવી તેને પોતાના રાજા થયેલા જોવાને કેમ ઇચ્છો છો?'

મહારાજાનું પ્રશ્ન વચન સાંભળી સર્વ સભાસદોએ ઉત્તર આપ્યો : 'હે મહારાજ! દેવ સમાન કાંતિવાળા અને બુદ્ધિમાન તમારા પુત્ર રામચંદ્રમાં પ્રજાનુ કલ્યાણ કરનારા અને શત્રુઓને પણ પ્રીતિ તથા આનંદ ઉપજાવનારા અનેક ગુણો રહેલા છે, તે તમને કહીએ છીએ, સાંભળો.[૨૪–૨૭] હે મહારાજાધિરાજ! તમારા યુવરાજ કુમાર રામચંદ્ર દિવ્ય ગુણો વડે ઇંદ્ર સરખા સત્ય પરાક્રમી છે; અને ઇક્ષ્વાકુવંશમા ઉત્પન્ન થયેલા સર્વ પુરુષો કરતા અધિક છે.[૨૮] આ લોકમાં એ રામચંદ્ર સત્યવાદી, સત્યપરાયણ અને સત્પુરુષ છે તથા આ જગતમાં ઋદ્ધિસિદ્ધિ સહિત ધર્મ તેમના લીધે જ પ્રવૃત્ત થયો છે. વળી તમારા પુત્ર રામચંદ્ર પ્રજાને સુખ આપવામાં ચંદ્ર સરખા, ક્ષમા કરવામાં પૃથ્વી સરખા, બુદ્ધિમા બૃહસ્પતિ સરખા અને પરાક્રમમાં સાક્ષાત્ ઇંદ્ર જેવા છે.[૨૯,૩૦] એ રામચંદ્ર ધર્મ જાણનારા, સત્ય પ્રતિજ્ઞાવાળા, ઉત્તમ સ્વભાવવાળા, ઈર્ષ્યારહિત. ક્ષમાવાન, દુઃખી જનને શાતિ આપનારા, મધુર વચન બોલનારા, કરેલા ઉપકારને જાણનારા, જિતેંદ્રિય, નમ્ર, દૃઢ નિશ્ચયવાળા. નિરંતર દર્શન કરવા યોગ્ય સ્વરૂપવાળા, કોઈની પણ નિંદા નહિ કરનારા, સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રિય તથા સત્ય વચન કહેનારા અને બહુશ્રુત વૃદ્ધ બ્રાહ્મણોની સેવા કરનારા છે. તેમની અતુલિત કીર્તિ, યશ અને તેજ નિરંતર વૃદ્ધિ પામે છે.[૩૧–૩૩] એ રામચંદ્ર દેવ અસુર તથા મનુષ્યોની સર્વ પ્રકારની અસ્ત્રવિદ્યામાં કુશળ છે. તેમણે રૂડી રીતે બ્રહ્મચર્યવ્રત પાળી વિદ્યાભ્યાસ

કર્યો છે અને છ અંગો સહિત યથાર્થ વેદાધ્યયન કર્યું છે. ગાંધર્વવેદમાં તો તે આખી પૃથ્વીમાં શ્રેષ્ઠ છે. તે કલ્યાણોની નિવાસભૂમિ, સજ્જન, દીનતા રહિત તથા મહાબુદ્ધિશાળી છે.[૩૪,૩૫] હે રાજાધિરાજ! ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રમાં કુશળ બ્રાહ્મણો-એ તેમને શિક્ષણ આપેલું છે. વળી તમારા પુત્ર એ રામચંદ્ર ગ્રામ અથવા નગરનું રક્ષણ કરવા માટે જ્યારે પોતાના નાના ભાઈ લક્ષ્મણને સાથે લઈને સંગ્રામમાં શત્રુની સામે જાય છે, ત્યારે જીત્યા વિના પાછા ફરતા નથી; સંગ્રામમાંથી જીતીને પાછા આવ્યા પછી હાથી કે ઘોડા પર સવાર થયેલા એ રામચંદ્ર જેમ પિતા પોતાના પુત્રોને કુશળ પૂછે, તેમ સર્વ નગરવાસીઓને સ્વજન તુલ્ય ગણી તેઓના પુત્રો, અગ્નિ, સ્ત્રીઓ, દૂતો અને શિષ્યો સંબંધી સર્વ પ્રકારની કુશળતા પૂછે છે. તે નરશ્રેષ્ઠ રામચંદ્ર બ્રાહ્મણોને આ પ્રમાણે પૂછે છે કે, 'હે મહાત્માઓ! આપના શિષ્યો સદાકાળ આપની શુશ્રૂષા તો કરે છે ને?' વળી ક્ષત્રિયોને પૂછે છે: 'તમારા સેવકો શસ્ત્રાસ્ત્રને ધારણ કરી સાવધાનપણે નિત્ય તમારી આજ્ઞાને અનુસરે છે ને?' વળી એ રામચંદ્ર અન્ય મનુષ્યોને દુઃખી જોઈ પોતે દુઃખ-યુક્ત થાય છે, જ્યારે પ્રજાને ઉત્સવના દિવસો હોય છે, ત્યારે રામચંદ્ર પિતાની પેઠે સંતુષ્ટ રહે છે. તે સત્યવચની, મોટા ધનુષને ધારણ કરનારા, વૃદ્ધ-વડીલ જનોનું સેવન કરનારા, ઇંદ્રિયોને વશ કરનારા,[૩૬–૪૧] અલ્પ હાસ્યપૂર્વક ભાષણ કરનારા, સર્વ પ્રકારે ધર્મનો જ આશ્રય કરનારા, સર્વને ઉત્તમ માર્ગે દોરનારા, ક્લેશ કે વ્યર્થ વિવાદવાળી વાતોમાં પ્રીતિ નહિ રાખનારા,[૪૨] ઉત્તરોત્તર યુક્તિઓ કહેવામાં બૃહસ્પતિ સરખા, સુંદર ભ્રૂકુટી-વાળા અને કર્ણપર્યંત વિશાળ તથા રાતાં નેત્રવાળા છે હે મહારાજા! તમારા પુત્ર રામચંદ્રનું અસાધારણ સ્વરૂપસૌંદર્ય જોતાં અમને તો એમ લાગે છે કે, તે સાક્ષાત્ વિષ્ણુ જ છે.[૪૩] હે મહારાજા-ધિરાજ! સર્વ લોકને આનંદ આપનારા તમારા પુત્ર રામચંદ્ર શૌર્ય, વીર્ય તથા પરાક્રમ વગેરે પ્રજા-પાલન કરવાના સઘળા ગુણોથી યુક્ત છે. તેમની ઇંદ્રિયો વિષયોમાં લુબ્ધ થયેલી નહિ હોવાથી તે સઘળા ત્રૈલોક્યનું રાજ્ય કરવા સમર્થ છે, તો પછી એકલી આ પૃથ્વી( અયોધ્યા રાજ્ય )નું રાજ્ય કરવું એ એમને શી વિસાતમાં છે? હે મહારાજ! રામચંદ્રનો ક્રોધ કે કૃપા કદાપિ નિરર્થક થતાં નથી.[૪૪] વળી રામચંદ્ર હણવા યોગ્ય અપરાધીઓને ન્યાય-થી હણે છે, નિરપરાધીઓ ઉપર ક્રોધ કરતા નથી તથા જેના પર પોતે પ્રસન્ન થાય, તેને હર્ષપૂર્વક યથેચ્છ પદાર્થો આપી સંતુષ્ટ કરે છે, સર્વ પ્રજાને હિતકર, મનુષ્યોને પ્રીતિ ઉપજાવનારા તથા સ્વમનો-નિગ્રહાદિ ઉત્તમ ગુણોવાળા રામચંદ્ર જેમ પ્રકાશમાન સૂર્ય પોતાનાં કિરણો વડે શોભે છે તેમ શોભી રહ્યા છે.[૪૫–૪૭] તેથી જ પૃથ્વી પર વસનારી સર્વ પ્રજા 'સર્વગુણસંપન્ન, સત્યપરાક્રમી અને ઇંદ્ર સરખા તેજસ્વી રામચંદ્ર અમારા રાજા થાય' એમ ઇચ્છે છે.[૪૮] હે રઘુવંશી રાજન્! તમારા પુત્ર રામચંદ્ર અમારા સર્વના ભાગ્યે પ્રજાનું પાલન કરવાને સમર્થ થયા અને તમે પણ પોતાના ભાગ્ય-યોગને લીધે મરીચિપુત્ર કશ્યપ સરખા ઉત્તમ ગુણવાળા પુત્રને પ્રાપ્ત થયા, એ બહુ રૂડું થયું. હે મહારાજાધિરાજ! એકલા અમે જ નહિ, પરંતુ સ્વર્ગમાં વસનારા દેવો, અસુરો, મનુષ્યો, ગંધર્વો, નાગલોકો તેમ જ આખા રાજ્યમાં વસનારાં સર્વ મનુષ્યો અને સેવક વગેરે સૌ કોઈ મહાસમર્થ રામચંદ્રનાં બળ, આયુષ્ય તથા આરોગ્યની અભિ-વૃદ્ધિ ઇચ્છે છે.[૪૯–૫૧] આખા રાજ્યમાં વસનારી વૃદ્ધ તથા યુવાન સર્વ સ્ત્રીઓ પણ રામચંદ્રને રાજ્યાભિષેક થવા માટે સવારસાંજ દેવોને પ્રણામ કરી પ્રાર્થના કરે છે; માટે હે દેવ! તમારી કૃપા વડે તેઓ સર્વની ઇચ્છા પરિપૂર્ણ થાઓ.[૫૨] હે રાજશ્રેષ્ઠ! અમે સર્વ નીલકમળ સરખા શ્યામ વર્ણવાળા અને સર્વ શત્રુઓનો સંહાર કરનારા તમારા પુત્ર રામચંદ્રને યુવરાજપદે અભિષિક્ત થયેલા જોવા ઇચ્છીએ છીએ. હે વર આપનારા! છેવટે અમારી એટલી જ વિનંતિ છે કે, તમે સર્વ લોકનું હિત કરવામાં પ્રીતિવાળા, ઉદાર ગુણવાળા અને વિષ્ણુ સરખા સ્વરૂપવાન તમારા પુત્ર રામ-

ચંદ્રનો અમો સર્વના હિતાર્થે સત્વર રાજ્યાભિષેક કરો.[૫૩,૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨ જો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩ જો

### રાજ્યાભિષેક માટેની તૈયારીઓ

तेषामंजलिपद्मानि प्रगृहीतानि सर्वशः ।
प्रतिगृह्य प्रवीद्राजा तेभ्यः प्रियहितं वचः ॥ १ ॥

સર્વ સભાસદોએ હાથ જોડી કહેલાં વચનોને યથાયોગ્ય માન્ય કરી મહારાજા દશરથે તેઓ સર્વ પ્રત્યે હિતકર અને પ્રિય વચન કહ્યું :[૧] 'અહો ! હું આજે પરમ આનંદને પ્રાપ્ત થયો છું અને મારો પ્રભાવ અતુલિત થયો છે; કારણ કે તમે સર્વ મારા પ્રિય પુત્ર રામચંદ્રને યુવરાજપદે વિરાજેલા જોવા ઇચ્છો છો.'[૨] એવું કહી દશરથ રાજાએ સર્વ સભાસદોનો સત્કાર કર્યો અને પછી તેઓએ સર્વના સાંભળતાં મહર્ષિ વસિષ્ઠ તથા વામદેવને કહ્યું :[૩] 'હે મુનિશ્રેષ્ઠો ! આપણા રામચંદ્રનો યુવરાજપદે અભિષેક કરવા માટે સર્વ સામગ્રીઓ હમણાં જ તૈયાર કરાવો; કારણ કે હાલમાં વનોને પુષ્પો વડે સુશોભિત કરનારી ઋતુ વસંત અને પવિત્ર માસ ચૈત્ર ચાલે છે.'[૪]

મહારાજા દશરથનું આટલું વાક્ય પૂરું થતાંમાં તો સર્વ સભાજનોનો મોટો હર્ષનાદ થવા લાગ્યો. થોડીક વારે એ મહાનાદ શાંત થયો એટલે દશરથ રાજાએ વસિષ્ઠ તથા વામદેવ ઋષિને પુનઃ પણ કહ્યું : 'હે ભગવન્ ! હવે વિલંબ ન કરતાં રામચંદ્રને પટ્ટાભિષેક કરવા માટે જે જે સાહિત્યોની જરૂર હોય તે તે સર્વ તૈયાર કરવા આજે જ તમારે પ્રધાનોને આજ્ઞા કરવી જોઈએ.'

દશરથ રાજાનું વચન સાંભળી મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તુરત જ તેમની આગળ હાથ જોડી ઊભા રહેલા પ્રધાનોને આજ્ઞા આપતાં કહ્યું : 'હે પ્રધાનવરો ! તમે સત્વર આટલી વસ્તુઓ તૈયાર કરો. સુવર્ણ વગેરે રત્નો,÷ વિઘ્નનિવારણાર્થે પૂજાના દ્રવ્યો, સર્વૌષધિ,[૫-૮] શ્વેત પુષ્પ, ડાંગર, મધથી ભરેલું પાત્ર, ઘૃતપાત્ર, અહત વસ્ત્રો,× રથ, સર્વ પ્રકારનાં આયુધો,[૯] હાથી, ઘોડા, રથ તથા પાળાઓવાળી ચતુરંગિણી સેના, રાજાને બેસવા યોગ્ય ઉત્તમ લક્ષણવાળો ગજેંદ્ર, બે ચામર, ધ્વજ, શ્વેત છત્ર,[૧૦] અગ્નિ સમાન દેદીપ્યમાન એકસો સોનાના કળશ, સુવર્ણનાં શિંગડાંવાળો વૃષભ, નખ સહિત અખંડિત વ્યાઘ્રચર્મ.[૧૧] અને એ ઉપરાંત બીજી પણ જે જે વસ્તુઓ ઉપયોગી જણાય તે સર્વ પ્રાતઃકાળે આપણા મહારાજાની અગ્નિહોત્રશાળામાં તૈયાર કરાવી રાખો. રાજમહેલનાં, અંતઃપુરનાં તથા નગરનાં સઘળાં દ્વારોને ચંદન, પુષ્પમાળાઓ અને સુગંધવાળા ધૂપ વડે સુશોભિત કરો;[૧૨,૧૩] તેમ જ એક લાખ બ્રાહ્મણો તૃપ્ત થાય તેટલું ઉત્તમ સ્વાદિષ્ટ અન્ન દહીં તથા દૂધથી તૈયાર કરો અને પ્રાતઃકાળે ઉત્તમ બ્રાહ્મણોને સત્કારપૂર્વક જમાડો. વળી તેઓને ઘી, દહીં, ડાંગર અને પુષ્કળ દક્ષિણા આપો.[૧૪,૧૫] કાલે સૂર્યોદય થતાં જ સ્વસ્તિવાચનની ક્રિયા થનાર છે; માટે હમણાં જ બ્રાહ્મણોને નિમંત્રણ કરાવો તથા તેઓને માટે આસનો પણ ગોઠવી તૈયાર રખાવો. આખા નગરમાં ચારે બાજુ પતાકાઓ બંધાવો; રાજમાર્ગો ઉપર જળનો છંટકાવ કરાવો અને સુંદર અલંકારો ધારણ કરનારી ગણિકાઓને તથા તાલ-સ્વર જાણનારા પુરુષોને રાજમહેલની બીજી અડાળી આગળ આવી ઊભા રહેવાનું કહો. વળી પ્રાતઃકાળે તમે નગરના સર્વ દેવસ્થાનો તથા રાજમાર્ગોની બન્ને બાજુ પર આવેલાં વૃક્ષો આગળ જઈ તે તે સ્થાનના અધિષ્ઠાતા દેવોનું ચંદન-પુષ્પાદિ વડે પૂજન કરો અને તેઓને દક્ષિણા સહિત ભાત તથા બીજા અનેક પ્રકારના ભક્ષ્ય પદાર્થોનાં પૃથક્ પૃથક્ બલિદાન મૂકો; તેમ જ ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરનારા શૂરવીર પુરુષોને મોટી તલવાર અને ચર્મમય ઢાલને ગ્રહણ કરી મહારાજા દશરથના મહોત્સવવાળા આંગણામાં આવી ઊભા રહેવાનું કહો.'

એ પ્રમાણે આજ્ઞા કરી બન્ને મહર્ષિઓ જે

÷ સુવર્ણ, કુલિશ, નીલ, પદ્મરાગ અને મૌક્તિક, એ પાંચ રત્નો કહેવાય છે.

× શાળ પરથી વણાઈને તુરતમાં ઊતરેલા વસ્ત્રને 'અહત વસ્ત્ર' કહે છે

કાંઈ પોતાને (પુરોહિતને) કરવા યોગ્ય કાર્યો હતાં તે સર્વ કરવા લાગ્યા. વળી જે કાંઈ બાકી રહી જતું હતું તે પણ તેઓએ મહારાજાને જણાવી સંપૂર્ણ કરી લીધું. પછી હર્ષયુક્ત થયેલા એ બન્ને મહાત્માઓએ દશરથ રાજાને જણાવ્યું, હે રાજન્! તમારા કહેવા પ્રમાણે સર્વ રીતે તૈયારી થઈ ચૂકી છે. માટે હવે તમારે પણ તત્પર થવું યોગ્ય છે.'

એવું સાંભળી મહાન કાંતિવાળા દશરથ રાજાએ પોતાના વૃદ્ધ પ્રધાન સુમંત્રને બોલાવી કહ્યું :[૧૬-૨૨] 'હે સુમંત્ર! તું ધર્મ વિષે દૃઢ નિશ્ચયવાળા રામચંદ્રને સત્વર મારી પાસે તેડી લાવ'

મહારાજા દશરથની આજ્ઞાને માન્ય કરી સુમંત્ર તુરત રથ જોડી રામચંદ્રની પાસે ગયો અને તેમને રથમાં બેસાડી રાજસભા પ્રત્યે આવવા લાગ્યો. એ સમયે મહારાજા દશરથ રાજમહેલના પ્રાસાદ[×] ઉપર બેઠા હતા; અને તેમની પાસે ચારે તરફ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ દિશામાં આવેલા દેશોના રાજાઓ, મધ્ય દેશના આર્ય રાજાઓ અને બીજા પણ વનો તથા પર્વતોની તળેટીના મ્લેચ્છ રાજાઓ બેઠા હતા. તેઓ સર્વ જેમ દેવો ઇંદ્રની ઉપાસના કરે, તેમ મહારાજા દશરથની ઉપાસના કરતા હતા. સર્વ રાજાઓની મધ્યે વિરાજેલા દશરથ રાજા મરુદ્ગણોની મધ્યે રહેલા ઇંદ્રની પેઠે શોભતા હતા. તેમણે રાજમહેલના પ્રાસાદ પર બેઠા બેઠા જ, ગંધર્વરાજ સરખા સ્વરૂપવાળા અને સર્વત્ર પ્રખ્યાત પરાક્રમવાળા પોતાના પુત્ર રામચંદ્રને પોતાની તરફ આવતા જોયા. મોટી ભુજાઓવાળા, મહાન બળવાળા, મદોન્મત્ત હસ્તી સમાન ગતિ કરનારા, ચંદ્ર સરખા રમણીય મુખવાળા, અત્યંત પ્રીતિ ઉપજાવે એવી આકૃતિવાળા. પોતાનાં રૂપ તથા ઔદાર્યના ગુણો વડે અન્ય મનુષ્યોની દૃષ્ટિ તથા ચિત્તને હરણ કરનારા અને ગરમીથી તાપ પામેલી પ્રજાને હર્ષ ઉપજાવનારા મેઘની પેઠે ધીમેધીમે પોતાની સામે આવનારા રામચંદ્રની મનોહર મૂર્તિને વારંવાર નીરખવા છતાં દશરથ રાજા તૃપ્ત થયા નહિ. એમ કરતાં થોડીક વારમાં રામચંદ્રનો રથ રાજમહેલના દ્વાર આગળ આવી પહોંચ્યો; એટલે સુમંત્રે રામચંદ્રને તેમાંથી ઉતારીને રાજમહેલમાં પ્રવેશ કરાવ્યો અને પોતે પણ હાથ જોડીને તેમની પાછળ ચાલ્યો. પોતાના પિતાની પાસે જવા માટે રામચંદ્ર કૈલાસ પર્વતના શિખર સમાન રાજમહેલના એક પછી એક મજલા ઉપર ચઢતા સુમંત્ર સહિત પ્રાસાદ પર જઈ પહોંચ્યા; ત્યાં પહોંચતાં જ રામચંદ્રે હાથ જોડી નમ્રતાપૂર્વક પોતાના પિતાની પાસે જઈને અને પોતાના નામનું ઉચ્ચારણ કરીને[+] તેમના ચરણમાં પ્રણામ કર્યા.

એ પ્રમાણે પોતાને પ્રણામ કરી હાથ જોડી સમીપ ઊભેલા પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને જોઈ મહારાજા દશરથે તેમને પોતાના બન્ને હાથથી ખેંચી લીધા અને અત્યંત પ્રેમપૂર્વક હૃદય સાથે ચાંપી પ્રથમથી તૈયાર કરી રાખેલા મણિ તથા સુવર્ણજડિત રમણીય આસન પર બેસવા આજ્ઞા કરી. રામચંદ્ર તે આસન પર વિરાજીને જેમ ઉદય વખતે સૂર્ય પોતાની કાંતિ વડે મેરુ પર્વતને શોભાવે છે, તેમ તે આસનને શોભાવવા લાગ્યા. એ સમયે રામચંદ્રના બિરાજવાથી પ્રકાશિત થયેલી સઘળી રાજસભા શરદઋતુમાં ચંદ્ર વડે પ્રકાશિત થયેલા નિર્મળ ગ્રહો તથા નક્ષત્રોવાળા આકાશની પેઠે શોભવા લાગી. મહારાજા દશરથ પણ જાણે સંપૂર્ણ અલંકારોથી સુશોભિત કરેલા અને પોતાની સામે રહેલા અરીસામાં પ્રતિબિંબિત થયેલા પોતાના સ્વરૂપને જ જોતા હોય, એમ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને જોઈ સંતુષ્ટ થયા. પછી જેમ કશ્યપ મુનિ પોતાના પુત્ર ઇંદ્રને બોલાવે છે, તેમ પુત્રવાનોમાં શ્રેષ્ઠ દશરથ રાજાએ આસન પર સ્વસ્થ થઈ બેઠેલા પુત્ર રામચંદ્રને સંબોધી કહ્યું : 'હે વત્સ રામ! મારી જ્યેષ્ઠ સ્ત્રી વિષે તારા

× મહેલનો સૌથી ઊંચામાં ઊંચો માળ જ્યાંથી આખું નગર દૃષ્ટિએ પડે તે.

+ ગુરુ વગેરે વડીલોને અભિવંદન-પ્રણામ કરવામાં એવો નિયમ છે કે પોતાનાં નામ-ગોત્રાદિના ઉચ્ચારણપૂર્વક તેમને પ્રણામ કરવા. જેમ કે : 'अमुकनामा अहं भो गुरो त्वामभिवादयामि।'

સરખો યોગ્ય પુત્ર ઉત્પન્ન થયો છે, તે જોઈ હું અતીવ આનંદમગ્ન થયો છું. હે પ્રિય પુત્ર! તું ગુણો વડે મારા કરતાં પણ શ્રેષ્ઠ થયો છે, માટે મને ઘણો જ પ્રિય લાગે છે. વળી પોતાના ગુણો વડે તેં સઘળી પ્રજાને પણ રંજિત કરી છે;[૨૩–૪૦] માટે આ પુષ્યયોગમાં[ક] જ તું યુવરાજપદને ગ્રહણ કર. તું સહજ સ્વભાવથી જ ગુણવાન છે અને પ્રજાવર્ગે પણ તને રાજ્યાભિષેક કરવા માટે નિર્ણય કર્યો છે.[૪૧] હે પુત્ર! જોકે તું ગુણવાન છે, તોપણ તારા પરના અત્યંત સ્નેહને લીધે, હું તને હિતવચન કહું છું. તું વિનયવાન છે તે કરતાં પણ અધિક વિનયવાન થઈને નિરંતર ઇંદ્રિયોનો જય કરનાર થજે.[૪૨] હે વત્સ! કામ તથા ક્રોધથી ઉત્પન્ન થનારાં વ્યસનોથી+ તું નિરંતર દૂર રહેજે. પોતાના ગુપ્ત દૂતોના મુખે અનેક દેશની વાતો જાણીને પોતાના તથા શત્રુઓના રાજ્યના બળાબળ સંબંધી પરોક્ષ વિચાર કરજે. નિરંતર સભામાં બેસી પ્રજાનો ન્યાય કરવામાં પ્રત્યક્ષ વિચારવાન થજે. એ પ્રમાણે વર્તવાથી અમાત્યાદિ સર્વ પ્રજાને તું આનંદ આપનારો થજે. વળી ધનધાન્યના કોઠાર તથા આયુધાગાર× સહિત રત્ન, સુવર્ણ, રૌપ્ય અને ઉત્તમ વસ્ત્રાદિના ભંડારોને સારી રીતે પરિપૂર્ણ કરજે. હે રામ! જે રાજા પોતાની પ્રજાને રાજી રાખી તેને પોતાના ઉપર સ્નેહવાળી બનાવે છે, તેના સર્વ મિત્રો તેને જોઈને, જેમ દેવો અમૃત પામી આનંદયુક્ત થાય છે, તેમ આનંદ પામે છે.[૪૩–૪૫] માટે હે પુત્ર! તું પોતાના મનનો નિગ્રહ રાખી એ પ્રમાણે વર્તનારો થજે.'

દશરથ રાજાનાં ઉપર્યુક્ત વચન સાંભળી રામચંદ્રનું પરમ પ્રિય ઇચ્છનારા મિત્રોએ શીઘ્ર ગતિથી કૌશલ્યા પાસે જઈ રામચંદ્રને રાજ્યાભિષેક થવાની વધામણી કહી. એ સાંભળતાં જ મહાન હર્ષમાં આવેલાં કૌશલ્યાએ તે વધામણી કહેનારાઓને સુવર્ણ, ગાયો તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં.

સર્વ જનસમાજથી સન્માન પામેલા રામચંદ્ર પણ પોતાના પિતાને પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા લઈને રથમાં બેસી પોતાના વિલાસભવન પ્રત્યે ગયા.[૪૬–૪૮]

ત્યાર પછી દશરથ રાજાનાં પૂર્વોક્ત વચન સાંભળી જાણે પોતાને અણધાર્યો ઇષ્ટ લાભ થયો હોય એમ અત્યંત હર્ષ પામેલા નગરવાસી જનો મહારાજા દશરથની આજ્ઞા લઈ પોતપોતાને ઘેર ગયા; અને રામચંદ્રને નિર્વિઘ્ને રાજ્યાભિષેક થવા માટે પોતપોતાના ઇષ્ટદેવોનું પૂજન કરવા લાગ્યા.[૪૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩જો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪થો

## રામચંદ્રને રાજ્યાભિષેકનું નિવેદન

गतेष्वथ नृपो भूयः पौरेषु सह मंत्रिभिः ।
मंत्रयित्वा ततश्चक्रे निश्चयज्ञः स निश्चयम् ॥ १ ॥

સર્વ સભાસદો રાજાની આજ્ઞા મળવાથી વિદાય થયા. પછી દેશકાળનો નિયમ જાણનારા મહારાજા દશરથે ફરી પણ મંત્રીઓ સાથે વિચાર કરી નિશ્ચય કર્યો: 'આવતી કાલે પુષ્યયોગ છે, માટે કમળપત્ર સરખા નેત્રવાળા યુવરાજ રામચંદ્રને કાલે જ રાજ્યાભિષેક કરવો.'[૧,૨] એવો નિશ્ચય કરી મહારાજા દશરથ ત્યાંથી ઊઠી પોતાના અંતઃપુરમાં ગયા અને સુમંત્રને બોલાવી આજ્ઞા કરી: 'હે સુમંત્ર! તું પુનઃ રામચંદ્રને મારી પાસે તેડી લાવ.'[૩] મહારાજાની આજ્ઞા થતાં જ તેને માન્ય કરી સુમંત્ર રામચંદ્રને તેડવા માટે સત્વર તેમના મહેલ આગળ જઈ પહોંચ્યા;[૪] અને દ્વારપાળો સાથે પોતાના આગમનના સમાચાર રામચંદ્રને વિદિત કરાવ્યા, ત્યારે રામચંદ્રને, સુમંત્રને પુનઃ આવેલો સાંભળી 'અરે, હું હમણાં જ પિતાની

---

ક ચંદ્ર અને પુષ્ય નક્ષત્રના યોગને 'પુષ્યયોગ' કહે છે

+ સ્ત્રી, દ્યૂત મૃગયા અને મદ્યપાનાદિ વ્યસનો કામથી ઉત્પન્ન થાય છે તથા વાણીની કટુતા, ઉગ્ર દંડ દેવો અને અર્થદૂષણ વગેરે વ્યસનો ક્રોધથી ઉત્પન્ન થાય છે

× શસ્ત્રાસ્ત્રો રાખવાના ભંડાર અથવા તે તૈયાર કરવાનાં કારખાનાં.

પાસેથી આવ્યો છું અને વળી પુનઃ તેમણે સુમંત્રને શા માટે મોકલ્યો હશે?' એવી શંકા થઈ.[૫] પછી તેમણે દ્વારપાળો દ્વારા સુમંત્રને પોતાના ભવનમાં પ્રવેશ કરાવ્યો અને તેને ઉતાવળથી પૂછ્યું: 'હે સુમંત્ર! તારે મારી પાસે પુનઃ શા કારણે આવવું પડ્યું છે, તે સઘળું મને કહે!'[૬]

રામચંદ્રનું વચન સાંભળી સુમંત્રે કહ્યું: 'હે નૃપનંદન! તમારા પિતા દશરથ રાજા ફરીથી તમને મળવા ઇચ્છે છે. (એ સમાચાર કહેવાને જ હું તમારી પાસે આવ્યો છું.) હવે તમારે પિતા પાસે આવવું કે ન આવવું, એ તમારી મરજી ઉપર છે.[૭]

સુમંત્રનું વચન સાંભળી રામચંદ્ર તેની સાથે જ પોતાના પિતાને મળવા માટે સત્વર રાજમહેલ પ્રત્યે ચાલ્યા.[૮] ત્યાં જઈ તેમણે દ્વારપાળો દ્વારા પોતાના આવવાની ખબર કરાવી, ત્યારે પોતાના પુત્રને પ્રિય સમાચાર કહેવાની ઇચ્છાવાળા દશરથ રાજાએ તેમને અંદર આવવા આજ્ઞા કરી; એટલે શ્રીમાન રામચંદ્રે પોતાના પિતાના ભવનમા પ્રવેશ કર્યો અને ત્યાં બેઠેલા પિતાને દૂરથી જ જોઈ હાથ જોડી સાષ્ટાંગ પ્રણામ કર્યા. દશરથ રાજાએ પ્રણામ કરતા પોતાના પુત્ર રામચંદ્રને ઉઠાડી પોતાના હૃદય સાથે ચાંપ્યા અને તેમને તથા સુમંત્રને આસન પર બેસવાની આજ્ઞા કરી. પછી મહારાજાએ કહ્યું:[૯-૧૧] 'હે રામ! હવે હું લાંબું આયુષ્ય ભોગવી વૃદ્ધ થયો છું, મેં યથેષ્ટ ભોગો ભોગવ્યા છે અને જેમા ઘણા અન્ન તથા દક્ષિણા અપાય છે, એવા સેંકડો યજ્ઞો વડે દેવોનું યજન પણ કર્યું છે.[૧૨] વળી મને તારા જેવો પ્રિય અને અનુપમ પુત્ર પણ પ્રાપ્ત થયો છે. હે પુરુષશ્રેષ્ઠ! મેં મારી ઉંમરમા અનેક દાનો કર્યાં છે, યજ્ઞો કર્યા છે તથા વિદ્યાભ્યાસ પણ કર્યો છે.[૧૩] હે વીર! મેં અનેક પ્રકારનાં ઇચ્છિત સુખોનો અનુભવ પણ કર્યો છે અને હું દેવ, ઋષિ, પિતૃ, બ્રાહ્મણ તથા પોતાના ઋણથી મુક્ત થઈ ચૂક્યો છું.[૧૪] હવે મારે તને રાજ્યાભિષેક કરવા સિવાય બીજું કાંઈ પણ કાર્ય અવશેષ રહ્યું નથી; માટે હું તને એ સંબંધી જે કાંઈ કહું તે પ્રમાણે વર્તવાને તું યોગ્ય છે.[૧૫] હે પ્રિય રામ! આજે આપણી સર્વ પ્રજા તને રાજા થયેલો જોવા ઇચ્છે છે; માટે હે પુત્ર! હું તારો યુવરાજપદે અભિષેક કરીશ.[૧૬] હવે એ કાર્યમાં વિલંબ કરવો યોગ્ય નથી; કારણ કે આજકાલ રાત્રિમાં મને અશુભ સૂચવનારાં અનેક સ્વપ્નો જોવામાં આવે છે. દિવસે હું આકાશમાંથી વીજળી સહિત તારાઓને મોટા શબ્દો સાથે પડતા જોઉં છું;[૧૭] તેમ જ જ્યોતિઃશાસ્ત્રને જાણુતા દૈવજ્ઞ લોકો સૂર્ય, મંગળ તથા રાહુ, એ ત્રણ પાપગ્રહોથી મારા જન્મનક્ષત્રને પીડિત થયેલું જણાવે છે.[૧૮] હે રામચંદ્ર! જ્યારે આવાં અશુભ ચિહ્નો જણાય, ત્યારે ઘણું કરી મનુષ્ય ઘોર આપત્તિમાં આવી પડે છે અને મૃત્યુ પામે છે.[૧૯] માટે હે રાઘવ! જ્યાં સુધી મારું ચિત્ત તને રાજ્યાભિષેક કરવા માટે દૃઢ નિશ્ચયવાળું છે, ત્યાં સુધીમાં તું પોતાનો રાજ્યાભિષેક કરાવી લે; કેમ કે પ્રાણીમાત્રની બુદ્ધિ ચલાયમાન હોય છે. આજે ચંદ્રનું પુનર્વસુ નક્ષત્ર છે અને આવતી કાલે અવશ્ય ચંદ્રનો પુષ્યનક્ષત્ર સાથે યોગ થશે, એમ ગણિતશાસ્ત્રને જાણનારા જ્યોતિષીઓ કહે છે.[૨૦,૨૧] હે શત્રુતાપન રામ! એ ઉત્તમ પુષ્યયોગમાં જ તને રાજ્યાભિષેક કરવા માટે મારું મન બહુ ઉતાવળ કરી રહ્યું છે; માટે હું આવતી કાલે તને યુવરાજપદનો અભિષેક કરીશ. આજે પ્રદોષસમયથી આરંભી, આખી રાત્રિ પર્યંત તારે તથા સીતાએ દર્ભની સાદડી પર શયન કરી નિયમપૂર્વક રહેવું.[૨૨,૨૩] વળી તારા અંગરક્ષકો કે જેઓ તારા પર પૂર્ણ પ્રીતિવાળા અને આળસરહિત હોય તેઓએ આજે ચારે બાજુથી તારી રક્ષા કરવી ઉચિત છે; કારણ કે આવાં કાર્યોમાં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડવાનો સંભવ રહે છે.[૨૪] હે વત્સ! હાલમા ભરત અહીંથી પોતાને મોસાળ ગયો છે, તો તેના આવ્યા પહેલાં તને રાજ્યાભિષેક કરવો એવો મારો નિશ્ચય છે.[૨૫] હે રામ! જોકે તારો ભાઈ ભરત સત્પુરુષોનાં આચરણોમાં રહેલો, ધર્માત્મા, દયાવાન, જિતેંદ્રિય અને પોતાના મોટા ભાઈની આજ્ઞા પ્રમાણે વર્તનારો છે;[૨૬] તોપણ હું

નિશ્ચયપૂર્વક કહું છું કે, મનુષ્યોનું ચિત્ત ચંચળ છે ધાર્મિક અને સાધુ પુરુષોનાં ચિત્ત પણ સમયફેર થવાને લીધે ઘણી વાર રાગદ્વેષાદિથી વિકારવાળા થયેલાં જોવામાં આવે છે;[૨૭] માટે આવતી કાલે જ તને રાજ્યાભિષેક થશે; આ મારો નિશ્ચય તને જણાવ્યો. હે રામ! હવે તારે તારા ભવન પ્રત્યે જવું હોય તો સુખેથી જા.'

પિતાના વચન સાભળી તેમની આજ્ઞા લઈ રામચંદ્ર પોતાના વિલાસભવન પ્રત્યે ગયા;[૨૮] અને વિચાર્યું: 'આજે જે નિયમો પાળવાના છે, તે સર્વ સીતાને પણ જણાવુ.' પછી તેમણે પોતાના અંતર્ગૃહમા પ્રવેશ કરી જોયુ તો ત્યાં સીતા જણાયા નહિ; એટલે તરત જ તે પોતાની માતા કૌશલ્યાના મંદિરમાં ગયા.[૨૯] ત્યા તેમણે રેશમી વસ્ત્ર ધારણ કરનારા પોતાની માતા કૌશલ્યાને વાણીને નિયમમાં રાખી દેવમંદિરમાં દેવનું આરાધન કરતાં અને 'મારા પુત્ર રામને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાઓ' એવી પ્રાર્થના કરતા જોયાં.[૩૦] લક્ષ્મણ અને સુમિત્રા તો ત્યાં અગાઉથી જ આવેલાં હતા અને રામચંદ્રના રાજ્યાભિષેકની વધામણી સાભળી, કૌશલ્યાએ સીતાને પણ પ્રથમથી જ પોતાની પાસે તેડાવી લીધા હતાં[૩૧] રામચંદ્ર ત્યાં આવ્યા તે સમયે નેત્ર મીંચી બેઠેલા કૌશલ્યા પુષ્યયોગમા રામચંદ્રને રાજ્યાભિષેક થવાના સમાચાર સાભળી પ્રાણાયામ કરી જનાર્દન વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરી રહ્યાં હતાં અને સુમિત્રા, સીતા તથા લક્ષ્મણ તેમની ઉપાસના કરતા હતા. એ રીતે નિયમપૂર્વક બેઠેલાં પોતાની માતા કૌશલ્યાની પાસે જઈ રામચંદ્રે પ્રણામ કર્યાં અને મધુર વાણી વડે હર્ષ ઉપજાવતા કહ્યું:[૩૨–૩૪] 'હે માતા! મને મારા પિતાએ પ્રજાપાલન કરવાના કાર્યમા નિયુક્ત કર્યો છે અને તેમની આજ્ઞા પ્રમાણે આવતી કાલે મને રાજ્યાભિષેક થવાનો છે.[૩૫] ઉપાધ્યાયોની સૂચનાથી આજે મારા પિતાએ મને આજ્ઞા કરી છે, તે પ્રમાણે આજની રાત્રિ મારે તથા સીતાએ દર્ભની સાદડી ઉપર શયન કરી નિયમપૂર્વક રહેવાનું છે.[૩૬] હે માતા! આવતી કાલે થનારા રાજ્યાભિષેક સંબંધી મને તથા સીતાને જે જે માંગલિક કાર્યો કરવાનાં હોય તે સર્વ તમે કરાવો.'[૩૭]

લાંબા સમયથી પોતાના મનમાં જે ઇચ્છા હતી, તે પાર પડે એવું રામચંદ્રનું વચન સાંભળી કૌશલ્યાનાં નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં અને તેમણે ગદ્‌ગદ કંઠે કહ્યું:[૩૮] 'હે વત્સ રામ! તું ચિરંજીવ રહે. તારા શત્રુઓનો નાશ થાઓ. તું રાજ્યલક્ષ્મી પ્રાપ્ત કરી મારા તથા સુમિત્રાના સંબધીઓના આનંદની અભિવૃદ્ધિ કર.[૩૯] હે પુત્ર! તું મારાથી શુભ નક્ષત્રમાં જન્મ્યો છે કે જેથી તેં તારા શ્રેષ્ઠ ગુણો વડે તારા પિતાને પ્રસન્ન કર્યા છે.[૪૦] સર્વ કામનાઓનો ત્યાગ કરી મેં કમળ સરખાં નેત્રવાળા પુરુષોત્તમ શ્રીવિષ્ણુ ભગવાનને પ્રસન્ન કરવા માટે જે કાંઈ વ્રતઉપવાસાદિ કર્યાં છે, તે સર્વ આજે સફળ થયાં છે; કારણ કે હે પુત્ર! ઇક્ષ્વાકુવંશની રાજ્યશ્રી આજે તારો આશ્રય કરશે.'[૪૧]

માતાનાં વચન સાંભળી આનંદ પામેલા રામચંદ્રે નમ્રતાયુક્ત થઈ હાથ જોડી બેઠેલા લક્ષ્મણની સામું જોઈ, સ્મિતપૂર્વક કહ્યું:[૪૨] 'હે લક્ષ્મણ! તું મારી સાથે રહીને આ પૃથ્વીનું પાલન કર અર્થાત્ રાજ્યકાર્યમાં સહાયક થા. હે ભાઈ, તું મારા બીજા અંતરાત્મારૂપ જ છે; માટે આ રાજ્યશ્રી તને જ પ્રાપ્ત થઈ છે એમ સમજ. હે સુમિત્રાનંદન! તું મને અત્યંત પ્રિય છે, હું મારું જીવિત અને આ રાજ્ય પણ તારા માટે જ ઇચ્છું છું; તેથી તું મારી સાથે રહીને પોતાને ઇષ્ટ એવા અનેક પ્રકારના ભોગ તથા રાજ્યફળ ભોગવ.'[૪૩,૪૪]

એ રીતે પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહી પોતાની બન્ને માતાઓને નમસ્કાર કરી અને સીતાને પોતાની સાથે આવવા માટે બન્ને માતાઓની આજ્ઞા અપાવી રામચંદ્ર પોતાના વિલાસભવન પ્રત્યે ગયા.[૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિમહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૪થો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫ મો

### વસિષ્ઠ મુનિનું રામના ભવન પ્રત્યે જવું

संदिश्य रामं नृपतिः श्वोभाविन्यभिषेचने।
पुरोहितं समाहूय वसिष्ठमिदमब्रवीत् ॥ १ ॥

દશરથ રાજાએ પોતાના પુત્ર રામચંદ્રને 'આવતી કાલે રાજ્યાભિષેક થશે માટે આજની રાત્રિ નિયમપૂર્વક રહેવું' એવી સૂચના કરી વિદાય કર્યા પછી તેમણે પોતાના પુરોહિત વસિષ્ઠ મુનિને બોલાવી કહ્યું :[1] 'હે તપરૂપી ધનવાળા અને સંયમવાળા મુનિ ! તમે આજે રામચંદ્રની પાસે જઈ તેમને નિર્વિઘ્ને કલ્યાણકારક રાજ્યની પ્રાપ્તિ થવા માટે સંકલ્પપૂર્વક ઉપવાસ-વ્રત કરાવો.'[2]

દશરથ રાજાનું વચન માન્ય કરીને વેદને જાણનારાઓમાં શ્રેષ્ઠ તથા ઉત્તમ વ્રતધારી વસિષ્ઠ મુનિ અશ્વો જોડી તૈયાર કરેલા તથા બ્રાહ્મણોને બેસવા યોગ્ય પવિત્ર રથમાં બેસી મંત્રશાસ્ત્રમાં નિપુણ અને શૂરવીર એવા રામચંદ્રને ઉપવાસનો સંકલ્પ કરાવવા તેમના ભવન પ્રત્યે ગયા.[3-5] શ્વેત વાદળાં સરખી પ્રભાવાળા રામચંદ્રના ભવન આગળ આવીને મુનિશ્રેષ્ઠ વસિષ્ઠે તે ભવનની એક પછી એક એમ ત્રણ ડોઢીઓમાં રથ સહિત જ પ્રવેશ કર્યો. 'મહર્ષિ વસિષ્ઠ પધારે છે' એવી જાણ થતાં જ શ્રીમાન રામચંદ્ર માન આપવા યોગ્ય એ મહર્ષિનું સન્માન કરવા માટે અત્યંત આદરપૂર્વક પોતાના મંદિરમાંથી સત્વર બહાર આવ્યા;[6] અને ઉતાવળે રથ પાસે જઈ પોતાના હસ્ત વડે તેમનો હસ્ત ગ્રહણ કરી રથમાંથી નીચે ઉતાર્યા. પછી તેમને મંદિરમાં તેડી જઈ ઉત્તમ આસન પર બેસાડ્યા. મહર્ષિ વસિષ્ઠે રામચંદ્રની અત્યંત નમ્રતા જોઈને તેમને 'હે વત્સ ! હે તાત !' ઇત્યાદિ શબ્દો વડે સંબોધી તથા અતિશય પ્રશંસા કરી પ્રિય વાણીથી હર્ષ ઉપજાવતાં કહ્યું :[7,8] 'હે રામ ! તમારા પિતા તમારા ઉપર પ્રસન્ન છે, તેથી તમને રાજ્ય પ્રાપ્ત થશે. જેમ નહુષ રાજાએ યયાતિને રાજ્યાભિષેક કર્યો હતો, તેમ કાલે પ્રાતઃકાલે તમારા પિતા મહારાજા દશરથ પ્રીતિ વડે તમને યુવરાજપદ પર અભિષિક્ત કરશે, તે માટે આજે તમે સીતા સાથે ઉપવાસ કરો.'[9,10] એમ કહી વિશુદ્ધ વ્રતવાળા અને પવિત્ર મહર્ષિ વસિષ્ઠે સીતા સહિત રામચંદ્રને મંત્રપૂર્વક ઉપવાસનો સંકલ્પ કરાવ્યો.[11] પછી રામચંદ્રે પોતાના ગુરુ વસિષ્ઠ મુનિનું યથાયોગ્ય પૂજન કર્યું એટલે એ મુનિ તેમને આશીર્વાદ દઈ ઊઠ્યા અને તેમની આજ્ઞા લઈ વિદાય થયા.[12] રામચંદ્ર પણ પોતાના ઇષ્ટમિત્રો સાથે કેટલીક વાર સુધી પ્રિય વાર્તાલાપ કરી તેઓથી સત્કાર પામ્યા અને તેઓને આજ્ઞા આપી પોતાના અંતર્ગૃહમાં ગયા.[13] એ સમયે રામચંદ્રના મંદિરમાં વસનારાં સઘળાં નરનારીઓ અત્યંત હર્ષયુક્ત જણાતાં હતાં અને તેથી એ મંદિર, જેમ મદોન્મત્ત પક્ષીઓથી વીંટાયેલું અને પ્રફુલ્લિત કમળોવાળું સરોવર શોભે તેમ શોભતું હતું.[14]

રામચંદ્રના ભવનમાંથી બહાર નીકળી મહર્ષિ વસિષ્ઠે જોયું તો આખો રાજમાર્ગ અયોધ્યાવાસી મનુષ્યોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો.[15] રામચંદ્રના રાજ્યાભિષેક મહોત્સવ માટે ધજાપતાકાઓ વગેરેથી આખા નગરને શણગારવા માંડ્યું હતું. તે કૌતુક જોવા માટે અયોધ્યાવાસી મનુષ્યોનાં ટોળેટોળાં રાજમાર્ગોમાં જ્યાંત્યાં ભેળાં થયાં હતાં.[16] લોકોનાં ટોળેટોળાં પરસ્પર મળી રામચંદ્રના રાજ્યાભિષેક માટે પોતાનો હર્ષ પ્રકટ કરતાં હતાં; એ સર્વનો એકસામટો ધ્વનિ રાજમાર્ગ પર સમુદ્રની ગર્જના સરખો સંભળાઈ રહ્યો હતો. તે દિવસે આખી અયોધ્યાનગરીના રાજમાર્ગો તથા શેરીઓ વાળીને શુદ્ધ કરી હતી તથા તે પર જળનો છંટકાવ કર્યો હતો. પ્રત્યેક મંદિરનાં દ્વાર પર મંગળ તોરણો બાંધ્યાં હતાં અને પ્રત્યેક ગૃહ પર ધજાઓ ચઢાવી દીધી હતી.[17,18] અયોધ્યામાં વસનારા સર્વ સ્ત્રી, બાળ તથા વૃદ્ધ જનો, પ્રજાના અલંકારરૂપ તથા સર્વના આનંદની વૃદ્ધિ કરનારા રામચંદ્રના રાજ્યાભિષેકનો મહોત્સવ જોવા માટે એટલાં બધાં ઉત્કંઠિત થઈ વાટ જોઈ રહ્યાં હતાં કે સૂર્યોદય ક્યારે થાય અને ક્યારે અમે રામચંદ્રને રાજ્યાસને અભિષિક્ત થયેલા

જોઈએ ![૧૯,૨૦]

મનુષ્યોના સમૂહથી ખીચોખીચ ભરેલા રાજમાર્ગ પર થઈ ચાલતો મહર્ષિ વસિષ્ઠનો રથ એ જનસમૂહને વારંવાર બાજુપર ખસેડતા ધીમે ધીમે રાજમહેલ આગળ જઈ પહોચ્યો.[૨૧] પછી રથમાથી ઊતરી વસિષ્ઠ મુનિ હિમાલય પર્વતના શિખર સરખા પ્રાસાદ પર ચઢ્યા અને જેમ બૃહસ્પતિ ઇંદ્રની પાસે જાય, તેમ દશરથ રાજાની પાસે ગયા. મહર્ષિ વસિષ્ઠને આવેલા જોઈને મહારાજા દશરથે અને તેમની સાથે સભામા બેઠેલા અનેક રાજાઓ વગેરે સભાસદોએ પોતપોતાના આસન પરથી ઊભા થઈ તેમનું સન્માન કર્યું અને તેમને ઉત્તમ આસન પર બેસાડ્યા. પછી દશરથ રાજાના પૂછવાથી પુરોહિત વસિષ્ઠ મુનિએ પોતે રામચંદ્રને ઉપવાસસંકલ્પ કરાવ્યો એ સમાચાર કહી સંભળાવ્યા.[૨૨-૨૪] ત્યાર પછી ગુરુ વસિષ્ઠની 'હવે તમે વિશ્રામ લ્યો' એવી આજ્ઞાથી સર્વ સભાસદોને વિદાય કરી, સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે, તેમ દશરથ રાજાએ પોતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો.[૨૫] જેમ તારાઓના સમૂહથી ખીચોખીચ ભરેલા આકાશમંડળને પોતાની કાંતિ વડે પ્રકાશિત કરતો ચંદ્ર તેમાં પ્રવેશ કરે, તેમ ઉત્તમ વેષવાળી સ્ત્રીઓથી ખીચોખીચ ભરેલા ઇંદ્રભુવન સરખા અંતઃપુરને પ્રકાશિત કરતા મહારાજા દશરથે તેમાં પ્રવેશ કર્યો.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬ ઠ્ઠો

### ઉપવાસવ્રત અને પ્રજાજનોનો હર્ષ

गते पुरोहिते रामः स्नातो नियतमानसः ।
सह पत्न्या विशालाक्ष्या नारायणमुपागमत् ॥१॥

મહર્ષિ વસિષ્ઠ વ્રતસંકલ્પ કરાવીને ગયા તે પછી સંધ્યાસમય થયેલો જોઈ રામચંદ્રે પોતાના પત્ની સીતા સહિત સ્નાન કર્યું અને પોતાના અંતર્યામી નારાયણનું ધ્યાન કરવા માંડ્યું અર્થાત્ સાયંસંધ્યા કરી.[૧] પછી તેમણે સાયંકાળે અગ્નિમાં હોમ કરવા માટે હુતદ્રવ્યનું પાત્ર લઈ તેને પોતાના મસ્તક વડે નમસ્કાર કર્યો અને કુંડમાંના અગ્નિને સારી રીતે પ્રજ્વલિત કરી, તેમાં ઘી વગેરે હુતદ્રવ્યની વિધિપૂર્વક આહુતિ આપી;[૨] તથા પોતાનુ પ્રિય થવા માટે બાકી રહેલા હુતદ્રવ્યનું પ્રાશન કર્યું. પછી વાણીને નિયમમાં રાખી પોતાનાં પત્ની સહિત દશરથપુત્ર રામચંદ્રે અંતર્યામી નારાયણનું ધ્યાન કરતાં એ અગ્નિશાળામાં દર્ભની સાદડી ઉપર શયન કર્યું. જ્યારે પાછલી એક પ્રહર રાત્રિ રહી, ત્યારે રામચંદ્ર જાગ્રત થયા અને સભામંડપને સજાવવા માટે સેવકોને આજ્ઞા કરી.[૩-૫] એટલામાં સૂત, માગધ અને બંદીજનોની કાનને સુખ આપનારી વાણી સાંભળી રામચંદ્રે પ્રાતઃકાળ થયાનું જાણી પ્રાતઃસંધ્યા કરી એકાગ્ર ચિત્તે ગાયત્રી મંત્રનો જપ કર્યો.[૬] ત્યાર પછી શ્રીમાન રામચંદ્રે નિર્મળ રેશમી વસ્ત્ર ધારણ કરી નમ્રતાથી શ્રીવિષ્ણુ પરમાત્માની સ્તુતિ કરી અને બ્રાહ્મણો પાસે સ્વસ્તિ-પુણ્યાહવાચન કરાવ્યું.[૭] તે સમયે એ બ્રાહ્મણોના પુણ્યાહવાચનનો તથા અનેક પ્રકારનાં વાજિંત્રોનો ગંભીર અને મધુર નાદ આખી અયોધ્યામાં પ્રતિધ્વનિત થવા લાગ્યો.[૮]

રામચંદ્રનો રાજ્યાભિષેક થવાનો છે અને તે માટે આજે તેમણે સીતા સહિત ઉપવાસવ્રત કર્યું છે, એવું જાણી અયોધ્યાવાસી સર્વ મનુષ્યો અત્યંત હર્ષયુક્ત થયાં;[૯] અને પ્રાતઃકાળ થવા આવ્યો જાણી તેઓ સત્વર નગરીને અલંકૃત કરવા લાગ્યા.[૧૦] શ્વેત વાદળ સરખી પ્રભાવાળા દેવમંદિરો, ચૌટાઓ, નાના માર્ગો, યજ્ઞસ્થાનો, અટારીઓ,[૧૧] નાના પ્રકારની વસ્તુઓથી પરિપૂર્ણ વ્યાપારીઓનાં દુકાનો, સમૃદ્ધિવાળાં અને સુશોભિત એવાં કુટુંબીઓના ભુવનો, સભાસ્થાનો તથા અત્યંત ઊંચાં વૃક્ષો ઇત્યાદિ સ્થાનો પર ધ્વજપતાકાઓ ફરફરવા લાગી.[૧૨,૧૩] ગાયન આલાપી રહેલા ગાયકો, નટો અને નર્તકીની મધુરી તથા કર્ણને આનંદ આપનારી વાણી લોકોના કાને પડવા લાગી;[૧૪] અને રામના અભિષેકનો સમય નજીક આવતો હોવાથી

સર્વ જનો ચૌટાંઓમાં તથા ગૃહોમાં પરસ્પર એકઠા થવાના સમયે રામચંદ્રના રાજ્યાભિષેક સંબંધી જ વાર્તાઓ કરવા લાગ્યા.[૧૫] પ્રત્યેક ગૃહનાં આંગણામાં ટોળે મળી રમતાં બાળકો પણ પરસ્પર 'રામચંદ્ર આપણા રાજા થશે' એવા જ શબ્દો બોલતાં હતાં.[૧૬] રામચંદ્રના રાજ્યાભિષેકમહોત્સવમાં ભાગ લેનારા નગરવાસીઓએ સઘળા રાજમાર્ગોને શુદ્ધ કરી તથા તે પર જળનો છંટકાવ કરી પુષ્પાવલિની તથા ધૂપોની સુગંધ વડે સુવાસિત કર્યા;[૧૭] અને 'રાજ્યાભિષેક થયા પછી ગજેંદ્ર પર આરૂઢ થઈ રામચંદ્ર નગરમાં ફરવા નીકળે તે પહેલાં કદાચ રાત્રિ પડી જાય' એવી શંકાને લીધે તેઓએ નાનામોટા સઘળા માર્ગો પર ભભકતા દીવાઓનાં ઝાડ ગોઠવી દીધાં.[૧૮] એ પ્રમાણે નગરને અલંકૃત કરી સર્વ નગરવાસી જનો રામચંદ્રનો યુવરાજપદે અભિષેક થવાની જ વાટ જોતા હતા;[૧૯] અને સભાસ્થાનોમાં તથા ચૌટાંઓમાં મળીને પરસ્પર રામના અભિષેક સંબંધી જ વાર્તાલાપ કરતા હતા.

વળી તેઓ મહારાજા દશરથની પ્રશંસા કરતા બોલતા હતા :[૨૦] 'અહો, ઇક્ષ્વાકુકુળને દીપાવનારા મહાત્મા દશરથ રાજાને ધન્ય છે કે જે પોતાના શરીરને વૃદ્ધ થયેલું જાણી રામચંદ્રને રાજ્યાભિષેક કરશે![૨૧] અહો, પૂર્વાપરની લોકસ્થિતિ જાણનારા રામચંદ્ર ઘણા કાળ પર્યંત 'આપણું રક્ષણ કરનારા રાજા થશે, એ આપણા પર ઈશ્વરનો મોટો અનુગ્રહ થયો છે![૨૨] શાંત ચિત્તવાળા, ધર્માત્મા, ભ્રાતૃપ્રેમી અને વિદ્વાન રામચંદ્ર પોતાના ભાઈઓ ઉપર જેવી પ્રીતિ રાખે છે, તેવી જ આપણા પર પણ રાખતા આવ્યા છે.[૨૩] અમારી ઈશ્વર પ્રત્યે એટલી પ્રાર્થના છે કે, ધર્માત્મા અને નિષ્પાપ મહારાજા દશરથ ચિરંજીવી રહો કે જેની કૃપાથી આપણે રામચંદ્રને રાજ્યાભિષિક્ત થયેલા જોઈશું.'[૨૪]

રામના રાજ્યાભિષેકના સમાચાર જાણી મહોત્સવ જોવા માટે અનેક દેશદેશાંતરથી આવેલા લોકો અવધવાસીઓનાં મુખથી બોલાતાં ઉપર્યુક્ત વચનો સાંભળી આનંદ પામવા લાગ્યા.[૨૫] જેઓને પાછળથી સમાચાર મળ્યા હશે એવા વિદેશવાસી મનુષ્યોના સમૂહો રાજ્યાભિષેકમહોત્સવ જોવા માટે અયોધ્યામાં આવવાથી આખી અયોધ્યાનગરી ખીચોખીચ ભરાઈ ગઈ. એ સમયે અયોધ્યામાં અનેક દેશોથી આવેલા મનુષ્યોનો ભારે કોલાહલ ભરતી વખતે થતા સમુદ્રના ગડગડાટ સરખો સંભળાતો હતો. સાક્ષાત્ ઇંદ્રની અમરાવતી સરખી એ અયોધ્યાપુરી રામનો અભિષેક જોવા માટે અનેક દેશથી આવેલા અસંખ્ય જનસમૂહોથી ભરાવાને લીધે અત્યંત મોટા મગરમચ્છોથી ખીચોખીચ ભરેલા સમુદ્રના જેવી જણાતી હતી.[૨૬–૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬ઠ્ઠો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭મો

### મંથરા અને કૈકેયી

ज्ञातिदासी यतो जाता कैकेय्या तु सहोषिता।
प्रासादं चंद्रसंकाशमारुरोह यदृच्छया ॥ १ ॥

(હવે જે દિવસે રાજ્યાભિષેક થવાનો હતો, તેની આગલી રાત્રિએ એટલે રામચંદ્રે ઉપવાસનો સંકલ્પ કર્યો હતો તે દિવસની રાત્રિમાં, રામચંદ્રના રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવા માટે મંથરા દાસી તથા કૈકેયીએ જે કાંઈ આચરણ કર્યું હતું તે કહે છે.*)

મહારાજા દશરથને પટરાણીમાં સર્વથી પ્રિય કૈકેયી હતી. એ કૈકેયીની 'મંથરા' નામની એક દાસી હતી કે જે કૈકેયીના પિયરમાં જ દાસી

* આ વખતે રાવણવધ કરાવવાની ઇચ્છાવાળા દેવોએ વિચાર્યું : 'જો રામચંદ્ર રાજગાદીએ બેસશે, તો રાવણવધનું કાર્ય અટકી પડશે; કારણ કે સીતા રાવણને ત્યાં ન જાય ત્યાં સુધી રાવણનો વધ થવો અસંભવિત છે' એમ ધારી દેવોએ મંથરાના ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરી તેના દ્વારા કૈકેયીને પ્રેરિત કરી; અને તેથી જ કૈકેયીએ પણ દશરથ રાજા પાસે રામને વનમાં મોકલવાનું વરદાન માગ્યું; એટલી વિરોધતા, અધ્યાત્મરામાયણ વગેરે સંસ્કૃત તથા તુલસીદાસકૃત વગેરે પ્રાકૃત રામાયણોમાં દૃષ્ટિએ પડે છે, એ પુરાણોની છાયા હોય એમ લાગે છે.

તરીકે રહીને તેની સાથે ગાઢ પ્રેમવાળી બની હતી. તે મંથરાનો જન્મ કોના કુળમાં થયો હતો તેની કોઈ ને ખબર પણ ન હતી, અને તે અયોધ્યામાં કૈકેયીની પાસે તેની દાસી તરીકે વસતી હતી. તે મંથરા આજે એટલે રામના અભિષેકના આગલા દિવસે સાંજના પહોરે હવા ખાવા માટે કૈકેયીના ચંદ્ર સરખા શ્વેત કાંતિવાળા મહેલ ઉપર ચઢી.[૧] ત્યાં રહી તેણે આખી અયોધ્યા નગરીને વિચિત્ર પ્રકારના અલંકારો વડે સુશોભિત કરેલી જોઈ. અયોધ્યાના સઘળા રાજમાર્ગો પર ચંદનયુક્ત જળનો છંટકાવ કર્યો હતો, સર્વત્ર કમળપુષ્પો વેરેલાં હતાં, ઉત્તમ ધજાઓ તથા પતાકાઓથી તેને અલંકૃત કરી હતી, અભ્યંગસ્નાન કરી પવિત્ર થયેલાં મનુષ્યો જ્યાં ત્યાં ફરતા હતાં.[૨,૩] ઉત્તમ બ્રાહ્મણો રામચંદ્રને ભેટ આપવા માટે પુષ્પમાળાઓ તથા મોદક ગ્રહણ કરીને રાજમહેલ તરફ જતા હતા. દેવમંદિરો ચૂના વડે ધોળેલાં હોવાથી શ્વેત જણાતાં હતાં. અનેક પ્રકારનાં માંગલિક વાજિંત્રોના નાદ થતા હતા.[૪] સર્વ લોકો હર્ષયુક્ત જણાતા હતા, જ્યાં ત્યાં વેદધ્વનિ સાંભળવામાં આવતો હતો; હસ્તીઓ તથા અશ્વો પણ આનંદયુક્ત જણાતા હતા અને વૃષભો હર્ષથી મોટા નાદ કરતા હતા.[૫] હૃષ્ટપુષ્ટ અને આનંદયુક્ત નગરવાસીઓ જેમાં આમતેમ ફરી રહ્યા હતા, એવી સઘળી અયોધ્યાપુરીને શ્રેષ્ઠ ધજાપતાકાઓ વડે અલંકૃત કરેલી જોઈ મંથરા દાસી અત્યંત વિસ્મિત થઈ અને 'આજે આ શું હશે?' એમ વિચાર કરવા લાગી.[૬] એટલામાં પાસેના જ મહેલ ઉપર શ્વેત રેશમી વસ્ત્ર ધારણ કરનારી રામચંદ્રની ધાત્રી પોતાની હર્ષપૂર્ણ દૃષ્ટિથી નગરશોભા નીરખતી ઊભી હતી. તેને મંથરાએ લાંબા સાદથી બોલાવી પૂછ્યું :[૭] 'ઓ બહેન! આજે આ શાનો ઉત્સવ જણાય છે? પોતાની સર્વ ઇચ્છિત કામનાઓ પૂર્ણ થઈ હોય એવી રામચંદ્રની માતા કૌશલ્યા અત્યંત હર્ષથી આજે શા કારણથી મનુષ્યોને ધન આપે છે?[૮] આજે આ અયોધ્યાવાસી જનોને આટલો બધો હર્ષ કેમ પ્રાપ્ત થયો છે? અને અત્યંત હર્ષિત થયેલા દશરથ રાજા આજે શું કરાવવાના છે?'

મંથરા દાસીનું વચન સાંભળી અત્યંત હર્ષથી ઊભરાઈ જતી ધાત્રીએ તેને કહ્યું : 'બહેન! શું તું જાણતી નથી? આપણા પાટવી રાજકુમાર રામચંદ્ર કે જે ક્રોધને જીતેલા અને નિષ્પાપ છે, તેમનો મહારાજા દશરથ આવતી કાલે પુષ્યયોગમાં યુવરાજપદે અભિષેક કરવાના છે.'

ધાત્રીનું વચન સાંભળતાં જ કુબ્જા× મંથરાના મનમાં ઈર્ષ્યા ઊપજી અને તે સત્વર કૈલાસ પર્વતના શિખર સમાન પ્રાસાદ પરથી નીચે ઊતરી ક્રોધાવેશથી કૈકેયીના શયનગૃહમાં ગઈ. ત્યાં જઈ તેણે રામચંદ્રને થનારા રાજ્યાભિષેકમાં ભરતનું અહિત સમાયેલું છે, એમ જણાવતાં પલંગ પર સૂતેલી કૈકેયીને કહ્યું :[૯–૧૩] 'હે મૂઢ બુદ્ધિવાળી કૈકેયી! ઊઠ, ઊઠ, તું આમ નિરાંતે શું સૂઈ રહી છે? અરે, તારા ઉપર મોટો ભય આવી પડ્યો છે! અરે, તારો આત્મા મોટા દુઃખસાગરમાં આવી પડ્યો છે, તે તું કેમ નથી જાણતી?[૧૪] અરે, મૂર્ખ! તું તારા સ્વામીનો તારા પર પ્રેમ જોઈને તારા સૌભાગ્યનો ગર્વ ધરે છે; પરંતુ એ તારો સ્વામી (દશરથ) તો માત્ર ઉપરથી જ પ્રીતિ દર્શાવનારો છે, વસ્તુતઃ તારા પર પ્રીતિરહિત છે, માટે તારો સૌભાગ્યનો ગર્વ મિથ્યા છે. અરે, તારું સૌભાગ્ય તો ઉનાળામાં ક્ષીણ થયેલા નદીના પ્રવાહ સરખું ચંચળ છે.'[૧૫]

ક્રોધયુક્ત થયેલી કુબ્જાનાં ભરત સંબંધી અહિત દર્શાવનારાં એવાં કઠોર વચન સાંભળી કૈકેયીને અત્યંત ખેદ થયો.[૧૬] તેણે મંથરાને શાંતિથી પૂછ્યું : 'હે મંથરા! હું તને હાલમાં ઘણી જ દુઃખી અને ખેદયુક્ત મુખમુદ્રાવાળી જોઉં છું, માટે પૂછું છું કે હાલમાં તારું કુશળ નથી શું?'[૧૭]

કૈકેયીનું આવું મધુર વચન સાંભળીને તો વાક્ચતુર મંથરાને વળી વિશેષ ક્રોધ ચઢ્યો અને તે જાણે અત્યંત ખેદયુક્ત થઈ ને કૈકેયીનું જ હિત ઇચ્છતી હોય, એમ પોતાનાં વાક્યોથી કૈકેયીના

× મંથરાનું શરીર કુબડું હતું, તેથી તેને લોકો 'કુબ્જા', પણ કહેતા હતા.

અંતઃકરણમાં ખેદ ઉપજાવતી અને રામચંદ્ર ઉપર ના તેના પ્રેમને નષ્ટ કરતી કહેવા લાગી: 'હે દેવી! પાછળથી જેના નિવારણનો કોઈ પણ ઉપાય થવો અશક્ય છે, એવું તારા સૌભાગ્યને નષ્ટ કરનારું મોટું કારણ આવી પડ્યું છે. તે એ જ કે મહારાજા દશરથ આવતી કાલે કૌશલ્યાના પુત્ર રામનો યુવરાજપદે અભિષેક કરશે.[૧૮–૨૦] એ વાત જ્યારથી મારા સાંભળવામાં આવી છે, ત્યારથી હું અગાધ ભયમાં ડૂબી ગઈ છું અને દુઃખ તથા શોકયુક્ત થવાથી જાણે અગ્નિની જ્વાળામાં બળતી હોઉં એમ પરિતાપ પામું છું; તેથી તારું હિત થાય એટલા માટે તને સમજાવવા સારુ હું તારી પાસે આવી છું.[૨૧] હે કૈકેયી! હું તારા દુઃખે દુઃખી અને તારા સુખે સુખી છું, એ નિઃસંશય છે.[૨૨] હે દેવી! તું ઉત્તમ રાજકુળમાં ઉત્પન્ન થયેલી તથા દશરથ રાજાની પટરાણી છે, છતાં રાજનીતિની ઉગ્રતાને કેમ જાણતી નથી?[૨૩] વળી તું તારા પતિ દશરથને ધાર્મિક, શુદ્ધ ભાવવાળો અને મધુર ભાષણ કરનારો જાણે છે; પરંતુ માત્ર તે ઉપરથી જ ધર્મિષ્ઠ અને શુદ્ધ ભાવયુક્ત છે, વસ્તુતઃ તે તો દારુણ પ્રકૃતિવાળો છે. તેણે જ તારી સાથે આવી રીતે કપટ કર્યું છે. (એટલે કે તારા પુત્ર ભરતને મોસાળ મોકલી, પાછળથી રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માંડ્યો છે.) હે કૈકેયી! આજ દિન સુધી તારો સ્વામી તારી પાસે આવીને નિરર્થક પ્રિય વચનો બોલતો હતો. વાસ્તવિક રીતે તો તેણે આજે જ કૌશલ્યાનો મનોરથ પૂર્ણ કરવાનો પ્રારંભ કર્યો છે![૨૪,૨૫] જો તો ખરી, તારો સ્વામી કેવો દુષ્ટાત્મા છે! તેણે તારા પુત્ર ભરતને તેના મોસાળમાં મોકલી પાછળથી ખરેખરો સમય સાધી કૌશલ્યાના પુત્ર રામનો નિષ્કંટક રાજ્યાસન પર અભિષેક કરવાનો નિશ્ચય કર્યો છે![૨૬] હે બાળા! જેવી રીતે કોઈ સ્ત્રી પોતાનું હિત થવાની ઇચ્છાથી માતાની પેઠે અન્નપાનાદિથી સર્પનું પોષણ કરે અને તેને બાળકની પેઠે પોતાના શરીર પર ધારણ કરે, પણ છેવટે તેને તે શત્રુરૂપ થઈ પડે છે, તેવી રીતે તેં પોતાનું હિત ઇચ્છી અનેક પ્રકારના ભોગોથી તૃપ્ત કરેલા સર્પ જેવા દશરથ રાજાને પોતાના પતિ તરીકે અંગીકાર કર્યો; પરંતુ છેવટે તે તારો શત્રુ થઈ પડ્યો છે.[૨૭] અરે, તું વિચાર તો કર! ઉપેક્ષા કરેલો શત્રુ અથવા સર્પ ઉપેક્ષા કરનારને જેવું ફળ આપે તેવું જ ફળ દશરથ રાજાએ તને અને તારા પુત્રને આજે આપ્યું છે! હે બાળા! પાપી બુદ્ધિવાળા અને અસત્યપ્રિય વાક્ય બોલનારા તારા પતિએ રામચંદ્રના રાજ્યાભિષેકની તૈયારી કરવાથી તું કે જે નિરંતર સુખમાં રહેવા યોગ્ય છે તેને પુત્રાદિ બંધુવર્ગ સહિત હણી છે; અર્થાત્ તારી શોકનો પુત્ર રામ રાજા થવાથી તું ભાગ્યહીન થઈ ગઈ છે.[૨૮,૨૯] હે વિસ્મયદર્શના— કૈકેયી! સમય પ્રાપ્ત થયે જેમ યોગ્ય લાગે તેમ તારું હિત થાય એવો ઉપાય કરી તારા પુત્રનું, તારું અને મારું રક્ષણ કર.[૩૦]

મંથરાનું વચન સાંભળવા છતાં કૈકેયીને કાંઈ પણ ખોટું લાગ્યું નહિ; પરંતુ ઊલટી તે રામચંદ્રને રાજ્યાભિષેક થવાના સમાચાર જાણી કૌશલ્યાની પેઠે હર્ષ પામી અને તેનું મુખ શરદઋતુના ચંદ્ર સમાન નિર્મળ જણાવા લાગ્યું. સહસા માંગલિક વધામણી સાંભળીને વિસ્મિત તથા સંતુષ્ટ થયેલી કૈકેયી એકદમ પોતાની શય્યામાંથી ઊઠી અને તેણે પોતાના શરીર પરનું એક દિવ્ય આભૂષણ ઉતારી મંથરાને એ વધામણીમાં આપ્યું. પછી કૈકેયીએ મંથરાને હર્ષપૂર્વક કહ્યું:[૩૧–૩૩] 'હે મંથરા! તેં રામચંદ્રને રાજ્યાભિષેક થવાની પ્રિય વાર્તા મને કહી તેથી હું તારા પર પ્રસન્ન થઈ છું. તું કહે, હું તારું બીજું શું પ્રિય કરું?[૩૪] 'મહારાજા દશરથ શ્રીરામચંદ્રને રાજ્યાભિષેક કરે છે' એ વાર્તા સાંભળી હું અત્યંત સંતુષ્ટ થઈ છું; કેમ કે રામચંદ્રમાં કે મારા પુત્ર ભરતમાં હું કાંઈ પણ ન્યૂનાધિકતા જોતી નથી. હે પ્રિયાર્હા× મંથરા! તેં અમૃત તુલ્ય અને મધુર વચન કહ્યું, તે ઉપરાંત મને બીજું કાંઈ પણ અધિક પ્રિય નથી; માટે દૂઝાંમણી લાવવાના બદ-

— વિસ્મય પામી હોય તેવી આકૃતિવાળી

× ઉત્તમ વધામણી લાવેલી હોવાથી પ્રિય વસ્તુ દેવા યોગ્ય

લામાં તું બીજી જે કંઈ ઉત્તમ વસ્તુ ઇચ્છતી હોય તે મારી પાસે માગી લે.[૩૫,૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૮ મો

### મંથરાએ કૈકેયીને કરેલો દુર્બોધ

**मंथरा त्वभ्यसूय्यैनामुत्सृज्याभरणं हि तत्।**
**उवाचेदं ततो वाक्यं कोपदुःखसमन्विता ॥ १ ॥**

કૈકેયીનું વચન સાંભળી દુઃખયુક્ત થયેલી મંથરાએ તેના પર રીસ ચઢાવી તેણે વધામણીમાં આપેલું આભૂષણ દૂર ફેંકી દીધું અને ક્રોધદર્શક ભ્રૂકુટી ચઢાવી તેને કહ્યું:[૧] 'અરે મૂર્ખ બુદ્ધિવાળી! તું શોક કરવાના સમયે ઊલટો હર્ષ કેમ બતાવે છે? અરેરે, તું દુઃખસમુદ્રમાં ડૂબેલી છે તે કેમ જાણતી નથી? અરે, તારા દુઃખથી પીડાતી હું મારા દુઃખને મનમાં ને મનમાં જ સહન કરી રહી છું! હે દેવી! તારે માથે મોટું કષ્ટ આવી પડયું છે, છતાં તને શોક કરવાને બદલે હર્ષ કેમ થાય છે?[૨,૩] હે બહેન! હું તારી અલ્પબુદ્ધિનો શોક કરું છું કે, અરે! પોતાની શોકના પુત્રની વૃદ્ધિ કે જે મૃત્યુ કરતાં પણ વિશેષ છે, તે જોઈને કઈ બુદ્ધિશાળી સ્ત્રી હર્ષ પામે? કોઈ નહિ.[૪] હે કૈકેયી! જો કે ચારે ભાઈઓનો રાજ્ય ઉપર એકસરખો હક્ક છે; તોપણ જન્મના અનુક્રમથી રામ પછી જ ભરતનો હક્ક ગણાય છે; છતાં તારા પર અત્યંત પ્રીતિ હોવાથી દશરથ રાજા કદાચ ભરતને રાજ્ય આપે તો તેથી રામને ભય રહે કે નહિ? રહે જ; કારણ કે તેના હાથમાં મુખ્ય નહિ પણ સાધારણ રાજ્યવૈભવ જ રહે. તો તારે સમજવું જોઈએ કે રામ વગેરે સર્વના ધારવામાં એવું છે કે, 'કૈકેયી પર અત્યંત પ્રીતિ હોવાથી રાજા તેના પુત્ર ભરતને જ રાજ્ય આપશે' એવા વિચારથી રામના અંતરમાં ભરતનો છૂપો ભય છે જ. એ પ્રમાણે ભય પામેલાના હાથમાં જ્યારે આખું રાજ્ય આવશે, ત્યારે ભરતનો વિનાશ થવા સંબંધી ભય કેમ નહિ રહે? કેમ કે ભય પામેલા પ્રાણીથી જ ભય થાય છે. આવા વિચારથી હું અત્યંત ખેદ પામું છું.[૫] કદાચ તું કહીશ કે રાજાના ચાર પુત્રો છે તેમાં રામને એકલા ભરત તરફના ભયનું શું કારણ છે? તો એમ નથી, સાંભળ. મહાસમર્થ લક્ષ્મણ મન, વચન અને કાયા વડે રામચંદ્રની સાથે ઐક્યભાવ પામેલો છે, એટલે તેના તરફ રામને કંઈ પણ ભય નથી. વળી શત્રુઘ્ન પણ જેમ લક્ષ્મણ રામને અનુસરે છે તેમ ભરતને અનુસરી રહ્યો છે, એટલે તેના તરફનો પણ ભય નથી; કેમ કે ભરતના વિનાશથી જ શત્રુઘ્નના વિનાશનો સંભવ છે.[૬] હે ભામિની! જન્મના અનુક્રમે પણ રામના પછી ભરતનો જ રાજ્યાધિકાર આવે છે અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન તો નાના હોવાથી તેમનો રાજ્યાધિકાર દૂર રહે છે; એટલે રામને તે બંને તરફના ભયનુ કાંઈ પણ કારણ નથી; માટે હે બહેન! હું તારા પુત્ર ભરતને સંભારી એ રામ કે જે સર્વ શાસ્ત્રો જાણનારો, ક્ષત્રિયોની રીતભાતમાં બુદ્ધિમાન અને સમય આવતાં કાર્યસિદ્ધિ કરી લેનારો છે, તેના ભયથી થરથર કંપું છું![૭,૮] આવતી કાલે પુષ્યયોગમાં ઉત્તમ બ્રાહ્મણો રામને રાજ્યાભિષેક કરશે, એટલે કૌશલ્યા અવશ્ય સૌભાગ્યશાળી થશે અને તારા જેવી શોકરૂપ શત્રુને હણીને આખી પૃથ્વીનું રાજ્ય ભોગવવાનો આનંદ પ્રાપ્ત કરશે. જો એમ થશે તો તું અમો (તારી દાસીઓ) સહિત કૌશલ્યાની આગળ હાથ જોડી ઊભી રહીશ અને તેની આજ્ઞા ઉઠાવનારી દાસી થઈશ. તારો પુત્ર ભરત પણ પોતાના દાસવર્ગ સહિત રામની આજ્ઞાનુ પાલન કરનારો દાસ થઈ રહેશે. રામને રાજ્ય મળવાથી સીતા તથા તેની સખીઓ વગેરે અત્યંત હર્ષ પામશે અને ભરતનો પ્રભાવ ક્ષીણ થવાથી તારી વહુઓ (ભરતની સ્ત્રીઓ) હર્ષરહિત થઈને દાસીની પેઠે સીતાની આજ્ઞા ઉઠાવશે.'

રામચંદ્ર ઉપર પ્રીતિ વિનાની મંથરાનાં ઉપર પ્રમાણેનાં વચન સાંભળી કૈકેયી તેનું સાંત્વન કરતાં રામચંદ્રના ગુણોની પ્રશંસા કરવા લાગી: 'હે પ્રિય સખી મંથરા! તું આ શું બોલે છે? એ રામ પરમ ધર્મજ્ઞ, ગુણવાન, જિતેંદ્રિય, કૃતજ્ઞ, સત્યવાદી અને

પવિત્ર છે. તે મહારાજા દશરથનો જ્યેષ્ઠ પુત્ર હોવાથી યુવરાજપદને યોગ્ય છે.૯-૧૪ દીર્ઘ આયુષ્યવાળો એ રામ જ્યારે રાજા થશે, ત્યારે તો ઊલટો વિશેષ પ્રીતિમાન થઈને પોતાના ભાઈઓ તથા સેવક વર્ગનું પિતાની પેઠે પાલન કરશે. એવા ગુણવાન રામને રાજ્યાભિષેક થવાનો જાણી હે કુબ્જા! તું હર્ષને બદલે આટલો બધો પરિતાપ કેમ કરે છે? બાપદાદાઓની પરંપરાથી પ્રાપ્ત થયેલું રામચંદ્રનું રાજ્ય સો વર્ષ પછી ભરતને પણ પ્રાપ્ત થશે;૧૫,૧૬ તો હે મંથરા! આમ અત્યારે રામનો અભિષેક મહોત્સવ ચાલે છે અને આગળ ઉપર ભરતને પણ રાજ્યાભિષેક થવાનો છે, છતાં તું હાલમાં શા માટે પરિતાપ પામે છે?૧૭ હે મંથરા! મને મારો પુત્ર ભરત જેટલો માન્ય છે, તે કરતાં પણ રામચંદ્ર વિશેષ માન્ય છે; કારણ કે તે કૌશલ્યાની સેવા કરવા કરતાં પણ મારી અધિક સેવા કરે છે.૧૮ વળી રામચંદ્રને રાજ્ય પ્રાપ્ત થશે તોપણ તે ભરતનું જ છે; કેમ કે રામચંદ્ર પોતાના ત્રણે ભાઈઓને પોતાના આત્મરૂપ જ માને છે.'૧૯

કૈકેયીનું એવું વચન સાંભળી મંથરા વળી ઘણી જ દુઃખી થઈ અને તેણે લાંબા નિસાસા નાખી કહ્યું:૨૦ 'હે સત્યને અસત્યરૂપે જોનારી કૈકેયી! તું પોતાની મૂર્ખતાને લીધે શોક અને દુઃખના વિશાળ સમુદ્રમાં ડૂબતા પોતાના આત્માને જાણતી નથી! અરે અલ્પ બુદ્ધિવાળી! તું કહે છે કે રામ પછી ભરતને રાજ્ય મળશે, પણ તે તારી ભૂલ છે; કેમ કે રામ પછી તો તેનો જે પુત્ર હશે તે રાજા થશે (એવો પરંપરાથી ચાલતો નિયમ છે), તેથી તારો પુત્ર ભરત તો સુદ્ધાં રાજવંશમાંથી જ નીકળી જશે.૨૧,૨૨ હે ભામિની! રાજાના સર્વ પુત્રો કંઈ રાજ્યગાદી પર બેસતા નથી. જો એમ થાય તો પરસ્પર ઈર્ષ્યાને લીધે પ્રજાને પીડા થવારૂપ મોટો અન્યાય થાય;૨૩ માટે હે રમણીય અંગોવાળી કૈકેયી! રાજાઓ સઘળું રાજ્યતંત્ર પોતાના મોટા પુત્રને જ સોંપે છે. હા, કદાચ જ્યેષ્ઠ પુત્ર પ્રજાપાલન કરવાના ગુણોથી રહિત હોય તો તે ગુણવાળા નાના પુત્રને પણ રાજ્યતંત્ર સોંપાય ખરું; પરંતુ અહીં તો તેવું નથી. (એટલે કે મોટા પુત્ર રામ જ સર્વગુણસંપન્ન છે.) હે દયાળુ બહેન! તારો પુત્ર ભરત રાજ્ય નહિ મળવાને લીધે અનાથની પેઠે સર્વ પ્રકારનાં સુખથી રહિત થશે અને છેવટે રાજવંશમાંથી પણ ભ્રષ્ટ થશે.૨૪,૨૫ અરે, તું કંઈક વિચાર કર, તારે માથે આવું કષ્ટ આવેલું જાણી હું તેના નિવારણ માટે તારી પાસે આવી છું, છતાં તું તો મારા વચનને ધ્યાનમાં પણ લેતી નથી અને ઊલટી પોતાની શોકની ચઢતી સાંભળી મને વધામણીમાં પારિતોષિક આપે છે!૨૬ પરંતુ ઓ ભોળા દિલની કૈકેયી! તું નિશ્ચય જાણજે કે રામને નિષ્કંટક રાજ્ય પ્રાપ્ત થયું કે તુરત જ તે તારા પુત્ર ભરતને કોઈ દેશાંતર પ્રત્યે કે લોકાંતર પ્રત્યે મોકલી દેશે.+ હે કૈકેયી! ભરત હજી બાળક છે, છતાં તેં તેને મોસાળ મોકલ્યો છે, એ પણ તેં પોતાના હાથે જ પોતાના અનર્થનું કારણ વહોરી લીધું છે. વળી લક્ષ્મણ જેમ રામ પર પ્રીતિવાળો છે, તેમ ભરત ઉપર પ્રીતિમાન હોવાને લીધે શત્રુઘ્ન પણ તેની સાથે જ ગયો છે. જો એ બંને ભાઈઓ અહીં હોત તો દશરથ રાજાની તેમના પર થોડી પણ પ્રીતિ રહેત; કારણ કે નિરંતર પાસે વસવાથી સ્નેહ બંધાઈ રહે છે. અરે, તું કંઈક તો વિચાર કર; નિરંતર પાસે પાસે વસેલાં વૃક્ષ, લતા તથા ગુલ્મ વગેરે જડ પ્રાણીઓ પણ પરસ્પર સ્નેહવાળાં જણાય છે અને તેઓ એકબીજાનાં દુઃખમાં સહાયક બને છે.૨૭-૨૯ સાંભળવામાં આવ્યું છે કે, એક સમયે કાષ્ઠ પર આજીવિકા કરનારા કઠિયારાઓ એક વૃક્ષ કાપવા તૈયાર થયા હતા; પરંતુ તેની આસપાસ કાંટાવાળાં અનેક નાનાં નાનાં ઝાડવાં વીંટાયેલાં હતાં, તેથી તે વૃક્ષ મોટા ભયમાંથી બચી ગયું. (એટલે કે કાંટાવાળાં નાનાં ઝાડવાંના ભયથી કઠિયારાઓએ તે વૃક્ષ કાપ્યું નહિ.)૩૦ રામ અને લક્ષ્મણ તો પરસ્પર એકબીજાની રક્ષા કરનારા છે અને તેઓનો નિર્મળ ભ્રાતૃભાવ અશ્વિનીકુમારો જેવો

+ લોકાંતર પ્રત્યે મોકલી દેશે; એટલે પરલોકમાં મોકલશે, મારી નાખશે.

કૈકેયી એવી ભોળી કે મંથરા જેવી દાસીએ પણ બુદ્ધિ ભમાવી નાખી !



• રાણી કૈકેયી હતી તો બહાદુર, પરંતુ ભોળી એવી કે મૂર્ખ દાસીના ઉશ્કેરવાથી તેની બુદ્ધિ ફરી ગઈ! પછી તેણે દશરથ રાજા પાસે 'ભરતને મળે રાજ અને રામને મળે વનવાસ' એમ માગ્યુ પરંતુ પ્રેમ-ભક્તિના ભંડાર ભરતજીને રાજા બનાવવા જતા બન્યા તપસ્વી !

[ પૃષ્ઠ ૧૪૯

સર્વત્ર પ્રસિદ્ધ છે.[૩૧] માટે રાજ્ય મળ્યા પછી પણ રામ કદાપિ લક્ષ્મણનું અનિષ્ટ કરશે નહિ; પરંતુ તારા પુત્ર ભરતનો તો અવશ્ય નાશ જ કરશે.[૩૨] માટે હે કૈકેયી ! મારી એવી માન્યતા છે કે ભરત પોતાના મામાને ઘેરથી અહીં પાછો ન આવતાં ભલે બારોબાર વનમાં જાય, અહીં આવશે તો રામ હરકોઈ ઉપાય વડે તેનો નાશ કરશે; માટે તે વનમાં વસીને પણ જીવતો રહે, એ મને ઘણું સારું લાગે છે. જો ભરત વનમા જઈને ઊગરે અથવા તેને ધર્મપૂર્વક પિતાનું રાજ્ય પ્રાપ્ત થાય તો તારું અને તારા સંબંધી–બાંધવોનુ અત્યંત હિત તથા શ્રેય થાય. અરે, તું વિચાર તો કર ! સ્વાર્થથી× ભ્રષ્ટ થયેલો અને સુખમાં ઊછરેલો તારો પુત્ર ભરત રાજ્યને પ્રાપ્ત થયેલા સહજરિપુ÷ રામને આધીન થઈને કેવી રીતે જીવી શકશે ?[૩૩] માટે જેમ કોઈ શૂરવીર મનુષ્ય અરણ્યમાં સિંહે પરાભવ પમાડેલા હાથીનુ રક્ષણ કરે, તેમ તું રાજગાદી મળવાથી પ્રબળ થયેલા રામે પરાભવ પમાડેલા ભરતનુ રક્ષણ કર.[૩૪–૩૫] હે કૈકેયી ! પૂર્વે તેં પોતાના સૌભાગ્યના ગર્વથી રામની માતા કૌશલ્યાનો તિરસ્કાર કર્યો છે; તેથી પોતાના પુત્ર રામને રાજગાદી પ્રાપ્ત થયા પછી એ તારી શોક કૌશલ્યા પોતાના પૂર્વવેરનો બદલો કેમ નહિ લે ?

હે ભામિની ! જ્યારે રામ રત્નસમૂહવાળા સમુદ્રો તથા પર્વતોવાળી પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થશે, ત્યારે હીનપણાને પ્રાપ્ત થયેલી તું પોતાના પુત્ર ભરત સહિત દાસત્વની અશુભ સ્થિતિ પામીશ. હે બહેન ! જ્યારે રામ રાજા થશે ત્યારે ભરત અવશ્ય નાશ પામશે; માટે હું તને પ્રથમથી સૂચવું છું કે, તું તારા પુત્ર ભરતને રાજ્ય મળે અને રામ, લક્ષ્મણ તથા સીતાને વનવાસમાં જવું પડે એવો ઉપાય વિચારીને સત્વર યોજ.[૩૭–૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૯ મો

## કૈકેયીનો ક્રોધાગારમાં પ્રવેશ

एवमुक्ता तु कैकेयी क्रोधेन ज्वलितानना ।
दीर्घमुष्णं च निःश्वस्य मन्थरामिदमब्रवीत् ॥

મંથરા દાસીનું∗ વચન સાંભળી કૈકેયીની મુખાકૃતિ ક્રોધના આવેશને લીધે લાલચોળ થઈ ગઈ અને તેણે લાંબો નિસાસો નાખી કહ્યું: ‘હે પ્રિય મંથરા ! અત્યાર સુધી તો હું કાંઈ સમજતી ન હતી; પરંતુ હે મારી વહાલી સખી ! તારા પ્રયાસથી હવે મારી આંખ ઊઘડી છે. હું આજે જ રામને વનમાં મોકલવા માટે અને મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરાવવા માટે પ્રયત્ન કરીશ. ભરતને રાજ્ય પ્રાપ્ત થાય અને રામને કોઈ પણ પ્રકારે રાજ્ય ન મળતા વનવાસ મળે, એવો મારે શો ઉપાય કરવો, તે તું મને વિચાર કરીને કહે.[૧–૩]

કૈકેયીનું વચન સાંભળી પોતાનો પ્રયત્ન સફળ થયો જાણી પાપી દૃષ્ટિવાળી મંથરા ઘણી જ પ્રસન્ન થઈ અને રામચંદ્રને થવાના રાજ્યાભિષેકમા વિઘ્ન નાખવાનો ઉપાય બતાવતી કહેવા લાગી: ‘હે કૈકેયી ! તું કાંઈ પણ ચિંતા કરીશ નહિ; મારું સામર્થ્ય તો જો. તારા પુત્ર ભરતને જ રાજ્ય મળે અને રામને વનવાસ જવુ પડે એવો ઉપાય હું તને બતાવું છું, સાંભળ.[૪,૫] હે કૈકેયી ! હું જે કહેવા ધારું છું તે ઉપાય તો તારા હાથમા જ છે. એ ઉપાય કરવા માટે એક જૂની વાત કે જે તેં જ મને કહેલી છે, તે શું તને નથી સાંભરતી ? અથવા તને સાંભરે છે; છતા પોતાના હિતની વાત મારા મુખથી સાંભળવા માટે મારાથી ગુપ્ત રાખે છે ?[૬] ભલે. જો તારે મારા મુખથી જ સાંભળવાની ઇચ્છા હોય તો હું જ કહું છુ, સાંભળ અને પછી તે પ્રમાણે સત્વર કર.[૭]

મંથરાનું વચન સાંભળી કૈકેયી હર્ષપૂર્વક પોતાના પલંગ પર બેઠી થઈ અને કહેવા લાગી:

× રાજ્યપ્રાપ્તિરૂપ સ્વાર્થ.

÷ સ્વાભાવિક શત્રુ–રાજ્યની બાબતમાં ભાયાતો પરસ્પર સ્વાભાવિક શત્રુતાવાળા જ હોય છે.

∗ આમ મંથરાએ ત્રણ વાર ઉપદેશ કર્યો, તેથી કૈકેયીની ચિત્તવૃત્તિ ફરી ગઈ અને હવે શો ઉપાય કરવો એ તે પૂછે છે.

'હે મંથરા! મારા પુત્ર ભરતને રાજ્ય મળે અને રામને ન મળે, એવો શો ઉપાય છે, તે મને સત્વર કહે![૮,૯]

એવું સાંભળી રામને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારી પાપદર્શિની મંથરાએ કૈકેયીને કહ્યું: 'હે કૈકેયી! પૂર્વે દેવો અને અસુરોનો સંગ્રામ થયો હતો, ત્યારે દેવોના રાજા ઇંદ્રને સહાય કરવા માટે કેટલાક રાજાઓ સહિત તારો પતિ દશરથ તને સાથે લઈને દક્ષિણ દિશામાં આવેલા દંડકારણ્યની રાજધાની વૈજયંતનગર પ્રત્યે ગયો હતો કે જે નગરમાં 'તિમિધ્વજ' નામનો અસુર રાજ્ય કરતો હતો.[૧૦–૧૨] એ અસુર મહાબળવાન અને સેંકડો માયાઓ જાણનારો હતો અને તેનું બીજું નામ 'શંબરાસુર' હતું. તેણે પોતાના બળનો ગર્વ ધરી સર્વ દેવગણો સહિત ઇંદ્રની સાથે યુદ્ધ આરંભ્યું હતું.[૧૩] તેમાં તેણે ઘણો જ અનર્થ કર્યો હતો. દિવસે યુદ્ધ કરવાથી શ્રમિત થયેલા અને શસ્ત્રાસ્ત્રોના પ્રહારોથી છેદાયેલા દેવપક્ષના યોદ્ધાઓ કે જેઓ રાત્રે વિશ્રામ માટે સૂતા હોય તેઓને ત્યાંથી ખેંચી જઈને અસુરો મારી નાખતા હતા.[૧૪] એવો અન્યાય થતો જોઈને મહાબાહુ રાજા દશરથે તે જ સમયે અસુરોની સાથે તુમુલ યુદ્ધ આરંભ્યું અને તે ત્યાં સુધી કે તેનાં સર્વ અંગો અસુરોનાં શસ્ત્ર વડે વીંધાઈ ગયાં.[૧૫] અને તે પોતે મૂર્છિત થઈ રથમાં પડી ગયો. હે દેવી! એ વેળા રથમાં હાંકવા માટે સારથિના સ્થાન પર બેઠેલી તું તારા પતિને બચાવવા માટે સંગ્રામભૂમિમાંથી રથને દૂર લઈ ગઈ. ત્યાં પણ શત્રુઓના શસ્ત્રપ્રહાર થતા જોઈને, તેથી નહિ ગભરાતાં, તેં ત્યાંથી પણ રથને ઘણે દૂર લઈ જઈને તારા પતિ દશરથની રક્ષા કરી હતી.[૧૬] હે રમણીય સ્વરૂપવાળી કૈકેયી! ત્યાર પછી જ્યારે તારા પતિની મૂર્છા વળી અને સ્વસ્થચિત્ત થઈ તેણે જાણ્યું કે, 'આ વખતે કૈકેયીએ જ મારા પ્રાણ બચાવ્યા છે' એટલે તેણે પ્રસન્ન થઈ તને બે વરદાન માગવા કહ્યું. ત્યારે હે દેવી! તેં તુરતમાં જ વર નહિ માગતાં કહ્યું: 'મારી ઇચ્છા થશે ત્યારે હું તમારી પાસેથી બે વરદાન માગીશ.' એવું સાંભળી તારા પતિ દશરથે પણ તે માન્ય કર્યું. હે બહેન! જો કે પ્રથમ હું આ વાર્તા જાણતી ન હતી, પણ પૂર્વે મને તેં જ કહેલી હતી કે, જે તારા સ્નેહને લીધે મેં મારા સ્મરણમાં રાખી છે. હે કૈકેયી! એ બે વરદાનો કે જે પ્રથમથી તેં તારા સ્વામીની પાસે થાપણ તરીકે રાખી મૂક્યાં છે તે હમણાં માગી લે અને બળાત્કારે પણ રાજાને એ વરદાનોથી બાંધી લઈને રામચંદ્રના રાજ્યાભિષેક માટે થતી તૈયારીઓને અટકાવી દે.[૧૭–૧૯] હે કૈકેયી! તું તારા સ્વામીની પાસેથી એક વરદાનમાં ભરતને રાજ્યાભિષેક થવાનું અને બીજામાં રામને ચૌદ વર્ષ વનવાસ મોકલવાનું માગ; કેમ કે રામ ચૌદ વર્ષ પર્યંત વનમાં રહેશે, એટલી મુદતમાં તેના પરનો પ્રજાનો સ્નેહ નષ્ટ થશે અને તારો પુત્ર ભરત પ્રજાના સ્નેહનું પાત્ર થઈ રાજ્યમાં સ્થિર થશે; માટે હે અશ્વપતિની પુત્રી કૈકેયી! હું કહું તેમ કર. આજે રાત્રે રાજાને આવવાનો સમય થાય ત્યારે સર્વ અલંકારોનો ત્યાગ કરીને અને મલિન વસ્ત્રો ધારણ કરી તું ક્રોધાગારમાં જા અને ત્યાં ક્રોધાયમાન જેવી થઈને પૃથ્વી પર કાંઈ પણ બિછાના વિના જ શયન કર.[૨૦–૨૨] જ્યારે રાજા તારી પાસે આવે, ત્યારે તું તેની સામે જોઈશ નહિ કે તેની સાથે સંભાષણ પણ કરીશ નહિ; પરંતુ તેને જોઈને તું માત્ર રડ્યા જ કરજે; અને પૃથ્વી પર શોકાવસ્થામાં પડી રહેજે.[૨૩] હે કૈકેયી! તારે એટલું તો નક્કી જાણવું કે તારા સ્વામીને તું તેના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે, તેથી તે દશરથ તારા માટે અગ્નિમાં પ્રવેશ કરવાને પણ સંકોચાય તેમ નથી.[૨૪] હે કૈકેયી! દશરથ રાજા તને ક્રોધ પામેલી જોવાને સમર્થ નથી, તો પછી ક્રોધ પમાડવાને તો ક્યાંથી જ સમર્થ હોય? તારું પ્રિય કરવા માટે તે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરવા તૈયાર છે.[૨૫] અરે, હે મંદ સ્વભાવવાળી! તું પોતાના સૌભાગ્યબળનો તો વિચાર કર કે તારો સ્વામી કદાપિ તારા વચનનું ઉલ્લંઘન કરી શકે એમ છે જ નહિ.[૨૬] વળી જો, હું તને પ્રથમથી જ સૂચવું છું કે, દશરથ

રાજા તને અનેક પ્રકારનાં મણિ, મુક્તાફળ અને સુવર્ણાદિ આપવાનું કહે, તોપણ તેથી તું લલચાતી નહિ;[૨૭] પરંતુ પૂર્વે દેવાસુરના સંગ્રામસમયે દશરથ રાજાએ આપેલાં બે વરદાનોને સ્મરણમાં લાવ્યા કરજે કે, જેથી તું રામને વનવાસ અને ભરતને રાજ્યપ્રાપ્તિ થવારૂપ સ્વાર્થથી ભ્રષ્ટ થાય નહિ.[૨૮] જ્યારે દશરથ રાજા પોતાના હાથથી જ તને ઉઠાડીને વરદાન માગવા કહે ત્યારે તારો અભિપ્રાય તેની આગળ એકદમ પ્રકટ નહિ કરતાં પ્રથમ તેને સોગંદપૂર્વક પ્રતિજ્ઞા લેવડાવીને પછી વરદાન માગજે.[૨૯] હે બહેન! વરદાન માગતી વેળા તું રાજાને આ પ્રમાણે કહેજે કે, હે રાજાઓમાં શ્રેષ્ઠ દશરથ! એક વરદાનથી રામચંદ્રને ચૌદ વર્ષ પર્યંત વનમાં મોકલો અને બીજા વરદાનથી ભરતને સઘળી પૃથ્વીનું રાજ્ય આપો. હે કૈકેયી! એ પ્રમાણે માગવાથી જો દશરથ રાજા રામને ચૌદ વર્ષ વનમા મોકલશે, તો એટલા અરસામાં તારા પુત્ર ભરતના રાજ્યનાં મૂળ દૃઢ થઈને સેના વગેરે રાજ્યસંપત્તિ તેને વશ થઈ જશે અને તે સંપૂર્ણ આયુષ્ય ભોગવતાં સુધી રાજ્યાસન પર સ્થિર રહેશે.[૩૦,૩૧] માટે હે બહેન! હું તને આગ્રહપૂર્વક કહું છું કે, તું રાજા પાસેથી રામને વનવાસ મોકલવાનું વરદાન માગજે કે જેથી તારા પુત્ર ભરતનો સર્વ અર્થ સિદ્ધ થશે.[૩૨] ચૌદ વર્ષ પર્યંત વનમાં રહેવાથી રામ અરામ (પ્રજાને રાજી રાખવામાં અસમર્થ-પ્રજાને અપ્રિય) થઈ પડશે. એમ થશે એટલે તારો પુત્ર ભરત નિષ્કંટક રાજ્ય ભોગવશે. કદાચ ચૌદ વર્ષ પૂરા થયા પછી રામ વનમાંથી પાછો આવશે, તોપણ તેનો કાંઈ ઉપાય ચાલશે નહિ; કારણ કે એટલામાં તો તારા પુત્ર ભરતનાં મૂળ પ્રજામાં સર્વત્ર દૃઢ થશે અને રૂડી રીતે પાલન કરવાથી પ્રજા તથા સુહૃદવર્ગનો પ્રેમ તેના પર અવિચળ બંધાઈ જશે; તો હે પ્રિય સખી! રાજા તારી પાસે આવે ત્યારે તું નિર્ભય થઈને તેને સોગંદથી બાંધી લે અને રામચંદ્રના રાજ્યાભિષેકના તેનાં વિચારને વ્યર્થ કરી નાખ.'

એ રીતે મંથરા દાસીએ કહેલાં અનર્થકારક વચનોને કૈકેયીએ અર્થકારક સમજીને સ્વીકાર્યાં. પછી જેમ અશ્વિની (ઘોડી) ચાબૂકવાળા સવારને અધીન છતાં પોતાના વછેરાને માટે અવળે માર્ગે દોડી જાય, તેમ કૈકેયી દશરથ રાજાને અધીન છતાં ભરત માટે મંથરા દાસીના કહેવાથી અવળે માર્ગે પ્રવૃત્ત થઈ;* અને 'અહો! હું કાંઈ પણ જાણતી ન હતી, એવું મારું હિત આ મારી દાસીએ કેમ કરી શોધી કાઢ્યું?' એવા વિચારથી વિસ્મિત થઈને તે કૈકેયી મંથરાને હર્ષપૂર્વક કહેવા લાગી: 'હે ઉત્તમ ઉપદેશ કરનારી મંથરા! તારી આવી શ્રેષ્ઠ બુદ્ધિ છે, એમ હું જાણતી ન હતી. હે કુબજા! આ પૃથ્વી પર દાસીપણું કરનારી સઘળી કુબજા સ્ત્રીઓમાં તું એક જ કાર્યાકાર્યવિચારમાં કુશળ બુદ્ધિવાળી છે; તથા મારા કાર્ય સિદ્ધ કરવામાં નિરંતર સદિચ્છાપૂર્વક પ્રયત્ન કરનારી તું જ છે.[૩૩-૩૯] હે પ્રિય સખી! ભરતને મોસાળ મોકલી રામને રાજ્યાભિષેક કરવાથી દશરથ રાજાની વિપરીત ઇચ્છાને અત્યાર સુધી હું બિલકુલ જાણતી ન હતી. આ બાબતમાં તેં જ મને સાવધ કરી છે, માટે તું બીજી કુબજા દાસીઓ કરતાં ઘણી જ ઉત્તમ છે. હે મંથરા! તારા સિવાય મારા રાજ્યમાં બીજી અનેક દાસીઓ છે; પરંતુ તે સર્વ દુષ્ટ અંગોવાળી, વાંકી અને પાપરૂપ દેખાવવાળી છે; પણ તું તો તે સર્વ કરતાં વિલક્ષણ જ છે.[૪૦] હે બહેન! તું વાયુથી નમેલા કમળની પેઠે નમેલી (વાંકી ખૂંધવાળી) છતા મનોહર દેખાવવાળી છે. તારું વક્ષઃ-

---

* રામાભિષેકમાં વિઘ્ન કરવારૂપ નિંદ્ય કર્મમા પ્રવૃત્ત થઈ

કૈકેયીની આવી મતિ થવાનું કારણ કેટલેક સ્થળે આ પ્રમાણે દર્શાવ્યું છે " જ્યારે કૈકેયી બાલ્યાવસ્થામાં પોતાના પિતા કેકય રાજાને ત્યાં હતી, ત્યારે ત્યાં આવેલા કોઈ એક કદરૂપા બ્રાહ્મણને જોઈને, તેણે તેની ઘણી જ હાસી અને નિંદા કરી; તેથી કોપયુક્ત થયેલા એ મહાત્મા બ્રાહ્મણે તેને શાપ આપ્યો કે, 'તું પોતાના સ્વરૂપના મદથી આંધળી થઈને મારા કદરૂપા શરીરને નિંદે છે; માટે તું પણ આ જગતમા અત્યંત નીચ નિંદાને પ્રાપ્ત થઈશ.' એવા શાપને લીધે, કૈકેયી સમજુ છતાં મંથરાના વચનને અધીન થઈ

સ્થળ (છાતીનો ભાગ) ખૂંધને લીધે સ્કંધ પર્યંત ઊંચું છે;[૪૧] અને તેની નીચે આવેલું સુંદર નાભિવાળું ઉદર જાણે વક્ષઃસ્થળની ઊંચાઈ જોઈ લજ્જા પામતું હોય તેમ લજ્જાથી કૃશ થયેલું જણાય છે. તારું જઘન અત્યંત વિસ્તૃત છે તથા બન્ને સ્તનો સમાન અને સ્થૂળ છે. હે મંથરા! નિર્મળ ચંદ્ર સરખા તારા મુખથી તું અત્યંત શોભે છે. તારું જઘન રોમરહિત છે અને કેડ પર ધારણ કરેલી સુવર્ણમેખલાથી સુશોભિત તથા ઘૂઘરીઓના નાદવાળું થઈ રહ્યું છે. તારી બન્ને જંઘાઓ જાનુની સાથે મળેલી છે. બન્ને ચરણ પહોળા છે અને પીઠનો ભાગ વિશાળ તથા સુંદર છે. હે મંથરા! જ્યારે તું રેશમી વસ્ત્ર ધારણ કરી મારી આગળ ચાલે છે, ત્યારે તું અત્યંત શોભે છે. અસુર રાજા શંબરાસુરમાં જે સેંકડો માયાઓ હતી અને હાલમાં જે અન્ય પ્રકારની હજારો માયાઓ છે, તે સઘળી તારા હૃદયમાં રહેલી જણાય છે અને તેથી જ તારું વક્ષઃસ્થળ રથનાં પૈડાંના નાયઠા સમાન વિશાળ તેમ જ લાંબી ખૂંધવાળું જણાય છે અને તેમાં તત્કાળ કાર્યનું સ્ફુરણ થાય એવી બુદ્ધિ અને રાજનીતિ ભરેલી છે. હે કુબજા! જ્યારે ભરતને રાજ્યાભિષેક થશે અને રામ વનવાસ જશે, ત્યારે હું ઉત્તમ સુવર્ણથી બનાવેલો ચંદ્રહાર તારા વક્ષઃસ્થળ ઉપર પહેરાવીશ.[૪૨-૪૮] હે સુંદરી! જ્યારે મારી ઇચ્છા પરિપૂર્ણ થશે, ત્યારે હું સંતુષ્ટ થઈને તારી ખૂંધવાળા ભાગ ઉપર ચંદન વગેરે સુગંધી પદાર્થોનો લેપ કરીશ; અને તારા લલાટમાં સુવર્ણમય ચાંદલો ચોડીને તારું મુખ સુશોભિત કરીશ. હે કુબજા! એ ઉપરાંત તારી ઇચ્છામાં આવશે તેવાં સુંદર વસ્ત્રાભૂષણો તને આપીશ કે, જે ધારણ કરવાથી સાક્ષાત્ દેવાંગના સરખી થઈને તું રાજમહેલમાં વિચરીશ. હે મંથરા! એ પ્રમાણે તું મારી માનીતી થવાને લીધે, ચંદ્રની પણ સ્પર્ધા કરનારું તારું મુખ અપ્રતિમ શોભાવાળું થશે અને પોતાના સૌંદર્યનો ગર્વ ધરનારી તું શત્રુવર્ગમાં પણ શ્રેષ્ઠતા પામીશ.[૪૯-૫૧] જેમ તું મારા ચરણની સેવા કરે છે, તેમ રણવાસની સઘળી દાસીઓ નિરંતર તારા ચરણની સેવા કરશે અર્થાત્ મારી ઇચ્છા પૂર્ણ થશે એટલે તું દરેક પ્રકારે સુખી થઈશ અને મારા જેટલું માન પામીશ.[૫૨]

એવું સાંભળી હર્ષ પામેલી મંથરા યજ્ઞમાં વેદી પર રહેલી અગ્નિશિખાની પેઠે શ્વેત શય્યા પર સૂતેલી કૈકેયીને કહેવા લાગી:[૫૩] 'હે કલ્યાણી! પાણી વહી ગયા પછી પાળ બાંધવી વ્યર્થ છે; માટે હમણાં જ ઊઠ અને ક્રોધાગારમાં જઈને મારા કહેવા પ્રમાણે રાજાને તારું સ્વરૂપ દર્શાવ.[૫૪]

મંથરાએ કરેલા પ્રોત્સાહનથી પોતાના સૌભાગ્યનો ગર્વ ધરનારી અને વિશાળ નેત્રવાળી કૈકેયી પલંગ પરથી ઊઠી અને મંથરાને સાથે લઈ ક્રોધાગારમાં ગઈ.[૫૫] ત્યાં જઈ તેણે પોતાના કંઠમાં રહેલો સેંકડો અને હજારો સોનામહોરોની કિંમતનો મુક્તાહાર તથા બીજાં અનેક જાતનાં અમૂલ્ય વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં;[૫૬] અને કુબજા દાસીના વચનને માન્ય કરી પૃથ્વી પર જ શયન કર્યું. પછી તેણે મંથરાને કહ્યું:[૫૭] 'હે કુબજા! જો મારી ઇચ્છા પૂર્ણ ન થાય, તો તું રાજાને મારા મરણના સમાચાર કહેજે અર્થાત્ મારું ઇચ્છિત પૂર્ણ નહિ થાય તો હું મરી જઈશ; અથવા તો રામચંદ્ર વનમાં જવાથી ભરતને રાજ્ય પ્રાપ્ત થશે. હે પ્રિય સખી! મારે સુવર્ણમુદ્રાઓ, અનેક પ્રકારનાં રત્નો કે ઉત્તમ ભોજન વગેરે કશાનું પ્રયોજન નથી. જો રામને રાજ્યાભિષેક થયો તો મારા જીવતરનો અંત આવી રહ્યો, એમ તું નિશ્ચય જાણજે.[૫૮,૫૯] કૈકેયીના ઉપર્યુક્ત વચન સાંભળી દુષ્ટ મંથરા દાસી પોતાના ઉપદેશને દૃઢ કરવાની ઇચ્છાથી ભરતનું પ્રિય કરવા માટે અને રામનું અપ્રિય કરવા માટે રાજરાણી કૈકેયીને પુનઃ પણ અતિ ક્રૂર વચનો કહેવા લાગી: 'હે કૈકેયી! જો રામને રાજ્ય મળ્યું તો તું તથા તારો પુત્ર ભરત અવશ્ય પરિતાપને પ્રાપ્ત થશો; માટે હે કલ્યાણી! તું મારા કહેવા પ્રમાણે પ્રથમથી જ એવો યત્ન કર કે, જેથી તારા પુત્ર ભરતને જ રાજ્યાભિષેક થાય.[૬૦,૬૧]

મંથરાનાં વચનરૂપી બાણો વડે વારંવાર

હૃદયમાં વીંધાયેલી અને ક્રોધ પામેલી કૈકેયી 'અરે, હાય ! શું રાજાએ મને આમ છેક છેતરી ?' એમ માની વિસ્મયને લીધે પોતાના બન્ને હાથ પોતાના હૃદય પર રાખી કુબજાદાસીને કહેવા લાગીઃ[૬૨] 'હે પ્રિય સખી ! તું યાદ રાખજે કે કાં તો રામને રાજ્ય મળવાથી તું મારા મરણના સમાચાર રાજાને કહીશ એવો સમય આવશે; અથવા રામને લાંબી મુદત સુધી વનવાસ મળવાથી મારા પુત્ર ભરતને રાજ્યાસને બેઠેલો જોવાનો સમય આવશે.[૬૩] હે કુબજા ! જો રામ વનમાં ન જાય, તો ઉત્તમ શય્યાઓ, પુષ્પમાળાઓ, સુગંધી ચંદનો, અંજન, પીવાના પદાર્થો અને અનેક પ્રકારના ભોજનપદાર્થોને તો શું પરંતુ હું મારા જીવિતને પણ ઇચ્છતી નથી.'[૬૪]

એ રીતે પોતાનો દારુણ નિશ્ચય પ્રકટ રીતે જણાવી કૈકેયીએ પોતાના શરીર પરનાં સઘળાં વસ્ત્રાભૂષણો ઉતારી નાખ્યાં અને પુણ્યનો ક્ષય થવાથી પૃથ્વી પર પડેલી કિન્નરીની પેઠે, તે કૈકેયી કાંઈ પણ બિછાવ્યા વિના પૃથ્વી પર સૂઈ રહી.[૬૫] તે વેળા અત્યંત ખિન્ન થયેલી દશરથ રાજાની પટરાણી કૈકેયી પોતાના શરીર પરનાં ઉત્તમ આભૂષણો તથા પુષ્પમાળાઓનો ત્યાગ કરવાથી અને ઉત્કટ ક્રોધાવેશને લીધે મુખ પર છવાયેલી શ્યામતાથી અંધકાર વડે છવાયેલા અને અસ્ત પામેલા તારાઓવાળા આકાશ સરખી જણાતી હતી.[૬૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦ મો

### મહારાજા દશરથ અને કૈકેયી

विद्धशिता यदा देवी कुब्जया पापया भृशम् ।
तदा शेते स्म सा भूमौ दिग्धविद्धेव किन्नरी ॥१॥

દુષ્ટ કુબજા દાસીએ કરેલા વિપરીત ઉપદેશને માનીને કૈકેયી કિન્નરી જેમ વિષયુક્ત બાણથી વીંધાઈને પૃથ્વી પર પડે, તેમ પૃથ્વી પર સૂઈ રહી.[૧] વિચક્ષણ બુદ્ધિવાળી કૈકેયીએ પોતાના મનમાં ને મનમાં 'મંથરાએ કહ્યું તે જ સત્ય છે' એવો નિશ્ચય કરી ધીમા સ્વરે મંથરાને પણ તેમ કહ્યું.[૨] મંથરાનાં પૂર્વોક્ત વાક્યોનું સ્મરણ કરી નાગકન્યાની પેઠે લાંબા નિઃશ્વાસ મૂકતી એ કૈકેયી 'મંથરાનાં વાક્યો ભવિષ્યમાં મને સુખકારક કેવી રીતે થશે ?' એવા વિચારને વશ થઈ. કૈકેયીનું હિત ઇચ્છનારી મંથરા પણ તેનો આવો દૃઢ નિશ્ચય જોઈ પોતાને જાણે કોઈ સિદ્ધિ જ પ્રાપ્ત થઈ હોય એમ ઘણી જ પ્રસન્ન થઈ. પછી ક્રોધયુક્ત થયેલી રાજરાણી કૈકેયી પોતાના નિશ્ચયને સારી રીતે દૃઢ કરીને ભ્રૂકુટીભંગ× વગેરે ક્રોધદર્શક ચિહ્નો ધારણ કરી પૃથ્વી પર સૂતી અને તેણે પોતાનાં ચિત્રવિચિત્ર આભૂષણો તથા પુષ્પમાળાઓ વગેરે આમતેમ ફેંકી દીધાં; તેથી ક્રોધાગારની ભૂમિ ચારે બાજુ તારાઓથી છવાયેલા આકાશની પેઠે શોભવા લાગી. મલિન વસ્ત્ર ધારણ કરી અને પોતાના મસ્તક પરની એક વેણી બાંધી કૈકેયી ક્ષીણ બળવાળી કિન્નર સ્ત્રીની પેઠે ક્રોધાગારમાં સૂઈ રહી.

રાજસભામાં મહારાજા દશરથે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કરીને પુરોહિત તથા મંત્રીઓ વગેરેને સાહિત્ય તૈયાર કરવાની આજ્ઞા આપી અને તેઓ સર્વને પોતપોતાને ઘેર જવાનું કહી પોતાના અંતઃપુરમાં તેમણે પ્રવેશ કર્યો. આ સમયે તેમણે વિચાર્યું: 'આજે રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો છે, તે હજી સુધી કૈકેયીના જાણવામાં આવ્યો નથી; માટે એ પ્રિય વાર્તા કહેવા યોગ્ય કૈકેયીને મારે આ સમાચાર પ્રથમ જણાવવા જોઈએ.' એવા વિચારથી મહાયશસ્વી મહારાજા દશરથે શ્વેત વાદળાંવાળા અને રાહુગ્રહથી યુક્ત થયેલા આકાશમાં જેમ ચંદ્ર પ્રવેશ કરે. તેમ પોતાના રણવાસમાં આવેલા કૈકેયીના* સુશોભિત રંગમહેલમાં પ્રવેશ કર્યો. ત્યાં સ્થળે સ્થળે મેના, પોપટ, મયૂર, ક્રૌંચ અને રાજહંસ વગેરે પક્ષીઓના મધુરશબ્દો સાંભળવામાં આવતા

---

× ક્રોધથી ભ્રૂકુટી વાંકી થઈ જાય છે તે.

* કૈકેયીનો મહેલ ચૂનાથી ધોળેલો હોવાથી શ્વેત હતો અને તેમાં કૈકેયી અત્યંત ક્રોધાવિષ્ટ થઈને રહેલી હતી; માટે તે મહેલને શ્વેત વાદળ અને રાહુયુક્ત આકાશની ઉપમા આપવામાં આવી છે.

હતા.[૭–૧૨] અનેક પ્રકારનાં વાજિંત્રો વાગી રહ્યાં હતાં અને અનેક કુબજા તથા વામનિકા* દાસીઓ આમતેમ ફરતી હતી. વળી એ મહેલની આસપાસ બગીચામાં અનેક લતાગૃહો શોભી રહ્યાં હતાં; અને ચંપક, અશોક તથા નિત્ય પુષ્પ અને ફળ આપનારાં અનેક વૃક્ષોથી રમણીય જણાતી વાવો ત્યાં આવનાર મનુષ્યને સુખ આપતી હતી. એ મહેલમાં અનેક પ્રકારનાં ચિત્રગૃહો જોનારને આશ્ચર્યચકિત કરતાં હતાં. સ્થળે સ્થળે હાથીદાંતની, રૂપાની તથા સુવર્ણની બેઠકો બનાવેલી હતી. અમૂલ્ય વસ્ત્રાભૂષણો તથા ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય, એ ચાર પ્રકારના ભોજનપદાર્થોથી ભરેલા ભંડારો તેમાં જોવામાં આવતા હતા. એ પ્રમાણે ઉત્તમ સમૃદ્ધિવાળી હોવાને લીધે અમરાવતી સમાન શોભી રહેલા કૈકેયીના અંતઃપુરમાં મહારાજા દશરથે પ્રવેશ કર્યો.[૧૩–૧૬]

અંદર જઈ નિત્યના નિયમ પ્રમાણે તપાસ કરતાં તેમણે સુંવાળી શય્યા પર પોતાની પ્રિય પત્ની કૈકેયીને દેખી નહિ. કોઈ પણ સમયે નહિ બનેલો બનાવ જોઈને મહારાજા દશરથ અત્યંત ખેદયુક્ત થઈ ગયા; કેમ કે આજ દિન સુધીમાં કદી પણ કૈકેયીએ રાજાના આવવાના સમયનું ઉલ્લંઘન કર્યું ન હતું, તેમ રાજાએ પણ કૈકેયી વિનાના શૂન્ય અંતઃપુરમાં કદી પ્રવેશ કર્યો ન હતો. કામવેગને લીધે અત્યંત વિહ્વળ થયેલા 'મહારાજા દશરથે કાર્યાકાર્યના વિચાર વિનાની પોતાની પત્ની કૈકેયીની ઇચ્છાને જાણ્યા સિવાય પ્રથમની પેઠે અંતઃપુરનાં દ્વાર આગળ આવીને પ્રતિહારીને પૂછ્યું; ત્યારે તેણે મનમાં ત્રાસ પામી હાથ જોડી મહારાજા દશરથને જણાવ્યું: 'હે મહારાજા! મહારાણી કૈકેયી આજે અત્યંત કોપાયમાન થઈ ક્રોધાગારમાં ગયાં છે.'

એવું સાંભળતાં જ દશરથ રાજાના મનમાં બહુ ખેદ ઉત્પન્ન થયો.[૧૭–૨૧] અને તેમની સઘળી ઇંદ્રિયો વ્યાકુળ તથા શિથિલ થઈ ગઈ. પછી અત્યંત દુઃખયુક્ત થયેલા પૃથ્વીપતિ દશરથ તુરત જ ક્રોધાગાર પ્રત્યે ગયા; અંદર જઈ જોયું તો તેમણે કૈકેયીને અયોગ્ય સ્થિતિમાં પૃથ્વી પર સૂતેલી દીઠી. કોઈએ કાપી નાખવાથી પૃથ્વી પર પડેલી લતાની પેઠે, પુણ્ય ક્ષીણ થવાને લીધે સ્વર્ગમાંથી પડેલી દેવીની પેઠે, પોતાના લોકમાંથી ભ્રષ્ટ થયેલી કિન્નરીની પેઠે, દેવલોકમાંથી પડેલી અપ્સરાની પેઠે, શત્રુઓને મોહિત કરવાને પ્રેરેલી માયા(ઇંદ્રજાળ)ની પેઠે અને પારધીના ફાંસામાં ફસાયેલી હરિણીની પેઠે કાંઈ પણ બિછાવ્યા વિના પૃથ્વી પર મલિન વસ્ત્ર ધારણ કરીને પડેલી, પાપી નિશ્ચયવાળી અને રામચંદ્રને રાજ્યાભિષેક થવાનું સાંભળી અત્યંત દુઃખી થઈ ગયેલી તથા સુવાન હોવાથી પોતાના (દશરથના) પ્રાણ કરતાં પણ પ્રિય એવી કૈકેયીને જોઈ મહારાજા દશરથ વૃદ્ધ છતાં પણ કામી હોવાથી, અરણ્યમાં પારધીએ વિષવાળા બાણથી હણેલી હાથણીને જોઈ હાથી જેમ સ્નેહને લીધે દુઃખી થાય, તેમ દુઃખી થઈ ગયા. અને ધીરજ નહિ રહેવાથી તુરત જ તેની પાસે જઈ બેસી ગયા.[૨૨–૨૬]

'અરે! આ સમયે કૈકેયી મને શું કહેશે અને શું કરશે?' એવી શંકાને લીધે મહારાજા દશરથ કામી હોવાથી ભયભીત થઈ ગયા અને કમળપત્ર સરખાં નેત્રવાળી કૈકેયીને પોતાના હાથ વડે સ્પર્શ કરી કહેવા લાગ્યા: 'હે દેવી! આજે તું મારા ઉપર ક્રોધે ભરાઈ છે, તેનું કારણ હું જાણી શકતો નથી. હે પ્રિયા! મારા તરફથી કદી પણ તને ક્રોધ થવો સંભવતો જ નથી; તો પછી કહે કે, શું કોઈએ તારું અપમાન કર્યું છે કે તારી નિંદા કરી છે? હે કલ્યાણી! હું નિરંતર તારા પર જ આસક્ત રહું છું, છતાં મારા ચિત્તમાં ગ્લાનિ ઉપજાવતી તું આમ છેક ભૂત ભરાયાની પેઠે મને દુઃખી કરવાને કાંઈ પણ બિછાવ્યા વિના પૃથ્વી પર કેમ સૂતી છે? હે ભામિની! તારા શરીરમાં કાંઈ વ્યાધિ થઈ આવ્યો હોય તો સત્વર કહે કે, જેથી નિદાન કરવામાં કુશળ અને મારાથી વારંવાર સત્કાર પામતા વૈદ્યો ક્ષણવારમાં તારા સર્વવ્યાધિને દૂર

* કુબજા એટલે કદ્રૂપી સ્ત્રીઓ અને વામનિકા એટલે ઠીંગણી સ્ત્રીઓ. એવી સ્ત્રીઓ પૂર્વે ઘણેભાગે અંતઃપુરમાં દાસીઓ તરીકે રહેતી હતી.

કરી તને સુખી કરશે.'

આટલું કહેવા છતાં પણ જ્યારે કૈકેયી કાંઈ બોલી નહિ અને ક્રોધાવેશમાં જ રુદન કરતી પડી રહી, ત્યારે મહારાજા દશરથે તેને ફરી પણ કહ્યું : 'હે પ્રિયા ! આજે તું મારા પર આમ છેક નિર્દય કેમ થઈ ગઈ છે ? શું તારે કોઈનું પ્રિય કરવું છે ? અથવા તારું કોઈએ અપ્રિય કર્યું છે, તે કહે.[૨૭-૩૧] હે સુંદરી ! તું કહે, હું કોનું પ્રિય કરું ? અથવા કોનું અપ્રિય કરું ? હે સુંદર મુખવાળી ! તારા મનની જે વાત હોય તે કહી દે ! આમ રડીને તું પોતાના શરીરનું વ્યર્થ શોષણ ન કર.[૩૨] હે દેવી ! તારો અપરાધ કરનાર એવો કોણ છે કે જે વધ કરવા યોગ્ય નહિ છતાં મારાથી વધરૂપ શિક્ષાને પ્રાપ્ત થાય; અથવા વધ કરવા યોગ્ય છતાં પણ તેને પ્રસન્ન કરવા માટે હું કયા પુરુષને જીવતો છોડી દઉં, તે કહે. તેમ જ હે પ્રિયા ! તું કયા દરિદ્રી મનુષ્યને ધનવાન બનાવવા ઇચ્છે છે અથવા કયા ધનવાનને નિર્ધન કરવા ઇચ્છે છે, તે કહે.[૩૩] હે દેવી ! વિશેષ શું કહું ? હું અને મારા સર્વ સેવકો તારે અધીન છીએ. તારા ઉપર મારો જે અગાધ પ્રેમ છે, તે તું જાણે છે; તેથી 'રાજા મારા કહેવા પ્રમાણે કરશે કે 'નહિ' એવી શંકા રાખવી એ તને અયોગ્ય છે. તારા મનમાં જે ઇચ્છિત હોય તે કહી દે. હું મારા પ્રાણ જતાં પણ તારા અભિપ્રાયને હણવા સમર્થ નથી; અર્થાત્ તું કહીશ તેમ હું અવશ્ય કરીશ.[૩૪,૩૫] હું મારા પુણ્યના સોગંદ લઈને કહું છું કે, હરકોઈ ઉપાયથી હું તને પ્રસન્ન કરીશ. હે દેવી ! આકાશમાં રહેલાં સૂર્યકિરણો જેટલી પૃથ્વીને પ્રકાશિત કરે છે, તેટલી પૃથ્વી કે જેને વિષે દ્રાવિડ, સિંધુ, સૌવીર, સૌરાષ્ટ્ર, દક્ષિણાપથ, વંગ, અંગ, મગધ, મત્સ્ય અને સમૃદ્ધિવાળા કાશી તથા કોશલ વગેરે દેશો આવેલા છે તે; તથા તેમાં ઉત્પન્ન થતાં ધન, ધાન્ય અને પશુઓ વગેરે સર્વ દ્રવ્ય મારે સ્વાધીન છે; માટે હે કૈકેયી ! એ સર્વમાંથી જે કંઈ તું ઇચ્છતી હોય તે મારી પાસેથી માગી લે.[૩૬-૩૮] હે શોભને ! ઊઠ, ઊઠ, આમ વ્યર્થ પરિશ્રમ કરવાની શી જરૂર છે ? હે કૈકેયી ! જેનાથી તને આમ ભયનું કારણ ઉપસ્થિત થયું હોય તે મને કહે, એટલે સૂર્ય જેમ ઝાકળને નિવૃત્ત કરે, તેમ હું તેને નિવૃત્ત કરું'.[૩૯]

એ પ્રમાણે કહી દશરથ રાજાએ કૈકેયીનું ઘણું આશ્વાસન કર્યું, ત્યારે તેણે રામચંદ્રને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવારૂપ અપ્રિય વચન બોલવાની ઇચ્છાથી કંઈક આંખ ઊંચી કરી અને દારુણ વચનો વડે રાજાને અધિક પીડા કરવા તૈયાર થઈ.[૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧ મો

### દશરથની પ્રતિજ્ઞા ને કૈકેયીની વરયાચના

तं मन्मथशरैर्विद्धं कामवेगवशानुगम् ।
उवाच पृथिवीपालं कैकेयी दारुणं वचः ॥ १ ॥

કૈકેયી કામદેવનાં બાણ વડે પીડિત અને કામવેગને વશ થયેલા પૃથ્વીપતિ દશરથ રાજા પ્રત્યે દારુણ વચન કહેવા લાગી :[૧] 'હે દેવ ! હું રોગ વડે પીડાયેલી નથી, તેમ કોઈએ મારું અપમાન પણ કર્યું નથી, પરંતુ મારા મનમાં જે કંઈ અભિપ્રાય છે, તેને હું તમારી પાસેથી સંપાદન કરવા ઇચ્છું છું.[૨] જો તમે મારો અભિપ્રાય સંપાદન કરીને મને સુખી કરવા ઇચ્છતા હો, તો પ્રથમ તે કાર્ય કરવા માટે દૃઢ પ્રતિજ્ઞા કરો, એટલે મારો અભિપ્રાય હું તમને નિવેદન કરું'.[૩]

એવું સાંભળી આનંદ પામેલા મહારાજા દશરથે કંઈક હાસ્ય કરતાં પૃથ્વી પર પડેલી કૈકેયીના મસ્તક પર પોતાના હાથનો સ્પર્શ કરી કહ્યું :[૪] 'હે સ્વરૂપ-સૌંદર્યના ગર્વવાળી કૈકેયી ! શું તું નથી જાણતી કે, પુરુષોમાં વ્યાઘ્ર જેવા એક રામચંદ્ર સિવાય બીજું કોઈ પણ મને તારાથી અધિક પ્રિય નથી અર્થાત્ મને સર્વ કરતાં તું પ્રિય છે અને તારાથી માત્ર એક રામચંદ્ર જ વિશેષ પ્રિય છે, બીજું કોઈ પણ નથી.[૫] માટે શત્રુઓથી પરાજય નહિ પામનારા અને મારા જીવનરૂપ એ મહાત્મા રામચંદ્રના સોગંદપૂર્વક હું કહું છું કે, તારા મનમાં જે ઇચ્છિત હોય તે કહી દે. હું તે પ્રમાણે

કરીશ.[૬] જેને જોયા વિના હું એક મુહૂર્ત પણ જીવી શકું નહિ તે રામચંદ્રના સોગંદ લઈને ફરી પણ કહું છું કે, હું તારા કહેવા પ્રમાણે કરીશ.[૭] હે કૈકેયી ! આમ બે વાર કહેવા છતાં પણ જો તને મારા વચન પર વિશ્વાસ ન આવતો હોય. તો ત્રીજી વાર કહું છું; સાંભળ. જો હું તારું પ્રિય ન કરું, તો પુરુષોમાં શ્રેષ્ઠ રામ કે જે મારા આત્મા તથા મારા બીજા સર્વ પુત્રો કરતાં મને અધિક પ્રિય છે, તેના સોગંદ છે. હે કલ્યાણી ! મારું અંતઃકરણ તારું પ્રિય કરવામાં તત્પર છે, તેનો વિચાર કરી તું તારો અભિપ્રાય પ્રકટ કર અને મારો ઉદ્ધાર કર. હે કૈકેયી ! રામચંદ્ર મને અત્યંત પ્રિય છે. એ બાબત ધ્યાનમાં રાખી તું જે ઉત્તમ માનતી હોય તે કહે; અર્થાત્ રામચંદ્રને કષ્ટ થાય એવી બાબત સિવાય તારે જે કહેવું હોય તે કહે. હું નિરંતર તારી પ્રીતિને વશ હોવાથી તારા કહેવા પ્રમાણે જ કરીશ. પોતાની બળવાન સત્તાને વિચારીને તું 'રાજા મારા કહેવા પ્રમાણે કરશે કે નહિ ?' એવી શંકા કરીશ નહિ. હું મારા સુકૃત(પુણ્ય)ના શપથપૂર્વક કહું છું કે, તારા કહેવા પ્રમાણે હું અવશ્ય કરીશ.[૮-૧૦]

એ પ્રમાણે દશરથ રાજાએ આગ્રહપૂર્વક ઉપરાઉપરી ત્રણ વાર કૈકેયીના કહેવા પ્રમાણે કરવાની પ્રતિજ્ઞા કરી; ત્યારે હર્ષયુક્ત થયેલી અને પોતાના ઇચ્છેલા અર્થનું મનન કરનારી કૈકેયી દશરથ રાજાના કાળ સરખો પોતાનો ભયંકર અભિપ્રાય પ્રકટ કરવા તત્પર થઈ અને પોતાના પુત્ર ભરત પરના પક્ષપાતને લીધે આનંદપૂર્વક ક્રૂર વચન કહેવા લાગી : 'હે રાજન્ ! તમે મારું ઇચ્છિત પૂર્ણ કરવા પોતાના પ્રિય પુત્ર તથા સુકૃત વગેરેના શપથ લઈ ચૂક્યા છો; માટે તમારી એ પ્રતિજ્ઞાને ઇંદ્રાદિ તેત્રીસ દેવો, ચંદ્રસૂર્યાદિ ગ્રહો, આકાશ, રાત્રિ, દિશાઓ, સ્વર્ગ વગેરે ભુવનો અને પૃથ્વીના અધિષ્ઠાતા દેવો, ગંધર્વો, રાક્ષસો, રાત્રિમાં વિચરનારાં પ્રાણીઓ, વાસ્તુદેવતાઓ તથા બીજાં પણ જે જે ભૂત-પ્રાણીઓ હોય, તે સઘળાં શ્રવણ કરો અને જાણો.' એટલુ કહીને વળી તેણે અદશ્ય રહેલા તે સર્વ દેવોને સંબોધી કહ્યું : 'હે દેવલોકો ! સત્ય પ્રતિજ્ઞાવાળા, ધર્મ જાણનારા, પવિત્ર, સત્યવાદી અને મહાતેજસ્વી આ દશરથ રાજા મને ઇચ્છિત વરદાન આપવાને પ્રતિજ્ઞા કરે છે, તેને તમે સૌ સાંભળો અર્થાત્ તમે તેમાં સાક્ષી થાઓ.'[૧૧-૧૬]

એ પ્રમાણે મોટા ધનુષવાળા મહારાજા દશરથને પોતાનાં વચનો વડે બાંધી લઈને તથા તેમની પ્રશંસા કરીને કૈકેયી કહેવા લાગી : 'હે રાજન્ ! પૂર્વે થયેલા દેવાસુરસંગ્રામના વૃત્તાંતનું તમે સ્મરણ કરો કે જે સંગ્રામમાં રાત્રિના વખતે તમારા શત્રુ શંબરાસુરે તમને પ્રાણરહિત નહિ કરતાં માત્ર મૂર્છિત કર્યા હતા.[૧૭,૧૮] તે સમયે હું જાગતી હતી, તેથી મેં પ્રયત્નપૂર્વક શત્રુના પ્રહારોથી તમારું રક્ષણ કર્યું હતું. એ જોઈ મૂર્છા વળ્યા પછી પ્રસન્ન થયેલા તમોએ મને બે વરદાન માગવાનું કહ્યું,[૧૯] ત્યારે એ વેળા ન માગતાં મેં તે બન્ને વરદાન 'જરૂર પડશે ત્યારે માગીશ' એમ કહી તમારી પાસે લહેણાં રાખ્યાં હતાં. હે પૃથ્વીપતિ રઘુનંદન ! તમે આજે મને ઇચ્છિત આપવા તૈયાર થયા છો માટે હું તમારી પાસેથી તે વરદાન માગી લેવા ઇચ્છું છું.[૨૦] હે સ્વામિન્ ! તમોએ મને ઇચ્છિત વર આપવાની પ્રતિજ્ઞા પણ કરી છે; એટલે હવે જો મારું માગેલું વરદાન નહિ આપો તો 'તમોએ મારું અપમાન કર્યું' એમ માની હું આજે જ મારા જીવિતનો ત્યાગ કરીશ.'[૨૧]

એ પ્રમાણે કૈકેયીએ વચનમાત્રથી પોતાને વશ કરેલા મહારાજા દશરથ જેમ હરિણી પોતાના જ નાશ માટે જાળમાં બંધાય છે, તેમ ધર્મરૂપી પાશથી બંધાયા[૨૨] પછી કૈકેયીએ પોતાની જાળમાં ફસાવાને લીધે વરદાન દેવા તૈયાર થયેલા દશરથ રાજાને કહ્યું : 'હે પૃથ્વીપતિ ! પૂર્વે દેવાસુરસંગ્રામમાં લહેણાં રાખેલાં બે વરદાન તમારે આજે મને આપવા પડશે. તેમાં પહેલા વરદાનથી હું એવું માગું છું કે, તમોએ રામને રાજ્યાભિષેક કરવા માટે જે સમારંભ આદર્યો છે, તે જ સમારંભ-સાહિત્યથી મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક કરો. વળી એ દેવાસુરસંગ્રામમાં તમોએ પ્રસન્ન થઈ મને જે બીજું વરદાન માગવા કહ્યું હતું, તેનો પણ

સમય આવી પહોંચ્યો હોવાથી એ બીજું વરદાન હું એવું માગું છું કે, મહાન ધૈર્યવાળો તમારો જ્યેષ્ઠ પુત્ર રામ ચીર તથા મૃગચર્મ ધારણ કરી તપસ્વીપણે ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં+ નિવાસ કરે અને મારો પુત્ર ભરત નિષ્કંટક રાજ્ય ભોગવે. હે મહારાજા! મારી એટલી જ ઉત્કૃષ્ટ ઇચ્છા છે અને તે પૂર્ણ કરવાને મેં તમોએ પૂર્વે કહેલાં જ વરદાન માગી લીધા છે. હે રાજન્! હવે હું આજે જ રામને વનમાં જવાને તત્પર થયેલો જોવા ઇચ્છું છું.[૨૩–૨૮] હે મહારાજા દશરથ! તમે મારાં માગેલાં બે વરદાન આપીને સત્યવાદી થાઓ; અને પોતાના કુળ, શીલ તથા જન્મપરિચયનું* રક્ષણ કરો; કારણ 'મનુષ્યોને પરલોકમાં પણ પોતાનું સત્ય વચન જ હિતકારક અને પ્રશંસનીય છે' એમ વિચારવાન પુરુષો કહે છે.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૨ મો

## દશરથનો પરિતાપ અને કૈકેયીને આજીજી

ततः श्रुत्वा महाराजः कैकेय्या दारुणं वचः ।
चिन्तामभिसमापेदे मुहूर्तं प्रतताप च ॥ १ ॥

કૈકેયીનું દારુણ વચન સાંભળતાં જ મહારાજા દશરથ એક મુહૂર્ત પર્યંત સંતાપને લીધે સ્તબ્ધ થઈ ગયા અને મનમાં ચિંતા કરવા લાગ્યા કે. 'અરે, આ શું! મને દિવસે સ્વપ્ન તો નથી આવ્યું? શું મારા ચિત્તને વિષે મોહ તો નથી પ્રકટ્યો? અથવા પૂર્વજન્મમાં અનુભવેલી ભાવનાનું સ્ફુરણ તો નથી થયું? અરે, મારા મનમાં કાંઈ રોગાદિને લીધે વિકાર તો નથી પ્રકટ્યો?'[૧,૨] આમ વિચાર કરતા મહારાજા દશરથ કૈકેયીએ કહેલા વચનો સાંભળવાથી પ્રકટેલા સંતાપને લીધે અત્યંત દુઃખી થઈ ગયા અને છેવટે ક્રોધાગારમાં કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વી પર મૂર્ચ્છિત થઈ પડ્યા.

પછી કેટલીક વારે મૂર્ચ્છા વળવાથી સચેત થઈને. વગર પાથરેલી જમીન પર બેઠેલા દશરથ રાજા હરિણી જેમ વાઘણને જોઈ દીન થઈ જાય, તેમ કૈકેયીને જોઈ દીન તથા દુઃખી થઈ ગયા; અને મંત્રબળ વડે મંડળમાં રૂંધાયેલો સર્પ જેમ નિશ્વાસ મૂકે, તેમ દીર્ઘ નિશ્વાસ મૂકવા લાગ્યા; તથા શોક અને ક્રોધને લીધે 'અહો ધિક્કાર છે, ધિક્કાર છે' એમ બોલતા તેઓ પુનઃ પણ મૂર્ચ્છિત થઈ પડ્યા.

પછી કેટલીક વારે જ્યારે દશરથ રાજા પોતાની મેળે સાવધ થયા, ત્યારે અસહ્ય દુઃખને લીધે ક્રોધયુક્ત થઈને જાણે પોતાના તેજ વડે કૈકેયીને ભસ્મીભૂત કરતા હોય, તેમ બોલવા લાગ્યા:

'હે ક્રૂર સ્વભાવવાળી! હે દુષ્ટ ચરિત્રવાળી! તું આજે મારા કુળનો વિનાશ કરવા તૈયાર થઈ છે![૩–૭] અરે પાપિની! મારા પુત્ર રામચંદ્રે અથવા મેં તારું શું અનિષ્ટ કર્યું છે? અરે, રામચંદ્ર તો તારા ઉપર નિરંતર પોતાની માતા સરખી વૃત્તિ રાખી તારી સેવા કરે છે;[૮] છતાં તું આજે તેનું જ અનિષ્ટ કરવાને કેમ તત્પર થઈ છે? અરેરે, જેમ કોઈ મનુષ્ય અજ્ઞાનને વશ થઈ ઝેરીલી સાપણને પોતાના ઘરમાં રાખે, તેમ મેં અજ્ઞાનથી તને રાજપુત્રી જાણીને મારા જ વિનાશને અર્થે મારા ઘરમાં રાખી છે! અરે, સઘળી પ્રજા જ્યારે રામના ઉત્તમ ગુણોનું સ્તવન કરે છે, ત્યારે હું કયા અપરાધને ઉદ્દેશી રામનો ત્યાગ કરી શકું? કદાચ કોઈ કારણને લીધે હું કૌશલ્યા તથા સુમિત્રા સહિત સઘળી રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરું; પરંતુ મારા જીવનના આધારભૂત પિતૃવત્સલ જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રનો ત્યાગ તો કરી શકું નહિ જ; કારણ કે તેને જોવાથી મને અત્યંત પ્રીતિ ઊપજે છે.[૯–૧૦] જો હું એક ક્ષણ પણ રામને ન જોઉં તો મારું સઘળું ચૈતન્ય નષ્ટ થઈ જાય. અરે, કદાચ આ જગત સૂર્ય વિના રહી શકે અને ખેતરમાં વાવેલાં ડાંગર વગેરે ધાન્ય જળ વિના પણ રહી શકે, પરંતુ રામ વિના મારા દેહમાં પ્રાણ ટકી શકે નહિ! માટે હે પાપી નિશ્ચયવાળી! હવે આટલેથી જ બસ

---

+ આર્યાવર્તની દક્ષિણે આવેલું ઘોર અરણ્ય

* જન્મ આપનાર માત-પિતાની કીર્તિનું.

કર અને તારા પાપી નિશ્ચયનો ત્યાગ કર.[૧૩,૧૪] જો તું કહેતી હોય તો હું મારા મસ્તક વડે તારા ચરણનો સ્પર્શ કરવા સરખું અઘટિત કાર્ય પણ કરું; પરંતુ તું મારા પર પ્રસન્ન થઈને આ નીચ આગ્રહ મૂકી દે. હે પાપિની! તેં આવો દારુણ વિચાર શા કારણથી કર્યો છે? હે કૈકેયી! કદાચ ભરત રાજાને પ્રિય છે કે નહિ, એ બાબતનો તું નિર્ણય કરવા માટે આવું વરદાન માગીને મારી પરીક્ષા કરતી હોઈશ, પરંતુ ભરત પર મારી કેટલી પ્રીતિ છે તે તો પ્રથમથી જ તારા જાણવામાં છે. ભલે, તેં કહ્યું તે પ્રમાણે ભરતને રાજ્યાભિષેક થાઓ, પરંતુ રામને વનવાસ મોકલવાની તારે શી જરૂર છે?[૧૫,૧૬] કદાચ 'શ્રીમાન રામચંદ્ર મારા જ્યેષ્ઠ પુત્ર છે અને ધર્મન્યાયે કરીને રાજ્યાસનના અધિકારી પણ તે જ છે' માનીને, માત્ર ઉપર ઉપરથી પ્રિય વચન બોલનારી તેં પોતાની સેવા કરાવવા માટે જ આવું વરદાન માગ્યું હશે! હે કૈકેયી! રામના રાજ્યાભિષેકની વાતો સાંભળી, તું આમ એકાએક શોકયુક્ત થઈ ક્રૂર વચનોથી મારા મનમાં અત્યંત સંતાપ શા માટે ઉપજાવી રહી છે? હે કૈકેયી! મને લાગે છે કે, તું આવા શૂન્ય કોપાગારમાં રહી છે, તેથી તારા ચિત્તમાં કોઈ ભૂતાદિનો આવેશ થયો છે અથવા કોઈ દુષ્ટ માણસની શીખવણીથી તને આવી અવળી મતિ સૂઝી છે.

હે દેવી! તું 'જ્યેષ્ઠ પુત્રને જ રાજ્યાભિષેક થવો જોઈએ' એવી નીતિ જાણનારી છે, છતાં તારી બુદ્ધિમાં આવો વિકાર ઉત્પન્ન થયેલો જોઈ મને ખાતરી થાય છે કે, હવે ઇક્ષ્વાકુ કુળમાં અન્યાયનો પ્રવેશ થયો.[૧૭-૧૯] હે વિશાળ નેત્રવાળી! તેં પૂર્વે કદાપિ મારું અપ્રિય કર્યું નથી, તે કારણથી 'આ દુષ્ટ અભિપ્રાય તારો પોતાનો જ હોય' એવું મારા માનવામાં આવતું નથી.[૨૦] હે કૈકેયી! મારો જ્યેષ્ઠ પુત્ર રામ તને ભરતના જેટલો જ પ્રિય છે અને તે માટે તું મને ઘણી વાર રામ ઉપરની પ્રીતિવાળી વાતો કહ્યા કરે છે;[૨૧] છતાં હે દેવી! આજે તું ધર્માત્મા અને યશસ્વી રામને ચૌદ વર્ષ પર્યંત વનવાસ મોકલવા કેમ ઇચ્છે છે?[૨૨] અરે, અત્યંત સુકુમાર અને ધર્મમાં પ્રીતિવાળા રામને ભયંકર વનમાં કાઢવાનું તને કેમ રુચે છે?[૨૩] હે સુંદર નેત્રવાળી! સર્વ લોકને આનંદ આપનાર રામ કે જે નિરંતર તારી સેવા કરે છે, તેને વનમાં મોકલવાનું તને કેમ ગમે છે?[૨૪] હે કૈકેયી! તારા પુત્ર ભરત કરતાં પણ રામચંદ્ર તારી ઘણી જ સેવા કરે છે, એથી તારા સંબંધમાં તેના કરતાં ભરતની કાંઈ પણ વિશેષતા જણાતી નથી.[૨૫] મારો જ્યેષ્ઠ પુત્ર રામ નિરંતર તારી સેવા કરે છે, તારું બહુ માન જાળવે છે, તને પૂજ્ય માને છે અને તારી આજ્ઞા પાળે છે, એથી વિશેષ બીજું કોણ કરી શકે એમ છે?[૨૬] મારે ત્યાં હજારો સ્ત્રીઓ છે, પરંતુ તેમાંથી કોઈએ હજી સુધી મારા પુત્ર રામચંદ્રના સંબંધના પરિવાદ× કે અપવાદનાં* વચનો કહ્યાં નથી. મનુષ્યોમાં સિંહ સરખા એ રામચંદ્ર પોતાના શુદ્ધ અંતઃકરણથી સર્વ ભૂતપ્રાણીઓની સાંત્વના કરે છે અને સર્વને ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવીને પોતાને વશ બનાવે છે.[૨૭,૨૮] મારો પુત્ર રામ પોતાના બળ વડે સર્વ લોકોને, દાનાદિ સત્કાર વડે બ્રાહ્મણોને, સેવા કરવા વડે ગુરુજનોને અને સંગ્રામમાં ધનુષ વડે શત્રુઓને પોતાને વશ કરે છે.[૨૯] સત્ય, દાન, તપ, ત્યાગ, મૈત્રી, શૌચ, આર્જવ, વિદ્યા અને ગુરુની શુશ્રૂષા, એટલા ગુણો તો રામમાં નિરંતર અવિચળપણે રહેલા છે.[૩૦] એવા ઉત્તમ ગુણવાળા, દેવ તુલ્ય કાંતિવાળા અને મહર્ષિ સમાન પ્રભાવવાળા રામને તું શા માટે વનમાં મોકલવા ઇચ્છે છે?[૩૧] હે કૈકેયી! સર્વની સાથે પ્રિય વચન બોલનારા રામે કોઈ દિવસ પણ કોઈને અપ્રિય વચન કહ્યું હોય એમ મને સાંભરતું નથી; તો પછી માત્ર તારી પ્રીતિ સંપાદન કરવા માટે જ હું આજે મારા પ્રિય પુત્ર રામને 'તું વનમાં જા' એવું અપ્રિય વચન કેમ કહી શકું?[૩૨] જેને વિષે ક્ષમા, તપ, ત્યાગ, સત્ય, ધર્મ, કૃતજ્ઞતા અને અહિંસા આદિ ઉત્તમ ગુણો સદૈવ રહેલા છે, તે રામ વનમાં જાય તો મારી શી ગતિ થાય?[૩૩] હે

× કારણ હોવાને લીધે અપકીર્તિ થાય તે પરિવાદ.

* કારણ નહિ છતાં અપકીર્તિ થાય તે અપવાદ.

કૈકેયી ! હવે તો હું વૃદ્ધ અને છેક છેલ્લી અવસ્થાએ પહોંચેલો હોવાથી શોચનીય થઈ પડ્યો છું તથા તારી પ્રીતિને લીધે દીનની પેઠે તારી આજીજી કરી રહ્યો છું; માટે તારે મારા પર દયા કરવી જોઈએ. હે કૈકેયી ! જો તું કહેતી હોય, તો આ સમુદ્ર પર્યંતની સમગ્ર પૃથ્વીમાં જે કંઈ મારું છે, તે સર્વ તને અર્પણ કરું; પરંતુ જેથી મારું મરણ થાય એવા આ તારા અનિષ્ટ અભિપ્રાયને વશ થવાનું મને કહીશ નહિ. હે કૈકેયી ! છેવટે હું તને હાથ જોડીને તથા તારા ચરણમા પ્રણામ કરીને કહું છું કે, મોટો પુત્ર હયાત છતાં નાના પુત્રને રાજ્યાભિષેક કરવારૂપ તથા નિરપરાધી રામને વનવાસમાં મોકલવારૂપ અધર્મથી તું મારો ઉદ્ધાર કરી મારું તથા રામનું રક્ષણ કર.[૩૪–૩૬]

અત્યંત દુઃખ તથા શોકને લીધે આકુળવ્યાકુળ થઈ વિલાપ કરતા, બેભાન સ્થિતિમાં આવી પડેલા તથા પોતાને ઊપજેલા શોકસમુદ્રનો સત્વર અંત લાવવા ઇચ્છતા મહારાજા દશરથનાં વચન સાભળી ક્રૂર સ્વભાવવાળી અને ભયંકર સ્વરૂપવાળી કૈકેયી પુનઃ અતિદારુણ વચન કહેવા લાગી:[૩૭,૩૮]

'હે શૂરવીર રાજન્ ! તમે મને વરદાન આપવાનું કહી, હવે તે આપવા માટે પોતાની અશક્તિ બતાવો છો; તો જગતમાં તમને ધર્મિષ્ઠ તથા સત્યવાદી કોણ કહેશે ? હે ધર્મજ્ઞ ! જ્યારે તમે કોઈ સ્થળે એકઠા થયેલા ઘણા રાજર્ષિઓની સભામાં જશો, ત્યારે તેઓની સાથે આ વરદાન સંબંધી વાર્તાલાપ કરતાં શો પ્રત્યુત્તર આપશો ? છેવટે તમારે કહેવું જ પડશે કે જેણે શંબરાસુરની સાથે થયેલા યુદ્ધ સમયે મારું રક્ષણ કર્યું હતું અને જેના અનુગ્રહથી હજી હું જીવું છું, તે કૈકેયીને વરદાન માગવાને આપેલું વચન મેં મિથ્યા કર્યું છે ![૩૯–૪૧] વળી હે નરાધિપ ! તમે વરદાન આપવાની પ્રતિજ્ઞા કરીને હવે આજે જ પાછા ઊલટું બોલો છો, તેથી અવશ્ય તમે પોતાના સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા રાજાઓની પવિત્ર કીર્તિને ઝાંખપ લગાડશો.[૪૨] હે રાજન્ ! તમે જાણતા હશો કે પૂર્વે થઈ ગયેલા શૈબ્ય રાજાએ શ્યેન÷ અને કપોત+ પક્ષીના પ્રસંગમાં પોતાના શરીરનું માંસ આપીને પણ પોતાનું વચન પાળ્યું છે≈ તેમ જ 'અલર્ક[૯]' નામનો રાજા પણ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે યાચના કરનારા અંધ બ્રાહ્મણને

---

÷ બાજપક્ષી

+ હોલો અથવા કબૂતર પક્ષી

≈ શૈબ્ય રાજા સત્યવાદી અને ઘણો જ ઉદાર સ્વભાવનો હતો. કોઈક સમયે તેની ઉદારતાની પરીક્ષા કરવા માટે ઇંદ્ર તથા અગ્નિ બાજ અને હોલાનું સ્વરૂપ ધારણ કરીને અર્થાત્ ભક્ષ્ય ( હોલો ) અને ભક્ષક( બાજ )રૂપ ધરીને શૈબ્ય રાજાની પાસે આવ્યા. બાજથી ભયભીત થયેલો હોલો પોતાના બચાવ માટે શૈબ્ય રાજાના ખોળામાં ભરાઈ બેઠો; ત્યારે રાજાએ દયાથી તેને 'હું તારું રક્ષણ કરીશ' એવું અભયવચન આપ્યું પછી હોલાનું ભક્ષણ કરવાને, તેની પાછળ લાગેલા બાજપક્ષીએ આવી રાજાને કહ્યું: 'હે રાજન્ ! આ હોલો તો ઈશ્વરે મારા માટે ભક્ષ્યરૂપે જ નિર્માણ કરેલો છે, માટે તેને તું છોડી દે ' એવું સાંભળી ધર્મસંકટમાં આવી પડેલા શૈબ્ય રાજાએ વિચાર કર્યો કે, 'જો હું હોલાને છોડી દઉં, તો શરણાગતની રક્ષા નહિ કર્યાનું અને પ્રતિજ્ઞા મિથ્યા થયાનું મને પાપ લાગે છે; અને ન છોડી દઉં તો દેવવિહિત ભક્ષ્ય પર આજીવિકા કરનાર બાજપક્ષી ભૂખ્યો રહે છે, એ પણ પાપનું મૂળ છે; તેમ જ બાજપક્ષીને આહાર આપી તૃપ્ત કરવા માટે બીજા જીવની હિંસા કરવી એ પણ અનર્થરૂપ છે. માટે હું મારા શરીરનું માંસ આપીને જ મારી પ્રતિજ્ઞા પાળીશ.' એવો દૃઢ નિશ્ચય કરીને શૈબ્યરાજાએ બાજને કહ્યું : 'મારે શરણે આવેલા હોલાનો હું ત્યાગ નહિ કરું; પરંતુ તેના બદલે તે હોલાના શરીરના ભારોભાર હું તને મારા શરીરનું માંસ આપીશ ' બાજપક્ષીએ તે કબૂલ કર્યું એટલે તુલા બાંધીને એક ત્રાજવામાં હોલાને રાખ્યો અને બીજામાં રાજાએ પોતાના શરીરનું માંસ કાપીકાપીને મૂકવા માડયું. જેમ જેમ રાજા માંસ મૂકતો જાય, તેમ તેમ હોલો પોતાના શરીરનું વજન વધારતો જાય એમ કરતાં રાજાના આખા શરીરનું માંસ ત્રાજવામાં એકઠું થયું, તોપણ હોલાના શરીરની ભારોભાર થયું નહિ, ત્યારે રાજા પોતે ત્રાજવામાં બેસી ગયો; અર્થાત્ પોતાની પ્રતિજ્ઞા સત્ય કરવા માટે તેણે પોતાનો દેહ અર્પણ કર્યો. આ જોઈ બાજ અને હોલારૂપે આવેલા ઇંદ્ર અને અગ્નિ ખુશ થયા અને પોતાનું ખરું સ્વરૂપ પ્રકટ કરીને તથા રાજાના દેહને પૂર્વવત્ બનાવીને તેની ઉદારતાની પ્રશંસા કરતા સ્વર્ગ પ્રત્યે ગયા.

પોતાનાં બન્ને નેત્ર આપીને ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો છે.[-૪૩] વળી સમુદ્ર પણ પૂર્વે પ્રતિજ્ઞા કરેલી હોવાને લીધે મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી; માટે તમે પણ શૈબ્ય વગેરે પૂર્વજોનાં ચરિત્રને સંભારી પોતાની પ્રતિજ્ઞાને અસત્ય ન કરો. અરે, શું તમારી મતિ દુષ્ટ થઈ છે કે, જેથી પોતાની પ્રતિજ્ઞા પાળવારૂપ ધર્મનો ત્યાગ કરીને અને રામને રાજ્યાસન આપીને તમે નિરંતર કૌશલ્યાની સાથે રમણ કરવા ઇચ્છો છો?[૪૪,૪૫] હે રાજન્! રામને વનવાસ તથા ભરતને રાજ્યાભિષેક થવાનું મેં જે માગ્યું છે, તે ભલે ધર્મ હો કે અધર્મ હો અને તમોએ મને ઇચ્છિત આપવા માટે કરેલી પ્રતિજ્ઞા પણ ભલે સત્ય હો કે અસત્ય હો; પરંતુ તે પાળ્યા વિના છૂટકો જ નથી.[૪૬] એમ છતાં પણ જો કદાચ તમે રામને રાજ્યાભિષેક કરશો, તો હું તમારા દેખતાં જ તમારી આમન્યા રાખ્યા સિવાય હળાહળ વિષનું પાન કરી મરણ પામીશ. રામને રાજ્યાભિષેક થવાથી રાજમાતાપદને પામેલી કૌશલ્યાને પ્રજાજનો હાથ જોડી પ્રણામ કરે, એવું એકાદ દિવસ પણ મારા જોવામાં આવે, તે કરતાં મારું મૃત્યુ થાય એ શ્રેયસ્કર છે.[૪૭,૪૮] હે મનુજાધિપ! હું મારા પ્રિય પુત્ર ભરતના સોગંદપૂર્વક કહું છું કે, રામને વનવાસમાં મોકલ્યા સિવાય બીજા કોઈ પણ ઉપાયથી મને સંતોષ થશે નહિ.[૪૯]

એટલું કહીને કૈકેયી વિરામ પામી અને અનેક પ્રકારનાં કરુણાજનક વચનોથી પ્રાર્થના કરતા દશરથ રાજા તરફ તેણે કાંઈ પણ લક્ષ આપ્યું નહિ.[૫૦]

રામને વનવાસ મોકલવા સંબંધી તથા ભરતને રાજ્ય-ઐશ્વર્ય સોંપવા સંબંધી કૈકેયીનું ઘણું જ અયોગ્ય વચન સાંભળવાથી મહારાજા દશરથની સર્વ ઇંદ્રિયો શોકને લીધે જ આકુળવ્યાકુળ થઈ ગઈ અને અપ્રિય વચન બોલનારી પોતાની પ્રિય પત્ની કૈકેયીને એક મુહૂર્ત સુધી કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં તેઓ એકીટશે કૈકેયીના સામું જોઈ રહ્યા. કૈકેયીના વજ્ર સમાન કઠોર, હૃદયને અપ્રિય લાગનારા અને દુઃખ તથા શોક ઉત્પન્ન કરનારા વચનો વારંવાર સાંભરી આવવાથી દશરથ રાજાને અધિકાધિક કષ્ટ થવા લાગ્યું વળી રામને વનવાસ મોકલવાના દૃઢ નિશ્ચયથી નહિ ફરવા માટે કૈકેયીએ ભરતના જે ભયંકર સોગંદ લીધા હતા, એનું સ્મરણ કરીને તો દશરથ રાજા 'હા રામ! હા રામ!' એમ બોલતાં દીર્ઘ નિઃશ્વાસ મૂકી મૂળમાંથી કપાયેલા વૃક્ષની પેઠે મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયા.[૫૧-૫૪] આ સમયે મહારાજા દશરથ નષ્ટચિત્ત* થયેલા ઉન્મત્તની પેઠે સન્નિપાતના વિકારથી ઘેરાયેલા રોગીની પેઠે અને મણિ અથવા મંત્રૌષધિથી નષ્ટ થયેલા તેજવાળા સર્પની પેઠે પરાધીન દશામાં આવી પડ્યા.[૫૫] કેટલીક વારે કાંઈક સાવધ થઈને તેમણે દીન અને આતુર વાણીથી કૈકેયીને કહ્યું: 'હે કૈકેયી! તને આવા અનર્થનો અર્થરૂપે કોણે ઉપદેશ કર્યો છે?[૫૬] અરે, તું જાણે પરવશ ન થઈ હો એમ મારી સાથે આવું અયોગ્ય બોલતાં શરમાતી પણ નથી? પૂર્વે કોઈ પણ સમયે મેં તારો આવો અવિવેક જોયો નથી.[૫૭] હે કૈકેયી! તારો પ્રથમનો સ્વભાવ બદલાઈ જઈ હાલમાં વિપરીતપણાને પામ્યો હોય એમ મને ભાસે છે. હે કૈકેયી! તું મને કહે તો ખરી, તને રામથી શો ભય પ્રકટ્યો છે કે જેથી તું રામને વનમાં મોકલી ભરતને રાજ્યાભિષેક કરાવવાનું આવું વિપરીત વરદાન માગે છે? હે પાપી નિશ્ચયવાળી! હે ક્રૂર અને હલકા સ્વભાવવાળી! હે દુષ્કૃત કરનારી કૈકેયી! હું તને છેવટે એટલું જ કહું છું કે, જો તારે મારું, સર્વ પ્રજાનું અને તારા પુત્ર ભરતનું પ્રિય કરવું હોય, તો તું

– અલર્ક રાજા સત્યપ્રતિજ્ઞ હતો. તેણે કોઈક સમયે પોતાની પાસે આવેલા અંધ બ્રાહ્મણને ઇચ્છિત આપવાને કહ્યું, ત્યારે તે બ્રાહ્મણે પોતાને નેત્ર નહિ હોવાથી રાજાના નેત્ર માગ્યા; તેથી અલર્ક રાજાએ કંઈ પણ આનાકાની કર્યા સિવાય તેને પોતાના નેત્ર આપીને પોતાની પ્રતિજ્ઞા સત્ય કરી.

આ શૈબ્ય અને અલર્ક રાજાની કથાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે, મનુષ્યે ગમે તેમ થાય, પરંતુ પોતાનું વચન મિથ્યા કરવું યોગ્ય નથી.

* જેનું ચિત્ત નષ્ટ થયેલું છે એવો-કર્તવ્યાકર્તવ્ય વિચારશૂન્ય.

આ અસત્યરૂપ દુષ્ટ આગ્રહનો ત્યાગ કર.'

આટલુ બોલી, શોક અને દુઃખને લીધે શ્રમિત થયેલા દશરથ રાજા વધુ કંઈ નહિ બોલી શકવાથી વિરામ પામ્યા; પરંતુ ક્રૂર અને નિર્દય કૈકેયીને તેથી કાંઈ પણ દયા આવી નહિ. તે તો ઊલટી વિશેષ આગ્રહે ભરાઈ હોય એવી જણાવા લાગી. પછી થોડીક વારે સ્વસ્થ થયેલા મહારાજા દશરથ તેને સમજાવતા દયાજનક વાણીથી પુનઃ પણ કહેવા લાગ્યા :

'હે કૈકેયી! શું તને મારામાં અને રામમાં દુઃખ અને દોષ જ જોવામાં આવે છે? અરે, તું નિશ્ચય માન કે, રામ વિના ભરત કદાપિ રાજ્ય સ્વીકારશે નહિ;[૫૮–૬૧] કેમ કે તે રામ કરતાં પણ વિશેષ ધર્મિષ્ઠ છે. હે કૈકેયી! હું તો રામને 'તું વનમાં જા' એમ કહીશ; પરંતુ તું પોતાના મુખથી તેને તેમ કરવાનું કેમ કહી શકીશ? કારણ કે રામ તને અત્યંત પ્રિય છે.[૬૨] અરે રે, જ્યારે હું રામને 'ચૌદ વર્ષ પર્યંત વનમાં વાસ કર' એમ કહીશ ત્યારે તેનુ મુખારવિંદ રાહુએ ગ્રસેલા ચંદ્રમા જેવું મલિન થઈ જશે તે હું કેમ કરી જોઈ શકીશ? મેં મારા સર્વ સ્નેહીજનોની સંમતિથી કાલે સવારે રામનો રાજ્યાભિષેક કરવાનો ઉત્તમ નિશ્ચય કર્યો છે; પરંતુ હવે શત્રુઓથી હણાયેલી સેનાની પેઠે પરાભવ પામેલા એ નિશ્ચયને હું કેવી રીતે ફેરવી શકીશ? વળી મારે ત્યાં રાજ્યાભિષેક–મહોત્સવમાં અનેક દેશદેશાંતરોથી આવેલા રાજાઓ મારા સંબંધમાં શું કહેશે?[૬૩,૬૪] તેઓ અવશ્ય એવું જ કહેશે કે, 'ઇક્ષ્વાકુવંશનો રાજા દશરથ બાળકબુદ્ધિવાળો છે. તેણે આટલા લાંબા કાળ પર્યંત કેવી રીતે રાજ્ય કર્યું હશે?' વળી જ્યારે મારી આજ્ઞાથી રામ વનમા જશે, ત્યારે અનેક શાસ્ત્રો જાણનારા તથા ગુણવાન એવા કેટલાક વૃદ્ધ નાગરિકો મારી પાસે આવીને મને પૂછશે કે, 'રામ ક્યાં ગયા?' ત્યારે હું તેઓને શો પ્રત્યુત્તર આપી શકીશ? જો હું તેઓને 'કૈકેયીએ માગેલા વરદાનને વશ થવાથી દુઃખી થયેલા મેં રામને વનમાં મોકલ્યા છે' એવું સાચે સાચું કહીશ, તોપણ તેઓ સાચું માનશે નહિ. વળી રામ વનમાં જશે, ત્યારે તેની માતા કૌશલ્યા મને શું પૂછશે? અને હું તેનું આવું અનિષ્ટ કરીને તેને શો ઉત્તર આપીશ? અરે, નિરંતર પ્રિય વચન બોલનારી, પોતાના પુત્ર રામ ઉપર પ્રેમવાળી અને અરે, મારું હિત ઇચ્છનારી એ કૌશલ્યા સદાકાળ મારી સેવા કરવા સમયે દાસીની પેઠે, એકાંત વાર્તાલાપ કરવામા સખીની પેઠે, ધર્મક્રિયા કરવામાં પત્નીની પેઠે, હિતોપદેશ કરવામાં બહેનની પેઠે તથા ભોજન કરાવવામાં માતાની પેઠે વર્તે છે. એવા ઉત્તમ ગુણોને લીધે મારાથી સત્કાર પામવા યોગ્ય એ કૌશલ્યાનો મેં તને પ્રસન્ન રાખવા માટે અત્યાર સુધી કશો પણ સત્કાર કર્યો નથી. અરે, તારી પ્રીતિમા લોભાઈને તારી સાથે મેં જે કાંઈ ઉત્તમ આચરણ કર્યું છે તે સઘળું, જેમ કુપથ્ય રસાદિના સ્વાદવાળું ભોજન રોગીને સંતાપ આપે છે, તેમ મને આજે સંતાપ આપી રહ્યું છે. અરે, રામનો રાજ્યાભિષેક નહિ થતાં તેમને વનવાસ મળેલો જોઈને પોતાના પુત્ર(લક્ષ્મણ)ના સંબંધમાં મારાથી શંકિત થયેલી સુમિત્રા પણ મારો વિશ્વાસ કેમ રાખશે? અરે રે, મહાકષ્ટની વાત તો એ છે કે, વિદેહપુત્રી સીતા રામનો વનવાસ તથા તેને લીધે થયેલું મારું મરણ એ બ ને અપ્રિય સમાચાર સાંભળી હિમાલયના પ્રદેશમાં પોતાના પતિથી વિખૂટી પડેલી કિન્નરીની પેઠે મહાશોકસાગરમાં ડૂબીને પોતાના પ્રાણનો ત્યાગ કરશે. અરે રે, રામચંદ્રને વન પ્રતિ પ્રયાણ કરતા જોઈને તથા તેમનો વિયોગ થવાને લીધે સીતાને રડતી જોઈને હું લાંબો વખત જીવી શકીશ નહિ. આ સઘળાં કારણોથી નિશ્ચય હું મરણ પામીશ. એટલે હે કૈકેયી! તું વિધવા થઈને તારા પુત્ર દ્વારા સુખેથી રાજ્ય કરજે![૬૫–૭૫]

એટલુ કહીને વળી દશરથ રાજા શ્રમને લીધે થોડીક વાર શાંત રહ્યા અને કેટલોક વિચાર કરીને પુનઃ પણ કહેવા લાગ્યા: 'હે કૈકેયી! જેવી રીતે મનુષ્ય મદિરાની મોહક શક્તિ વડે મોહિત થઈને તેનુ પાન કરે છે; પરંતુ છેવટે તેને વિષવત્ સમજે છે; અર્થાત્ મનુષ્ય પ્રથમ મોહને લીધે મદિરાપાન કરી દુઃખી થાય છે, પણ તેનો મદ ઊતર્યા પછી

તેને વિષ તુલ્ય હાનિકારક સમજે છે, તેવી રીતે મેં આજ સુધી તને સતી સમજી તારો સમાગમ કર્યો; પરંતુ હવે મારા સમજવામાં આવી ગયુ છે, તું તો ખરેખરી સતીના વેષવાળી અસતી જ છે![૭૬] અરે રે, હાય! પારધી જેમ ગાનના આલાપથી વશ થયેલા હરિણને જાળમાં ફસાવી મારી નાખે છે, તેમ તું મિથ્યા સાંત્વનવચનો બોલી મને આજે મારવા તૈયાર થઈ છે![૭૭] જેમ આર્ય(શ્રેષ્ઠ આચારવાળા)-જનો મદિરાપાન કરનારને ધિક્કારે છે, તેમ અયોધ્યાવાસી જનો રાજમાર્ગોમાં પરસ્પર મળીને 'અરે, જુઓ તો ખરા, દશરથ રાજાએ પોતાની વહાલી સ્ત્રી કૈકેયીની પાસેથી રતિસુખ મેળવવા માટે પોતાના વહાલા પુત્ર રામને વનમાં મોકલવારૂપ દ્રવ્ય આપીને તેને રાજી રાખી; અર્થાત્ રતિસુખ માટે પોતાના પુત્રને પણ વેચ્યો! તે રાજા મહાપાપી અને અનાર્ય છે' એમ બોલી મને ધિક્કારશે.[૭૮] અહો! મારા સરખો કીર્તિમાન રાજા આ બાબતમાં તારી આવી વાણીને સહન કરે, એ કેટલું બધું કષ્ટ છે? ખરેખર! કષ્ટ જ છે કે, પૂર્વજન્મમાં કરેલાં અશુભ કર્મને લીધે જ મને આવું મહાદુઃખ પ્રાપ્ત થયુ છે.[૭૯] હે પાપિની! જેમ કોઈ મનુષ્ય પોતાના કંઠમાં રહેલી ફાંસાની દોરડીનું અજ્ઞાનને લીધે રક્ષણ કરે છે, તેમ મિથ્યા-પ્રતિજ્ઞ થયેલા મેં પણ અજ્ઞાનને લીધે જ આજ દિન સુધી તારી રક્ષા કરી છે![૮૦] જેમ એકાંતમાં ક્રીડા કરતો બાળક અજ્ઞાનપણાથી પોતાના હાથ વડે કાળા ઝેરી સર્પને સ્પર્શ કરે, તેમ મેં એકાંતમાં રતિક્રીડા કરતાં તારો સ્પર્શ કર્યો; પરંતુ તું આવી રીતે મારા મૃત્યુરૂપ થઈશ એમ મેં જાણ્યું નહિ![૮૧] અરે, હું કે જે દુરાત્મા છું, તે જીવતાં છતાં મારો પુત્ર રામ પિતૃહીનની પેઠે વનમાં જશે તે જોઈને સર્વ મનુષ્યો અવશ્ય કહેશે જ કે,[૮૨] 'અરે! વિષયાત્મા દશરથ રાજા અત્યંત મૂર્ખ છે કે જે પોતાની સ્ત્રીને રાજી રાખવા માટે પોતાના પ્રિય પુત્રને વનમાં મોકલે છે.![૮૩] અરે, વિવિધ પ્રકારના રાજવૈભવો ભોગવવાને સમયે મારો પુત્ર રામ વનમાં રહીને વેદાધ્યયન, બ્રહ્મચર્યપાલન તથા ગુરુજનોની સેવા વગેરે કરવાથી શરીરે બહુ કૃશ થઈને દુઃખી થશે! અહો! મારા પુત્ર રામની કેટલી બધી સરળતા છે! જ્યારે હું તેને કહીશ કે, 'તું ચૌદ વર્ષ પર્યંત વનમાં વાસ કર,' ત્યારે તે બીજો કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં 'પિતાશ્રી! બહુ સારું' એટલુ જ કહેશે.[૮૪,૮૫] અરે, હું તેને વનમાં જવાની આજ્ઞા આપું છતાં જો તે મારા કહેવા પ્રમાણે ન કરે તો તો મારું ઘણું જ પ્રિય થાય, પણ તે તેમ કરશે જ નહિ ને![૮૬] જ્યારે રામચંદ્ર વનમાં જશે, ત્યારે હું કે જે સર્વ લોકોમાં ધિક્કાર પામી નિંદનીય દશાને પ્રાપ્ત થઈશ, તેને મૃત્યુ યમલોકમાં લઈ જશે; અર્થાત્ રામ વનમાં જવાથી હું નિંદાપાત્ર થઈને મરણ પામીશ.[૮૭] એવું થયા પછી હે કૈકેયી! તું તારા આવા ક્રૂર સ્વભાવને લીધે મારી પાછળ જીવતાં રહેલાં કૌશલ્યા વગેરે મારાં ઇષ્ટજનોને કોણ જાણે શાં શાં કષ્ટ આપીશ? અરે રે, પણ તેઓ તારી આગળ રહેશે જ ક્યાંથી? મારાથી તથા રામથી વિખૂટી પડેલી કૌશલ્યા અને પોતાના બંને પુત્રો(લક્ષ્મણ અને શત્રુઘ્ન)થી રહિત થયેલી સુમિત્રા* મારા મરણનું તથા પુત્રવિયોગનું દુઃખ સહન નહિ કરી શકવાને લીધે અવશ્ય મૃત્યુ પામીને મારી પાછળ જ આવશે.

હે કૈકેયી! રામ, લક્ષ્મણ તથા શત્રુઘ્ન સહિત મને, કૌશલ્યા અને સુમિત્રાને મહાદુઃખમાં નાખીને ભલે તું એકલી સુખી થજે![૮૮–૯૦] વળી મેં તથા રામે ત્યાગ કરવાથી અવ્યવસ્થિત થયેલુ ઇક્ષ્વાકુકુળ, જે ઘણા કાળથી ગુણવાન પુરુષો વડે સત્કારાયેલું હોઈ કોઈથી પણ ક્ષોભ નહિ પામનારું છે, તેનું પણ તું પાલન કરજે![૯૧] હે કૈકેયી! રામને વનવાસ મોકલવા જો ભરત સંમત હોય, તો હું કહું

* સુમિત્રા લક્ષ્મણ અને શત્રુઘ્નથી રહિત થશે, એવી આશંકા કરવામાં દશરથ રાજાનું એવું તાત્પર્ય હતુ કે, લક્ષ્મણ તો અવશ્ય રામની સાથે વનમાં જશે અને શત્રુઘ્ન ભરતને અનુસરનાર છે, છતાં કૈકેયીએ પોતાના ક્રૂર સ્વભાવ વડે જેમ રામને વનમાં મોકલી તેનો તિરસ્કાર કર્યો, તેમ કદાચ શત્રુઘ્નનો પણ કરે તો તે શત્રુઘ્ન પણ વનમાં જ ચાલ્યો જાય ટિ. ટી.

છું કે, ભરત મારો પુત્ર જ નહિ; કેમ કે મારા પુત્રમાં મારા જેવા જ ગુણો હોવા જોઈએ. એમ છતાં જો ભરતને રામનો વનવાસ રુચિકર જ હોય, તો તેણે મારા મરણ પાછળ મારી પ્રેતક્રિયા કરવી નહિ. હે કૈકેયી! રામ વનમાં જશે અને હું મરણ પામીશ; એટલે વિધવા થયેલી તું પોતાના પુત્ર સહિત રાજ્ય કરજે.[૯૨,૯૩] અરે, મારા દુર્દૈવને લીધે જ તું રાજપુત્રીરૂપે અવતરીને મારા ઘરમાં આવી રહી છે! તારે જ લીધે લોકોમાં પાપી મનુષ્યની પેઠે મારા સંબંધમાં અપકીર્તિ, ધિક્કાર તથા અપમાન ગવાશે![૯૪] અરેરે, વિચાર કરવાથી મને બીજું પણ કષ્ટ થાય છે કે, નિરંતર રથ, હાથી તથા ઘોડા વગેરે વાહનો પર બેસીને ગતિ કરનારો મારો પ્રિય પુત્ર રામ દારુણ અરણ્યમાં પોતાના કોમળ ચરણ વડે કેમ કરી ચાલી શકશે? અરેરે, જેને ભોજન કરવાના સમયે કુંડલાદિ અલંકારોને ધારણ કરનારા રસોઇયાઓ આનંદપૂર્વક ઉત્તમો-ત્તમ ભોજન તથા પીવાના પદાર્થો તૈયાર કરીને 'હું પહેલો, હું પહેલો' એમ આગ્રહપૂર્વક પીરસે છે,[૯૫,૯૬] તે મારો પુત્ર રામ વનમાં ઉત્પન્ન થયેલાં કડવાં, તીખાં અને કષાયેલાં કંદમૂળ તથા ફળનો આહાર કરીને કેવી રીતે રહી શકશે? અરેરે, હાય! નિરંતર સુખમાં ઊછરેલો અને અમૂલ્ય વસ્ત્ર ધારણ કરનારો રામ હવે વનમાં રહી વલ્કલ વસ્ત્રને કેમ કરી ધારણ કરી શકશે![૯૭,૯૮] ઓ કૈકેયી! તું કહે તો ખરી કે, રામને વનવાસ આપવો તથા ભરતને રાજ્યાભિષેક કરવો, એવો દારુણ ઉપદેશ તને કોણે કર્યો છે?[૯૯]

આટલું આટલું કહેવા છતાં પણ જ્યારે કૈકેયી તરફથી કાંઈ પ્રત્યુત્તર મળ્યો નહિ, ત્યારે છેવટે અકળાઈને રાજાએ કહ્યું: 'અહો! નિરંતર શઠ તથા સ્વાર્થમાં જ તત્પર રહેનારી સ્ત્રીજાતિને જ ધિક્કાર છે! પણ રે, આથી હું કાંઈ સઘળી સ્ત્રીઓને કહેતો નથી; પરંતુ એકલી આ ભરતની માતા કૈકેયીને જ કહું છું; અર્થાત્ સઘળી સ્ત્રીજાતિ ધિક્કારવા યોગ્ય હોતી નથી; પરંતુ કેટલેક અંશે આ કૈકેયી સરખી સ્ત્રીઓ ધિક્કારવા જેવી હોય છે. હું પણ તે કૈકેયીને જ ધિક્કારું છું.[૧૦૦] (હવે કૈકેયીને સંબોધીને કહે છે:) હે અનર્થમાં અર્થ જોનારી અને ક્રૂર સ્વભાવવાળી કૈકેયી! મને પરિતાપ પમાડવા માટે ઈશ્વરે જ તારા મનમાં આવો દુરાગ્રહ ઉત્પન્ન કર્યો હોય એમ લાગે છે, નહિ તો બતાવ તો ખરી કે સર્વ જગતનું હિત કરનારા રામે અથવા મેં તારું શું અપ્રિય કર્યું છે કે, જેથી તેં આવો દુરાગ્રહ ધારણ કર્યો છે?[૧] હે કૈકેયી! રામને વનવાસના દુઃખમાં આવી પડેલા જોઈને, કૌશલ્યા વગેરે અમે એકલાં જ નહિ, પરંતુ સઘળું જગત તારા પર કોપાયમાન થશે અને રામ ઉપર અત્યંત સ્નેહ હોવાને લીધે, પિતાઓ પોતાના પ્રિય પુત્રોનો, પુત્રો પિતાઓનો, સ્ત્રીઓ પતિનો તથા પતિ સ્ત્રીઓનો ત્યાગ કરીને રામની સાથે વનમાં જશે.[૨] અહો! દેવકુમાર સરખા સ્વરૂપવાન અને ઉત્તમ અલંકાર ધારણ કરનારા મારા પુત્ર રામને મારી પાસે આવતો સાંભળી હું જાણે પ્રત્યક્ષ જોતો હોઉં, એટલો આનંદ પામું છું અને તેને મારી પાસે આવેલો જોઈને તો હર્ષને લીધે હૃષ્ટ-પુષ્ટ થયેલો હું પુનઃ યુવાન સરખો જ થઈ જાઉં છું![૩] અરે! સૂર્ય વિના વા વજ્રધારી ઇંદ્રે વૃષ્ટિ કર્યા વિના કદાચ જગતનો વ્યવહાર ચાલી શકે, પરંતુ અયોધ્યામાંથી નીકળી વનમાં જતા રામને જોઈ ખરેખર કોઈ પણ જીવી શકે નહિ; એમ મારું માનવું છે.[૪] હે કૈકેયી! તું કે જે મારો વિનાશ કરવાની ઇચ્છાવાળી અને મારું અહિત કરનારી છે, તેને મેં અજ્ઞાનને લીધે, જેમ કોઈ મનુષ્ય પોતાના મૃત્યુને પોતાના ઘરમાં સંઘરે, તેમ આજ દિન સુધી મારા ઘરમાં સંઘરી રાખી છે. અરે, મહા ખેદની વાત છે કે, મેં મોહને લીધે તને મહાઝેરી સર્પિણીરૂપ નહિ જાણતાં ઘણા કાળ પર્યંત ઉત્સંગમાં રમાડી અને તેથી જ હું હણાયો છું.[૫] હે દુષ્ટા! મારાથી તથા રામલક્ષ્મણથી રહિત થયેલો ભરત ભલે તારી સાથે રહીને નગરનું તથા સઘળા રાજ્યનું પાલન કરે અને તું પણ મારા સર્વ બાંધવ-સંબંધીઓને હણીને ભલે મારા શત્રુઓને હર્ષ પમાડ.[૬]

અરે રે ! ઓ ક્રૂર કર્મવાળી અને પુત્રવિયોગરૂપ પ્રહાર કરનારી કૈકેયી ! તું આવી રીતે હઠ પકડીને નિર્દયપણે બોલે છે, તેથી તારા મુખમાંના દાંત હજારો ટુકડા થઈને કેમ ખરી જતા નથી ?[૭] હે કૈકેયી ! ગુણવાન મનુષ્યોમાં માન પામેલા અને નિરંતર સર્વને આનંદદાયક ભાષણ કરનારા મારા પુત્ર રામે તને કદી કઠોર અને અપ્રિય વચનો કહ્યાં નથી અને તે તેવાં વચનો બોલી જાણતો પણ નથી, છતાં આજે તું તેને ચીરવસ્ત્ર ધારણ કરાવીને વનમાં મોકલવા કેમ કહે છે ? હે કેકય રાજાના કુળને કલંક લગાડનારી ! ભલે તું અતિ દુઃખ પામીને ખેદ કર્યા કર, અગ્નિમાં પડીને બળી મર, વિષ ભક્ષણ કરીને મર કે જીવતા જીવે પૃથ્વી ખોદીને તેમાં દટાઈ મર; પરંતુ હું જેથી સર્વનું અહિત થાય એવું દારુણ કર્મ કદાપિ કરીશ નહિ.[૮,૯] ઓ નિરંતર મિથ્યા પ્રિય બોલનારી ! ઓ દુષ્ટ સ્વભાવવાળી ! ઓ પોતાના કુળનો વિનાશ કરનારી ! ઓ પ્રાણ સહિત મારા હૃદયનું દહન કરનારી કૈકેયી ! તું કે જે માત્ર રૂપ અને લાવણ્ય વડે ઉપરથી જ મોહિત કરનારી છે, તેને હું હવે જિવાડવાનો ઉત્સાહ રાખતો નથી; અર્થાત્ હવે તો તું મારી આગળથી મરી જાય તો સારું.'[૧૧૦]

(એ પ્રમાણે તેને ભય ઉપજાવનારા વચનો કહીને દશરથ રાજા પુનઃ નમ્રતાથી સમજાવવા લાગ્યા.) 'અરે ! મારા પ્રિય પુત્ર રામ વિના હું જીવી શકું એમ જ નથી; તો પછી મને સુખ તો ક્યાંથી જ હોય ? ખરું છે કે, મમત્વવાળા મનુષ્યોને સુખ થતું જ નથી. હે દેવી ! તું મારું અહિત કરવાને યોગ્ય નથી. હવે બહુ થયું, તું કહેતી હોય તો હું તને પ્રણામ કરું; પરંતુ તું મારા પર પ્રસન્ન થઈને આ દુરાગ્રહ છોડી દે.'[૧૧૧]

એ પ્રમાણે અનાથની પેઠે આજીજી કરતાં પૃથ્વીપતિ દશરથ રાજા મર્યાદાનું ઉલ્લંઘન કરી ગયેલી કૈકેયીને વશ થયેલા હોવાથી તેના ચરણનો સ્પર્શ કરવા માટે તેની સમીપ જવા લાગ્યા. પરંતુ અશક્તિ અને દુઃખને લીધે ત્યાં સુધી નહિ પહોંચી શકતાં, રોગી મનુષ્ય જેમ અશક્ત હોવાથી બોલતાં બોલતાં અધવચ જ અટકી જાય, તેમ કૈકેયીએ લાંબા કરેલા તેના ચરણો આગળ જ પડી ગયા.[૧૧૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૨મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૩ મો

## દશરથનો વિલાપ

अतदर्हं महाराजं शयानमतथोचितम् ।
ययातिमिव पुण्यान्ते देवलोकात्परिच्युतम् ॥

એ પ્રમાણે સ્ત્રીને પ્રણામ કરવાને અયોગ્ય અને કદી પણ પૃથ્વી પર નહિ સૂતેલા મહારાજા દશરથ, જેમ પુણ્ય ક્ષીણ થવાને લીધે પૂર્વે યયાતિ રાજા સ્વર્ગમાંથી પડ્યો હતો, તેમ કંઈ પણ બિછાવ્યા વગરની પૃથ્વી પર પડી રહ્યા હતા.[૧] એ જોવા છતાં કઠોર હૃદયવાળી પાપિણી કૈકેયી કે જેનું પ્રયોજન હજી સુધી સિદ્ધ થયું ન હતું તથા જે લોકાપવાદથી પણ ડરતી ન હતી, તે પુનઃ પણ રાજાને ભય દર્શાવતી કહેવા લાગી: 'હે મહારાજા ! તમે નિરંતર મારી આગળ પોતાના સત્યવાદીપણાની તથા દૃઢવ્રતપણાની આત્મશ્લાઘા કરો છો અને વળી આજે તો તમોએ મને ઇચ્છિત આપવા માટે સોગંદપૂર્વક પ્રતિજ્ઞા કરી છે, છતાં મારું માગેલું વરદાન આપવાની ના શા કારણથી કહો છો ?[૨,૩]

કૈકેયીનું વચન સાંભળી મહારાજા દશરથ દુઃખને લીધે એક મુહૂર્ત પર્યંત વિકળ થઈ ગયા અને પછી ક્રોધયુક્ત થઈ બોલ્યા :[૪] 'હે અનાર્ય સ્વભાવવાળી ! હે મારી શત્રુરૂપ કૈકેયી ! ભલે ત્યારે હું મરણ પામું અને મનુષ્યોમાં શ્રેષ્ઠ રામ વનવાસમાં જાય, એટલે પછી તું પોતાની ઇચ્છાને સફળ કરીને સુખી થજે.[૫] અરેરે, હું મરણ પામીને સ્વર્ગમાં જઈશ; પરંતુ ત્યાં પણ દેવો મને રામના કુશળ સમાચાર પૂછશે, ત્યારે હું તેઓને શું ઉત્તર આપીશ ? અરે, કદાચ હું તેઓને 'મેં રામને વનમાં મોકલ્યા છે' એવું કહીશ, તોપણ તેઓ 'અરે, એવા શ્રેષ્ઠ અને ગુણવાન જ્યેષ્ઠ પુત્રને વનમાં કેમ મોકલ્યો ?' એમ મને ઠપકો આપશે. હાય ! તે હું કેવી રીતે સહન

કરીશ ? જો હું તેઓને ખરેખરું કહીશ કે, કૈકેયીને રાજી રાખવા માટે મેં રામને વનમાં મોકલ્યા છે, તોપણ તેઓ તેને અસત્ય માનશે.[૬,૭] હે કૈકેયી ! પ્રથમ હું ઘણા કાળ સુધી પુત્રહીન હતો અને પાછળથી મહાપરિશ્રમ વડે અત્યંત તેજસ્વી રામ સરખો પુત્ર મળ્યો છે; તો હવે તું જ કહે કે તેને હું શી રીતે ત્યજી શકું ?[૮] અહો ! કમળપત્ર સરખાં નેત્રવાળા શૂરવીર રામચંદ્ર કે જે સર્વ પ્રાણી પર ક્ષમા રાખનારા છે. જેણે સંપૂર્ણ વિદ્યાઓનો અભ્યાસ કર્યો છે અને જેણે ક્રોધને જીતેલો છે, તેને વિના અપરાધે મારાથી વનવાસમાં કેમ મોકલી શકાય ?[૯] અરે ! નીલ કમળ સમાન વર્ણવાળા, લાંબી ભુજાઓવાળા, મહાન બળવાળા અને સર્વ પ્રાણીઓને આનંદ આપનારા એ રામને હું દંડકારણ્ય પ્રત્યે કેવી રીતે મોકલી શકીશ ? અરેરે, સુખમાં જ ઊછરેલા અને દુઃખ તો જેણે સ્વપ્નમાં પણ જોયુ નથી એવા બુદ્ધિમાન રામનુ વનવાસ જતી વેળાનું દુઃખ હું કેમ કરી જોઈ શકીશ ? અરેરે, તેવો સમય આવતા પહેલાં જ મારો આત્મા આ દેહમાંથી નીકળી સ્વર્ગમાં ચાલ્યો જાય તો હું સુખી થાઉં, કે જેથી દુઃખ ભોગવવાને યોગ્ય નહિ એવા રામનું દુઃખ મારે નજરે જોવું ન પડે.[૧૦–૧૨] અરેરે, ઓ ક્રૂર અને પાપી વિચારવાળી કૈકેયી ! મેં એવું તે તારું શું અપ્રિય કર્યું છે કે જેથી તું સત્ય પરાક્રમવાળા મારા પ્રિય પુત્ર રામનો મને વિયોગ કરાવે છે ?[૧૩] અરેરે, તારા કહેવા પ્રમાણે કરવાથી જગતમાં મારી એવી તો ભારે અપકીર્તિ થશે કે જેથી મારી પ્રથમની કીર્તિ નષ્ટ થઈ જશે.'

એ પ્રમાણે વિલાપ કરતા મહારાજા દશરથનુ ચિત્ત અત્યંત ભ્રમિત થઈ ગયું.[૧૪] એટલામાં સૂર્ય અસ્ત થયો અને રાત્રિ શરૂ થઈ. જોકે તે રાત્રિ ચંદ્રનાં શીતળ કિરણો વડે રળિયામણી જણાતી અને વસંતઋતુ હોવાથી સર્વને શાંતિ વરસાવી રહી હતી; પરંતુ દુઃખને લીધે વિલાપ કરતા વૃદ્ધ મહારાજા દશરથને તો તેથી કાંઈ પણ સુખ થયું નહિ. તે તો ઊલટા ઉષ્ણ અને દીર્ઘ નિઃશ્વાસ નાખતા આર્તજનની પેઠે વિલાપ કરવા લાગ્યા અને આકાશ તરફ દૃષ્ટિ કરી રાત્રિને સંબોધીને કહેવા લાગ્યા :

'હે નક્ષત્રો તથા ચંદ્રના પ્રકાશથી શોભતી. રાત્રિ ! હું તને બન્ને હાથ જોડી પ્રાર્થના કરું છું, કે તું મારા પર દયા કરીને આમ ને આમ જ રહેજે ! હુ તારી નિવૃત્તિ થયા પછી આવનારા પ્રભાતને જોવા ઇચ્છતો નથી.* અથવા હે કલ્યાણી ! ભલે, તું સત્વર નિવૃત્ત થઈ જા ! હું હવે આ ક્રૂર અને દયા વગરની કૈકેયી. કે જેને લીધે મને આવું મહાન કષ્ટ આવી પડયું છે તે જોવા ઇચ્છતો નથી !' એટલું કહી રાજધર્મને યથાર્થ રીતે જાણનારા એ દશરથ રાજા હાથ જોડી પુનઃ પણ કૈકેયીને પ્રસન્ન કરવા માટે કહેવા લાગ્યા : 'હે દેવી ! હું કે જે ઉત્તમ આચરણવાળો છું, વૃદ્ધ છું અને વળી વિશેષમાં પૃથ્વીપતિ રાજા છુ; તે તારે અધીન થઈ દીનની પેઠે વિનતિ કરું છું કે, 'હે કલ્યાણી ! હવે તું મારા પર કૃપા કર. હે સુશ્રોણી ! રામને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કાંઈ મેં એકલાએ એકાંતમાં બેસીને કર્યો નથી; પરંતુ સઘળી સભાની મધ્યે કર્યો છે. માટે હે બાળા ! તું ઘણી સમજુ છે; તેથી સભ્ય જનોમાં મારો ઉપહાસ ન થાય એવી કૃપા કર. હે દેવી હું તારી સાથે વચનથી બંધાયેલો હોવાથી આ સઘળું અવિનાશી રાજ્ય તારું જ છે; માટે તું પ્રસન્ન થઈને તારા હાથથી જ રામનો રાજ્યાભિષેક કર કે જેથી હે સુંદર નેત્રવાળી ! તું જગતમા પવિત્ર કીર્તિને પ્રાપ્ત થઈશ. હે સુમધ્યમે ! એમ કરવાથી મારું, રામનું, સર્વ પ્રજાનું અને વસિષ્ઠ વગેરે ગુરુવર્ગનું પણ પ્રિય થશે.'

એ પ્રમાણે શુદ્ધ ભાવવાળા મહારાજા દશરથ દીનની પેઠે અનેક પ્રકારે કરુણાજનક વિલાપ કરવા લાગ્યા અને અત્યંત રુદન કરવાથી તેમનાં આંસુભરેલા નેત્રો લાલચોળ થઈ ગયાં. આ સઘળું સાંભળવા તથા જોવા છતાં કૈકેયીએ પોતાના પતિ ઉપર કાંઈ પણ દયા કરી નહિ.[૧૫–૨૪] પછી મહા-

* પ્રભાત થાય, તો રામને વનવાસ મોકલવા પડે અને તેથી રામનો વિયોગ થાય, એવા ભયથી દશરથ રાજાએ આવું વચન કહ્યું.

રાજા દશરથ પ્રતિકૂળ ભાષણ કરનારી પોતાની પ્રિયા કૈકેયીનો એવો ને એવો દુરાગ્રહ જોઈને તથા પ્રિય પુત્ર રામને વનમાં મોકલવાથી ભવિષ્યમાં પોતાને થનારું દુઃખ વિચારીને મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયા. મહાન કષ્ટને લીધે દીર્ઘ નિઃશ્વાસ નાખતા દશરથ રાજાની એ રાત્રિ દુઃખમાં ને દુઃખમાં જ વ્યતીત થઈ. પ્રભાત થતાં રાજાને જાગ્રત કરવા માટે નિત્યના નિયમ પ્રમાણે બંદીજનો કૈકેયીના અંતઃપુર આગળ આવીને મંગળ ગીત તથા વાજિંત્રોના નાદથી રાજાને જગાડવા લાગ્યા; પરંતુ દુઃખને લીધે તેમાંનું કશુંયે નહિ રુચવાથી રાજાએ બંદીજનોનાં ગીત–વાજિંત્રોને બંધ કરાવ્યાં.[૨૫,૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૪મો

## કૈકેયીનો દુરાગ્રહ અને મુહૂર્તસમય

पुत्रशोकार्दितं पापा विसंज्ञं पतितं भुवि ।
विचेष्टमानमुत्प्रेक्ष्य ऐक्ष्वाकमिदमब्रवीत् ॥ १ ॥

પુત્રવિયોગના શોકની પીડાને લીધે મૂર્છિત થઈ પૃથ્વી પર પડેલા મહારાજા દશરથને અત્યંત દુઃખી દશામાં જોવા છતાં હઠીલી અને ક્રૂર કૈકેયીનુ હૃદય જરા પણ પીગળ્યું નહિ; પરંતુ ઊલટી જાણે ઠપકો આપતી હોય, એમ તે દશરથ રાજાને કહેવા લાગી:[૧] 'હે રાજન્! પ્રથમ તમોએ મને ઇચ્છિત આપવાનું કબૂલ કર્યું અને હવે જાણે પોતાથી મોટું પાપ થઈ ગયુ હોય, એમ ખેદયુક્ત થઈ પૃથ્વી પર પડી રહીને તમે પશ્ચાત્તાપ કરો છો, એ શું તમને યોગ્ય છે? નહિ જ. માટે સત્વર ઊઠો ને પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવારૂપ મર્યાદાનું રક્ષણ કરો.[૨] હે રાજન્! ધર્મના તત્ત્વને જાણનારા પુરુષો સત્યનું પાલન કરવુ એને જ પરમ ધર્મ કહે છે અને મેં પણ સત્યધર્મનો આશ્રય કરીને જ તમને આ કાર્યમાં પ્રેર્યા છે; અર્થાત્ તમારી હાલની પ્રતિજ્ઞા અને પૂર્વે આપેલાં બે વરદાનનાં વચનોને સત્ય કરવા માટે જ મેં તમારી પાસે આવું વરદાન માગ્યુ છે; કેમ કે પ્રતિજ્ઞા કર્યા પછી તેનું સંપાદન કર્યા વિના મરણ પામનારની પરલોકમાં દુર્ગતિ થાય છે.[૩] મેં તમને પ્રથમ જ જણાવ્યુ છે અને તમે પણ જાણો જ છો કે, પૂર્વે પૃથ્વીપતિ શૈબ્ય રાજા બાજપક્ષીને રક્ષણ કરવાનું વચન આપ્યા પછી પોતાના શરીરનું સઘળું માંસ આપીને પણ ઉત્તમ ગતિ પામ્યો છે.[૪] તેજસ્વી અલર્ક રાજાએ પણ પોતાનું વચન સત્ય કરવા માટે યાચના કરનારા વેદવેત્તા અંધ બ્રાહ્મણને શુદ્ધ ભાવથી પોતાનાં નેત્રો આપ્યાં હતાં. સત્ય વડે બંધાયેલો નદીઓનો પતિ સમુદ્ર પણ દેવોની આગળ કહેલું પોતાનું વચન મિથ્યા થવાના ભયથી જ પર્વણી-સમયે પણ મર્યાદાનું જરાયે ઉલ્લંઘન કરતો નથી.[૫,૬] સત્ય એ જ પરબ્રહ્મ પરમાત્માનો વાચક ૐકાર છે, સત્યમાં જ ધર્મ છે, અવિનાશી વેદો પણ સત્ય જ છે અને સત્યરૂપ ધર્મ વડે જ પરબ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે.[૭] હે વર આપનારાઓમાં શ્રેષ્ઠ રાજન્! જો તમારી મતિ ધર્મમાં સ્થિર હોય, તો સત્યને અનુસરો અને ભરતને રાજ્ય તથા રામને વનવાસ આપવાનું મારું માગેલું વરદાન સફળ કરો.[૮] હે મહારાજા! હું તમને નિશ્ચયપૂર્વક ત્રણ વાર કહું છું કે, તમે મારી માગણી પૂર્ણ કરવા માટે અને ધર્મની અભિવૃદ્ધિ કરવા માટે 'રામને વનમાં મોકલો, વનમાં મોકલો, વનમાં મોકલો.' હે આર્ય! જો તમે તેમ નહિ કરો, તો હું તમારી આગળ જ મારું જીવિત ત્યાગીશ.' હઠીલી કૈકેયીએ નિઃશંકપણે કહેલાં વચનો સાંભળી દશરથ રાજા અત્યંત દુઃખી થઈ ગયા અને ઇંદ્રે પ્રેરેલા વામન ભગવાનના વચનપાશથી બંધાયેલો બલિરાજા જેમ પોતાના આત્મા(દેહ)ને કોઈ પણ ઉપાયે મુક્ત કરી શક્યો ન હતો, તેમ તે દશરથ રાજા કોઈ પણ ઉપાય વડે કૈકેયીના વચનરૂપી પાશથી મુક્ત થઈ શક્યા નહિ.[૯–૧૧] તેમનું મુખ મ્લાન તથા હૃદય આકુળ વ્યાકુળ થઈ ગયુ અને જેમ બળદ રથના બન્ને પૈડાની વચમાં આવીને પ્રયત્ન કરતાં પણ નીકળી શકતો નથી, તેમ દશરથ રાજા પુત્રપ્રેમ તથા પ્રતિજ્ઞારક્ષણરૂપ એ બન્નેની સંકડામણમાં આવવા થી એ

મહાન કષ્ટમાંથી નીકળી શક્યા નહિ.[૧૨] એ વેળા મહારાજા દશરથ પોતાનાં અશ્રુપૂર્ણ નેત્રોથી કૈકેયીના સામું નહિ જોતાં બળાત્કારે પોતાના વિકલિત ચિત્તને સ્થિર કરીને વળી તેને કહેવા લાગ્યા :[૧૩] 'હે પાપિની ! હવે મારો બીજો કોઈ પણ ઉપાય નથી; પરંતુ તું કે જે અત્યંત દુષ્ટ થઈ છે, તેનો ત્યાગ કરવો યોગ્ય છે. વિવાહસમયે શાસ્ત્રોક્ત વિધિ વડે સ્થાપિત કરેલા અગ્નિ સમક્ષ મંત્રપૂર્વક મેં તારું પાણિગ્રહણ કર્યું છે તે (પતિ-પત્નીના) વ્યવહારનો તથા મારાથી ઉત્પન્ન થયેલા તારા પુત્ર ભરતનો પણ તારી સાથે હું ત્યાગ કરું છું.[૧૪] હે દેવી ! રાત્રિ વ્યતીત થઈ ગઈ છે અને સૂર્યોદય થવા આવ્યો છે. માટે હમણાં મારા ગુરુજનો (વસિષ્ઠાદિ) આવીને અભિષેક માટે અવશ્ય ઉતાવળ કરશે.[૧૫] એમ છતાં પણ હે અશુભ આચારવાળી ! જો તું બળાત્કારે રામાભિષેકમા વિઘ્ન નાખીશ, તો મારું મરણ જ થશે અને જો તેમ થાય તો પછી હાલમાં રામાભિષેક માટે જે જે સાહિત્યો સંપાદન કરેલાં છે; તે જ સાહિત્યો વડે મારા ગુરુજનો રામચંદ્રના હાથથી મારી જળદાનાદિ ઉત્તરક્રિયા કરાવશે; પરંતુ તારે કે તારા પુત્ર ભરતે તો મારી ઉત્તરક્રિયા કરવી જ નહિ.[૧૬,૧૭] અરે ! 'રામને રાજ્યાભિષેક થવાનો છે,' એવું સાંભળીને જેઓનાં મુખ આનંદને લીધે પ્રફુલ્લિત થઈ રહ્યાં છે, તેઓને જ 'રામ વનમાં જાય છે' એવું અપ્રિય સાંભળવાથી હર્ષરહિત તથા આનંદશૂન્ય થયેલા જોવા હું સમર્થ નથી.'[૧૮]

એ પ્રમાણે મહારાજા દશરથ કહેતા હતા, એટલામાં રાત્રિ વીતી, પ્રભાત થયું, નક્ષત્ર તથા તારાઓ અસ્ત પામ્યા અને ચંદ્ર નિસ્તેજ થયો.[૧૯]

રાજાએ આટલું આટલું સમજાવ્યા છતાં ક્રૂર સ્વભાવવાળી, પાપી આચરણવાળી અને નિંદ્ય વાક્ય બોલી જાણનારી કૈકેયી અત્યંત ક્રોધ કરી પુનઃ પણ કઠોર વચન કહેવા લાગી :[૨૦] 'હે રાજન્ ! વિષભક્ષણ કરવાથી તથા રોગ ઉત્પન્ન થવાથી મનુષ્યને જેવી પીડા થાય છે, તેવી પીડા ઉપજાવનારું આવું મિથ્યા તમે કેમ બોલો છો ? હવે તો સર્વ પરિતાપનો ત્યાગ કરી મારાં માગેલાં બન્ને વરદાન આપીને જ અહીંથી ઊઠો. હે મહારાજ ! તમારા પુત્ર રામને અહીં જ તેડાવો અને તેને ચૌદ વર્ષ વનમાં જવાની આજ્ઞા આપો.[૨૧] હે રાજન્ ! જ્યારે તમે મારા પુત્ર ભરતનો રાજ્યાભિષેક કરીને તથા રામને વનવાસમાં મોકલીને મને શત્રુ વગરની કરશો, ત્યારે જ તમે કૃતકૃત્ય થશો.'[૨૨]

કૈકેયીનાં ઉપર્યુક્ત વચન સાંભળી ધર્મપાશ વડે બંધાયેલા સત્યવાદી મહારાજા દશરથ, જેમ ચાબુકના પ્રહારથી અશ્વ પોતાના સવારને અધીન થાય છે, તેમ કૈકેયીના વચનને અધીન થઈ કહેવા લાગ્યા :[૨૩] 'હાય ! શું કરું ! હું ધર્મરૂપ બંધન વડે બંધાઈ ચૂક્યો છું અને મારો વિનાશકાળ સમીપ આવેલો હોવાથી મારી બુદ્ધિ નષ્ટ થઈ છે; માટે હવે ભલે જે થવાનુ હોય તે થાઓ ! પરંતુ છેવટે હું મારા ધર્મિષ્ઠ અને જ્યેષ્ઠ એવા પ્રિય પુત્ર રામચંદ્રને એક વાર નયન ભરી જોવા ઇચ્છું છું.'[૨૪] (એટલું કહી દશરથ રાજા મૂર્છિતની પેઠે પૃથ્વી પર પડી રહ્યા.)

રાત્રિ વ્યતીત થઈ, સૂર્યનારાયણનાં ઝળહળતાં કિરણો સર્વત્ર ફેલાઈ ગયાં અને પવિત્ર પુષ્યનક્ષત્રનો યોગ તથા રાજ્યાભિષેકના મુહૂર્તનો સમય આવી પહોચ્યો.[૨૫] એ સમયે પોતાના સર્વ શિષ્યો સહિત પુરોહિત વસિષ્ઠ ઋષિએ રાજ્યાભિષેક કરવા માટે દહીંઆદિ સર્વ સામગ્રીઓ લઈને અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો.*[૨૬] આ વેળા આગળ વર્ણવ્યા પ્રમાણે આખી અયોધ્યાનગરીના સઘળા માર્ગો વાળીઝાડીને ચંદન વગેરે સુગંધી જળથી છાંટી સુશોભિત કરી રાખ્યા હતા. સ્થળે સ્થળે ઉત્તમ ધ્વજા-પતાકાઓ ફરકી રહી હતી. ચંદન તથા અગરુ વગેરેની સુગંધ સર્વત્ર બહેકી રહી હતી. રામાભિષેક-મહોત્સવ જોવા માટે અનેક દેશોથી આવેલાં મનુષ્યો આનંદલેર આમતેમ ફરતાં હતાં અને વ્યાપારી લોકોએ પોતપોતાની દુકાનો

* આથી એમ સમજાય છે કે, વસિષ્ઠ ઋષિ રાજાના પુરોહિત હોવા છતાં પણ નગર બહાર પોતાના આશ્રમમાં જ વસતા હતા.

અનેક પ્રકારનાં વેચવાના પદાર્થોથી ભરી રાખી હતી.[૨૭,૨૮]

મહોત્સવને લીધે ઇંદ્રની અમરાવતી સરખી રળિયામણી જણાતી અવધપુરીના સઘળા રાજમાર્ગો વટાવી શિષ્ય સહિત શ્રીમાન વસિષ્ઠ મુનિ રાજમહેલ આગળ આવી પહોંચ્યા. રાજમહેલ ઉપર ચિત્રવિચિત્ર ધજાઓ ફરકી રહી હતી, જ્યાં-ત્યાં દેશદેશાંતરથી આવેલા તથા નગરના લોકોની ઠઠ જામી રહી હતી અને બ્રાહ્મણો આમતેમ ફરી રહ્યા હતા. આગળ જતા રાજાના અંતઃપુર આગળ સુવર્ણદંડને ધારણ કરનારા રાજસેવકો ઊભા હતા અને શણગારેલા ઉત્તમ ઘોડા હણહણી રહ્યા હતા. આ સર્વ વટાવીને મહર્ષિ વસિષ્ઠે પોતાના સર્વ શિષ્યો સહિત રાજાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો. દ્વારમાં પ્રવેશતાં જ મહારાજા દશરથનો 'સુમંત્ર' નામનો સચિવ જે અંતઃપુરમાંથી બહાર આવતો હતો તથા જેણે ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કર્યાં હતાં તે મળ્યો. તેને જોઈને મહાતેજસ્વી વસિષ્ઠ ઋષિએ કહ્યું :

હે સુમંત્ર ! તું મહારાજા દશરથને મારું આગમન વિદિત કર; અને રાજ્યાભિષેક કરવાનાં સર્વ સાહિત્યો તૈયાર થયેલાં છે તે પણ કહે.[૨૯–૩૩] હે મંત્રિન્ ! રાજ્યાભિષેકના કાર્યમાં ઉપયોગી એવાં ગંગાજળ તથા સમુદ્રજળથી ભરેલા સુવર્ણકુંભો આણ્યા છે અને અભિષેક માટે ઉમરડાના કાષ્ઠનું ભદ્રપીઠ પણ આણ્યું છે. તે ઉપરાંત સર્વ પ્રકારની ઔષધિઓ, સુગંધી પદાર્થો, વિવિધ પ્રકારનાં રત્નો, મધ, દહીં, ઘૃત, ડાંગર, દર્ભ, પુષ્પ, દૂધ,[૩૪,૩૫] આઠ કુમારી કન્યાઓ, મદમત્ત હાથી, ચાર ઘોડા જોડેલો સુશોભિત રથ, તલવાર, ઉત્તમ ધનુષ,[૩૬] ઊંચકનારા સહિત પાલખી, ચંદ્ર સરખું શ્વેત છત્ર, બે શ્વેત ચામર, સુવર્ણની ઝારી,[૩૭] સુવર્ણની સાંકળથી બાંધેલો તથા ભારે કાંધવાળો શ્વેત વૃષભ, ચાર દાઢોવાળો તથા ઉત્તમ કેશવાળીવાળો મહાબળવાન શ્રેષ્ઠ અશ્વ, સિંહાસન, વ્યાઘ્રચર્મ, સમિધાઓ, હોમ કરવા માટેનો પવિત્ર અગ્નિ, સર્વ પ્રકારનાં વાજિંત્રો, નૃત્ય કરનારી વેશ્યાઓ અને ઉત્તમ અલંકારો ધારણ કરનારી બીજી ગાનારી સ્ત્રીઓ વગેરે તૈયાર છે;[૩૮,૩૯] તેમ જ આચાર્યો, બ્રાહ્મણો, પવિત્ર ગાયો, મૃગો તથા પક્ષીઓ પણ અભિષેક-મહોત્સવ જોવા ઉત્કંઠિત થઈ રહ્યાં છે. બીજા પણ પ્રિયવાદી અને પોતપોતાના સેવકો સહિત દેશદેશાંતરથી આવેલા રાજાઓ તથા દેશદેશાંતરના પ્રખ્યાત વેપારીઓ રામચંદ્રનો રાજ્યાભિષેક-મહોત્સવ જોવા માટે દ્વાર આગળ આવી ઊભા છે.[૪૦,૪૧] માટે હે સુમંત્ર ! તું સત્વર અંતઃપુરમાં જા અને જેમ બને તેમ ચઢતા પહોરે પવિત્ર પુષ્યનક્ષત્રના યોગમા રામચંદ્રને રાજ્યાભિષેક થઈ જાય એમ રાજાને ઉતાવળ કરાવ.[૪૨]

વસિષ્ઠ મુનિનું વચન સાંભળી મહાબળવાન સુમંત્ર પાછો વળ્યો અને તેણે રાજાના ગુણોની પ્રશંસા કરતાં અંતઃપુરમાં પ્રવેશ કર્યો. સઘળા દ્વારપાળોને દશરથ રાજાએ પ્રથમથી જ 'સુમંત્રને કદાપિ અટકાવવો નહિ' એવી આજ્ઞા કરી મૂકેલી હતી; તેથી રાજાનું પ્રિય ઇચ્છનારા કોઈ પણ દ્વારપાળે સુમંત્રને અંતઃપુરમાં જતાં અટકાવ્યો નહિ. સુમંત્ર પણ જ્યાં મહારાજા દશરથ હતા ત્યાં ગયો; અને એમની પાસે ઊભો રહી, તેમની તે સમયની સ્થિતિ જાણ્યા સિવાય જ પ્રથમની પેઠે હાથ જોડી પરમ મધુરી વાણી વડે સ્તુતિ કરવા લાગ્યો :[૪૩–૪૫] 'હે મહારાજાધિરાજા ! જેમ સૂર્યોદય વેળાએ સમુદ્ર અત્યંત તેજસ્વી થઈને સ્નાન કરનારાં મનુષ્યોને હર્ષ ઉપજાવે છે, તેમ આપ પણ ઊઠીને, પોતાના પ્રીતિવાળા મન વડે અમને આનંદ પમાડો. હે મહારાજ ! પૂર્વે આ વેળાએ ઇંદ્રના 'માતલિ' નામના સારથિએ પોતાના સ્વામી ઇંદ્રની સ્તુતિ કરી હતી અને તેથી તે ઇંદ્ર સર્વ દાનવોને જીતી શક્યો હતો; તેમ હું પણ આપને સ્તુતિ વડે જાગ્રત કરું છું. જેમ છયે અંગ સહિત વેદો તથા વિદ્યાઓ સ્વયંભૂ બ્રહ્મદેવને સ્તુતિ વડે જાગ્રત કરે છે, તેમ હું પણ આપને સ્તુતિ વડે જાગ્રત કરું છું.[૪૬–૪૯] જેમ સૂર્ય-ચંદ્ર પોતાના ઉદય વડે સર્વ પ્રાણીઓને પોતપોતાનાં કાર્યોમાં પ્રેરે છે, તેમ હું પણ સ્તુતિ વડે આપને જાગ્રત કરીને સ્વકાર્યમાં પ્રેરું છું.[૫૦]

હે મહારાજાધિરાજ! ઊઠો અને સ્નાનાદિ નિત્યકર્મ આટોપી તથા માંગલિક વસ્ત્રાભૂષણો ધારણ કરી, જેમ સૂર્ય મેરુ પર્વત પર પોતાના તેજ વડે પ્રકાશે છે, તેમ આપ પોતાના સિંહાસન પર બેસી સ્વતેજને પ્રકાશિત કરો.[૫૧] હે રાજન્! રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટેના સઘળા સાહિત્યો તૈયાર થઈ ગયા છે, નગરના તથા પરદેશના લોકો અને વેપારીઓ રાજ્યાભિષેક–મહોત્સવ જોવાને હાથ જોડી રાજદ્વાર આગળ ઊભા રહ્યા છે.[૫૨] ભગવાન શ્રીવસિષ્ઠ મુનિ પણ ઋષિઓ સહિત દ્વાર આગળ આવી ઊભા છે; માટે હે રાજન્! ઊઠો અને રામચંદ્રને રાજ્યાભિષેક કરવાની સત્વર આજ્ઞા કરો;[૫૩] કેમ કે જેમ પાલન કરનાર વિનાનાં પશુ, નાયક વિનાની સેના, ચંદ્ર વિનાની રાત્રિ તથા વૃષભ વિનાની ગાય, એ સર્વ શોભતા નથી, તેમ જ્યારે રાજા નહિ રહે ત્યારે રાજ્ય પણ શોભશે નહિ.[૫૪]

આ પ્રમાણે અર્થયુક્ત અને શાંતિભર્યાં સુમંત્રનાં વચન સાંભળી પૃથ્વીપતિ દશરથ રાજા વિશેષ શોકગ્રસ્ત થઈ ગયા. પછી પુત્રવિયોગ થવાના ભયને લીધે હર્ષરહિત થયેલા તથા અત્યંત રડવાથી રાતાં થયેલાં નેત્રવાળા ધર્મજ્ઞ મહારાજા દશરથે ધીમેથી સુમંત્રની સામે દૃષ્ટિ કરી કહ્યું: 'હે સુમંત્ર! તું મારી દશા જાણતો નથી તેથી જ કૈકેયીનાં વાગ્બાણોથી વીંધાયેલા મારા હૃદયને તું સ્તુતિવચનો વડે વિશેષ વીંધે છે!'

દશરથ રાજાનું કરુણાભરેલું વચન સાંભળી તથા તેમને દીનતામા આવી પડેલા જોઈ સુમંત્ર કાંઈક ભ્રાંતિ પામી પાછો હઠ્યો અને હવે પછી મહારાજા શું કહે છે એ સાંભળવાની વાટ જોતો હાથ જોડી ઊભો રહ્યો;[૫૫–૫૮] પરંતુ દીનતાને લીધે દશરથ રાજા જ્યારે કાંઈ પણ બોલી શક્યા નહિ, ત્યારે વાક્ય બોલવામા કુશળ કૈકેયી સુમંત્રને કહેવા લાગી:[૫૯] 'હે સુમંત્ર! શું તું જાણતો નથી કે રામને રાજ્યાભિષેક કરવાના અત્યંત ઉત્સાહને લીધે મહારાજાએ આખી રાત્રી જાગરણ કર્યું છે; તેથી શાંત થઈ તે હમણાં જ નિદ્રાવશ થયા છે, માટે તું જા અને બીજો કાંઈ પણ વિચાર કર્યા વિના યશસ્વી રામને અહીં તેડી લાવ.[૬૦,૬૧]

કૈકેયીનું વચન સાંભળી સુમંત્રે કહ્યું: 'હે મહાદેવી! ભલે, તમારા કહેવા પ્રમાણે હશે; પરંતુ, મહારાજાનું વચન સાંભળ્યા વિના હું કેવી રીતે જઈ શકું?[૬૨]

સુમંત્રનું વચન સાંભળી મહારાજા દશરથ પોતાના મનથી સુમંત્રની પ્રશંસા કરી કહેવા લાગ્યા: 'હે સુમંત્ર! હું સુંદર આકૃતિવાળા રામચંદ્રને જોવા ઇચ્છું છું; માટે તું સત્વર જઈ તેમને અહીં તેડી લાવ.'

મહારાજાની આજ્ઞા થતાં અત્યંત હર્ષ પામેલો સુમંત્ર તરત જ ત્યાંથી રામચંદ્રને બોલાવવા માટે ચાલ્યો. ત્યારે વળી કૈકેયીએ રામચંદ્રને સત્વર તેડી લાવવાને પુનઃ પણ તેને પ્રેરણા કરી; એથી સુમંત્ર વિચાર કરવા લાગ્યો:[૬૩,૬૪] 'અહો! મહારાજા દશરથ રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે અત્યંત શ્રમ ઉઠાવી રહ્યા છે અને તેથી જ તે કાંઈ બોલી શક્યા નથી. કૈકેયી પણ રામચંદ્રને રાજ્યાભિષેક કરાવવા માટે આટલી બધી ઉતાવળ કરે છે, એ શું?' એ પ્રમાણે વિચાર કરતો અને રામચંદ્રનાં દર્શનની ઇચ્છાથી હર્ષયુક્ત થયેલો મહાતેજસ્વી સુમંત્ર સમુદ્રના ધરા સરખા ગંભીર એવા રાજાના અંતઃપુરમાંથી બહાર નીકળ્યો.[૬૫,૬૬] તે સમયે સુમંત્રે રાજદ્વારની અંદર આવી ઊભા રહેલા અધિકારીઓને તથા દ્વારની બહાર એકઠા મળેલા ધનવાન નાગરિકોને રામાભિષેકની વાટ જોતા દીઠા.[૬૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૪મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૫ મો

## સુમંત્રનું પ્રત્યાગમન અને તેનું રામ સમીપ જવું

ते तु तां रजनीमुष्य ब्राह्मणा वेदपारगाः ।
उपतस्थुरुपस्थानं सह राजपुरोहिताः ॥ १ ॥

પ્રથમ જણાવ્યા પ્રમાણે રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે દશરથ રાજાએ પ્રેરેલા વેદને

જાણનારા બ્રાહ્મણો, રાજગુરુઓ, અમાત્યવર્ગ, સેનાના મુખ્ય મુખ્ય યોદ્ધાઓ તથા મુખ્ય મુખ્ય વ્યાપારીઓ—એ સર્વ પ્રાતઃકાળ થતાં પ્રસન્નચિત્તે રાજદ્વાર આગળ આવી એકત્ર થવા લાગ્યા. જ્યારે નિર્મળ કિરણોવાળો સૂર્ય ઉદય પામ્યો, પુષ્યનક્ષત્રનો યોગ થયો અને રામચંદ્રના જન્મસમયનું કર્કલગ્ન આવી પહોંચ્યું;[૧-૩] ત્યારે વસિષ્ઠાદિ સર્વ બ્રાહ્મણોએ રામચંદ્રને રાજ્યાભિષેક કરવા માટે સુવર્ણના જળપૂર્ણ કુંભો, સુશોભિત ભદ્રપીઠ, ચકચકિત વ્યાઘ્રચર્મથી મઢેલો રથ, ગંગા તથા યમુનાના પવિત્ર સંગમમાંથી આણેલું જળ, બીજી પણ પવિત્ર નદીઓનાં જળ, ધરાનાં જળ, કૂવાનાં તથા સરોવરનાં જળ, પૂર્વ-પશ્ચિમ તરફ વહેતી નદીઓનાં જળ, ઉત્તર-દક્ષિણ તરફ વહેતી નદીઓનાં જળ, સમુદ્રોમાંથી આણેલાં જળ, મધ, દહીં, ઘૃત, ડાંગર, દર્ભ, પુષ્પ, દૂધ, પવિત્ર આઠ કુમારિકાઓ, મદોન્મત્ત હસ્તી, દુધાળાં વૃક્ષોનાં* પલ્લવો વડે આચ્છાદિત કમળયુક્ત અને જળથી ભરેલા સોનારૂપાના કળશો, ચંદ્રનાં કિરણો સરખી શ્વેત કાંતિવાળું રત્નજડિત ઉત્તમ ચામર, ચંદ્રમંડળ સમાન શ્વેત તથા દેદીપ્યમાન છત્ર, શ્વેત વર્ણનો વૃષભ અને ઉત્તમ અશ્વ વગેરે અભિષેકનાં સર્વ સાહિત્યો તૈયાર કર્યાં.[૪-૧૧] અભિષેકના મહોત્સવ માટે અનેક પ્રકારનાં વાજિંત્રો વગાડનારા તથા બંદીજનો રાજદ્વાર આગળ આવી ઊભા રહ્યા. એ પ્રમાણે અભિષેક કરવા સમયે ઇક્ષ્વાકુવંશમાં વંશપરંપરાથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે જે જે સાહિત્યો તૈયાર કરવાં જોઈએ તે સર્વ મહારાજા દશરથની આજ્ઞાથી તૈયાર કરી અમાત્યવર્ગ વગેરે રાજપુરુષો દશરથ રાજાને મળવાની ઇચ્છાથી રાજદ્વાર આગળ આવી ઊભા; પણ હજી સુધી રાજાને અંતઃપુરમાંથી બહાર આવેલા નહિ જોઈને તેઓ સર્વ પરસ્પર કહેવા લાગ્યા: 'આપણે સર્વ અહીં આવ્યા છીએ એવી ખબર રાજાને કોણ આપશે? જુઓ તો ખરા, આ સૂર્ય ઉદય પામ્યો અને રામચંદ્રને યુવરાજપદે અભિષેક કરવા માટેનાં સઘળાં સાહિત્યો પણ તૈયાર થઈ ગયાં; છતાં હજી મહારાજા અંતઃપુરમાંથી બહાર પધાર્યા નથી! આ શું?'

આમ તેઓ કહેતા હતા, એટલામાં રાજ્યમાં સત્કારાયેલો સુમંત્ર દશરથ રાજાની આજ્ઞાથી રામચંદ્રને તેડવા સારુ અંતઃપુરમાંથી બહાર નીકળ્યો. તેણે ઉપર્યુક્ત રાજપુરુષોનો વાર્તાલાપ સાંભળી કહ્યું: 'હે ભાઈઓ! હું હાલમાં રાજાની આજ્ઞાથી રામચંદ્રને સત્વર તેડી લાવવા જાઉં છું; પરંતુ સર્વ દશરથ રાજાને તથા રામચંદ્રને અત્યંત માનનીય છો, એથી તમારા કહેવાથી હું પ્રથમ અંતઃપુરમાં જઈ જાગ્રત થયેલા મહારાજાને અંતઃપુરમાંથી બહાર નહિ આવવાનું શું કારણ છે, એ જાણી આવી તમને નિવેદન કરીશ.' એટલું કહી પુરાતન કથાઓ જાણનાર સુમંત્ર તુરત જ પાછો અંતઃપુરના દ્વાર પાસે ગયો.[૧૨-૧૮]

રાજાની આજ્ઞાથી તેને અંતઃપુરમાં જવાની સદાકાળ છૂટ જ હતી, તેથી તેણે ધીમેથી અંદર પ્રવેશ કર્યો અને મહારાજા દશરથના વંશની સ્તુતિ કરતો તે શયનસ્થાન આગળના પડદા નજીક જઈ ઊભો રહ્યો તથા આશીર્વાદપૂર્વક સ્તુતિવચનોથી કહેવા લાગ્યો: 'હે કકુત્સ્થવંશમાં ઉત્પન્ન થયેલા મહારાજા! સૂર્ય, ચંદ્ર, શંકર, કુબેર, વરુણ, અગ્નિ, અને ઇન્દ્ર વગેરે દેવો તમને વિજય આપો. રમણીય રાત્રિ નિવૃત્ત થઈ છે અને કલ્યાણકારક સૂર્ય ઉદય પામ્યો છે.[૧૯-૨૨] માટે હે રાજશાર્દૂલ! જાગ્રત થાઓ અને હવે પછી કરવાનાં કાર્યમાં પ્રવૃત્ત થાઓ. હે મહારાજા! વસિષ્ઠાદિ બ્રાહ્મણો, સેનાના નાયકો તથા વેપારી લોકો વગેરે સઘળી પ્રજા રાજદ્વાર આગળ આવી ઊભી છે અને આપનાં દર્શન કરવા ઇચ્છે છે; માટે જાગ્રત થાઓ અને બહાર પધારો.'[૨૩]

રાજકાર્ય સંબંધી ગુપ્ત વિચાર કરવામાં કુશળ સુમંત્રનાં ઉપર્યુક્ત સ્તુતિવચન સાંભળી મહારાજા દશરથે સાવધ થઈ કહ્યું: 'હે સુમંત્ર! તું રામચંદ્રને અહીં બોલાવી લાવ, એવી મેં તને

* દુધાળાં એટલે જેમાંથી દૂધ જેવો ચીકણો પદાર્થ નીકળે છે તેવાં વડ વગેરે વૃક્ષો.

આજ્ઞા કરી છે; છતાં તેનું ઉલ્લંઘન કરવાનું શું કારણ છે? અરે. હું કાંઈ નિદ્રાવશ નથી, માટે સત્વર જા અને રામચંદ્રને અહીં તેડી લાવ.'[૨૪]

એ પ્રમાણે દશરથ રાજાએ પુનઃ પણ તેની તેજ આજ્ઞા કરી, ત્યારે મહારાજાની આજ્ઞાને માન્ય કરીને સુમંત્ર આનંદ પામતો અંતઃપુરમાંથી બહાર નીકળ્યો અને દ્વાર આગળ ઊભેલા પુરુષોને 'હવે રાજા જાગ્રત થયા છે' એટલું જ કહી પ્રથમથી તૈયાર કરી રાખેલા રથ પર બેસી ગયો. પછી તેણે પતાકાઓ તથા ધજાઓ વડે સુસજ્જિત કરેલા રાજમાર્ગ ઉપર પોતાનો રથ હાંકયો નગરશોભાને જોતો તથા સ્થળે સ્થળે હૃષ્ટપુષ્ટ થયેલા લોકોનાં મુખથી રામચંદ્રને થનારા રાજ્યાભિષેક સંબંધી પ્રિય વાર્તાઓ સાંભળતો એ સુમંત્ર રામચંદ્રના મહેલ પ્રત્યે જવા લાગ્યો. અલ્પ સમયમા તેણે દૂરથી કૈલાસ પર્વત જેવી શ્વેત કાંતિવાળો અને ઈંદ્ર-ભવન જેવો દેદીપ્યમાન રામચંદ્રનો મહેલ જોયો.

એ મહેલનાં મોટાં મોટાં દ્વારો બંધ હતાં. તે મહેલમાં સેંકડો વેદિકાઓ રચવામાં આવી હતી. આગલા ભાગમાં સુવર્ણની સેંકડો પૂતળીઓ ગોઠવેલી હતી. મુખ્ય દ્વારોમાં પ્રકાશમાન મણિ અને વિદ્રુમ(પરવાળાં)નાં તોરણો લટકી રહ્યાં હતા. તે આખો મહેલ ઊંચા ચકચકિત પાષાણો વડે બનાવેલો હોવાથી શરદૃઋતુના સ્વચ્છ વાદળ જેવી ઘાટી કાંતિવાળો જણાતો હતો. અંદરના ભાગમા મેરુ પર્વતની મોટી ગુફા સરખો તે વિસ્તીર્ણ હતો.[૨૫–૩૨] સ્થળે સ્થળે બાંધેલા ચંદરવાની ચારે બાજુએ લટકતી ઝૂલો સુવર્ણનિર્મિત પુષ્પમાળાઓથી અને વચ્ચે વચ્ચે શોભા માટે લટકાવેલા ઉત્તમ હીરા તથા મણિઓથી સુશોભિત જણાતી હતી. દરેક સ્થળ મોતી અને મણિઓથી જ વ્યાપ્ત હતું જ્યાંત્યાં ચંદન તથા અગરુના સુગંધયુક્ત જળનો છંટકાવ કરેલો હોવાથી એ મહેલ મલયાચળની પેઠે મનને હર્ષ ઉપજાવે એવી સુગંધો વડે સુવાસિત થઈ રહેલો હતો. સારસો અને મયૂરો પોતાના કલરવથી તેને વિશેષ રમણીય બનાવી રહ્યાં હતાં. સ્થળે સ્થળે સોના તથા રૂપાથી બનાવેલી વૃક–વ્યાઘ્ર આદિની મૂર્તિઓ શોભી રહી હતી. ઉત્તમ શિલ્પીઓએ પોતાની સઘળી કારીગરી વાપરીને ચીતરેલાં તથા કોતરેલાં અનેક તરેહનાં ચિત્રો એ મહેલની રમણીયતામા વધારો કરી રહ્યાં હતાં અને તેની ઉત્તમ શોભાને નીરખનારા ભૂત–પ્રાણીઓનાં નેત્ર તથા અંતઃકરણ તૃપ્ત થતા ન હતા.[૩૩,૩૪] ચંદ્ર અને સૂર્ય સમાન પ્રકાશમાન, કુબેર અથવા ઈંદ્રના ભવનની ઉપમા આપી શકાય એવા તથા અનેક પ્રકારનાં પક્ષીઓ વડે વ્યાપ્ત હોવાને લીધે મેરુપર્વતના શિખર સરખા રમણીય જણાતા એ રામચંદ્રના મહેલને સુમંત્રે દૂરથી જોયો. વળી રામાભિષેકના મહોત્સવ સંબંધી આનંદમાં મગ્ન થઈ ગયેલા દેશદેશાંતરથી આવેલા લોકો હાથમા ભેટ ગ્રહણ કરીને ત્યાં આવેલા હતા; પરંતુ દ્વારપાળોએ રોકયા હોવાથી તેઓ સર્વ દ્વાર આગળ જ હાથ જોડી તથા ઊંચાં મુખ કરી રામભવનની શોભા નીરખતા ઊભા રહ્યા હતા. શરદૃઋતુના મેઘ સરખું ઉજ્જવળ કાંતિવાળું તથા નાના પ્રકારનાં રત્નોથી વ્યાપ્ત એવું એ ઉત્તમ રામભવન એ વેળા કાર્યોમાં વ્યાકુળ થયેલાં અનેક દાસદાસીઓની આવજાવથી ભીડવાળું જણાતું હતું.

એવા ઉત્તમ મહેલને નીરખતો સુમંત્ર અશ્વ જોડેલા અને છત્રવાળા રથમા બેસીને સર્વ નગરવાસીઓના અંતઃકરણમા હર્ષ ઉપજાવતો તથા હાથીઓ વગેરેની ભીડવાળા રાજમાર્ગને શોભાવતો રામભવન પાસે આવી પહોંચ્યો.[૩૫–૪૦] પછી આનંદ વડે પુલકિત થયેલા એ સુમંત્ર સારથિએ ઈંદ્રના ભવન સરખા રમણીય અને ચિત્રવિચિત્ર હરિણ તથા મયૂરોથી વ્યાપ્ત એવા રામચંદ્રના ભવનમાં પ્રવેશ કર્યો.[૪૧] પ્રથમ ઉત્તમ તોરણ આદિથી સુશોભિત કરેલી તથા કૈલાસ પર્વત અને દેવમંદિર સમાન રમણીય જણાતી ત્રણ દોઢીઓ વટાવી અને સ્થળે સ્થળે ઊભેલા રામચંદ્રના પ્રીતિપાત્ર શ્રેષ્ઠ મનુષ્યોની સાથે યથાયોગ્ય વાર્તાલાપ કરી, એ સુમંત્ર સારથિ રામચંદ્રના શુદ્ધ અંતઃપુર આગળ આવી પહોંચ્યો.[૪૨] ત્યા તેણે રામચંદ્રના રાજ્યાભિષેક સંબંધી કાર્ય કરનારા મનુષ્યોએ

ઉચ્ચારેલી આનંદયુક્ત અને માંગલિક વાણી સાંભળી.[૪૩] વળી મેરુપર્વત સરખું ઊંચું, પોતાની ઝળહળતી કાંતિ વડે પ્રકાશતું અને અનેક પ્રકારનાં મૃગો તથા પક્ષીઓ વડે રમણીય જણાતું ઇંદ્રભવન જેવું રામચંદ્રનું ભવન પણ તેણે જોયું, વળી પોતપોતાનાં વાહનો પરથી ઊતરીને તથા ભેટ લઈને દ્વાર આગળ આવી ઊભેલા દેશાંતરના અસંખ્ય લોકોને પણ તેણે જોયા. રામચંદ્રના દ્વાર આગળ ઝૂકી રહેલો અને તેમને સવારી કરવાનો શત્રુંજય* નામનો હાથી પણ એ સુમંત્રના જોવામાં આવ્યો. કે જે (હાથી) મેઘયુક્ત મહાન પર્વત સરખી મોટી કાયાવાળો, અંકુશને પણ ન ગણકારે એવો અને નામ પ્રમાણે ગુણવાળો હતો.[૪૪–૪૬] ત્યાંથી આગળ ચાલતાં સુમંત્રે મહારાજા દશરથના પ્રિય અને મુખ્ય અમાત્યોને અશ્વ, રથ તથા હાથી વગેરે વાહનો પર બેસીને દ્વાર આગળ આવી ઊભેલા જોયા. પછી એ સઘળાઓને વટાવી તેણે જેમ મગર અનેક રત્નોવાળા સમુદ્રમાં પ્રવેશ કરે, તેમ પર્વતના શિખર પર રહેલા મેઘ સરખા ઊંચા અને વિમાનની ઉપમા અપાય એવાં ઉપગૃહોવાળા તથા મહા સમૃદ્ધિવાન રામચંદ્રના અંતઃપુરમાં અનિવાર્યપણે પ્રવેશ કર્યો.[૪૭,૪૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૬ મો

### રામચંદ્ર અને સુમંત્ર

स तदन्तःपुरद्वारं समतीत्य जनाकुलम् ।
प्रविविक्तां ततः कक्ष्यामाससाद पुराणवित् ॥१॥

'અનેક મનુષ્યોની ભીડવાળું પ્રથમ દ્વાર ઓળંગી પ્રાચીન વાર્તાઓને જાણનારો સુમંત્ર જનસમૂહની ભીડ વિનાના અંદરના દ્વાર આગળ ગયો.[૧] ત્યાં તેણે પ્રાસ, ધનુષ વગેરે આયુધો તથા કુંડળાદિ અલંકારો ધારણ કરનારા, આળસથી રહિત, પરસ્પર પ્રીતિવાળા અને એકાગ્ર ચિત્તવાળા રામચંદ્રના યુવાન સેવકોને જોયા.[૨] કાષાય વસ્ત્ર તથા હાથમાં નેતરની છડીવાળા તથા અલંકાર ધારણ કરનારા, એકાગ્ર ચિત્તવાળા અને અંતઃપુરમાં સ્ત્રીઓની પાસે જવાને યોગ્ય એવા એ વૃદ્ધ પુરુષો અંતઃપુરના દ્વારની રક્ષા કરવા માટે બેઠા હતા.[૩] રામચંદ્રનું પ્રિય કરવાની ઇચ્છાવાળા તે સર્વ દ્વારપાળો સુમંત્રને આવતો જોઈને પોતપોતાનાં આસન પરથી એકાએક ઝડપથી ઊભા થઈ ગયા.[૪] ત્યારે રાજકાર્યમાં નિપુણ સુમંત્રે નમ્ર ભાવથી તેઓને કહ્યું: 'હે દ્વારપાળો! તમે તુરત રામચંદ્રની પાસે જઈ મારા આગમનના સમાચાર કહો.'[૫]

સુમંત્રનું વચન સાંભળી પોતાના સ્વામીનું હિત કરવાની ઇચ્છાવાળા તે વૃદ્ધ દ્વારપાળોએ તુરત અંદર જઈને સીતાની સાથે વિરાજેલા રામચંદ્રને સુમંત્ર આવવાના સમાચાર જણાવ્યા.[૬] રામચંદ્રે સુમંત્રને પોતાના પિતાનો અંતરંગ પ્રધાન જાણી પોતાના પિતાનું પ્રિય કરવાની ઇચ્છાથી તેને પોતાની પાસે બોલાવી લાવવાની દ્વારપાળોને આજ્ઞા કરી. (એટલે તરત જ દ્વારપાળોએ સુમંત્રને અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો.)[૭] પછી સુમંત્ર અંદર ગયો. ત્યાં તેણે કુબેર સમાન ઐશ્વર્યવાળા અને ઉત્તમ અલંકારો ધારણ કરનારા રામચંદ્રને નિર્મળ બિછાનાવાળા સુવર્ણના પર્યંક પર વિરાજેલા દીઠા.[૮] શત્રુઓને તપાવનારા રામચંદ્રના શરીર પર વરાહના રુધિર સરખું લાલ અને શ્રેષ્ઠ પવિત્ર સુગંધી ચંદન અર્ચેલું હતું.[૯] અને જેમ ચંદ્રની પાસે ચિત્રા નક્ષત્ર હોય તેમ સતીશિરોમણિ સીતા પોતાના હાથમાં પંખો લઈ તેમની પાસે ઊભાં હતા.[૧૦] પછી વિનય જાણનારા સુમંત્ર સારથિએ સૂર્ય સરખા પોતાના તેજ વડે પ્રકાશી રહેલા રામચંદ્રની સમીપ જઈ વિનીતભાવથી તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા.[૧૧] પછી દશરથ રાજાના પ્રિય સારથિ સુમંત્રે ઊભા થઈ તથા બન્ને હાથ જોડી સુખાસન પર પ્રસન્ન વદને બિરાજેલા રામચંદ્રને કહ્યું:[૧૨] 'હે રામચંદ્ર! તમારા સરખા ઉત્તમ પુત્ર હોવાને લીધે તમારી માતા કૌશલ્યાને ધન્ય છે! હે મહારાજ! મહારાણી કૈકેયી સહિત તમારા પિતા હાલમાં તમારાં

* શત્રુને જીતનાર તે શત્રુંજય.

દર્શન ઇચ્છે છે; માટે નિર્વિલંબે મારી સાથે ત્યાં પધારો.'[૧૩]

સુમંત્રનાં એ વચન મનુષ્યોમાં સિંહ સરખા પરાક્રમી તથા મોટી કાંતિવાળા રામચંદ્રે માન્ય કર્યાં અને પોતાની પ્રિય પત્ની સીતા પ્રત્યે કહ્યું :[૧૪] 'હે દેવી! મહારાજા દશરથ અને મહારાણી કૈકેયી અને સત્વર મળવા ઇચ્છે છે; તેથી હું નિશ્ચય ધારું છું કે. તેઓ પરસ્પર મળીને મારા રાજ્યાભિષેક સંબંધી કાંઈક વિચાર કરતાં હશે.[૧૫] કેકય દેશના રાજાનાં પુત્રી મારી માતા કૈકેયી કે જે નિરંતર મારા પિતાનું હિત ઇચ્છનારી, સમર્થ અને મને રાજ્યરૂપ અર્થ પ્રાપ્ત કરાવવાની ઇચ્છાવાળી છે, તે મને રાજ્યાભિષેક કરવાનો મારા પિતાનો અભિપ્રાય જાણીને અત્યંત હર્ષ પામી હશે અને તેથી જ તે મારા માટે રાજાને ઉતાવળ કરાવતી હશે. વળી આ પણ એક મારા ઉત્તમ ભાગ્યની જ વાત છે કે, મારા પિતા દશરથ રાજાએ પોતાની મહારાણી કૈકેયીની સાથે વિચાર કરી આ સુમંત્ર કે જે મારા અર્થ તથા કામને સિદ્ધ કરનાર છે, તેને દૂત તરીકે મોકલ્યો છે.[૧૬–૧૮] રાજાના અંતઃપુરમાં મારું હિત ઇચ્છનારી જેવી પરિષદ (સભા) છે, તેવો જ આ દૂત પણ આવ્યો છે, અર્થાત્ આ સુમંત્ર મારું હિત ઇચ્છનારો જ છે. હુ નક્કી ધારું છું કે મારા પિતા આજે મારો અવશ્ય યુવરાજપદે અભિષેક કરશે. હવે હું અહીંથી જઈને મારા પિતાના દર્શન કરીશ. હે સતી! તમે તમારી સખીઓ સાથે અહીં રહી સુખપૂર્વક ક્રીડા કરો.'[૧૯]

એટલું કહી રામચંદ્રે ત્યાંથી ઊઠીને સુમંત્રની સાથે ચાલવા માંડ્યું,[૨૦] ત્યારે પોતાના પતિથી સન્માન પામેલાં કમળ સરખાં નેત્રવાળા સીતા પણ તેમની સાથે ઊભાં થયા અને છેક અંતઃપુરના દ્વાર સુધી તેમની પાછળ જઈને જુદાં પડતી વખતે માંગલિક અભિલાષાપૂર્વક કહેવા લાગ્યા :[૨૧] 'હે સ્વામિન્! જેવી રીતે બ્રહ્માદેવે ઇંદ્રને દેવરાજ્યપદ પર અભિષિક્ત કર્યો હતો. તેવી રીતે મહારાજા દશરથ આજે બ્રાહ્મણાદિ પ્રજાની સંમતિથી આપને યુવરાજપદ પર અભિષિક્ત કરી પછી (સમય પ્રાપ્ત થયે) રાજસૂયયજ્ઞ કરવા યોગ્ય મહારાજપદ ઉપર પણ અભિષિક્ત કરશે.[૨૨] યુવરાજપદ પ્રાપ્ત થયા પછી જ્યારે તમે રાજસૂયયજ્ઞની દીક્ષા ધારણ કરશો, ત્યારે ઉત્તમ મૃગચર્મ ધારણ કરનારા, પવિત્રતાના નિયમો પાળનારા અને હાથમાં કાળા હરિણના શૃંગને ધારણ કરનારા એવા તમને વ્રતસંપન્ન જોઈને આનંદ પામતી હું તમારી સેવા કરીશ. હે પ્રિય! પૂર્વ દિશામાં ઇંદ્ર, દક્ષિણ દિશામાં યમ, પશ્ચિમ દિશામા વરુણ અને ઉત્તર દિશામાં કુબેર તમારું રક્ષણ કરો.'[૨૩,૨૪]

એ પ્રમાણે સીતાએ માંગલિક વચનો ઉચ્ચારી અભિષેકના કાર્ય માટે જતા રામચંદ્રને શુભ શુકન આપ્યા. પછી રામચંદ્ર પણ તેમને પાછાં વાળીને સિંહ જેમ પર્વતની ગુફામાંથી બહાર નીકળે, તેમ સુમંત્રની સાથે પોતાના ભવનમાંથી બહાર નીકળ્યા. એ સમયે તેમણે પોતાના પ્રિય ભાઈ લક્ષ્મણને દ્વાર આગળ જ હાથ જોડી ઊભેલો જોયો.[૨૫,૨૬] તુરત જ તેને સાથે લઈને સુમંત્ર વગેરે સુહૃદવર્ગ સહિત રામચંદ્ર વચલી દોઢી આગળ આવી પહોંચ્યા. ત્યાં આગળ પોતાનાં દર્શન કરવાની ઇચ્છાથી ઊભેલા મનુષ્યોને જોઈ તેઓને યથાયોગ્ય રીતે મળ્યા અને તેઓને મધુર વાણી વડે હર્ષિત કર્યા.[૨૭] પછી પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર દ્વાર આગળ ઊભેલા, અગ્નિ સમાન પ્રકાશવાળા અને વ્યાઘ્રચર્મથી મઢેલા ઉત્તમ સુવર્ણમય રથ પર આરૂઢ થયા. એ રથનો ગડગડાટ મેઘનાદ સરખો હતો, તેમાં બેસવાની જગા વિશાળ હતી, અમૂલ્ય મણિઓથી તે જડેલો હતો અને તેના ઉપર સૂર્યનુ તેજ પડવાથી ઝળહળિત થવાને લીધે જોનારાં મનુષ્યોનાં નેત્ર અંજાઈ જતાં હતાં. એ રથને મદનિયાં સરખા હૃષ્ટપુષ્ટ અશ્વો જોડેલા હતા. જેમ શીઘ્ર ગતિ કરનારા અશ્વો જોડેલા રથમાં ઇંદ્ર બેસે. તેમ પોતાની કાંતિ વડે પ્રકાશમાન રામચંદ્ર ઉપર્યુક્ત રથમાં બેસી આકાશમાં રહેલા મેઘ જેમ દિશાઓને શબ્દાયમાન કરે છે, તેમ રથના ગડગડાટ વડે સઘળી દિશાઓને શબ્દાયમાન કરતા ચાલ્યા: જેમ વાદળમાંથી ચંદ્ર બહાર નીકળે, તેમ શ્રીમાન

રામચંદ્ર રથમાં વિરાજીને પોતાના મહેલમાંથી બહાર નીકળ્યા. આ સમયે તેમનો નાનો ભાઈ લક્ષ્મણ પોતાના હાથમા વિચિત્ર દાંડીવાળું ચામર ગ્રહણ કરી ઉપર્યુક્ત રથમાં તેમની પાછળ બેઠો અને ચામર ઢોળવા લાગ્યો. રામચંદ્રનો રથ બહાર નીકળ્યો એ વેળાએ ત્યાં એકઠા થયેલા જનસમૂહે મહાન હર્ષ વડે મચાવેલા જયજયકારનો મોટો ધ્વનિ થવા લાગ્યો.

એ સમયે રામચંદ્રના રથ આગળ ચંદન, અગરુ વગેરે સુગંધી દ્રવ્યોથી વિભૂષિત થયેલા તથા તલવાર અને ધનુષ વગેરે આયુધો ધારણ કરનારા યોદ્ધાઓ પોતપોતાનાં વાહનો પર બેસી અભિષેક સંબંધી માંગલિક ધ્વનિ કરતા ચાલતા હતા અને પાછળ ઉત્તમ અશ્વો તથા પર્વત સમાન દેહવાળા હાથીઓ પર આરૂઢ થયેલા હજારો અધિકારીઓ ચાલતા હતા. માર્ગમાં ચોમેર વાજિંત્રોના નાદો, બંદીજનોએ કરેલી સ્તુતિના શબ્દો અને શૂરવીર પુરુષોએ હર્ષ વડે કરેલા સિંહનાદો એકીવખતે સંભળાતા હતા. સોળે શણગારો સજી મહેલની બારીઓ તથા અટારીઓમાં બેઠેલી સુંદરીઓ શત્રુઓનું દમન કરનારા રામચંદ્ર ઉપર ચારે બાજુથી પુષ્પવૃષ્ટિ કરતી હતી. વળી પ્રશંસનીય સ્વરૂપવાળી તેઓ તથા માર્ગમાં આવી ઊભેલી બીજી સ્ત્રીઓ રામચંદ્રને પ્રસન્ન કરવા માટે ઉત્તમ વચનો વડે તેમની સ્તુતિ કરી કહેતી હતી: 'હે માતાને આનંદ આપનાર રામચંદ્ર! આજે તમારી માતા કૌશલ્યાને ધન્ય છે કે જે તમને પોતાના પિતાના રાજ્યાસને વિરાજેલા જોઈ અત્યંત આનંદ પામશે. વળી રામચંદ્રની પ્રિયા સતીશિરોમણિ સીતા તો જગતમા સર્વ સ્ત્રીઓ કરતા શ્રેષ્ઠ પદને પ્રાપ્ત થઈ છે અને તેને હજારો ધન્યવાદ ઘટે છે; કેમ કે રોહિણી જેમ ચંદ્રમાની સાથે સંયોગ પામે, તેમ તે રામચંદ્રની સાથે સયોગ પામી છે. એથી નિશ્ચય થાય છે કે, તેણે પૂર્વજન્મમાં મોટું તપ આચર્યું હશે.' એ પ્રમાણે રાજમાર્ગ પર આવેલા મહેલોની બારીઓ તથા અટારીઓમાં રહેલી સ્ત્રીઓએ ઉચ્ચારેલી પ્રિય વાણી સાંભળતાં રામચંદ્ર રાજમાર્ગમાં જતા હતા.[૨૮-૪૨] રાજમાર્ગમાં એકત્ર થયેલા લોકો હર્ષથી રામચંદ્ર સંબંધી અનેક પ્રકારની માગલિક વાણી બોલતા હતા, તે પણ રામચંદ્રના સાભળવામાં આવતી હતી.[૪૩] જેમ માર્ગ પરના લોકો પરસ્પર કહેતા હતા કે, 'અહો! દશરથ રાજાની કૃપાથી જેમનો આજે જ રાજ્યાભિષેક થનારો છે એવા આ રામચંદ્ર પોતાના પિતાની પાસે જાય છે! તેમનુ દર્શન થવાથી આપણે સૌ ધન્યવાદને પાત્ર થયા છીએ! હવે આ રામચંદ્ર આપણા રાજા થશે; એટલે આપણી સઘળી કામનાઓ પૂર્ણ થશે અને એ સઘળા દેશના અધિપતિ થશે; એટલે આપણને કોઈને કદાપિ ખેદ કે અપ્રિય થવાનું કશું કારણ રહેશે નહિ' એ પ્રમાણે સર્વત્ર પ્રશંસા પામતા રામચંદ્ર પોતાના પિતાની પાસે જવા લાગ્યા. તેમની આગળ 'જય જય' શબ્દનો ઉચ્ચાર કરનારા બંદીજનો, સ્તુતિ કરનારા સૂતલોકો અને વંશાવલિનું ગાન કરનારા માગધો ચાલતા હતા તથા પાછળના ભાગમાં હણહણાટ શબ્દ કરનારા અશ્વો તથા ચિત્કાર શબ્દ કરનારા હાથીઓ પર આરૂઢ થયેલા અધિકારીઓ ચાલતા હતા.

એ પ્રમાણે સર્વથી સ્તુતિ કરાતા રામચંદ્ર યક્ષરાજ કુબેરની પેઠે શોભતા હતા.[૪૪-૪૬] એ વેળા આખો રાજમાર્ગ હાથીઓ, હાથિણીઓ, રથો અને અશ્વોથી ખીચોખીચ જણાતો હતો. માર્ગમા આવેલા ચૌટાઓ રામચંદ્રની સવારી જોવા મળેલા જનસમૂહોથી ઊભરાઈ જતાં હતાં. વ્યાપારીઓએ પોતપોતાની દુકાનો અમૂલ્ય રત્ન વગેરે સર્વ પ્રકારના વેચવાના પદાર્થોથી ભરી દીધી હતી; એથી સઘળો રાજમાર્ગ રળિયામણો જણાતો હતો. એ સર્વને નીરખતા રામચંદ્ર પોતાના પિતાના મહેલ પ્રત્યે જવા લાગ્યા.[૪૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૯ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૭ મો

## નગરવાસીઓનો હર્ષ

**स रामो रथमास्थाय संप्रहृष्टः सुहृज्जनः ।**
**पताकाध्वजसंपन्नं महार्हागुरुधूपितम् ॥ १ ॥**

પ્રથમ વર્ણવ્યા પ્રમાણે લક્ષ્મણ સહિત રામચંદ્ર રથમાં બેસી પતાકાઓ અને ધ્વજાઓથી સુશોભિત જણાતા, ઉત્તમ અગરુ વગેરેના ધૂપોથી સુવાસિત થયેલા, સ્વચ્છ વાદળો સરખા મહેલોથી રમણીય દેખાવવાળા તથા અનેક દેશોથી આવેલા મનુષ્યોના વસવાટવાળા અયોધ્યા નગરને નીરખતા રાજમાર્ગ પર જતા હતા. એ રાજમાર્ગની બન્ને બાજુ પર આવેલાં ગૃહો તથા દુકાનો ચંદન, અગરુ વગેરે સુગંધી પદાર્થો, સૂતરનાં વસ્ત્રો, રેશમી વસ્ત્રો, વીંધેલાં અને વગર વીંધેલાં મોતીઓ, ઉત્તમ સ્ફટિકમણિઓ તથા અનેક પ્રકારનાં પુષ્પો તેમ જ ભક્ષ્ય પદાર્થોથી ભરપૂર જણાતાં હતા.[૧-૫] પ્રત્યેક ચૌટાંઓ દહીં, અક્ષત, નૈવેદ્ય, ડાંગર, અગરુ વગેરેના ધૂપ, પુષ્પ અને ચંદન વગેરે ઉપચારો વડે પરિપૂજિત કરેલાં હતાં એવા રળિયામણા માર્ગ પર થઈને જતા અનેક લોકો રામચંદ્રના સંબંધમાં આશીર્વાદની માંગલિક વાણી બોલતા હતા, તે સર્વને સાંભળતા તથા તે તે મનુષ્યોને યથાયોગ્ય માન આપતા રામચંદ્ર ચાલ્યા જતા હતા.

રામચંદ્રને ઉદ્દેશી લોકો કહેતા હતા : 'આજે દશરથ રાજાની કૃપાથી રાજ્યાભિષિક્ત થયેલા રામચંદ્ર પોતાના પિતામહ તથા પ્રપિતામહ વગેરે પૂર્વજોએ આચરેલા માર્ગને ચિરકાળ પર્યંત પાળો. તેમના પિતા દશરથ રાજાએ તથા તેમના પૂર્વજોએ પાલન કરવાથી આપણે જેટલા સુખી થયા છીએ, તેથી પણ રામચંદ્રજીના રાજ્યમાં વિશેષ સુખી થઈશું.[૬-૯] રાજ્યાભિષેક થયા પછી જ્યારે આપણે રામચંદ્રને રાજભવનની બહાર નીકળેલા જોઈશું, ત્યારે આપણને આ લોકના સુખ ભોગવવાની તથા પરલોકમાં સુખ આપનારાં પુણ્યકર્મો કરવાની પણ જરૂર રહેશે નહિ, અર્થાત્ રામચંદ્રને રાજ્યાભિષેક થવાથી આપણી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થશે.[૧૦] અત્યંત તેજસ્વી રામચંદ્રને રાજ્યાભિષેક થાય તે કરતા આપણને બીજું કાંઈ પ્રિય નથી.'[૧૧]

એ પ્રમાણે પોતાના ઉપર સ્નેહવાળાં મનુષ્યોએ ઉચ્ચારેલાં પોતાની પ્રશંસા તથા આશીર્વાદનાં વચનો સાંભળવા છતાં તેથી કાંઈ પણ વિકાર નહિ પામતાં શ્રીમાન રામચંદ્ર રાજમાર્ગ પર જતા હતા.[૧૨] યુવરાજ રામચંદ્રનો રથ ઘણે દૂર જવા છતાં તેમનાં દર્શનની અભિલાષાવાળા મનુષ્યો પાછળથી તાકીતાકીને જોતા હતા. કોઈ પણ મનુષ્યનાં મન અથવા નેત્ર નરશ્રેષ્ઠ રામચંદ્રનાં દર્શનથી તૃપ્ત થતાં ન હતાં; અર્થાત્ રામચંદ્રનાં દર્શનની ઇચ્છા મનુષ્યોનાં અંતઃકરણમાં એવી ને એવી જ રહેતી હતી.[૧૩] આ વેળાએ જેણે રામચંદ્રનું દર્શન કર્યું નહિ અથવા રામચંદ્રે જેના તરફ દૃષ્ટિ કરી નહિ, તેઓ સર્વ લોકોમાં નિંદાપાત્ર થઈને પોતાના અંતઃકરણથી જ પોતાને ધિક્કારવા લાગ્યા.[૧૪] ધર્માત્મા રામચંદ્ર બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, એ ચારે વર્ણનાં મનુષ્યો પર અવસ્થાનુસાર યથાયોગ્ય દયાભાવ દાખવતા હતા અને તેથી તે ચારે વર્ણ (સઘળી પ્રજા) પણ પોતાનાં મન, વાણી અને કાયા વડે નિરંતર રામચંદ્રમાં પ્રીતિવાળા રહેતા હતા.[૧૫] એ પ્રમાણે રાજમહેલ પ્રત્યે જતા માર્ગમાં આવતાં ચૌટાં, દેવમાર્ગો, દેવમંદિરો તથા પાઠશાળાઓ વગેરે માનનીય સ્થાનોને જમણી તરફ રાખી ચાલતા રામચંદ્ર પોતાના પિતા દશરથ રાજાના રાજમહેલ આગળ આવી પહોંચ્યા. એ રાજમહેલની અંદરનાં અત્યંત ઊંચાં અને મેઘસમૂહ સરખાં પ્રાસાદશિખરો ખરેખર કૈલાસ પર્વતનાં શિખર સરખાં લાગતાં હતા.[૧૬,૧૭] વળી એ રાજમહેલની ચોમેર આવી રહેલાં અત્યંત ઊંચા રત્નજડિત ક્રીડાગૃહો ગગનચુંબિત હોવાને લીધે જાણે શ્વેત વિમાનો જ હોય એવાં જણાતા હતાં. આખી પૃથ્વીમાં જેના સમાન બીજો કોઈ પણ મહેલ નહિ હોવાથી તેને ઇંદ્રભવનની જ ઉપમા આપી શકાય એવા એ રાજમહેલના મુખ્ય દ્વારમાં પ્રવેશ કરી દેદીપ્યમાન કાંતિવાળા રામચંદ્ર

પોતાના સઘળાં સાથી તથા રથ સહિત, ધનુર્ધારી શૂરવીર પહેરેગીરો જેની ચોકી કરતા હતા એવા ત્રણ દરવાજા વટાવીને અંદર ગયા. પછી રથમાંથી નીચે ઊતરીને રામચંદ્ર પોતાના સઘળા સાથીઓ સહિત પગે ચાલતા બીજા બે દરવાજા વટાવી અંદર ગયા. એ પ્રમાણે પાંચ દરવાજા સુધી જઈને રામચંદ્રે પોતાની સાથેના સર્વ જનોને ત્યાં ઊભા રાખ્યા અને પોતે એકલા પિતાના અંતઃપુરમાં ગયા.[૧૮–૨૧]

રામચંદ્રે જ્યારે પિતાના અંતઃપુરમાં પ્રવેશ કર્યો, ત્યારે બહાર ઊભેલા સર્વ જનો અત્યંત હર્ષયુક્ત થયા અને સમુદ્ર જેમ ચંદ્રના ઉદયની વાટ જુએ, તેમ તેઓ સર્વ રામચંદ્રના બહાર આવવાની વાટ જોઈ રહ્યા; અર્થાત્ 'દશરથ રાજાની આજ્ઞા પામી રામચંદ્ર હમણાં બહાર આવશે અને તેમને રાજ્યાભિષેક થશે' એવી ઇચ્છાથી તેઓ રામચંદ્રની વાટ જોતા ઊભા રહ્યા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૮ મો

### રામચંદ્ર અને કૈકેયી

**स ददर्शासने रामो विषण्णं पितरं शुभे ।**
**कैकेय्या सहितं दीनं मुखेन परिशुष्यता ॥ १ ॥**

પૂર્વે જણાવ્યું તેમ પોતાના સઘળા અનુગામીઓને બહાર ઊભા રાખી રામચંદ્ર પોતાના પિતા પાસે ગયા; પરંતુ નિત્ય કરતા આજે તો કાંઈક વિલક્ષણ પ્રકાર તેમના જોવામાં આવ્યો. પોતાના પિતા મહારાજા દશરથ ખેદયુક્ત થઈ કૈકેયીની પાસે એક પલંગ પર દયામણી સ્થિતિમાં પડેલા હતા અને અત્યંત શોકાવેશને લીધે તેમનું મુખ સુકાઈ જતું હતું.[૧] આવી સ્થિતિ જોતાં જો કે રામચંદ્રને બહુ આશ્ચર્ય લાગ્યું, તોપણ તેમણે પ્રથમની પેઠે, નમ્રતાથી પિતાના ચરણમાં અભિવંદન કર્યું અને પછી સ્વસ્થ ચિત્તથી કૈકેયીના ચરણોનું પણ વંદન કર્યું.[૨] રામચંદ્રને આવેલા જાણી મહારાજા દશરથનાં નેત્રોમાં હર્ષ તથા શોકને લીધે આંસુ ભરાઈ આવ્યાં અને તે અત્યંત દીનપણે 'હે રામ!' એ શબ્દ ઉપરાંત બીજું કાંઈ પણ બોલી શક્યા નહિ તેમ રામચંદ્રની સામું પણ જોઈ શક્યા નહિ.[૩] આમ એકાએક કોઈ પણ સમયે નહિ જોવામાં આવેલી પોતાના પિતાની ભયંકર સ્થિતિ જોઈ રામચંદ્ર પણ જેમ સર્પ ઉપર પગ પડ્યો હોય તેમ ભયભીત થઈ ગયા.[૪]

એ સમયે શોક અને સંતાપથી દુઃખી થતા મહારાજા દશરથની સઘળી ઇંદ્રિયો ખિન્ન થયેલી હતી, આંતરિક પીડાને લીધે તે લાંબા નિઃશ્વાસ નાખતા હતા,[૫] ક્ષોભ ન પામે એવો સમુદ્ર પણ જાણે ક્ષોભ પામેલો હોય તેના જેવી તેમની સ્થિતિ જણાતી હતી રાહુએ ગળેલા સૂર્યની પેઠે તે નિસ્તેજ થઈ ગયા હતા અને જેમ કોઈ સત્પુરુષ અસત્ય વચન બોલવાથી દુઃખી થાય તેમ તે દુઃખી થતા હતા.[૬] પોતાના પિતાની એવી સ્થિતિ જોઈને 'અરે! આજે મારા પિતાને આટલો બધો શોક થવાનું શું કારણ હશે?' એમ વિચારતા રામચંદ્ર સમુદ્ર જેમ પૂર્ણિમાને દિવસે ક્ષોભ પામે, તેમ અત્યંત ક્ષોભ પામ્યા.[૭] પિતાનું હિત કરવામાં પ્રીતિવાળા રામચંદ્ર પોતાના મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે, અરે! આજે મારા પિતા મને જોઈને કેમ હર્ષ પામતા નથી! અરે, આડે દહાડે તો કોઈના ઉપર ક્રોધ પામ્યા હોય, તોપણ મને જોતાંવેંત જ પ્રસન્ન થાય છે; પરંતુ કોણ જાણે આજે મને જોઈને ઊલટા વધારે ખેદ શાથી પામે છે, એ કાંઈ સમજાતું નથી. (માટે હું મારી માતા કૈકેયીને પૂછી જોઉં) એવો વિચાર કરી શોક વડે દીન તથા દુઃખી થયેલા રામચંદ્રે ઊતરી ગયેલા મુખે કૈકેયીને પ્રણામ કરી પૂછ્યું:[૮–૧૦]

'હે માતા! મેં અજાણથી મારા પિતાનો કાંઈ અપરાધ તો નથી કર્યો કે જેથી મારા પિતા ક્રોધાયમાન થયેલા જણાય છે? જો કદાચ તેમ હોય તો તમે જ તેમના ક્રોધની શાંતિ કરી તેમને પ્રસન્ન કરો.[૧૧] અરે, નિરંતર મારા ઉપર પ્રસન્ન રહેનારા મારા પિતા આજે ખેદયુક્ત થયેલા દીનની પેઠે ઉદાસચિત્ત થઈ કેમ પડી રહ્યા છે? અરે, તેઓ મારી સાથે બોલતા પણ કેમ નથી? શું

તેમના શરીરને કોઈ પ્રકારનો વ્યાધિ* કે મનને આધિ+ તો નથી થયો ? દેહધારી મનુષ્યને સદાકાળ સુખ દુર્લભ હોય છે. અરે, શું મારા પિતા મારા પ્રિય ભાઈ ભરતના, મહાપરાક્રમી શત્રુઘ્નના કે મારી માતાઓના કોઈ અપરાધને લીધે આમ ક્રોધે ભરાયા છે ?[૧૨-૧૪] અરે, મારા પિતા જ્યારે ક્રોધ પામ્યા હોય, ત્યારે તેમને પ્રસન્ન કર્યા વિના અથવા તેમની આજ્ઞા પ્રમાણે વર્ત્યા વિના હું એક મુહૂર્ત પણ જીવવા ઇચ્છતો નથી ![૧૫] અહો, જેની કૃપાથી આ પૃથ્વીમા જન્મ પ્રાપ્ત થયો અને જે પ્રત્યક્ષ દેવસ્વરૂપ છે, તેવા પિતાને અનુકૂળ થઈ કયો પુત્ર ન રહે ? અર્થાત્ સર્વ પ્રકારે પિતાને અનુકૂળ વર્તવું તથા તેમની આજ્ઞા પાળવી એ પુત્રનો આવશ્યક ધર્મ** છે;[૧૬] અથવા હે માતા ! શું તમોએ અભિમાન કે ક્રોધને વશ થઈ મારા પિતાને કાંઈ કઠોર વચનો તો નથી કહ્યા કે જેથી તેમનું અંતઃકરણ આટલા બધા ખેદને પ્રાપ્ત થયું છે ? હે દેવી ! હે માતા ! મારા પિતાના ચિત્તમાં કોઈ સમયે નહિ થયેલો એવો વિકાર આજે શા કારણથી થયો છે ? એ જાણવાની ઇચ્છાથી હું તમને પૂછું છું, માટે તમે મને યથાર્થ રીતે કહો.'[૧૭,૧૮]

એ પ્રમાણે મહાત્મા રામચંદ્રે અત્યંત વિનયપૂર્વક પૂછ્યું, ત્યારે નિર્લજ્જ કૈકેયી બેધડક રીતે પોતાનું હિત સાધનારાં વચન કહેવા લાગી: 'હે રામ ! તારા પિતા કોઈના ઉપર ક્રોધ પામ્યા નથી તેમ તેમને કાંઈ દુઃખ પણ નથી; પરંતુ એમને મનમા કંઈક વિચાર ઊપજ્યો છે. તે તારા ભયને લીધે પ્રકટપણે કહી શકતા નથી.[૧૯,૨૦] હે રામ ! તું તારા પિતાને અત્યત પ્રિય છે, એટલે તે તને અપ્રિય વચન કહી શકતા નથી; પરંતુ એમણે મારી આગળ જે કાર્ય કરવાની પ્રતિજ્ઞા લીધી છે, તે કાર્ય ભલે તને અપ્રિય હોય, તોપણ તારે અવશ્ય કરવું જ જોઈએ. (કારણ કે પિતાની આજ્ઞા પાળવી અને તેમનું વચન સત્ય કરવું, એ પુત્રનો ધર્મ છે.) તારા પિતાએ પ્રથમ મારો સત્કાર કરી મને બે વરદાન આપ્યા હતા અને હાલમાં પણ 'તું જે માગીશ તે હુ તને આપીશ' એવી પ્રતિજ્ઞા કરી છે, છતા હવે પ્રાકૃત મનુષ્યની પેઠે નિરર્થક પશ્ચાત્તાપ કરે છે અને પાણી વહી ગયા પછી પાળ બાંધવાનો વૃથા શ્રમ ઉઠાવે છે. હે રામ ! 'સત્ય એ જ ધર્મનું મૂળ છે' એવું મહાત્મા સત્પુરુષોએ કહેલું છે; માટે આ સમયે તારા પિતા તારા ઉપરના પ્રેમને લીધે મારા પર ક્રોધ કરી પોતાના સત્યવાદીપણાનો ત્યાગ કરે એમ ન કરવું તને ઉચિત છે; અર્થાત પિતાનું અધર્મથી રક્ષણ કરવું એ પુત્રનો ધર્મ છે —[૨૧-૨૪] હે રામ ! તારા પિતા તને શુભ વા અશુભ જે કાંઈ કહેવાના છે, તે જો તું કરે એમ હોય તો હું તને સઘળું કહી સંભળાવું.[૨૫] હે રામ ! પુનઃ પણ તને દૃઢ નિશ્ચય કરાવવા માટે કહું છું કે, રાજાની સંમતિથી હું તને જે કાંઈ કહું તે જો વ્યર્થ ન જાય તો જ હું તને કહીશ. રાજા પોતાના મુખથી તને તે કહી શકશે નહિ.'[૨૬]

કૈકેયીનું ખેદભર્યું વચન સાંભળી, મહાત્મા રામચંદ્રના મનમા અત્યંત વ્યથા ઉત્પન્ન થઈ, તેથી તેમણે પોતાના પિતાની સમક્ષ કહ્યું : 'હે દેવી ! હે માતા ! હુ મારા પિતાની આજ્ઞાથી અગ્નિમાં પડવાને પણ તૈયાર છું; છતાં તમે મને આવાં અયોગ્ય વચન કહો છો, તેથી મને ધિક્કાર છે ! હે માતા ! વિશેષ શું કહું ? આ મારા પિતા દશરથ રાજા કે જે મારુ હિત ઇચ્છનારા છે અને ગુરુ છે તેમની આજ્ઞાથી હું હલાહલ વિષપાન કરવાને કે સમુદ્રમા ઝપલાવવાને પણ કદી અચકાઉં તેમ નથી ![૨૭-૨૯] માટે હે દેવી ! મહારાજાનું જે કાંઈ ઇચ્છિત હોય તે મને નિઃશંકપણે કહો. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, અવશ્ય હું તે પ્રમાણે કરીશ. હે

* શરીરમાં રોગાદિથી પીડાય તેને વ્યાધિ કહે છે

+ મનમા ચિંતા વગેરેથી દુઃખ થાય તેને આધિ કહે છે.

** आयुर्यशो बलं वित्तमाकाङ्क्षद्भिः प्रियाणि च ।
पितैवाराधनीयोऽत्र दैवतं हि पिता महत् ॥

આયુષ્ય, યશ, બલ, ધન અને કલ્યાણ ઇચ્છનારા પુરુષોએ અવશ્ય પોતાના પિતાની જ સેવા કરવી જોઈએ; કારણ કે પિતા એ જ પરમ દૈવત છે.

— કહ્યું છે કે. 'पुन्नाम्नो नरकाद्यस्मात् पितरं त्रायते सुतः । तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयम्भुवा ॥ પુત્ર પિતાને દુઃખરૂપ નરકમાંથી બચાવે છે; માટે બ્રહ્માએ તેનું 'પુત્ર' એવું નામ પાડયું છે.'

માતા ! તમે સ્મરણમાં રાખજો કે રામ કદાપિ બેવચની થતો નથી.[30]

એ પ્રમાણે સત્યવાદી રામચંદ્રનાં વિનયવાળાં વચન સાંભળી નિર્દય અને લજ્જા વિનાની કૈકેયીએ અત્યંત દારુણ વચનો કહેવાનો આરંભ કર્યો.[31]

કૈકેયીએ કહ્યું : 'હે રાઘવ ! પૂર્વે દેવો તથા દૈત્યોના સંગ્રામમાં મેં તારા પિતાનું શત્રુઓનાં શસ્ત્રોથી રક્ષણ કર્યું હતું. તેથી તે વેળાએ તેમણે પ્રસન્ન થઈ મને બે વરદાન આપ્યાં હતાં. (અને તે આજ દિન સુધી ન્યાસ-થાપણરૂપે માગ્યા વિના રહ્યાં હતાં.)[32] હે રામ ! આજે પ્રસંગ મળવાથી મેં તે બે વરદાનો તારા પિતાની પાસે માગ્યા છે : તેમાં એકથી ભરતને રાજ્યાભિષેક અને બીજાથી તારે આજે જ દંડકારણ્યમાં જવું, એવી મેં માગણી કરી છે.[33] માટે હે નરશ્રેષ્ઠ રામ ! જો તું પોતાની તથા પોતાના પિતાની પ્રતિજ્ઞાને સત્ય કરવા ઇચ્છતો હોય, તો મારું વચન સાંભળ અને તે પ્રમાણે કર.[34] હે રાઘવ ! તારા પિતાએ મને જે વચન આપ્યું છે તે પ્રમાણે વર્તી તું ચૌદ વર્ષ સુધી દંડકારણ્યમાં નિવાસ કર અને રાજાએ તને રાજ્યાભિષેક કરવા માટે જે જે સાહિત્યો એકત્રિત કર્યાં છે, તે વડે મારા પુત્ર ભરતને રાજ્યાભિષેક થાઓ. હે રામ ! તું આ અભિષેકના મહોત્સવનો તથા આખા રાજ્યનો સર્વથા ત્યાગ કરીને અને મસ્તક પર જટા તથા વલ્કલ ધારણ કરનારો તપસ્વી થઈ ને ચૌદ વર્ષ સુધી દંડકારણ્યમાં જઈ ને વાસ કર;[35-37] અને મારો પુત્ર ભરત અનેક પ્રકારનાં રત્નો, અશ્વો તથા રથાદિની સમૃદ્ધિવાળી દશરથ રાજાની પૃથ્વી (રાજ્ય)નું પાલન કરો. હે રઘુનંદન ! એટલા કારણથી જ તારા પિતા દશરથ રાજા શોક તથા કરુણા વડે વ્યાપ્ત થઈ તારી સામે જોઈ પણ શકતા નથી;[38,39] માટે હે રામ ! મેં કહ્યું તેમ કરી તું તારા પિતાનું વચન પાળ અને તેમના સત્યવાદીપણાનું રક્ષણ કરી તેમનો ઉદ્ધાર કર.'[40]

કૈકેયીનાં કઠોર અને દારુણ વચનો સાંભળવા છતાં મહાન ધૈર્યવાળા રામચંદ્ર યતકિંચિત્ પણ શોકને અધીન થયા નહિ; પરંતુ મહાનુભાવ દશરથ રાજા ભવિષ્યમાં થનારા પુત્રવિયોગના દુઃખને લીધે અત્યંત સંતાપ પામ્યા.[41]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૮મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૯ મો

### રામચંદ્રે વનવાસ જવા માટે પ્રતિજ્ઞા કરી

तदप्रियममित्रघ्नो वचनं मरणोपमम् ।
श्रुत्वा न विव्यथे रामः कैकेयीं चेदमब्रवीत् ॥

અત્યંત અપ્રિય અને મરણ સમાન દુઃખ આપનારાં કૈકેયીનાં વચન સાંભળવા છતાં કંઈ પણ વ્યથા નહિ પામતાં રામચંદ્ર વિનયપૂર્વક તેને કહેવા લાગ્યા :[1] 'હે માતા ! ભલે તમારા કહેવા પ્રમાણે થાઓ. મસ્તક પર જટા તથા વલ્કલવસ્ત્ર ધારણ કરી મારા પિતાની આજ્ઞાનું પાલન કરતો હું દંડકારણ્યમાં ચૌદ વર્ષ પર્યંત રહેવા માટે જઈશ.[2] પરંતુ હું આટલું જાણવા ઇચ્છું છું કે શત્રુઓનું દમન કરનારા મારા પિતા આજે મારી સાથે પ્રથમની પેઠે આનંદપૂર્વક કેમ બોલતા નથી ? હે દેવી ! આવું પૂછવાથી તમે મારા પર રોષ કરશો નહિ. હું તમારી આગળ નિશ્ચયથી કહું છું કે હું જટા તથા વલ્કલ વસ્ત્ર ધારણ કરીને અવશ્ય વનમાં જઈશ; તમે પ્રસન્ન રહો.[3,4] મારું હિત કરનારા અને કૃતજ્ઞ એવા ગુરુરૂપ મારા પિતાની આજ્ઞા થયા છતાં શું હું નિઃશંકપણે તમારું પ્રિય નહિ કરું ? કરીશ;[5] પરંતુ મહારાજા હજી સુધી સ્વમુખે 'મારે ભરતને રાજ્યાભિષેક કરવો છે' એવું કહેતા નથી, એ કારણથી મારું હૃદય બહુ દુઃખ પામે છે ![6] હે માતા ! પિતાની આજ્ઞા તો દૂર રહી પરંતુ માત્ર તમારા જ કહેવાથી હું આનંદપૂર્વક મારા ભાઈ ભરતને આખું રાજ્ય, ધન, સીતા અને પ્રિય પ્રાણ સુદ્ધાં સર્વસ્વ આપી દેવામાં અચકાઉં એમ નથી;[7] તો પછી સ્વયમેવ મારા પિતાની આજ્ઞાથી અને તેમાં વળી તમારું પ્રિય કરવા માટે તથા મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે ભરતને એકલું રાજ્ય આપી દઉં એમાં શું આશ્ચર્ય ![8] પરંતુ મારા પિતા મને વનમાં જવાની આજ્ઞા આપવામાં સંકો-

ચાતા હોવાને લીધે પૃથ્વી તરફ નેત્ર ઢાળીને અશ્રુપાત કરી રહ્યા છે, તેમનું તમે આશ્વાસન કરો.[૯] હે માતા! મહારાજાની આજ્ઞા પ્રમાણે દૂતલોકો શીઘ્ર ગતિવાળા અશ્વો પર સવાર થઈને ભરતને તેના મોસાળથી તેડી લાવવા માટે આજે જ વિદાય થાઓ.[૧૦] હું પણ પિતાની આજ્ઞા યોગ્ય છે કે અયોગ્ય છે એનો વિચાર કર્યા સિવાય આજે જ ચૌદ વર્ષ પર્યંત નિવાસ કરવા માટે વિનાવિલંબે દંડકારણ્ય પ્રત્યે જાઉં છું.'[૧૧]

રામચંદ્રનાં વચન સાંભળી કૈકેયી ઘણી જ હર્ષ પામી અને હવે રામ અવશ્ય વનમાં જશે એવો દઢ નિશ્ચય કરી પ્રયાણ માટે ઉતાવળ કરાવતી કહેવા લાગી :[૧૨] 'હે રામ! ભલે, તારા કહેવા પ્રમાણે ભરતને તેના મોસાળથી તેડી લાવવા માટે દૂતો શીઘ્ર ગતિવાળા અશ્વો પર બેસીને જશે; પરંતુ હું ધારું છું કે, વનમાં જવાને ઉત્કંઠાવાળા તારે હવે વિલંબ કરવો યોગ્ય નથી. માટે હે રામ! અહીંથી તું સત્વર વન પ્રત્યે પ્રયાણ કર.[૧૩,૧૪] તારા પિતા 'મારું સત્યવાદીપણું રહેશે કે નહિ?' એવી શંકાને લીધે લજ્જિત થયેલા હોવાથી તારી સામે બોલી શકતા નથી અને દીન થઈ ગયા છે; પરંતુ એ કાંઈ મોટું કારણ નથી. માટે હે નરશ્રેષ્ઠ! તું વનમાં જઈ તેમને સત્યવાદી બનાવીને તેમનાં શોક તથા દીનતાને દૂર કર.[૧૫] હે રામ! જ્યાં સુધી તું સત્વર અયોધ્યામાંથી નીકળી વનમાં જઈશ નહિ, ત્યાં સુધી તારા પિતા સ્નાન કે ભોજન પણ કરશે નહિ.'[૧૬]

કૈકેયીનાં ઊલટાં વચન સાંભળી અત્યંત શોકગ્રસ્ત થયેલા મહારાજા દશરથ 'હાય મહાકષ્ટ! મહાદુઃખ! અરે ધિક્કાર છે દુષ્ટા કૈકેયીને!' એમ નિઃશ્વાસ નાખતા મૂર્છિત થઈ પલંગ ઉપર પડી ગયા, ત્યારે રામચંદ્રે પોતાના હાથથી તેમને ઝાલીને બેઠા કર્યા અને આશ્વાસન કર્યું. પછી ચાબુકના પ્રહારથી અશ્વ જેમ સત્વર પ્રયાણ કરે, તેમ કૈકેયીના વચનરૂપ ચાબુકના પ્રહારથી રામચંદ્ર વનમાં જવાને ત્વરા કરવા લાગ્યા.[૧૭,૧૮] રામચંદ્રે દુષ્ટ એવી કૈકેયીનાં અત્યંત દારુણ અને શત્રુવટ ભરેલાં વચનો સાંભળ્યા છતાં તેથી કાંઈ ગ્લાનિ નહિ પામતાં, તેમણે તેને કહ્યું :[૧૯] 'હે દેવી! તમે મને નિર્મળ ધર્મમાં આસક્ત થયેલા ઋષિ સરખો જાણજો. હું કાંઈ રાજ્યાદિ દ્રવ્યની લાલસાવાળો થઈને અયોધ્યામાં રહેવા ઇચ્છતો નથી.[૨૦] મારે મારા પૂજ્ય પિતાશ્રીનું જે કંઈ પ્રિય કરવાનું છે, તે બધું મેં મારા પ્રિય પ્રાણને પણ ત્યજીને કરેલું છે;[૨૧] કેમ કે—

न ह्यतो धर्मचरणं किंचिदस्ति महत्तरम्।
यथा पितरि शुश्रूषा तस्य वा वचनक्रिया ॥२२॥

પુત્રે પિતાની સેવા કરવી અને તેનાં વચન (આજ્ઞા) પ્રમાણે વર્તવું એ કરતાં બીજું કાંઈ પણ ઉત્તમોત્તમ ધર્માચરણ નથી. હે માતા! મારા પૂજ્ય પિતાએ મને હજી સુધી વનમાં જવાનું કહ્યું નથી; છતાં માત્ર તમારા કહેવાથી જ હું ઉજ્જડ અરણ્યમાં વસીશ.[૨૨,૨૩] હે માતા કૈકેયી! તમે મારા અધીશ્વરી હોવા છતાં આવા એક તુચ્છ કાર્ય માટે મારા પિતાની પાસે માગણી કરી; સમજાય છે કે, મારામાં રહેલા ગુણોને× તમે હજી સુધી જાણી શક્યાં જ નથી; અર્થાત્ હું પોતે તમારા કહેવા પ્રમાણે કરું એમ છું અને તમે મને આજ્ઞા કરવાને યોગ્ય છો, છતાં મને કહેવાને બદલે મારા પિતાને કહ્યું, એ તમોએ મોટી ભૂલ કરી છે. ભલે જે થયું તે ખરું, હવે હું 'દંડક' નામના મોટા અરણ્યમાં આજે જ જઈશ; પણ પ્રથમ મારી માતા કૌશલ્યાની આજ્ઞા લઈને સીતાને ધીરજ આપું એટલા વિલંબ માટે તમે મને ક્ષમા કરશો. હે માતા! છેવટે હું વિનતિ કરીને તમને એટલું જ કહું છું કે, મારો પ્રિય ભાઈ ભરત જેવી રીતે ન્યાયપૂર્વક પ્રજાપાલન કરીને પિતાની સેવા કરે, તેવી રીતની યોજના તમારે કરવી; કારણ કે 'ન્યાયથી પ્રજાપાલન કરવું તથા પિતાની સેવા કરવી એ જ સનાતન સત્ય ધર્મ છે.'[૨૪–૨૬]

રામચંદ્રે કૈકેયી પ્રત્યે કહેલાં વચન સાંભળી અત્યંત દુઃખ પામેલા મહારાજા દશરથ શોકને

× જેવી રીતે પિતાની આજ્ઞા પાળવી, તેવી રીતે તેની સ્ત્રીઓની પણ આજ્ઞા પાળવી ઇત્યાદિ ગુણો.

લીધે કાંઈ પણ બોલી ન શકવાથી મુક્ત કંઠે રુદન કરતા મૂર્છિત થઈ પડી ગયા. આવો પ્રકાર જોઈને પાસે જ ઊભેલો લક્ષ્મણ ઘણો જ દુઃખી થઈ ગયો; પરંતુ પોતાના મોટા ભાઈની આજ્ઞા સિવાય તે કાંઈ પણ બોલી શક્યો નહિ. ત્યાર પછી મહાતેજસ્વી રામચંદ્ર બેભાન અવસ્થામાં પડેલા પિતાના અને દુષ્ટ સ્વભાવવાળી કૈકેયીના ચરણોનું વંદન કરીને તથા તેમની પ્રદક્ષિણા કરીને અંતઃપુરમાંથી બહાર નીકળ્યા. તે વેળા અત્યંત ક્રોધયુક્ત થયેલો તથા અશ્રુ વડે પરિપૂર્ણ નેત્રવાળો સુમિત્રાપુત્ર લક્ષ્મણ પણ તેમની પાછળ પાછળ અંતઃપુરમાંથી બહાર નીકળ્યો.

એવી રીતે પોતાના નાના ભાઈ લક્ષ્મણ સહિત અંતઃપુરમાથી બહાર નીકળી રામચંદ્રે જોયું તો ત્યાં પોતાના સઘળા સુહૃજ્જનો વાટ જોતા ઊભા રહ્યા હતા.[૨૭–૩૦] ત્યાંથી આગળ ચાલતાં અભિષેકશાળા આવી, કે જ્યાં આગળ અભિષેક કરવાનાં સર્વ સાહિત્યો તૈયાર કરી રાખેલાં હતાં તે જોઈને, જો કે પોતાને વનમાં જવાની જ ઇચ્છા હતી તોપણ તે ઇચ્છાને બીજા લોક ન જાણી જાય એટલા માટે તેમણે તેની પ્રદક્ષિણા કરી અને તેના પર દૃષ્ટિ કરતા તે ધીરે ધીરે આગળ ચાલવા લાગ્યા. પોતાને પ્રાપ્ત થતા રાજ્યનો આમ એકાએક નાશ થયો, તોપણ જેમ કૃષ્ણ પક્ષમાં કળાની ક્ષીણતા થવાથી ચંદ્રની શોભા ઘટતી નથી, તેમ રામચન્દ્રની જન્મસિદ્ધ કાંતિમાં યત્કિંચિત્ પણ વિકાર થયો નહિ;[૩૧,૩૨] તેમ જ પોતાની જન્મભૂમિનો ત્યાગ કરી વનમાં જતી વેળાએ તેમના અંતઃકરણમા જીવન્મુક્તની પેઠે કાંઈ પણ વિકાર જણાયો નહિ.[૩૩] આ સમયે મહાન ધર્મવાળા રામચંદ્ર પોતાના પર ધરાતા ઉત્તમ છત્ર તથા રત્નજડિત દાંડીવાળા ચામરોનો પ્રતિષેધ કરીને અને સ્વજનોને, નગરલોકોને તથા રથને પણ વિદાય કરીને, પોતાની માતા કૌશલ્યાને પોતાને વનમાં જવાના સમાચાર વિદિત કરવા માટે તેમના અંતઃપુર તરફ ચાલ્યા. એ વેળાએ તેમણે પોતાના મનમા ઊપજેલું દુઃખ મનમાં ને મનમાં જ દબાવી રાખી ઇંદ્રિયોનું એવું તો નિયમન કર્યું કે જેથી આનંદને લીધે વસ્ત્રાલંકારાદિ ધારણ કરી બહાર ઊભા રહેલા મનુષ્યો સત્યવાદી રામચંદ્રના મુખ પર રાજ્ય નહિ મળવાનું કશું પણ (દુઃખદર્શક, ઉદાસી વગેરે) ચિહ્ન કળી શક્યા નહિ. જેમ શરદઋતુમાં પરિપૂર્ણ કળાઓ વડે ઉદય પામેલો ચંદ્ર પોતાના તેજનો યત્કિંચિત્ પણ ત્યાગ કરતો નથી, તેમ નિયમિત અંતઃકરણવાળા મહાબાહુ રામચંદ્રે પોતાની હર્ષયુક્ત મુખમુદ્રાને યત્કિંચિત્ પણ નિસ્તેજ થવા દીધી નહિ.[૩૪–૩૭] માર્ગમા ઊભેલા સર્વ લોકોનુ પોતાની મધુરી વાણી વડે યથાયોગ્ય સન્માન કરતા ધર્માત્મા અને મહાયશસ્વી રામચંદ્રે પોતાની માતા કૌશલ્યાના ઘરમાં પ્રવેશ કર્યો.[૩૮] આ વેળા અત્યંત પરાક્રમી લક્ષ્મણ કે જે શાંતિ વગેરે ગુણો વડે રામચંદ્રના સરખો જ હતો, તે પણ રામચંદ્રને રાજ્ય નહિ મળવાથી પોતાના મનમાં ઊપજેલા દુઃખને મનમાં જ દબાવી રાખી તેમની પાછળ પાછળ જતો હતો.[૩૯]

કૌશલ્યાના અંતઃપુરમાં પ્રવેશ કરતાં જ રામચંદ્રે ત્યાં અત્યંત આનંદ પ્રસરી રહેલો જોયો; તેથી તેમના મનમાં, પોતે વનમાં જવાથી પોતાનાં માતપિતા (કૌશલ્યા–દશરથ) ઉપર આવી પડનારી વિપત્તિનો વિચાર થઈ આવ્યો અને તેથી તે અત્યંત ચિંતાતુર થયા; પરંતુ પોતાનો રાજ્યભ્રંશ થયો તે સંબંધી તો તેમના મનમાં કાંઈ પણ વિકાર કે ખેદ થવા પામ્યો નહિ[૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૦ મો

### કૌશલ્યાનો પરિતાપ

तस्मिंस्तु पुरुषव्याघ्रे निष्क्रामति कृतांजलौ।
आर्त्तशब्दो महाञ्जज्ञे स्त्रीणामन्तःपुरे तदा॥

કૈકેયીએ ઘણી ઉતાવળ કરાવ્યાથી રામચંદ્ર હાથ જોડી કૈકેયીના ગૃહમાંથી નીકળી જ્યારે કૌશલ્યાના ગૃહ પ્રત્યે ચાલ્યા, ત્યારે દશરથ રાજાના અંતઃપુરની સઘળી સ્ત્રીઓ ભાવિ રામવિયોગના

અત્યંત શોકને લીધે મહાન આર્તનાદ કરવા લાગી,[૧] અને પરસ્પર કહેવા લાગી: 'અરે, જે રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞાની વાટ પણ ન જોતાં આપણું સર્વનાં કાર્ય સિદ્ધ કરી આપે છે અને જે આપણી ગતિ તેમ જ શરણ–આધાર-રૂપ છે, તે આજે વનમા જશે! અરે! જે જન્મથી આરંભીને જ આપણુ સર્વને પોતાની માતા કૌશલ્યા સમાન ગણી, આપણી સેવા બજાવે છે,[૨,૩] કોઈ કઠોર વચન કહે તોપણ જે ક્રોધ પામતા નથી અથવા કોઈને ક્રોધ ઊપજે એવું કરતા નથી તથા ક્રોધ પામેલા મનુષ્યોને હરેક પ્રકારે પ્રસન્ન કરે છે, તે ઉત્તમ ગુણવાળા રામચંદ્ર આજે અહીંથી વનમાં જશે![૪] અરેરે, જુઓ તો ખરા, આજે મહારાજાને શી કુબુદ્ધિ થઈ આવી છે, કે જેથી તેઓ પ્રાણીઓની ગતિ અને આધાર-રૂપ પોતાના પ્યારા પુત્રનો પરિત્યાગ કરે છે! અરે! આથી તો એવું સમજાય છે કે, મહારાજા એકલા પોતાના પુત્રનો પરિત્યાગ કરે છે એમ નહિ, પણ તેની સાથે સઘળી પ્રજાનો નાશ પણ કરે છે.'

એ પ્રમાણે પોતાના પતિ દશરથ રાજાને નિંદતી સઘળી સ્ત્રીઓ વાછરડારહિત થયેલી ગાયની પેઠે કરુણાજનક રુદન કરવા લાગી. તેઓનો ઘોર આર્તનાદ સાંભળી પુત્રવિયોગના શોકથી સંતાપ પામેલા પૃથ્વીપતિ મહારાજા દશરથ જાણે લજ્જિત થયા હોય, તેમ વસ્ત્ર વડે પોતાનું આખું શરીર ઢાંકીને અવળા મુખે સૂઈ રહ્યા.[૫–૭]

પોતાના ભાઈ લક્ષ્મણ સહિત રામચંદ્ર પ્રથમ વર્ણવ્યા પ્રમાણે પોતાનાં સ્વજનોને ભવિષ્યમા થનારા દુઃખનો વિચાર કરી ખેદયુક્ત થયેલા છતાં પોતાનું અંતઃકરણ સ્વાધીન હોવાને લીધે નિઃશ્વાસ મૂકવા વગેરે શોકચિહ્નને પ્રકટ ન કરતાં હાથીની પેઠે મંદ ગતિથી ચાલી પોતાની માતા કૌશલ્યાના અંતઃપુર આગળ આવી પહોચ્યા.[૮] અંતઃપુરના દ્વાર આગળ રાજ્યમા સત્કાર પામેલો એક વૃદ્ધ પુરુષ તથા બીજા કેટલાક દ્વારપાળો બેઠેલા હતા.[૯] તેઓ સર્વ રામ–લક્ષ્મણને આવતા જોઈ જયજયકાર કરતા ઊભા થઈ ગયા અને તેઓએ બંને ભાઈઓને સત્કારપૂર્વક અંતઃપુરમાં પ્રવેશ કરાવ્યો. ત્યાંથી આગળ ચાલી રામચંદ્ર બીજા દ્વાર ઉપર ગયા; તો ત્યાં મહારાજા દશરથથી સત્કાર પામેલા વેદવેત્તા વૃદ્ધ બ્રાહ્મણો ઊભેલા હતા; તેઓને પ્રણામ કરી તેમણે ત્રીજા દ્વારમા પ્રવેશ કર્યો. ત્યાં આગળ વળી કેટલીક યુવાન સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધા સ્ત્રીઓ દ્વારનું રક્ષણ કરતી બેઠી હતી. તેમણે રામચંદ્રને આવતા જોઈ હર્ષભેર 'કૌશલ્યાપુત્રનો જય થાઓ' એમ બોલી આશીર્વાદ આપ્યો અને કેટલીક સ્ત્રીઓએ સત્વર અંતઃપુરમા જઈ કૌશલ્યાને રામચંદ્રના આવવાના પ્રિય સમાચાર જણાવ્યા. એ વેળા પુત્રનુ હિત ઇચ્છતાં મહારાણી કૌશલ્યા આખી રાત્રિ નિયમથી રહી પ્રાતઃકાળમાં પોતાના કુળદેવ સૂર્યનું પૂજન કરી પરવાર્યાં હતાં.[૧૦–૧૪] અને પોતાના શરીર પર સૌભાગ્યદર્શક શણગાર સજી તથા રેશમી વસ્ત્ર ધારણ કરી નિયમિત રીતે મંત્ર ભણી અગ્નિમા આહુતિ આપતાં હતાં. માતાની આજ્ઞા મળ્યા પછી રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓએ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમણે પોતાની માતા કૌશલ્યાને બ્રાહ્મણો દ્વારા અગ્નિમાં હોમ કરાવતાં જોયા.[૧૫,૧૬] તેમની આસપાસ દહીં, અક્ષત, ઘી, મોદક, સમિધ આદિ હુતદ્રવ્ય, ડાંગર, શ્વેત પુષ્પ, દૂધપાક, તલમિશ્ર ભાત અને જળપૂર્ણ કળશ વગેરે દેવકાર્યમા ઉપયોગી સાહિત્યો તૈયાર રાખેલાં હતા.[૧૭,૧૮] કૌશલ્યા પોતાના પુત્રનો અભ્યુદય થવાની ઇચ્છાથી વ્રતાચરણ તથા ઉપવાસ કરવાને લીધે શરીરે કૃશ થઈ ગયા હતા અને શ્વેત રેશમી વસ્ત્ર પહેરી જળ વડે દેવતાઓને તૃપ્ત કરી રહ્યાં હતા.[૧૯] ઘણા સમયથી જેના દર્શનની અભિલાષા હતી એવા પોતાને આનંદ આપનારા પુત્ર રામચંદ્રને આવેલા જોઈ, વડવા (ઘોડી) જેમ પોતાના વછેરાને જોઈને હર્ષ પામે તેમ હર્ષયુક્ત થયેલાં કૌશલ્યા એકાએક ઊભાં થઈ સામા ગયાં.[૨૦] બન્ને ભાઈઓ માતાને સાષ્ટાંગ પ્રણામ કરી સન્મુખ ઊભા રહ્યા, ત્યારે કૌશલ્યાએ પોતાના બંને હાથ લાંબા કરી, પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને પ્રેમથી પોતાના

હૃદય સરસા ચાંપી તેમનું મસ્તક સૂંઘ્યું.[૨૧] પછી સૌભાગ્યવતી મહારાણી કૌશલ્યા કોઈથી પણ પરાભવ ન પામે એવા પોતાના પુત્ર રામચંદ્ર પ્રત્યે પુત્રપ્રેમને વશ થઈ પ્રિય તથા હિતકર વચન કહેવા લાગ્યાં :[૨૨]

'હે આયુષ્માન પુત્ર! તું વૃદ્ધ, ધર્મશીલ તથા મહાત્મા રાજર્ષિઓના જેવાં આયુષ્ય, કીર્તિ તથા આપણા કુળના ઉચિત ધર્મને પ્રાપ્ત થા.[૨૩] હે રાઘવ! જો, તારા ધર્માત્મા પિતા કેવા સત્ય પ્રતિજ્ઞાવાળા છે કે, જેઓ તને આજે જ યુવરાજ-પદ પર અભિષિક્ત કરવા તૈયાર થયા છે!' એટલું કહી તેમણે રામચંદ્રને બેસવા માટે આસન આપ્યું અને કહ્યું : 'હે વત્સ! તું કાલનો નિરાહાર છે, માટે આ આસન પર બેસ અને ભોજન કરી લે.'

માતાનું વચન સાંભળી મહાત્મા રામચંદ્ર કે જે કેવળ વનમાં જવાની આજ્ઞા લેવાને જ આવ્યા હતા, તેમણે આસનને માત્ર સ્પર્શ કરીને હાથ જોડીને કૌશલ્યાને કહેવા માંડ્યું. જોકે તેમને પોતાને તો કૈકેયીએ કહેલી પોતાની આજ્ઞા પ્રમાણે વનમાં જ જવાની ત્વરા હતી, તોપણ પોતે સ્વભાવે કરીને જ વિનીત હોવાને લીધે તથા પોતાની માતા પ્રત્યેના ગૌરવને લીધે નમ્ર થઈ, તે પોતાની માતા પાસે વનમાં જવાની આજ્ઞા માગતા કહેવા લાગ્યા :[૨૪–૨૬]

'હે માતા! હાલમાં સીતા, લક્ષ્મણ તથા તમારા ઉપર મોટો ભય આવી પડ્યો છે, તે તમારા જાણવામાં નથી. જો કે એ વાતો જણાવવાથી તમને દુઃખ થાય એમ છે, તોપણ જણાવ્યા સિવાય છૂટકો નથી; માટે કહું છું, સાંભળો. હે માતા! હું હવે દંડકારણ્યમાં જવાનો છું, માટે મારે આવા રત્ન-જડિત આસનનું શું પ્રયોજન છે? હવે તો દર્ભા-સન ઉપર બેસવાનો સમય આવી પહોંચ્યો છે. હવેથી રાજાને યોગ્ય ઉત્તમ ભોજનપદાર્થોનો ત્યાગ કરી મુનિની પેઠે કંદ–મૂળ તથા ફળનો આહાર કરતો હું ચૌદ વર્ષ પર્યંત નિર્જન અરણ્યમાં વાસ કરીશ.[૨૭–૨૯] હે માતા! મારા પિતા ભરતને યુવરાજપદ આપે છે અને મને તપસ્વીનો વેષ ધારણ કરાવીને દંડકારણ્યમા મોકલે છે.[૩૦] માટે એ નિર્જન દંડકારણ્યમાં જઈને આજથી આરંભી ચૌદ વર્ષ સુધી હું વાનપ્રસ્થની પેઠે વલ્કલવસ્ત્ર ધારણ કરતો તથા ફળ–મૂળનો આહાર કરતો રહીશ.'[૩૧]

વજ્ર સરખાં રામચંદ્રનાં કઠણ વચન સાંભળતાં જ કૌશલ્યા, જેમ કુહાડી વડે છેદાયેલી વૃક્ષની શાખા પૃથ્વી પર પડે અથવા સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલી દેવાંગના એકાએક ભૂમિ પર આવી પડે તેમ એકાએક પૃથ્વી પર પડી ગયાં.[૩૨] કપાઈ ગયેલી કેળની પેઠે એકદમ મૂર્છિત થઈને પડેલાં તથા દુઃખ ભોગવવાને અયોગ્ય એવાં પોતાની માતા કૌશલ્યાને રામચંદ્રે પોતાના હાથથી બેઠાં કર્યાં અને અતિશય ભારને વહન કરવાથી શ્રમિત થયેલી વડવા (ઘોડી) પૃથ્વી પર આળોટીને ઊભી થઈ જાય તે સમયે જેમ તેના શરીર પર રજ વળગે છે, તેમ પૃથ્વી પર પડી જવાથી કૌશલ્યાના શરીર-પર ચોંટેલી રજને રામચંદ્રે પોતાના હાથથી ખંખેરી નાખી.[૩૩,૩૪] પછી થોડીક વારે સ્વસ્થ થઈ બેઠેલાં મહારાણી કૌશલ્યા શૂરવીર લક્ષ્મણના સાંભળતાં પુરુષશ્રેષ્ઠ રામચંદ્રને કહેવા લાગ્યાં : 'અરેરે વત્સ! તું આ શું કહે છે? સત્યવાદી રાજાની બુદ્ધિમાં આમ ફેરફાર કેમ થઈ ગયો? હે રાઘવ! જો તું મારા ગર્ભમાં આવ્યો જ ન હોત, અર્થાત્ હું વાંઝણી રહી હોત તો મારે અત્યારે આવું પુત્ર-વિયોગનું દુઃખ દેખવું ન પડત; કારણ કે પુત્ર ન હોત તો પુત્રવિયોગનું દુઃખ ક્યાંથી થાત?[૩૫,૩૬] વળી હે પુત્ર! વાંઝણી સ્ત્રીને તો માત્ર એક માન-સિક દુઃખ જ હોય છે કે, 'હાય! મારે સંતાન નથી,' એ સિવાય બીજી કોઈ રીતનો સંતાપ તેને હોતો નથી. હે રામ! પતિની ચઢતીથી મળવું જોઈતું કલ્યાણ કે સુખ પૂર્વે મેં કોઈ પણ દિવસે જોયું નથી; પરંતુ માત્ર તને જોઈને જ આનંદ માનતી હું 'હશે, મારા પુત્રના અધિ-કારમાં મને સર્વ પ્રકારના સુખ પ્રાપ્ત થશે' એવી આશા રાખી મારું જીવિત ધારણ કરી રહી છું.[૩૭,૩૮] હે વત્સ! આવી રીતે દુઃખમાં ને દુઃખમાં વૃદ્ધાવસ્થાએ પહોંચેલી હું બીજી સ્ત્રીઓ (શોકો)

કરતાં મોટી હોવા છતાં પણ હવે મારી નાની શોક્યોનાં મર્મભેદી વચનો સાંભળવાં પડશે, એ કરતાં મને વિશેષ દુઃખ કયું છે? અર્થાત્ શોક્યોનાં માર્મિક વચનો સાંભળવા ઉપરાંત સ્ત્રીઓને વિશેષ દુઃખ બીજું કાંઈ પણ હોતું નથી. એ માટે મારા મનમાં જે શોક અને વિલાપ ઊભરાઈ રહ્યા છે તેનું વર્ણન કરવું અશક્ય છે. હે પુત્ર! હમણાં તું અહીં હાજર છે, છતાં કોઈ કોઈ વખત કૈકેયી મારો તિરસ્કાર કરવા ચૂકતી નથી, તો પછી જ્યારે તું ચૌદ વર્ષ પર્યંત વનમાં જશે, ત્યારે એ દુષ્ટા મને દુઃખ દેવામાં શું બાકી રાખશે? હાય, નક્કી મારું મરણ જ થશે![૩૯–૪૧] હે પુત્ર! હું મારા સ્વામીની સદાને માટે અણમાનીતી છું, તેને લીધે કૈકેયીની દાસીઓની સમાન અથવા તો એથી પણ ઊતરતી પંક્તિમાં મારી ગણના થઈ ચૂકી છે.[૪૨] હે વત્સ! હમણાં જે મનુષ્યો મારી સેવા કરે છે અથવા મારા આશ્રય નીચે રહેલાં છે, તેઓ પણ જ્યારે ભરતને જુએ છે, ત્યારે તેના તથા કૈકેયીના ભયથી મને બોલાવી શકતાં પણ નથી. (તો તારા જવા પછી મારી કેવી દશા થશે તેનો વિચાર કર.)[૪૩] હે પ્રિય પુત્ર! તું વનમાં ગયા પછી મારી દુર્દશા થયેલી જોઈ હર્ષ પામતી કૈકેયી વારંવાર ક્રોધપૂર્વક મને કઠોર વચનો સંભળાવશે, તે વેળા હું તેના મુખને કેમ કરી જોઈ શકીશ?[૪૪] હે રાઘવ! 'તું રાજાનો જ્યેષ્ઠ પુત્ર છે, માટે રાજ્યાસને બેસીશ એટલે મારાં દુઃખનો નાશ થશે' એવી આશાથી મેં તને ઉપનયન સંસ્કાર થયા પછી આજ દિન સુધીમાં સત્તર વર્ષ તો મહાકષ્ટે કાઢ્યાં છે[૪૫]– તોપણ છેવટે તો મારે દુઃખ ને દુઃખ જ રહ્યું! હે રાઘવ! લાંબા કાળથી દુઃખમાં રહીને છેક વૃદ્ધ થયેલી હું હવે શોક્યોએ કરેલા તિરસ્કારને સહન કરી શકું એમ નથી.[૪૬] વળી હે પુત્ર! એ દુઃખ ઉપરાંત, તારા પૂર્ણિમાના ચંદ્ર સરખા મુખારવિંદનું દર્શન નહિ થવાથી કૃપણતાને પામેલી હું કેમ કરી જીવન ધારણ કરી શકીશ?[૪૭] હે વત્સ! આ જગતમાં મારા જેવી ભાગ્યહીન સ્ત્રી કોણ હશે? અરે, અનેક પ્રકારના ઉપવાસો, વ્રતો અને દેવપૂજન વગેરે પરિશ્રમ વેઠી દુઃખ વડે તને ઉછેરી મોટો કર્યો; પરંતુ આજે તું વનમાં જવાથી તે સઘળું વ્યર્થ જશે[૪૮] હાય! આટલું બધું દુઃખ પ્રાપ્ત થયા છતાં પણ મારું હૃદય, જેમ વર્ષાઋતુમાં નવા જળના વેગથી નદીના કિનારા ભેદાઈ જાય છે તેમ ભેદાઈ જતું નથી; એથી હું માનું છું કે, મારું હૃદય વજ્ર સમાન છે![૪૯] હાય! વિધાતા-

* આ સ્થળે રામાયણના સંસ્કૃત ટીકાકારો રામચંદ્રના વય સંબંધી જુદી જુદી કલ્પનાઓ કરી ભિન્ન ભિન્ન મત દર્શાવે છે, એથી જોઈએ તેવો નિર્ણય મળતો નથી; પરંતુ એક રીતે આ કલ્પના ઠીક જણાય છે. વિશ્વામિત્ર મુનિ તેડવા આવ્યા તે વખતે રામચંદ્રનું વય સોળ વર્ષમાં કાંઈક ઓછું અને પૂરાં સોળ વર્ષ થતાં જાનકી સાથે લગ્ન ત્યાર પછી બાર વર્ષ સુધી તેમણે અયોધ્યામાં રહી સુખ ભોગવ્યું એ વેળાએ દશરથે રામચંદ્રને યુવરાજપદે સ્થાપવાની ઇચ્છા કરી એટલે તે સમયે રામચંદ્રનું વય અઠ્ઠાવીસ વર્ષનું હોવું જોઈએ હવે 'एकादशे राजन्यम्' એ વચન પ્રમાણે અગિયારમે વર્ષે રામચંદ્રને ઉપનયન સંસ્કાર કરવામાં આવેલો, જેથી ઉપનયનસમયના અગિયારમા વર્ષમાં સત્તર વર્ષ ઉમેરતાં રામચંદ્રનું અઠ્ઠાવીસ વર્ષનું વય સમજાઈ રહે છે; તેથી જ કૌશલ્યાએ અહીં ઉપનયનસમયના વર્ષથી સત્તર વર્ષ કહ્યાં છે. વનમાં ગયા પછી રામચંદ્રે દશ વર્ષ જુદા જુદા ઋષિઓના આશ્રમોમાં ગાળ્યા અને ત્રણ વર્ષ પંચવટીમાં રહ્યા તે અરસામાં રાવણે સીતાનું હરણ કર્યું; આ ગણતરી પ્રમાણે જોતાં વનવાસના છેલ્લા વર્ષમાં રાવણને હણી સીતાને લઈ અયોધ્યામાં આવતી વેળા રામચંદ્રનું વય ૪૨ વર્ષનું હોવું જોઈએ. ઉપરની ગણતરી નીચેના કોષ્ટક પરથી સ્પષ્ટ સમજાશે:

| | |
|---|---|
| લગ્નસમયે | ૧૬ |
| લગ્ન થયા પછી રાજ્યમાં નિવાસ | ૧૨ |
| વનવાસમાં | ૧૪ |
| અયોધ્યામાં આવતાં રામચંદ્રનું વય | ૪૨ |

જોકે ઉમરની ગણતરી રામાયણમાં સઘળે સ્થળે મળતી આવતી નથી, તોપણ જે જે સ્થળે સીતા વગેરેનાં વચનોથી સંશય ઊપજે છે, તે તે સ્થળે પ્રસંગભેદ, અર્થભેદ કે અધિકારીભેદથી સમજીને સમાધાન કરવું ઉચિત છે.

એ મારે માટે મરણ જ નિર્મ્યું નહિ હોય અથવા તો યમલોકમાં પણ મારે માટે જગ્યા નહિ હોય, નહિ તો હું જે અસહ્ય દુઃખને લીધે રુદન કરી રહી છું તેને સિંહ જેમ હરિણીને લઈ જાય તેમ કાળ કેમ લઈ જતો નથી ?[50] અહો ! હવે મને બરાબર નિશ્ચય થયો કે, આ મારું હૃદય લોહથી જ બનેલુ છે. જો એમ ન હોય તો તારા વનવાસ જવાના સમાચાર સાભળતા જ તે પૃથ્વી પર પછ ડાઈને કેમ ફાટી ન ગયુ ! અહો ! આવું ભારે દુઃખ પડવા છતા પણ આ દેહ નાશ પામતો નથી; પરંતુ તે દુઃખને સહન કરી રહ્યો છે. એથી સમજાય છે કે કાળ આવ્યા વિના પ્રાણીનું મરણ થતું નથી ! અરેરે ! પુત્રસુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મેં જે અનેક વ્રત, દાન, નિયમ તથા તપ કર્યાં, તે સઘળાં ઉખર (ખારાપાટની) પૃથ્વી પર વાવેલાં બીજની પેઠે આજે નિષ્ફળ નીવડ્યાં છે. હાય, મહાદુઃખથી પીડાતો કોઈ પણ મનુષ્ય જો યદૃચ્છાએ અકાળ મરણ પામી પોતાના દુઃખમાંથી મુક્ત થતો હોત, તો તારા ભાવિ વિયોગદુઃખથી વત્સ વિનાની ગાયની પેઠે પીડાતી હું પણ સત્વર યમલોકમાં જઈ કંઈક સુખી થાત. હે ચંદ્ર સમાન મુખવાળા રામ ! તારા વિનાનું મારું અપવિત્ર જીવન વૃથા છે; માટે દુર્બળ ગાય જેમ સ્નેહને લીધે પોતાના વત્સની પાછળ જાય, તેમ હું તારી પાછળ વનમા જ આવીશ.[51–54]

એ પ્રમાણે વિલાપ કરતા મહારાણી કૌશલ્યા પોતાની શોક કૈકેયીએ ઉપજાવેલા ભાવિ રામવિયોગરૂપ મહાદુઃખને સહન નહિ કરી શકવાથી મોટા સંતાપને પ્રાપ્ત થયા અને પોતાના પુત્ર રામચંદ્રને સત્ય વચનરૂપ પાશમા બંધાયેલા જોઈ કિન્નરીની પેઠે વિલાપ કરવા લાગ્યાં.[55]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૨૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૧ મો

### કૌશલ્યા અને રામ–લક્ષ્મણનો સંવાદ

तथा तु विलपन्तीं तां कौशल्यां राममातरम् ।
उवाच लक्ष्मणो दीनस्तत्कालसदृशं वचः ॥

કૌશલ્યાને વિલાપ કરતાં જોઈ અત્યંત દીન થઈ ગયેલા લક્ષ્મણે સમયને અનુસરી કહ્યું :[1] 'હે પૂજ્ય માતા ! મારા મોટા ભાઈ રામચંદ્ર રાજ્યલક્ષ્મીનો ત્યાગ કરી વનમાં જાય એ મને પણ રુચતું નથી. વળી વૃદ્ધ છતાં પણ વિષયોમાં ઘેરાઈ રહેલા અને વિપરીત ભાવને પામેલા અમારા પિતા દશરથ રાજા સ્ત્રીના વચનને વશ થઈ તેની જ પ્રેરણાથી આવી અનુચિત આજ્ઞા કરે છે તે શું યોગ્ય ગણાય ? કદી પણ નહિ,[2,3] રામચંદ્રે કદી પણ પિતાનો અપરાધ કર્યો હોય કે પ્રજાવધ આદિ પાતક કર્યું હોય, એવું મારા જાણવામાં નથી; છતાં પિતા તેમને શા કારણથી વનમાં મોકલે છે એ સમજાતું નથી.[4] રામચંદ્રે પરિત્યાગ કર્યો હોય અને તેમના ઉપર અત્યંત શત્રુવટ રાખતો હોય તેવો કોઈ પણ પુરુષ મારા જોવામાં આવ્યો નથી, કે જે તેમની પાછળ પણ તેમના સંબંધમાં દોષ બોલતો હોય ![5] અહો ! દેવતાના જેવા શુદ્ધ અને સરળ સ્વભાવવાળા જિતેન્દ્રિય રામચંદ્ર કે જે શત્રુઓ ઉપર પણ સ્નેહ રાખનારા છે એવા ઉત્તમ પુત્રનો મહારાજા દશરથ સિવાય બીજો કયો ધર્મજ્ઞ પુરુષ વિનાઅપરાધે ત્યાગ કરે ?[6] તેમ જ બુદ્ધિભ્રષ્ટ થયેલા રાજાનાં આવા અયોગ્ય વચનોને રાજનીતિ જાણનારો કયો પુત્ર પોતાના હૃદયથી માન્ય પણ કરે ?[7] (એ પ્રમાણે કૌશલ્યા માતા પ્રત્યે કહીને, પછી મહાત્મા લક્ષ્મણ રામચંદ્ર પ્રત્યે નીચે પ્રમાણે કહેવા લાગ્યા :)

'હે આર્ય ભ્રાતા ! મારી એક વિનતિ છે, તમે તે સાંભળો. આપણા પિતા દશરથ રાજાની અનુમતિથી કૈકેયીએ તમને વનમાં જવાની જે આજ્ઞા આપી છે, તેને જ્યા સુધી કોઈ પણ મનુષ્યે જાણી નથી તેટલામાં આ ચાલતા મુહૂર્તમા જ તમે મારી સહાયથી પોતાનો રાજ્યાભિષેક કરી લઈ

રાજ્યને સ્વાધીન કરી લો.[૮] હે રાઘવ ! હું તમારું રક્ષણ કરવા માટે હાથમાં ધનુષ ગ્રહણ કરી તમારી પાસે ઊભો રહું અને હે રામ ! જ્યાં તમે કાળની પેઠે યુદ્ધ કરવા માટે સજ્જ થાઓ ત્યા તમારા કરતાં વધારે પરાક્રમ કરવામા કોણ સમર્થ છે ?[૯] હે મનુષ્યોમાં શ્રેષ્ઠ રામ ! કદાચ કોઈ મનુષ્ય વિરુદ્ધ પક્ષમાં મળીને તમારું અપ્રિય કરવા તૈયાર થશે. તો હું આખી અયોધ્યા નગરીને મારા તીક્ષ્ણ બાણો વડે મનુષ્ય વગરની કરી મૂકીશ.[૧૦] હે રામ ! ભરતનો પક્ષ કરનાર અથવા તો તેના હિતેચ્છુ મિત્ર વગેરે જે કોઈ તમારી વિરુદ્ધમાં હશે, તે સર્વનો હું વધ કરીશ; કારણ કે જે સુંવાળા સ્વભાવનો કે નમ્ર હોય છે તેનો બધા તિરસ્કાર કરે છે માટે આ સમયે જો આપણે કોમળપણું રાખીશું તો આપણો પરાભવ થશે.[૧૧] હે આર્ય ! આપણા પિતા દશરથ રાજા જો કદાચ કૈકેયીની જ ઉશ્કેરણીથી આપણા શત્રુરૂપે સામા થશે, તો આપણે તેમને અવશ્ય કેદ કરીશું, અથવા ( કાંઈ પણ નહિ ચાલે ) તો છેવટે હણીશું.[૧૨] હે ભ્રાતા ! એમ કરવામાં આપણને કાંઈ પણ પાતક લાગે એમ નથી; કેમ કે–

**गुरोरप्यवलिप्तस्य कार्याकार्यमजानतः ।**
**उत्पथप્રતિपन्नस्य कार्यं भवति शासनम् ॥**

'હું સર્વનો ગુરુ છું, મને કોણ કહેનાર છે અને માત્ર મારું તો વચન જ પ્રમાણરૂપ છે !' એવા અભિમાનથી ઘેરાયેલો હોવાને લીધે, કરવા યોગ્ય કે ન કરવા યોગ્ય કાર્યોને નહિ જાણનારો અને અવળા માર્ગે ચઢી જનાર દુરાચરણી બનેલો પુરુષ જો ગુરુ હોય તોપણ તેને શિક્ષા કરવી, એવું ધર્મશાસ્ત્રમાં કહેલું છે.[૧૩] હે પુરુષોમાં શ્રેષ્ઠ રામચંદ્ર ! 'જ્યેષ્ઠ પુત્ર જ યુવરાજપદને યોગ્ય છે' એ ન્યાયદૃષ્ટિએ જોતા તો આ રાજ્ય તમને સ્વતઃ પ્રાપ્ત થઈ ચૂકેલું જ છે, છતા મને કહો તો ખરા કે, મહારાજા દશરથ કયા ધર્મશાસ્ત્રને અનુસરીને અથવા કયા કારણને લીધે કિંવા કયા બળનો આશ્રય કરીને તમારા અધિકારવાળું રાજ્ય કૈકેયીને આપવા ઇચ્છે છે ?[૧૪] હે શત્રુદમન રામ ! ભલે ગમે તેમ હો, પરંતુ તમારી અને મારી સાથે મોટું વેર બાંધીને તમારા અધિકારનું રાજ્ય ભરતને આપવાની દશરથ રાજાની કઈ શક્તિ છે ?[૧૫]

(એટલું રામચંદ્રને કહીને વળી લક્ષ્મણે કૌશલ્યા માતા પ્રત્યે કહ્યું કે : )

હે દેવી ! હું મારા સત્ય, ધનુષ, દાન–પુણ્ય અને ઇષ્ટના શપથ લઈ કહું છું કે, મારું અંતઃકરણ યથાર્થ રીતે શુદ્ધ ભાવથી મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર પર અનુરાગવાળું છે.[૧૬] તેથી જો કદાચ મારા પ્રાણપ્રિય રામચંદ્રને અરણ્યમાં કે પ્રજ્વલિત અગ્નિમા પ્રવેશ કરવો પડશે, તો હે દેવી ! હું તેમના પૂર્વે જ તેમ કરીશ. એમ તમારે નિશ્ચય જાણવું. હે માતાજી ! જેમ સૂર્ય ઉદય પામીને અંધકારનો નાશ કરે છે, તેમ હું મારા પરાક્રમ વડે તમારાં સર્વ દુઃખનો એક ક્ષણમાત્રમા નાશ કરીશ. તેને તમે (કૌશલ્યા), રામચંદ્ર અને બીજાં પણ સર્વ મનુષ્યો જુઓ.[૧૭,૧૮] વળી કૈકેયીમાં જ આસક્ત થવાથી રાંક અને અવિવેકી બનેલા ને ઘડપણને લીધે નિર્બળભાવને પ્રાપ્ત થયેલા મારા વૃદ્ધ પિતાનો હું અવશ્ય નાશ કરીશ.[૧૯]

મહાત્મા લક્ષ્મણના વચન સાંભળી શોકને લીધે રુદન કરતાં મહારાણી કૌશલ્યા રામચંદ્રને કહેવા લાગ્યાં :[૨૦] 'હે પુત્ર ! આ તારા ભાઈ લક્ષ્મણનાં વચન તેં સાંભળ્યાં ? તે જો તને રુચતાં હોય તો તેમ કર.[૨૧] હે પુત્ર ! મારી શોક કૈકેયીનાં અધર્મયુક્ત વચન સાંભળી ઊપજેલા શોક વડે સંતાપ પામેલી આ તારી વૃદ્ધ માતાનો ત્યાગ કરી તું વનમાં જવા યોગ્ય નથી. હે ધર્મજ્ઞ પુત્ર ! તું ધર્માચરણ કરવા જ ઇચ્છતો હોય તો તું અહીં મારી પાસે જ રહે અને મારી સેવા કરી ઉત્તમોત્તમ ધર્મનું આચરણ કર.[૨૨,૨૩] હે પુત્ર ! પૂર્વે કશ્યપ મુનિના પુત્ર ઇંદ્રે પોતાના ઘરમાં રહીને માતાની સેવા કરી હતી અને માતૃસેવા રૂપ તપશ્ચર્યાને લીધે તે સ્વર્ગલોકમાં જઈને ઉત્તમ પ્રજાપતિપણાને પ્રાપ્ત થયો છે.[૨૪] હે વત્સ ! તને તારા પિતા જેટલા પૂજ્ય છે તે કરતાં હું દશગણી

પૂજ્ય છું; માટે હું જ તને આજ્ઞા કરું છું કે, મને અહીં મૂકી તારે વનમાં જવું નહિ.[૨૫] જો મને તારો વિયોગ થાય તો પછી મારે મારા જીવિત કે સુખનું પણ શું પ્રયોજન છે? તારા વિના મારું જીવવું એ મરણ સમાન જ છે અને સુખ પણ દુઃખરૂપ જ છે; માટે હું આગ્રહપૂર્વક કહું છું કે, જો તું વનમાં જઈશ તો હું પણ તારી સાથે જ આવીશ. તારી સાથે વનમાં રહેતાં કદાચ મારે તૃણભક્ષણ કરવું પડશે, અર્થાત્ એવા સંકટનો સમય આવશે તોપણ મને સુખ રહેશે.[૨૬] આટલું કહેવા છતાં પણ જો તું શોકપીડિત એવી મને તજી વનમાં જઈશ તો હું અન્નપાન ગ્રહણ કર્યા સિવાય અહીં જ બેસી રહીશ અને મારા જીવિતનો ત્યાગ કરીશ. હે પુત્ર! જો એમ થશે તો નદીઓનો પતિ સમુદ્ર જેમ અધર્મને લીધે બ્રહ્મહત્યાને પ્રાપ્ત થવા યોગ્ય નરકનાં દુઃખને પામ્યો હતો;× તેમ તું પણ જગપ્રસિદ્ધ અપકીર્તિરૂપ નરકને પ્રાપ્ત થઈશ.[૨૭,૨૮]

પછી અત્યંત દીનપણે વિલાપ કરતાં પોતાની માતા કૌશલ્યાનું આશ્વાસન કરતાં ધર્માત્મા રામચંદ્રે ધર્મયુક્ત વચન કહ્યું: 'હે માતા! આ વેળાએ મારા ઉપર બન્ને તરફથી સંકટ આવી પડ્યું છે; માટે શું કરું? જો પિતાનું વચન પાળું છું તો તમને દુઃખ થાય છે અને તમારું પ્રિય કરું છું તો પિતાની આજ્ઞા ન પાળવારૂપ મોટો અધર્મ પ્રાપ્ત થાય છે. માટે હે જનની! હું મસ્તક વડે તમારા ચરણમાં પ્રણામ કરી કહું છું કે, તમે પ્રસન્ન થાઓ અને મને વનમાં જવાની આજ્ઞા આપો. મારા પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની શક્તિ મારામાં નથી. હે માતા! વિચાર તો કરો કે પૂર્વે વનમાં રહેનારા 'કંડુ' નામના ઋષિ કે જે મહાન વિદ્વાન હતા છતાં તેમણે પિતાનું વચન પાળવા માટે ધર્મ વિરુદ્ધ હોવા છતાં પણ ગોહત્યા કરી હતી.[૨૯-૩૧] વળી આપણા સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા સગર રાજાના પુત્રોએ પોતાના પિતાની આજ્ઞાથી આખી પૃથ્વીને ખોદતા બ્રાહ્મણ-(કપિલ મુનિ)ના ક્રોધથી પોતાનો જ વધ કરાવ્યો હતો; અર્થાત્ પોતાનો પ્રાણ ખોઈને પણ પિતાનું વચન પાળ્યું હતું.[૩૨] વળી તપોવનમાં રહેનારા જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામે પોતાના પિતાની આજ્ઞા થવાથી પોતાની જનની રેણુકાનો પરશુ વડે પોતાના હાથે વધ કર્યો હતો.[૩૩] હે માતા! પૂર્વકાળમાં થયેલા એ કંડુ ઋષિ વગેરે અનેક મહાત્માઓ કે જેઓ દેવ સમાન હતા, તેઓએ પણ પોતાના પિતાની આજ્ઞા પ્રમાણે જ વર્તન કરેલું છે; માટે હું પણ અડગ રહીને પિતાની આજ્ઞાનું પાલન કરીશ.[૩૪] હે દેવી! કોઈ પણ ઉપાય વડે પુત્રે પિતાની આજ્ઞાનું પાલન કરવું જોઈએ, એ શાસ્ત્રનિયમ પ્રમાણે વર્તવાને હું એકલો કાંઈ આજે જ પ્રવૃત્ત થતો નથી; અથવા તમારાથી પ્રતિકૂળ વર્તીને હું કાંઈ પિતાની આજ્ઞા પાળવારૂપ નવીન ધર્મ પ્રવર્તાવતો નથી; પરંતુ હમણાં મેં તમને પૂર્વના જે મહાન પુરુષોનાં નામો કહી સંભળાવ્યાં, તેઓએ જે માર્ગ ચલાવ્યો છે તેને જ હું મારું કર્તવ્ય સમજી અનુસરું છું. હે માતા! આ ભૂલોકમાં પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનારો પુરુષ કોઈ પણ પ્રકારે દૂષિત થતો નથી.[૩૫-૩૭]

એ પ્રમાણે માતા કૌશલ્યાને કહીને બોલવામાં ચતુર તથા ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું:[૩૮] 'હે લક્ષ્મણ! મારા પરના તારા ઉત્તમોત્તમ સ્નેહને તથા તારાં પરાક્રમ, બળ અને અસહ્ય તેજને હું સારી રીતે જાણું છું; તું સર્વ કાંઈ કરવાને સમર્થ છે.[૩૯] હે ઉત્તમ લક્ષ્મણ-

---

* મનુ ભગવાન કહે છે કે:

'उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।
पितुर्दशगुणं माता गौरवेणातिरिच्यते॥'

ઉપાધ્યાય કરતાં આચાર્યનું, આચાર્ય કરતાં પિતાનું અને પિતા કરતાં માતાનું ગૌરવ દશગણું છે'

× પૂર્વે કોઈક કલ્પમાં સમુદ્રે માતાને દુઃખ આપ્યું હતું; તેથી 'પિપ્પલાદ' નામના બ્રહ્મર્ષિએ સમુદ્રે કરેલા અપરાધની શિક્ષા માટે એક કૃત્યા ઉત્પન્ન કરીને તેની પાછળ મૂકી હતી, તેથી સમુદ્ર નરકવાસ તુલ્ય મહાન દુઃખ પામ્યો હતો એવી કથા પુરાણમાં છે. તિ. ટી.

વાળા સૌમિત્રી! મારી માતા કૌશલ્યાને મારા વનવાસના સમાચાર સાંભળવાથી જે મહાભયંકર દુઃખ થઈ આવ્યું છે, તેનું કારણ માત્ર એટલું જ છે કે, તેમણે સત્યરૂપ ધર્મનું રહસ્ય યથાર્થ રીતે જાણેલું નથી.[૪૦] આ લોકમાં ધર્મ એ જ સર્વોત્તમ છે, ધર્મમાં જ સત્ય રહેલું છે અને ઉત્તમોત્તમ પિતાની આ આજ્ઞા પણ ધર્મરૂપ છે.[૪૧] હે વીર! ધર્મનો આશ્રય કરનારા પુરુષે પિતા, માતા અથવા બ્રાહ્મણનાં વચન પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા લઈને પછી તે નિષ્ફળ કરવી યોગ્ય નથી;[૪૨] માટે હે વીર લક્ષ્મણ! સત્ય ધર્મને જ શ્રેષ્ઠ માનનારો હું આપણા પિતાના કહેવાથી કૈકેયીએ મને આપેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરવા સમર્થ નથી;[૪૩] અને તું પણ મારો અનુવર્તી હોવાથી આવી ક્ષાત્ર-ધર્મવાળી– ઉગ્ર બુદ્ધિનો આશ્રય કરવા યોગ્ય નથી; માટે એવી તીક્ષ્ણતાનો× ત્યાગ કરી મારા વિચારને મળતો થા.[૪૪]

ભ્રાતૃસ્નેહને લીધે લક્ષ્મણને એવો ઉપદેશ કરી રામચંદ્રે પુનઃ પણ પોતાની માતા કૌશલ્યા પ્રત્યે હાથ જોડી તથા મસ્તક વડે નમન કરી કહ્યું:[૪૫] 'હે દેવી! હું તમને મારા પ્રાણના શપથ આપી કહું છું કે. તમે વનમાં જવાની આજ્ઞા આપો અને કોઈ પણ પ્રકારે હરકત નહિ કરતાં પ્રસ્થાન સમયે જે કાંઈ માંગલિક કર્તવ્ય હોય તે કરો.[૪૬] હે જનની! પૂર્વે જેમ રાજર્ષિ યયાતિ સ્વર્ગમાંથી ભૂમિ પર પડ્યા પછી પુનઃ સ્વર્ગમાં ગયો હતો, તેમ હું પણ મારા પિતાની આજ્ઞા પ્રમાણે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને (ચૌદ વર્ષ વીત્યા પછી) વનમાંથી પુનઃ અયોધ્યા નગરીમાં આવીશ. હે માતા! તમે કાંઈ પણ શોક કરશો નહિ. મારા પિતા મારા ગયા પછી શોકથી દુઃખી ન થાય તેમ કરજો. તમે નિશ્ચય રાખજો કે હું પિતાનું વચન સત્ય કરીને વનવાસમાંથી પાછો તમારી પાસે આવીશ.[૪૭,૪૮] હે જનની! તમારે તો શોક કરવો યોગ્ય જ નથી; કેમ કે તમારે, મારે, સીતાએ, લક્ષ્મણે અને સુમિત્રાએ તો મારા પિતાની આજ્ઞામાં જ રહેવું, એવો સનાતન ધર્મ છે.[૪૯] માટે હે માતા! રાજાએ મને રાજ્યાભિષેક કરવા માટે તૈયાર કરેલાં સાહિત્યો સંબંધી કાંઈ પણ વિચાર ન કરતાં પોતાના હૃદયના દુઃખને દૂર કરી તમે વનવાસમાં જવાની મારી ધાર્મિક બુદ્ધિને માન્ય કરો, અર્થાત્ મને વનમાં જવાની આજ્ઞા આપો.'[૫૦]

રામચંદ્રનાં ધર્મયુક્ત, ભયરહિત અને ધૈર્ય-વાળાં વચનો સાંભળવા છતાં પણ શોકને લીધે કૌશલ્યા મૂર્ચ્છિત થઈ ગયાં. પછી થોડીક વારે સચેત થઈ પુનઃ તે કહેવા લાગ્યાં:[૫૧] 'હે પુત્ર! તને તારા પિતા જેમ પૂજ્ય છે, તેમ પાલન–પોષણ વગેરે ધર્મ તથા પિતાથી વિશેષ સ્નેહવાળી હોવાથી હું પણ પૂજ્ય છું; માટે હજી પણ હું તને વનમાં જવાની આજ્ઞા આપતી નથી, એટલે તું અત્યંત દુખિયારી એવી મને તજીને વનમાં જવાને યોગ્ય નથી. હે વત્સ! મારે તો એક મુહૂર્ત માત્ર પણ તારી સમીપ રહેવું એ જ શ્રેયસ્કર છે. જો તું ન હોય તો મારે મારા જીવિતથી, ઇતર સંબંધી-વર્ગથી, દેવો અથવા પિતૃઓના પૂજનથી, મોક્ષના સાધનરૂપ તત્ત્વજ્ઞાનથી કે સઘળા જીવલોકથી પણ શું પ્રયોજન છે? કાંઈ જ નહિ.'[૫૨,૫૩]

માતાનો કરુણાજનક વિલાપ સાભળી રામચંદ્ર અંધકારમા ઊંબાડિયાથી દાઝેલા હાથની પેઠે પુનઃ અત્યત સતાપ પામ્યા; પરંતુ પોતાના ધાર્મિક વિચારને કિંચિત્ પણ નહિ બદલતા તેમણે પોતાની શોકાકુલ માતાને અને અત્યંત સંતાપને લીધે મૂર્ચ્છિત સરખા થયેલા લક્ષ્મણને તે સમયે જેવાં કહેવાં ઘટે તેવાં ધર્મયુક્ત વચનો કહેવા માંડ્યાં. રામચંદ્રે કહ્યું: 'હે લક્ષ્મણ! મારા પરના તારા

– પોતાને પ્રાપ્ત થનાર રાજ્યમાં વિઘ્ન કરનારનો નાશ કરવો, એવો ક્ષત્રિયોનો ધર્મ છે પછી તે વિઘ્ન કરનાર ભલે પોતાનો પિતા અથવા ભ્રાતા વગેરે કોઈ પણ હોય; પરંતુ તેનો વધ જ કરવો, એવો ઉગ્ર ક્ષત્રિયધર્મ છે.

× રજોગુણ અને તમોગુણની વિશેષતા હોવાથી ક્ષત્રિય-ના સ્વભાવને ઉગ્ર અથવા તીક્ષ્ણ કહ્યો છે.

પ્રેમને તથા શત્રુઓનું દમન કરનારા તારા પરાક્રમને હું સારી રીતે જાણું છું. છતાં માતા અને તું ધર્મ પ્રમાણે જ વર્તવાના મારા અભિપ્રાયને જાણ્યા સિવાય, મને દુઃખ થાય તેવી રીતે બોલી વારંવાર પીડિત કરો છો—એ યોગ્ય નથી.[૫૪–૫૬] હે વીર! જગતમાં ધર્મ સમાન બીજું કાંઈ પણ નથી. આ મનુષ્યજન્મમાં જે ધર્મ, અર્થ અને કામ પ્રાપ્ત થાય છે, તે પણ પૂર્વજન્મમાં કરેલા ધર્મનું જ ફળ છે. જેમ પતિના અભિપ્રાય પ્રમાણે વર્તનારી પુત્રવાળી સ્ત્રી પોતાના પતિને અતિથિપૂજન આદિ ધર્મસાધન, સુખભોગ આદિ કામસાધન અને પરલોકપ્રાપ્તિરૂપ અર્થસાધનને સિદ્ધ કરી આપે છે, તેમ ધર્મ પણ પૂર્વોક્ત ત્રણે પુરુષાર્થોને સિદ્ધ કરે છે, એ નિઃસંદેહ છે.[૫૭] વળી શાસ્ત્રમા કહ્યું છે:

यस्मिंस्तु सर्वे स्युरसंनिविष्टा धर्मो यतः स्यात्तदुपक्रमेत । द्वेष्यो भवत्यर्थपरो हि लोके कामात्मता खल्वपि न प्रशस्ता ॥

જે કાર્યમાં ધર્મ વગેરે ત્રણ પુરુષાર્થો ન હોય તેનો આરંભ જ કરવો નહિ. કદાચ કોઈ કાર્યમા એકલો ધર્મ હોય અને બીજા બે (અર્થ અને કામ) ન હોય, તોપણ તેનો આરંભ કરવો; કેમ કે ધર્મથી અર્થ અને કામ સ્વયમેવ આવી મળે છે. એકલા અર્થવાળા કે એકલા કામવાળા કાર્યનો તો કદી આરંભ જ કરવો નહિ; કેમ કે કેવળ અર્થમા જ તત્પર રહેનારો પુરુષ જગતમાં દ્વેષનું પાત્ર બને છે; અને કેવળ કામવાસનાવાળો પુરુષ નિંદાને પ્રાપ્ત થાય છે.[૫૮] માટે હે લક્ષ્મણ! પોતાને વિદ્યા ભણાવનાર ગુરુ, રાજા, પિતા અને વૃદ્ધજન ક્રોધથી, હર્ષથી કે કોઈ પણ પ્રકારની અભિલાષાથી જે કંઈ કાર્ય કરવાની આજ્ઞા આપે, તે ધર્મ જાણીને માન્ય કરવી. જગતમા એવો કયો નીચ વૃત્તિવાળો પુરુષ છે કે જે પૂર્વોક્ત ગુરુ વગેરેની આજ્ઞા પ્રમાણે ન વર્તે?[૫૯] માટે હે તાત! હું પિતાની આજ્ઞાને સંપૂર્ણ રીતે પાળીશ, તેમાં તારે દુઃખી થવું યોગ્ય નથી. દશરથ રાજા આપણા બંનેના ગુરુ છે તેથી આપણે તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું જ જોઈએ; તેમ જ માતા કૌશલ્યાએ પણ તેમની આજ્ઞામાં જ રહેવું જોઈએ; કારણ કે સ્ત્રીઓને પોતાનો પતિ એ જ પરમ ગતિરૂપ છે અને તેની સેવા એ જ પરમધર્મ છે.[૬૦] અતિશય પુત્રસ્નેહને લીધે માતા કૌશલ્યા મારી સાથે વનમાં આવવા ઇચ્છે છે; પરંતુ જ્યાં સુધી પોતાના સત્ય વચનરૂપ ધર્મનુ પ્રતિપાલન કરનારા દશરથ રાજા વિદ્યમાન છે, ત્યાં સુધી તેમણે પોતાના પ્રિય પુત્રનો ત્યાગ કરીને પણ તેમની પાસે જ રહેવું જોઈએ. જેમ વિધવા સ્ત્રી પોતાના પુત્રની પાછળ જાય, તેમ તેણે રાજાનો ત્યાગ કરી મારી સાથે વનમાં આવવું યોગ્ય નથી.'[૬૧]

લક્ષ્મણ પ્રત્યે એટલું કહીને પછી રામચંદ્રે પોતાની માતા કૌશલ્યાને કહ્યું: 'હે જનની! તમે મને વનમા જવાની આજ્ઞા આપો અને જેમ યયાતિ રાજા સત્ય ધર્મ વડે પુનઃ સ્વર્ગમાં ગયો હતો, તેમ ચૌદ વર્ષ પૂરાં થતાં હું પુનઃ આનંદપૂર્વક પાછો આવું તેવી રીતનાં મંગલ કૃત્યો કરીને મને પ્રયાણ કરાવો.[૬૨] હે માતા! હું કેવળ અધર્મરૂપ રાજ્યમાં લોભાઈને પિતાની આજ્ઞા પાળવાથી પ્રાપ્ત થનારી મોટી કીર્તિનો ત્યાગ કરવા સમર્થ નથી. હે દેવી! જીવન કાંઈ શાશ્વત નથી, તો તેને માટે ધર્મથી વિરુદ્ધ વર્તી તુચ્છ રાજ્યસુખને હું ઇચ્છતો નથી.'[૬૩]

એ પ્રમાણે પોતાના ધૈર્યબળનો આશ્રય કરી દંડકારણ્યમાં જવાને ઇચ્છતા પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર પોતાની માતાનું આશ્વાસન કરીને તથા તેની પ્રદક્ષિણા કરીને અને પોતાના નાના ભાઈ લક્ષ્મણને સ્વસંમત× ધર્મરહસ્યનો ઉપદેશ કરીને, ત્યાંથી વિદાય થવાનો વિચાર કરવા લાગ્યા.[૬૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૨ મો

### દૈવનો પ્રભાવ અને લક્ષ્મણનું સાંત્વન

अथ तं व्यथया दीनं सविशेषममर्षितम् ।
सरोषमिव नागेन्द्रं रोषविस्फारितेक्षणम् ॥ १ ॥

રામચંદ્રના રાજ્યાભિષેકમાં વિઘ્ન થવાથી ઉત્પન્ન

× પોતે માન્ય કરેલો ધર્મ.

થયેલા દુઃખને લીધે દીન થઈ ગયેલો અને રામચંદ્ર ઉપર સર્વથી અધિક પ્રેમવાળો લક્ષ્મણ પોતાના ક્રોધને શમાવી શક્યો નહિ. તેના નેત્ર ચડી ગયા અને ક્રોધ પામેલા હાથીની પેઠે તે નિઃશ્વાસ નાખવા લાગ્યો.[૧] પોતાના પ્રિય ભાઈ લક્ષ્મણને દુઃખ અને ક્રોધથી યુક્ત થયેલો જોઈ ધૈર્ય વડે પોતાની માનસિક વ્યથા જણાવા નહિ દેતાં રામચંદ્ર તેને સંબોધી કહેવા લાગ્યા : ' હે પ્રિય ભ્રાતા લક્ષ્મણ! તારે પ્રાકૃત મનુષ્યની પેઠે નિરર્થક ક્રોધ કે શોક કરવો યોગ્ય નથી. હવે તો તું મારા કહેવાથી ધૈર્ય રાખી તારા ક્રોધ તથા શોકનું નિયમન કર. મારે વનવાસમાં જવાનું થયું એનો વિચાર કરી તું દુઃખી થા નહિ; પરંતુ પ્રતિજ્ઞા સત્ય થવાથી આપણા પિતાને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે, એમ ધારી હર્ષયુક્ત થા. મને રાજ્યાભિષેક કરવા માટે પિતાએ તૈયાર કરાવેલાં સર્વ સાહિત્યોને દૂર કરીને હવે તું સત્વર મારે વનમાં જવા માટેની તૈયારીઓ કર[૨-૪] હે લક્ષ્મણ! મારો રાજ્યભિષેક કરવા માટે જે ઉતાવળ કરવામાં આવે છે, તે હવે મારા વનવાસગમનના કાર્યમાં બદલાઈ જવી જોઈએ, અર્થાત્ રાજ્યભિષેકની ઉતાવળ ન કરતાં મારે વનવાસ જવાની તૈયારી થાય એવી વ્યવસ્થા કર! હે સુમિત્રાનંદન! તારે આપણી માતા કૈકેયી કે જે મારા રાજ્યાભિષેકના સમાચાર સાભળી અત્યંત પરિતાપ પામેલી છે, તેને મારા વનમા જવા વિષે કોઈ પણ પ્રકારની શંકા ન આવે એમ કરવું ઉચિત છે, કેમ કે તેના મનમાં ઊપજેલી શંકારૂપ દુઃખને હું એક મુહૂર્ત માત્ર પણ સહન કરી શકું એમ નથી.[૫-૭] હે લક્ષ્મણ! મેં પિતાનું કે માતાઓનું, જાણતા કે અજાણતાં કદી પણ અપ્રિય કર્યું હોય એવું મને સાભરતું નથી[૮] વળી સત્ય પરાક્રમવાળા અને સત્ય પ્રતિજ્ઞાવાળા આપણા પિતા દશરથ રાજા પણ 'જો રામ આજે જ વનમા નહિ જાય તો મારું વચન અસત્ય થશે અને, તેને લીધે પરલોકમા મારી દુર્ગતિ થશે.' એવા વિચારથી બહુ ભય પામે છે; માટે જેમ કરવાથી તે નિર્ભય થાય તેમ સત્વર મને વનમા જવાની તૈયારી કરાવ.[૯] હે લક્ષ્મણ! જો આપણે આ રાજ્યાભિષેકનાં કાર્યો બંધ રખાવીને મારા વનવાસ વિષે તૈયારી નહિ કરાવીએ. તો પોતાનું વચનભંગ થવાના ભયથી મહારાજા અત્યંત પરિતાપ પામશે અને તેવું જોઈને 'જે પુત્રથી પિતાને દુઃખ થાય તે પુત્રનો જન્મ જ વ્યર્થ છે' એવા વિચારથી મને પણ મોટો સંતાપ થશે; માટે હે ભાઈ! હું આ સઘળી અભિષેકસામગ્રીઓને દૂર કરીને અહીંથી સત્વર વનમા જવા ઇચ્છું છું.[૧૦,૧૧] હે લક્ષ્મણ! હું આજે જ વનમા જઈશ. પછી આનંદયુક્ત થયેલી અને પોતાના આત્માને કૃતકૃત્ય માનતી કૈકેયી ભલે પોતાના પુત્ર ભરતને રાજ્યાભિષેક કરે. જ્યારે વલ્કલ, મૃગચર્મ અને જટા વગેરે ધારણ કરી તાપસના વેષે હું વનમાં જઈશ, ત્યારે જ કૈકેયીના મનમાં સુખ થશે.[૧૨,૧૩]

હે પ્રિય બાંધવ લક્ષ્મણ! આ ઉપરથી તું એવી શંકા ન આણતો કે મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનારા આપણા પિતા દશરથ રાજા કે કૈકેયી છે! કૈકેયીને જેણે આવી બુદ્ધિ આપી અને તેના મનમાં આવું ઠસાવ્યુ તે તો કોઈ જુદુ જ છે અને તે પ્રકટ કરવાની કાંઈ જરૂર નથી, તેમ તેને શિક્ષા કરવાને પણ હું ઇચ્છતો નથી. હે ભાઈ! હવે વિલંબ ન કર. મારે વનમાં જવાની જ ઇચ્છા છે.[૧૪] હે સુમિત્રાપુત્ર! મને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરનાર તથા વનમાં મોકલનાર બીજું કોઈ નથી; પણ મારું દૈવ જ (પ્રારબ્ધ) છે, એમ સમજવું.[૧૫] નહિ તો ઘણા સમયથી મારા પર સ્નેહવાળી કૈકેયીની મને ભયંકર વનમાં મોકલવાની બુદ્ધિ થાય જ કેમ? હે સૌમ્ય! તારા જાણવામાં જ છે કે કૌશલ્યા વગેરે માતાઓમાં જેમ મારે કાંઈ પણ અંતર નથી, તેમ કૈકેયીને પણ મારામાં કે પોતાના પુત્ર ભરતમાં કાંઈ પણ અંતર નથી; છતાં હાલમાં તેને દૈવે જ ભમાવી છે, જેથી મારા પર તેનો આટલો બધો દુર્ભાવ થયો છે.[૧૬,૧૭] જો કદાચ તેમ ન હોય તો કૈકેયી મને થતા રાજ્યાભિષેકમા વિઘ્ન કરી મને વનમા મોકલવા માટે આવા ક્રૂર વાક્યો કદાપિ બોલી શકે જ નહિ. વળી તે કૈકેયી પોતે ઉત્તમ સ્વભાવવાળી, ગુણવાન રાજપુત્રી હોવા

છતાં પતિની આજ્ઞામાં વર્તવારૂપ શ્રેષ્ઠ ગુણનો ત્યાગ કરીને પ્રાકૃત સ્ત્રીની પેઠે, પોતાના સ્વામીની સમીપમાંજ મને પીડા થાય એવાં વચનો કેમ ઉચ્ચારે? માટે કૈકેયીની આવી મતિ થવામાં મારા દૈવ સિવાય બીજું કાંઈ પણ કારણ નથી. હે લક્ષ્મણ! હું સ્પષ્ટ કહું છું કે દેશ-કાળ વગેરેથી જેનું ચિંતન થઈ શકતું નથી અને સર્વ પ્રાણીઓના અધિષ્ઠાતા બ્રહ્મદેવ આદિ પણ જેને ટાળી શકવાને અસમર્થ છે, એવા મારા દૈવે (ભાગ્યે) જ મારી તથા કૈકેયીની વચ્ચે અંતરાય નાખ્યો છે.[૧૮-૨૦] હે સૌમિત્રિ! જગતમાં એવો કયો પુરુષ છે કે જે દૈવની સાથે યુદ્ધ કરવાનો ઉત્સાહ ધરી શકે? અર્થાત્ તેને ટાળી શકે? કોઈ જ નહિ. કર્મફળ ભોગવ્યા સિવાય બીજા કોઈ પણ ઉપાયથી દૈવનો નાશ થતો નથી.[૨૧+] હે લક્ષ્મણ! કદાચ તું કહીશ કે 'ત્યારે શું પુરુષાર્થ વ્યર્થ જ છે?' તો સાંભળ. જેને 'પૌરુષ' અથવા 'પુરુષાર્થ' કહે છે તે તો કાકતાલીય ન્યાયની પેઠે છે, એટલે કે કાગડાનું બેસવું અને તાડના ફળનું પડવું, એ બંને જેમ કોઈક વખત સાથે થઈ જાય છે, તેમ પુરુષાર્થથી કદાચિત્ ફળ મળી જાય છે; પરંતુ સર્વ વાતે દૈવ જ બળવાન છે અને પ્રાણીમાત્રને સુખ, દુઃખ, ભય, ક્રોધ, લાભ, હાનિ, બંધ તથા મોક્ષ, એ સઘળાંમાંથી જે કંઈ પ્રાપ્ત થાય છે, તે દૈવનું જ કાર્ય છે[૨૨] જો અત્યંત તીવ્ર તપશ્ચર્યા કરનારા ઋષિઓ પણ દૈવની પ્રેરણાથી કેટલીક વાર પોતાના ઉત્તમ નિયમોનો ત્યાગ કરીને કામ-ક્રોધાદિ વડે પરાભવ પામે છે.[૨૩] હે લક્ષ્મણ! મોટા પ્રયત્નો વડે આરંભેલાં કાર્યોનો એકાએક વિનાશ કરીને વચમાં જ જે કાંઈ અણધારેલો પ્રસંગ આવી પડે છે, તે દૈવનું જ કાર્ય છે; એમ તું નિશ્ચય જાણ.[૨૪] હે સુમિત્રાપુત્ર! મેં એવા યથાર્થ વિચારવાળી બુદ્ધિ વડે મારા અંતઃકરણને સ્થિર કરેલું હોવાથી રાજ્યાભિષેકમાં વિઘ્ન થવા છતાં પણ મને કશો પરિતાપ થતો નથી; માટે તું પણ તેવા યથાર્થ વિચારથી પોતાના અંતઃકરણને સ્થિર કરી મારા રાજ્યભ્રંશ સંબંધી સંતાપરહિત થા અને મારા વિચારોને અનુસરીને÷ તું સત્વર અભિષેકક્રિયાનું નિવારણ કર.[૨૫,૨૬] હે લક્ષ્મણ! મારો રાજ્યાભિષેક કરવા માટે તૈયાર કરેલા આ સઘળા જળપૂર્ણ કળશોના જળથી જ હવે મારે આચરવાનાં તપસ્વીનાં વ્રતોનો સંકલ્પ તથા સ્નાનક્રિયા થશે; અથવા તો આ રાજદ્રવ્યરૂપ સુવર્ણકળશમાં ભરેલા જળનું હવે મારે શું પ્રયોજન છે? તપસ્વીએ તો પોતાના હાથથી જ પવિત્રપણે જળ ભરી લેવું જોઈએ, માટે કૂવામાંથી કે નદીમાંથી મારા હાથે જ ભરી લાવેલું જળ મારી તાપસવ્રતસંકલ્પ વગેરેની ક્રિયામાં ઉપયોગી થશે. હે લક્ષ્મણ! મને રાજ્ય મળવાનું હતું તેને બદલે વનવાસ મળ્યો, એ સંબંધી તું કંઈ પણ સંતાપ કરીશ નહિ; કારણ કે રાજ્યલક્ષ્મી અને વનવાસ એ બેમાં વનવાસ મને વિશેષ ફળદાયક છે અર્થાત્ વનમાં જવાથી દુઃખ વેઠીને પણ પિતાની આજ્ઞા પાળવા સંબંધી મારી મોટી કીર્તિ જગતમાં ફેલાશે. હે લક્ષ્મણ! તું દૈવના એવા અતુલિત પ્રભાવને જાણે છે, માટે મારા રાજ્યાભિષેકમાં વિઘ્ન નાખવાના કાર્યમાં આપણી કનિષ્ઠ માતા કૈકેયીને કે પિતા દશરથ રાજાને અભિશાપ આપવા યોગ્ય નથી; કેમ કે તેઓ પણ દૈવને જ અધીન છે.[૨૭-૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૩ મો

### લક્ષ્મણનો ક્રોધ અને પુરુષાર્થની પ્રબળતા

इति ब्रुवति रामे तु लक्ष्मणोऽवाक्शिरा इव।
ध्यात्वा मध्यं जगामाशु सहसा दैन्यहर्षयोः॥

નીચું મુખ કરી વિચાર કરતો બેઠેલો લક્ષ્મણ રામચંદ્રનાં પૂર્વોક્ત વચન સાંભળી એકા-

+ જ્યાં સુધી દૈવ ફળ ન આપે, ત્યાં સુધી તો દૈવનું જ્ઞાન થવું જ અશક્ય છે; જેનું જ્ઞાન નથી થયું તેની સાથે યુદ્ધ શી રીતે થઈ શકે? જ્યારે દૈવ ફળ આપે છે ત્યારે તે જણાઈ રહે છે; પરંતુ પછી તેની સાથે યુદ્ધ કરવું નિષ્ફળ છે, કેમ કે ફળ આપીને તે દૈવ પોતાની મેળે જ નષ્ટ થઈ જાય છે. તિ. ટી.

÷ આથી રામે લક્ષ્મણને પણ પોતાની સાથે વનમાં આવવાની સૂચના કરી.

એક હર્ષ અને ખેદની વચમાં આવી પડ્યો; અર્થાત્ રામચંદ્રનું અડગ ધૈર્ય જોઈને તેને હર્ષ થયો અને રાજ્યભ્રંશના વિચારથી ખેદ થયો.[1] આ વેળા પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણના ક્રોધનો પાર રહ્યો નહિ. તેની ભ્રૂકુટી ઊંચી ચઢી ગઈ, નેત્રો લાલ થઈ ગયાં તથા તેનું મુખ ક્રોધ પામેલા સિંહના સરખું વિકરાળ ભાસવા લાગ્યું. જેમ બીજાના દરમાં પેઠેલો સર્પ છંછેડાઈને ફૂંફાડા નાખે, તેમ લક્ષ્મણ દીર્ઘ નિઃશ્વાસ નાખવા લાગ્યો. પછી જેમ હાથી પોતાની સૂંઢને હલાવે છે, તેમ પોતાના હાથને ઊંચે–નીચે હલાવતો તથા ક્રોધને લીધે મસ્તક ધુણાવતો લક્ષ્મણ રામચંદ્રની સામું જોઈને કહેવા લાગ્યો :

'હે રાઘવ! જો હું મારી પ્રતિજ્ઞા મિથ્યા કરીશ તો પિતાની આજ્ઞા વ્યર્થ થશે' એમ ધર્મહાનિના ભયથી અને 'જો હું પિતાની આજ્ઞા નહિ પાળું તો અન્ય લોકો પણ તેમ જ કરશે' એમ લોકમર્યાદા નષ્ટ થવાના ભયથી તમે વનમાં જવાની જે ઉતાવળ કરો છો, તે ઘણી જ અયોગ્ય છે; કારણ કે તમારા સરખો ભ્રાંતિરહિત પુરુષ પોતાના મુખથી અસમર્થ (કંગાળ અથવા પાંગળા) દૈવને સમર્થ કેમ જ કહે? હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ રામ! તમે દૈવને ટાળવાને સમર્થ છો અને સઘળું સમજો છો, છતા કાંઈ પણ કરવા અશક્ત તથા કંગાળ સરખા દૈવની પ્રશંસા કેમ કરો છો?[૨–૭] હે ધર્માત્મા રાઘવ! પાપી નિશ્ચયવાળા મહારાજા દશરથ અને કૈકેયી ઉપર કંઈ પણ શંકા ન લાવતા તમે તેઓને દૈવપ્રેરિત× કેમ માનો છો? અરે, તેઓ તો માત્ર બહારથી જ ધર્મપરાયણ છે તે શું તમે નથી જાણતા? હે આર્ય! આ બનાવથી તો એવું સમજાય છે કે, આપણા પિતા દશરથ તથા કૈકેયી ગુપ્ત રીતે તમારી સાથે કપટ કરીને તમને વનમાં મોકલી ભરતને રાજ્ય આપવારૂપ સ્વાર્થ સાધવાની વૃત્તિ રાખે છે અને તેને માટે તેમણે પ્રથમથી જ સારી રીતે વિચાર ગોઠવી રાખ્યો હશે, જો તેમ ન હોય તો પ્રથમથી તમારા માટે રાજ્યાભિષેકનો આરંભ કરીને હવે તેઓ તેમાં આવું મોટું વિઘ્ન શા માટે નાખે? વળી તેમનો વરદાન આપવા–લેવાનો પ્રસંગ તો ઘણા લાંબા સમયનો છે; તો શું આજ દિન સુધી કૈકેયી એ બે વરદાન માગ્યા વિના રહે ખરી? અથવા નીતિ જાણનારા દશરથ રાજા પ્રતિજ્ઞા કરેલા વરદાન કૈકેયીના માગ્યા સિવાય પણ તેને શા માટે ન આપી દે? પરંતુ એમાં કંઈ પણ સત્ય હોય ત્યારે ને?[૮,૯] હે શૂરવીર રામ! ભલે એ સઘળું ગમે તેમ હો; પરંતુ જ્યેષ્ઠ પુત્ર હયાત છતાં નાના પુત્રનો રાજ્યાભિષેક કરવાનું કાર્ય જે પ્રત્યક્ષ રીતે લોકવ્યવહારથી તથા શાસ્ત્રમર્યાદાથી વિરુદ્ધ છે, તે હું સહન કરી શકતો નથી અને એથી જ તમે વડીલ ભાઈ હોવા છતાં હું આ વિષયમાં તમને નિર્મર્યાદ થઈને પ્રત્યુત્તર આપવારૂપ અપરાધ કરું છું, માટે તમે તે ક્ષમા કરશો.[૧૦] હે વિશાળ બુદ્ધિવાળા રાઘવ! 'પિતાની આજ્ઞા પ્રમાણે જ વર્તવું' એવો જે ધર્મ કે જેને લીધે મોહ પામેલી તમારી બુદ્ધિ આમ છેક દ્વિધા+ થઈ ગઈ છે, તે ધર્મનો પણ હું દ્વેષ કરું છું; કારણ કે તે ધર્મ નહિ, પણ માત્ર ધર્માભાસ* છે. હે રામ! તમે પોતાના પુરુષાર્થના બળ વડે દૈવને પણ ટાળવા સમર્થ હોવા છતાં માત્ર કૈકેયીને વશ થઈને કેવળ અધર્મયુક્ત તથા લોકનિંદિત વાક્ય બોલનારા પિતા(દશરથ રાજા)-ની આજ્ઞા કેવી રીતે પાળી શકશો?[૧૧,૧૨] વળી તેઓએ કપટથી ખોટું બહાનું કાઢી તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કર્યું છે, એ વાત તમે ધ્યાનમાં લેતા નથી; તેથી મને વિશેષ દુઃખ થાય છે. માતા–પિતાનું વર્તન સ્પષ્ટ રીતે કપટવાળું હોવા છતાં તમારા સરખા વીર પુરુષે આવી રીતે ધર્મમાં આસક્તિ રાખવી એ નિંદ્ય છે. હે રાઘવ! તમોએ પિતાની આજ્ઞા પ્રમાણે વનમાં જવા ધારેલું કાર્ય આ લોકમાં અતિ નિંદનીય છે. તમારા વિના બીજો કયો પુરુષ નીચ વૃત્તિવાળાં, નિરંતર અહિત કરનારાં અને માત્ર 'માતા–પિતા' એવું નામ જ

× દૈવે (ભાગ્યે) જેમની બુદ્ધિમાં પ્રેરણા કરી છે એવા.

+ પ્રથમ રાજ્ય લેવું અને હવે નહિ લેવું એમ બે પ્રકારની.

* ધર્મ નહિ છતાં ધર્મરૂપે જણાય તે 'ધર્માભાસ.'

ધારણ કરનારાં પરંતુ વાસ્તવિક રીતે શત્રુરૂપ થઈ પડેલાં મનુષ્યો(દશરથ–કૈકેયી)ની આજ્ઞાને મનમાં લાવે ખરા? અર્થાત્ હાલમાં તમારે વનગમનની આજ્ઞા મનમાં પણ લાવવી યોગ્ય નથી, તો પછી વર્તનમાં મૂકવી'એ તો હોય જ ક્યાંથી?[13,14] હે રાઘવ! દશરથ રાજા તથા કૈકેયીના અંતઃકરણ વિષે તમારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવાની બુદ્ધિ દૈવે જ પ્રેરી છે, એવો જો તમારો મત હોય તો તે પણ તમારા પ્રિય ભાઈ એવા મને અસંમત હોવાથી તમારે તજવો જ જોઈએ. (કેમ કે શૂરવીર પુરુષો અવળું કરનારા દૈવનો પણ તિરસ્કાર કરે છે.)[15] વળી કહ્યું છે:

विक्लवो वीर्यहीनो यः स दैवमनुवर्तते।
वीरा संभावितात्मानो न दैवं पर्युपासते॥

જે પુરુષો વીર્યહીન* તથા બીકણ હોય છે, તેઓ દૈવનો આશ્રય કરે છે; પરંતુ જેઓ પ્રસિદ્ધ પરાક્રમવાળા અને શૂરવીર હોય છે, તેઓ કદાપિ તેમ કરતા નથી. વળી–

दैवं पुरुषकारेण यः समर्थः प्रबाधितुम्।
न दैवेन विपन्नार्थः पुरुषः सोऽवसीदति॥

જે પુરુષ પોતાના પુરુષાર્થના પ્રયત્ન વડે દૈવને પણ બાધ (અન્યથા) કરવા સમર્થ છે, તેનાં કાર્યોનો કદાચ દૈવથી વિનાશ થાય, તોપણ તે ખેદ પામતો નથી, અર્થાત્ દૈવે કાર્ય બગાડ્યું હોય. તોપણ સમર્થ પુરુષ પોતાના સામર્થ્ય વડે તે કાર્યને સુધારી શકે છે.[16,17] હે રઘુનંદન! દૈવ અને પુરુષાર્થ એ બેમાં વિશેષ બળ કોનું છે? એ સ્પષ્ટ રીતે આજે સર્વ લોકોના જાણવામાં આવશે.[18] જેઓએ આજે તમારા રાજ્યાભિષેકને દૈવથી હણાયેલો જોયો છે, તેઓ આજે જ મારા પુરુષાર્થ વડે દૈવને હણાયેલું જોશે.[19] હે રાઘવ! ઝરતા મદને લીધે ઉન્મત્ત થયેલા અને અંકુશ તથા બાંધવાની સાંકળથી રહિત હોવાને લીધે નિર્ભયપણે સામે ધસી આવતા હાથીના જેવા સબળ દૈવને હું આજે મારા પુરુષાર્થ વડે નિવૃત્ત કરીશ. હે રામચંદ્ર! વિશેષ શું કહું? ત્રૈલોક્ય તથા સઘળા લોકપાલો પણ તમને થનારા રાજ્યાભિષેકમાં વિઘ્ન કરવા સમર્થ નથી, તો પછી દશરથ રાજાના શા ભાર છે?[20,21] હે મહાત્મા! જેમણે પરસ્પર કપટયુક્ત વિચાર કરીને તમને વનમાં મોકલવાનો નિશ્ચય કર્યો છે, તેઓ (દશરથ–કૈકેયી) જ આજે વનમાં ચૌદ વર્ષ સુધી નિવાસ કરવા માટે પ્રયાણ કરશે, અર્થાત્ મારા સામર્થ્યથી હું તેમને જ વનમાં મોકલીશ![22] હે રાઘવ! મહારાજા દશરથ તથા કૈકેયીની તમને વનમાં મોકલી ભરતને રાજ્ય આપવાની આશાને આજે હું બાળીને ભસ્મ કરીશ![23] એ કાર્યમાં જે કોઈ મારી વિરુદ્ધ આચરણ કરવા આગળ થશે, તેને દુઃખ દેવામાં મારું ઉગ્ર પૌરુષ જેટલું સમર્થ થશે. તેટલું તેનું દૈવ તેનું દુઃખ ટાળવામાં સમર્થ થશે નહિ. હે રાઘવ! હાલમાં તમે રાજ્યાસન પર વિરાજી પ્રજાપાલન કરવા યોગ્ય છો, વનમાં જવાને યોગ્ય નથી. જ્યારે તમે હજાર વર્ષ પર્યંત રાજ્ય ભોગવીને પોતાના પુત્રને સઘળો રાજ્યભાર સોંપી સ્વકલ્યાણાર્થે વનમાં જશો, ત્યારે પણ તમારા પુત્રો જ પ્રજાનું પાલન કરશે. તમે દશરથ રાજાના જ્યેષ્ઠ અને માન્ય પુત્ર હોવાથી તમારા પછી તમારા પુત્રો જ રાજ્યાસનના અધિકારી થશે. હે રામચંદ્ર! આપણા પૂર્વજ રાજર્ષિઓ પણ પોતાની વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રોને પ્રજાપાલનનું કાર્ય સોંપી વનમાં જતા હતા, પણ કાંઈ તમારી પેઠે યુવાવસ્થામાં જ તેમ કરતા ન હતા. હે ધર્માત્મા વીર! આપણા પિતા મહારાજા દશરથ પોતાને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થયા છતાં હજી સુધી વનમાં ગયા નથી અને એથી તેમનું ચિત્ત સ્થિર નથી, એમ સમજી તમે કદાચ પોતાનો રાજ્યભ્રંશ થવાની શંકા રાખતા હો અને તેથી જ રાજ્યાસન અંગીકાર ન કરતાં વનમાં જતા હો. તો તમારે તેની શંકા રાખવી યોગ્ય નથી; કેમ કે હે વીર! હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, જેમ કિનારાની ભૂમિ સમુદ્રની મર્યાદાનું રક્ષણ કરે છે, તેમ હું તમારી સહાયમાં રહી તમારા રાજ્યનું રક્ષણ કરીશ. જો તેમ ન કરું તો શૂરવીર

* દૈવને અન્યથા કરવામાં અસમર્થ (પ્રાકૃત પુરુષ).
રા. કૌ.

પુરુષોને મળતી ઉત્તમ લોકની પ્રાપ્તિ મને ન થાઓ. હવે તમે કાંઈ પણ વિલંબ કર્યા વિના એકત્ર કરેલાં માંગલિક સાહિત્યો વડે વસિષ્ઠાદિ મહાત્માઓની સંમતિ પ્રમાણે પોતાના રાજ્યાભિષેકના કાર્યનો આરંભ કરાવો. એ કાર્યમાં કોઈ પણ રાજા વિઘ્ન કરવા માટે આવશે, તો હું એકલો જ પોતાના બળ વડે સઘળી પૃથ્વીના રાજાઓને જીતવા સમર્થ છું. હે વીર ભાઈ! આ મારા બન્ને હાથ કાંઈ શોભાને અર્થે નથી; પરંતુ પરાક્રમ કરવા માટે છે. આ ધનુષ આભૂષણ રૂપ માનીને ધારણ કર્યું નથી, પણ શત્રુઓના શરીર છેદવા માટે ધારણ કર્યું છે. આ તલવાર શૂરવીર ક્ષત્રિયોનો શણગાર છે, એમ માનીને કાંઈ કમરે બાંધી નથી; પરંતુ શત્રુઓનાં મસ્તક છેદવા માટે રાખી છે. આ બાણ માત્ર ભાથામાં જ રાખી મૂકવાનાં નથી, પણ શત્રુઓ સામે છોડવાનાં છે. હે રામ! એવી રીતે એ ચારે વસ્તુઓ શત્રુઓને વશ કરવા માટે જ મેં ધારણ કરેલી છે અને તેને લીધે હું જે કોઈ મનુષ્ય આપણા શત્રુ પક્ષમાં મળી આપણો શત્રુ બને, તેને કાંઈ પણ વિસાતમા ગણતો નથી;[૨૪–૩૧] ભલે, આપણો શત્રુ કોઈ પ્રાકૃત મનુષ્ય હોય કે દેવોનો રાજા ઇંદ્ર હોય, તોપણ હું તીક્ષ્ણ ધારવાળી અને વીજળી સમાન ચળકતી આ મારી તલવાર વડે તેના ટુકડેટુકડા કરી ફેંકી દેવા સમર્થ છું.[૩૨] હે રામ! મારી તલવારના પ્રહારથી દબાઈ ગયેલા હાથીઓ, ઘોડાઓ અને યોદ્ધાઓના હાથ, સાથળ અને મસ્તકોથી આખી પૃથ્વી એવી તો છવાઈ જશે કે જેના પર હરવા–ફરવાનું પણ મુશ્કેલ થઈ જશે.[૩૩] આજે મારી તલવારના ઘા થવાથી રુધિર વડે રંગાઈને દેદીપ્યમાન અગ્નિ સમાન જણાતા શત્રુઓ, જેમ આકાશમાંથી વીજળી સહિત મેઘ પૃથ્વી પર પડે, તેમ રણભૂમિમાં પડશે.[૩૪] હે રાઘવ! પ્રથમ તો હું ધનુષ ગ્રહણ કરી તથા ગોધાંગુલિત્રાણ[×] પહેરીને રણક્ષેત્રમાં ઊભો રહીશ, તે વેળા પોતાને શૂરવીર માનનારો કયો પુરુષ મારી સામે ઊભો રહેવા સમર્થ છે?[૩૫] હું અનેક બાણો વડે શત્રુઓના પક્ષના અનેક મુખ્ય યોદ્ધાઓને તથા એક બાણ વડે અનેક સાધારણ યોદ્ધાઓને પૃથ્વી પર સુવાડી દઈશ અને પછી તે પડેલા શૂરવીર પુરુષો, હાથી તથા અશ્વ વગેરેનાં મર્મસ્થાનોને મારાં તીક્ષ્ણ બાણો વડે વીંધી નાખીશ. હે પ્રભો! એ પ્રમાણે મારાં અસ્ત્રશસ્ત્રનો પ્રભાવ આજે મહારાજા દશરથની અપ્રભુતા કરીને તમારી પ્રભુતા સ્થાપવામાં સમર્થ થશે.[૩૬,૩૭] હે રામચંદ્ર! આ મારા બન્ને હાથ કે જેના ઉપર નિરંતર ઉત્તમ ચંદન ચર્ચાય છે, જે બાજુબંધ વગેરે આભૂષણને ધારણ કરે છે, પૃથ્વી વગેરેનાં દાન કરે છે અને સુહૃદવર્ગનું પાલન કરે છે, તે હાથ આજે તમારા રાજ્યાભિષેકમા વિઘ્ન કરનારાઓનો વિનાશ કરવાનું કામ સારી રીતે બજાવશે.[૩૮,૩૯] હે રઘુનંદન! તમે મને આજ્ઞા કરો કે હું તમારા કયા શત્રુને આજે જ પ્રાણ, કીર્તિ તથા સુહૃદવર્ગથી વિખૂટો કરું? હે પ્રિય ભાઈ! હું તમારો કિંકર છું; માટે તમે મને એવી આજ્ઞા આપો કે, જેથી આખી પૃથ્વી તમારે સ્વાધીન થઈ જાય.[૪૦]

પોતાનાં શૌર્ય, બળ અને રામચંદ્ર પરના અસીમ સ્નેહાવેશને લીધે એમ બોલી રહેલા લક્ષ્મણના નેત્રમા આંસુ ભરાઈ આવ્યાં, ત્યારે રઘુવંશની વૃદ્ધિ કરનારા રામચંદ્રે પોતાના હાથ વડે લક્ષ્મણના અશ્રુબિંદુઓને લૂછી નાખ્યાં અને વારંવાર સાન્ત્વન કરતાં કહ્યું : 'હે ભાઈ! તું નિશ્ચય જાણજે કે પુત્રે માતા–પિતાની આજ્ઞા પાળવી એ જ ઉત્તમોત્તમ માર્ગ–ધર્મ છે, માટે જ હું પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર થયો છું.[૪૧,૪૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૨૩ મો સર્ગ સંપૂર્ણ

× ધનુષ્યની પણછના પ્રતિઘાતથી બચવા માટે હાથમાં પહેરવાના ઘોના ચામડાના બનાવેલા મોજાં.

# સર્ગ ૨૪ મો

## કૌશલ્યા અને દૃઢપ્રતિજ્ઞ રામ

तं समीक्ष्य व्यवसितं पितुर्निर्देशपालने ।
कौशल्याबाष्पसंरुद्धा वचो धर्मिष्ठमब्रवीत् ॥

બન્ને ભાઈઓ(રામ–લક્ષ્મણ)ના વાદવિવાદને એકચિત્તે સાંભળી રહેલાં માતા કૌશલ્યા રામચંદ્રની પિતાની આજ્ઞા પાળવાની નિશ્ચિત બુદ્ધિ જોઈ અત્યંત ખેદ પામ્યાં. તેમનાં નેત્રો પુનઃ આંસુથી ભરાઈ આવ્યાં અને કંઠ રૂંધાઈ જવાથી બોલી પણ શકાયું નહિ. છેવટે તેઓ બળાત્કારે ગદ્ગદ કંઠે ધર્મયુક્ત વચનો કહેવા લાગ્યાં : ' અરેરે, શું રામ નક્કી વનમાં જશે જ ! હાય ! દશરથ રાજાથી મારામાં ઉત્પન્ન થયેલો ધર્માત્મા રામ કે જે સર્વ ભૂત–પ્રાણીઓ પ્રત્યે હિતવચન બોલનાર છે અને જેણે કદાપિ દુઃખ તો નજરે પણ જોયું નથી, તે રામ વનમાં જઈ ઉંચ્છવૃત્તિ વડે* પોતાનો નિર્વાહ કેવી રીતે કરી શકશે ?[૧-૨] અરે, જેનાં દાસ–દાસીઓ પણ નિત્ય મિષ્ટાન્ન ભોજન કરે છે, તે રામ વનમાં રહી કંદ–મૂળ તથા ફળ વગેરેનું ભક્ષણ કેમ કરી શકશે ?[૩] હાય ! દશરથ રાજા પોતાના ગુણવાન અને પ્રિય પુત્ર રામને વનમાં મોકલે છે ! એ વાત સાંભળીને પણ કોણ સાચી માનશે અને કોને ભય નહિ ઉપજે ?[૪] ( એવી રીતે વિલાપ કરતાં કૌશલ્યા વળી રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યાં : ) ' હે પ્રિય પુત્ર રામ ! આ જગતમાં પ્રાણીમાત્રને સુખ–દુઃખમાં યોજનાર દૈવ જ બળવાન છે એમ હું નિશ્ચય માનું છું; કારણ કે સર્વ લોકમાં પ્રિય થઈ પડેલો તું પણ આજે તે દૈવને વશ થઈને જ વનમાં જવા ઇચ્છે છે.[૫] હે પ્રિય રામ ! હાલમાં આવો વિપરીત પ્રસંગ આવી પડવાથી મારા અંતઃકરણમાં મહાન શોકરૂપી અગ્નિ પ્રજ્વલિત થયો છે એ અગ્નિને હવે ઘણા કાળ સુધી+ તારું દર્શન નહિ થાય એવા ભયરૂપી વાયુ વૃદ્ધિ પમાડે છે તથા તારા વિયોગના વિલાપનાં દુઃખરૂપી ઇંધનથી તે હમેશાં પ્રજ્વલિત રહેવાનો છે. રડવાથી પડતાં અશ્રુબિંદુરૂપી આહુતિઓ જેમાં અત્યારથી જ હોમાઈ રહી છે, ચિંતાને લીધે નાસિકા અને મુખમાંથી નીકળતી વરાળોના ગોટારૂપી જેનો ધુમાડો છે અને ઘણા કાળ પર્યંત દૂર દેશમાં રહેલો પુત્ર ક્ષેમકુશળ પાછો ક્યારે આવશે એવા દીર્ઘ વિચારને લીધે ઉપજતા નિઃશ્વાસરૂપી વાયુના સખત ઝપાટાથી જે મોટું સ્વરૂપ ધારણ કરીને મારા શરીરમાં દાહ કરી રહ્યો છે તે અગ્નિ તું વનમાંથી પાછો આવીશ ત્યાં સુધી જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્ય પોતાના તેજ વડે વૃક્ષો, લતાઓ, તૃણ, પત્ર તથા પુષ્પ વગેરેને તાપ પમાડે છે, તેમ મને અત્યંત સંતપ્ત કરશે. માટે હે વત્સ ! જેમ ગાય પોતાના વાછરડાની પાછળ પાછળ જાય, તેમ હું પણ તું જ્યાં જઈશ ત્યાં તારી પાછળ પાછળ આવીશ.'[૬-૯]

ભાવિ પુત્રવિયોગના ભયને લીધે અત્યંત દુઃખી થયેલાં કૌશલ્યાનાં એવાં વચન સાંભળી પુરુષશ્રેષ્ઠ રામચંદ્ર તેમને કહેવા લાગ્યા :[૧૦] ' હે માતા ! તમે શોકનો ત્યાગ કરી મને વનમાં જવાની આજ્ઞા આપો. તમારે મારી સાથે વનમાં આવવું યોગ્ય નથી. કૈકેયીએ આવો પ્રસંગ લાવી દુઃખયુક્ત કરેલા મારા પિતા દશરથ રાજાનો ત્યાગ કરીને જો તમે પણ મારી સાથે જ આવશો, તો તેઓ કોઈ પણ પ્રકારે જીવી શકશે નહિ. વળી ' સ્ત્રીએ પોતાના પતિનો ત્યાગ કરવો ' એ ઘણું જ નિંદ્ય છે; તો એવું અયોગ્ય કાર્ય તો તમારે મનથી પણ કરવું ન જોઈએ, અર્થાત્ ' હું તારી સાથે વનમાં આવીશ ' એવો વિચાર પણ કરવો ન જોઈએ. હે માતા ! જ્યાં સુધી મારા પિતા દશરથ રાજા જીવે છે, ત્યાં સુધી તો તમે તેમની જ સેવા કરો; કેમ કે ' સ્ત્રીઓએ પતિની જ સેવા કરવી ' એવો સનાતન ધર્મ છે.'[૧૧-૧૩]

---

* ખેડૂત લોકો ખેતરમાંથી કે ખળામાંથી સઘળું અનાજ લઈ ગયા પછી તે સ્થળે ક્યાંક ક્યાંક વેરાઈ પડેલા અનાજના દાણા અથવા કણસલાને વીણી એકઠાં કરી તે વડે વનમાં રહેનારા વાનપ્રસ્થો પોતાનો નિર્વાહ કરે છે, તેને 'શિલોંચ્છવૃત્તિ' અથવા 'ઉંચ્છવૃત્તિ' કહે છે. उच्छः कणश आदानं कणिशाद्यर्जनं शिलम् ॥

+ ચૌદ વર્ષ સુધી.

શોકને શમાવે એવા રામચંદ્રનાં વચન સાંભળી પ્રસન્નચિત્ત થયેલા કલ્યાણમૂર્તિ કૌશલ્યાએ કહ્યું: 'હે પુત્ર! તું કહે છે તે સઘળું યથાર્થ છે; ભલે તેમ થાઓ.'[૧૪]

માતાનું વચન સાંભળી ધર્માત્મા રામચંદ્રે પુનઃ તેમને કહ્યું :[૧૫] 'હે જનની! મારે તથા તમારે મારા પિતાનું વચન પાળવું જ જોઈએ; કારણ કે તેઓ આપણાં સઘળાંનું પાલન-પોષણ કરનારા છે, ઉત્તમ અને હિતાવહ શિખામણ આપનાર હોવાથી શ્રેષ્ઠ ગુરુ છે અને સર્વ પ્રજાના ઈશ્વર છે. હે માતા! હું મારા પિતાની આજ્ઞા પ્રમાણે ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં વિહાર કરી જ્યારે પાછો આવીશ. ત્યારે તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ; પરંતુ હાલમા તો મારે મારા પિતાની આજ્ઞાનું પાલન કરવું એ જ મારું કર્તવ્ય છે.'[૧૬,૧૭]

રામચંદ્રનૃ વચન સાંભળી અતિ દુઃખી થયેલા વત્સલભાવવાળાં કૌશલ્યાએ આંસુભર્યા મુખે કહ્યું : 'હે કાકુત્સ્થ રામ! જો તું તારા પિતાની આજ્ઞા પ્રમાણે વનમા જવા ઇચ્છતો હોય, તો મને પણ તારી સાથે વનમાં જ તેડી જા. હું કૈકેયી જેવી ક્રૂર શોકયોની વચ્ચે રહેવા સમર્થ નથી હે રામ! જેમ વનમાં જ ઉત્પન્ન થયેલી હરિણી વનમા જ આનંદમગ્ન રહે, તેમ હું પણ તારી સાથે વનમા આનંદથી રહીશ.'

એ પ્રમાણે બોલી રહતાં કૌશલ્યાને રામચંદ્રે ધૈર્ય આપતાં કહ્યું:[૧૮-૨૦] 'હે માતુશ્રી! સ્ત્રીઓને જીવતા સુધી પોતાનો પતિ એ જ પરમેશ્વર અને ખરું દૈવત છે. મહારાજા દશરથ તમને અને મને શિક્ષા તથા અનુગ્રહ કરવા સમર્થ છે.[૨૧] હે માતા! આપણ સૌએ બુદ્ધિમાન અને લોકોના અધિપતિ દશરથ રાજાને લીધે સનાથ છીએ. તેમના હોવા છતાં તમારે અનાથ પેઠે વર્તવું યોગ્ય નથી. હે માતા! સર્વ પ્રાણીઓ પ્રત્યે પ્રિય વચન બોલનારો ધર્માત્મા ભરત તમને અનુકૂળ થઈ વર્તશે; કારણ કે તે નિરંતર ધર્મમાં જ આસક્તિવાળો છે. હે જનની! હવે હું તમને વિનતિ કરીને એટલી જ ભલામણ કરું છું કે, મારા વનમાં ગયા પછી મારા પિતા મારા વિયોગના દુઃખથી સંતાપ ન પામે અને અતિદારુણ શોકાવેગ તેમનો વિનાશ ન કરે, તેમ સાવધાનપણે રહીને તમે તેમની સેવા કરશો. હે માતુશ્રી! તમે પોતાના ચિત્તને સ્થિર કરી વૃદ્ધાવસ્થાએ પહોંચેલા મહારાજાનું નિરંતર હિત જ કર્યા કરશો, કારણ કે :[૨૨-૨૪]

व्रतोपवासनिरता या नारी परमोत्तमा ।
भर्तारं नानुवर्तेत सा तु पापगतिर्भवेत् ॥

વ્રત તથા ઉપવાસાદિ નિયમમાં તત્પર રહેનારી ધર્મિષ્ઠ સ્ત્રી પણ જો પોતાના પતિને અનુકૂળ ન વર્તે, તો તે સ્ત્રી અધમ ગતિને પ્રાપ્ત થાય છે.

अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात् ।
भर्तृशुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् ॥

ભલે ને સ્ત્રી દેવોનું પૂજન, અર્ચન તથા નમસ્કારાદિ ન કરતી હોય, છતાં પણ જો પોતાના પતિની સેવા કરતી હોય, તો તે વડે તેને ઉત્તમ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે; માટે–

शुश्रूषामेव कुर्वीत भर्तुः प्रियहिते रता ।
एष धर्मः स्त्रिया नित्यो वेदे लोके श्रुतः स्मृतः ॥

પોતાના પતિનું હિત ઇચ્છનારી પ્રત્યેક સ્ત્રીએ (બીજાં સર્વ કાર્યો ત્યજીને) પોતાના પતિની સેવામાં જ તત્પર રહેવું; વેદમાં તથા સ્મૃતિમાં સ્ત્રીઓ માટે એ જ ધર્મ કહેલો છે.

માટે હે જનની! તમારે મારા પિતાની સંમતિ પ્રમાણે તેમનાં અગ્નિહોત્રાદિ કાર્યો તથા પુષ્પાદિ વડે દેવપૂજનનાં કાર્યોમાં તત્પર રહેવું. હે માતા! મારું શ્રેય કરવા માટે તમારે દેવ તથા બ્રાહ્મણોની સત્કારપૂર્વક પૂજા કરવી અને નિરંતર નિયમિત આહારાદિ ક્રિયા કરતાં તમારે પતિસેવારૂપ ધર્મમાં તત્પર રહીને મારા આવવાની વાટ જોવી. એમ કરતાં ચૌદ વર્ષ વીતી જશે; એટલે જો મારા પિતા જીવતા હશે તો મારા ઘેર આવ્યા પછી તમે સર્વ રીતે સુખ પામશો.'

રામચંદ્રનાં વચન સાંભળી ભાવિ પુત્રવિયોગના શોકને લીધે પીડિત થયેલાં કૌશલ્યા અશ્રુ-

પૂર્ણ નેત્રે કહેવા લાગ્યાં : 'હે વીર પુત્ર! તારી વનવાસ જવાની દૃઢ બુદ્ધિને ફેરવવા હું સમર્થ નથી; કારણ કે આ સમય જ એવો છે; છતાં હે પુત્ર! પિતાની આજ્ઞા પાળવાનો તારો અડગ નિશ્ચય જોઈને હું આજે અત્યંત પ્રસન્ન થઈ છું. તારું કલ્યાણ થાઓ. પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવાથી જગતમાં મહાન કીર્તિને પ્રાપ્ત થઈ કૃતાર્થ થયેલો તું કુશળક્ષેમ સત્વર પાછો આવ. હે પ્રિય પુત્ર! જ્યારે તું તારા પિતાના ઋણમાંથી મુક્ત થઈ કુશળતાપૂર્વક પાછો આવીશ, ત્યારે જ મારા સર્વ સંતાપ દૂર થશે અને ત્યારે જ હું પરમ સુખે શયન કરીશ.[૨૫-૨૮] હે પુત્ર! આ લોકમાં કાળની ગતિ ઘણી જ વિચિત્ર છે કે, જે મારાં વચનોને પણ અમાન્ય કરાવીને તને વનમાં જવાને પ્રેરે છે![૩૫] હે મહાબાહુ રાઘવ! હાલમાં તું સુખેથી વનમાં જા અને જ્યારે ક્ષેમકુશળ પાછો આવે, ત્યારે તું તારાં કોમળ સાંત્વનવચનો વડે મને હર્ષ પમાડજે.[૩૬] હે પ્રિય પુત્ર! જો કે હમણાં મને દુઃખનો સમય છે, છતાં એવો સમય પણ આવી પહોંચશે કે, જે સમયે તને જટા તથા વલ્કલ ધારણ કરનારો અને વનથી પાછો આવેલો જોવાને હું ભાગ્યશાળી થઈશ.'[૩૭]

વનવાસ જવાના રામચંદ્રના નિશ્ચયને પોતાના શુદ્ધ અંતઃકરણપૂર્વક અનુકૂળ થયેલાં માતા કૌશલ્યા શુભ લક્ષણસંપન્ન રામચંદ્રને વનમાં જવાની આજ્ઞા આપીને, પછી તેમની મંગળ રક્ષા કરવા તત્પર થયાં.[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૫ મો

### રામની મંગળ રક્ષા

सा विनीय तमायासमुपस्पृश्य जलं शुचि ।
चकार माता रामस्य मंगलानि मनस्विनी ॥

મનસ્વિની* કૌશલ્યાએ પુત્રવિયોગના ભાવિ દુઃખને પોતાના મનમાં જ શમાવીને અને પવિત્ર જળ વડે શુદ્ધ આચમન કરી રામચંદ્રની મંગળ રક્ષા કરવા માંડી.[૧] કૌશલ્યાએ કહ્યું : 'હે રઘુકુળમાં શ્રેષ્ઠ પુત્ર! હું તને વનમાં જતાં રોકી શકતી નથી, માટે તું સુખેથી વનમાં જા. ત્યાં રહી સત્પુરુષોના માર્ગનું અવલંબન કરી તું શીઘ્ર ક્ષેમકુશળ પાછો વળજે.[૨] હે રાઘવશાર્દૂલ! પ્રીતિ તથા નિયમ વડે જે ધર્મનું તું સેવન કરે છે, તે ધર્મ તારી રક્ષા કરો.[૩] હે પ્રિય પુત્ર! તું દેવમંદિરોમાં જે દેવતાઓને નિત્ય પ્રણામ કરે છે. તે દેવતાઓ તથા સઘળા મહર્ષિઓ વનમાં નિત્ય તારી રક્ષા કરો.[૪] બુદ્ધિમાન વિશ્વામિત્ર ઋષિએ તને જે અસ્ત્રો આપેલાં છે. તે સર્વ અસ્ત્રો ઉત્તમ ગુણો વડે શોભી રહેલા તારી રક્ષા કરો.[૫] હે પુત્ર! તેં તારા પિતાની, મારી તથા કૈકેયી વગેરે સાવકી માતાઓની સેવા કરીને જે પુણ્ય મેળવ્યું છે, તે વડે તથા તારા સત્ય વડે રક્ષા કરાયેલો તું ચિરંજીવ રહે.[૬] હે પુત્ર! સમિધાઓ, દર્ભની પવિત્રીઓ, વેદીઓ, દેવાલયો, બ્રાહ્મણોને હોમ કરવાનાં સ્થંડિલો, પર્વતો, વૃક્ષો, ટૂંકી શાખાવાળાં વૃક્ષો, જળાશયો, પક્ષીઓ, સર્પો અને સિંહો, એ સઘળાં તારી રક્ષા કરો.[૭] હે પ્રિય પુત્ર! સાધ્યદેવો, વિશ્વેદેવાઓ, વાયુઓ, મહર્ષિઓ, વિરાટરૂપ ધાતા, સૃષ્ટિવિધાયક વિધાતા,÷ પૂષા÷ ભગ, અર્યમા, ઇંદ્રાદિ લોકપાલો, વસંતાદિ ૬ ઋતુઓ, ચૈત્રાદિ બાર માસો, પ્રભવાદિ સાઠ સંવત્સરો, રાત્રિઓ, દિવસો, મુહૂર્તો તથા શ્રુતિ-સ્મૃત્યુક્ત ધર્મ, એ સઘળાં ચોમેરથી તારી રક્ષા કરો. શંકરના પુત્ર કાર્તિકેય, ભગવાન સોમ, બૃહસ્પતિ, સપ્તર્ષિઓ તથા નારદાદિ દેવર્ષિઓ ચોમેરથી તારી રક્ષા કરો.[૮-૧૧] હે પુત્ર! મેં જેઓની સ્તુતિ કરી છે એવા સઘળા દેવો અને સિદ્ધો તથા પોતપોતાના અધિપતિઓ સહિત સઘળી દિશાઓ વનમાં નિરંતર તારી રક્ષા કરો.[૧૨] પર્વતો,× સઘળા સમુદ્રો.

---

* પ્રશસ્ત-નિર્દોષ મનવાળી.

÷ ધાતા. - પૂષા વગેરે બહુ નામ સૂર્યનાં છે.

× અહીંથી 'પર્વતો' વગેરે કેટલાંક નામ પુનઃ આવે છે, તેને માટે ગોવિંદરાજની ટીકામાં કહ્યું છે : 'अतिकान्तरक्षणे प्रायशः पुनरुक्तयः पुत्रस्नेहातिशयप्रेमनाट्यकृता इति ।' આ પ્રકરણમાં બહુ ભાગે જરૂરી પુનઃ

રાજા વરુણ, પ્રકાશયુક્ત લોક, અંતરિક્ષ, પૃથ્વી, સ્થાવર–જંગમને સ્પર્શ કરનારો વાયુ, સઘળાં નક્ષત્રો, અધિદેવતા સહિત સર્વ ગ્રહો. રાત્રિ, દિવસ, પ્રાતઃસંધ્યા, સાયંસંધ્યા, છ ઋતુઓ, બાર માસ, સાઠ સંવત્સર, કલા અને કાષ્ઠા, એ વગેરે સઘળાં વનમાં તારી રક્ષા કરો અને તને સુખપ્રદ થાઓ.[૧૩-૧૫] મુનિ સરખો વેશ ધારણ કરીને ભયંકર વનમાં વિચરતા તને દેવો તથા દૈત્યો સુખ આપનારા થાઓ.[૧૬] હે પુત્ર! નિર્જન અરણ્યમાં વસનારા, ભયંકર સ્વરૂપવાળા અને ક્રૂર કર્મ કરનારા રાક્ષસો, પિશાચો તથા અન્ય માંસભક્ષી પ્રાણીઓ-થી તને ભય ન થાઓ.[૧૭] વીંછી, વાનર, વગડાઉ માખ, મચ્છર, પર્વતોમાં રહેનારા સર્પ અને અન્ય કીડાઓ વગેરેથી તને કોઈ પણ પ્રકારની પીડા ન થાઓ.[૧૮] હે પુત્ર! હાથી, સિંહ. વ્યાઘ્ર, રીંછ, મોટી દાઢોવાળા મર્કટ વગેરે પ્રાણીઓ તથા ભયંકર શિંગડાંવાળા પાડાઓ વગેરે તારો દ્રોહ ન કરો. મનુષ્યના માંસનું ભક્ષણ કરનારાં અને ક્રૂર સ્વભાવ-વાળાં સર્વ પ્રકારનાં ભયંકર પ્રાણીઓ તને પીડા ન કરો.[૧૯,૨૦] હે વત્સ રામ! તને ક્ષેમકુશળ પાછા આવવા માટે બધા માર્ગો કલ્યાણકારક થાઓ, તારાં સર્વ પરાક્રમો સિદ્ધ થાઓ, વનમાંની સર્વ સંપત્તિ (કંદમૂળ, ફળ વગેરે) તને સુખપ્રદ થાઓ અને એવી રીતે સર્વ પ્રકારે તારો વનવાસ કલ્યાણકર થાઓ.[૨૧] હે રામ! અંતરિક્ષમાં તથા પૃથ્વીમા વસનારાં સર્વ જાતનાં પ્રાણીઓ અને અન્ય પણ જે કોઈ તારા શત્રુરૂપ હોય તેઓથી પણ તારું કલ્યાણ થાઓ. મેં જેઓનુ પૂજન-અર્ચન કર્યું છે, એવા સર્વ દેવો તથા શુક્ર, સોમ, સૂર્ય, કુબેર અને યમરાજા વગેરે સર્વ દંડકારણ્યમાં તારુ રક્ષણ કરો.[૨૨,૨૩] હે રઘુનંદન! અગ્નિ, વાયુ, ધૂમ તથા ઋષિઓએ ઉચ્ચારેલા મંત્રો. વનમાના અનેક પ્રકારના વ્યવહાર સમયે તારી રક્ષા કરો; તેમ જ સર્વ લોકના પ્રભુ બ્રહ્મા, જગતના કારણ-રૂપ બ્રહ્મ, મહાત્મા–ઋષિઓ અને બાકીના સર્વ દેવો વનમાં તારી રક્ષા કરો.[૨૪,૨૫]

વિશાળ નેત્રવાળાં અને ઉત્તમ કીર્તિવાળાં માતા કૌશલ્યાએ એવી રીતે પોતાના પુત્રને સ્વસ્તિ-વાચન કરીને પુષ્પ, ચંદન તથા યોગ્ય સ્તુતિ વગેરે ઉપચારોથી દેવગણોનુ પૂજન કર્યું;[૨૬] અને પછી માંગલિક પૂજન કરાવવા આવેલા મહાત્મા બ્રાહ્મણો દ્વારા અગ્નિ પ્રકટ કરાવ્યો. ત્યાર પછી તેમણે ઘી, શ્વેત પુષ્પ, સમિધાઓ અને સરસવ વગેરે હુત-દ્રવ્ય સંપાદન કરીને મહારાજાના ઉપાધ્યાય બ્રાહ્મણ-ની પાસે રામચંદ્રના ક્ષેમકુશળ માટે અગ્નિમા હોમ કરાવ્યો.[૨૭,૨૮] તે વેળા તે ઉપાધ્યાયે વિધિપૂર્વક શાંતિહોમ કરીને હોમતા અવશેષ રહેલા પદાર્થો વડે યજ્ઞસ્થાનથી બહાર લોકપાલોને બલિદાન આપ્યું. પછી માતા કૌશલ્યાએ ઉપાધ્યાય આદિ સર્વ બ્રાહ્મણોને મધ, દહીં, અક્ષત તથા ઘૃત વગેરે પદાર્થો સહિત ઇચ્છિત દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા અને તેમની પાસે પોતાના પુત્રને સ્વસ્તિવાચન કરાવ્યું. પછી તેમણે પુનઃ પણ રામચંદ્ર પ્રત્યે કહ્યું: 'હે પુત્ર! સર્વ દેવોના રાજા ઇંદ્રને વૃત્રાસુરના નાશ સમયે જે મંગળ પ્રાપ્ત થયુ હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ.[૨૯-૩૧] પૂર્વે દેવોને જીતી તેમની પાસેથી અમૃત લઈ આવવા ઇચ્છતા ગરુડને તેની માતા વિનતાએ જે મંગળ કર્યું હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ.[૩૨] પૂર્વે સમુદ્રમંથન કરવાથી ઉત્પન્ન થયેલા અમૃત માટે મહાદારુણ–દેવાસુર સંગ્રામ થયો હતો; તે સમયે દૈત્યો સાથે યુદ્ધ કરવા જતા ઇંદ્રને તેની માતા અદિતિએ જે મંગળ કર્યું હતું, તે મંગળ તને પ્રાપ્ત થાઓ.[૩૪] હે રામ! વામનાવતાર ધારણ કરી બલિરાજા પાસેથી ત્રણ ડગલાં પૃથ્વીની યાચના કરવા જતાં અત્યંત તેજસ્વી વિષ્ણુ ભગવાનને જે મંગળ પ્રાપ્ત થયુ હતુ તે મંગળ તને પ્રાપ્ત થાઓ.[૩૫] હે મહા-બાહુ! સર્વ ઋષિઓ, સમુદ્રો, દ્વીપો, વેદો, દિશાઓ તથા લોકો. એ સઘળાં તને ઉત્તમોત્તમ મંગળ આપનારા થાઓ.[૩૬]

એ પ્રમાણે રામચંદ્રની મંગળ રક્ષા માટે

---

ઉક્તિ કૌશલ્યાએ પોતાના પુત્રનું રક્ષણ કરવાના અતિશય પ્રેમને લીધે પરવશપણે બોલતાં કરી હોય એમ લાગે છે'

માતા કૌશલ્યાએ બાકી રહેલા આશીર્વાદના અક્ષત તેમના મસ્તક પર મૂક્યા તથા તેમના શરીર પર સુગંધયુક્ત ચંદનનો લેપ કર્યો.[37] પછી કૌશલ્યાએ પ્રસિદ્ધ પરાક્રમવાળી[×] 'વિશલ્યકરણી'[÷] નામની ઉત્તમ ઔષધિ રામચંદ્રના[*] બાહુએ બાંધીને રક્ષા કરી અને મંત્રજપ કરવાથી તે ઔષધિને વિશેષ સામર્થ્યવાળી કરી.[+] પછી અંતઃકરણના ખરા ભાવથી નહિ, પણ માત્ર વાણીથી આનંદયુક્ત થયાં હોય તેવાં માતા કૌશલ્યાએ પોતાના પુત્ર રામચંદ્રના શરીર પર હાથ ફેરવી તથા તેમને પોતાના હૃદય સાથે ચાંપીને તેમનું મસ્તક સૂંઘ્યું અને પછી ગદ્ગદ વાણીથી કહ્યું: 'હે રામ! તું સુખેથી વન તરફ પ્રયાણ કર. તારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ થાઓ.[38] તું સર્વ કાર્ય સિદ્ધ કરીને આરોગ્યતાપૂર્વક નિર્વિઘ્ને પાછો સત્વર નગરમાં આવ. હે વત્સ! હું તને શીઘ્ર રાજ્યાસન પર વિરાજેલો જોવાને ઇચ્છું છું. હે પુત્ર! હાલમાં તું વનમાં જા અને પછી ત્યાંથી સત્વર પાછો આવીને, રાજાને યોગ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરતો તું સીતાવહુને તથા મને આનંદ પમાડ.[39–42] હે રાઘવ! મેં જેઓનું પૂજન–અર્ચન કરેલું છે, એવા શંકર વગેરે દેવો, મહર્ષિઓ, ભૂતગણો, ઉરગો અને દિશાઓ વનમાં નિરંતર તારું હિત કરો.'[43]

એ પ્રમાણે પુત્રવિયોગના ભાવિ દુઃખને લીધે જેના નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં, એવાં માતા કૌશલ્યાએ પોતાના પુત્ર રામચંદ્રને સ્વસ્તિવાચન–મંગળ રક્ષાની ક્રિયા સમાપ્ત કરીને તેમની પ્રદક્ષિણા કરી[×] અને વારંવાર તેમના મુખકમળને નીરખી આનંદપૂર્વક તેમને પોતાના હૃદય સરસા ચાંપ્યા. ત્યાર પછી મહાયશસ્વી અને માતૃસેવાથી ઉત્પન્ન થયેલી શોભા વડે દેદીપ્યમાન કાંતિવાળા રામચંદ્ર કૌશલ્યાના ચરણમાં વારંવાર પ્રણામ કરીને તથા તેમની આજ્ઞા લઈને પોતાની ધર્મપત્ની સતીશિરોમણિ સીતાના ભવન તરફ જવા લાગ્યા.[44,45]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૫ મો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૨૬ મો

### રામચંદ્ર અને સીતા

अभिवाद्य तु कौशल्यां रामः संप्रस्थितो वनम् ।
कृतस्वस्त्ययनो मात्रा धर्मिष्ठे वर्त्मनि स्थितः ॥ १ ॥

મંગળ રક્ષાની ક્રિયા સમાપ્ત થયા પછી ધર્મ-મર્યાદામાં રહેલા રામચંદ્ર વનમાં જવા માટે માતાની આજ્ઞા લઈ તથા તેમને પ્રણામ કરી પોતાના અંતઃપુરમાંથી બહાર નીકળ્યા. ત્યાં તેમણે આખો રાજમાર્ગ દેશદેશાંતરના જનસમૂહોથી ખીચોખીચ ભરાયેલો દીઠો. જો કે આ સમયે લોકોને રામચંદ્રના વનવાસ જવાની ખબર પડી ન હતી. તોપણ રામચંદ્રને રથમાં બેઠા સિવાય પગપાળા જતા જોઈ તેઓ રામચંદ્રના ગુણો વડે મુગ્ધ થયેલા હોવાને

× ઘણા સમયથી જેનો પ્રયોગ અજમાવી સિદ્ધ કર્યો હતો એવી.

÷ વિશલ્યકરણી એટલે અસ્ત્રો–શસ્ત્રોથી થયેલા ઘાવને સત્વર રુઝાવી નાખનારી

* અહીં 'બાહુએ બાંધી' એમ કહેવાનું તાત્પર્ય એવું સમજાય છે કે, કદાચ રાક્ષસાદિ ક્રૂર પ્રાણીઓની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવી પડે તો તે ઔષધિ રામચંદ્રના ઉપયોગમાં આવે એવા હેતુથી એ 'વિશલ્યકરણી' નામની ઔષધિ સંભારીને કૌશલ્યાએ રામને આપી.

+ રામચંદ્ર એ ઔષધિ વાપરવાનો વિધિ વીસરી ન જાય એ માટે કૌશલ્યાએ તેમને તેનો પ્રયોગ દર્શાવનારા મંત્રો કહી સંભળાવ્યા.

× અત્રે શંકા થાય છે કે, માતા પૂજ્ય છે અને પુત્ર પૂજક છે; તેથી પુત્ર માતાની પ્રદક્ષિણા કરે એ ધર્મયુક્ત છે; પરંતુ કૌશલ્યાએ રામની પ્રદક્ષિણા કરી એ આચરણ ધર્મશાસ્ત્ર વિરુદ્ધ કેમ નહિ? **સમાધાન:** માતા પુત્રસ્નેહને લીધે જ માત્ર પોતાના પુત્રની રક્ષાને અર્થે જ તેની પ્રદક્ષિણા કરે એ કાંઈ અયુક્ત નથી: 'માતા જો લાંબા પ્રવાસે જતા પુત્રની પ્રદક્ષિણા કરે, તો પુત્રની મનઃકામના પૂર્ણ થાય છે' એવું ધર્મશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. તિલક ટીકામાં પણ લખ્યું છે કે, 'मात्रा प्रदक्षिणकरणं रक्षार्थम् । માતા પુત્રની પ્રદક્ષિણા કરે એ તેની રક્ષાને માટે જ સમજવું.'

લીધે અત્યંત ખેદ પામ્યા. સતીશિરોમણિ સીતા રામચંદ્રના વનગમન વિષે કશું જાણતાં નહિ હોવાથી આનંદમગ્ન થઈ રહ્યાં હતા અને 'આજે મારા પ્રિય પતિને રાજ્યાભિષેક થશે' એવો જ હર્ષ તેમના હૃદયકમળમા વ્યાપી રહ્યો હતો.[૧-૩] હર્ષપૂર્ણ થયેલા રાજપુત્રી સીતા પોતાના પતિનો નિર્વિઘ્ને રાજ્યાભિષેક થવા માટે દેવકાર્ય કરી પોતે રાજધર્મને જાણનાર હોવાથી શુભ સમાચારની વાટ જોઈ રહ્યાં હતાં;[૪] એટલામા લજ્જાને લીધે જેણે પોતાનુ મુખ નીચું કર્યું હતું એવા રામચંદ્રે રૂડી રીતે શણગારેલા અને હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી વ્યાપ્ત એવા પોતાના અંતઃપુરમા પ્રવેશ કર્યો.[૫] સીતા પણ પોતાના સ્વામીને આવતા જોઈ તુરત આસન પરથી ઊભાં થઈ ગયા. રામચંદ્રને ચિંતાથી આકુળવ્યાકુળ તથા શોક વડે સંતપ્ત થયેલા જોઈને સીતાનો સઘળો હર્ષ એકાએક નષ્ટ થઈ ગયો અને તે થરથર ધ્રૂજવા લાગ્યાં.[૬] ધર્માત્મા રામચંદ્ર પણ શ્રીમતી સીતાને જોઈને પોતાના મનમા રહેલા શોકને ગુપ્ત રાખી શક્યા નહિ. તુરત જ શોક તથા દુઃખનાં ચિહ્નો તેમના શરીર પર સ્પષ્ટ જણાવા લાગ્યાં.[૭] સીતાને જોતાં જ અંતર્ગત શોકદુઃખ સહન નહિ થઈ શકવાથી રામચંદ્રનું મુખ વિવર્ણ થઈ ગયુ અને તેમના આખા શરીરમાંથી પરસેવો છૂટવા લાગ્યો. આવી સ્થિતિ જોઈ સીતાના અંતઃકરણમા પણ દુઃખ અને ભયને લીધે અત્યંત સંતાપ ઉત્પન્ન થયો. તે પોતાના પતિને પૂછવા લાગ્યાં: 'હે સ્વામીનાથ! આજે હર્ષના પ્રસંગે આમ કેમ?[૮] આજે બૃહસ્પતિ દેવતાયુક્ત પુષ્ય નક્ષત્રમાં ચંદ્ર આવેલો છે અને તે ઉત્તમ યોગમાં વિદ્વાન બ્રાહ્મણો તમારો રાજ્યાભિષેક કરવાનુ કહે છે, છતાં તમે આજે હર્ષને બદલે આમ ઉદાસ કેમ થઈ ગયા છો?[૯] હે આર્યપુત્ર! હજી સુધી જળના ફીણ સરખું શ્વેત અને સો શલાકા(સળીઓ)વાળું રાજછત્ર તમારા મસ્તક પર કેમ ધરવામાં આવ્યું નથી?[૧૦] તમારા કમળ સરખાં નેત્રવાળા મુખ આગળ ચંદ્ર અથવા હંસ જેવા શ્વેત મનોહર ચામરો આજે કેમ ઢોળાતાં નથી? હે પુરુષશ્રેષ્ઠ! તમારા રાજ્યાભિષેક-મહોત્સવને લીધે હર્ષયુક્ત થયેલા વાચાળ બંદીજનો તથા સૂતો અને માગધો તમારી મંગળસ્તુતિ કરતા કેમ દેખાતા નથી?[૧૧,૧૨] વેદનો પાર પામેલા બ્રાહ્મણોએ તમારા રાજ્યાભિષિક્ત થયેલા મસ્તક પર વિધિપૂર્વક મૂકેલા દહીં અને મધ વગેરે માંગલિક પદાર્થો કેમ જણાતા નથી? હે પ્રિય! તમારો પ્રધાનવર્ગ, સભામા બેસનારા મુખ્ય પુરુષો અને આખા દેશ તથા નગરના લોકો ઉત્તમ વસ્ત્રાભૂષણો ધારણ કરીને તમારી પાછળ આજે કેમ ચાલતા નથી?[૧૩,૧૪] મહાવેગવાન અને સુવર્ણના સાજ વડે શોભતા એવા ઉત્તમ ચાર અશ્વોથી જોડેલો 'પુષ્પરથ'[૧] આજે તમારી આગળ કેમ જણાતો નથી?[૧૫] હે શૂરવીર! કાળા મેઘ અથવા પર્વત સરખી કાયાવાળો અને સર્વ લક્ષણવાળો તમારો 'શત્રુંજય' હાથી આજે કેમ જોવામા આવતો નથી? હે પ્રિયદર્શન! સુવર્ણથી ચિત્રિત ભદ્રાસનને તમારા સેવકો પોતાના હાથથી ઉપાડીને આગળ ચાલતા કેમ જોવામા આવતા નથી? અરે, આજે તો તમને રાજ્યાભિષેક કરવાની સઘળી તૈયારીઓ થઈ ચૂકી છે, છતાં આવા હર્ષના પ્રસંગે તમારા મુખ પર કેમ આનંદ જણાતો નથી? અને ઊલટો પૂર્વે કદાપિ નહિ જોવામાં આવેલો એવો તમારા મુખનો વર્ણ આજે કેમ બદલાઈ ગયો છે?[૧૬-૧૮]

એ પ્રમાણે વિલાપયુક્ત પ્રશ્ન કરતા સતીશિરોમણિ સીતાને જોઈને રામચંદ્ર અત્યંત શોક તથા દુઃખના આવેશને લીધે ટૂંકમાં માત્ર એટલુ જ બોલ્યા: 'હે પ્રાણપ્રિય સીતા! આજે મારા પિતા મને વનમા મોકલે છે.[૧૯]

પછી શ્રીમાન રામચંદ્ર સીતાવિયોગના દુઃખથી ગદ્ગદ કંઠવાળા થઈ ગયા અને આગળ ન

---

[૧] [illegible] 'પુષ્પરથ' કહે છે [illegible] તો [illegible] અને [illegible]

બોલી શકવાથી થોડીક વાર શાંત રહ્યા. પછી ધીમે ધીમે કહેવા લાગ્યા :

'હે ધર્મ પ્રમાણે વર્તનારાં! હે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાં ધર્મજ્ઞ જાનકી! મને વનવાસની પ્રાપ્તિ કેવી રીતે થઈ, તે સર્વ હું તમને અનુક્રમે કહું છું.[૨૦] પૂર્વે સત્ય પ્રતિજ્ઞાવાળા મારા પિતા દશરથ રાજાએ મારી અપર માતા કૈકેયીને બે વરદાન આપવાનું કહ્યું હતું.[૨૧] હાલમાં પિતાએ મારા રાજ્યાભિષેકની તૈયારી કરી, ત્યારે પ્રથમ મારા પિતાને ધર્મના સોગંદથી વશ કરીને કૈકેયી-એ બે વરદાન માગી લીધા છે અને સત્યવાદી પિતા તેને એ બન્ને વરદાન આપી ચૂક્યા છે.[૨૨] એથી હે રાજપુત્રી! મારે આજથી ચૌદ વર્ષ પર્યંત દંડકારણ્યમાં વસવાનુ છે અને મારા પિતાએ કૈકેયી-ના પુત્ર ભરતને યુવરાજપદ ઉપર યોજ્યો છે. હે દેવી! મનુષ્ય વગરના એ દંડક વનમાં જતાં પહેલાં હું તમને મળવા માટે આવ્યો છું. હે પ્રિયા! મારા વનમાં ગયા પછી તમારે પોતાનું ઉત્તમ શિયળવ્રત સાચવીને રહેવું. તમારે ભરતની આગળ કદાપિ મારી પ્રશંસા કરવી નહિ.[૨૩] સમૃદ્ધિ-ઐશ્વર્યવાળા પુરુષો બીજાની પ્રશંસા સહન કરી શકતા નથી; માટે તમારે ભરતના સાંભળતાં મારા ગુણોનુ વર્ણન કરવું નહિ.[૨૪,૨૫] વળી પોતાની સખીઓની સાથેના વાર્તાપ્રસંગે પણ વિશેષે કરી તેમ ન કરવુ, કેમ કે હવે તમારે ભરતને અનુકૂળ થઈનેજ વર્ત-વાનો સમય આવ્યો છે.[૨૬] હે સીતા! મહારાજા દશરથે ભરતને સદાને માટે યુવરાજપદ સોપ્યુ છે, માટે હવેથી તે આપણો રાજા થયો છે; તેથી તમારે તેને પ્રસન્ન રાખવો.[૨૭] હે મનસ્વિની! હું પિતાની આજ્ઞા પાળવા માટે આજે જ વનમા જાઉં છુ. માટે તમે પોતાના ચિત્તને સ્થિર કરીને રહોઃ અર્થાત્ તે સંબંધી કાંઈ પણ શોક કરશો નહિ.[૨૮] હે કલ્યાણી! હું અનેક ઋષિ-મુનિઓએ સેવેલા દંડકારણ્યમાં જાઉં, ત્યાર પછીથી તમારે અહીં રહીને વ્રત તથા ઉપવાસો કરવામાં તત્પર રહેવું[૨૯] દરરોજ પાછલી બે ઘડી રાત્રિ રહે ત્યારે ઊઠી સ્નાનાદિ કરીને વિધિપૂર્વક દેવપૂજન કરવું તથા લોકોના અધિપતિ મારા પિતા દશરથ રાજા અને મારાં વૃદ્ધ માતુશ્રી કૌશલ્યા કે જેમનું શરીર દુઃખ અને સંતાપ વડે કૃશ થઈ ગયુ છે, તેમનું ધર્મબુદ્ધિથી વંદન કરવું.[૩૦,૩૧] વળી કૌશલ્યા વિના મારી જે બીજી માતાઓ છે તેમનું પણ તમારે નિત્ય વંદન કરવું; કારણ કે મારા પર ગાઢ સ્નેહ રાખી મારું પાલન-પોષણ કરવામાં મારી સઘળી માતાઓ સમાન છે.[૩૨] વળી મને મારા પ્રાણ કરતા પણ અધિક પ્રિય એવા ભરત તથા શત્રુઘ્નને તો તમારે વિશેષે કરી પોતાના ભાઈ અને પુત્ર સમાન જોવા, અર્થાત્ તેઓના ઉપર કદાપિ દ્વેષબુદ્ધિ રાખવી નહિ.[૩૩] હે વૈદેહી! તમારે ભરતનું કદાપિ અપ્રિય કરવું નહિ; કેમ કે તે આપણા આખા કુળનો અને દેશનો રાજા થયો છે.[૩૪] હે સીતા! તમારે સારી રીતે ધ્યાનમાં રાખવું કે :

आराधिता हि शीलेन प्रयत्नैश्चोपसेविताः ।
राजानः संप्रसीदंति प्रकुप्यंति विपर्यये ॥

ઉત્તમ આચરણો તથા અનેક પ્રયત્નો વડે સેવન કરવાથી જ રાજાઓ પ્રસન્ન થાય છે અને ઊલટી રીતે વર્તવાથી ક્રોધ પામે છે.[૩૫] વળી-

औरस्यानपि पुत्रान्हि त्यजन्त्यहितकारिणः ।
समर्थान्संप्रगृह्णन्ति जनानपि नराधिपाः ॥

રાજાઓ પોતાનું અહિત કરનારો પોતાનો પુત્ર હોય, તોપણ તેનો ત્યાગ કરે છે અને હિત કરવામા સમર્થ પુરુષ કે જેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન હોય તેને પણ પોતાનો કરી રાખે છે[૩૬]

માટે હે કલ્યાણી! પોતાના સત્ય શિયળ-વ્રતને પાળી ભરત રાજાનું પ્રિય કરી તથા તેને અનુસરી તમે અહીં નિવાસ કરજો.[૩૭] હે પ્રિયા! હું પિતાની આજ્ઞા પાળવા માટે વનમાં જઈશ અને તમે સુખેથી અહીં નિવાસ કરજો. હે ભામિની! હાલમા તમે જે રીતે કોઈનું અપ્રિય કરતા નથી, તેમ જ મારા વનમાં ગયા પછી પણ મારા વચન પ્રમાણે વર્તીને કોઈનું અપ્રિય કરશો નહિ.'[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૭ મો

## સીતાવચન

**एवमुक्ता तु वैदेही प्रियार्हा प्रियवादिनी ।**
**प्रणयादेव संक्रुद्धा भर्तारमिदमब्रवीत् ॥ १ ॥**

રામચંદ્રનાં વચન સાભળી પ્રિય કહેવા યોગ્ય તથા પ્રિય વચન બોલનારાં સતીશિરોમણિ સીતાએ માત્ર ઉપરથી જ પ્રણયકોપ˜ દર્શાવતાં કહ્યું:[1] 'હે પ્રિય સ્વામિન્! તમે આ શું બોલો છો? શું તમે મને છેક હલકા વિચારવાળી સમજો છો?[+] હે નરશ્રેષ્ઠ! તમારાં આ વચનો તો મને હાસીપાત્ર લાગે છે! વિવાહસમયે તમારી સાથે હું છાયાની પેઠે વર્તવાને બંધાયેલી હોવા છતા, તમારા વિના એકલી ઘરમાં રહું એ તો લોકોમાં હાંસી કરાવવા જેવું છે![2] હે સ્વામિન્! શસ્ત્રાસ્ત્રવિદ્યા જાણનારા શૂરવીર રાજપુત્રોએ નહિ બોલવા યોગ્ય અને જેથી પોતાની અપકીર્તિ થાય એવાં જે જે વચનો તમોએ કહ્યાં, તે સાંભળવાને હું યોગ્ય નથી. હે આર્યપુત્ર! આ લોકમા પિતા, માતા, ભાઈ, પુત્ર તથા પુત્રવધૂ એ સર્વ કર્મફળને ભોગવતાં પોતપોતાના ભાગ્યની જ ઉપાસના કરે છે;[3,4] પરંતુ હે પુરુષશ્રેષ્ઠ! સ્ત્રી તો પોતાના પતિનું ભાગ્ય ભોગવવામા સહાધિકારિણી છે; અર્થાત્ પતિનાં સુખદુઃખના પ્રસંગમાં સ્ત્રીનો વિભાગ છે; માટે તમારા પિતાએ તમને વનમા જવાની આજ્ઞા આપી તે સાથે જ મને પણ આપી, એમ સમજવું;[5] કારણ કે :

**न पिता नात्मजो वात्मा न माता न सखीजनः ।**
**इह प्रेत्य च नारीणां पतिरेको गतिः सदा ॥**

સ્ત્રીને પિતા, પુત્ર, માતા, સખીવર્ગ કે પોતાનુ શરીર એમાથી કોઈ પણ આ લોકમાં કે પરલોકમાં ગતિરૂપ નથી; પણ કેવળ પોતાનો પતિ જ તેની ગતિરૂપ છે.[6]

માટે હે રાઘવ! જો તમે આજે જ વનમાં પ્રયાણ કરશો, તો હું પણ માર્ગમાંના કુશ˜ તથા કંટક* વગેરેનું મર્દન કરતી તમારી આગળ પ્રયાણ કરીશ.–[7] હે શૂરવીર! તમે મારા સંબંધમાં ઉપજતા ઈર્ષ્યા× તથા ક્રોધનો§ ત્યાગ કરીને અને સર્વ પ્રકારની શંકાઓ દૂર કરીને, જેમ વટેમાર્ગુ મનુષ્ય ગહન વનમાં પ્રવેશતાં 'આગળ જળ નહિ મળે' એવો વિચાર કરી પીતાં વધેલું જળ પણ કમંડળમા રાખી સાથે લે છે, તેમ તમે મને પણ વનમા સાથે લો. મને ત્યજવા સરખું મારામાં કાંઈ પણ પાપ નથી.[8] વળી હે સ્વામિન્!–

**प्रासादाग्रे विमानैर्वा वैहायसगतेन वा ।**
**सर्वावस्थागता भर्तुः पादच्छाया विशिष्यते ॥**

સ્ત્રીને મોટા પ્રાસાદ ઉપર ચઢવાનું મળે, વિમાનમા બેસી વિહાર કરવાનું મળે કે અણિમાદિ આઠે સિદ્ધિઓથી આકાશમાં વિચરવાનો આનંદાનુભવ મળે, તે કરતાં પણ પોતાના પતિના ચરણની છાયામા રહેવાનું મળે; અર્થાત્ પતિની સેવામાં નિમગ્ન રહેવાય એ અધિક છે.[9]

હે સ્વામીનાથ! મને મારાં માતા–પિતાએ પ્રથમથી જ 'પતિસેવા કેવી રીતે કરવી?' એ વિષે અનેક પ્રકારની શિખામણ આપેલી છે, તેથી હાલમા 'મારે કેવી રીતે વર્તવું?' એ વિષે તમારે મને ઉપદેશ આપવાની જરૂર નથી.[10] હે આર્યપુત્ર! હું નાના પ્રકારના હરિણો તથા શાર્દૂલોએ સેવેલા નિર્જન અરણ્યમાં તમારી સાથે જ આવીશ અને જેમ પૂર્વે હું મારા પિતાના ઘરમાં સુખપૂર્વક રહેતી હતી, તેમ તમારી સાથે વનમાં સુખેથી રહીશ; કારણ કે હું પોતાનું પાતિવ્રત્ય જાળવવાની આગળ ત્રૈલોક્યના સુખને પણ તુચ્છ ગણું છું.

˜ પ્રેમથી આવેશમા આવી જવું તે

+ પતિને દુઃખ પડવા છતા પોતે તેમા ભાગ ન લે અથવા કાંઈ પણ સહાય ન કરે, એવી કનિષ્ઠ સ્ત્રી સમાન મને ગણો છો? એવું સીતાના વચનનું તાત્પર્ય છે.

˜ દર્ભની અણીઓ.

* કાંટા.

– આથી સીતાએ જણાવ્યું કે હું તમારી [illegible] ચાલતી જ આવીશ અને તમને કાંઈ પણ દુઃખ નહિ [illegible]

× 'અરે, સીતા સાથે છતાં વનમા જવાનું [illegible] કેમ કરાય?' એ ઈર્ષ્યા.

§ 'અરે મારું કહ્યું ન માનતાં, મારી સાથે [illegible] વાનો આગ્રહ કેમ કરે છે?' એવો ક્રોધ.

હે શૂરવીર! પુષ્પોના પરાગથી સુવાસિત થયેલા વનમાં તમારી સાથે આનંદ પામતી હું સર્વે નિયમો પાળીશ અને તપશ્ચર્યામાં તત્પર થઈ નિરંતર તમારી સેવા કરીશ.[૧૨-૧૩] હે રામ! તમે વનમાં રહીને પણ બીજા અનેક જનોનું પાલન કરવા સમર્થ છો, તો પછી હે માનદ! માત્ર મારું પાલન કરવામાં સમર્થ હો તેમાં શું આશ્ચર્ય? હે મહાભાગ! આજે હું અવશ્ય તમારી સાથે વનમાં આવીશ અને તમારી સાથે વનમાં વસી ફળ તથા કંદમૂળનો આહાર કરીશ, તેમ જ તમને કાંઈ પણ દુઃખ ઉપજાવીશ નહિ. આ મારા નિશ્ચયને ફેરવવા કોઈ પણ સમર્થ નથી.[૧૪-૧૬] હું તમારી આગળ ચાલીશ અને તમોએ ભોજન કર્યા પછી ભોજન કરીશ. હે આર્યપુત્ર! તમારા સરખા બુદ્ધિમાન સ્વામીની સાથે રહીને હું વનમાં નદીઓ, પર્વતો, નાનાં સરોવરો, મોટાં તળાવો અને હંસ તથા કારંડવ આદિ પક્ષીઓથી વ્યાપ્ત તથા સુગંધયુક્ત કમળોવાળી તલાવડીઓ એ સઘળું જોવા ઇચ્છું છું. હે આર્યપુત્ર! હું તમારી સાથે તે તે સ્થળે સ્નાન કરીશ તથા તમને અનુકૂળ થઈ વર્તીશ.[૧૭-૧૯] હે વિશાળ નેત્રવાળા રામ! તમારી સાથે વનવાસને લીધે પરમ આનંદ પામતી હું ચૌદ વર્ષ તો શું પણ સેંકડો કિવા હજારો વર્ષ પર્યંત વનમા રહેવું પડશે, તોપણ હર્ષ પામીશ. હું તમારો વિયોગ એક ક્ષણમાત્ર પણ સહન કરી શકું એમ નથી. હે નરવ્યાઘ્ર! તમારા વિના કદાચ સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય, તોપણ તે મને રુચે એમ નથી.[૨૦,૨૧]

હે પ્રભુ! તમારી આજ્ઞા પ્રમાણે વર્તનારી હું અનેક પ્રકારના વાનરો, હાથીઓ તથા મૃગોથી ભરપૂર એવા ભયંકર અરણ્યમાં તમારી સાથે આવીશ અને તમારા ચરણકમળની સેવા કરતી રહી મારા પિતાના ઘરની પેઠે ત્યાં સુખેથી વસીશ. હે આર્યપુત્ર! તમારા સિવાય બીજે ક્યાય મારો ભાવ નથી, મારું ચિત્ત તમારા વિષે જ પ્રીતિવાળું છે અને જો તમારો વિયોગ થાય તો મે મરવાનોજ નિશ્ચય કર્યો છે; માટે મારા પર દયા કરી મને સાથે વનમાં લઈ જઈને મારી યાચના સફળ કરો. હે સ્વામિન્! મારા આવવાથી તમને કાંઈ ભાર પડશે નહિ.'

ધર્મવત્સલ સતીશિરોમણિ સીતાએ ઘણી ઘણી વિનતિ કરી કહ્યું; તોપણ નરશ્રેષ્ઠ રામચંદ્રે તેમને પોતાની સાથે તેડી જવાની ઇચ્છા કરી નહિ; પણ તેમને ઘેર રાખવા વનવાસનાં અનેક દુઃખો કહેવા માંડ્યાં.[૨૨-૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૭ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૮ મો

## વનવાસનાં દુઃખો

**स एवं ब्रुवतीं सीतां धर्मज्ञां धर्मवत्सला।**
**न नेतुं कुरुते बुद्धिं वने दुःखानि चिन्तयन् ॥ १ ॥**

વનવાસમાં કેવાં કેવાં દુઃખો પડે છે એનો વિચાર કરતા ધર્મવત્સલ રામચંદ્રે પોતાની સાથે આવવા ઇચ્છતાં ધર્મજ્ઞ સીતાને વનમાં તેડી જવાનું મન કર્યું નહિ. પછી અશ્રુથી પૂર્ણ નેત્રવાળાં સતીશિરોમણિ સીતાનું અનેક પ્રકારે સાંત્વન કરતા ધર્માત્મા રામચંદ્ર તેમને વનમાં નહિ આવવા માટે કહેવા લાગ્યા:[૧,૨] 'હે સીતા! તમે શ્રેષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલાં છો અને નિરંતર ધર્માચરણમાં તત્પર રહો છો; માટે જેવી રીતે મારા મનમા સુખ થાય તેવી રીતે અહીં (રાજ્યમાં) રહીને (મારા કહેવા પ્રમાણે વર્તી) ધર્માચરણ કરો. હે પ્રિયા! તમારે મારી આજ્ઞા પ્રમાણે જ વર્તવું જોઈએ. વનમાં અનેક પ્રકારનાં કષ્ટ સહન કરવાં પડે છે.[૩,૪] હે સીતા! તમે વનમા આવવાની મતિનો ત્યાગ કરો. 'વન એ એક મોટાં દુઃખોનુ જ સ્થાન છે' એવું સમજુ પુરુષો કહે છે.[૫] હે પ્રિયા! હુ તમારું હિત ઇચ્છીને જ કહું છું કે વનમાં સદાકાળ સુખ છે જ નહિ; પરંતુ દુઃખ, દુઃખ અને દુઃખ જ છે. હે ભીરુ! વનમાં પર્વતોમાંથી નીકળતા મોટા મોટા નદીપ્રવાહોના ખળખળાટો સાથે મળીને અત્યંત વૃદ્ધિ પામેલા સિંહોના ભયંકર નાદ સાંભળવામા આવે છે, તેથી વન દુઃખમય છે.[૬,૭] વળી દંડકવન નિર્જન હોવાથી, ત્યાં નિઃશંક રીતે ક્રીડા કરતા

મદોન્મત્ત સિંહ વગેરે હિંસક પ્રાણીઓ મનુષ્યને જોતાંવેંત જ સામાં ધસી આવે છે, તેથી વન દુઃખમય છે.[૮] વનમાંની નદીઓ અનેક મગરોથી વ્યાપ્ત તથા ઘણા કાદવવાળી હોવાને લીધે મદોન્મત્ત હાથીઓ પણ તેને દુઃખ વડે તરી શકે છે (તો મનુષ્યનું તો શું ગજું?) તેથી વન દુઃખમયં છે.[૯] વનના માર્ગો લતાઓ અને કાંટાઓથી છવાયેલા તથા પાણી વિનાના હોય છે અને કેટલીક વાર કાચંડા વગેરે ક્રૂર પ્રાણીઓના તીક્ષ્ણ શબ્દો સાંભળી ત્યાં બહુ ભય ઊપજે છે, તેથી વન ઘણું દુઃખમય છે.[૧૦] ત્યાં આહાર કરવા માટે વનફળ વગેરે શોધી લાવવામાં દિવસે પણ ઘણો જ શ્રમ પડે છે અને રાત્રિએ પૃથ્વી પર પોતાની મેળે જ ખરી પડેલાં પાંદડાંની શય્યા પર દિવસનો શ્રમ નિવૃત્ત કરવા માટે સૂઈ રહેવું પડે છે; તેથી વન દુઃખમય છે.[૧૧] હે સીતા! ત્યાં વસી પોતાના ચિત્તને નિયમિત રાખનાર મનુષ્યે તો વૃક્ષ પરથી પોતાની મેળે પડી ગયેલાં ફળોથી જ રાત્રિ–દિવસ સંતોષ રાખવો પડે છે. તેથી વન દુઃખમય છે.[૧૨] હે મૈથિલી! કદાચ ફળ વગેરે ન મળી શકે તો ઉપવાસ પણ કરવો પડે છે; મસ્તક પર જટાનો ભાર રાખવો પડે છે અને વલ્કલ વસ્ત્રો ધારણ કરવાં પડે છે, તેથી વન દુઃખમય છે.[૧૩] વનમાં પણ નિયમપૂર્વક આચાર–વિચાર પાળનાર વનવાસીઓને પ્રાતઃકાળે, મધ્યાહ્નકાળે અને સાયંકાળે, એમ ત્રણ વખત સ્નાન કરવું પડે છે. પોતાના આશ્રમ પર આવેલા અતિથિનો અવશ્ય સત્કાર કરવો પડે છે અને દેવતાઓ તથા પિતૃઓનું પૂજન-તર્પણ કરવું પડે છે, તેથી વન દુઃખમય* છે.[૧૪,૧૫] હે સીતા! પોતાના હાથથી વીણી લાવેલાં પુષ્પો વડે વેદી પર સ્થાપન કરેલા અગ્નિની વિધિવત્ પૂજા કરવી પડે છે, તેથી વન દુઃખમય છે. હે સીતા! ત્યાં જે કાંઈ કંદમૂળ કે ફળ વગેરે આહાર કરવાનો પદાર્થ પ્રાપ્ત થાય તેટલેથી જ સંતોષ રાખવો પડે છે. વનવાસીઓને મનમાન્યું ભોજન મળતું જ નથી, તેથી વન દુઃખમય છે.[૧૬,૧૭] હે જાનકી! વનમાં રાત્રિદિવસ ઘણો જ વાયુ વાય છે અને આંધી સરખું થઈ રહે છે, રાત્રિએ ઘોર અંધકાર છવાઈ જાય છે અને અનેક પ્રકારના ભય પ્રાપ્ત થાય છે, તેમ જ ત્યાં ભૂખ પણ વિશેષ દુઃખ આપે છે; તેથી જ હું કહું છું કે, હે સીતા! વન અત્યંત દુઃખમય છે.[૧૮] હે મૈથિલી! ત્યાં અનેક પ્રકારના સર્પો તથા વીંછી વગેરે ઝેરી પ્રાણીઓ તો 'અમને કોણ હણનાર છે?' એવા ગર્વને લીધે જ્યાં ત્યાં માર્ગમાં જ ફર્યા કરે છે, તેથી વન ઘણું જ દુઃખમય છે.[૧૯] વનમાંની નદીઓમાં રહેનારા અને નદીના પ્રવાહ સરખી વાંકી ગતિવાળા જળસર્પો માર્ગ રૂંધીને જ પડ્યા રહે છે, તેથી વન અત્યંત દુઃખમય છે.[૨૦] હે અબળા! વનને વિષે તીડ, વીંછી, ઝેરી કીડા, વનની માખો, ડાંસ તથા મચ્છર વગેરે પ્રાણીઓ નિરંતર પીડા કરે છે, તેથી વન દુઃખમય છે.[૨૧] હે સીતા! ત્યાંનાં વૃક્ષો ઘણા કાંટાવાળાં અને વાંકીચૂકી શાખાઓવાળાં હોય છે, તેમ જ હે ભામિની! જ્યાં ત્યાં દર્ભ અને કાશ જ નજરે પડે છે કે, તેને અડકતાં જ હાથ કે પગ ચિરાઈ જાય છે, તેથી વન દુઃખમય છે.[૨૨] હે સીતા! અરણ્યમાં વસનાર વનવાસીના શરીરમાં અનેક પ્રકારની પીડાઓ થાય છે તથા વિવિધ પ્રકારના ભયો આવી પડે છે, તેથી વન નિરંતર દુઃખમય જ છે.[૨૩] વનમાં નિયમપૂર્વક રહેનારાઓને ક્રોધ તથા લોભનો ત્યાગ કરીને તપશ્ચર્યામાં દૃઢ બુદ્ધિ રાખવી પડે છે અને જેથી ભય ઊપજે એવા સંયોગો આવી પડે, તોપણ તેથી ભય પામ્યા સિવાય વસવું પડે છે, તેથી વન દુઃખમય છે.[૨૪] હે પ્રિયા! એ ઉપરાંત પણ હું ઘણો વિચાર કરીને જોઉં છું. તો મને વનમાં બીજાં પણ અનેક પ્રકારનાં દુઃખો જોવામાં આવે છે; તેથી હું કહું છું કે મારી સાથે વનમાં આવવાથી તમને કાંઈ પણ સુખ થશે નહિ હે દેવી! માટે કહ્યું માની તમે વનમાં આવવાના વિચારનો ત્યાગ કરો.[૨૫]

મહાત્મા રામચંદ્રે સીતાને વનમાં સાથે લઈ જવાનું મન જ કર્યું નહિ; તેથી અત્યંત દુઃખરૂપ થયેલાં સતીશિરોમણિ સીતા તેમનું વચન માન્ય

* જો કે આ ક્રિયા દ્વિજને નિત્યપ્રાપ્ત છે, તોપણ વનને વિષે તે તે કાર્યમાં ઉપજતી સામગ્રીઓ મેળવવામાં દુઃખ પડે છે; માટે તેમ કરવાથી 'વન દુઃખમય છે' એમ અહીં કહેવાનો ભાવાર્થ છે

ન કરતાં નીચે પ્રમાણે કહેવા લાગ્યાં.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૯ મો

## સીતાનો સ્નેહ

**एतत्तु वचनं श्रुत्वा सीता रामस्य दुःखिता।**
**प्रसक्ताश्रुमुखी मन्दमिदं वचनमब्रवीत्॥ १॥**

સતીશિરોમણિ સીતા રામચંદ્રનાં વચન સાંભળી અતિ દુઃખી થઈ ગયાં અને અશ્રુપૂર્ણ નેત્રે રડતાં મંદ સ્વરથી કહેવા લાગ્યાં :[૧] 'હે પ્રાણપ્રિય! વનમાં નિવાસ કરવા સંબંધી તમોએ જે જે દુઃખ વર્ણવ્યાં, તે સઘળાં તમારી સાથે રહેવાથી તમારા સ્નેહને લીધે મને સુખરૂપ જ થશે, એમ તમે જાણો. અર્થાત્ તમારી સાથે રહેવામાં મને તે સર્વ દુઃખ જણાશે નહિ.[૨] હે રાઘવ! હરિણ, સિંહ, હાથી, શાર્દૂલ, શરભ,− ચમરીઓ,+ રોઝ વગેરે વનનાં ક્રૂર પ્રાણીઓ કદી નહિ જોયેલા તમારા સ્વરૂપને જોતાં જ ભય પામીને પલાયન કરી જશે.[૩,૪] હે રામ! ગુરુજનની આજ્ઞા થયેલી હોવાથી મારે તમારી સાથે વનમાં અવશ્ય આવવું જ જોઈએ. જો તમારો વિયોગ થાય તો મારે મારા જીવિતનો ત્યાગ કરવો પડશે; અર્થાત્ હું અવશ્ય તમારી સાથે વનમાં આવીશ અને જો તમે મને સાથે નહિ તેડી જાઓ તો હું મારા જીવિતનો ત્યાગ કરીશ.[૫] હે, રાઘવ! વનમાં તમારી સાથે રહેવાથી મને દેવોનો રાજા ઇંદ્ર પણ પોતાના સામર્થ્યથી કોઈ પણ પ્રકારે ભય પમાડવા સમર્થ નથી.[૬] હે રામ! તમોએ પ્રથમ જ મને ભરતને અનુકૂળ રહેવા વિષે ઉપદેશ કરી જણાવ્યું છે કે, પોતાના પતિનો વિયોગ પામેલી સતી સ્ત્રી પણ જીવિત ધારણ કરી શકતી નથી; અર્થાત્ પરપુરુષ ગમે તેવો નિકટનો સંબંધી હોય, તોપણ પતિવ્રતા સ્ત્રી તેના સ્વાધીનમાં રહી પોતાનું જીવન નભાવી શકતી નથી.[૭] હે વિશાળ બુદ્ધિવાળા સ્વામિન્! લગ્ન થયા પહેલાં હું જ્યારે મારા પિતાને ત્યાં રહેતી હતી, ત્યારે ત્યાં એક સમયે મેં સામુદ્રિકશાસ્ત્ર જાણનારા બ્રાહ્મણના મુખથી આપણા વનવાસ સંબંધી ભવિષ્ય સાંભળ્યું હતું. હે મહાબળવાન! જ્યારથી મેં એ સાંભળ્યું છે ત્યારથી જ મેં તમારી સાથે વનવાસ કરવાનો ઉત્સાહપૂર્વક નિશ્ચય કરી રાખ્યો છે.[૮,૯] હે પ્રિય! બ્રાહ્મણે કહેલું વનવાસ સંબંધી ભવિષ્ય આજે પ્રાપ્ત થયું છે અને તે મિથ્યા થનાર નથી, માટે હું તમારી સાથે વનમાં આવીશ.[૧૦] હે પ્રિય સ્વામિન્! બ્રાહ્મણે ભાખેલું ભવિષ્ય સત્ય થવાનો પ્રસંગ આવ્યો છે, માટે મને વનમાં આવવાની આજ્ઞા આપો. બ્રાહ્મણનું વચન સત્ય થાઓ.[૧૧] હે શૂરવીર! તમે વનવાસમાં અનેક પ્રકારના દુઃખો હોવાનું વર્ણન કરો છો તે હું જાણું છું; પરંતુ તેવા દુઃખો તો અજિતેંદ્રિય પુરુષોને અવશ્ય પ્રાપ્ત થાય છે; કાંઈ તમારા જેવા જિતેંદ્રિયને નહિ.[૧૨] હું જ્યારે કન્યાવસ્થામાં મારા પિતાને ત્યાં રહેતી હતી, ત્યારે શાંત આચરણવાળી કોઈ એક તપસ્વિનીએ મારી માતાની સમક્ષ મને ભવિષ્યમાં વનવાસ પ્રાપ્ત થવાનું કહ્યું હતું, તે પણ મને યાદ છે અને તેથી મેં તમારી સાથે વનમાં આવવાનો નિશ્ચય કરી રાખ્યો છે. વળી હે પ્રભુ! તે માટે હું પ્રથમ પણ ઘણી વાર તમારી પાસે યાચના કરી ચૂકી છું; અર્થાત્ ઘણા સમયથી મારી વનવાસ કરવાની ઇચ્છા છે.[૧૩,૧૪] હે રાઘવ! તમારું કલ્યાણ થાઓ. હું વનમાં આવવાનો ઘણો જ ઉત્સાહ ધરાવું છું: કેમ કે વનમાં નિવાસ કરનારા શૂરવીર પતિની સેવા કરવાનું મને બહુ મન છે.[૧૫] હે શુદ્ધ અંતઃકરણવાળા રામ! જો હું તમારાથી વિખૂટી પડીને અહીં રહીશ, તો લોકો મારે વિષે અનેક પ્રકારના દોષોની કલ્પના કરશે હું શુદ્ધ ભાવપૂર્વક આવીને તમારા ચરણકમળની સેવા કરવાથી નિર્દોષ રહીશ; કારણ કે સ્ત્રીને પોતાનો પતિ એ જ પરમ દૈવત છે. હે પ્રિય સ્વામિન્! પરલોકને વિષે પણ મને તમારો સમાગમ થાય એ દિવ્ય સુખરૂપ છે; તો પછી આ લોકમાં સુખરૂપ હોય તેમાં શી નવાઈ? પ્રશંસા પામેલી કીર્તિવાળા બ્રાહ્મણો આ વિષયમાં

− શરભ-આ પ્રાણી આઠ પગવાળું હોય છે અને તે મૃગજાતિવિશેષ છે, એમ ભૂષણ ટીકાકાર લખે છે.

\+ ચમરી-જેના શ્વેત વાળનાં ચામર થાય છે એવી એક ગાય. (केशेषु चमरीं हन्ति।)

પવિત્ર શ્રુતિનું ગાન કરે છે :[૧૬,૧૭]

इहलोके च पितृभिर्या स्त्री यस्य महाबल ।
अद्भिर्दत्ता स्वधर्मेण प्रेत्यभावेऽपि तस्य सा ॥

આ લોકમાં માતા–પિતાએ જળ વડે સંકલ્પ કરી જે કન્યા જે પુરુષને આપી હોય છે, તે કન્યા મરણ પામ્યા પછી પણ તે જ પુરુષની સ્ત્રી થાય છે.[૧૮]

એ શ્રુતિવચનથી પણ મારો અને તમારો સહોદિત નિત્ય સંબંધ છે. છતાં શ્રેષ્ઠ આચરણવાળી, પતિવ્રતા અને સ્વકીયા× સ્ત્રી એવી મને વનમાં સાથે લઈ જવાનું તમને કેમ રુચતું નથી ? હે કાકુત્સ્થ ! તમારી સાથે સુખદુઃખમાં સમાન રહેનારી હું વનને વિષે દુઃખ તથા સુખને સરખાં ગણી તમારી સેવા કરીશ; માટે તમારી ભક્તિ કરનારી, પતિવ્રતા અને દીન એવી મને તમારી સાથે લઈ જવાની દયા કરો.[૧૯,૨૦] હે રાઘવ ! જો તમે આવી દુખિયારી મને વનમાં નહિ લઈ જાઓ, તો હું વિષપાન કરીને કિંવા અગ્નિમાં બળીને કે જળમાં પડીને મરણ પામીશ.'[૨૧]

સતી શિરોમણિ સીતા વનમાં જવા માટે એ પ્રમાણે ઘણી ઘણી યાચના કરવા લાગ્યાં; તોપણ મોટી ભુજાઓવાળા રામચંદ્રે તેમને પોતાની સાથે નિર્જન વનમાં તેડી જવાનું મન કર્યું નહિ; એથી સીતા અત્યંત ચિંતાતુર થઈ ગયા અને જાણે ઉષ્ણ અશ્રુધારા વડે પૃથ્વીને સ્નાન કરાવતાં હોય, એમ રડવા લાગ્યાં.[૨૨,૨૩] ત્યારે ચિંતાતુર તથા ક્રોધાયમાન થયેલા જાનકીને વનમાં આવવાના આગ્રહથી નિવૃત્ત કરવા માટે મહાસમર્થ રામચંદ્રે સમયોચિત વચનો વડે તેમનું બહુ બહુ પ્રકારે સાંત્વન કર્યું.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૨૯ મો સર્ગ સંપૂર્ણ

× સ્વકીયા–પોતાની સ્ત્રી

# સર્ગ ૩૦ મો

## સીતાનો નિશ્ચય

सान्त्व्यमाना तु रामेण मैथिली जनकात्मजा ।
वनवासनिमित्तार्थं भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

રામચંદ્રે ઘણું ઘણું સાંત્વન કરવા છતાં જનકતનયા સીતાએ 'અરે ! શું રામ મારો ત્યાગ કરી વનમાં જશે ?' એવા વિચારથી ભયભીત થઈ તેમની સાથે વનમાં જવાની આજ્ઞા મેળવવા માટે પ્રીતિ અને અભિમાનવાળા વચનોથી આક્ષેપ કરતાં કહેવા માંડ્યું :[૧,૨] 'હે રામ ! માત્ર ઉપરથી જ પુરુષના વેશવાળા અને અંદરથી તો સ્ત્રીના જેવા ગુણોવાળા તમારા સરખા જમાઈ મેળવીને મિથિલાધિપતિ મારા પિતા જનક રાજાએ પોતાના મનમાં શું માન્યું હશે ? અર્થાત્ મારા પિતા જનક રાજાએ માત્ર તમારા ઉપરના પુરુષ સમાન વેષને જોઈને જ તમને પોતાના જમાતા બનાવ્યા છે જો તેણે પ્રથમથી જ તમને આવા બીકણ સ્વભાવના જાણ્યા હોત, તો તે તમારી સાથે મારું લગ્ન કરત નહિ. હે રાઘવ ! જો તમે મારો ત્યાગ કરી એકલા જ વનમાં જશો તો મહા ખેદની વાત છે કે, 'જેવું ઉત્તમ તેજ રામચંદ્રમાં પ્રકાશી રહ્યું છે, તેવું સૂર્યમાં પણ નથી' એવી લોકોક્તિ અજ્ઞાનથી ઓલાયેલી અને અસત્ય સરખી થશે.[૩,૪] હે પ્રિય ! તમે એવું તે શું કાર્ય કર્યું છે જેથી પોતાના મનમાં આટલો બધો ખેદ ધરો છો ? અથવા હે રામ ! તમને કોનાથી ભય થવાનો સંભવ જણાય છે કે, જેથી તમે અનન્યપરાયણ* થઈ રહેલી મારો ત્યાગ કરવા ઇચ્છો છો ![૫] હે વીર ! જેમ પૂર્વકાળમાં ઉત્તમ પતિવ્રતા સતી સાવિત્રી દ્યુમત્સેન રાજાના પુત્ર પોતાના પતિ સત્યવાનને અનુસરી હતી,– તેમ હું પણ તમારા સ્વાધીનમાં રહી તમને જ અનુસરનારી છું, એ

* પોતાના પતિ રામચંદ્ર વિના અન્ય કોઈના આશ્રય વિનાની

– સતી સાવિત્રીએ પોતાના પતિવ્રતધર્મના માહાત્મ્ય વડે યમરાજને સંતુષ્ટ કરી પોતાના મૃત પતિ સત્યવાનને સજીવન કર્યો હતો

નિશ્ચય જાણો.[૬] હે અનઘ! પોતાના કુળને કલંક લગાડનારી કુલટા સ્ત્રી અન્ય પુરુષને પ્રેમથી જુએ તેવી. કંઈ હું નથી. હું તો મનથી પણ તમારા સિવાય અન્ય પુરુષને જોતી નથી. હે રાઘવ! હું તમારા વિના એકલી નહિ રહી શકું; માટે મને તમે પોતાની સાથે વનમાં તેડી જાઓ.[૭] હે રામ! કુમારાવસ્થામાં લગ્ન થયા પછી ઘણા કાળ સુધી તમારી પાસે રહેલી અને પૂર્ણ તારુણ્યાવસ્થામાં આવેલી પોતાની પતિવ્રતા ભાર્યા એવી મને હાલમાં તમે શૈલૂષની× પેઠે પોતાના શત્રુ ભરતને સોંપવાને ઇચ્છો છો તે શું તમને યોગ્ય છે?[૮] હે અનઘ! તમે મને જેની આજ્ઞા પ્રમાણે વર્તવાનું કહો છો અને જેના અભિષેક માટે જ તમારો સ્વાર્થ નષ્ટ થયો છે તે ભરતની આજ્ઞા પ્રમાણે વર્તનાર સેવકરૂપ થઈને તમે પોતે જ રહો; હું કદી પણ તેની ઇચ્છા પ્રમાણે વર્તનારી થઈશ નહિ![૯] હે રાઘવ! મને સાથે લીધા વિના તમારે વનમાં જવું યોગ્ય નથી; કારણ કે ભલે વનમાં જઈને તપશ્ચર્યાદિ કષ્ટ વેઠવાનાં હોય અથવા સ્વર્ગમાં જઈને દિવ્ય સુખ ભોગવવાનાં હોય, તોપણ તે સઘળું તમે મને સાથે રાખીને જ કરવાને ધર્મથી બંધાયેલા છો.[૧૦] હે પ્રિય! જેમ અહીંયાં વિહાર શય્યાને વિષે કાંઈ પણ કષ્ટ જણાતું નથી, તેમ વનને વિષે તમારી પાછળ પાછળ ચાલતાં મને માર્ગમાં કાંઈ પણ પરિશ્રમ જણાશે નહિ.[૧૧] હે આર્યપુત્ર! તમારી સાથે માર્ગમા ચાલતા મારા ચરણમાં દર્ભ, કાસ, સરખટ અને ગોખરુ વગેરે દુઃખદ તથા કાંટાવાળાં વૃક્ષોનો સ્પર્શ થશે, તોપણ તે રૂ અને મૃગચર્મ સમાન કોમળ જ લાગશે.[૧૨] હે આનંદ આપનાર પ્રિય સ્વામિન્! વનમા વંટોળિયાથી ઊડેલી રજ જો મારા શરીર પર પડશે, તોપણ હુ તમારા સહવાસના આનંદને લીધે તે રજને અમૂલ્ય ચંદનના લેપરૂપ માનીશ.[૧૩] હે પ્રિય! હુ વનને વિષે ઊગેલા કોમળ લીલા ઘાસ ઉપર તમારી સાથે શયન કરીશ, તેથી મને જે સુખ પ્રાપ્ત થશે, તે સુખ શું તમારા વિના સુકોમળ રેશમી બિછાનાવાળા પલંગ ઉપર શયન કરવાના સુખની તુલના કરી શકશે? કદી નહિ, અર્થાત્ ગમે તેવી સ્થિતિમાં પણ તમારી સાથે રહેવાથી મને ઘણું જ સુખ થશે.[૧૪] હે રઘુનંદન! તમે જાતે જ મને વનમાંથી પત્ર, મૂળ કે ફળ. જે કાંઈ થોડું અથવા ઘણું આહાર કરવા માટે લાવી આપશો, તેને અમૃતરસ સમાન માની હું તમારી સાથે ભોજન કરીશ.[૧૫] તમારી સાથે વનમાં રહીને હું મારાં માતા-પિતા કિંવા આ મંદિર વગેરેને સંભારીશ નહિ અને ઋતુ-ઋતુમાં ઉત્પન્ન થનારાં ફળ-પુષ્પોના આહારથી જ સંતુષ્ટ રહીશ. હે રાઘવ! વનમાં મારે લીધે તમને કાંઈ પણ દુઃખ કે શોક થશે નહિ; કેમ કે હું પોતાનું જ સુખ ઇચ્છનારી અને જેનું દુઃખ વડે ભરણપોષણ થઈ શકે એવી સામાન્ય સ્ત્રીના જેવી થઈશ નહિ.[૧૬,૧૭] હે પ્રિય સ્વામિન્! હું માનું છું કે તમારા વિના સ્વર્ગ મળે તો તે પણ મારે નરક તુલ્ય છે અને તમારી સંગે રહીને નરકવાસ થાય, તોપણ તે મને સ્વર્ગ સમાન સુખ આપનાર છે. માટે હે રામ! તમારા ઉપરની મારી અખંડિત પ્રીતિનો વિચાર કરી તમે મને સાથે તેડી જાઓ.[૧૮] હે રાઘવ! આટલી આટલી પ્રાર્થના કરવા છતા પણ જો તમે મને પોતાની સાથે વનમાં નહિ તેડી જાઓ, તો હું આજે જ વિષપાન કરી મરણ પામીશ; પરંતુ શત્રુઓના સ્વાધીનમા રહીશ જ નહિ.[૧૯] હે નાથ! તમે મને તજીને વનમા જાઓ તે પછી હું મહાદુઃખ વડે પણ જીવી શકું એમ નથી, તો પછી આજે જ મરવુ શ્રેષ્ઠ છે, અર્થાત્ તમારા વિયોગનુ દુઃખ ભોગવી રિબાઈ રિબાઈને મરવું તે કરતાં તેવુ દુઃખ જોયા વિના જ મરણ પામવું એ ઉત્તમ છે.[૨૦] હે રાઘવ! તમારા વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખને હુ ક્ષણ વાર પણ સહન કરી શકું એમ નથી, તો પછી ચૌદ વર્ષની તો વાત જ ક્યાં? માટે હે નાથ! તમે મને વનમાં સાથે લઈ જ જાઓ.[૨૧]

એ પ્રમાણે અતિ શોકને લીધે કરુણાજનક

× શૈલૂષ એટલે સ્ત્રીના વ્યવહારથી પોતાની આજીવિકા ચલાવનાર.

વિલાપ કરીને શ્રમિત થયેલાં સીતા રામચંદ્રજીને કંઠે વળગી પડ્યાં અને મોટા સ્વરથી ગાઢ રુદન કરવા લાગ્યાં.[૨૨] વિષયુક્ત બાણથી વીંધાયેલી હાથિણીની પેઠે, રઘુવરનાં વાગ્બાણોથી મર્મ-સ્થળમા પીડિત થયેલાં સીતા અત્યંત દુઃખી થઈ ગયા અને વાર્તાના પ્રસંગને લીધે ઘણા સમયથી રોકી રાખેલો દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ અરણી માંથી જેમ અગ્નિ નીકળે. તેમ તેમના મુખમાંથી નીકળવા લાગ્યો.[૨૩] એ સમયે અસહ્ય સંતાપથી ઉત્પન્ન થયેલું સ્ફટિક સમાન નિર્મળ અશ્રુજળ તુરતના તોડેલા કમળમાંથી ઝરતા જળની પેઠે સીતાનાં નેત્રોમાંથી વહેવા લાગ્યું.[૨૪] એથી પૂર્ણિમાના પરિપૂર્ણ નિર્મળ ચંદ્ર સરખું તથા વિશાળ નેત્રવાળું સીતાનુ મુખ જળમાંથી બહાર ખેંચી કાઢેલા કમળની પેઠે શુષ્ક જણાવા લાગ્યું.[૨૫] સીતાને અત્યંત દુઃખને લીધે બેભાન સરખાં થઈ ગયેલાં જોઈ રામચંદ્રે પોતાની બન્ને ભુજાઓ પ્રસારી તેમને પોતાના હૃદય સાથે ચાંપ્યા અને પોતાના હાથથી તેમના અશ્રુ લૂછીને આશ્વાસન આપતાં કહ્યું: 'હે દેવી! તમારો વિયોગ થયા પછી કદાચ મને સ્વર્ગ મળે તો તે પણ હું સ્વીકારું નહિ. હે સતી! જેમ બ્રહ્માને સ્વરચિત બ્રહ્માંડમાં ક્યાંય કશો ભય નથી, તેમ મને કોઈ પણ સ્થળે કશો પણ ભય નથી.[૨૬,૨૭] હે શુભાનના! જો કે હું સર્વત્ર તમારું રક્ષણ કરવા સમર્થ છું, તોપણ તમારો આ સર્વ અભિપ્રાય જાણ્યા સિવાય તમને મારી સાથે વનમાં તેડી જવાનું સાહસ કેમ કરી શકું? અર્થાત્ હવે મેં તમારો સર્વ અભિપ્રાય જાણી લીધો છે, એથી હું તમને વનમા સાથે તેડી જઈશ.[૨૮] હે મૈથિલી! તમે મારી સાથે જ રહીને સુખ–દુઃખ ભોગવવા સરજાયેલા છો, તેથી હવે વનવાસ જતાં પણ હું, જેમ આત્મદર્શી પુરુષ સર્વ ભૂત–પ્રાણી પરની દયાનો ત્યાગ કરી શકતો નથી, તેમ તમારો ત્યાગ કરવા સમર્થ નથી.[૨૯] હે ગજનાસોરુ![*] પૂર્વકાળમા સત્પુરુષોએ જે ધર્મનું આચરણ કર્યું છે તે ધર્મ પ્રમાણે હું વર્તીશ, અર્થાત હું પોતાની સ્ત્રી સહિત વનમાં વસવાના વાનપ્રસ્થ ધર્મને આચરીશ. હે સીતા! તમે પણ જેમ સુવર્ચલા(સૂર્યની સ્ત્રી–સંધ્યા)દેવી સૂર્ય પ્રત્યે વર્તે છે, તેમ વનમા મારું અનુવર્તન કરો.[૩૦] હે જનકનંદિની! સત્યના પાશ વડે બંધાયેલા મારા પિતાનુ વચન મને વનમા લઈ જાય છે; માટે હું અવશ્ય વનમા જઈશ.[૩૧] હે સુશ્રોણી! પુત્રે પોતાનાં માતા-પિતાની આજ્ઞામાં રહેવું એ જ ખરો ધર્મ છે; માટે હે સતી! હું તેમની આજ્ઞાનુ ઉલ્લંઘન કરી જીવિત ધારણ કરવાને પણ ઇચ્છતો નથી. હે દેવી! પ્રત્યક્ષમાં રહેલા માતા–પિતા તથા ગુરુ વગેરે પૂજ્ય જનોની ઉપાસના કરવાનુ કાર્ય પોતાને સ્વાધીન હોવા છતાં તેનુ ઉલ્લંઘન કરી જે પ્રત્યક્ષ નથી પણ જેને માત્ર ભાવનાથી જ માનવામાં આવે છે એવા અસ્વાધીન દૈવની ઉપાસના કરવી, એ ધર્મજ્ઞોને કેમ યોગ્ય લાગે![૩૨,૩૩] હે ઉત્તમ કટાક્ષવાળી! શાસ્ત્રમાં કહ્યું છે:

यत्र त्रयं त्रयो लोकाः पवित्रं तत्समं भुवि ।
नान्यदस्ति शुभापांगे तेनेदमभिराध्यते ॥

પોતાનાં માતા–પિતા તથા ગુરુની સેવા કરવાથી મનુષ્યને ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે; એટલુ જ નહિ, પરંતુ ત્રણે લોકમા રહેલા દેવોનુ પૂજન કર્યાનુ ફળ મળે છે; કેમ કે પૃથ્વીને વિષે પોતાના માતા–પિતા તથા ગુરુની સેવા કરવા સમાન બીજાં કાંઈ પણ પુણ્ય નથી; માટે મનુષ્યે તેઓની સેવા કરવી જોઈએ.[૩૪]

હે સીતા! માતાપિતાની સેવા માટે કહ્યું છે:

न सत्यं दानमानौ वा यज्ञो वाप्याप्तदक्षिण. ।
तथा बलकराः सीते यथा सेवा पितुर्मता ॥

આ લોક તેમ જ પરલોકના શ્રેયઃસાધનમાં માતા–પિતાની સેવા જેટલી હિતકારક છે, તેટલાં સત્ય, દાન, સન્માન તથા પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞો પણ હિતકારક નથી.[૩૫]

स्वर्गो धनं वा धान्यं वा विद्याः पुत्राः सुखानि च ।
गुरुवृत्त्यनुरोधेन न किंचिदपि दुर્लभम् ॥

પોતાનાં માતા–પિતા અને ગુરુજનોની ઇચ્છા

[*] – હાથીની સૂંઢ સરખા સાથળવાળી.

(આજ્ઞા) પ્રમાણે વર્તનારા મનુષ્યને સ્વર્ગ, ધન, ધાન્ય, વિદ્યા, પુત્ર તથા બીજાં પણ અનેક પ્રકારનાં સુખો, એમાંનું કાંઈ પણ દુર્લભ નથી.[૩૬]

देवगन्धर्वगोलोकान्ब्रह्मलोकांस्तथापरान् ।
प्राप्नुवन्ति महात्मानो मातापितृपरायणाः ॥

પોતાનાં માતા-પિતાની સેવામાં પરાયણ રહેનારા મહાત્મા પુરુષોને દેવલોક, ગંધર્વલોક, ચંદ્રલોક, બ્રહ્મલોક અને બીજા પણ ઇચ્છિત લોકોની પ્રાપ્તિ થાય છે, એમાં સંશય નથી.[૩૭]

હે જાનકી! સત્ય ધર્મના માર્ગે વર્તનારા મારા પિતા દશરથ રાજા અને જેવી રીતે આજ્ઞા આપે છે, તેવી રીતે વર્તવાની હું ઇચ્છા રાખું છું; કારણ કે તે જ મારો સનાતન ધર્મ છે.[૩૮] હે પ્રિય! 'હું અવશ્ય તમારી સાથે દંડકારણ્યમાં આવીને વસીશ' એવી તમારી નિશ્ચિત મતિ જોઈ તમને મારી સાથે વનમાં નહિ લઈ જવાનો મારો પ્રથમનો વિચાર હવે બદલાઈ ગયો છે; અર્થાત્ હવે તમને હું વનમાં સાથે લઈ જઈશ.[૩૯] હે સુંદરાંગી! હવે હું તમને વનમાં આવવાની આજ્ઞા આપું છું; માટે તમે મારી સાથે ચાલો અને મારી સહધર્મચારિણી થાઓ.[૪૦] હે રમણી! મારી સાથે વનમાં આવવાનો ઘણો જ પ્રશંસનીય નિશ્ચય કરીને તમે મારા કુળને તથા તમારા પિતાના કુળને બહુ જ શોભાવ્યું છે.[૪૧] હે શુભશ્રોણી! હવે કાંઈ પણ વિલંબ ન કરતાં વનવાસ જતી વેળાએ કરવા યોગ્ય દાનાદિ ક્રિયા તમે કરવા માંડો. હે સીતા! તમારા વિના મને સ્વર્ગસુખ પણ રુચે તેમ નથી. હે વૈદેહી! સમય ઘણો થઈ ગયો છે, માટે વિલંબ ન કરતાં તમે આપણા સંબંધમાં મંગળ આશીર્વાદ બોલનારા ઉત્તમ બ્રાહ્મણોને રત્ન વગેરે પદાર્થ તથા ભિક્ષુકોને અન્ન આપીને વનમાં પ્રયાણ કરવાની ઉતાવળ કરો.[૪૨] અમૂલ્ય વસ્ત્રાભૂષણો, ક્રીડા માટેનાં રમણીય સાહિત્યો, ઉત્તમ શય્યાઓ, રથ વગેરે મારાં વાહનો અને તે ઉપરાંત બીજું પણ જે કાંઈ આપણું હોય તે સઘળું સત્પાત્ર બ્રાહ્મણોને આપી દો અને તેમ કરતાં જે કાંઈ બાકી રહે તે સર્વ આપણા સેવકવર્ગને આપીને સંતુષ્ટ કરો.[૪૩-૪૫]

પોતાના પતિ રામચંદ્રનાં વચન સાંભળી સતીશિરોમણિ સીતા અત્યંત હર્ષ પામ્યાં અને તેમણે રામચંદ્રની સાથે વનમાં જવા માટે તેમની આજ્ઞા પ્રમાણે સર્વસ્વ દાન કરવાની તૈયારી કરી.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૧ મો

### રામચંદ્ર અને લક્ષ્મણ

एवं श्रुत्वा तु संवादं लक्ष्मणः पूर्वमागतः ।
बाष्पपर्याकुलमुखः शोकं सोढुमशक्नुवन् ॥ १ ॥

મહારાણી કૌશલ્યાના અંતઃપુરમાંથી નીકળીને રામચંદ્રની સાથે પ્રથમથી જ ત્યાં આવેલા લક્ષ્મણ સીતા તથા રામચંદ્રનો પૂર્વોક્ત સંવાદ સાંભળીને 'અરે, પોતાની ધર્મપત્ની સીતાની વનમાં જવાની વિનતિ પણ રામે બળાત્કારે સ્વીકારી. તો પછી તેઓ મને સાથે લઈ જવાનું કેમ જ સ્વીકારશે?' એવા વિચારમાં ગૂંચવાઈ ગયા અને શોકનો વેગ સહન નહિ થઈ શકવાથી તેનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં.[૧] છેવટે તેણે ધીરજ ધરી પોતાના મોટા ભાઈ રામચંદ્રના ચરણમાં પ્રેમથી પ્રણામ કર્યાં અને તે પોતાની ઇચ્છા પાર પાડવા માટે અતિ યશસ્વિની સીતા તથા મોટા વ્રતવાળા રામચંદ્રને કહેવા લાગ્યા:[૨]

'હે રઘુનંદન! જો તમે બન્નેએ હરિણ તથા હાથી વગેરે પ્રાણીઓથી વ્યાપ્ત એવા દંડકારણ્યમાં જવાનો નિશ્ચય કર્યો છે, તો હું પણ હાથમાં ધનુષ ધારણ કરી તમારા અનુચરની પેઠે તમારી સાથે જ આવીશ.[૩] તમે મારી સાથે અનેક પક્ષીઓ તથા ભ્રમરોના મધુર નાદથી રળિયામણા જણાતા વનને વિષે વિચરશો.[૪] હે પ્રિય ભાઈ રામ! હું તમારા વિના સ્વર્ગલોકની પ્રાપ્તિ, દેવપણું, સર્વ લોકનું પ્રભુત્વ કે આ જીવિત પણ ઇચ્છતો નથી.'[૫]

એવી રીતે બોલીને લક્ષ્મણે વનમાં જવાનો પોતાનો દૃઢ નિશ્ચય પ્રકટ કર્યો. એ જોઈ રામચંદ્રે તેનું ઘણા પ્રકારે સાંત્વન કર્યું; તથાપિ તે પુનઃ કહેવા લાગ્યાઃ[૬] 'હે રઘુકુળદીપક! તમે એ પ્રથમ

જ મને આજ્ઞા કરી છે કે, 'તું મારા વિચારને અનુસર' અને હવે પુનઃ શા માટે મારું નિવારણ કરો છો?[૭] હે અનઘ! તમારી સાથે વનમાં આવવાના મારા વિચારનો તમે શા માટે નિષેધ કરો છો, એ હું જાણવા ઇચ્છું છું.'

એ પ્રમાણે પોતાની સાથે વનમાં આવવા માટે બંને હાથ જોડી યાચના કરતા ધૈર્યવાન લક્ષ્મણને મહાતેજસ્વી રામચંદ્રે કહ્યું: 'હે પ્રિય ભાઈ! તું નિરંતર ધર્મમા પ્રીતિવાળો, ધીરજવાન, હમેશાં સન્માર્ગે ચાલનારો અને મારા પર સ્નેહવાળો છે; તેમ જ તું મને મારા પ્રાણ સમાન પ્રિય છે, વશવર્તી છે, આજ્ઞાકારી છે અને સખા છે એટલે તું મારી સાથે વનમાં આવે તેથી મને કાંઈ પણ અડચણ નથી;[૮-૧૦] પરંતુ હે સુમિત્રાપુત્ર! જ્યારે તું અમારી સાથે વનમાં આવીશ, ત્યારે પાછળથી આપણી માતા કૌશલ્યા તથા યશસ્વિની સુમિત્રાની સેવા કોણ કરશે?[૧૧] કેમ કે વરસાદ જેમ પૃથ્વીને તૃપ્ત કરે છે, તેમ તેઓની ઇચ્છિત કામનાઓને તૃપ્ત કરનારા મહારાજા દશરથ તો આવી રીતે કામવશ થઈ પડેલા છે![૧૨] વળી અશ્વપતિ રાજાની પુત્રી કૈકેયી આપણે વનમાં ગયા પછી આ સઘળું રાજ્ય પોતાને સ્વાધીન કરી લઈ પોતાની દુખિયારી સપત્નીઓ(કૌશલ્યા વગેરે)ને કદી પણ સુખી થવા દેશે નહિ; તેમ જ કૈકેયીની આજ્ઞાને અધીન થયેલો ભરત પણ રાજ્ય પામી આપણા વિયોગને લીધે અત્યંત દુઃખી થઈ ગયેલી આપણી માતા કૌશલ્યા તથા સુમિત્રાનુ સારી રીતે ભરણપોષણ કરશે નહિ; માટે તું અહીં જ રહે અને આપણા પિતાનો અનુગ્રહ સંપાદન કરીને અથવા સ્વપ્રયત્ન વડે આપણી માતાઓનુ ભરણપોષણ કર. હે વીર! હવે તું કાંઈ પણ ઉત્તર-પ્રત્યુત્તર ન કરતા મે કહ્યું તે જ તારે વનમા ન આવવાનું કારણ જાણી લે. હે ધર્મજ્ઞ! એમ કરવાથી મારા વિષેની તારી ભક્તિ-પ્રેમ સારી રીતે પ્રકટ થશે અને માતા વગેરે ગુરુજનોની સેવા કરવાથી મહાન ધર્મની પ્રાપ્તિ થશે. હે સુમિત્રાનંદન! તું મને પ્રસન્ન કરવા માટે મારા કહેવા પ્રમાણે કર; કેમ કે આપણે ત્રણે વનમાં જઈએ તો આપણો વિયોગ થવાથી આપણી માતાઓને ઘણું જ દુઃખ થાય તેમ છે.'[૧૩-૧૭]

વાક્ય બોલવામાં ચતુર રામચંદ્રનાં વચન સાંભળી મહાસમર્થ લક્ષ્મણ પુનઃ તેમને મધુર વાણીથી કહેવા લાગ્યા:[૧૮] 'હે વીર ભ્રાતા! આપણે વનમા ગયા પછી ભરત તમારા તેજના પ્રભાવને લીધે પોતાની મેળે જ પ્રયત્ન વડે આપણી માતા કૌશલ્યા તથા સુમિત્રાની સેવા બજાવશે, એમાં સંદેહ નથી.[૧૯] ભરત જો કૈકેયીનુ અનુસરણ કરીને નીતિથી ઊલટો ચાલશે તથા ઉત્તમ રાજ્ય પામીને ગર્વિષ્ઠ અને ક્રૂર થઈ જશે, તો હું તેનો, તેના પક્ષકારોનો તેમ જ તેની સહાયમાં મળેલા સઘળા ત્રૈલોક્યનો પણ નાશ કરીશ. હે રાઘવ! આર્ય માતા કૌશલ્યાનું ભરણ-પોષણ કરવાની મારી શી શક્તિ છે? સેવકજનો સહિત તેમની આજીવિકા માટે તેમને એક હજાર ગામ મળેલા છે. માતા કૌશલ્યા મારા જેવા હજારોનુ ભરણપોષણ કરવાને સમર્થ છે;[૨૦-૨૨] તો પછી શું મારી માતા સુમિત્રાનુ તેમની પાસે રૂડી રીતે ભરણપોષણ નહિ થાય? થશે જ, માટે મને તમારો અનુચર બનાવી કૃતાર્થ કરો. એમ કરવાથી કાંઈ પણ અધર્મ થશે નહિ. હે વીર! હું તમારે માટે વનમાંથી ફળ-મૂળાદિ લાવી આપીશ કે જેથી એક રીતે તમારું કાર્ય પણ સિદ્ધ થશે. હે આર્યબંધુ! અનેક પ્રકારનાં ખનિત્રોને* તથા ફળ-મૂળ વગેરે રાખવાના વાસના કરંડિયાને ઉપાડનારો હું સજ્જ કરેલું ધનુષ હાથમા ગ્રહણ કરીને વનમાના માર્ગો દર્શાવતો તમારી આગળ પ્રયાણ કરીશ. હું તમારે માટે દરરોજ વનમાથી કંદ-મૂળ તથા ફળ લાવી આપીશ; તેમ જ તપસ્વીઓને હોમ કરવા યોગ્ય બીજાં પણ અનેક પ્રકારના સમિધો વગેરે સાહિત્યો લાવી આપીશ.[૨૩-૨૬] હે પ્રિય ભાઈ! હું તમને વનમાં કાંઈ પણ પરિશ્રમ થવા દઈશ નહિ. તમે નિશ્ચિંત થઈ સતીશિરોમણિ સીતાની સાથે પર્વતના શિખરો ઉપર ક્રીડા કરશો અથવા નિદ્રાવશ થશો, તે વેળા

* કંદમૂળ કાઢવા માટે જમીન ખોદવામા ઉપયોગી કોદાળી તથા પાવડો વગેરે.

હું સર્વકાળ તમારું કાર્ય બજાવીશ.'[૨૭]

લક્ષ્મણનાં દૃઢ આગ્રહયુક્ત વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલા રામચંદ્રે તેને કહ્યું: 'હે સૌમિત્રી! તારો મારા પરનો નિર્મળ પ્રેમ જોઈ હું ઘણો જ સંતુષ્ટ થયો છું; માટે હવે તું જા અને મારી સાથે વનમા આવવા માટે પોતાના સર્વ સુહૃદ્વર્ગની આજ્ઞા લઈ આવ.[૨૮] હે લક્ષ્મણ! આપણા સસરા જનક રાજાએ જ્યારે યજ્ઞ કર્યો હતો, ત્યારે મહાત્મા વરુણદેવે પ્રસન્ન થઈને તેમને જે આયુધો આપેલાં હતાં તે સર્વ આપણા લગ્નપ્રસંગે જનક રાજાએ આપણને પહેરામણીમાં આપ્યાં છે. એ સઘળાં મળી આટલાં આયુધો છે-ભયંકર દેખાવવાળાં બે ધનુષ્યો, દિવ્ય તથા કોઈથી ભેદાય નહિ એવાં બે કવચો, અખૂટ બાણવાળા બે ભાથા અને સૂર્ય સમાન ચળકતી કાંતિવાળી તથા સુવર્ણની મૂઠોવાળી બે તરવારો. આ સર્વ અસ્ત્ર-શસ્ત્રો ઘણા સમયથી આપણા ગુરુ મહર્ષિ વસિષ્ઠને ત્યાં સત્કારપૂર્વક મૂકી રાખેલાં છે; માટે તું ત્યાં જઈ, ગુરુજીને મારા પ્રણામ કહીને એ અસ્ત્ર-શસ્ત્રો લઈને સત્વર પાછો અહીં આવ.'

વનમાં જવા માટે રામચંદ્રની આજ્ઞા મળવાથી અત્યંત હર્ષ પામેલા લક્ષ્મણે તુરત જ ત્યાંથી પ્રયાણ કર્યું અને પ્રથમ પોતાની માતા સુમિત્રા આદિ સુહૃદ્જનોની રામચંદ્રની સાથે વનમાં જવા માટે આજ્ઞા લીધી. પછી પોતાના ગુરુ વસિષ્ઠની પાસે જઈ, પ્રણામ કરીને તેમને ત્યાં રાખેલાં સર્વ આયુધો લીધાં;[૨૯-૩૨] અને ગુરુની આજ્ઞા લઈને સત્વર રામચંદ્રની પાસે આવી, પુષ્પ વગેરેથી સુશોભિત કરેલાં સર્વ આયુધો તેમને નિવેદન કર્યાં.[૩૩] લક્ષ્મણને શીઘ્ર પાછો આવેલો જોઈ રામચંદ્રે તેને પ્રીતિપૂર્વક કહ્યું: 'હે સૌમ્ય લક્ષ્મણ! તું મારી ઇચ્છા પ્રમાણે નિર્વિઘ્ને આવી પહોંચ્યો છે; માટે હવે કાંઈ પણ વિલંબ કરવાની જરૂર નથી.[૩૪] પરંતુ હે પરંતપ! વનમા જતા પહેલાં મારું જે કંઈ ધન છે, તે સર્વ હું તારી સહાયથી તપસ્વી બ્રાહ્મણોને તથા મારા સેવકજનોને આપી દેવા ઇચ્છું છું;[૩૫] માટે હે લક્ષ્મણ! ગુરુજનોને વિષે દૃઢ ભક્તિવાળા ઘણા સત્પાત્ર બ્રાહ્મણો કે જેઓ અહીં સમીપમાં વસે છે, તેઓને તથા મારા સઘળા સેવકજનોને અને સર્વ દ્વિજોમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ ગુરુના પુત્ર સુયજ્ઞને તેમ જ બીજા પણ પવિત્ર આચરણવાળા બ્રાહ્મણોને શીઘ્ર તેડી લાવ. હું તેઓ સર્વનો યથાયોગ્ય સત્કાર કરી વનમાં પ્રયાણ કરીશ.'[૩૬,૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૩૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૨ મો

### સર્વસ્વદાન-ત્રિજટઋષિનું પરાક્રમ

ततः शासनमाज्ञाय भ्रातुः प्रियकरं हितम्।
गत्वा स प्रविवेशाशु सुयज्ञस्य निवेशनम् ॥ १ ॥

પોતાના મોટા ભાઈ રામચંદ્રની પ્રિય અને હિતકર આજ્ઞા થવાથી મહાત્મા લક્ષ્મણ તુરત જ ગુરુપુત્રને ઘેર ગયા. ત્યાં જઈ અંદર પ્રવેશ કરીને જોયું તો ગુરુપુત્ર સુયજ્ઞને અગ્નિહોત્રશાળામાં બેઠેલા દીઠા. તુરત તેમની પાસે જઈને લક્ષ્મણે પ્રણામપૂર્વક કહ્યું: 'હે સખા! તમે સત્વર મારી સાથે રામચંદ્રના ભવન પ્રત્યે ચાલો અને પ્રાપ્ત થયેલા રાજ્યનો ત્યાગ કરીને વનમાં જવારૂપ તેમના દુષ્કર કર્મને નિહાળો.'[૧,૨]

લક્ષ્મણનું વચન સાંભળી મહાત્મા સુયજ્ઞે પોતાનું નિત્યકર્મ આટોપી લઈ લક્ષ્મણની સાથે પ્રયાણ કર્યું અને મહાસમૃદ્ધિવાળા રમણીય રામભવન પ્રત્યે આવીને તેમા પ્રવેશ કર્યો.[૩] દેદીપ્યમાન અગ્નિ સમાન કાંતિવાળા અને વેદને જાણનારા ગુરુપુત્ર સુયજ્ઞને આવતા જોઈને સીતા સહિત રામચંદ્ર ઊભા થઈ તેમની સામા ગયા અને તેમને અંદર તેડી લાવીને ઉત્તમ આસન પર બેસાડ્યા.[૪] પછી તેમને ઉત્તમ સુવર્ણના બાજુબંધ, કુંડળ, સુવર્ણથી ગૂંથેલી મોતીની માળા, મણિઓની માળા. કડાં, કંકણ તથા બીજાં પણ અનેકવિધ રત્નો આપીને તેમની પૂજા કરી. ત્યાર પછી સીતાની પ્રેરણાથી રામચંદ્રે ગુરુપુત્ર સુયજ્ઞને કહ્યું: 'હે સૌમ્ય! તમારી પત્નીની સખી આ સીતા મારી સાથે વનમાં

આવે છે અને તે પોતાનાં ચંદનહાર, સુવર્ણની કંઠી, કટિમેખલા, બાજુબંધ તથા અનેક પ્રકારનાં વલયો ( બંગડીઓ ) તમારી સ્ત્રીને આપવા ઇચ્છે છે; માટે તમે તેને ગ્રહણ કરી સેવક દ્વારા તમારી સ્ત્રીને માટે ઘેર મોકલાવો.[૫–૮] હે દ્વિજ ! આ જનકપુત્રી વૈદેહી અનેક પ્રકારના રત્નોથી સુશોભિત તથા ઉત્તમ બિછાનાંવાળો પલંગ પણ તમને દાનમાં આપવા ઇચ્છે છે; માટે તે પણ સેવકો દ્વારા તમારે ઘેર પહોંચાડો.[૯] હે દ્વિજશ્રેષ્ઠ ! મારે સવારી કરવાનો 'શત્રુંજય' નામનો હાથી કે જે મને મારા મામાએ આપેલો છે, તે પણ એક હજાર સોનામહોરોની દક્ષિણા સાથે હું તમને દાનમાં આપું છું, તે તમે ગ્રહણ કરો.[૧૦]

એવું સાભળી ગુરુપુત્ર સુયજ્ઞે તે સઘળી વસ્તુઓ ગ્રહણ કરી અને આશીર્વાદ આપતાં કહ્યું : 'હે સીતા સહિત રામ તથા લક્ષ્મણ ! આજે તમારા રાજ્યમાં એકાએક આવું વિઘ્ન થયેલું જોઈ હમણાં મને તમારી પાસેથી દાન ગ્રહણ કરવામાં પૂર્વવત્ આનંદ થતો નથી, તોપણ તમે આવું પ્રિય અને ન્યાયથી મળતું રાજ્ય ત્યજીને માત્ર પિતાની આજ્ઞા પાળવાને જ તત્પર થયેલા છો, એ જોઈને એક રીતે મને હર્ષ થાય છે; માટે ધન્યવાદ આપી કહું છું કે ભલે, તમે સુખેથી વનમાં જાઓ, તમારું કલ્યાણ થાઓ, તમારી ઉજ્જ્વળ કીર્તિ સર્વત્ર વિસ્તાર પામો અને ચૌદ વર્ષની અવધિ પૂર્ણ થતાં ક્ષેમકુશળ પાછા નગરમા આવીને સઘળી પ્રજાને આનંદિત કરો.'[૧૧]

પછી જેમ બ્રહ્મા દેવોના રાજા ઇંદ્રને આજ્ઞા કરે, તેમ રામચંદ્રે પ્રિય વચન બોલનારા અને પોતાને અનુકૂળ વર્તનારા લક્ષ્મણને આજ્ઞા આપતા કહ્યું :[૧૨] હે સુમિત્રાનંદન ! હવે તું બ્રાહ્મણોમાં ઉત્તમ અગસ્ત્યના પુત્રને તથા મહાત્મા કૌશિકને બોલાવી, તેઓનુ પૂજન કરી, મેઘ જેમ જળ વરસાવી ધાન્યને તૃપ્ત કરે છે, તેમ હજારો ગાયો, સોનામહોરો, રૂપામહોરો તથા કિંમતી મણિ, હીરા વગેરે રત્નો આપી તેઓને તૃપ્ત કર.[૧૩] વળી વેદ જાણનારાં અને યજુર્વેદની તૈત્તિરીય શાખાનો આચાર્ય જે ઉત્તમ બ્રાહ્મણ નિત્ય આપણાં માતુશ્રી કૌશલ્યાની પાસે રહી તેમને મંગળ આશીર્વાદ આપે છે, તેને તું શ્રેષ્ઠ વાહન, દાસદાસીઓ તથા તે સંતુષ્ટ થાય તેટલાં રેશમી વસ્ત્રો આપ;[૧૪–૧૬] તેમ જ હે લક્ષ્મણ ! આપણે ત્યાં ઘણા સમયથી રહેલો અને સૂતકાર્યમાં કુશળ એવો જે 'ચિત્રરથ' નામનો સચિવ છે, તેને પણ અમૂલ્ય રત્નો, વસ્ત્રો, ધનધાન્ય, મહિષી ( ભેંસો ) વગેરે પશુઓ તથા એક હજાર ગાયો આપી સંતુષ્ટ કર. વળી આપણા આશ્રયે રહી 'કઠકાલાપ' નામની વૈદિક શાખાનું અધ્યયન કરનારા અને દંડ ધારણ કરનારા ઉપકુર્વાણ+ બ્રહ્મચારીઓ કે જેઓ નિરંતર પોતાના અધ્યયનકાર્યમાં જ મગ્ન હોવાથી બીજું કાંઈ પણ વ્યાવહારિક કાર્ય કરતા નથી, તેમ જ ભિક્ષા લેવા જવામાં પણ આળસવાળા છે અને માત્ર વિદ્યારૂપી ઉત્તમ રસનો જ આસ્વાદ મેળવવાની ઇચ્છાવાળા છે, તેઓને તું રત્નોથી લાદેલાં એંશી ઊંટ; ડાંગર, મગ અને ચણા વગેરે ધાન્યથી લાદેલા બસો પોઠિયા તથા ઘી, દૂધ વગેરે પૌષ્ટિક પદાર્થો આપનારી એક હજાર ગાયો આપ; કેમ કે ગુરુકુળમાં રહી વેદનું અધ્યયન કરનારા બ્રહ્મચારીઓને આશ્રય આપવાનું કાર્ય સત્પુરુષોએ ઉત્તમ ગણેલું છે.– વળી હે સૌમિત્રી ! હાલમાં પોતાનો વિદ્યાભ્યાસ પૂરો થવાથી જે બ્રહ્મચારીઓ માતા કૌશલ્યાની

+ જેઓ ઉપનયનસંસ્કાર પછી અઢાર વર્ષ કે ચોવીસ વર્ષ પર્યંત ગુરુકુળમા રહી વિદ્યાભ્યાસ કરે છે અને પછી ગૃહસ્થાશ્રમ કરે છે, તેઓ ઉપકુર્વાણ બ્રહ્મચારી છે અને જેઓ યાવજ્જીવન ગુરુકુળમાં વિદ્યાભ્યાસ કરતા નિવાસ કરે છે. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી છે.

– આ ઉપરથી પ્રતીત થાય છે કે, તે સમયે અયોધ્યા રાજ્યમાં મહારાજા દશરથના આશ્રયથી ગુરુકુળ ચાલતુ હશે અને તેજ પ્રમાણે બીજાં રાજ્યોમાં પણ તેવા અનેક ગુરુકુળો હશે વળી રામના વચનથી એ પણ સમજાય છે કે પ્રાચીન કાળમાં ગુરુકુળ માટે જનસમાજના કેવા ઉચ્ચતર અભિપ્રાય હતા ? અહા ! તેવી સ્થિતિમાં ભારતવર્ષ ઉત્તમોત્તમ ઉન્નતિના શિખર પર હોય, તેમા શું આશ્ચર્ય ? પરંતુ મહાન ખેદની વાત છે કે હાલમાં આપણા ભારતવાસીઓનો મોટો ભાગ ગુરુકુળના નામથી પણ અજાણ્યો થઈ ગયો છે.

પાસે આવી વિવાહ કરવા માટે ધનની યાચના કરતા હોય, તેમાંના પ્રત્યેકને એકએક હજાર સોના-મહોરો આપ તથા બીજા પણ જેટલા બ્રાહ્મણો માતુશ્રી પાસે ઊભા હોય તે સર્વનું પૂજન કરી તેઓને યથાયોગ્ય દાન આપ, જેથી માતુશ્રી કૌશલ્યા પ્રસન્ન થાય.'

રામચંદ્રનુ વચન સાંભળી પુરુષોમાં સિંહ સમાન પરાક્રમવાળા લક્ષ્મણે તેમના કહેવા પ્રમાણે સર્વ બ્રાહ્મણોને કુબેરની પેઠે ધન આપી સંતુષ્ટ કર્યા.[૧૭–૨૩] ત્યાર પછી રામચંદ્રે પોતાના સર્વ સેવકો કે જેઓ રામચંદ્રના ભાવિ વિયોગદુઃખથી ગદ્‌ગદ કંઠવાળા થઈ ગયા હતા. તેઓને પોતાની પાસે બોલાવી પ્રત્યેકને આજીવિકા ચાલે તેટલું ધન આપ્યું અને કહ્યું: 'હે માયાળુ મનુષ્યો! અમે હવે વનમાં જઈએ છીએ; ચૌદ વર્ષની અવધિ પૂર્ણ થયે પાછાં કુશળપણે આવીશું, ત્યારે તમારી મનઃકામનાઓ પરિપૂર્ણ કરીશું; ત્યાં સુધી તમો સર્વેએ અહીં રહીને મારા તથા લક્ષ્મણના ભવન-ની રૂડી રીતે સંભાળ રાખવી.'[૨૪,૨૫]

રામચંદ્રનાં વચન સાંભળી સઘળા સેવકજનો ઘણા જ દુઃખી થઈ ગયા. ત્યાર પછી મહાત્મા રામ-ચંદ્રે પોતાના કોષાધ્યક્ષને કહીને પોતાનું સઘળું દ્રવ્ય ભંડારમાંથી સેવકો દ્વારા બહાર કઢાવ્યું. એ સઘળા દ્રવ્યનો એક મોટા પર્વત સરખો ઢગલો થયો.[૨૬,૨૭] પછી લક્ષ્મણ સહિત પુરુષશ્રેષ્ઠ રામ-ચંદ્ર એ ધનના ઢગલામાંથી બ્રાહ્મણોને અને બાળ, વૃદ્ધ તથા કૃપણજનોને દાન આપવા લાગ્યા.[૨૮]

આ સમયમાં અયોધ્યા નગરીને વિષે ગર્ગ-ગોત્રમાં ઉત્પન્ન થયેલો એક 'ત્રિજટ' નામનો બ્રાહ્મણ રહેતો હતો. તેનું શરીર પીળા વર્ણનું હતું અને તે ઘણી જ કંગાળ સ્થિતિનો હતો; તેથી નિત્ય વનમાં જઈ કોશ, કોદાળી તથા પાવડા વતી જમીનમાં કંદ–મૂળ ખોદી કાઢી તે વડે પોતાનો નિર્વાહ ચલાવતો હતો.[૨૯] એ વૃદ્ધ ત્રિજટ બ્રાહ્મણને યુવાવસ્થાવાળી અને નાના બાળકોવાળી પત્ની હતી. તે રામચંદ્ર વનમાં જાય છે અને પોતાનું ધન બ્રાહ્મણોને આપે છે, એવી વાત સાંભળી ઘણી જ ઉત્કંઠિત થઈ અને પોતાના વૃદ્ધ પતિને કહેવા લાગી: 'હે સ્વામિન્! સ્ત્રીને ખરો દેવ પોતાનો પતિ જ છે; માટે હું કાંઈ તમને આજ્ઞા કરવા યોગ્ય નથી; પરંતુ માત્ર પ્રાર્થના-પૂર્વક સૂચના કરું છું કે,[૩૦] તમે આ પાવડા તથા કોદાળીનો ત્યાગ કરી હું કહું તેમ કરો. આજે ધર્મજ્ઞ રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞાથી વનમાં જાય છે, તેથી તેમણે પોતાનો સઘળો ધનભંડાર બ્રાહ્મણોને આપવા માંડ્યો છે. તમે પણ ત્યાં જઈને પોતાનું વૃત્તાંત નિવેદન કરશો તો તે રામચંદ્ર તમારું કષ્ટ દૂર કરશે.'[૩૧]

પોતાની સ્ત્રીનું વચન સાંભળી ત્રિજટ બ્રાહ્મણે એક ફાટ્યું–તૂટ્યું વલ્કલવસ્ત્ર ઓઢી લીધું અને પોતાની સ્ત્રી તથા બાળકોને સાથે લઈને જે માર્ગે-થી રામચંદ્રના ભવન આગળ જવાતું હતું તે માર્ગે-પ્રયાણ કર્યું. એ ત્રિજટ નિષ્પાપ અને શુદ્ધ આજીવિકાવાળો હોવાને લીધે ભૃગુ તથા અંગિરા ઋષિ જેવો તેજસ્વી જણાતો હતો. રામભવન પાસે પહોંચીને એ ત્રિજટ બ્રાહ્મણે અંતઃપુરમાં જવાની પાંચમી દોઢી સુધી પ્રવેશ કર્યો, તોપણ કોઈ દ્વાર પાળે તેને અટકાવ્યો નહિ.[૩૨,૩૩] પછી તેણે છેક રામચંદ્રની સમીપ જઈ નમ્રતાપૂર્વક કહ્યું: 'હે મહાબળવાન રાજપુત્ર! હું એક નિર્ધન અને બહોળા પરિવારવાળો બ્રાહ્મણ છું અને મારા કુટુંબનિર્વાહાર્થે પૃથ્વી ખોદીને આજીવિકા ચલાવું છું; માટે મારા પર કૃપાદૃષ્ટિ કરો.'

ત્રિજટનું વચન સાંભળી રામચંદ્રે વિનોદને માટે કહ્યું:[૩૪,૩૫] 'હે દ્વિજ! મારે ત્યાં અસં-ખ્યાત ગાયો છે. તેમાંથી હજી તો એક હજાર ગાયો પણ આપી નથી; માટે તમારી પાસે જે લાકડી છે તેને તમે અહીંયાં ઊભા રહીને જેટલે દૂર ફેંકી શકશો તેટલી હદમાં ઊભી રહી શકે એટલી ગાયો હું તમને આપીશ.'[×૩૬]

રામચંદ્રનું વચન સાંભળી ત્રિજટે તુરત જ

× બ્રાહ્મણ ત્રિજટમાં કેટલું બળ છે અને ગાયો લેવાની કેટલી ચપળતા છે, તે જોવા માટે રામચંદ્રે આવું કહ્યું હશે. તિ ટી.

પોતાનાં ફાટ્યાં-તૂટ્યાં વસ્ત્રથી કમ્મર બાંધી અને પોતાની લાકડીને મસ્તકની ચોતરફ ખૂબ ઘુમાવી, પોતાનું સઘળું બળ એકત્રિત કરીને એટલા જોરથી ફેંકી કે[૩૭] તે લાકડી આખા નગરને ઓળંગી સરયૂ નદીને સામે પાર જ્યા રામચંદ્રની હજારો ગાયોને રહેવાનો ગોષ્ઠ (નેસડો) હતો ત્યાં જઈ બાંધી રાખેલા આખલાઓની સમીપ પડી.[૩૮] તેનુ એવું અદ્દભુત સામર્થ્ય જોઈ પ્રસન્ન થયેલા ધર્માત્મા રામચંદ્રે પ્રીતિથી તે ત્રિજટને પોતાના હૃદય સરસો ચાંપ્યો અને સરયૂ નદીના તટ પર આવેલા ગોષ્ઠમા રહેલી પોતાની સઘળી ગાયો તેના આશ્રમ પ્રત્યે પહોંચાડી.[૩૯]

પછી રામચંદ્રે તેનુ સાંત્વન કરતા કહ્યું: 'હે મહાત્મન્! મેં તમારું સામર્થ્ય જોવાને અર્થે લાકડી ફેંકાવીને જે તમારું હાસ્ય કર્યું છે, તે માટે તમે મારા પર ક્રોધ કરશો નહિ; કેમ કે એ તો માત્ર વિનોદરૂપે જ છે. હે દ્વિજ! એ ગાયો ઉપરાંત તમારે બીજી પણ જે વસ્તુની ઇચ્છા હોય તે મારી પાસેથી તમે માગી લો.[૪૦,૪૧] હે વિપ્ર! હું કાંઈ પણ સંકોચ પામ્યા સિવાય તમને સત્ય જ કહું છું કે, મેં સંપાદન કરેલુ જે કંઈ ધન છે તે સઘળું બ્રાહ્મણોને અર્થે જ છે; કેમ કે ઉત્તમ કર્મવાળા અને પૂજ્ય એવા બ્રાહ્મણોને વિધિયુક્ત દાન આપવાથી જગતમાં નિર્મળ કીર્તિ પ્રાપ્ત થાય છે.'[૪૨]

રામચંદ્રનાં વચનો સાંભળી હર્ષિત થયેલો અને એટલી ગાયો મળવાથી જ સંતોષ પામેલો મહામુનિ ત્રિજટ મહાત્મા રામચંદ્રને કીર્તિ, બળ, પ્રીતિ અને સુખ વગેરેની વૃદ્ધિ કરે એવી અનેકવિધ આશિષ આપી પોતાની સ્ત્રી સહિત પોતાના આશ્રમે ગયો.

સર્વ જનોના યથાયોગ્ય સન્માન-વચનોથી પ્રેરાયેલા અને ઉત્તમ પુરુષાર્થવાળા રામચંદ્રે ધર્મયુક્ત પરાક્રમોથી સંપાદન કરેલુ પોતાનુ સઘળું ધન બ્રાહ્મણોને તથા સર્વ સુહૃદ્જનોને વહેંચી આપ્યુ.[૪૩,૪૪] તે સમયે આખી અયોધ્યા નગરીમા એવો કોઈ પણ બ્રાહ્મણ ન હતો કે જે દરિદ્ર અને ભિક્ષાવૃત્તિ કરનારો હોય અથવા રામચંદ્રનો એવો કોઈ પણ સુહૃદ્જન કે દાસવર્ગ ન હતો કે જેને રામચંદ્રે યથાયોગ્ય સન્માન, દાન અને આદરભાવથી તૃપ્ત કર્યો ન હોય.[૪૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૩૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૩ મો

### પ્રજાનો શોક

दत्त्वा तु सह वैदेह्या ब्राह्मणेभ्यो धनं बहु।
जग्मतुः पितरं द्रष्टुं सीतया सह राघवौ ॥ १ ॥

હવે આખા નગરમા રામચંદ્રજીના વનવાસ સંબંધી સમાચાર ફેલાઈ ગયા અને તેથી જે પ્રજા ઘડી પહેલા રામચંદ્રને થનારો રાજ્યાભિષેક જોવાની ઉત્સુકતાથી આનંદમગ્ન હતી. તે જ આવા માઠા સમાચાર સાંભળી દુઃખમગ્ન થઈ ખેદ કરવા લાગી. (એટલામાં) સીતા સહિત રામ-લક્ષ્મણ બ્રાહ્મણાદિને પોતાનું સર્વસ્વ આપીને અને પોતાના ભવનમાથી બહાર નીકળીને પોતાના પિતા દશરથ રાજાને મળવા માટે જવા લાગ્યા.[૧] તે વેળા સુગંધિત પુષ્પમાળાથી શણગારેલાં અને સીતાએ જેની ચંદનાદિ ઉપચારો વડે પૂજા કરેલી હતી એવા બન્ને ભાઈઓના ઉત્તમ ધનુષ્યોને બે સેવકો ઉપાડીને તેમની પાછળ ચાલતા હતા.[૨] સુકુમાર સીતા સહિત મહાત્મા રામચંદ્રને તથા લક્ષ્મણને રાજમાર્ગ ઉપર પગપાળા ચાલતા જોઈ રસ્તામા એકત્રિત થયેલા લોકો અત્યંત શોકયુક્ત અને ચિંતાતુર થઈ ગયા તથા તેઓની મુખાકૃતિ ઉદાસીન થઈ ગઈ એ વેળા ઘણી જ ભીડ હોવાને લીધે નાના માર્ગોમાં તો ચાલવાની જગ્યા પણ રહી ન હતી. કેટલાક શ્રીમંત લોકો પોતાની ગગનચુંબિત હવેલીઓ તથા સાત માળવાળા મંદિરોની અટારીઓમા રહીને અતિ દુઃખથી રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાને નીરખતા હતા. પ્રજાજનો પોતાના અંતઃકરણનો શોક દર્શાવતા અનેકવિધ વચનો કહેવા લાગ્યા: 'અહો! જ્યારે રામચંદ્ર એકલા પણ બહાર નીકળતા, ત્યારે તેમની પાછળ ચતુરંગિણી સેના ચાલતી

હતી; પરંતુ આજે તે પોતાની પત્ની સીતા સહિત છે, તોપણ તેમની પાછળ માત્ર લક્ષ્મણ જ જણાય છે.[૩-૬] આ રામચંદ્ર સંપૂર્ણ ઐશ્વર્ય-સુખના રસજ્ઞ છે અને પ્રજાની ઇચ્છિત કામનાઓને પરિપૂર્ણ કરવા સમર્થ છે, તોપણ ધર્મ-ગૌરવને લીધે તે પોતાના પિતાનું વચન સત્ય કરવા ઇચ્છે છે![૭] ઘડી પહેલાં આકાશમાં ગમન કરનારાં પ્રાણીઓ પણ જેને જોવા સમર્થ ન હતાં, તે જ સતીશિરોમણિ સીતાને હાલમાં રાજમાર્ગ ઉપર મળેલા હજારો લોકો જુએ છે.[૮] અરે, અંગરાગ તથા રાતાં ચંદન વગેરેનું સેવન કરનારાં સીતા હવે વનમાં વસીને ટાઢ, તડકો અને વરસાદ વગેરે સહન કરવાથી વિવર્ણ થઈ જશે. અરે! આજે મહારાજા દશરથને આ શું થયું છે? અવશ્ય, તે કોઈ ભૂતપ્રેતાદિના આવેશથી જ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને વનમાં મોકલે છે. કદાચ પોતાનો પુત્ર ગુણહીન હોય, તોપણ તેને કોઈ પણ મનુષ્ય વનમાં કેમ કરી મોકલી શકે? ન જ મોકલી શકે. છતાં આવા ગુણવાળા રામચંદ્ર કે જેનાં શુભ ચરિત્રો વડે સર્વ લોકો પોતાને વશ થયા છે, તેને રાજા વનવાસમાં કેમ મોકલે છે![૯-૧૧] પુરુષશ્રેષ્ઠ મહાત્મા રામચંદ્રમાં રહેલા અહિંસા, દયા, શાસ્ત્રાધ્યયન, પવિત્ર સ્વભાવ, ઇંદ્રિયનિગ્રહ તથા મનોનિગ્રહ, એ છ ગુણો તેમને શોભાવી રહ્યા છે![૧૨] અરેરે! રામચંદ્ર ઉપર આમ અણચિંતવ્યું દુઃખ આવી પડેલું જોઈને આપણે સર્વ પ્રજાજનો, જેમ ગ્રીષ્મઋતુમાં જળ સુકાઈ જવાથી તેમાં રહેનારાં મત્સ્ય વગેરે જળચર પ્રાણીઓ પીડિત થાય છે, તેમ અત્યંત પીડિત થયા છીએ![૧૩] મૂળ કપાઈ જવાથી જેમ વૃક્ષનાં પત્ર, પુષ્પ તથા ફળ સૂર્યના તાપથી સુકાઈ જાય છે, તેમ જગત્પતિ રામચંદ્રને આવું કષ્ટ આવી પડવાથી સઘળી પ્રજા દુઃખી થઈ ગઈ છે;[૧૪] કેમ કે મહાન કાંતિવાળા ધર્મજ્ઞ રામચંદ્ર મનુષ્યમાત્રના મૂળરૂપ છે અને બીજા સર્વ જનો પુષ્પ, ફળ, પત્ર તથા શાખાઓરૂપ છે;[૧૫] માટે લક્ષ્મણની પેઠે આપણે પણ સ્ત્રી, પુત્ર તથા બંધુવર્ગ સહિત રામચંદ્રની પાછળ જઈશું.[૧૬] પરમ ધાર્મિક રામચંદ્રના દુઃખે દુઃખ અને તેમના સુખે સુખ માનનારા આપણે સર્વે આપણી વાડીઓ, ખેતરો તથા ગૃહોને તજીને રાઘવની પાછળ જઈશું.[૧૭] આપણે આપણા ગુપ્ત દ્રવ્યભંડારોને તથા ધનધાન્યોને સાથે લઈ જઈશું. આપણા ગયા પછી કોઈ પણ પ્રકારનાં સાહિત્ય વગરનાં ગૃહો જીવ વિનાના દેહ સરખાં શૂન્ય જણાશે, અંદરના ભાગમાં વાળ્યા-ઝાળ્યા વિના ઘણી જ ધૂળ ભરાઈ જશે, આંગણાં ઉકરડા જેવાં થઈ જશે, અગ્નિહોત્રાદિ દેવકાર્ય નહિ થવાથી તે ઘણાં જ અમંગળ દેખાશે, તેમાં ચારે બાજુ દોડાદોડ કરતા ઉંદરો જ્યાંત્યાં પોતાને રહેવાનાં દર કરશે, જળ અને ધુમાડો તો કદી પણ જોવામાં આવશે નહિ, તેમાં કોઈ પણ દિવસે બલિકર્મ, યજ્ઞ, હોમ, વેદમંત્રપઠન તથા ગાયત્રીજપાદિ સત્કર્મો થશે નહિ અને જ્યાંત્યાં માત્ર ભાગ્યાંતૂટ્યાં માટીનાં પાત્રો સિવાય બીજું કાંઈ પણ નજરે પડશે નહિ! જેમ દુકાળને લીધે વસતી ભાગી જવાથી ગામ ઉજ્જડ ખંડિયેર થઈ જાય છે, તેમ આપણા સર્વના ગયા પછી ઉજ્જડ ખંડિયેર થઈ રહેલી આખી અયોધ્યાનગરીમાં પછી ભલે કૈકેયી પોતાનું સ્વતંત્ર રાજ્ય ભોગવે![૧૮-૨૧] રામચંદ્ર ભલેને વનમાં જાય, પરંતુ આપણે સર્વ તેમની પાછળ જઈશું એટલે સઘળું વન મંગળમય અને નગરરૂપ થઈ રહેશે અને આપણે ત્યાગ કરેલી આ અયોધ્યાનગરી કે જેમાં કૈકેયી રાજ્ય કરવા ઇચ્છે છે, તે ઉજ્જડ વનરૂપ થઈ રહેશે![૨૨] આપણે સર્વ વનમાં જઈશું એટલે આપણાથી ભયભીત થયેલાં સર્પાદિ ઝેરી પ્રાણીઓ પોતાના રાફડા વગેરે રહેઠાણોને, હરિણો તથા પક્ષીઓ પર્વતશિખરોને અને સિંહો તથા હાથીઓ વનોને તજીને ભલે આ નગરમાં આવીને વસે કે જેથી આ સ્થળ સર્પાદિ ક્રૂર પ્રાણીઓથી ભરેલું અને જેમાં માત્ર તૃણ, માંસ તથા ફળ-મૂળ જ પ્રાપ્ત થઈ શકે એવું બની જાય! એ પ્રમાણે વેરાન-જંગલરૂપ થઈ ગયેલા આ સ્થળ(અયોધ્યા)-માં કૈકેયી ભલે પોતાના પુત્ર ભરત તથા બંધુવર્ગ સહિત રાજ્ય કરે! પરંતુ આપણે સર્વ તો રામચંદ્ર-

ની સાથે વનમાં સુખથી નિવાસ કરીશું.[૨૩-૨૫]

અનેક દેશદેશાંતરના લોકો તથા પ્રજાજનોના મુખથી અતિ ખેદને લીધે પરસ્પર ઉચ્ચારાયેલી ઉપર્યુક્ત વાણી સાંભળવા છતાં પણ રઘુકુળદીપક રામચંદ્રના મનમા અલ્પ પણ વિકાર થયો નહિ;[૨૬] પરંતુ પોતાના કર્તવ્યમાં કાંઈ પણ વિલંબ ન થવા દેતાં મદોન્મત્ત હાથીની પેઠે ગમન કરતા ધર્માત્મા રામચંદ્ર પુનઃ પણ પોતાના પિતાનાં દર્શન કરવા માટે કૈલાસ પર્વત સમાન શ્વેત કાંતિવાળા કૈકેયીના અંતઃપુર આગળ આવી પહોંચ્યા.[૨૭] ત્યા દરવાજા આગળ શાંત અને વિનયવાળા દ્વારપાળો બેઠા હતા. તેઓથી સત્કાર પામી રામચંદ્રે અંદર પ્રવેશ કર્યો તો તેમણે થોડેક દૂર ઊભેલા સુમંત્રને દીઠા.[૨૮] ત્યા પોતાના સર્વ સ્નેહીવર્ગને શોક વડે પીડિત થયેલા જોયા છતાં રામચંદ્રે પોતાની મુખમુદ્રા પર કાંઈ પણ શોકનુ ચિહ્ન પ્રકટ કર્યું નહિ. પછી પ્રસન્નમુખથી હાસ્ય કરતા હોય તેમ પિતાની આજ્ઞાને યથાર્થ રીતે પાળવા તૈયાર થયેલા રામચંદ્ર પિતાનાં દર્શન કરવાની ઇચ્છાથી સુમંત્ર ઊભો હતો તે તરફ ગયા;[૨૯] અને મહારાજા દશરથ કરતાં પણ વૃદ્ધ એવા સુમંત્રની પાસે જઈ તેને પોતાના આગમનના સમાચાર નિવેદન કરવા માટે દશરથ રાજા પાસે મોકલ્યો.[૩૦]

જેણે પોતાની આજ્ઞાથી વનવાસ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો, એવા રામચંદ્રે સુમંત્રને કહ્યું : 'હે સુમંત્ર ! તું મારા પિતાની પાસે જા અને મારા આવવાના સમાચાર નિવેદન કર.'[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૩૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૪ મો

### રામ અને દશરથનો સંવાદ

ततः कमलपत्राक्षः श्यामो निरुपमो महान् ।
उवाच रामस्तं सूतं पितुराख्याहि मामिति ॥

કમળની પાંખડીઓ જેવાં નેત્રવાળા, અનુપમ અને ઘનશ્યામ એવા રામચંદ્રે સુમંત્રને કહ્યું : 'હે સુમંત્ર ! મારા આવ્યાના સમાચાર મારા પિતાને નિવેદન કર.'[૧]

રામચંદ્રની આજ્ઞા સાંભળી સુમંત્રે તુરત જ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. ત્યા તેણે પુત્રવિયોગના સંતાપને લીધે આકુળવ્યાકુળ થતા તથા નિસાસા નાખતા મહારાજા દશરથને જોયા.[૨] એ વેળા મહારાજા દશરથ, જાણે રાહુએ ગ્રસેલો સૂર્ય હોય, ભસ્મમા ઢંકાયેલો અગ્નિ હોય અથવા જળ વિનાનું સરોવર હોય તેવા નિસ્તેજ જણાતા હતા. અત્યંત વ્યાકુળચિત્ત થઈ પડેલા અને રામચંદ્રના સંબંધમાં જ શોક કરી રહેલા દશરથ રાજા પાસે જઈને તથા તેમને શાંત અને મધુર વાણી વડે સાવધાન કરીને મહાબુદ્ધિમાન સુમંત્રે પ્રથમ 'જય' શબ્દથી આશીર્વાદ આપતાં હાથ જોડી કહ્યું :[૩-૫] 'હે મહારાજા ! તમારું કલ્યાણ થાઓ. હે રાજા ! પુરુષોમાં સિંહ સમાન પરાક્રમી તમારા પુત્ર રામચંદ્ર પોતાનુ સર્વ દ્રવ્ય બ્રાહ્મણોને તથા સેવકજનોને આપીને અને વનમાં જવા માટે પોતાના સર્વ મિત્રોની આજ્ઞા લઈને તમારા દર્શન કરવાની ઇચ્છાથી દ્વાર આગળ ઊભા છે.[૬,૭] હે પૃથ્વીપતિ ! સૂર્ય જેમ પોતાનાં તેજસ્વી કિરણોથી શોભી રહ્યો છે, તેમ પોતાના ઉત્તમ રાજગુણોથી શોભી રહેલા રામચંદ્ર હવે વનમાં જવાની ઉતાવળ કરે છે; માટે તમે તેમને સત્વર દર્શન આપો.[૮]

સુમંત્રના વચન સાંભળી સમુદ્ર સમાન ગંભીર સ્વભાવવાળા, આકાશના જેવા નિર્મળ અંતઃકરણવાળા અને સત્યવાદી એવા ધર્માત્મા દશરથ રાજાએ તેને કહ્યું :[૯] 'હે સુમંત્ર ! તું પ્રથમ અંતઃપુરમાંથી મારી સર્વ રાણીઓને અહીં બોલાવી લાવ ! હું મારી સર્વ સ્ત્રીઓ સહિત રામચંદ્રને જોવા ઇચ્છું છું.'

મહારાજાની આજ્ઞા સાંભળી સુમંત્રે તુરત જ અંતઃપુરના અંદરના ભાગમાં જઈને સર્વ સ્ત્રીઓને કહ્યું : 'મહારાજા દશરથ તમને બોલાવે છે; માટે વિલંબ ન કરતા તમે સર્વ સત્વર ત્યાં પધારો.'[૧૦,૧૧]

સુમંત્રના મુખથી મહારાજાની આજ્ઞા સાંભળી, દશરથ રાજાની ત્રણસો ને પચાસ રાણીઓ કે

જેઓનાં નેત્રો રામવનવાસના* દુઃખને લીધે રડવાથી લાલચોળ થઈ ગયાં હતાં, તેઓ મહારાણી કૌશલ્યાને આગળ કરી રાજાની પાસે આવી. પોતાની રાણીઓને આવેલી જોઈ મહારાજાએ સુમંત્રને કહ્યું : 'હે સુમંત્ર ! હવે તું મારા પુત્ર રામચંદ્રને સત્વર અંદર તેડી લાવ.'[૧૨–૧૪]

મહારાજાની આજ્ઞા થવાથી સુમંત્ર રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાને સાથે લઈને દશરથ રાજાની પાસે જવા લાગ્યો.[૧૫] મહારાજા દશરથ પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને હાથ જોડીને પોતાની નજીક આવતા જોઈ સઘળી રાણીઓ સહિત એકાએક પોતાના આસન પરથી ઊઠી વેગથી રામચંદ્રની સામે દોડ્યા; પરંતુ તેઓ અત્યંત દુઃખથી પીડિત હોવાને લીધે વચમાં જ મૂર્છા ખાઈને પૃથ્વી પર પડી ગયા. એ જોઈ મહારથી રામચંદ્ર તથા લક્ષ્મણ બન્ને ભાઈઓ શોક અને દુઃખને લીધે મૂર્છિત થઈ પડેલા પિતાની પાસે શીઘ્ર દોડી આવ્યા અને અનેક પ્રકારે તેમનું આશ્વાસન કરવા લાગ્યા. એ સમયે અંતઃપુરની સઘળી સ્ત્રીઓ પોતાનાં હૃદય તથા મસ્તક કૂટવા લાગી, તેથી તેઓનાં પરસ્પર અથડાતાં આભૂષણોનો શિંજારવ (ધ્વનિ) થવા લાગ્યો અને રુદન કરતી સ્ત્રીઓના મુખમાંથી 'હા રામ ! હા રામ !' એવા આર્તશબ્દો નીકળવા લાગ્યા.[૧૬–૧૯] શોકને લીધે સીતા સહિત રુદન કરતા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓએ મહારાજા દશરથને ધીમેથી પોતાના હાથથી ઊંચકીને શય્યા પર બેસાડ્યા.[૨૦] કેટલીક વાર સુધી શાંતિપ્રદ ઉપચારો કરવાથી જ્યારે બે ઘડીએ મહારાજા શુદ્ધિમાં આવ્યા, ત્યારે શોકસાગરમા ગળકા ખાતા તેમને મહાત્મા રામચંદ્રે હાથ જોડી કહ્યું :[૨૧]

'હે પિતા ! તમે અમારા સર્વના સમર્થ–ઈશ્વર–પૂજ્ય છો, માટે તમારી આજ્ઞા પ્રમાણે હું દંડકારણ્યમાં જવાને તત્પર થયો છું. હવે છેવટની આજ્ઞા માગું છું. મેં ઘણાં ઘણાં સત્ય કારણો દર્શાવીને વાર્યા છતાં આ સીતા અને લક્ષ્મણ મારી સાથે વનમાં આવવા તૈયાર થયાં છે; તેઓને કોઈ પણ પ્રકારે ઘેર રહેવું રુચતું નથી; માટે હે માનદ પિતા ! તમે હવે શોકનો ત્યાગ કરી, પૂર્વે જેમ બ્રહ્મદેવે તપશ્ચર્યા કરવા જતા પોતાના પુત્ર સનકાદિકોને વનમાં જવાની આજ્ઞા આપી હતી, તેમ અમો ત્રણેને વનમાં જવાની આજ્ઞા આપો અને અમે ક્ષેમકુશળ પાછાં આવીએ એવો આશીર્વાદ આપો.'[૨૨–૨૪]

કિંચિત્ પણ ખેદ ધર્યા વિના વનમાં જવાની આજ્ઞા માગતા પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને જોઈ મહારાજા દશરથે કહ્યું :[૨૫] 'હે રાઘવ ! હાય ! હું આજે કૈકેયીના વરદાનથી મોહિત થઈ ગયો છું. અને એવો અન્યાય કરવાને પ્રવૃત્ત થયો છું, છતાં હે વીરપુત્ર ! તું શો વિચાર કરે છે ? હજી સુધી તું મારા આવા અન્યાયને÷ કેમ સાખી રહ્યો છે ? હે પુત્ર ! પોતાના ક્ષત્રિયધર્મને× અનુસરી મને બળાત્કારે બાંધીને કેદ કર અને પોતાનો રાજ્યાભિષેક કરી અયોધ્યા નગરીનો રાજા થા.'[૨૬,૨૭]

મહારાજાનું વચન સાંભળી ધર્મજ્ઞોમાં શ્રેષ્ઠ અને વાણીચતુર રામચંદ્ર હાથ જોડીને કહ્યું : 'હે પિતા ! હું મારા ધર્મનો ત્યાગ કરીને રાજ્ય મેળવવાની ઇચ્છા રાખતો નથી;+ પરંતુ ચૌદ વર્ષ પર્યંત

* રામને વનવાસ આપ્યો તેનાં.

÷ જ્યેષ્ઠ પુત્ર હયાત છતાં કનિષ્ઠને રાજ્યાસન આપવું તે અન્યાય.

× પોતાના ન્યાયપ્રાપ્ત વારસા માટે અન્યાય થાય, તો પુત્ર પિતાને, ભાઈ ભાઈને મારે એવો ક્ષત્રિયનો ધર્મ છે.

+ અહીં રામના વચનમા ઘણું જ રહસ્ય સમાયેલું છે દશરથ રાજાએ ક્ષત્રિયધર્મને અનુસરી વર્તવાને સૂચવ્યું, પરંતુ તેમ નહિ કરતા, રામચંદ્રે 'હું મારા ધર્મનો ત્યાગ કરીને રાજ્ય મેળવવા ઇચ્છતો નથી,' એવું કહ્યું. એથી શંકા થાય છે કે, રામ ક્ષત્રિય હોવાથી તેમને પોતાના જાતિધર્માનુસાર પિતાની સૂચના પ્રમાણે કરવાને કાંઈ પણ બાધ ન હતો, છતા તેમણે એમ કેમ કર્યું નહિ અને પોતે જાણે કોઈ જુદા ધર્મના જ હોય એવુ કેમ કહ્યું ? તેનું સમાધાન એ છે કે, ધર્મના બે વિભાગ થઈ શકે છે : એક તો સામાન્ય ધર્મ અને બીજો વિશેષ ધર્મ સામાન્ય ધર્મ એટલે સર્વને સરખી રીતે લાગુ પડનારો ધર્મ અને વિશેષ ધર્મ એટલે એક જ માણસને અથવા અમુક હદમાં ગણાતા મનુષ્યોને લાગુ પડનારો ધર્મ; જેમ કે સત્ય બોલવું હિંસા ન કરવી વગેરે સામાન્ય ધર્મ છે, કેમ કે તે મનુષ્યમાત્રને માટે છે, અને વેદ ભણાવવો, યજ્ઞ

વનમાં સુખથી વિચરીને તમારી પ્રતિજ્ઞા પૂર્ણ થતાં પાછો આવીશ અને તમારા ચરણની સેવા કરીશ. હે નરાધિપ! તમે ભલે હજાર વર્ષ સુધી પૃથ્વી પર સુખપૂર્વક રાજ્ય કરો.[૨૮,૨૯]

પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનું ઉપર્યુક્ત વચન સાંભળી અત્યંત પીડા થવાને લીધે રુદન કરતા, પોતાની સત્ય પ્રતિજ્ઞારૂપી પાશમા બંધાયેલા અને 'રામને આજે જ વનમાં મોકલો' એવી રીતે એકાંતમાં કૈકેયીએ પ્રેરેલા મહારાજા દશરથે કહ્યું: 'હે તાત! આ લોકમાં અભ્યુદય પ્રાપ્ત કરવા તથા પરલોકનુ શ્રેય પ્રાપ્ત કરવા માટે ભલે તું નિર્ભયપણે વનમા જા; માર્ગમાં તને કોઈ પણ પ્રકારનુ દુઃખ ન થતાં સુખ રહો અને અવધિ પૂર્ણ થતાં તું ક્ષેમકુશળ પાછો આવ. હે પુત્ર! સ્વધર્મમાં દૃઢ આગ્રહવાળા અને સત્ય પ્રતિજ્ઞાવાળા તારા નિશ્ચયને ફેરવવા હું શક્તિમાન નથી; માટે તું ભલે વનમાં જજે. પરંતુ હે પુત્ર! આજની એક રાત્રિ તો તું મારી પાસે રહે; કેમ કે તેટલા સમાગમથી પણ હું મારા હૃદયમાં ઉત્તમ સુખ અનુભવું.[૩૦-૩૩] હે પુત્ર! તું આજની રાત્રિ અહીં રહે અને તારી માતા કૌશલ્યાને તથા મને સુખી કર અમારાથી સર્વ કામનાઓ વડે તૃપ્ત થઈને તું કાલે સવારે વનમાં જજે. હે પુત્ર! તેં મારી પ્રતિજ્ઞા સત્ય કરવા માટે તથા મને પરલોકમા સુખી કરવા માટે ભયંકર વનમાં જવારૂપ દુષ્કર કાર્ય આદર્યું છે. હે પ્રિય રાઘવ! હુ મારા સત્યના સોગંદ લઈને કહું છું કે, તું વનમાં જાય છે એ મને જરા પણ રુચતું નથી, તોપણ હાય! હુ શું કરું? દુષ્ટ ચરિત્રવાળી ભસ્મમાં ઢંકાયેલા અગ્નિ સરખી અને ગુપ્ત અભિપ્રાયવાળી આ કૈકેયીએ મને કપટથી છેતરીને તને રાજ્યાભિષેક કરવાનો મારો મનોરથ નષ્ટ કર્યો છે.' હે પુત્ર! કૈકેયીના એ દુષ્ટ છળમાંથી પાર પમાડીને તું મને સત્યવચની કરવા ઇચ્છે છે, એ કાંઈ ઘણું જ આશ્ચર્યકારક નથી; કેમ કે તું મારો ઉત્તમ ગુણસંપન્ન જ્યેષ્ઠ પુત્ર છે[૩૪-૩૮]

દુઃખથી પીડિત થયેલા પોતાના પિતાનું ઉપર્યુક્ત વચન સાંભળી લક્ષ્મણ સહિત અતિ દીન થઈ ગયેલા રામચંદ્રે કહ્યું: 'હે પિતા! કદાચ તમારા આગ્રહથી હું આજની રાત્રિ અહીં રહીને ઉત્તમ પદાર્થોના ઉપભોગથી સુખ પામીશ; પરંતુ આવતી કાલે વનમાં ગયા પછી તે મને કોણ આપશે? માટે હું સર્વ સુખના બદલામાં આજે જ અહીંથી વનમાં પ્રયાણ કરવાની આજ્ઞા માગુ છુ.[૩૯,૪૦] હે પિતા! હવે અનેક ગ્રામો, જનસમૂહો તથા ધનધાન્યથી પરિપૂર્ણ એવી અને મેં ત્યાગ કરેલી આ પૃથ્વી ભરતને આપો.[૪૧] હે મહારાજા! વનમાં જવાનો મારો નિશ્ચય હવે કદાપિ ચલાયમાન થનાર નથી. હે વર આપનાર! પૂર્વે દેવાસુરના સંગ્રામસમયે આપે મારી માતા કૈકેયીને જે વરદાન આપવાનું કહેલું છે, તે સઘળું સારી રીતે આપીને તમે સત્યવચની થાઓ. હું પણ તમારી આજ્ઞાનુ યથાર્થ રીતે પાલન કરવા માટે ચૌદ વર્ષ સુધી વનચરોની સાથે વનમાં વસીશ. હે પિતા! હવે કાંઈ પણ વિચાર ન કરતાં તમે આ પૃથ્વીનું રાજ્ય ભરતને આપો.[૪૨-૪૪] હે રઘુવંશી પિતા! હું તમારી આજ્ઞા પાળવા માટે જેટલો ઉત્સાહી છું, તેટલો આ પૃથ્વીનૂ રાજ્ય કે મને રુચતું અન્ય સુખ ભોગવવા માટે ઉત્સાહી નથી;[૪૫] માટે હે પિતા! મારા વનમાં જવાથી તમે રડો નહિ. તમારું દુઃખ દૂર થાઓ! હે ગંભીર સ્વભાવવાળા રાજન્! જેમ નદીઓનો પતિ સમુદ્ર કદાપિ ક્ષોભ પામતો નથી, તેમ તમારે ક્ષોભ પામવું યોગ્ય નથી.[૪૬] હે પુરુષશ્રેષ્ઠ! હું રાજ્યને, સુખને, પૃથ્વીને, સર્વ પ્રકારની કામનાઓને, સ્વર્ગને તેમ જ મારા જીવિતને પણ ઇચ્છતો નથી; પરંતુ માત્ર તમને અસત્યથી બચાવીને સત્યવચની કરવાને જ ઇચ્છું છું. હે તાત! હું તમારી આગળ મારા

કરાવવો વગેરે વિશેષ ધર્મ છે; કારણ કે તે બ્રાહ્મણ માટે જ છે એ પ્રમાણે જોતા, દશરથ રાજાએ સૂચવેલો ક્ષત્રિયધર્મ સામાન્ય ધર્મ હતો અને 'પુત્રે પિતાની આજ્ઞા પાળવી જોઈએ' એવો પુત્રધર્મ રામના સંબંધમા વિશેષ ધર્મ હતો તેથી તેમણે તેને જ ગ્રાહ્ય ગણ્યો; કેમ કે સામાન્ય ધર્મ કરતાં વિશેષ ધર્મ બળવાન છે, એવું શાસ્ત્રોમાં કહેલું છે

તમારી જ છે. તમે અમારા સ્વામી છો અને અમે તમારા સેવક છીએ; માટે સેવકે આણેલા આ ભક્ષ્ય-ભોજ્યાદિ પદાર્થો સ્વીકારો અને અમારા રાજ્યનું પાલન કરો.[૩૬-૩૯] હે રામચંદ્ર! આ સેવકે તૈયાર કરેલી ઉત્તમ શય્યાઓ તથા અશ્વો માટે આણેલી ચંદી-ચારાનો સ્વીકાર કરો.'

ગુહનાં વચન સાંભળી અત્યંત સ્નેહથી વશ થયેલા રામચંદ્રે તેને પોતાની બન્ને ભુજાઓ વડે હૃદયસરસો ચાંપ્યો અને કહ્યું: 'હે પ્રિય મિત્ર! તું રાજા હોવા છતાં મને મળવા માટે પગે ચાલીને આવ્યો અને વળી તું 'આ પૃથ્વી તમારી જ છે' એવો સ્નેહ દર્શાવે છે, તેથી તું અમારું સારી રીતે પૂજન કરી ચૂક્યો જ છે. હે ગુહ! અમે તારો સ્નેહ જોઈને સંતુષ્ટ થયા છીએ.[૪૦] હે રાજન્! આજે સર્વ જ્ઞાતિ તથા અમાત્યવર્ગ સહિત તને કુશળક્ષેમ જોઈને મને અત્યંત આનંદ થયો છે. હે ભાઈ! તારા સઘળા રાજ્યમાં, મિત્રોમાં અને વનમાં સૌ કુશળ તો છે ને?[૪૧,૪૨] વળી મારા પરની અતિશય પ્રીતિને લીધે તેં આ જે કાંઈ પદાર્થો મારા માટે તૈયાર કરી આણેલા છે તે સર્વનો મેં સ્વીકાર કર્યો છે એમ જ તું જાણ; કેમ કે આ સમયે મારાથી તેમનો સ્વીકાર થઈ શકે એમ નથી.[૪૩] હે રાજન્! તું જાણે જ છે કે, હાલમાં મારા પિતાની આજ્ઞા પાળવારૂપ ઉત્તમ ધર્મમાં પ્રવૃત્ત થયેલો હોવાથી હું ચૌદ વર્ષ પર્યંત આહાર માટે માત્ર ફળ તથા કંદમૂળાદિ અને શરીર ઢાંકવા માટે દર્ભ વગેરેનાં ચીર-વલ્કલવસ્ત્ર અથવા મૃગચર્માદિનો જ સ્વીકાર કરી શકું એમ છું. હે મિત્ર! તું મને વનનો તપસ્વી જાણ.[૪૪] હે ગુહ! મારે અર્થે કોઈ પણ પદાર્થનું પ્રયોજન નથી; પરંતુ તું અશ્વો માટે જે કાંઈ ઘાસચારો લાવ્યો હોઈશ તે હું મોટા આદરપૂર્વક સ્વીકારીશ. આ અશ્વો મારા પિતા દશરથ રાજાને ઘણા જ પ્રિય છે, માટે તેઓનું સારી રીતે પોષણ કરવાથી તેં મારો જ સત્કાર કર્યો કહેવાશે.'[૪૫,૪૬]

રામચંદ્રનાં વચન સાંભળી ગુહે તુરત જ પોતાના સેવકોને આજ્ઞા કરી અને અશ્વોને ખાવાનું ઘાસ, પીવાનું દૂધ વગેરે તથા ઘી-સાકર ભેળવેલો જવનો લોટ, એટલા પદાર્થો સુમંત્રને સ્વાધીન કરાવ્યા.[૪૭]

ત્યાર પછી સાયંકાળ થયો એટલે ચીરવસ્ત્ર તથા ઉપવસ્ત્ર ધારણ કરનારા રામચંદ્રે સાયંસંધ્યા કરીને લક્ષ્મણે આણી આપેલા ગંગાજળનું પાન કરી, ઈંગુદીવૃક્ષ નીચે બનાવેલી તૃણશય્યા પર શયન કર્યું.[૪૮] તે વેળા લક્ષ્મણ પણ સીતા સહિત રામચંદ્રના ચરણનું પ્રક્ષાલન કરીને એ જ વૃક્ષ નીચે તેમનું રક્ષણ કરવા અર્થે ઊભો રહ્યો. એ વેળા ધનુષ ધારણ કરનારા ગુહ રાજા અને સુમંત્ર પણ આળસરહિત થઈને લક્ષ્મણની સાથે વાર્તાલાપ કરતા આખી રાત્રિ જાગતા બેસી રહ્યા.[૪૯,૫૦]

નિર્મળ અંતઃકરણવાળા અને યશસ્વી એવા દશરથનંદન રામચંદ્ર કે જેમણે કદી દુઃખ દીઠું ન હતું અને જે નિરંતર સુખ ભોગવવાને જ યોગ્ય હતા, તેમને એવી રીતે તૃણશય્યામા સૂતાં સૂતાં જ રાત્રિ વીતી ગઈ.[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૧ મો

### ગુહ અને લક્ષ્મણ વચ્ચે વાર્તાલાપ

तं जाग्रतमदंभेन भ्रातुरर्थाय लक्ष्मणम्।
गुहः संतापसंतप्तो राघवं वाक्यमब्रवीत् ॥ १ ॥

રઘુકુળદીપક રામચંદ્રને સીતા સહિત તૃણશય્યા ઉપર સૂતેલા જોઈ તેમ જ અકૃત્રિમ સ્નેહને લીધે પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની રક્ષા કરવા માટે સાવધપણે જાગતા જ બેઠેલા લક્ષ્મણને જોઈ ગુહ રાજાના મનમાં અત્યંત ખેદ થઈ આવ્યો. તેણે લક્ષ્મણને કહ્યું:[૧] 'હે રાજપુત્ર! મહાત્મા રામચંદ્રને પિતાની આજ્ઞા થયેલી હોવાથી તપસ્વીવ્રત પાળવાનું છે, પણ કાંઈ તમારે તેમ કરવાનું નથી; કેમ કે તમને કાંઈ પિતાએ તેવી આજ્ઞા આપી નથી. હે લક્ષ્મણ! તમે નિરંતર સુખમાં જ રહેનારા હોવાથી તમને આવી રીતે કષ્ટ વેઠતા જોઈ મને ઘણો જ સંતાપ થાય છે. હે તાત!

તમારા માટે આ સુખશય્યા તૈયાર કરી છે, તેમાં સારી રીતે શયન કરીને તમે વિશ્રાંતિ લો. હે લક્ષ્મણ! રામચંદ્રના રક્ષણ માટે તમે કાંઈ પણ ચિંતા કરશો નહિ; કેમ કે અમે સૌ વનમાં વસનારા હોવાથી કષ્ટ સહન કરવા યોગ્ય જ છીએ, તેથી અમે રામચંદ્રની રક્ષા માટે આખી રાત્રિ જાગતા રહીશું. હે લક્ષ્મણ! હું મારા સત્યના સોગંદપૂર્વક કહું છું કે, આ પૃથ્વીમા મને રામચંદ્રથી બીજું કાંઈ પણ અધિક પ્રિય નથી.[૨-૪] આ લોકમાં મોટો યશ, ધર્મપ્રાપ્તિ, પુષ્કળ દ્રવ્ય અને ઉત્તમ સુખ, એ સઘળું હું રામચંદ્રની કૃપાથી જ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખું છું;[૫] માટે મારા જ્ઞાતિવર્ગ સહિત હું હાથમાં ધનુષ લઈને તથા આખી રાત્રિ જાગતો રહીને સીતા સહિત સૂતેલા મારા પ્રિય મિત્ર રામચંદ્રનુ અવશ્ય રક્ષણ કરીશ.[૬] વળી આ વનને વિષે મારાથી કાંઈ પણ અજાણ્યુ નથી; કેમ કે નિરંતર હું આ વનમા જ વિચરનારો છું; તેથી જાહેને એક સમયે મહાબળવાન ચતુરંગિણી સેના ચઢી આવે, તોપણ હું હરાવવાને સમર્થ છું, માટે તમે નિશ્ચિંત થઈ આ શય્યા ઉપર શયન કરો; હું રામચંદ્રનું રક્ષણ કરીશ."[૭]

ગુહ રાજાનું વચન સાંભળી મહાત્મા લક્ષ્મણે કહ્યું: 'હે નિષ્પાપ! ધર્મને અનુસરનારા તારા દેશમાં તારા રક્ષણ નીચે આવેલા અમોને કાંઈ પણ ભય છે જ નહિ.[૮] મારે નહિ સૂવાનુ કારણ માત્ર એટલુ જ છે કે, મારા માતા સમાન સીતા તથા પિતા સમાન રઘુવીર આજે પૃથ્વી પર તૃણશય્યામાં સૂતાં છે, તે વખતે મારે સુખશય્યામાં શયન કરી નિદ્રા લેવી કિંવા સ્વાદિષ્ટ અન્નાદિનો આહાર કરી જીવન ધારણ કરવું, એ કોઈ રીતે યોગ્ય નથી.[૯] અરે! યુદ્ધ વિષે સઘળા દેવો અને અસુરો પણ જેના તેજને સહન કરવા સમર્થ નથી, તેવા રામચંદ્ર પોતાની પત્ની સીતા સહિત આજે તૃણશય્યા ઉપર સૂઈ રહ્યા છે અને હું સુખશય્યામા શયન કરું એ શું યોગ્ય લેખાય?[૧૦] અરે, કૃચ્છ્રચાન્દ્રાયણાદિ વ્રતો, ગાયત્રીપુરશ્ચરણાદિ જપપ્રયોગો તથા અશ્વમેધાદિ યજ્ઞો કરવાથી પ્રાપ્ત થયેલા આ એકલા રામચંદ્ર જ મહારાજા દશરથના સમાન લક્ષણોવાળા જ્યેષ્ઠ પુત્ર છે.[૧૧] અરે, મને નિશ્ચય છે કે, રામચંદ્રથી વિયોગ પામેલા મહારાજા દશરથ હવે લાંબો સમય જીવશે નહિ અને જો એમ થશે તો અલ્પ સમયમાં સઘળી પૃથ્વી (અયોધ્યારાજ્ય) વિધવા (અનાથ) થશે! હે તાત! અમે ત્રણે જણાં નગરમાંથી વિદાય થયાં, તે વેળા અંતઃપુરની તથા નગરની સર્વ સ્ત્રીઓ મહાકષ્ટને લીધે કોલાહલ કરી રહી હતી; પરંતુ હવે તો તેઓ અતિ શ્રમિત થઈને શાંત થઈ હશે. વળી મહારાજાનો આખો મહેલ તથા સઘળું નગર પણ હવે શાંત થઈ ગયું હશે;[૧૨,૧૩] પરંતુ રામમાતા કૌશલ્યા, મહારાજા દશરથ અને મારી માતા સુમિત્રા, એ ત્રણ તો જીવતા હોય એમ પણ મારા માનવામાં આવતું નથી! કદાચ તેઓ જીવતાં હશે, તોપણ માત્ર આજની રાત્રિ દુઃખે કરી કાઢશે.[૧૪] અરે! મારી માતા સુમિત્રા તો કદાચ મારા નાના ભાઈ શત્રુઘ્નને જોઈને વધારે વખત જીવી શકશે; પરંતુ મોટા ખેદની વાત તો એ છે કે, શૂરવીર રામચંદ્રની માતા કૌશલ્યા પોતાના એકના એક પુત્રના વિયોગનો શોક આવી પડવાથી નિશ્ચય મરણ પામશે! વળી રામચંદ્ર વિષે અતિ પ્રીતિવાળી તથા સર્વ પ્રકારે સુખ પામેલી અયોધ્યા નગરી પણ રામવિયોગ તથા દશરથમરણ એમ બેવડા શોકને લીધે અવશ્ય નાશ પામશે.[૧૫,૧૬] અરે! પોતાના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રના વિયોગથી પીડાતા મહારાજા દશરથના પ્રાણ હવે વધુ વખત તેમના શરીરમાં ટકવાના નથી![૧૭] અરે! મહારાજાનું મરણ થયું કે તરત જ મહારાણી કૌશલ્યા અને ત્યાર પછી મારી માતા સુમિત્રા અવશ્ય મરણ પામશે.[૧૮] અરેરે! રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો પોતાનો મનોરથ સિદ્ધ ન થવાથી તે સંબંધી જ શોક કરતા મહારાજા વનમાંથી પાછા ગયેલા રામચંદ્રને રાજ્યાભિષેક કર્યા વિના જ પરલોક સિધાવશે.[૧૯] અરે, તેમના મરણસમયે તેમની પાસે રહેલા ભરત વગેરેને ધન્ય છે કે, જેઓ પોતાના પિતાના પ્રેતકાર્યના સર્વ સંસ્કારો કરશે.[૨૦] અને અમારા પિતાની

રાજધાની અયોધ્યા નગરીમાં સુખથી વિચરશે ! રમણીય ચૌટાં તથા સારી રીતે વિભાગ કરેલા રાજમાર્ગોવાળી, ઉત્તમ હવેલીઓ અને પ્રાસાદોવાળી, શ્રેષ્ઠ સ્વરૂપવાળી, ગણિકા વગેરેથી શોભતી; અનેક રથો, અશ્વો તથા હાથીઓની ભીડવાળી, વાજિંત્રોના મધુર નાદવાળી, હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી ભરેલી, ઉદ્યાનો તથા ઉપવનોથી રમણીય જણાતી અને અનેક પ્રકારના બ્રાહ્મણો વગેરેના સમાજ તથા ઉત્સવ વડે સુશોભિત એવી અયોધ્યા નગરી હવે ભરતને જ વશ થઈ રહેશે.[૨૧-૨૩] અરે ! મહારાજા દશરથ જીવતા રહેશે શું? અરે ! વનવાસમાંથી પાછા આવીને અમે ઉત્તમ આચરણવાળા અમારા પિતાનાં દર્શન કરવાને ભાગ્યશાળી થઈશું શું?[૨૪] અરે ! ચૌદ વર્ષ પૂરાં થયા પછી સત્યપ્રતિજ્ઞ થયેલા મહાત્મા રામચંદ્ર સહિત અમે વનમાંથી કુશળપણે પાછા અયોધ્યા પહોંચીશું શું?'[૨૫]

એવી રીતે અતિ દુઃખને લીધે ખેદ કરતા તથા ગુહની સાથે વાર્તાલાપ કરતા મહાત્મા લક્ષ્મણ ઊભા જ રહ્યા હતા, એટલામાં રાત્રિ વ્યતીત થઈ ગઈ.[૨૬] મહાત્મા લક્ષ્મણનું એવું વચન સાંભળી ગાઢ સ્નેહને લીધે પીડિત થયેલો ગુહ રાજા જ્વરથી પીડાતા હાથીની પેઠે રુદન કરવા લાગ્યો.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૧ મો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૫૨ મો

### સુમંત્રનો સ્નેહ—રામચંદ્રનું ગંગાપાર જવું

प्रभातायां तु शर्वर्यां पृथुवक्षा महायशाः ।
उवाच रामः सौमित्रिं लक्ष्मणं शुभलक्षणम् ॥

રાત્રિ વ્યતીત થઈ અને પ્રાતઃકાળ થયો એટલે વિશાળ વક્ષઃસ્થળવાળા મહાયશસ્વી રામચંદ્ર જાગ્રત થઈ ઉત્તમ લક્ષણવાળા લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા :[૧] 'હે સૌમ્ય લક્ષ્મણ ! હવે રાત્રિ વીતી ગઈ છે અને સૂર્યોદયનો સમય આવી પહોંચ્યો છે. આ કાળા વર્ણનું કોકિલ પક્ષી+ મધુર શબ્દ કરી રહ્યું છે, તેમ જ વનમાં મયૂરોનો પણ મધુર નાદ સંભળાય છે; માટે સૂર્યોદય થતાં પહેલાં આપણે આ સમુદ્રગામિની ગંગા ઊતરીને તેની સામે પાર જઈએ તો ઘણું સારું.'[૨,૩]

રામચંદ્રનાં વચનો સાંભળી સુમિત્રાનંદન લક્ષ્મણ તુરત જ ગુહ રાજા તથા સુમંત્રને રામચંદ્રની ગંગા ઊતરવાની ઇચ્છા જણાવીને રામચંદ્રની આગળ ઊભા રહ્યા.[૪] ગુહે પણ લક્ષ્મણે સૂચવેલી રામચંદ્રની આજ્ઞાને માન્ય કરી તુરત જ પોતાના સચિવોને બોલાવી કહ્યું :[૫] 'હે સચિવો ! સત્વર જાઓ અને શૂરવીર રામચંદ્રને ગંગાપાર ઉતારવા માટે યોગ્ય આસનવાળું, સત્વર ગતિ કરનારું અને દૃઢ એવું કર્ણધારવાળું નાવ ઘાટ પાસે લઈ આવો.'[૬]

ગુહ રાજાની આજ્ઞા સાંભળી તેના સચિવોએ તુરત જ વિશાળ અને રમણીય એવું એક નાવ લાવી ઘાટ પર ખડું કર્યું.[૭] પછી ગુહરાજે રઘુવીરને હાથ જોડી કહ્યું : 'હે પ્રભુ ! આ નૌકા આવી ગઈ. હવે બીજી શી આજ્ઞા છે? હે પુરુષવ્યાઘ્ર ! હે દેવપુત્રતુલ્ય કાંતિવાળા રામ ! તમે સમુદ્રગામિની ગંગા ઊતરીને સામે પાર જવા માટે આ નૌકામાં સત્વર બિરાજો.'[૮,૯]

રાજા ગુહનું વચન સાંભળી મહાતેજસ્વી રામચંદ્રે કહ્યું : 'હે પ્રિય રાજન્ ! તેં મારું સર્વ કાર્ય કર્યું છે, હવે માત્ર રથમાં રહેલી અમારી ખનિત્ર (કોદાળી-પાવડો) તથા પેટી વગેરે વસ્તુઓ નૌકામાં મુકાવ, એટલે થયું.'[૧૦]

એ પ્રમાણે ગુહ રાજાને કહી સીતા સહિત રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ—કવચ સજી, ભાથા બાંધી અને તલવાર તથા ધનુષ ગ્રહણ કરી નાવ તરફ જવા લાગ્યા. એ વેળા વૃદ્ધ સુમંત્ર ધર્મજ્ઞ રામચંદ્રની પાસે આવીને તથા હાથ જોડી વિનયપૂર્વક કહેવા લાગ્યો : 'હે રઘુવંશવર્ધન ! મારે

+ સૂર્યોદય થવા પહેલાં કાગડાના શબ્દો જ સંભળાય છે; પરંતુ કોકિલાનું બોલવું કાગડાથી થાય છે, તેથી કિંવા પ્રાતઃકાળમાં કાગડા જેવા અપવિત્ર પક્ષીનું નામ લેવું નિષિદ્ધ હોવાથી, રામે કાગડાને બદલે, 'કોકિલ પક્ષી શબ્દ કરે છે' એમ કહ્યું

હવે શું કરવું ?[૧૧,૧૨]

સુમંત્રનું વચન સાંભળી રામચંદ્રે પોતાના જમણા હાથ વડે તેના શરીરે સ્પર્શ કરી કહ્યું: 'હે પ્રિય સુમંત્ર! અહીં સુધી હું રથમાં બેસીને આવ્યો; પરંતુ હવે હું પગે ચાલીને આગળ દંડકારણ્યમાં જઈશ, તું રથ લઈને સત્વર પાછો વળ અને ઘેર જઈને મહારાજાની પાસે સાવધપણે રહે.'

રામચંદ્રની આજ્ઞા સાંભળતાં જ સુમંત્ર બહુ દુઃખી થયો. તે પુરુષવ્યાઘ્ર રામચંદ્રને કહેવા લાગ્યો:[૧૩–૧૫] 'હે દેવ! જે ભાગ્યના પ્રભાવ વડે સીતા તથા લક્ષ્મણ સહિત તમારે સાધારણ મનુષ્યની પેઠે વનવાસી થવું પડયું છે, તે ભાગ્યનું કોઈ પણ મનુષ્ય ઉલ્લંઘન કરવા સમર્થ નથી![૧૬] બ્રહ્મચર્ય પાળવાથી, વેદાધ્યયન કરવાથી કે મૃદુતા અથવા સરળતાનો ગુણ ધારણ કરવાથી કાંઈ પણ ફળ મળતું હોય એમ મને લાગતું નથી, કારણ કે જો બ્રહ્મચર્યાદિ ગુણોથી કાંઈ પણ ફળ થતું હોત તો એ સઘળા ગુણો તમારે વિષે વિદ્યમાન છતાં તમારા પર આવું દુઃખ કેમ આવી પડત ? હે વીર! તમે સીતા તથા લક્ષ્મણ સહિત વનમાં વસીને પિતાની આજ્ઞાનું પાલન કરવારૂપ મોટા ધર્મનું આચરણ કરીને ત્રણે લોકમાં પોતાની વિજયપતાકા ફરકાવશો અને ઉત્તમોત્તમ ઉત્કર્ષને પ્રાપ્ત થશો; છતાં હે રઘુવીર! આપે તમસાકિનારે નગરવાસીઓને છળ્યા છે અને હવે મને પણ બળાત્કારે પાછો મોકલો છો તેથી હું જાણું છું કે, અમે સૌ ઘણા જ અભાગી છીએ. અરે! ઘેર જઈને પણ દુઃખ ભોગવતા અમે પાપિણી કૈકેયીને જ વશ થઈને રહીશું.'[૧૭,૧૮]

એવી રીતે એક મહાન બુદ્ધિમાન મંત્રીને છાજે એવાં વચન બોલતો સુમંત્ર એથી આગળ બોલી શક્યો નહિ અને તે રામચંદ્રને દૂર દેશ (વન) પ્રત્યે જતા જોઈને ગાઢ રુદન કરવા લાગ્યો. રોઈ રોઈ ને જ્યારે આંખમાંથી આંસુ ખૂટી ગયાં, ત્યારે શુદ્ધ જળ વડે આંખ ધોઈ આચમન કરીને સુમંત્ર કાંઈક સાવધ થયો. પછી રામચંદ્રે તેને મધુર વચન કહ્યું:[૧૯–૨૧] 'હે વહાલા સુમંત્ર! હું તને વધારે શું કહું ? તું સમજુ અને વૃદ્ધ છે, માટે મારી સાથે આવવાનો આગ્રહ ન કરતાં પાછો ઘેર જા. ત્યાં જઈ મારા પિતા દશરથ રાજાને મારા વિયોગનો શોક ન થાય તેમ તું કરજે. હે સુમંત્ર! ઇક્ષ્વાકુવંશી રાજાઓનું હિત ઇચ્છનાર તારા સમાન બીજા કોઈને પણ હું દેખતો નથી. મારા પિતા ઘણા જ વૃદ્ધ છે, મને રાજ્યાભિષેક કરવાનો તેમનો મનોરથ હણાઈ ગયો છે અને તે સંબંધી શોકને લીધે તેમનું ચિત્ત બેભાન થઈ ગયું છે; માટે હું તેમની સંભાળ રાખવાની તને વિશેષે કરી ભલામણ કરું છું.[૨૨,૨૩] મહારાજા દશરથ કૈકેયીની ઇચ્છા પ્રમાણે ભરતને રાજ્યાભિષેક કરવા માટે તને જે કાંઈ આજ્ઞા કરે, તે સર્વ તારે નિઃશંકપણે બજાવવી, અર્થાત્ મારા તરફની કાંઈ પણ શંકા ન રાખતાં તારે મહારાજાનું પ્રિય કરવું.[૨૪] સર્વ પ્રકારનાં કાર્યોમા પોતાની ઇચ્છાને કોઈ પણ અટકાવી શકે નહિ, અર્થાત્ પોતાની (રાજાની) ઇચ્છા પ્રમાણે સૌ કોઈ વર્તે એટલા માટે જ રાજાઓ રાજ્યનું પાલન કરે છે.[૨૫] હે સુમંત્ર! મારા પિતા મહારાજા દશરથ કોઈ પણ પ્રકારે ઉદાસચિત્ત કિંવા દુઃખયુક્ત થઈને શોકાવિષ્ટ થાય નહિ એવી રીતે તારે વર્તવું.[૨૬] હે સુમંત્ર! તું અહીંથી જ જઈ વૃદ્ધ, આર્ય, જિતેંદ્રિય તથા જેણે કદી પણ દુઃખ જોયું નથી એવા મારા પૂજ્ય પિતાને મારી વતી પ્રણામ કરીને કહેજે:

'હે મહારાજા! અયોધ્યાથી તથા રાજ્યથી ભ્રષ્ટ થઈને અમે ભયંકર વનમાં વસીએ છીએ. એ સંબંધી કોઈ પણ પ્રકારનો અમો શોક કરતા નથી. ચૌદ વર્ષ પૂરા થશે કે તુરત જ સીતા તથા લક્ષ્મણ સહિત મને પાછો આવેલો જોઈને તમે આનંદ પામશો.'

હે સુમંત્ર! મહારાજાને એટલું કહીને પછી મારી માતા કૌશલ્યા અને સુમિત્રા વગેરે બીજી માતાઓને તથા કૈકેયીને પણ પુનઃ પુનઃ મારું, સીતાનું તથા લક્ષ્મણનું આરોગ્ય જણાવી અમારા સર્વના સાષ્ટાંગ પ્રણામ નિવેદન કરજે.[૨૭] વળી હે સુમંત્ર! મહારાજાને કહી ભરતને તેના મોસાળથી

તેડાવવાની ત્વરા કરાવજે અને ભરત આવ્યો હોય, તો તેનો યુવરાજપદે અભિષેક કરાવજે.[૨૮–૩૨] હે પ્રિય સુમંત્ર! હું તને નિશ્ચયપૂર્વક કહું છું કે, તું ઘેર જઈને ભરતને મળીશ તથા તેનો યુવરાજપદ પર અભિષેક કરીશ, એટલે અમારા વિયોગથી થતું દુઃખ ઓછું થઈ જશે. હે પ્રિય સુમંત્ર! તું મારી વતી ભરતને પણ કહેજે: 'હે ભાઈ! તું દશરથ રાજાને વિષે જેવી રીતે વર્તે છે, તેવી જ રીતે તારે સઘળી માતાઓને વિષે પણ સમાનપણે વર્તવું.[૩૩,૩૪] હે ભરત! તું જેમ તારી માતા કૈકેયીને તથા સુમિત્રાને સમાન ગણે છે, તેમ મારી માતા કૌશલ્યા પર પણ તારે સમાન ભાવ રાખવો.[૩૫] હે પ્રિય ભાઈ! પોતાના પિતાની અતિ પ્રીતિને લીધે યુવરાજપદને અંગીકાર કરવાથી તું નિરંતર આ લોક તથા પરલોકનાં સર્વ સુખ ભોગવી શકીશ અને ન્યાયાનુસાર વર્તવાથી ઉભય લોકનાં સુખને વધારી શકીશ.'

એ પ્રમાણે રામચંદ્રે સુમંત્રને પાછો વાળવા માટે અનેક પ્રકારનાં સાંત્વનાયુક્ત વચન કહ્યાં; છતાં અતિશય સ્નેહને લીધે સુમંત્રે ગદ્ગદિત થઈ કકુત્સ્થકુલોત્પન્ન રામચંદ્રને કહ્યું:[૩૬,૩૭] 'હે રામ! આ વેળા હું કાંઈ સ્વામી–સેવકનો સંબંધ સમજીને બોલતો નથી, પરંતુ તમારા પરના અતિશય સ્નેહને લીધે વિક્લવ* વાક્ય બોલું છું તમે મને પોતાનો ભક્ત જાણીને ક્ષમા કરજો.[૩૮] હે પ્રિય રામ! તમોએ મને સંદેશો લઈને પાછા જવાનું કહ્યું; પરંતુ જેમ પુત્રવિયોગના શોકને લીધે માતા દુઃખી થાય, તેમ તમારા વિયોગને લીધે દુઃખી બનેલી અયોધ્યા નગરી પ્રત્યે હું તમારા વિના શી રીતે જઈ શકીશ?[૩૯] અરે નગરવાસી જનો પ્રથમ રથને જોઈને તો આનંદ પામશે કે 'અહો! રામચંદ્ર પાછા આવ્યા!' પરંતુ જ્યારે તેઓ સમીપ આવીને જોશે, ત્યારે તો તમારા વિના ખાલી રથને જોઈને તેઓના દુઃખની સીમા જ રહેશે નહિ![૪૦] અરે, જેમ યુદ્ધમાં મહારથી યોદ્ધાનો નાશ થયા પછી તેના ખાલી પડેલા રથને હાંકી આવતા સારથિને જોઈને તેનું સૈન્ય અતિ શોકને લીધે દીન બની જાય, તેમ તમારા વિના ખાલી પડેલા રથને જોઈને આખી અયોધ્યા-નગરી દીન થઈ જશે! હે રામ! જો કે તમે અયોધ્યાવાસી જનોથી ઘણે દૂર આવી પહોંચ્યા છો, તોપણ તેઓનાં અંતઃકરણ તો તમારે વિષે જ પરોવાયેલાં છે, તેથી તેઓ તમને નિરંતર પોતાની પાસે રહેલા જ જાણે છે અને 'આજ-કાલમાં સુમંત્ર રામચંદ્રને લઈને પાછો આવશે.' એવું નિશદિન ચિંતન કર્યા કરે છે. અરે! જ્યારે તેઓ રથને તમારા વિના શૂન્ય દેખશે, ત્યારે તેઓ અતિશય શોકને લીધે મરણનો નિશ્ચય કરી આહારાદિને પણ ત્યજી દેશે.[૪૧,૪૨] હે રઘુવીર! એ તો તમારી પણ જાણમાં જ છે કે, જ્યારે તમે વન-વાસ માટે નગરથી બહાર નીકળ્યા, ત્યારે તમારા વિયોગના શોકથી પીડિત થયેલી સઘળી પ્રજાએ કેવા મોટા આર્તનાદ કર્યા હતા![૪૩] હવે પણ તમે નિશ્ચયે જાણજો કે તમારા વિના પાછા ગયેલા આ રથને ખાલી જોઈને પ્રજાજનો અગાઉ કરતાં પણ મુક્તકંઠે સોગણો આર્તનાદ કરશે.[૪૪] અરે! હું તમારા વિના અયોધ્યા નગરીમાં જઈને માતા કૌશલ્યાને શો ઉત્તર આપીશ? અરે શું, 'હું રામ-ચંદ્રને તેમના મોસાળ મૂકી આવ્યો છું, માટે તમે સંતાપ કરશો નહિ' એમ કહી શકીશ?[૪૫] અરે! એવું પ્રિય પરંતુ અસત્ય વચન તો હું કદી પણ બોલીશ નહિ; ત્યારે શું 'હું રામચંદ્રને વનમાં મૂકી આવ્યો છું;' એમ ખરેખરું પણ કહી શકીશ? અને એ વચન સત્ય છતાં પણ કૌશલ્યાને તો પ્રાણ-ઘાતક અને અપ્રિય થઈ પડે તેવું હોવાથી હું તે કેમ કરી કહી શકીશ?[૪૬]

'હે પ્રભુ! તમારા બંધુવર્ગને વહન કરનારા તથા મારી આજ્ઞામાં રહેનારા આ અશ્વો પણ તમારા વિના ખાલી પડેલા રથને કેમ વહન કરશે? હે અનઘ! હું તમારા વિના એકલો અયોધ્યામાં પાછો જવા કોઈ પણ પ્રકારે શક્તિમાન નથી, તેથી તમે મને તમારી સાથે વનમાં આવવાની આજ્ઞા આપો.[૪૭,૪૮] હે રામ! આટલી યાચના કરવા

* અતિ સ્નેહને લીધે બોલાતા મર્યાદારહિત વચનો.

છતાં પણ જો તમે મારો ત્યાગ કરીને ચાલ્યા જશો, તો હું આ રથ સહિત અગ્નિમાં પ્રવેશ કરીને બળી મરીશ.[૪૯] હે રાઘવ! હું તમારી સાથે રહીશ તો તમને સહાય કરીશ. જ્યારે તમે વનમાં તપશ્ચર્યા કરવા પ્રવૃત્ત થશો, ત્યારે તમને વિઘ્ન કરનારા જે કોઈ રાક્ષસો વગેરે આવશે તે તે સર્વની સાથે હું રથમાં બેસીને મહારથીની પેઠે યુદ્ધ કરીશ અને શત્રુઓનો પરાભવ કરીશ. હે રઘુકુળદીપક! જો કે હું દશરથ રાજાનો મંત્રી છું, તોપણ તમારે માટે મેં આ સારથિપણું સ્વીકારીને તમારી સાથે રહેવું, તમારાં દર્શન કરવાં અને તમારી સાથે ભાષણ કરવું ઇત્યાદિ સુખ પ્રાપ્ત કર્યાં છે. હે રામ! વનમાં પણ તમારી સાથે રહીને હું તેવું જ સુખ ભોગવવા ઇચ્છું છું.[૫૦,૫૧] હે રાઘવ! અરણ્યમા હું તમારો સેવક થઈ ને રહેવાની ઇચ્છા ધરાવું છું, માટે તમે પ્રસન્ન થાઓ અને મારા મનને અનુકૂળ થઈ તમે પ્રીતિપૂર્વક મને વનમાં આવવાની આજ્ઞા આપો. હે વીર! આ અશ્વો પણ તમારી સાથે વનમાં રહીને તમારી સેવા બજાવશે તો ઉત્તમ ગતિને પ્રાપ્ત થશે.[૫૨,૫૩] હે પ્રભુ! હું તમારી સાથે વનમાં વસીને નિરંતર તમારી સેવા તથા તમને મસ્તક વડે પ્રણામ કરવાની જ ઇચ્છા રાખું છું. એ સિવાય હું અયોધ્યા નગરી કિંવા સ્વર્ગલોકની પ્રાપ્તિને પણ ઇચ્છતો નથી.[૫૪] હે રામ! જેવી રીતે પાપકર્મ કરનાર દુષ્ટ પ્રાણી સ્વર્ગલોકમાં પ્રવેશ કરવા શક્તિમાન નથી, તેવી જ રીતે તમારા વિના હું અયોધ્યામાં પ્રવેશ કરવાને અસમર્થ છું.[૫૫] હે રઘુનંદન! મારી એવી ઇચ્છા છે કે, તમારી સાથે વનમાં વસીને ચૌદ વર્ષની અવધિ પૂરી થતાં તમને આ જ રથમાં બેસાડીને પુનઃ અયોધ્યામાં પ્રવેશ કરાવીશ.[૫૬] હે રામ! વનમા પણ તમારી સાથે રહેવાથી ચૌદ વર્ષ તો માત્ર ચૌદ ક્ષણની પેઠે વ્યતીત થઈ જશે; પરંતુ જો તમારો વિયોગ થશે તો એ ચૌદ વર્ષ મારે માટે તો સેંકડો વર્ષ સરખાં થઈ પડશે;[૫૭] માટે હે ભૃત્યવત્સલ* રામ! હું કે જે તમારાં સર્વ સેવકો કરતાં વિશેષ ભક્તિમાન, નિરંતર સેવકને યોગ્ય સ્થિતિમાં રહેનારો, કોઈ પણ દિવસે કોઈ પ્રકારના અપરાધમાં નહિ આવેલો અને રાજપુત્રે સ્વીકારેલા માર્ગને સેવકે જે પ્રમાણે અનુસરવું જોઈએ તે પ્રમાણે અનુસરનારો છું, તેનો ત્યાગ કરી તમારે આગળ જવું યોગ્ય નથી.'[૫૮]

* સેવક ઉપર વાત્સલ્ય રાખનારાં.

એ પ્રમાણે સુમંત્રને દીન વાણીથી અનેક પ્રકારે વારંવાર યાચના કરતો જોઈને સેવકો પર કૃપાદૃષ્ટિ રાખનારા મહાત્મા રામચંદ્રે તેને કહ્યું: 'હે ભર્તૃવત્સલ! તારો મારા ઉપર અપ્રતિમ પ્રેમ છે તે હું જાણું છું; પરંતુ તને વનમાં સાથે નહિ લઈ જતાં અયોધ્યામાં પાછો મોકલવાનું કારણ માત્ર એટલું જ છે કે,[૫૯,૬૦] મારા વિના તને એકલાને નગરમાં ગયેલો જોઈ ને મારી કનિષ્ઠ માતા કૈકેયીના અંતઃકરણમાં 'હવે ખરેખર રામ વનમાં ગયો, એવો દૃઢ વિશ્વાસ આવે.[૬૧] જો તું પાછો નહિ જાય તો તે કૈકેયી મારા ધર્મજ્ઞ પિતા દશરથ રાજાને મિથ્યાવાદી ગણીને હું વનવાસી હોવા છતાં પણ અનેક પ્રકારની શંકાઓ કરશે. હે સુમંત્ર! કૈકેયીના મનમાં ખાતરી થાય અને તે મારા પિતા ઉપર કાંઈ પણ દોષારોપણ કરે નહિ, એટલા માટે હું તને નગરમાં પાછો મોકલું છું. વળી હે સુમંત્ર! બીજું કારણ એ છે કે તું ઘેર જઈશ અને ભરતને તેના મોસાળથી તેડી લાવીને તેને રાજ્યાસન પર બેસાડીશ, ત્યારે જ મારી કનિષ્ઠ માતા કૈકેયી પોતાના પુત્ર ભરતે સારી રીતે રક્ષણ કરેલા રાજ્યસુખને પ્રાપ્ત થશે; અર્થાત્ કૈકેયીને સુખ થાય એમ મારે કરવું છે અને તે કાર્ય તારા વિના બીજું કોઈ પણ કરે એમ નથી, માટે તારા નગરમાં પાછા જવાની જરૂર છે.[૬૨,૬૩] હે પ્રિય સુમંત્ર! તું મારા તથા મારા પિતાના હિત માટે અયોધ્યા નગરી પ્રત્યે પાછો જા અને ત્યાં જઈ ને મેં કહેલા સંદેશા સર્વને યથાયોગ્ય રીતે કહી સંભળાવ.'[૬૪]

એ પ્રમાણે અનેક પ્રકારના વચનો વડે સુમંત્રનું સાંત્વન કરીને રામચંદ્રે ગુહ રાજાને યુક્તિપુરઃસર કહ્યું:[૬૫] 'હે ગુહરાજ! હવે અમારે મનુષ્યોના વસવાટવાળા વનમાં રહેવું યોગ્ય નથી. હવે તો જ્યાં મનુષ્યોનો સંચાર પણ ન હોય એવા નિર્જન અર-

ણ્યમાં આશ્રમ બાંધીને અમારે તપસ્વીઓની પેઠે રહેવું જોઈએ અને તે માટે જટાધારણ વગેરેનો વિધિ કરવો જોઈએ. હે રાજન્! હવે હું સીતા તથા લક્ષ્મણની અનુમતિથી મારા પિતાના હિત માટે તપસ્વીજનોના ભૂષણરૂપ વાનપ્રસ્થધર્મને સ્વીકારીને તથા મસ્તક પર જટા બાંધીને, અહીંથી આગળ જઈશ. હે ગુહ! તું મને જટા બાંધવા માટે વડનું દૂધ લાવી આપ.'

રામચંદ્રની આજ્ઞા સાંભળી ગુહ રાજાએ તુરત જ પોતાના સેવકો દ્વારા રામચંદ્ર માટે વડનું દૂધ મંગાવી આપ્યું.[૬૬–૬૮] પછી મોટી ભુજાવાળા નરવ્યાઘ્ર રામચંદ્રે પોતાના તથા લક્ષ્મણના મસ્તકમાં તે દૂધનું સિંચન કરીને જટા બાંધી, રામ-લક્ષ્મણે ચીર–વલ્કલ વસ્ત્ર તો પ્રથમથી જ ધારણ કર્યાં હતાં અને હવે વળી જટાઓ બાંધી, તેથી તે બન્ને ભાઈઓ તપસ્વી ઋષિઓ જેવા શોભવા લાગ્યા.[૬૯,૭૦] લક્ષ્મણ સહિત રામચંદ્રે વાનપ્રસ્થાશ્રમધર્મ પાળવાનો નિશ્ચય કરીને સંકલ્પપૂર્વક તે ધર્મનો અંગીકાર કર્યો અને પછી ગંગા તરવામાં સહાયક થઈ પડેલા પોતાના પ્રિય સખા ગુહ રાજાને કહ્યું :[૭૧] 'હે ગુહ! તારી પ્રીતિ હું કદી પણ ભૂલું તેમ નથી. તારું કલ્યાણ થાઓ. હવે હું જાઉં છું, તું તારા રાજ્યનું સારી રીતે પાલન કરતો રહેજે. રાજ્ય કરવું એ કાંઈ રમત વાત નથી; પરંતુ ઘણા દુઃખે કરીને તેનું પાલન થઈ શકે છે; માટે તું તારી સેના, કોશ, કિલ્લા, દેશ તથા બધી પ્રજા વિષે પ્રમાદરહિત થઈને વર્તજે.'

એવી રીતે ગુહને આજ્ઞા આપીને, ઇક્ષ્વાકુવંશી રામચંદ્રે સીતા તથા લક્ષ્મણની સાથે શીઘ્ર વેગવાળી ગંગા ઊતરવા માટે તૈયાર કરેલી નૌકા આગળ આવીને, શૂરવીર લક્ષ્મણને કહ્યું : 'હે નરવ્યાઘ્ર! આ તૈયાર કરેલી નૌકાને પ્રથમ તું હાથ વડે પકડી રાખી પછી ધીમેથી તેમાં સીતાને બેસાડ અને પછી તું પણ બેસી જા.'

પોતાના જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા સાંભળતાં જ લક્ષ્મણ તુરત તેમના કહેવા પ્રમાણે પ્રથમ સીતાને નૌકામાં બેસાડીને, પછી પોતે પણ તેમાં બેઠા. ત્યાર પછી ગુહ તથા સુમંત્રનું વારંવાર આશ્વાસન કરતા અત્યંત તેજસ્વી રામચંદ્ર નૌકામાં વિરાજ્યા, એટલે તુરત જ ગુહે નાવિકોને નૌકા હંકારવાની આજ્ઞા આપી અને નૌકા ચાલતી થઈ.[૭૨–૭૭] તે વેળા સીતા તથા લક્ષ્મણ સહિત મહાતેજસ્વી રામચંદ્રે શાસ્ત્રવિધિ પ્રમાણે ગંગાજળનું આચમન કરીને પોતાનું હિત કરવા માટે બ્રાહ્મણ તથા ક્ષત્રિયોનું ઉચ્ચારણ કરવાના મંત્રોનો જપ કર્યો* અને ગંગાને પ્રણામ કર્યા.[૭૮] પછી સેના સહિત ગુહ રાજા તથા સુમંત્રને આજ્ઞા આપીને રામચંદ્રે નાવિકોને ઉતાવળે નૌકા હંકારવા કહ્યું.[૭૯] નાવિકોએ સુકાનના યોગથી સજ્જ કરેલી નૌકા, નાવ ચલાવનારાઓના હાથમાં રહેલાં હલેસાંના વેગથી સડસડાટ કરતી મધ્ય ગંગામાં (ગંગા મધ્યે) આવી પહોંચી.

ત્યાં સતીશિરોમણિ સીતાએ બન્ને હાથ જોડીને ભાગીરથી ગંગાની પ્રાર્થના કરતાં કહ્યું :[૮૦–૮૨] 'હે ત્રિપથગા ભાગીરથી! મહારાજા દશરથના પુત્ર અને મારા સ્વામી રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞાનું પાલન કરવા માટે વનમાં જાય છે, માટે તું

---

* નૌકા કિંવા વહાણ ઉપર આરોહણ કરતી વેળા નીચે દર્શાવેલો મંત્ર ભણવો, એવું સૂત્રોમાં કહ્યું છે, તે મંત્ર આ પ્રમાણે.

'सुत्रामाणं पृथिवीं द्यामनेहस ४ सुशर्माणमदितिं ४ सुप्रणीतिम् । दैवीं नाव ४ स्वरित्रामनागसमस्रवन्तीमारुहेमा स्वस्तये ।। (શુક્લ યજુર્વેદ અધ્યાય ૨૧, મંત્ર ૬)

**ભાવાર્થ** : અમે આ દિવ્ય નૌકા ઉપર અમારા કલ્યાણાર્થે આરોહણ કરીએ છીએ. આ નૌકા અમો સર્વનું સારી પેઠે રક્ષણ કરવા સમર્થ છે, વિશાળ છે, સ્વર્ગ સમાન સુખ આપનારી છે આમાં બેસનારાઓને કોઈ પણ પ્રકારે ક્રોધાદિ દુ:ખો ઉદ્ભવતા નથી. આ નૌકા સર્વના આધારરૂપ છે, અખંડિત છે, ઉત્તમ કારીગરોએ સારી રીતે બનાવેલી છે, સારી ગતિ કરનારી છે અને છિદ્રરહિત છે, તેથી તેમાં કોઈ પણ રીતે જળપ્રવેશ થઈ શકે એમ નથી અને તેની ચારે બાજુએ ઉત્તમ અરિત્રો (હલેસા) છે.

આપણા અતિ માનનીય વેદમા પણ નૌકારોહણ માટે આવા મંત્રો છે, એ ઉપરથી સમુદ્રયાન કરવામાં બાધ હોવાની હાલની માન્યતા ખોટી ઠરે છે.

## નૌકારોહણ



ગુહરાજાએ નૌકા મંગાવીને રામચંદ્રજીના ચરણે નિવેદન કરતાં કહ્યું : 'હે પ્રભુ ! આ નૌકા આવી ગઈ. હવે બીજી શી આજ્ઞા છે ? હે ભગવન્ ! સમુદ્રગામિની ગંગા ઊતરીને સામે પાર જવા માટે આ નૌકામાં આપ બિરાજો.' [પૃષ્ઠ ૨૫૮

નિરંતર તેમનું રક્ષણ કરજે. હે સુભગા ગંગા! ચૌદ વર્ષ પૂર્ણ થાય ત્યાં સુધી વનમાં વસીને લક્ષ્મણ તથા મારા સહિત શ્રીમાન રામચંદ્ર જ્યારે ક્ષેમકુશળ પાછા આવશે, ત્યારે હું અતિહર્ષપૂર્વક તારું પૂજન કરીશ હે દેવી! તું મારા સઘળા મનોરથો પૂર્ણ કર.[૮૩-૮૫] હે ત્રિપથગા! તું બ્રહ્મલોકમાં રહેલી છે અને આ લોકમા તું સમુદ્રની સ્ત્રી કહેવાય છે. હે દેવી! હું તને નમસ્કાર કરીને તથા તારી સ્તુતિ કરીને કહું છું કે, જ્યારે આ નરવ્યાઘ્ર રઘુનંદન કુશળપણે વનમાથી પાછા આવીને પોતાના પિતાના રાજ્યાસનને પામશે, ત્યારે હું તને પ્રસન્ન કરવા માટે બ્રાહ્મણોને એક લાખ ગાયો તથા ઉત્તમ વસ્ત્રો આપીને મધુર અન્નોનું ભોજન કરાવીશ.[૮૬-૮૮] વળી હે દેવી! હું કુશળપણે પુનઃ અયોધ્યાપુરીમાં આવીશ, ત્યારે દેવલોકોને પણ પ્રાપ્ત ન થઈ શકે એવા ઉત્તમોત્તમ પદાર્થો વડે તથા જેને વિષે રાજાનો વિભાગ છે એવી પૃથ્વી, ઉત્તમ વસ્ત્ર અને ચોખા વગેરેનાં દાન વડે તારું યજન કરીશ.×[૮૯] વળી હે માતા! અમે ક્ષેમકુશળ પાછાં આવીશું, ત્યારે તારા તટ પર જે જે દેવસ્થાનો, પ્રયાગાદિ તીર્થો અને કાશી વગેરે પુણ્યપુરીઓ છે, તે સર્વનું પણ યજન કરીશું.[૯૦] હે ગંગા! આ મહાબાહુ રઘુવીર, લક્ષ્મણ તથા મારા સહિત તારી કૃપાથી વનવાસમાંથી ક્ષેમકુશળ પાછા આવી પુનઃ અયોધ્યા નગરીમા પ્રવેશ કરો.'

એ પ્રમાણે સતીશિરોમણિ સીતા ગંગાની પ્રાર્થના કરતા હતાં, એટલામાં તો સડસડાટ કરતી નૌકા ગંગાના દક્ષિણ કિનારે આવી પહોચી.[૯૧,૯૨] જ્યારે નાવિકોએ ઊતરવાના ઘાટ આગળ નૌકાને સ્થિર કરી, ત્યારે સીતા તથા લક્ષ્મણ સહિત નરશ્રેષ્ઠ રામચંદ્રે તેમાંથી ઊતરીને આગળ ચાલવા માંડ્યું.[૯૩] ચાલતાં ચાલતાં મહાબાહુ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે સુમિત્રાનંદવર્ધન! હવે આપણે ભયંકર વનોમાં પ્રવેશ કરવાનો છે; માટે તું નિર્જન તથા સજન અરણ્યમાં સીતાનું રક્ષણ કરવા માટે સાવધ થા. મારા સમાન શૂરવીર અને મર્યાદાપાલક પુરુષે સ્ત્રીનું અવશ્ય રક્ષણ કરવું જોઈએ; માટે હે સૌમિત્ર! તું આગળ ચાલ, સીતા તારી પાછળ ચાલશે,[૯૪,૯૫] અને હું તારું તથા સીતાનું રક્ષણ કરતો તમો બેઉની પાછળ ચાલીશ. હે પુરુષર્ષભ! હવે આપણે સાવધ રહીને પરસ્પર રક્ષણ કરવાનું છે[૯૬] હે લક્ષ્મણ! નગરમાંથી નીકળ્યા પછી આજ દિન સુધીમા આપણા ઉપર કાંઈ પણ દુષ્કર કાર્ય આવી પડ્યું નથી; પરંતુ આજથી આરંભીને હવે વારંવાર ભયંકર પ્રસંગો આવી પડવાનો સંભવ છે. અરે, આ જનકતનયા સીતા પણ આજે જ વનવાસનાં દુઃખનો અનુભવ કરશે! હવે આપણે મનુષ્યોના વસવાટ વગરનાં, ખેતર તથા વાડીઓથી રહિત, ઊંચા-નીચા સ્થળોવાળાં અને મોટા મોટા ખાડા તથા કોતરોવાળા અરણ્યોમાં પ્રવેશ કરીશું.[૯૭,૯૮] રામચંદ્રનું વચન સાંભળીને લક્ષ્મણ તુરત આગળ થયા; એટલે સીતાને વચમા રાખીને તેમની પાછળ રામચંદ્રે ચાલવા માંડ્યું.[૯૯]

આ તરફ રામચંદ્ર નૌકામા બેઠા અને ગંગા ઊતરીને સામે પાર ગયા તથા ત્યાંથી તેમણે આગળ પ્રયાણ કર્યું; એ સઘળું સુમંત્ર એકી નજરે જોતો ઊભો રહ્યો હતો. ઘણે દૂર જવાથી જ્યારે રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતાને, તે સુમંત્ર પોતાની દૃષ્ટિથી જોઈ શક્યો નહિ, ત્યારે અતિ સંતાપ પામીને તેણે ચોધાર આંસુએ રડવા માંડ્યું. ગુહ રાજાએ તેનું અનેક રીતે સાંત્વન કર્યું ત્યારે તે સુમંત્ર કાંઈક સાવધ થઈ ગુહની આગળ રામચંદ્રના ગુણોનું વર્ણન કરવા લાગ્યો.[૧૦૦]

ગંગાપાર ઊતરીને લોકપાલ સરખા પ્રભાવ-

---

× જો કે આ શ્લોકનો અર્થ તિલક વગેરે ટીકાકારો આ પ્રમાણે કરે છે કે, 'હું વનમાથી પુનઃ અયોધ્યામા આવીશ, ત્યારે મદિરાથી ભરેલા એક હજાર કળશ તથા માંસરૂપ અન્ન વડે મહાબલિદાન આપીને તારું યજન કરીશ.'

અત્રે લખેલો અર્થ શિરોમણિ ટીકનો છે; તે ઠીક જણાયાથી અહીં દાખલ કર્યો છે. ઉત્તમ માન્યતા તો એ છે કે આ શ્લોક પ્રક્ષિપ્ત હોવો જોઈએ; કેમ કે પ્રથમ ૮૮ મા શ્લોકમાં ગંગાના યજન માટે કહી દીધું છે, છતા તેનું પુનઃ પૃથક્કરણ શા માટે?

-વાળા અને ભક્તોની ઇચ્છાઓ પૂર્ણ કરનારા મહાત્મા રામચંદ્રે સીતા તથા લક્ષ્મણ સહિત આગળ પ્રયાણ કરવા માંડ્યું. તે ત્રણે જણાં થોડાક સમયમાં અતિ સમૃદ્ધિવાળા અને ઉત્તમ ધાન્યો વડે ભરપૂર એવા 'વત્સ' નામના પ્રાંતની સીમામાં આવી પહોંચ્યાં.[૧૦૧] ત્યાં આગળ રામ–લક્ષ્મણે ધનુષ ચડાવીને પોતાના ક્ષત્રિયધર્મ પ્રમાણે વરાહ, ઋશ્ય, પૃષત્ અને મહારુરુ, એવા ચાર જાતના મહાન ક્રૂર વનમૃગોને હણ્યા.* ત્યાર પછી પાછલા બે દિવસના ઉપવાસોને લીધે તેમને જ્યારે ક્ષુધા પીડવા લાગી, ત્યારે તેઓ આહાર માટે વનમાં પવિત્ર+ ફળ તથા કંદમૂળ ગ્રહણ કરી વિશ્રામ કરવા સારુ પાસે જણાતા એક વૃક્ષ તરફ વળ્યા.[૧૦૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૩ મો

### રામનો ગૃહ સંબંધી ખેદ અને માતૃપ્રેમ

स तं वृक्षं समासाद्य संध्यामन्वास्य पश्चिमाम्।
रामो रमयतां श्रेष्ठ इति होवाच लक्ष्मणम्॥

સાયંકાળ થતાં સીતા સહિત રામ–લક્ષ્મણે પૂર્વોક્ત વૃક્ષ નીચે જઈને સંધ્યોપાસન કર્યું. પછી રમણ કરનારાઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે લક્ષ્મણને કહ્યું:[૧] 'હે પ્રિય ભાઈ! આપણા દેશમાંથી બહાર નીકળીને આપણે સુમંત્ર વિનાની આજની પહેલી જ રાત્રિ વ્યતીત કરવાની છે; અર્થાત્ આજ સુધી આપણે સ્વભૂમિમાં જ હતા; પરંતુ હવે દેશની બહાર નીકળીને બીજા પ્રદેશમાં આવ્યા છીએ અને આપણને સુમંત્રનો પણ વિયોગ થયો છે. હે ભાઈ! હવે આપણે ચૌદ વર્ષ સુધી આવી રીતે જ રહેવાનું છે, માટે તું ધૈર્ય રાખજે. હે લક્ષ્મણ! હવે તું અયોધ્યાનું સુખ સંભારીને સંતાપ પામીશ નહિ.[૨] આપણે આજથી આરંભીને આળસનો ત્યાગ કરી સઘળી રાત્રિઓ જાગવું જોઈએ; કેમ કે હવે સીતાનું યોગક્ષેમ આપણે જ અધીન છે; અર્થાત્ સીતાનું રક્ષણ આપણે જ કરવાનું છે.[૩] હે ભાઈ! આજની રાત્રિ તો આપણે જેમ તેમ કરીને નિભાવી લેવાની છે, માટે સૂકાં પાંદડાં તથા તૃણ વગેરે એકત્ર કરીને આપણે પૃથ્વી પર શય્યા બનાવી લઈશું,'[૪] એમ કહીને, રામ–લક્ષ્મણે તૃણ તથા પાંદડાં એકત્ર કરીને શય્યા રચી. પછી અમૂલ્ય શય્યા પર સૂવાને યોગ્ય રઘુવીર એ તૃણશય્યા પર વિરાજ્યા અને લક્ષ્મણની સાથે અનેક પ્રકારની વાર્તાઓ કરવા લાગ્યા.[૫]

(રામચંદ્ર ખેદ દર્શાવતાં લક્ષ્મણને કહે છે:)

'હે લક્ષ્મણ! આજે આપણા પિતા દશરથ રાજા દુઃખી અવસ્થામાં સૂતા હશે અને કૈકેયી પોતાની ઇચ્છા પાર પડવાને લીધે સંતુષ્ટ–આનંદિત થઈ હશે.[૬] હે ભાઈ! મને એક તરફથી એવો ભય લાગે છે કે, કૈકેયી મોસાળથી આવેલા પોતાના પુત્ર ભરતને જોઈને તેનો રાજ્યાભિષેક કરી સ્વતંત્ર થવા માટે કદાચ આપણા પિતાને પ્રાણમુક્ત તો નહિ કરે![૭] અરે, મારા વિયોગને લીધે અનાથ થયેલા અને કામાત્મા હોવાને લીધે કૈકેયીને વશ થઈ પડેલા આપણા વૃદ્ધ પિતા દશરથ રાજા શું કરી શકે એમ છે?[૮] અરે! દશરથ રાજાની બુદ્ધિમાં આવો વિભ્રમ અને તેથી ઉત્પન્ન થયેલું મોટું દુઃખ જોઈને મને [illegible] નિશ્ચય થાય છે કે, આ જગતમાં ધર્મ અને અર્થ એ બન્ને પુરુષાર્થો કરતાં ત્રીજો પુરુષાર્થ કામ વિશેષ બળવાન છે! હે લક્ષ્મણ! જેવી રીતે આપણા પિતાએ મારો ત્યાગ કર્યો છે, તેવી રીતે આ જગતમાં કયો અવિદ્વાન મૂર્ખ પુરુષ સ્ત્રીને માટે પોતાની આજ્ઞા પ્રમાણે વર્તનારા પુત્રનો ત્યાગ કરે એમ છે?[૯,૧૦] અહો! હવે તો એક કૈકેયીનો પુત્ર ભરત જ ભાગ્યશાળી થયો છે, કેમ કે તે ચક્રવર્તીની પેઠે ઘણી સમૃદ્ધિવાળા કોસલ દેશનું રાજ્ય કરશે.[૧૧] આપણા પિતા હવે છેક વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે અને મેં આવી રીતે વનનો આશ્રય કર્યો છે એટલે હવે તો ભરત એકલો જ

---

* જે પ્રાણીઓથી પ્રજાને હાનિ પહોંચે તેવાં પ્રાણીઓનો વિનાશ કરવો, તે(મૃગયા)ને ક્ષત્રિયધર્મ ગણ્યો છે.

+ વનનાં ફળો પવિત્ર જ હોય છે; પરંતુ 'મેધ્ય' શબ્દનો અર્થ એવો છે કે, વ્રતધારી મનુષ્યોના ઉપયોગમાં આવી શકે એવાં ફળો. —શિરોમણિ ટીકા

સઘળું રાજ્યસુખ ભોગવશે ?[૧૨] હે ભાઈ! ખરેખર, જે મનુષ્ય અર્થ અને ધર્મનો પરિત્યાગ કરીને કેવળ કામને વિષે જ આસક્ત થાય છે, તે આપણા પિતા દશરથ રાજાની પેઠે સત્વર દુઃખયુક્ત થાય છે.[૧૩] હે સૌમ્ય ! હું માનું છું કે, કૈકેયી દશરથ રાજાનો અંત આણવા માટે મને વનમાં મોકલવા તથા ભરતને રાજ્યાસન આપવાને જ રાજ્યમાં આવી હશે.[૧૪]

વળી હે લક્ષ્મણ ! મને એક ચિંતા થાય છે કે, રાજ્ય મળવાથી સૌભાગ્યના મદ વડે ગર્વિષ્ઠ થયેલી કૈકેયી મને દુઃખી કરવા માટે પાછળથી માતા કૌશલ્યા તથા સુમિત્રાને તો દુઃખ નહિ આપે ? હે લક્ષ્મણ ! એ કૈકેયીનો મને બહુ જ ભય લાગે છે, તે અવશ્ય મારી માતા કૌશલ્યાને દુઃખી કરશે અને તારી માતા સુમિત્રાને પણ આપણા માટે ઘણું દુઃખ ભોગવવું પડશે; માટે આજની રાત્રિ વીતી જાય એટલે કાલે સવારે તું પાછો અયોધ્યા પ્રત્યે જા. હે ભાઈ! તું ત્યા જવાથી આપણી અનાથ માતા કૌશલ્યા તથા સુમિત્રાનુ રક્ષણ કરી શકીશ. તારે મારી કાંઈ પણ ચિંતા કરવી નહિ. હું એકલો જ સીતાને સાથે લઈને સુખથી દંડકારણ્યમાં જઈશ.[૧૫-૧૭] વળી હે સૌમિત્રિ ! ક્ષુદ્ર ક્રૂર કર્મ કરનારી એ કૈકેયી દ્વેષને લીધે અન્યાય કરતાં પણ અટકે એમ નથી. અરે ! તું નિશ્ચય જાણજે કે, તે ક્રૂર કૈકેયી પોતાનો લાગ ફાવ્યે તારી માતાને તથા મારી માતાને વિષ દેવાને પણ ચૂકે એવી નથી.[૧૮] અરેરે ! નિશ્ચય મારી માતા કૌશલ્યાએ પૂર્વજન્મને વિષે અનેક સ્ત્રીઓને તેમના પુત્રોનો વિયોગ કરાવ્યો હશે; તેથી જ તેને આ જન્મ વિષે જીવતાં જ પુત્રવિયોગનું ઘોર દુઃખ ઉપસ્થિત થયું છે.[૧૯] અરે ! મારી માતાએ મને ઘણાં ઘણાં કષ્ટ વેઠી ઉછેરીને મોટો કર્યો તથા હૃષ્ટપુષ્ટ કર્યો, તેને પુત્રસુખનો અનુભવ કરાવવાને બદલે મેં તેને પુત્રવિયોગના દુઃખમાં જ ડુબાડી દીધી ! અરે, મને ધિક્કાર છે ![૨૦] હે સૌમિત્રિ ! હું હાલમાં મારી માતાને સુખને બદલે અનંત દુઃખ આપી રહ્યો છું; માટે કહું છું કે, જગતમાં કોઈ પણ સ્ત્રી મારા જેવા પુત્રને જન્મ આપશે નહિ ![૨૧] અરે, મારા કરતાં તો મારી માતાએ પાળેલી મેના પણ મારી માતા ઉપર વિશેષ પ્રીતિ ધરાવે છે; કેમ કે તે મેના વારંવાર પોતાના પતિ પોપટને કહે છે: 'હે શુક ! તું શત્રુના ચરણને દંશ કર !'* અર્થાત્ પક્ષી જાતિની મેના પણ મારી માતાની વાચિક સેવા બજાવે છે; પરંતુ હાલમાં હું મારી માતાને માટે એટલું પણ કરી શકતો નથી, માટે મને ધિક્કાર છે ![૨૨] હે શત્રુઓનું દમન કરનારા લક્ષ્મણ ! નિરંતર મારે માટે શોક કરતી અલ્પ ભાગ્યવાળી મારી માતા કે જેનો હું કાંઈ પણ ઉપકાર કરી શકતો નથી તેને મારા જેવા પુત્રનું શું પ્રયોજન છે ?[૨૩] ખરેખર, મારી માતા ઘણી જ અલ્પ ભાગ્યવાળી છે; કેમ કે નિરંતર દુઃખ પામતી તથા શોકસમુદ્રમાં પડેલી તે હમણાં મારા વિયોગને લીધે દીર્ઘ નિઃશ્વાસ નાખતી સૂતી હશે ![૨૪] હે લક્ષ્મણ ! જો કદાચ હું એકલો જ ક્રોધયુક્ત થાઉં, તો એક અયોધ્યા નગરીને તો શું, પણ આખી પૃથ્વીને પણ બાણ વડે વશ કરવા સમર્થ છું; પરંતુ હાલમાં તેમ કરવું યોગ્ય નથી. આપણા પિતાની પ્રતિજ્ઞાભંગ થવાથી થનારો અધર્મ તથા તેથી થનારો પિતાના પરલોકનો નાશ, એ બન્નેના ભયથી જ મેં પોતાને માટે રાજ્યાભિષેક અંગીકાર કર્યો નથી.' એ પ્રમાણે નિર્જન અરણ્યમાં ઘણી ઘણી રીતે કરુણાજનક વિલાપ કરીને, શ્રીમાન રામચંદ્ર આંસુભર્યા મુખે દીનની પેઠે બેસી રહ્યા.[૨૫-૨૭]

જ્વાળા વિનાના અગ્નિ સરખા તથા તરંગ વિનાના સમુદ્ર સરખા રામચંદ્ર જ્યારે વિલાપ કરતા બંધ પડ્યા, ત્યારે લક્ષ્મણે તેમનું આશ્વાસન કરતા કહ્યું :[૨૮] 'હે શૂરવીર રામ ! સત્ય જ છે કે, તમે જ્યારથી વન તરફ નીકળ્યા, ત્યારથી આખી અયોધ્યા નગરી ચંદ્ર વિનાની રાત્રિની પેઠે કાંતિ વિનાની થઈ ગઈ હશે; છતાં હે પુરુષર્ષભ ! હાલમા તમારે આવી રીતે સંતાપ ધરવો યોગ્ય

* 'હે શુક ! તું શત્રુ(બિલાડા)ના ચરણને દંશ કર !' એ વાક્યને વક્રોક્તિથી રામચંદ્રે એવી રીતે ઘટાવ્યું કે, 'હે શુક' તું તારું પાલન કરનારી કૌશલ્યાના શત્રુના ચરણને દંશ કર!'

નથી; કેમ કે એમ કરવાથી તો ઊલટું તમે મને તથા સીતાને પણ ખેદ ઉપજાવો છો.[૨૯,૩૦] વળી હે રઘુવર! જેમ જળમાંથી બહાર કાઢેલાં મત્સ્ય જીવી શકે નહિ, તેમ તમારાથી વિખૂટાં પડેલાં હું તથા સીતા ઘડી પણ જીવી શકીએ એમ નથી.[૩૧] હે રાઘવ! વધારે શું કહું? તમારા વિના તો હું આપણા પિતાને, શત્રુઘ્નને, સુમિત્રા અને છેવટે સ્વર્ગને પણ ઇચ્છતો નથી.[૩૨]

એવી રીતે પોતાના ગૃહ સંબંધી વાર્તાલાપ કરી તથા લક્ષ્મણનો દૃઢ નિશ્ચય જાણીને, રામચંદ્ર અને સતીશિરોમણિ સીતા લક્ષ્મણે તૈયાર કરી રાખેલી પર્ણશય્યા પર સૂઈ રહ્યાં.[૩૩]

લક્ષ્મણનાં દૃઢ નિશ્ચયવાળાં વચનો સાંભળીને, રામચંદ્રે તેને ચૌદ વર્ષ સુધી પોતાની સાથે વનમાં રહેવાની આજ્ઞા આપી.[૩૪] પછી નિર્જન અને મહા ભયંકર એવા અરણ્ય વિષે રહેલા મહાબળવાન રામ-લક્ષ્મણ પર્વતશિખરમાં વિચરનારા બે સિંહોની પેઠે કોઈ પ્રકારનો ભય કિંવા ઉદ્વેગ નહિ પામતાં આખી રાત્રિ એ વટવૃક્ષ નીચે રહ્યા.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૪ મો

## ભરદ્વાજ મુનિનો સમાગમ

ते तु तस्मिन्महावृक्षे उषित्वा रजनीं शुभाम्।
विमलेऽभ्युदिते सूर्ये तस्माद्देशात्प्रतस्थिरे ॥ १ ॥

સીતા અને લક્ષ્મણ સહિત રામચંદ્રે તે રાત્રિ વૃક્ષ નીચે નિર્ગમન કરી; પ્રાતઃકાળે સૂર્યોદય થતાં ત્યાંથી આગળ પ્રયાણ કર્યું.[૧] જ્યાં આગળ ભાગીરથી ગંગા અને યમુનાનો અતિ પવિત્ર સંગમ થાય છે એવા પ્રયાગક્ષેત્રને ઉદ્દેશી તે તરફ જવા માટે રામચંદ્રે મહાવનના માર્ગમાં પ્રવેશ કર્યો. સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર પૂર્વે કદી નહિ જોયેલા વિવિધ પ્રકારના ભૂભાગો, રમણીય પ્રદેશો તથા ખીલેલાં પુષ્પોવાળાં અનેક તરેહનાં વૃક્ષો નીરખતાં નીરખતાં મહાવનમાં જવા લાગ્યાં. જ્યારે દિવસ પૂર્ણ થયો અને સૂર્ય અસ્તાચળ ઉપર ગયો ત્યારે રામચંદ્રે લક્ષ્મણને કહ્યું:[૨-૪] 'હે સૌમિત્રિ! હવે આપણે તીર્થરાજ પ્રયાગની સમીપ આવી પહોંચ્યા છીએ. જો, પેલો અગ્નિની ધજારૂપ પવિત્ર ધુમાડો આકાશમાર્ગે જતો દેખાય છે, એથી હું માનું છું કે, મહાત્મા ભરદ્વાજ મુનિનો આશ્રમ હવે પાસે જ છે.[૫] હે ભાઈ! સાંભળ તો ખરો. જાણે બે નદીના પ્રવાહ એકઠા થતા હોય, એવો આ મોટો ઘુઘવાટ સંભળાય છે, તેથી નિશ્ચય હવે આપણે ગંગા-યમુનાના સંગમની નજીક આવી પહોંચ્યા છીએ. વળી વનમાં વસનારાં અને વનનાં ફળ તથા વૃક્ષાદિથી પોતાનો નિર્વાહ ચલાવનારાં મનુષ્યોએ આશ્રમ બાંધવા માટે કાપેલાં અનેક પ્રકારનાં કાષ્ઠ તથા વૃક્ષો અહીં જોવામાં આવે છે.'[૬,૭]

એ રીતે વાર્તાલાપ કરતા ધનુષધારી રામલક્ષ્મણ સંધ્યાકાળ થતાં ગંગા-યમુનાના સંગમ આગળ આવેલા મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે આવી પહોંચ્યા.[૮] ધનુષધારી રામચંદ્રને જોતાં જ ત્યાંનાં ક્રૂર પ્રાણીઓ ત્રાસ પામી નાસી જવા લાગ્યાં. સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્ર અલ્પ સમયમાં ભરદ્વાજ મુનિના આશ્રમે જઈને 'હાલમાં મુનિને અવકાશ હશે કે નહિ' એ જાણવા માટે આશ્રમનાં દ્વાર આગળ જ ઊભા રહ્યા. એટલામાં બહાર આવેલા કોઈ એક શિષ્યના મુખથી 'હાલમાં મુનિ સાયંકાળનો અગ્નિહોત્ર કરીને નિરાંતે બેઠેલા છે' એવું જાણીને તેમણે આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં એકાગ્ર મનવાળા, પ્રશંસનીય વ્રતવાળા અને તપશ્ચર્યાના પ્રભાવથી ભૂત, ભવિષ્ય તથા વર્તમાનને જાણનારા મહાત્મા ભરદ્વાજ મુનિ પોતાના શિષ્યમંડળથી વીંટાઈને બેઠા હતા, તેમને જોઈને સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે હાથ જોડીને પ્રણામ કર્યા.[૯-૧૨]

પછી રામચંદ્રે હાથ જોડીને પોતાનું નામ વગેરે નિવેદન કરતાં કહ્યું: 'હે ભગવન્! અમે બન્ને દશરથ રાજાના 'રામ' તથા 'લક્ષ્મણ' નામના પુત્રો છીએ.[૧૩] અને જનક રાજાની પુત્રી આ સીતા મારી ધર્મપત્ની

છે. હે મહાભાગ! હું મારા પિતાની આજ્ઞા પાળવા માટે તપોવનમાં નીકળ્યો છું. મારા પર અતિ પ્રીતિવાળો મારો નાનો ભાઈ આ લક્ષ્મણ તથા શીલવ્રત પાળનાર સીતા પણ મારી સાથે આવેલ છે. હે મહામુનિ! હવે અમે પિતાની આજ્ઞા પાળવા માટે તપોવનમાં જઈશું અને કંદ, મૂળ તથા ફળનો આહાર કરીને વાનપ્રસ્થ ધર્મ પાળીશું.'

બુદ્ધિમાન રામચંદ્રનું વચન સાંભળીને ધર્મને જાણનારા ભરદ્વાજ મુનિએ તરત જ એક વૃષભ,× અર્ઘ્ય અને ચરણપ્રક્ષાલન કરવા માટે જળ મંગાવીને ધર્મ પ્રમાણે તેમનું આતિથ્ય કર્યું.[૧૪–૧૭] પછી તેમને ભોજન કરવા માટે ઉત્તમ રસ–સ્વાદવાળાં વનનાં કંદ–મૂળ, ફળ તથા પીવા માટે શીતળ જળ મંગાવી આપ્યું અને સૂવા માટે યોગ્ય સ્થળનો બંદોબસ્ત કર્યો.[૧૮] વનનાં મૃગ–પક્ષીઓથી તથા પોતાના શિષ્યોથી વીંટાયેલા મહાત્મા ભરદ્વાજ મુનિએ આતિથ્યસત્કાર થઈ રહ્યા પછી સ્વસ્થ ચિત્તે બેઠેલા રામચંદ્રને ધર્મયુક્ત વચન કહ્યું:[૧૯,૨૦] 'હે કાકુત્સ્થ! હું ઘણા કાળથી તમારાં દર્શનની ઇચ્છા રાખતો હતો, તો આજે કૃપા કરીને તમોએ પોતે જ મને દર્શન આપ્યાં છે, તેથી હું કૃતાર્થ થયો છું. હે દશરથનંદન! તમારા પિતાએ વિના અપરાધે તમને વનવાસ આપ્યો છે, એ મારા સાંભળવામાં આવ્યું છે.[૨૧] હે રામ! ગંગા અને યમુના એ બન્ને મહાનદીઓના પવિત્ર સંગમ આગળનું આ સ્થળ ઘણું રમણીય અને એકાંતવાળું છે; માટે તમે સુખથી અહીં જ નિવાસ કરો.'[૨૨]

ભરદ્વાજ મુનિનું વચન સાંભળીને, સર્વનું હિત કરનારા રઘુવંશી રામચંદ્રે તેમને મધુર વાણીથી કહ્યું:[૨૩] 'હે ભગવન્! આપે જે આજ્ઞા કરી તે ઘણી જ યોગ્ય છે; પરંતુ મને અહીં રહેલો જાણીને તમારા આશ્રમથી થોડે દૂર આવેલા ગામ તથા નગરના લોકો મારા તથા જનકતનયા સીતાનાં દર્શન કરવા માટે અહીં આવ્યા કરશે અને મને વારંવાર ઉપાધિ કરશે, તેથી હું અહીં રહેવું યોગ્ય ધારતો નથી. હે ભગવન્! આપ મને એવું કોઈ એકાંત અને રમણીય સ્થળ બતાવો કે જ્યાં આ જનકપુત્રી સીતા સુખે રહે અને આનંદ કરે.'[૨૪–૨૬]

રામચંદ્રનું વચન સાંભળીને મહામુનિ ભરદ્વાજે તેમના વાક્યના પ્રયોજનને સિદ્ધ કરનારું વચન કહ્યું:[૨૭] 'હે તાત! ભલે તમારી એવી ઇચ્છા છે તો સાંભળો. અહીંથી દશ કોશ ઉપર એક 'ચિત્રકૂટ' નામનો અતિ રમણીય અને પવિત્ર પર્વત આવેલો છે. તે પર્વત સુંદર દેખાવવાળો, મહર્ષિઓએ સેવેલો, ગોલાંગૂલજાતિના તથા અન્ય જાતિના વાનરો અને રીંછ વગેરે વનપશુઓથી પરિપૂર્ણ તથા ગંધમાદન પર્વત સમાન શોભાવાળો છે. એ ચિત્રકૂટ પર્વતમાં તમે સુખપૂર્વક રહી શકશો.[૨૮,૨૯] હે નરશ્રેષ્ઠ! એ પર્વતનો એવો મોટો પ્રભાવ છે કે, જે મનુષ્ય દૂરથી તેનાં શિખરોનું અવલોકન જ કરે, તે મનુષ્ય તુરત જ પોતાના કલ્યાણ તરફ વળે છે અને તેનું મન સંસારના મોહમાં લપટાતું નથી.[૩૦] હે રાજકુમાર! એ પર્વત વિષે વસનારા અનેક ઋષિઓ, જેઓનાં મસ્તકના કેશ વૃદ્ધાવસ્થાને લીધે શ્વેત થઈ ગયા હતા, તેઓ પણ સેંકડો વર્ષ પર્યંત એ પર્વત પર તપશ્ચરણ કરીને સ્વર્ગમાં ગયા છે.[૩૧] હે રામ! તમારે માટે એકાંત અને સુખરૂપ નિવાસસ્થાન તો એ પર્વતને જ હું માનું છું; માટે તમારી ઇચ્છા હોય તો ત્યાં તમે વાસ કરો અથવા અહીંયાં મારા આશ્રમ વિષે જ રહો.'[૩૨] એવી રીતે કહીને મહર્ષિ ભરદ્વાજે અનેક પ્રકારના સત્કારો વડે સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રને પ્રસન્ન કર્યા.[૩૩]

પ્રયાગતીર્થમાં ભરદ્વાજ મુનિની સાથે અનેક પ્રકારે વાર્તાલાપ કરતાં કેટલીક રાત્રિ વ્યતીત થઈ. ત્યાર પછી દિવસે ચાલવાથી અતિશ્રમિત થયેલા સીતા ને લક્ષ્મણ સહિત રામચંદ્ર મહર્ષિએ પ્રથમ-

× પ્રાચીન સમયમાં રાજાઓનું કે રાજપુત્રોનું આતિથ્ય કરતી વખતે વૃષભ અથવા ગાય આપવાનો રિવાજ હતો, તેને 'મધુપર્ક' કહેતા હતા. હજી પણ પ્રાયઃ વિવાહાદિ પ્રસંગે વર વગેરેનું તેવું આતિથ્ય કરવામા આવે છે

થી તૈયાર કરાવેલી શય્યામાં જઈને સુખેથી સૂતા. તેમની એ રાત્રિ ભરદ્વાજ મુનિના પવિત્ર આશ્રમમાં જ વ્યતીત થઈ.[૩૪,૩૫] બીજે દિવસે પ્રભાત થતાં જ નરશાર્દૂલ રામચંદ્રે દેદીપ્યમાન કાંતિવાળા ભરદ્વાજ મુનિની આગળ જઈને કહ્યું:[૩૬] 'હે સત્યશીલ ભગવન્! અમે આજની રાત્રિ સુખ વડે આપના આશ્રમ વિષે રહ્યાં છીએ; પરંતુ હવે અમારે ચિત્રકૂટ પર્વત પર જવાની ઇચ્છા છે, માટે આપ અમને આજ્ઞા આપો!'

એવું સાંભળી મહર્ષિ ભરદ્વાજે રામચંદ્રને કહ્યું: 'હે મહાબળવાન રામ! જો તમારી ઇચ્છા છે તો અનેક પ્રકારના મધુર રસ, ફળ તથા કંદમૂળથી પરિપૂર્ણ એવા ચિત્રકૂટ પ્રત્યે તમે સુખેથી જાઓ. હે રામ! એ પર્વત તમારે નિવાસ કરવામાં ઘણો જ સુખરૂપ અને ઉપયોગી થશે, એવું મારું માનવું છે. એ ચિત્રકૂટ પર્વત વિષે અનેક પ્રકારનાં વૃક્ષો શોભી રહ્યાં છે, કિન્નરો અને નાગલોકો ક્રીડા અર્થે ત્યાં આવે છે, મોટા મોટા મહોન્મત્ત હાથીઓ ત્યાં વસે છે અને મયૂર વગેરે પક્ષીઓના મધુર ગુંજારવથી તે નિરંતર ગુંજતો રહે છે. હે રામ! તમે પવિત્ર અને રમણીય એવા એ 'ચિત્રકૂટ' નામના પર્વત પ્રત્યે જાઓ. હે રાઘવ! સીતા સહિત તમે ત્યાં ફરતાં વિચિત્ર પ્રકારનાં હાથીઓ તથા મૃગોનાં યૂથોને જોઈને, તેમ જ નદીઓ, ઝરણાંઓ, રમણીય શિલાઓ, પાષાણની સંધિઓ, ગુફાઓ અને સરોવરો એ સઘળું જોઈને આનંદ પામશો. હે રઘુનંદન! તમે મદમત્ત કોકિલા તથા ટિટોડીના મધુર શબ્દો વડે આનંદ આપનારા અને અનેક તરેહનાં મૃગો તથા હાથીઓથી અતિ રમણીય જણાતા એ પરમ કલ્યાણ તથા સુખરૂપ ચિત્રકૂટ પર્વતમાં જઈને સુખેથી નિવાસ કરો.[૩૭-૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૫ મો

## ચિત્રકૂટનો માર્ગ અને યમુના-તટે રાત્રિનિવાસ

उषित्वा रजनीं तत्र राजपुत्रावरिंदमौ ।
महर्षिमभिवाद्याथ जग्मतुस्तं गिरिं प्रति ॥ १ ॥

મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમમાં એક રાત્રિ રહીને પ્રાતઃકાળ થતાં મહર્ષિને પ્રણામ કરીને અને તેમની આજ્ઞા લઈને, સતીશિરોમણિ સીતા સહિત બન્ને રાજકુમારો ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવા તૈયાર થયા. એ વેળા, જેમ પ્રસ્થાન કરાવતી વખતે પિતા પોતાના પુત્રને મંગળકાર્ય કરે, તેમ ભરદ્વાજ મુનિએ રામ, લક્ષ્મણ અને સીતાની મંગળ રક્ષા કરી.[૧,૨] પછી મહામુનિ ભરદ્વાજે રામચંદ્ર ચિત્રકૂટના માર્ગથી અજાણ્યા છે, એવો વિચાર કરીને તેમને માર્ગ દર્શાવતાં કહ્યું:[૩] 'હે નરશ્રેષ્ઠ! પ્રથમ તો આ ગંગા-યમુનાના સંગમથી કંઈક પશ્ચિમાભિમુખે વહેતી યમુના નદીના કાંઠે કાંઠે જજો. પછી આગળ જતાં જ્યાં યમુના બીજી તરફ વળે છે, ત્યાં આગળ, હે રાઘવ! તમે વટેમાર્ગુઓને ઊતરવાનો ઓવારો શોધી કાઢજો. ત્યાં કંઈક તરવાનું સાધન બનાવીને તમે એ યમુના નદીને સામે પાર જજો. પછી ત્યાંથી દક્ષિણ દિશા તરફ આગળ ચાલતાં એક ઘણો જ મોટો, ચોતરફ લીલાં પાંદડાંવાળો, અનેક વૃક્ષો વડે વીંટાયેલો અને સિદ્ધ પુરુષોએ સેવેલો 'શ્યામ' નામનો વડ આવશે. તે શ્યામ વડની સમીપ જઈને સીતાએ હાથ જોડીને, વનમાંથી ક્ષેમકુશળ પાછા આવવા માટે પ્રાર્થના કરવી. પછી જો ઇચ્છા હોય તો તમે ત્યાં એક રાત્રિ રહેજો, નહિ તો સુખેથી આગળ પ્રયાણ કરજો! ત્યાંથી વળી યમુનાના કિનારે કિનારે એક કોશ સુધી જશો એટલે વાંસ અને બોરડીનાં વૃક્ષોથી પરિપૂર્ણ એવું શ્યામ વર્ણવાળું વન આવશે. હે રામ! એ વન યમુના નદીની બન્ને બાજુ પર આવેલાં વૃક્ષોને લીધે અત્યંત રમણીય જણાય છે. ત્યાંથી ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવાનો અતિ રૂળિયામણો, સુંવાળી રેતીવાળો અને દવરહિત* માર્ગ

* દાવાગ્નિ વિનાનો.

આવશે. એ માર્ગે થઈને હું ઘણીવાર ચિત્રકૂટ પર્વત પ્રત્યે ગયેલો છું.[૪-૯] એવી રીતે મહર્ષિ ભરદ્વાજે કેટલેક સુધી રામચંદ્રની સાથે જઈ ચિત્રકૂટનો માર્ગ બતાવ્યો. ત્યારે મહાત્મા રામચંદ્રે 'બહુ સારું' એમ કહી તેમને પ્રણામ કર્યા; અને પાછા વળવાને આગ્રહ કર્યો, એટલે ભરદ્વાજ મુનિ સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રને અનેક આશિષ આપી પાછા વળ્યા.

માર્ગક્રમ દર્શાવીને મહર્ષિ ભરદ્વાજ પાછા વળ્યા, એટલે પુરુષવ્યાઘ્ર રામ-લક્ષ્મણે સીતાને આગળ કરી, મુનિએ બતાવેલા માર્ગે થઈને યમુના નદી પ્રત્યે ચાલવા માંડ્યું. માર્ગમાં ચાલતાં રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે વીર! આપણે ઘણા જ ભાગ્યશાળી છીએ; કેમ કે ભરદ્વાજ સરખા મહર્ષિ આપણા ઉપર આટલી બધી દયા રાખે છે! અહો! એ મહર્ષિના આશીર્વાદથી આપણે ક્ષેમકુશળ વનમાંથી પાછા આવીશું.' એવી રીતે વાર્તાલાપ કરતાં તેઓ શીઘ્ર વેગવાળી યમુના નદીના ઊતરવા યોગ્ય તટ પર આવી પહોંચ્યા અને 'તેની સામે પાર કેવી રીતે જવું?' એ સંબંધી વિચાર કરવા લાગ્યા. ભરદ્વાજ મુનિનું વચન યાદ આવતાં જ તેમણે આસપાસના વનોમાંથી સુકાઈ ગયેલાં વાંસ વગેરે હલકાં કાષ્ઠ એકઠાં કર્યાં અને વીરણના વાળા-ઘાસથી તેઓને પરસ્પર બાંધીને એક મોટો ત્રાપો બનાવ્યો. મહાપરાક્રમી લક્ષ્મણે નેતરની તથા જાંબુ વૃક્ષની કેટલીક ડાળીઓ કાપી તે ત્રાપા પર બિછાવી સીતાને માટે ઉત્તમ સુખાસન બનાવ્યું. પછી એ ત્રાપાને યમુનાના જળમાં તરતો મૂકર્યો. ત્યાર પછી દશરથનંદન રામચંદ્રે લક્ષ્મી સમાન અચિંત્ય સ્વરૂપવાળાં પોતાનાં ધર્મપત્ની સીતા કે જે આવો પ્રસંગ પહેલવહેલો જ હોવાથી કંઈક શરમાતાં હતાં, તેમને સ્વહસ્તે તે ત્રાપા પર બેસાડ્યાં અને તેમનાં વસ્ત્રાભૂષણો તથા ખનિત્રો અને વાંસની પેટી વગેરે સાહિત્યો તેમની પાસે જ મૂક્યાં.[૧૦-૧૭] એ રીતે ત્રાપા પર પ્રથમ સીતાને બેસાડી પછી બન્ને ભાઈઓ પણ બેસી ગયા અને તેમણે પોતાના હાથમાં રાખેલી બે લાંબી લાકડીઓરૂપી હલેસાં વડે ત્રાપાને ચાલતો કર્યો.[૧૮]

જ્યારે એ ત્રાપો યમુના નદીના મધ્યભાગમાં આવી પહોંચ્યો, ત્યારે સતીશિરોમણિ સીતાએ પ્રણામ કરીને કહ્યું: 'હે યમુના! હું તને તરીને સામે પાર જાઉં છું. હે કલ્યાણી! તું મારા પતિ રામચંદ્રના ચૌદ વર્ષ વનમાં વસવાના સંકલ્પને કુશળપણે પાર પાડ.[૧૯] હે કાલિંદી! જ્યારે રામચંદ્ર વનમાંથી કુશળપણે પાછા આવીને ઇક્ષ્વાકુવંશી રાજાઓએ પાલન કરેલી અયોધ્યા નગરીમાં પ્રવેશ કરશે, ત્યારે હું બ્રાહ્મણોને એક હજાર ગાયોનું દાન આપીને દેવોને દુર્લભ એવા સેંકડો પદાર્થ વડે તારું પૂજન કરીશ.'[૨૦] એ પ્રમાણે હાથ જોડીને પ્રાર્થના કરતાં સીતા સહિત રામ-લક્ષ્મણ સામાં જણાતાં વૃક્ષોની શરતે શીઘ્ર વેગવાળી યમુના નદીના દક્ષિણ તટ પર આવી પહોંચ્યા.

પછી સીતા સહિત બન્ને ભાઈઓ કિનારા પર ઊતર્યાં અને તેમણે જળમાંથી ત્રાપાને બહાર કાઢીને નદીના કિનારા પરના વનમાં મૂકીને આગળ ચાલવા માંડ્યું. દક્ષિણ દિશા તરફ ચાલતાં થોડીક વારે તેઓ શીતળ છાયાવાળા અને લીલાછમ જણાતા શ્યામવડની નજીક આવી પહોંચ્યા.[૨૧-૨૩] તુરત જ સતીશિરોમણિ સીતાએ તે શ્યામવડની પાસે જઈ પ્રણામ કરી કહ્યું: 'હે મહાવૃક્ષ! હું તને નમન કરું છું. તું મારા પતિની ચૌદ વર્ષ વનમાં વસવાની પ્રતિજ્ઞાને નિર્વિઘ્ને પાર પાડજે;[૨૪] અને અમે કુશળક્ષેમ પાછાં આવીને, પરમપૂજ્ય મહારાણી કૌશલ્યા તથા સુમિત્રાનાં પુનઃ દર્શન પામીએ એવી દયા કરજે.' એવી રીતે હાથ જોડીને પ્રાર્થના કરતાં સીતાએ મહાવૃક્ષ શ્યામવડની પ્રદક્ષિણા કરી.[૨૫] એ વેળા મહાસમર્થ રામચંદ્રે પોતાને અનુકૂળ વર્તનારાં અને પ્રશંસનીય આચરણવાળાં પોતાનાં પ્રિયા સીતાને આટલી બધી યાચના કરતાં જોઈને લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૨૬] 'હે ભરતાનુજ! હવે તું પ્રથમની પેઠે સીતાની આગળ ચાલ અને હું સઘળાં આયુધો ગ્રહણ કરીને તમો બન્નેની પાછળ ચાલીશ.[૨૭] હે ભાઈ!

માર્ગમાં આવતાં અનેક પ્રકારનાં વૃક્ષોનાં ફળો તથા પુષ્પોને જોઈને જનકતનયા સીતા જે જે ફળ તથા પુષ્પની ઇચ્છા કરે, તે સર્વ તું તેને આપતો જજે ! [૨૮]

માર્ગમાં આવતાં અનેક વૃક્ષો, ગુચ્છો તથા પુષ્પવાળી લતાઓ જોઈને સીતા, તેમાંનાં કેટલાંકને કદી પણ નહિ જોયેલાં હોવાથી, તેની ઓળખાણ માટે રામચંદ્રને નમ્રતાથી પૂછતાં હતાં, એ વેળા મહાત્મા લક્ષ્મણ સીતાનું વચન સાંભળીને, તુરત જ રામચંદ્રની આજ્ઞા પ્રમાણે અનેક તરેહનાં રમણીય વૃક્ષોનાં પુષ્પ તથા ફળ સીતાને લાવી આપતા હતા.[૨૯,૩૦] અનેક પ્રકારનાં ફળ તેમ જ પુષ્પને નીરખતાં જનકતનયા સીતા હંસ તથા સારસપક્ષીઓના નાદવાળી અને વિચિત્ર રેતીવાળી યમુના નદીના કિનારે કિનારે ચાલતાં આનંદ પામવા લાગ્યાં.[૩૧] એમ કરતાં સીતા સહિત બન્ને ભાઈઓ એક કોશ પર્યંત આગળ ચાલી નીકળ્યા અને માર્ગમાં આવતા કેટલાક મહામૃગોને હણીને યમુનાના વન વિષે વિહાર કરવા લાગ્યા.[૩૨] અનેક મયૂરોના ગહેકાટથી ગુંજતા થયેલા તથા અનેક વાનરો અને હાથીઓથી પરિપૂર્ણ એવા યમુનાતટના વન વિષે વિહાર કરી, સંધ્યાસમય થતાં નિત્યકર્મ કરી ઉત્તમ સ્વરૂપવાળાં એ ત્રણે જણાંએ યમુનાના ખાડાખાબોચિયા વિનાના કિનારે જઈ રાતવાસો કર્યો.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૬ મો

### વનમાર્ગનું સૌંદર્ય–ચિત્રકૂટનિવાસ

अथ रात्र्यां व्यतीतायामवसुप्तमनन्तरम् ।
प्रबोधयामास शनैर्लक्ष्मणं रघुपुंगवः ॥ १ ॥

યમુના નદીના ઉપવનમાં એ રાત્રિ વ્યતીત થતાં રામચંદ્ર નિદ્રા ત્યજી જાગ્રત થયા અને પોતાની પછી સૂતેલા લક્ષ્મણને જગાડવા લાગ્યા :[૧] 'હે સૌમિત્રિ ! રાત્રિ વ્યતીત થવા આવી છે; સાંભળ. વન વિષે પક્ષીઓનું મધુર કૂજન થઈ રહ્યું છે. હે શત્રુતાપન ! હવે આપણે અહીંથી પ્રસ્થાન કરવાનો સમય થયો છે, માટે સાવધ થા.'

એ પ્રમાણે ઉષઃકાળના સમયે રામચંદ્રનાં વચન સાંભળી મહાત્મા લક્ષ્મણ નિદ્રા, આળસ તથા શ્રમનો ત્યાગ કરી સાવધાન થયા.[૨,૩] પછી સીતા સહિત રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ યમુનાના તટ પર જઈ, તેના કલ્યાણકારક જળમાં સ્નાનાદિ નિત્યકર્મ કરી, ત્યાંથી અનેક ઋષિઓએ સેવેલા ચિત્રકૂટ પર્વતના માર્ગે વિદાય થયા.[૪] માર્ગમાં ચાલતાં, વસંતઋતુના દિવસો હોવાને લીધે અત્યંત ખીલી નીકળેલી વનલીલા જોઈને રઘુવીર કમળની પાંખડી સરખાં નેત્રવાળાં સીતાને કહેવા લાગ્યા :[૫] 'હે વૈદેહી ! તમે આ વસંતઋતુની શોભા જુઓ ! આ ખાખરાનાં વૃક્ષો પોતાની ચારે બાજુ એકસામટાં પુષ્પો ખીલી નીકળવાને લીધે, જાણે પ્રજ્વલિત થયેલાં હોય નહિ+ અથવા જાણે તેઓએ પુષ્પોની માળાઓ ધારણ કરી હોય નહિ, એવાં જણાય છે ![૬] હે જાનકી ! આ ભિલામો તથા બીલીનાં વૃક્ષો, ફળ તથા પુષ્પોના ભારથી કેવાં નમી રહ્યાં છે ! આ માર્ગમાં કોઈ પણ મનુષ્ય આવતું-જતું ન હોવાથી તેનાં ફળ-પુષ્પાદિનો ઉપયોગ થતો જણાતો નથી, તેથી આ ચિત્રકૂટના વનમાં આપણને અવશ્ય અનેક પ્રકારનાં ફળ-પુષ્પાદિ જીવનસાધનો મળી આવશે અને આપણે ચિત્રકૂટ પર્વત પર સુખેથી રહી શકીશું.[૭] (એટલું સીતા પ્રત્યે કહીને, વળી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું :) 'હે લક્ષ્મણ ! જો તો ખરો. આ વન વિષે પ્રત્યેક મોટા વૃક્ષ ઉપર મધમાખીઓએ એક એક દ્રોણ× જેટલા વજનના મધપૂડા રચ્યા છે ! અહો ! આ મધપૂડા વૃક્ષોની ડાળીઓ પર કેવા લટકી રહ્યા છે ! અહો ! આ તરફ વળી પુષ્પોના ગુચ્છો વડે આચ્છાદિત થયેલા રમણીય વૃક્ષ ઉપર બેઠેલું ચાતકપક્ષી બોલી રહ્યું છે અને

+ ખાખરાના પુષ્પ ઘણાં જ રાતાં હોવાથી અગ્નિની જ્વાળા સમાન લાગે છે; એવી ઉત્પ્રેક્ષા કરી છે.

× સાડાત્રણ મણનો એક દ્રોણ કહ્યો છે અને કોઈ સ્થળે બત્રીસ શેરનો પણ કહ્યો છે.

તેનો શબ્દ સાંભળીને વળી મયૂર તેની સામે મધુર ગહેકાટ કરે છે, તેને જો ![૮] (એવી રીતે વાર્તાલાપ કરતાં, તેઓ ચિત્રકૂટ પર્વતની નજીક આવી લાગ્યાં. તેને જોઈ ને વળી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું :) 'હે ભાઈ લક્ષ્મણ ! જો, સામે ચિત્રકૂટ પર્વત જણાય છે. અહો ! તેનાં શિખરો કેટલાં બધાં મોટાં છે ! એને વિષે મદોન્મત્ત અનેક હાથીઓનાં ટોળાં ફરી રહ્યાં છે, તેમ જ સરોવરો તથા વૃક્ષો પર રહેલાં પક્ષીઓના નાદથી એ પર્વત ઘણો જ રમણીય જણાય છે. હે તાત ! આપણે એ ચિત્રકૂટ પર્વતના સપાટ જમીનવાળા તથા અનેક પ્રકારનાં વૃક્ષોથી રમણીય જણાતા પવિત્ર વન વિષે આનંદપૂર્વક નિવાસ કરીશું.'[૯–૧૧]

એવી રીતે વાર્તાલાપ કરતા અને કોમળ ચરણથી ચાલતા બન્ને ભાઈઓ સીતા સહિત મનને આનંદ ઉપજાવે એવા રમણીય ચિત્રકૂટ પર્વત પાસે આવી પહોંચ્યા.[૧૨] પછી સીતા સહિત બન્ને ભાઈઓએ અનેક પક્ષીઓથી વ્યાપ્ત, ઘણાં કંદ, મૂળ તથા ફળોથી ભરપૂર અને સ્વાદિષ્ટ જળપૂર્ણ સરોવરોવાળા એ ચિત્રકૂટ પર્વત પર ધીમે ધીમે ચડવા માંડ્યું.[૧૩] પર્વતની શોભા નિહાળતાં જ રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું : 'હે સૌમ્ય ! આ પર્વત વૃક્ષો તથા લતાઓથી ભરપૂર હોવાને લીધે મનને હર્ષ ઉપજાવે એવો છે; તેમ જ સ્થળે સ્થળે ઘણાં જ કંદ, મૂળ તથા ફળ વગેરે આજીવિકાનાં સાધનો પ્રાપ્ત થઈ શકે એમ હોવાને લીધે અત્યંત સુખરૂપ છે.'[૧૪] (વળી ઉપર જતાં અનેક ઋષિઓના રમણીય આશ્રમો જોઈ રામચંદ્રે કહ્યું :) 'હે તાત લક્ષ્મણ ! તું જો તો ખરો, આ પર્વત વિષે અનેક મહાત્મા ઋષિ–મુનિઓ આશ્રમો બાંધીને વસેલા છે. હે ભાઈ ! આપણે પણ આ પર્વતમાં જ વસીશું.'[૧૫] એ પ્રમાણે વાર્તાલાપ કરતા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ પોતાને નિવાસ કરવા યોગ્ય સ્થળ શોધવા માટે એ પર્વત પર ફરવા લાગ્યા. ફરતાં ફરતાં તેઓ ત્યા વસતા કોઈ એક 'વાલ્મીકિ' નામના મુનિના આશ્રમ પર જઈ ચઢ્યા. એ મહાન તેજસ્વી મુનિને જોતાં જ સીતા સહિત બન્ને ભાઈઓએ તેમની પાસે જઈ ને હાથ જોડી પ્રણામ કર્યા અને પોતાનું નામ વગેરે જણાવ્યું.[૧૬] રામચંદ્રનું વચન સાંભળી અત્યંત હર્ષયુક્ત થયેલા ધર્મજ્ઞ એવા એ વાલ્મીકિ મુનિએ 'આપ ભલે પધાર્યા' એમ કહીને તેઓને ઉત્તમ આસન પર બેસાડ્યા અને તેઓનો સારી રીતે સત્કાર કર્યો.[૧૭]

પછી મહાસમર્થ રામચંદ્રે પોતાને વનમાં આવવાનુ સઘળું કારણ એ વાલ્મીકિ મુનિને કહી સંભળાવ્યું અને લક્ષ્મણને આજ્ઞા કરતાં કહ્યું :[૧૮] 'હે લક્ષ્મણ ! હવે આપણે અહીં જ આશ્રમ બાંધીને નિવાસ કરવો એવી મારી ઇચ્છા છે; માટે હે સૌમ્ય ! તું આ વનમાંથી દૃઢ અને ઉત્તમ સૂકાં કાષ્ઠ લઈ આવીને એક પર્ણશાળા બનાવ.'[૧૯]

પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રનું વચન સાંભળી શત્રુઓનુ દમન કરનારા મહાત્મા લક્ષ્મણે તુરત જ આસપાસના વનમાથી અનેક પ્રકારનાં શુદ્ધ વૃક્ષો આણી, તે વડે એક પર્ણશાળા બનાવી.[૨૦] બહારથી અને અંદરથી દૃઢ કાષ્ઠની ભીંતોવાળી તથા ઉપરના ભાગમાં છાપરાંવાળી એ રમણીય પર્ણશાળાને જોઈ રામચંદ્ર લક્ષ્મણે કરેલી આટલી બધી સેવાથી તેના પર પ્રસન્ન થયા અને કહ્યું : 'હે લક્ષ્મણ ! આપણે 'ગજકંદ'માંના માવાથી જ પર્ણશાળાના અધિષ્ઠાતા દેવોનું પૂજન કરીશું; કારણ કે હે સૌમિત્રિ ! 'લાંબું આયુષ્ય ભોગવવા ઇચ્છનારા મનુષ્યે વાસ્તુશમન* કરવું જોઈએ' એવો શાસ્ત્રનો નિયમ હોવાથી આપણે આ નવીન પર્ણશાળાનું શાલકર્મ કરવાની જરૂર છે; માટે હે લક્ષ્મણ ! તું શાસ્ત્રોક્ત વિધિનું અને કુળપરંપરાપ્રાપ્ત રીતિનું સ્મરણ કરીને સત્વર જા અને 'ગજકંદ' નામનો કંદ ઉખાડીને કે ખોદીને લઈ આવ.'[૨૧–૨૩] પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું વચન સાંભળી શત્રુનાં સૈન્યને હણનારા શૂરવીર લક્ષ્મણે તે પ્રમાણે કર્યું. પછી રામચંદ્રે લક્ષ્મણને પુનઃ કહ્યું :[૨૪] 'હે ભાઈ ! હવે વિલંબ ન કરતાં, તું આ ગજકંદને અગ્નિમા પકવીને શીઘ્ર તૈયાર કર. આ મુહૂર્ત શ્રેષ્ઠ

---

* નવીન ગૃહમાં પ્રવેશ કરતી વેળા 'વાસ્તુશાંતિ' નામની ક્રિયા થાય છે, તેને 'શાલકર્મ' પણ કહે છે.

છે અને ધ્રુવસંજ્ઞક છે. વિલંબ નહિ કરવાનું બીજું કારણ એ છે કે શાલકર્મનો વિધિ દિવસે જ કરવો યોગ્ય છે, માટે રાત્રિ ન પડી જાય તેમ ઉતાવળ કર.[૨૫]

રામચંદ્રનું વચન સાંભળીને મહાપ્રતાપી લક્ષ્મણે અત્યંત પવિત્ર અને કાળી છાલવાળો, ગજકંદ ઉખાડી લાવી પ્રજ્વલિત અગ્નિમાં નાખ્યો. જ્યારે તે કંદ ઘણો સમય અગ્નિમાં રહેવાથી સારી રીતે પરિપક્વ થયો, ત્યારે લક્ષ્મણે પુરુષવ્યાઘ્ર રામચંદ્રને કહ્યું : 'હે દેવ સમાન કાંતિવાળા રામચંદ્ર ! મેં તમારી આજ્ઞા પ્રમાણે સર્વ અવયવોને સ્વસ્થ રાખનાર આ કાળી છાલવાળો ગજકંદ સારી રીતે પકવ્યો છે. હવે તમે તે વડે દેવોનું યજન કરો. હે રામ ! તમે યજ્ઞકાર્યમાં અત્યંત કુશળ છો.'

પછી રામચંદ્રે સ્નાન કરીને, યજ્ઞ સમાપ્તિપ્રયોજનના (પૂર્ણાહુતિના) સર્વ મંત્રોનું સંક્ષેપથી ઉચ્ચારણ કર્યું.[૨૬–૨૯] એ પ્રમાણે વાસ્તુશમન કર્મમાં કહેલા સર્વ દેવોનું યજન કરીને, પવિત્ર થયેલા તથા અત્યંત તેજવાળા રઘુવીરે પર્ણશાળામાં અતિ હર્ષપૂર્વક પ્રવેશ કર્યો.[૩૦] ત્યાર પછી વાસ્તુદોષને નિવૃત્ત કરનારા મંગળપાઠ કરીને તેમણે પાસે વહેતી 'માલ્યવતી' નામની નદીમાં વિધિયુક્ત સ્નાન કર્યું અને યથાર્થ જપ કર્યો. પછી પંચસૂનાદોષની× નિવૃત્તિ અર્થે વૈશ્વદેવબલિ, રૌદ્રબલિ તથા વિષ્ણુબલિનું કર્મ કરીને અને પર્ણશાળામાં રચેલી યજ્ઞવેદીની ચોતરફ અષ્ટ દિક્પાળોનું વિધાન કરીને ગણપતિ તથા વિષ્ણુ વગેરે દેવોનાં આયતન નિર્માણ કર્યાં.

એ રીતે વિધિયુક્ત વાસ્તુકર્મ કર્યા પછી, ઊંચાણ–નીચાણ વિનાના સમાન સ્થળમાં બનાવેલી, વૃક્ષનાં પાંદડાંથી સારી રીતે છાયેલી, મનને આનંદ આપે તેવી અને જેમાં પવન પણ પ્રવેશ કરી શકે નહિ એવી એ પર્ણશાળામાં, જેમ દેવલોકો 'સુધર્મા' નામની સભામાં પ્રવેશ કરે, તેમ સીતા, રામ તથા લક્ષ્મણે પ્રવેશ કર્યો.[૩૧–૩૪] એ પ્રમાણે મહાત્મા રામચંદ્રે અતિરમણીય ચિત્રકૂટ પર્વત પર આવીને, મૃગ તથા પક્ષીઓએ સેવેલી અને પવિત્ર જળવાળી 'માલ્યવતી' નામની નદીના તટ પર આશ્રમ બાંધીને નિવાસ કર્યો અને ત્યાં વસતા અનેક ઋષિમુનિઓના સમાગમથી તેમણે પોતાની અયોધ્યા નગરીના વિયોગનું સઘળું દુઃખ વિસારી મૂક્યું.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૬ મો સર્ગ સંપૂર્ણ

## દશરથરાજાનો પ્રાણત્યાગ

## સર્ગ ૫૭ મો

### સુમંત્રનું આગમન–અયોધ્યામાં શોક

कथयित्वा तु दुःखार्तः सुमंत्रेण चिरं सह ।
रामे दक्षिणकूलस्थे जगाम स्वगृहं गुहः ॥ १ ॥

(રામચંદ્રે લક્ષ્મણ તથા સીતા સહિત ચિત્રકૂટમાં નિવાસ કર્યો, ત્યાં સુધીનું વર્ણન કરીને, હવે પાછળ ગંગાકિનારે રહેલા સુમંત્રનું શું થયું તેનું વર્ણન કરે છે.)

સીતા સહિત રામ–લક્ષ્મણ નૌકામાંથી ગંગાના દક્ષિણ તટ પર ઊતરીને જ્યારે આગળ પ્રયાણ કરવા લાગ્યા અને અતિ દૂર જવાથી અદૃશ્ય થયા, ત્યારે ગંગાના ઉત્તર તટ પર ઊભા રહીને રામચંદ્રની પાછળ જોઈ રહેલા ગુહ રાજા તથા સુમંત્ર અતિ દુઃખી થઈ ને કેટલીક વાર પરસ્પર રામગુણ સંબંધી વાર્તાલાપ કર્યા પછી, ત્યાંથી પાછા વળ્યા. તે વેળા અતિ વિલાપ કરતા સુમંત્રને ગુહ રાજા પોતાને ઘેર શૃંગવેરપુરમાં તેડી ગયો.[૧] ત્યાં રહીને તેણે ગુપ્ત દૂતો દ્વારા રામચંદ્રનું પ્રયાગમાં મુનિશ્રેષ્ઠ ભરદ્વાજના આશ્રમે જવું, મુનિએ

× ગૃહસ્થાશ્રમીના ઘરમાં નિત્ય પંચસૂના(હિંસા)-સ્થાન રહે છે. જેવાં કે :–कण्डनी पेषणी चुल्ली उदकुम्भोऽथ मार्जनी । पञ्चसूना गृहस्थस्य ताभिः स्वर्गं न विंदति ॥ ખાંડવાનાં, દળવાનાં, રાંધવાનાં, પાણી ભરવાનાં અને પૂંજે–વાસીદું વાળવાનાં; એમ મળી પાંચ પ્રકારનાં સાધનોથી ગૃહસ્થોના ઘરમાં દરરોજ હિંસા થાય છે. તે દોષની નિવૃત્તિ માટે પંચમહાયજ્ઞવિધાન દર્શાવેલું છે.

કરેલો તેમનો સત્કાર અને ત્યાંથી તેમનું ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવું ઇત્યાદિ સર્વ સમાચાર જાણ્યા.[૨] ત્યાર પછી સુમંત્ર ગુહ રાજાની આજ્ઞા લઈને તથા રથને ઉત્તમ અશ્વો જોડીને અતિ ઉદાસ ચિત્તે અયોધ્યા પ્રત્યે વિદાય થયો. શૃંગવેરપુરમાંથી નીકળીને, માર્ગમાં આવતાં અનેક સુગંધી વનો, રમણીય સરોવરો, નદીઓ, ગામો તથા નગરોને નીરખતો એ સુમંત્ર સારથિ બીજે દિવસે સાયંકાળે આનંદરહિત થયેલી અયોધ્યાનગરીની સમીપ આવી પહોંચ્યો. તે વેળા પુરવાસી જનોના કોલાહલના શબ્દરહિત હોવાને લીધે શૂન્ય જેવી થઈ પડેલી અયોધ્યાનગરી જોઈને અતિ ખેદ તથા શોકયુક્ત થયેલો સુમંત્ર વિચાર કરવા લાગ્યો:[૩-૬] 'અરે! અશ્વો, હાથીઓ, મનુષ્યો અને મહારાજા સહિત આ અયોધ્યા નગરી રામવિયોગના શોકરૂપી અગ્નિથી દગ્ધ તો નથી થઈ ગઈ?'[૭] એમ ચિંતા કરતો સુમંત્ર શીઘ્ર ગમન કરનારા અશ્વોથી થોડીક વારમાં અયોધ્યાના દરવાજા આગળ આવી પહોંચ્યો અને તેણે નગરમાં પ્રવેશ કર્યો.[૮] રથને જોતાં જ સેંકડો અને હજારો નગરવાસીજનો ટોળેટોળાં મળીને સુમંત્રની સામે દોડી આવી 'રામ ક્યાં? રામ ક્યાં?' એમ પૂછવા લાગ્યાં, ત્યારે સુમંત્રે તેઓને કહ્યું: 'હે નગરજનો! હું ગંગાના કિનારા સુધી ધર્માત્મા રામચંદ્રની સાથે ગયો હતો અને ત્યાંથી તેમની આજ્ઞા થવાથી પાછો વળ્યો છું! અરે, તે તો ગંગાની પાર ઊતરીને દક્ષિણ દિશા તરફના વનમાં સિધાવી ગયા છે!' સુમંત્રનું વચન સાંભળીને નગરવાસી જનો 'અરે! હાય, આપણને ધિક્કાર છે!' એવો નિઃશ્વાસ નાખીને 'હા રામ! હા રામ!' એવો આક્રોશ કરવા લાગ્યા.[૯-૧૧] તેઓ સર્વ રાજમાર્ગ ઉપર ટોળે મળીને વિલાપ કરતાં બોલવા લાગ્યા: 'અરેરે! હાય! આ રથ વિષે રામચંદ્રને નહિ દેખનારા એવા અમે સર્વ હીનભાગ્ય છીએ! અરેરે! નક્કી હવે આ રામચંદ્રનો વિનાશ જ થશે! અરેરે! હવે પછી દાન, યજ્ઞ, વિવાહ તથા મોટા મોટા સમાજો-સભાઓ વિષે ધાર્મિક રામચંદ્રને આપણે મધ્યભાગે વિરાજેલા જોવા પામીશું નહિ! અરેરે! 'આ મારી પ્રજા માટે શું કરવું યોગ્ય છે? મારી પ્રજાને શું પ્રિય છે? અને તેને શાથી સુખ થઈ શકે એમ છે' એવા એવા અનેક વિચારો કરનારા એ રામચંદ્રે, પિતા જેમ પુત્રનું પાલન કરે, તેમ આખા અયોધ્યારાજ્યનું પાલન કર્યું છે.[૧૨]

એ પ્રમાણે નગરવાસી જનોના અનેક પ્રકારના વિલાપ સાંભળતો સુમંત્ર રથ હાંકીને રાજમહેલ ભણી ચાલ્યો જતો હતો. બજાર વચ્ચે થઈને જતા સુમંત્રે મોટી મોટી હવેલીઓના ગોખમાં તથા અટારીઓમાં બેઠેલી સ્ત્રીઓ કે જેઓ રામવિયોગના શોક વડે સંતાપ પામેલી હતી, તેમનાં અનેક પ્રકારનાં વિલાપવચનો સાંભળ્યાં.[૧૩-૧૫] તેથી અતિશય ખેદ પામેલો સુમંત્ર લજ્જાને લીધે× પોતાના મુખ પર વસ્ત્ર ઢાંકીને [illegible] દશરથ રાજાના મહેલ આગળ આવ્યો.[૧૬] તુરત જ સુમંત્રે રથમાંથી ઊતરીને રાજગૃહમાં પ્રવેશ કર્યો અને નગરવાસી મહાજનોથી પરિપૂર્ણ એવી એક પછી એક એમ સાત દોઢીઓ વટાવી અંદર ગયો.[૧૭]

આ વેળા રામચંદ્રનાં દર્શન માટે તલસતી અયોધ્યાના શ્રીમતોની સ્ત્રીઓ મોટી મોટી હવેલીઓ, સાત મજલાવાળાં મંદિરો તથા ત્રણ મજલાવાળા પ્રાસાદો ઉપર ચડીને, રામચંદ્ર વિના એકલા સુમંત્રને પાછો આવેલો જોઈને હાહાકારયુક્ત કલ્પાત કરવા લાગી;[૧૮] તેમ જ અત્યંત દુઃખ વડે પીડાતી એ સ્ત્રીઓ પોતાનાં વિશાળ અને નિર્મળ આંસુભર્યાં નેત્રે પરસ્પર જોવા લાગી;[૧૯] એટલામાં તો સુમંત્રને એકલો આવેલો જોઈને રામચંદ્રના વિયોગથી તાપ પામેલી મહારાજા દશરથની સ્ત્રીઓ પોતાના ગૃહોથી નીચે ઊતરી આવી ધીમે સ્વરે વિલાપ કરવા લાગી. તે સઘળું સુમંત્રના સાંભળવામાં આવ્યું.[૨૦] મહારાજા દશરથની સ્ત્રીઓ ગદ્ગદ કંઠે બોલતી હતી: 'અરે! આ સારથિ સુમંત્ર રામચંદ્રની સાથે વનમાં ગયો હતો; પરંતુ અત્યારે

× પોતે સાથે ગયેલો છતાં રામને વનમાં જ મૂકીને પાછો આવ્યો, એવા વિચારથી લજ્જા આવવાને લીધે.

રામ વિના નિરાશ થઈને તે એકલો જ પાછો આવ્યો છે. હવે અતિશય આક્રોશ કરતી કૌશલ્યાને સુમંત્ર શો ઉત્તર આપશે?[21] અરે! આપણે રામચંદ્ર સરખા પુત્રના વિયોગથી જીવન ધારણ કરવું દુઃખરૂપ માનીએ છીએ; પરંતુ એવું દુઃખરૂપ જીવન ત્યજવું એ કાંઈ સુલભ નથી! જુઓને, ન્યાયપ્રાપ્ત રાજ્યાભિષેકનો ત્યાગ કરીને પોતાના પુત્ર રામચંદ્ર વનમાં ગયા છે તોપણ હજી કૌશલ્યા જીવે છે![22] રાજપત્નીઓનાં એવાં યથાર્થ વચનો સાંભળીને જાણે શોકાગ્નિથી પ્રજ્વલિત થતો હોય એવી સ્થિતિમાં આવેલો સુમંત્ર આઠમી દોઢી ઓળંગીને છેક મહારાજા બેઠા હતા ત્યાં જઈ પહોંચ્યો. એ વેળા તેણે શ્વેત અંત:પુરમાં પુત્રવિયોગના શોકથી ખેદ પામેલા મહારાજા દશરથને દીન અને આતુરની પેઠે બેઠેલા જોયા.[23,24] તુરત જ સુમંત્રે મહારાજાની પાસે જઈને તેમને પ્રણામ કર્યા અને રામચંદ્રના સઘળા સમાચાર નિવેદન કર્યા.[25]

તે વેળા મહારાજા દશરથ અસ્વસ્થચિત્ત હોવાથી કાંઈ પણ બોલ્યા વિના, સુમંત્રે કહેલા સઘળા સમાચાર સાંભળીને, રામવિયોગના શોકનો વિશેષ આઘાત થવાથી એકાએક મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડી ગયા.[26] મહારાજાને મૂર્ચ્છિત થયેલા જોઈને, અંતઃપુરનાં સર્વ મનુષ્યો મહાન શોકને લીધે હાથ ઊંચા કરી આક્રોશ કરવા લાગ્યાં. પછી મહારાણી કૌશલ્યા તથા સુમિત્રાએ દશરથ રાજાને કેટલાક ઉપચારોથી સાવધ કરી બેઠા કર્યા અને કહ્યું:[27,28] 'હે મહારાજા! ઉત્તમ રાજ્યસુખનો ત્યાગ કરી વનમાં જવારૂપી દુષ્કર કાર્ય કરનારા રામચંદ્રનો સારથિ સુમંત્ર કે જે રામચંદ્રની સાથે વનમાં ગયો હતો, તે દૂત તરીકે સંદેશો લઈને પાછો આવ્યો છે, છતાં તમે તેની સાથે કેમ બોલતા નથી?[29] હે રાઘવ! પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્યાસન નહિ આપતાં તેને વનમાં મોકલવારૂપ મોટો અન્યાય કરીને હવે તમે શરમાઓ છો શું? અરે! સુમંત્રની સાથે તમે કેમ બોલતા નથી? ખેર, થવાનું હતું તે થયું, પણ હવે તમે શોકનો ત્યાગ કરી સાવધ થાઓ અને પોતાના સત્યવાદીપણાના પુણ્યફળને પ્રાપ્ત કરો! હે રાજન્! જો તમે આમ શોક જ કર્યા કરશો તો પછી તમને સહાય કરનારાં આ સર્વ મનુષ્યો નાશ પામશે.[30] હે દેવ! તમે જેના ભયને લીધે સુમંત્રની સાથે રામ સંબંધી વાતચીત કરતાં અચકાઓ છો તે કૈકેયી અહીં નથી, માટે નિઃશંક થઈ રામચંદ્રના સમાચાર પૂછો.'

એવી રીતે ગદ્‌ગદ કંઠે મહારાજાને કહીને અતિશય શોકથી પીડિત થયેલાં મહારાણી કૌશલ્યા પૃથ્વી પર ઢળી પડ્યાં.[31,32] વિલાપ કરતાં કૌશલ્યાને તથા દશરથ રાજાને મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડેલાં જોઈને અંતઃપુરની સર્વ સ્ત્રીઓ ચોમેર રુદન કરવા લાગી. આ વેળા મહારાજા દશરથના આખા અંતઃપુરમાં શોક—રુદનનો નાદ પ્રસરી રહ્યો. તે સાંભળીને નગરનાં સઘળાં બાળ, યુવાન અને વૃદ્ધ સ્ત્રીપુરુષો ચારે બાજુ રુદન કરવા લાગ્યાં. એવી રીતે અયોધ્યાનગરી, જે રામચંદ્રના ગયા પછી અત્યાર સુધીમાં કાંઈક શાંત થઈ હતી, તે પુનઃ પ્રથમના જેવી જ શોકસાગરમાં ડૂબી ગઈ.[33,34]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૭મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૮મો

### દશરથપરિતાપ—રામનો સંદેશ

प्रत्याश्वस्तो यदा राजा मोहात्प्रत्यागतस्मृतिः ।
तदाजुहाव तं सूतं रामवृत्तान्तकारणात् ॥ १ ॥

પછી સેવકજનોએ કેટલાક ઉપચારોથી મહારાજા દશરથને સાવધ કર્યા અને તેમનું આશ્વાસન કર્યું. ત્યારે તેમની મૂર્ચ્છા વળી અને તેમને સ્મૃતિ થઈ આવી, એટલે તુરત જ તેમણે પોતાના પ્રિય પુત્ર રામચંદ્રનું વૃત્તાંત જાણવા માટે સુમંત્રને પોતાની પાસે બોલાવ્યો.[1] સુમંત્ર પણ રામચંદ્રનો જ શોક કરતા, દુઃખને લીધે અતિ પરિતાપ પામેલા, નવેનવા પકડાયેલા હાથીની પેઠે નિઃશ્વાસ નાખતા અને વિચારવમળમાં ઘેરાયેલા અતિવૃદ્ધ મહારાજા દશરથની પાસે જઈને, હાથ જોડી ઊભો રહ્યો.[2,3] મહારાજા દશરથે માર્ગની રજથી ખર-

ડાયેલા શરીરવાળા અને આંસુભર્યા મુખવાળા સુમંત્રને, દીનની પેઠે પોતાની પાસે ઊભેલો જોઈ પૂછ્યું: 'હે સુમંત્ર! વનનાં વૃક્ષો તથા ફળોના આશ્રયે રહેનારો મારો પુત્ર રામ હવે ક્યાં હશે? અરે! અતિશય સુખમાં રહેલો તે રામ હવે ક્ષુધા લાગશે ત્યારે વનમાં શાનું ભોજન કરશે?[૪,૫] હે સુમંત્ર! જેણે કદી પણ દુઃખ જોયુ નથી અને જે નિરંતર સુંવાળી શય્યા પર શયન કરનારો છે, તે રાજપુત્ર રામ હવે અનાથની પેઠે કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વી પર કેમ કરી શયન કરશે?[૬] અહા! સહેજસાજ મંદિરથી બહાર નીકળતી વેળા પણ રથો, અશ્વો અને હસ્તીઓ પર સવાર થયેલા કેટલાક અધિકારી પુરુષો તથા અનેક પાળાઓ જેની પાછળ ચાલતા હતા, તે રામ હવે એકલો જ નિર્જન વનમાં કેવી રીતે રહી શકશે?[૭] અરે! ભયંકર અજગરો, કાળા સર્પો અને સિંહ વગેરે ક્રૂર વન પ્રાણીઓએ સેવેલા ઘોર વનમાં સીતા સાથે મારા બન્ને કુમારો કેમ કરી રહી શકશે? હે સુમંત્ર! નિરંતર ધર્મ પ્રમાણે વર્તનારી અને અત્યંત સુકુમાર અંગવાળી સીતા સહિત બન્ને ભાઈઓ રથમાંથી ઊતરી, પોતાના કોમળ ચરણો વડે ચાલીને મહાવનમાં કેવી રીતે જઈ શક્યા હશે? હે સૂત! હાલમાં માત્ર તું એકલો જ ભાગ્યશાળી અને કૃતકૃત્ય છે; કેમ કે મંદરાચળ પર્વતમાં પ્રવેશ કરતા બે અશ્વિનીકુમારોની પેઠે મહાદારુણ વનમાં પ્રવેશ કરતા મારા બન્ને પુત્રોને તેં નજરે જોયા છે.[૮-૧૦] હે સુમંત્ર! વનમાં ગયા પછી મારા પ્રિય પુત્ર રામે, લક્ષ્મણે તથા સીતાએ શાં શાં વચનો કહ્યાં હતાં? હે સૂત! મારો પુત્ર રામ વનમાં કેવા સ્થળે બેસતો હતો, કેવા સ્થળે શયન કરતો હતો તથા શું ભોજન કરતો હતો, એ સઘળું તેં તેમની સાથે રહેવાથી જોયું હશે, માટે કહી સંભળાવ હે સુમંત્ર! પૂર્વે* જેમ સ્વર્ગમાંથી ભ્રષ્ટ થયેલો યયાતિ રાજા સજ્જનોના સમાગમમાં આવવાથી તેઓના ઉત્તમ વચનો સાંભળીને. પોતાનુ દુઃખ વીસરી ગયો હતો અને સુખથી જીવી શક્યો હતો, તેમ જ હું પણ પુત્રસમાગમરૂપ સ્વર્ગસુખથી ભ્રષ્ટ થયેલો છું; તોપણ તારા જેવા સજ્જનના મુખથી મારા પ્રિય પુત્ર રામની વાતો સાંભળીને, રામના વિયોગનું દુઃખ વીસરી શકીશ અને સુખે જીવી શકીશ.' એ પ્રમાણે મહારાજા દશરથે આજ્ઞા કરી, ત્યારે ગદ્ગદ કંઠવાળા સુમંત્રે હૃદય ભરાઈ આવવાથી તૂટકતૂટક વાણીથી કહ્યું:[૧૧-૧૩] 'હે મહારાજા! ધર્મનું પાલન કરનારા રામચંદ્રે જ્યારે મને અતિ આગ્રહથી પાછો વાળ્યો, ત્યારે તેમણે આપને ઉદ્દેશીને બન્ને હાથ જોડી નમસ્કાર કર્યા અને પછી જે કાંઈ કહ્યું તે સર્વ હું તમને તેમનાં વચનોમાં જ કહું છું, સાંભળો![૧૪] (રામે કહ્યું છે:) 'હે સૂત! તારે અયોધ્યામાં જઈને, પ્રથમ ધર્મિષ્ઠપણાથી પ્રસિદ્ધ અને વંદન કરવા યોગ્ય મારા પિતાના ચરણોનું મારી વતી વંદન કરવું, પછી અંતઃપુરની મારી સર્વ માતાઓનું મારી વતી વંદન કરવું અને તેઓ સર્વને મારી વતી કુશળ પૂછવું.[૧૫,૧૬] ત્યાર પછી મારાં માતુશ્રી કૌશલ્યાનું વંદન કરીને કુશળ પૂછવું અને તેમને મારા વિયોગના શોકનો ત્યાગ કરી ધર્મમાં અપ્રમત્તપણું રાખવા માટે કહેવું:[૧૭] 'હે માતુશ્રી! તમારે નિરંતર ધર્મ વિષે નિષ્ઠા રાખીને અગ્નિહોત્રનાં કાર્યોમાં તત્પર રહેવું અને મહારાજા દશરથના ચરણનું ભગવચ્ચરણારવિંદની પેઠે સેવન કરવું.[૧૮] હે માતુશ્રી! મારી સર્વ અપરમાતાઓની સાથે તમારે અભિમાન તથા માનનો ત્યાગ કરીને સમાનભાવે વર્તવું; તેમ જ હે માતા! મહારાજા જેને વશ છે એવી કૈકેયી પણ ઉત્તમ સ્વભાવ–ગુણોવાળી થાય એમ તમારે કરવું. તેની સાથે કદી પણ વિરોધ કરવો નહિ. હે માતુશ્રી! 'અવસ્થા નાની હોય છતા જેને રાજ્ય મળે તે જ્યેષ્ઠ અને પૂજ્ય ગણાય છે' એવા રાજધર્મને અનુસરી તમારે ભરત વિષે રાજા સમાન

* પૂર્વે સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈને પડતા યયાતિ રાજાએ ઇંદ્રની પ્રાર્થના કરી કહ્યુ. 'જો મને મૃત્યુલોકમાં નાખો તો સજ્જનોના સમાગમમા જ નાખજો. એ સાંભળી ઇંદ્રે તેમ કર્યું', તેથી સજ્જનોના સમાગમમાં રહેલા યયાતિ રાજા સજ્જનોનાં શાંતિપ્રદ ઉત્તમ વચનો સાંભળીને સ્વર્ગસુખ વીસરી ગયો હતો અને મૃત્યુલોકમા સ્વર્ગથી પણ વિશેષ સુખ ભોગવી જીવી શક્યો હતો.'

વૃત્તિ કરવી.[૧૯,૨૦]

હે મહારાજા! એટલુ કહીને, વળી તેમણે કહ્યું છે કે, હે સૂત! મહાબાહુ ભરતને પણ મારી વતી કુશળ સમાચાર પૂછીને કહેજે: 'હે ભરત! તારે સર્વ માતાઓ પ્રત્યે ન્યાય પ્રમાણે વર્તવું અને યુવરાજપદ પામીને, પ્રધાન રાજ્યાસન પર રહેલા આપણા પિતાનું સારી રીતે પાલન કરવું.[૨૧,૨૨] હે ભરત! હવે આપણા પિતા વૃદ્ધ થયા છે, માટે તારે તેમને રાજ્યપદથી ભ્રષ્ટ કરી દુઃખી કરવા નહિ; પરંતુ આખા રાજ્યમાં તેમની જ આજ્ઞા પ્રવર્તાવીને તારે પોતાના યુવરાજપદથી જ સંતુષ્ટ રહેવું; અર્થાત્ પિતાને દૂભવીને તારે રાજ્યાસન મેળવવું નહિ, પણ યુવરાજપદથી જ સંતોષ માનવો.'[૨૩] વળી હે મહારાજ! રામે અત્યંત રુદન કરતાં છેવટે ભરતને ઉદ્દેશી કહ્યું છે: 'હે ભરત! નિરંતર પુત્રસુખ ઇચ્છનારી મારી માતા કૌશલ્યાને તારે પોતાની માતા સમાન ગણવી.'[૨૪] એટલું બોલતા તો હે રાજા! મોટી કીર્તિવાળા મહાબાહુ રામચંદ્રનાં કમળપત્ર સમાન નેત્રમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં અને ગદ્ ગદ કંઠ થઈ જવાથી, પછી તે કાંઈ પણ બોલી શકયા નહિ.[૨૫]

પોતાના મોટાભાઈ રામની એવી દુઃખી અવસ્થા જોઈને અતિશય ક્રોધ પામેલા લક્ષ્મણે તે વેળા દીર્ઘ નિઃશ્વાસ મૂકી કહ્યું: 'અરે, મારા મોટાભાઈ રામચંદ્રને કયા અપરાધને લીધે વનવાસ આપવામાં આવ્યો છે, એ કાંઈ સમજાતું નથી![૨૬] અરે, પોતાના પુત્રનું જ હિત ઇચ્છનારી દુષ્ટ કૈકેયીની એક તુચ્છ આજ્ઞા થતાં અમારા પિતા દશરથ રાજાએ વગર વિચાર્યે અયોગ્ય કાર્ય કર્યું છે કે, જેને લીધે અમે પીડા પામીએ છીએ![૨૭] ભલે, મહારાજાએ કૈકેયીની પ્રીતિ સંપાદન કરવાના લોભથી કિંવા વરદાનના કારણથી તેમ કર્યું, પરંતુ સર્વથા એ કાર્ય× દૂષિત-નિંદ્ય જ છે.[૨૮] કદાચ કોઈ કહેશે કે રામચંદ્રને વનમાં મોકલવાનું કાર્ય તો મહારાજાથી ઈશ્વરેચ્છાને લીધે (પોતાની ઇચ્છા વિના) જ થઈ ગયુ છે, ઈશ્વરની ઇચ્છાને ઉલ્લંઘવાને કોણ સમર્થ છે? એમ હોય તો ભલે; પરંતુ રામચંદ્રને વનવાસ આપવામાં કાંઈ પણ વાસ્તવિક કારણ હોય એમ મને ભાસતું નથી; અર્થાત્ રામચંદ્રે એવો કોઈ પણ અપરાધ કર્યો નથી કે જેથી તેમને વનવાસ આપી શકાય;[૨૯] માટે જ હું કહું છું કે, મહારાજા દશરથે પોતાના બુદ્ધિબળથી યોગ્યાયોગ્યનો કાંઈ પણ વિચાર કર્યા સિવાય શાસ્ત્રવિરુદ્ધ કાર્યનો આરંભ કર્યો છે; તેથી રામને વનવાસમા મોકલવારૂપ આ કાર્ય તેમને આ લોક તથા પરલોકમાં અત્યંત દુઃખરૂપ થઈ પડશે.[૩૦] અરે, આવું જોઈને હવે મહારાજા દશરથને વિષે પિતૃભાવ રાખી શકાતો નથી. અરે! મારા પિતા, ભાઈ, સંબંધી તથા સ્વામી, એ સઘળું આ રામ-જ છે.[૩૧] સર્વ લોકોનું હિત કરવામાં પ્રીતિવાળા અને સર્વ લોકને અતિ પ્રિય એવા પોતાના પુત્ર રામચંદ્રનો ત્યાગ કરવાથી હવે મહારાજા દશરથ ઉપર પ્રજાજનો કેમ પ્રીતિ ધરાવશે?[૩૨] અરે, સઘળી પ્રજાને આનંદ આપનારા પોતાના ધર્મિષ્ઠ પુત્ર રામનો ત્યાગ કરવાથી સર્વ પ્રજાના વિરોધી થઈ પડેલા મહારાજા દશરથ રાજ્યાસન પર કેવી રીતે ટકી શકશે?'*-[૩૩]

હે મહારાજા દશરથ! અતિશય ક્રોધાવેશમાં આવી ગયેલા લક્ષ્મણે એ પ્રમાણે કહ્યું તે વેળા ઊંડા વિચારમાં ગૂંથાયેલાં, ગૃહ સંબંધી વિશેષ સુખને વીસરી ગયેલાં અને દીર્ઘ નિઃશ્વાસ નાખતાં સતીશિરોમણિ સીતા તો જાણે ભૂતાવેશને લીધે ભ્રમિત જ થયાં હોયને, એમ પોતાના ચિત્તમાં આશ્ચર્ય પામતાં કાંઈ પણ બોલ્યા વિના ઊભા જ રહ્યાં હતા.[૩૪] તેમણે પૂર્વે કદી પણ દુઃખ જોયેલું ન હતું, તેથી વનવાસનાં મહાદુઃખને લીધે તે કેવળ રુદન જ કરતા હતાં અને તેથી તે મારી સાથે કાંઈ પણ બોલી શકયા નહિ.[૩૫] હે મહારાજા! હું તેમનાથી જુદો પડ્યો ત્યારે મને પાછો વળેલો જોઈ

× રામને વનવાસ અને ભરતને રાજ્ય આપવાનું કાર્ય.

* લક્ષ્મણના આ વચનથી સમજાય છે કે, પ્રાચીન સમયમાં પણ કેટલેક અંશે રાજ્યવ્યવસ્થામા પ્રજાની સત્તા રહેતી હશે.

અતિશોકને લીધે સીતાનો કંઠ સુકાવા લાગ્યો અને 'અરે, સુમંત્ર રથ લઈને પાછો જશે એટલે મારા પતિ રામચંદ્રને પગપાળા ચાલવું પડશે!' એવા વિચારથી તેઓ પોતાના હૃદયને ધારણા આપી શક્યાં નહિ અને એકદમ ચોધાર આંસુએ રડવા લાગ્યા.[31] સીતાની એવી અવસ્થા જોઈને, મહાત્મા રામચંદ્રનાં નેત્રોમાં પણ આંસુ ભરાઈ આવ્યાં હતાં અને તેમણે લક્ષ્મણની સહાયથી જ ટટાર ઊભા રહીને, ઉપર્યુક્ત સંદેશો મને કહ્યો હતો. ચોધાર આંસુએ રડતાં જનકનંદિની સીતા તો આપના રથ પ્રત્યે તથા મારી પ્રત્યે જોતાં ઊભાં જ રહ્યાં હતાં.[37]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૫૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૯ મો

**અયોધ્યાનું વિપરીતપણું અને દશરથનો શોક**

**मम त्वश्वा निवृत्तस्य न प्रावर्तन्त वर्त्मनि ।**
**उष्णमश्रु विमुंचंतो रामे संप्रस्थिते वनम् ॥ १ ॥**

સુમંત્રે કહ્યું : 'હે મહારાજા! મારી ઇચ્છા નહિ છતાં રામચંદ્રના અત્યાગ્રહથી હું બળાત્કારે પાછો વળ્યો; પરંતુ મેં કેળવેલા અશ્વો તો કોઈ પણ રીતે રામચંદ્રથી વિમુક્ત થવાને ઇચ્છતા જ ન હતા. તેઓ રામચંદ્રને વનમાં જતા જોઈને ચોધાર આંસુએ રડવા લાગ્યા અને પ્રથમની પેઠે રથને વહન ન કરતાં પાછું વળી વળીને રામચંદ્રના સામું જ જોવા લાગ્યા![1] એ સઘળું દુઃખ સહન કરીને તથા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓને નમસ્કાર કરીને હું રથમાં બેઠો અને બળાત્કારે અશ્વોને પાછા વાળી ગુહ રાજાની સાથે શૃંગવેરપુરમાં ગયો. 'રામચંદ્ર કદાચ મારા પર દયા લાવીને, મને પુનઃ પોતાની પાસે બોલાવી લેશે' એવી આશાથી વાટ જોતો હું કેટલોક સમય ત્યાં રહ્યો; પરંતુ મારી તે આશા નિષ્ફળ થઈ. અંતે નિરાશ થઈને હું અહીં આવ્યો છું. હે મહારાજ! અહીં આવીને પણ હું તો આપના આખા દેશને રામવિયોગના મહાદુઃખમાં ગરક થયેલો જ જોઉં છું. અરે, હાલમાં આખા કોસલદેશની અને અયોધ્યાની સ્થિતિ વર્ણવી શકાય એમ નથી! હે રાજા! રામચંદ્રનો વિયોગ થવાથી આપણા દેશનાં મનુષ્યો તો શું, પણ વનમાં વૃક્ષો પણ અતિશય સંતાપને લીધે શુષ્ક થઈ ગયા છે. તેઓને નવીન અંકુરો ફૂટતા નથી કે પુષ્પો ખીલતાં નથી! નદીઓ, નાની તળાવડીઓ અને મોટાં સરોવરોનાં જળ સુકાઈ ગયાં છે; મોટાં મોટાં વનો અને ઉપવનો શુષ્ક થઈ ગયાં છે તથા વનમાં વસનારાં વનચરો અને સર્પ વગેરે ક્રૂર પ્રાણીઓ પણ સ્વેચ્છાથી વિહાર કે આહાર કરવા અર્થે ફરતાં જણાતાં નથી! એ પ્રમાણે આખું વન રામવિયોગના શોકમાં ડૂબેલું જણાય છે.[2–6] નદીઓનાં જળ ડહોળાઈ ગયાં છે, કમળો ખીલતાં નથી, કમલિનીઓ સુકાઈ ગઈ છે. જળમાં રહેનારાં મીન વગેરે જળચરો તથા હંસ વગેરે પક્ષીઓ નિશ્ચળ થઈ ગયાં છે;[7] જળમાં ઉત્પન્ન થનારાં કમળ વગેરે પુષ્પો તથા સ્થળ ઉપર ઉત્પન્ન થનારાં ગુલાબ વગેરે પુષ્પો અને ફળો અલ્પ સુગંધ તથા અલ્પ રસવાળાં થઈ જવાને લીધે પ્રથમની પેઠે શોભતાં નથી.[8] હે મનુષ્યશ્રેષ્ઠ! અયોધ્યા નગરીની આસપાસ આવેલાં ઉપવનો તથા ઉદ્યાનો પણ પક્ષીઓ સંતાઈ જવાને લીધે શૂન્ય જેવાં જણાય છે.[9]

'વળી મેં જ્યારે અયોધ્યામાં પ્રવેશ કર્યો, ત્યારે નગરવાસી સર્વ જનો રથને રામચંદ્ર વિનાનો જોઈને વારંવાર લાંબા નિઃશ્વાસ મૂકવા લાગ્યાં. મને જોઈને કોઈ પણ હર્ષયુક્ત થયું નહિ.[10] હે ઇંદ્ર સમાન પ્રતાપી રાજન્! નગરવાસી જનો દૂરથી જ મારા રથને રામચંદ્ર વિનાનો શૂન્ય જોઈને ચોધાર આંસુએ રુદન કરતાં રાજમાર્ગ પર ટોળે મળ્યાં અને અત્યંત વિલાપ કરવા લાગ્યાં. મોટી મોટી હવેલીઓ, સાત મજલાવાળાં મંદિરો અને ત્રણ મજલાવાળા પ્રાસાદોના ઝરૂખા, અટારીઓ તથા ગોખ વગેરેમાં બેઠેલી સુંદરીઓ રામચંદ્રને નહિ જોવાથી હાહાકાર કરવા લાગી;[11] અને અતિશય શોકપીડિત થઈને પોતાનાં વિશાળ અને નિર્મળ નેત્રોમાં ચોધાર આંસુ લાવીને રુદન

કરતી પરસ્પર સામે જોવા લાગી. હે રાજન્! સૌ કોઈને રામચંદ્રના વિયોગનો શોક સમાન હોવાને લીધે હાલમાં મિત્રો, શત્રુઓ કે મધ્યસ્થોમાં કાંઈ પણ ફેર જણાતો નથી; અર્થાત્ રામવિયોગને લીધે સર્વ મનુષ્યો સમાન દુઃખવાળાં અને સમાન વિચારવાળાં થઈ ગયાં છે.[૧૨-૧૪] હે રાજા! રામચંદ્રના વનમાં જવાથી આખી અયોધ્યા નગરી વિષે માત્ર મનુષ્યો જ હર્ષરહિત થઈ ગયાં છે એમ નહિ, પણ હાથીઓ તથા અશ્વો વગેરે અવાચક પ્રાણીઓ પણ અતિ દુઃખને લીધે દીન થઈ ગયાં છે. જયાં ત્યાં લોકો દીનતાસૂચક શબ્દોની સાથે લાંબો નિઃશ્વાસ મૂકતા જોવામાં આવે છે.[૧૫] હે મહારાજ! રામવિયોગથી આતુર થયેલી અને આનંદરહિત બનેલી આખી અયોધ્યા નગરી, હાલમાં પુત્રહીન કૌશલ્યાની પેઠે હર્ષરહિત જોવામાં આવે છે.'

સુમંત્રનાં વચન સાંભળી મહારાજા દશરથે અતિ દીન અને ગદ્ગદિત વાણીથી કહ્યું: 'હે પ્રિય સારથિ! પાપી કુળમાં તથા પાપી પ્રદેશમાં જન્મેલી અને પાપી અભિપ્રાયવાળી દુષ્ટ કૈકેયીની પ્રેરણાથી જ માત્ર સ્ત્રીના મોહમાં ફસાઈને જ મેં આવું નિંદ્ય કાર્ય કર્યું! અરેરે! શાસ્ત્રો જાણનારા વૃદ્ધ સંબંધીજનોની સાથે તથા મંત્ર (વિચાર) કરવામાં કુશળ એવા મંત્રીઓની સાથે આ બાબતમાં મેં કાંઈ પણ વિચાર કર્યો નહિ. હે સૂત! ખરેખર, મારા કુળના વિનાશ માટે જ આવું નિંદ્ય કાર્ય ભાવિની પ્રબળતાથી આપોઆપ થઈ ગયું છે.[૧૬-૨૦] હે સૂત! હવે હું તને એટલું જ કહું છું કે, જો મેં તારો કાંઈ પણ ઉપકાર કર્યો હોય તો તેના બદલામાં તું મારા પ્રાણ ન નીકળી જાય તે પહેલાં મને મારા પ્રિય પુત્ર રામચંદ્રની પાસે સત્વર પહોંચાડ, અથવા મારી આજ્ઞાથી તું આજે જ રામને વનમાંથી પાછો તેડી લાવ. રામ વિના હું એક મુહૂર્ત પણ જીવવાને સમર્થ નથી.[૨૧] અરે, પણ હે સૂત! હવે તો મહાબાહુ રામ વનમાં ઘણો જ દૂર નીકળી ગયો હશે, માટે તું મને જ રથમાં બેસાડીને રામની પાસે સત્વર પહોંચાડ અને મને તેનાં દર્શન કરાવ.[૨૨,૨૩] અહો! મોટા ધનુષ્યવાળો અને કુંદપુષ્પની કળીઓ સરખા દાંતવાળો લક્ષ્મણનો મોટો ભાઈ એ રામ હાલમાં ક્યાં હશે? અરે! હું વનમાં જઈને સીતા સહિત રામનાં દર્શન પામું એટલી વાર જીવું તોપણ બહુ સારું.[૨૪] હાય! મારે માટે આથી બીજું કયું વિશેષ દુઃખ હશે કે આવી મરણદશાએ પહોંચ્યા છતાં મને મારા પ્રિય પુત્ર રામનાં દર્શન થતાં નથી!'[૨૫]

એટલું કહીને અતિ દુઃખને લીધે બેભાન થઈ ગયેલા અને અપાર શોકસાગરમાં ડૂબેલા મહારાજા દશરથ પુનઃ પણ મોટો આક્રોશ કરીને બોલી ઊઠ્યા: 'હા રામ! હા રામાનુજ લક્ષ્મણ! હા! હા! તપસ્વિની જનકનંદિની વૈદેહી!! હું કે જે તમારા વિયોગના દુઃખને લીધે હાલમાં અનાથની પેઠે મરણપથારીએ પડ્યો છું, તેને શું તમે નથી જાણતાં?'

એટલું બોલીને વળી મહારાજાએ કૌશલ્યાને ઉદ્દેશી કહ્યું: 'હે કૌશલ્યા! ખરેખર, રામના વિયોગનો શોક આજે એક મોટા સમુદ્ર સરખો થઈ પડ્યો છે. અરે! રામવિયોગના શોકરૂપી મહાવેગથી એ સમુદ્ર ઉછાળા મારી રહ્યો છે. વળી સીતાનો વિયોગ થવાથી તો તે અપાર થઈ પડ્યો છે. લોકોના નિઃશ્વાસરૂપી મોટાં વમળ તેમાં પડે છે, લોકોનાં નેત્રોમાંથી વહેતી અશ્રુધારાઓરૂપી નદીઓ તેમાં મળવાથી તેનું જળ ડહોળાયેલું જણાય છે, તે દુઃખને લીધે લોકોના હાથ પછડાવા તથા ઊંચાનીચા થવારૂપી મત્સ્યોવાળો છે, તેમાં લોકોના આક્રોશરૂપી ઘૂઘવાટી સંભળાય છે. સ્ત્રી-પુરુષોની બેભાન દશાને લીધે છૂટા રહેલા કેશોરૂપી તેમાં શેવાળ જોવામાં આવે છે, તેમાં કૈકેયીરૂપી વડવાગ્નિ પ્રદીપ્ત થઈ રહ્યો છે. તે મંથરાદાસીરૂપી મોટા મગરવાળો અને ક્રૂર કકેયીએ માગેલાં વરદાનરૂપી× તટવાળો છે. હાય! હે દેવી! આજે હું અપાર શોકસમુદ્રમાં ડૂબી ગયો છું. અરે હાય!

× તટ-મર્યાદા-અવધ ચૌદ વર્ષ સુધી રામચંદ્રને વનમાં રહેવાનું છે, એ રૂપી તટ(અવધિ)વાળો છે.

રામ વિના હું જીવતાં સુધી તો એ શોકસમુદ્રનો પાર પામી શકું એમ નથી. અરેરે! હું મારા પ્રિય પુત્ર રામનાં, લક્ષ્મણ તથા સીતા સહિત દર્શન કરવા ઇચ્છું છું; છતાં મને તેમના દર્શન થતાં નથી! હાય, આ જગતમાં મારા જેવો પાપી કોણ હશે?[૨૧-૩૨]

એ પ્રમાણે અનેક પ્રકારે વિલાપ કરતા મહારાજા દશરથ મૂર્છિત થઈને શય્યામાં પડી ગયા. રામ માટે કરુણાજનક વિલાપ કરીને, મૂર્છિત થઈ પડેલા પોતાના પતિ મહારાજા દશરથને જોઈને મહારાણી કૌશલ્યા પુનઃ પણ અત્યંત ભયભીત થઈ ગયાં.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૫૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૦ મો

### કૌશલ્યાનો શોક–સુમંત્રે કરેલું સાંત્વન

**ततो भूतोपसृष्टेव वेपमाना पुनः पुनः।**
**धरण्यां गतसत्त्वेव कौशल्या सूतमब्रवीत्॥१॥**

અતિશય શોકાવેગનો આઘાત થવાથી અશક્ત થઈ પૃથ્વી પર પડેલાં અને જાણે ભૂતનો આવેશ થયો હોય તેમ થરથર ધ્રૂજતાં મહારાણી કૌશલ્યાએ સુમંત્ર પ્રત્યે કહ્યું: 'હે સૂત! હવે તો તું જ્યાં રામ, લક્ષ્મણ અને સીતા હોય, ત્યાં મને સત્વર લઈ જા; હું તેઓના વિના ક્ષણવાર પણ જીવન ધારણ કરી શકનાર નથી.[૧-૨] હે સૂત! તું રથને પાછો વાળ અને મહારાજાની સાથે મને પણ દંડકારણ્યમાં રામની પાસે તેડી જા. જો કદાચ હું રામ, લક્ષ્મણ અને સીતાની પાસે નહિ જાઉં, તો અહીંયા જ મરણ પામીને પરલોક પ્રત્યે જઈશ.'[૩]

કૌશલ્યાનાં વચન સાભળી સુમંત્રે હાથ જોડી ગદ્‌ગદ વાણીથી તેમનું આશ્વાસન કરતાં કહ્યું:[૪] 'હે દેવી! તમે શોક, મોહ તથા દુઃખથી ઉત્પન્ન થયેલા સંભ્રમનો ત્યાગ કરીને સાવધ થાઓ. રામચંદ્રે સર્વ શોક–સંતાપનો ત્યાગ કરીને વનમાં વસવાનો દૃઢ નિશ્ચય કર્યો છે; અર્થાત્ હવે રામચંદ્ર પાછા આવશે નહિ; માટે તમારે શોક કરવો વ્યર્થ છે. હે દેવી! વનમાં વસવાથી રામચંદ્ર જેવી રીતે કાંઈ પણ શોક–સંતાપ ધરતા નથી, તેવી જ રીતે ધર્મજ્ઞ લક્ષ્મણ પણ વનમાં જિતેંદ્રિયપણે રહીને કાંઈ પણ શોક–સંતાપ નહિ ધરતાં પોતાના જ્યેષ્ઠ બંધુની સેવા કરે છે.[૫-૬] સતીશિરોમણિ સીતા પણ નિરંતર પોતાના પતિને વિષે જ એકાગ્ર મનવાળાં હોવાથી નિર્જન વનમાં પણ પોતાના પતિની સમક્ષ જ વસીને પોતાના ઘરની પેઠે નિર્ભયપણે રહે છે. અરે! એ જનકનંદિની સીતાના મનમાં કે તેના મુખ ઉપર પણ વનવાસથી થતું દુઃખ કે વિકાર જણાતાં નથી! જાણે તે સીતા વનમાં પ્રવાસ કરવાને યોગ્ય જ હોય નહિ, એમ મને ભાસે છે; અર્થાત્ વનનાં દુઃખોથી સીતાના મનમાં કાંઈ પણ ખેદ થતો નથી. એથી હું અનુમાન કરું છું કે, તે વનવાસનાં દુઃખ સહન કરવાની શક્તિવાળાં છે.[૭,૮] એ સીતા આપણા અયોધ્યાનાં ઉપવનોમાં જેવી રીતે ક્રીડા કરતાં હતાં, તેવી જ રીતે નિર્જન અરણ્યોમાં પણ ક્રીડા કરે છે.[૯] હે કૌશલ્યા! હાલમાં નિર્જન વન વિષે રહેવા છતાં પૂર્ણ ચંદ્ર સમાન મુખવાળાં, ઉદાર અંતઃકરણવાળાં અને પતિની સાથે રહેવામાં સુખદુઃખને સમાન ગણનારાં સતીશિરોમણિ સીતા રામરૂપી આરામ (ક્રીડાસ્થાન) વિષે ક્રીડા કરે છે.[૧૦] સીતાનું હૃદય રામ વિષે જ રમી રહ્યું છે અને તેનું જીવિત પણ રામને આધીન જ છે; તેથી રામ વિનાની અયોધ્યાનગરીને તે અરણ્ય જ માને છે.[૧૧] હે દેવી! એ જનકનંદિની સીતા માર્ગમાં આવતાં ગામ, નગર, નદીઓના પ્રવાહ તથા અનેક પ્રકારનાં વૃક્ષોને જોઈને તેને ઓળખવા માટે પોતાના પતિ રામચંદ્ર અથવા લક્ષ્મણને પૂછે છે અને તેનાં નામ વગેરે જાણીને બરાબર રીતે ઓળખે છે. જે પ્રમાણે અયોધ્યાથી થોડેક દૂર આવેલાં ઉપવનોમાં ક્રીડા કરે, તેમ સીતા ત્યાં (અરણ્યમાં) સુખથી ક્રીડા કરે છે.[૧૨,૧૩] હે મહારાણી! હાલમાં હું સીતાના આટલા જ સુખને સંભારીને આનંદ પામું છું કે, તે પોતાના પતિના સમાગમથી અતિ આનંદમાં રહે છે. હે કૌશલ્યા! સીતાનું સઘળું વૃત્તાંત મેં તમને કહ્યું છે. વળી

દુઃખાવેગને લીધે તેમણે કૈકેયીના સંબંધમાં પણ કાંઈક કહ્યું હતું, પરંતુ હાલમાં મને તે બિલકુલ સાંભરતું નથી.'[૧૪]

કૈકેયીને ઉદ્દેશી સીતાએ કહેલાં વચન સુમંત્રને સાંભરી આવ્યાં અને તેણે ભૂલથી તેનો પ્રસ્તાવ પણ કર્યો; પરંતુ 'એ કહેવાથી કૌશલ્યાને વિશેષ ખેદ થશે' એમ ધારીને, તેણે એ પ્રસંગને પડતો મૂકી બીજાં આનંદ ઉપજાવે એવા મધુર વચન કહેવા માંડ્યાં.[૧૫] સુમંત્રે કહ્યું: 'હે કૌશલ્યા! તમારે સીતા માટે કાંઈ પણ ખેદ ધરવો નહિ; તેમને ત્યાં ઘણો જ આનંદ છે. હે દેવી! અરણ્યના વિકટ માર્ગમાં ચાલતાં થતો પરિશ્રમ, વ્યાઘ્રાદિ ક્રૂર પ્રાણીઓથી થતો ભય, વંટોળિયા અને ઉષ્ણ કાળનો તડકો વગેરેથી સીતાની ચંદ્ર સમાન નિર્મળ કાંતિ જરાયે ઝાંખી પડી નથી.[૧૬] ખીલેલા કમળ સરખું અને પૂર્ણ ચંદ્ર સમાન નિર્મળ કાંતિવાળું સીતાનું મુખ કદી પણ મ્લાનપણાને પામતું નથી.[૧૭] વનમાં વસવાથી અળતાના રંગ વિનાના, પણ લાખના રંગ સરખી રાતી કાંતિવાળા સીતાના બન્ને ચરણ, ગહન માર્ગમાં ઉઘાડે પગે ચાલવા છતાં હજી પણ કમળ સમાન સુશોભિત જણાય છે.[૧૮] વળી તેમણે રામચંદ્રની પ્રીતિ સંપાદન કરવા માટે હજી પણ આભૂષણોનો પરિત્યાગ કર્યો નથી. એ જનકતનયા સીતા પોતાના ચરણમાં રહેલા નૂપુરના શિંજારવ વડે હંસ વગેરે પક્ષીઓના કલરવનો પણ તિરસ્કાર કરતાં આનંદપૂર્વક પ્રયાણ કરે છે.[૧૯] હે મહારાણી! નિરંતર રામચંદ્રના હાથનો આશ્રય કરીને ચાલનારાં એ મહાસતી સીતા વનમાંના હસ્તી, સિંહ કિંવા વ્યાઘ્ર આદિ ભયંકર અને ક્રૂર પ્રાણીઓને જોઈને પણ ભય પામતાં નથી.[૨૦] માટે હે કૌશલ્યા! તમારે સીતા, રામ તથા લક્ષ્મણ સંબંધી, તેમ જ પોતાના અથવા દશરથ રાજાના સંબંધી કાંઈ પણ શોક ધરવો નહિ. રામચંદ્રનું આવું ઉત્તમ ચરિત્ર તો આ જગતમાં શાશ્વત રહેશે.[૨૧] હે દેવી! રામ, લક્ષ્મણ તથા સીતા એ ત્રણે જણાં સર્વ જાતના શોક-સંતાપનો ત્યાગ કરીને તથા અત્યંત હર્ષિત મનવાળાં થઈને, મહર્ષિઓએ સેવેલા માર્ગ (ધર્મ) વિષે પ્રવૃત્ત થયાં છે, તેથી તેઓનું ચરિત્ર ઉત્તમ રીતે આ જગતમાં પ્રચાર પામશે; કેમ કે વનમાં જ રહીને તથા વનમાં ઉત્પન્ન થતાં કંદ, મૂળ અને ફળોનો આહાર કરીને, તેઓ પોતાના પિતાની પવિત્ર આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરે છે.'[૨૨]

એ પ્રમાણે સુમંત્રે કૌશલ્યાનું અનેક યુક્તિપૂર્વક આશ્વાસન કર્યું, તોપણ પુત્રવિયોગના ગાઢ શોકને લીધે તે કૌશલ્યા 'હા મારા વહાલા દીકરા રામ! હા પ્રિય પુત્ર રાઘવ!' એવા એવા ઉદ્ગારોથી વિલાપ કરતાં અટક્યાં નહિ.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૧ મો

**ક્રોધે ભરાયેલાં કૌશલ્યાનો દશરથને ઠપકો**

**वनं गते धर्मरते रामे रमयतां वरे।**
**कौशल्या रुदती चार्ता भर्तारमिदमब्रवीत् ॥ १ ॥**

સર્વ લોકોને આનંદ આપનારા અને ધર્મમાં પ્રીતિવાળા રામચંદ્ર વનમાં જવાથી અતિશય દુઃખે કરી પીડિત થવાને લીધે રુદન કરતા મહારાણી કૌશલ્યા મહારાજા દશરથ પ્રત્યે કહેવા લાગ્યાં:[૧] 'હે સ્વામિન્! ત્રણે લોક વિષે 'દશરથ રાજા અતિ-દયાળુ, ઉદાર અને પ્રિયવાદી છે' એવી તમારી મોટી કીર્તિ વિસ્તાર પામી છે, છતાં હે નરશ્રેષ્ઠ! તમોએ સુખમાં ઊછરેલાં સીતા સહિત પોતાના બન્ને પુત્રોનો ત્યાગ કેમ કર્યો? અર્થાત્ રામ-લક્ષ્મણનો ત્યાગ કર્યો, એથી તમારી ત્રણે લોકમાં વિસ્તાર પામેલી કીર્તિ ઝાંખી પડશે. અરે, સીતા સહિત બન્ને ભાઈઓ વનવાસનાં દુઃખ કેમ કરી સહન કરી શકશે?[૨,૩] હે રાજન્! નિરંતર સુખમાં રહેવા યોગ્ય, સુકુમારી, શ્યામા અને તરુણી એવી એ જનકતનયા સીતા વન વિષે પડતાં અતિશય ટાઢ-તડકાને શી રીતે સહન કરી શકશે?[૪] અરે! જેણે દરરોજ સ્વાદિષ્ઠ શાક તથા અથાણાં વગેરે અનેક સાહિત્યો સહિત ઉત્તમ ભોજન કરેલાં છે, તે વિશાળ નેત્રવાળી સીતા હવે વનમાં ઉત્પન્ન થતાં

નિવાર આદિ ખડધાન્યનું ભોજન કેવી રીતે કરશે?[૫] અરે, સૌભાગ્યસૂચક અલંકારો ધારણ કરનારી જે સીતાએ નિરંતર ગીત તથા વાજિંત્રોના મનોહર ઘોષ સાંભળ્યા છે. તે હવે વનમાંના સિંહ વગેરે ક્રૂર પ્રાણીઓના અમંગળ અને ભયાનક શબ્દો કેમ કરી સાંભળી શકશે?[૬] વળી હે મહારાજ! મહેંદ્રધ્વજની×પેઠે સર્વ લોકોને આનંદ આપનારા મહાબળવાન રામચંદ્ર પોતાની પરિઘ સરખી મોટી ભુજાને મસ્તક નીચે ઓશીકાને ઠેકાણે રાખીને સૂઈ રહેશે શું?[૭] અરે! સુંદર કેશવાળું, કમળ સમાન નેત્રવાળું અને કમળની સુગંધ જેવા નિઃશ્વાસવાળું રઘુવીરનું વદનકમળ હું પુનઃ ક્યારે જોવા પામીશ?[૮] અરે! નિશ્ચય, મારું હૃદય પોલાદથી બનેલું છે, કેમ કે ઉત્તમ ગુણવાળા મારા પુત્ર રામનો વિયોગ થવા છતાં તે સહસ્રધા ચિરાઈ જતું નથી! અરે, તેના હજારો ટુકડા કેમ થઈ જતા નથી?[૯] હે રાજા! તમોએ વૃદ્ધજનોની સાથે કાંઈ પણ વિચાર કર્યા વિના જ, કૈકેયીને અયોગ્ય વરદાન આપીને મારા ખરા સંબંધીરૂપ રામ, લક્ષ્મણ તથા સીતાને વનમાં કાઢ્યાં છે! અરે, તેઓ નિરંતર સુખ ભોગવનારા છતાં હવે દીન જેવાં થઈ વન વિષે ચોતરફ ભટકતાં હશે![૧૦] હે સ્વામિન્! તમે કહેશો કે 'ધીરજ રાખ, રુદન ન કર, રામ શીઘ્ર પાછો આવીને તને મળશે.' અરે, તોપણ હું ધીરજ કેમ કરી ધરી શકું? ચૌદ વર્ષ જેટલી લાંબી મુદત પૂરી થતા સુધી મહાદારુણ વનમાં મારો રામ કેવી રીતે જીવી શકશે? કદાચ તે દીર્ઘાયુષ્યવાળો હોવાથી પંદરમે વર્ષે કુશળક્ષેમ પાછો આવશે, તોપણ પછી ભરત કાંઈ ઘણા દિવસથી જામેલા રાજ્ય તથા ભંડારનો ત્યાગ કરે એ સંભવતું નથી.'[૧૧]

'કદાચ રામને આવેલા જોઈને, ભરત વિનયથી જ રાજ્યનો ત્યાગ કરશે, તોપણ ભરતને ભોગવવાથી ઉચ્છિષ્ટ થયેલા રાજ્યને મારો ધર્માત્મા પુત્ર ગ્રહણ કરશે નહિ. કોઈ પુરુષ પોતાને ત્યાં શ્રાદ્ધ વિષે ઉત્તમ બ્રાહ્મણોને ભોજન કરવાનું નિમંત્રણ કરે, પરંતુ તેઓને ભોજન કરાવ્યા પહેલાં કાંઈ વિશેષ ફળની ઇચ્છાથી, તે બ્રાહ્મણો કરતા અવસ્થા તથા ગુણોએ કરી હીન એવા પોતાના સંબંધી અથવા સ્નેહી એવા બીજા બ્રાહ્મણોને ભોજન કરાવી લે અને પછી પોતે નિમંત્રણ કરેલા ઉત્તમ બ્રાહ્મણોની વાટ જુએ; પરંતુ પેલા ઉત્તમ બ્રાહ્મણો કે જેઓ ગુણવાન અને વિદ્વાન હોવાથી દેવ સમાન હોય છે, તેઓ બીજાઓએ ભોજન કરતા અવશેષ રહેલું અન્ન ચાહે તો અમૃત સમાન હોય તોપણ તેનું ભોજન કરતા નથી[૧૨,૧૩] જેમ વૃષભ પોતાના શૃંગચ્છેદને સહન કરી શકતો નથી. તેમ પોતાના નિમિત્તે તૈયાર થયેલા પાકમાંથી બીજા બ્રાહ્મણો જમી ગયા હોય તો વિદ્વાન અને ઉત્તમ બ્રાહ્મણો તેને પોતાનું અપમાન ગણીને, બાકી રહેલા શ્રેષ્ઠ પાકને પણ ઉચ્છિષ્ટ માને છે અને તે અંગીકાર કરતા નથી;[૧૪] તેવી જ રીતે હે પૃથ્વીપતિ દશરથરાજન્! અવસ્થાએ કરી જ્યેષ્ઠ અને ગુણોએ કરી શ્રેષ્ઠ મારો પુત્ર રામ પોતાના નાનાભાઈ ભરતે ભોગવેલા ઉચ્છિષ્ટ રાજ્યનો કેમ અંગીકાર કરશે? જેમ વ્યાઘ્ર બીજાએ આણેલા ભક્ષ્યને કદી પણ ગ્રહણ કરતો નથી, તેમ નરવ્યાઘ્ર–રામ ભરતે ભોગવેલા રાજ્યને કદી પણ ગ્રહણ કરશે નહિ. જેમ એક વાર ઉપયોગમા આવી ગયેલાં હુતદ્રવ્ય, ઘૃત, પુરોડાશ, દર્ભ અને ખેરના યૂપ વગેરે પદાર્થોને યાજ્ઞિકો પુનઃ બીજા યજ્ઞકાર્યમા વાપરતા નથી તથા જેનો સાર ખેંચી લેવામાં આવ્યો હોય એવી મદિરા જેમ કોઈ ગ્રહણ કરતું નથી અને દૂષિત સોમવાળા યજ્ઞને જેમ દેવતાઓ માન્ય કરતા નથી, તેમ ભરતે ભોગવીને નિઃસાર કરેલા આ અયોધ્યાના રાજ્યને રામ પુનઃ સ્વીકારશે નહિ.[૧૫–૧૮] જેમ બળવાન સિંહ પોતાના પૂછડાને કોઈ સ્પર્શ કરે તે સહન કરી શકતો નથી, તેમ રામચંદ્ર રાજ્યભ્રષ્ટ થવારૂપ પોતાનું અપમાન સહન કરી શકશે નહિ. અરે! મહાસમર્થ રામની

× મહેંદ્રધ્વજ એટલે ઇંદ્રધનુષ આકાશ વિષે કોઈક સમયે તેનું ધનુષ લોકોને અતિ અભ્યુદય દર્શાવતું જણાય છે અને તેથી લોકોને આનંદ થાય છે.

સામે યુદ્ધમાં ઊભા રહેવાને દેવો તથા અસુરો સહિત સર્વ લોક પણ સમર્થ નથી. શું તે રામ પોતાના અપમાનનો બદલો વાળ્યા વિના કદી પણ રહેશે ? તમે કહેશો કે 'ત્યારે તેણે મારો જ પરાભવ કરીને રાજ્ય કેમ લીધું નહિ ?' તો એમ કહેવું યોગ્ય નથી; કેમ કે જે ધર્માત્મા રામ અધર્મમાં પ્રવર્તેલાં મનુષ્યોને પણ દંડાદિ શિક્ષા કરવા વડે ધર્મમાં યોજનારા છે, તે કદી પણ પોતાના પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવારૂપ અધર્મ કરે શું ?'

'હે સ્વામિન્ ! હું નિશ્ચય કહું છું કે, મોટી ભુજાઓવાળા અને અતિપરાક્રમી એ રામ જો ક્રોધ પામ્યા હોય, તો પોતાનાં સુવર્ણથી ભૂષિત પૂંખવાળાં તીક્ષ્ણ બાણો વડે પ્રલયકાળના અગ્નિ પેઠે સઘળા સમુદ્રોનું પણ શોષણ કરવા સમર્થ છે.[૧૯–૨૧] અરે ! એવા ઉત્તમોત્તમ ગુણોવાળા, સિંહ સમાન પરાક્રમવાળા અને વૃષભના જેવાં વિશાળ નેત્રોવાળા નરશ્રેષ્ઠ રામને, જેમ પોતાથી જ ઉત્પન્ન થયેલાં નાનાં મત્સ્યોને મોટાં મત્સ્યો હણે છે, તેમ તમોએ રાજ્યભ્રષ્ટ કરીને હણ્યો છે ![૨૨] હે મહારાજ ! પ્રાચીન ઋષિઓએ દિવ્ય જ્ઞાનથી વેદોમાં નિર્ણય કરેલા ધર્મને જો તમે સત્ય માનતા હોત, તો તમે પોતાના જ્યેષ્ઠ પુત્રનો ત્યાગ કરત નહિ. અરે, આવી રીતે ધર્મની ઉપેક્ષા કરીને પોતાના ધર્મજ્ઞ પુત્રનો ત્યાગ કરવાથી તો તમોએ સર્વથા મને પણ હણી છે, નિરાધાર કરી છે ! શાસ્ત્રોમાં સ્ત્રીને માટે ત્રણ આધાર કહ્યા છે; એટલે કે એક તો સ્ત્રીને પતિ, બીજો પુત્ર અને ત્રીજી જ્ઞાતિ (સહોદર–સગાં વગેરે) એ ત્રણ આધાર સિવાય સ્ત્રીને માટે ચોથો આધાર છે જ નહિ. હે રાજન્ ! એ પ્રમાણે વિચાર કરતાં હાલમાં મારે કોઈનો પણ આધાર રહ્યો નથી; કેમ કે મારો પહેલો આધાર તો તમે છો; પરંતુ તમે મારી શોક કૈકેયીને વશ થઈ પડવાથી હવે મારા નથી. વળી બીજો આધાર મારો પુત્ર રામ છે, તે વનમાં ગયો છે અને ત્રીજો આધાર મારી જ્ઞાતિ (સગાં) મારી સમીપ નથી. હવે હું સર્વથા નિરાધાર થઈ પડી છું; માટે હે રાજન્ ! નિંદ્ય અને ક્રૂર એવું આ કાર્ય કરીને તમોએ એકલા મારા પુત્રને તથા મને જ નહિ, પરંતુ આખી અયોધ્યા નગરીને, આખા રાજ્યને અને પ્રધાન–અમાત્યવર્ગ સહિત સઘળી પ્રજાને હણી નાખ્યા જેવી કરી છે ! અરે ! આ કાર્યથી તો માત્ર તમારો પુત્ર ભરત અને કૈકેયી એ બે જ હર્ષ પામ્યાં છે.'[૨૩–૨૬]

કૌશલ્યાનાં દારુણ વચન સાંભળી, અતિશય દુઃખી થયેલા મહારાજા દશરથ મુઝાવા લાગ્યા અને રામચંદ્રનું જ સ્મરણ કરીને અત્યંત શોકાવિષ્ટ થયા. પછી 'અરે ! મને આવું મહાન દુઃખ શાથી આવી પડ્યું હશે ?' એવા વિચારથી મહારાજા પોતાથી પૂર્વે કાંઈ પણ દુષ્કૃત થયું હોય તો તેનું સ્મરણ કરવા લાગ્યા.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૨ મો

## દશરથનું સાંત્વન

एवं तु क्रुद्धया राजा राममात्रा सशोकया ।
श्रावितः परुषं वाक्यं चिन्तयामास दुःखितः ॥१॥

શોકાવિષ્ટ થયેલાં રામમાતા કૌશલ્યાએ ક્રોધના આવેશમાં આવી જઈને કહેલાં કઠોર વાક્યો સાંભળવાથી અતિ દુઃખી થયેલા મહારાજા દશરથ ઊંડો નિઃશ્વાસ નાખી પોતાના દુષ્કૃતને સંભારવા લાગ્યા. એ વેળા મૂર્છા આવી જવાથી તેમની સઘળી ઇંદ્રિયો શિથિલ થઈ. કેટલીક વારે તેમની મૂર્છા વળી અને સાવધ થયા ત્યારે તે મહારાજા દીર્ઘ નિસાસા મૂકવા લાગ્યા તથા કૌશલ્યાને પોતાની પાસે બેઠેલાં જોઈ પુનઃ પણ વિચાર કરવા લાગ્યા.[૧–૩] વિચાર કરતાં, શબ્દવેધી* મહારાજા દશરથને સાંભરી આવ્યું : અરેરે હાય ! મેં પૂર્વે અજાણતાં એક મોટું પાપ કર્યું છે.'[૪]

એ વેળા મહારાજા દશરથ, એક તો રામવિયોગનો શોક અને બીજો પૂર્વે કરેલા દુષ્કૃત–

* શબ્દવેધી એટલે લક્ષ્યને જોયા સિવાય માત્ર શબ્દરૂપ લક્ષ્યના આધારથી જ પદાર્થને બાણ વડે વીંધનાર.

પાપકર્મનો શોક એમ બન્ને શોક વડે પીડિત થવા લાગ્યા.[૫] બન્ને મહાન શોકરૂપ અગ્નિથી સંતાપ પામતા અને અતિશય દુઃખી થયેલા દશરથ રાજા થરથર ધ્રૂજવા લાગ્યા અને ક્રુદ્ધ થયેલાં કૌશલ્યાને પ્રસન્ન કરવા માટે નીચું મુખ રાખીને તથા હાથ જોડીને કહેવા લાગ્યા:[૬] 'હે કૌશલ્યા! હું હાથ જોડીને તને પ્રસન્ન કરું છું. અરે, તું નિરંતર શત્રુઓ ઉપર પણ ક્રૂરતારહિત તથા દયાળુ છે; તો પછી મારા પર તારે આમ ક્રોધ કરવો યોગ્ય નથી. હે પ્રિય! જો કે પોતાનો પતિ ગુણવાન હોય કિંવા ગુણરહિત હોય, તોપણ ધર્મને જાણનારી સ્ત્રીઓને તો તે પ્રત્યક્ષ દૈવત જ છે; માટે હે દેવી! તું કે જે નિરંતર ધર્મમાં તત્પર રહેનાર છે અને વારંવાર થતી લોકોની ચડતીપડતી જોતી આવેલી છે, તેણે પોતાને દુઃખ થવા છતાં પણ પોતાના દુખિયારા પતિને આવાં કઠોર વચન કહેવાં યોગ્ય નથી.[૭,૮]

અત્યંત દીન થઈ ગયેલા પોતાના પતિ દશરથ રાજાનું કરુણાજનક વચન સાંભળી, પતિવ્રતાશ્રેષ્ઠ કૌશલ્યા બહુ ખેદ પામ્યાં અને જેમ વર્ષાઋતુમાં ઘરનાં છાપરાંનાં નેવાંની આગળ બાંધેલી પરનાળમાંથી વરસાદનું જળ વહે, તેમ તેમનાં નેત્રોમાંથી અશ્રુજળ વહેવા માંડ્યું.[૯,૧૦] રડતાં અને 'શું હું પણ કૈકેયીની પેઠે મારા પતિ પ્રત્યે કઠોર વચન બોલનારી થઈ?' એવા વિચારથી ભય પામેલાં મહારાણી કૌશલ્યા રાજાએ જોડેલા બન્ને હાથને પોતાના હાથ વડે ગ્રહણ કરી તથા તેને કમળની પેઠે પોતાના મસ્તક પર ધારણ કરી, અત્યંત આદરભાવપૂર્વક કહેવા લાગ્યાં:[૧૧] 'હે નાથ! મારી મોટી ભૂલ થઈ. હે સ્વામિન્! હું પૃથ્વી પર પડી પ્રણામ કરીને, આપની યાચના કરું છું કે, આપ મારા પર પ્રસન્ન થાઓ. અરેરે, હાય! હે દેવ! જ્યારે આપે મારી ક્ષમા માગી, ત્યારે તો હું મારા પતિવ્રતધર્મથી ભ્રષ્ટ જ થઈ છું! અરે! આજે મારા નિર્મળ શિયળવ્રતને કાળો ડાઘ લાગ્યો છે! હે પ્રિય! તમારે મારા પર ક્ષમા કરવી યોગ્ય નથી. અરે! તમે મને પોતાની દાસી જાણીને, મારા અવિનયની મને શિક્ષા કરો.[૧૨] અરે! અનેક પ્રકારે પ્રસન્ન કરવા યોગ્ય બુદ્ધિમાન પતિને જે સ્ત્રીને પ્રસન્ન કરવી પડે, તે સ્ત્રી આ લોક તથા પરલોક વિષે ઉત્તમ સુખને પ્રાપ્ત થતી નથી.[૧૩] હે ધર્મજ્ઞ સ્વામિન્! સ્ત્રી-પુરુષના પરસ્પર કેવા ધર્મો છે તે સર્વ હું જાણું છું, તેમ જ તમે સત્યવાદી છો એ પણ હું જાણું છું; છતાં પુત્રશોકની અતિશય પીડાને લીધે મેં આપને જે કાંઈ અયોગ્ય વચનો કહ્યાં છે તે માટે ક્ષમા કરો.[૧૪] હે રાજન્! શોક એવો છે કે તે મનુષ્યના જ્ઞાનને નષ્ટ કરે છે. કહ્યું છે:

> शोको नाशयते धैर्यं शोको नाशयते श्रुतम्।
> शोको नाशयते सर्वं नास्ति शोकसमो रिपुः॥

શોક મનુષ્યોના ધૈર્યનો, શાસ્ત્રશ્રવણથી ઉત્પન્ન થયેલા જ્ઞાનનો અને સર્વસ્વનો નાશ કરે છે; માટે આ જગતમાં મનુષ્યોને શોક સમાન બીજો કોઈ શત્રુ નથી.[૧૫]

મનુષ્યો કદાચ શત્રુઓના હાથથી થયેલા પ્રહારો સહન કરી શકે છે; પરંતુ એકાએક આવી પડેલા સ્વલ્પ પણ શોકને સહન કરી શકતા નથી. હે રાજા! જો રામચંદ્રને વનમાં ગયે આજે પાંચ રાત્રિ થઈ છે, તોપણ મહાન શોકને લીધે હર્ષરહિત થયેલી મને તે પાંચ વર્ષ સરખી થઈ પડી છે! જેમ નદીઓના પ્રવાહને લીધે સમુદ્રનું મહાન જળ વૃદ્ધિ પામે છે, તેમ નિરંતર રામચંદ્રનું જ ચિંતન કરવાથી મારા હૃદયનો શોક પ્રતિક્ષણે વૃદ્ધિ પામે છે'[૧૬-૧૮]

મહારાણી કૌશલ્યા ઉત્તમ વચનો બોલીને પોતાના પતિ દશરથ રાજાને પ્રસન્ન કરતાં હતાં, એટલામાં સૂર્યનો અસ્ત થયો અને રાત્રિ પડી.[૧૯] એ વેળા અતિશય શોકથી વ્યાપ્ત, પરંતુ કૌશલ્યાનાં શુભ વચનો વડે કાંઈક શાંત થયેલા મહારાજા દશરથ નિદ્રાવશ થયા.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૩ મો

## પૂર્વકૃત દુષ્કર્મ–શ્રવણાખ્યાન

प्रतिबुद्धो मुहूर्तेन शोकोपहतचेतनः ।
अथ राजा दशरथः स चिन्तामभ्यपद्यत ॥१॥

કૌશલ્યાનાં વચન સાંભળી, કાંઈક શાંતિ વળવાથી મહારાજા દશરથ નિદ્રાવશ તો થયા, છતાં અત્યંત શોકને લીધે તે એક મુહૂર્ત પછી એકાએક જાગી ઊઠ્યા અને રામ–લક્ષ્મણને વનમાં મોકલવા સંબંધી ચિંતા કરતા નિસાસા નાખવા લાગ્યા. આ વેળા મહારાજા દશરથ રાહુની છાયાથી ઢંકાયેલા સૂર્યની પેઠે નિસ્તેજ થઈ ગયા. આજે રામ, લક્ષ્મણ તથા સીતાને વનમાં મોકલ્યાને પાંચ રાત્રિ વ્યતીત થઈને છઠ્ઠી રાત્રિ ચાલતી હતી. પુત્ર-વિયોગના શોકને લીધે થયેલા અજંપાથી એકાએક ચમકીને જાગી ઊઠેલા મહારાજાને વિચાર કરતા અર્ધી રાત્રે પોતે પૂર્વે કરેલું દુષ્કૃત (પાપ-કર્મ) સાંભરી આવ્યું.[૧–૪] પુત્રવિયોગના તથા સાંભરી આવેલા દુષ્કર્મના એમ બેવડા શોકથી અતિશય પીડાતા મહારાજા દશરથે કૌશલ્યા પ્રત્યે કહ્યું :[૫] 'હે કલ્યાણી ! આ જગત વિષે જે મનુષ્ય શુભ અથવા અશુભ જેવાં કર્મ કરે છે, તેનાં તેવાં જ ફળ તેને પ્રાપ્ત થાય છે.[૬] હે દેવી ! જે મનુષ્ય આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી કર્મનો આરંભ કરતી વેળા તેનાં નાનાંમોટાં અથવા શુભાશુભ ફળનો કે ગુણદોષનો વિચાર કરે નહિ તે મનુષ્ય બાળક સમાન અલ્પ બુદ્ધિવાળો ગણાય છે. હે કૌશલ્યા ! જેમ કોઈ મનુષ્ય આંબાના પુષ્પ કરતાં ખાખરાનું પુષ્પ અતિ મનોહર અને મોટું જોઈને વિચાર કરે કે ખાખરાનું પુષ્પ આંબાના પુષ્પ કરતાં મોટું અને સુંદર છે, માટે તેનું ફળ પણ આંબાના ફળ કરતાં અવશ્ય મોટું અને સુંદર થતું હશે ! એવા વિચારથી આંબાનાં વૃક્ષોને છેદી નાખી તેની જગ્યાએ ખાખરાનાં વૃક્ષોને ઉછેરે પણ જ્યારે તે મોટાં થાય અને ફળ આવે ત્યારે પોતે ધારેલા મોટાં અને સુંદર ફળોનો અભાવ જોઈને તે નિરાશ થાય છે તથા આંબા કાપી નાખવા માટેનો શોક કરે છે; તેમ જે મનુષ્ય શુભાશુભ ભાવિ ફળનો વિચાર કર્યા સિવાય માત્ર આ લોક કિંવા પરલોક સંબંધી કર્મો કરવામાં જ પ્રવૃત્ત થાય છે, તે ખાખરાના વૃક્ષનું સેવન કરનારા મનુષ્યની પેઠે, ફળપ્રાપ્તિના સમયે પશ્ચાત્તાપ પામે છે, અર્થાત્ છેવટે તેને પશ્ચાત્તાપ કરવો પડે છે.[૭–૯] હે કલ્યાણી ! અલ્પ બુદ્ધિવાળા મેં પણ તે પ્રમાણે રામચંદ્રરૂપી આંબાનું વૃક્ષ છેદી નાખીને કૈકેયીના વચન પ્રમાણે ભરતને અભિષેક કરવાનુ સ્વીકારવા-રૂપ ખાખરાના વૃક્ષને ઉછેર્યું છે, જેને લીધે રામના અભિષેકથી થનાર હર્ષરૂપ ફળપ્રાપ્તિને બદલે હું રામવિયોગના દુઃખને જોઈને પાછળથી શોક કરું છું. હે કૌશલ્યા ! જ્યારે હું કુમારાવસ્થામાં હતો; એટલે કે મારાં માતાપિતા જીવતાં હતાં, તે સમયે હું શબ્દનું લક્ષ્ય કરીને બાણ છોડવાની ધનુર્વિદ્યા શીખ્યો હતો અને થોડા જ સમયમાં મારી એવી પ્રખ્યાતિ થઈ હતી કે, 'અજરાજાનો પુત્ર શબ્દવેધી છે !' એ અરસામાં મારાથી એક મહાન પાપકર્મ થઈ ગયું છે.[૧૦–૧૧] હે દેવી ! જો કે તે કર્મ મેં બાલ્યાવસ્થામાં અજાણતાં કરેલું છે, તોપણ જેમ બાળકે અજ્ઞાનથી ભક્ષણ કરેલું વિષ તે બાળકનો નાશ કરનારું થઈ પડે છે, તેમ મેં પોતે જ અજાણતાં કરેલાં કર્મનું ફળ આજે મને પ્રાપ્ત થયું છે, એમ હું માનુ છું.[૧૨] જેમ કોઈ પ્રાકૃત મનુષ્ય ખાખરાનાં મનોહર પુષ્પ જોઈને મોહિત થાય તેમ હું પણ શબ્દવેધીપણું પામીને મોહને લીધે ઘણો જ હર્ષિત થયો; પરંતુ તેથી થનારા આવા દુષ્કૃતના ક્રૂર ફળને મેં જાણ્યુ નહિ.

(હવે એ મહાન દુષ્કૃત કેવી રીતે થવા પામ્યું, તે સઘળું મહારાજા દશરથ કૌશલ્યાને કહી સંભળાવે છે.)

હે દેવી ! તારી સાથે મારાં લગ્ન થયાં પૂર્વે જ્યારે હું યુવરાજપદે હતો, ત્યારે એક સમયે મારા કામને વધારનારી વર્ષાઋતુ શરૂ થઈ હતી. હે કૌશલ્યે ! વર્ષાઋતુ કે જેમાં સૂર્ય પોતાનાં પ્રખર કિરણો વડે આખી પૃથ્વીને તપાવીને તથા તેના સઘળા રસોનુ શોષણ કરીને દક્ષિણ દિશા તરફ

ગમન કરે છે,[૧૩–૧૫] તેથી તુરત જ ઉષ્ણતા શાંત થઈને આકાશમાં જળથી ભરેલા મેઘ ચડી આવે છે અને તેને જોઈને દેડકાં, મયૂરો તથા હરણ વગેરે પ્રાણીઓ હર્ષ પામે છે.[૧૬] વરસાદના જળથી પાંખો ભિંજાઈ જવાને લીધે, જાણે કાંઈ વ્રતાચરણ સંબંધી સ્નાન જ કર્યું હોય એવાં પક્ષીઓ વૃષ્ટિ અને વાયુના ઝપાટા વડે કંપી રહેલાં વૃક્ષોમાં નિવાસ કરવા માટે આવે છે.[૧૭] એ ઋતુમાં વારંવાર વરસેલા અને વરસતા જળ વડે ઢંકાઈ ગયેલા પર્વતો જાણે જળના ઢગલા જ હોય, એવા જણાય છે અને તેમાં મદોન્મત્ત હાથીઓ જોવામાં આવે છે.[૧૮] પર્વતો પર વરસેલાં જળ, જો કે પ્રથમ સ્વચ્છ હોય છે, પરંતુ પ્રવાહરૂપે વહ્યા પછી તેમાંની ગેરુ વગેરે અનેક ધાતુઓને લીધે રાતાં, પીળાં અને ભૂરાં ઇત્યાદિ અનેક રંગવાળાં થઈને સર્પ સમાન આકૃતિથી તે વહે છે.[૧૯]

એવા અતિ સુખરૂપ વર્ષાઋતુના સમયમાં હું અજિતેંદ્રિય હોવાથી રાત્રિના સમયે જ ધનુષ–બાણ ગ્રહણ કરીને મૃગયા કરવાના વિચારથી સરયૂ નદીના કિનારા પર ગયો અને નદીને કાંઠે પાણી પીવા માટે આવનારા જંગલી પાડા, હાથી, મૃગ કિંવા અન્ય કોઈ પણ હિંસક અને ક્રૂર પ્રાણીઓને હણવાની ઇચ્છાથી એક વૃક્ષ નીચે છુપાઈ રહ્યો.[૨૦,૨૧] એટલામાં કેટલેક દૂર કે જ્યા રાત્રિના અંધકારને લીધે દૃષ્ટિ ન પહોંચી શકે એવા સ્થાનમાં મેં જળથી ભરાતા ઘડાનો શબ્દ સાંભળ્યો. એ વેળા એ શબ્દ મદમત્ત હાથીના નાદ જેવો મને જણાયો; અર્થાત્ 'જળ પીવાને કોઈ હાથી આવ્યો છે અને તે નાદ કરે છે' એવું મને લાગ્યું.[૨૨] તેથી મેં તુરત જ તેને હણવા માટે મારા ભાથામાથી એક સર્પ સમાન ઝેરી બાણ કાઢીને ધનુષ પર ચડાવ્યું; અને જ્યાંથી એ શબ્દ આવ્યો હતો તે તરફ લક્ષ્ય બાંધીને ફેંક્યું.[૨૩] ધનુષમાથી મારું તીક્ષ્ણ બાણ છૂટ્યું કે તુરત જ જે તરફ મેં લક્ષ્ય બાંધ્યું હતું તે તરફથી કોઈ વનવાસી મનુષ્ય કે જેના મર્મસ્થળમાં મારું બાણ વાગ્યું હતું, તેણે જળમા પડતાં 'અરર, હાય! હાય!' એવો આર્તનાદ કર્યો તે મારા સાંભળવામા આવ્યો.[૨૪]

હુ એકાએક સ્તબ્ધ થઈ વિચાર કરવા લાગ્યો, એટલામાં તો વળી મનુષ્યના સરખી સ્પષ્ટ વાણી મારા સાભળવામાં આવી: 'અરેરે! મારા જેવો વનવાસી તપસ્વી કે જેને કોઈની સાથે વેર નથી તેના ઉપર આ ઓચિંતું બાણ કેમ પડ્યું? અરેરે! રાત્રિના સમયમા હું આ સરયૂ નદીના મનુષ્ય વિનાના કિનારે માત્ર જળ લેવા આવેલો છું,[૨૫,૨૬] એટલામાં મને કોણે બાણ માર્યું? અરેરે! મેં કોનો અપરાધ કર્યો છે? અરેરે! હું વનમાં ઉત્પન્ન થનારા કંદ–મૂળ વગેરેના આહારથી જીવું છું, મેં કોઈ ને પીડા કરવારૂપ અધર્મનો ત્યાગ કર્યો છે અને હું મસ્તક પર જટા, વલ્કલવસ્ત્ર તથા મૃગચર્મ ધારણ કરનારો છું; છતાં મારા સરખા ઋષિનો શસ્ત્ર વડે વધ કેમ થયો?[૨૭,૨૮] અરેરે! મારો વધ કરવાથી તેનુ શું વળે તેમ હતું? અરેરે! મેં તેનુ શું બગાડ્યું હશે કે જેથી તેણે આવું કેવળ અનર્થયુક્ત અને કાંઈ પણ ફળ વિનાનું કર્મ કર્યું? અરેરે! જેમ ગુરુપત્નીગમનરૂપ અતિનિંદ્ય કર્મ કરનારો પુરુષ આ લોક તથા પરલોકમાં કેવળ નિંદાપાત્ર અને દુઃખ ભોગવનારો થાય છે, તેમ આ કર્મ કરનાર પણ આ લોક તથા પરલોકમાં નિંદાપાત્ર થઈને દુઃખ પામશે. અરેરે! હું કાંઈ મારા જીવતરનો શોક કરતો નથી; પરંતુ જેનુ હુ ઘણા કાળથી પોષણ કરતો આવ્યો છું અને જે મારો વધ સાંભળી એક ક્ષણવાર પણ જીવી શકે એમ નથી એવાં મારા વૃદ્ધ માતાપિતાનો શોચ કરું છું. અરેરે! હાય! મારા મરણ પછી મારા વૃદ્ધ માતાપિતા કેવી રીતે જીવી શકશે? અરેરે! એક બાણથી એક હુ જ નહિ, પરંતુ મારી સાથે મારાં વૃદ્ધ માતાપિતા પણ હણાયા જ! અરેરે! એવો કોણ અતિ બાળકબુદ્ધિ અને અજિતેંદ્રિય હશે કે જેણે અમો ત્રણેને એક જ બાણથી હણ્યાં?'

હે કૌશલ્યા! એવી કરુણાજનક વાણી સાંભળતાં જ નિરંતર ધર્મની અપેક્ષા રાખનારો હું

દ પામ્યો, મારું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું, મારા હાથમાંથી બાણ સહિત ધનુષ પૃથ્વી પર પડી ગયું અને 'અરે! મારા હાથથી કોઈ ઋષિપુત્રનો વધ થયો શું?[૨૯-૩૨] એવા વિચારથી ઉદ્ભવેલા શોકને લીધે હું અત્યંત ઉદ્વેગ પામ્યો. પછી 'તે મરનાર કોણ છે' એ બરાબર જાણવા માટે તથા તેની પાસે જઈ કરેલા અપરાધની ક્ષમા યાચવા માટે હું ત્યાંથી વ્યગ્રચિત્તે ચાલ્યો.[૩૩-૩૫] જ્યારે હું સરયૂ નદીના તટ પર ગયો, ત્યારે ત્યાં મારા બાણથી હણાઈને ચત્તાપાટ પડેલા એક તપસ્વી પુરુષને મેં દીઠો; તેની પાસે જઈને જોયું તો તેની જટા વીખરાઈ ગઈ હતી, હાથમાંનો કળશ ઊંધો વળી જવાથી તેમાંનું જળ ઢળી ગયું હતું.[૩૬] તેનું શરીર કાદવ તથા રુધિર વડે ખરડાયું હતું અને તેના મર્મસ્થળમાં બાણ ચોંટેલું હતું. એવો પ્રકાર જોતાં જ હું અતિશય ભયભીત થયો તથા મારું ચિત્ત આકુળવ્યાકુળ થવા લાગ્યું. પૃથ્વી પર પડેલો એ તપસ્વી પણ જાણે પોતાના તેજ વડે મને દઝાડતો હોય, એમ બન્ને નેત્રો વડે મારા તરફ નજર કરીને ક્રૂર વચન કહેવા લાગ્યો : 'હે રાજન્! હું કે જે વનવાસી છું અને મારાં માતાપિતાને અર્થે જળ લેવા માટે અહીં આવેલો છું, તેણે તારો શો અપરાધ કર્યો છે કે જેથી તેં મારા પર તીક્ષ્ણ બાણનો પ્રહાર કર્યો? અરે! તેં મારા મર્મસ્થળમાં એક જ બાણ મારીને એકને જ હણ્યો છે એમ નથી; પરંતુ અંધ અને વૃદ્ધ એવાં મારાં માતાપિતાને પણ હણ્યાં છે; કેમ કે તેમનું સર્વસ્વ હું જ છું. અરેરે! એ મારાં બન્ને અંધ અને દુર્બળ માતાપિતા અત્યંત તરસ્યાં હોવાને લીધે 'હમણાં આપણો પુત્ર જળ લાવશે' એમ મારી વાટ જોતાં હશે તથા આશાએ આશાએ પોતાના તૃષાજન્ય દુઃખને સહન કરી રહ્યાં હશે! અરેરે! અમારા જ્ઞાન કિંવા તપશ્ચરણનું અમને હજી સુધી એવું કાંઈ પણ ફળ મળ્યું નથી કે, જેના પ્રભાવને લીધે 'મારા પિતા મને આવી દશામાં પૃથ્વી પર પડેલો જાણી લે. અરે, તે જાણે તોપણ શું કરી શકે એમ છે? જેમ તૂટી પડતા એક પર્વતની રક્ષા કરવાને બીજો પર્વત અશક્ત છે, તેમ તેઓ અંધ હોવાથી મારી રક્ષા કરવા અશક્ત છે; માટે હે રાઘવ! જેમ પ્રદીપ્ત થયેલો અગ્નિ વનને બાળી નાખે છે, તેમ મારા માઠા સમાચાર સાંભળવાથી ક્રોધ પામેલા મારા પિતા તને શાપ દઈને ભસ્મ ન કરે તે પહેલાં તું પોતે જ મારા પિતાની પાસે જઈને સત્વર આ સમાચાર નિવેદન કર કે જેથી તે તારી આવી મૂર્ખતા જાણીને તારા પર દયા કરે. હે રાજપુત્ર! જો આ એક સાંકડો પગરસ્તો છે કે જ્યાંથી થઈને તું સીધો મારા આશ્રમે જઈ શકીશ. હે રાજન્! ત્યાં જઈને તું જેવી રીતે મારા પિતા તને શાપ આપે નહિ, તેવી રીતે તેમને પ્રસન્ન કરજે. હે ભાઈ! પ્રથમ તું મારા મર્મસ્થળમાંથી તારા આ બાણને ખેંચી કાઢ; કેમ કે જળનો વેગ જેમ કોમળ રેતીવાળા ઊંચા કિનારાને ભેદે છે, તેમ આ તીક્ષ્ણ બાણ મારા કોમળ હૃદયને પીડા કરે છે.'

હે દેવી! એવાં તેનાં વચન સાંભળી મને ઘણી જ ચિંતા થવા લાગી.* વળી મેં વિચાર કર્યો કે, 'જો હું મારું બાણ એના મર્મસ્થળમાં જ રહેવા દઈશ તો તેને મહાન કષ્ટ થયા કરશે અને જો ખેંચી લઈશ તો એ તુરત જ મરણ પામશે,' એવા વિચારને લીધે હું સ્તબ્ધ થઈને ઊભો રહ્યો. જ્યારે હું મહાન ચિંતા અને શોકને લીધે દુઃખી થઈને દીનની પેઠે સંતાપ કરતો ઊભો રહ્યો, ત્યારે એ મુનિપુત્ર મારા મનની ચિંતા જાણી ગયો અને પછી તે પોતે અતિ દુઃખને લીધે પૃથ્વી પર પડ્યો હતો તથા મરણની તૈયારી પર હતો, તોપણ તે શાસ્ત્રના તત્ત્વને જાણનારો હોવાથી અતિ કષ્ટ વડે પોતાના શોકને રોકીને માત્ર મારી ચિંતા નિવૃત્ત કરવા માટે મને કહેવા લાગ્યો : 'હે રાજન્! મને કાંઈ પણ દુઃખ નથી, મારું ચિત્ત સ્થિર છે. હે રાજન્! તું મારું વચન સાંભળ.[૩૭-૪૯] હે રાજપુત્ર! 'મેં બ્રહ્મહત્યા કરી'

* અરે, મારાથી બ્રાહ્મણનો વધ થયો એવી ચિંતા થવા લાગી.

એવી તારા મનમાં જે ચિંતા પ્રકટી છે તેને તું દૂર કર. હું કાંઈ બ્રાહ્મણ નથી; એટલે તારે બ્રહ્મહત્યા સંબંધી ચિંતા ધરવી યોગ્ય નથી.[૫૦] હે રાજકુમાર! શૂદ્રજાતિની માતાને પેટે વૈશ્ય જાતિના પિતાથી હું જન્મેલો 'કરણ' છું.× એટલું બોલીને વળી તે ઉપરાંત તે કાંઈક બોલવા જતો હતો, પણ મર્મસ્થળમાં વાગેલા બાણથી પીડાને લીધે આગળ બોલી શક્યો નહિ; તે શિથિલ અને નિશ્ચેષ્ટ થઈ પૃથ્વી પર પડી રહ્યો. ત્યારે મેં તેને વિશેષ પીડા ન થાય તેવી રીતે ઘણી સંભાળથી તેના મર્મસ્થળમાંથી બાણ ખેંચી કાઢ્યું. પછી થોડી જ વારમાં એ તપસ્વીએ મારા સામું જોઈને પોતાના પ્રિય પ્રાણનો ત્યાગ કર્યો. હે કૌશલ્યા! મર્મસ્થળમાં બાણ વાગવાથી અત્યંત વિલાપ કરીને તથા મરણ પામીને પડેલા અને જળ વડે ભિંજાયેલા શરીરવાળા એ તપસ્વીને સરયૂ નદીના તટ પર સૂતેલો જોઈ હું ઘણો જ ખેદ પામ્યો.[૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૪ મો

### શ્રવણાખ્યાન–દશરથનું મરણ

वधमप्रतिरूपं तु महर्षेस्तस्य राघवः।
विलपन्नेव धर्मात्मा कौशल्यामिदमब्रवीत् ॥१॥

પોતે કરેલા તપસ્વીના અયોગ્ય વધને સંભારી પુત્રવિયોગને લીધે વિલાપ કરતા ધર્માત્મા દશરથ રાજાએ પુનઃ પણ કૌશલ્યાને કહ્યું:[૧] 'હે કૌશલ્યા! એ રીતે અજાણતાં મોટું પાપ થઈ જવાથી હું અત્યંત ખેદ પામ્યો અને વિચાર કરવા લાગ્યો કે, અરેરે! મારા હાથથી આવો અધર્મ થઈ ગયો! હવે મારે શું કરવું? અરે! હવે શું કરું તો એનું પ્રાયશ્ચિત્ત થાય?[૨]

પછી નિર્મળ જળથી ભરેલો એ તપસ્વીનો કળશ લઈને હું તેણે દર્શાવેલા માર્ગે થઈ તેના આશ્રમ પ્રતિ ચાલ્યો. આગળ જતાં એ સાંકડો માર્ગ એક આશ્રમમાં ગયેલો જોઈને એ તપસ્વીનો આશ્રમ આ જ હશે એમ ધારી હું તે આશ્રમમાં ગયો.[૩] ત્યાં અંધ, દુર્બળ અને વૃદ્ધ એવાં, તે તપસ્વીનાં માતાપિતા પોતાના પુત્ર સંબંધી જ વાર્તાલાપ કરતાં બેઠાં હતાં. એ વેળા તેઓ કોઈ પણ દોરનાર નહિ હોવાથી, પાંખ વિનાનાં પક્ષી જેવાં જણાતાં હતાં. તેઓ 'હમણાં પુત્ર જળ લઈને આવશે' એવી આશાથી અનાથની પેઠે વાટ જોઈ રહ્યાં હતાં અને મેં કરેલા દુષ્કર્મને બિલકુલ જાણતાં પણ ન હતાં.[૪,૫] તેઓને દૂરથી જોતાં જ હું વિશેષ ખેદ પામ્યો. તે વેળા મારું ચિત્ત શોક વડે હણાઈ ગયું અને 'અરે! પોતાના પુત્રનો વધ સાંભળી આ વૃદ્ધ મનુષ્યો મને શાપ દેશે' એવા ભયથી થરથર ધ્રૂજવા લાગ્યો.× મેં જ્યારે ધીમે ધીમે આશ્રમમાં પ્રવેશ કર્યો, ત્યારે મારો પગરવ સાંભળી અતિ ઉત્કંઠિત થયેલો વૃદ્ધ પુરુષ આશાભેર બોલ્યો: 'હે પુત્ર! તું વિલંબ કેમ કરે છે? હે તાત! તેં આટલી વાર સુધી જળક્રીડા કરી હશે, એમ ધારીને તારી માતા તો તારા માટે ઘણી જ ચિંતા કરી રહી છે; માટે સત્વર આશ્રમમાં આવ અને શીઘ્ર જળ લાવ.[૭,૮] હે પુત્ર! કદાચ મેં અથવા તારી માતાએ તારું કાંઈ અપ્રિય કર્યું હોય, તોપણ તું કે જે તપસ્વી છે તેણે કાંઈ પણ મનમાં લાવવું જોઈએ નહિ.[૯]

હે કૌશલ્યા! એ વૃદ્ધ પુરુષનું એ વચન સાંભળવા છતાં પણ હું બોલ્યો નહિ, ત્યારે તેણે વિશેષ આતુરતાથી કહ્યું: 'હે પુત્ર! તું અમો ગતિહીનનો ગતિરૂપ અને અમો અંધની આંખરૂપ છે. અરે, અમારા પ્રાણ તારા વિષે જ રહ્યા છે, છતાં તું આજે અમારી સાથે કેમ બોલતો નથી?' પુત્રપ્રેમને લીધે ગદ્‌ગદિત અને વૃદ્ધાવસ્થાને લીધે સ્પષ્ટ ન સમજાય એવી તે વૃદ્ધ મુનિની વાણી સાંભળી, મારું ચિત્ત અત્યંત ભય× પામ્યું; તોપણ જેમતેમ કરી ધૈર્ય ધરીને અને મારી ભયભીત આકૃતિને છુપાવીને મેં ગદ્‌ગદ વાણી વડે ધીમે સ્વરે કહ્યું:[૧૦–૧૨] 'હે મહાત્મન્! હું આપનો પુત્ર નથી, પરંતુ 'દશરથ' નામનો ક્ષત્રિય છું. મારા તથા તમારા પ્રારબ્ધના યોગે મેં જે કંઈ

× शूद्रायां विशोऽस्तु 'करणः'–वैश्याच्छूद्रायां जातत्व।

× 'મુનિ મને અવશ્ય શાપ દેશે' એવા ભય.

અતિ નિંદાપાત્ર કર્મ કર્યું છે, તે જણાવવા માટે હું અહીં આવ્યો છું.[૧૩] (એટલું સાંભળતાં તો અતિ નિરાશ થયેલાં એ વૃદ્ધોની મુખાકૃતિ કાંઈક વિલક્ષણ થઈ ગઈ અને તેઓ મને આગળ પૂછે તે પહેલાં જ મેં કહ્યું:) હે ભગવન્! હું આજે રાત્રિના સમયે હાથમાં ધનુષ લઈને સરયૂ નદીના કિનારે આવ્યો હતો અને તેના તટ પર જળપાન કરવા માટે આવનારા મદોન્મત્ત હાથી કિંવા અન્ય માંસાહારી ક્રૂર પ્રાણીઓનો શિકાર કરવા અર્થે કિનારા પરના એક વૃક્ષ નીચે છુપાઈ રહ્યો હતો.[૧૪] તેવામાં જળથી ભરાતા કળશનો શબ્દ કે જે મને હાથીના શબ્દ જેવો લાગ્યો તેથી ત્યાં હાથી આવ્યો છે, એમ ધારીને મેં તે તરફ શબ્દવેધી બાણ ફેંક્યું.[૧૫] પરંતુ તુરત જ મનુષ્યના જેવી વાણી મારા સાંભળવામાં આવી, એટલે હું સત્વર ત્યાં ગયો. ત્યાં જતાં વાર જ મારું બાણ હૃદયમાં વાગવાથી પ્રાણરહિત જેવો થઈ પડેલો એક તપસ્વી મારા જોવામાં આવ્યો.[૧૬] હે મહાત્મન્! એ તપસ્વી પોતાનાં વૃદ્ધ માતાપિતારૂપ તમારો અતિશય શોક કરતો હતો. તેણે મને જોઈ ને, પોતાના હૃદયમાંથી બાણ ખેંચી કાઢવા કહ્યું, ત્યારે મેં પણ તેની પાસે જઈ ને આસ્તેથી તેના હૃદયમાં ચોંટેલું બાણ ખેંચી કાઢ્યું.[૧૭] પછી તરત જ તે તપસ્વી અંધ અને વૃદ્ધ એવાં આપ બન્નેનો શોચ કરતો તથા વિલાપ કરતો સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[૧૮] હે મહાત્મન્! એવી રીતે મેં દુષ્ટે અજાણથી તમારા એકના એક આંધળાની લાકડીરૂપ પુત્રનો નાશ કર્યો છે. હવે તેમાં આપણો કાંઈ પણ ઉપાય ચાલે એમ નથી, માટે આપને જે કાંઈ કર્તવ્ય હોય તે સર્વ મારા પર પ્રસન્ન થઈને મને કહો. હવેથી હું તમારા પુત્રની પેઠે નિરંતર તમારું રક્ષણ કરીશ.' મારાં ક્રૂર અને દુઃખદાયક વચન સાંભળતાં જ તે બન્ને વૃદ્ધ સ્ત્રી-પુરુષના પ્રાણ ગભરાઈ ગયા અને તેઓ એકાએક મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડ્યાં. એ જોઈને હું વિશેષ ચિંતાગ્રસ્ત થયો. 'અરેરે! મેં એકની તો હત્યા કરી અને વળી આ બન્ને સરણ પામશે, તો તેમની હત્યા પણ મારે શિર ચોંટશે!' એવા વિચારથી હું થરથર ધ્રૂજવા લાગ્યો. પછી મેં અનેક પ્રકારે તેઓનું આશ્વાસન કર્યું ત્યારે તેઓ કાંઈક સાવધ થયાં અને મહામહેનતે બેઠાં થઈને રુદન કરવા લાગ્યાં. એ વેળા એ વૃદ્ધ મુનિના ક્રોધનો પાર ન હતો; પરંતુ મેં અજ્ઞાનથી કરેલું પોતાનું દુષ્કર્મ પોતે જ ઘણી નમ્રતાપૂર્વક જણાવ્યું હતું અને તે સાથે પુત્રની પેઠે તેમની શુશ્રૂષા કરવાનું કહીને તેમની ક્ષમા માગી હતી, તેથી મહાતેજસ્વી તે વૃદ્ધ ઋષિએ મને તીવ્ર શાપ દઈને મારો વિનાશ કર્યો નહિ, પણ અતિ શોકાવિષ્ટપણે લાંબા નિઃશ્વાસ નાખતા તથા રુદન કરતા, હાથ જોડીને ઊભા રહેલા મને કહ્યું:[૧૯-૨૧] 'હે ક્ષત્રિયપુત્ર! જો તેં આ પોતાનું અશુભ કર્મ જાતે જ આવીને મને કહ્યું ન હોત, તો અવશ્ય મારા ક્રોધથી તારા મસ્તકના સેંકડો અને હજારો ટુકડા થઈ જાત; કેમ કે હે રાજપુત્ર! મારા સરખા (અંધ અને વૃદ્ધ) વાનપ્રસ્થાશ્રમી મનુષ્યના પુત્રનો જાણી જોઈને વધ કરનાર, કદાચ સ્વર્ગનો રાજા ઇંદ્ર હોય તોપણ તેને મારા સરખા અપંગનો ક્રોધ તત્કાળ પોતાના સ્થાનમાંથી ભ્રષ્ટ કરી નાખે, તો પછી તારા સરખા એક ક્ષત્રિયપુત્રનો નાશ કરે એમાં શું આશ્ચર્ય![૨૨,૨૩] હે ક્ષત્રિય! મારા પુત્ર સરખા તપસ્વી અને બ્રહ્મવાદી મુનિ ઉપર જાણીબૂઝીને શસ્ત્રપ્રહાર કરનાર પુરુષના અનેક ટુકડા થયા વિના રહે જ નહિ;[૨૪] પરંતુ આ કર્મ તેં અજાણતાં કર્યું છે, તેથી જ તું જીવે છે. જો કદાચ જાણતાં છતાં તેં કર્યું હોત, તો તારો શું પણ તારા આખા કુળનો વિનાશ થઈ જાત. હે નૃપ! હશે, જે થવાનું હતું તે થયું, પણ હવે તું અમને અમારા પુત્રની પાસે લઈ જા. અમે હવે તેને છેલ્લી વાર જોવા ઇચ્છીએ છીએ.[૨૫,૨૬] અરેરે! હાય!! અમારો એ એકનો એક લાડકવાયો પુત્ર પ્રાણરહિત થઈને પૃથ્વી પર પડ્યો હશે! અરેરે! તેનું આખું શરીર રુધિર વડે ખરડાયું હશે. હાય! હાય! તેને ઓઢવાની મૃગછાલ તેનાથી ક્યાંય દૂર પડી હશે અને તે પોતાના દેહનો ત્યાગ કરી ધર્મરાજને વશ થયો હશે.[૨૭]

ત્યાર પછી હે કૌશલ્યા! હું એકલો જ પુત્રમરણથી અતિ દુઃખી થયેલાં એ બન્ને અંધ સ્ત્રી-પુરુષને દોરીને, જ્યાં તેમનો મૃત પુત્ર પડ્યો હતો, ત્યાં તેડી ગયો અને મેં તેમને તેમના મૃત પુત્રની પાસે બેસાડીને સ્પર્શ કરાવ્યો.[૨૮] પોતાના મૃત પુત્રના દેહનો સ્પર્શ કરતા જ તે વૃદ્ધ અને અંધ તપસ્વી સ્ત્રી-પુરુષ અતિ વિકળ થઈને તે મૃતદેહ પર પડ્યાં અને અતિ કરુણાજનક વિલાપ કરવા લાગ્યાં. વૃદ્ધ તપસ્વી વિલાપ કરતો બોલ્યો:[૨૯]

હે વત્સ! તું આજે મને પ્રણામ કેમ કરતો નથી? અરેરે! તું મારી સાથે કેમ બોલતો નથી? હાય. તું આમ પૃથ્વી પર કેમ સૂતો છે? હે ભાઈ! શું તું મારા પર કોપાયમાન થયો છે? ભલે, કદાચ હું તને અપ્રિય હોઉં; પરંતુ ધર્મનિષ્ઠ એવી આ તારી માતાની સામે તો જો! અરેરે! તું આજે અમને કેમ આલિંગન કરતો નથી? હે પુત્ર! તું તારી મધુર વાણી અમને એક વાર તો સંભળાવ![૩૦,૩૧] અરેરે!! પાછલી રાત્રિના સમયમાં જાગ્રત થઈને અધ્યયન કરનારા એવા તારા વિના હવે હું હૃદયને પ્રિય લાગે એવાં શાસ્ત્ર તથા પુરાણાદિનાં મધુર વચનો કોના મુખથી સાંભળીશ?[૩૨] અરેરે! હાય! તારા વિના હવે સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી પરવારીને તથા અગ્નિહોત્ર કરીને, મારી સેવામાં તત્પર રહેનાર બીજો કયો પુરુષ અમને સારી રીતે ચોળીને સ્નાન કરાવશે?[૩૩] અરેરે! હું કે જે અંધ હોવાથી સ્નાનાદિ કાંઈ પણ ક્રિયા કરવા અશક્ત છું, તેને તારા વિના હવે વનમાંથી કંદ, મૂળ તથા ફળ વગેરે લાવીને અતિથિની પેઠે કોણ ભોજન કરાવશે? અરે, મારી લાકડી ઝાલીને મને કોણ દોરશે?[૩૪] અરેરે! હાય! હે વત્સ! નિરંતર પુત્રસુખની લાલસાવાળી અને તારા વિયોગથી રાંક જેવી થઈ ગયેલી આ તારી વૃદ્ધ અને અંધ તપસ્વિની માતાનું હવે હું તારા વિના કેવી રીતે પોષણ કરી શકીશ? ઓ પુત્ર! તું અમને મૂકીને ક્યાં જાય છે? ઊભો રહે, તું આજે ધર્મરાજાને ત્યાં જઈશ નહિ; હું અને તારી માતા કાલે તારી સાથે આવીશું. હે તાત! તારા શોકથી પીડાતાં અમે બન્ને તારા વિના આ વન વિષે દીનની પેઠે રહી શકીએ એમ નથી; માટે અમે પણ સત્વર તારી સાથે યમલોકમાં જ આવીશું;[૩૫-૩૭] અને યમરાજાના દર્શન કરીને તેમને કહીશું કે હે ધર્મ(યમ)રાજ! અમારા પૂર્વે કરેલા જે અપરાધના યોગે આજે અમને અમારા પુત્રનો વિયોગ થયો છે, તે અપરાધ આપ ક્ષમા કરો અને અમારું પાલનપોષણ કરવા માટે આ અમારો પુત્ર અમને પાછો આપો.[૩૮] અમારી પ્રાર્થનાથી ધર્માત્મા અને અતિ યશસ્વી એવા ધર્મરાજા અમારા જેવા અનાથ-અપંગ પર દયા લાવીને અવશ્ય એટલી અભયદક્ષિણા આપશે જ.[૩૯] હે પુત્ર! તું તારા પૂર્વકૃત કોઈ પણ પ્રકારના પાપને લીધે આવી રીતે મરણ પામીને નિષ્પાપ થયો છે; માટે સંગ્રામમાં શસ્ત્રો વડે યુદ્ધ કરનારાઓને જે ગતિ પ્રાપ્ત થાય છે, તે ગતિ તને સત્ય ધર્મે કરીને પ્રાપ્ત થાઓ.[૪૦] હે વત્સ! સંગ્રામ વિષે પાછા નહિ હઠનારા અને સામે રહીને જ મરણ પામનારા શૂરવીર યોદ્ધાઓ જે લોક પ્રત્યે જાય છે, તે લોક પ્રત્યે તું જા.[૪૧] હે પુત્ર! સગર, શૈબ્ય, દિલીપ, જનમેજય, નહુષ અને ધુંધુમાર વગેરે રાજાઓ જે લોકમાં નિવાસ કરે છે, તે લોકમાં તું ચિરકાળ પર્યંત નિવાસ કર.[૪૨] હે પ્રિય પુત્ર! વેદાદિનું અધ્યયન કરનારાઓ, તપસ્વીઓ, પૃથ્વીના દાન કરનારાઓ, એકપત્નીવ્રત પાળનારાઓ, હજારો ગાયોના દાન કરનારાઓ, માતાપિતા તથા ગુરુ વગેરે પૂજ્યોની સેવા કરનારાઓ તથા યોગાભ્યાસ વડે દેહત્યાગ કરનારાઓ વગેરે સર્વને જે ઉત્તમ ગતિ પ્રાપ્ત થાય છે, તે ઉત્તમ ગતિ તને પ્રાપ્ત થાઓ.[૪૩,૪૪] હે પુત્ર! આપણા તપસ્વી કુળમાં જન્મ પામેલો કોઈ પણ પુરુષ હજી સુધી અશુભ ગતિ પામ્યો નથી. પરંતુ મારા આધારરૂપ તને હણનારો તો અવશ્ય તેવી જ ગતિ પામશે[૪૫]

એ પ્રમાણે એ વૃદ્ધ પુરુષ પોતાની સ્ત્રી સહિત ઘણો ઘણો વિલાપ કરીને, પોતાના મૃત પુત્રની ઉત્તરક્રિયા કરવા લાગ્યો.[૪૬] ત્યારે સઘળી ઉત્તરક્રિયા

પૂર્ણ થઈ, ત્યારે તે મુનિપુત્રને પોતાનાં પુણ્ય-કર્મોથી× દિવ્ય દેહ પ્રાપ્ત થયો અને સ્વર્ગનો રાજા ઇંદ્ર દિવ્ય વિમાન લઈને, તે મુનિપુત્રને તેડવા આવ્યો. એ વેળા ઇંદ્રની આજ્ઞાથી એ મુનિપુત્રે એક મુહૂર્ત સુધી પોતાનાં વૃદ્ધ માતાપિતાની આશ્વાસના કરી અને કહ્યું: 'હે માતાપિતારૂપ પ્રત્યક્ષ દેવો! હું તમારી સેવા કરવાથી શ્રેષ્ઠ પદને પ્રાપ્ત થયો છું. તમે પણ થોડા સમયમાં મારી પાસે આવશો.' એટલું કહીને દિવ્ય દેહવાળો થયેલો અને જિતેંદ્રિય તે મુનિપુત્ર તુરત જ ઇંદ્રની સાથે વિમાનમાં બેસીને સ્વર્ગલોક પ્રત્યે ગયો.

ત્યાર પછી અંધ અને વૃદ્ધ એવા તેના પિતાએ ઉત્તરક્રિયાથી પરવારી મને કહ્યું:[૪૭-૫૧] 'હે રાજ-પુત્ર! તેં જે બાણ વડે મારા એકના એક પુત્રને હણીને મને પુત્રરહિત કર્યો છે, તે જ બાણે કરી તું મને આજે જ હણ. હવે જીવિત વ્યર્થ હોવાથી મને મરણ માટે કાંઈ પણ પીડા થાય એમ નથી.[૫૨] હે દશરથ! તેં મારા પુત્રને અજાણતાં હણ્યો છે; તેથી હું તને પ્રત્યક્ષ રીતે બાળીને ભસ્મ ન કરતાં માત્ર દારુણ અને દુઃખરૂપ શાપ જ આપું છું:[૫૩] 'હાલમાં જેમ મને પુત્રવિયોગ થવાથી મરણના અંતનું કષ્ટ થાય છે, તેમ તું પણ પુત્રવિયોગના શોકને લીધે મરણ પામીશ. હે નરાધિપ! એક તો તું ક્ષત્રિય છે અને વળી તેં અજાણતાં મારા પુત્રનો વધ કર્યો છે, એટલે જોકે તને બ્રહ્મહત્યા સરખું મોટું પાપ લાગ્યું નથી; પરંતુ જેમ દાન કરનારા પુરુષને દાનનું ફળ અવશ્ય પ્રાપ્ત થાય છે, તેમ તને પણ તારા આ કર્મનું ફળ અવશ્ય મળશે. મારી પેઠે પોતાની જીવનદોરીને તોડી નાખનારી આવી કષ્ટપ્રદ દશા તને નિશ્ચય પ્રાપ્ત થશે, અર્થાત્ તું પણ મારી પેઠે પુત્રવિયોગના દુઃખથી જ મરણ પામીશ.' હે કૌશલ્યે! એવી રીતે મને શાપ દઈને તથા ઘણો ઘણો વિલાપ કરીને તે બન્ને વૃદ્ધ સ્ત્રી-પુરુષે મારી પાસે ચિતા ખડકાવીને તેમાં પ્રવેશ કર્યો. તેઓ પોતાના દેહનો ત્યાગ કરીને પોતાના પુત્રની પાછળ સ્વર્ગમાં ગયાં.[૫૪-૫૭]

× માતાપિતાની સેવારૂપ પુણ્યકર્મોથી

હે દેવી! શબ્દવેધી બાણ મારનારા મેં બાલ્યા-વસ્થામાં આવું પાપકર્મ કર્યું હતું. આજે વિચાર કરતાં મને તે એની મેળે જ સાંભરી આવ્યું છે.[૫૮] હે દેવી! હું નિશ્ચય કરીને કહું છું કે જેમ અપથ્ય ભોજન કરનારા મનુષ્યને પાછળથી મોટો વ્યાધિ થાય છે, તેમ મને એ પાપકર્મના ફળરૂપે આજે આ મરણસમય પ્રાપ્ત થયો છે.[૫૯] હે કલ્યાણી! ઉદાર મનવાળા એ વૃદ્ધ મુનિએ મને જે વચનો કહ્યાં હતાં, તે આજે મારી સમક્ષ ઉપસ્થિત થયાં છે.'

એટલું કહી મહારાજા રુદન કરવા લાગ્યા અને મરણના ભયથી ત્રાસ પામીને વળી પણ પોતાની પ્રિય પત્ની મહારાણી કૌશલ્યાને કહેવા લાગ્યા:[૬૦] 'હે કૌશલ્યા! હું પુત્રશોકને લીધે અતિશય પીડાઉં છું. હવે હું વધુ સમય નભી શકીશ નહિ. હાય! હવે હું અલ્પ સમયમાં મારા જીવિતનો ત્યાગ કરીશ. હવે મને મરણનાં અશુભ ચિહ્નો જણાય છે. હે દેવી! હું મારાં નેત્રો વડે તમને જોઈ શકતો નથી, યમલોકમાં જવા તત્પર થયેલાં મનુષ્યોની દૃષ્ટિ લોપાઈ જાય છે, માટે તું મને સ્પર્શ કર. હે દેવી! જો અત્યારે રામ પાછો આવીને મને સ્પર્શ કરે અથવા કાંઈ પણ સહાય કરે કિંવા ધનભંડાર કે યુવરાજપદનો અંગીકાર કરે, તો હું જીવી શકું ખરો. હે દેવી! મેં કાંઈ પણ અપરાધ સિવાય રામને વનમાં મોકલ્યો તે ઠીક કર્યું નથી;[૬૧-૬૩] પણ પિતાની આજ્ઞા પ્રમાણે વર્તવાનો પોતાનો ધર્મ જાણીને તેણે જે કાંઈ કર્યું છે તે યોગ્ય જ છે. અરે! ગમે તેવા દુરાચરણી પુત્રનો પણ મારી પેઠે ત્યાગ કરવા કયો સમજુ પુરુષ સમર્થ થાય? અને પિતાએ રાજ્યભ્રષ્ટ કરીને વનમાં કાઢેલો કયો પુત્ર પિતા પર દ્વેષબુદ્ધિ ન રાખે?' (થોડીક વાર શાંત રહીને વળી મહારાજાએ કહ્યું:) 'હે કૌશલ્યા! હવે હું નેત્રથી જોઈ શકતો નથી અને પ્રતિક્ષણે મારી સ્મૃતિ નાશ પામતી જાય છે.[૬૪,૬૫] હે કૌશલ્યા! હવે આ યમરાજના દૂતો મને યમલોક પ્રત્યે લઈ જવા ઉતાવળ કરે છે; અરેરે! હાય! હું મારા મરણસમયે પણ સત્ય પરા-ક્રમવાળા ધર્મજ્ઞ મારા પુત્ર રામને જોવા અશક્ત

છું; એથી મને બીજું વિશેષ દુઃખ શું હશે? અરેરે! મેં તેનો મોટો અપકાર કર્યો; છતાં તેણે મારા પર સામો અપકાર કરવાની ઇચ્છા પણ કરી નથી, એવા મારા પુત્ર રામના વિયોગનો શોક જેમ સૂર્યનો તાપ અલ્પ જળનું શોષણ કરે છે, તેમ મારા પ્રાણોનું શોષણ કરી રહ્યો છે. અહો! ચૌદ વર્ષ પૂરા થયા પછી પંદરમે વર્ષે અયોધ્યામાં પાછા આવેલા મારા પ્રિય પુત્રના નિર્મળ કુંડળવાળા મુખકમળને જે મનુષ્યો જોશે, તેઓને મનુષ્યો નહિ પણ ખરેખર દેવ જ સમજવા! અહો! એ કમળપત્ર સમાન નેત્રવાળા, સુંદર ભ્રૂકુટી. દાઢો તથા નાસિકાવાળા અને પ્રફુલ્લિત કમળ કિંવા શરદ-ઋતુની પૂર્ણિમાના ચંદ્ર સમાન રામના વદન-કમળને જોનારા મનુષ્યો હજારો વાર ધન્યવાદને પાત્ર થશે! અરે, વક્રમાર્ગનો ત્યાગ કરીને પોતાના સરળ માર્ગે પ્રવૃત્ત થયેલા શુક્રગ્રહની* પેઠે વન વાસમાંથી નિવૃત્ત થઈને પુનઃ અયોધ્યાના સરળ માર્ગ પર પ્રયાણ કરતા રામને જે મનુષ્યો જોશે, તેઓ ખરેખર સુખી થશે.' વળી થોડી વાર શાંત રહીને મહારાજા બોલ્યા: 'હે કૌશલ્યા! અત્યંત કષ્ટને લીધે હવે મારું હૃદય ઘણું જ મુઝાય છે અને હું ઇંદ્રિયોના શબ્દ, સ્પર્શ તથા રસ વગેરે વિષયોને જાણી શકતો નથી. અરે. જેમ તેલ ખાલી રહેવાથી (બળી જવાથી) દીપકના લાલ કિરણો આપોઆપ નષ્ટ થઈ જાય છે, તેમ ચિત્તનો નાશ થવાથી મારી સર્વ ઇંદ્રિયો આપોઆપ નષ્ટ થાય છે![૬૧–૭૩] અરેરે! હાય! જેમ નદીનો પ્રવાહ પોતાના જ કિનારાનો નાશ કરે છે, તેમ મારા ચિત્તમાં જ ઉત્પન્ન થયેલો આ મોટો શોક, અનાથ અને અચેતન સરખો થઈ પડેલો એવો હું, તેનો વિનાશ કરે છે.[૭૪] (આમ વિલાપ કરતા મહા-રાજા દશરથ છેક મરણની અણી પર આવ્યા અને છેવટે ઘણા કષ્ટથી ધીમે ધીમે બોલ્યા:)

'હા, રાઘવ! હા, મહાબાહુ! હા, મારા શ્રમને નિવૃત્ત કરનાર! હા, પિતૃપ્રિય! હા, નાથ! શું તું મને મૂકીને વનમાં ગયો![૭૫] હા, કૌશલ્યા! હા, તપસ્વિની સુમિત્રા!! હું તમને દેખી શકતો નથી. હા, કુળને દૂષણ લગાડનારી શત્રુરૂપ ક્રૂર કૈકેયી![૭૬]

* શુક્ર વક્ર ગતિનો થઈને પછી માર્ગી થાય છે તે.

રામમાતા કૌશલ્યા તથા સુમિત્રાની સમીપમાં એ પ્રમાણે શોચ કરતા મહારાજા દશરથે અર્ધ-રાત્રિના સમયે પોતાના આત્માને સ્થૂલ દેહથી મુક્ત કર્યો.[૭૭] પોતાના પ્રિય પુત્ર રામચંદ્રને વનમાં મોકલવાથી આતુર થયેલા અને અતિ દુઃખ વડે પીડા પામેલા ઉદાર દર્શનવાળા મહારાજા દશરથે દીનની પેઠે પોતાના પુત્ર રામનું જ સ્મરણ કરતાં અર્ધરાત્રે પોતાના પ્રાણ છોડ્યા.[૭૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૫ મો

## રાણીઓનો વિલાપ

अथ रात्र्यां व्यतीतायां प्रातरेवापरेऽहनि ।
बन्दिनः पर्युपातिष्ठंस्तत्पार्थिवनिवेशनम् ॥१॥

એ રાત્રિ વ્યતીત થઈ અને બીજા દિવસનો પ્રાતઃકાળ થયો, ત્યાં સુધી મહારાજાના મરણની કોઈને પણ ખબર પડી ન હતી. નિત્યના નિયમ પ્રમાણે મહારાજાને જગાડવા માટે બંદીજનો અનેક મંગળ વાજિંત્રો લઈને રાજમહેલ આગળ આવ્યા.[૧] એ વેળા વ્યાકરણાદિ શાસ્ત્રોમાં નિપુણ સૂતો, વંશાવળીનું કીર્તન કરનારા માગધો તથા વીણા વગેરેના લયને અનુસરી ગાવામાં ચતુર ગાયકો પોતપોતાના નિયમ પ્રમાણે મહારાજાને જગાડવા સારુ ઊંચા સ્વરથી આશીર્વાદ તથા સ્તુતિ-શબ્દો સહિત કીર્તન કરવા લાગ્યા. તેઓના ગાયનનો શબ્દ આખા રાજમહેલમાં વ્યાપી ગયો.[૨,૩] એ વેળા ગાયનની રીતિમાં કુશળ અને હાથ વડે તાલ આપનારા પાણિવાદકો મહારાજાના થઈ ગયેલાં અદ્ભુત ચરિત્રોનું ગાન કરતા તાલ-માન આપવા લાગ્યા. એ શબ્દ સાંભળી મહારાજાના અંતઃપુરમાંના વૃક્ષોની શાખા પર વસનારા તથા પાંજરામાં રહેનારાં મેના–પોપટ વગેરે પક્ષીઓ જાગી ઊઠ્યાં અને અનેક પ્રકારના મધુર શબ્દો

ઉચ્ચારવા લાગ્યાં.[૪,૫] એ પ્રમાણે બંદીજનો, સૂતો, માગધો, ગાયકો અને પાણિવાદકોના આશીર્વાદયુક્ત મધુર ગાનથી, વીણા વગેરે વાજિંત્રોના મનોહર સ્વરથી તથા પક્ષીઓના અવ્યક્ત મધુર કલરવથી આખું રાજગૃહ—અંતઃપુર વ્યાપ્ત થઈ ગયું. ત્યાર પછી પવિત્ર આચારવાળાં અને સેવાધર્મને સારી રીતે જાણનારાં અનેક દાસો, દાસીઓ તથા ષંઢ પુરુષો, પ્રથમની પેઠે જ ત્યાં હાજર થયાં.[૬,૭] મહારાજાને સ્નાન કરવાનો વિધિ જાણનારા તેમાંના કેટલાકોએ હરિચંદનમિશ્રિત જળથી ભરેલા સુવર્ણ-કળશો લાવીને તૈયાર કર્યાં.[૮] કેટલાક દાસજનો મહારાજાને ઊઠ્યા પછી પ્રથમ મંગળસ્પર્શ કરવા માટે ગાયોને લઈ ને ઊભા હતા, કેટલાક દંતધાવન કર્યાં પછી કોગળા કરવા માટે જીરાંનું તથા નાળિયેરનું જળ તૈયાર કરતા હતા અને કેટલીક કુમારિકાઓ તથા સૌભાગ્યવતી સ્ત્રીઓ મહારાજાને સ્નાન થઈ રહ્યા પછી પહેરવાનાં ઉત્તમ વસ્ત્રો, અલંકારો અને અવલોકનાર્થે દર્પણ વગેરે પદાર્થો લઈ ને યથાસ્થાને ઊભી હતી. એ પ્રમાણે સઘળાં દાસ, દાસીઓ તથા ષંઢ પુરુષો મહારાજાને પ્રાતઃસ્નાન કરવા માટે વિધિપૂર્વક બનાવેલાં ઉત્તમ ગુણોવાળાં અને સર્વ-લક્ષણસંપન્ન સર્વ પ્રકારનાં સાહિત્યો તૈયાર કરીને મહારાજાની વાટ જોતાં ઊભાં રહ્યાં હતાં. એમ કરતાં સૂર્યોદય થયો તોપણ મહારાજા બહાર આવ્યા નહિ, ત્યારે તેઓ સર્વ અતિ આતુર થઈ ને અનેક જાતની શંકાઓ કરવા લાગ્યાં.[૯-૧૧]

હવે અંતઃપુર વિષે જે રાણીઓ છેક મહારાજાની પાસે સૂતી હતી, તેઓ એક પછી એક જાગ્રત થવા લાગી અને મહારાજાની શય્યા આગળ આવીને તથા પોતાના પતિને સ્પર્શ કરીને અતિ નમ્રતાયુક્ત કોમળ વાક્યો વડે જગાડવા લાગી. સૂતેલા મનુષ્યના સ્વભાવને જાણનારી કેટલીક રાણીઓએ મહારાજાની શય્યાને તથા તેમના શરીરને સ્પર્શ કરી ઉષ્ણતા તપાસી જોઈ, તેમ જ હૃદયનો વેગ પણ તપાસી જોયો; પરંતુ તેમાંનું કાંઈ પણ જણાયું નહિ; તેથી તેઓ પોતાના પતિ મહારાજા દશરથના પ્રાણ સંબંધી શંકાયુક્ત* થઈને નદીના પ્રવાહમાં ઊગેલાં તૃણના અગ્રની પેઠે થરથર ધ્રૂજવા લાગી. મહારાજાના શરીરની વધુ તપાસ કરી જોતાં રાણીઓની શંકા ખરી પડી; અર્થાત્ 'મહારાજા મરણ પામ્યા છે' એવો રાણીઓનો નિશ્ચય થયો. આ વેળા પુત્રશોકને લીધે કેટલીક રાત્રિઓના ઉજાગરા કરવાથી શ્રમિત થયેલાં મહારાણી કૌશલ્યા અને સુમિત્રા તો જાણે મૃત્યુને વશ જ થયાં હોય એમ સૂતેલા જ હતાં. પ્રથમથી જ અતિ શોકને લીધે નિસ્તેજ થઈ ગયેલાં તથા પોતાના હસ્તપાદાદિ અવયવોને સંકોચીને સૂતેલા મહારાણી કૌશલ્યા, ઉત્પાતસમયના ધુમાડાથી છવાયેલા તારા(નક્ષત્ર)ની પેઠે શોભતાં ન હતાં.[૧૨-૧૭] મહારાજા દશરથની શય્યાની સમીપ કૌશલ્યા સૂતાં હતાં અને તેમની પાસે સુમિત્રાએ શયન કર્યું હતું. તે સુમિત્રા પણ અશ્રુજળ વડે વિવર્ણ+ મુખ થઈ જવાથી શોભતાં ન હતાં.[૧૮] એવી રીતે નિર્જીવની પેઠે બન્ને પટ્ટરાણીઓને સૂતેલી જોઈને તથા મહારાજાને મરણ પામેલા જોઈને, અતિ શોકને લીધે આખું અંતઃપુર નિર્જીવ સરખું થઈ ગયું.[૧૯] આવો પ્રકાર જોઈને* દીન થઈ ગયેલી સઘળી રાણીઓ અરણ્ય વિષે પોતાના યૂથપતિ હાથી વિનાની થયેલી હાથણીઓની પેઠે મોટા સ્વરથી આક્રોશ કરવા લાગી.[૨૦] તેઓનો ભારે કોલાહલ સાંભળી કૌશલ્યા અને સુમિત્રા એકાએક જાગી ઊઠ્યાં અને સંભ્રમને લીધે બેબાકળાં થઈ ગયાં.[૨૧]

પછી 'અરેરે! હાય!! આ એકાએક શું થયું?' એમ બોલતા તેમણે પોતાના પતિના શરીરને સ્પર્શ કરીને સારી રીતે તપાસી જોયું. જ્યારે મહારાજાને મરણ પામેલા જાણ્યા, ત્યારે તો તેઓ (કૌશલ્યા અને સુમિત્રા) 'હા!! સ્વામીનાથ! હા!! ભર્તા!' એવો પોકાર કરતાં પૃથ્વી પર ઢળી પડ્યાં. પૃથ્વી પર તરફડિયા મારતાં અને શરીર પર ધૂળ ચોંટવાથી નિસ્તેજ થયેલાં કૌશલ્યા આકાશમાંથી ખરી પડેલા તારાની પેઠે શોભતાં ન

* 'મહારાજા જીવે છે કે નહિ' એવી શંકા

+ ભેંકાળ.

* કૌશલ્યા, સુમિત્રા તથા દશરથ રાજા એ ત્રણેને મરણ પામેલાં ધારીને

હતા.[૨૨,૨૩] મહારાજા દશરથને મરણ પામેલા તથા મહારાણી કૌશલ્યાને પૃથ્વી પર પડેલાં જોઈને, દશરથ રાજાની સઘળી રાણીઓ અતિ શોકને લીધે રુદન કરવા લાગી અને મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગઈ. પછી જેમ જેમ ખબર થતી ગઈ. તેમ તેમ કૈકેયી વગેરે સ્ત્રીઓ પણ રુદન કરતી ત્યાં આવવા લાગી.[૨૪-૨૬] તે વેળાએ સર્વ સ્ત્રીઓના વિલાપનો મોટો શબ્દ આખા રાજમહેલમા પ્રસરી ગયો. રાણીઓનો આક્રોશ સાંભળી બહાર રહેલાં સર્વ મનુષ્યો અતિ સંભ્રમને લીધે ભયભીત થયા અને રુદનનું કારણ જાણવા ઉત્સુક બન્યાં. સર્વ સગાંસંબંધીઓ અત્યંત પરિતાપ પામ્યાં. એ પ્રમાણે એક ક્ષણવારમા મહારાજા દશરથનુ અંતઃપુર ભયંકર દેખાવવાળું થઈ ગયુ.[૨૭,૨૮] રાજશ્રેષ્ઠ અને અતિ યશસ્વી એવા મહારાજા દશરથને પરલોકવાસી થયેલા જોઈને, અતિ દુઃખી થયેલી સઘળી રાણીઓ તેમની ચારે બાજુ વીંટાઈ વળી અને એકબીજાનો હાથ પકડીને અનાથની પેઠે કરુણાજનક સ્વરે રુદન કરવા લાગી.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૬ મો

### કૌશલ્યાનો વિલાપ અને મહારાજાના મૃતદેહનું સંરક્ષણ

तमग्निमिव संशान्तमम्बुहीनमिवार्णवम् ।
गतप्रभमिवादित्यं स्वर्गस्थं प्रेक्ष्य भूमिपम् ॥१॥

મહારાજા દશરથ કે જે પ્રભા વિનાના અગ્નિની પેઠે શાંત, જળહીન સમુદ્રની પેઠે નિષ્ક્રિય અને પ્રકાશરહિત સૂર્યની પેઠે નિસ્તેજ થઈ ગયા હતા, તેમને સ્વર્ગસ્થ થયેલા જોઈને, ચોધાર આંસુએ રુદન કરતાં અને શોક વડે પીડાતા મહારાણી કૌશલ્યા એ વેળા પોતાના મૃત પતિ (મહારાજા)ના મસ્તકને ખોળામાં રાખીને કૈકેયીને ઉદ્દેશી વિલાપ કરતા કહેવા લાગ્યાં: 'અરે! ઓ ક્રૂર કૈકેયી! લે હવે તારી સર્વ કામનાઓ પૂર્ણ થઈ! અરે, દુષ્ટાચારિણી! તું તારા નિંદ્ય કૃત્ય વડે મહારાજાને આ લોકનો ત્યાગ કરાવીને હવે સુખી થઈ! લે, હવે તું તારા પુત્રની સાથે નિષ્કંટક રાજ્યસુખ ભોગવ! ! અરે! મારો પુત્ર રામ મને તજીને વનમાં ગયો અને મારા સ્વામી પણ આજે મારો ત્યાગ કરીને સ્વર્ગે સિધાવી ગયા! હવે નિર્જન અરણ્યમાં સંગતિથી વિખૂટી પડેલી સ્ત્રીની પેઠે હું એકલી આ સંસારમા કેવી રીતે જીવી શકીશ? અરેરે! હાય! હવે મારે કોઈનો પણ આશ્રય નહિ હોવાથી હું જીવવા ઇચ્છતી નથી.[૨-૪] અરે, પોતાના દૈવતરૂપ પતિનો ત્યાગ કરીને પોતાના સતીધર્મથી ભ્રષ્ટ થયેલી આ એક કૈકેયી વિના બીજી કઈ સ્ત્રી આ જગતમાં જીવવા ઇચ્છે?[૫] અરે. જેમ કોઈ સાહસી મનુષ્ય આત્મહત્યાનો દોષ ન વિચારતા વિષભક્ષણ કરે, અથવા ધનના લોભને લીધે હિંસાદોષથી ન ડરતાં અન્ન વગેરેમા વિષ ખવડાવે, તેમ મંથરાના કહેવાથી આ ક્રૂર કૈકેયીએ માત્ર રાજ્યના લોભને લીધે હત્યાથી ન ડરતા આખા રઘુકુળનો વિનાશ કર્યો છે![૬] અરે! દુષ્ટા કૈકેયીએ વરદાનના મિષથી અયોગ્ય કાર્યમાં યોજેલા મહારાજાએ પોતાના પ્રિય પુત્ર રામને સીતા સહિત વનમા મોકલ્યો છે. એવું જ્યારે જનક રાજા સાંભળશે, ત્યારે ખરેખર તે મારી પેઠે સંતાપ પામશે.[૭] અરે! કમળપત્ર સરખાં નેત્રવાળો મારો ધાર્મિક પુત્ર રામ કે જે જીવતાં જ મારા વિયોગને પ્રાપ્ત થયો છે, તે આજે મને આવી રીતે અનાથ અને વિધવા થયેલી જાણતો હશે શું?[૮] અરે! પતિસેવારૂપ ઉત્તમ તપશ્ચર્યા કરનારી વિદેહ રાજાની પુત્રી જાનકી કે જેણે કદી પણ દુઃખ જોયુ નથી, તે વનવાસનાં દુઃખ જોઈને ઘણો જ ઉદ્વેગ પામશે.[૯] અરે! રાત્રિના સમયે વનમાંનાં સિંહાદિ પશુઓની ભયંકર ગર્જનાઓ તથા ઘુવડ વગેરે પક્ષીઓના ક્રૂર શબ્દો સાંભળી અત્યંત ત્રાસ પામતી એ જનકનંદિની રામચંદ્રનો જ આશ્રય લેતી હશે.[૧૦] અરેરે! હાય! વૃદ્ધ અને માત્ર કન્યાઓરૂપી સંતતિવાળા જનકરાજા પણ પોતાની પુત્રી સીતાના દુઃખનું જ ચિંતન કરતા અત્યંત શોકને લીધે પોતાના જીવિતનો ત્યાગ કરશે. અરે! હાય, ચોતરફથી દુઃખમા આવી પડેલી હું હવે જીવીને શુ કરવાની છું? હું મારો

પતિવ્રતધર્મ સંભારીને મારા પતિના મૃત શરીરનું આલિંગન કરી અગ્નિમાં પ્રવેશ કરીશ અને આજે જ મારા જીવિતનો અંત આણીશ.'[૧૧,૧૨]

એ પ્રમાણે વિલાપ કરતાં મહારાણી કૌશલ્યા ખરે જ મહારાજાના મૃત શરીરને વળગી પડ્યાં અને મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડ્યાં. પછી વ્યવહારકાર્યમાં કુશળ અમાત્યોએ તેમને ત્યાંથી બીજે સ્થળે લઈ જવા માટે અંતઃપુરની કેટલીક સ્ત્રીઓને આજ્ઞા કરી, એટલે તે સ્ત્રીઓ મહારાણી કૌશલ્યાને અતિ પ્રયત્ને મહારાજાના શરીરથી છોડાવીને બીજા ઓરડામાં લઈ ગઈ. એટલામાં મહાત્મા વસિષ્ઠ મુનિ વગેરે મંત્રીઓ મહાકલ્પાંત કરતા ત્યાં આવી પહોંચ્યા અને તેમણે નિશ્ચય કર્યો કે, 'હાલમાં મહારાજાનો એકે પુત્ર અહીં નથી અને પુત્ર વિના મહારાજાના દેહને અગ્નિસંસ્કાર કરવો એ યોગ્ય નથી. મહારાજાનું શબ ખરાબ ન થઈ જાય એટલા માટે હાલમાં શબને એક તેલથી ભરેલી મોટી કઢાઈમાં રાખીને સાચવવું જોઈએ.' વસિષ્ઠ મુનિના ઉપર્યુક્ત નિશ્ચયને મળતા થઈને સર્વ અમાત્યોએ તુરત જ મહારાજાના શબને તેલથી ભરેલી કઢાઈમાં રાખ્યું અને પછી તેઓ રાજ્યમાં કાંઈ પણ તોફાન ન થાય એ માટે બંદોબસ્ત કરવા લાગ્યા.[૧૩-૧૫]

મહારાજાના શબને તેલમાં સુવાડેલું જોઈને કેટલીક રાણીઓ 'હાય હાય! મહારાજા મરણ પામ્યા! હવે અમારે શું કરવું?' એમ અનેક પ્રકારે વિલાપ કરવા લાગી.[૧૬] કેટલીક રાણીઓ પોતાના હાથ ઊંચા કરી કરીને ચોધાર આંસુએ રુદન કરતી કરુણાજનક વિલાપ કરવા લાગી: 'હા, મહારાજ! હા, સ્વામિન્! નિરંતર પ્રિય અને સત્ય વચન બોલનારા મહાત્મા રામચંદ્રથી વિખૂટી પડેલી અમોને તમે પણ શા માટે ત્યાગો છો?[૧૭,૧૮] અરે! તમારા મરણથી વિધવા થયેલી અને મહાત્મા રામચંદ્રના આશ્રય વિનાની અમે સૌ દુષ્ટ ભાવનાવાળી શોક કૈકેયીના તાબામાં કેમ કરી રહી શકીશું?[૧૯] અરેરે! હે રાજન્! મહાન ધૈર્યવાળા શ્રીમાન રામચંદ્ર કે જે અમારા તથા તમારા આશ્રયરૂપ છે, તે તો પ્રથમથી જ રાજ્યલક્ષ્મીને ત્યજીને વનમાં સિધાવ્યા છે;[૨૦] તો પછી તેના વિના અને તમારા વિના અત્યંત દુઃખમાં સડતી અમે કૈકેયીનો તિરસ્કાર સહન કરીને અહીં કેમ કરી રહી શકશું?[૨૧] અરેરે! જે દુષ્ટા કૈકેયીએ પોતાના પતિ મહારાજા દશરથ, સીતા સહિત રામચંદ્ર તથા મહાબળવાન લક્ષ્મણનો પણ ત્યાગ કર્યો, તે બીજા કોનો ત્યાગ નહિ કરે?'

એ પ્રમાણે અતિશય શોકને લીધે રુદન કરતી મહારાજા દશરથની સર્વ રાણીઓ શોકમગ્ન થઈ અને પૃથ્વી પર પડીને તરફડિયાં મારવા લાગી. એ વેળા મહારાજા દશરથ વિનાની થઈ પડેલી અયોધ્યાનગરી નક્ષત્ર વિનાની રાત્રિની પેઠે કિંવા પતિ વિનાની સ્ત્રીની પેઠે શૂન્ય દેખાવા લાગી. જેમ જેમ દશરથ રાજાના મરણના સમાચાર નગરમાં ફેલાતા ગયા, તેમ તેમ સર્વ મનુષ્યો ચોધાર આંસુએ રોવા લાગ્યા. કુલીન સ્ત્રીઓ મોટા આક્રોશપૂર્વક હાહાકાર કરવા લાગી. ચૌટાં તથા ચોક વગેરે શૂન્ય જણાવા લાગ્યાં. એ પ્રમાણે આખી અયોધ્યાનગરી પુનઃ પણ પ્રથમની પેઠે શોકસાગરમાં ડૂબી ગઈ.[૨૨-૨૫]

વિયોગના શોકથી મહારાજા સ્વર્ગમાં ગયા. ત્યારે તેમની સર્વ રાણીઓ અતિશય શોકને લીધે પૃથ્વી પર પડીને રુદન કરવા લાગી. એટલામાં ભગવાન શ્રીસૂર્યનારાયણ પોતાનાં કિરણો સમેટીને અસ્તાચળ પ્રત્યે સિધાવ્યા અને મહાન અંધકારવાળી રાત્રિ પ્રવૃત્ત થઈ.[૨૬] એ વેળા મહારાજાના સર્વ અમાત્યો વગેરે સુહૃદ્જનો ત્યાં આવ્યા હતા, તોપણ પુત્ર વિના મહારાજાના શબને અગ્નિસંસ્કાર કરવાનું યોગ્ય ધાર્યું નહિ અને તેથી જ તેઓએ તે શબને તેલમાં રાખી મૂક્યું.[૨૭] જેમ સૂર્ય વિનાનું અંતરિક્ષ કાંતિરહિત જણાય અને નક્ષત્રો વિનાની રાત્રિ નિસ્તેજ જણાય, તેમ સ્થળે સ્થળે ટોળે મળી ગદ્ગદ કંઠે રુદન કરતા પુરવાસી જનોથી ભરપૂર થયેલા માર્ગથી તથા ચૌટાંવાળી આખી અયોધ્યાનગરી મહારાજા દશરથ વિનાની થઈ જવાથી શૂન્ય જણાવા લાગી. વળી આખી નગરીમાં ટોળે મળેલાં

અનેક સ્ત્રીપુરુષો મહારાજા દશરથનુ મરણ જાણીને અતિશય શોક પામ્યાં અને વારંવાર કૈકેયીને નિંદવા તથા ધિક્કારવા લાગ્યાં.[૨૮,૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૭ મો

## રાજા વિનાના રાજ્યમાં થતા અનર્થો-રાજાની આવશ્યકતા

आक्रन्दिता निरानन्दा सास्रकंठजनाविला ।
अयोध्यायामवतता सा व्यतीयाय शर्वरी ॥१॥

આખી અયોધ્યાનગરીમાં મહાન શોકને લીધે ગદ્ગદ કંઠે વિલાપ કરતાં સ્ત્રી-પુરુષોની અતિ દુઃખને લીધે લાંબી થઈ પડેલી રાત્રિ વ્યતીત થઈ. સૂર્યોદય થતાં મહારાજાનાં સર્વ કાર્ય કરનારા વિદ્વાન બ્રાહ્મણો તથા મંત્રીઓ એકઠા મળીને રાજસભામાં આવ્યા. જ્યારે સર્વ સભા ભરાઈ રહી અને મહર્ષિ વસિષ્ઠ પોતાના મુખ્ય સ્થાન પર વિરાજ્યા, ત્યારે માર્કંડેય, મૌદ્ગલ્ય, વામદેવ, કશ્યપ, કાત્યાયન, ગૌતમ અને મહાયશસ્વી જાબાલિ-એ સર્વ મહારાજના પ્રધાનવર્ગમાંના મુખ્ય બ્રાહ્મણોએ ઊભા થઈને મહારાજાના પુરોહિત મહર્ષિ વસિષ્ઠની આગળ પોતાના જુદા જુદા વિચારો દર્શાવતાં કહેવા માંડ્યું :

'અરે ! પુત્રવિયોગના શોકથી મહારાજા દશરથ મરણ પામ્યા, તેથી અમો સર્વની આજની રાત્રિ સો વર્ષ જેટલા લાંબા સમયની પેઠે મહાદુઃખમાં વ્યતીત થઈ છે. અરે ! હાલમા મહારાજા દશરથ સ્વર્ગમાં સિધાવી ગયા છે, શ્રીમાન રામચંદ્ર વનમાં ગયા છે અને તેજસ્વી લક્ષ્મણ પણ તેમની સાથે જ ગયા છે;[૨-૬] તથા શત્રુને તપાવનારા ભરત અને શત્રુઘ્ન, એ બન્ને ભાઈઓ કેકય દેશમાં પોતાને મોસાળ ગયા છે. હવે આપણે શું કરવું ?[૭] અરે ! રાજા વિનાના રાજ્યમાં અનેક અનર્થ થાય છે; માટે આજે જ ઇક્ષ્વાકુકુળમાંથી કોઈ ને પણ રાજ્યાસન પર બેસાડવો જોઈએ. રાજા વિનાનુ રાજ્ય અલ્પ સમયમાં વિનાશ પામે છે.[૮] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં અનેક અનર્થ-અધર્મ થાય છે, સર્વત્ર અન્યાય પ્રસરી જાય છે અને સર્વત્ર પાપ જ દૃષ્ટિએ પડે છે. એમ થાય એટલે વીજળીઓરૂપી માળાથી શોભતો તથા ભારે ગડગડાટ કરતો મેઘ પોતાનુ દિવ્ય જળ પૃથ્વી પર વરસાવતો નથી.[૯] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં ખેડૂત લોકો નિર્ભયપણે ખેતરોમાં અનાજ વાવી શકતા નથી, પ્રજાજનો ધાન્યનો સંગ્રહ કરી શકતા નથી તેમ જ સારી રીતે દ્રવ્ય પણ સંપાદન કરી શકતા નથી, પુત્ર પિતાને કે સ્ત્રી પતિને વશ થઈને વર્તતા નથી.[૧૦] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં વસનારા પુરુષોની પાસે ધન હોતું નથી અને તેથી સ્ત્રીઓ પણ તેઓના ઘરમાં રહેતી નથી. જ્યાં આવા આવા મોટા ભય થાય, ત્યાં પછી સત્યનુ તો નામ જ શાનુ રહે ? જે દેશમાં રાજા ન હોય તે દેશના પુરુષો ન્યાયાન્યાયનો વિચાર કરવા માટે સભા ભરી શકતા નથી, ધનવાન પુરુષો પોતાના કિંવા પારકાના સુખ માટે રમણીય બાગબગીચા વગેરે બનાવી શકતા નથી તથા વિદ્યાર્થીઓ માટે વિદ્યાલયો, છાત્રાલયો, કિંવા વટેમાર્ગુઓ માટે ધર્મશાળાઓ વગેરે બંધાવી શકતા નથી.[૧૧,૧૨] જે દેશમા રાજા ન હોય તે દેશમાં બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યો યાગ-યજ્ઞાદિ ક્રિયા કરવામા પ્રવૃત્ત થતા નથી તથા ઉત્તમ વ્રતવાળા બ્રાહ્મણો જિતેંદ્રિયપણે રહીને લાંબા કાળ સુધી ચાલે એવા પ્રયોગવાળા સત્ર*(યજ્ઞ)નો આરંભ કરી શકતા નથી.[૧૩] જે દેશમા રાજા ન હોય તે દેશમાં મોટા મોટા યજ્ઞોને વિષે ધનાઢ્ય બ્રાહ્મણો પણ યજન કરાવનારા ઋત્વિજોને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યથાયોગ્ય દક્ષિણા આપતા નથી જે દેશમાં રાજા ન હોય તે દેશમાં મોટા મોટા ઉત્સવો અને સમાજો કે જેને વિષે નટ-નર્તક વગેરે આનંદ પામે છે તથા જેનાથી રાજ્યની આબાદી થાય છે, તે પણ વૃદ્ધિ પામતા

* જે યજ્ઞ ઘણા લાંબા સમય સુધી ચાલે અને જેમા સર્વ બ્રાહ્મણો મળીને પરસ્પર યજમાન અને ઋત્વિજનુ કાર્ય કરે એને 'સત્ર' કહે છે

નથી.[૧૪,૧૫] જે દેશમાં રાજા ન હોય તે દેશમા વ્યાપારી લોકો પોતાના વ્યાપાર સારી રીતે ચલાવી શકતા નથી. કેટલાકો તો પોતાની ઇચ્છા પ્રમાણે વસ્તુઓના ભાવ લે છે. વળી કથા સાંભળવામાં પ્રીતિવાળા શ્રોતાજનો પૌરાણિકોએ કહેલી કથા સાંભળીને પ્રસન્ન થતા નથી; કેમ કે અરાજ્યથી થએલા ભયને લીધે તેઓનાં ચિત્ત નિરંતર અસ્વસ્થ રહે છે.[૧૧] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં સુવર્ણનાં આભૂષણો ધારણ કરનારી કુમારિકાઓ સાંજના સમયે એકઠી મળીને ઉદ્યાનોમાં હરવા-ફરવા જઈ શકતી નથી.[૧૭] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં ખેતીનું કાર્ય કરનારા તથા ગાયોનું રક્ષણ કરનારા ધનવાન પુરુષો પોતાનાં ગૃહનાં દ્વારો ખુલ્લાં મૂકીને સુરક્ષિતપણે સૂઈ શકતા નથી. જે દેશમાં રાજા ન હોય તે દેશમાં કામી પુરુષો પોતાની સ્ત્રીઓની સાથે શીઘ્ર ગતિવાળાં રથાદિ વાહનોમાં બેસીને વિલાસ કરવા સારુ અરણ્યોને વિષે જઈ શકતા નથી.[૧૮,૧૯] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં ગળામાં બાંધેલા મોટા ઘંટાઓથી શોભતા અને ઉત્તમ દંતૂશળવાળા સાઠ સાઠ વર્ષના હાથીઓ રાજમાર્ગો પર ફરતા જોવામાં આવતા નથી.[૨૦] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરનારા વીર પુરુષો કે જેઓ વારંવાર લક્ષ્ય પ્રત્યે બાણ ફેંકતા હોય છે, તેઓનાં ધનુષ્યોની પ્રત્યંચાનો શબ્દ સાંભળવામાં આવતો નથી; અર્થાત્ ક્ષત્રિયો અસ્ત્રવિદ્યાનો અભ્યાસ કરી શકતા નથી.[૨૧] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં વ્યાપારી લોકો અનેક પ્રકારના વેચવાના પદાર્થો લઈને કુશળપણે દૂર દેશે-લાંબી વાટે જઈ શકતા નથી.[૨૨] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં સર્વ સ્થળે એકલા જ ફરનારા અને જ્યાં સાયંકાળ થાય ત્યાં જ પોતાનું ગૃહ માનીને નિવાસ કરનારા જિતેંદ્રિય યતિઓ (સંન્યાસીઓ) જેઓ નિરંતર પરબ્રહ્મનું જ ચિંતન કરનારા હોય છે, તેઓ યથેચ્છ વિચરી શકતા નથી. જે દેશમાં રાજા ન હોય તે દેશમાં મનુષ્યો પોતાની આજીવિકા મેળવી શકતા નથી તેમ જ પ્રાપ્ત થયેલી વસ્તુઓનું રક્ષણ કરી શકતા નથી. વળી રાજા વિનાની સેના શત્રુઓનો પરાભવ કરી શકતી નથી. જે દેશમાં રાજા ન હોય તે દેશમાં વસ્ત્રાભૂષણોથી શોભતા ધનવાન પુરુષો ઉત્તમ અશ્વો પર આરૂઢ થઈને કિંવા રથાદિ વાહનોમાં બેસીને એકાએક સાહસપણે ગમન કરી શકતા નથી. જે દેશમાં રાજા ન હોય તે દેશમાં શાસ્ત્રો જાણનારા વિદ્વાન પંડિતો બાગબગીચામાં કે નદીકિનારે મળીને પરસ્પર વાદવિવાદ કરી શકતા નથી, તેમ જ ત્યાં રહી શકતા પણ નથી.[૨૩-૨૬] જે દેશમાં રાજા ન હોય તે દેશમાં સદાચરણી મનુષ્યો પુષ્પહાર, નૈવેદ્ય તથા દક્ષિણા વગેરે ઉપચારો વડે દેવોનું પૂજન કરી શકતા નથી.[૨૭] જે દેશમાં રાજા ન હોય તે દેશમા ક્ષત્રિયો પોતાનાં શરીર પર અગરુચંદનાદિ સુગંધી દ્રવ્યો વડે વસંતઋતુનાં વૃક્ષોની પેઠે શોભી શકતા નથી.[૨૮]

જેવી જળ વગરની નદી શુષ્ક જણાય છે, જેવું તૃણ વિનાનું અરણ્ય ભયંકર જણાય છે તથા જેમ ગોવાળ વિનાની ગાયો અસ્વસ્થ ચિત્તવાળી જણાય છે, તેવો જ રાજા વિનાનો દેશ પણ થઈ જાય છે.[૨૯] જેમ ધ્વજ રથની નિશાનીરૂપ છે અને ધુમાડો એ અગ્નિની નિશાનીરૂપ છે, તેમ આપણી સર્વની નિશાનીરૂપ જે મહારાજા દશરથ હતા, તે તો હવે દેવલોકમાં સિધાવી ગયા છે; માટે હવે બીજા રાજ્યો આગળ આપણો પ્રભાવ કેવી રીતે પડશે અને આપણે પ્રજાને સુખી કેવી રીતે કરી શકીશું?[૩૦] રાજા વિનાના દેશમાં કોઈ કોઈનું હોતું નથી; પરંતુ જળમાં રહેલાં બળવાન મત્સ્યો જેમ નિર્બળ મત્સ્યોનું ભક્ષણ કરે છે, તેમ રાજા વિનાના દેશમાં બળવાન મનુષ્યો નિર્બળ મનુષ્યોનું ભક્ષણ કરનારાં થઈ પડે છે.[૩૧] વળી જેઓ વૈદિક ધર્મની મર્યાદાને તોડનારા તથા અધર્મના માર્ગે ચાલનારા હોવાથી પ્રથમ રાજદંડની શિક્ષા પામી ચૂકેલા હોય છે, તેઓ પણ રાજા ન હોય ત્યારે નિર્ભય થઈને પોતાની ઇચ્છામા આવે તેમ વર્તે છે.[૩૨] જેમ નેત્રો નિરંતર શરીરનું હિત કરવામાં અને અહિતની નિવૃત્તિ કરવામાં પ્રવર્તે છે, તેમ

પ્રજાનાં નેત્રરૂપ રાજા પણ સત્ય તથા ધર્મની વૃદ્ધિ કરીને નિરંતર પ્રજાનુ હિત આચરી અહિતનું નિવારણ કરે છે[૩૩] જો રાજા હોય તો જ સત્ય, ધર્મ તથા કુળવાનોના કુળનું રક્ષણ થાય છે. રાજા એ જ પ્રજાનાં માતાપિતારૂપ છે અને રાજા જ પ્રજાનું હિત કરનાર છે.[૩૪] યમ, કુબેર, ઇંદ્ર અને વરુણ, એ ચારે કરતાં રાજા અધિક ગણાય છે; કેમ કે યમ માત્ર પ્રજાને દંડ જ આપે છે, કુબેર ધનભંડાર આપે છે, ઇંદ્ર પાલન કરે છે અને વરુણ સર્વને સદાચરણમા પ્રવર્તાવે છે; પરંતુ રાજા તો દંડ દેવો, ધન દેવું, પાલન કરવું તથા સદાચરણ પ્રવર્તાવવુ એ ચારે ગુણો ધારણ કરે છે.[૩૫] અહો! જો આ લોકમા સાચા–જુઠાનો નિર્ણય કરનાર રાજા ન હોય, તો અવશ્ય, જેમ સૂર્ય વિના અંધકારમાં કાંઈ પણ સૂઝતું નથી, તેમ રાજ્ય સંબંધી કે પ્રજા સંબંધી કર્તવ્યાકર્તવ્યનો કાંઈ પણ નિર્ણય થઈ શકે નહિ.[૩૬] હે મહર્ષિ વસિષ્ઠ! જેમ સમુદ્ર પોતાના કિનારાનું ઉલ્લંઘન કરતો નથી, તેમ અમો સર્વેએ મહારાજાના જીવતાં તમારાં વચનોનું કદી પણ ઉલ્લંઘન કર્યું નથી અને હવે પછી પણ તેમ કરવા ઇચ્છતા નથી; માટે અમો સર્વનો આધાર તમે જ છો[૩૭] હે દ્વિજવર્ય વસિષ્ઠ મુનિ! રાજા વિનાના અરણ્ય સમાન થઈ પડેલા દેશને તથા અમો સર્વની દયાજનક સ્થિતિ જોઈને તમે મહારાજાના પુત્ર ભરતને કે અન્ય કોઈને પણ તેડાવીને. રાજરૂપે રાજ્યાસન પર અભિષિક્ત કરો.'[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૮ મો

### વસિષ્ઠ મુનિની આજ્ઞાથી રાજદૂતો ભરતને તેડવા ગયા

तेषां तद्वचनं श्रुत्वा वसिष्ठः प्रत्युवाच ह ।
मित्रामात्यजनान्सर्वान्ब्राह्मणांस्तानिदं वचः ॥१॥

માર્કંડેયાદિ બ્રાહ્મણોનાં વચન સાંભળી મહર્ષિ વસિષ્ઠે પોતાના મિત્રરૂપ સુમંત્ર વગેરે પ્રધાનોને તથા તે બ્રાહ્મણોને કહ્યું: 'હાલમાં પરમ સુખી ભરત પોતાના ભાઈ શત્રુઘ્ન સહિત અતિ હર્ષપૂર્વક પોતાના મોસાળમાં વસે છે. તેને મહારાજાએ કૈકેયીના વરદાનરૂપે રાજ્ય આપ્યું છે;[૧-૨] તો પછી આપણે કોની વાટ જોવાની છે? કોઈની પણ નહિ. મારો તો એવો વિચાર છે કે, એ બન્ને શૂરવીર ભાઈઓને તેમના મોસાળમાંથી તેડી લાવવા માટે આપણે શીઘ્ર ગતિવાળા અશ્વો સહિત દૂતોને કેકયનગર પ્રત્યે મોકલવા કે જેથી તે દૂતો સત્વર ત્યાં જઈને ભરત–શત્રુઘ્નને તેડી લાવે.'[૩]

વસિષ્ઠ મુનિનું ઉપર્યુક્ત વચન સર્વ અમાત્યોએ માન્ય કર્યું, ત્યારે મહર્ષિ વસિષ્ઠે સિદ્ધાર્થ, વિજય, જયંત અને અશોકનંદન એ નામના દૂતોને શીઘ્ર વેગવાળા અશ્વો સાથે કેકયદેશ પ્રત્યે પ્રયાણ કરવા આજ્ઞા કરી અને કહ્યું: 'હે દૂતો! તમે અહીંનો સઘળો વૃત્તાંત જાણો છો, માટે સત્વર કેકયરાજાને ત્યાં જાઓ અને ઉતાવળથી રાજકુમાર ભરત–શત્રુઘ્નને અહીં તેડી લાવો. જુઓ, ત્યાં જઈને તમે કોઈ પણ પ્રકારે અહીં બનેલો બનાવ સંભારીને શોક દર્શાવશો નહિ તથા રામચંદ્ર વનમાં ગયા છે અથવા તો મહારાજા મરણ પામ્યા છે તે વાત ભરતને જણાવશો નહિ. માત્ર ત્યાં જઈને તમારે આ પ્રમાણે જ ભરતને કહેવું કે, 'ગુરુ વસિષ્ઠે તથા સર્વ મંત્રીઓએ તમને કુશળ કહાવ્યું છે. હાલમાં ત્યા તમારું કાંઈ આવશ્યક કાર્ય આવી પડ્યુ છે. જેમાં વિલંબ થવાથી ઘણી જ હાનિ પહોંચે એમ છે; માટે તમે સત્વર અમારી સાથે અયોધ્યા પધારો.' હે દૂતો! તમે ભરતના માતામહને સન્માનમાં આપવા માટે કેટલાએક ઉત્તમ કૌશેયવસ્ત્રો તથા અમૂલ્ય આભૂષણો લઈને સત્વર કેકયનગર પ્રત્યે વિદાય થાઓ.'[૪-૯] એમ કહીને, તે દૂતોને માર્ગમા ભોજન કરવા માટે ભાતું તથા કેકયરાજાને આપવાનાં ભેટનાં ઉત્તમ વસ્ત્રાભૂષણો આપ્યાં. એટલે એ રાજદૂતો તુરત જ પોતપોતાને ઘેર જઈને તથા પોતાના સ્ત્રીપુત્રાદિની આજ્ઞા લઈને કેકયદેશ પ્રત્યે જવા માટે ઉત્તમ વેગવાળા અશ્વો પર આરૂઢ થયા.[૧૦] પોતપોતાનાં ઘરનો

યોગ્ય બંદોબસ્ત કરીને તથા માર્ગમાં ઉપયોગી અન્નવસ્ત્રાદિ લઈને તે રાજદૂતો વસિષ્ઠ ગુરુની આજ્ઞાથી કેકયપ્રદેશ પ્રત્યે ગયા.[૧૧]

એ રાજદૂતોએ અયોધ્યાનગરીના પશ્ચિમ દરવાજેથી નીકળી પ્રયાણ કર્યું. પ્રથમ તેઓ પશ્ચિમ તરફ આવેલા 'અરતાલ' નામના દેશની તથા ઉત્તર તરફ આવેલા 'પ્રલંબ' નામના દેશની મધ્યે વહેતી 'માલિની' નામની નદીથી કેટલેક દૂર ગયા.[૧૨] ત્યાંથી તેઓ પંચાલ દેશથી આગળ હસ્તિનાપુરથી થોડેક દૂર આવેલી ગંગાનદી ઊતરીને, કુરુ તથા જાંગલ દેશના મધ્યમાર્ગે થઈને જવા લાગ્યા.[૧૩] માર્ગમાં આવતાં પ્રફુલ્લિત કમળો વાળાં સરોવર તથા નિર્મળ જળવાળી નદીઓની શોભાને જોતા એ રાજદૂતો કાર્યપ્રસંગને લીધે વિલંબ ન કરતાં શીઘ્ર ગતિથી ચાલ્યા જતા હતા.[૧૪] થોડી વારમા તેઓએ નિર્મળ જળવાળી, અનેક જળચર પ્રાણીઓથી વ્યાપ્ત અને નાના પ્રકારના પક્ષીઓએ સેવેલી 'શરદંડા' નામની નદીને પાછળ મૂકીને તેના પશ્ચિમ કિનારા પર આવેલા 'સત્યોપયાચન'* નામના વૃક્ષની પાસે જઈને તથા તે વૃક્ષને પ્રણામ કરીને, 'કુલિંગા' નામની નગરીમાં પ્રવેશ કર્યો.[૧૫,૧૬] ત્યાંથી 'અભિકાલ' અને 'તેજોભિભવન' નામના નગરને પણ વટાવીને તેઓ ઇક્ષ્વાકુવંશના પૂર્વજોએ સેવેલી 'ઇક્ષુમતી' નામની નદીની પાર ઊતર્યા.[૧૭] ત્યાથી તેઓએ જ્યાં મોટા મોટા વેદવેત્તા બ્રાહ્મણો પણ પાત્ર વિના અંજલિ(ખોબા)એ કરી જળ પીએ છે એવા અનાચારવાળા 'બાહ્લીક' નામના દેશમાં થઈને 'સુદામાન' નામના પર્વત પ્રત્યે પ્રયાણ કર્યું.[૧૮] પછી તેઓ સુદામાન પર્વત પર થઈને વિષ્ણુપદ તીર્થ વિપાશા અને શાલ્મલી આદિ નદીઓ, સરોવરો, વાવો, નાની તળાવડીઓ તથા અનેક પ્રકારના સિંહો, વ્યાઘ્રો, મૃગો અને હાથીઓને જોતાં તથા રાજગુરુ વસિષ્ઠ મુનિની આજ્ઞા પ્રમાણે ક્યાંય પણ વિલંબ નહિ કરતાં, અનેક દેશો તથા મહાવનોને ઓળંગી આગળ વધવા લાગ્યા.[૧૯,૨૦] એમ કરતાં લાંબો પંથ કાપવાથી જેઓના અશ્વો થાકી ગયા હતા, એવા એ રાજદૂતો અયોધ્યાથી નીકળ્યાને સાતમે દિવસે કેકયરાજાની રાજધાની 'ગિરિવ્રજ' નામની નગરીની સમીપ જઈ પહોંચ્યા.[૨૧] સાત સાત દિવસો સુધી એકસરખી મજલ કરવાથી તેઓના અશ્વો થાકી ગયા હતા, તોપણ પોતાના સ્વામી(મહારાજા)નું પ્રિય કરવા માટે, પ્રજાનું રક્ષણ કરવા માટે અને કુમાર ભરત દશરથ રાજાના વંશપરંપરાના રાજ્યને સત્વર પામે તે માટે કિંચિત્ પણ વિલંબ ન કરતાં, તેઓ રાત્રિ પડતાં કેકય રાજાના નગર આગળ આવી પહોંચ્યા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૬૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૯ મો

### ભરતને આવેલું દુઃસ્વપ્ન

यामेव रात्रिं ते दूताः प्रविशन्ति स्म तां पुरीम्।
भरतेनापि तां रात्रिं स्वप्नो दृष्टोऽयमप्रियः ॥१॥

અયોધ્યાથી આવેલા રાજદૂતોએ જે રાત્રે ગિરિવ્રજ નગરમાં પ્રવેશ કર્યો, તે જ રાત્રિના પરોઢિયે મહારાજા દશરથપુત્ર ભરતને એક દુઃસ્વપ્ન આવ્યું. પાછલી રાત્રે અને તેમાં વળી પરોઢિયાના સમયે પોતાને અતિ ભયંકર દુઃસ્વપ્ન આવેલું જોઈને મહાત્મા ભરત એકાએક ઝબકી ઊઠ્યા અને એ સંબંધી અત્યંત શોચ કરવા લાગ્યા.* ત્યારે પાસે સૂતેલા તેના મિત્રો તથા શત્રુઘ્ન વગેરે સંબંધીઓ જાગી ઊઠ્યા અને આમ એકાએક ભરતને શોકયુક્ત થયેલા જોઈને, તેઓ તેનું પ્રિય વચનો વડે આશ્વાસન કરવા લાગ્યા; તેમ જ 'કદાચ કોઈ કારણથી ભરતનું મન ઉદાસ થઈ ગયું હશે' એમ ધારી તેને હર્ષિત કરવા માટે અનેક પ્રકારની આનંદજનક વાતો કરવા લાગ્યા; પરંતુ

* એ વૃક્ષમાં એવો ચમત્કાર હતો કે, તેની આગળ જઈને મનુષ્ય જે જે યાચના કરે તે સર્વ પરિપૂર્ણ થતી, તેથી જ તેનું 'સત્યોપયાચન' એવું નામ પડ્યું હતું.

* પરોઢિયાના વખતમાં સારું કે નરસું સ્વપ્ન આવે તેનું ફળ તુરત જ પ્રાપ્ત થાય છે, એવું સ્વપ્નશાસ્ત્ર હોવાથી ભરતને ચિંતા થવા લાગી.

ભરતના મનનો ખેદ ઓછો થયો નહિ. એ વેળા તેનું હૃદય ભરાઈ આવેલું હોવાથી તે કાંઈ પણ બોલી શક્યા નહિ.[૧–૩] પછી શત્રુઘ્ન વગેરે સર્વ સંબંધીઓ ભરતને સાથે લઈને સભામાં ગયા અને ત્યાં તેના મનને શાંતિ વળવાને અનેક પ્રકારનાં વીણા વગેરે વાજિંત્રો વગાડવા માંડ્યાં, ઉત્તમ વારાંગનાઓને બોલાવી નૃત્ય કરાવવા લાગ્યા તથા કેટલાએક હાસ્યરસયુક્ત વિવિધ પ્રકારનાં નાટકો કરવા લાગ્યા.[૪] એવી રીતે ભરતના મિત્રોએ અનેક પ્રકારની હાસ્યગોષ્ઠિપૂર્વક મહાત્મા ભરતનું ઘણી સારી રીતે આશ્વાસન કરવા માંડ્યું; પરંતુ તે હર્ષયુક્ત થયો નહિ.[૫] ત્યારે તેના મિત્રોમાનો કોઈ એક મિત્ર કે જે ભરતને અત્યંત પ્રિય હતો, તેણે સર્વની સંમતિથી તેને પૂછ્યુ : 'હે પ્રિય મિત્ર! આ સર્વ મિત્રમંડળ તને દુઃખી જોઈને અનેક પ્રયત્નો વડે તારું આશ્વાસન કરે છે, છતા તું આનંદ કેમ દર્શાવતો નથી?'[૬]

પોતાના પ્રિય મિત્રનું વચન સાંભળી ભરતે કહ્યું: 'હે વહાલા મિત્ર! મારું મન ઉદાસ થઈ જવાનું કારણ હું તને કહું છું, સાંભળ.[૭] મેં આજ રાત્રે અતિ ભયંકર અને અમંગળ સ્વપ્ન જોયું. તે એવું કે જાણે મારા પિતા દશરથરાજા મલિન વસ્ત્રે તથા મુકુટ વિના છૂટેલા કેશવાળા મસ્તકે એક મોટા પર્વતના શિખર પરથી ગબડીને, છાણ અને કાદવથી ભરેલા એક મોટા ખાડામાં પડ્યા.[૮] વળી જાણે તે ગોબર(છાણ)ના ખાડામાં ગળકા ખાતાં વારંવાર હસવા લાગ્યા અને ખોબા ભરીભરીને તેલ પીવા લાગ્યા! એવું મારા જોવામા આવ્યું.[૯] વળી જાણે મેં તેમને તલ અને ભાતનું ભોજન કરીને તથા પોતાના આખા શરીરે તેલ ચોપડીને તેલથી ભરેલા ખાડામા ડુબકાં મારતાં દીઠા. એવું એવું અમગળ જોઈ ને હું સ્વપ્નમા ને સ્વપ્નમા જ મૂંઝાઉ છું; એટલામાં વળી મેં જાણે સમુદ્રને સુકાઈ ગયેલો દીઠો, ચંદ્રને પૃથ્વી પર પડેલો દીઠો અને આખી પૃથ્વીને અંધકારથી છવાયેલી દીઠી.[૧૦,૧૧] એટલામા વળી મારા પિતાને સવારી કરવાનો હાથી મારા જોવામાં આવ્યો. જોતજોતામાં તેના દંતૂશળના કટકે કટકા થઈ ગયા. મેં એ ભયંકર સ્વપ્નમાં દીપકો તથા યજ્ઞોના પ્રજ્વલિત અગ્નિઓને એકાએક ઓલવાઈ જતા દીઠા.[૧૨] પૃથ્વીને ચારે બાજુથી વિદીર્ણ થતી દીઠી; વૃક્ષોને એકાએક સુકાઈ ગયેલાં દીઠા અને મોટા મોટા પર્વતોને ફાટી ગયેલા તથા ધુમાડાવાળા દીઠા.[૧૩] આવું અમંગળ સ્વપ્ન જોઈ ને હું ભય પામું છું; એટલામાં વળી મેં મારા પિતાને ક્રોધથી પણ અમંગળ અને ભયંકર રૂપમાં જોયા. જાણે તે કાળાં વસ્ત્ર પહેરીને લોઢાના આસન પર બેઠેલા છે અને કાળા તથા પીળા વર્ણવાળી સ્ત્રીઓ તેમના પર ચારે તરફથી પ્રહાર કરે છે! વળી ગર્દભોથી જોડેલો એક રથ મારા જોવામાં આવ્યો; અને તુરત જ મારા પિતા રક્ત ચંદન તથા રક્ત પુષ્પોની માળા ધારણ કરીને તે રથમાં બેઠા તથા દક્ષિણ દિશા તરફ ચાલવા લાગ્યા.[૧૪,૧૫] માર્ગમા રક્ત વસ્ત્ર ધારણ કરનારી તથા ભયંકર મુખવાળી એક રાક્ષસી તેમની સામે આવીને હાસ્ય કરવા લાગી; એવુ મારા જોવામાં આવ્યું.[૧૬] (આ સઘળું જોતા ભય પામીને હું જ્યાં બૂમ પાડવા જાઉં છુ, તેટલામાં તો મારી આંખ ઊઘડી ગઈ અને એ ભયંકર તથા અમંગળ દેખાવ અદૃશ્ય થઈ ગયો!) હે મિત્રો! આજની ભયંકર રાત્રિમાં મને જે આવું અમંગળ સ્વપ્ન આવ્યું; તેથી સૂચિત થાય છે કે હું, રામ, લક્ષ્મણ અથવા મારા પિતા દશરથ રાજા એ ચારેમાંથી ગમે તે એક મરણ પામશું.[૧૭] હે મિત્રો! કહ્યું છે કે, 'સ્વપ્નને વિષે જે મનુષ્ય ગર્દભ જોડેલા રથમાં બેસીને દક્ષિણ દિશા પ્રત્યે પ્રયાણ કરતો જોવામાં આવે, તેનું આયુષ્ય ઘણું જ ટૂંકું છે, એમ જાણવું અને અલ્પ સમયમાં જ તેની ચિતાનો ધુમાડો મનુષ્યોના જોવામા આવે છે.' હે પ્રિય મિત્રો! હું આ કારણથી જ ઘણો દીન બની ગયો છું; અને તેથી જ તમારા વચન મને પ્રિય લાગતાં નથી. હે સખાઓ! મેં જ્યારથી એ ભયંકર સ્વપ્ન જોયુ છે, ત્યારથી મારો કંઠ સુકાઈ જાય છે અને મારું ચિત્ત અસ્વસ્થ બની ગયું છે.[૧૮-૧૯] અરે! મને કોઈ પણ પ્રકારે ભયનુ કારણ જણાતું નથી,

તોપણ જાણે ક્ષણે ક્ષણે હું મહાભયને પ્રાપ્ત થાઉં છું અને મારો સ્વર બદલાતો જાય છે તથા દેહની કાંતિ ક્ષીણ થતી જાય છે. હે મિત્રો! 'અરેરે! મારો જન્મ શા માટે થયો હશે?' એવી રીતે હું મારા આત્માને નિંદું છું, પણ તેનું મને કાંઈ કારણ સમજાતું નથી.[20] હે પ્રિય સખાઓ! મેં પૂર્વે કદી જેનો વિચાર સરખો પણ કર્યો ન હતો, એવાં અનેકવિધ એ દુઃસ્વપ્નો મને વારંવાર સાંભરી આવે છે, તેથી મને મારા પિતા દશરથ રાજાના જીવિત સંબંધી ચિંતા થાય છે અને એ ચિંતારૂપ મોટો ભય મારા હૃદયમાંથી દૂર થતો નથી.'[21]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૬૯મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૦મો

### અયોધ્યાથી આવેલા રાજદૂતોનો ભરત સાથે સમાગમ-કેકયને ત્યાંથી વિદાય

**भरते ब्रुवति स्वप्नं दूतास्ते क्लान्तवाहनाः ।**
**प्रविश्यासह्यपरिखं रम्यं राजगृहं पुरम् ॥१॥**

આગલી રાત્રે અયોધ્યાથી આવી પહોંચેલા રાજદૂતોએ પ્રાતઃકાળ થતાં ગિરિવ્રજનગરમાં પ્રવેશ કર્યો. એ નગરની ચારે બાજુ મોટી ખાઈ આવેલી હતી અને કિલ્લા પર અનેક આયુધો તથા યંત્રો ગોઠવેલાં હતાં. એવા કિલ્લામાં પ્રવેશ કરીને એ રાજદૂતો, ભરત પોતાના મિત્રોને દુઃસ્વપ્નની વાત કહેતા હતા, એ સમયે જ રમણીય રાજમહેલ આગળ આવી પહોંચ્યા.[1] પ્રથમ પ્રતિહારો દ્વારા કેકય રાજાને પોતાના આગમનની ખબર આપીને તેમની આજ્ઞા મેળવી તેઓએ રાજમહેલમાં પ્રવેશ કર્યો. પછી તેઓ કેકય રાજાને તથા તેના પુત્ર યુધાજિતને યથાયોગ્ય રીતે મળ્યા અને પરસ્પર કુશળ સમાચાર પૂછ્યા. ત્યાર પછી કેકય રાજાથી સત્કાર પામીને તેઓ ભરતની પાસે આવ્યા અને તેમનાં ચરણોનું વંદન કરી કહેવા લાગ્યા:[2] 'હે રાજકુમાર! અયોધ્યાથી તમારા કુળગુરુ વસિષ્ઠ ઋષિએ તથા સર્વ મંત્રીઓએ તમને કુશળ કહાવ્યું છે. હાલમાં ત્યાં તમારું કાંઈક આવશ્યક કાર્ય આવી પડ્યું છે, જેમાં વિલંબ થવાથી ઘણી જ હાનિ પહોંચે એમ છે; માટે તમે સત્વર અમારી સાથે અયોધ્યા પ્રત્યે પધારો. હે વિશાળ નેત્રવાળા રાજકુમાર! ત્યાંથી આ ઉત્તમ વસ્ત્રો તથા આભૂષણો તમારા માતામહ તથા મામાને આપવા માટે મોકલાવેલાં છે; તેમાં વીસ કરોડ મૂલ્યનાં વસ્ત્રાભરણો તમારા માતામહને આપવાનાં છે અને તેથી અર્ધા (દશ કરોડ) મૂલ્યનાં તમારા મામાને આપવાનાં છે, તે સર્વ તમે યથાવિભાગે આપો!'[3-5]

અયોધ્યાથી આવેલા રાજદૂતોનાં વચન સાંભળી ભરતે તેઓના કહેવા પ્રમાણે કર્યું. ત્યાર પછી તેઓને ઉતારો આપીને તથા તેઓને માટે ભોજન વગેરેનો પ્રબંધ કરીને અને અશ્વોને ઘાસચંદી અપાવીને ભરતે પૂછ્યું:[6] 'હે દૂતો! મારા પિતા મહારાજા દશરથ કુશળ તો છે? મહાત્મા રામચંદ્ર તથા લક્ષ્મણ કુશળ છે?[7] મારા પૂજ્ય અને જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રનાં માતુશ્રી કૌશલ્યા કે જે નિરંતર ધર્મમાં જ પ્રીતિવાળાં, ધર્મને જાણનારાં અને ધર્માનુસાર જ બોલનારાં છે તે પણ આરોગ્ય તો છે?[8] તેમ જ ધર્મ જાણનારી તથા શૂરવીર લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા સુમિત્રા કે જે મારા પિતાની વચેટ રાણી છે, તે પણ આરોગ્ય છે?[9] વળી હે દૂતો! મારી માતા કૈકેયી કે જે નિરંતર પોતાનો જ સ્વાર્થ સાધનારી અને પોતાને જ પંડિત માનનારી છે તથા સદૈવ ચંડીસ્વરૂપે ક્રોધયુક્ત રહેનારી છે, તે પણ કુશળ તો છે? તેણે મને કાંઈ કહાવ્યું છે?'[10]

મહાત્મા ભરતનાં વચન સાંભળી, દૂતોએ અતિ નમ્રતાપૂર્વક ટૂંકામાં જ કહ્યું: 'હે નરવ્યાઘ્ર! તમે જેઓનું કુશળ પૂછો છો, તેઓ સર્વ કુશળ છે. હાલમાં કમળવાસિની લક્ષ્મી તમને વરવાને તૈયાર થયેલી છે, માટે હવે વિલંબ ન કરો અને સત્વર અયોધ્યા પ્રત્યે જવા રથ તૈયાર કરાવો.'[11-12]

દૂતોનું વચન સાંભળી મહાત્મા ભરતે તેઓને કહ્યું: 'ભલે, ત્યારે હું મારા માતામહ કેકય રાજાની આજ્ઞા લઈ આવું કે અયોધ્યાથી મને તેડવા આવેલા દૂતો હવે ઉતાવળ કરે છે; માટે મને

આજ્ઞા આપો.[13] દૂતોને એટલું કહી મહાત્મા ભરતે તુરત જ પોતાના માતામહની પાસે જઈને કહ્યું : 'હે મહારાજ! અયોધ્યાથી મારા પિતાએ દૂતો દ્વારા મને ત્યાં તેડાવ્યો છે, માટે હાલમાં હું તેઓની સાથે મારા પિતાની પાસે જઈશ અને વળી જ્યારે તમે મને સંભારશો, ત્યારે પુનઃ અહીં આવીશ.'[14,15] ભરતનાં વચન સાંભળી કેકય-રાજાએ અતિ સ્નેહથી તેને પોતાના હૃદય સરસો ચાંપીને તથા તેનું મસ્તક સૂંઘીને મંગળવાક્ય કહ્યું :[16] 'હે તાત! તને 'જા' એમ કહેતા મારી જીભ ઊપડતી નથી, પણ ત્યાં તારું આવશ્યક કાર્ય છે, તો ભલે, સુખેથી પ્રયાણ કર. હે ભરત, ત્યાં જઈને તારી માતા કૈકેયી, તારા પિતા દશરથ રાજા, પુરોહિત વસિષ્ઠ, માર્કંડેયાદિ બ્રાહ્મણો તથા ધનુષ ધરનારા તારા બન્ને મોટા ભાઈ રામ–લક્ષ્મણ એઓ સર્વને તું મારા વતી યથાયોગ્ય રીતે કુશળતા પૂછજે. હે શત્રુતાપન ભરત! તારા જેવી ઉત્તમ સંતતિ જન્મવાથી મારી કૈકેયી પરમ ભાગ્યશાળી છે.'

એ પ્રમાણે કહીને તથા ઘણો ઘણો સત્કાર કરીને ભરતને કેકય રાજાએ અંતઃપુરમાં જ ઊછરેલા, વ્યાઘ્ર સમાન બળવાળા, તીક્ષ્ણ દાઢોવાળા અને મોટા શરીરવાળા, કેટલાએક શિકારી કૂતરા, ઉત્તમ હાથીઓ, અમૂલ્ય ઊનના વસ્ત્રો (શાલો), મૃગ-ચર્મો, સુવર્ણના બે હજાર ઉરોભૂષણો (હારો) તથા શ્રેષ્ઠ સોળસો અશ્વો, એ વગેરે ઘણું જ દ્રવ્ય ભરતને બક્ષિસ આપ્યું.[17–21] પછી કેકય રાજાએ પોતાના વિશ્વાસુ અને ઉત્તમ ગુણવાળા કેટલાએક અમાત્યોને ભરતને અયોધ્યા સુધી સુરક્ષિતપણે પહોંચાડવા તૈયાર કર્યા એ વેળા ભરતના મામા યુધાજિતે પણ ઐરાવતના કુળમાં જન્મેલા તથા 'ઇંદ્રશિરા' નામના દેશમાં ઉત્પન્ન થયેલા સ્વરૂપ-વાન સુંદર હસ્તીઓ, અત્યંત વેગવાળા કેટલાક ખચ્ચરો તથા ઘણુંક ધન ભરતને ભેટ તરીકે આપ્યું.[22,23] પોતાના માતામહે તથા મામાએ અતિ સત્કારપૂર્વક ઘણું ધન આપ્યું- છતાં ભરત પ્રસન્ન થયા નહિ. તેમના મનમાં તો અયોધ્યાથી આવેલા દૂતો આટલી બધી ઉતાવળ કરે છે, તેનું શું કારણ હશે એવી ચિંતા થઈ રહી હતી અને વળી દુઃસ્વપ્નની ચિંતા તો પ્રથમથી જ જામી રહી હતી.[24] પછી શ્રીમાન ભરત પોતાના નિવાસ-ગૃહમાંથી નીકળીને અનેક મનુષ્યો, અશ્વો તથા હાથીઓની ભીડવાળા વિશાળ રાજમાર્ગ પર આવ્યા.[25,26] ત્યાંથી રણવાસમાં જઈને પોતાની માતામહી તથા મામી આદિની આજ્ઞા લઈને, મહાત્મા ભરત શત્રુઘ્ન સહિત રથમાં બેઠા અને અયોધ્યાના માર્ગે વિદાય થયા.[27,28] એ વેળા કેકય રાજાના અનેક સેવકો તથા અમાત્યો ઊંટો, બળદો ખચ્ચરો તથા અશ્વોથી જોડેલા સેંકડો રથ તૈયાર કરીને ભરતની પાછળ જવા લાગ્યા. પોતાના માતામહ કેકય રાજાના મહાબળવાન અમાત્યોથી તથા પોતાના મામાના સૈન્યથી રક્ષણ કરાતા શત્રુ-રહિત મહાત્મા ભરત શત્રુઘ્ન સહિત સ્વર્ગમાંથી નીકળીને જતા કોઈ સિદ્ધની પેઠે કેકય રાજાના નગરમાંથી નીકળીને અયોધ્યા પ્રત્યે પ્રયાણ કરવા લાગ્યા.[29]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૧ મો

### ભરતનું અયોધ્યામાં આગમન

स प्राङ्मुखो राजगृहादभिनिर्याय वीर्यवान् ।
ततः सुदामां द्युतिमान्संतीर्यावेक्ष्य तां नदीम् ॥१॥

અત્યંત પરાક્રમી ભરતે પોતાના મામાના નગરમાંથી નીકળી પૂર્વ દિશા તરફ સીધું પ્રયાણ કર્યું. માર્ગમાં× આવતી 'સુદામા' નામની નદીનું

× અયોધ્યાથી કેકયદેશ પ્રત્યે જવાના માર્ગનું પ્રથમ ૬૮મા સર્ગમાં જે વર્ણન આવી ગયું છે, તે કરતાં આ સર્ગમાં આપેલું વર્ણન ઘણું જ જુદું પડે છે. એ માટે તિલક ટીકાકાર લખે છે કે,

'પ્રથમ રાજદૂતો જે માર્ગે થઈને આવ્યા હતા, તે કરતાં આ માર્ગ બીજો જ જણાય છે કે, જે માર્ગે ચતુરંગિણી સેના જઈ શકતી હશે પ્રથમ રાજદૂતો કેકય નગરમાં સત્વર જઈ શકાય એટલા માટે (માત્ર પોતાની પાસે અશ્વો જ હોવાથી) વનના પગરસ્તે જ ગયેલા હોવા

તથા પશ્ચિમ તરફ વહન કરનારી 'હ્રાદિની' તથા 'શતદ્રૂ' નામની નદીઓનું ઉલ્લંઘન કરીને શ્રીમાન ભરતે 'ઐલધાન' નામના નગરની સમીપ વહેતી 'ઐલધાની' નામની નદીને પણ પાછળ મૂકી. ત્યાંથી તે 'અપર પર્વત' નામના દેશમાં થઈને આગળ જતાં, 'આગ્નેય' અને 'શલ્યકર્ષણ' નામનાં નગરોની વચ્ચે વહેનારી 'શિલાવહા' નામની નદીના તટ પર આવ્યા. તે નદીમાં પડતા સઘળા પદાર્થો શિલારૂપ બની જતા હતા.[૧–૩] ત્યાં આગળ સ્નાનાદિ ક્રિયા કરી પવિત્ર થઈને, સત્યસંધ ભરતે એ શિલાવહા નદીને નીરખતાં, મોટા મોટા પર્વતો પર થઈને 'ચૈત્રરથ' નામના વન પ્રત્યે પ્રયાણ કર્યું.[૪] ત્યાથી આગળ ગંગા અને સરસ્વતીનદીના સંગમની આગળ આવેલા 'વીર મત્સ્ય' નામના પ્રદેશમાં થઈને 'ભારુંડ' નામના વનમાં તેણે પ્રવેશ કર્યો. ત્યાંથી તેઓ અતિ વેગવાળી 'કુલિંગા' નામની નદી અને અનેક પર્વતોથી ઘેરાયેલી 'હ્લાદિની' નદીનું ઉલ્લંઘન કરીને યમુનાનદીના તટ પર આવી પહોંચ્યા અને તેની સામે પાર ઊતરીને સેનાને વિશ્રામ કરાવ્યો તથા અતિશય થાકી ગયેલા અશ્વોને યમુનાજળમાં સ્નાન કરાવ્યું અને તેઓને વૃક્ષોની છાયા નીચે બાંધીને ઘાસચંદી વગેરે ખવડાવી તેઓ સર્વેએ સ્નાનાદિ કરી ભોજન કર્યું. પછી પવિત્ર યમુનાજળ ભરી લઈને મનુષ્યોની વિશેષ આવજાવ વિનાના મહારણ્યના માર્ગમા પ્રયાણ કર્યું. ભયંકર અને નિર્જન અરણ્યમાં પણ ઉત્તમ રથ ઉપર બેઠેલા શ્રીમાન ભરત, જેમ આકાશમા વાયુ અપ્રતિહત* ગતિ કરે છે, તેમ અપ્રતિહતપણે ચાલી નીકળ્યા.[૫–૮] પછી તેઓ 'અંશુધાન' નામના નગર આગળ આવ્યા. ત્યાં ભાગીરથી ગંગા મહાવેગવાળી હોવાને લીધે ઊતરી શકાય એમ નહિ હોવાથી આગળ ચાલી અતિ પ્રખ્યાત 'પ્રાગવટ' નામના નગર પ્રત્યે આવ્યા.[૯] અને ત્યાંથી ગંગાની પાર ઊતરીને 'કુટિકોષ્ટિકા' નામની નદી ઉપર આવી પહોંચ્યા. સૈન્ય સહિત ભરતે તેનું પણ ઉલ્લંઘન કરીને 'ધર્મવર્ધન' નામના નગર પ્રત્યે પ્રયાણ કર્યું. ત્યાંથી તેઓ 'તોરણ' નામના ગ્રામની દક્ષિણે થઈને 'જંબુપ્રસ્થ' નામના તથા 'વરૂથ' નામના ગ્રામ આગળ પહોંચ્યા.[૧૦,૧૧] ત્યાંનાં રમણીય વનોમાં એક રાત્રિ વાસ કરીને, તેઓએ પૂર્વ દિશા તરફ ચાલવા માંડ્યું. પછી તેઓ જ્યાં 'પ્રિયક' નામનાં ઘણાંક વૃક્ષો ઊગેલાં છે એવા 'ઉજ્જિહાના' નામની નદીના ઉપવનમાં આવી પહોંચ્યા.[૧૨] ત્યાં આવીને શ્રીમાન ભરતે શીઘ્ર ગતિવાળા રથમાં બેસીને પોતાની સેનાને કહ્યું: 'હવે હું આગળ જાઉં છું અને તમે સર્વ આસ્તેથી વાહનોને હંકારતા ધીમે ધીમે મારી પાછળ આવો.' એમ કહીને ભરતે પોતાનો રથ સત્વર ચલાવ્યો.[૧૩] આગળ આવતાં 'સર્વતીર્થ' નામના ગ્રામમાં એક રાત્રિ રહીને તેઓ પહાડી અશ્વોની સહાયથી ઉત્તર દિશામાં વહેતી નદીઓને તથા બીજી પણ કેટલીક નદીઓને પાછળ મૂકીને 'હસ્તિપૃષ્ઠક' નામના નગરમાં પહોંચ્યા. ત્યાંથી આગળ 'કુટીકા' નામની નદીનું તથા 'લોહિત્ય' નામના ગ્રામ આગળ વહેતી 'કપિવતી' નામની નદી ઓળંગીને આગળ ચાલ્યા. ત્યાથી 'એકસાલ' નામના ગ્રામ આગળ 'સ્થાણુમતી' નામની નદી તથા 'વિનત' નામના ગામ આગળ 'ગોમતી' નામની નદી ઓળંગીને અને 'કલિંગ' નામના નગરને વટાવીને તેઓ સાલવન પ્રત્યે આવી પહોંચ્યા. એવી રીતે અનેક નગરો, ગ્રામો, વનો, પર્વતો તથા નદીઓ વગેરેનું ઉલ્લંઘન કરીને લાંબા માર્ગની મજલ કરવાથી ભરતના અશ્વો પણ થાકી ગયા અને માર્ગમાં સાત રાત્રિ વ્યતીત થયા પછી સૂર્યોદય થયા પૂર્વે મનુરાજાએ વસાવેલી અયોધ્યાનગરી શ્રીમાન ભરતે જોઈ.

મહાત્મા ભરતે અયોધ્યાનગરીને જોતાં જ દીર્ઘ નિઃશ્વાસ નાખીને પોતાના સારથિને પૂછ્યું: 'હે સૂત! પવિત્ર ઉદ્યાનોવાળી અને અતિ યશસ્વિની મારી આ અયોધ્યાનગરી આજે મને હર્ષ-

જોઈએ; એવું ૯૮ મા સર્ગમાં વર્ણવેલી નદીઓનાં નામ 'વગેરે આ સર્ગમાં નહિ હોવાથી સૂચિત થાય છે.

* ક્યાંય પણ અટક્યા સિવાય ચાલ્યા જવું તે.

રહિત કેમ લાગે છે?[૧૪–૧૯] આ અયોધ્યા વિષે ઉત્તમ ગુણોવાળા વેદપારંગત અગ્નિહોત્રી બ્રાહ્મણો તથા મોટા મોટા શાહુકારો નિવાસ કરે છે અને ઉત્તમ રાજર્ષિ મારા પિતા મહારાજા દશરથ તેનું રૂડી રીતે પાલન કરે છે, છતાં તે આજે પીળી પડી ગયેલી મૃત્તિકાના જેવી નિઃસત્વ કેમ દેખાય છે? પ્રથમ દૂરથી જ, તેમાં વસતાં સ્ત્રીપુરુષોના અનેક માંગલિક શબ્દો સાંભળવામાં આવતા હતા; પરંતુ આજે હું એમાંનું કાંઈ પણ કેમ જોતો નથી? અરે! આ અયોધ્યાની આસપાસ આવેલી વિલાસ વાટિકાઓ કે જેમાં કામી મનુષ્યો સાયંકાળે આવીને આખી રાત્રિ વિલાસ કરીને પ્રાતઃકાળ થતા પોતપોતાને ઘેર જતા હતાં, તે વાટિકાઓ આજે કામી પુરુષોથી ત્યજાયેલી હોવાથી, જાણે રુદન કરતી હોય એમ જણાય છે.[૨૦–૨૩] હે સારથિ! આજે આ અયોધ્યાનગરી મને વેરાન સરખી લાગે છે. અહો! આગળ એમાં વસનારા ધનવાન પુરુષો રથ, હાથી તથા અશ્વાદિ વાહનો પર બેસીને વારંવાર જતા–આવતા હતા, તેમાંનું કંઈ પણ જણાતું નથી.[૨૪] પૂર્વે મદોન્મત્ત ભ્રમરો તથા કોકિલા વગેરે પક્ષીઓથી પરિપૂર્ણ ઉદ્યાનો અનેક પ્રકારનાં લતાગૃહો, ક્રીડાવાપિઓ* તથા ક્રીડાપર્વતો× આદિ રમણીય સ્થળોથી વ્યાપ્ત હોવાને લીધે કામી મનુષ્યોને રતિક્રીડા કરવા માટે ઘણાં જ અનુકૂળ હતાં.[૨૫] તેઓને હું આજે સુકાઈને ખરી પડતા પાંદડાંને લીધે જાણે આક્રોશ કરતાં હોય એવાં, વૃક્ષોથી આનંદ વિનાનાં જોઉં છું![૨૬] વળી આ ઉપવનોમાં વારંવાર અવ્યક્ત મધુર વાણી ઉચ્ચારનારા પક્ષીઓ તથા મૃગો, સૂર્યોદય થયા છતાં બોલતાં કેમ સંભળાતા નથી? અરે! પૂર્વે આ સ્થળમાં તો ચંદન તથા અગરુના ધૂપની સુગંધથી મિશ્રિત થયેલો નિર્મળ પવન વહન કરતો હતો, તે પણ આજે કેમ જણાતો નથી? વળી પૂર્વે નગરમાં ધમધોકાર વાગતાં ઢોલ, મૃદંગ તથા વીણા વગેરેના માંગલિક શબ્દો દૂરથી જ સંભળાતા હતા, તે પણ આજે શાંત થઈ ગયા હોય તેવા કેમ લાગે છે? હે સૂત! અમંગળસૂચક કાગડા વગેરેના શબ્દો વારંવાર મારા સાંભળવામાં આવે છે તથા અશુભસૂચક ડાબા અંગો ફરકે છે તેથી મારું મન ઘણું જ મુઝાઈ રહ્યું છે.[૨૭–૩૦] હે સારથિ! ખરેખર, આ સઘળું જોતાં મને મારા સંબંધી કુટુંબવર્ગમાં કુશળ હોય એમ લાગતું નથી અને તેને લીધે જ મુઝાવાનું બીજું કાંઈ પણ કારણ ન હોવા છતાં હૃદય જાણે દબાઈ જાય છે![૩૧]

એ પ્રમાણે અયોધ્યાનગરીને સર્વ પ્રકારે અમાંગલિક દેખાવવાળી જોઈને, અત્યંત ભય તથા ખેદ પામેલા શ્રીમાન ભરત કે જેમની સર્વ ઇંદ્રિયો શોકને લીધે આકુળવ્યાકુળ થઈ ગઈ હતી અને અશ્વો પણ થાકી ગયા હતા, તેમણે સારથિની આગળ પોતાના અંતઃકરણનો ગભરાટ કહી બતાવતાં અયોધ્યા નગરીના 'વૈજયંત' નામના દરવાજા આગળ આવીને તેમાં પ્રવેશ કર્યો. ભરતને આવેલો જોઈને દ્વારરક્ષકોએ ઊભા થઈ તેને અતિ સન્માનપૂર્વક વિજયપ્રશ્ન કર્યો અને તેઓ પણ તેની સાથે રાજમહેલ તરફ ચાલવા લાગ્યા;[૩૨,૩૩] પરંતુ પોતાનું હૃદય અસ્વસ્થ હોવાને લીધે ભરતે તેઓને સત્કાર પૂર્વક પાછા વાળ્યા અને પછી તે અતિ ખેદપૂર્વક પોતાના માતામહના સારથિને કહેવા લાગ્યા: 'હે નિષ્પાપ! કંઈ પણ કારણ વિના મારા પિતાના દૂતો મને આટલી બધી ઉતાવળથી અહીં શા માટે તેડી લાવ્યા હશે? અરે! આ નગરીનો દેખાવ જોઈને તો મારા મનમાં અનેક અશુભ શંકાઓ ઊઠે છે અને જાણે મારું ધૈર્ય નષ્ટ થઈ જતું હોય એમ લાગે છે![૩૪,૩૫] અરે! મારી જીભ ઊપડતી નથી, પરંતુ મેં પૂર્વે સાંભળ્યું છે તે યાદ આવવાથી કહું છું કે, રાજાનો વિનાશ થયો હોય ત્યારે નગરમાં જેવાં અશુભસૂચક ચિહ્નો જોવામાં આવે તેવાં જ દુશ્ચિહ્નો અત્રે મારા જોવામાં આવે છે![૩૬] અરે! હું આજે આ મોટા મોટા સદ્‌ગૃહસ્થોને રહેવાનાં ગૃહોને પણ તેજરહિત જોઉં છું; જાણે કે તેઓનું કેટલાએક દિવસોથી માર્જન+ ન

* ક્રીડા કરવા માટે બનાવેલી વાવો.

× ક્રીડા કરવા માટે રચેલા કૃત્રિમ પર્વતો.

+ વાળી–ઝૂડીને સાફ રાખવાં તે

કર્યું હોય એવાં તે ખરાબ લાગે છે. તેઓનાં દ્વાર વગેરે અવ્યવસ્થિત થઈ જવાને લીધે તે શોભા આપતાં નથી. તેઓમાં બલિકર્માદિ થતાં દેખાતાં નથી, ધૂપની સુવાસો મહેકતી નથી, તેની અંદર વસનારાં કુટુંબી મનુષ્યો જાણે ઉપવાસી હોય એવાં, નિસ્તેજ જણાય છે. તેનાં શિખરો પર પ્રથમની પેઠે ધજાઓ ફરકતી નથી, તેના દ્વાર પરનાં તોરણો ઉતારી લીધાં હોય એમ જણાય છે અને વાળી-ઝૂડીને સ્વચ્છ નહિ કરેલાં તથા ચંદનજળના છંટકાવ વિનાનાં આંગણાં ઘણાં જ અપવિત્ર જણાય છે.[૩૭-૩૯] અરે ! આ સઘળાં દેવાલયો શૂન્ય થઈ જવાને લીધે પ્રથમની પેઠે શોભતાં નથી, દેવપૂજા થતી નથી અને યજ્ઞશાળાઓ પણ યજ્ઞરહિત થયેલી જોવામાં આવે છે ! અરે ! આ પુષ્પ વેચનાર માળી લોકોની દુકાનો તથા બીજા વેપારીઓની દુકાનો આજે પૂર્વની પેઠે શોભતી નથી, તેમ જ વેચવાના સર્વ પદાર્થો પણ નિસ્તેજ થયા હોય તેવા જણાય છે. વ્યાપાર કરનારા કેટલાએક વણિક લોકો તો પોતાની દુકાનો બંધ કરીને ઉદ્વેગ ધરી બેસી રહ્યા છે. જ્યાંત્યાં દેવાલયોમાં તથા વૃક્ષોમાં વસનારાં પશુપક્ષીઓ પણ દીન થઈ ગયેલાં જોવામાં આવે છે. અરે ! હું આજે આખી અયોધ્યાનગરીમાંનાં સઘળાં સ્ત્રી-પુરુષોને અતિ મલિન, ચોધાર આંસુએ રડતા, 'હવે શું થશે ?' એવા વિચારવમળમાં પડેલાં અને ઘણાં જ દીન બની ગયેલાં જોઉં છું.'

અયોધ્યાનગરીમાંના અનેક અશુભ દેખાવો જોવાથી દીન બની ગયેલા શ્રીમાન ભરત પોતાના સારથિને એ પ્રમાણે કહેતા હતા, એટલામાં તેમનો રથ મહારાજા દશરથના રાજમહેલ આગળ આવી પહોંચ્યો.[૪૦-૪૪] ઇંદ્રપુરી (અમરાવતી)ના જેવા દેખાવવાળી એ અયોધ્યાનગરી કે જેમાંના ચૌટાં, ગૃહો અને શેરીઓ વગેરે શૂન્ય થઈ પડ્યાં હતાં તથા મંદિરોનાં દ્વાર ધૂળને લીધે ધૂંસરાં થયેલાં જણાતાં હતાં તેને જોઈને મહાત્મા ભરત અતિ દુઃખી થઈ ગયા.[૪૫] પૂર્વે કદી નહિ જોયેલા અને અંતઃકરણમાં ખેદ ઉપજાવનારા અપ્રિય દેખાવો જોવાથી ઉદ્વિગ્ન થઈ ગયેલા મહાત્મા ભરતે રથમાંથી ઊતરીને જાણે પોતે લજ્જા પામતા હોય તેમ નીચું મુખ કરીને પોતાના પિતાના મંદિરમાં પ્રવેશ કર્યો.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૨ મો

### ભરત અને કૈકેયી-વૃત્તાંતનિવેદન

अपश्यंस्तु ततस्तत्र पितरं पितुरालये ।
जगाम भरतो द्रष्टुं मातरं मातुरालये ॥१॥

મહાતેજસ્વી શ્રીમાન ભરતે પ્રથમ પોતાના પિતા દશરથ રાજાના મંદિરમાં જઈને જોયું, તો ત્યાં પોતાના પિતાને દીઠા નહિ; ત્યારે ત્યાંથી નીકળીને તે પોતાની માતા કૈકેયીને મળવા માટે તેના અંતઃપુરમાં ગયા. એ વેળા કૈકેયી મનસ્વી વિચારો વડતી એક સુવર્ણમય આસન પર બેઠેલી હતી. તે પોતાના પુત્ર ભરતને મોસાળથી ઘણે દિવસે આવેલો જોઈને અત્યંત હર્ષભેર ઊભી થઈ અને તેની સામી આવી.[૧-૨] ધર્માત્મા ભરતે પણ શોભા વિનાના સ્વગૃહમાં પ્રવેશીને પોતાની માતા-(કૈકેયી)નાં ચરણોનું વંદન કર્યું. કૈકેયીએ હર્ષભેર પોતાના પ્રિય પુત્ર ભરતને હૃદયસરસો ચાંપી તેનું મસ્તક સૂંઘ્યું અને પછી તેને પોતાના ખોળામાં બેસાડીને પૂછવા લાગી:[૩-૪] 'હે પ્રિય પુત્ર ! તને તારા મામાને ઘેરથી નીકળ્યે આજે કેટલી રાત્રિ થઈ ? રથમાં બેસવાનું હોવા છતાં ઘણી જ ઉતાવળથી આવવામાં તને પરિશ્રમ તો થયો હશે ?[૫] હે વત્સ ! તારા માતામહ કેકયરાજ તથા તારા મામા યુધાજિત પોતાના કુટુંબ સહિત કુશળ તો છે ને ? હે વત્સ ! તું ત્યાં આટલા દિવસ સુખપૂર્વક રહ્યો હોઈશ. હે તાત ! એ સર્વ તું મને કહે.'[૬]

કૈકેયીનું વચન સાંભળી, કમળ સમાન નેત્રવાળા ભરતે કહ્યું : 'હે માતુશ્રી ! મને મોસાળથી નીકળ્યાને આજે સાત રાત્રિ થઈ છે. ત્યાં તમારા પિતા કેકય રાજા તથા મારા મામા વગેરે સૌ કુશળ છે. મારા મામાએ તથા દાદાએ મને જે કંઈ ધન-રત્નાદિ આપ્યું છે, તે સર્વ વાહનો થાકી જવાથી

પાછળ રહ્યું છે અને ધીમે ધીમે આવે છે. હું તેઓથી આગળ નીકળી પહેલો આવી પહોંચ્યો છું;૭–૯ કેમ કે અહીંથી આવેલા દૂતોએ મને ઘણી ઉતાવળ કરાવી હતી. હવે હે માતા! હું તમને જે કંઈ પૂછું છું તેનો તમે મને ઉત્તર આપો. હે અંબ! શયન કરવા યોગ્ય તથા સુવર્ણથી મઢેલો આ તમારો પર્યંક આજે શૂન્ય કેમ જણાય છે? વળી આપણા ઇક્ષ્વાકુકુળના સર્વ મનુષ્યો આમ હર્ષરહિત થઈ ગયેલા મારા જોવામાં કેમ આવે છે?૧૦,૧૧ હે માતા! ઘણું કરીને મારા પિતા મહારાજા દશરથ અહીંયાં તમારા ગૃહમા હોય છે, એમ ધારીને હું તેમનાં દર્શન માટે સત્વર અહીં આવ્યો છું; પરંતુ અહીં મને તેમનાં દર્શન થયાં નહિ.૧૨ માટે શું તેઓ મારી જ્યેષ્ઠ માતા કૌશલ્યાના મંદિરે ગયા છે? હે માતુશ્રી! તેઓ જ્યાં હોય તે સ્થળ મને બતાવો કે, ત્યાં જઈને હુ તેમનાં બન્ને ચરણોનું વંદન કરું.'૧૩

મહાત્મા ભરતના વચન સાંભળી રાજ્ય-લોભથી મોહિત થયેલી કૈકેયી કે જે પોતે કરેલા કાર્યથી હરખાતી હતી અને 'ભરત પણ એ વાર્તા જાણવાથી હર્ષ પામશે' એવી ધારણા રાખતી હતી, તેણે અજાણ્યા ભરતને અપ્રિય અને કઠોર વચન કહેવા માંડ્યા.૧૪ તે બોલી: 'હે પ્રિય પુત્ર! સર્વ પ્રાણીઓને તથા સત્પુરુષોને જે ગતિ પ્રાપ્ત થાય છે તે ગતિને, યજ્ઞ કરનારા અને અતિ તેજસ્વી એવા તારા પિતા મહાત્મા દશરથ રાજા પ્રાપ્ત થયા છે.'૧૫

પિતાના મરણ સંબંધી કઠોર વચન સાંભળતાં જ ધર્મિષ્ઠ કુળમાં જન્મેલા મહાત્મા ભરત પિતૃશોકને લીધે 'હાય! હાય!! આ શું થયું?' એવો આક્રોશ કરીને અને હાથ પસારીને એકાએક પૃથ્વી પર પડી ગયા.૧૬,૧૭ પિતાના મરણના સમાચાર સાંભળવાથી અતિ દુઃખી થયેલા અને જેનું ચિત્ત આકુળવ્યાકુળ થયું હતું એવા શૂર વીરોમા શ્રેષ્ઠ મહાતેજસ્વી ભરત પોતાનું મુખ વસ્ત્રથી ઢાંકીને ગદ્‌ગદ કંઠે વિલાપ કરવા લાગ્યા: 'અરેરે!! હાય! હાય મારા મનમાં ઊપજેલી શંકા છેવટે ખરી જ પડી! અરેરે! હાય! આ મારા પિતાનું રમણીય શયનસ્થાન કે જે મારા પિતાની હયાતીની પૂર્વે શરદઋતુની રાત્રિમાં ચંદ્રનાં કિરણોથી નિર્મળ આકાશ શોભે તેમ શોભતું હતું, તે આજે તેમના વિના ચંદ્ર વિનાના આકાશ જેવું અને જળ વિનાના સમુદ્ર જેવું શૂન્ય લાગે છે!'૧૮–૨૧

એ પ્રમાણે વિલાપ કરતા, દેવ સમાન કાંતિવાળા, હાથી જેવા દૃઢ દેહવાળા અને ચંદ્ર તથા સૂર્ય સરખા× તેજવાળા પોતાના પુત્ર ભરતને ફરશી વડે કપાઈ ગયેલી શાલવૃક્ષની શાખાની પેઠે, અતિ શોકથી પૃથ્વી પર પડેલા જોઈને સ્વાર્થાંધ* કૈકેયી તેને બેઠો કરી કહેવા લાગી:૨૨,૨૩ 'હે મહાયશસ્વી રાજકુમાર! ઊઠ, ઊઠ. આમ ધૈર્યરહિત થઈને પડી કેમ રહ્યો છે? તારા સરખા સભામાન્ય શૂરવીર પુરુષો શોક કરતા નથી. હે બુદ્ધિસંપન્ન! સૂર્યમંડળમાં રહેલી પ્રભાના જેવી તારી નિર્મળ બુદ્ધિ દાન તથા યજ્ઞ વગેરે કર્મોના અધિકારવાળી છે અને ઉત્તમ આચરણ, વેદાધ્યયન તથા ચાદ્રાયણાદિ વ્રતોમા સારી રીતે આસક્ત છે, માટે તારે શોક કરવો યોગ્ય નથી.'૨૪,૨૫

કૈકેયીના ઉપર્યુક્ત વચન સાંભળી, ભરતને ઊલટો વિશેષ શોક થઈ આવ્યો અને તે ઘણી વાર સુધી પૃથ્વી પર તરફડિયા મારીને તથા રુદન કરીને પોતાની માતા કૈકેયીને કહેવા લાગ્યો:૨૬ 'હે જનની! જ્યારે દૂતો મને તેડવા આવ્યા, ત્યારે તો 'અહો, મારા પિતા કોઈ મોટો યજ્ઞ કરવાના હશે, કિંવા મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રને રાજ્યાભિષેક કરવાના હશે' એમ ધારીને અત્યંત હર્ષ પામતો હું ઉતાવળે મારા મામાને ત્યાંથી અહીં આવ્યો; પરંતુ અહીં આવતા તો મારા સઘળા મનોરથ વ્યર્થ થઈ ગયા અને હર્ષને બદલે ઊલટું મારું મન શોકસમુદ્રમા ડૂબી ગયું! હાય!

× ચંદ્ર સરખો તેજસ્વી એટલે સજ્જનો પ્રત્યે શીતળ કાંતિવાળો અને સૂર્ય સરખો તેજસ્વી એટલે દુષ્ટ જનો પ્રત્યે તીક્ષ્ણ સ્વભાવવાળો.

* આપમતલબથી આંધળી બનેલી.

હું કેવો નિર્ભાગી છું કે જેથી નિરંતર મારું હિત અને પ્રિય કરવામાં જ પ્રીતિવાળા મારા પિતાનાં હું છેલ્લી વારે પણ દર્શન પામ્યો નહિ[૨૭,૨૮] હે માતા ! મારા પિતાને એવો શો વ્યાધિ થઈ આવ્યો હતો કે જેથી તે મારા આવ્યા પહેલાં જ આમ એકાએક સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા ? અરે ! રામચંદ્ર વગેરે મારા ભાઈઓને ધન્ય છે કે જેઓએ પોતાના પિતાને સ્વહસ્તે સંસ્કાર કર્યો હશે !'[૨૯] (એટલું કહીને વળી ભરતે શોકાવેશને લીધે વિલાપ કરતા કહ્યું :) 'અરેરે ! નિશ્ચય, મારા પિતા મહારાજા દશરથ મને અહીં આવેલો જાણતા જ નથી; જો જાણતા હોય તો તે મને સત્વર પોતાના હૃદય સરસો ચાંપીને મારું મસ્તક સૂંઘ્યા વિના રહે જ નહિ; પણ રે ! મારા સરળ સ્વભાવવાળા પિતાશ્રીના કોમળ હસ્તનો સ્પર્શ હવે મને અભાગિયાને ક્યાંથી પ્રાપ્ત થાય કે, જે હાથથી પૂર્વ મારા પિતા મારા રજોટાયેલા શરીરનું વારંવાર માર્જન કરતા હતા !'[૩૦,૩૧] (એટલું કહીને વળી લાંબો નિઃશ્વાસ મૂકીને મહાત્મા ભરતે કહ્યું :) 'હે માતુશ્રી ! મારા પિતા તો સ્વર્ગે ગયા, પરંતુ હવે મારે તેમના સ્થાને ગણવા યોગ્ય (પિતા તુલ્ય) અને સરળ સ્વભાવવાળા મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર ક્યાં છે ? અરે ! તેમને ઉતાવળે મારા આવ્યાના સમાચાર જણાવો એટલે હું તેમને મળીને તેમનાં ચરણોનું વંદન કરું; કેમ કે આર્યધર્મને જાણનારા પુરુષો પોતાના જ્યેષ્ઠ ભ્રાતાને પિતા તુલ્ય ગણે છે. હવે તો મારું સર્વસ્વ એ રામ જ છે અને હું તેમનો દાસ છું.[૩૨,૩૩] હે માતા ! ધર્મજ્ઞ, દૃઢવ્રત, ધર્મશીલ અને સત્યપરાક્રમી મારા પિતા દશરથ રાજા મરણસમયે શું બોલ્યા હતા ? અરે ! અવસાનસમયનો તેમનો શુભ સંદેશો હું સાંભળવા ઇચ્છું છું, માટે કહો.'

એ સાંભળી કૈકેયીએ કહ્યું :[૩૪,૩૫] 'હે પુત્ર ભરત ! બુદ્ધિમાન પુરુષોમાં શ્રેષ્ઠ એવા તારા પિતા અંતકાળવેળાએ માત્ર 'હા, રામ ! હા, સીતા !' એવો વિલાપ કરતા જ પરલોક પ્રત્યે સિધાવ્યા છે; તેમણે છેવટે કાંઈ પણ સંદેશો કહ્યો નથી.[૩૬] જ્યારે તારા પિતા છેલ્લી પળે જેમ હાથી પાશ વડે બંધાય, તેમ કાળપાશ વડે બંધાયા, ત્યારે તેમણે માત્ર આટલાં જ વચનો કહ્યાં હતાં :[૩૭] 'અહો ! સતીશિરોમણિ સીતા સહિત રામ અને લક્ષ્મણને જે મનુષ્યો પાછા આવેલા જોશે તેઓ જ કૃતાર્થ થશે.'[૩૮]

એ પ્રમાણે કૈકેયીના મુખથી બીજું અપ્રિય વચન સાંભળી, મહાત્મા ભરતના મનમાં ઘણો જ ખેદ થઈ આવ્યો અને તેણે અતિ ખિન્નવદને પુનઃ પોતાની માતાને પૂછ્યું : 'હે માતા ! તમે આ શું કહો છો ? અરે આર્યમાતા કૌશલ્યાને આનંદ આપનારા ધર્માત્મા રામચંદ્ર મહાત્મા લક્ષ્મણ તથા સીતા સહિત ક્યાં પધાર્યા છે ?'

ભરતનું વચન સાંભળી કૈકેયી 'મેં જે કાંઈ કર્યું છે તે સર્વ ભરત જાણશે એટલે આનંદ પામશે' એમ વિચારી મહારાજાના મરણના સમાચારની સાથે સાથે જ બીજું પણ અપ્રિય વચન કહેવા લાગી :[૩૯-૪૧] 'હે પુત્ર ! તારા પિતાનો એ જ્યેષ્ઠ પુત્ર રામ તો સીતા સહિત ચીર-વલ્કલવસ્ત્ર ધારણ કરીને દંડકારણ્યમાં ગયો છે અને લક્ષ્મણ પણ તેની સાથે ગયો છે.'[૪૨]

કૈકેયીનાં ઉપર્યુક્ત વચનો સાંભળી મહાત્મા ભરત અત્યંત ત્રાસ પામી ગયા અને તેમના મનમાં 'અરે ! શું મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર પોતાના ધર્મથી ભ્રષ્ટ થયા હશે, કિંવા તેમણે આપણા કુળને લાંછન લાગે એવું અસદાચરણ કર્યું હશે કે જેથી તેમને વનમાં જવું પડ્યું છે ?' એવી એવી અનેક શંકાઓ થવા લાગી. પછી મહાત્મા ભરત પોતાની માતાને પૂછવા લાગ્યા : 'હે માતા ! શું રામચંદ્રે બ્રાહ્મણનું ધન તો હરણ નહોતું કર્યું, કિંવા તેમણે કોઈ અપરાધ વિનાના દરિદ્રી અથવા ધનાઢ્યની હિંસા તો નહોતી કરી કે જેથી તેમને વનમાં જવું પડ્યું છે ?[૪૩,૪૪] અરે ! શું તેમણે કોઈ પરસ્ત્રીની ઇચ્છા તો નહોતી કરી ? અરે ! મારા જ્યેષ્ઠ ભ્રાતાએ એવો તે શો અપરાધ કર્યો હતો કે જેથી તેમને દંડકારણ્યમાં મોકલવામાં આવ્યા છે ?'[૪૫]

ભરતનું વચન સાંભળી ચપળ સ્વભાવવાળી તેની માતા કૈકેયી સ્ત્રીસ્વભાવને વશ થઈ પોતે કરેલું સઘળું કર્મ યથાર્થ રીતે કહેવા તૈયાર થઈ. કૈકેયી પોતાને મિથ્યા પંડિત માનનારી હતી અને ‘મારા જેવી બુદ્ધિશાળી બીજી કોઈ સ્ત્રી છે જ નહિ, એટલે મેં જે કંઈ કર્યું છે તે યોગ્ય જ છે’ એમ તે માનતી હતી; તેથી તેણે અતિશય હરખાઈ પોતાના પુત્ર ભરતને કહ્યું :[૪૬,૪૭] ‘હે પુત્ર! રામે કોઈ બ્રાહ્મણનું ધન હર્યું નથી, કોઈ નિરપરાધી, દરિદ્રી અથવા ધનાઢ્યની હિંસા કરી નથી, તેમ જ તે પરસ્ત્રીને તો પોતાના ચક્ષુ વડે પણ જોતો નથી;[૪૮] પરંતુ હે તાત! તારા પિતા મહારાજા દશરથ રાજા રામને રાજ્યાભિષેક કરવાના છે, એવું સાંભળી મેં તરત તારા હિતને અર્થે મહારાજાની પાસે બે વરદાન માગી લીધાં કે, ‘મારા પુત્ર ભરતને રાજ્ય અને રામને વનવાસ પ્રાપ્ત થાઓ.’[૪૯] મેં એ પ્રમાણે વરદાન માગવાથી તારા પિતાએ પોતાના સત્યવાદીપણાનું અવલંબન કરીને અર્થાત્ પોતાનું વચન સત્ય કરવા માટે તને રાજ્ય આપ્યું છે અને સીતા તથા લક્ષ્મણ સહિત રામને દંડકારણ્યમાં મોકલ્યા છે. હે પુત્ર! પોતાના પ્રિય પુત્ર રામના વિયોગના શોકને લીધે શરીરે ક્ષીણ થયેલા તારા પિતા મહાયશસ્વી દશરથ રાજા મરણ પામ્યા છે.[૫૦,૫૧] હે પુત્ર! હવે તું પણ રામની પેઠે પોતાના પિતાની આજ્ઞાનું પાલન કર અને આ પ્રજાપાલનના કાર્યનો સ્વીકાર અર્થાત્ રાજ્યાસન પર બેસ. હે તાત! આ સઘળું કાર્ય મેં તારા હિતને અર્થે કર્યું છે.[૫૨] હે પુત્ર! તું શોક તથા સંતાપનો ત્યાગ કરીને ધૈર્ય ધારણ કર. હવે આ આખી અયોધ્યાનગરી અને નિષ્કંટક રાજ્ય તારે અધીન છે. હે પુત્ર! હવે વિનાવિલંબે વેદવિધિને જાણનાર વસિષ્ઠાદિ ઉત્તમ બ્રાહ્મણો સહિત તું સત્યપરાક્રમી તારા પિતાના શબને વિધિપૂર્વક અગ્નિસંસ્કારાદિ પ્રેતક્રિયા કરીને પોતાનો રાજ્યાભિષેક કરાવ.’[૫૩,૫૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૩ મો

## ભરતશોક–કૈકેયીને મર્મપ્રહાર

श्रुत्वा च स पितुर्वृत्तं भ्रातरौ च विवासितौ ।
भरतो दुःखसंतप्त इदं वचनमब्रवीत् ॥१॥

પોતાની માતાના મુખથી પોતાના પિતાનું મરણ અને રામ–લક્ષ્મણને વનવાસ થયાના અપ્રિય સમાચાર સાંભળતાં મહાત્મા ભરત અતિશય શોક થઈ આવવાને લીધે તપી ગયા. તે બોલ્યા :[૧] ‘(અરેરે! આ તેં શું કર્યું? અરે! માતા તો પોતાના પુત્રનું હિત કરે છે, પરંતુ તેં તો ઊલટું મારું અહિત કર્યું છે! અરે, હવે હું તને મારી માતા તરીકેનું માન કેમ આપી શકીશ?) અરેરે! તેં મને આટલું બધું દુઃખ આપ્યું અને મને મારા પિતા દશરથ રાજાથી તથા પિતા સમાન જ્યેષ્ઠ બંધુ રામથી વિયોગ પડાવ્યો. તેથી હું શોક કરી રહ્યો છું. અરેરે! હાય! આવી દશામાં મારે રાજ્યનું શું પ્રયોજન છે?[૨] અરેરે! જેમ કોઈ નિર્દય મનુષ્ય કોઈને થયેલા જખમ ઉપર મીઠું લગાડીને વિશેષ દુઃખ કરે, તેમ તેં મહારાજાને મરણ પમાડીને તથા રામચંદ્રને તપસ્વીના વેષે વનમાં મોકલી દઈને મને અત્યંત દુઃખી કર્યો છે![૩] અરે! ખરેખર, તું કુળનો વિનાશ કરવા માટે કાળરાત્રિની પેઠે પ્રાપ્ત થઈ છે! અરેરે! મારા પિતાએ અજાણતાં તને સ્ત્રી સમજીને, ખરેખર અંગારાનું જ આલિંગન કર્યું છે.[૪] હે પાપદર્શિની! હે કુલાધમા! તેં જ આ મોટું ક્રૂર કર્મ કરી મારા પિતા મહારાજા દશરથનું મરણ નિપજાવીને આખા કુળના સુખનો વિનાશ કર્યો છે![૫] અરે, તારે લીધે સત્યવાદી તથા મહાયશસ્વી એવા મહારાજા દશરથ તીવ્ર દુઃખ વડે સંતાપ પામી આ લોકમાંથી પરલોક પ્રત્યે સિધાવી ગયા છે![૬] અરે, તેં ધર્મવત્સલ મારા પિતાશ્રીનો શા માટે વિનાશ કર્યો? વળી તેં રામચંદ્રને શા કારણથી વનમાં મોકલ્યા? પણ રે! રામચંદ્ર પણ તારા સરખા સ્વાર્થાંધના વચનથી વનમાં કેમ ગયા?[૭] અરેરે! પુત્રવિયોગના શોકથી પીડાયેલા માતા કૌશલ્યા

તથા સુમિત્રા પણ હવે તારે પાલે પડીને જીવે તેમ પણ ઘણું છે; અર્થાત્ તારા અધિકારમાં રહીને તેઓ પણ જીવી શકવાનાં નથી; કેમ કે આવા દુઃખમાં જીવવું ઘણું જ કઠિન છે.[૮] અરે! ગુરુ-જનો—વડીલો પ્રત્યે કેવી રીતે વર્તવું, એ બાબતને સારી પેઠે જાણનારા ધર્માત્મા રામચંદ્ર તને પોતાની માતા કૌશલ્યા સમાન ગણીને વર્તે છે.[૯] અને લાંબો વિચાર કરનારાં મારાં જ્યેષ્ઠ માતા કૌશલ્યા પણ તને પોતાની ભગિની સરખી ગણીને તને અનુકૂળપણે વર્તે છે;[૧૦] છતાં હે પાપિણી! તેના જ પુત્ર મહાત્મા રામચંદ્રને વલ્કલવસ્ત્ર પહેરાવી તેં વનમાં મોકલ્યા![૯] અરે, તને શોચ કેમ થતો નથી?[૧૧] અરેરે! કોઈના પણ અપરાધને નહિ જોનારા, પોતાના અંતઃકરણને વશ રાખનાર ને પ્રશંસાપાત્ર કીર્તિવાળા શૂરવીર રામચંદ્રને વલ્કલવસ્ત્ર પહેરાવીને વનમાં મોકલાવ્યાથી તને શું ફળ પ્રાપ્ત થયું?[૧૨] અરેરે! ઓ રાજ્યના લોભથી અંધ બનેલી કૈકેયી! રામચંદ્ર પ્રત્યે મારો કેવો પ્રેમભાવ છે એ તો સ્વાર્થને લીધે તેં જાણ્યું નથી એમ મને જણાય છે અને તેના પરિણામે તેં માત્ર એક ક્ષુલ્લક રાજ્યના અર્થે મારા પિતાનો વિનાશ તથા મહાત્મા રામચંદ્રને વનવાસ અપાવવારૂપ આવો અનર્થ ઊભો કર્યો છે!

'અરે! પુરુષોમાં વ્યાઘ્ર સરખા એ મારા બન્ને ભાઈ રામ—લક્ષ્મણ વિના કઈ શક્તિના પ્રભાવથી રાજ્યરક્ષણનો ભાર વહન કરવા માટે હું ઉત્સાહ ધારી શકું?[૧૩,૧૪] અરે, રામચંદ્રના આશ્રયની અપેક્ષા મારે એકલાને જ છે, એમ નથી; પરંતુ જેમ મેરુ પર્વતે પોતાના રક્ષણ માટે પોતાથી જ ઉત્પન્ન થયેલા વનનો આશ્રય કર્યો છે, તેમ મારા પિતા ધર્માત્મા મહારાજા દશરથે પણ બળવાન અને તેજસ્વી એવા પોતાના પુત્ર રામચંદ્રનો જ આશ્રય કર્યો હતો.[૧૫] આમ છે તો પછી નાનો સરખો વાછરડો મોટા મોટા બળદો વડે ખેંચાવા યોગ્ય ભારને ખેંચી શકે નહીં તેમ મહાભારવાહી પુરુષે (મહારાજા દશરથે) વહન કરેલા રાજ્યરૂપ ભારને રામચંદ્રના આશ્રય વિના હું એકલો જ કેમ કરી વહન કરી શકું?[૧૬] કદાચ યોગબળે કરીને અથવા બુદ્ધિબળે કરીને મને એ રાજ્યભાર વહન કરવાની શક્તિ પ્રાપ્ત થાય, તોપણ હું પોતાના પુત્રને જ રાજ્ય અપાવવાની તારી ઇચ્છા તો પૂર્ણ કરીશ જ નહિ; અર્થાત્ તારી ઇચ્છા પ્રમાણે હું રાજ્યને અંગીકાર નહિ કરું. જો તેમ કરું તો હું પણ તારી પેઠે આ લોક વિષે નિંદાપાત્ર થાઉં.[૧૭] અરેરે! હે કૈકેયી! તારો આવો પાપયુક્ત વિચાર જોઈને તો મારા મનમાં તારો ત્યાગ કરવાની ઇચ્છા થઈ આવે છે; પરંતુ શું કરું? મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્ર તને પોતાની માતા તુલ્ય ગણે છે, એટલે હું તેમ કરી શકતો નથી.[૧૮] હે પાપદર્શિની! સચ્ચારિત્ર્યથી ભ્રષ્ટ થયેલી! અમારા પૂર્વજોએ નિંદેલી આવી—કનિષ્ઠ પુત્રને રાજ્યાભિષેક કરવાની—બુદ્ધિ તને ક્યાંથી સૂઝી?[૧૯] અરે! આ સૂર્યવંશ વિષે તો પરંપરાથી એવી જ રીતિ ચાલી આવે છે કે જે સૌ કરતા જ્યેષ્ઠ પુત્ર હોય તેને રાજ્યાભિષેક થાય છે અને જે નાના પુત્રો હોય તેઓ તેને અનુકૂળ થઈને વર્તે છે[૨૦] ઓ ક્રૂર કર્મ કરનારી! આથી તો હું ધારું છું કે તું રાજધર્મને કિંવા સનાતનથી ચાલતી આવેલી રાજરીતિને લગાર પણ જાણતી નથી.[૨૧] રાજાના સૌ પુત્રોમાંથી જે જ્યેષ્ઠ હોય, તેનો રાજ્યાભિષેક થાય' એવી સર્વ રાજાઓની એકસરખી રાજરીતિ છે, તેમા વળી આ ઇક્ષ્વાકુ-વંશની તો વિશેષે કરીને એવી જ રીતિ છે;[૨૨] પરંતુ અરેરે! ઉત્તમ કુળ અને સદાચરણથી શોભી રહેલા ઇક્ષ્વાકુવંશીઓ કે જેઓ આજ દિન સુધી પોતાના ધર્મને પાળી રહ્યા હતા, તેઓનો સદાચરણ સંબંધી ગર્વ આજે તારે લીધે છેક નષ્ટ થઈ ગયો છે![૨૩] હે મહાભાગ્યવતી! હે શ્રેષ્ઠ રાજકુળમાં જન્મેલી! તારા સરખી ઉત્તમ માતા-પિતાની પુત્રીને પણ આજે આવી નિંદિત બુદ્ધિ કેમ થઈ આવી? હશે, ગમે તેમ હો, પરંતુ હે પાપી નિશ્ચયવાળી કૈકેયી! હું તારી કામનાને કદી સફળ કરીશ નહિ અરે, તેં તો મારા જીવિતનો અંત થાય એવું મહાન કષ્ટ મારા પર આણી મૂક્યું છે.[૨૪,૨૫] માટે તારી ઇચ્છા પ્રમાણે નહિ કરતાં

'ઊલટું તારું અપ્રિય કરવા અર્થે હું હમણાં જ વનમાં જઈ ને, દેદીપ્યમાન કાંતિવાળા મારા પ્રિય ભાઈ રામને વનમાંથી પાછા વાળી લાવીશ અને પછી તેમને રાજ્યાસને બેસાડીને, હું સ્વસ્થચિત્તે તેમનો દાસ થઈ ને રહીશ.'[૨૬,૨૭]

એ પ્રમાણે અપ્રિય વચનો વડે કૈકેયીના મર્મસ્થળને વીંધતા અને શોકથી સંતાપ પામેલા મહાત્મા ભરતે મંદરાચળની ગુફામાં રહેલા સિંહની પેઠે અત્યંત ક્રોધાવેશને લીધે પુનઃ પણ મહાન શોકનાદ કર્યો.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૪ મો

## ભરતશોક–રામને બદલે હું વનમાં જઈશ

तां तथा गर्हयित्वा तु मातरं भरतस्तदा ।
रोषेण महताविष्टः पुनरेवाब्रवीद्वचः ॥१॥

ઘણી ઘણી રીતે કહેવા છતાં જ્યારે કૈકેયીએ લગાર પણ ગણકાર્યું નહિ અને તે વાર વાર ભરતને તેનો તે જ (રાજ્યાસને બેસવાનો જ) આગ્રહ કરવા લાગી, ત્યારે વિશેષ ક્રોધયુક્ત થઈને ભરતે તેને પુનઃ પણ કહ્યું :[૧] 'હે દુષ્ટ આચરણવાળી! હે ક્રૂર કર્મવાળી કૈકેયી! તેં પોતાના ધર્મનો ત્યાગ કર્યો છે, માટે તું અહીંથી વનમાં ચાલી જા. આવું પોતાના પતિને અપ્રિય કર્મ કરવાથી તારો તથા મારા પિતાનો પતિ–પત્નીનો સંબંધ હવે નાશ પામ્યો છે. એથી હવે તને આ રાજ્યમાં રહેવાનો અધિકાર નથી; એટલું જ નહિ પણ મરણ પામેલા મહારાજાના નિમિત્તે રુદન કરવાનો પણ હવે તને અધિકાર રહ્યો નથી![૨] અરે! તું કહે તો ખરી કે મહાત્મા રામચંદ્રે તથા અત્યંત ધર્મનિષ્ઠ મહારાજા દશરથે તારું શું બગાડ્યું હતું કે જેથી એકને વનવાસ અને બીજાને મરણ, એમ બન્નેવાના એકીવખતે તારે લીધે પ્રાપ્ત થયાં?[૩] હે કૈકેયી! તેં મારા પિતાનો વિનાશ કરાવીને તથા નિરપરાધી રામ વગેરેને વનવાસ અપાવીને આ ઇક્ષ્વાકુવંશનો ઘાત કરાવ્યો છે, તેથી તને બ્રહ્મહત્યા સમાન પાતક લાગ્યું છે. હવે તું નરક પ્રત્યે જ પ્રયાણ કર; કેમ કે સ્વધર્મથી ભ્રષ્ટ થયેલી હોવાને લીધે તું હવે મારા પિતાના લોકમાં જવા યોગ્ય નથી.[૪] અરે! તેં પોતાના ભયંકર કર્મ વડે પોતાના પતિનું મરણ તથા રામચંદ્રને વનવાસરૂપ મહા પાપકર્મ કર્યું છે. અરે, સર્વ લોકને પ્રિય એવા રામને વનવાસમાં મોકલાવીને તો તેં મારે માથે પણ મોટો ભય આણી મૂક્યો છે; કેમ કે 'ભરત પણ કૈકેયીના જેવો જ દુષ્ટ સ્વભાવવાળો હશે' એમ લોકો મને કલંકિત કરશે![૫] અરેરે! મારા પિતાનું મરણ, રામને વનવાસ તથા લોકને વિષે મારી અપકીર્તિ, એ સઘળું તારે લીધે જ થવા પામ્યું છે.[૬] હે ક્રૂર કર્મ કરનારી! હે રાજ્યના લોભે કરી આંધળી બનેલી! તું મારી માતારૂપે શત્રુ જ નીવડી છે; હવે તો તું મારી સાથે બોલવાને પણ યોગ્ય નથી.[૭] હે કુળને કલંક લગાડનારી! તારે લીધે તો મારાં જ્યેષ્ઠ માતા કૌશલ્યા અને સુમિત્રા વગેરે બીજી સર્વ માતાઓ પણ મહાન દુઃખયુક્ત થઈ છે.[૮] અરે! મહાબુદ્ધિમાન તારા પિતા કેકય રાજા તો સાક્ષાત ધર્મરાજની મૂર્તિ છે અને તું તેમની પુત્રી છતાં આવી ક્રૂર–અધર્મી ક્યાંથી નીવડી? રે! આથી તો હું જાણું છું કે તું કેકય રાજાની પુત્રી જ નથી! અરે! તું તો પિતાના કુળને કલંકિત કરનારી કોઈ રાક્ષસી પેદા થઈ છે![૯] હે કૈકેયી! તું કે જે પાપથી જ ભરેલી છે, તેણે સત્યપરાક્રમી અને ધર્મિષ્ઠ રામચંદ્રને વનમાં મોકલી તથા મહાસમર્થ મારા પિતાનું મરણ નિપજાવી ઘણું જ મોટું પાપ ભેગું કર્યું છે અને તારા તે પાપના છાંટા મને પણ ઊડ્યા છે કે જેને લીધે હું પિતા વિનાનો થયો, રામ–લક્ષ્મણથી વિખૂટો પડ્યો અને સર્વ લોક વિષે અપ્રિય–અળખામણો થયો! ઓ પાપી નિશ્ચયવાળી! ધર્મમાં આસક્ત રહેલા કૌશલ્યાને તેમના પતિ તથા પુત્રનો વિયોગ પડાવ્યાથી, કોણ જાણે તારે કયા ઘોર નરકમાં વસવું પડશે?[૧૦–૧૨] હે ક્રૂર સ્વભાવવાળી! કૌશલ્યાના પુત્ર રામચંદ્ર કે જે અમો ત્રણે ભાઈઓના આશ્રયરૂપ અને જ્યેષ્ઠ હોવાથી પિતા સમાન છે તે શું તું

અંતઃપુર તરફ આવતા જ હતા, તેથી તેઓ માર્ગમાં જ મળી ગયા.[૮] ભરતને મળવા જતાં અતિ દુઃખને લીધે અશક્ત થયેલાં મહારાણી કૌશલ્યા અધવચ જ મૂર્છિત થયાની પેઠે પૃથ્વી પર પડી ગયાં. તેમને એ સ્થિતિમાં જોઈને ઘણો જ ખેદ પામેલા મહાત્મા ભરતે તથા શત્રુઘ્ને તેમનું અનેક રીતે આશ્વાસન કરી બેઠાં કર્યાં. અને પછી તેમનાં ચરણમાં પડી-પ્રણામ કર્યો.[૯] પછી સાવધ થયેલાં મનસ્વિની કૌશલ્યાએ ભરત-શત્રુઘ્નને રુદન કરતા જોઈને અતિ દુઃખથી તેઓને પોતાના હૃદય સરસા ચાંપ્યા.

ત્યાર પછી તેમણે ભરતને કહ્યું:[૧૦] 'હે વત્સ! તારું કલ્યાણ થાઓ. હે ભરત! તું ઘણા દિવસોથી જે ઇચ્છતો હોઈશ, તે આ નિષ્કંટક રાજ્ય તારી માતાએ પોતાના ક્રૂર કર્મે કરીને તને અપાવ્યું છે.[૧૧] હે પુત્ર! તું પણ મારે તો રામચંદ્રના સરખો જ પુત્ર છે, તો તને રાજ્ય પ્રાપ્ત થાય એમાં મને શાનું દુઃખ હતું? પરંતુ ક્રૂર વિચારવાળી તારી માતાએ મારા પુત્ર રામને ચીર વલ્કલવસ્ત્ર ધારણ કરાવીને વનમાં મોકલાવ્યો તેમાં તેને શો લાભ જણાયો હશે, એ કાંઈ મારી સમજમાં આવતું નથી.[૧૨] અરે! હવે તો તારી માતા મને પણ સુવર્ણ સમાન કાંતિવાળો અને મહાયશસ્વી મારો પુત્ર રામ જ્યાં છે ત્યાં મોકલાવે તો હું સુખી થાઉં.[૧૩] જો એમ નહિ બને તો હું પોતે જ સુમિત્રાને સાથે લઈને તથા અગ્નિહોત્રને આગળ કરીને જે માર્ગે રામનો મેળાપ થઈ શકશે, તે માર્ગે પ્રયાણ કરીશ.[૧૪] હે પુત્ર! જ્યાં મારો પુત્ર રામ તપશ્ચર્યા કરતો રહેતો હોય, ત્યાં તું મને આજે જ પહોંચાડ અને પછી તારી માતાએ તને આપેલું આ મોટું વિશાળ રાજ્ય કે જે હાથીઓ, ઘોડાઓ તથા રથોથી ભરેલું અને ધનધાન્યોથી સમૃદ્ધિવાળું છે, તેને તું સુખેથી ભોગવ.'[૧૫,૧૬]

એવાં એવાં અનેક અસહ્ય વાક્યોથી મહારાણી કૌશલ્યાએ ભરતનો તિરસ્કાર કર્યો, ત્યારે જેમ ઘણા દિવસના જૂના ગૂમડા ઉપર સોયો ભોંકાતી હોય, તેમ અત્યંત પીડા પામતા મહાત્મા ભરત એકાએક મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયા. બેભાન અવસ્થામાં ઘણી વાર સુધી વિલાપ કર્યા પછી ભરત કંઈક શુદ્ધિમાં આવ્યા ત્યારે તેમણે અનેક પ્રકારે વિલાપ કરતાં તથા અત્યંત શોક વડે વ્યાપ્ત થયેલાં મહારાણી કૌશલ્યાને હાથ જોડી કહ્યું:[૧૭-૧૯] 'હે પૂજ્ય માતુશ્રી! હું કે જે આ થઈ ગયેલા વૃત્તાંત સંબંધી કાંઈ પણ જાણતો નથી અને કેવળ નિષ્પાપ છું, તેને તમે આમ શા કારણથી નિંદો છો? અરે! રામચંદ્ર વિષે મારી કેવી સ્થિર પ્રીતિ છે, તે શું તમે નથી જાણતાં?' (જો તમે મારા પર શક રાખીને મને નિંદો છો, તો હું હવે અનેક પ્રતિજ્ઞાઓપૂર્વક કહું છું કે,) 'જેની અનુમતિથી*-પ્રેરણાથી સત્યસંધ અને સત્પુરુષોમાં શ્રેષ્ઠ એવા મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેની બુદ્ધિ ગુરુએ દર્શાવેલા શ્રુત્યુક્ત કિંવા સ્મૃત્યુક્ત માર્ગમાં કદી પણ પ્રવૃત્ત ન થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા વનમાં ગયા હોય, તેને પાપી ચાકરી કરવાથી જે પાપ થાય, સૂર્યની સામે બેસી મળ-મૂત્ર ત્યાગ કરનારને જે પાપ થાય તથા સૂતેલી ગાયને લાત મારવાથી જે પાપ થાય તે સઘળાં પાપ પ્રાપ્ત થાઓ.[૨૦-૨૨] જેની પ્રેરણાથી મારા આર્ય ભાઈ રામચંદ્ર વનમાં ગયા હોય તેને, પોતાના સેવક પાસે મોટું કાર્ય કરાવીને તેનો રૂડો બદલો વાળ્યા સિવાય ઊલટો તેને નોકરીમાંથી કાઢી મૂકનાર સ્વામીને જે પાપ લાગે તે પાપ પ્રાપ્ત થાઓ.[૨૩] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને પોતાના પુત્રની પેઠે પ્રજાનું પાલન કરનારા રાજાનો દ્રોહ કરનાર મનુષ્યને જે અધર્મ પ્રાપ્ત થાય તે અધર્મ પ્રાપ્ત થાઓ.[૨૪] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને પ્રજાની પાસેથી છઠ્ઠો ભાગ કરનો લઈને પછી તેનું પાલન નહિ કરનારા રાજાને જે પાપ લાગે તે પાપ લાગો.[૨૫] હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને મોટા યજ્ઞ વિષે સ્વધર્મનિષ્ઠ બ્રાહ્મણોને પ્રથમથી કબૂલ્યા

---

* સંમતિ અથવા ટેકો

પ્રમાણે દક્ષિણા નહિ આપનાર યજમાનને જે પાપ થાય તે પાપ થાઓ.[૨૬] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને અનેક શસ્ત્રાસ્ત્રોથી વ્યાપ્ત તથા હાથી, અશ્વ અને રથ વગેરેની ભીડવાળી રણભૂમિમાં સત્પુરુષોની સામે યુદ્ધ કરવા ઊભો રહીને પછી ભયને લીધે જે ક્ષત્રિય યુદ્ધ મૂકી પલાયન કરી જાય, તેને જે પાપ વળગે તે પાપ વળગો.[૨૭] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને બુદ્ધિમાન ગુરુએ યત્નપૂર્વક ભણાવેલા સૂક્ષ્મ અર્થવાળા વેદનો ત્યાગ કરનાર દુષ્ટાત્મા મનુષ્યને જે પાપ પ્રાપ્ત છે, તે પાપ પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા વનમાં ગયા હોય, તે મનુષ્ય દીર્ઘ ભુજાઓ-વાળા, મોટા સ્કંધવાળા, વિશાળ છાતીવાળા અને સૂર્ય તથા ચંદ્ર સરખા તેજવાળા રામને વનમાંથી પાછા આવીને રાજ્યાસન પર વિરાજેલા જોવા ભાગ્યશાળી ન થાઓ; અર્થાત્ તેવો દુષ્ટ મનુષ્ય તેટલા સમય સુધી ન જીવો.[૨૮,૨૯] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને શ્રાદ્ધાદિ પ્રસંગ વિના દૂધમા રાંધેલા તલ તથા મગમિશ્રિત ભાતનું અથવા તાંબૂલ કિંવા તુલસી-પત્ર વગેરે પદાર્થનું પરમાત્માને સમર્પણ કર્યા સિવાય ભોજન કરનારા નિર્દય* મનુષ્યને જે જે પાપ થાય; તેમ જ ગુરુજનોનું અપમાન કરનારને જે પાપ થાય તે પાપ પ્રાપ્ત થાઓ.[૩૦]

હે માતા! જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને પોતાના ચરણથી ગાયને સ્પર્શ કરનાર, પોતાના માતાપિતા વગેરે ગુરુજનોની અપકીર્તિ ફેલાવનાર અને પોતાના મિત્રનો દ્રોહ કરનાર મનુષ્યને જે મોટો અધર્મ પ્રાપ્ત થાય તે અધર્મ પ્રાપ્ત થાઓ.[૩૧] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તે દુષ્ટાત્મા મનુષ્યને પોતાને કોઈએ વિશ્વાસથી કહેલી પારકી ગુપ્ત વાત પ્રસિદ્ધ કરનારને જે પાપ વળગે તે પાપ વળગો. વળી જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને કોઈએ કરેલા ઉપકારનો રૂડો બદલો નહિ વાળનારા, અકૃતજ્ઞ, સજ્જનોની પંક્તિમાંથી દૂર થયેલા, લજ્જા વિનાના તથા લોકોમાં દ્વેષને પાત્ર થયેલા મનુષ્યને જે અધર્મ પ્રાપ્ત થાય તે અધર્મ પ્રાપ્ત થાઓ.[૩૨,૩૩] હે જનની! જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને જેઓ પોતાના સ્ત્રી, પુત્ર, સેવકવર્ગ તથા માતાપિતા ઇત્યાદિનો ત્યાગ કરીને એકલા જ મિષ્ટાન્ન જમે છે, તેઓને જે પાપ લાગે તે પાપ લાગો. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય, તેને યોગ્ય સ્ત્રી પ્રાપ્ત ન થાઓ અને તેથી તેને અગ્નિહોત્રાદિ ધર્મક્રિયાનું ફળ ન મળો તેમ જ તે વાંઝિયો રહીને જ મરણ પામો. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય, તે પુરુષ પોતાની સ્ત્રી વિષે ઉત્તમ સંતતિ પ્રાપ્ત કર્યા વિના અધૂરા આયુષ્યે જ મરણ પામો.[૩૪-૩૬] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને રાજા, સ્ત્રી, બાળક તથા વૃદ્ધ મનુષ્યોનો વધ કરવાથી અને પોતાના ભૃત્યજનનો ત્યાગ કરવાથી જે પાપ વળગે તે પાપ વળગો.[૩૭] હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને લાખ, મદિરા, માંસ, અસ્ત્ર-શસ્ત્ર અને વિષ વગેરે પાપી પદાર્થો વેચીને પોતાના કુટુંબનું પોષણ કરનારને જે પાપ લાગે છે તે પાપ લાગો. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય, તેને સંગ્રામ શરૂ થયા પછી શત્રુપક્ષને બળવાન જોઈને તેના ભયને લીધે પાછો નાસી જતો જે મનુષ્ય શત્રુથી હણાય તેને જે અધમ નરક-યાતના પ્રાપ્ત થાય, તેવું નરકદુઃખ પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય ફાટ્યાં-તૂટ્યાં વસ્ત્ર પહેરી અને હાથમાં મનુષ્યના માથાની ખોપરી ગ્રહણ કરીને ઉન્મત્તની પેઠે આ પૃથ્વીમા ભિક્ષા માગતો ફરો. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય નિરંતર મદિરાપાન

* નિર્દય=દયારહિત, એટલે કે શાસ્ત્રમર્યાદાનો ત્યાગ કરવાથી ભવિષ્યમાં થનારી શિક્ષાનો ભય ધારીને, જે મનુષ્યને પોતાના પંડ ઉપર દયા નથી તે

કરવામાં, પરસ્ત્રીનો સંગ કરવામાં અને જુગાર રમવામાં આસક્ત થઈને કામ-ક્રોધને વશ થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે પુરુષનું મન કદી પણ ધર્મમાર્ગે પ્રવૃત્ત ન થાઓ અને તે નિરંતર અધર્મનું જ સેવન કરનાર તથા અપાત્રે દાન આપનાર થાઓ.[૭] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્યનાં સંચિત કરેલાં અનેક પ્રકારનાં દ્રવ્ય, સમૃદ્ધિ વગેરેને ચોરો લૂટી જાઓ અર્થાત્ તે સુખભોગથી વંચિત રહો. હે માતા! જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને સાયંકાળ તથા પ્રાતઃકાળની બન્ને સંધ્યાસમયે સૂઈ રહેનારને જે પાપ પ્રાપ્ત થાય તે પાપ પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી શ્રીમાન રામચંદ્ર વનમાં ગયા હોય તેને કોઈના ગૃહ તથા ઘાસની ગંજી વગેરેમાં અગ્નિ લગાડનારને, ગુરુપત્નીગમન કરનારને અને મિત્રદ્રોહ કરનારને જે પાપ વળગે તે પાપ વળગો.[૩૮-૪૫] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે નિર્ભાગી મનુષ્ય પોતાનાં માતાપિતા, દેવતાઓ તથા પિતૃઓની સેવાથી વિમુખ થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટ મનુષ્ય સત્પુરુષોને પ્રાપ્ત થતા લોકથી, સત્કીર્તિથી તથા સત્પુરુષોએ સેવેલાં ઉત્તમ કર્મોથી આજે જ ભ્રષ્ટ થાઓ. હે જનની! જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે દુષ્ટ મનુષ્ય પોતાની માતાની સેવાનો ત્યાગ કરીને સ્ત્રીને વશ થઈ રહેવા વગેરે અનર્થને પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મનુષ્ય દરિદ્રી તથા ભૂખે મરવાથી 'ખાઉં, ખાઉં' કરતાં ઘણાં સંતાનોવાળો થઈને જ્વર વગેરે વ્યાધિઓ વડે મહાપીડા પામો.[૪૬-૫૦] જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને અતિ દીન તથા દાન આપનારની સામું જોઈને સ્તુતિ કરનારા યાચક જનોની આશા ભંગ કર્યાનું મહાપાપ પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તે પાપી મનુષ્ય ચાડિયો, અપવિત્ર, અધર્મી તથા નિરંતર લોકોની સાથે કપટયુક્ત વ્યવહાર કરનાર હોવાને લીધે રાજાથી ભય પામતો રહે; અર્થાત્ તે એવો પાપી (ગુનેગાર) થાય કે જેથી તેને રાજાથી શિક્ષા થવાનો ભય રહે અને શિક્ષા થાય.[૫૧] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તે દુષ્ટાત્માને પોતાની સાધ્વી સ્ત્રી કે જે ઋતુકાળના નિયમ પ્રમાણે ઋતુસ્નાન કરીને પોતાની પાસે આવી હોય તેનો ત્યાગ કરવાનું મહાપાતક પ્રાપ્ત થાઓ. જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને ભૂખે મરતાં પોતાનાં જ સંતાનોને અન્ન નહિ આપવાથી જે પાપ પ્રાપ્ત થાય તે પાપ પ્રાપ્ત થાઓ.[૫૨,૫૩] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાના મનમાં ઈર્ષ્યા થઈ આવવાથી જે મનુષ્ય બ્રાહ્મણોની પૂજામાં વિઘ્ન નાખે તથા ગાયના આંચળમાં, તેના નાના વાછરડાને ધાવવા જેટલું પણ દૂધ નહિ રાખતાં બધું દોહી લે, તેથી જે પાપ વળગે તે પાપ વળગો.[૫૪] જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તે મૂર્ખ મનુષ્યને, કામાંધ બની પોતાની ધર્મપત્નીનો ત્યાગ કરી પરસ્ત્રીમાં આસક્ત થનારા અધર્મીને જે મહાપાતક લાગે તે મહાપાતક લાગો.[૫૫] જેની પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય તેને નિર્મળ તથા પવિત્ર જળને મલિન અને દૂષિત કરનારને તથા કોઈને છેતરીને વિષ દેનારને જે અઘોર પાપ વળગે તે પાપ વળગો. હે માતુશ્રી! જેની પ્રેરણાથી મારા આર્ય બંધુ રામચંદ્ર વનમાં ગયા હોય તેને પોતાની પાસે જળ હોવા છતાં કોઈ તરસ્યા માણસને જળ નહિ પાનારને જે પાપ પ્રાપ્ત થાય તે પાપ પ્રાપ્ત થાઓ.[૫૬,૫૭] હે માતા! છેવટે હું કહું છું કે, જેની અનુમતિથી-પ્રેરણાથી મારા આર્ય ભ્રાતા રામચંદ્ર વનમાં ગયા હોય, તેને ભિન્ન ભિન્ન સંપ્રદાયના ગ્રંથોનો આશ્રય કરીને પોતપોતાના ઇષ્ટની સિદ્ધિ માટે 'આ શ્રેષ્ઠ છે અને આ શ્રેષ્ઠ નથી!' એવો વિવાદ કરનારાઓને તથા તેવો વિવાદ સાંભળનારાઓને જે મહાપાતક પ્રાપ્ત

ભરત અને કૌશલ્યાનો વિલાપ



અનેક દુષ્કર સોગંદો લેવાથી અચેતન જેવા થઈ ગયેલાં અને શોકથી વ્યાપ્ત એવા ભરતને હૃદય-સરસા ચાંપી, મહારાણી કૌશલ્યા ભરતના દુઃખથી વિશેષ દુઃખી થઈ અશ્રુ વહાવવા લાગ્યાં. [પૃષ્ઠ ૩૭૬

થાય છે તે મહાપાતક પ્રાપ્ત થાઓ.'[૫૮]

એ પ્રમાણે અનેક સોગંદપૂર્વક વારંવાર પ્રતિજ્ઞાઓ કરીને પતિ તથા પુત્રના વિયોગવાળાં મહારાણી કૌશલ્યાનું આશ્વાસન કરતાં જ અતિશય દુઃખને લીધે પીડિત થઈ મહાત્મા ભરત તેમનાં ચરણ આગળ પડી ગયા.[૫૯] ત્યારે અનેક દુષ્કર સોગંદો લઈને અચેતન થઈ પડેલા અને શોક વડે વ્યાપ્ત થયેલા ભરતને પોતાના ખોળામાં બેસાડીને અને હૃદય સરસા ચાંપીને મહારાણી કૌશલ્યા ભરતના દુઃખથી વિશેષ દુઃખી થઈને રુદન કરતાં કહેવા લાગ્યાં: 'અરેરે! હે પુત્ર! તું નિષ્પાપ છે, છતાં મેં તને અનેક કટુ વચનો કહ્યાં; તેથી મને પ્રથમના કરતાં અધિક દુઃખ થાય છે. હવે તું વારંવાર સોગંદો લઈ મારા પ્રાણોને વધારે દુઃખી ન કર. હે પુત્ર! તું હજી સુધી પોતાના ધર્મથી ચલાયમાન થયો નથી એ ઘણું જ ઉત્તમ છે. હવે મને નિશ્ચય થયો છે કે તારું અંતઃકરણ શુભ લક્ષણયુક્ત તથા નિર્મળ છે અને તું સત્ય પ્રતિજ્ઞાવાળો છે. હે વત્સ! તને સત્પુરુષોના લોકની પ્રાપ્તિ થશે.'[૬૦–૬૩]

કૌશલ્યાનાં વચન સાંભળવાથી કંઈક શાંત થયેલા, પરંતુ અત્યંત સંતાપને લીધે ઉત્પન્ન થયેલા દુઃખપીડિત મહાત્મા ભરતનું મન અતિ શોક તથા મોહના વેગને લીધે ઉદ્વિગ્ન જ રહ્યું.[૬૪] અચેતનની પેઠે પૃથ્વી પર પડી રહીને વિલાપ કરતા, કર્તવ્યાકર્તવ્યના વિચારથી શૂન્ય થયેલા તથા વારંવાર લાંબા નિસાસા નાખતા મહાત્મા ભરતની એ રાત્રિ શોકમાં ને શોકમાં જ વ્યતીત થઈ.[૬૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૬ મો

### ભરતશોક–દશરથ રાજાને અગ્નિસંસ્કાર

तमेवं शोकसंतप्तं भरतं कैकयीसुतम् ।
उवाच वदतां श्रेष्ठो वसिष्ठः श्रेष्ठवागृषिः ॥१॥

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં શ્રેષ્ઠ વાણી બોલનારા મહર્ષિ વસિષ્ઠ ભરતની પાસે આવ્યા અને તેને અત્યંત શોકથી સંતાપ પામેલો જોઈને તેનું અનેક રીતે સાંત્વન કરતાં કહેવા લાગ્યા:[૧] 'હે મહાયશસ્વી રાજપુત્ર! તારું કલ્યાણ થાઓ. હવે તું શોકનો ત્યાગ કર. તારા પિતા મહારાજા દશરથને મરણ પામ્યાને આજે પંદર દિવસ થયા છે; માટે હવે તું વિધિપૂર્વક પ્રેતનિર્હાર* કર.'[૨]

કુળગુરુ વસિષ્ઠ મુનિનું વચન સાંભળી ધર્મજ્ઞ ભરતે તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યાં તથા મંત્રીઓને સઘળાં પ્રેતકાર્ય કરવામાં યોજ્યા.[૩] સર્વ મંત્રીઓએ દશરથ રાજાના શબને તેલની કડામાંથી બહાર કાઢીને પૃથ્વી પર મૂક્યું. જોકે ઘણા દિવસ સુધી તેલમાં રહેવાને લીધે તે શબ ઝીણું–ફિક્કું થઈ ગયું હતું, તોપણ તે બિલકુલ બગડ્યું ન હતું; તેથી જાણે મહારાજા દશરથ સૂતેલા જ હોય એવું જણાતું હતું.[૪] પછી એ શબને, અનેક રત્નોથી જડેલી સુશોભિત શય્યા પર સુવાડ્યું. એ જોઈને અતિ દુઃખી થયેલા ભરતે વિલાપ કરતાં કહેવા માંડ્યું:[૫] 'હે પૂજ્ય પિતા! અરેરે, આ તમને શું સૂઝ્યું કે, હું દૂર દેશાંતરમાં હતો ત્યાંથી ઘેર આવ્યા પહેલાં ધર્મજ્ઞ રામચંદ્ર તથા મહાબળવાન લક્ષ્મણને વનમાં મોકલી, તમે પરલોક પ્રત્યે સિધાવી ગયા છો?[૬] હે મહારાજ! નિર્મળ આચરણવાળા પુરુષસિંહ રામચંદ્રથી વિયોગ પામેલા અમો સર્વ સંબંધીઓ તથા આ નગરવાસી મનુષ્યોને ત્યજીને તમે ક્યાં જશો? ઓ તાત! તમે સ્વર્ગમાં પધાર્યા અને રામચંદ્રે વનનો આશ્રય કર્યો! હવે આ તમારી પ્રજાનું યોગક્ષેમ કોણ કરશે?[૭,૮] હે રાજન્! તમારા વિનાની થવાથી વિધવા બનેલી આ પૃથ્વી શોભતી નથી; અરેરે! તમારા વિનાની આ અયોધ્યાનગરી ચંદ્ર વિનાની રાત્રિની પેઠે મને અંધકારમય (દુઃખમય) જણાય છે.'[૯]

એવી રીતે અતિ દીનપણે વિલાપ કરતા ભરતને મહામુનિ વસિષ્ઠે પુનઃ પણ કહ્યું:[૧૦] 'હે રાજકુમાર! તારા સરખા સમજુ પુરુષે શોક કરવો યોગ્ય નથી; હવે તો બીજો કાંઈ પણ વિચાર ન –

* શબને સ્મશાનભૂમિમાં લઈ જઈને તેને વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરવો તે.

કરતાં માત્ર ધૈર્ય ધરી, તારા પિતાનાં સઘળાં પ્રેત-કાર્યો કર.[११]

વસિષ્ઠ મુનિનું વચન સાંભળી મહાત્મા ભરતે 'હું આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ' એમ કહી ગુરુનું વચન માન્ય કર્યું. ત્યારપછી શાસ્ત્રોમાં કુશળ એવા ઋત્વિજો, પુરોહિતો તથા આચાર્ય આદિને* મરણપ્રસંગની ક્રિયા ચાલુ કરવા ભરતે તાકીદ આપી; ત્યારે દશરથ રાજાના અગ્નિહોત્રના અગ્નિઓ કે જેઓને ઘરમાં શબ પડયું હતું ત્યારથી જ અગ્નિશાળામાંથી બહાર કઢાવી રાખ્યા હતા, તેઓને પ્રજ્વલિત કરીને ઋત્વિજો તથા ઉપદ્રષ્ટાઓ વિધિપૂર્વક હોમ કરવા લાગ્યા.[१२,१३] જ્યારે મરણ સંબંધી પ્રેતશાંતિનો હોમ થઈ રહ્યો, ત્યારે અત્યંત ખેદ પામેલા અને ગદ્ગદ કંઠવાળા થયેલા સેવકો મહારાજાના મૃતદેહને શિબિકા(પાલખી)માં બેસાડીને સ્મશાનભૂમિ પ્રત્યે ચાલતા થયા.[१४] તે વેળા કેટલાએક મનુષ્યો માર્ગમાં અનેક પ્રકારનાં વસ્ત્રો તથા સોના-રૂપાનાં પુષ્પો ઉછાળતા આગળ ચાલવા લાગ્યા.[१५] સ્મશાનભૂમિમાં ગયા પછી કેટલાક પુરુષોએ મળીને સુખડ, અગરુ, ગૂગળ, સરલ, પદ્મ અને દેવદારનાં સુગંધયુક્ત સૂકાં કાષ્ઠો તથા બીજાં પણ કેટલાંક સુગંધયુક્ત દ્રવ્યો એકઠાં કરીને મોટી ચિતા ખડકી. પછી ઋત્વિજોએ ચિતાની સમીપ જઈને મહારાજાના શબને તેમાં સુવાડયું અને અગ્નિ પ્રકટાવ્યો. પછી તે ઋત્વિજો મરણ પામેલા મહારાજાના પરલોકની શુદ્ધિ માટે પિતૃમેધિક મંત્રોનો જપ કરવા લાગ્યા. કેટલાક સામવેદી બ્રાહ્મણોએ વિધિ પ્રમાણે સામગાયન ચાલુ કર્યું. વૃદ્ધ પુરુષોથી વીંટાયેલી મહારાજાની સઘળી રાણીઓ પણ પોતપોતાને યોગ્ય મ્યાનાઓ તથા રથો વગેરે વાહનોમાં બેસીને સ્મશાનભૂમિમાં જ્યાં મહારાજાની ચિતા સળગતી હતી ત્યાં આવી. પછી અત્યંત શોક વડે સંતાપ પામતા સર્વ ઋત્વિજોએ, ભરતે તથા કૌશલ્યા આદિ સઘળી રાણીઓએ અશ્વમેધ પર્યંત મોટા મોટા યજ્ઞો કરનારા મહારાજા દશરથની અપ્રદક્ષિણા× કરી.[१६-२०] એ વેળા તે સ્થળે કૌંચીની પેઠે આક્રોશ કરતી દુઃખયુક્ત સ્ત્રીઓનો ઘણો જ કરુણ શબ્દ સંભળાવા લાગ્યો.[२१] અગ્નિસંસ્કાર થઈ રહ્યા પછી, શોકને લીધે અત્યંત વિલાપ કરતી સર્વ રાણીઓ પોતપોતાનાં વાહનોમાં બેસીને સ્નાન કરવા માટે સરયૂના ઘાટ પર આવી.[२२]

મહારાજા દશરથના મંત્રીઓ, પુરોહિતો અને રાજકુમાર ભરત સહિત સઘળી રાણીઓએ સરયૂ નદીના પવિત્ર જળમાં સ્નાન કરીને પરલોકમાં ગયેલા મહારાજાને ઉદ્દેશી અંજલિપ્રદાન કર્યું. ત્યાર પછી આંસુભર્યાં નેત્રવાળાં તે સર્વ મનુષ્યોએ અયોધ્યાનગરીમાં પ્રવેશ કરીને 'પૃથ્વી પર શયન કરવું' આદિ આશૌચના શાસ્ત્રોક્ત નિયમોનું પાલન કરતાં, અતિ દુઃખમાં દસ દિવસ વિતાવ્યા.[२३]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૭ મો

### મહારાજા દશરથની ઉત્તરક્રિયા

ततो दशाहेऽतिगते कृतशौचो नृपात्मजः ।
द्वादशेऽहनि संप्राप्ते श्राद्धकर्माण्यकारयत् ॥१॥

દશ દિવસ વીત્યા પછી અગિયારમે દિવસે કુટુંબ સહિત ભરતે આશૌચ+ નિવૃત્ત કરવા માટે સ્નાન કરીને એકાદશાહ શ્રાદ્ધ કર્યું અને બારમે દિવસે સપિંડીકરણ વગેરે ક્રિયા કરી, તે પ્રસંગે મહાત્મા ભરતે પરલોકમાં ગયેલા રાજાને ઉદ્દેશી, બ્રાહ્મણોને પુષ્કળ ધન, રત્ન, અનાજ, અજા, સુવર્ણ.

* રાજાનાં યજ્ઞ-યાગાદિ કર્મ કરવામાં પ્રવૃત્ત રહેનારા 'ઋત્વિજ', અનેક પ્રકારનાં હિતકાર્ય કરવામાં પ્રવૃત્ત રહેનારા 'પુરોહિત' અને વેદાધ્યયન કરાવનારા 'આચાર્ય' કહેવાય છે. રા. ટી.

× ચિતાની આસપાસ અપસવ્ય કરવું તે.

- શંકા: ક્ષત્રિય રાજાના મરણ પાછળ બાર દિવસ પર્યંત આશૌચ પાળવાનું સ્મૃતિઓમાં કહ્યું છે, છતાં અહીં દસ દિવસ કેમ જણાવ્યા? સમાધાન: રાજાની પાછળ બાર દિવસ આશૌચ જણાવનારાં વાક્યો સાધારણ રાજાઓને લાગુ પડે છે; પરંતુ અગ્નિહોત્રાદિક કર્મ કરનારા રાજા માટે તો પરાશરસ્મૃતિમાં દસ દિવસ પર્યંત આશૌચ પાળવાનું જણાવ્યું છે. તિ. ટી.

+ આશૌચ એટલે સૂતક.

ગાયો, દાસ-દાસીઓ, રથ વગેરે વાહનો અને મોટા મોટાં ગૃહો દાનમા આપ્યાં. તેરમા દિવસે પ્રભાત સમયે ઊઠીને મહાબાહુ ભરત અસ્થિસંચયન કરવા માટે સ્મશાનભૂમિમા ચિતાસ્થાને જઈને+ અતિ શોકને લીધે વિલાપ કરવા લાગ્યા. એ વેળા ઘણું રુદન કરવાથી તેમનો કંઠ બેસી ગયો. પછી ચિતાની પાસે બેસીને અને પોતાના પિતાને સંભારી મહાત્મા ભરત અતિ દુઃખથી આ પ્રમાણે કહેવા લાગ્યા: 'હે તાત! હે પિતા! તમોએ મને મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને સ્વાધીન કર્યો હતો, પણ તેઓ તો હાલમાં શૂન્ય અરણ્ય વિષે ગયા છે; તો હવે તમે મને કોના આશ્રયે છોડીને ચાલ્યા ગયા છો?[૨–૬] હે મહારાજા! અનાથ સરખા અને પુત્રના જ આધારે જીવનારાં મારાં જ્યેષ્ઠ માતા કૌશલ્યાના પુત્ર રામચંદ્રને વનમાં મોકલીને પાછળથી તમે તેઓનો પણ ત્યાગ કરીને ક્યાં ગયા?[૭]

એ પ્રમાણે વિલાપ કરતા મહાત્મા ભરત એ સ્થળે પિતાના શરીરને અસ્થિ સહિત બળીને ખાખ થઈ ગયેલુ જોઈને તથા ચિતાના અત્યંત તાપને લીધે તે ચિતાસ્થાનની રાખને પણ લાલચોળ થઈ ગયેલી જોઈને ચોધાર આંસુએ રુદન કરી અત્યંત ખેદને પ્રાપ્ત થયા.[૮] ચિતાને જોઈ ઘણું જ રુદન કરવાથી અચેત જેવા થઈ જવાને લીધે તે ભરત પાસે ઊભેલા મનુષ્યોએ હાથ ઝાલીને ઉઠાડવા છતાં પણ યંત્ર વડે ઊભા કરેલા ઇંદ્રધ્વજની પેઠે પૃથ્વી પર પડી ગયા. ત્યારે પૂર્વે જેમ સ્વર્ગમાંથી ભ્રષ્ટ થઈ પૃથ્વી પર પડેલા યયાતિ રાજાને જોઈને સર્વ ઋષિઓ તેની પાસે આવ્યા હતા, તેમ પવિત્ર આચરણવાળા મહાત્મા ભરતને પૃથ્વી પર પડી ગયેલા જોઈને, દૂર ઊભેલા સઘળા અમાત્ય-મંત્રીઓ વગેરે સત્વર તેમની પાસે દોડી આવ્યા અને અનેક પ્રકારે તેમનું આશ્વાસન કરવા લાગ્યા. આવો પ્રકાર જોઈને, મહાન શૂરવીર શત્રુઘ્ન પણ પોતાના મૃત પિતાને સંભારતા મૂર્છિત થઈ પૃથ્વી પર પડી ગયો અને ઉન્મત્તની પેઠે બેભાનપણે પોતાના પિતાએ પોતાને લડાવેલાં લાડ વગેરે સંભારીને વિલાપ કરવા લાગ્યો.[૯–૧૨]

અરેરે! આ મહાભયંકર શોકસાગરનું મૂળ ઉત્પત્તિકારણ મંથરા છે અને તેની શીખવણીએ ચડેલી કૈકેયી તેમાં ગ્રાહરૂપે છે. વળી કૈકેયીએ માગેલાં વરદાન ઘણા જ તીવ્ર હોવાથી તે અક્ષોભ્યપણાને પામેલો છે. અરેરે! હાય! એવા મહાન શોકસાગરમા ડૂબકાં ખાતા અમે સઘળાં અત્યંત કષ્ટ પામીએ છીએ.[૧૩] અરેરે! ઓ પિતા! નિરંતર તમોએ લાલનપાલન કરેલો અને સુકુમાર દેહવાળો આ ભરત કે જે તમારી પાછળ આમ વિલાપ કરી રહ્યો છે તેને ત્યજી તમે ક્યા ગયા છો?[૧૪] અહો! જેઓ અમો સૌ ભાઈઓને પાસે બેસાડી ભોજનના પદાર્થો, પીવાના પદાર્થો તથા વસ્ત્રાભરણાદિ આપતા હતા, તે અમારા પિતા પરલોકે સિધાવી ગયા! હાય! હવે તેમના વિના અમને એવાં લાડ કોણ લડાવશે?[૧૫] અરેરે! તમારા સરખા ધર્મજ્ઞ અને મહાત્મા રાજા વિનાની થઈ પડેલી આ પૃથ્વીને હાલમાં ખરેખર વિદીર્ણ થઈ જવાનો સમય આવ્યો છે; છતાં તે કેમ વિદીર્ણ થતી નથી? અરેરે! હાય! મારું લાલનપાલન કરનારા મારા પિતા મહારાજા દશરથ સ્વર્ગમાં સિધાવ્યા છે અને મારા આશ્રયરૂપ રામચંદ્ર વનમા પધાર્યા છે, તો હવે મને જીવવાનું સામર્થ્ય ક્યાંથી હોય? માટે હું અગ્નિમાં પ્રવેશ કરીશ;[૧૬,૧૭] કિંવા મારા શિરછત્રરૂપ વડીલ ભ્રાતા રામચંદ્ર તથા પિતા દશરથ રાજા વિનાનો થયેલો હું હવે શૂન્ય અયોધ્યાનગરીમાં પ્રવેશ ન કરતાં, સીધો તપોવનમાં જ ચાલ્યો જઈશ.[૧૮]

ભરત અને શત્રુઘ્નનો વિલાપ સાંભળી તથા તેઓને થતું મહાન કષ્ટ જોઈ, તેના સર્વ સેવકો પણ અત્યંત શોકગ્રસ્ત થઈ ગયા.[૧૯] એ વેળા ભરત અને શત્રુઘ્ન બંને જણા અત્યંત ખેદને લીધે ભાંગી ગયેલા શિંગડાંવાળા વૃષભોની પેઠે પૃથ્વી પર પડીને

+ અહીં કતક ટીકાકારનું એવું કહેવું છે કે, અસ્થિસંચયન દસ દિવસની અંદર કરીને તથા સર્વ શ્રાદ્ધ કરીને તેરમે દિવસે પિતાની ભસ્મને ઉપાડી નાખીને તે સ્થળને શુદ્ધ કરવું એવો ક્ષત્રિયોનો ધર્મ છે, એમ આદિકવિ વાલ્મીકિની આ ઉક્તિથી સમજાય છે.

તરફડિયાં મારતા હતા.[20] પછી સાત્વિક પ્રકૃતિવાળા અને સર્વ પ્રકારના વિષયોને જાણનારા રાજગુરુ વસિષ્ઠ મુનિએ ભરતને ઉઠાડીને સમજાવવા માંડ્યું:[21] 'હે મહાસમર્થ રાજપુત્ર! તારા પિતાને અગ્નિસંસ્કાર થયાને આજે તેરમો દિવસ થયો છે, તો હવે તું બાકી રહેલા અસ્થિસંચયનના કાર્યમાં શા માટે વિલંબ કરે છે?[22] તું જાણે જ છે કે જન્મવું-હોવું, વધવું-ઓછું થવું અને પરિણામ પામવું-નષ્ટ થવું, એ ત્રણ દ્વંદ્વો સર્વ ભૂત-પ્રાણીઓ વિષે અવશ્યે કરી પ્રવર્તે છે અને તેઓનું કોઈ પણ ઉપાય વડે નિવારણ થઈ શકતું નથી, તો પછી તારા સરખા સમજુ પુરુષે પોતાના મરણ પામેલા પિતાની પાછળ આવો શોક કેમ ધરવો જોઈએ?'[23] એવી રીતે વસિષ્ઠ મુનિએ મહાત્મા ભરતને સમજાવીને સાવધ કર્યો અને તત્ત્વજ્ઞ સુમંત્રે 'સર્વ પ્રાણીઓને જન્મ-મરણ લાગેલાં છે અને તે કદી પણ (મોક્ષ થયા વિના) નિવૃત્ત થઈ શકતાં નથી' એવાં એવાં ઘણાં વચનો સંભળાવીને શત્રુઘ્નનું પણ આશ્વાસન કર્યું. પછી સાવધ થઈને ઊભા થયેલા એ યશસ્વી ભાઈઓ, જાણે વૃષ્ટિ અને સૂર્યના તાપથી મ્લાન થયેલા બે ઇંદ્રધ્વજ હોય, એવા જણાવા લાગ્યા.[24,25] ત્યાર પછી અતિ રુદન કરવાથી લાલચોળ થઈ ગયેલાં પોતાનાં નેત્રોનાં આંસુને લૂછતા અને દીન મનુષ્યની પેઠે બોલતા એ બંને રાજકુમારોને અમાત્યો વગેરે અધિકારી પુરુષો બાકીની સર્વ ક્રિયા કરવા માટે ઉતાવળ કરાવવા લાગ્યા.[26]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૭૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૮ મો

### શત્રુઘ્નનો કોપ-મંથરાને શિક્ષા

अथ यात्रां समीहन्तं शत्रुघ्नो लक्ष्मणानुजः ।
भरतं शोकसंतप्तमिदं वचनमब्रवीत् ॥ १ ॥

ત્રયોદશાહની ક્રિયા કરીને ઘેર આવ્યા પછી રામચંદ્રને મળવા જવા માટે વિચાર કરતા અને બહુ શોકયુક્ત થયેલા મહાત્મા ભરતને, લક્ષ્મણના નાના ભાઈ શત્રુઘ્ને કહ્યું:[1] 'હે પ્રિય ભ્રાતા! રામચંદ્ર કે જે સંકટ સમયે સર્વ ભૂત-પ્રાણીઓને આશ્રયરૂપ છે, તે આપણા આશ્રયરૂપ હોય તેમાં તો શું જ આશ્ચર્ય? અરેરે! મહાબળવાન રામચંદ્રે એક સ્ત્રી(કૈકેયી)ની પ્રેરણાથી જ વનમાં પ્રયાણ કર્યું! અરે, પરાક્રમી અને બળવાનોની પંક્તિમાં ગણાતો લક્ષ્મણ પણ કેવો કે જેણે તે વેળા અન્યાય થતો અટકાવવા માટે પોતાના પિતાને સમજાવી, રામચંદ્રને વનમાં જતાં રોક્યા નહિ!'[2,3] અરે! એ સમયે સ્ત્રીને વશ થઈ અન્યાયમાર્ગે પ્રવર્તેલા આપણા પિતા દશરથ રાજાનો નિગ્રહ કરવાની જરૂર લક્ષ્મણે કેમ ન જોઈ? અરે, ન્યાય-અન્યાયનો વિચાર કરી તેણે દશરથ રાજાનો નિગ્રહ કરવો જોઈતો હતો.'[4]

લક્ષ્મણનો નાનો ભાઈ શત્રુઘ્ન આમ બોલતો હતો, એવામાં તે જ્યાં ઊભો હતો તે જ દ્વાર આગળ દૈવેચ્છાથી હરખાતી હરખાતી કુબ્જા મંથરા ત્યાં આવી. તેણે સર્વ પ્રકારનાં આભૂષણો ધારણ કર્યાં હતાં, શરીર ઉપર ઉત્તમ મલયાગર ચંદન ચર્ચ્યું હતું, રાજાની રાણીને ધારણ કરવા યોગ્ય અમૂલ્ય વસ્ત્રાભરણો પહેર્યાં હતાં તથા કટિમેખલા વગેરે બીજાં પણ ઘણાંક ઉત્તમ આભૂષણો વડે તેનું કદરૂપું શરીર શણગારાયેલું હતું; તેથી તે જાણે દોરડાથી બંધાયેલી વાંદરી હોય એવી લાગતી હતી![5-7] અત્યંત પાપકર્મ કરનારી એ દુષ્ટ મંથરાને ત્યાં આવેલી જોઈ ત્યાં ઊભેલો એક દ્વારપાળ 'આ મહાન દુષ્કૃત્ય કરનારીને શિક્ષા કરવાનો અત્યારે ખરેખરો દાવ આવ્યો છે' એમ ધારી, એકાએક નિર્દયપણે તેને પકડીને શત્રુઘ્નની આગળ લઈ ગયો અને તેણે હાથ જોડી કહ્યું:[8] 'હે રાજકુમાર શત્રુઘ્ન! જેને લીધે શ્રીમાન રામચંદ્રને વનવાસ જવું પડ્યું છે અને જેને લીધે ધર્માત્મા તમારા પિતા મહારાજા દશરથનું મૃત્યુ થયું છે, તેનું મૂળ કારણ અતિ ક્રૂર અને પાપિણી આ કુબ્જા જ છે; માટે તમે તમારી ઇચ્છામાં આવે તેવી શિક્ષા આને કરો.'[9]

'દ્વારપાળનું વચન સાંભળી અત્યંત દુઃખી

થયેલા શૂરવીર શત્રુઘ્ને અંતઃપુરવાસી સર્વ મનુષ્યો ના સાંભળતાં કહ્યું :[૧૦] 'અરેરે! આ પાપિણી કુબ્જા–મંથરાએ જ મારા બાંધવોને તથા મારા પિતાને તીવ્ર દુઃખ ઉત્પન્ન કરાવ્યું છે, માટે તે પોતાના ક્રૂર કર્મના ફળને સત્વર પામો.'[૧૧] એમ કહી શત્રુઘ્ને તુરત જ અનેક સખીઓની વચ્ચે ઊભેલી મંથરાને અતિ બળપૂર્વક પકડીને એક બાજુએ ખેંચી લીધી અને તેને પૃથ્વી પર પટકી; એટલામાં તો તે કુબ્જાએ મોટી ચીસ પાડી આખું અંતઃપુર ગજાવી મૂક્યુ. તેની સખીઓ અત્યંત સંતાપ પામી અને શત્રુઘ્નને અતિશય ક્રોધયુક્ત થયેલો જોઈને આમતેમ નાસી ગઈ.[૧૨,૧૩] મંથરા-ની સર્વ સખીઓ દૂર સંતાઈ જઈને પરસ્પર વિચાર કરવા લાગી : 'અરે! હવે તો શત્રુઘ્ને પોતાનુ પરાક્રમ દર્શાવવાનો આરંભ કર્યો છે. હવે તો આ કુબ્જાની સાથે આપણા સર્વનો પણ નાશ કર્યા વિના રહેશે નહિ;[૧૪] માટે ચાલો, આપણે સૌ અતિ યશસ્વિની મહારાણી કૌશલ્યા-ને શરણે જઈએ. તે ધર્મ જાણનારાં, મધુરભાષી અને અતિ દયાળુ છે; તેથી અવશ્ય આપણું રક્ષણ કરશે.'[૧૫]

અત્યંત કોપેલો અને શત્રુકુળનો વિનાશ કરનારો મહાસમર્થ શત્રુઘ્ન પૃથ્વી પર પડી ચીસો પાડતી કુબ્જાને તેના કેશ ઝાલીને ચારેબાજુ ઘસ-ડવા લાગ્યો.[૧૬] આમતેમ ઘસડાતી એ કુબ્જાના શોરબકોરથી તથા તેના હાથપગના પછડાવાથી અંતઃપુરમાં ગોઠવી રાખેલાં અનેક પ્રકારના સોના-રૂપાના પાત્રો ખળભળી પૃથ્વી પર પટકાયાં;[૧૭] તેથી આખું અંતઃપુર જાણે શરદઋતુમાં નક્ષત્રોથી શોભતું આકાશ હોય, એવું જણાવા લાગ્યુ.[૧૮] મહાબળવાન શત્રુઘ્ને અતિ ક્રોધથી મંથરાને પકડી પૃથ્વી પર ઘસડવા માંડી, ત્યારે કૈકેયી ત્યાં આવીને તેને મૂકી દેવા માટે કહેવા લાગી; પરંતુ તેનુ વચન ન સાંભળતાં શત્રુઘ્ને ઊલટો તેનો તિરસ્કાર કરીને ઘણાં કઠોર વચન કહ્યાં. પછી અત્યંત દુઃખી થયેલી અને શત્રુઘ્નનો ક્રોધ જોઈને ભય પામેલી કૈકેયી ભરતને શરણે ગઈ.[૧૯,૨૦] પોતાની માતા કૈકેયીને આવેલી જોઈને તથા 'હવે મંથરાને તેનાં કર્મ પ્રમાણે જોઈએ તેટલી શિક્ષા મળી ચૂકી છે' એમ ધારીને મહાત્મા ભરતે કોપેલા શત્રુઘ્નને કહ્યું : 'હે ભાઈ! સર્વ ભૂતપ્રાણીઓમાં સ્ત્રીઓ સર્વથા અવધ્ય છે, માટે તું હવે આ કુબ્જાને ક્ષમા કર.[૨૧] જો સ્ત્રીઓ અવધ્ય ન હોત અને 'રામચંદ્ર માતૃઘાતી જાણી કોપાયમાન થશે' એવો મને ભય ન હોત, તો હું પણ અતિ પાપ કરનારી અને દુષ્ટ આચરણ-વાળી મારી માતા કૈકેયીને જીવતી મૂકત નહિ.[૨૨] માટે હે ભાઈ! જો તું આ કુબ્જાને હણીશ, તો ધર્માત્મા રામચંદ્ર આપણને સ્ત્રીહત્યારા માનીને તારી કે મારી સાથે બોલશે પણ નહિ.'[૨૩] ભરતનાં વચન સાંભળી શત્રુઘ્ને અતિ દુઃખ પામતી કુબ્જાને છોડી દીધી; એટલે તે કુબ્જા ત્યાંથી ઊઠીને કૈકેયી પાસે ગઈ અને અતિશય માર પડવાથી તથા દુઃખને લીધે નિસાસા નાખતી, કૈકેયીના ચરણ આગળ પડીને રાંકની પેઠે વિલાપ કરવા લાગી. શત્રુઘ્ને આમતેમ ઘસડવાથી મૂર્છિત સરખી થયેલી અને ઘણું જ કષ્ટ પામેલી એ મંથરાને જાળમાં ફસાયેલી ક્રૌંચીની પેઠે ટગર ટગર પોતાની સામે દૃષ્ટિ કરતી જોઈને કૈકેયીએ ધીમે રહીને ઘણે પ્રકારે તેનું આશ્વાસન કર્યું.[૨૪–૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૮ મો સર્ગ સંપૂર્ણ

## ભરતનું ચિત્રકૂટ પહોંચવું

# સર્ગ ૭૯ મો

### ભરતનો પ્રેમ-રાજ્યનો અસ્વીકાર

ततः प्रभातसमये दिवसेऽथ चतुर्दशे ।
समेत्य राजकर्तारो भरतं वाक्यमब्रुवन् ॥ १ ॥

મહારાજા દશરથના મરણ પછી તેર દિવસ સુધીની ઔર્ધ્વદેહિક ક્રિયા થઈ રહી. ત્યાર પછી ચૌદમે દિવસે પ્રાતઃકાળ થતાં રાજ્યકારભાર ચલા-વનારા અમાત્યો–મંત્રીઓ વગેરે સૌ સભાસ્થાન-માં એકઠા મળી ભરત પ્રત્યે કહેવા લાગ્યા : 'હે રાજકુમાર! અમારા અત્યંત માનનીય ગુરુરૂપ

મહારાજા હતા તે પોતાના જ્યેષ્ઠ પુત્ર રામચંદ્રને તથા મહાબળવાન લક્ષ્મણને વનમાં મોકલીને સ્વર્ગ પ્રત્યે સિધાવી ગયા છે.[૧,૨] તેથી હે મહાયશસ્વી રાજપુત્ર! હાલમાં આ અયોધ્યા રાજ્ય નાયક વિનાનું સૂનું થઈ પડેલું છે; માટે તમે રાજ્યનો સ્વીકાર કરીને અમારા રાજા થાઓ. તમે રામચંદ્ર કરતાં નાના છો, એટલે તેમના પછી રાજ્યનો અધિકાર તમારો જ છે તેથી અને વળી મહારાજાએ રામચંદ્રને વનમાં મોકલીને તમને રાજ્યાભિષેક કરવાની પ્રતિજ્ઞા કરી છે તેથી રાજ્ય સ્વીકારવામાં તમને કાંઈ પણ દોષ નથી.[૩] હે રાઘવ! જુઓ, આ સર્વ મંત્રીઓ તથા અયોધ્યાવાસી પ્રજાજનો રામચંદ્રને અભિષેક કરવા માટે તૈયાર કરેલાં સર્વ સાહિત્યો લઈને તમારી વાટ જોઈ રહ્યા છે.[૪] માટે તમે પોતાના બાપદાદાની પરંપરાથી ચાલતા આવેલા રાજ્યને સ્વીકારી પોતાના આત્માને રાજ્યાસન પર અભિષિક્ત કરો અને અમો સર્વનું રક્ષણ કરો.'[૫]

અમાત્યવર્ગનાં વચન સાંભળી દૃઢ નિશ્ચયવાળા ભરતે અભિષેક કરવા તૈયાર કરેલી સર્વ સામગ્રીની પ્રદક્ષિણા કરી કહ્યું:[૬] 'હે રાજ્યનું શ્રેય ઇચ્છનારા અમાત્યો! તમારે મને આવું કહેવું યોગ્ય નથી. તમે જાણો જ છો કે, અમારા ઇક્ષ્વાકુવંશમાં વિશેષે કરીને નિરંતર જ્યેષ્ઠ પુત્રને જ રાજ્યાસન પ્રાપ્ત થાય છે.[૭] માટે મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર રાજ્યાસન પર વિરાજશે અને તેમને બદલે હું અરણ્યમાં જઈ ચૌદ વર્ષ પર્યંત નિવાસ કરીશ.[૮] હે અમાત્યો! હું વનમાં જઈ મારા પૂજ્ય વડીલ બંધુ રામચંદ્રને પાછા તેડી લાવીશ; માટે હવે તમે આડીઅવળી વાત પડતી મૂકીને, રામચંદ્રને વનમાં તેડવા જવા માટે ચતુરંગિણી સેના તૈયાર કરો.[૯] રાજ્યાભિષેક માટે તૈયાર કરેલાં આ સર્વ સાહિત્યોને પણ સાથે જ લઈ લો; કેમ કે હું નરવ્યાઘ્ર રામચંદ્રને ત્યાં (વનમાં ને વનમાં) જ રાજ્યાભિષેક કરીને પછી, જેમ યજ્ઞવિધિ જાણનારા યાજ્ઞિકો અગ્નિને મહાયજ્ઞશાળામાંથી પોતાની અગ્નિહોત્રશાળામાં લાવે, તેમ રામચંદ્રને વનમાંથી અયોધ્યા તેડી લાવીશ. હે પ્રજાજનો! તમે સૌ નિશ્ચય રાખજો કે, આ કૈકેયી કે જે માત્ર મારે માટે 'માતા' એવી સંજ્ઞાને જ ધારણ કરનારી છે; અર્થાત્ માતાને યોગ્ય ગુણો વિનાની છે, તેની કામનાને હું કદી પણ પૂર્ણ કરીશ નહિ. એ તો એ જ કે હું મહાભયંકર વનમાં વસીશ અને શ્રીમાન રામચંદ્ર રાજા થશે. હવે તમે બીજી આડીઅવળી વાતો મૂકી દઈને જમીન ખોદનાર કારીગરો (સડક બનાવનારાઓ)ને વનમાં મોકલી વનના ઊંચાનીચા ભાગોને ખોદાવી સરખા કરાવો તથા ચોર વગેરેના ભયવાળા પ્રદેશને જાણનારા વનના ભોમિયા માણસોને પણ વન વિષે મોકલો, જેથી કોઈને કોઈ પણ પ્રકારે દુઃખ થવા પામે નહિ.'[૧૦-૧૩]

રામચંદ્રને માટે અંતરના ખરા ભાવથી બોલાઈ રહેલાં ભરતનાં વચન સાંભળી અમાત્ય વગેરે સર્વ જનોએ આનંદ પામી તેમને અત્યુત્તમ વચન કહ્યું:[૧૪] 'હે ભરત! તમને પોતાને રાજ્ય પ્રાપ્ત થયું છે, છતાં તેમાં નહિ લલચાઈને, માત્ર ધર્મનું જ રક્ષણ કરવા અર્થે તમે એ રાજ્ય પોતાના જ્યેષ્ઠ બંધુને આપવા ઇચ્છો છો એ ઘણું જ યોગ્ય છે. અહો! આથી તમારી સત્કીર્તિ વિશેષ પ્રસરશે.'[૧૫]

રામચંદ્રને વનમાંથી પાછા લાવવા માટેની પ્રતિજ્ઞાનાં મહાત્મા ભરતનાં વચનો સાંભળવાથી ત્યાં બેસેલા સર્વ મનુષ્યોને એટલો બધો હર્ષ ઉત્પન્ન થયો કે જેને લીધે તેઓનાં નેત્રોમાંથી હરખનાં આંસુ ટપકવા લાગ્યાં.[૧૬] ભરતનાં વચનો સાંભળી, શોકરહિત થયેલા સર્વ અમાત્યો તથા બીજા સભ્યજનોએ ભરતના કહેવા પ્રમાણે વનના માર્ગ સુધારવા માટે ખોદનારા કારીગરો વગેરેને આજ્ઞા આપી અને પછી ભરતને કહ્યું: 'હે નરશ્રેષ્ઠ રાજપુત્ર! તમારા કહેવા પ્રમાણે સઘળા કારીગરો તથા ભોમિયાઓને વનનો માર્ગ સુધારવા માટે નિયુક્ત કર્યા છે.' આમ કહીને તેઓ સર્વ ભરતની આજ્ઞા લઈ પોતપોતાને ઘેર ગયા.[૧૭,૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૭૯ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૦ મો

## વનમાર્ગની સુધારણા

**अथ भूमिप्रदेशज्ञाः सूत्रकर्मविशारदाः।**
**स्वकर्माभिरताः शूराः खनका यन्त्रकास्तथा ॥१॥**

અમાત્યોએ આજ્ઞા આપ્યા પછી સઘળા શિલ્પી લોકો પોતપોતાનાં હથિયારો (ખોદવું વગેરે કાર્ય કરવાનાં સાધનો) લઈને વન પ્રત્યે ચાલતા થયા. પોતપોતાનાં કાર્યમાં નિપુણ એવા ભૂમિપ્રદેશને જાણનારાઓ (કે જેઓ અમુક સ્થળે ભૂમિ ખોદવાથી જળ નીકળશે કે નહિ અને નીકળશે તો કેવું નીકળશે તે બરાબર જાણી શકે છે), સૂત્રકર્મવિશારદો (કે જેઓ માર્ગમા કોઈને પણ અડચણ થાય નહિ એવી રીતે માપસર ડેરાતંબૂ વગેરે બાંધી શકે છે), ખોદનારા, યંત્રકો (કે જેઓ અનેક પ્રકારથી જળના પ્રવાહોને રોકી શકે છે, નહેરો બાંધી શકે છે અને જળને યંત્ર દ્વારા દૂર પ્રદેશમાં પહોંચાડી શકે છે), પગાર લઈને કામ કરનારા મજૂર લોકો, જરૂર પડે તાત્કાલિક રથ વગેરે બનાવી તૈયાર કરનારા સુથારો, યંત્રકોવિદો (કે જેઓ યંત્રોની સહાયથી મોટા મોટા પથ્થર વગેરે ઉપાડીને દૂર ફેંકી શકે છે), કાષ્ઠ છોલીને સાફ કરનારા સુથારો, માર્ગમાં અનેક પ્રકારના ભયથી રક્ષા કરનારા પુરુષો, માર્ગમા આડે આવતા વૃક્ષોને કાપનારાઓ, રસોઇયાઓ, ભીંતો ધોળવા માટેનો ચૂનો બનાવનારા ચૂનારાઓ, વાંસની સાદડી, કરંડિયા, ટોપલી વગેરે બનાવનારા વાંસફોડા, પગરખાં તથા ઘોડાના પલાણ વગેરે બનાવનારા મોચી અને પ્રથમથી વનમાર્ગોમા જઈને સેનાને પડાવ નાખવા યોગ્ય સ્થળ શોધી કાઢવામાં કુશળ પુરુષો; એ સઘળા અયોધ્યાથી નીકળી વન તરફ જવા લાગ્યા.[૧-૩] તે સર્વ મનુષ્યો કેવળ ભરતની આજ્ઞાથી જ નહિ; પરંતુ 'આ કાર્યના મિષથી આપણને રામચંદ્રના દર્શનનો લાભ મળશે' એવા હર્ષથી જતા હતા. એ વેળા તેઓ જેમ પર્વણીના દિવસે સમુદ્ર ઊછળી રહે છે, તેમ હર્ષના વેગથી ઊછળી રહ્યા હતા.[૪] સડકો બનાવવાના કાર્યમા નિપુણ એવા તેઓ પોતપોતાના સમૂહનો આશ્રય કરીને તથા અનેક પ્રકારનાં કોદાળી, પાવડો વગેરે ઓજારો લઈને ચાલતા હતા તેઓ માર્ગમા આડે આવતી વેલો, ગુચ્છો, વૃક્ષો વગેરે કાપીને અને માર્ગમાં પડેલા પથ્થર વગેરે દૂર ફેંકીને માર્ગને સરળ બનાવતા જતા હતા.[૫,૬] કેટલાક પુરુષો વૃક્ષ વિનાના સ્થળે છાયા માટે વૃક્ષો રોપતા હતા, તો કેટલાક કોદાળી, પાવડા, કુહાડીઓ, ટાંકણા અને દાતરડાં વગેરે ઓજારો વડે ઊંચા ટેકરાઓને ખોદી સપાટ બનાવતા હતા. વળી કેટલાક અત્યંત બળવાન પુરુષો તો જામી ગયેલા મૂળવાળાં વીરણ વગેરે તૃણોનાં ક્ષોથાઓને પોતાના હાથથી જ ઉખેડી નાખતા હતા.[૭,૮] કેટલાક ખોદાયેલી માટી નાખીને ઊંડા કૂવાઓ તથા મોટા મોટા ખાડાઓ પૂરીને ચારે બાજુથી માર્ગને સપાટ બનાવતા હતા.[૯] તેઓ જ્યાં જ્યાં નાની નાની નદી તથા નાળા વગેરે આવતાં, ત્યાં ત્યાં પુલ બાંધતા હતા. જ્યા વધારે કાંકરી તથા ગોખરુ વગેરે આવતા, ત્યાં ખોદીને સાફ કરતા હતા અને જ્યા કોઈ પણ પ્રકારે જળ આવવામાં રોકાણ થતું હતું, ત્યા તે બંધને તોડી નાખતા હતા.[૧૦] તેઓ નાના ખાબોચિયાંને ખોદીને તથા તેમા નદીઓના પાણી વાળીને મોટા સમુદ્ર જેવાં બનાવી દેતા હતા.[૧૧] વળી જ્યાં બિલકુલ જળ મળી શકે તેમ ન હતું, ત્યાં કૂવા, તળાવો, વાવો વગેરે ખોદીને તથા તેને ચૂના-માટી વગેરેથી પાકાં બાંધીને સુખરૂપ બનાવતા હતા.[૧૨] તેઓએ લોકોને વિશ્રામ કરવા માટે સ્થળે સ્થળે ઘાટી છાયાવાળા વૃક્ષોના થડની આસપાસ ચૂનાથી ધોળીને સફેદ કરેલા મજબૂત ચોતરા બનાવ્યા. એ માર્ગની બન્ને બાજુએ અને ઉપરના ભાગમાં ધ્વજા-પતાકાઓ ચડાવી તથા જ્યાંત્યાં છાયા માટે ખીલેલા પુષ્પવાળાં અનેક વૃક્ષો રોપ્યા, જેથી તેના પર બેસી મદમત્ત પક્ષીઓ મનોહર શબ્દો ઉચ્ચારવા લાગ્યા.[૧૩] વળી સરખા કરેલા માર્ગ પર ચંદનના જળનો છંટકાવ કર્યો અને જ્યાત્યાં સુગંધી પુષ્પો વેરી મૂક્યાં. એ પ્રમાણે શિલ્પીઓએ

સુધારેલો ભરતની સેનાને વનમાં પ્રયાણ કરવા માટેનો માર્ગ દેવમાર્ગના સરખો અતિશય શોભવા લાગ્યો.[૧૪]

માર્ગ તૈયાર થયા પછી, માર્ગમાંના જે જે સ્થળો ઘણાં સ્વાદિષ્ઠ ફળવાળા વૃક્ષોથી પરિપૂર્ણ અને અત્યંત રમણીય હતા, તે તે સ્થળો પર મહાત્મા ભરતની આજ્ઞા પ્રમાણે છાવણી બનાવવાના કાર્યમાં યોજાયેલા પુરુષોએ ભરતને પ્રિય લાગે એવા વિશાળ અને સુંદર તંબૂઓ નાખી તેને ચંદરવા, સુવર્ણકળશો તથા રત્નજડિત દંડવાળા ધ્વજો વગેરે અનેક પ્રકારની શોભાઓથી સુશોભિત કર્યા.[૧૫] વળી મુહૂર્ત જાણનારા જ્યોતિષીઓએ બતાવ્યા પ્રમાણે શુભ નક્ષત્ર જોઈને મહાત્મા ભરતને માટે ખાસ ઉત્તમ તંબૂઓનું સ્થાપન કર્યું.[૧૬-૧૭] જેમ નગરની ચારે બાજુ મોટી ખાઈઓ હોય, તેમ ભરતના વિશાળ તંબૂઓની ચારે બાજુ ખાઈઓ ખોદી હતી અને કિલ્લાની પેઠે માટીની પાળો બાંધી હતી. વળી તે તંબૂઓની અંદર ઇંદ્રનીલમણિ સમાન ચળકતી પ્રતિમાઓ આળેખીને સુશોભીત બનાવેલી ભીંત સરખી કનાતો (પડદા) બાંધી લીધી હતી અને અંદર જવા—આવવા માટે ઉત્તમ માર્ગો બનાવ્યા હતા.[૧૮] મોટા મોટા રાજમાર્ગોવાળા, ઉત્તમ પતાકાઓથી શોભતા, સફેદ ચૂના વડે ધોળેલા અને રાજમહેલ સરખા જણાતા એ છાવણીના તંબૂઓ અત્યંત ઊંચા હોવાને લીધે, જાણે આકાશમાં ફરતા દેવોના વિમાનો જ હોય અથવા ઇંદ્રની બીજી અમરાવતી જ હોય, એવા શોભતા હતા.[૧૯,૨૦] અનેક પ્રકારનાં વૃક્ષોવાળાં વનોથી શોભતી, શીતળ અને નિર્મળ જળવાળી તથા મોટાં મોટાં મત્સ્યો અને મગરોથી ભરેલી ગંગાનદી સુધી ભરતની સેનાને જવા માટે ઉત્તમ કારીગરોએ બનાવેલો રમણીય માર્ગ રાત્રિ વિષે ચંદ્ર તથા નક્ષત્રગણોથી યુક્ત આકાશ શોભે તેમ અત્યંત શોભવા લાગ્યો.[૨૧,૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૧ મો

## અયોધ્યાની રાજસભા

ततो नान्दीमुखीं रात्रिं भरतं सूतमागधाः ।
तुष्टुवुः सविशेषज्ञाः स्तवैर्मङ्गलसंस्तवैः ॥ १ ॥

રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવવાના છે એ વાત આખી અયોધ્યામાં પ્રસરી ગઈ; તેથી એ રાત્રિ અત્યંત આનંદભેર વ્યતીત થઈ. પ્રભાત થતાં ઉત્તમ રાજસ્તુતિને જાણનારા સૂતો તથા માગધો ભરતના શયનગૃહ આગળ આવીને મંગળ વચનો વડે સ્તુતિ કરવા લાગ્યા.[૧] એ વેળાએ સુવર્ણના ડંકા વડે વગાડાતાં ચોઘડિયાં ગડગડવા લાગ્યાં તથા સેંકડો શંખો અને બીજા પણ ઝીણા મોટા સ્વરવાળાં વાજિંત્રો વાગવા લાગ્યાં.[૨] તે સર્વ વાદ્યોનો મહાન નાદ જાણે આકાશને પૂરી દેતો હોય, એમ આખા રાજમહેલમાં પ્રસરી ગયો અને શોકથી સંતાપ પામેલા ભરતના અંતઃકરણમાં આનંદને બદલે ઊલટો અધિક શોક ઉપજાવવા લાગ્યો.[૩] એ વાદ્યોનો નાદ સાંભળી એકાએક જાગી ઊઠેલા મહાત્મા ભરતે 'અરે, હું કાંઈ રાજા નથી કે જેથી મારી આગળ આવાં વાદ્યો વગાડવાં જોઈએ!' એમ કહી તુરત વાજિંત્ર બંધ કરાવ્યાં અને પછી શત્રુઘ્નને કહ્યું:[૪] 'હે પ્રિય ભ્રાતા શત્રુઘ્ન! જો તો ખરો, હું રાજા નહિ છતાં સૂતમાગધાદિ મારી સ્તુતિ કરે છે! આવું અનુચિત કર્મ કૈકેયીને લીધે ઉપસ્થિત થયું છે. અરેરે! મહારાજા દશરથ તો મારે માથે દુઃખો નાખીને સ્વર્ગે સિધાવી ગયા છે![૫] અરેરે! તે મહાત્મા ધર્મસ્વરૂપ દશરથરાયની ધર્મમૂલક આ રાજ્યશ્રી હાલમાં જેમ કર્ણધાર* વિનાની નૌકા જળમાં ભ્રમણ કરે, તેમ ભ્રમણ કરી રહી છે![૬] વળી મહાસમર્થ અને આપણા શિરછત્રરૂપ વડીલ બંધુ રામચંદ્ર, તેમને પણ આ મારી ક્રૂર માતા કૈકેયીએ ધર્મનો ત્યાગ કરીને વનમાં મોકલ્યા છે.[૭] એ પ્રમાણે વિલાપ કરતા મહાત્મા ભરત અચેતન સરખા થઈને શય્યા પર પડી ગયા. એ જોઈને અંતઃપુરની સઘળી સ્ત્રીઓ દીન સ્વરે

* કર્ણધાર—નૌકા ચલાવનાર

રુદન કરવા લાગી.[૮]

અંતઃપુરમા મહાત્મા ભરત વિલાપ કરતા હતા, એ સમયે રાજધર્મ જાણનારા મહાયશસ્વી વસિષ્ઠ મુનિ પ્રાતઃકાળના નિત્યકર્મથી પરવારીને પોતાના સર્વ શિષ્યો સહિત સુવર્ણ મણિ અને રત્નોથી શોભતી 'સુધર્મા' નામની દેવસભા જેવી રાજસભામા પધાર્યા. સર્વ વેદોને જાણનારા મહામુનિ વસિષ્ઠે સભામાં પ્રવેશ કરી, જેના પર સ્વસ્તિકારક મંડળથી ચીતરેલું રત્નજડિત બિછાનું બિછાવ્યું હતું એવા સુવર્ણમય ઊંચા આસન પર વિરાજી ને દૂતોને આજ્ઞા કરી:[૯-૧૧] 'હે રાજદૂતો ! મારે જરૂરનું કાર્ય છે; માટે તમે સાવધાનપણે, નિર્વિઘ્ને જાઓ અને માર્કંડેયાદિ બ્રાહ્મણો, શૂરવીર ક્ષત્રિયો, મુખ્ય યોદ્ધાઓ, અમાત્યો. સેનાના નાયકો, યશસ્વી ભરત તથા શત્રુઘ્ન સહિત અન્ય રાજકુમારો અને વળી યુધાજિત તથા સુમંત્ર વગેરે બીજા પણ જે જે હિતેચ્છુઓ હોય, તેઓ સર્વને સત્વર અહીં બોલાવી લાવો.'

મહામુનિ વસિષ્ઠની આજ્ઞા થતા સઘળા દૂતોએ સત્વર તે તે જનોને આમંત્રણ કર્યું; એટલે થોડી વારમાં એક પછી એક, એમ સર્વ સભાસદો રથો, અશ્વો અને હસ્તિ આદિ વાહનો પર બેસીને રાજસભામાં આવવા લાગ્યા અને તેઓનો મહાન કોલાહલ થવા લાગ્યો.[૧૨-૧૪] સર્વ સભાસદો આવી ગયા અને સભા પરિપૂર્ણ ભરાઈ ગઈ, ત્યારે છેવટે શત્રુઘ્ન સહિત મહાયશસ્વી રાજકુમાર ભરત સભાના દ્વાર આગળ આવી પહોંચ્યા. તેને જોઈને, જેમ ઇંદ્રને જોઈ દેવતાઓ આનંદ પામે, તેમ સર્વ સભાસદો આનંદ પામ્યા અને પૂર્વે મહારાજા દશરથને જેવું માન આપતા હતા, તેવું માન તેઓએ ભરતને પણ આપ્યું.[૧૫] જ્યારે મહાત્મા ભરત સભાના મુખ્ય આસન પર વિરાજ્યા, ત્યારે આખી સભા પૂર્વે જેવી રીતે દશરથ રાજાથી શોભતી હતી તેમ શોભવા લાગી અને નિશ્ચળ જળવાળા એક મોટા ધરાની ઉપમા આપી શકાય એવી શાંત જણાવા લાગી. તે(સભારૂપી હૃદ)માં વસિષ્ઠરૂપી જળ ભર્યું હતું. ભરત-શત્રુઘ્નરૂપી મોટા મત્સ્યો તથા જળસર્પો હતા અને અમાત્યો તથા પુરવાસીઓરૂપી મણિઓ, રત્નો અને શંખો શોભી રહ્યા હતા.[૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૨ મો

## ભરતને રાજ્ય સ્વીકારવાનો આગ્રહ, તેનો ભરતે કરેલો અસ્વીકાર

तामार्यगणसंपूर्णां भरतः प्रग्रहां सभाम् ।
ददर्श बुद्धिसंपन्नः पूर्णचंद्रां निशामिव ॥ १ ॥

આર્ય સભાસદો તથા આર્યશ્રેષ્ઠ વસિષ્ઠાદિ મહર્ષિઓથી ભરેલી એ રાજસભા કે જે પૂર્ણ ચંદ્રયુક્ત રાત્રિની પેઠે શોભતી હતી, તેને જોઈને ઉત્તમ બુદ્ધિવાળા મહાત્મા ભરત હર્ષ પામ્યા. જે વેળા સર્વ સભાસદો પોતપોતાની યોગ્યતાનુસાર આસનો પર બેસવા લાગ્યા, તે વેળા તેઓનાં વસ્ત્રો, આભૂષણો અને ચંદનાદિની કાંતિ વડે તે રાજસભા પ્રકાશમાન થઈ રહી હતી.[૧-૨] અનેક વિદ્વાનોથી ભરેલી એ નિર્મળ રાજસભા શરદઋતુમા સોળે કળાથી ઉદય પામેલા ચંદ્રવાળી રાત્રિ સમાન શોભતી હતી.[૩]

ત્યાર પછી ધર્મજ્ઞ રાજપુરોહિત વસિષ્ઠ મુનિએ એ સભામાં બેઠેલા સર્વ સભાસદોની સંમતિ લઈને ભરતને ઉદ્દેશીને મધુર વચન કહ્યું: 'હે તાત ભરત ! પોતાના સત્ય વચનરૂપ ધર્મનું પ્રતિપાલન કરનારા તારા પિતા મહારાજા દશરથ પોતે જીવતાં જ તને આ ધન-ધાન્યાદિની સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વી આપીને સ્વર્ગ પ્રત્યે ગયા છે;[૪-૫] અને સત્યસંધ મહાત્મા રામચંદ્રે પણ સત્પુરુષોના ધર્મનું સ્મરણ કરી, જેમ ઉદય પામેલો ચંદ્ર કદી પણ પોતાની કાંતિનો ત્યાગ કરતો નથી. તેમ પોતાના પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મનો ત્યાગ ન કરતાં તેનું યથાર્થ રીતે પાલન કર્યું છે.[૬] માટે હવે તારા પિતાએ તથા જ્યેષ્ઠ ભાઈએ આપેલું આ નિષ્કંટક રાજ્ય સ્વીકારી તું પોતાના દેહને રાજ્યાસન પર અભિષિક્ત કર. તેમ જ સર્વ અમાત્યવર્ગને હર્ષિત કર.[૭] હે રાજકુમાર ! તને રાજ્યા-

સન પર વિરાજેલો જાણીને, તારા તાબાના ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ દિશામાં આવેલા દેશોના સિંહાસનારૂઢ રાજાઓ તેમ જ સિંહાસન વગરના રાજાઓ તથા સમુદ્ર દ્વીપમાં વસનારા રાજાઓ અનેક કોટી રત્નો વડે તારું પૂજન કરો.[૮]

મહર્ષિ વસિષ્ઠનાં વચન સાંભળી શોકસાગરમાં ડૂબી ગયેલા ધર્મને જાણનારા ભરત પોતાથી મન વડે પણ રામચંદ્રનો અપરાધ થવા પામે નહિ; એટલા માટે પોતાના અંતઃકરણમાં રામચંદ્રનું જ ચિંતન કરવા લાગ્યા.[૯] થોડી વારમાં તેમનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં અને કંઠ ગદ્ગદિત થઈ ગયો, તોપણ ધૈર્ય રાખીને તેમણે કલહંસના શબ્દ સમાન મધુર વાણીથી સર્વ સભાના સાંભળતાં પુરોહિત વસિષ્ઠ મુનિને કહ્યું : 'હે મુનિશ્રેષ્ઠ! (તમે મને આ શું કહો છો? તમારે મને કદી પણ આવો ઉપદેશ આપવો યોગ્ય નથી. અરે! મને લાગે છે કે, તમે કદાચ મારી પરીક્ષા કરતા હશો કે, ભરતની રામચંદ્ર ઉપર કેટલી પ્રીતિ છે? પરંતુ હે મહાત્મન્! તમે નિશ્ચય જાણજો કે ભરત કદી પણ અધર્મમાં પ્રવૃત્ત થશે નહિ.) અરે! જેણે પૂરેપૂરું બ્રહ્મચર્યવ્રત પાળીને સર્વ વિદ્યાઓ પ્રાપ્ત કરી છે અને જે નિરંતર પોતાનાં પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મમાં જ દૃઢપણે સ્થિર રહ્યા છે, તે મહાસમર્થ અને બુદ્ધિમાન રામચંદ્રના રાજ્યને મારા જેવો કયો પુરુષ હરણ કરે![૧૦,૧૧] અરે! મહારાજા દશરથથી ઉત્પન્ન થયેલો પુત્ર ન્યાયપ્રાપ્ત જ્યેષ્ઠ બંધુના રાજ્યને હરણ કરવા કેમ જ પ્રવૃત્ત થાય? આ સઘળું રાજ્ય રામચંદ્રનું જ છે અને હું પણ તેમનો જ છું. હું કદી પણ રામચંદ્રના રાજ્યનો અંગીકાર કરીશ નહિ. હે મહર્ષિ! તમારે મને આવો અન્યાયનો માર્ગ દર્શાવવો યોગ્ય નથી. તમારા સરખા ધર્મજ્ઞ પુરુષે તો સભામાં બેસીને ધર્મ પ્રમાણે જ બોલવું જોઈએ.[૧૨] અરે! સર્વ ગુણોથી શ્રેષ્ઠ અને દિલીપ તથા નહુષ વગેરે રાજાઓની ઉપમા અપાય એવા મારા જ્યેષ્ઠ બંધુ ધર્માત્મા રામચંદ્ર જ રાજ્ય ભોગવવા યોગ્ય છે.[૧૩] જો હું આવું અનાર્ય પુરુષોએ સેવેલું તથા સ્વર્ગપ્રાપ્તિનો નાશ કરનારું પાપકર્મ કરું, તો હું આ જગત વિષે મારા આખા કુળને કલંક લગાડનારો કહેવાઉં.[૧૪] અરે! મારી માતાએ મારા માટે જે આવું ખોટું પાપ કર્યું છે, તેને હું કદી પણ 'મારું પ્રિય કર્યું છે' એમ સમજતો નથી. અરે! હું હાલમાં નગરમાં રહેલો છતાં પણ વનમાં રહેલા રામચંદ્રને હાથ જોડીને નિરંતર નમસ્કાર કરું છું.[૧૫] હું રામચંદ્રની પાસે જ જઈશ. અરે! એ રામચંદ્ર એકલા મનુષ્યલોકનું જ નહિ, પરંતુ ત્રણે લોકોનું રાજ્ય કરવાને યોગ્ય છે.[૧૬]

ભરતનાં ધર્મયુક્ત વચન સાંભળી રામચંદ્ર વિષે અત્યંત પ્રીતિવાળા સભાસદોનાં નેત્રોમાંથી હર્ષનાં આંસુ વહેવા લાગ્યાં.[૧૭] મહાત્મા ભરતે પુનઃ પણ કહ્યું : 'જો હું વનમાં જઈને રામચંદ્રને પાછા તેડી લાવવાના કાર્યમાં અસમર્થ નીવડીશ, તો હું આર્ય ભ્રાતા લક્ષ્મણની પેઠે તેમની સાથે વનમાંજ નિવાસ કરીશ.[૧૮] હું આપ સર્વ ગુણવાન અને સજ્જન સભાસદો તેમ જ નગરવાસીઓની સમક્ષ કહું છું કે, રામચંદ્રને પાછા તેડી લાવવાના કાર્યમાં મારાથી બનશે તેટલા સર્વ ઉપાયો હું યોજીશ.[૧૯] હે સજ્જનો! તેટલા માટે મેં પ્રથમથી જ ઉત્સાહથી કામ કરનારા માર્ગશોધકો તથા રક્ષક પુરુષોને વનમાં મોકલ્યા છે. હવે આપણે પણ રામચંદ્રની પાસે જવા માટે ઉતાવળે વનમા પ્રયાણ કરવું એ જ મને રુચે છે.[૨૦] એવું સર્વ સભાસદોને કહીને પછી મહાત્મા ભરતે પોતાની પાસે બેઠેલા સુમંત્રને કહ્યું :[૨૧] 'હે સુમંત્ર! હવે તું શીઘ્ર જા, કાલે પ્રભાત સમયે આપણે રામચંદ્ર પાસે જવા માટે પ્રયાણ કરવાનું છે; માટે તું મારી આજ્ઞાથી આપણા સર્વ સૈન્યને તથા અન્ય નગરવાસીઓને ઉતાવળે તૈયાર થવા આજ્ઞા આપ.[૨૨]

ભરતની આજ્ઞા સાંભળતાં જ અત્યંત હર્ષ પામેલા સુમંત્રે તુરત જ તે આજ્ઞા સર્વત્ર સંભળાવી દીધી.[૨૩] રામચંદ્રને તેડવા જવા માટે વનમાં જવાની આજ્ઞા સાંભળી સર્વ પ્રકૃતિવર્ગ, સેનાના નાયકો તથા પ્રજામંડળ, એ સર્વને ઘણો જ હર્ષ થયો.[૨૪] સેનામાં રહેલા યોદ્ધાઓની સર્વ સ્ત્રીઓ પણ એ

આજ્ઞા સાંભળી અતિ હર્ષ પામી અને વનમાં જવાની તૈયારી કરવા સારુ પોતપોતાના ઘરમા પોતપોતાના પતિઓને ઉતાવળ કરાવવા લાગી.[૨૫] સેનાના વીર પુરુષોએ પોતપોતાની સ્ત્રીઓ સહિત વનમાં જવા માટે મનવેગી અશ્વોથી જોડેલા રથો અને બળદોથી જોડેલા માફાઓ તૈયાર કરવા માંડ્યા.[૨૬] એવી રીતે પોતાના સર્વ સૈન્યને સજ્જ થતું જોઈ, મહાત્મા ભરતે પોતાના ગુરુ વસિષ્ઠ મુનિની સમક્ષ પાસે ઊભેલા સુમંત્રને આજ્ઞા કરી: 'તું પણ સત્વર મારો રથ તૈયાર કરી લાવ.' ભરતની આજ્ઞા થતાં જ અતિ હર્ષિત થયેલા સુમંત્રે તુરત જ ઉત્તમ અશ્વો જોડેલો રાજરથ ત્યાં લાવી ખડો કર્યો.[૨૭,૨૮]

મહાદારુણ વનમાં ગયેલા પોતાના વડીલબંધુ મહાયશસ્વી રામચંદ્રને પ્રસન્ન કરી, પાછા તેડી લાવવા માટે વનમાં જવાની તૈયારી કરાવતા સત્ય પરાક્રમવાળા તથા ધૈર્યવાળા પ્રતાપી રાજપુત્ર ભરતે સુમંત્રને પુનઃ પણ કહ્યું:[૨૯] 'હે સુમંત્ર! સર્વ પ્રજાનું હિત કરવા માટે હું વનમાં ગયેલા રામને પ્રસન્ન કરી પાછા તેડી લાવવા ઇચ્છું છું, તેથી આવતી કાલે પ્રાતઃકાળ થતા આપણે પ્રયાણ કરવાનુ છે; માટે તું સત્વર જા અને સર્વ સેનાના નાયકોને પ્રાતઃકાળ થતાં પહેલાં પોતપોતાની સેનાને સજ્જ રાખી એકત્ર કરી તૈયાર રહેવાનું કહે.'[૩૦] ભરતની આજ્ઞા સાભળી, સુમંત્ર અત્યંત હર્ષિત થયો અને તેણે ભરતની આજ્ઞા સર્વત્ર પ્રસિદ્ધ કરી. પછી વસિષ્ઠાદિ સર્વ સભાસદો પણ ભરતની પ્રશંસા કરતા, પોતપોતાના સ્થાનકે ગયા. પછી જ્યારે રાત્રિ વ્યતીત થવા આવી, ત્યારે પાછલી રાતના પ્રત્યેક ઘેર ઊઠેલા બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો-સૌ કોઈ રામચંદ્રની પાસે જવાના હર્ષથી સત્વર ઉત્તમોત્તમ હાથીઓ, અશ્વો, ઊંટો તથા ખચ્ચરોવાળા રથો તૈયાર કરવા લાગ્યા.[૩૧,૩૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૩ મો

## રામચંદ્રને વનમાંથી પાછા લાવવા માટે ભરતનું વનપ્રયાણ

ततः समुत्थितः कल्यमास्थाय स्यन्दनोत्तमम्।
प्रययौ भरतः शीघ्रं रामदर्शनकाम्यया ॥ १ ॥

પ્રભાત થતાં જાગ્રત થઈ નિત્યકર્મથી પરવારી શત્રુઘ્ન સહિત ભરત પ્રથમથી જ તૈયાર કરી રાખેલા ઉત્તમ રથમાં બેઠા અને પોતાની સર્વ સેનાને તથા પુરવાસીઓને પોતાની પાછળ આવવા આજ્ઞા કરીને તેણે રામદર્શનની આકાંક્ષાને લીધે પૂર્ણ ઉમંગથી પોતાનો રથ વન તરફ ચલાવ્યો.[૧] એ વેળા માર્કંડેયાદિ સર્વ મંત્રીઓ તથા પુરોહિત વસિષ્ઠ મુનિ અને બીજા પણ સર્વ અધિકારીઓ પોતપોતાના સૂર્ય સમાન તેજસ્વી રથમાં બેસીને ભરતની આગળ ચાલવા લાગ્યા.[૨] યથાયોગ્ય રીતે શણગારીને ક્રમવાર ગોઠવેલા નવ હજાર હાથીઓ, અનેક પ્રકારનાં આયુધો ધારણ કરેલા અને ધનુર્વિદ્યામાં નિપુણ યોદ્ધાઓ જેમાં બેઠા હતા એવા સાઠ હજાર રથો તથા એક લાખ ઘોડેસવારો, યશસ્વી રાજકુમાર ભરતની પાછળ પાછળ ચાલવા લાગ્યા.[૩-૫] રામચંદ્રને વનમાથી પાછા લાવવા પ્રવૃત્ત થયેલા ભરતને જોઈને, અત્યંત સંતુષ્ટ થયેલી કૈકેયી, સુમિત્રા તથા યશસ્વિની કૌશલ્યા, એ ત્રણે જણાં એક જ દિવ્ય રથમા બેસીને સૈન્યની સાથે જવા લાગ્યાં.* રામચંદ્રનાં દર્શનની લાલસાવાળા પુરવાસી જનો

* કૈકેયી દશરથ રાજાની કનિષ્ઠ રાણી છતાં અહીં તેના નામનો સૌથી પ્રથમ ઉલ્લેખ કર્યો, એથી એમ સમજાય છે કે, પોતાની ટૂંકી બુદ્ધિ માટે કૈકેયીને પશ્ચાત્તાપ થયો હશે; કેમ કે પોતાના પુત્ર ભરતને તે કાર્ય પણ જ અપ્રિય થઈ પડ્યું તેથી 'અરે! મેં મંથરાની શીખવણીથી આ શું કર્યું ?' એમ કૈકેયીના મનમાં ખેદ થઈ આવ્યો હશે અને તે પુનઃ રામચંદ્ર વિષે પૂર્વના સરખી પ્રીતિયુક્ત થઈને, તેમને મળવા માટે હર્ષપૂર્વક સર્વથી આગળ ચાલી હશે. વળી ત્રણે 'રાણીઓ એક જ રથમા બેસીને ચાલી।' એમ કહેવાથી સમજાય છે કે, પાછળથી કૈકેયીને પશ્ચાત્તાપ પામેલી જોઈને તેને નિષ્કપટ સમજી કૌશલ્યા-સુમિત્રાનો તેની સાથે અત્યંત સ્નેહ બંધાયો હશે

પણ આનંદ પામતા અને રામચંદ્ર સંબંધી જ વાર્તાલાપ કરતા ભરતના સૈન્યની સાથે ચાલી નીકળ્યા.[૬,૭] તેઓ સર્વ માર્ગમાં જતાં પરસ્પર કહેતા હતા: 'અહો આપણે મેઘ સમાન કાંતિવાળા, મોટી ભુજાઓવાળા, સર્વ જગતના શોકને શમાવનારા અને દૃઢ વ્રતવાળા સત્યપરાક્રમી રામચંદ્રનાં દર્શન ક્યારે પામીશું ?[૮] જેમ સૂર્યનારાયણ ઉદય પામતાં જ સર્વ લોકના અંધકારનો નાશ થાય છે, તેમ એ મહાસમર્થ રઘુનંદનનાં દર્શન થતાં જ આપણા સર્વનો શોક દૂર થઈ જશે.'[૯] એવી રીતે અતિ આનંદપૂર્વક પરસ્પર વાર્તાલાપ કરતાં અને પરસ્પર સ્નેહદૃષ્ટિથી જોતાં સર્વ નગરવાસી મનુષ્યો વન પ્રત્યે જવા લાગ્યાં.[૧૦] તેમાં મોટા મોટા પ્રખ્યાત શ્રીમંતો, વ્યાપારીઓ, સાધારણ પ્રજાજનો, મણિ (હીરા–રત્ન) વગેરેને, સરાણ ઉપર ઘસીને સ્વચ્છ બનાવનારા મણિકારો, મૃત્તિકાનાં પાત્ર બનાવનારા કુંભારો, સાળવીઓ, લોઢાનાં હથિયાર બનાવનારા લુહારો, મોર તથા મેનાપોપટ વગેરેને યુક્તિથી પકડનાર માયૂરકો, કરવતથી લાકડાં વગેરેને વહેરનારા વહેરણિયાઓ, મોતી તથા મણિ વગેરેને વેધનારા વેધકો, કાચનાં પાત્ર બનાવનારા રોચકો, હાથીદાંતના પદાર્થો બનાવનારા ચૂડગરો, ચૂના વડે ભીંતોને ધોળીને સફેદ કરનારા કડિયાઓ, સુગંધી વસ્તુઓ વેચનારા ગાંધીઓ, પ્રસિદ્ધ સુવર્ણકારો (સોનીઓ), ઊનનાં વસ્ત્ર બનાવનારાઓ, ગરમ પાણી વડે સ્નાન કરાવી અંગમર્દન કરનારાઓ, વૈદ્યો, સુગંધી ધૂપ બનાવનારા ધૂપકો, મદિરા વેચનારાઓ (કલાલો), વસ્ત્ર ધોનારા ધોબીઓ, દરજીઓ, ગામડાં તથા આભીરપલ્લીના× અધિપતિઓ,* પોતાની સ્ત્રીઓ સહિત નટો તથા વહાણ–નૌકા વગેરે ચલાવનારા ખલાસીઓ; એ સર્વ આનંદ પામી સૈન્યની સાથે ચાલવા લાગ્યા.[૧૧–૧૫] ઉત્તમ આચરણવાળા અને વેદ જાણનારા હજારો બ્રાહ્મણો પણ આનંદ પામતા શકટો(ગાડાં)માં બેસીને ભરતની પાછળ જવા લાગ્યા.[૧૬] એવી રીતે શુદ્ધ વસ્ત્રો ધારણ કરનારા, સુંદર વેષવાળા અને રક્ત ચંદન ચર્ચેલા સૌ કોઈ પોતપોતાનાં વાહનોમાં બેસીને ભરતની પાછળ જવા લાગ્યા;[૧૭] તેમ જ હર્ષાનંદયુક્ત થયેલી ભરતની સેના પણ પોતાના મોટાભાઈને વનમાંથી તેડી લાવવા માટે જતા ભરતની પાછળ જવા લાગી.[૧૮] રથો, અશ્વો તથા હાથીઓ વગેરે વાહનોથી પ્રયાણ કરતા તેઓ સર્વ ઘણો માર્ગ કાપીને સાંજ પડતાં ગંગાકિનારે આવેલા શૃંગવેરપુરની નજીક જઈ પહોંચ્યા[૧૯] કે, જ્યાં પોતાની જ્ઞાતિ સહિત રામચંદ્રનો પરમ મિત્ર ગુહ રાજા પ્રમાદરહિત થઈને તે પ્રાંતનું પાલન કરતો વસતો હતો.[૨૦] ભરત અને તેની પાછળ આવતી સઘળી સેના ચક્રવાકપક્ષીઓથી શોભી રહેલ ગંગાતટે આવીને થોભ્યાં.[૨૧] સંધ્યાકાળ થવા આવતાં આગળ ચાલવાના ઉત્સાહ વિનાની પોતાની સેનાને જોઈને તથા પવિત્ર જળવાળી ભાગીરથી ગંગાને જોઈને વાક્ચતુર ભરતે પોતાના સર્વ મંત્રીઓને કહ્યું:[૨૨] 'હે મંત્રીઓ! આપણે ઘણે દૂર આવ્યા છીએ, તેથી થાકી ગયા છીએ; માટે સર્વનો અભિપ્રાય લઈને આજે અહીં પડાવ નાખો. આજની રાત્રિ અહીં રહીને આવતી કાલે આ સમુદ્રગામિની ગંગા ઊતરીને સામે પાર જઈશું.[૨૩] વળી આજે બાકી રહેલા દિવસમાં મારી એવી ઇચ્છા છે કે, હું આ ભાગીરથી ગંગામાં સ્નાન કરીને, તેના પવિત્ર જળ વડે સ્વર્ગમાં ગયેલા મારા પિતા દશરથ રાજાને પરલોકના સુખની પ્રાપ્તિ અર્થે નિવાપાંજલિ અર્પણ કરું; અર્થાત્ મારા પિતાનું તર્પણ કરું; માટે આજે અહીં જ પડાવ નાખવો.'[૨૪]

મહાત્મા ભરતનાં વચન સાંભળી મંત્રીઓએ 'ભલે બહુ સારું' એમ કહી તેનાં વચન માન્ય કર્યાં અને સૌએ ગંગાતટ પર પડાવ નાખ્યો. ભાગીરથી ગંગાના કિનારા પર પ્રથમથી જ તૈયાર કરી રખાવેલા તંબુઓમાં સઘળી સેના તથા પ્રજાવર્ગનો પડાવ નખાવી મહાત્મા ભરતે વારંવાર રામચંદ્રને પાછા તેડી લાવવા વિષે જ વિચાર કરતાં

× રબારી લોકોને રહેવાનાં સ્થળો–નેસડાઓ.

* ગામડામાના સુખી અને રબારી લોકોમાં મુખ્ય ગણાતા પુરુષો.

એક મધ્ય તંબુમાં નિવાસ કર્યો.[૨૫,૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૪ મો

## ભરત અને ગુહનો સમાગમ

ततो निविष्टां ध्वजिनीं गंगामन्वाश्रितां नदीम् ।
निषादराजो दृष्ट्वैव ज्ञातीन्स परितोऽब्रवीत् ॥ १ ॥

ગંગાકિનારે પડાવ નાખીને પડેલી ભરતની સેનાને જોઈને પાસે આવેલા ગુહ રાજાના શૃંગવેરપુરમાં અનેક પ્રકારની વાતો થવા લાગી. ગુહ રાજાને પણ પોતાના ગુપ્ત દૂતો દ્વારા 'એ સૈન્ય ભરતનું છે' એવા સમાચાર મળવાથી મોટી શંકા થઈ આવી અને તેથી તેણે પોતાના સર્વ જ્ઞાતિબંધુઓને એકત્રિત કરી કહ્યું:[૨] 'હે જ્ઞાતિજનો! આજે આપણા નગર પાસે આ સમુદ્ર જેવી મોટી સેના આવીને પડી છે, તેના વિસ્તારનો વિચાર કરતા અંત જણાતો નથી. અરે! આ સેનાની મધ્યે જણાતા મુખ્ય રથની ઉપર અત્યંત મોટો કોવિદાર વૃક્ષના ચિહ્નવાળો ધ્વજ જણાય છે કે જે ઇક્ષ્વાકુવંશીઓના ચિહ્નરૂપ છે, તેથી હું ધારું છું કે અવશ્ય એ રામચંદ્રનો ભાઈ દુર્બુદ્ધિવાળો* ભરત જ આવ્યો હશે. અરે! તે હજી પણ રામચંદ્રને પીડા કરવા જતો હશે. જો ખરેખર તેમ જ હશે તો તે ભરત આપણુ સર્વને પણ રામચંદ્રના સેવક સમાન સમજીને, પોતાના મંત્રીઓ દ્વારા પકડીને કેદ કરી લેશે, કિંવા મારી નાખશે અને પછી વનમાં જઈને રામચંદ્રનો વધ કરશે. જ્યાં સુધી રામચંદ્ર વિદ્યમાન હોય, ત્યાં સુધી ભરતને સંપૂર્ણ રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થવી દુર્લભ છે, એથી તે ભરત રાજ્યલક્ષ્મીને સદાને માટે પોતાને સ્વાધીન કરવાની ઇચ્છાથી વનમાં ગયેલા રામચંદ્રને હણવા પાછળ જાય છે![૩-૫] હે ભાઈઓ! દશરથપુત્ર રામચંદ્ર મારા ભર્તા (સ્વામીરૂપ) અને સખા છે; માટે આપણે ભરતની સેનાને ગંગાપાર ઉતારવી નહિ. હે સુહૃજ્જનો! તમે સર્વ રામચંદ્રનું પ્રિય કરવાની ઇચ્છાથી, પોતપોતાનાં કવચ તથા અસ્ત્ર-શસ્ત્રો ધારણ કરીને અને ગંગાના કિનારાને ઘેરીને ઊભા રહો.[૬] નિરંતર ગંગાકિનારે રહીને ગંગાતટનું જ રક્ષણ કરનારા અને માંસ, કંદ-મૂળ તથા ફળનો આહાર કરનારા મારા બળવાન દાસલોકો+ પણ તમારી સાથે ઊભા રહેશે. વળી યુદ્ધ સમયે ઉપયોગી થઈ પડે એવાં પાંચસો મોટા નાવ સજ્જ કરીને તે પ્રત્યેકને વિષે અસ્ત્ર-શસ્ત્રો તથા કવચો ધારણ કરનારા સો સો યુવાન યોદ્ધાઓ બેસીને ગંગાના જળપ્રવાહમાં તરતા રહો.[૭,૮] હે પ્રિય જનો! એ પ્રમાણે તમે સર્વ સજ્જ થઈને રહો; પરંતુ એકાએક યુદ્ધ કરવાની ઉતાવળ કરશો નહિ. જો ભરતના મનમાં રામચંદ્ર વિષે કાંઈ પણ દુર્ભાવ નહિ હોય અને તે માત્ર રામચંદ્રને મળવા જ જતો હશે, તો આપણે તેને તથા તેની સઘળી સેનાને આજે જ ગંગાની પાર ઉતારીશું.'

એવી રીતે પોતાના જ્ઞાતિવર્ગ તથા સેવકજનોને સજ્જ કર્યા પછી, નિષાદોનો અધિપતિ ગુહ રાજા રાજાઓને ખાવાના અનેક પ્રકારના પદાર્થો, અનેક પ્રકારના સ્વાદિષ્ટ પુષ્પરસો (મધ વગેરે) તથા શ્રમનિવર્તક× ઔષધિ આદિની ભેટ લઈને, ભરતને મળવા માટે સામો જવા લાગ્યો. જ્યારે ગુહ પોતાના અનેક જ્ઞાતિબંધુઓ સહિત ભરતની છાવણી પાસે આવી પહોંચ્યો, ત્યારે સમયને જાણનારા મહાપ્રતાપી સુમંત્રે ભરતની પાસે જઈને નમ્રતાપૂર્વક કહ્યું:[૯-૧૧] 'હે રાજપુત્ર ભરત! અહીંથી થોડેક દૂર જણાતા પેલા શૃંગવેરપુરમાં વસનારો ભીલ લોકોનો રાજા ગુહ કે, જે દંડકારણ્યના સઘળા વૃત્તાંતો જાણનારો છે, તમારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રનો પરમ મિત્ર છે અને વળી વૃદ્ધ છે તથા 'હાલમાં રામ-લક્ષ્મણ ક્યાં છે?' એ સઘળી હકીકત જાણનારો છે, તે પોતાના અનેક

* 'રામને રાજ્યમાંથી કાઢાવીને હજી પણ તે તેમને પીડા કરવા માટે જાય છે' એવા વિચારથી તેને 'દુર્બુદ્ધિવાળો' કહ્યો

+ વહાણના ખલાસીઓ, માછીઓ કિંવા ચાકરો.

× જેનું સક્ષણ કરવાથી શ્રમ અથવા ખેદ નિવૃત્ત થઈ જાય એવી ઔષધિ.

જ્ઞાતિજનોની સાથે તમને મળવા માટે અહીં આવે છે, તો તેને તમારાં દર્શન કરાવું?"[૧૨,૧૩]

સુમંત્રનું હર્ષ ઉપજાવનારું વચન સાંભળીને ભરતે તુરત જ આજ્ઞા આપી: 'તમે સત્વર એ ગુહ રાજાને મારી પાસે તેડી લાવો.'[૧૪]

સુમંત્ર દ્વારા ભરતની ઉપર્યુક્ત આજ્ઞા મળતાં જ અતિ આનંદયુક્ત થયેલા ગુહ રાજાએ પોતાના જ્ઞાતિવર્ગ સહિત શિબિરમા પ્રવેશ કરીને ભરતની આગળ જઈ તેમને પ્રણામ કર્યા અને પછી નમ્રતાપૂર્વક કહ્યું:[૧૫] 'હે રાજપુત્ર! આ સઘળો દેશ તમારા પોતાના ઘર સમાન જ છે, છતાં તમોએ અમને પ્રથમથી જ તમારા આગમનની સૂચના કરી નહિ; એ તો અમને છેતરવા જેવુ કર્યું છે! હવે અમે આપનુ શું પ્રિય કરીએ? હે રાજકુમાર! હું આ સઘળું રાજ્ય તમને અર્પણ કરું છું હવે તમે પોતાના સેવકને ઘેર આવીને સુખથી નિવાસ કરો.[૧૬] હે રાજકુમાર! મેં તથા મારા સેવકોએ જે કંઈ યથાશક્તિ લીલાં અથવા સૂકાં કંદ-મૂળ, ઊંચાં કિંવા હલકાં સામો-નિમાર વગેરે વનનાં ધાન્ય તથા કંઈક રાજાઓના ઉપયોગમાં આવે એવા પદાર્થો સંપાદન કર્યા છે, તે વડે હુ આજે તમારી સેવા કરવા ઇચ્છું છું, માટે તેને સ્વીકારીને, સારી રીતે તૃપ્ત થયેલી સેના સહિત તમે આજની રાત્રિ અહીં રહો, આવતી કાલે સુખથી આગળ વિદાય થજો' |[૧૭,૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૮૫ મો

### ભરત તથા ગુહનો વાર્તાલાપ

एवमुक्तस्तु भरतो निषादाधिपतिं गुहम् ।
प्रत्युवाच महाप्राज्ञो वाक्यं हेत्वर्थसंहितम् ॥ १ ॥

નિષાદાધિપતિ ગુહ રાજાનાં વચન સાંભળી વિશાળ બુદ્ધિવાળા મહાત્મા ભરતે તેને કારણ અને પ્રયોજનયુક્ત વચન કહ્યું:[૧] 'હે મારા વડીલબંધુ રામચંદ્રના પ્રિય સખા! તું મારી આવી મોટી સેનાનું સ્વાગત કરવાનું કહે છે, એટલાથી જ તું મારો મોટો સત્કાર કરી ચૂક્યો છે.' એટલું કહીને પછી મહાત્મા ભરતે આગળ પ્રયાણ કરવાનો માર્ગ જાણવા માટે ગુહને પૂછ્યું: 'હે ગુહ! હવે અમારે મહામુનિ ભરદ્વાજના આશ્રમ પ્રત્યે જવું છે. આ પ્રદેશ ઘણો જ ગહન* છે તેમ જ ભાગીરથીનો પ્રવાહ પણ અગાધ** છે, તો તેને ઊતરીને અમે કેવી રીતે જઈ શકીશું?'[૨-૪]

બુદ્ધિમાન રાજપુત્ર ભરતનુ વચન સાંભળીને ગાઢા જંગલમાં વિચરનારા ગુહ રાજાએ હાથ જોડીને કહ્યું:[૫] 'હે મહાબળવાન રાજપુત્ર ભરત! મારા અતિ વિશ્વાસુ સેવકો કે જેઓ આ ગહન પ્રદેશના ભોમિયા છે તેઓ તથા હું તમારી સાથે આવીશું. માટે તમારે માર્ગ સંબંધી પૂછવાનું કાંઈ પણ પ્રયોજન નથી;[૬] પરંતુ તમે મને એટલું કહો કે નિર્મળ આચરણવાળા રામચંદ્ર ઉપર દુષ્ટ ભાવના રાખીને તો તમે જતા નથી ને? કેમ કે તમારી સાથે મોટી સેના જોઈને મારા મનમાં શંકા ઉત્પન્ન થાય છે.'[૭]

ગુહ રાજાનાં વચન સાંભળી, આકાશ સરખા સ્વચ્છ અંતઃકરણવાળા મહાત્મા ભરતે મધુર વાણીથી કહ્યું:[૮] 'ઓ ગુહરાજા! તું આ શું બોલ્યો? અરે! તને મારે વિષે એવી શંકા થાય એવો દુષ્ટ સમય પ્રાપ્ત ન થાઓ. અરે! રામચંદ્ર તો મારા જ્યેષ્ઠ ભ્રાતા હોવાથી મારા પિતા સમાન છે.[૯] હે ગુહ! વનમાં ગયેલા મારા વડીલબંધુ રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવવા માટે જ હું જાઉં છું, એ સિવાય બીજો કોઈ પણ હેતુ નથી. હે ભાઈ! આ હું તને સત્ય કહું છું.'[૧૦]

ભરતનાં વચન સાંભળી ગુહ રાજા અત્યંત હર્ષિત થયો અને તેણે કહ્યું:[૧૧] 'હે ભરત, તમને ધન્ય છે. અહો! આ પૃથ્વીમાં તમારા સરખો બીજો કોઈ પણ ભ્રાતૃવત્સલ પુરુષ છે જ નહિ; કેમ કે તમે પોતાને વિના પ્રયત્ને પ્રાપ્ત થતા રાજ્યનો, કેવળ બંધુપ્રેમને માટે ત્યાગ કરવા ઇચ્છો છો! તમને હજારો વાર ધન્યવાદ ઘટે છે.[૧૨] હે રાજપુત્ર! વનમા

* ઘણાં વૃક્ષો હોવાથી પ્રવેશ ન કરી શકાય એવો.
** દુઃખે કરીને પણ જેનું તળિયું ન સમજાય એવો.

દુઃખી અવસ્થામાં આવી પડેલા પોતાના વડીલબંધુ રામચંદ્રને તમે પાછા નગરમાં તેડી જવા ઇચ્છો છો, તે ઘણું જ ઉત્તમ છે. એમ કરવાથી તમારી શાશ્વત કીર્તિ ત્રણે લોક વિષે વિસ્તાર પામશે.[૧૩]

એ પ્રમાણે પરસ્પર વાર્તાલાપ કરતાં સૂર્ય અસ્તાચળ પર ગયો અને રાત્રિ પ્રવૃત્ત થઈ.[૧૪] ત્યારે ગુહ રાજાએ કરેલા સત્કાર વડે સંતુષ્ટ થયેલી પોતાની સઘળી સેનાને યથાયોગ્ય સ્થાને નિવાસ કરાવીને તથા ગંગાજળ વિષે સાયંસંધ્યા વગેરે નિત્યકર્મ કરીને, મહાત્મા ભરત શત્રુઘ્ન સહિત પોતાના શયન કરવાના શિબિર પ્રત્યે ગયા. ભરતની આજ્ઞાથી ગુહ રાજા પણ તેમની સાથે જ ગયો.[૧૫] ત્યાં જઈને મહાત્મા ભરતે ઉત્તમ શય્યા પર શયન કર્યું, છતાં તેને નિદ્રા આવી નહિ. ધર્મદૃષ્ટિથી જ વિચાર કરતા* મહાત્મા ભરતને તે વેળા રામચંદ્રના વનવાસ સંબંધી ચિંતા થવા લાગી અને તેથી ઊપજેલો મહાન શોક તેને વારંવાર સંતાપવા લાગ્યો.[૧૬] જેમ દાવાનળથી સંતપ્ત થતાં વૃક્ષો કોતરમાં રહેલા ગુપ્ત અગ્નિથી વિશેષ સંતપ્ત થાય છે, તેમ પોતાના અંતરમાં ઊપજેલો રામચંદ્ર સંબંધી શોકાનલ ભરતને વિશેષ સંતપ્ત કરવા લાગ્યો.[૧૭] જેમ સૂર્યનો તાપ લાગવાથી હિમાલય પર્વત પરનું ચારેબાજુનું હિમ પીગળવા માંડે છે, તેમ ભરતનાં અંગેઅંગમાંથી પ્રસ્વેદધારાઓ છૂટવા લાગી.[૧૮] એ વેળા ખરેખર, ભરતને માથે એક દુઃખરૂપી પર્વત આવી પડ્યો હતો. વારંવાર રામચંદ્રનું ધ્યાન કરવારૂપી તૂટી કે ભાંગી ન શકે એવી શિલાઓવાળો, વારેઘડીએ લાંબાલાંબા નિસાસા મૂકવારૂપી ગેરુ વગેરે ધાતુઓવાળો, દીનતાને લીધે શિથિલ થઈ ગયેલી ઇંદ્રિયોરૂપી વૃક્ષોવાળો, શોકથી થતા ખેદરૂપી શિખરોવાળો,[૧૯] પ્રમોહરૂપી અનેક ક્રૂર સિંહાદિ પ્રાણીઓથી ભરેલો તથા સંતાપરૂપી વાસ અને અનેક પ્રકારની વસ્તીઓવાળો મહાદુઃખરૂપી મોટો પર્વત કૈકેયીના પુત્ર ભરત પર આવી પડ્યો, તેથી તે અત્યંત દુઃખ પામવા લાગ્યો.[૨૦] મોટી આપત્તિ આવી પડવાને લીધે ભરતનું મન ઘણું જ ખેદયુક્ત થઈ ગયું. તેની બુદ્ધિ કર્તવ્યશૂન્ય થવા લાગી. તે વારંવાર નિઃશ્વાસ મૂકવા લાગ્યો અને હૃદયના સંતાપને લીધે ટોળામાંથી છૂટા પડેલા વૃષભની પેઠે તેને કોઈ પણ રીતે શાંતિ પ્રાપ્ત થઈ નહિ. એકાગ્ર ચિત્તવાળા મહાનુભાવ ભરત ગુહ રાજાની સાથે સમાગમ થયા પછી પોતાના જ્યેષ્ઠ ભ્રાતાનું દુઃખ સંભારી અત્યંત ખેદયુક્ત થઈ ગયા; ત્યારે ગુહ રાજાએ ધીમેથી તેમને અનેક પ્રકારે આશ્વાસન આપી શાંત કર્યા.[૨૧,૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૬ મો

## રામ-લક્ષ્મણ સંબંધી વૃત્તાંત

आचचक्षेऽथ सद्भावं लक्ष्मणस्य महात्मनः ।
भरतायाप्रमेयाय गुहो गहनगोचरः ॥ १ ॥

(ગુહના આશ્વાસનથી કાંઈક શાંત થયેલા મહાત્મા ભરત રામચંદ્રનું વનવાસ સંબંધી કષ્ટ સંભારી વિલાપ કરતા કહેવા લાગ્યા : 'અરે, જે રામચંદ્રની સેવામાં 'હા,' કહેતાં હજારો સેવકો તૈયાર રહેતા હતા, તે રામચંદ્રને આજે વન વિષે અનેક સંકટો વેઠવાં પડતાં હશે. અરે ! ત્યાં તેમની સેવા કોણ ઉઠાવતું હશે ? સતીશિરોમણિ સીતા ભયંકર અને નિર્જન અરણ્યમાં ભયભીત થતાં હશે !' એવાં એવાં મહાત્મા ભરતના વિલાપયુક્ત વચનો સાંભળી તેનું આશ્વાસન કરતાં અરણ્યવાસી ગુહ રાજાએ લક્ષ્મણને રામચંદ્ર ઉપર કેવો સદ્ભાવ છે અને તે રામચંદ્રની કેટલી બધી સેવા કરે છે, એ સંબંધી કેટલીક હકીકત, જે તેણે પ્રત્યક્ષ જોયેલી હતી તે સઘળી કહેવા માંડી.[૧]

ગુહ રાજાએ કહ્યું : 'હે રાજપુત્ર ભરત ! જ્યારે રામચંદ્ર અહીં પધાર્યા, ત્યારે મેં તેમનું યથાશક્તિ આતિથ્ય કર્યું હતું. ત્યાર બાદ રાત્રિ વિષે સીતા સહિત રામચંદ્રે જ્યારે તૃણશય્યા પર શયન કર્યું, ત્યારે ઉત્તમ ગુણોવાળા મહાસમર્થ લક્ષ્મણ ધનુષ-

* 'અરે ! મારા વડીલબંધુ રામ વન વિષે તૃણશય્યામાં શયન કરવાથી દુઃખ પામતા હશે અને હું આવી ઉત્તમ શૈયામાં શયન કરું એ શું મારો ધર્મ છે ?' એવો વિચાર.

બાણુ ધારણુ કરીને પોતાના વડીલબંધુ રામચંદ્રજી-ની રક્ષા કરવા સારુ જાગતા ઊભા રહ્યા. એ જોઈ મેં તેમને કહ્યું: 'હે તાત લક્ષ્મણુ! જુઓ, તમારા માટે આ સુખશય્યા તૈયાર કરી રાખી છે; માટે તમે સુખથી શયન કરી વિશ્રાંતિ લ્યો.[૨,૩] હે ભાઈ! તમે સુખમાં રહેનારા છો, તો જાગરણુ શા સારુ કરો છો? હું તથા મારા સેવકો કે જે અરણ્ય-નાં કષ્ટ ભોગવવામાં સહનશીલ છીએ, તે અમે જાગતા રહીને તમારા જ્યેષ્ઠ ભ્રાતાની સારી રીતે રક્ષા કરીશું.[૪] હે લક્ષ્મણુ! હું તમને સત્ય કહું છું કે આ પૃથ્વી વિષે મહાત્મા રામચંદ્રથી મને બીજું કાંઈ પણુ અધિક પ્રિય નથી. વળી આ લોક વિષે મોટો યશ, ધર્મ, અર્થ તથા કામ વગેરે પુરુષાર્થો પણુ મને તેમની કૃપાથી પ્રાપ્ત થયેલા છે; તેથી હું પોતે જ મારા જ્ઞાતિ-સંબંધીઓ સહિત આખી રાત્રિ જાગતો રહીને તથા હાથમાં ધનુષ-બાણુ ધારણુ કરીને સીતા સહિત સૂતેલા મારા પ્રિય સખા રામચંદ્રની રક્ષા કરીશ. હે લક્ષ્મણુ! તમારે જાગરણુ કરવાનું કાંઈ પણુ પ્રયોજન નથી.[૫-૭] વળી હે તાત લક્ષ્મણુ! આ અરણ્ય વિષે અમારાથી કાંઈ પણુ અજાણ્યું નથી; એટલે અમને કાંઈ પણુ ભય નથી, છતાં કદાચ એક સમયે ચતુરંગિણી સેના ચડી આવે, તોપણુ અમે તેની સામે યુદ્ધ કરવા સમર્થ છીએ.' હે ભરત! જ્યારે મેં એવું કહ્યું ત્યારે નિરંતર ધર્મદૃષ્ટિથી જોનારા મહાત્મા લક્ષ્મણે મને કેવો પ્રત્યુત્તર આપ્યો, તે હું તમને કહું છું, સાંભળો.[૮,૯]

તેમણે મને કહ્યું: 'હે ગુહ! આ દશરથ-નંદન મારા જ્યેષ્ઠબંધુ મહાત્મા રામચંદ્ર સતી શિરોમણિ સીતા સહિત પૃથ્વી પર સૂતા છે, એટલે મારાથી નિદ્રા કરવાનું કિંવા બીજા કોઈ પણુ પ્રકારનાં સુખ ભોગવવાનું કેમ બની શકે?[૧૦] હે ગુહ! જો તો ખરો, દેવો અને અસુરો પણુ યુદ્ધ વિષે ક્રોધ પામેલા આ રામચંદ્રનો પરાભવ કરવા સમર્થ નથી, તે રામચંદ્ર આજે સીતા સહિત તૃણુશય્યા પર સૂતેલા છે! અરે આવું જોવા છતાં મને નિદ્રા કેમ આવે?[૧૧] મહારાજા દશરથને મોટી તપશ્ચર્યાથી તથા બીજા પણુ અનેક પ્રકારના યજ્ઞાદિ પરિશ્રમોથી પ્રાપ્ત થયેલા આ રામચંદ્ર જ ઉત્તમ ગુણુસંપન્ન હોવાથી તેમના પ્રિય પુત્ર છે.[૧૨] અરે! રામચંદ્રને વનમાં મોકલ્યા પછી હવે મહા-રાજા દશરથ ઝાઝું જીવનારા નથી! ખરેખર, મહારાજાનો વિનાશ થવાથી હવે અલ્પ સમયમાં આ પૃથ્વી વિધવા થઈ રહેશે![૧૩] અરે! મહારાજા-ના અંતઃપુરમાં પણુ આજે સઘળી સ્ત્રીઓ અત્યંત દુઃખને લીધે મહાન આક્રોશ કરી કરીને થાકી રહી હશે! મહારાણી કૌશલ્યા, મારી માતા સુમિત્રા અને મહારાજા દશરથ તો અતિશય કષ્ટને લીધે આજની રાત્રિ પણુ જીવી શકે એમ હું ધારતો નથી![૧૪,૧૫] કદાપ મારા કનિષ્ઠ ભ્રાતા શત્રુઘ્નને લીધે મારી માતા સુમિત્રા તો જીવી શકશે; પરંતુ રામચંદ્ર સરખા એકના એક વીરપુત્રની માતા કૌશલ્યા તો તેના વિયોગના દુઃખથી અવશ્ય નાશ જ પામશે.[૧૬] અરેરે! રામચંદ્રને રાજ્યાભિષેક કરવાનો પોતાનો મનોરથ સિદ્ધ ન થવાથી તે સંબંધી શોક કરતા મહારાજા દશરથ વનમાંથી પાછા આવેલા રામચંદ્રને રાજ્યાસને બેસાડ્યા વિના મરણુ પામશે! અહો! તેમના મરણુસમયે તેમની પાસે રહેલા ભરતાદિને ધન્ય છે કે, જેઓ પોતાના પિતાના પ્રેતકાર્યના સર્વ સંસ્કારો કરશે;[૧૭,૧૮] અને અમારા પિતાની રાજધાની અયોધ્યા નગરી માં સુખથી વિચરશે! અરે, રમણીય ચૌટાં તથા સારી રીતે વિભાગ કરેલા રાજમાર્ગોવાળી ઉત્તમ હવેલીઓ અને પ્રાસાદોવાળી, વિવિધ રત્નોથી સુશોભિત જણાતી; અનેક રથો, અશ્વો તથા હાથી-ઓની ભીડવાળી, વાજિંત્રોના મધુર નાદથી ગાજી રહેલી, હૃષ્ટપુષ્ટ મનુષ્યોથી ભરેલી, બગીચા અને વાડીઓથી રમણીય જણાતી, તેમ જ અનેક પ્રકાર-ના બ્રાહ્મણાદિના સમાજ તથા ઉત્સવો વડે સુશો-ભિત એવી અયોધ્યા નગરી હવે ભરતને વશ થઈ રહેશે![૧૯-૨૧] અરે! ચૌદ વર્ષ પૂર્ણ થયા બાદ સત્યપ્રતિજ્ઞ થયેલા મહાત્મા રામચંદ્રની સાથે અમે પુનઃ કુશળપણે અયોધ્યામાં પ્રવેશ કરીશું શું?[૨૨]

હે રાજકુમાર ભરત! એવી રીતે અત્યંત ખેદ કરતા અને રામચંદ્રનું રક્ષણુ કરવા ઊભા

રહેલા તમારા ભાઈ લક્ષ્મણની એ રાત્રિ તો એમ ને એમ જ વીતી ગઈ.[૨૩] પ્રભાતકાળ થયો ત્યારે રામચંદ્ર જાગ્રત થયા, પછી તે બન્ને ભાઈઓએ અમારી પાસે વડનું દૂધ મંગાવીને જટા બાંધી, ત્યાર બાદ મેં તેઓને સુખથી આ ભાગીરથી ગંગાને સામે પાર પહોંચાડ્યા.[૨૪] પછી મોટા હાથી સમાન અત્યંત બળવાળા, વલ્કલવસ્ત્ર, ધનુષ્ય તથા બાણનાં ભાથાં ધારણ કરનારા અને જટાવાળા એ બન્ને ભાઈઓ સાવધપણે ચારે બાજુ દૃષ્ટિ કરતા, સીતા સહિત ત્યાંથી આગળ (દક્ષિણ દિશા તરફ) ગયા.[૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૭ મો

## ભરતની ચિંતા-ભ્રાતૃપ્રેમ

गुहस्य वचनं श्रुत्वा भरतो भृशमप्रियम् ।
ध्यानं जगाम तत्रैव यत्र तच्छ्रुतमप्रियम् ॥ १ ॥

('રામે જટા ધારણ કરી' એવું) ગુહ રાજાનું અત્યંત અપ્રિય વચન સાંભળતાં જ મહાત્મા ભરત એકાએક અત્યંત ખેદયુક્ત થઈ ગયા અને ચિંતા કરવા લાગ્યા: 'અરે! મહાન પરાક્રમવાળા, સિંહ સમાન ખાંધવાળા, મોટી ભુજાઓવાળા, કમળ સમાન નેત્રવાળા અને પ્રિયદર્શન તથા યુવાન એવા એ સુકુમાર રામચંદ્રે જટા ધારણ કરીને વાનપ્રસ્થ ધર્મ સ્વીકાર્યો; ત્યારે તો હવે તેમને વનમાંથી પાછા તેડી લાવવાનું કાર્ય ઘણું જ કઠિન થઈ પડ્યું છે!'[૧,૨] આવી ચિંતામાં બળતા મહાત્મા ભરતે પોતાના મનને અનેક પ્રકારે શાંત કરવા માંડ્યું, પણ તે કેમે કર્યું શાંત થયું નહિ. છેવટે અંકુશ વડે વીંધાયેલા હાથીની પેઠે, ભરત અત્યંત દુઃખને લીધે મૂર્ચ્છિત થઈ પૃથ્વી પર પડી ગયા.[૩] એ જોતા જ તેની પાસે બેઠેલો ગુહ રાજા એકાએક ઉદાસ થઈ ગયો અને જેમ ધરતીકંપ થવાથી વૃક્ષ કંપે, તેમ થરથર કંપવા લાગ્યો.[૪] પાસે બેઠેલો શત્રુઘ્ન પણ ભરતની એવી દશા જોઈને અતિશય શોકને લીધે બેભાન બની ગયો તથા ભરતને આલિંગન કરીને ઊંચા સ્વરે રુદન કરવા લાગ્યો.[૫] શત્રુઘ્નના રુદનનો શબ્દ સાંભળીને અત્યંત દીન થઈ ગયેલી તથા પતિમરણના શોકથી તેમ જ ઉપવાસનાં કષ્ટોથી શરીરે કૃશ થયેલી ભરતની સઘળી માતાઓ ત્યાં દોડી આવી.[૬] અને ભરતને મૂર્ચ્છિત દશામાં પડેલો જોઈ ચોમેર વીંટાઈ વળીને રુદન કરવા લાગી. પતિનું મરણ તથા પુત્રવિયોગના શોકથી સંતાપ પામતા મહારાણી કૌશલ્યાએ ભરતની પાસે આવીને, તેને હાથ ઝાલીને બેઠો કર્યો અને પોતાના જ પુત્રની પેઠે, પોતાના હૃદય સરસો ચાંપીને અતિ વહાલથી પૂછવા માંડ્યું:

હે પુત્ર ભરત! આ તને શું થયું? અરે! શું તારા શરીરમાં કાંઈ રોગની પીડા તો નથી ને? હે તાત! હવે તો આ રાજકુળના જીવનનો આધાર એક તું જ છે.[૭-૯] હે પુત્ર! લક્ષ્મણ સહિત રામ વનમાં ગયો છે અને તારા પિતા મહારાજા દશરથ સ્વર્ગે સિધાવ્યા છે, માટે હવે તો હું માત્ર તને જોઈને જ મારા જીવનને ધારણ કરી રહી છું. અરે, અમો સર્વનું પાલનપોષણ કરનાર એક તું જ છે.[૧૦] અરે! તને આટલું બધું દુઃખ થવાનું શું કારણ છે? અરેરે, હું કે જે એક જ પુત્રવાળી છું તેનો પુત્ર રામ પોતાની સ્ત્રી સીતા સહિત વનમાં ગયો છે. તેના સંબંધમાં કિંવા મહાત્મા લક્ષ્મણના સંબંધમાં શું તેં કાંઈ માઠા સમાચાર સાંભળ્યા છે?

માતા કૌશલ્યાનાં વચન સાંભળી થોડીક વારે સાવધ થયેલા મહાત્મા ભરતે તેમનું આશ્વાસન કરતા કહ્યું: 'ના માડી! તમે કહો છો તેવું કાંઈ પણ નથી; પરંતુ રામ-લક્ષ્મણે પોતાના મસ્તક પર વાનપ્રસ્થાશ્રમીઓની પેઠે જટા ધારણ કરી છે, એવું સાંભળી અતિ દુઃખને લીધે મને મૂર્છા આવી ગઈ હતી. હે માતા! એ સિવાય બીજું કાંઈ પણ કારણ નથી.' એવી રીતે કૌશલ્યાનું સાંત્વન કરી ભરતે ગુહ રાજા પ્રત્યે કહ્યું:[૧૧,૧૨] 'હે ગુહ! હવે તો તું મને મારા વડીલબંધુ રામચંદ્રના સર્વ સમાચાર કહે. અરે! સીતા સહિત એ રામ-લક્ષ્મણ અહીં આવ્યા તે રાત્રિએ તેઓએ ક્યાં નિવાસ કર્યો હતો, શું ભોજન કર્યું હતું અને

કેવી શય્યા પર શયન કર્યું હતું ?'[૧૩] ભરતનું વચન સાંભળી તથા તેને પણ લક્ષ્મણ સમાન રામચંદ્ર વિષે પ્રીતિમાન જોઈ, ગુહ રાજાએ પોતાના પ્રિય અને હિત કરનારા અતિથિરૂપ રામચંદ્રનો, તે સમયે જેવો સત્કાર કર્યો હતો તે સર્વ ભરતને કહી સંભળાવ્યો.[૧૪]

ગુહ રાજાએ કહ્યું: 'હે રાજકુમાર ભરત ! રામચંદ્રને અહીં આવેલા જાણીને મેં તેમને ભોજનાદિ કરવા માટે અનેક પ્રકારનાં અન્ન, ફળ, કંદમૂળ તથા શય્યા વગેરે પદાર્થો લાવીને અર્પણ કર્યાં.[૧૫] ત્યારે સત્યપરાક્રમી રામચંદ્રે મારા પર અનુગ્રહ કરવા માટે માત્ર તે સઘળા પદાર્થોનો વાણીથી જ સ્વીકાર કર્યો; પરંતુ પોતાના ક્ષત્રિય ધર્મને અનુસરી તેમણે તેનો કાંઈ પણ ઉપભોગ ન કરતાં તુરત જ તે મને પાછાં આપ્યાં અને જણાવ્યું: 'હે પ્રિય મિત્ર ! અમો ક્ષત્રિયોએ તો આવાં ગંગાદિ પવિત્ર સ્થળોમાં કોઈને કાંઈ આપવું યોગ્ય છે; પરંતુ લેવું એ યોગ્ય નથી. વળી હાલમાં મેં વ્રત ધારણ કરેલું હોવાને લીધે, મારાથી આ સર્વ પદાર્થો ગ્રહણ કરી શકાય એમ પણ નથી.' હે ભરત ! એમ કહીને રામચંદ્રે અમો સૌને સમજાવ્યા.[૧૬,૧૭] પછી જ્યારે લક્ષ્મણ ગંગાજળ લઈને આવ્યા, ત્યારે સીતા સહિત રામચંદ્રે મેં આણેલાં ફળ વગેરેનું ભોજન ન કરતાં માત્ર જળપાન કરીને ઉપવાસ જ કર્યો.[૧૮] લક્ષ્મણે પણ અવશેષ રહેલા જળનું પાન કરીને ઉપવાસ કર્યો. પછી સાયંકાળ થતાં રામ, લક્ષ્મણ તથા સીતા, એ ત્રણે જણાંએ સ્થિરચિત્ત થઈને અને પોતાની વાણીને નિયમિત કરીને સંધ્યોપાસન કર્યું.[૧૯] ત્યાર પછી મહાત્મા લક્ષ્મણે સૂકાં પાંદડાં તથા ઘાસ વગેરે એકત્રિત કરીને રામચંદ્ર માટે સુંદર શય્યા બનાવી. પછી સીતા સહિત રામચંદ્ર તે તૃણશય્યા પર વિરાજ્યા, એટલે તે બન્નેનાં ચરણોનું પ્રક્ષાલન કરીને, સુમિત્રાપુત્ર લક્ષ્મણ અમો સૌને તથા સુમંત્રને સાથે લઈને ત્યાંથી દૂર જઈ ઊભા રહ્યા. હે રાજપુત્ર ! સીતા સહિત રામચંદ્રે જે ઇંગુદીવૃક્ષ નીચે જે તૃણશય્યા પર શયન કર્યું હતું, તે વૃક્ષ તથા તે શય્યા હજી એવી ને એવી જ છે.[૨૦–૨૨]

હે રાજકુમાર ! સીતા સહિત રામચંદ્રે તૃણશય્યા પર શયન કર્યો પછી મહાસમર્થ લક્ષ્મણે પોતાના હાથમાં અંગુલિત્રાણ* ધારણ કરીને તથા પોતાના બંને ખભા ઉપર બાણોથી ભરેલાં ભાથાં બાંધીને અને પોતાનું મોટું ધનુષ સજ્જ કરીને આખી રાત્રિ જાગરણ કરતાં વ્યતીત કરી.[૨૩] તે સમયે ઉત્તમ બાણ તથા ધનુષ ધારણ કરીને હું પણ આળસરહિત અને ધનુષધારી જ્ઞાતિવર્ગ સહિત, ઇંદ્ર સરખા ઐશ્વર્યવાળા રામચંદ્રની રક્ષા કરવા માટે જે સ્થળે લક્ષ્મણ ફરતા હતા તે જ સ્થળે આખી રાત્રિ ફરતો રહ્યો.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૮૭ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮૮ મો

રામચંદ્રની તૃણશય્યા–ભરતનો ખેદ

तच्छ्रुत्वा निपुणं सर्वं भरतः सह मंत्रिभिः ।
इंगुदीमूलमागम्य रामशय्यामवेक्षत ॥ १ ॥

ગુહ રાજાનાં વચન સાંભળી રામચંદ્રની તૃણશય્યા જોવા માટે ઉત્કંઠિત થયેલા ભરત પોતાના સર્વ મંત્રીઓ તથા માતાઓ સહિત ત્યાંથી ઊઠીને તુરત જ ગુહે દર્શાવેલા ઇંગુદીવૃક્ષ નીચે આવ્યા. તેમણે વીખરાઈ ગયેલી રામચંદ્રની તૃણશય્યા જોઈને પોતાની સર્વ માતાઓ પ્રત્યે કહ્યું: 'ઓ માતુશ્રીઓ ! જુઓ, મારા પ્રિય વડીલબંધુ રામચંદ્ર એક રાત્રિ આ ભૂમિ પર સૂતા હતા અને તેમના અંગપરિવર્તન(પાસાં ફેરવવા)ને લીધે આ સઘળી તૃણશય્યા દબાયેલી જણાય છે.[૨] અહો ! મોટા રાજકુળમાં જન્મેલા અને મહાભાગ્યવાળા બુદ્ધિમાન રામચંદ્ર કે જે મહારાજા દશરથના પુત્ર છે, તે શું આમ પૃથ્વી પર તૃણશય્યા વિષે શયન કરવા યોગ્ય છે ? કદી પણ નહિ.[૩] અરે ! જે પુરુષવ્યાઘ્ર રામચંદ્ર ઋતુ ઋતુને અનુસરીને ઉત્તમ સૂગચર્મો, સુંવાળી તળાઈઓ,

* હાથે પહેરવાનાં ચામડાનાં મોજાં.

ઓશીકાં, બિછાડ તથા ઓઢવા માટેનાં ઊનનાં અને રેશમનાં વસ્ત્રો વગેરેથી તૈયાર કરેલા રાજાઓને પોઢવા યોગ્ય શ્રેષ્ઠ પલંગ ઉપર શયન કરતા હતા, તે રામચંદ્ર હવે કાંઈ પણ બિછાવ્યા વિનાની પૃથ્વી પર કેમ કરી શયન કરતા હશે?[૪] અરે! રામચંદ્રને શયન કરવા માટે રાજમહેલના ઊંચામાં ઊંચા પ્રાસાદની ઉપર બનાવેલી સુંદર વલભી[×] કે જે મેરુપર્વતના શિખરની પેઠે ગગનચુંબિત હોય તેવી જણાય છે, જેની જમીન સુવર્ણ તથા રૂપાથી જડેલી છે, જેની ભીંતો સ્વચ્છ સુવર્ણથી જ તૈયાર કરેલી છે, જે મેના-પોપટના મધુર શબ્દોથી ગાજી રહેલી છે, જેમાં સ્થળે સ્થળે ઉત્તમ ગલીચા બિછાવેલા છે, જેમાં પુષ્પોની સુગંધ પ્રસરી રહેલી છે, જે ચંદન તથા અગરુ વગેરેના ધૂપ વડે સુવાસિત થઈ રહી છે, જેમાં ઋતુ ઋતુને અનુસરી શીતળ, ઉષ્ણ તથા સુગંધવાળા અનેક પદાર્થો તૈયાર રાખવામાં આવે છે અને જે નિર્મળ મેઘ સમાન ઉજ્જ્વળ કાંતિવાળી છે, તે રમણીય વલભીને વિષે ઉત્તમ શય્યા પર શયન કરનારા મારા વડીલબંધુ રામચંદ્ર આજે વન વિષે પૃથ્વી પર કેમ કરી સૂતા હશે?[૫-૭] અનેક પ્રકારના ગાયનો અને વાજિંત્રોના નાદ વડે તથા અનેક સ્ત્રીઓના નૂપુર વગેરે આભૂષણોના રણકાર વડે નિરંતર જાગ્રત થનારા રામચંદ્ર કે જેમને પ્રાતઃકાળે જગાડવા માટે અનેક બંદીજનો, સૂતો તથા માગધો નાના પ્રકારની યથાયોગ્ય સ્તુતિઓના મધુર આલાપ કરી વંદન કરતા હતા, તે મારા જ્યેષ્ઠબંધુ રામચંદ્ર શું નિર્જન અરણ્યમાં વસવા યોગ્ય છે? કદી નહિ.[૮,૯] અરે! રામચંદ્રે આમ પૃથ્વી પર શયન કર્યાની વાત મને જરા પણ માનવામાં આવતી નથી! અરે, શું ત્યારે આ ગુહ મને અસત્ય કહે છે? ના, તેમ તો હોય નહિ. ગમે તેમ હો. પરંતુ મને આ વાતમા બરોબર વિશ્વાસ બેસતો નથી અને મારું અંતઃકરણ મૂંઝાય છે. અરે, શું મને આ સ્વપ્ન તો નથી આવ્યું? અરે, સ્વપ્નમાં પણ રામચંદ્રની આવી સ્થિતિ હોવાનું માની શકાય એમ નથી![૧૦] અહો! કાળનું સામર્થ્ય કેટલું બધું છે? હું નિશ્ચય કરીને કહું છું કે, આ જગત વિષે કાળ કરતા બળવાન બીજો કોઈ પણ દેવ નથી જ; કેમ કે કાળના યોગે કરીને જ દશરથપુત્ર મહાપ્રતાપી રામચંદ્રને પણ નિર્જન અરણ્ય વિષે પૃથ્વી પર શયન કરવું પડ્યું છે![૧૧] કાળના બળને લીધે જ પ્રિયદર્શના એવાં સતીશિરોમણિ સીતા કે જે વિદેહ રાજાની પ્રિય પુત્રી છે અને દશરથ રાજાની પુત્રવધૂ છે, તે સીતાને પણ આવા ભયંકર જંગલમાં પૃથ્વી પર શયન કરવાનું દુઃખ પ્રાપ્ત થયું છે! અરે, આ અતિ કઠિન સ્થળ ઉપર સૂકાં તૃણ તથા પાંદડાં એકઠાં કરીને બનાવેલી મારા જ્યેષ્ઠ ભ્રાતાની આ શય્યા! અરે, શું રામચંદ્રે આને વિષે જ શયન કરી અંગપરિવર્તન કર્યું હશે? ખરે! તેથી જ આ તૃણ કેટલીક જગ્યાએ છૂટું તથા કેટલીક જગ્યાએ એકઠું થઈ ગયેલું જણાય છે[૧૨,૧૩] રે! જનકનંદિની સીતાએ પોતાનાં અંગ પરનાં આભૂષણો ઉતાર્યાં સિવાય જ આ શય્યા વિષે શયન કર્યું હશે એમ મને લાગે છે; કેમ કે આ શય્યામાં કોઈ કોઈ જગ્યાએ સુવર્ણની ટીપકીઓના આકાર પડેલા જણાય છે (અથવા સુવર્ણની ટીપકીઓ ખરી પડેલી જણાય છે).[૧૪] અરે! જુઓ, અહીં આગળ ચોંટી ગયેલા પોતાના રેશમી ઉત્તરીય વસ્ત્રને સીતાએ ખેંચ્યું હશે; કારણ કે તેના સૂક્ષ્મ તંતુઓ અહીં ચોંટેલા જણાય છે.[૧૫] અહો! સતીશિરોમણિ અને સુકુમાર અંગવાળી જનકતનયા જાનકીને આવી કઠિન શય્યામા શયન કરવાથી કાંઈ પણ દુઃખ થયું હોય એમ જણાતું નથી. એથી મને નિશ્ચય થાય છે કે, 'સાધ્વી સ્ત્રીઓને પોતાના પતિની સંગાથે રહેવામાં ભલે ગમે તેવી દુઃખરૂપ કઠિન શય્યા પ્રાપ્ત થાય, તોપણ તે શય્યાને તેઓ સુખરૂપ માને છે.'

અરેરે!! પણ તેઓને આવું દુઃખ આપવામાં કારણરૂપ તો ક્રૂરકર્મી હું જ થઈ પડેલો છું! હાય! પોતાની પત્ની સીતા સહિત રામચંદ્રને, મારે લીધે જ આ નિર્જન અરણ્ય વિષે અનાથની પેઠે આવી

× છાપરાની ઉપર બનાવેલી બેઠક, જેમા રાત્રિ વિષે ચંદ્રનો પ્રકાશ સારી રીતે પડી શકે તે

કઠિન શય્યા પર શયન કરવું પડ્યું છે![17] અહો! કમળ સમાન રક્ત નેત્રવાળા, ચક્રવર્તીના કુળમાં જન્મ પામેલા, સર્વ લોકનું પ્રિય કરનારા, સર્વને સુખ આપનાર, રમણીય આકૃતિવાળા, નીલ કમળ સરખી શ્યામ કાંતિવાળા, નિરંતર સુખ ભોગવવાને યોગ્ય તથા દુઃખ ભોગવવાને અયોગ્ય એવા રઘુવંશી શ્રીમાન રામચંદ્ર, માત્ર મારે લીધે જ પ્રિય અને ઉત્તમોત્તમ રાજ્યસુખનો ત્યાગ કરીને આમ પૃથ્વી પર શયન કરવા કેમ જ યોગ્ય હોય?[18,19] અહો! આ સમયે તો ઉત્તમ લક્ષણવાળા મહાભાગ લક્ષ્મણને ખરેખર ધન્યવાદ ઘટે છે, કે જે પોતાના મોટાભાઈની સંકટની વેળાએ પણ તેની સેવા કરવામાં અનુકૂળપણે વર્તે છે![20] વિદેહતનયા સીતા પણ કૃતાર્થ થઈ ચૂક્યાં છે; કારણ કે તેમણે વનવાસનાં વિષમ દુઃખોને ન ગણકારતાં પોતાના પતિની સાથે વનમાં જ પ્રયાણ કર્યું છે! હાય, અભાગિયા અને અકૃતાર્થ તો માત્ર આપણે જ રહ્યા છીએ; કેમ કે મહાત્મા રામચંદ્રથી વિખૂટા પડવાને લીધે આપણા સર્વના મનમાં તેવા ભાગ્યશાળી અને કૃતાર્થ થવામાં મોટો સંશય ઉપજ્યો છે.[21] અરે! મહારાજા દશરથ સ્વર્ગે સિધાવી ગયા અને મહાત્મા રામચંદ્રે અરણ્યનો આશ્રય કર્યો, તેથી કર્ણધાર વિનાની નૌકાની પેઠે, આ પૃથ્વી મને શૂન્ય જેવી ભાસે છે.[22] અહો! શ્રીમાન રામચંદ્રે વનમાં નિવાસ કર્યો છે, તોપણ પરોક્ષ રીતે તેમના બાહુબળના પ્રતાપથી જ જેનું આપોઆપ રક્ષણ થઈ રહ્યું છે, એવી આ પૃથ્વીને મારા સરખો કોઈ પણ પુરુષ મનથી પણ સ્વીકારવા ઇચ્છતો નથી![23] અમારા પિતાની રાજધાની અયોધ્યાનગરી કે જે હાલમાં આસપાસ આવેલા કિલ્લાના રક્ષણ વિનાની થઈ પડી છે, જેના દરવાજા ખુલ્લા પડ્યા છે, જેમાંના હાથીઘોડાઓ નિયમિત રીતે બાંધેલા નહિ હોવાથી અવ્યવસ્થિત ફર્યા કરે છે, જેનો હાલમાં કોઈ રક્ષણકર્તા નથી; જેનાં સૈન્યોનો સઘળો હર્ષ નાશ પામ્યો છે અને જે સર્વ પ્રકારે શૂન્ય તથા વિપરીત સ્થિતિમાં આવી પડેલી છે, છતાં જેમ કોઈ પણ મનુષ્ય વિષયુક્ત ભોજ્ય પદાર્થને ગ્રહણ કરવા ઇચ્છે નહિ, તેમ અમારા કટ્ટા શત્રુઓ પણ અમારા પિતાની રાજધાનીને ગ્રહણ કરવાની ઇચ્છા સરખી પણ કરી શકતા નથી; કારણ કે વનમાં રહેલા તે રામચંદ્રના બાહુબળથી તેઓ થરથર કંપે છે.[24,25] રાજ્ય ભોગવવા યોગ્ય મારા વડીલબંધુ રામચંદ્રને વનમાંથી પાછા તેડી લાવીને હું રાજ્યાસન પર અભિષિક્ત કરીશ. કદાચ મારી વિનતિ માન્ય ન કરતાં તેઓ કહેશે કે, 'અંગીકાર કરેલા વ્રતનો ભંગ કરીને હવે મારાથી પાછું નગરમાં કેમ અવાય?' તો હું પોતે જ તેમને બદલે તપસ્વીવ્રત ધારણ કરીશ. અરે, આજથી જ હું પૃથ્વી પર કિંવા તૃણશય્યા પર શયન કરીશ અને ચીર—વલ્કલ વસ્ત્રો ધારણ કરીને માત્ર કંદ, મૂળ તથા ફળોનો આહાર કરીશ.[26] એવી રીતે મારા વડીલબંધુ રામચંદ્રે ચૌદ વર્ષ પર્યંત વનમાં વાસ કરવાનું જે વ્રત લીધું છે, તેને ધારણ કરીને હું સુખથી ચૌદ વર્ષ પર્યંત વનમા વસીશ, એવી રીતે કરવાથી તેમની પ્રતિજ્ઞા મિથ્યા થશે નહિ.[27] હું જ્યારે વડીલબંધુના પ્રતિનિધિ તરીકે વનમાં વાસ કરીશ, ત્યારે શત્રુઘ્ન પણ મારો આશ્રય કરીને મારી સાથે વનમાં જ રહેશે અને અયોધ્યાનગરીમાં વસિષ્ઠ મુનિ આદિ સર્વ દ્વિજો મારા આર્યબંધુ રામચંદ્રને રાજ્યાભિષેક કરશે; એટલે મહાત્મા લક્ષ્મણ સહિત મારા એ આર્યબંધુ પ્રજાનું સારી રીતે પાલન કરશે. અહો! સર્વ દેવતાઓ મારા આ મનોરથને સફળ કરો.

અરે, હું રામચંદ્રની પાસે જઈને, તેમના ચરણમા વારંવાર મસ્તકથી પ્રણામ કરીને, વનમાંથી પાછા વાળવા માટે અનેક પ્રકારે તેમને સમજાવીશ; તેમ કરવાં પણ જો તે મારી વિનતિ નહિ સ્વીકારે, તો હું પણ ચૌદ વર્ષ પર્યંત તેમની સાથે વનમા જ વસીશ. મારા આર્ય બંધુ રામચંદ્ર ભક્તવત્સલ છે, તેથી ત્યાંથી તો મારો ત્યાગ નહિ જ કરે.[28–30]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૮૯ મો

### સેના સહિત ભરતનું ગંગાતરણ

व्युष्य रात्रिं तु तत्रैव गंगाकूले स राघवः ।
कल्यमुत्थाय शत्रुघ्नमिदं वचनमब्रवीत् ॥ १ ॥

એ પ્રમાણે રામચંદ્ર સંબંધી જ વિચાર કરતાં મહાત્મા ભરતે એ રાત્રિ ગંગાના તટ પર વ્યતીત કરી. પ્રભાતનો સમય થયો, ત્યારે રઘુવંશી ભરતે સાવધાન થઈને શત્રુઘ્નને કહ્યું :[૧] 'હે શત્રુઘ્ન ! તારું કલ્યાણ થાઓ; અરે પ્રાતઃકાળ થયો છે, છતાં તું હજી સુધી કેમ સૂતો છે ? હે ભાઈ ! સત્વર જાગ્રત થઈ ભિલ્લોના રાજા ગુહને બોલાવી લાવ કે જે આપણી સેનાને ગંગાપાર ઉતારી દે.' ભરતનું વચન સાંભળીને શત્રુઘ્ને સત્વર બેઠા થઈને કહ્યું : 'હે ભાઈ ! હું પણ રામચંદ્રના સંબંધી જ વિચાર કર્યા કરું છું, તેથી તમારી પેઠે જાગતો જ સૂતો છું; કાંઈ નિદ્રાવશ થયો નથી.'

એ પ્રમાણે પુરુષસિંહ એ બન્ને ભાઈઓ પરસ્પર વાતચીત કરતા હતા; એટલામાં સમય થતા ગુહ રાજા જાતે જ ત્યાં આવી પહોંચ્યો અને હાથ જોડી કહેવા લાગ્યો :[૨–૪] 'હે કકુત્સ્થકુલોત્પન્ન રાજપુત્ર ભરત ! આ ગંગાનદીના તટ પર વસતા તમારી રાત્રિ સુખમાં વીતી છે ને ? સઘળી સેના સહિત તમે કુશળ તો છો ને ?'[૫]

ગુહ રાજાનું સ્નેહયુક્ત વચન સાંભળી પોતાના વડીલ ભ્રાતાને અધીન રહેનાર મહાત્મા ભરતે તેને કહ્યું :[૬] 'હે બુદ્ધિમાન ! તેં અમારું ઘણા જ ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું છે, તેથી અમે ગઈ રાત્રિ અહીં સુખપૂર્વક વસ્યા છીએ. હવે વિલંબ ન કરતાં તું તારા સેવકોને આજ્ઞા કર કે તેઓ ઘણી નૌકાઓ તૈયાર કરે અને અમો સર્વને ગંગાની સામે પાર પહોંચાડે.'[૭]

ભરતની આજ્ઞા થતાં, તુરત જ ગુહ રાજા તેને પ્રણામ કરી પોતાના નગરમાં ગયો અને સર્વ ભિલ્લોને એકઠા કરી તેણે કહ્યું :[૮] 'હે ભાઈઓ ! તમે સૌ સાવધ થાઓ અને ઊઠો. તમારું કલ્યાણ થશે. ગંગામાં રહેલી આપણી સઘળી નૌકાઓને કિનારા પર લાવીને તૈયાર કરો. આજે આપણે મહાત્મા ભરતની સેનાને ગંગાની સામે પાર ઉતારવી છે.'[૯]

ગુહ રાજાની આજ્ઞા થતાં તુરત જ સઘળા ભિલ્લ લોકો ગંગાતટે આવ્યા અને તેઓએ ગંગાના જળમાં ચારે બાજુ પડેલી મોટી મોટી પાંચસો નાવોને ખેંચી લાવીને કિનારા પર એકઠી કરી. વળી 'સ્વસ્તિક' એવા નામથી ઓળખાતી કેટલીક ઉત્તમ નૌકાઓ કે જે મોટી ઘંટાઓવાળી પતાકાઓથી શોભતી હતી, તેમ જ સુવર્ણ વગેરેના ચિત્રો વડે રમણીય, અત્યંત દૃઢ, મજબૂત હંડવાળી તથા હોશિયાર ખલાસીઓવાળી હતી, તેમને પણ રાજકુટુંબને બેસાડવા માટે તટ પર લાવીને ઊભી કરી.[૧૦,૧૧] પછી 'સ્વસ્તિક' નામની એક નૌકા કે જે સર્વ (નૌકા) કરતાં જુદા પ્રકારની હતી, જેને પીળા રંગનાં ઊનનાં વસ્ત્રો વડે મઢી લીધેલી હતી, જેના પર મંગળ વાજિંત્રોનો શબ્દ થઈ રહ્યો હતો તથા જે ઘણી જ સુશોભિત અને કલ્યાણરૂપ હતી, તેને ગુહ રાજા પોતે જ હંકારીને તટ પર લાવ્યો;[૧૨] એટલે મહાત્મા ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા અને બીજી પણ મહારાજા દશરથની સઘળી સ્ત્રીઓ, એ સર્વ તે નૌકામાં બેઠાં.[૧૩] રાજપુરોહિત વસિષ્ઠ મુનિ વગેરે બ્રાહ્મણો તો પ્રથમથી જ ઉત્તમ નૌકામાં બેસી ગયા હતા. ત્યાર પછી કેટલીક નૌકાઓમાં અંતઃપુરની સર્વ સ્ત્રીઓ સહિત મહારાજાના કાર્યભારીવર્ગ તથા અધિકારીવર્ગ બેઠા અને બાકીની જે ભારબોજ ભરવાની નાવો હતી, તેમાં કેટલાંક ગાડાં, ઘોડા–રથો તથા વ્યાપારીઓને વેચવાની અનેક પ્રકારની વસ્તુઓ ગોઠવી દીધી. પછી પાછળ રહેલા યોદ્ધાઓ તથા અન્ય જનો મોટી મોટી મશાલો સળગાવીને તેના પ્રકાશથી રડીખડી પડી રહેલી વસ્તુને તપાસી જોવા લાગ્યા;*

---

* આ સ્થળે રામાયણના ભિન્ન ભિન્ન ટીકાકારો 'आवासमादीपयतां'નો અર્થ ભિન્ન ભિન્ન પ્રકારનો કરે છે. તિલક ટીકાકાર લખે છે : 'आवाससुपिता वासमादीपयतामग्निसात्कुर्वताम् अयं सेनाधर्मः ।સેનાના યોદ્ધાએ' એક છાવણીથી ઊપડીને બીજી જગ્યાએ જવા ચાલવા માંડે, ત્યારે તે છાવણીમાંના સ્થળને અગ્નિ વડે સળગાવી

અને પોતપોતાનાં વાસણ–કૂસણ તથા સરસામાન વગેરે સંભાળી લઈને ઘણી જ ઉતાવળથી પરસ્પરની ભીડ ખમતા નૌકામાં બેસવા માટે ગંગાતટે આવવા લાગ્યા. તે વેળા તે સર્વનો મહાન કોલાહલ છેક આકાશ સુધી પહોંચ્યો.[૧૪,૧૫] જ્યારે સઘળી સેના તથા અન્ય સમાજ પૃથક્ પૃથક્ નૌકાઓમાં સારી રીતે બેસી ગયાં, ત્યારે ખલાસીઓએ ગુહની આજ્ઞાથી હલેસાં વડે હંકારેલી એ નૌકાઓ શીઘ્ર ગતિથી ચાલતી થઈ.[૧૬] તેમાં કેટલીક નૌકાઓ માત્ર સ્ત્રીઓથી, કેટલીક અશ્વોથી, કેટલીક શકટોથી, કેટલી ખચ્ચરોથી, કેટલીક બળદોથી તથા કેટલીક કિંમતી વસ્તુઓથી જ ભરેલી હતી.[૧૭] અલ્પ સમયમાં જ તે સર્વ નૌકાઓ ગંગાના દક્ષિણ તટ પર પહોચી, એટલે તેમાંના સર્વને કિનારા પર ઉતાર્યા પછી પોતપોતાની નૌકાઓને પાછી વાળીને, હોશિયાર ખલાસીઓ જળ વિષે અનેક પ્રકારની ક્રીડા કરવા લાગ્યા. ત્યાર પછી સૈન્યના સર્વ હાથીઓ કે જેઓ અગાધ જળમા પણ તરવા સમર્થ હતા તથા જેઓના ઉપર અંબાડીઓ શોભી રહી હતી, તેઓ પોતાના મહાવતોની પ્રેરણાથી ગંગાના અગાધ જળને તરીને સામે પાર જવા લાગ્યા. તે વેળા તે હાથીઓ જાણે પાંખોવાળા પર્વતો જળ ઉપર તરતા હોય એમ શોભતા હતા. એ પછી કેટલાક મનુષ્યો નાની નાની હોડીઓમાં બેસીને તથા કેટલાક ત્રાપાઓમાં બેસીને સામે પાર જવા લાગ્યા. કેટલાક સમર્થ પુરુષો મોટા મોટા ઘડાઓ વડે અને તુંબડાં વડે તથા કેટલાક કાંઈ પણ આધાર વિના માત્ર પોતાના બાહુબળ વડે તરીને, એક પછી એક એમ ગંગાની સામે પાર પહોંચી ગયા. ગુહની આજ્ઞા પ્રમાણે ભિલ્લોએ ભરતની સઘળી સેનાને ગંગાનદીની સામે પાર ઉતારી, એટલે સૂર્યોદય થયા બાદ ત્રીજા મુહૂર્તમાં છ ઘડી દિવસ ચઢતાં, ભરતની સેનાએ ત્યાંથી પ્રયાગરાજ પ્રત્યે પ્રયાણ કર્યું.[૧૮–૨૧]

દરમજલ કરતાં મહાત્મા ભરતની સેના પ્રયાગ વનમાં આવી પહોંચી એટલે તેમણે પોતાની સઘળી સેનાને આશ્વાસનપૂર્વક સર્વની ઇચ્છાથી ત્યાં નિવાસ કરાવ્યો. પછી ઋષિશ્રેષ્ઠ વસિષ્ઠ મુનિ, અન્ય ઋત્વિજો તથા પોતાના કેટલાક સભાસદોને સાથે લઈને મહાત્મા ભરત ત્યાંથી થોડેક દૂર આવેલા મહામુનિ ભરદ્વાજ ઋષિના આશ્રમ પ્રત્યે તેમનાં દર્શન કરવા માટે જવા લાગ્યા.[૨૨] મહાત્મા ભરત દેવતાઓના પુરોહિત અને દ્વિજશ્રેષ્ઠ એવા મહર્ષિ ભરદ્વાજ મુનિના આશ્રમ પાસે જઈ પહોચ્યા અને મહર્ષિની રળિયામણી પર્ણશાળાની આસપાસનાં સુંદર વૃક્ષોવાળા ઉપવનને જોઈ હર્ષ પામ્યા.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૮૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૦ મો

### ભરત તથા ભરદ્વાજ મુનિનો સમાગમ

भरद्वाजाश्रमं गत्वा क्रोशादेव नरर्षभः ।
जनं सर्वमवस्थाप्य जगाम सह मंत्रिभिः ॥ १ ॥

ધર્મજ્ઞ અને નરશ્રેષ્ઠ ભરદ્વાજ મુનિના આશ્રમમાં કાંઈ પણ હરકત ન થવા પામે એટલા માટે તેમના આશ્રમથી પોતાની સેનાને એકાદ કોશ દૂર રાખીને તથા પોતે પણ સર્વ અસ્ત્ર–શસ્ત્રોનો ત્યાગ કરીને માત્ર બે રેશમી વસ્ત્ર ધારણ કરી પોતાના પુરોહિત વસિષ્ઠ ઋષિને આગળ રાખીને, મંત્રીઓ સહિત પગે ચાલીને ભરત ભરદ્વાજ મુનિના આશ્રમમાં ગયા. પછી પોતાના મંત્રીઓને આશ્રમના દ્વાર આગળ ઊભા રાખીને, મહાત્મા ભરતે મહર્ષિ વસિષ્ઠની પાછળ પાછળ આશ્રમની અંદર પ્રવેશ કર્યો.[૧–૩] વસિષ્ઠ મુનિને આવતા જોઈને, મહાતપસ્વી ભરદ્વાજ મુનિ તુરત જ પોતાના

મૂકે છે, એવો સેનાનો ધર્મ છે' ગોવિંદરાજ પણ ઉપર્યુક્ત અર્થ કરીને લખે છે કે : 'राजभटा हि निर्गमनकाले श्रीसमागमार्थमावास दहन्तीति प्रसिद्धिः । રાજાના સૈનિકો છાવણીથી ઊપડતી વખતે લક્ષ્મીની પ્રાપ્તિ માટે પોતાના તે છાવણીના સ્થાનને બાળીને આગળ ચાલે છે, એવું પ્રસિદ્ધ છે.' તેમ જ શિરોમણિ ટીકાકાર એ બંને કરતાં જુદો જ અર્થ કરે છે. તે એવો છે : 'आवासं निवासस्थानमादीपयतां वस्तुनिरीक्षणार्थं महादीपादीनां प्रकाशं कुर्वताम् । પડાવ ઉઠાવતી વેળાએ સૈનિકો તથા અન્ય મનુષ્યો પોતપોતાની વસ્તુઓને તપાસી લેવા માટે મોટી મોટી મશાલો સળગાવીને પ્રકાશ કરવા લાગ્યા.' આમાંથી અહીં છેલ્લો અર્થ સ્વીકાર્યો છે.

આસન પરથી ઊભા થયા અને પોતાના શિષ્યોને અર્ઘ્ય તૈયાર કરવાનું કહીને, સત્વર તેમની સામે આવ્યા.[૪] બન્ને મહર્ષિઓ પરસ્પર ભેટીને મળ્યા. મહાત્મા ભરતે મહર્ષિ ભરદ્વાજના ચરણમાં પ્રણામ કર્યા, ત્યારે ભરદ્વાજે તેને આશીર્વાદ આપ્યો. પછી મહામુનિ વસિષ્ઠે ઓળખાણ કરાવ્યાથી, મહાતેજસ્વી ભરદ્વાજે 'આ દશરથ રાજાનો 'ભરત' નામનો પુત્ર છે' એમ જાણ્યું.[૫] ત્યાર પછી તે બન્નેને પોતાની પર્ણકુટીમાં લઈ જઈને મહાત્મા ભરદ્વાજ મુનિએ તેઓને ઉત્તમ આસન પર બેસાડ્યા તથા પાદ્ય, અર્ઘ્ય અને ફળ વગેરે અર્પણ કરી આતિથ્ય કર્યું. પછી અનુક્રમે તેઓનાં ગૃહ, નગર, સૈન્ય, ભંડાર, મિત્રો તથા મંત્રીઓ વગેરે સર્વનું કુશળ પૂછ્યું. પરંતુ 'મહારાજા દશરથ મરણ પામ્યા છે' એવું તેમણે પ્રથમથી જ જાણેલું હોવાને લીધે તેમના નામનો ઉચ્ચાર કર્યો નહિ.[૬,૭] વસિષ્ઠ મુનિએ તથા ભરતે પોતાનું કુશળ જણાવીને મહર્ષિ ભરદ્વાજને પણ તેમનાં શરીર, અગ્નિહોત્ર, શિષ્યો, આશ્રમનાં વૃક્ષો, મૃગો તથા પક્ષીઓનું આરોગ્ય પૂછ્યું.[૮] પોતાનું સર્વત્ર કુશળ જણાવીને મહાયશસ્વી ભરદ્વાજ મુનિએ રામચંદ્ર વિષે પોતાનો અતિસ્નેહ હોવાથી ભરત પ્રત્યે કહ્યું :[૯]

હે ભરત! હવે તો તું રાજ્યનું પાલન કરનાર રાજા થયો છે, છતાં તારે આવા નિર્જન અરણ્યમાં આવવાનું શું પ્રયોજન છે? એ સઘળું તું મને યથાર્થ રીતે કહે; કેમ કે મને તારા પર વિશ્વાસ આવતો નથી. અહો! શત્રુઓનો વિનાશ કરનારા અને ભક્તજનોના આનંદની વૃદ્ધિ કરનારા મહાયશસ્વી રામચંદ્ર કે જેને મહારાણી કૌશલ્યાએ જન્મ આપ્યો છે અને જેને મહારાજા દશરથે માત્ર કૈકેયીને પ્રસન્ન કરવા માટે જ લક્ષ્મણ તથા સીતા સહિત ચૌદ વર્ષ પર્યંત વનવાસ આપ્યો છે, તેના ઉપર તું દ્વેષભાવ તો ધરાવતો નથી ને?[૧૦–૧૨] અરે! પ્રાપ્ત થયેલા રાજ્યને નિષ્કંટક બનાવી, તે ભોગવવાની ઇચ્છાથી તું નિષ્પાપ રામચંદ્ર અને તેમના નાના ભાઈ લક્ષ્મણનું કાંઈ અનિષ્ટ કરવા તો ઇચ્છતો નથી ને?[૧૩]

ભરદ્વાજ મુનિનું વચન સાંભળતાં જ મહાત્મા ભરતનાં નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં અને તે અતિ કષ્ટથી ગદ્ગદિત વાણી વડે હાથ જોડીને કહેવા લાગ્યો :[૧૪] 'હે મહામુનિ! તમે ત્રિકાળદર્શી હોવા છતાં પણ જ્યારે મને પાપી જ સમજો છો, ત્યારે તો મારાં દુર્ભાગ્ય જ છે! રામચંદ્રને આવું કષ્ટ મારાથી જ થયું હોય એમ હું જાણતો નથી અને તેમ છે પણ નહિ; માટે તમોએ મને આવાં કઠોર વચન કહેવાં યોગ્ય નથી.[૧૫] હે ઋષીશ્વર! હું દૂર દેશાન્તર(મોસાળ)માં હતો. તે વેળા મારી માતા કૈકેયીએ મને રાજ્ય પ્રાપ્ત થવા માટે જે મોટો અન્યાય કર્યો છે, તે મને જરા પણ ઇષ્ટ નથી; હું તેથી જરા પણ પ્રસન્ન થતો નથી અને તેને માન્ય પણ કરતો નથી.[૧૬] અરે! હું તો એ નરવ્યાઘ્ર મારા વડીલબંધુ રામચંદ્રના ચરણોનું વંદન કરવા માટે તથા તેમને પ્રસન્ન કરીને પાછા અયોધ્યામાં તેડી જવા માટે તેમને શોધતો શોધતો અહીં આવ્યો છું.[૧૭] માટે હે પ્રભુ! મારા પર લેશ પણ શંકા ન લાવતા કૃપા કરી કહો કે હાલમાં પૃથ્વીપતિ મારા આર્ય ભ્રાતા રામચંદ્ર કયા સ્થળે વસે છે?'[૧૮]

મહાત્મા ભરતે ઘણા ઘણા પ્રકારે વિનતિ કરી અને વળી સાથે આવેલા વસિષ્ઠ ઋષિ વગેરે બ્રાહ્મણોએ ભરદ્વાજ મુનિના મનની ભરત પરની શંકા દૂર થાય એ પ્રમાણે તેના ભ્રાતૃપ્રેમની ઘણી જ પ્રશંસા કરી, ત્યારે મહાસમર્થ ભરદ્વાજ મુનિએ પ્રસન્ન થઈ કહ્યું :[૧૯] 'હે પુરુષોમાં વ્યાઘ્ર સમાન ભરત! રઘુકુળમાં જન્મેલા તારા વિષે ગુરુ–વડીલ પ્રત્યે ભક્તિભાવ, ઇદ્રિયોનો નિગ્રહ અને સત્પુરુષોનું અનુગામીપણું* એ મુખ્ય ત્રણ ગુણો રહેલા છે. તે યોગ્ય જ છે.[૨૦] હે તાત! હું તારા અંતઃકરણના ભાવ જાણું છું, છતાં તેને વિશેષ દૃઢ કરવા માટે તથા તારી નિર્મળ કીર્તિની વૃદ્ધિ થવા માટે મેં આ રીતે ખુલ્લેખુલ્લું પૂછીને તારા નિશ્ચયને જગતમાં પ્રસિદ્ધ કરાવ્યો છે.[૨૧] હે રાજપુત્ર! હાલમાં

* સત્પુરુષોના સમાગમમાં રહીને તેમને અનુકૂળ વર્તવું–તેઓ વર્તે તેમ વર્તવું તે.

સીતા તથા લક્ષ્મણ સહિત ધર્મજ્ઞ રામચંદ્ર જ્યાં વસે છે, તે સ્થળ હું જાણું છું. હે તાત! તેઓ હાલમાં અહીંથી થોડેક દૂર આવેલા 'ચિત્રકૂટ' નામના મોટા પર્વત વિષે વસે છે. હે ઇચ્છિત પદાર્થ આપવાની શક્તિવાળા બુદ્ધિમાન ભરત! હવે ઉતાવળ કરવાની જરૂર નથી; આવતી કાલે તું ત્યાં જજે! આજે તો મારું કહ્યું માનીને તું તારા સર્વ મંત્રીઓ સહિત અહીં જ રહે.[૨૨,૨૩]

મહર્ષિ ભરદ્વાજનાં આગ્રહયુક્ત વચન સાંભળીને ઉદાર મનવાળા મહાત્મા ભરત, જેના શુદ્ધ ભાવને ભરદ્વાજ મુનિ જાણી ગયા હતા તેણે, ભરદ્વાજ મુનિને 'જેવી આપની ઇચ્છા' એમ કહી તેમના વચનને માન્ય કર્યું અને તે રાત્રિ ત્યાં જ રહેવાનો નિશ્ચય કર્યો.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૧ મો

### મહામુનિ ભરદ્વાજનું અદ્ભુત ઐશ્વર્ય–ભરતનું આતિથ્ય

कृतबुद्धिं निवासाय तत्रैव स मुनिस्तदा ।
भरतं कैकेयीपुत्रमातिथ्येन न्यमंत्रयत् ॥ १ ॥

મહર્ષિ ભરદ્વાજનું વચન માન્ય કરી કૈકેયીપુત્ર ભરતે રાત્રિનિવાસ કરવાનો નિશ્ચય કર્યો એટલે મહર્ષિએ તેને પુનઃ પણ આતિથ્ય સ્વીકારવાનું નિમંત્રણ કર્યું.[૧] ત્યારે ભરતે કહ્યું: 'હે મહર્ષિ! આ વન વિષે પાદ્ય, અર્ઘ્ય તથા ફળ આદિ જે કાંઈ સાહિત્યો મળી શકે એમ છે. તે સર્વથી તમોએ મારું આતિથ્ય તો કર્યું છે અને વળી પુનઃ આ શાનું નિમંત્રણ કરો છો?[૨]

ભરતનું વચન સાંભળી મહર્ષિ ભરદ્વાજે હસતા મુખે કહ્યું: 'હે રાજપુત્ર! તારી મારા ઉપર અત્યંત પ્રીતિ છે એ હું જાણું છું અને તેથી હું તને જે કાંઈ આપું તે વડે તું સંતુષ્ટ થાય એમ છે; પરંતુ હું તારી સાથે આવેલી આખી સેનાનું આજે આતિથ્ય કરવા ઇચ્છું છું, તેથી હે મનુષ્યશ્રેષ્ઠ! તું મારી એ કામના પૂર્ણ કરવા યોગ્ય છે. હે ભરત! તું તારી સાથેના સૈન્યને દૂર રાખીને એકલો જ અહીં કેમ આવ્યો? હે પુરુષશ્રેષ્ઠ! તારે આખી સેનાને સાથે લઈને જ અહીં આવવું જોઈતું હતું.[૩-૫]

તપરૂપી ધનવાળા મહર્ષિ ભરદ્વાજનું વચન સાંભળી મહાત્મા ભરતે હાથ જોડી કહ્યું: 'હે ભગવન્! તમારા આશ્રમને હરકત થવાના ભયને લીધે હું સેના સહિત અહીં આવ્યો નથી. રાજાએ કિંવા રાજપુત્રે તપસ્વીઓના શાંત આશ્રમસ્થાનનાં વૃક્ષો, સરોવરો તથા પશુપક્ષી વગેરે પ્રાણીઓને કોઈ પણ પ્રકારે પીડા ન થાય તેવી રીતે વર્તવું જોઈએ; એવું મારા જાણવામાં છે.[૬,૭] હે ભગવન્! મારી સાથે આવેલી મારી સેના વિષે ઉત્તમ અશ્વો, મદોન્મત્ત હાથીઓ અને શૂરવીર યોદ્ધાઓ છે તથા તે ઉપરાંત બીજાં પણ અસંખ્ય પુરવાસી મનુષ્યો આવેલાં છે. તેઓ સર્વ મોટા મોટા અતિ વિશાળ માર્ગોનું આચ્છાદન કરતાં મારી પાછળ ચાલ્યાં આવે છે.[૮] જો હું તેઓ સર્વને સાથે લઈને અહીં આવું તો આશ્રમનાં વૃક્ષો, જળાશયો અને પર્ણશાળાઓ વગેરેને કાંઈ ને કાંઈ અડચણ થયા વિના રહે નહિ, એવા ભયથી હું એકલો જ આવ્યો છું.'

ભરતનું વચન સાંભળી મહર્ષિ ભરદ્વાજે આજ્ઞા કરતાં કહ્યું: 'હે ભરત! તું સુખેથી તારા સર્વ સૈન્યને અહીં લાવીને નિવાસ કરાવ! તેમાંના કોઈથી પણ મારા આશ્રમમાં હરકત થઈ શકે એમ નથી.' મહર્ષિની આજ્ઞા સાંભળી મહાત્મા ભરત તુરત જ પોતાની સેનાને બોલાવી લાવવા માટે ત્યાંથી વિદાય થયા.[૯,૧૦]

મહર્ષિ ભરદ્વાજ પણ ભરતની સેનાનું ઉત્તમ અદ્ભુત આતિથ્ય કરીને તપસ્વીઓના તપનો પ્રભાવ દર્શાવવા માટે પોતાના આસન પરથી ઊઠ્યા અને પોતે એકલા જ પોતાની અગ્નિહોત્રશાળામાં ગયા. ત્યાં જઈ તેમણે યથોક્ત આસન પર બેસી, શુદ્ધ જળ વડે આચમન તથા પરિમાર્જન કરી, આતિથ્યક્રિયામાં સહાય કરવા માટે પ્રથમ વિશ્વકર્માનું આવાહન કર્યું.[૧૧] મહર્ષિ ભરદ્વાજે પ્રથમ આવા અર્થવાળા મંત્રોનું ઉચ્ચારણ કર્યું: 'હું

આજે સેના સહિત ભરતનું આતિથ્ય કરવા ઇચ્છું છું, માટે દેવોના શિલ્પી વિશ્વકર્મા, ઇંદ્ર, યમ, વરુણ તથા કુબેર વગેરે દેવોનું આવાહન કરું છું. તેઓ સર્વ અહીં આવીને આતિથ્યક્રિયામાં ઉપયોગી સર્વ સાહિત્યોને સંપાદન કરો. વળી પૂર્વ તરફ વહેનારી અને પશ્ચિમ તરફ વહેનારી પૃથ્વી પરની નદીઓ તથા આકાશમાં રહેલી ગંગા વગેરે સરિતાઓનું હું આવાહન કરું છું. તેઓ સર્વ અહીં આવો અને તેમાંની કેટલીક નદીઓ મૈરેય*-ને, કેટલીક ઉત્તમ મદિરાને તથા કેટલીક શેરડીના રસ જેવા મીઠા અને શીતળ જળને સ્રવો.[૧૨–૧૫] વળી વિશ્વાવસુ, હાહા તથા હુહુ વગેરે દેવતાઓના ગંધર્વો અને ઘૃતાચી, વિશ્વાચી, મિશ્રકેશી, અલંબુષા, નાગદત્તા, હેમા તથા પર્વતસ્થલી વગેરે અપ્સરાઓ, તેમ જ બ્રહ્મા તથા ઇંદ્રની સભામાં નૃત્ય–ગાયન કરનારી જે જે અપ્સરાઓ છે, તેઓ સર્વનું તેમ જ 'તુંબુરુ' નામના ગંધર્વનું હું આવાહન કરું છું. તેઓ સર્વ પોતપોતાના અલંકારો સજીને તથા ગાવા-બજાવવાનાં સાહિત્યો લઈને અહીં આવો.[૧૬–૧૮] વળી જેને વિષે ઉત્પન્ન થતાં વૃક્ષો ઉપર ઉત્તમ વસ્ત્રો અને આભૂષણોરૂપી પાંદડાં છે તથા દિવ્ય સ્ત્રીઓરૂપી ફળો છે, એવું ઉત્તરાખંડમાંનું 'ચૈત્રરથ' નામનું કુબેરનું દિવ્ય વન મારા આ વનમાં આવો ! અર્થાત્ ત્યાંના જેવી સઘળી શોભા આ વન વિષે પ્રકટ થાઓ.[૧૯] તેમ જ ભગવાન ચંદ્ર મારા આ વન વિષે ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય–એ ચારે પ્રકારના, અનેક તરેહના પુષ્કળ અન્નરસો પ્રકટ કરો.[૨૦] વૃક્ષો પર સ્વયમેવ ચિત્રવિચિત્ર પુષ્પો ઉત્પન્ન કરો, તેમ જ પાન કરવાના મદિરાદિ અનેક પદાર્થો તથા ભક્ષણ કરવાના અનેકવિધ માંસાદિ પદાર્થો તૈયાર કરો.[૨૧] એવી રીતે અપ્રતિમ તેજસ્વી મહામુનિ ભરદ્વાજે એકાગ્રચિત્તથી વ્યાકરણશાસ્ત્રમાં દર્શાવેલા પ્રકૃતિ–પ્રત્યય સ્વરાદિયુક્ત વાણી વડે સર્વ દેવોનું આવાહન કર્યું તથા પૂર્વ દિશા તરફ મુખ કરી હાથ જોડી મન વડે તે તે દેવોનું ધ્યાન કર્યું. એટલે તુરત જ એક પછી એક એમ સર્વ દેવતા ત્યાં આવવા લાગ્યા અને પોતપોતાનું કાર્ય કરવા લાગ્યા.[૨૨,૨૩] એ વેળા મહર્ષિ ભરદ્વાજનો આશ્રમ અત્યંત રમણીય થઈ રહ્યો. જાણે ચંદનવૃક્ષોથી ભરેલા 'મલય' અને 'દર્દુર' નામના પર્વતોનો સ્પર્શ કરીને જ આવ્યો હોય, એવો સુગંધયુક્ત, મંદમંદ આવતો હોવાને લીધે અતિ પ્રિય લાગતો અને શીતળતાના યોગથી પરસેવાને શમાવતો કલ્યાણરૂપ વાયુ વાવા લાગ્યો. આકાશમાંથી મેઘ દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યો અને ચારે બાજુએ દેવોનાં દુંદુભિઓનો નાદ સંભળાવા લાગ્યો.[૨૪,૨૫] ત્યાં ઉત્તમ વાયુઓ વાવા લાગ્યા, અપ્સરાઓ નૃત્ય કરવા લાગી, દેવગંધર્વો ગાયન કરવા લાગ્યા અને વીણા વગેરે વાજિંત્રોના અનેક પ્રકારના મધુર શબ્દો સંભળાવા લાગ્યા. એ સમયે સર્વ ગાનારાઓનો તથા વાજિંત્રોના ઊંચાનીચા તથા સમાન તાલસ્વરના પ્રમાણવાળો મધુરો નાદ આકાશ, પૃથ્વી અને મનુષ્યોના કર્ણની અંદર વ્યાપી ગયો. ભરદ્વાજના આશ્રમમાં મનુષ્યોના કર્ણને સુખ આપનારા મધુર શબ્દો થતા હતા, તે સમયે ભરતની સર્વ સેનાએ દેવશિલ્પી વિશ્વકર્માની અદ્ભુત રચનાશક્તિ દીઠી.[૨૬–૨૮]

એ વેળા મહર્ષિ ભરદ્વાજના આશ્રમની ચારે બાજુ પાંચ પાંચ યોજન સુધીની પૃથ્વી સમાન તથા નીલ વૈડૂર્યમણિના જેવી કાંતિવાળાં લીલાં અને કોમળ તૃણોથી આચ્છાદિત થઈ રહી.[૨૯] બીલી, કોઠી, પનસ, બિજોરી, આમળી અને આંબાનાં અનેક વૃક્ષો ફળોના ભારથી ઝૂકી રહ્યાં.[૩૦] ઉત્તરખંડમાં આવેલા કુબેરના 'ચૈત્રરથ' નામના વનના જેવી દિવ્ય વસ્તુઓવાળી શોભા થઈ ગઈ અને તટ પરનાં રમણીય વૃક્ષોથી શોભતી અનેક નદીઓ પ્રકટ થઈને વહેવા લાગી. સ્થળે સ્થળે ચૂના વડે ધોળીને શ્વેત કરેલાં ભવ્ય મંદિરો, હાથી તથા અશ્વોને બાંધવાની શાળાઓ, હવેલીઓ, સાત મજલાવાળા પ્રાસાદો અને ઉત્તમ દરવાજાઓ તૈયાર થઈ રહ્યા.[૩૧,૩૨] વળી એ સર્વ મંદિરો તથા પ્રાસાદોની મધ્યે એક અતિ સુશોભિત રાજમંદિર

* એક જાતનું મદ્ય

નિર્માણ થયું. તે રાજમંદિર ચૂના વડે ધોળેલું હોવાથી શ્વેત મેઘ સરખી કાંતિવાળું જણાતું હતું. તેના ભવ્ય દરવાજાઓ ઉપર સુંદર તોરણો લટકી રહ્યાં હતાં, સ્થળે સ્થળે શ્વેત પુષ્પોની માળાઓથી અલંકૃત કર્યું હતું અને જ્યાં ત્યાં ચંદનમિશ્રિત જળનો છંટકાવ કરીને સુગંધયુક્ત-કર્યું હતું.[૩૩] તે રાજમંદિર ચતુરસ્ર (ચાર ખૂણાવાળું-ચોખંડું) નિર્માણ કરવામાં આવ્યું હતું, તે અતિ વિશાળ હોવાને લીધે મનુષ્યોની ભીડ થાય નહિ એવું હતું. તેમા ઠેકઠેકાણે સૂવા માટે ઉત્તમ પલંગો, બેસવા માટે ચિત્ર-વિચિત્ર આસનો અને શિબિકા-પાલખી વગેરે વાહનો તૈયાર કરી રાખેલાં હતાં. સ્થળે સ્થળે દિવ્ય રસોનો સંગ્રહ કરી રાખેલો હતો. ભોજન કરવામાં ઉપયોગી અનેક પ્રકારનાં દિવ્ય અન્નો તથા શરીર પર ધારણ કરવામાં ઉપયોગી દિવ્ય વસ્ત્રો તેમાં તૈયાર જણાતાં હતાં. જ્યાં ત્યાં ધોઈ-માંજીને સ્વચ્છ કરેલાં સોના-ચાંદીનાં પાત્રો ગોઠવી રાખ્યાં હતાં. ઉત્તમ બિછાનાવાળો અને રાજાને શયન કરવા યોગ્ય પલંગ તૈયાર કરી રાખ્યો હતો, તેમ જ જેના ઉપર શ્વેત છત્ર હતું તથા જેની બન્ને બાજુએ ઉત્તમ ચામરો અને વ્યંજનો મૂકી રાખ્યાં હતા, એવું એક રત્નજડિત સિંહાસન ગોઠવી રાખ્યું હતું.[૩૪,૩૫]

સર્વ રચના તૈયાર થઈ, એટલામાં મહાબાહુ ભરત પોતાના સૈન્યને લઈને મહર્ષિના આશ્રમ આગળ આવી પહોંચ્યા અને પૂર્વે નહિ જોયેલી અલૌકિક શોભા નીરખીને આશ્ચર્યચકિત થઈ ગયા. પછી મહર્ષિ ભરદ્વાજની આજ્ઞાથી મહાત્મા ભરતે પોતાની સર્વ સેનાને તથા અન્ય જનોને યથાયોગ્ય રીતે પૃથક્ પૃથક્ મંદિરોમાં નિવાસ કરાવીને અને હસ્તી તથા અશ્વો વગેરેને તેની શાળાઓમાં બંધાવીને પૂર્વોક્ત રત્નજડિત રાજમંદિરમાં પ્રવેશ કર્યો.[૩૬] પુરોહિત વસિષ્ઠમુનિ, સર્વ મંત્રીઓ તથા મહાત્મા ભરત, એ રાજમંદિરની અલૌકિક રચના જોઈને હર્ષ અને આશ્ચર્યયુક્ત થયા.[૩૭] પછી રાજમંદિરની અંદર, જ્યાં સભામંડપ રચ્યો હતો અને તેની મધ્યમાં રાજાને બેસવા યોગ્ય દિવ્ય સિંહાસન તથા છત્ર-ચામર ગોઠવેલાં હતાં, ત્યાં પોતાના મંત્રીઓ સહિત ભરત જઈ પહોંચ્યા. ત્યાંની અવર્ણનીય શોભા નીરખીને સૌ કોઈ સાનંદાશ્ચર્ય પામ્યા. તે વેળા મહાત્મા ભરતે એ મુખ્ય સિંહાસન પર જાણે રામચંદ્ર જ બિરાજ્યા છે, એમ માનીને તેની પ્રદક્ષિણા કરી તથા તેનું પૂજન કર્યું. પછી રામચંદ્રનુ ધ્યાન ધરીને, ભરતે રામચંદ્રને આસન પર બિરાજેલા ધારીને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પાસે પડેલા ચામરને ગ્રહણ કરી તે મુખ્ય સિંહાસનની બાજુમાં ગોઠવેલા પ્રધાનને બેસવાના આસન પર બેઠા.[૩૮] પછી ભરતની સાથે આવેલા પુરોહિત વગેરે બ્રાહ્મણો, મંત્રીઓ, સેનાપતિઓ, શિબિરરક્ષકો તથા બીજા પણ સઘળા અધિકારીઓ અનુક્રમે યથાયોગ્ય આસનો પર બેસી ગયા.[૩૯,૪૦] સઘળી સેના તથા અન્ય જનો યોગ્ય વ્યવસ્થાપૂર્વક ઊતરી ચૂક્યાં, એટલે મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા પ્રમાણે તેઓ સર્વનું આતિથ્ય કરવા માટે સર્વ દેવતા તૈયાર થયા. દૂધપાકના કાદવવાળી દૂધપાકની જ નદીઓ કે જે આશ્રમની પાસે જુદે જુદે સ્થળે વહેતી હતી, તેઓ સર્વ મહર્ષિની આજ્ઞાથી ભરતનુ આતિથ્ય કરવા લાગી.[૪૧] એ નદીઓના બન્ને તટો પર ચૂનાથી ધોળીને સફેદ કરેલાં રમણીય ગૃહો ભરદ્વાજ મુનિના તપોબળથી બનેલાં હતાં.[૪૨] પછી તે જ સમયે બ્રહ્માએ મોકલેલી દિવ્ય આભૂષણો ધારણ કરનારી વીસ હજાર અપ્સરાઓ ત્યાં આવી;[૪૩] તેમ જ કુબેરને ત્યાંથી પણ મણિ, મુક્તાફળ તથા પરવાળાથી જડેલા અલંકારો ધારણ કરનારી વીસ હજાર અપ્સરાઓ ત્યાં આવી અને જેઓની સાથે રમણ કરવાથી પુરુષ ઉન્મત્ત સરખો જ બની જાય એવી વીસ હજાર અપ્સરાઓ ઇંદ્રના નંદનવનમાંથી ત્યાં આવી. એ સઘળી અપ્સરાઓ તથા બીજી પણ અલંબુષા, મિશ્રકેશી, પુંડરિકા અને વામના વગેરે મુખ્ય મુખ્ય અપ્સરાઓ ભરત આગળ આવીને નૃત્ય કરવા લાગી. એ વેળા સૂર્ય સરખી કાંતિવાળા નારદ, તુંબુરુ અને ગોપ વગેરે ગંધર્વરાજો ભરદ્વાજની આજ્ઞાથી ભરતની આગળ

ગાયન કરવા લાગ્યા.[૪૪–૪૭] ભરદ્વાજ મુનિના તપના પ્રભાવને લીધે સઘળા પ્રયાગ વન વિષે ઇંદ્રના નંદનવનમાંનાં તથા કુબેરના ચૈત્રરથવનમાંનાં અનેક પ્રકારનાં પુષ્પો પ્રફુલ્લિત થયેલાં જણાવા લાગ્યાં.[૪૮] ભરદ્વાજ મુનિના પ્રભાવ વડે આશ્રમનાં વૃક્ષો પણ અનેક પ્રકારનાં સ્ત્રીઓ, દાસદાસીઓ તથા વાજિંત્રોનાં રૂપ ધારણ કરીને ભરતની સેવા બજાવવા લાગ્યાં. બીલીનાં વૃક્ષો મૃદંગ વગાડનારાં થયાં, બહેડાનાં વૃક્ષો 'શમી' નામના તાલ વગાડનારાં થયાં અને અશ્વત્થ વૃક્ષો નૃત્ય કરનારાં થયાં.[૪૯] વળી અતિ હર્ષ પામેલાં સરલ, તાલ, તિલક અને તમાલ વગેરે વૃક્ષો કુબ્જાઓનાં તથા વામનિકાઓનાં રૂપ ધારણ કરીને ભરતની સેવામાં પ્રવૃત્ત થયાં.[૫૦] એ આશ્રમમાંનાં શિંશપા, આમલી, જાંબુડી વગેરે સ્ત્રીલિંગવાચક વૃક્ષો તથા લતાઓ સ્ત્રીઓનાં રૂપ ધારણ કરીને આખા સૈન્યમાંનાં મનુષ્યોને અનેક પ્રકારના પદાર્થો પીરસવા લાગ્યાં. કેટલીક સ્ત્રીઓ દૂધપાક આદિ પદાર્થો ગ્રહણ કરીને બોલતી હતી: 'ઓ ક્ષુધાથી પીડાતાં મનુષ્યો! લ્યો, આ દૂધપાક વગેરે ઉત્તમ પદાર્થોનું ભોજન કરો.' કેટલીક સ્ત્રીઓ મદિરા તથા માંસ વગેરે પીરસતી બોલતી હતી: 'ઓ મદ્યપાન કરવાની ઇચ્છાવાળા પુરુષો! લ્યો, આ મદિરાનું પાન કરો. જોઈએ, કોઈને પવિત્ર માંસ! તમારી ઇચ્છામાં આવે તે માગો અને ભોજન કરો.'[૫૧,૫૨]

ભરતની સેનામાંના પ્રત્યેક પુરુષની પાછળ વિશાળ નેત્રવાળી ઉત્તમ સ્ત્રીઓ સાત સાત કિંવા આઠ આઠને ટોળે વળીને તે તે પુરુષને રમણીય નદીઓના તટ પર તૈલાદિથી અંગમર્દન કરીને સારી રીતે સ્નાન કરાવવા લાગી;[૫૩] અને પછી તે તે પુરુષોનાં અંગોને સુંવાળાં વસ્ત્રો વડે લૂછીસાફ કરી ચાંપવા લાગી તથા તેઓને એકાંત સ્થળે લઈ જઈને શરબત વગેરેનું પાન કરાવવા લાગી. સૈન્યમાંનાં વાહનોનું રક્ષણ કરનારા મહાબળવાન સેવકજનો, યોદ્ધાઓના અશ્વો, હાથીઓ, ખચ્ચરો, ઊંટો તથા બળદો વગેરેને સારી રીતે સ્નાન કરાવીને તેઓને અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ તૃણ, શેરડી અને મધુમિશ્રિત સાળ આદિ પદાર્થો ખવડાવવા લાગ્યા. એ વેળા ભરતની સેનામાંના ઘણા પુરુષો અનેક પ્રકારનાં સ્વાદિષ્ઠ મદિરાદિ માદક પદાર્થોનું સેવન કરવાથી એવા તો બેભાન બની ગયા કે, તેમાંના કેટલાક ઘોડાવાળાઓને પોતાના ઘોડાનું ભાન રહ્યું નહિ અને મહાવતોને પોતાના હાથીઓની સ્મૃતિ રહી નહિ. એ પ્રમાણે સઘળી સેના મદિરાપાનથી તથા પુષ્પ, ચંદન અને અપ્સરા આદિ ઉત્તમ સ્ત્રીઓના ઉપભોગથી અતિ હર્ષિત થઈને કર્તવ્યાકર્તવ્યના વિચાર વિનાની થઈ ગઈ. રક્તચંદન વડે ચર્ચિત થયેલા અને અપ્સરાઓના સમૂહથી સેવાયેલા ભરતની સેનામાંના સર્વ યોદ્ધાઓ અનેકવિધ ઇચ્છિત પદાર્થોથી તૃપ્ત થઈને પરસ્પર કહેવા લાગ્યા:[૫૪–૫૮] 'અહો, આવા ઉત્તમોત્તમ સુખનો ત્યાગ કરીને હવે આપણે અયોધ્યામાં કે દંડકવનમાં શા માટે જઈએ? ભલે, ભરત કુશળ રહો અને રામચંદ્ર પણ સુખી થાઓ.' મહર્ષિ ભરદ્વાજે કરેલા સત્કારથી અત્યંત સંતુષ્ટ થયેલા ભરતની સાથે આવેલા પદાતિ, યોદ્ધા, મહાવતો, સવારો, સેવકજનો તથા બીજાં પણ અસંખ્ય મનુષ્યો વારંવાર બોલવા લાગ્યાં: 'અહો! આપણે સર્વ ખરેખર સ્વર્ગમાં જ આવી પહોંચ્યા છીએ.' વળી દિવ્ય પુષ્પોની માળાઓ ધારણ કરનારા હજારો સૈનિકો અતિહર્ષને લીધે અનેક પ્રકારનાં ગાયન, નૃત્ય તથા હાસ્યાદિ કરતા આમતેમ ફરતા હતા.[૫૯–૬૨] અમૃત સમાન સ્વાદિષ્ઠ અન્નરસોનું ભોજન કરવા છતાં પણ તેની દિવ્ય મધુરતાને લીધે, સૈનિકોને વારવાર તેના તે જ પદાર્થો ભક્ષણ કરવાની ઇચ્છા થતી હતી.[૬૩] સૈન્યમાંનાં સઘળાં દાસદાસીઓ, યોદ્ધાઓની સ્ત્રીઓ, સર્વ સૈનિકો તથા અન્ય પુરવાસી જનો પણ મહર્ષિ ભરદ્વાજે કરેલા આતિથ્યથી નવીન વસ્ત્રોને પ્રાપ્ત થઈ અતિ સંતુષ્ટ થયેલાં જણાતાં હતાં.[૬૪] સૈન્યમાનાં હસ્તીઓ, ખચ્ચરો, ઊંટો, બળદો, અશ્વો, મૃગો તથા પક્ષીઓ વગેરે ભરદ્વાજ મુનિએ આપેલા પદાર્થોથી એવાં તો તૃપ્ત થયાં કે તેઓને બીજા કોઈ પણ પદાર્થની ઇચ્છા રહી નહિ.[૬૫] ભરદ્વાજ મુનિએ કરેલા

આતિથ્યસત્કાર વડે એ સૈન્યમાં કોઈ પણ મનુષ્ય ધોળાં વસ્ત્ર વિનાનો, ભૂખ્યો, મલિન વસ્ત્રોવાળો કિંવા ધૂળથી વ્યાપ્ત કેશવાળો રહ્યો ન હતો; અર્થાત્ સર્વ કોઈનો સર્વ પ્રકારે સત્કાર થયો હતો.[૬૬] ભરતની સેનામાં રહેલાં કૂતરાં વગેરે પ્રાણીઓને ભક્ષણ કરવા માટે ઠામઠામ આંબા વગેરે વૃક્ષોનાં ફળોના મધુર રસથી સિદ્ધ કરેલા અન્ન તથા વરાહનાં માંસ, હિંગ વગેરે સુગંધી પદાર્થોથી વઘારેલા મગ, અડદ તથા ચણા વગેરે ધાન્યો અને બીજી પણ અનેક પ્રકારની ઉત્તમ વાનીઓ તૈયાર કરેલી હતી.[૬૭] વળી રાંધીને તૈયાર કરેલા શ્વેત ભાતથી ભરેલાં સોનારૂપાનાં હજારો પાત્રો જ્યાં ત્યાં પડ્યાં હતાં. આ સઘળું જોઈને સૈનિકો વિસ્મિત થયા; અર્થાત્ ‘આ નિર્જન વન વિષે પણ મહર્ષિ ભરદ્વાજે આટલી બધી સામગ્રીઓ ક્યાંથી સંપાદન કરી હશે?’ એવા વિચારને લીધે તેઓ અત્યંત વિસ્મિત થયા. એ વેળા આશ્રમની ચારે બાજુ પાંચ યોજન સુધીની હદમાં આવેલા સઘળા કૂવા દૂધપાકથી ભરાઈ ગયા હતા; સર્વ ગાયો કામદુઘારૂપ થઈને ઇચ્છિત પદાર્થ આપનારી થઈ હતી અને સઘળાં વૃક્ષો અનેક પ્રકારનાં મધ વગેરે સ્વાદિષ્ટ રસો સ્રવતાં હતાં. સૈન્યમાંના નીચ જાતિના યોદ્ધાઓ માટે પણ અનેક વાવો મદિરાથી ભરાયેલી તૈયાર હતી અને અત્યંત તપાવેલા કુંડોમા સારી રીતે રાંધીને તૈયાર કરેલાં મૃગ, મયૂર, કૂકડા વગેરે પ્રાણીઓનાં મિષ્ટ માંસ ભરી રાખ્યાં હતાં.[૬૮–૭૦] કેટલેક સ્થળે અન્ન રાખવાની હજારો થાળીઓ, દાળ તથા શાક વગેરે ભરવાની લાખો વાટકીઓ અને જળ ભરવાના કરોડો સુવર્ણકળશો, પવાલાં તથા ઝારીઓ વગેરે ખડકી મૂક્યા હતા. વળી સારી રીતે માંજેલી અને દહીંથી ભરેલી સુવર્ણની મોટી મોટી ગોળીઓ ઠેકાણે ઠેકાણે ગોઠવી રાખી હતી. એક પ્રહર અગાઉ જ વલોવીને તૈયાર કરેલી તથા કેસરના યોગથી પીળા રંગવાળી ઉત્તમ છાશ કે જેમા થોડુંક જળ ભેળવીને ઉપરથી જીરું, મરી, પીપર, સૂંઠ, એલચી, લવિંગ, ગોળ તથા સાકર વગેરે પદાર્થો નાખેલા હતા, તે છાશ અથવા કઢીના, સફેદ મીઠાં દહીંના અને તાજા દૂધના ધરાને ધરા ભરેલા જોવામાં આવતા હતા. કોઈ કોઈ સ્થળે ગોળ તથા સાકરના મોટા મોટા ઢગલા કરી રાખ્યા હતા. સ્નાન કરી શકાય તેવા જળઘાટો પર આમળાં વગેરેના કલ્ક, સુગંધી પદાર્થોનાં ચૂર્ણ તથા અનેક પ્રકારના કષાયો જુદાં જુદાં પાત્રોમાં ભરી રાખ્યાં હતાં; તેમ જ ઊના પાણીથી ભરેલા સુવર્ણના અનેક કુંભો (ઘડાઓ) હારબંધ ગોઠવી દીધા હતા.[૭૧–૭૪] વળી જેના આગળના ભાગને કચરીને કૂચો કરી રાખેલો હતો એવા અઘેડાં વગેરેનાં પવિત્ર દાતણો ત્યા તૈયાર જોવામાં આવતાં હતાં, તેમ જ સ્નાન કરી રહ્યા પછી શરીર પર ધારણ કરવા માટે પ્રથમથી જ ઘસીને તૈયાર કરેલા સુગંધયુક્ત ચંદનોના સંપુટો, નિર્મળ દર્પણો તથા અનેક પ્રકારનાં વસ્ત્રોના સંચયો પણ દૃષ્ટિએ પડતા હતા. વળી એક બાજુએ હજારો પાદુકાઓ (પાવડીઓ—ચાખડીઓ) તથા ઉપાનહો (જોડાઓ)ની જોડીઓ પડેલી હતી. વળી અંજન (કાજળ)થી ભરેલા દાબડા, કાંસકીઓ, દાંતિયા તથા ઉત્તમ છત્રો, ધનુષ્યો, કવચો અને ચિત્રવિચિત્ર આસનો વગેરે ત્યા તૈયાર જોવામાં આવતાં હતાં.[૭૫–૭૭] કેટલેક સ્થળે જેમનું પાન કરવાથી ભોજન કરેલા પદાર્થો સત્વર પચી જાય એવા પાન કરવાના રસોથી ભરેલા અનેક ધરાઓ દૃષ્ટિએ પડતા હતા; તેમ જ સેનામાંનાં ખચ્ચરો, ઊંટો, હાથીઓ અને અશ્વો વગેરે પ્રાણીઓ જેમાં સુખથી પ્રવેશ કરીને ક્રીડા કરી શકે તથા મનુષ્ય પણ જેમાં સુખપૂર્વક સ્નાન કરી શકે એવાં, આકાશ સરખાં નિર્મળ જળથી ભરેલાં અને સુગંધયુક્ત કમળોથી છવાયેલાં અનેક સરોવરો જોવામાં આવતાં હતાં.[૭૮] તે સરોવરની નજીકમાં અશ્વાદિ પશુઓને નીરવા માટે નીલ વૈદૂર્યમણિ સરખી લીલી અને કોમળ ઘાસની ગંજીઓ દૃષ્ટિએ પડતી હતી.[૭૯] આ સઘળી રચના જોઈને ભરતની સેનામાંના મનુષ્યો ‘અહો! આ તે શું? ભરદ્વાજ મુનિએ પોતાના તપના પ્રભાવથી આવી આવી દુર્લભ વસ્તુઓ ઉપજાવીને આપણું આતિથ્ય કર્યું છે, કિંવા આ તે આપણને સ્વપ્ન

આવ્યું છે!' એમ વિસ્મય પામવા લાગ્યા.[૯૦]

જેમ નંદનવનમાં દેવો હર્ષ પામે, તેમ ભરદ્વાજ મુનિના રમણીય આશ્રમમાં અતિશય હર્ષ પામતા સર્વ સૈનિકોની એ દિવસની રાત્રિ આનંદમાં વ્યતીત થઈ. જ્યારે પ્રાતઃકાળ થયો, ત્યારે પોતપોતાનું કર્તવ્ય સંપૂર્ણ થવાને લીધે વિશ્વકર્મા આદિ સર્વ દેવો, ગંધર્વો, અપ્સરાઓ અને બીજા પણ દેવતાઓ મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા લઈને પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા. આ વેળા આશ્રમની સઘળી દિવ્ય રચના–શોભા એકાએક અદૃશ્ય થઈ ગઈ અને આખો આશ્રમ પૂર્વના જેવો જ થઈ રહ્યો; પરંતુ એથી કાંઈ 'ભરદ્વાજ મુનિએ એ માયા કરી હતી' એવું કોઈથી પણ માની શકાય એમ નહોતું; કેમ કે સર્વ દેવતાઓના ગયા પછી સઘળી રચના અદૃશ્ય થવા છતાં પણ જે સૈનિકોએ મદિરાપાન કર્યું હતું તેઓ મદિરાના નશાને લીધે ઘણો દિવસ ચઢ્યા સુધી પણ તેવી ને તેવી જ મદમત્ત અવસ્થામાં પડી રહ્યા હતા. સૈનિકોનાં શરીર પર ચર્ચેલાં સુગંધયુક્ત દિવ્ય અગરુ–ચંદનો જેમનાં તેમ જ હતા તથા આમતેમ વેરાયેલી અને મનુષ્યોના ઉપભોગમાં આવવાથી કરમાઈ ગયેલાં પુષ્પોવાળી સુંદર પુષ્પમાળાઓ પણ જેવી ને તેવી જ સ્થળે સ્થળે પડી હતી.[૯૧–૯૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૯૨ મો

## ભરદ્વાજના આશ્રમમાંથી વિદાય

ततस्तां रजनीं व्युष्य भरतः सपरिच्छदः ।
कृतातिथ्यो भरद्वाजं कामादभिजगाम ह ॥ १ ॥

રાત્રિ વ્યતીત થતાં પ્રાતઃકાળે શ્રીમાન ભરત કે જેનું સારી રીતે આતિથ્ય થયું હતું તે, પોતાની સેના સહિત જાગ્રત થયા અને નિત્યકર્મ આટોપીને પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્ર પાસે જવા સારુ મહર્ષિ ભરદ્વાજની આજ્ઞા માગવા માટે હાથ જોડીને તેમની પર્ણશાળા પ્રત્યે ગયા.[૧] એ વેળા મહર્ષિ ભરદ્વાજ અગ્નિહોત્રમાં હોમ કરી નિવૃત્ત થયા હતા; તેથી ભરતને હાથ જોડીને પોતાની તરફ આવતો જોઈને તે ઊભા થયા અને પર્ણશાળાની બહાર ભરતની સામે આવીને પૂછવા લાગ્યા:[૨] 'હે નિષ્પાપ ભરત! કેમ, મારા આશ્રમ વિષે વસતાં, તારી ગઈ રાત્રિ સુખથી નિવૃત્ત તો થઈ ને? તારી સાથે આવેલા સર્વ જનો મેં કરેલા આતિથ્ય વડે સંતુષ્ટ તો થયા છે ને, તે મને કહે!'

અત્યંત તેજવાળા મહર્ષિનું વચન સાંભળી, મહાત્મા ભરતે તેમને પ્રણામ કરી તથા હાથ જોડી કહ્યું:[૩,૪] 'હે ભગવન્! હું મારી સંપૂર્ણ સેના સહિત આપના આશ્રમ વિષે સુખથી રહ્યો છું, આપે આપના અદ્ભુત પ્રભાવ વડે સર્વ સેના સહિત મારું ઉત્તમ આતિથ્ય કર્યું છે અને અમે સર્વ આપે કરેલા આતિથ્યથી તૃપ્ત થયા છીએ.[૫] હે મહર્ષિ! ઉત્તમ અન્ન–પાનાદિ પદાર્થો તથા ઇચ્છિત વસ્ત્રાલંકારો વગેરે પ્રાપ્ત થવાથી ગ્લાનિ અને સંતાપરહિત થયેલા અમો સૌ આપના આશ્રમ વિષે અત્યંત સુખપૂર્વક રહ્યા છીએ.[૬] હે ઋષિશ્રેષ્ઠ! હવે હું મારા મોટાભાઈ રામચંદ્રની સમીપ જવા માટે આપની આજ્ઞા માગું છું. હાલમાં આપ મારા પર જેવી કૃપાદૃષ્ટિ રાખો છો, તેથી પણ હવે વિશેષ કૃપાદૃષ્ટિ રાખજો. હે ધર્મજ્ઞ ઋષિરાજ! આપ મને કૃપા કરી કહો કે, મારા ધાર્મિક વડીલબંધુ રામચંદ્રનો આશ્રમ ક્યાં હશે? તે આશ્રમ અહીંથી કેટલે દૂર હશે? અને વળી ત્યાં જવામાં કયો માર્ગ સુગમ પડશે?[૭,૮]

એ પ્રમાણે પોતાના વડીલબંધુના દર્શનની લાલસાવાળા મહાત્મા ભરતે પૂછ્યું, ત્યારે મોટા તપવાળા મહાતેજસ્વી ભરદ્વાજ મુનિએ કહ્યું: 'હે ભરત! અહીંથી અઢી યોજન ઉપર એક નિર્જન અરણ્ય આવે છે. તેમાં રમણીય ઝરણાં વડે સુશોભિત વનવાળો 'ચિત્રકૂટ' નામનો પર્વત છે. એ ચિત્રકૂટ પર્વતની ઉત્તર બાજુએ ખીલેલાં પુષ્પોવાળાં વૃક્ષોથી ઢંકાયેલી અને રમણીય વનવાળી 'મંદાકિની,' નામની નદી વહે છે. હે તાત! એ મંદાકિની નદીની સમીપ જ ચિત્રકૂટ પર્વત છે અને સીતા, રામ તથા લક્ષ્મણ, એઓ તે પર્વતમાં

જ પર્ણશાળા બાંધીને વસે છે. હે મહાભાગ! ત્યાં જવા સારુ પ્રથમ તું આ યમુના નદી ઊતરીને સામે પાર જા. પછી ત્યાંથી કેટલેક દૂર જતાં મુખ્ય માર્ગ જેવા બીજા બે માર્ગો આવશે, તેમાંથી દક્ષિણ દિશા તરફ જવાના માર્ગે તું પોતાની સેનાને ચલાવજે, એટલે તને રામચંદ્રનાં દર્શન થશે.'

ભરત તથા ભરદ્વાજ મુનિની ઉપર્યુક્ત વાતચીત સાંભળી મહારાજા દશરથની કૌશલ્યા વગેરે સર્વ રાણીઓ કે જેઓ ઉત્તમ વાહનોમાં જ બેસી રહેવાને યોગ્ય હતી, તેઓ પોતપોતાનાં વાહનોનો ત્યાગ કરી અર્થાત્ વાહનોમાંથી નીચે ઊતરીને મહર્ષિ ભરદ્વાજને પ્રણામ કરવા માટે તેમને વીંટાઈને ઊભી રહી. તે સર્વમાંથી પ્રથમ દુઃખને લીધે શરીરે કૃશ થઈ ગયેલાં તથા થરથર ધ્રૂજતાં મહારાણી કૌશલ્યાએ અને સુમિત્રાએ પૃથ્વી પર પડી, પોતાના બન્ને હસ્ત વડે મહર્ષિના ચરણોને ગ્રહણ કરી વંદન કર્યું. પછી જેનો મનોરથ નિષ્ફળ નીવડ્યો હતો તથા જે સર્વ લોકમાં નિંદાપાત્ર થઈ હતી એવી ભરતની માતા કૈકેયીએ પણ લજ્જાથી નીચું મુખ કરીને મહર્ષિના ચરણોનું વંદન કર્યું અને તેમની પ્રદક્ષિણા કરીને ભરતની સમીપ દીન મનુષ્યની પેઠે ઊભી રહી.

આ સઘળું જોઈને મહામુનિ ભરદ્વાજે ભરતને પૂછ્યું :૯–૧૮ 'હે રઘુકુળમાં ઉત્પન્ન થયેલા મહાત્મા ભરત! હું તારી આ માતાઓનાં નામ જાણવા ઇચ્છું છું; તું મને તેમની ઓળખાણ કરાવ.'૧૯

ભરદ્વાજ મુનિનું વચન સાંભળી બોલવામાં ચતુર અને ધર્મનિષ્ઠ ભરતે હાથ જોડી કહ્યું : 'હે ભગવન્! (હાથથી દેખાડીને) શોક તથા ઉપવાસને લીધે કૃશ થઈ ગયેલાં, દીન તથા દેવી સમાન સ્વરૂપવાળાં આ જે મારા પિતાનાં જ્યેષ્ઠ પત્નીને તમે જુઓ છો, તે જ એ સિંહ સમાન ગતિવાળા પુરુષવ્યાઘ્ર રામચંદ્રનાં માતા કૌશલ્યા છે. તેમણે જ અદિતિએ જેમ ઉપેંદ્રને જન્મ આપ્યો હતો તેમ મારા વડીલબંધુ રામચંદ્રજીને જન્મ આપ્યો છે. તેમની ડાબી બાજુએ ઊભેલી, અત્યંત દુઃખને લીધે ઉદાસ ચિત્તવાળી અને વન વિષે જેના પુષ્પ ખરી પડ્યાં હોય એવી કરેણ વૃક્ષની શાખા જેવી નિસ્તેજ જણાતી (હાથથી દેખાડીને) આ દેવી સુમિત્રા છે; તે મારા પિતા દશરથ રાજાની મધ્યમ સ્ત્રી છે. દેવ સમાન સ્વરૂપવાળા અને પરાક્રમવાળા મહાત્મા લક્ષ્મણ અને શત્રુઘ્ન, એ બન્ને ભાઈઓ આ સુમિત્રાના જ પુત્રો છે.૨૦–૨૪ હે મહર્ષિ! જેને લીધે મારા આર્યભ્રાતા રામચંદ્રને પોતાનો જીવ જોખમમાં આવી પડે એવા ભયંકર વનમાં જવું પડ્યું છે તથા જેને લીધે મહારાજા દશરથ પુત્રવિયોગના દુઃખને પામી સ્વર્ગે સિધાવી ગયા છે,૨૫ તે (હાથથી દેખાડીને) આ ક્રૂર સ્વભાવવાળી કૈકેયી કે જે અત્યંત ક્રોધવાળી, અપક્વ બુદ્ધિવાળી, ગર્વિષ્ઠ, પોતાને જ મોટી માનનારી, ઐશ્વર્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળી અને અનાર્ય સ્વભાવની છતાં ઉપરથી આર્ય સ્ત્રી સરખી દેખાય છે, તે મારી માતા અને મહારાજા દશરથની કનિષ્ઠ સ્ત્રી છે. હે મહારાજ! હું તો સમજું છું કે, આ કૈકેયીના પાપી નિશ્ચયથી જ મને આવું મહા ભયંકર કષ્ટ પ્રાપ્ત થયું છે.'૨૬,૨૭

એટલું બોલતાં, મહાત્મા ભરત ગદ્ગદ કંઠ થઈ ગયા અને તે પછી આગળ કાંઈ પણ બોલી શક્યા નહિ. એ કૈકેયી પરના ક્રોધને લીધે ભરતનાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને ક્રોધ પામેલા નાગની પેઠે તે ફૂંફાડા મારવા લાગ્યા. ત્યારે વાક્યના તત્ત્વને સમજનારા મહાબુદ્ધિમાન મહર્ષિ ભરદ્વાજે તેનું આશ્વાસન કરતાં કહ્યું : 'હે રાજપુત્ર! તું તારી માતા કૈકેયી વિષે એવી દોષદૃષ્ટિ કરીશ નહિ; કેમ કે રામચંદ્રનું વનગમન તો સમગ્ર દેવો તથા ઋષિઓને સુખ આપનારું થશે.૨૮–૩૦ હે ભરત! મહાત્મા રામચંદ્રના વનમાં જવાથી શુદ્ધ અંતઃકરણવાળા દેવ, દાનવ તથા ઋષિઓનું અવશ્ય પરમ હિત થવાનું છે.'૩૧

એવી રીતે મહર્ષિ ભરદ્વાજે ભરતનું અનેક પ્રકારે આશ્વાસન કર્યું તથા તેને અનેક આશીર્વાદ આપ્યા. ત્યાર પછી મહાત્મા ભરતે તેમની

પ્રદક્ષિણા કરીને તથા તેમની આજ્ઞા લઈને ચિત્રકૂટ પર્વત પ્રત્યે જવા સારુ સૈન્યને સજ્જ થવાની આજ્ઞા કરી.[૩૨] ભરતની આજ્ઞા થતાં જ સેનાના સર્વ યોદ્ધાઓ પોતપોતાના અશ્વો, રથો તથા હસ્તીઓ વગેરે અનેક પ્રકારનાં વાહનોને સુવર્ણના સાજથી સજ્જ કરીને તે પર સવાર થઈ અનુક્રમે ચાલતા થયા.[૩૩] સોનાની સાંકળે બાંધેલી ઘંટાઓવાળા હાથીઓ તથા હાથિણીઓ, ગ્રીષ્મઋતુના અંતમાં ગડગડાટ શબ્દ કરતા મેઘમંડળની પેઠે સેનાને શોભાવતાં પ્રયાણ કરવા લાગ્યાં.[૩૪] સર્વ મનુષ્યો પોતપોતાનાં નાનામોટાં અનેક પ્રકારનાં વાહનોમાં બેસીને વિદાય થયાં, પગપાળાઓ પગે ચાલવા લાગ્યા.[૩૫] રામચંદ્રજીના દર્શનની આતુરતાવાળી કૌશલ્યા વગેરે સર્વ રાણીઓ પણ ઉત્તમોત્તમ રથો તથા શિબિકાઓ આદિ વાહનોમાં બેસીને ચાલતી થઈ. સૌની પાછળ શ્રીમાન ભરત ચંદ્ર અને સૂર્ય સરખી કાંતિવાળી પાલખીમાં બેસીને, પોતાના મુખ્ય મુખ્ય અધિકારીવર્ગની સાથે વિદાય થયા. અનેક હાથીઓ તથા અશ્વોથી વ્યાપ્ત એવી એ મોટી સેના, જેમ આકાશમાં ચડેલું મોટું મેઘમંડળ દક્ષિણ દિશાને ઘેરી વળે તેમ દક્ષિણ દિશાનો માર્ગ ઘેરીને, ગંગા નદીના પશ્ચિમ ભાગમાં આવેલા અનેક પર્વતો, નદીઓ તથા મૃગો અને પક્ષીઓએ સેવેલાં વનોનું ઉલ્લંઘન કરતી જવા લાગી. અત્યંત હર્ષ પામેલા હાથી, ઘોડા તથા યોદ્ધાઓવાળી ભરતની સેના વનમાંનાં મૃગો અને પક્ષીઓને ત્રાસ ઉપજાવતી મહાવનમાં પ્રયાણ કરવા લાગી.[૩૬–૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૯૩ મો

## ભરતનું ચિત્રકૂટ સમીપ પહોંચવું

तया महत्या यायिन्या ध्वजिन्या वनवासिनः ।
अर्दिता यूथपा मत्ता सयूथाः संप्रदुद्रुवुः ॥ १ ॥

ભારે દબદબાથી જતી મોટી સેનાને જોઈને તેના ભયને લીધે વનમાંનાં મદોન્મત્ત સિંહો તથા હાથીઓ વગેરે બળવાન પ્રાણીઓ પણ પોતાનાં જૂથો સહિત નાસભાગ કરવા લાગ્યાં.[૧] પર્વતો તથા નદીઓમાં ફરતાં રીંછો અને પૃષત* તથા રુરુ† જાતિનાં મૃગો ભરતની સેનાને જોઈને ભયને લીધે જ્યાં ત્યાં સંતાઈ જવા લાગ્યાં.[૨] એ પ્રમાણે દશરથપુત્ર ધર્માત્મા ભરત મોટો કોલાહલ કરતી ચતુરંગિણી સેના સહિત ચિત્રકૂટ પ્રત્યે જવા લાગ્યા. મહાત્મા ભરતની સમુદ્ર સરખી મોટી સેના વડે, જેમ વર્ષાઋતુમાં મેઘ વડે આકાશ આચ્છાદિત થાય છે, તેમ સઘળી પૃથ્વી (ચાલવાનો માર્ગ) આચ્છાદિત થઈ રહી હતી અને અનેક અશ્વો તથા હાથીઓ વડે વ્યાપ્ત થયેલી પૃથ્વી કેટલાક સમય સુધી જોવામાં પણ આવતી ન હતી. દરમજલ કરતાં જ્યારે ઘણો માર્ગ કાપી નાખ્યો અને સર્વ વાહનો થાકી ગયાં, ત્યારે દૂરથી પર્વતોની હાર તથા તે પરથી વહેતા નિર્મળ ઝરણાં દેખાવા લાગ્યાં એટલે અત્યંત આનંદ પામીને શ્રીમાન ભરતે પોતાના મંત્રીઓમાં મુખ્ય એવા મહર્ષિ વસિષ્ઠને કહ્યું.

હે ગુરુવર્ય ! મહર્ષિ ભરદ્વાજે આપણી આગળ ચિત્રકૂટના પ્રદેશનું જેવું વર્ણન કર્યું હતું તેવો જ આ પ્રદેશ દેખાય છે; માટે મને તો લાગે છે કે, હવે આપણે જરૂર તે પ્રદેશની સમીપ આવી પહોંચ્યા છીએ.[૩–૭] હે ગુરુદેવ ! જુઓ, આ પર્વતની હાર શરૂ થાય છે; માટે આ જ ચિત્રકૂટ પર્વત હશે અને આ સામે રમણીય તટોવાળી સરિતા જણાય તે જ મંદાકિની નદી હશે. અહો ! પેલું દૂરથી જણાતું કાળા મેઘ સરખું શ્યામ વન કેવું સુંદર લાગે છે ![૮] પણ રે, હાલમાં મારી સેનામાંના પર્વત સમાન દેહવાળા હાથીઓ ચિત્રકૂટ પર્વતનાં શિખરોને પીડિત કરી રહ્યા છે ![૯] જુઓ તો ખરા, આ મોટાં મોટાં વૃક્ષો હાથીઓની સૂંઢના ઘસારાથી કંપાયમાન થવાને લીધે, જેમ વર્ષાઋતુમાં શ્યામ વર્ણનાં મેઘમંડળ જળ વરસાવે, તેમ પર્વત પર સુંદર પુષ્પો વરસાવી રહ્યાં છે.[૧૦]

મહર્ષિ વસિષ્ઠ ગુરુ પ્રત્યે એટલું કહીને પછી શ્રીમાન ભરતે શત્રુઘ્નને સંબોધી કહ્યું : ' હે શત્રુઘ્ન !

* પૃષત—ટીપકીઓવાળાં હરિણ.
† રુરુ—ટીપકીઓ વિનાનાં હરિણ.

તેં આ ચિત્રકૂટપર્વતની તળેટી જોઈ ને ? અહો ! આપણી સેનાના અશ્વો તથા હાથીઓની ચારે તરફ વ્યાપ્ત થઈ ગયેલી આ પર્વતની તળેટી મોટાં મોટાં મત્સ્યોથી વ્યાપ્ત થયેલા સમુદ્ર સરખી શોભે છે ![11] અહો ! જોને, શરદૃઋતુમાં જેમ આકાશ વિષે વાયુ-થી પ્રેરાયેલાં શીઘ્ર ગતિવાળાં વાદળ શોભે તેમ આપણી સેનાના યોદ્ધાઓથી ભય પામીને ઉતાવળે નાસી જતાં આ મૃગો કેવાં શોભી રહ્યાં છે ![12] અહા ! જેવી રીતે દક્ષિણ બાજુના લોકો પોતાના મસ્તક પર મેઘ જેવી પ્રકાશમાન અને ઢાલના જેવી મોટી પાઘડી બાંધે છે, તેવી રીતે આ વૃક્ષોએ પોતા-ની શાખાઓ ઉપર સુગંધયુક્ત અનેક પુષ્પગુચ્છો ધારણ કર્યા છે.[13] અરે પ્રથમ તો આ વન નિર્જન હોવાને લીધે ઘણું જ ભયંકર હતું; પરંતુ હાલમાં આપણા આગમનને લીધે, મનુષ્યોથી વ્યાપ્ત અયોધ્યા નગરી સરખું ભાસે છે ![14] અહો ! આપણાં અશ્વાદિ વાહનોની ખરીઓથી ઊડેલી રજ છેક આકાશ પર્યંત પહોંચી ચૂકી છે; પરંતુ વાયુ જાણે મારું પ્રિય જ કરતો હોય, એમ તે રજને દૂર ઉડાડી મૂકે છે; અર્થાત્ વાયુના ઝપાટાથી મારી આગળ ઊડતી રજ દૂર જાય છે અને એથી મને મારા પ્રિય બંધુ રામચંદ્રના નિવાસરૂપ ચિત્રકૂટ પર્વતનું દર્શન થયા કરે છે. હે શત્રુઘ્ન ! તું જો તો ખરો, મુખ્ય મુખ્ય સારથિઓએ હંકારેલા અને ઉત્તમ અશ્વો વાળા આપણા રથો આવા વિષમ વન વિષે પણ શીઘ્ર ગતિથી ચાલ્યા આવે છે ! એ પણ આપણને ઇષ્ટપ્રાપ્તિ (રામદર્શન) થશે એમ સૂચવે છે.[15,16] વળી હે ભાઈ ! જોને, રમણીય સ્વરૂપવાળા આ મયૂરો સૈન્યથી ત્રાસ પામીને સ્થળે સ્થળેથી ઊડી ઊડીને પર્વતનાં શિખરો પર ચઢી જાય છે, તેમ જ બીજાં પણ અનેક પક્ષીઓ પોત-પોતાનાં નિવાસસ્થાનરૂપ વૃક્ષોમાં સંતાઈ જાય છે. હે નિષ્પાપ શત્રુઘ્ન ! આ પ્રદેશ મને ઘણો જ મનો-હર-રળિયામણો લાગે છે, માટે હું તો ધારું છું કે, તપસ્વીઓને વસવા યોગ્ય સ્વર્ગપ્રદેશ આ જ હશે. અહો ! આ પ્રદેશ વિષે શરીર પર અનેક રંગનાં બિંદુઓ (ટીપકીઓ) વાળાં અને મનને હર્ષ ઉપ-જાવનારા સ્વરૂપવાળાં પૃષત જાતિનાં હરિણો તથા હરિણીઓ જાણે અનેક પ્રકારનાં પુષ્પો વડે શણ-ગારેલાં ન હોય એવાં ઠેર ઠેર દેખાય છે.[17-19] હે ભાઈ ! આપણે ભરદ્વાજ મુનિએ વર્ણવેલા ચિત્ર-કૂટ પર્વત પર આવી પહોંચ્યા છીએ, તેથી હવે અહીંથી આપણી સેનામાંના વિચક્ષણ સૈનિકોને આગળ મોકલીને આપણે આપણા પ્રિયબંધુ પુરુષ-વ્યાઘ્ર રામ-લક્ષ્મણની શોધ કરાવવી જોઈએ.'[20]

શ્રીમાન ભરતનાં વચન સાંભળી શત્રુઘ્ને તુરત જ પોતાની સેનામાંના કેટલાએક વિચક્ષણ યોદ્ધા-ઓને રામ-લક્ષ્મણની તપાસ કરવા અર્થે આગળ-થી મોકલ્યા. તે શૂરવીર યોદ્ધાઓ પણ પોતપોતાનાં હથિયારો લઈને વનમાં પ્રવેશ કરી ચારે બાજુ તપાસ કરવા લાગ્યા; એટલામાં દૂરથી આકાશ તરફ જતા અગ્નિનો ધુમાડો તેઓના જોવામાં આવ્યો, ત્યારે તો તેઓ સર્વ હર્ષભેર પાછા આવી ભરતને કહેવા લાગ્યા : 'હે રાજકુમાર ! મનુષ્ય વિનાના અરણ્ય વિષે દાવાગ્નિ સિવાય બીજો અગ્નિ હોય નહિ; પરંતુ અમોએ આ પર્વતની ઉપર વન વિષે દૂરથી અગ્નિનો ધુમાડો દેખ્યો છે, માટે અવશ્ય રામ-લક્ષ્મણ એટલામાં જ હોવા જોઈએ. તપાસ કરતાં નરવ્યાઘ્ર એવા તે બન્ને ભાઈઓ એટલામાં નહિ હોય, તોપણ તેમના જેવા કેટલાએક તપસ્વી-ઓ તો હશે જ; માટે આપણે એટલામાં શોધ તો કરવી જોઈએ.'[21-23]

સૈનિકોનું ઉત્તમ વચન સાંભળી શત્રુસૈન્યનું મર્દન કરવામાં સમર્થ શ્રીમાન ભરતે પોતાના સર્વ સૈનિકોને કહ્યું : 'તમે સૌ સાવધ થઈ અહીં જ રહો. તમારે અહીંથી આગળ જવાનું પ્રયોજન નથી. હવે હું પોતે જ સુમંત્ર તથા ધૃતિ આદિ મંત્રીઓની સાથે, રામચંદ્રની શોધને અર્થે વનમાં જઈશ.'[24,25] ભરતની એ આજ્ઞા સાંભળી સઘળી સેના ત્યાં જ ઊભી રહી અને શ્રીમાન ભરતે જ્યાં ધુમાડો જણાતો હતો, ત્યાં દૃષ્ટિ બાંધી.[26]

એ વેળા શ્રીમાન ભરતની આજ્ઞાથી ઊભી રહેલી સઘળી સેના 'ભરતે ધૂમવાળા પ્રદેશની શોધ કરવા માંડી છે, તેથી હવે થોડા સમયમાં આપણને

રામચંદ્રનું દર્શન થશે' એમ જાણી અતિ હર્ષ પામવા લાગી.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૩ મો સર્ગ સંપૂર્ણ

## ભરતાદિનું આગમન

# સર્ગ ૯૪ મો

### રામ અને સીતા-ચિત્રકૂટવર્ણન

**दीर्घकालोषितस्तस्मिन् गिरौ गिरिवरप्रियः ।**
**वैदेह्याः प्रियमाकांक्षन्स्वं च चित्तं विलोभयन् ॥**

(અયોધ્યામાંથી નીકળી અનેક વનમાર્ગોનું ઉલ્લંઘન કરતા શ્રીમાન ભરત છેક ચિત્રકૂટ પર્વતની તળેટીમાં આવી પહોંચ્યા અને સેનાને એક સ્થળે ઊભી રાખી પોતે રામચંદ્રની શોધ કરવા નીકળ્યા. ત્યાં સુધીમાં ચિત્રકૂટ પર વસતા મહાત્મા રામચંદ્ર સતીશિરોમણિ સીતાની સાથે કેવી લીલા કરતા હતા, તે હવે આપણે જોઈએ.)

ચિત્રકૂટ પર્વત પર ઘણો કાળ વસવાથી રામચંદ્રને તે પર્વત અત્યંત પ્રીતિકર થઈ પડ્યો હતો. અયોધ્યાનો ત્યાગ કરી ભયંકર વનમાં આવેલાં પોતાનાં પત્ની સીતાના મનમાં કાંઈ પણ ખેદ થાય નહિ, તેમ જ પોતાનું ચિત્ત પણ ઉદાસ થાય નહિ એટલા માટે દશરથનંદન રામચંદ્ર કેટલીક વાર સાંજના પહોરે સીતાને સાથે લઈને, વનની શોભા નીરખવા નીકળતા હતા. કોઈ દિવસે ચિત્રકૂટની પૂર્વ તરફ તો કોઈ દિવસે દક્ષિણ તરફ, આમ પ્રત્યેક દિવસે વારાફરતી જુદી જુદી દિશાઓમાં જઈને સતી સીતાને ચિત્રકૂટની શોભાનું વર્ણન કરતાં ઇંદ્ર જેમ પોતાની પત્ની શચિને કહે તેમ કહેતા હતા :[૧-૨] 'હે કલ્યાણી! હું રાજ્યભ્રષ્ટ થયો છું તથા સગાં-સંબંધીઓ વિનાના વનમાં આવી રહ્યો છું; છતાં આ રમણીય સ્થાનમાં રહેવાથી મારા મનમાં કાંઈ પણ ખેદ થતો નથી.[૩] હે દેવી! જુઓ તો, અનેક જાતનાં પક્ષીઓ તથા ગેરુ વગેરે ધાતુઓથી વ્યાપ્ત અને જાણે આકાશને સ્પર્શ કરતાં હોય એવાં મોટાંમોટા શિખરો વડે આ ચિત્રકૂટ પર્વત કેવો શોભી રહ્યો છે![૪] અહો! આ પર્વત વિષે અનેક ધાતુઓવાળાં કેટલાંક સ્થળો રૂપા સરખાં શ્વેત, કેટલાંક રુધિર સરખાં રક્તવર્ણાં, કેટલાંક પીળા રંગનાં, કેટલાંક મજીઠિયા રંગનાં, કેટલાંક ઉત્તમ મણિ અને હીરા સમાન ચળકતાં, કેટલાંક પુષ્પરાગ (પોખરાજ) સરખાં સફેદ, કેટલાંક સ્ફટિક સમાન નિર્મળ, કેટલાંક કેવડા જેવા રંગવાળાં, કેટલાંક નક્ષત્ર-તારાગણ સરખાં ચિત્રવિચિત્ર અને કેટલાંક પારા જેવાં ચળકતાં શોભી રહ્યાં છે![૫-૬] વળી એક મોટું આશ્ચર્ય તો એ છે કે, આ પર્વત વિષે અનેક પ્રકારના મૃગો આમતેમ ભ્રમણ કરી રહ્યા છે, તોપણ અહીં વસતાં સિંહ, વ્યાઘ્ર તથા રીંછ વગેરે ક્રૂર પ્રાણીઓ તેમાંના કોઈ પણ મૃગની હિંસા કરતાં નથી! હે પ્રિયા! અનેક જાતનાં હિંસાદિ દોષ વિનાનાં પ્રાણીઓ તથા ઘણાં પક્ષીઓથી વ્યાપ્ત આ પર્વત બહુ જ શોભા આપે છે.[૭] વળી સુગંધયુક્ત પુષ્પો, અનેક પ્રકારનાં ફળો તથા ઘાટી છાયા વગેરેથી વટેમાર્ગુઓનાં મનને આનંદ આપનારાં આંબા, જાંબુ, પીતસાર, રોહીડા, પ્રિયાલ, પનસ, ધાવડા, અંકોલ, મોટાં તમાલ, બીલી, ટેંભુરણી, વાંસ, મધુપર્ણિકા, લીમડા, વરણ, મહુડા, તિલક, બોરડી, આમલી, કદંબ, નેતર, ઇંદ્રયવ તથા દાડમડી વગેરે અનેક વૃક્ષોથી આ ચિત્રકૂટ પર્વત પોતાની શોભામાં ઘણો જ વધારો કરે છે! હે ભદ્રે! આ પર્વતનાં રમણીય સ્થળો વિષે પોતાની સ્ત્રીઓની સાથે યથેચ્છ વિહાર કરતા પેલા કિન્નરો તો જુઓ! વળી જુઓ, તેઓથી થોડે દૂર વિદ્યાધરો તથા તેઓની સ્ત્રીઓને ક્રીડા કરવાનાં સ્થાન કેવાં મનોહર જણાય છે! અરે, જુઓ, જુઓ, ક્રીડામાં આસક્ત થયેલા એ વિદ્યાધરોની તરવારો તથા તેઓની સ્ત્રીઓનાં વસ્ત્રો વૃક્ષોની શાખાઓ ઉપર કેવાં લટકી રહ્યાં છે![૮-૧૨] હે દેવી! કેટલેક સ્થળે ઘણે ઊંચેથી પડતા જળના ધોધને લીધે વિદીર્ણ થયેલા પ્રદેશમાંથી નાના નાના જળના ઝરા એવી રીતે વહ્યા છે, જેથી આ ચિત્રકૂટ પર્વત મદઝરતા હાથી જેવો શોભે છે![૧૩] અહો! આ ગુફાઓના મુખમાંથી નીકળતો અને ઘ્રાણેંદ્રિયને તૃપ્ત કરતો વાયુ અનેક પ્રકારનાં પુષ્પોની સુગંધો લાવીને કયા મનુષ્યોને હર્ષ નથી પમાડતો?[૧૪] હે

આનંદિતા ! તમારી તથા લક્ષ્મણની સાથે અહીં સેંકડો વર્ષો સુધી રહેવામાં પણ મને કોઈ પ્રકારનો શોક થાય તેમ નથી;[૧૫] કેમ કે અનેક પક્ષીઓથી વ્યાપ્ત તથા ઘણાં પુષ્પો અને ફળોવાળા આ રમણીય પર્વત વિષે મને બહુ જ પ્રીતિ ઉત્પન્ન થાય છે.[૧૬] હે સાધ્વી ! આ વનવાસથી તો મને બે ફળ પ્રાપ્ત થયાં છે: એક તો હું પિતાનું વચન પાળવારૂપ ધર્મથી તેમના ઋણમાંથી મુક્ત થયો છું અને બીજું મારા નાના ભાઈ ભરતને રાજ્ય આપી મેં તેનું પ્રિય કર્યું છે.[૧૭] હે વૈદેહી ! આ ચિત્રકૂટ વિષે મન, વાણી તથા શરીરને ગમતા અનેક પદાર્થોનું અવલોકન તથા ઉપભોગ કરતાં મારી સાથે રહેવામાં તમને સુખ પડે છે કે નહિ ? હે સતી ! અમારા મનુ આદિ પૂર્વજોએ તથા બીજા કેટલાએક વિદ્વાન રાજર્ષિઓએ રાજાઓને માટે તો આવી રીતે નિયમપુરઃસર વનમાં વસવું, તેને જ અમૃતરૂપ અને મરણ પછી પરલોકમાં સુખ આપનારું તથા ઐહિક સંસારના ક્લેશોને નિવૃત્ત કરનારું કહેલું છે.[૧૮,૧૯] હે કલ્યાણી ! જુઓ, આ પર્વતમાં ચારેબાજુ લીલી, કાળી, પીળી, ધોળી અને લાલ વગેરે અનેક રંગની સેંકડો વિશાળ શિલાઓ પડી છે ![૨૦] વળી આ પર્વત વિષે રાત્રિમાં પોતાની જ કાંતિથી પ્રકાશમાન થતી હજારો દિવ્ય ઔષધિઓ અગ્નિની શિખાની પેઠે ઝળહળી રહે છે.[૨૧] હે ભામિની ! જુઓ, આ પર્વત વિષે કેટલાંક સ્થળો તો અનેક વૃક્ષોને લીધે ઘાટાં હોવાથી મનુષ્યોને રહેવાના ઘરો સરખાં, કેટલાંક સુગંધયુક્ત પુષ્પવાળાં વૃક્ષોને લીધે બગીચા સરખાં અને કેટલાંક અનેક મનુષ્યો બેસી શકે એવી ઘણી જ વિશાળ એકાદ શિલાવાળાં જણાય છે ![૨૨] આ આખો ચિત્રકૂટ પર્વત જાણે પૃથ્વીને ભેદીને જ બહાર નીકળ્યો હોય એવો દેખાય છે અને તેની ચારેબાજુનો અગ્રભાગ ઘણો જ રળિયામણો જણાય છે ![૨૩] હે દેવી ! આ વૃક્ષોની કુંજોમાં સૂનાં પડેલાં કામી સ્ત્રી-પુરુષોનાં બિછાનાં તો જુઓ કે, જેના ઉપર કુષ્ઠ,* સ્થગર,× નાગકેસર અને ભૂર્જપત્રનાં÷ કોમળ પાંદડાં બિછાવ્યાં છે તથા જેઓની ચારેબાજુ પ્રફુલ્લિત કમળો શોભી રહ્યાં છે ![૨૪] હે વનિતા ! જુઓ, કામી સ્ત્રી-પુરુષોએ ચોળી નાખેલી તથા તોડી નાખેલી આ કમળનાં પુષ્પોની અનેક માળાઓ અને તેઓએ ભક્ષણ કરવા તોડેલાં અનેક ફળો અહીં પડેલાં જણાય છે.[૨૫] અહો ! હું ધારું છું કે, અનેકવિધ સ્વાદિષ્ટ કંદ, મૂળ તથા જળયુક્ત આ ચિત્રકૂટ પર્વત કુબેરની અલકાપુરી, ઇંદ્રની અમરાવતી અને ઉત્તરાખંડમાંનાં 'ચૈત્રરથ' વગેરે વનો કરતાં પણ અધિક રળિયામણો છે.[૨૬]

હે સીતા ! જો હું તમારી તથા લક્ષ્મણની સાથે ઉત્તમ નિયમો પાળતાં સત્પુરુષોએ સેવેલા માર્ગને અનુસરી, ચૌદ વર્ષ પર્યંત વનમાં વિહાર કરતો રહીશ, તો અવશ્ય આપણા કુળધર્મની વૃદ્ધિ થાય એવા પરમ સુખને પ્રાપ્ત થઈશ.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૫ મો

### રામ અને સીતા–મંદાકિનીનું વર્ણન

अथ शैलाद्विनिष्क्रम्य मैथिलीं कोसलेश्वरः ।
अदर्शयच्छुभजलां रम्यां मंदाकिनीं नदीम् ॥ १ ॥

ત્યાર પછી કોઈ એક દિવસે સાંજના, કમળનેત્ર રામચંદ્ર સતીશિરોમણિ સીતા સહિત એ પર્વતની ઉત્તર દિશા તરફ ફરવા નીકળ્યા. પર્વતથી ઊતરી નિર્મળ જળવાળી મંદાકિની નદી આગળ આવીને રામચંદ્ર ચંદ્રવદની જાનકીને એ રમણીય નદીનું વર્ણન કરતાં કહેવા લાગ્યા :[૧,૨] 'હે કલ્યાણી ! જુઓ, આ વિચિત્ર કિનારાંવાળી અને હંસ તથા સારસાદિ પક્ષીઓએ સેવેલી રમણીય મંદાકિની નદી કેવી શોભે છે ? અહો ! તેના બન્ને તટો પર ફળ-ખીલેલાં પુષ્પોવાળાં અનેક પ્રકારનાં વૃક્ષો ફળ-પુષ્પોના ભારથી લચી રહ્યાં છે અને ચારેબાજુથી જોતાં આ નદી આપણા પિતા દશરથ રાજાના રાજ્યમાં વહેતી સરયૂનદી જેવી સાક્ષાત્ શોભા આપે છે ![૩,૪] હે જાનકી ! નિરંતર અનેક મૃગનાં ટોળાં જેનું પાન કરે છે એવું આ મંદાકિનીનું ડહોળાયેલું

* નીલકમળ. × પુત્રજીવક નામનું વૃક્ષ. ÷ ભોજપત્ર.

જળ તથા તેમાં ઊતરવાનાં અથવા તે તરફ જવાનાં માર્ગો હાલમાં મને ઘણા જ પ્રીતિકર લાગે છે.[૫] હે પ્રિયા ! જુઓ, આ જટા તથા મૃગચર્મ ધારણ કરનારા અને ઉત્તરીય વસ્ત્રની જગ્યાએ વલ્કલ ઓઢનારા ઋષિઓ આ પવિત્ર નદીમાં સ્નાન કરે છે ![૬] હે વિશાલાક્ષી ! આ પવિત્ર વ્રતવાળા કેટલાએક ઋષિઓ નિયમપૂર્વક ઊંચા હાથ રાખીને સૂર્યનુ ઉપસ્થાન કરે છે.[૭] વાયુના સપાટાથી કંપાયમાન થયેલી શાખાઓવાળાં ચિત્રકૂટ પર્વત પરનાં આ વૃક્ષો મંદાકિની નદીની ચોમેર પુષ્પો વરસાવી રહ્યા છે, તેથી જાણે આખો પર્વત નૃત્ય કરવામાં પ્રવૃત્ત થયો હોય, એવું ભાસે છે ![૮] વળી જુઓ ! કેટલેક સ્થળે આ મંદાકિની નદીનુ જળ મણિ–હીરાના જેવું ચળકી રહ્યું છે, કેટલેક સ્થળે તેના કિનારા પર સુંદર રીતે શોભી રહી છે અને કેટલેક સ્થળે તેના જળમાં સિદ્ધલોકો વિહાર કરી રહ્યા છે ![૯] હે મધ્યમ અંગવાળી ! જુઓ, વાયુના સપાટાને લીધે વૃક્ષો પરથી ખરી પડેલાં આ પુષ્પોના ઢગલા ચારેબાજુ વીખરાઈ જાય છે અને મંદાકિનીના પ્રવાહમાં પડેલાં પુષ્પો જળ પર તરતાં જણાય છે ![૧૦] હે કલ્યાણી ! આ તરફ તો જુઓ ! મનોહર વાણીવાળાં આ ચક્રવાક પક્ષીઓ મધુર શબ્દો કરતાં પુષ્પોના ઢગલા ઉપર ચઢીને કેવી ક્રીડા કરી રહ્યાં છે ![૧૧] હે શોભના ! તમારા સમાગમમાં રહીને તથા આવી અત્યંત રમણીય મંદાકિની નદી અને ચિત્રકૂટની શોભા જોઈ ને મને અયોધ્યા કરતાં પણ અધિક સુખનો અનુભવ થાય છે ! હે જનકનંદિની ! ચાલો, આજે શમ, દમ તથા તપશ્ચર્યાદિ સાધનસંપન્ન મોટા મોટા નિષ્પાપ સિદ્ધોએ તથા તપસ્વીઓએ નિરંતર સેવેલી આ મંદાકિની સરિતા વિષે આપણે સ્નાન કરીએ.[૧૨,૧૩] હે સીતા ! આ મંદાકિની વિષે ઊગેલા શ્વેત તથા રક્ત કમળોને, પોતાના મુખની કાંતિ વડે જાણે લજ્જાયમાન કરતાં હો તેમ તમે સખીની પેઠે ક્રીડા કરો.[૧૪] હે વનિતા ! હવે આપણે આવાં અરણ્યો વિષે જ વસવાનું છે, માટે અહીં રહેલાં સર્પાદિ પ્રાણીઓને અયોધ્યાવાસી જનો, આ ચિત્રકૂટને અયોધ્યા તથા આ મંદાકિનીને સરયૂ ગણીને તમારે સંતોષ માનવો.[૧૫] હે વૈદેહી ! ધર્માત્મા લક્ષ્મણ નિરંતર મારી આજ્ઞા પ્રમાણે જ વર્તે છે અને તમે પણ મને અનુકૂળ વર્તીને મારા અંતઃકરણમાં પ્રીતિ ઉપજાવો છો.[૧૬] હે સીતા ! આ મંદાકિનીમાં ત્રિકાળસ્નાન કરીને તથા વનમાં ઉત્પન્ન થતાં મધુ (પુષ્પરસ), કંદમૂળ તથા ફળાદિનો આહાર કરીને પણ તમારી સાથે રહેવાથી મને અયોધ્યા નગરીની કે આખા અયોધ્યા રાજ્યની પણ ઇચ્છા થતી નથી.[૧૭] અહો ! આ રમણીય મંદાકિની કે, જેને હાથીનાં ટોળાંએ ડહોળી નાખેલી છે; અનેક હાથીઓ, સિંહો તથા વાનરાદિ પ્રાણીઓ જેના શીતળ જળનુ સારી રીતે પાન કરે છે અને કિનારા પરનાં વૃક્ષો પરથી ખરી પડેલાં પુષ્પો વડે જે સુશોભિત અને સુવાસિત થઈ રહી છે; તેને વિષે સ્નાન કરીને કયો મનુષ્ય નિષ્પાપ અને સુખી ન થાય ?[૧૮] એવી રીતે મંદાકિની નદીનુ વર્ણન કરતા અને પોતાની પ્રિયા સાથે ફરતા રઘુવંશવર્ધન રામચંદ્ર નેત્રમાં આંજવાના કાજળ સરખી શ્યામ* કાંતિવાળા ચિત્રકૂટ પર્વતના રમણીય પ્રદેશોમાં વિચરવા લાગ્યા.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૬ મો

### લક્ષ્મણનો ક્રોધ

तां तदा दर्शयित्वा तु मैथिलिं गिरिनिम्नगाम् ।
निषसाद गिरिप्रस्थे सीतां मांसेन छंदयन् ॥ १ ॥

જનકતનયા સીતાને મંદાકિની નદીની શોભા દેખાડી શ્રીમાન રામચંદ્ર પુનઃ પોતાના આશ્રમે આવ્યા અને તે ઉત્તમ પર્વતના શિખર પર બેસીને શ્રમિત થયેલાં સીતાને અનેક પ્રકારનાં ભક્ષણ કરવાનાં ફળો તથા કંદ–મૂળો દર્શાવીને પ્રસન્ન કરવા લાગ્યા.[૧] રામચંદ્ર સીતાને રાજી રાખવા માટે વારંવાર કહેતા હતા: 'હે સીતા ! આ ફળો ઘણાં જ પવિત્ર અને સ્વાદિષ્ટ છે. વળી આ ફળો તો

* ઘાટાં વૃક્ષો હોવાથી શ્યામ જણાતાં

અગ્નિમાં સારી રીતે પકવેલાં છે, માટે તમે સુખેથી ભોજન કરો.'[2] એવી રીતે સીતા સાથે અનેક પ્રકારની લીલાઓ કરતા ધર્માત્મા રામચંદ્ર અતિ સુખપૂર્વક ચિત્રકૂટ પર્વત પર રહેતા હતા; એવામાં ત્યાં રામચંદ્રની શોધ માટે આવતા ભરતની સેનાનો કોલાહલ તથા ઊડેલી રજ આકાશ પર્યંત પહોંચી ગયાં.[3] વળી એ મોટો કોલાહલ સાંભળી, તે વનમાંનાં મદોન્મત્ત હાથીઓ વગેરે પ્રાણીઓ પણ ભયભીત થઈ પોતપોતાના યૂથમાંથી નાસવા લાગ્યાં.[4] એ પ્રમાણે આકાશ પર્યંત ઊડેલી રજને તથા ભયભીત થઈ નાસી જતાં પ્રાણીઓને જોઈને અને મોટો કોલાહલ સાંભળી શ્રીમાન રામચંદ્રે દેદીપ્યમાન કાંતિવાળા મહાત્મા લક્ષ્મણને કહ્યું: 'હે સુમિત્રાના ઉત્તમ સંતાન લક્ષ્મણ! તું જો તો ખરો, આજે આ મહાન મેઘગર્જના સરખો ભયંકર શબ્દ શાનો સંભળાય છે?[5–7] અરે! આ મહાવન વિષે મદોન્મત્ત હાથીઓ, મૃગો તથા જંગલી પાડાઓ વિકરાળ સિંહના ત્રાસથી એકાએક ચોતરફ નાસાનાસ કરે છે કે, રાજા અથવા રાજપુત્ર આ વનમાં મૃગયા માટે ફરે છે તેથી નાસાનાસ કરે છે? અથવા તો કોઈ હિંસક પ્રાણીનો ત્રાસ વરતાઈ રહ્યો છે? હે ભાઈ! આ કોલાહલનું કારણ શું છે, એની તું બરાબર તપાસ કર.[8,9] હે તાત! પક્ષીઓ પણ આ પર્વત વિષે દુઃખે કરીને પ્રવેશ કરી શકે એમ છે, છતાં આજે આ ઓચિંતું શું થઈ રહ્યું છે, તેની તું સારી રીતે તપાસ કર.'[10]

એવું સાંભળી મહાત્મા લક્ષ્મણ તુરત જ એક મોટા સાલવૃક્ષ પર ચડ્યા અને ચારેબાજુ જોતાં પ્રથમ પૂર્વ દિશા તરફ નજર કરી.[11] તે તરફ કાંઈ પણ નહિ દેખાયાથી ઉત્તર દિશા તરફ જોયું તો અનેક હસ્તીઓ, અશ્વો, રથો તથા પદાતિઓથી વ્યાપ્ત મોટી સેના તેની દૃષ્ટિએ પડી. એટલે શ્રીમાન લક્ષ્મણે 'ઘોડા, હાથી, રથ તથા ધ્વજોથી અલંકૃત મોટી સેના છે' એવું રામચંદ્રને જણાવી કહ્યું:[12,13] 'હે આર્ય! હવે તમે વિનાવિલંબે આ અગ્નિને બુઝાવી નાખો કે જેથી તે સેના ધુમાડાને જોઈને અહીં સત્વર આવી શકે નહિ. વળી સતીશિરોમણિ સીતાને એકાંત અને નિર્ભય એવી કોઈ એક ગુફામાં પ્રવેશ કરાવો તેમ જ તમે સજ્જ કરેલું ધનુષ, બાણના ભાથા તથા કવચ ધારણ કરો.'[14]

એવું સાંભળી મહાત્મા રામચંદ્રે લક્ષ્મણને પુનઃ કહ્યું: 'હે તાત! આમ ઉતાવળ શા માટે કરે છે? તું જે સેનાથી આપણને ભય થવાનું ધારે છે તે સેના કોની છે એનો બરાબર નિર્ણય તો કર.'[15]

રામચંદ્રનું વચન સાંભળી અત્યંત ક્રોધદૃષ્ટિને લીધે જાણે આખી સેનાને ભસ્મ કરવા જ ધારતા હોય, એમ લક્ષ્મણ કહેવા લાગ્યા: 'હે આર્યબંધુ! હું બરાબર તપાસ કરીને–ઓળખીને જ કહું છું કે, પોતાને પ્રાપ્ત થયેલા અયોધ્યાના રાજ્યને નિષ્કંટક× કરવાની ઇચ્છાથી સેના સહિત કૈકેયીપુત્ર ભરત આપણા બન્નેનો નાશ કરવા માટે અહીં આવે છે.[16,17] આ સામે દેખાતા મોટા વૃક્ષની નીચે એક સુંદર રથ ઊભો છે અને તે રથ ઉપર ઘાટી શાખાઓવાળા સુવર્ણવૃક્ષના ચિહ્નવાળો ધ્વજ ફરકી રહ્યો છે; એથી હું ધારું છું કે એ ભરતની જ સેના છે.[18] વળી આ હર્ષ પામેલા યોદ્ધાઓ શીઘ્ર ગતિવાળા અશ્વો અને હસ્તીઓ પર બેસીને આ તરફ આવવાની જાણે ઉતાવળ કરી રહ્યા છે.[19] માટે હે વીર! આપણે બન્ને કવચ ધારણ કરીને તથા ધનુષબાણ ગ્રહણ કરીને કોઈ ગિરિ–દુર્ગનો આશ્રય કરીએ, કિંવા સજ્જ થઈને અહીં જ ઊભા રહીએ.[20] આજે સંગ્રામ વિષે આપણે ભરતને વશ કરી લઈશું. અરે! જેને લીધે આપણને આવું મહાન ભયંકર વનવાસનું દુઃખ પ્રાપ્ત થયું છે, તે ભરતને આજે આપણે નજરે જોઈશું![21] હે રાઘવ! જેને લીધે તમે રાજ્યથી ભ્રષ્ટ થયા છો અને જેને લીધે તમને, મને તથા સીતાને વનવાસનું ઘોર દુઃખ પ્રાપ્ત થયું છે, તે આપણો શત્રુ ભરત આજે સ્વયમેવ અહીં આવી રહ્યો છે, તો તેને યુદ્ધ કરી હણવામાં મને કાંઈ પણ દોષ જણાતો નથી.[22,23] જેણે પૂર્વે

× કંટક વિનાનું–કોઈની પણ આડખીલી વિનાનું.

નિષ્કારણ અપકાર કર્યો હોય, તેને હણવાથી કાંઈ પણ અધર્મ થતો નથી. હે વડીલ! ભરત તો પહેલેથી આપણું ભૂંડું કરનાર છે; માટે એનો વધ કરવો, એ આપણો ધર્મ છે.[૨૪] હે આર્ય! હું ઇચ્છું છું કે, 'ભરતને હણ્યા પછી તમે અયોધ્યાનું રાજ્ય કરો અને રાજ્યલોભવાળી કૈકેયી હાથીએ ભાંગી નાખેલા વૃક્ષની પેઠે, મેં હણીને પૃથ્વી પર પાડેલા પોતાના પુત્ર ભરતને જુએ! અરે, હવે તો હું એ દુરાગ્રહવાળી કૈકેયીનો પણ તેના સંબંધી-બાંધવો સહિત નાશ કરીશ કે જેથી આખી પૃથ્વી પાપ-બલામાંથી છૂટશે. હે માન દેવાવાળા રામચંદ્ર! આજ પર્યંત તો મેં મારા ક્રોધને દબાવી રાખ્યો; પરંતુ હવે હું તેમ કરવા સમર્થ નથી. અરે! કૈકેયીએ કરેલા આપણા અસત્કારથી ઊપજેલો ક્રોધ, જેને મેં આજ દિન સુધી નિયમમાં રાખ્યો હતો તેને આજે તો હું જેમ તૃણના ઢગલામાં અગ્નિ મુકાય, તેમ શત્રુના સૈન્યમાં છૂટો મૂકીશ. અરે! આજે જ હું મારાં તીક્ષ્ણ બાણો વડે શત્રુઓનાં શરીરોને છેદીને આ ચિત્રકૂટના વનને લોહીલુહાણ કરી મૂકીશ. અરે! આજે મારાં બાણોના પ્રહારથી ભેદાયેલાં હૃદયવાળા હાથીઓ તથા અશ્વોને, તેમ જ મેં હણેલા યોદ્ધાઓને અરણ્યનાં શિકારી કૂતરાં તથા વરુ વગેરે માંસભક્ષી પ્રાણીઓ ખેંચી જશે. અરે! આજે હું આ મહાવન વિષે ભરતને તથા તેની સેનાને હણીને, મારાં બાણ તથા ધનુષ્યાદિ હથિયારોના ઋણમાંથી મુક્ત થઈશ.'[૨૫-૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૯૭ મો

## રામચંદ્રે લક્ષ્મણનું સાંત્વન કર્યું

सुसंरब्धं तु भरतं लक्ष्मणं क्रोधमूर्च्छितम् ।
रामस्तु परिसांत्व्याथ वचनं चेदमब्रवीत् ॥ १ ॥

ભરતની સેના જોઈને ભરતના ઉપર દોષદૃષ્ટિથી અતિશય ક્રોધ પામેલા લક્ષ્મણનાં અયોગ્ય વચનો સાંભળીને શ્રીમાન રામચંદ્રે તેનું સાંત્વન કરતાં કહ્યું:[૧] 'હે લક્ષ્મણ! મહાબળવાન મહાત્મા ભરત મોટા ઉત્સાહપૂર્વક સ્વયમેવ અહીં આવે છે, તો પછી આપણને ધનુષ તથા ઢાલ સહિત તરવાર વગેરે આયુધોનું શું પ્રયોજન છે?[૨] હે તાત લક્ષ્મણ! તું ભૂલી કેમ જાય છે કે, મેં પિતાનું વચન સત્ય કરવા માટે પ્રતિજ્ઞા લીધી છે, છતાં તેને મિથ્યા કરીને અને યુદ્ધ વિષે ભરતને હણીને અપવાદયુક્ત પ્રાપ્ત થયેલા રાજ્યને હું શું કરીશ?[૩] અરે! જેમ કોઈ પણ મનુષ્ય વિષયુક્ત ભોજન ગ્રહણ કરે નહિ, તેમ હું મારા બાંધવ તથા મિત્રવર્ગનો વિનાશ થયા પછી પ્રાપ્ત થતા દ્રવ્યને કે રાજ્યને કદી પણ ગ્રહણ કરીશ નહિ.[૪] હે લક્ષ્મણ! હું સત્ય તથા આયુધના સોગંદ લઈને કહું છું કે, ધર્મ, અર્થ, કામ અને આખી પૃથ્વી, એ સઘળું પણ હું માત્ર તમો ભાઈઓને અર્થે ઇચ્છું છું. વળી રાજ્યની ઇચ્છા રાખું છું, તે પણ માત્ર તમો સર્વના પરિપાલન અને સુખ માટે જ છે.[૫,૬] તો હે લક્ષ્મણ! સમુદ્રરૂપી વસ્ત્રોવાળી આ સમગ્ર પૃથ્વી મને દુર્લભ નથી; પણ હું અધર્મ કરીને તેને તો શું પરંતુ સ્વર્ગલોકના રાજ્યને પણ ઇચ્છતો નથી.[૭] અરે! તારા, ભરતના કે શત્રુઘ્નના વિના રહીને હું જે કાંઈ સુખ ભોગવું તે સુખમાં અગ્નિ લાગો.[૮] હે લક્ષ્મણ! હું તો એમ જ ધારું છું કે, મારા પ્રાણથી પણ મને અધિક પ્રિય તથા કુળધર્મને અનુસરનારો ભ્રાતૃવત્સલ ભરત જ્યારે મોસાળથી અયોધ્યામાં આવ્યો હશે અને હે પુરુષશ્રેષ્ઠ! આપણ ત્રણ જણાંને જટા-વલ્કલ ધારણ કરાવીને કૈકેયીએ વનમાં કઢાવ્યાં એવું તેણે સાંભળ્યું હશે, ત્યારે તે અતિ સ્નેહને લીધે આકુળ-વ્યાકુળ થયો હશે અને પોતાની માતા કૈકેયીને કઠોર તથા અપ્રિય વાક્યો કહીને. તેમ જ આપણા પિતા દશરથ રાજાને પ્રસન્ન કરીને આપણા દર્શન કરવા તથા આપણને પાછા તેડી જઈને રાજ્ય આપવા સારુ અહીં આવતો હશે. હું યથાર્થ કહું છું કે. ધર્મજ્ઞ ભરત કદી પણ આપણા પર વિપરીત બુદ્ધિ કરીને અહીં આવે જ નહિ. અહો! ભરત આપણાં દર્શન કરવા ઇચ્છે છે એ યોગ્ય છે. ભરત

કદાપિ મન વડે પણ આપણું અહિત કરે તેવો નથી. હે ભાઈ લક્ષ્મણ! શું પૂર્વે કદી પણ ભરતે તારું કાંઈ પણ અપ્રિય કર્યું છે-બગાડયું છે કે જેથી તું આજે ભરત તરફથી આટલો બધો ભય થવાની શંકા રાખે છે?[૯-૧૪] હે ભાઈ! જો, હું તને પ્રથમથી જ કહી રાખું છું કે, જ્યારે ભરત અહીં આવે, ત્યારે તારે તેને એક પણ કઠોર કે અપ્રિય શબ્દ કહેવો નહિ. જો તું ભરતને કોઈ પણ રીતે માઠું લાગે તેવું બોલીશ તો તે સઘળું તેં મને જ કહ્યું છે, એમ હું માનીશ.[૧૫] અરે! શું આપત્તિકાળમાં પણ કોઈ પુત્ર પોતાના પિતાને કિંવા કોઈ બાંધવ પોતાના પ્રાણપ્રિય બાંધવને સહજમાં હણે ખરો કે?[૧૬] હે લક્ષ્મણ! જો કદાચ તું રાજ્યના લોભે કરીને મને આવા વચન કહેતો હોય, તો જરૂર હું ભરત આવશે, ત્યારે તેને તારે માટે ભલામણ કરીને કહીશ કે, હે ભાઈ! તું આ લક્ષ્મણને અયોધ્યાનું રાજ્ય આપ.[૧૭] હે લક્ષ્મણ! હું જ્યારે ભરતને 'તું લક્ષ્મણને રાજ્ય આપ' એમ કહીશ કે તુરત જ તે નિર્વિઘ્ને તેમ કરવા કબૂલ થશે; માટે હે ભાઈ લક્ષ્મણ! ધીરજ રાખ, ઉતાવળો થા નહિ.'[૧૮]

ધર્મશીલ રામચંદ્રનાં ઉપર્યુક્ત વચન સાંભળીને તેમનું જ હિત કરવામા તત્પર રહેનારા મહાત્મા લક્ષ્મણ અત્યંત લજ્જાને લીધે સંકોચ પામી ગયા અને પ્રસંગને ઉલટાવવાની ઇચ્છાથી કહેવા લાગ્યા: 'હે આર્ય! હું ધારું છું કે ભરતની સાથે આપણા પિતા દશરથ રાજા પણ તમને મળવા માટે અવશ્ય આવ્યા હશે.'[૧૯,૨૦]

એવી રીતે લજ્જા પામીને લક્ષ્મણે વાત ફેરવી નાખી, ત્યારે રામચંદ્રે પુનઃ કહ્યું: 'હા, હું પણ ધારું છું કે આપણને મળવા માટે મહાબાહુ આપણા પિતા ભરતની સાથે આવ્યા હશે અને સુખ ભોગવવા યોગ્ય આપણને વનવાસનું દુઃખ અસહ્ય લાગતું હશે એમ ધારીને તેઓ જરૂર આપણને પાછા ઘેર તેડી જશે.[૨૧,૨૨] કદાચ આપણે પાછા નહિ વળીએ તો ભલે; પરંતુ અત્યંત સુખમાં ઊછરેલાં આ સીતાને તો તેઓ અવશ્ય આ વનમાંથી ઘેર તેડી જ જશે.'[૨૩]

એટલું કહીને શ્રીમાન રામચંદ્ર દૂરથી સેના જોઈ શકાય એવા, પાસેના ઊંચા સ્થળ પર ચડીને તથા સેના તરફ દૃષ્ટિ કરીને લક્ષ્મણને પુનઃ પણ કહેવા લાગ્યા: 'હે લક્ષ્મણ! જો તો ખરો, વાયુ સમાન વેગવાળા, મનોહર અને ઊંચા કુળમા જન્મેલા પેલા બે આપણા પિતાના વહાલા અશ્વો સેના વિષે કેવા શોભી રહ્યા છે![૨૪] વળી આપણા બુદ્ધિમાન પિતાનો અતિ વૃદ્ધ અને મોટી કાયાવાળો 'શત્રુંજય' નામનો હાથી સેનાની આગળ ઊભો રહી ઝૂલ્યા કરે છે;[૨૫] પરંતુ અરે! હે મહાભાગ લક્ષ્મણ! સર્વ લોકમાં પ્રખ્યાતિ પામેલું આપણા પિતાનું દિવ્ય શ્વેત છત્ર આજે સેનામાં કેમ દેખાતું નથી? એથી મારા મન વિષે સંદેહ થાય છે.[૨૬] હે ભાઈ લક્ષ્મણ! હવે તું મારું વચન માન અને તારા મનની સઘળી શંકાઓ છોડીને વૃક્ષ પરથી નીચે ઊતર.' ધર્માત્મા રામચંદ્રનું વચન સાંભળી યુદ્ધમાં વિજય મેળવનાર શ્રીમાન લક્ષ્મણ તુરત જ શાલવૃક્ષ પરથી નીચે ઊતર્યા અને રામચંદ્રની આગળ હાથ જોડી ઊભા રહ્યા.[૨૭,૨૮]

આ તરફ પૂર્વે જણાવ્યું તેમ ભરતની આજ્ઞા પ્રમાણે કંઈ પણ કોલાહલ ન થાય એવી રીતે હસ્તી, અશ્વ અને મનુષ્યોથી વ્યાપ્ત સઘળી સેનાએ ચિત્રકૂટ પર્વતની તળેટીમાં દોઢેક યોજનના મંડળાકારે પડાવ નાખ્યો.[૨૯,૩૦] નીતિજ્ઞ ભરતે ધર્મયુક્ત શિક્ષણ આપવાથી ગર્વરહિત બનેલી તે મોટી સેના રામચંદ્રને પ્રસન્ન કરવા માટે ચિત્રકૂટ વિષે આવીને રહી.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૮ મો

### ભરતનો યત્ન-રામચંદ્રની શોધ

निवेश्य सेनां तु विभुः पद्भ्यां पादवतां वरः।
अभिगन्तुं स काकुत्स्थमियेष गुरुवर्त्तकम् ॥ १ ॥

મનુષ્યશ્રેષ્ઠ ભરત પૂર્વોક્ત પ્રકારે પોતાની સર્વ સેનાને યથાયોગ્ય નિવાસ કરાવીને અતિ નમ્રપણે

પગે ચાલીને પિતાનું વચન પાળવા માટે વનમાં, વસતા રામચંદ્રની શોધ કરવા માટે તત્પર થયા. એ વેળા તેણે શત્રુઘ્નને કહ્યું :[૨] 'હે સૌમ્ય ! આ સર્વ સૈનિકો તથા કેટલાક ભિલ્લો સહિત તું એક બાજુથી આ વન વિષે આપણા આર્યબંધુ રામચંદ્રની શોધ કરવા માંડ. વળી પોતાના હજારો જ્ઞાતિજનો સહિત આ ગુહ રાજા બીજી બાજુએ શોધ કરશે; તેમ જ આપણા પ્રધાનો, મુખ્ય મુખ્ય નગરવાસીઓ અને વસિષ્ઠાદિ ગુરુજનો સહિત હું પણ પગે ચાલતાં, આ પર્વતમા સર્વત્ર રામચંદ્રની શોધ કરીશ.[૩-૫] હે ભાઈ ! જ્યાં સુધી હું રામ, લક્ષ્મણ કે મહાભાગ્યવતી સીતાનાં દર્શન પામીશ નહિ, ત્યાં સુધી મને જરા પણ શાંતિ વળવાની નથી.[૬] અરે ! જ્યાં સુધી ચંદ્ર સમાન નિર્મળ કાંતિવાળું અને કમળપત્ર સરખાં વિશાળ નેત્રવાળું મહાત્મા રામચંદ્રનું ઉત્તમ મુખારવિંદ મારા જોવામાં આવશે નહિ, ત્યાં સુધી મને જરા પણ શાંતિ વળશે નહિ.[૭] હે પ્રિય ભાઈ શત્રુઘ્ન ! સુમિત્રાનો પુત્ર મહાત્મા લક્ષ્મણ તો અવશ્ય કૃતકૃત્ય થઈ ચૂકયો જ છે; કેમ કે તે ચંદ્રવદન રામચંદ્રના મુખનું નિરંતર અવલોકન કરે છે ![૮] અરે ! જ્યાં સુધી હું રાજચિહ્નથી અલંકૃત એવા રામચંદ્રના ચરણોમા મસ્તક વડે પ્રણામ કરીશ નહિ, ત્યા સુધી મને જરા પણ શાતિ વળશે નહિ.[૯] અરે ! જ્યા સુધી રાજ્ય ભોગવવા યોગ્ય શ્રીમાન રામચંદ્ર રાજ્યાભિષિક્ત થઈ ભીનાં અંગ સહિત પોતાના પિતૃ-પિતામહના રાજ્યાસન પર વિરાજશે નહિ, ત્યાં સુધી મને જરાયે શાંતિ વળશે નહિ.[૧૦] અહા ! મહાભાગ્યવતી જનકતનયા સીતા પણ કૃતકૃત્ય જ છે કે જે સંપૂર્ણ પૃથ્વીના સ્વામી પોતાના પતિ રામચંદ્રની સાથે ગતિ કરે છે-તેમને અનુકૂળ થઈ વર્તે છે ![૧૧] અહો ! હિમાલય સરખો આ ચિત્રકૂટ પર્વત પણ કેવો શોભી રહ્યો છે ! અરે ! તને પણ શતશઃ ધન્યવાદ છે કે જેને વિષે નંદનવનમા વસતા કુબેરની પેઠે શ્રીમાન રામચંદ્ર આનંદપૂર્વક વસે છે ![૧૨] વળી સર્પાદિ ક્રૂર પ્રાણીઓના વસવાટવાળું આ અતિ ભયંકર દીસતું વન પણ કૃતાર્થ થઈ ચૂક્યું છે કે, જેને વિષે શસ્ત્રધારી પુરુષોમાં શ્રેષ્ઠ અને મહાસમર્થ એવા રામચંદ્રે નિવાસ કર્યો છે.'[૧૩]

એમ કહી પુરુષશ્રેષ્ઠ મહાબાહુ ભરતે પોતાના મંત્રીમંડળ સહિત પગે ચાલતાં ઘોર વનમાં પ્રવેશ કર્યો.[૧૪] વાક્ચતુર ભરત એ વનની અંદર પુષ્પગુચ્છયુક્ત મોટાં મોટાં વૃક્ષોની ઘાટી ઝાડીમા થઈને આગળ વધવા લાગ્યા. આગળ જતા એક અતિ ઊંચું શાલવૃક્ષ આવ્યુ. તેના પર ચડીને ભરતે ચોમેર નજર કરી જોયુ, તો થોડેક દૂર-પર્વતના મધ્યભાગ પર રામચંદ્રના આશ્રમમાંના અગ્નિનો ધુમાડો તેની દૃષ્ટિએ પડ્યો.[૧૫,૧૬]* તે જોઈને 'આ ધુમાડો નીકળે છે તે જ રામચંદ્રનો આશ્રમ હશે' એમ ધારીને શ્રીમાન ભરત જાણે સમુદ્રના પારને જ પામ્યા હોય તેમ અત્યંત હર્ષ પામ્યા.[૧૭]

મહાત્મા પુરુષોએ સેવેલો રામચંદ્રનો પવિત્ર આશ્રમ જોઈ શ્રીમાન ભરત શાલવૃક્ષ ઉપરથી નીચે ઊતર્યા અને સાથે આવેલા કેટલાક સેવકજનોને ત્યાં જ ઊભા રાખીને ગુહ વગેરે મુખ્ય જનોની સાથે શીઘ્ર ગતિથી તે દિશા તરફ ચાલ્યા.[૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૯૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૯૯ મો

### રામ અને ભરતની ભેટ

निविष्टायां तु सेनायामुत्सुको भरतस्ततः ।
जगाम भ्रातरं द्रष्टुं शत्रुघ्नमनुदर्शयन् ॥ १ ॥

રામચંદ્રના આશ્રમમાં ઉપાધિ ન થાય એટલા માટે સાથે આવેલા સૈનિકોને પાછળ રાખી અને પોતાની માતાઓને સૈન્યમાથી તેડી લાવવા માટે પુરોહિત વસિષ્ઠ મુનિને વિનતિ કરીને, રામદર્શન કરવાને અતિ ઉત્સુક થયેલા મહાત્મા ભરત સૌની આગળ ચાલવા લાગ્યા. એ વેળા રામદર્શન કરવા માટે ભરતના જેટલી જ ઉત્કંઠાવાળા સુમંત્ર અને શત્રુઘ્ન પણ તેમની પાછળ ઉતાવળે જવા લાગ્યા.

* પ્રથમ પણ ધુમાડો નજરે પડ્યો હતો અને અહીં પણ તેમ જ થયું. એનું તાત્પર્ય એવું છે કે પ્રથમ માત્ર ધુમાડો દેખાયું હતું અને હવે તો એ ધુમાડો ક્યાંથી નીકળે છે તે (એનું મૂળ સ્થાન) પણ નક્કી થયું.

માર્ગમાં ચાલતાં શ્રીમાન ભરત રામચંદ્રનો આશ્રમ નજીકમાં જ હોવાનાં કેટલાંક ચિહ્નો શત્રુઘ્નને દર્શાવતા જતા હતા.[૧-૩] આગળ જતાં તેમણે દૂરથી પોતાના જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રની તપસ્વીઓના સરખી પર્ણશાળા અને ઝૂંપડી દીઠી.[૪] એ પર્ણશાળાના આગળના ભાગમાં કેટલાંક ભાંગેલાં કાષ્ઠો, અને તોડેલાં પુષ્પો પડેલાં દીઠાં.[૫] વળી આશ્રમમાંથી વારંવાર બહાર જવું-આવવું પડે ત્યારે ઘાટી ઝાડીને લીધે માર્ગ ભૂલી જવાય નહિ, એટલા માટે રામ-લક્ષ્મણે માર્ગ પરનાં વૃક્ષો પર સ્થળે સ્થળે ફાટેલાં વસ્ત્રોના કકડા બાંધીને ચિહ્નો કરી મૂક્યાં હતાં તેને તથા ટાઢના નિવારણ માટે વનમાંનાં હરિણ અને મહિષના છાણનાં સૂકાં અડાયાં(છાણાં)-ના કરી રાખેલા ઢગલાઓ જોઈને અત્યંત હર્ષિત થયેલા મહાત્મા ભરતે શત્રુઘ્નને તથા પોતાની સાથેના સુમંત્રાદિ પ્રધાનોને કહ્યું: 'અહો! હું ધારું છું કે, મહર્ષિ ભરદ્વાજે આપણને જે સ્થાન દર્શાવ્યું હતું, તે જ સ્થળ પાસે આપણે આવી પહોંચ્યા છીએ. મંદાકિની નદી પણ અહીંથી બહુ દૂર નહિ હોય.[૬-૯] અહો! માર્ગ ન સૂઝી શકે તેવી વેળાએ પણ જવું-આવવું સુગમ પડે એટલા માટે મહાત્મા લક્ષ્મણે આ ઊંચાં વૃક્ષો પર સ્થળે સ્થળે નિશાની દાખલ વસ્ત્રના કકડા બાંધી રાખ્યા હશે;[૧૦] કેમ કે આ પર્વતની પાસે વહેતી મંદાકિની નદીમાં વિહાર કરી પાછા વળતા મોટા દંતૂશળવાળા હાથીઓ પરસ્પર ગર્જના કરી અત્યંત દોડાદોડ કરી મૂકતા હશે અને તેથી અસ્તવ્યસ્ત થઈ જતા માર્ગની નિશાની રહેવી અતિ કઠિન થઈ પડતી હશે! વળી વનમાં વસતા તપસ્વીઓ નિરંતર જેને વિષે સાયંપ્રાતર્હોમ કર્યા કરે છે, તે પવિત્ર અગ્નિનો આ ધૂમ આકાશ તરફ જતો દેખાય છે.[૧૧,૧૨] અહો! હવે મને નિશ્ચય થાય છે કે, આ જ આશ્રમ વિષે ગુરુજનોનો સત્કાર કરનારા અને નિરંતર હર્ષિત રહેનારા મહર્ષિ સરખા મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્રનાં મને દર્શન થશે.'[૧૩]

એ પ્રમાણે વાર્તાલાપ કરતાં એક મુહૂર્ત પર્યંત ચાલી તેઓ મંદાકિની નદીથી આગળ નીકળી ગયા. ત્યારે વળી ભરતે સુમંત્ર વગેરે મંત્રીઓને કહ્યું:[૧૪] 'અરે, મારા જન્મને તો શું, પણ મારા આખા જીવિતને ધિક્કાર છે કે જેને લીધે સર્વ જનોના સ્વામી, પુરુષવ્યાઘ્ર શ્રીમાન રામચંદ્રને આવા નિર્જન અરણ્યમાં વીરાસન બાંધી બેસવું પડયું છે![૧૫] અરેરે! અત્યંત કાંતિવાળા લોકપતિ શ્રીમાન રામચંદ્ર માત્ર મારે લીધે જ અસહ્ય દુઃખ વેઠીને અને સર્વ પદાર્થોનો ત્યાગ કરીને આવા ભયંકર વનમાં નિવાસ કરે છે![૧૬] અરે! લોકો પણ 'ભરતને લીધે જ રામને વનવાસ વેઠવો પડે છે' એમ મારો અપયશ ગાય છે; પરંતુ આજે હું એ અપયશને નિવૃત્ત કરવા માટે રામચંદ્રની સમીપ જઈ તેમના, લક્ષ્મણના તથા સીતાના ચરણમાં પડીશ અને તેઓને પ્રસન્ન કરીશ.'[૧૭] એવી રીતે અનેકવિધ વિલાપ કરતા મહાત્મા ભરતે છેક રામચંદ્રના આશ્રમની નજીક પહોંચ્યા પછી શાલ, તાલ તથા અશ્વકર્ણ વગેરે અનેક વૃક્ષોનાં સૂકાં પાંદડાંથી બનાવેલી મનોહર એવી વિશાળ પર્ણશાળા દીઠી. એ પર્ણશાળા દર્ભ વડે છાયેલી યજ્ઞવેદીના જેવી રમણીય દેખાતી હતી.[૧૮,૧૯] એ પર્ણશાળા ભીંત ઉપર ટાંગેલાં, શત્રુઓનો નાશ કરનારાં, અતિ વજનદાર, મોટાં કાર્ય કરનારાં, સુવર્ણના પૃષ્ઠવાળાં અને ઇંદ્રના આયુધ સરખાં લાગતાં મોટાં ધનુષો વડે શોભી રહી હતી.[૨૦] જેમ સર્પો વડે ભોગવતી નગરી શોભે છે, તેમ સૂર્યનાં કિરણ સરખાં ભાથામાં રહેલાં દેદીપ્યમાન ફણાંવાળાં બાણો વડે એ પર્ણશાળા શોભી રહી હતી.[૨૧] વળી, સુવર્ણના મ્યાનવાળી બે તીક્ષ્ણ તલવારો, સુવર્ણબિંદુઓથી ચિત્રવિચિત્ર દેખાતી બે મોટી ઢાલો તથા સોનેરી રંગથી ચીતરેલાં ઘોના ચામડાનાં હાથનાં મોજાં, એ સઘળું એ પર્ણશાળાની સાચી ભીંતે લટકાવી રાખ્યું હતું. આવા દેખાવને લીધે, જેમ સિંહની ગુફામાં મૃગ પ્રવેશ કરી શકે નહિ, તેમ એ પર્ણશાળામાં કોઈ શત્રુથી પ્રવેશ થઈ શકે એમ નહોતું.

આવો દેખાવ જોઈ 'અવશ્ય, આ રઘુવીરનો જ આશ્રમ હોવો જોઈએ' એમ ધારી મહાત્મા ભરતે એ પર્ણશાળાની અંદર પ્રવેશ કર્યો તો ત્યાં

ઈશાન કોણમાં તેમણે દેદીપ્યમાન અગ્નિવાળી એક પવિત્ર વેદી (યજ્ઞશાળા) દીઠી.[૨૨-૨૪] કાંઈક આગળ વધી જોયું, તો અંદરના ભાગમાં મૃત્તિકાથી બનાવેલી વેદી ઉપર સીતા તથા લક્ષ્મણની સાથે બેઠેલા રામચંદ્રનાં તેમને દર્શન થયા. અગ્નિ સમાન દેદીપ્યમાન કાંતિવાળા, સિંહ સમાન સ્કંધવાળા, કમળ સરખા નેત્રવાળા, મોટી ભુજાઓવાળા, ધર્મ પ્રમાણે વર્તનારા, મસ્તક પર જટા તથા શરીર પર કૃષ્ણ મૃગચર્મ અને વલ્કલ વસ્ત્રને ધારણ કરનારા તથા આખી પૃથ્વીના પતિ બ્રહ્મદેવ સરખા શ્રીમાન રામચંદ્રને એ પ્રમાણે નિર્જન વનમા સ્થંડિલ પર બેઠેલા જોઈ કૈકેયીપુત્ર ભરત અત્યંત દુઃખી થયા; અને અતિ આતુરતાથી પોતાની સાથેના શત્રુઘ્ન વગેરે સૌને પાછળ મૂકી એકદમ આગળ દોડ્યા. રામચંદ્રનુ દર્શન થતાં જ પોતાના અંતઃકરણમાં ઊપજેલા ખેદથી ગદ્ગદ કંઠવાળા થઈ ગયેલા શ્રીમાન ભરત બળાત્કારે ધૈર્ય ધરી વિલાપ કરતા કહેવા લાગ્યા:[૨૫-૩૦] 'અરે, મારા આર્ય બંધુ રામચંદ્ર જ્યારે સભામાં બેસતા, ત્યારે સર્વ પ્રધાનમંડળ તેમની ઉપાસના કરતું હતું, તે રામચંદ્ર આજે વનમાં મૃગોની વસ્તીમા નિવાસ કરી રહ્યા છે![૩૧] અરે, જે મહાત્મા રામચંદ્ર અયોધ્યામાં વસીને અનેક ઉત્તમ વસ્ત્રો ધારણ કરવા યોગ્ય છે, તે રામચંદ્ર આજે ધર્મ પાળવા માટે આ નિર્જન અરણ્યમાં વસી માત્ર મૃગચર્મ જ ધારણ કરે છે! અરેરે! જે રામચંદ્ર પૂર્વે નિરંતર પોતાના મસ્તક પર ચિત્રવિચિત્ર પુષ્પોની સુગંધયુક્ત માળાઓ ધારણ કરતા હતા, તે રામચંદ્ર આજે આવો અસહ્ય જટાભાર કેમ કરી સહન કરતા હશે? અરે! જે રામચંદ્ર ઋત્વિજો દ્વારા શાસ્ત્રોક્ત યજ્ઞો કરી ધર્મ સંપાદન કરવા યોગ્ય છે, તે આજે પોતાના શરીરે પરમ ક્લેશ સહન કરી ધર્મનું સેવન કરે છે! અરેરે! જેના અંગો પર પૂર્વે અમૂલ્ય ચંદન ચર્ચાતું હતું, તે રામચંદ્રનાં અંગો પર આજે વન વિષે ઊડતી રજનો જમાવ થઈ રહ્યો છે![૩૨-૩૫] અરેરે! નિરંતર સુખ ભોગવવા યોગ્ય રામચંદ્રને આવું અસહ્ય કષ્ટ મારે લીધે જ વેઠવું પડે છે! હાય! આ જગતને વિષે ક્રૂર ગણાયેલા મારા નિંદિત જીવિતને ધિક્કાર છે.'[૩૬]

આ પ્રમાણે અતિ વિલાપ કરતા અને ચોધાર આંસુએ રોતા મહાત્મા ભરત રામચંદ્ર બેઠા હતા ત્યાં જઈ પહોંચ્યા; પરંતુ અતિ દુઃખને લીધે અધવચ ગાળે દીનની પેઠે પૃથ્વી પર પડી ગયા. એ વેળા મહાબળવાન રાજપુત્ર ભરત અતિ દીન વાણીથી 'હા આર્ય!' એટલું એક વાર જ બોલવા ઉપરાંત બીજું કાંઈ પણ બોલી શક્યા નહિ; તે પોતાના વડીલબંધુ રામચંદ્રની દુઃખયુક્ત સ્થિતિ જોઈને અતિશોકને લીધે ગદ્ગદકંઠ થઈ ગયા હતા.[૩૭-૩૯] ભરતની સાથે આવેલા શત્રુઘ્ને પણ રુદન કરતાં કરતાં રામચંદ્રના ચરણકમળ આગળ જઈને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કર્યો, ત્યારે શ્રીમાન રામચંદ્રે એકાએક પોતાના આસન પરથી ઊભા થઈ સ્વહસ્તે શત્રુઘ્નને ઊભો કર્યો અને તેઓ બન્ને પરસ્પર ભેટી પડ્યા; આ વેળા રામચંદ્રનાં નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં.[૪૦]

ત્યાર પછી જેમ આકાશ વિષે સૂર્ય અને ચંદ્ર શુક્ર તથા બૃહસ્પતિને મળે, તેમ રામચંદ્ર અને લક્ષ્મણ, સુમંત્રને તથા ગુહ રાજાને મળીને પ્રેમથી ગદ્ગદકંઠ થયા.[૪૧] એ રામ-લક્ષ્મણાદિ ક્ષત્રિયો કે જેઓ હાથી વગેરે શ્રેષ્ઠ વાહનો પર બેસવા યોગ્ય હતા, તેઓ મહાદારુણ વન વિષે ઉઘાડે પગે પગપાળા આવીને એકબીજાને મળેલા જોઈ ત્યાં વસનારાં પ્રાણીઓ હર્ષરહિત થઈ રુદન કરવા લાગ્યાં.[૪૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૯૯ મો સર્ગ સંપૂર્ણ

## શ્રીરામ અને ભરતનો સમાગમ

## સર્ગ ૧૦૦ મો

### રામભરત-ભેટ-રાજનીતિનો બોધ

जटिलं चीरवसनं प्रांजलिं पतितं भुवि।
ददर्श रामो दुर्दर्शं युगान्ते भास्करं यथा ॥ १ ॥

જટા અને ચીરવસ્ત્રને ધારણ કરનારા શ્રીમાન ભરત કે જેમની મુખાકૃતિ વિવર્ણ થઈ ગઈ હતી,

અત્યંત શોકને લીધે શરીરે કૃશ થઈ ગયા હતા તથા યુગાંત સમયમાં નિસ્તેજ થયેલા સૂર્યની પેઠે નિસ્તેજ થઈ હાથ જોડીને પૃથ્વી પર પડ્યા હતા તેમને અનુમાનથી ઓળખીને+ શ્રીમાન રામચંદ્રે તુરત જ પોતાના હાથ વડે બેઠા કર્યા અને પોતાના હૃદયસરસા ચાંપી તથા તેમના મસ્તકના કેશ સૂંઘીને અતિ પ્રેમથી તેમને પોતાના ખોળામાં બેસાડ્યા. પછી રામચંદ્ર આદરપૂર્વક પૂછવા લાગ્યા:[૧-૩] 'હે તાત ભરત! હાલમાં આપણા પિતા ક્યાં છે? તું તેમને મૂકી અહીં કેમ આવ્યો છે? તેમના જીવતા સુધી તેમની સેવાનો ત્યાગ કરી તારે અહીં આવવું યોગ્ય નથી.[૪] હે તાત! આજે હું તને તારા મોસાળથી ઘણે દિવસે આવેલો જોઈ અત્યંત હર્ષ પામું છું; પરંતુ તું કહે તો ખરો કે તું શરીરે આટલો બધો કૃશ કેમ થઈ ગયો છે? અરે, તું ઓળખાતો પણ નથી! હે ભાઈ! આવો વિલક્ષણ વેષ ધારણ કરીને તારે આવા ભયંકર વનમાં આવવાનું શું પ્રયોજન છે?[૫] હે તાત! તને અહીં આવેલો જોઈ મને શંકા ઊપજે છે; માટે પૂછું છું કે આપણા પિતા દશરથ રાજા સારી રીતે રાજ્ય તો કરે છે ને? અથવા મારા વિયોગથી દુઃખી થઈ તેમણે પરલોકવાસ તો નથી કર્યો ને?[૬] અથવા હે સૌમ્ય! તું હજી બાળક સરખો છે, તેથી તારા હાથમાંથી રાજ્ય ચાલ્યું તો ગયું નથી ને? હે સત્ય પરાક્રમવાળા ભરત! તું આપણા પિતાની સેવા તો કરે છે ને?[૭] હે ભાઈ રાજસૂય અને અશ્વમેધાદિ યજ્ઞ કરનારા, ધર્મ વિષે દૃઢ નિષ્ઠાવાળા અને સત્ય પ્રતિજ્ઞાવાળા આપણા પિતા કુશળ તો છે ને?[૮] હે તાત! આપણા ઇક્ષ્વાકુકુળના પુરોહિત વસિષ્ઠ મુનિ કે જે નિરંતર ધર્મમાં પ્રીતિવાળા, અત્યંત તેજસ્વી અને વિદ્વાન છે તેમનો તું યથાયોગ્ય પૂજન-સત્કાર કરે છે?[૯] હે તાત! માતાજી કૌશલ્યા અને લક્ષ્મણ તથા શત્રુઘ્ન સરખી ઉત્તમ પ્રજાવાળી સુમિત્રા સુખી છે? તેમ જ આર્યા કૈકેયીદેવી પણ આનંદયુક્ત છે કે?[૧૦] વળી અતિ વિનયયુક્ત, અનેક શાસ્ત્રો જાણનારો, સકળ ક્રિયાઓમાં નિપુણ અને ઈર્ષા વિનાનો આપણા કુળગુરુ વસિષ્ઠ ઋષિનો પુત્ર કે, જે તારો પુરોહિત છે, તેનો તું સારી રીતે સત્કાર કરે છે કે?[૧૧] વળી તે અતિ બુદ્ધિમાન, સરળ સ્વભાવવાળો વેદવિધિને જાણનારો અને તારા અગ્નિકાર્યમાં યોજેલો ગુરુપુત્ર સુયજ્ઞ યથાસમયે હોમેલા તથા હોમવાના અગ્નિનું સારી રીતે રક્ષણ કરે છે કે?[૧૨] વળી હે તાત! સર્વ દેવો, ગુરુઓ, પિતૃઓ, પિતા સમાન અન્ય વડીલો, વૃદ્ધો, વૈદ્યો, વિદ્વાન બ્રાહ્મણો, સેવકો તથા મંત્રરહિત તેમ જ મંત્ર સહિત શસ્ત્ર-અસ્ત્રના પ્રયોગો જાણનારા અને રાજનીતિમાં કુશળ એવા ધનુર્વેદના પંડિત સુધન્વા વગેરે સત્પુરુષોનો તું રૂડી રીતે સત્કાર કરે છે કે? હે તાત! તેં પોતાના સરખા શૂરવીર, વિદ્વાન, જિતેન્દ્રિય, કુલીન અને પારકાની ચેષ્ટા ઉપરથી તેના અંતરના ભાવને સમજી શકનારા મંત્રીઓ રાખ્યા છે કે?[૧૩-૧૫] કેમ કે શાસ્ત્રમાં નિપુણ અને મંત્રનું સારી રીતે રક્ષણ કરી જાણનારા મંત્રીઓએ સુરક્ષિત-ગુપ્ત રાખેલો મંત્ર જ રાજાઓના વિજયનું મૂળ કારણ છે.[૧૬] હે ભાઈ! તું જાગવાના સમયમાં નિદ્રાવશ તો થતો નથી ને? પાછલી રાત્રિ વિષે જાગ્રત થઈને તું દ્રવ્ય પ્રાપ્ત થવાના ઉપાયોનું ચિંતન કરે છે કે? વળી તું કોઈ પણ કાર્યનો વિચાર અમુક નિયમિત કરેલા મંત્રીઓની સાથે મળીને ન કરતાં એકલો તો કરતો નથી ને? અથવા તો ઘણાઓની સાથે મળીને કરતો નથી ને? હે તાત! તેં નિયત કરેલા મંત્રીઓની સાથે મળીને નિશ્ચિત કરેલો કોઈ પણ કાર્યનો વિચાર રાજ્યમાં-બહાર ભેદ તો પામતો નથી ને? અર્થાત્ કરેલો વિચાર બહાર-પ્રજામાં તો ફૂટતો નથી ને? હે રઘુવંશી ભરત! થોડા પ્રયત્નથી સિદ્ધ થઈ શકે એવા મોટા ફળવાળા કોઈ પણ કાર્યનો નિશ્ચય કરીને પછી તે કરવામાં તું વિલંબ તો કરતો નથી ને?[૧૭-૧૯] તારા સામંતો તેં નિશ્ચય કરેલાં, કરવાનાં કે ન કરવાનાં કાર્યોને જાણી તો જતા નથી ને?[૨૦] હે તાત! તેં

+ ભરત શરીરે કૃશ થયેલા હતા અને તેમણે જટા તથા ચીરવસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેથી રામ તેમને સ્પષ્ટ રીતે ઓળખી શક્યા નહિ; પરંતુ અનુમાનથી ઓળખ્યા.

એકલાએ અથવા મંત્રીઓની સાથે મળીને કરેલા વિચારોને તારા કે તારા મંત્રીઓના કહ્યા વિના જ અનુમાનથી કિંવા બીજી હરકોઈ યુક્તિથી તારા શત્રુઓ જાણી તો જતા નથી ને? વળી તું હરકોઈ પ્રકારે તારા શત્રુઓના ગુપ્ત વિચારોને જાણી તો શકે છે ને? હે ભરત! તું હજારો મૂર્ખોને પાસે રાખવા કરતાં, એક જ પંડિત પુરુષને માન આપીને પાસે રાખવાનું વધારે ઉત્તમ માને છે ને? કેમ કે પંડિત પુરુષ ગમે તેવી આપત્તિસમયે તેમાંથી નિસ્તાર થવાને શ્રેષ્ઠ ઉપાય શોધીને રાજાનું મોટું કલ્યાણ કરે છે.[૨૧,૨૨] રાજા ગમે તો હજારો અથવા લાખો મૂર્ખોને પોષીને પોતાની પાસે રાખે તોપણ તેઓથી તેને કંઈ પણ સહાય મળતી નથી;[૨૩] પરંતુ બુદ્ધિમાન, શૂરવીર, હોશિયાર અને વિચક્ષણ એવો એક પણ પંડિત મંત્રી, રાજા અથવા રાજપુત્રની પાસે હોય, તો તે મંત્રી તે રાજા વા રાજપુત્રને મોટી સમૃદ્ધિ પ્રાપ્ત કરાવી શકે છે.[૨૪] વળી હે તાત! તેં તારા ઉત્તમ વર્ગના ભૃત્યોને ઉત્તમ કાર્યો કરવામાં, મધ્યમ વર્ગના ભૃત્યોને મધ્યમ કાર્ય કરવામાં અને કનિષ્ઠ વર્ગના ભૃત્યોને કનિષ્ઠ કાર્યોમાં યોજીને યોગ્ય વ્યવસ્થા તો રાખી છે ને? વળી સારી રીતે પરીક્ષા કરેલા, કપટ વિનાના અને બાપ–દાદાના મંત્રીઓના વંશમાં જન્મેલા નિષ્પાપ એવા તારા મંત્રીઓને તું ઊંચા દરજ્જાનાં શ્રેષ્ઠ કાર્યોમાં યોજે છે ને? હે કૈકેયીપુત્ર ભરત! કોઈ પણ કારણથી ખેદ પામેલા તારા મંત્રીઓ તથા ઉગ્ર દંડ વડે અતિ પીડિત થયેલી તારી પ્રજા રાજ્ય વિષે કોઈ પણ સ્થળે તારું અપમાન તો કરતાં નથી ને?[૨૫–૨૭] હે તાત! જેમ કુલીન સ્ત્રીઓ નીચ જાતિમાં ઉત્પન્ન થયેલી સ્ત્રીમાં આસક્ત થનારા કામી પુરુષની અવજ્ઞા કરે છે, તેવી રીતે યજન કરાવનારા બ્રાહ્મણો તારા પર કોઈ પણ પાપનો આરોપ મૂકી 'તું યજ્ઞ કરવા યોગ્ય નથી' એમ કહીને તારી અવજ્ઞા તો કરતા નથી ને?[૨૮] વળી હે ભાઈ! રાજા પાસેથી દ્રવ્ય પ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છાને લીધે રાજાના વ્યાધિને વધારનારા વૈદ્યનો, રાજાને ઐશ્વર્યથી ભ્રષ્ટ કરવા માટે રાજાના વિશ્વાસુ સેવકોને પણ ભેદ પમાડી નષ્ટ કરનારા સેવકનો અને ઐશ્વર્યની કામનાવાળા શૂરવીર પુરુષનો જે રાજા વધ કરતો નથી, તે પોતે જ તેઓથી હણાઈ જાય છે.[૨૯] હે ભરત! નિરંતર હર્ષિત રહેનારો, શૂરવીર, ધીરજવાળો, બુદ્ધિમાન, પવિત્ર, ઉત્તમ કુળમાં જન્મેલો અને તારા વિષે પ્રીતિવાળો હોય એવો સેનાપતિ તેં નીમ્યો છે કે?[૩૦] વળી યુદ્ધવિદ્યામાં કુશળ, બળવાન અને જેઓનું પરાક્રમ એકબે વાર તારા જોવામાં આવ્યું હોય એવા મુખ્ય યોદ્ધાઓનું તું યોગ્ય સત્કારપૂર્વક માન તો જાળવે છે ને?[૩૧] તું તારા યોદ્ધાઓ વગેરેને પ્રતિમાસે આપવાનું અન્ન તથા વેતન વગેરે વખતસર આપવામાં ઢીલ તો કરતો નથી ને?[૩૨] જો તેઓને અન્ન તથા વેતન વગેરે આપવામાં ઢીલ થયા કરે, તો માત્ર વેતનથી જ જીવનારા તેઓ પોતાના રાજા ઉપર કોપાયમાન થાય છે અને તેથી મહાન અનર્થ થઈ જાય છે.[૩૩] વળી તારા સર્વ જ્ઞાતિજનો તેમજ પ્રધાનો તારા પર સાચી પ્રીતિ ધરાવે છે? તેમ જ તેઓ એકત્ર થઈને તારાં કાર્યો માટે પોતાનો પ્રાણત્યાગ કરવા પણ તત્પર છે કે?[૩૪] હે તાત! તેં તારા જ દેશમાં જન્મેલા, વિદ્વાન, હોશિયાર, સ્મૃતિવાળા, બુદ્ધિવાળા અને જેવું કહ્યું હોય તેવું જ બોલનારા દૂતોનો સંગ્રહ કર્યો છે કે?[૩૫] હે ભાઈ! પરરાજ્ય વિષે મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, દ્વારપાળ, અંતઃપુરાધિકારી, બંધનગૃહાધિકારી, ધનાધ્યક્ષ, રાજાની આજ્ઞાથી સેવકોને હુકમ આપનાર, પ્રાડ્વિવાક,+ ધર્માસનાધિકારી, વ્યવહારોનો નિર્ણય કરનાર સભ્ય, સેનાને પગાર વગેરે વહેંચનાર, કાર્ય સમાપ્ત થયા પછી કર વગેરે ઉઘરાવનાર, નગરાધ્યક્ષ, રાષ્ટ્રાન્તપાલક,* દુષ્ટોને શિક્ષા કરનાર અને જળ, પર્વત તથા વન વગેરે સ્થળોનું રક્ષણ કરનાર, એ અઢાર તીર્થોને, તેમ જ પોતાના રાજ્યમાં એ અઢાર તીર્થોમાંથી પ્રથમનાં ત્રણ (મંત્રી, પુરોહિત તથા યુવરાજ)ને છોડી બાકીનાં પંદર તીર્થોને તું એકબીજાને નહિ ઓળખનારા ત્રણ

+ વકીલ.

* સરહદનું રક્ષણ કરનાર.

ત્રણ દૂતો દ્વારા સારી રીતે જાણે છે ને ? અર્થાત તેઓ શાં શાં કાર્યો કરે છે, તેની તું બરાબર તપાસ તો રાખે છે ને ?[૩૬] વળી હે શત્રુસૂદન ! દેશનું અહિત કરનારા હોવાને લીધે તેં દેશમાંથી કાઢી મૂકેલા અને પછીથી પાછા આવી દેશમાં વસેલા તારા શત્રુઓને દુર્બળ જાણી તું તેઓની ઉપેક્ષા તો કરતો નથી ને ?[૩૭]

હે તાત ! માત્ર પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારા લોકાયતિકોના મતને અનુસરનારા બ્રાહ્મણોનો સમાગમ તો તું કરતો નથી ને ?[×] તેઓ પરલોક સંબંધી જ્ઞાન વિનાના હોવાને લીધે મહાન અનર્થ કરનારા, પોતાને જ પંડિત માનનારા અને બાળક સરખા મૂર્ખ હોય છે.[૩૮] દુષ્ટ બુદ્ધિવાળા તેઓ પ્રમાણભૂત ધર્મશાસ્ત્રો વિદ્યમાન છતાં માત્ર શુષ્ક તર્ક—વાદવિવાદનો જ આશ્રય કરીને 'આ જગત પરમાર્થશૂન્ય છે' એવો નિરર્થક બકવાદ કરે છે.[૩૯] વળી હે તાત ! આપણા શૂરવીર ઇક્ષ્વાકુ-વંશમાં જન્મેલા પૂર્વજોએ સેવેલી અયોધ્યા નગરી કે જે દૃઢ દ્વારોવાળી, હાથી, રથ અને અશ્વાદિથી વ્યાપ્ત, પોતપોતાનાં કર્મમાં પ્રીતિવાળા બ્રાહ્મણો, ક્ષત્રિયો તથા વૈશ્યોથી ભરેલી તેમ જ બીજા પણ અત્યંત ઉત્સાહવાળા હજારો જિતેંદ્રિય આર્યોએ સેવેલી, અનેક તરેહના સુશોભિત પ્રાસાદો-વાળી, મોટા મોટા વિદ્વજ્જનોથી વ્યાપ્ત અને ધન તથા ધાન્યાદિ અનેક સંપત્તિઓથી યુક્ત છે, તેનું તું રૂડી રીતે રક્ષણ તો કરે છે ને ?[૪૦-૪૨] હે રાઘવ ! આપણા પૂર્વજોએ સુરક્ષિત કરેલો આપણો સમૃદ્ધિમાન દેશ કે જેને વિષે અશ્વમેધાદિ યજ્ઞ કરવા યોગ્ય અનેક સ્થળો છે, જે બુદ્ધિમાન મનુષ્યોથી વ્યાપ્ત છે, જે અનેક દેવસ્થાનો, નદીઓ અને તળાવો વગેરે જળાશયોથી ભરપૂર છે, જેને વિષે સઘળાં સ્ત્રી–પુરુષો હર્ષયુક્ત જણાય છે, જે અનેક સમાજો તથા ઉત્સવોથી સુશોભિત રહે છે, ઋતુઋતુ પ્રમાણે ખેડૂતો જેની સીમાઓને સારી રીતે ખેડે છે, જે હિંસા વિનાનો છે, ગાય વગેરે પશુઓથી વ્યાપ્ત છે, સર્વ પ્રકારના ભયોથી રહિત છે, જેને વિષે નદીનાં જળ વડે ધાન્ય ઉત્પન્ન થાય છે, જ્યાં એક પણ હિંસક પ્રાણી નજરે પડતું નથી, જે સોનારૂપાની અનેક ખાણો વડે શોભી રહ્યો છે અને જેમાં પાપી મનુષ્યોની વસ્તી નથી, તે આપણો દેશ તારા શાસન નીચે સુખી તો છે ને ?[૪૩-૪૬] હે તાત ! આપણા રાજ્યમાં વસનારા અને ખેતી તથા ગોરક્ષા કરી પોતાની આજીવિકા ચલાવનારા વૈશ્યો પર તું પ્રીતિ રાખે છે કે ? અને તેઓ પોતપોતાના મોટા વ્યાપારો ચલાવીને સુખી થાય છે કે ?[૪૭] તે ખેતી–વ્યાપાર વગેરે કરનારા વૈશ્યોની સર્વ ઇચ્છાઓને પૂર્ણ કરી તું તેઓનું સારી રીતે રક્ષણ કરે છે કે ? ધર્મજ્ઞ રાજાએ પોતાના દેશમાં વસનારી સર્વ પ્રજાનું અવશ્ય રક્ષણ કરવું જોઈએ.[૪૮] હે તાત ! તું સ્ત્રીઓનું કોઈ પણ રીતે અપમાન ન થવા દેતાં તેમનું રૂડી રીતે સાંત્વન તો કરે છે ને ? વળી તેઓ તારાથી સુરક્ષિત તો રહે છે ને ? હે તાત ! તું તેઓનાં વચનો પર અતિ વિશ્વાસ તો રાખતો નથી ને ? વળી તેઓને પોતાની ઇષ્ટ માનીને ગુહ્ય વાતો તો કહેતો નથી ને ?[૪૯] હે ભરત ! જેમાં ઘણા હાથીઓ ઉત્પન્ન થાય છે એવું આપણા દેશનું નાગવન સુરક્ષિત તો છે ને ? તું ઘણી ગાયોનું પાલન તો કરે છે ને ? હાથીઓ, હાથિણીઓ અને અશ્વાદિનો સંગ્રહ કરવામાં તું તૃપ્ત તો થતો નથી ને ?[૫૦] હે રાજપુત્ર ભરત ! તું નિત્ય સૂર્યોદય પહેલાં ઊઠી પૂર્વાહ્‌ણસમયે રાજમાર્ગો પર પ્રજાજનોને અને સભામાં સભાસદોને પોતાના સુશોભિત શરીરનું દર્શન તો કરાવે છે ને ?[૫૧] વળી તારા સર્વ કાર-ભારીઓ તારી બિલકુલ પણ અદબ રાખ્યા વિના નિઃશંકપણે તારી પાસે આવી ઉચ્છૃંખલ સ્વભાવે વર્તતા તો નથી ને ? તેમ જ તેં પણ અતિ ગર્વને લીધે તેઓને ઘણે દૂર તો રાખ્યા નથી ને ? સેવક-જનોને બહુ દૂર પણ નહિ તેમ બહુ સમીપ પણ નહિ રાખતાં, મધ્યમપણે રાખવાથી જ કાર્ય સિદ્ધ થાય છે.[૫૨] હે તાત ! તારા સર્વ ક્રિયાઓ

× આ ઉપરથી સમજાય છે કે, રામાયણના વખતમાં પણ લોકાયતિક—ચાર્વાક વગેરે મતવાદીઓનું અસ્તિત્વ હતું; પરંતુ તેનું વિશેષ પ્રાબલ્ય હોય, એમ જણાતું નથી.

શ્રીરામ-ભરત-ભેટઃ-કૈકેયીપુત્ર ભરત અતિ આતુરતાથી શત્રુઘ્ન વગેરેને પાછળ મૂકીને એકદમ આગળ દોડ્યા. રામચંદ્રનું દર્શન થતાં જ અંતઃકરણમાં ગદ્ગદ થઈ જઈ દંડવત્ પ્રણામ કર્યા. [ પૃષ્ઠ ૩૫૦

ધન, ધાન્ય, આયુધ, જળ, અનેક પ્રકારના યંત્ર-શિલ્પીઓ તથા મોટા મોટા ધનુર્ધારીઓથી ભરેલા તો છે ને ?[૫૩] હે રાઘવ ! તારા રાજ્યની ઉપજ ઘણી સારી રીતની છે ને ? અને તે ઉપજના પ્રમાણથી ખર્ચ ઘણો જ ઓછો કરે છે કે ? ઉપજ કરતાં ખર્ચ ઘણો જ ઓછો હોવો જોઈએ. વળી હે ભાઈ ! તારો ભંડાર નટ તથા નર્તકાદિ અપાત્રોને દ્રવ્ય આપવામાં તો વપરાતો નથી ને ?[૫૪] રાજાઓએ આવક કરતાં ખર્ચ ઘણું જ ઓછું કરવું અને તે પણ ખાસ અગત્યની બાબતો, જેવી કે-દેવ, પિતૃ, બ્રાહ્મણ અને અતિથિ વગેરેનું પૂજન-સત્કાર કરવામાં, યોદ્ધાઓ, સગાં-સંબંધીઓ તથા મિત્રવર્ગનું પોષણ કરવામાં અને પ્રજાને સુખનું સંરક્ષણ કરવામાં જ (ખર્ચ) કરવું જોઈએ.

હે તાત ! તારા રાજ્યના ન્યાયાધીશો, કોઈ આર્ય અને શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય કે જેના ઉપર નીચ કૃત્યો કરવાનો કોઈ પણ કારણથી ખોટો આરોપ આવ્યો હોય, તેવા પવિત્ર મનુષ્યને ધર્મશાસ્ત્રીઓ દ્વારા કાંઈ પણ નિર્ણય કરાવ્યા વિના ધનના લોભથી, દંડતા તો નથી ને ?[૫૫,૫૬] હે નરશ્રેષ્ઠ ભરત ! તારા દેશમાં વસતા ચોરો કે જેઓને ધનના માલિકે અથવા તારા દૂતોએ પકડેલા હોય અને પ્રશ્નપરંપરા પૂછવાથી તેમ જ ચોરીનો માલ પકડાવાથી પણ જેઓ ચોર જણાયેલા હોય છતાં તેઓને તારા દૂતો ધનના લોભથી છોડી તો દેતા નથી ને ?[૫૭] અનેક શાસ્ત્રો જાણનારા તારા અમાત્યો ધનાઢ્ય તથા નિર્ધનના કજિયામાં નિર્લોભ થઈ નિષ્પક્ષપાતપણે તેઓને યથાર્થ ન્યાય આપે છે ને ?[૫૮] કેમ કે રાજા તરફથી અન્યાય થવાને લીધે ખોટો આરોપ પામેલા મનુષ્યોનાં નેત્રમાંથી જે દુઃખાશ્રુ પડે છે તે, તેવો અન્યાય કરી સુખ મેળવવા ઇચ્છતા રાજાના પુત્રો તથા પશુઓ વગેરેનો નાશ કરે છે.[૫૯] વળી હે તાત ! તું વૃદ્ધ, સ્ત્રી, બાળક તથા મુખ્ય મુખ્ય વૈદ્યોની દાન, સ્નેહયુક્ત મન અને મધુરી વાણી વડે સંભાવના કરે છે કે ?[૬૦] તેમ જ ગુરુજનો, વૃદ્ધો, તપસ્વીઓ, દેવો, અતિથિઓ, દેવગૃહો તથા તપશ્ચર્યા અને વિદ્યા વડે પવિત્ર થયેલા બ્રાહ્મણો વગેરેને તું નિરંતર નમસ્કાર તો કરે છે ને ?[૬૧] હે તાત ! દિવસનો પૂર્વાહ્ણકાળ કે જે ધર્મ મેળવવા યોગ્ય છે, તે વેળા અર્થ મેળવવાનાં કાર્યો કરીને તું ધર્મનો બાધ તો કરતો નથી ને ? તથા મધ્યાહ્નકાળ કે જે અર્થોપાર્જન કરવા યોગ્ય છે, તે વેળા ધર્મોર્જનમાં આસક્ત થઈને તું અર્થનો બાધ તો કરતો નથી ને ? તેમ જ પોતાની ઇંદ્રિયોના વિષયો ભોગવવારૂપ લોભને લીધે કેવળ કામમાં જ આસક્ત રહીને એ બન્ને ધર્મ તથા અર્થને વિસારી તો મૂકતો નથી ને ![૬૨] હે ઇચ્છિત આપનાર ! હે કાલજ્ઞ ! હે જીતનારાઓમાં શ્રેષ્ઠ ભરત ! ધર્મ, અર્થ અને કામનું સેવન કરવાના સમયનો યથાક્રમે વિભાગ પાડીને તું તેઓનું યથા સમયે જ સેવન કરે છે ને ?[૬૩] હે મહાપ્રાજ્ઞ ! તારા નગરમાં તથા દેશમાં વસનારા વિદ્વાન બ્રાહ્મણો તેમ જ સર્વ પ્રજાજનો તારું કલ્યાણ તો ઇચ્છે છે ને ? નાસ્તિક્ય, અસત્ય, ક્રોધ, પ્રમાદ, દીર્ઘસૂત્રીપણું, જ્ઞાની પુરુષોનો સમાગમ ન કરવો, આલસ્ય, ચક્ષુ વગેરે પાંચે ઇંદ્રિયોને વશીભૂત થવું, રાજ્ય સંબંધી કાર્યનો એકલાએ વિચાર કરવો, જેઓ કાર્યાકાર્યના તત્ત્વને જાણનારા ન હોય તેવો વિપરીત દૃષ્ટિવાળાઓની સાથે વિચાર કરવો, નિશ્ચિત કરેલા કાર્યનો આરંભ ન કરવો, ગુપ્ત મંત્રનું રક્ષણ ન કરવું, પ્રાતઃકાળે માંગલિક નિત્યકર્માદિ ન કરવાં, ચારે દિશાના રાજાઓની સામે એકી વખતે દંડયાત્રા* કિંવા કોઈ મહાન પુરુષને આવતા જોઈને પણ તેને માન આપવા માટે પોતાના આસન પરથી ઊભા ન થવું, એ ચૌદ રાજદોષ કહેવાય છે. હે ભરત ! તું એ પૂર્વોક્ત ચૌદ રાજદોષમાંના કોઈ પણ દોષનો આશ્રય તો કરતો નથી ને ?

હે મહાપ્રાજ્ઞ ભરત ! દશવર્ગ,[1] પંચવર્ગ,[2]

---

* યુદ્ધ કરવા માટે જવું

૧-૧ મૃગયા, ૨ દ્યૂત, ૩ દિવસે નિદ્રા, ૪ વ્યર્થ વિવાદ, ૫ અતિસ્ત્રીસંગ, ૬ મદિરા વગેરે માદક પદાર્થોનું સેવન, ૭-૮-૯ નૃત્ય, ગાયન કે વાજિંત્રોમાં આસક્ત રહેવું અને ૧૦ વૃથા ભ્રમણ કરવું એ દશવર્ગ કામથી ઉત્પન્ન થનારો છે.

૨-પંચવર્ગ એટલે પાંચ પ્રકારના કિલ્લા બનાવવા તે. જેવા કે:-૧ નદી તળાવ વગેરે જળની વચ્ચે, ૨

ચતુર્વર્ગ,[3] સપ્તવર્ગ,[4] અષ્ટવર્ગ,[5] ત્રિવર્ગ,[6] ત્રણ વિદ્યા,[7] બુદ્ધિથી ઇંદ્રિયોને જીતવાનો ઉપાય,[8] ષાડ્ગુણ્ય,[9] દૈવી દુઃખ,[10] માનુષી દુઃખ,[11] રાજાનું કૃત્ય,[12] વિશંતિવર્ગ,[13] પાંચ પ્રકૃતિ,[14] બાર રાજમંડળ,[15] પાંચ પ્રકારની યાત્રા,[16] દંડવિધાન[17] તથા સંધિ અને વિગ્રહ, એ સર્વ નીતિશાસ્ત્રનાં મૂળ તત્ત્વો છે. હે રાઘવ ! તેઓમાંનાં કેટલાંક ગ્રહણ કરવા યોગ્ય અને કેટલાંક ત્યાગ કરવા યોગ્ય છે, તે સઘળાંના ભેદો તું સારી રીતે જાણીને તે પ્રમાણે વર્તે છે કે ?૬૪–૭૦ હે બુદ્ધિમાન ! તું નીતિશાસ્ત્રના માર્ગનું ઉલ્લંઘન ન કરતાં ચાર અથવા ત્રણ મંત્રીઓને સાથે રાખીને કોઈ પણ કાર્યનો વિચાર કરે છે કે ? અથવા પ્રત્યેક મનની વાત જાણવા માટે તે તે મંત્રીની સાથે જુદે જુદે વખતે મળીને વિચાર કરે છે કે ?૭૧ હે તાત ! વેદોક્ત યજ્ઞાદિ કર્મોની પ્રવૃત્તિને લીધે, તારા સર્વ વેદો સફળ તો છે ને ? તારાં સર્વ રાજકાજ સફળ છે કે ? ધર્માનુષ્ઠાનપૂર્વક ઉત્તમ સંતતિ પ્રાપ્ત થવાને લીધે તારી સ્ત્રીઓ સફળ છે કે ? તેમ જ ઉત્તમ વર્તનને લીધે તેં શ્રવણ કરેલાં શાસ્ત્રો સફળ છે કે ?૭૨

હે રાઘવ ! મેં તને જેવી વર્ણન કરી સંભળાવી તેવી–એટલે કે આયુષ્ય, યશ, ધર્મ, અર્થ તથા કામને આપનારી સદ્બુદ્ધિનો તેં આશ્રય કર્યો છે ને ?૭૩ સત્પુરુષોએ સેવેલી અને પવિત્ર એવી જે વૃત્તિને વિષે આપણા પિતા વર્તે છે અને આપણા પિતામહો વર્તતા હતા, તે વૃત્તિ વિષે તું પણ વર્તે છે ને ?૭૪ હે રાઘવ ! તું પોતાના મિત્રો તથા બાંધવજનો વગેરેને આપ્યા સિવાય જ સ્વાદિષ્ટ અને મિષ્ટ પદાર્થોનું ભોજન તો કરતો નથી ને ?૭૫ હે પ્રિય બંધુ ભરત ! પોતાની પ્રજાને યથાન્યાયે દંડ આપનાર વિદ્વાન રાજા ધર્મ વડે પોતાની પ્રજાનું પાલન કરવાથી આ સમગ્ર પૃથ્વીના રાજ્યને પ્રાપ્ત થાય છે અને દેહાંત ( મરણ ) થયા પછી આ લોકનો ત્યાગ કરી સ્વર્ગ પ્રત્યે જાય છે.૭૬

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૦ મો સર્ગ સંપૂર્ણ

---

પર્વત પર અથવા પર્વતોની વચ્ચે, ૩ વૃક્ષોની ઘાટી ઝાડીવાળા સ્થળમાં, ૪ ઉષર જમીન(રણ)માં અને ૫ હથિયારોની વચ્ચે કિલ્લા બનાવવા.

૩–સામ, દાન, ભેદ અને દંડ.

૪–૧ સ્વામી, ૨ અમાત્ય, ૩ રાષ્ટ્ર, ૪ દુર્ગ, ૫ કોશ, ૬ સેના તથા ૭ સુહૃદ્વર્ગ, એ રાજાનાં સાત અંગ છે અને તે એકબીજાનાં સહાયક છે.

૫–૧ ચાડિયાપણું, ૨ સાહસ, ૩ દ્રોહ, ૪ ઈર્ષ્યા, ૫ અસૂયા, ૬ અર્થદૂષણ, ૭ વાણીની કઠોરતા અને ૮ કઠોર દંડ, એ આઠ ક્રોધથી ઉત્પન્ન થાય છે, તેને 'અષ્ટવર્ગ' કહે છે.

૬–૧ ધર્મ, ૨ અર્થ અને ૩ કામ, એ ત્રણ પુરુષાર્થ અથવા ૧ ઉત્સાહ, ૨ પ્રભુ અને ૩ મંત્ર, એ ત્રણ શક્તિઓનો ત્રિવર્ગ.

૭–વેદત્રયી, ખેતી વગેરે વૃત્તિ અને દંડનીતિ એ ત્રણ વિદ્યાઓ.

૮–યોગાભ્યાસ.

૯–૧ સંધિ, ૨ વિગ્રહ, ૩ યાન, ૪ આસન, ૫ દ્વૈધીભાવ અને ૬ આશ્રય.

૧૦–અગ્નિ લાગવો, જળની રેલ આવવી, રોગ, દુકાળ અને મહામારી વગેરે, મરકી ચાલવી વગેરે.

૧૧–ચોરોથી, શત્રુઓથી, રાજાના માનીતા પુરુષથી, અધિકારીથી તથા રાજાના લોભથી થનારાં દુઃખો.

૧૨–જેને પગાર ન મળતો હોય, જેનું અપમાન થયું હોય, જેને કોપ કરાવ્યો હોય અને જેને ભય દેખાડી બિવડાવવામાં આવ્યો હોય એ ચાર પ્રકારના શત્રુપક્ષના મનુષ્યોને મનગમતી વસ્તુ આપીને ફોડવો, તે રાજાનું કૃત્ય છે.

૧૩–૧ બાળક, ૨ વૃદ્ધ, ૩ લાંબા સમયનો રોગી, ૪ જ્ઞાતિથી બહિષ્કૃત થયેલો, ૫ બીકણ, ૬ બીકણ પુરુષવાળો, ૭ લોભી મનુષ્યવાળો, ૮ વૈરાગ્યવાળો, ૯ અતિ વિષયાસક્ત, ૧૦ તરંગી, ૧૧ દેવ તથા બ્રાહ્મણની નિંદા કરનારો, ૧૨ ભાગ્ય વિનાનો, ૧૩ દૈવનું જ ચિંતન કરનારો, ૧૪ દુકાળના દુઃખથી ઘેરાયેલો, ૧૫ સેના સંબંધી કષ્ટ પામતો, ૧૬ અયોગ્ય સ્થળમાં વસનારો, ૧૭ ઘણા શત્રુઓવાળો, ૧૮ કાળથી ઘેરાયેલો અને ૧૯–૨૦ સત્ય ધર્મમાં પ્રીતિ વિનાનો. એ વીસ પ્રકારના પુરુષોનો વિશંતિવર્ગ કહેવાય છે. એ વીસ જણા સંધિ કરવા યોગ્ય નથી; પરંતુ યુદ્ધ કરી પરાજય પમાડવા યોગ્ય છે.

૧૪–૧ અમાત્ય, ૨ દેશ, ૩ કિલ્લો, ૪ કોશ અને ૫ દંડ.

૧૫–૧ વિજિગીષુ, ૨ શત્રુ, ૩ મિત્ર, ૪ શત્રુનો મિત્ર, ૫ મિત્રનો મિત્ર, ૬ શત્રુના મિત્રનો મિત્ર, ૭ પાર્ષ્ણિગ્રાહ, ૮ આક્રંદ, ૯ પાર્ષ્ણિગ્રાહાસાર, ૧૦ આક્રંદાસાર, ૧૧ મધ્યસ્થ અને ૧૨ ઉદાસીન, એ બાર રાજમંડળ છે.

૧૬–૧ વિગૃહ્યયાન ( મોટી સેના સહિત જવું ), ૨ સંધાયયાન ( જે શત્રુ પર ચઢાઈ કરી હોય તેની સાથે સંધિ કરીને બીજા શત્રુ પર ચઢાઈ કરવી ), ૩ સંભૂયયાન ( શૂરવીરોની સાથે મળીને જવું ), ૪ પ્રસંગતોયાન ( જે શત્રુ પર ચઢાઈ કરી હોય તેના પર ન જતાં અભયથી બીજા પર જવું ) અને ૫ ઉપેક્ષ્યયાન ( જેના પર ચઢાઈ કરી હોય પરંતુ તેને બળવાન જાણીને તેના પર ન જતાં તેના મિત્ર પર જવું ), એ પાંચ પ્રકારની યાત્રા છે.

૧૭–સેનાને અનેક પ્રકારની વ્યૂહરચનાઓના ભેદથી ગોઠવવી તે.

## સર્ગ ૧૦૧ મો*

### રામ-ભરતસંવાદ–દશરથમરણ નિવેદન

रामस्य वचनं श्रुत्वा भरतः प्रत्युवाच ह ।
किं मे धर्माद्विहीनस्य राजधर्मः करिष्यति ॥ १ ॥

શ્રીમાન રામચંદ્રના રાજનીતિથી ભરેલા અનેક પ્રશ્નો સાંભળી મહાત્મા ભરતે હાથ જોડી કહ્યું: 'હે આર્ય ! હું તમારાથી નાનો હોવાને લીધે રાજ્યાસને બેસવાના અધિકારથી રહિત છું; તો પછી મારે રાજનીતિનું શું પ્રયોજન હોય ? અર્થાત્ હું રાજા થયો જ નથી અને કુળની રીતિ પ્રમાણે રાજા થવાને લાયક પણ નથી, તો પછી મારે રાજનીતિની શી જરૂર છે ![1] હે નરશ્રેષ્ઠ ! આપણા કુળમાં સનાતન રીતિ ચાલતી આવેલી છે કે, મોટો પુત્ર હયાત છતાં નાનો પુત્ર રાજા થઈ શકે નહિ; માટે હે આર્યબંધુ ! તમારા છતાં હું રાજ્યાસને બેસવાને યોગ્ય નથી.[2] હે રાઘવ ! તમે મારા પર કૃપા કરી મારી સાથે અયોધ્યા પધારો અને આપણા આખા કુળના અભ્યુદય અર્થે તમે તમારા શરીરને રાજ્યાસન પર અભિષિક્ત કરાવો.[3] કદાચ તમે કહેશો કે, 'હું આ દેવપણું પ્રાપ્ત કરાવનારી ઉત્તમ તપશ્ચર્યાનો ત્યાગ કરી રાજ્યને કેમ ગ્રહણ કરું ?' પરંતુ હે આર્ય ! તપશ્ચર્યા કરતાં રાજ્ય શ્રેષ્ઠ છે. જોકે સર્વ લોકો રાજાને મનુષ્ય માને છે, પરંતુ હું તો તેને દેવ જ સમજું છું; કારણ કે રાજાનાં અર્થ અને ધર્મ સંબંધી સર્વ કાર્યો મનુષ્યના જેવાં નહિ, પણ દેવના જેવાં જ હોય છે.[4] વળી હે જ્યેષ્ઠ બંધુ ! હાલમાં આખી અયોધ્યાનગરી વિધવા થઈ પડી છે; કેમ કે હું મોસાળમાં હતો અને તમે આ વનનો આશ્રય કર્યો ત્યારે પુત્રશોકથી પીડાયેલા, સજ્જનોને માન્ય અને અનેક યજ્ઞો કરનારા આપણા બુદ્ધિમાન પિતા દશરથ રાજા આ લોકનો ત્યાગ કરી સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા છે ![5] અરે ! સીતા તથા લક્ષ્મણ સહિત તમોએ વનના માર્ગે પ્રયાણ કર્યું, ત્યાર પછી તુરત જ પુત્રવિયોગના દુઃખ તથા શોક વડે પીડાયેલા મહારાજાએ સ્વર્ગવાસ કર્યો છે;[6] માટે હે પુરુષવ્યાઘ્ર ! હવે તમે ઊઠો અને તમારા હાથે જ આપણા પિતાને ઉદકદાન આપો. જોકે મેં તથા શત્રુઘ્ને પ્રથમ આપણા પિતાનું સપિંડીકરણ પર્યંતનું સઘળું કૃત્ય કર્યું છે, તેમ છતા હે રાઘવ ! 'પોતાના પ્રિય પુત્રે આપેલુ ઉદકદાન વગેરે મરણ પામેલા મનુષ્યને પિતૃલોક વિષે અક્ષયપણે પ્રાપ્ત થાય છે' એમ શાસ્ત્રવેત્તાઓ કહે છે. હે રઘુવીર ! તમે આપણા પિતાના સર્વગુણસંપન્ન જ્યેષ્ઠ પુત્ર હોવાથી તેમને અતિ પ્રિય છો, તેથી સ્વહસ્તે ઉદકદાન આપી તેમને સંતુષ્ટ કરો.[7,8]

'હે આર્ય બંધુ ! તમારા દર્શનની જ ઇચ્છાવાળા, તમારું જ સ્મરણ કરનારા અને તમારો વિયોગ થવાને લીધે ઊપજેલા દારુણ શોક વડે પીડાયેલા આપણા પિતા તમારામાં જ આસક્ત થયેલી પોતાની બુદ્ધિને નિવૃત્ત ન કરી શકવાથી તમારો જ શોચ કરતા કરતા સ્વર્ગે ગયા છે.'[9]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૦૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦૨ મો

### પિતાનો શોક અને પિંડદાનક્રિયા

तां श्रुत्वा करुणां वाचं पितुर्मरणसंहिताम् ।
राघवो भरतेनोक्तां बभूव गतचेतनः ॥ १ ॥

અતિ કરુણાજનક વાણી બોલનારા મહાત્મા ભરતના મુખથી પોતાના પિતાના મરણના સમાચાર સાંભળી શ્રીમાન રામચંદ્ર એકાએક અચેતન થઈ ગયા. ઇંદ્રના વજ્રઘાત સરખા એ વચન ભરતના મુખથી સાંભળી શ્રીમાન રામચંદ્ર જેમ કુહાડીથી કપાયેલુ પુષ્પિત વૃક્ષ પૃથ્વી પર ઢળી પડે, તેમ પોતાના બન્ને હાથ પરસ્પર પછાડી પૃથ્વી પર ઢળી પડ્યા.[1–6]

'અતિ મદને લીધે મોટી મોટી નદીઓની

* આ સર્ગ તિલક વગેરે ટીકાઓના આધારે લખાયેલી સર્વ રામાયણોમાં ૧૦૨ મો છે, પરંતુ અર્થસંગતિ કરતા, તે અહીં (૧૦૧ માની જગ્યાએ) જ હોવો જોઈએ, એમ સ્પષ્ટ સમજાય છે. ગોવિંદરાજ પંડિતે પોતાની ટીકામા આ સર્ગને ૧૦૧ મો લખ્યો છે અને તેમ કરવાના અનેક કારણો દર્શાવી બીજાઓની ભૂલ સ્પષ્ટ બતાવી છે. અમે પણ આ વિષયમા તે જ માર્ગ ગ્રહણ કર્યો છે.

ભેખડોને ઉખેડી નાખવાથી શ્રમિત થઈ પડેલા હાથીની પેઠે અતિ શોકને લીધે દુઃખી થઈ પૃથ્વી પર પડેલા મહાધનુર્ધારી રામચંદ્રને ભરત વગેરે બાંધવો અને સીતા વગેરે સર્વ કોઈ મળી રુદન કરતાં કરતાં જળ વડે સિંચન કરવા લાગ્યાં. અને પંખા વડે પવન નાખી સાવધ કરવા લાગ્યાં. થોડીક વારે શુદ્ધિમાં આવી રામચંદ્ર અતિ રુદન કરતા દીન વચનો બોલવા લાગ્યા. ધર્માત્મા રામચંદ્ર ભરતના મુખથી પોતાના પિતાને સ્વર્ગમાં ગયેલા સાંભળી ભરતને ધર્મયુક્ત વચનો કહેવા લાગ્યા:[૪-૭]

'અરેરે! આપણા પિતા દૈવયોગે કરી સ્વર્ગે સિધાવી ગયા. અરે, હવે હું અયોધ્યામાં આવીને શું કરવાનો હતો? અરેરે! સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા મહારાજા દશરથ વિનાની સૂની પડેલી અયોધ્યાનું હવે કોણ પાલન કરશે?[૮] ખરેખર, મારો જન્મ તો વૃથા જ છે! કેમ કે જેણે મારા જ શોકને લીધે પોતાના દેહનો ત્યાગ કર્યો તેનો મારાથી પ્રેતસંસ્કાર પણ થઈ શક્યો નહિ![૯] હે નિષ્પાપ ભરત! ખરેખર, તું જ કૃતકૃત્ય અને ભાગ્યશાળી થયો છે; કેમ કે શત્રુઘ્ન સહિત તેં મરણ પામેલા પિતાનો, સર્વ પ્રેતકૃત્ય કરીને સત્કાર કર્યો છે.[૧૦] અરેરે! મહારાજા દશરથ વિનાની અયોધ્યા કે જે હાલમાં પોતાના મુખ્ય પાલક વિનાની હોવાથી અનેક નાયકોવાળી થઈ ગઈ હશે, તેને વિષે હવે હું વનમાંથી પાછો આવીને પણ પ્રવેશ કરવાનો ઉત્સાહ રાખતો નથી.[૧૧] હે પરંતપ! કદાચ હું વનવાસની અવધિ પૂર્ણ થયા પછી અયોધ્યા વિષે આવીશ, તોપણ આપણા પિતાનો પરલોકવાસ થવાથી હવે તેમના વિના મને હિતાહિતનો ઉપદેશ કોણ આપશે?[૧૨] અરેરે! પૂર્વે મારાં ઉત્તમ આચરણો જોઈ પ્રસન્ન થતા આપણા પિતા મારું સાંત્વન કરતાં, મારા કાનને સુખ ઉપજે એવાં જે વચનો કહેતા હતા, તે વચનો હવે હું ક્યાંથી સાંભળીશ?'[૧૩]

એવી રીતે ભરત પ્રત્યે અનેક પ્રકારે વિલાપ કરી મહાત્મા રામચંદ્ર પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળાં સતીશિરોમણિ સીતા તથા લક્ષ્મણની સામે જોઈ કહેવા લાગ્યા:[૧૪] 'હે સીતા! તમારા સસરાજી મરણ પામ્યા! અરે લક્ષ્મણ! આ ભરત આપણા પિતા મહારાજા દશરથનો સ્વર્ગવાસ થયો એમ કહે છે, તેથી હવે આપણે પિતા વગરના થયા છીએ!'[૧૫]

રામચંદ્રનાં કરુણાજનક વચન સાંભળી ભરત વગેરે સઘળા રાજકુમારો ચોધાર આંસુએ રુદન કરવા લાગ્યા.[૧૬] ત્યાર પછી એક પછી એક એમ શાંત થઈ, ભરત વગેરે ત્રણે ભાઈઓએ મળી અતિ દુઃખી થયેલા રામચંદ્રનું આશ્વાસન કર્યું અને મરણ પામેલા પિતાની પાછળ, તેમને ઉદ્દેશી ઉદકક્રિયા કરવા માટે વિનતિ કરી. એ વેળા સતી-શિરોમણિ સીતા પણ મરણ પામેલા પોતાના સસરાને સંભારી આંસુ સારતાં વિલાપ કરી રહ્યાં હતાં, જેથી પોતાના પ્રિય પતિ(રામચંદ્ર)ની સામે પણ જોઈ શક્યાં નહિ. પછી શાંત થયેલા શ્રીમાન રામચંદ્રે જનકતનયા જાનકીનું સાંત્વન કરી શોકગ્રસ્ત થયેલા લક્ષ્મણને કહ્યું:[૧૭-૧૯] 'હે સૌમ્ય! હવે તું સત્વર ઇંગુદીપિણ્યાક× અને નવીન ચીરવસ્ત્ર લાવી આપ; એટલે હું આપણા પિતાની ઉદકક્રિયા કરવા અર્થે મંદાકિનીતટે જાઉં.[૨૦] હે લક્ષ્મણ! પ્રથમ તું સીતાની સાથે આગળ ચાલ, એટલે હું તમારી પાછળ પાછળ આવીશ; કેમ કે શોક સમયની સ્થિતિ ઘણી દારુણ-ભયંકર હોય છે.'

આ વેળા રામચંદ્રનો કુળપરંપરાનો સેવક અને આત્મસ્વરૂપને જાણનારો મહાબુદ્ધિમાન સુમંત્ર કે જે કોમળ સ્વભાવવાળો, જિતેંદ્રિય, અત્યંત તેજસ્વી તથા રામચંદ્ર વિષે દૃઢ ભક્તિવાળો હતો, તેણે ચારે રાજકુમારોનું આશ્વાસન કર્યું અને પછી ઉદકક્રિયા કરવા માટે તૈયાર થયેલા રામચંદ્રાદિ સર્વેને પવિત્ર જળવાળી મંદાકિની નદીના તટ પર તેડી લાવ્યો.[૨૧-૨૩] અતિ યશસ્વી રામચંદ્ર વગેરે સર્વે ભાઈઓએ પુષ્પિત વનોવાળી અને અતિ રમણીય એવી મંદાકિની નદીના તટ

× તપસ્વીઓને ખાવા માટે ઇંગુદીનાં બીજને ખાંડી ભૂકો કરવામાં આવે છે, તે ઇંગુદી-હિંગોરાનું વૃક્ષ-તેના ફળનાં બીજ.

પર આવી, તેના શ્રેષ્ઠ તીર્થરૂપ અને કાદવ વિનાનાં જળને વિષે સ્નાન કર્યું. પછી પોતાના પિતાને ઉદ્દેશી જલાંજલિઓ આપવા માંડી. એ વેળા શ્રીમાન રામચંદ્ર નદીના પ્રવાહની વચ્ચે દક્ષિણાભિમુખે ઊભા રહ્યા અને પોતાના પિતાનાં નામ તથા ગોત્રાદિનો ઉચ્ચાર કરી જળપૂર્ણ અંજલિ અર્પણ કરતાં બોલ્યા:[૨૪] 'હે રાજશાર્દૂલ મહારાજા દશરથ! મેં અર્પણ કરેલું આ નિર્મળ જળ પિતૃલોકને વિષે ગયેલા તમને અક્ષયપણે પ્રાપ્ત થાઓ.'[૨૫-૨૭]

વિધિપૂર્વક તર્પણક્રિયા કર્યા પછી ભરત વગેરે ભાઈઓ સહિત શ્રીમાન રામચંદ્રે નદીના તટ પર આવી પિંડદાનની ક્રિયા કરવા માંડી.[૨૮] તે સમયે તેમણે ઇંગુદીબીજ તથા બોરના લોટના પિંડ વાળી દર્ભ પાથરેલી પવિત્ર વેદી પર મૂક્યા અને અતિદુઃખ વડે રુદન કરતાં કહ્યું: 'હે મહારાજા દશરથ! અમે જેનું ભોજન કરીએ છીએ; તેના જ આ પિંડ તમને અર્પણ કરીએ છીએ; તમે તેનું ભોજન કરીને તૃપ્ત થાઓ. શાસ્ત્રમાં કહ્યું છે: यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः। મનુષ્ય જે અન્નનું ભોજન કરે, તે જ અન્ન તેના દેવો માટે પણ હોય!'[૨૯,૩૦]

મહારાજા દશરથની પિંડદાનક્રિયા કરી નરવ્યાઘ્ર રામચંદ્ર પોતાના સર્વ સ્નેહીવર્ગ સહિત પર્વત પર ચઢી પોતાની પર્ણશાળા આગળ આવ્યા. ત્યાં આવી શ્રીમાન રામચંદ્ર પોતાના બન્ને હાથો વડે ભરત તથા લક્ષ્મણના ખભાનો આશ્રય કરી ઘણું રુદન કરવા લાગ્યા. એ જોઈ સીતા સહિત ભરત વગેરે સર્વ ભાઈઓ પણ મોં (છૂટું) મૂકી અતિ ઘાડા સ્વરથી રુદન કરવા લાગ્યા. એ રુદનનો પ્રતિધ્વનિ સિંહનાદની પેઠે આખા ચિત્રકૂટમાં વ્યાપી ગયો.[૩૧-૩૩] પિતાની ઉદકક્રિયા કર્યા પછી રુદન કરતાં સર્વ બાંધવોનો ગંભીર પ્રતિધ્વનિ છેક ચિત્રકૂટની તળેટીમાં ઊભેલી ભરતની સેના સુધી પહોંચ્યો. તે સાંભળી ભરતના સઘળા સૈનિકો ત્રાસ પામવા લાગ્યા.[૩૪] થોડી વારે તેઓ અનુમાનથી 'આ શબ્દ પિતાની પાછળ શોક કરતા ભરત વગેરેનો જ છે.' એમ ધારી પરસ્પર કહેવા લાગ્યા: 'અરે! અવશ્ય, રાજકુમાર ભરત રામચંદ્રને મળ્યા અને રામચંદ્રે પિતાના મરણસમાચાર જાણ્યા. તેઓ સર્વ બાંધવો મળીને પોતાના મૃત પિતાની પાછળ રુદન કરતા હશે, તેનો જ આ મહાન શબ્દ આપણા સાંભળવામાં આવ્યો છે. હવે આપણે સૌ નિઃશંકપણે રામદર્શનાર્થે ચાલો.'[૩૫,૩૬] એમ ને એમ જ પોતપોતાનાં હસ્તીઓ, અશ્વો અને રથો વગેરે વાહનો પર જ બેસી ઉતાવળથી રામદર્શનાર્થે જવા લાગ્યા અને કેટલાંક મનુષ્યો તો ઉઘાડે પગે જ દોડવા લાગ્યાં.[૩૭] ભરતની સાથે આવેલા સર્વ સૈનિકો તથા અન્ય પુરવાસી જનો થોડા સમયથી જ વનમાં ગયેલા રામચંદ્રને જાણે ઘણા કાળથી જોયા જ હોય નહિ, તેમ સત્વર રામચંદ્રના આશ્રમ તરફ જવા લાગ્યા. ચારે ભાઈઓના મેળાપનો પ્રસંગ જોવાની ઉત્કંઠાવાળા તેઓ સર્વ અનેક અશ્વો તથા રથાદિ વાહનો પર બેસી દોડાદોડ કરવા લાગ્યા; તેથી જેમ વર્ષાઋતુને વિષે આકાશમાં વાદળાંઓના પરસ્પર અથડાવાથી મોટી ગર્જના થાય, તેમ અશ્વોની ખરીઓ અને રથનાં પૈડાં વગેરે અથડાવાને લીધે પૃથ્વી પર મોટો શબ્દ થવા લાગ્યો. એ મહાન કોલાહલથી ત્રાસ પામેલા હાથિણીઓ સહિત મોટા મોટા હાથીઓ પોતાના કુંભસ્થળમાંથી ઝરતા મદ વડે તે વનમાંનાં વૃક્ષોને સુવાસિત કરી બીજા વન પ્રત્યે નાસવા લાગ્યા.[૩૮-૪૧] તેમ જ પૃષત, રુરુ, સૂમર અને ગોકર્ણાદિ જાતિના મૃગો, સિંહો, વરાહો, મહિષો, વ્યાઘ્રો અને રોઝ વગેરે પશુઓ તથા ચક્રવાક, હંસ, જળકૂકડા, મોટા બગલા, કારંડવ, કોકિલા અને ક્રૌંચ વગેરે પક્ષીઓ પણ અતિ ત્રાસ પામી દશે દિશાઓમાં નાસવા લાગ્યાં. એ વેળા સેનાના મોટા કોલાહલથી ત્રાસ પામી ઊડી ગયેલાં પક્ષીઓથી વ્યાપ્ત થયેલું આકાશ અને અનેક મનુષ્યાદિ પ્રાણીઓથી વ્યાપ્ત થયેલી પૃથ્વી એ બન્ને અત્યંત શોભવા લાગ્યાં.

એવી રીતે તેઓ સર્વ અતિ ઉતાવળથી દોડાદોડ કરતા પર્વત પર ચઢી ગયા અને રામ-

ચંદ્રની પર્ણશાળા આગળ આવી પહોંચ્યા. ત્યાં તેઓને એક મૃત્તિકાની વેદી પર બેઠેલા પુરુષવ્યાઘ્ર શ્રીમાન રામચંદ્રનાં દર્શન થયાં.[૪૨-૪૫] રામચંદ્રનો અતિવિપરીત વેષ જોઈ તેના મૂળ કારણરૂપ થઈ પડેલી મંથરા સહિત કૈકેયીને નિંદતા તેઓ સર્વ રામચંદ્રની પાસે આવ્યા અને રુદન કરવા લાગ્યા.[૪૬] ધર્મજ્ઞ રામચંદ્ર પણ પોતાને માટે તે સર્વ જનોને દુઃખી થતા જોઈ, તેમનું આશ્વાસન કરતા ઊભા થયા અને માતાપિતાની પેઠે અતિ સ્નેહપૂર્વક જેને જેમ ઘટે તેમ મળ્યા.[૪૭] કેટલાકને પોતાના હૃદયસરસા ભેટી, કેટલાકને પોતાના ચરણમાં પડી નમન કરવા દઈ, શ્રીમાન રામચંદ્રે એ સર્વ પોતાના મિત્રો, સ્નેહીઓ અને બાંધવોનો અવસ્થા, જ્ઞાન તથા પ્રેમ પ્રમાણે સત્કાર કર્યો.[૪૮] રામચંદ્રનાં દર્શન થવાથી હર્ષ પામવાને બદલે તેમનો દયાજનક વિપરીત વેષ જોઈ તેઓ સર્વ ઊલટા વધારે દુઃખી થઈ રુદન કરવા લાગ્યા. એ સમયે સર્વ દિશાઓમાં પ્રતિધ્વનિત થવાને લીધે મૃદંગ સરખો ગર્જના કરતો તેઓના ઘાંટા રુદનનો શબ્દ આખી પૃથ્વી અને આકાશમાં છવાઈ ગયો.[૪૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦૩ મો

**માતાઓ તથા અન્ય સ્વજનોનો મેળાપ**

वसिष्ठः पुरतः कृत्वा दारान्दशरथस्य च ।
अभिचक्राम तं देशं रामदर्शनतर्षितः ॥ १ ॥

ભરતની વિનતિથી મહારાજા દશરથની કૌશલ્યા આદિ સર્વ રાણીઓને આગળ કરી, રામચંદ્રના દર્શનની આકાંક્ષાવાળા મહર્ષિ વસિષ્ઠ ઉતાવળે ચિત્રકૂટ પર્વત ઉપર આવ્યા.[૧] કૌશલ્યા વગેરે સર્વ રાણીઓ પોતપોતાનાં વાહનોમાંથી નીચે ઊતરી ધીમે ધીમે ઉઘાડે પગે જ ચાલવા લાગી અને ચાલતાં ચાલતાં છેક મંદાકિની નદીના પવિત્ર તટ પર આવી. પછી રામ-લક્ષ્મણે સેવેલો તે નદીનો પવિત્ર કિનારો જોઈ અતિ શોકને લીધે ગદ્ગદ કંઠવાળાં થઈ ગયેલાં માતા કૌશલ્યાએ સુમિત્રા વગેરે સર્વ રાણીઓ પ્રત્યે કહ્યું:[૨,૩] 'અરે, રાજ્યમાંથી કાઢી મૂકેલાં એવાં મારાં રામ, લક્ષ્મણ તથા સીતા કે જેઓ ક્લેશરહિત કર્મ કરનારાં હોવાને લીધે આવા દુઃખદ સ્થળમાં વસી અનાથ સરખાં થઈ ગયાં હશે, તેઓનું આ અતિ ક્લેશ ઉપજાવનારું તીર્થ છે![૪] હે સુમિત્રા! આળસ વિનાનો તારો પુત્ર લક્ષ્મણ મારા પુત્ર રામચંદ્ર માટે નિરંતર અહીંથી જાતે જ જળ ભરી જતો હશે![૫] હે સુમિત્રા! જળ વગેરે લાવી આપવારૂપ હલકું કર્મ કરવા છતાં પણ તારો પુત્ર લક્ષ્મણ તેથી કાંઈ નિંદાપાત્ર થશે નહિ; કેમ કે પોતાના કરતાં ગુણોથી તથા અવસ્થાથી મોટા એવા વડીલોની સેવા કરવી એ કનિષ્ઠોનો ધર્મ છે. જેઓ કનિષ્ઠ છતાં ગુરુજનોની સેવા કરતા નથી, તેઓ જ આ જગતમાં નિંદાપાત્ર થાય છે. લક્ષ્મણ તો પોતાના વડીલબંધુની સેવા કરતો હોવાને લીધે મોટી ખ્યાતિ મેળવશે.[૬] હે કલ્યાણી! તેવી કીર્તિને વધારનાર અને ક્લેશને પણ નહિ સહન કરવા યોગ્ય તારો પુત્ર લક્ષ્મણ આજે તે હલકાં મનુષ્યોને યોગ્ય અને અતિ દુઃખજનક કર્મથી મુક્ત થાઓ; અર્થાત્ હવે આપણે એ બન્ને બાંધવોને ઘેર તેડી જઈશું, એટલે તેઓનાં દુઃખનો આજે જ અંત આવી જશે.'[૭]

એ પ્રમાણે બોલતાં કૌશલ્યા થોડેક આગળ ગયાં તો ત્યાં નદીના તટ પર દક્ષિણાગ્ર દર્ભો પાથરી તેના ઉપર રામચંદ્રે પોતાના પિતાને ઉદ્દેશી મૂકેલા ઇંગુદિપિણ્યાકના પિંડ તેમના જોવામાં આવ્યા; એટલે વળી કૌશલ્યાએ ગદ્ગદ કંઠે સર્વ રાણીઓ પ્રત્યે કહ્યું:[૮,૯] 'અરે! જુઓ, ત્રૈલોક્યના નાથ એવા પોતાના મહાત્મા પિતાને ઉદ્દેશી રામચંદ્રે યથાવિધિ આ ઇંગુદિપિણ્યાકના પિંડો અર્પણ કરેલા છે.[૧૦] અરેરે! જેણે અનેક પ્રકારના રાજવૈભવો ભોગવેલા છે એવા એ દેવ સરખા મહારાજાની ક્રિયામાં આ ઇંગુદિપિણ્યાકના પિંડો યોગ્ય હોય એમ મારા માનવામાં આવતું નથી![૧૧] અરેરે, ઇંદ્ર સમાન પરાક્રમી મહારાજા

દશરથ કે જેમણે સમુદ્ર પર્યંતની સઘળી પૃથ્વી ભોગવેલી છે, તે આ ઇંગુદિપિણ્યાકનો ઉપભોગ કેવી રીતે કરી શકશે?[૧૨] અરેરે! હાય! આના કરતાં મારે માટે બીજું અધિક કષ્ટ શું હોય? અરે, મહાન સમૃદ્ધિવાળા મારા પુત્ર રામને પોતાના પિતાની પાછળ ઇંગુદિપિણ્યાકના પિંડોથી શ્રાદ્ધ કરવું પડયું.[૧૩]

'અરેરે! હાય! મારા પુત્ર રામચંદ્રે આપેલો આ ઇંગુદિપિણ્યાક જોઈ અતિ દુઃખના આઘાતથી મારા હૃદયના હજારો ટુકડા કેમ થઈ જતા નથી?[૧૪] અહો! 'જે અન્નનું પુરુષ ભોજન કરે છે, તે જ અન્ન તેના દેવોને મળે છે' એવી લોકપ્રસિદ્ધ શ્રુતિ આજે મને સત્ય ભાસે છે!'[૧૫]

અતિ શોકને લીધે વિલાપ કરતાં કૌશલ્યાનુ અનેક પ્રકારે આશ્વાસન કરી, તે સર્વ રાણીઓ ચિત્રકૂટ પર્વત પર ચડી અને રામચંદ્રના આશ્રમ આગળ આવી પહોંચી; ત્યારે તેમણે પર્ણશાળામાં બેઠેલા અને સ્વર્ગથી નીચે ઊતરી આવેલા દેવના જેવી કાંતિવાળા રામચંદ્રને દીઠા. રામચંદ્રને તપસ્વીના વેષમાં જોતાં જ અતિ શોકગ્રસ્ત થયેલી સર્વ માતાઓ ચોધાર આંસુએ રુદન કરવા લાગી.[૧૬,૧૭] માતાઓને જોતાં જ મનુષ્યશ્રેષ્ઠ સત્યસંધ રામચંદ્ર સર્વ જનસમૂહની વચ્ચેથી એકાએક ઊભા થયા અને ઉતાવળે માતાઓની પાસે જઈ તેમનાં ચરણોમાં પડી વંદન કર્યું.[૧૮] ત્યારે વિશાળ નેત્રવાળી સર્વ માતાઓએ સુખકારક સ્પર્શવાળા અને કોમળ આંગળીઓવાળા પોતાના હસ્તો વડે પ્રિય પુત્ર રામચંદ્રના શરીરને સ્પર્શ કરી તેમની પીઠ પરથી ધૂળ દૂર કરી.[૧૯] રામચંદ્ર માતાઓનું ચરણવંદન કરી રહ્યા ત્યાર પછી મહાત્મા લક્ષ્મણે પણ અતિ સ્નેહપૂર્વક સર્વ માતાઓની સામું જોઈ તેમનાં ચરણોમાં પ્રણામ કર્યા.[૨૦] ત્યારે સઘળી રાણીઓએ ઉત્તમ લક્ષણવાળા દશરથપુત્ર લક્ષ્મણ પ્રત્યે રામચંદ્ર જેવી જ પોતાની પ્રેમવૃત્તિ દર્શાવી.[૨૧] એ સમયે સતીશિરોમણિ સીતા પણ પોતાની સાસુઓનાં ચરણોમાં પડી આંસુભર્યે નેત્રે તેમના આગળ ઊભાં રહ્યાં.[૨૨] ત્યારે જેમ દુઃખિણી માતા ઘણે દિવસે મળેલી પોતાની પુત્રીને હૃદય સાથે ચાંપે, તેમ માતા કૌશલ્યાએ વનવાસમાં દુઃખને લીધે દીન સરખાં થઈ ગયેલાં જાનકીને હૃદય સાથે ચાંપી કહ્યું:[૨૩] 'અરેરે! સાક્ષાત્ વિદેહ રાજાની પુત્રી અને રામ જેવા સમર્થ પુરુષની સ્ત્રી છતાં શું આ સીતા આવા નિર્જન અરણ્યમાં વસી દુઃખ ભોગવવા યોગ્ય છે?[૨૪] એટલુ કહી વળી તેમણે સીતાને સંબોધી કહ્યું: 'હે વૈદેહી! આ તમારું સુંદર મુખારવિંદ કે જે વનમાં વસવાને લીધે સૂર્યના તાપથી કરમાયેલા કમળ જેવુ, ચોળી નાખેલા કુમુદ જેવું, રજથી વ્યાપ્ત થયેલા સુવર્ણ જેવું અને મેઘમંડળથી ઘેરાયેલા ચંદ્ર જેવું ઝાંખું થઈ ગયુ છે, તેને જોઈ કાષ્ઠમાં રહેલો અગ્નિ જેમ કાષ્ઠને બાળે છે, તેમ મારા અંતઃકરણમાંનો શોકાગ્નિ મને બાળી રહ્યો છે!'[૨૫,૨૬]

દુઃખયુક્ત થયેલાં માતા કૌશલ્યા સીતા પ્રત્યે એ પ્રમાણે બોલતાં હતાં, તેવામાં સર્વ માતાઓને લઈ ત્યાં આવેલા પોતાના ગુરુ મહર્ષિ વસિષ્ઠને જોતાં જ રામચંદ્ર પોતાના આસન પરથી ઊભા થઈ ગયા અને તેમને ઉત્તમ આસન પર બેસાડી તેમનાં ચરણોનું વંદન કર્યું.[૨૭] જેમ ઇંદ્ર બૃહસ્પતિના ચરણનું વંદન કરે, તેમ અગ્નિ સમાન દેદીપ્યમાન કાંતિવાળા અને અત્યંત તેજવાળા વસિષ્ઠ ઋષિનાં ચરણનું વંદન કરી, તેમને ઉત્તમ આસન પર બેસાડી, રામચંદ્ર તેમની આગળ બેઠા.[૨૮] પછી પોતાના મંત્રીઓ, સૈનિકો અને મુખ્ય મુખ્ય નગરવાસીઓ સહિત ધર્મજ્ઞ ભરત પણ પોતાના મોટાભાઈ રામચંદ્ર પાસે બેઠા.[૨૯] જેમ ઇંદ્ર બ્રહ્મદેવની સમીપ બેસે, તેમ અત્યંત પરાક્રમી ભરત જ્યારે તપસ્વી વેષવાળા અને અતિ તેજસ્વી એવા રામચંદ્રની આગળ હાથ જોડી બેઠા, ત્યારે 'અહો! હવે આ રાજકુમાર ભરત રામચંદ્રને પ્રણામ કરી અતિ સત્કારપૂર્વક શું કહેશે?' એ સાંભળવાની ઇચ્છાથી ત્યાં બેઠેલા સર્વ જનો અતિ કુતૂહલયુક્ત થઈ ભરતના બોલવાની વાટ જોવા લાગ્યા.[૩૦] સુહૃદ્વર્ગથી વીંટાયેલા ધૈર્યવાન રામચંદ્ર, મહાનુ-

ભાવ લક્ષ્મણ તથા ધર્મજ્ઞ ભરત, એ ત્રણે બાંધવો યજ્ઞ વિષે સદસ્યોથી વીંટાયેલા ત્રણ અગ્નિઓ પેઠે શોભવા લાગ્યા.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૦૪ મો.*

## રામભરત-સંવાદ-રાજ્યસ્વીકાર માટે ભરતપ્રાર્થના

तं तु रामः समाज्ञाय भ्रातरं गुरुवत्सलम् ।
लक्ष्मणेन सह भ्राता प्रष्टुं समुपचक्रमे ॥ १ ॥

મહાત્મા ભરતને વડીલજનોને વિષે અત્યંત ભક્તિ-પ્રીતિવાળા જાણી લક્ષ્મણ સહિત રામચંદ્રે તેને પૂછ્યું:[૧] 'હે ભાઈ! તું વલ્કલવસ્ત્ર, જટા તથા મૃગચર્મ વગેરે ધારણ કરી તપસ્વીના વેષે અહીં કેમ આવ્યો છે? તારે આમ કરવાનું શું કારણ છે?[૨] હે ભરત! તું રાજ્યનો ત્યાગ કરી તથા કૃષ્ણ મૃગચર્મ ધારણ કરી આવા ભયંકર પ્રદેશમાં કેમ આવ્યો છે, તે સઘળું મને યથાર્થ રીતે કહે.'[૩]

શ્રીમાન રામચંદ્રનો પ્રશ્ન સાંભળી કૈકેયીપુત્ર ભરતે પોતાના અંતઃકરણમાંના શોકનું બળાત્કારે નિયમન કરી હાથ જોડી કહ્યું: 'હે આર્ય બંધુ! પુત્રવિયોગના શોકથી પીડાયેલા અને મારી માતા કૈકેયીએ પ્રેરેલા આપણા પૂજ્ય પિતાશ્રી જ્યેષ્ઠ પુત્રને આપવા યોગ્ય રાજ્ય, કનિષ્ઠ પુત્રને આપવારૂપ અતિ નિંદ્ય કર્મ કરી સ્વર્ગે સિધાવી ગયા; પરંતુ મારી માતાએ પોતાનો યશ નષ્ટ કરનારું આ મોટું પાપકર્મ કર્યું છે કે જેને લીધે અતિ શોક વડે પીડાતી તે રાજ્યસુખ ન પામતાં વિધવા થઈ છે અને જ્યારે મરણ પામશે, ત્યારે મહાઘોર નરકમાં પડશે![૪-૭] વળી હે આર્ય! હું ક્રૂર સ્વભાવવાળી કૈકેયીનો પુત્ર હોવાને લીધે મને પણ જગતને વિષે અપવાદ પ્રાપ્ત થયો છે. હું કે જે તમારો દાસ છું, તેના પર કૃપા કરી તમે ઇંદ્રની પેઠે પોતાના શરીરનો આજે જ રાજ્યાભિષેક કરાવો. હે વડીલબંધુ! આ સર્વ પ્રકૃતિવર્ગ તથા આપણી સઘળી વિધવા માતાઓ તમને મળવા માટે મારી સાથે આવેલી છે; માટે અમો સર્વ ઉપર તમારે કૃપા કરવી ઘટે છે. હે માન આપનાર! આપણા ઇક્ષ્વાકુકુળની એવી મર્યાદા છે કે 'જ્યેષ્ઠ પુત્રને રાજ્ય મળે.' હે રામચંદ્ર! તમે આપણા પિતાના જ્યેષ્ઠ પુત્ર છો અને સર્વ રાજલક્ષણોથી યુક્ત છો, તેથી તમને જ રાજ્યાભિષેક થવો યોગ્ય છે. માટે તમે ધર્મપુરઃસર રાજ્ય ગ્રહણ કરી અમો સર્વ સુહૃદ્વર્ગના મનોરથો સફળ કરો.[૮-૧૦] હે આર્યબંધુ! જેમ શરદઋતુની રાત્રિ નિર્મળ ચંદ્રના ઉદયથી સૌભાગ્યવતી થાય, તેમ સઘળી પૃથ્વી તમારા સરખા પતિને પામી વિધવા મટી સૌભાગ્યવતી થાઓ. હે આર્ય! આ સર્વ મંત્રીઓ સહિત હું તમારા ચરણકમળમાં મસ્તક મૂકી યાચના કરું છું. તો હું કે જે તમારો કનિષ્ઠ ભ્રાતા, શિષ્ય તથા સેવક સરખો છું, તેના ઉપર તમોએ અવશ્ય કૃપા કરવી યોગ્ય છે.[૧૧,૧૨] હે પુરુષવ્યાઘ્ર! આ સર્વ આપણા પિતાનો મંત્રીવર્ગ કે જે પરંપરાથી ચાલતો આવેલો છે અને તમોએ પૂર્વે કદી પણ તેની યાચનાને નિષ્ફળ કરી નથી, તો આજે પણ તમે તેની આ યાચનાને ઉલ્લંઘન કરવા યોગ્ય નથી.'[૧૩]

એટલું કહી મહાબાહુ ભરત મદોન્મત્ત હાથીની પેઠે, વારંવાર નિઃશ્વાસ નાખતાં ગદ્ગદ કંઠે રામચંદ્રના ચરણકમળમાં પ્રણામ કરવા લાગ્યો; ત્યારે તેને હૃદયસરસો ચાંપી શ્રીમાન રામચંદ્રે કહ્યું: 'હે ભરત! તું આ શું બોલે છે? તું વિચાર તો કર! અરે! શું મારા સરખો ઉત્તમ કુળમાં જન્મેલો, પરાક્રમી, તેજસ્વી અને વ્રતધારી પુરુષ એક તુચ્છ રાજ્ય માટે પોતાના પિતાની આજ્ઞાનો ભંગ કરવારૂપ મહાન પાપકર્મ કરવામાં પ્રવૃત્ત થાય કે?[૧૪-૧૬] હે શત્રુઓનો નાશ કરનાર! આ સંબંધી મને (વનવાસ મળવામાં) તારે વિષે જરા પણ દોષ જોવામાં આવતો નથી; તેમ જ એ સંબંધી તું પોતાના અજ્ઞાનને લીધે પોતાની માતા કૈકેયીને નિંદે છે તે પણ યોગ્ય નથી;[૧૭] કેમ કે હે બુદ્ધિ-

* બીજી રામાયણોમાં આ સર્ગ ૧૦૧માની જગ્યાએ છે. પરંતુ અર્થસંગતિ થવા માટે અને વાચકવર્ગને સરળ રીતે સમજ પાડવા માટે ગોવિંદરાજ પંડિતની સંસ્કૃત ટીકાને અનુસરી અમે તેને અહીં જ સ્થાન આપ્યું છે.

માન ભરત ! પિતા પોતાના પ્રિય પુત્રને અને, પતિ પોતાની પ્રિય સ્ત્રીને પોતાની ઇચ્છાનુસાર આજ્ઞા આપવા અધિકારી છે.[૧૮] હે સૌમ્ય ! સત્પુરુષોએ સ્ત્રીઓ, પુત્રો તથા શિષ્યોને અનુક્રમે પતિ, પિતા અને ગુરુની આજ્ઞાને અનુસરનારાં કહેલાં છે; માટે હે ભરત ! અમોને પણ તું તેવાં (પિતાની આજ્ઞાને અનુસરનારાં) જ જાણ. હે સૌમ્ય ! આપણા પિતા મહારાજા દશરથ મને ચીરવસ્ત્ર તથા કૃષ્ણ મૃગચર્મ પહેરાવી વનમાં નિવાસ કરાવવાને કિંવા ઉત્તમ વસ્ત્રાભૂષણો પહેરાવી અયોધ્યારાજ્યમાં વસાવવા સમર્થ હતા.[૧૯,૨૦] હે ધર્મજ્ઞ ! સર્વ લોકમાં સત્કાર પામેલા પિતાને, પોતાના પુત્રને યથેચ્છ આજ્ઞા આપવાનો જેટલો અધિકાર છે, તેટલો જ માતાને પણ છે.[૨૧] તો પછી એ બન્ને ધર્મશીલ માતાપિતાએ મને વનમાં જવાની આજ્ઞા આપ્યા છતાં હું તે આજ્ઞાથી વિરુદ્ધ શી રીતે વર્તી શકું ?[૨૨] વળી હે ભરત ! 'તારે સર્વ લોકોથી સત્કાર પામી અયોધ્યામાં રહી રાજ્ય કરવું અને મારે વલ્કલવસ્ત્ર ધારણ કરી દંડકારણ્યમાં વસવું.' એ પ્રમાણે સર્વ લોકોની સમક્ષ આપણા બન્ને માટે વિભાગ પાડવારૂપ આજ્ઞા કરી, આપણા પિતા સ્વર્ગ પ્રત્યે ગયા છે; માટે હવે તે ધર્માત્મા અને સર્વ લોકના ગુરુ એવા આપણા પિતા મહારાજા દશરથનાં વચન પ્રમાણે તારે યથાવિભાગે રાજ્ય ભોગવવું યોગ્ય છે અને હું ચૌદ વર્ષ પર્યંત વનમાં વસી આપણા પિતાએ આપેલા મારા વિભાગને ભોગવવા યોગ્ય છું. હે ભરત ! હું સર્વ લોકના ઈશ્વરપણાને પણ ન ગણકારતાં ઇંદ્ર સરખા પરાક્રમી અને સર્વ લોકોથી સત્કાર પામેલા આપણા પિતા મહાત્મા દશરથ રાજાએ મને જે આજ્ઞા આપી છે, તેને જ હું મારું પરમ હિત માનું છું.[૨૩–૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૦૫ મો

## રામભરત–સંવાદ–રામે કરેલો ઉપદેશ

ततः पुरुषसिंहानां वृतानां तैः सुहृद्गणैः ।
शोचतामेव रजनी दुःखेन व्यत्यवर्तत ॥ १ ॥

સુહૃદ્વર્ગથી વીંટાયેલા અને મૃત પિતાનો શોક કરતાં રામચંદ્રાદિ બાંધવોની એ રાત્રિ તો દુઃખમાં જ વ્યતીત થઈ.[૧] જ્યારે બીજા દિવસનો પ્રભાતકાળ થયો, ત્યારે સર્વ સુહૃદ્વર્ગ સહિત રાજકુમારો ઊઠી, મંદાકિની નદી ઉપર ગયા અને તેના પવિત્ર જળમાં સ્નાન કરી, પ્રાતઃકાળનો હોમ તથા ગાયત્રીમંત્ર–જપ વગેરે નિત્યકર્મ કરી પુનઃ આશ્રમ પ્રત્યે આવ્યા. સૌ કોઈ કાંઈપણ બોલ્યા વિના જ રામચંદ્ર આગળ બેસી ગયા. તે વેળાએ મહાત્મા ભરતે સર્વ સુહૃદ્વર્ગના સાંભળતાં રામચંદ્ર પ્રત્યે હાથ જોડી કહ્યું :[૨,૩] 'હે આર્યબંધુ ! તમે કહો છો કે, આપણા પિતાએ આપણા બંને માટે વિભાગ પાડી આપ્યા છે; એટલે કે મારે રાજ્ય કરવું અને તમારે ચૌદ વરસ વનમાં રહેવું, તો હવે હું પણ તમારા એ જ વિચારને મળતો થઈ તમને અતિ નમ્રતાથી વિનતિ કરું છું કે, આપણા પિતાએ પોતાનું રાજ્ય મારી માતા કૈકેયીને આપી સંતુષ્ટ કરી અને એ કૈકેયી પાસેથી તે રાજ્ય મને મળી ચૂક્યું ! હવે હું તે જ રાજ્ય તમને પાછું અર્પણ કરું છું; માટે એ નિષ્કંટક રાજ્ય અંગીકાર કરી તમે તેનું પાલન કરો. હે પ્રભુ ! એમ કરવાથી તમને પિતાની આજ્ઞા તોડવાનો બાધ નડશે નહિ.[૪] હે આર્ય ! જેમ વર્ષાઋતુમાં જળના મોટા વેગથી તૂટી ગયેલી મોટી પાજ વહી જતા જળને રોકવા અસમર્થ છે, તેમ મોટા મોટા અનેક શત્રુઓથી પરાભવ થતા અયોધ્યાના રાજ્યને તમારા વિના હું એકલો સંભાળવા અસમર્થ છું.[૫] હે પૃથ્વીપતિ ! જેમ અશ્વની પાછળ દોડવાને ગધેડો અને ગરુડની પાછળ ગતિ કરવાને અન્ય પક્ષીઓ અશક્ત છે, તેમ હું તમારી રાજ્યપાલન કરવાની શક્તિને અનુસરવા અશક્ત છું.[૬] હે રામચંદ્ર ! જે રાજાના આશ્રયે ઘણાં મનુષ્યો રહે છે, તે રાજાનું જીવન

સુખમય હોય છે અને જે રાજા પારકા આશ્રયે જીવે છે તેનું જીવન દુઃખરૂપ હોય છે. તાત્પર્ય કે હું એકલો રાજ્ય કરવા અશક્ત છું. તેથી જો તમે રાજ્ય ગ્રહણ ન કરો તો મારે બીજાનો આશ્રય લેવો પડે અને બીજાના આશ્રયે રહી દુઃખમય જીવનથી રાજ્ય કરવું એ મને જરાયે રુચતું નથી. માટે તમે પોતે જ રાજ્ય અંગીકાર કરી અમો સર્વનું પાલન કરો.[૭] વળી વિચાર કરો કે, કોઈ એક પુરુષે ફળની ઇચ્છાથી બીજ વાવી, તેને સિંચન કરી, ધીમે ધીમે ઘણા પ્રયાસે ઉછેરી તેમાંથી મોટું વૃક્ષ નિપજાવ્યું હોય; અને જે ઘણું ઊંચું તથા મોટી મોટી શાખાઓવાળું થવાને લીધે ઠીંગણાં મનુષ્યો જેના પર ચડવા પણ અસમર્થ હોય;[૮] તે વૃક્ષ ઉપર સમય આવ્યે પુષ્પો બેસે, પરંતુ સમય વીતી જવા છતાંયે ફળનું દર્શન થાય નહિ, તો પછી જે ઇચ્છાથી તેને ઉછેરી મોટું કર્યું હતું તે ફળ તો મળે નહિ; ત્યારે તેના વાવનાર પુરુષને તે વૃક્ષ પર શી પ્રીતિ થાય ?[૯] હે મહાબાહુ ! તેવી જ રીતે તમે પોતાને માટે જાણો; અર્થાત્ મહારાજા દશરથે પ્રજાના રક્ષણ માટે તમને ઉત્પન્ન કરી, પાળી-પોષી મોટા કર્યા; પરંતુ પ્રજાપાલન કરવા સમર્થ થયેલા તમે તો હાલમાં પાલન કરવાનો સમય આવ્યો, ત્યારે તે કાર્ય અંગીકાર કરવા ઇચ્છતા નથી, તો પછી દશરથ રાજાએ લાંબી આશા રાખી કરેલો સર્વ પ્રયાસ મિથ્યા જ થયો કે નહિ ? કેમ કે અમો સર્વમાં શ્રેષ્ઠ એવા તમે અમારા રાજા થઈ, અમને ઉત્તમ માર્ગે પ્રવર્તાવી, અમારું પાલન કરવાનો ભાર અંગીકાર કરતા નથી.[૧૦] હે મહારાજ ! હાલમાં તમારે આમ કરવું યોગ્ય નથી. હે શત્રુઓનું દમન કરનાર ! તમે રાજ્યાસન પર વિરાજો અને સર્વ પ્રધાનો તથા અન્ય જનસમૂહો તમારા સૂર્ય સમાન ઝળહળતા તેજને નીરખો.[૧૧] હે કાકુત્સ્થ ! ગર્જના કરતા મદમત્ત હાથીઓ તમારી પાછળ ચાલો, તેમ જ તમને રાજ્યાસન પર 'વિરાજેલા જોઈ સ્થિર ચિત્તવાળી થયેલી અંતઃપુરની સર્વ સ્ત્રીઓ હર્ષ પામો.'

એ પ્રમાણે ભરતે કરેલી રામચંદ્રની પ્રાર્થના સાંભળી ત્યાં બેઠેલા સર્વ પુરવાસી જનોએ અત્યંત હર્ષિત થઈ 'બહુ રૂડું કહ્યું' એમ બોલી ભરતનાં વચનોનું અનુમોદન કર્યું.[૧૨,૧૩] ત્યાર પછી આત્મસ્વરૂપ જાણનારા અને મહાધૈર્યવાળા રામચંદ્રે વારંવાર પિતાને સંભારી શોચ કરતા ભરતનું આશ્વાસન કરતાં કહ્યું :[૧૪] 'હે ભરત ! તું આપણા પિતા સંબંધી આટલો બધો શોક કરીશ નહિ. આ જીવાત્મા પોતાની ઇચ્છા પ્રમાણે કંઈ પણ કરવા સમર્થ નથી; કારણ કે તે ઈશ્વરની પેઠે સ્વતંત્ર નથી, તેથી તેને તેના અંતર્યામી ઈશ્વરરૂપ કાળ તેનાં કર્મ પ્રમાણે આ દેહમાંથી કિંવા બીજા દેહમાંથી આકર્ષણ કરી, ભોગ ભોગવવા માટે કોઈ પણ સ્થળે યોજી દે છે. એ જ નિયમ પ્રમાણે મને વનવાસ આપનાર આપણા પિતા કિંવા તારી માતા કૈકેયી નથી, મારું દૈવ જ છે.[૧૫] હે ભાઈ !—

सर्वे क्षयान्ता निचयाः पतनान्ताः समुच्छ्रयाः ।
संयोगा विप्रयोगान्ता मरणान्तं च जीवितम् ॥

જેમ સર્વ વસ્તુઓના સંગ્રહો અંતે નાશવંત છે, વિદ્યા તથા ધનાદિથી થયેલી ઉન્નતિ-ચડતીની પણ અંતે પડતી જ થાય છે અને સગાંસંબંધીઓ વગેરેનો સંયોગ (સમાગમ) થયા પછી પાછો અંતે વિયોગ જ થાય છે, તેમ જીવિતના અંતે મરણ તો અવશ્ય છે જ.[૧૬]

यथा फलानां पक्वानां नान्यत्र पतनाद्भयम् ।
एवं नरस्य जातस्य नान्यत्र मरणाद्भयम् ॥

જેવી રીતે પાકેલાં ફળને વૃક્ષ પરથી પડવા સિવાય બીજો કાંઈ પણ ભય નથી, તેવી રીતે જન્મેલા મનુષ્યને મરણ સિવાય બીજો કાંઈ પણ ભય નથી.[૧૭]

यथागारं दृढस्थूणं जीर्णं भूत्वोपसीदति ।
तथावसीदन्ति नरा जरामृत्युवशंगताः ॥

જેમ મજબૂત થાંભલાવાળું અને દૃઢ બાંધણીવાળું ઘર પણ કાળાંતરે જીર્ણ થઈ નાશ પામે છે, તેમ દૃઢ બાંધાવાળો મનુષ્ય પણ વૃદ્ધાવસ્થા તથા મૃત્યુ+ વગેરે દુઃખને વશ થઈ અંતે નાશ પામે છે.[૧૮]

+ રોગ વગેરે.

કૈકેયીની, ક્ષમાયાચના



ચિત્રકૂટ પર્વત પર એકાંત સ્થળે કૈકેયી રામચંદ્રજી પાસે ક્ષમા માગે છે ને તેઓ તેમને સાંત્વન આપે છે [ પૃષ્ઠ ૩૬૦

अत्येति रजनी या तु सा न प्रतिनिवर्तते ।
यात्येव यमुना पूर्णं समुद्रमुदकार्णवम् ॥

જેમ જળથી ભરેલા સમુદ્રમાં ગયેલું યમુના વગેરે નદીઓનુ જળ ત્યાંથી પાછું આવતું નથી, તેમ જે રાત્રિ ગઈ તે પાછી આવતી નથી.[૧૯]

अहोरात्राणि गच्छन्ति सर्वेषां प्राणिनामिह ।
आयूंषि क्षपयन्त्याशु ग्रीष्मे जलमिवांशवः ॥

જેમ ગ્રીષ્મઋતુમાં સૂર્યનાં કિરણોથી જળ શીઘ્ર સુકાઈ જાય છે, તેમ વહેતા જળની પેઠે નિરંતર ચાલ્યા જતા રાત્રિ-દિવસોથી મનુષ્યોનું આયુષ્ય સત્વર ક્ષીણ થઈ જાય છે.[૨૦] હે ભરત ! ભલે પ્રાણી આ લોકમાં હોય કિંવા પરલોકમાં હોય, પરંતુ તેનું આયુષ્ય તો ફૂટેલા ઘડામાંથી જેમ જળ વહી જાય, તેમ વહ્યું જ જાય છે; માટે તું પરલોકમાં તારી શી ગતિ થશે, તેનો જ વિચાર કર. તારે મરણ પામેલાં બીજાંઓનો શોક કરવાની કાંઈ જરૂર નથી.[૨૧] હે ભાઈ-

सहैव मृत्युर्व्रजति सह मृत्युर्निषीदति ।
गत्वा सुदीर्घमध्वानं सह मृत्युर्निवर्तते ॥

પ્રાણી જ્યાં જાય ત્યાં મૃત્યુ જાય છે, જ્યાં બેસે ત્યાં બેસે છે, લાંબા પ્રવાસમાં પણ સાથે જ રહે છે અને નિવૃત્ત પણ સાથે જ થાય છે; તાત્પર્ય કે મૃત્યુ કદી પણ ટાળ્યું ટળતું નથી.[૨૨]

गात्रेषु वलयः प्राप्ताः श्वेताश्चैव शिरोरुहाः ।
जरया पुरुषो जीर्णः किं हि कृत्वा प्रभावयेत् ॥

જ્યારે વૃદ્ધાવસ્થાને લીધે શરીરે કરચલીઓ વળી જાય, મસ્તકના કેશ શ્વેત થઈ જાય અને સઘળી શક્તિ-સામર્થ્ય વગેરે ક્ષીણ થઈ જાય, ત્યારે મનુષ્ય કયો ઉપાય કરીને તે(વૃદ્ધાવસ્થા)ને ટાળવા સમર્થ છે ?[૨૩]

नन्दन्त्युदित आदित्ये नन्दन्त्यस्तमितेऽहनि ।
आत्मनो नावबुध्यन्ते मनुष्या जीवितक्षयम् ॥

મનુષ્યો સૂર્યોદય વેળાએ હર્ષિત થાય છે અને સૂર્યાસ્ત વેળાએ પણ હર્ષ પામે છે; પરંતુ તેઓ એ સૂર્યના ઉદય અને અસ્ત થવાથી પોતાના આયુષ્યનો ક્ષય થાય છે, તેને જાણતા નથી.[૨૪]

हृष्यन्त्यृतुमुखं दृष्ट्वा नवं नवमिवागतम् ।
ऋतूनां परिवर्तेन प्राणिनां प्राणसंक्षयः ॥

કેટલીયે વાર આવી ગયેલી ઋતુ જ્યારે પુનઃ આવે છે, ત્યારે જાણે તે નવેનવી જ આવી હોય, તેમ મનુષ્યો હર્ષ પામે છે; પરંતુ તે તે ઋતુઓના પરિવર્તન વડે પોતાનું આયુષ્ય ઘટતું જાય છે, તે તેઓ જાણતા નથી.[૨૫]

यथा काष्ठं च काष्ठं च समेयातां महार्णवे ।
समेत्य तु व्यपेयातां कालमासाद्य कंचन ।
एवं भार्याश्च पुत्राश्च ज्ञातयश्च वसूनि च ।
समेत्य व्यवधावन्ति ध्रुवो ह्येषां विनाभवः ॥

જેમ કાળે કરી મહાસમુદ્રમાં બે કાષ્ઠો એકઠાં થઈ જાય છે અને અલ્પ સમયમાં જ પાછાં તે જુદાં પડે છે;[૨૬] તેમ આ જગત વિષે કાળના યોગે કરીને જ સ્ત્રીઓ, પુત્રો, જ્ઞાતિ-સંબંધીઓ અને દ્રવ્ય વગેરે એકઠાં થાય છે અને જુદાં પણ પડે છે; કેમ કે જેનો સંયોગ થાય તેનો અંતે તો અવશ્ય વિયોગ થાય છે જ.[૨૭]

नात्र कश्चिद्यथाभावं प्राणी समतिवर्तते ।
तेन तस्मिन्न सामर्थ्यं प्रेतस्यास्त्यनुशोचतः ॥

આ સંસારમાં જન્મવું અને મરવું એ નિયમનું ઉલ્લંઘન કરવા કોઈ પણ સમર્થ નથી, તો પછી મનુષ્યે મરણ પામેલા સંબંધીઓનો શોક શા માટે કરવો જોઈએ ? શોક કરવાથી કાંઈ મરણ પામેલો સંબંધી પાછો આવતો નથી.[૨૮]

यथाहि सार्थं गच्छन्तं ब्रूयात्कश्चित्पथि स्थितः ।
अहमप्यागमिष्यामि पृष्ठतो भवतामिति ॥
एवं पूर्वैर्गतो मार्गः पितृपैतामहैर्ध्रुवः ।
तमापन्नः कथं शोचेद्यस्य नास्ति व्यतिक्रमः ॥

જેમ કોઈ સંઘ ચાલ્યો જતો હોય તેને રસ્તામાં ઊભેલો કોઈ મનુષ્ય કહે કે, 'હું પણ તમારી પાછળ આવું છું' તેમ પૂર્વે જે માર્ગે પિતા તથા પિતામહ વગેરે ગયેલા છે તે જ માર્ગે મનુષ્ય (પુત્ર-પૌત્રાદિ) પણ જવાનો છે, તો પછી પૂર્વે ગયેલાનો શોક કરવો કેમ ઘટે ? કેમ કે જન્મમરણરૂપ સંમૃતિમાર્ગ નિવૃત્ત કરવા કોઈ પણ સમર્થ નથી.[૨૯,૩૦]

वयसः पतमानस्य स्रोतसो वानिवर्तिनः ।
आत्मा सुखे नियोक्तव्यः सुखभाजः प्रजाः स्मृताः ॥

જેમ વહી જતું ગંગા વગેરે નદીઓનું જળ કદી પણ પાછું વળતું નથી, તેમ દિવસે દિવસે વહી જતું આયુષ્ય કદી પણ પુનઃ પ્રાપ્ત થતું નથી, માટે મનુષ્યે પોતાનું અંતઃકરણ સુખના સાધનરૂપ ધર્મમાર્ગમાં જ યોજવું; કેમ કે સઘળી પ્રજા સુખ ભોગવવા માટે જ જન્મેલી છે; અર્થાત્ મનુષ્ય જો ધર્મમાર્ગે પ્રવૃત્ત થાય નહિ, તો તેને સુખ મળતું નથી, માટે સુખપ્રાપ્તિ માટે ધર્મસાધન કરવું જોઈએ.[31]

હે ભરત! સત્પુરુષોથી સત્કાર પામેલા એવા આપણા ધર્માત્મા પિતા દશરથ રાજા તો ઘણી દક્ષિણાવાળા અનેક યજ્ઞોના પ્રભાવથી સ્વર્ગ પ્રત્યે ગયેલા છે; માટે આપણે તેનો શોક કરવો યોગ્ય નથી.[32] અહો, આપણા પિતા તો ઘણો કાળ વીતી જવાથી જીર્ણ થયેલા મનુષ્યદેહનો ત્યાગ કરી બ્રહ્મલોક વિષે રહેલી દૈવી સમૃદ્ધિ પામી વિહાર કરે છે;[33] માટે તારા કે મારા સરખો બુદ્ધિમાન અને સમજુ પુરુષ કે જેણે અધ્યાત્મવિદ્યાનું પરિશીલન કરેલું હોય, તેણે તો કદી પણ તેમનો શોચ કરવો યોગ્ય નથી. હે ભરત! સગાં-સ્નેહીઓના મરણ સમયે કિંવા તેઓના વિયોગ સમયે અનેક પ્રકારે શોક થયાનો પ્રસંગ આવી પડે છે; પરંતુ તેવા હરેક પ્રસંગે બુદ્ધિમાન અને ધૈર્યવાન પુરુષે વિલાપ તથા રુદનનો પરિત્યાગ જ કરવો જોઈએ. હે વક્તાઓમાં શ્રેષ્ઠ! તું શોકનો ત્યાગ કરી સ્વસ્થ થઈને પાછો અયોધ્યા નગરીમાં જઈ વાસ કર; કેમ કે સત્યવાદી અને જિતેંદ્રિય એવા આપણા પિતાએ તને તેમ કરવાની જ આજ્ઞા કરેલી છે. હું પણ પવિત્ર આચરણવાળા આપણા પિતાએ જે કાંઈ આજ્ઞા કરી છે તે પ્રમાણે વર્તી, તેમની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરીશ.[34-37] હે શત્રુઓનું દમન કરનાર ભરત! મારે કે તારે તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું એ કોઈ પણ પ્રકારે ન્યાયયુક્ત નથી; કેમ કે તે આપણા બન્નેના પિતા હોવાથી આપણ બન્નેને માન્ય અને પૂજ્ય છે.[38] હે ભરત! ધર્મજ્ઞ પુરુષોને સંમત એવી આપણા પિતાની આજ્ઞાને હું ચૌદ વર્ષ સુધી વનમાં વસવા રૂપ કર્મે કરી, યથાર્થ રીતે પાલન કરીશ; કેમ કે પરલોકસુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ધાર્મિક પુરુષે ક્રૂર વૃત્તિનો ત્યાગ કરી પોતાના ગુરુ, વડીલ જનોનું અનુવર્તન કરવું જોઈએ.[39,40] માટે હે નરશ્રેષ્ઠ! તું પણ આપણા પિતાને પવિત્ર-શુભ કર્મોના પ્રભાવથી ઉત્તમ ગતિએ ગયેલા જાણી, ધર્મનો આશ્રય કરી, આત્મચિંતન વિષે પ્રવૃત્ત થા; અર્થાત્ સ્વર્ગે ગયેલા પિતાના શોકનો ત્યાગ કરી તું તારું પરલોકમાં શ્રેય થાય તેવું ચિંતન કર.

એવી રીતે શ્રીમાન રામચંદ્ર એક મુહૂર્ત પર્યંત પોતાના કનિષ્ઠ ભ્રાતા ભરત પ્રત્યે પિતાની આજ્ઞાનું પાલન કરવા માટેનાં અર્થયુક્ત વચન કહી વિરામ પામ્યા.[41,42]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦૬ મો

### રામભરત-સંવાદ-પુનઃ પ્રાર્થના

एवमुक्त्वा तु विरते रामे वचनमर्थवत् ।
ततो मंदाकिनीतीरं रामं प्रकृतिवत्सलम् ॥ १ ॥

મંદાકિનીના તટ પર વિરાજતા પ્રજાપ્રેમી રામચંદ્રનાં અર્થયુક્ત વચન સાંભળી ધર્મનિષ્ઠ ભરતે યુક્તિપુરઃસર વચનો કહેવા માંડ્યાં: 'શત્રુઓનું દમન કરનારા આર્ય બંધુ! આ જગત વિષે તમારા સરખો પ્રભાવશાળી બીજો કયો પુરુષ થનાર છે! તમને દુઃખ પીડા કરે તેમ નથી અથવા સુખ હર્ષિત કરે તેમ નથી. વળી તમે વૃદ્ધ જનોને માન્ય છો, તોપણ તેઓને ધર્મવિષયક સંશયો પૂછો છો. વળી વિદ્વાનો કહે છે: 'જેવી રીતે દેહત્યાગ કર્યા પછી આત્મા તે દેહ, પુત્ર, કલત્ર આદિથી અસંબદ્ધ છે, તેવી જ રીતે દેહ છતાં પણ તે સર્વથી અસંબદ્ધ જ છે; કેમ કે નિત્ય પવિત્ર, સુખરૂપ અને ચૈતન્યમય આત્માનો સંબંધ નિત્ય અપવિત્ર, દુઃખપૂર્ણ અને જડ દેહ સાથે કોઈ પણ પ્રકારે ઘટતો નથી. જેવી રીતે આત્મા દેહ છતાં પણ પોતાનાં કર્માનુસાર જ ચેષ્ટા કરે છે, તેવી જ રીતે દેહનો ત્યાગ કર્યા પછી પણ સ્વકર્મને અનુ-

સરીને જ પરલોકમાં જાય છે. વળી જેવી રીતે દેહ છતાં જીવનો સર્વની સાથે સંબંધ પ્રતીત થાય છે, તેવી જ રીતે દેહત્યાગ કર્યો પછી પણ તે સર્વત્ર સંબદ્ધ જ રહે છે; કેમ કે તે સર્વાત્મા (સર્વગત) છે. વળી જેવી રીતે અસત્ પદાર્થ વિષે માણસની પ્રીતિ થતી નથી તેવી રીતે સત્ પદાર્થ વિષે પણ પ્રીતિ ધરવી યોગ્ય નથી. જેમ સમજુ પુરુષોએ સજ્જન ઉપર દ્વેષ ધરવો યોગ્ય નથી, તેમ દુર્જન ઉપર પણ દ્વેષ ધરવો યોગ્ય નથી. જેવો અનુરાગ મિથ્યા પ્રપંચમાં રાખવામાં આવે છે, તેવો અનુરાગ સત્-બ્રહ્મને વિષે રાખવો યોગ્ય છે. જેમ સત્-બ્રહ્મમાં નિષ્ઠાવાળાને કોઈ પણ પ્રકારે બંધન થતું નથી, તેમ માત્ર લોકસંગ્રહાર્થે જ અસત્-કર્મમાં નિષ્ઠાવાળાને કાંઈ પણ બંધન ન થતાં, છેવટે મોક્ષ પ્રાપ્ત થાય છે.' એ પ્રકારના ઉત્તમ જ્ઞાનનો જેની બુદ્ધિને લાભ થયો હોય, તે પુરુષ પછી કયા હેતુથી પરિતાપને પ્રાપ્ત થાય? અર્થાત્ ઉપર્યુક્ત જ્ઞાનને યથાર્થ રીતે જાણનારો વિદ્વાન પુરુષ નિષ્કામ કર્મ કરવાથી કોઈ પણ પ્રકારના બંધનને પ્રાપ્ત થતો નથી.[૧-૪] હે મનુજાધિપ! જે પુરુષો તમારી પેઠે પ્રપંચ (જગતના પદાર્થો) સહિત આત્મસ્વરૂપને જાણનારા હોય છે, તેઓ દુઃખ પ્રાપ્ત થયા છતાં પણ ખેદ ધરતા નથી.[૫] હે રાઘવ! તમે તો દેવ સમાન સત્ત્વગુણવાળા, મહાત્મા, સત્યવાદી, સર્વજ્ઞ, સર્વદર્શી, અત્યંત બુદ્ધિમાન, પ્રાણી માત્રનાં ઉત્પત્તિ-વિનાશ જાણનારા અને બીજા પણ અનેક શ્રેષ્ઠ ગુણોથી યુક્ત છો, તો પછી ગમે તેવું અસહ્ય દુઃખ પણ તમને કેમ કરી ખેદ પમાડી શકે?[૬,૭] હે આર્ય! હું મારા મોસાળમાં હતો, ત્યારે ક્ષુદ્ર સ્વભાવવાળી મારી માતા કૈકેયીએ મને રાજ્ય પ્રાપ્ત કરાવવાના લોભથી જે અઘટિત નિંદ્ય કર્મ કર્યું છે, તે મને કોઈ પણ પ્રકારે ઇષ્ટ નથી; માટે તમે મારા પર કૃપા કરો અને અયોધ્યામાં પાછા આવી રાજ્ય સ્વીકારો.[૮] હે વડીલ બંધુ! જો કે મારી માતા કૈકેયી અતિ પાપકર્મ કરવાને લીધે તીવ્ર દંડ પામવા યોગ્ય થયેલી છે અને તેનું આવું નિંદ્ય કૃત્ય જોઈ અતિ ક્રોધ ચઢવાને લીધે મેં તેમ કર્યું પણ હોત; પરંતુ હું 'સ્ત્રીનો વધ કરવો નહિ' એવી ધર્માજ્ઞાથી બંધાયેલો હોવાને લીધે જ તેને તીવ્ર દંડ વડે હણી શકતો નથી. પવિત્ર કુળવાળા દશરથ રાજાથી ઉત્પન્ન થયેલો અને ધર્માધર્મનું સ્વરૂપ જાણનારો હું એવું નિંદ્ય-સ્ત્રીવધરૂપ પાપકર્મ કરવામાં કેમ પ્રવૃત્ત થાઉં?[૯,૧૦] વળી અનેક શ્રેષ્ઠ યજ્ઞો કરનારા આપણા ગુરુરૂપ વૃદ્ધ પિતા પરલોકમાં ગયા છે, એટલે પાછળથી આ સભામાં બેસી હું તેમની નિંદા કરવા યોગ્ય નથી; કેમ કે પિતા એ પુત્રનું દૈવત છે.[૧૧] પરંતુ હે ધર્મજ્ઞ! ધર્મ જાણનારો એવો કયો પુરુષ હોય કે, જે પોતાની સ્ત્રીને રાજી રાખવા માટે ધર્મ અને અર્થનો ત્યાગ કરી, માત્ર કામને જ વશ થઈ આવું અતિ નિંદિત પાપકર્મ કરે?[૧૨] અરે, 'अंतकाले हि भूतानि मुह्यन्तीति पुरा श्रुतिः। જ્યારે અંતકાળ નજીક આવ્યો હોય, ત્યારે પ્રાણીની બુદ્ધિ વિપરીત થઈ જાય છે' એવી પ્રાચીન લોકવાયકાને દશરથ રાજાએ આવું નિંદ્ય કર્મ કરીને પ્રત્યક્ષ સિદ્ધ-સત્ય કરી આપી છે![૧૩] પરંતુ હે આર્ય! કૈકેયીના ક્રોધના ભયથી, તેના સંબંધી મોહથી અને વિચાર્યા વિના કાર્ય કરવાના પોતાના સાહસથી આપણા પિતાએ જ્યેષ્ઠ પુત્રને આપવાનું રાજ્ય કનિષ્ઠ પુત્રને આપવારૂપ જે વિપરીત કર્મ કર્યું છે, તેના સારાસારનો વિચાર કરી, હવે તમે તેમનો તે દોષ નિવૃત્ત કરો.[૧૪] કદાચ પિતાએ ભૂલથી કાંઈ વિપરીત કર્યું હોય, તો તેનું ઉત્થાપન કરી જે વડે પિતાનું શ્રેય થાય તેવું કાર્ય કરે તે જ આ લોકને વિષે અપત્ય× કહેવાય છે.[૧૫] તમે પણ પિતાનો ઉદ્ધાર કરી અપત્ય થાઓ, પરંતુ પિતાના દુષ્કર્મ વિષે સંમત ન થાઓ; અર્થાત્ તમે આપણા પિતાએ સારું કર્યું છે, એમ માની તેમનું પતન થવા દો નહિ. હે રામ! આપણા પિતાથી થયેલું આ કર્મ ધર્મની સીમાથી બહાર ગયેલું હોવાને લીધે ધીર પુરુષોએ નિંદેલું છે.[૧૬] માટે વારંવાર વિનતિ કરી હું તમને

× 'અપત્ય' શબ્દનો અર્થ એવો છે કે अपतन-हेतुरपत्यम्। પતન ન થવા દેવું અર્થાત્ દુર્ગતિએ જતા પિતાને કોઈ પણ પ્રકારના કર્મથી તારે તેને 'અપત્ય' કહે છે.

કહું છું કે, હવે તમે મારા પર કૃપા કરી રાજ્ય સ્વીકારો અને કૈકેયીનું, પિતાનું, સર્વ સુહૃદોનું, બાંધવોનું તથા સર્વ પુરવાસી અને દેશવાસી જનોનું પરિપાલન કરો.[17] અરે ! આ અરણ્ય ક્યાં અને ક્ષાત્રધર્મ ક્યાં ? મસ્તક પર જટા ધારણ કરવી ક્યાં અને રાજ્યપાલન કરવું ક્યાં ? એટલે કે એ સઘળાં પરસ્પર અત્યંત વિરુદ્ધ ધર્મવાળાં છે, તેનું આચરણ કરવા તમે યોગ્ય નથી.[18] હે વિશાળ બુદ્ધિવાળા ! રાજ્યાભિષેક થવો એ જ ક્ષત્રિયોનો મુખ્ય ધર્મ છે; કેમ કે તેથી પ્રજાપાલનરૂપ મહાન ધર્મ પ્રાપ્ત કરી શકાય છે, તો પછી એવા પ્રત્યક્ષ સુખના સાધનરૂપ ધર્મનો ત્યાગ કરી કેવળ દુઃખરૂપ, સંશયાસ્પદ અને ઉત્તર વયમાં જ આશ્રય કરવા યોગ્ય વાનપ્રસ્થાશ્રમ ધર્મનું કયો શ્રેષ્ઠ ક્ષત્રિય આચરણ કરે ?[19,20] હે આર્ય ! જો કદાચ તમે ક્લેશ ભોગવીને જ ધર્માચરણ કરવા ઇચ્છતા હો, તો ધર્મ વડે રૂડી રીતે ચારે વર્ણની પ્રજાનું પાલન કરો, એટલે તેમાં પણ તમે ક્લેશને મેળવી શકશો; પ્રજાપાલન કરવારૂપ ધર્મમાં પણ મહાન ક્લેશ રહ્યો છે.[21] હે ધર્મજ્ઞ ! ધર્મ જાણનારા પુરુષોએ ચારે આશ્રમોમાં એકલા ગૃહસ્થાશ્રમને જ શ્રેષ્ઠ કહ્યો છે, છતાં તમે તેનો ત્યાગ કરવા કેમ ઇચ્છો છો ? હે આર્ય ! હું કે જે વિદ્યા, સ્થાન અને જન્મ, એ સઘળી વાતે તમારાથી બાળક-અનધિકારી-નિકૃષ્ટ છું, તે તમારા છતાં પૃથ્વીનું પાલન કેવી રીતે કરી શકું ?[22,23] હે રાઘવ ! તમારા કરતાં ઓછી બુદ્ધિવાળો અને ઉંમરમાં પણ કનિષ્ઠ હોવાને લીધે બાળક સમાન હું તમારા વિના રાજ્ય કરવાનો ઉત્સાહ ધરી શકતો નથી; માટે હે ધર્મજ્ઞ ! આપણા સુહૃદ્વર્ગ સહિત તમે આપણા પિતાના સમગ્ર અને નિષ્કંટક રાજ્યનું ધર્મ વડે પાલન કરો.[24,25] હે મંત્રને જાણનારા આર્ય બંધુ ! હવે તો અયોધ્યામાં ગયા વિના જ અહીં આવેલા મંત્રોને જાણનારા આ વસિષ્ઠ મુનિ વગેરે સર્વ ઋત્વિજો અને સર્વ પ્રધાનમંડળ તમારો અહીં જ અભિષેક કરશે;[26] અને પછી રાજ્યાભિષિક્ત થયેલા તમે મરુદ્ગણો સહિત ઇંદ્રની પેઠે, શત્રુસમૂહનો વિજય કરી અમો સર્વનું પાલન કરવા માટે અયોધ્યાનગરીમાં પધારશો અને ત્યાં રહી ત્રણે ઋણોને નિવૃત્ત કરતા, દુષ્ટ જનોનો અથવા શત્રુઓનો સારી રીતે વિનાશ કરતા તથા સજ્જનોની અથવા સંબંધીવર્ગની કામનાઓને પૂર્ણ કરતા તમે આ કિંકરને યથેચ્છ આજ્ઞા કરશો.[27,28] હે આર્ય ! આજે તમને રાજ્યાભિષેક થયેલો જોઈ સઘળો સુહૃદ્વર્ગ હર્ષને પ્રાપ્ત થાઓ અને તમને દુઃખ દેનારા શત્રુઓ વગેરે ભય પામી દશે દિશાઓમાં નાસી જાઓ.[29] હે પુરુષોત્તમ ! આજે તમે મારી માતાની લોકમાં પ્રસરેલી નિંદાને નિવૃત્ત કરી જ્યેષ્ઠ પુત્રનું રાજ્ય કનિષ્ઠ પુત્રને આપવારૂપ પાપકર્મથી આપણા પિતાની રક્ષા કરો.[30] હે આર્ય બંધુ ! હું તમારા ચરણમાં મસ્તક મૂકી યાચના કરું છું કે, જેમ મહેશ્વર સર્વ ભૂત-પ્રાણીઓ ઉપર દયા કરે છે, તેમ તમે મારા પર તથા આપણા સર્વ સંબંધી-બાંધવો પર અને પ્રજાવર્ગ પર કૃપાદૃષ્ટિ કરો.[31] આટલી આટલી યાચના કરવા છતાં પણ જો કદાચ તમે મારી યાચનાને ગણકારશો નહિ અને અહીંથી પણ આગળ વનમાં જશો તો હું પણ તમારી સાથે જ આવીશ.[32]

મહાત્મા ભરતે રામચંદ્રના ચરણમાં મસ્તક મૂકી ઘણી ઘણી પ્રાર્થના કરી, તોપણ મહાપરાક્રમી રામચંદ્ર કે જે પિતાની આજ્ઞા પાળવામાં દૃઢ આગ્રહવાળા હતા, તેમણે કોઈ પણ પ્રકારે પાછા વળવાની ઇચ્છા કરી નહિ.[33] પિતાની આજ્ઞા પાળવામાં રામચંદ્રની સ્થિર મતિ જોઈને ત્યાં બેઠેલા સર્વ મનુષ્યો 'અરે ! રામ અયોધ્યામાં નહિ આવે' એમ જાણી અત્યંત ક્લેશ અને તેની સાથે જ 'અહો ! રામની કેવી પિતૃભક્તિ છે !' એમ વિચારી હર્ષ, એ બન્નેને પ્રાપ્ત થયાં.[34] આ વેળા રામચંદ્રે પાછા વળવાની ના કહી, એ જાણી ત્યાં બેઠેલા વસિષ્ઠ ઋષિ આદિ ઋત્વિજો, કૌશલ્યા વગેરે માતાઓ અને મોટા મોટા નાગરિકો, એ સર્વનો ઉમંગ ભંગ થઈ ગયો અને તેઓ સર્વ આંસુભર્યાં નેત્રે ભરતની પ્રશંસા કરી રામચંદ્રને અયોધ્યામાં પધારવા માટે પ્રણામ કરી

અનેક પ્રકારે યાચના કરવા લાગ્યા.[૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૬મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૦૭ મો

## રામભરત-સંવાદ–પ્રતિજ્ઞાપાલનનો દૃઢ નિશ્ચય

पुनरेवं ब्रुवाणं तं भरतं लक्ष्मणाग्रजः ।
प्रत्युवाच ततः श्रीमाञ्ज्ञातिमध्ये सुसत्कृतः ॥ १ ॥

ભરતની યાચના સાંભળી સર્વથી સત્કાર પામેલા શ્રીમાન રામચંદ્રે પોતાના સુહૃજ્જનોના સાંભળતાં તેને કહ્યું:[૧] 'હે ભરત! તું જે કાંઈ કહે છે તે તને યોગ્ય જ છે. રાજશ્રેષ્ઠ મહારાજા દશરથથી ઉત્પન્ન થયેલો તું કદી પણ ધર્મ વિરુદ્ધ બોલવા યોગ્ય જ નથી;[૨] છતા હે ભાઈ! હું તને જે કાંઈ કહું છું, તે તું એકાગ્રચિત્તે સાંભળ. પૂર્વે જ્યારે આપણા પિતાએ તારી માતા કૈકેયીનું પાણિગ્રહણ કર્યું, ત્યારે તેમણે તારા માતામહ આગળ પ્રતિજ્ઞા કરી હતી કે, 'હું તમારી પુત્રી કૈકેયી વિષે જે પુત્ર ઉત્પન્ન થશે તેને મારું રાજ્ય આપીશ.'[૩] વળી પૂર્વે થયેલા દેવાસુરસંગ્રામ વિષે તારી માતા કૈકેયીએ જ્યારે આપણા પિતાને મોટી સહાય કરી, ત્યારે તેમણે પ્રસન્ન થઈ તેને બે વરદાનો માગવાનું કહી રાખ્યુ હતું;[૪] જેથી તેણીએ મારો રાજ્યાભિષેક થતાં પહેલાં પૂર્વની પ્રતિજ્ઞાનું સ્મરણ કરાવી આપણા પિતાની પાસેથી મને વનવાસ તથા તને રાજ્ય આપવા માટેનાં બે વરદાનો માગી લીધાં; એટલે પોતાની સત્ય પ્રતિજ્ઞાથી બંધાયેલા આપણા પિતાએ પણ તેને એ પ્રમાણે બે વરદાન આપી સંતુષ્ટ કરી.[૫,૬] હે પુરુષશ્રેષ્ઠ! આપણા પિતાએ કૈકેયીને વરદાન આપ્યા પ્રમાણે ચૌદ વર્ષ પર્યંત વનમાં વસવા માટે પ્રેરાયેલો અને કોઈની પણ સ્પર્ધા નહિ કરનારો હું પિતાનું વચન સત્ય કરવા અર્થે સીતા તથા લક્ષ્મણની સાથે આ નિર્જન અરણ્ય વિષે આવી વસ્યો છું.[૭,૮] હે ભરત! તારે પણ તે જ પ્રમાણે પોતાના શરીરને રાજ્યાભિષિક્ત કરી આપણા પિતાને સત્યવાદી કરવા જોઈએ.[૯] હે ભરત! તું ધર્મને જાણનાર છે, તેથી તારે માટે નહિ તો માત્ર મને પ્રસન્ન કરવા માટે પણ તું તારા શરીરને રાજ્યાભિષિક્ત કરી, આપણા પિતાને કૈકેયીના ઋણમાંથી મુક્ત કર અને તારી માતાને આનંદિત કર.[૧૦] હે તાત! પૂર્વે ગયા પ્રદેશમાં યજ્ઞ કરનારા, અતિ યશસ્વી અને તીવ્ર બુદ્ધિવાળા ગય રાજાએ પિતૃઓને પ્રસન્ન કરવા માટે ગાયેલી નીચે પ્રમાણેની ગાથા આપણા સાંભળવામાં આવે છે:[૧૧]

पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः ।
तस्मात्पुत्र इति प्रोक्तः पितॄन्यः पाति सर्वतः ॥

પુત્ર ગયાશ્રાદ્ધ કરી પોતાના પિતાને 'પુમ્' નામના નરકથી તારે છે; તથા અનેક યજ્ઞ–યાગાદિ કરી તેમ જ વાવ, કૂવા વગેરે બંધાવી તેથી થતા સત્ફળ વડે તેમનું ચોમેરથી રક્ષણ કરે છે; માટે તેને શાસ્ત્રજ્ઞોએ 'પુત્ર' કહ્યો છે.[૧૨] એટલા માટે કહ્યું છે:

एष्टव्या बहवः पुत्रा गुणवन्तो बहुश्रुताः ।
तेषां वै समवेतानामपि कश्चिद् गयां व्रजेत् ॥

પુરુષોએ ગુણવાન અને અનેક શાસ્ત્રોમાં પારંગત થાય એવા ઘણા પુત્રો ઇચ્છવા; કેમ કે તેવા એકઠા થયેલા ઘણા પુત્રોમાંથી એકાદ પણ ગયાતીર્થ પ્રત્યે જાય અને ત્યાં શ્રાદ્ધ કરી માતાપિતાનો ઉદ્ધાર કરે.[૧૩]

હે રઘુનંદન! પૂર્વે થયેલા સર્વ રાજર્ષિઓએ 'પુત્ર પિતાને નરકમાંથી તારે છે' એવી રીતનો વિશ્વાસ રાખેલો છે; માટે તું પણ પિતાની આજ્ઞા પ્રમાણે વર્તી, તેમનું નરકથી રક્ષણ કર.[૧૪] હે ભરત! શત્રુઘ્ન તથા મહર્ષિ વસિષ્ઠ આદિ સર્વ દ્વિજો સહિત તું પાછો અયોધ્યા પ્રત્યે જઈ આપણી સઘળી પ્રજાનું અનુરંજન કર. હવે હું પણ વિલંબ નહિ કરતાં, સીતા તથા લક્ષ્મણ સહિત દંડકારણ્યમાં પ્રવેશ કરીશ.[૧૫,૧૬] હે ભરત! તું અયોધ્યામા જઈ મનુષ્યોનો રાજા થા અને હું દંડકારણ્યમાં જઈ વનચર મૃગાદિ પ્રાણીઓનો રાજા થઈશ. હે વીર! હવે તુ અતિ પ્રસન્ન થઈ અયોધ્યા પ્રત્યે જા અને હુ પણ પ્રસન્ન થઈ દંડ-

કારણ્યમાં પ્રવેશ કરીશ.[૧૭] હે ભરત! સૂર્યનાં પ્રખર કિરણો રોકનારું છત્ર તારા મસ્તક પર શીતળ છાયા કરશે અને હું પણ આ વનની અંદરનાં રમણીય વૃક્ષોની ઘાટી છાયાનું સેવન કરીશ.[૧૮] વળી હે વીર! જેવી રીતે અત્યંત બુદ્ધિમાન શત્રુઘ્ન તારી સહાયમાં છે તેવી રીતે આ પરાક્રમી લક્ષ્મણ મારી સહાયમાં મુખ્ય પ્રધાનરૂપ છે. એવી રીતે આપણે ચારે શ્રેષ્ઠ પુત્રો મળી આપણા પિતા દશરથ રાજાને સત્યવચની કરીશું; માટે તારે કોઈ પણ પ્રકારે ખેદ કરવો યોગ્ય નથી.[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦૮ મો

### જાબાલિ મુનિનો ઉપદેશ

आश्वासयन्तं भरतं जाबालिर्ब्राह्मणोत्तमः ।
उवाच रामं धर्मज्ञं धर्मापेतमिदं वचः ॥ १ ॥

મહાત્મા ભરતે ઘણે ઘણે પ્રકારે પ્રાર્થના કરી, તથાપિ તેની એક પણ વાત ન સ્વીકારતાં ધર્મજ્ઞ રામચંદ્રે જ્યારે તેનું પૂર્વોક્ત પ્રકારે આશ્વાસન કરવા માંડ્યું અને પોતે કોઈ પણ રીતે પાછા વળવાનું સ્વીકાર્યું નહિ, ત્યારે દશરથ રાજાના મંત્રી વર્ગમાંના બ્રાહ્મણોમાં ઉત્તમ એવા એક 'જાબાલી' નામના બ્રાહ્મણે વૈદિક ધર્મથી વિરુદ્ધ એવા નાસ્તિક મતનો આશ્રય કરી રામચંદ્રને કહેવા માંડ્યું :–[૧] 'હે રાઘવ! શ્રેષ્ઠ બુદ્ધિવાળા અને તપસ્વી એવાં તમને આવી પ્રાકૃત મનુષ્યના સરખી, પિતાનું વચન પાળવારૂપ ધર્મને માનનારી નિરર્થક બુદ્ધિ ક્યાંથી પ્રાપ્ત થઈ? અરે, તેવી બુદ્ધિ તમને ન થાઓ.[૨] આ જગત વિષે કોણ કોનો બંધુ છે અને કોઈને કોઈના સંબંધથી શું પ્રાપ્ત થાય છે? જીવ એકલો ઉત્પન્ન થાય છે અને એકલો જ વિનાશ પામે છે;[૩] માટે હે રામ! જે પુરુષ 'આ મારી માતા છે' તથા 'આ મારો પિતા છે' એવું જાણી તેઓને વિષે આસક્ત થાય છે, તેને ઉન્મત્ત સમાન જ જાણવો; કેમ કે આ જગતમાં કોઈ કોઈનું નથી.[૪] હે કાકુત્સ્થ! જેવી રીતે કોઈ મનુષ્ય મુસાફરી કરતાં, માર્ગમાં આવતા કોઈ ગામમાં ઉતારો કરે અને વળી જો બીજો દિવસ થાય, ત્યારે તે ગામનો ત્યાગ કરી બીજે સ્થળે ચાલ્યો જાય, તેવી જ રીતે મનુષ્યમાત્રનાં માતા, પિતા, ગૃહ તથા દ્રવ્ય વગેરે સર્વ કાંઈ ઉતારારૂપ જ છે. આમ હોવાથી સજ્જન મનુષ્યો તેને વિષે આસક્ત થતા નથી.[૫,૬] હે નરોત્તમ! તમે પોતાના પિતાના નિષ્કંટક રાજ્યનો ત્યાગ કરી અનેક ખાડા–ખાઈઓવાળા અને ઘણા કાંટાવાળા દુઃખરૂપ વનમાર્ગનું સેવન કરવા યોગ્ય નથી.[૭] હે રાઘવ! જેમ પતિવિયોગિની સ્ત્રી માત્ર એક વેણીને ધારણ કરી પોતાના સ્વામીના આગમનની વાટ જુએ છે, તેમ આખી અયોધ્યા નગરી તમારા પધારવાની વાટ જોઈ રહી છે; માટે તમે અતિ સમૃદ્ધિશાળી અયોધ્યા નગરીમાં પધારી પોતાના શરીરને રાજ્યાભિષિક્ત કરો;[૮] અને અગણિત રાજ્યભોગો ભોગવતાં, જેમ ઇંદ્ર સ્વર્ગમાં વિહાર કરે, તેમ તમે અયોધ્યામાં વિહાર કરો.[૯] હે રામ! તમારો દશરથ રાજા સાથે કાંઈ પણ સંબંધ નથી; તેમ જ તેમનો તમારી સાથે કાંઈ સંબંધ નથી; કેમ કે તમને જન્મ આપનાર પિતાથી હાલમાં એ રાજા જુદા છે અને તેનાથી તમે જુદા છો.× તેથી હું કહું છું તેમ જ તમે કરો. વળી હે રામ! પુત્રની ઉત્પત્તિ થવામાં બીજ માત્રે કરીને પિતા નિમિત્તકારણ છે અને માતા પણ શોણિતમાત્રે

* જાબાલિ ઋષિ કાંઈ નાસ્તિક મતવાદી ન હતા, પરંતુ તે એ મતને સારી રીતે જાણતા હતા; માટે જ જ્યારે રામે કોઈ પણ રીતે માન્યું નહિ અને પિતાનું વચન પાળવાનો જ પોતાનો ધર્મ બતાવ્યો, ત્યારે એ ઋષિએ વિચાર કર્યો: 'લાવ, આ વખતે હું નાસ્તિક મતનો અનુવાદ કરું. જો કે એ મત વેદબાહ્ય છે અને સત્પુરુષોને માન્ય નથી, તોપણ એ મત સાંભળવાથી ગમે તેવા ધર્મિષ્ઠ પુરુષનું મન પણ સંશયમાં પડી જાય છે. જો કદાચ તે મત સાંભળવાથી રામનું મન પણ પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મથી ચલાયમાન થશે, તો સર્વની ઇચ્છા પરિપૂર્ણ થશે.' એવા વિચારથી તેમણે તે સમયે નાસ્તિક મતનો અનુવાદ કરવો યોગ્ય ધાર્યો હોય એમ લાગે છે

× આ વાક્યો ક્ષણિકવાદને અનુસરતાં છે.

કરીને નિમિત્તકારણ છે; કેમ કે ઋતુસ્નાતા સ્ત્રીને વિષે જ્યારે પુરુષ વીર્યસિંચન કરે છે ત્યારે તે પુરુષનું વીર્ય અને સ્ત્રીનું રુધિર સંયુક્ત થઈ આ પંચભૂતાત્મક મનુષ્યના દેહનો જન્મ થાય છે.[૧૦,૧૧] તો હવે જે એવો નિમિત્તકારણરૂપ પંચભૂતથી બનેલો તમારો પિતા હતો, તે તો તેમાં મળી ગયો અને બીજાં પણ સર્વ ભૂત–પ્રાણીઓની તેવી જ ગતિ થયા કરે છે, તો પછી તમે શા માટે પોતાના રાજ્યરૂપ સ્વાર્થથી ભ્રષ્ટ થાઓ છો ![૧૨] હે રામ ! આ જગત વિષે જે જે પુરુષો પ્રત્યક્ષ પ્રાપ્ત થતાં સુખનો ત્યાગ કરી માત્ર પરોક્ષ ધર્મનું જ સેવન કર્યા કરે છે, તેઓનો હું ઘણો જ શોચ કરું છું. તેઓ આ લોકને વિષે ધર્મ પ્રાપ્ત કરવા માટે ઘણાં ઘણાં કષ્ટ વેઠી અંતે તો મરણને જ પ્રાપ્ત થાય છે. વળી 'અષ્ટકાદિ શ્રાદ્ધકર્મોથી પિતૃઓ તૃપ્ત થાય છે' એવું સત્ય માનનારા આ લોકો તેવાં શ્રાદ્ધાદિ કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે; પરંતુ તેથી તો તેમાં વપરાતાં અન્ન કે જે જીવતાં મનુષ્યોને ખાવા યોગ્ય હોય છે, તેનો માત્ર મિથ્યા વિનાશ જ થાય છે; અર્થાત્ તેઓ અન્નનો નકામો બગાડ કરે છે, એમ તમારે જાણવું. શું મૃત્યુ પામેલો પ્રાણી તે શ્રાદ્ધાન્ન ખાવાનો હતો ![૧૩,૧૪] જો આ લોક વિષે કોઈએ ભોજન કરેલું અન્ન કોઈ બીજાના ઉદરમાં જતું હોય તો મુસાફરી કરનારા મનુષ્યને ઉદ્દેશી કોઈ બ્રાહ્મણાદિને શ્રાદ્ધાન્ન આપવું, એટલે પેલા મુસાફરી કરનારાને સાથે ભાતું લઈ જવું પડે નહિ અને ભાર પણ ઉપાડવો પડે નહિ ! પરંતુ તેવું તો ક્યાંય જોવામાં આવતું નથી; તેથી મરનારને તૃપ્તિ થવા માટે તેની પાછળ કરાતાં શ્રાદ્ધાદિ કર્મો મિથ્યા છે.[૧૫] હે રામ ! વ્યાપાર વગેરે પોતાની આજીવિકા ચલાવવામાં ઘણો પરિશ્રમ થતો જોઈ કેટલાએક બુદ્ધિમાન પુરુષોએ વિનાશ્રમે આજીવિકા ચલાવવા સારુ અને બુદ્ધિહીન મનુષ્યોને છળી તેઓની પાસેથી અર્થોપાર્જન કરવા સારુ દાન વગેરે કર્મો કરવાના ઉપદેશથી ભરેલા અનેક ગ્રંથો રચ્યા છે અને તેવા ગ્રંથોમાં 'તું દેવોની પૂજા કર ! અન્નાદિ પદાર્થોનાં દાન કર ! યજ્ઞો કરવાની દીક્ષા લે, ચાંદ્રાયણાદિ તપ કર અને સર્વસ્વ બ્રાહ્મણોને આપી ગૃહનો ત્યાગ કરી ચાલ્યો જા.' એવી રીતનો સ્વાર્થપૂર્ણ ઉપદેશ કરેલો છે, એવા સ્વાર્થી ગ્રંથો કાંઈ પ્રમાણભૂત ગણાતા નથી. હે મહામતિ ! આ લોક વિષે જે પ્રત્યક્ષ સુખ જોવામાં આવે છે, તે ઉપરાંત ધર્મથી પ્રાપ્ત થનારા પરલોકમાં કાંઈ પણ સુખ છે જ નહિ, એવું સત્ય સમજીને તથા અનુમાનથી ધારવામાં આવતા પરોક્ષ–સ્વર્ગાદિ સુખનો ત્યાગ કરી તમે માત્ર પ્રત્યક્ષ હોય તેનું જ સેવન કરો.[૧૬,૧૭] હે રામ ! 'પ્રત્યક્ષ દેખાતી વસ્તુ જ સત્ય છે' એમ કહેનારા સત્પુરુષોની બુદ્ધિ કે જે સર્વ લોકને સંમત છે, તેનું જ અવલંબન કરી તમે ભરતની યાચના પ્રમાણે રાજ્યનો સ્વીકાર કરો ![૧૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૦૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૦૯ મો

## સત્યની પ્રશંસા

जावालेस्तु वचः श्रुत्वा रामः सत्यपराक्रमः ।
उवाच परया सूक्त्या बुद्धया विप्रतिपन्नया ॥ १ ॥

જાબાલિ મુનિનાં વચન સાંભળી તેમાં કિંચિત્ પણ શ્રદ્ધા નહિ ધરતાં, માત્ર સત્યને જ મુખ્ય ધર્મ માનનારા શ્રીમાન રામચંદ્રે વેદોક્ત વાણીનું અવલંબન કરી કહ્યું:[૧] 'હે મહર્ષિ ! તમોએ મને સારું લગાડવા માટે હાલમાં જે વચનો કહ્યાં, તે શાસ્ત્રસંમત નહિ હોવાથી પ્રમાણભૂત નથી; છતાં ઉપરઉપરથી પ્રમાણભૂત જેવાં ભાસે છે, પરંતુ પરમાર્થદૃષ્ટિએ વિચાર કરતાં તો તે કેવળ અકાર્ય અને દુઃખરૂપ છે.[૨] હે ઋષિ ! વેદોક્ત ધર્મમર્યાદામાં નહિ વર્તનારો, પાપયુક્ત આચારવાળો અને સત્પુરુષોએ માન્ય કરેલાં સત્શાસ્ત્રોને મૂકી તેથી ઊલટાં શાસ્ત્રોમાં પ્રીતિ રાખનારો પુરુષ સજ્જનોના સમાજમાં કદી પણ માન પામતો નથી.[૩] હે જાબાલિ ! આ જગત વિષે કોઈ પણ મનુષ્ય કુલીન અથવા અકુલીન, પરાક્રમી અથવા બીકણ અને પવિત્ર અથવા અપવિત્ર

હોય, તે સઘળું તેના વૈદિક આચારથી જ જણાઈ રહે છે.[૪] બાકી તો તમારા કહેવા પ્રમાણે વર્તવાથી તો મનુષ્ય ગમે તેવો અનાર્ય હોવા છતાં આર્ય સરખો, અપવિત્ર હોવા છતાં પવિત્ર સરખો, શ્રેષ્ઠ લક્ષણોરહિત હોવા છતાં શ્રેષ્ઠ સરખો અને દુઃશીલ હોવા છતાં સુશીલ સરખો જણાઈ આવે છે, પણ તેમ નથી.[૫] જો હું તમોએ કહેલા લોકને ભ્રષ્ટ કરનારા એ અધર્મ માર્ગને ધર્મરૂપ માની સ્વીકારું તો વેદોક્ત વિધિમાં દર્શાવેલી ક્રિયાનો ત્યાગ કરવાથી મારું અકલ્યાણ થાય.[૬] વળી પરલોક નષ્ટ કરનારા નાસ્તિક મતનું અવલંબન કરવાથી દુરાચારી ગણાયેલા મને આ જગત વિષે કાર્યાકાર્યનો વિચાર કરનાર કયો વિચક્ષણ શ્રેષ્ઠ પુરુષ માને ? હે ઋષિવર ! જો હું તમોએ દર્શાવેલી મારી પ્રતિજ્ઞાનો નાશ કરનારી વૃત્તિનો સ્વીકાર કરું, તો પછી મને કયા ઉપાય વડે સ્વર્ગપ્રાપ્તિ થાય અને હું કોના જેવાં આચરણવાળો ગણાઉં[૭,૮] અરે ! તમારા ઉપદેશ પ્રમાણે વર્તવાથી પ્રથમ તો હું પોતે જ સ્વચ્છંદી થઈ જાઉં અને મારું આચરણ જોઈ સર્વ લોકો પણ તે જ પ્રમાણે વર્તે; કેમ કે 'यद्वृत्ताः सन्ति राजानस्तद्वृत्ताः सन्ति हि प्रजाः । રાજાઓ જેવા આચરણવાળા હોય છે, તેવા જ આચરણવાળી પ્રજા પણ થાય છે.'[૯] માટે રાજાનું આચરણ તો સનાતન(અનાદિ)થી ચાલતું આવેલું એ જ છે, કે તેણે સર્વ ભૂત-પ્રાણીઓ ઉપર દયા રાખવી અને સત્યનું પ્રતિપાદન કરવું. એકંદરે રાજાનું સઘળું આચરણ સત્યાત્મક હોવાને લીધે આખું રાજ્ય તથા સર્વ લોક પણ સત્યના આધારે જ છે.[૧૦]

ऋषयश्चैव देवाश्च सत्यमेव हि मेनिरे ।
सत्यवादी हि लोकेऽस्मिन्परं गच्छति चाक्षयम् ॥

સર્વ ઋષિઓ અને દેવો પણ સત્યને મુખ્ય માને છે; તેમ જ આ લોક વિષે સત્યવાદી પુરુષો જ સર્વથી ઉત્કૃષ્ટ અને અવિનાશી પદને પ્રાપ્ત થાય છે.

उद्विजन्ते यथा सर्पान्नरादनृतवादिनः ।
धर्मः सत्यपरो लोके मूलं सर्वस्य चोच्यते ॥

સર્વ લોકો જેમ સર્પથી ત્રાસ પામે છે, તેમ અસત્યવાદી પુરુષથી પણ ત્રાસ પામે છે. આ લોકમાં સત્યાત્મક ધર્મ સર્વનું મૂળ છે.[૧૧,૧૨]

सत्यमेवेश्वरो लोके सत्ये धर्मः सदाश्रितः ।
सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥

આ લોકને વિષે સત્ય એ જ સાક્ષાત્ ઈશ્વરનું સ્વરૂપ છે, સત્યમાં જ ધર્મ રહ્યો છે અને સત્ય ધર્મ જ સર્વનું મૂળ છે. સત્યથી બીજું કાંઈ ઉત્કૃષ્ટ પદ નથી.[૧૩]

दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च ।
वेदाः सत्यप्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥

દાન, યજ્ઞ, પૂજન અને તપશ્ચર્યા વગેરે કર્મોનું પ્રતિપાદન કરનારા વેદ પણ સત્યરૂપ ઈશ્વરના શ્વાસોચ્છ્વાસરૂપે જ પ્રકટ થયેલા છે.× માટે તે પણ સત્યરૂપ જ છે એટલે તેમાં કહ્યા પ્રમાણે દાન વગેરે કર્મોમાં મનુષ્યોએ નિઃસંશય થઈ પ્રવૃત્ત થવું જોઈએ.[૧૪]

एकः पालयते लोकमेकः पालयते कुलम् ।
मज्जत्येको हि निरय एकः स्वर्गे महीयते ॥

આ લોક વિષે એક પુરુષ આખા રાજ્યનું પાલન કરે છે, ત્યારે એક પુરુષ માત્ર પોતાના કુટુંબનું જ પાલનપોષણ કરવાની શક્તિ ધરાવે છે; તેમ જ એક પુરુષ દુઃખમાં રિબાતો હોય છે, ત્યારે કોઈ બીજો એક પુરુષ વળી સુખભોગથી હર્ષ પામે છે. ( આ સઘળો વિચિત્ર પ્રકાર જોતાં નિશ્ચય થાય છે કે 'એ સૌ વેદમાં વર્ણવેલા ધર્મ તથા અધર્મનું જ ફળ છે.'+ )[૧૫]

. હે મહર્ષિ ! હું પિતાની આજ્ઞા શા માટે ન પાળું ? કેમ કે સત્ય પ્રતિજ્ઞાવાળા અને સદાચારસંપન્ન મહારાજા દશરથે 'રામ મારી પ્રતિજ્ઞાને

× શ્રુતિમાં કહ્યું છે કે: तद्वेतन्महतो भूतस्य निश्वसित यदृग्वेदो यजुर्वेदः सामवेद इति ॥ આ ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ સર્વ એ મહાન પિતા પરમાત્માના નિઃશ્વાસરૂપ છે.

+ નાસ્તિક મત કે જે માત્ર પ્રત્યક્ષ પ્રમાણને જ માનનારો છે, તેનું નિરાકરણ કરવા માટે રામે દર્શાવેલા આ પ્રત્યક્ષ સિદ્ધ દાખલાથી વળી બીજું કયું બળવત્તર પ્રમાણ છે? અર્થાત્ જે માણસ જેવું માનતો હોય, તેને પ્રમાણે જ દાખલો બેસાડવા માટે તો તે તેની માન્યતા પ્રમાણે જ દાખલો આપવો જોઈએ; કેમ કે પ્રત્યક્ષ મતવાદી અનુમાનાદિ પ્રમાણોને તો માને નહિ.

સત્ય કરશે' એમ ધારીને જ મને સત્યમાં પ્રેર્યો છે.[૧૬] માટે પૂર્વે પ્રતિજ્ઞા કર્યા પછી હવે હું તમોએ કહેલા અસત્ શાસ્ત્રમાં શ્રદ્ધાવાન થઈ રાજ્યલોભથી અથવા પૂર્વોક્ત પ્રતિજ્ઞાનું વિસ્મરણ થવાથી કિંવા પ્રતિજ્ઞાભંગથી થતા દોષના અજ્ઞાનથી, કદી પણ તે સત્યપ્રતિજ્ઞાનો ભંગ કરીશ નહિ.[૧૭] કેમ કે ચંચળ સ્વભાવવાળા અને અસ્થિર ચિત્તવાળા અસત્યવાદી પુરુષોએ આપેલાં હવ્યકવ્યોને* દેવો તથા પિતૃઓ પણ ગ્રહણ કરતા નથી, એવું સાંભળવામાં આવ્યુ છે.[૧૮] હે જાબાલિ! પ્રત્યેક મનુષ્યના જીવનને ઉન્નત કરનારા સત્યરૂપ ધર્મને હું સર્વ ધર્મો કરતાં શ્રેષ્ઠ માનું છું અને વનમાં વસી આ જટાભારને કિંવા સત્યપાલનરૂપ ધર્મભારને સત્પુરુષોએ ધારણ કરેલો છે; તેથી હું પણ તે ધર્મને માન આપું છું. ધર્મના આભાસવાળો, પરંતુ યથાર્થ રીતે વિચારતા તો કેવળ અધર્મરૂપ ક્ષત્રિયનો ધર્મ કે, જેનુ ક્ષુદ્ર તથા ક્રૂર સ્વભાવવાળા અને અત્યંત લોભવાળા પાપી જનો જ સેવન કરે છે, તેનો હું સર્વથા ત્યાગ કરીશ; કેમ કે જેને અનુસરવાથી પિતાની આજ્ઞાનો ભંગ થાય તે કદી પણ ધર્મ કહેવાય નહિ; અર્થાત્ પિતાની આજ્ઞાનો ભંગ કરીને હું કદી પણ ક્ષાત્રધર્મ સ્વીકારીશ નહિ.[૧૯,૨૦] મનુષ્ય પ્રથમ પોતાના મનથી ધારે છે: 'હું અમુક કાર્ય કરીશ' પછી જિહ્વા દ્વારા મુખથી બોલીને તે વિચારને પ્રકટ કરે છે અને ત્યાર બાદ કાયાથી તેનું આચરણ કરે છે. એ પ્રમાણે માનસિક, વાચિક અને કાયિક એમ ત્રણ પ્રકારનાં પાપ અથવા તો પુણ્ય મનુષ્યથી થાય છે.[૨૧] જે પુરુષો સત્યનું પાલન કરે છે, તેઓને જ પૃથ્વી, કીર્તિ, યશ તથા લક્ષ્મી એ સર્વ પ્રાપ્ત થાય છે; માટે નિરંતર સત્યનુ જ સેવન કરવું જોઈએ. હે ઋષિવર્ય! તમોએ શ્રેષ્ઠ ધારીને, યુક્તિ ભરેલાં વાક્યો વડે મને રાજ્ય સ્વીકારવા માટે જે ઉપદેશ કર્યો છે, તે કોઈ પણ રીતે શ્રેષ્ઠ નથી, પરંતુ અનાર્ય જેવો જ છે. અરે! પ્રથમ પોતાના પિતા સમક્ષ ચૌદ વર્ષ સુધી વનમાં વસવાની પ્રતિજ્ઞા કરી, હવે હું તે પ્રતિજ્ઞાનો ત્યાગ કરી શકું? પૂર્વે જ્યારે મેં પિતાની સમક્ષ ચૌદ વર્ષ વનમાં વસવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી, તે વેળા દેવી કૈકેયી અત્યંત હર્ષ પામી હતી; તો હવે પ્રથમ જેને હર્ષ પમાડ્યો હોય, તેના હર્ષનો પાછળથી નાશ કરવો એ પણ શું યોગ્ય કહેવાય? માટે પવિત્રપણે વનમાં વસતો હું કંદ, મૂળ વગેરે પદાર્થોનું ભોજન કરી પવિત્ર એવાં મૂળ, ફળ તથા પુષ્પો વડે પિતૃઓ અને દેવોને પ્રાપ્ત કરીશ; તેમ જ જિતેંદ્રિય, કપટરહિત અને આસ્તિક બુદ્ધિવાળો હું કાર્યમાં વિચક્ષણ થઈ પોતાની આજ્ઞા પાળવારૂપ ધર્મને લોકમાં પ્રવર્તાવીશ.[૨૨–૨૭] આ કર્મભૂમિ—ભારતવર્ષમાં જન્મ ધરી મનુષ્યે શુભ કર્મો જ કરવાં જોઈએ; કેમ કે અગ્નિ, વાયુ અને સૂર્ય, એ દેવો તે તે કર્મના ફળભોક્તા છે અર્થાત્ શુભ કર્મ કરવાથી તે તે દેવલોકની પ્રાપ્તિ થાય છે.[૨૮] જુઓ, ઇંદ્ર સો યજ્ઞોરૂપ શુભ કર્મ કરવાથી સ્વર્ગ વિષે દેવોનો રાજા થયો છે; તેમ જ અનેક મહર્ષિઓ ઉગ્ર તપશ્ચર્યારૂપી પવિત્ર કર્મ કરીને સ્વર્ગ પ્રત્યે ગયા છે.[૨૯]

એટલું કહી 'વળી એકે ખાધેલું અન્ન જો બીજાના ઉદરમાં જાય તો શ્રાદ્ધ કરવું સત્ય ગણાય.' એ વગેરે પરલોકને નષ્ટ કરનારાં જાબાલિ મુનિનાં નાસ્તિકતાભર્યાં વચનોનું સ્મરણ કરી, તેજસ્વી રામચંદ્રે પુનઃ પણ તેમનાં તેવાં વચનોને નિંદતાં કહેવા માંડ્યું:[૩૦] 'હે જાબાલિ મુનિ! સત્ય બોલવું, ધર્મ પ્રમાણે વર્તવું, ચાંદ્રાયણ વગેરે વ્રતો કરવા, સર્વ ભૂત–પ્રાણીઓ ઉપર દયા રાખવી, પ્રિય વચન બોલવું અને બ્રાહ્મણ, દેવ તથા અતિથિ વગેરે પૂજ્યોનું પૂજન કરવું, એ સઘળા સ્વર્ગ પ્રત્યે જવાના માર્ગો છે, એમ સત્પુરુષો કહે છે.[૩૧] એ સત્પુરુષોના વચન પ્રમાણે ધર્મનું સ્વરૂપ જાણી તથા અનુકૂળ તર્ક વડે તેનો યથાર્થ નિર્ણય કરી એકમત થયેલા સાવધાન દ્વિજો રૂડી રીતે ધર્માચરણ કરી ઉત્તમ લોક પ્રાપ્ત કરવા ઇચ્છે છે.[૩૨] પરંતુ હે જાબાલિ! તમે કે જે અવૈદિક ધર્મને

* હવ્ય એટલે દેવોને ઉદ્દેશી અપાતા હુતદ્રવ્ય વગેરે અને કવ્ય એટલે પિતૃઓને ઉદ્દેશી શ્રાદ્ધમાં અપાતા અન્નાદિ પદાર્થો

અનુસરનારા હોવાને લીધે અત્યંત નાસ્તિક છો, વૈદિક ધર્મથી ભ્રષ્ટ થયેલા છો તથા આવી ભ્રષ્ટ બુદ્ધિ વડે સર્વ લોકનો વિનાશ કરવા સારુ માત્ર ઉપરથી જ ઋષિ સરખો વેશ ધારીને ફરો છો, તેને મારા પિતાએ પોતાના ઋત્વિજ તથા પ્રધાન-પદ વિષે યોજ્યા, તેથી ખરેખર મારા પિતાના તે કાર્યને નિંદું છું.[૩૩] જેમ પ્રજાના હિત માટે રાજાએ ચોરને શિક્ષા કરવી યોગ્ય જ છે તેમજ બુદ્ધિમત્તાને અનુસરીને પણ શિક્ષા કરવી યોગ્ય જ છે અને વળી (ચાર્વાક વગેરે) નાસ્તિકો તો એથી પણ વિશેષ શિક્ષાપાત્ર છે; માટે પ્રજાને વિષે જે કોઈ શિક્ષા કરવા યોગ્ય હોય તેને તો રાજાએ શિક્ષા કરવી જ. જો કદાચ તેમ ન થતું હોય, તો વિદ્વાન મનુષ્યે તેવા નાસ્તિક જનોની સાથે ભાષણ પણ કરવું નહિ.[૩૪] હે જાબાલિ! તમારા વિના પૂર્વે થયેલી બીજી ઘણીયે શ્રેષ્ઠ દ્વિજ જાતિઓએ આ લોક તેમ જ પરલોકનાં ફળની કામનાનો ત્યાગ કરીને અનેક શુભ કર્મો કરેલાં છે, તેથી જ તેઓ 'દ્વિજ' સંજ્ઞાને યોગ્ય છે. તેઓએ કરેલાં અહિંસા, સત્ય, તપ, દાન, પરોપકાર તથા યજ્ઞયાગાદિ સઘળાં પવિત્ર આચરણો વેદવિહિત છે. વળી ધર્મમાં પ્રીતિવાળા, બીજાઓને શાસ્ત્રોપદેશ કરવારૂપી દાનગુણને મુખ્ય માનનારા, સજ્જનોના સમાગમમાં રહેનારા, રાગ-દ્વેષાદિ મળ વિનાના, અહિંસક અને તેજસ્વી એવા વસિષ્ઠાદિ ઋષિઓ જ જગતમાં પૂજાય છે; તમારા જેવા નાસ્તિક નહિ.[૩૫,૩૬]

અત્યંત પરાક્રમી રામચંદ્રે જાબાલિને નાસ્તિક ગણીને જ્યારે તેમના પ્રત્યે અતિ તિરસ્કારયુક્ત નિંદાવચનો કહ્યાં, ત્યારે લજ્જિત થયેલા મહર્ષિ જાબાલિ અત્યંત નમ્રપણે કપટરહિત અને યથાર્થ એવાં આસ્તિક મતનાં વચન કહેવા લાગ્યા:[૩૭] 'હે રામચંદ્ર! હું નાસ્તિક મત સારી રીતે જાણું છું; તેથી ધર્મસંકટ પ્રાપ્ત થયે કોઈ વેળા આવાં નાસ્તિક મતનાં વચનોનો ઉપયોગ કરું છું;* કાંઈ સદા-સર્વદા એવાં વચનો બોલતો નથી, તેથી હું નાસ્તિક છું, એમ તમારે માનવું યોગ્ય નથી.÷ વળી આ જગત વિષે પરલોક નથી એવું પણ મારું માનવું નથી. પ્રત્યેક પ્રાણી માટે સ્વકર્માનુ-સાર પરલોક છે જ; મેં તો સમયનો વિચાર કરી નાસ્તિક વચનો કહ્યાં હતાં; સમય બદલાતાં હું પાછો આસ્તિક થયો છું, છતાં હજી પણ પ્રસંગ આવ્યે હું પુનઃ નાસ્તિક મત સ્વીકારું ખરો![૩૮] હે રામ! તમને અયોધ્યા પ્રત્યે પાછા તેડી જવાનો સમય પ્રાપ્ત થયો જાણીને જ મેં ધીમેથી-કંપતાં× નાસ્તિક વાણી કહી છે અને તે પણ માત્ર તમને પ્રસન્ન કરી વનમાંથી નિવૃત્ત કરવા તથા તમે અતિ ધર્મિષ્ઠ અને આસ્તિક છો, એવું જગતમાં પ્રસિદ્ધ કરવા માટે જ કહી છે.[૩૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણ-ના અયોધ્યાકાંડમાં ૧૦૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧૦ મો

### વસિષ્ઠવચન-ઇક્ષ્વાકુવંશનું વર્ણન

क्रुद्धमाज्ञाय रामं तु वसिष्ठः प्रत्युवाच ह ।
जाबालिरपि जानीते लोकस्यास्य गतागतिम् ॥

રામચંદ્રને જાબાલિ મુનિ પર ક્રોધિત થયેલા જોઈ તેમને શાંત કરવા માટે તથા અયોધ્યા પ્રત્યે પાછા વાળવા માટે વસિષ્ઠ ઋષિ કહેવા લાગ્યા: 'હે રામ! આ જાબાલિ મુનિ 'જીવને અહીંથી પરલોકમાં જવું પડે છે અને ત્યાંથી પાછું આવવું પડે છે' એ વાત સારી રીતે જાણે છે.[૧] તમને વનમાંથી પાછા તેડી જવાની ઇચ્છાથી જ તેમણે તમારા પ્રત્યે નાસ્તિક મતનાં વચન કહ્યાં છે; પરંતુ એથી કાંઈ તે નાસ્તિક નથી; માટે તમારે તેમના પર ક્રોધ કરવો યોગ્ય નથી. વળી હે લોકનાથ!

* જાબાલિ મુનિના આ વાક્યનું એવું તાત્પર્ય છે કે, 'ધર્મસંકટ પ્રાપ્ત થાય ત્યારે સર્વ મતોને જાણનારા વિદ્વાન પુરુષે તેમાંના કોઈ પણ મતનું અવલંબન કરી તેનું નિવા-રણ કરવું જોઈએ.' તદનુસાર મેં પણ અયોધ્યા સરીખા મહાન રાજ્યને વિષે પ્રાપ્ત થયેલા અનાયકત્વ સંકટને નિવૃત્ત કરવા માટે નાસ્તિક મતનાં વચનો કહ્યાં છે; પરંતુ તેથી કાંઈ વસ્તુતઃ હું પોતે નાસ્તિક નથી' ગો. ટી.

÷ સર્વ મતોને જાણનારો પુરુષ કદાચ પ્રસંગ આવ્યે અન્યથા વચનો બોલે તેથી કાંઈ તે નાસ્તિક છે એમ કહી શકાતું નથી. તિ. ટી.

× નાસ્તિક વચન કહેવાથી રામનો મારા પર ક્રોધ તો નહિ થાય એવા ભયને લીધે.

આ ભરત વગેરે સર્વ કોઈ તમને રાજ્ય ગ્રહણ કરવાનો આગ્રહ કરે છે, તે યોગ્ય જ છે; કેમ કે બ્રહ્માથી આરંભી છેક દશરથ રાજા સુધી ઇક્ષ્વાકુકુળ વિષે જ્યેષ્ઠ પુત્રને જ રાજ્ય આપવાની રીતિ ચાલતી આવેલી છે. હે રામ! તેના યથાર્થ નિર્ણય માટે હું તમને સૃષ્ટિની ઉત્પત્તિ સહિત તમારા વંશનું વર્ણન કરી બતાવું છું, જે સાંભળવાથી તમારો સંદેહ દૂર થશે.[2]

હે રામ! પ્રથમ સર્વ જળમય હતું. તેને વિષે હિરણ્યગર્ભ પરમાત્માએ પૃથ્વી નિર્માણ કરી અને ત્યાર પછી તે પરમાત્મા અગ્નિ વગેરે દેવો સહિત સ્વેચ્છાથી બ્રહ્મા થયા.[3] અને તે જ પરમાત્મા પોતે વરાહરૂપ ધારણ કરી જળમાં ડૂબેલી પૃથ્વીને બહાર કાઢી લાવ્યા. પછી પરમાત્માથી ઉત્પન્ન થયેલા શાશ્વત, નિત્ય તથા અવ્યય એવા બ્રહ્માએ પોતાના મનથી દક્ષ વગેરે કેટલાક પુત્રો ઉત્પન્ન કરી તેઓ દ્વારા સૃષ્ટિની વૃદ્ધિ કરાવી. બ્રહ્માના પુત્રોમાં મુખ્ય મરીચિ હતો, તેને 'કશ્યપ' નામનો પુત્ર થયો.[4,5] તે કશ્યપનો પુત્ર વિવસ્વાન્ અને તેનો વૈવસ્વત મનુ થયો કે, જે પૂર્વે પ્રજાપતિ થઈ ગયો છે. એ વૈવસ્વત મનુનો 'ઇક્ષ્વાકુ' નામે પુત્ર થયો કે જેને તેના પિતાએ આ સઘળી પૃથ્વીનું રાજ્ય સોંપ્યું હતું. ઇક્ષ્વાકુએ પહેલવહેલી અયોધ્યા નગરી વસાવી અને ત્યાં પોતાની રાજધાની કરી, તેણે ધર્મરાજ્ય કર્યું. હે રામ! તમારે તેને જ અયોધ્યાનો પ્રથમ રાજા જાણવો.[6,7] એ ઇક્ષ્વાકુનો શ્રીમાન અને જગવિખ્યાત પુત્ર કુક્ષી થયો, તેનો વિકુક્ષિ, તેનો મહાતેજસ્વી અને પ્રતાપી પુત્ર બાણ અને તેનો મહાબાહુ તથા મહાતપસ્વી એવો 'અનરણ્ય' નામે પુત્ર થયો. સત્પુરુષોમાં શ્રેષ્ઠ એવા એ અનરણ્ય રાજાના રાજ્ય વિષે સદાકાળ ઇચ્છિત વૃષ્ટિ થતી હતી અને દુષ્કાળ કે ચોરનું તો નામ પણ સાંભળવામાં આવતું નહોતું.[8–10] હે મહારાજા રામ! એ અનરણ્યનો પુત્ર પૃથુ તથા તેનો મહાતેજસ્વી ત્રિશંકુ થયો કે, જે પોતાના સત્ય વચનના પ્રભાવને લીધે સદેહે સ્વર્ગ પ્રત્યે ગયો છે. ત્રિશંકુનો મહાયશસ્વી ધુંધુમાર, તેનો મહાતેજસ્વી યુવનાશ્વ, તેનો શ્રીમાન માંધાતા અને તેનો પુત્ર મહાતેજસ્વી 'સુસંધિ' નામે થયો હતો. સુસંધિને 'ધ્રુવસંધિ' અને 'પ્રસેનજિત્' નામના બે પુત્રો થયા.[11–14] તેમાંથી મોટા પુત્ર ધ્રુવસંધિનો અતિ યશસ્વી અને શત્રુઓનો વિનાશ કરનાર 'ભરત' થયો; ભરતનો મહાબાહુ 'અસિત' નામે પુત્ર થયો. તે અસિતના સામે 'હૈહય, તાલજંઘ, શૂર અને શશબિંદુ' નામના મહાસમર્થ રાજાઓ યુદ્ધ કરવા માટે ઊભા થયા.[15,16] એ અસિત પોતાની સેનાને વ્યૂહરચનામાં ગોઠવીને તેઓ સામે યુદ્ધ કરવા આવ્યો; પરંતુ શત્રુપક્ષને બળવાન જોઈ તે હિમાલય પર્વત પર ચાલ્યો ગયો. ત્યાં જઈ તે તપશ્ચર્યા કરવા લાગ્યો.[17] એ વેળા તેની બે રાણીઓ પણ સાથે જ હતી અને ત્યાં તે બન્ને ગર્ભવતી થઈ હતી, એવું સાંભળવામાં આવ્યું છે. રાણીઓ ગર્ભવતી હતી તેવામાં જ તેમનો પતિ અસિત રાજા સ્વર્ગે સિધાવી ગયો, ત્યારે તે બન્ને પૈકી કમળપત્ર સમાન નેત્રવાળી 'કાલિંદી' નામની સ્ત્રીએ પોતાને ઉત્તમ પુત્ર થવાની ઇચ્છાથી હિમાલયમાં તપ કરતા ભૃગુવંશી ચ્યવન ઋષિની સેવા કરવા માંડી; પરંતુ તેની શોક્યે ગર્ભનો વિનાશ કરવા માટે તે કાલિંદીને ઝેર ખવડાવ્યું. હે રામ! હવે જેને ઝેર ખવડાવ્યું છે, તે કાલિંદીએ એક સમયે પ્રસન્નચિત્તે વિરાજેલા ચ્યવન ઋષિની પાસે આવી પોતાને ઉત્તમ પુત્ર પ્રાપ્ત થવાની કામનાથી તેમના ચરણોનું વંદન કર્યું અને એ ઋષિએ પણ પ્રસન્ન થઈ તેને કહ્યું: 'હે દેવી! સર્વ લોકને વિષે પ્રખ્યાત, ધાર્મિક અને વંશ વધારનાર એવો મહાત્મા પુત્ર તને પ્રાપ્ત થશે.' ચ્યવન ઋષિનું વચન સાંભળી, તેમની પ્રદક્ષિણા કરી, આજ્ઞા માગીને એ કાલિંદી પોતાના આશ્રમમાં આવી અને સમય આવ્યે તેણે કમળપત્ર સમાન નેત્રવાળા અને અતિ સુકોમળ એવા એક પુત્રરત્નને જન્મ આપ્યો.[18–23] તેની શોક્યે તેના ગર્ભને હણવા માટે જે ઝેર આપ્યું હતું તે ઝેર સહિત જ એ બાળકનો જન્મ થયો તેથી તેનું 'સગર' એવું નામ પડ્યું.[24] એ સગર રાજાએ પર્વણીને દિવસે યજ્ઞની દીક્ષા લઈ ઇંદ્રે

હરણ કરેલા યજ્ઞાશ્વની શોધ કરાવવા માટે આખી પૃથ્વીને ખોદી નંખાવતાં સઘળી પ્રજાને ત્રાસ ઉપજાવ્યો હતો.[૨૫] એ સગર રાજાને 'અસમંજ' નામે પુત્ર થયો; પરંતુ તે પાપકર્મ કરનારો નીવડવાથી તેને તેના પિતાએ પોતાના દેશમાંથી કાઢી મૂક્યો.[૨૬] તે અસમંજને 'અંશુમાન' નામનો પુત્ર હતો. તે અતિ પરાક્રમી અને જ્યેષ્ઠ હોવાને લીધે રાજ્યાસન પર બેઠો, તેનો 'દિલીપ' નામનો પુત્ર થયો. દિલીપનો 'ભગીરથ' અને તેનો 'કકુત્સ્થ' થયો કે જેના વંશજો 'કાકુત્સ્થ' કહેવાય છે. એ કકુત્સ્થનો પુત્ર 'રઘુ' નામે થયો કે જેના વંશજો 'રાઘવ' કહેવાય છે. એ રઘુનો અત્યંત તેજસ્વી અને 'પ્રવૃદ્ધ, પુરુષાદક, કલ્માષપાદ તથા સૌદાસ' એવાં ચાર નામવાળો એક પુત્ર થયો.[૨૭,૨૮] એ સૌદાસને 'શંખણ' નામનો પુત્ર થયો કે જેનું* રાક્ષસભાવને પામેલા તેના પિતા સૌદાસે જ ભક્ષણ કર્યું અને તેથી તેનો એકાએક નાશ થયો, એવું સાંભળવામાં આવ્યું છે.[૨૯,૩૦] એ શંખણને શૂરવીર અને શ્રીમાન સુદર્શન, તેને અગ્નિવર્ણ, તેને શીઘ્રગ, તેને મરુ, તેને પ્રશુશ્રુવ, તેને મહામતિ અંબરીષ, તેને સત્ય પરાક્રમી નહુષ અને તેને પરમ ધાર્મિક 'નાભાગ' નામે પુત્ર થયો. નાભાગને 'અજ' અને 'સુવ્રત' નામના બે પુત્ર થયા. તેમાં જ્યેષ્ઠ પુત્ર અજના ધર્માત્મા પુત્ર દશરથ થયા. એ દશરથ રાજાના રાજ્યના અધિકારી તમે તેના જ્યેષ્ઠ પુત્ર છો. હે રામ! આ પ્રમાણે સૃષ્ટિના આરંભથી ચાલતી આવેલી તમારા ઇક્ષ્વાકુકુળની રીતિનું અવલોકન કરી તમે તમારા રાજ્યનો સ્વીકાર કરો અને જગતનું પરિપાલન કરો.[૩૧-૩૫] હે રામ! ઇક્ષ્વાકુવંશીઓમાં જે રાજપુત્ર જ્યેષ્ઠ હોય તે જ રાજા થઈ શકે છે, તેથી વિપરીત એટલે જ્યેષ્ઠ પુત્ર વિદ્યમાન છતાં કનિષ્ઠ પુત્રનો કદી પણ રાજ્યાભિષેક થતો નથી;[૩૬] માટે હે મહાયશસ્વી રઘુનંદન! તમે આજે પોતાના રઘુવંશીઓના સનાતનથી ચાલતા આવેલા કુલ-ધર્મને ન હણતાં અનેક રત્નાદિ સમૃદ્ધિઓથી ભરપૂર અને અનેક રમણીય દેશોવાળી પૃથ્વીનું પિતાની પેઠે પાલન કરો.[૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧૧ મો

### વસિષ્ઠ ઋષિ-રામભરત-સંવાદ-રામનો નિશ્ચય

**वसिष्ठः स तदा राममुक्त्वा राजपुरोहितः ।
अब्रवीद्धर्मसंयुक्तं पुनरेवापरं वचः ॥ १ ॥**

રાજપુરોહિત વસિષ્ઠ ઋષિ પુનઃ પણ રામચંદ્રને ધર્મયુક્ત વચન કહેવા લાગ્યા: 'હે રાઘવ! હે કાકુત્સ્થ! આ સંસારમાં જન્મેલા પુરુષને આચાર્ય, પિતા અને માતા એ ત્રણ ગુરુઓ છે.[૧,૨] હે પુરુષર્ષભ! માતાપિતા જન્મ આપે છે તેથી અને આચાર્ય ધર્મયુક્ત શિક્ષણ આપી સદ્‌બુદ્ધિનું દાન કરે છે તેથી ગુરુ કહેવાય છે.[૩] હે પરંતપ! હું તમારો તથા તમારા પિતાનો આચાર્ય છું; માટે જો તમે મારાં વચન પ્રમાણે વર્તશો તો તમોએ સત્પુરુષોએ આચરેલા માર્ગનું ઉલ્લંઘન કર્યું, એમ લોકમાં કહેવાશે નહિ.[૪] વળી હે તાત! જો તમે આ તમારા સર્વ સભાસદો, પુરવાસીઓ, બાંધવો તથા ખંડમંડલેશ્વરો† વગેરેનું રક્ષણ કરવારૂપ ધર્મનું આચરણ કરશો, તો તમોએ સત્પુરુષોના માર્ગનું ઉલ્લંઘન કર્યું કહેવાશે નહિ.[૫] આ તમારાં ધર્મશીલ અને વૃદ્ધ માતા કૌશલ્યાનાં વચન ઉલ્લંઘવાં એ પણ તમને યોગ્ય નથી. જો તમે તેમના કહેવા પ્રમાણે કરશો, તો તમોએ સત્પુરુષોના માર્ગનું ઉલ્લંઘન કર્યું કહેવાશે નહિ.[૬] વળી હે સત્યપરાક્રમી રામ! આ તમારો કનિષ્ઠ બંધુ ભરત કે જે તમને રાજ્ય પાછું આપીને વનમાંથી પાછા વળવાની યાચના કરે છે, તેના કહેવા પ્રમાણે કરવાથી તમોએ ધર્મનું ઉલ્લંઘન કર્યું કહેવાશે નહિ.[૭]

રાજગુરુ વસિષ્ઠ ઋષિનાં મધુર વચન સાંભળી પુરુષશ્રેષ્ઠ રામચંદ્રે તેમને પ્રત્યુત્તર આપતાં કહ્યું:[૮]

* વસિષ્ઠ મુનિના શાપથી સૌદાસને રાક્ષસપણું પ્રાપ્ત થયું હતું અને તેથી તેણે પોતાના પુત્ર શંખણનું તેની સેના સહિત ભક્ષણ કર્યું; એવું પુરાણાંતરમાં પ્રસિદ્ધ છે.

† ખંડિયા-ખંડણી ભરનારા રાજાઓ.

'હે ગુરુવર્ય! માતાપિતા પોતાના પુત્રના લાલન-પાલન અર્થે જે જે પ્રયત્નો કરે છે, તેનો બદલો પુત્રથી કદી પણ વાળી શકાય તેમ છેજ નહિ.[૯] તેઓ પુત્રને પોતાની શક્તિ પ્રમાણે અન્ન વગેરે પદાર્થો આપી તેનું પોષણ કરે છે. પહેરવા-ઓઢવા અર્થે વસ્ત્રાભૂષણ, ઉદ્વર્તન* તથા આચ્છાદન+ વગેરેથી તેના શરીરની રક્ષા કરે છે. એવી રીતના અનેક પ્રયત્નો કરીને, માતાપિતા પોતાના પુત્રને ઉછેરે છે.[૧૦] હે મહર્ષિ! મને પણ જન્મ આપી તેવી જ રીતે લાલનપાલન કરનારા મારા પિતા દશરથ રાજાએ જે આજ્ઞા કરી છે, તે કદી મિથ્યા થઈ શકશે નહિ.'[૧૧]

રામચંદ્રનાં વચન સાંભળી વિશાળ છાતીવાળા મહાત્મા ભરતનું મન અત્યંત ખેદયુક્ત થઈ ગયું અને તેમણે પોતાની પાસે બેઠેલા સુમંત્રને કહ્યું: 'હે સુમંત્ર! રામચંદ્રને પાછા વાળવાનો એકે ઉપાય હવે મને સૂઝતો નથી; માટે તું આ સ્થળે દર્ભ પાથરી મારે માટે શય્યા બનાવ, એટલે જ્યાં સુધી મારા આર્ય બંધુ મારા પર પ્રસન્ન થઈ મારી વિનતિ નહિ સ્વીકારે. ત્યાં સુધી હું એ દર્ભશય્યા પર તેમની આગળ એક પડખાભેર શયન કરીશ. અરે, જેમ— અધમર્ણથી ધનહીન થયેલો બ્રાહ્મણ એ અધમર્ણની પાસેથી પોતાનું ધન પાછું મેળવવા માટે આહારાદિનો ત્યાગ કરી અધમર્ણના પ્રકાશ વિનાના દ્વાર આગળ પડી રહે છે, તેમ હું પણ જ્યાં સુધી રામચંદ્ર મારા વચનને સ્વીકારી પાછા નહિ વળે, ત્યાં સુધી આ પર્ણશાળા આગળ જ પડી રહીશ.'[૧૨–૧૪]

ભરતે સુમંત્રને એવી આજ્ઞા કરી તોપણ સુમંત્ર તે સંબંધી રામચંદ્રની આજ્ઞાની રાહ જોતો ઊભો રહ્યો, ત્યારે અત્યંત ખિન્ન થયેલા મહાત્મા ભરતે પોતે જ ઊઠી પોતાના હાથથી જ પૃથ્વી પર દર્ભ પાથર્યો અને તે ઉપર તેણે પ્રત્યુપવેશન કર્મનો× આરંભ કર્યો.[૧૫] એ જોઈ રાજર્ષિઓમાં શ્રેષ્ઠ મહાતેજસ્વી રામચંદ્રે તેને કહ્યું: 'હે ભરત! હું એવું શું અન્યાયયુક્ત કર્મ કરવા પ્રવૃત્ત થયો છું કે, જેથી તું મારી આગળ પ્રત્યુપવેશન કર્મ કરે છે?[૧૬] નિર્ધન થયેલો બ્રાહ્મણ પોતાના અધમર્ણને અકળાવવા સારુ કદાચ આમ પ્રત્યુપવેશન કરે એ યોગ્ય છે; પરંતુ જેઓના મસ્તક પર રાજ્યાભિષેક થયેલો છે એવા ક્ષત્રિયો માટે તો એ વિધિ યોગ્ય છે જ નહિ.[૧૭] માટે હે નરશાર્દૂલ રાઘવ! તું આ દારુણ નિશ્ચય મૂકી અહીંથી ઊઠ અને સર્વ નગરીઓમાં શ્રેષ્ઠ એવી અયોધ્યા નગરી પ્રત્યે સત્વર જા.'[૧૮]

રામચંદ્રનાં વચન સાંભળી ભરતે દર્ભ પર બેઠાં બેઠાં જ ચોમેર જોઈને, સર્વ દેશવાસી તથા નગરવાસી પ્રજાજનો પ્રત્યે દીન વાણીથી કહ્યું: 'હે પ્રજાજનો! મારા આર્ય બંધુ હજી પણ મારું વચન માનતા નથી, તો પછી તમે તેમને કોઈ પણ પ્રકારે કેમ સમજાવતા નથી?'[૧૯] ભરતનું વચન સાંભળી સર્વ પ્રજાજનોએ કહ્યું: 'હે રાજકુમાર ભરત! તમે રામચંદ્રને જે કાંઈ કહો છો તે સઘળું યથાર્થ જ છે, એમ અમે જાણીએ છીએ; છતાં પણ એમાં અમારો કાંઈ પણ ઉપાય ચાલે તેમ નથી.[૨૦] મહાત્મા રામચંદ્ર પોતાના પિતાની આજ્ઞા પાળવારૂપ ધર્મ વિષે જ દૃઢ છે, એટલે અમે તેમને કોઈ પણ ઉપાયે વનમાંથી પાછા ફેરવવા સમર્થ નથી.'[૨૧]

પ્રજાજનોનાં વચન સાંભળી શ્રીમાન રામચંદ્રે ભરતને પુનઃ પણ કહ્યું: 'હે તાત! જો, આ ધર્મદૃષ્ટિવાળા સુહૃજ્જનોનાં વચન સાંભળ્યાં કે? હે મહાબાહુ રાઘવ! હવે મારા તથા તારા સંબંધી તેઓએ કહેલાં વચનોનો સારી રીતે વિચાર કરી જો; અર્થાત્ હવે તારે શું કરવું યોગ્ય છે તેનો વિચાર કર. જો કદાચ તેમ કરવાની તારી શક્તિ ન હોય, તો પછી હું કહું છું તેમ કર; તે એ કે હે ભાઈ! તું ઊઠ

* તેલ વગેરે ચોળવું તે

+ સૂવા, બેસવા કે ઓઢવાનાં ઉપયોગી સાધનો.

— જેણે જેનું ધન લીધું હોય તે તેનો 'અધમર્ણ' કહેવાય છે વ્યાજના લોભથી પોતાનું ધન પોતાના અધમર્ણને આપવાને લીધે ધનહીન થયેલો કરજદાર.

× જ્યારે લહેણદાર પોતાનું દ્રવ્ય પાછું લેવા માટે કરજદારને ત્યાં આહારાદિનો ત્યાગ કરીને બેસે છે; ત્યારે તેને આપણામાં 'લાંઘવા બેસવું, લાંઘણું ઘાલવું' વગેરે કહે છે, તેને સંસ્કૃતમાં 'પ્રત્યુપવેશન કર્મ' કહે છે

અને મને સ્પર્શ કરી જળનું આચમન કર.÷૨૨,૨૩

શ્રીમાન રામચંદ્રનું વચન સાંભળી ભરતે તુરત જ ઊઠી, જળસ્પર્શ કરી સર્વના સાંભળતાં કહ્યું: 'એ મારા સુજ્ઞ સભાસદો તથા પ્રિય મંત્રીઓ! તમે મારાં વચન સાંભળો. મેં કદી પણ મારા પિતા પાસેથી રાજ્ય માગ્યું નથી તથા મને રાજ્ય મળવા માટે મેં મારી માતાને કાંઈ પણ શીખવ્યું નથી, તેમ જ પરમ ધર્મજ્ઞ રામચંદ્ર આવી રીતનો વનવાસ ભોગવે એમાં હું કોઈ પણ રીતે સંમત નથી; છતાં પણ જો પિતાનુ વચન સત્ય કરવા માટે મારા આર્ય બંધુ રામચંદ્રને અવશ્ય વનમાં વસવું જ હોય તો હું પોતે જ તેમના પ્રતિનિધિ તરીકે ચૌદ વર્ષ સુધી વનમાં વસીશ.'૨૪,૨૫

પોતાના કનિષ્ઠ ભ્રાતા ભરતનાં સત્ય અને દૃઢતાયુક્ત વચન સાંભળી વિસ્મિત થયેલા ધર્માત્મા રામચંદ્રે સર્વ પ્રજાજનો તરફ દૃષ્ટિ કરી કહ્યું: 'અમારા પિતા દશરથ રાજાએ પોતાની હયાતીમાં જે કાંઈ વેચી દીધું હોય, કોઈને ત્યાં થાપણ તરીકે મૂક્યું હોય, કિંવા પોતાને ત્યાં રાખ્યું હોય તથા વેચાતું લીધું હોય, તે સર્વનું અમારે યથાર્થ રીતે પ્રતિપાલન કરવું જ જોઈએ. હું અથવા ભરત, પિતાએ કરેલા કાર્યનો લોપ કરવા કોઈ પણ પ્રકારે સમર્થ નથી; અર્થાત્ દશરથ રાજાએ દેવાસુરસંગ્રામ વખતે પ્રસન્ન થઈ કૈકેયીનાં જે બે વરદાન થાપણરૂપે રાખી મૂક્યાં હતાં, તે જ પાછાં રાજ્યરૂપે તેને સ્વાધીન કર્યાં છે; એટલે પિતાના તે કાર્યને વિપરીત કરવું એ મારો કે ભરતનો ધર્મ નથી. વળી હું પોતે જ વનમાં વસવાને સમર્થ છું, તો પછી મારે વનવાસરૂપ કાર્ય બીજાને સોંપવાની શી જરૂર છે? પ્રતિનિધિ દ્વારા કાર્ય કરવું એ તો નિંદ્ય છે, માટે મારી માતા કૈકેયીએ મારે માટે જે માગણી કરી છે, તે યોગ્ય જ છે અને મારા પિતાએ તે માગણી સ્વીકારી છે, તે પણ યોગ્ય જ છે.૨૬–૨૯

÷ પ્રત્યુપવેશન કર્મનો અધિકાર ન છતાં ભરતે તેમ કરવાનો આરંભ કર્યો. તેથી તે પાપના પ્રાયશ્ચિત્તાર્થે 'રામે ભરતને આવું કહ્યું, એટલે કે '[illegible] પુનઃ કદી આવું કર્મ નહિ કરું' એમ બોલી પોતાના સોગંદ લેવાનું તથા જળ વડે આચમન કરવાનું ભરતને સૂચવ્યું.

મહાત્મા ભરત ગુરુઓનો સત્કાર કરનાર અને અત્યંત ક્ષમાવાન છે એ હું જાણું છું અને તેથી જ હું નિશ્ચય કરીને કહું છું કે, રાજ્યપાલન કરવાના સઘળા કલ્યાણકારક સદ્ગુણો આ સત્યસંધ મહાત્મા ભરતને વિષે નિવાસ કરે છે.૩૦ ધર્મશીલ મહાત્મા ભરતનો અત્યંત આગ્રહ છે, તેથી જ્યારે હું વનમાંથી પાછો આવીશ ત્યારે ભલે હું પૃથ્વીપતિ થઈશ;૩૧ પરંતુ હાલમાં તો કૈકેયીએ મહારાજાની પાસેથી માગેલા વરદાન પ્રમાણે વર્તવાનું મેં સ્વીકાર્યું છે, તેથી હું મારા પિતાને અસત્યથી મુક્ત કરવા માટે વનમાં જ વાસ કરીશ.'૩૨

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૧૧ મો સર્ગ સંપૂર્ણ

## શ્રી રામચંદ્રની ચરણપાદુકા

# સર્ગ ૧૧૨ મો

### પાદુકાગ્રહણ—ભરતની પ્રતિજ્ઞા

तमप्रतिमतेजोभ्यां भ्रातृभ्यां रोमहर्षणम् ।
विस्मिताः संगमं प्रेक्ष्य समुपेता महर्षयः ॥ १ ॥

રામચંદ્ર અને ભરતનો સમાગમ થયો તે વેળા મોટા મોટા મહર્ષિઓ અને મુનિગણો તેઓનો સંવાદ સાંભળવા માટે ત્યાં આવ્યા હતા. તેમ જ 'હવે રાવણનો વધ કરવા અર્થે રામચંદ્ર આગળ દંડકારણ્યમાં જશે કે ભરતના આગ્રહથી પાછા વળશે?' એ જાણવાની ઇચ્છાથી નારદ વગેરે ઋષિગણો સહિત સર્વ દેવતાઓ પોતાની દિવ્ય શક્તિથી અંતરિક્ષ વિષે ગુપ્તરૂપે ઊભા રહ્યા હતા. તેઓ સર્વ અપ્રતિમ તેજવાળા એ બંને ભાઈઓનો રુવાંટાં ઊભાં કરે એવો સંવાદ સાંભળી અત્યંત વિસ્મિત થયા અને એ બંને ભાઈઓની પ્રશંસા કરતા પરસ્પર કહેવા લાગ્યા: 'અહો! આ બન્ને આર્ય રાજપુત્રોને ધન્ય છે, તેઓની ધર્મજ્ઞતાને ધન્ય છે અને તેઓના ધાર્મિક પરાક્રમને પણ ધન્ય છે. અહો! આ બન્ને રાજપુત્રોનું સંભાષણ સાંભળી આપણે ઘણા જ પ્રસન્ન થયા છીએ અને હજી પણ તેવું સંભાષણ વારંવાર સાંભળવા ઇચ્છીએ છીએ.'

ત્યાર પછી 'રાવણનો શીઘ્ર વધ થાય' એવી

ઇચ્છાવાળા સર્વ ઋષિગણોએ એકમત થઈને રાજશાર્દૂલ ભરત પ્રત્યે કહ્યું : 'હે રૂડા આચરણવાળા ! હે બુદ્ધિમાન અને સદા યશસ્વી ભરત ! જો તું તારા પિતાને પરલોકમાં સુખ આપવા ઇચ્છતો હોય, તો તારે રામચંદ્રનાં વચનોને અવશ્ય માન્ય કરવાં.[૧–૫] હે ભરત ! મહારાજા દશરથ તો કૈકેયીના ઋણમાંથી મુક્ત થઈને હાલમાં સ્વર્ગલોક વિષે વિરાજે છે; પરંતુ હવે આ શ્રીમાન રામચંદ્ર પોતાના પિતાના ઋણમાંથી મુક્ત થાય એવું અમે ઇચ્છીએ છીએ; અર્થાત્ તારા પિતા દશરથ રાજા તો પોતાના પુણ્યપ્રભાવ વડે કૈકેયીના ઋણમાંથી મુક્ત થઈ સ્વર્ગવાસ પામ્યા છે; પરંતુ હવે તો રામચંદ્રે વનમાં વસીને અને તારે રાજ્યનું પ્રતિપાલન કરીને પિતાના ઋણમાંથી મુક્ત થવું યોગ્ય છે.'[૬] એટલું કહીને એ મહર્ષિઓ, રાજર્ષિઓ તથા ગંધર્વો સહિત સર્વ દેવતાઓ પોતપોતાનાં સ્થાન પ્રત્યે જવા તૈયાર થયા;[૭] ત્યારે તેઓનાં વચન વડે પ્રસન્ન થયેલા રામચંદ્રે હર્ષયુક્ત થઈ તેઓની પૂજા કરી અને પછી તેઓને વિદાય આપી.[૮]

એ વેળા અતિ ઉદ્વેગ પામેલા મહાત્મા ભરતે રામચંદ્ર પ્રત્યે હાથ જોડી ગદ્ગદ વાણીથી કહ્યું :[૯] 'હે કાકુત્સ્થ રામ ! જોકે તમે મારી વિનતિ માન્ય કરતા નથી; પરંતુ 'જ્યેષ્ઠ પુત્રને જ રાજ્યાભિષેક થાય' એવી આપણા કુળધર્મની રીતિને અનુસરી તમોએ આપણી માતા કૌશલ્યા વગેરેની યાચનાનો સ્વીકાર કરવો જોઈએ.[૧૦] હે આર્ય ! તમારા વિના એકલો હું આપણા મોટા રાજ્યની રક્ષા કરવાને તથા તમારા વિષે પ્રીતિવાળી પ્રજાનું રંજન કરવાનો ઉત્સાહ ધરતો નથી.[૧૧] જેમ ખેડૂતો વરસાદની વાટ જુએ, તેમ આપણા રાજ્યમાં વસતા પ્રજાજનો, આપણા જ્ઞાતિસબંધીઓ, યોદ્ધાઓ, મિત્રો અને સુહૃદો વગેરે સૌ કોઈ તમારી વાટ જોઈ રહ્યાં છે; માટે હે આર્ય બંધુ ! તમે એકવાર પણ રાજ્યનો સ્વીકાર કરીને પછી તમારી ઇચ્છામાં આવે તે પુરુષને તે સોંપી દેજો ! આ રીતે રાજ્યને પોતાનું કરી પછી જેને અર્પણ કરશો, તે પુરુષ અવશ્ય આ પાલન કરવા શક્તિમાન થશે.'[૧૨,૧૩] એટલું કહી શ્રીમાન ભરતે 'હે આર્ય ! તમે મારા પર કૃપા કરો, હું તમારો દાસ છું, કૃપા કરો.' એવાં પ્રિય વચન બોલતાં તેમના ચરણોમાં પડી અનેક પ્રકારની પ્રાર્થના કરવા માંડી.[૧૪]

ત્યારે શ્રીમાન રામચંદ્રે કમળપત્ર સમાન નેત્રવાળા પોતાના ભાઈ ભરતને સ્વહસ્તે ઉઠાડી પોતાના ખોળામાં બેસાડી મદમત્ત હંસ પક્ષીના જેવા મધુર સ્વરથી કહ્યું :[૧૫] 'હે ભરત ! મને વનમાંથી પાછો વાળી રાજ્યાસન પર અભિષિક્ત કરવાની તને જે બુદ્ધિ ઉત્પન્ન થયેલી છે, તે સ્વાભાવિક છે; તેમ જ ગુરુસેવા દ્વારા પ્રાપ્ત થયેલા વિનય-વિવેકજન્ય છે; અર્થાત્ પોતાને પ્રાપ્ત થયેલું રાજ્ય ન્યાયને અનુસરી મોટા ભાઈને આપવાની તારી બુદ્ધિ ઘણી જ શ્રેષ્ઠ છે. આવી શ્રેષ્ઠ બુદ્ધિ હોવાથી તું આખી પૃથ્વીનું પાલન કરવા સમર્થ છે, એમ હું માનું છું;[૧૬] માટે હે ભરત ! રાજ્યાભિષિક્ત થઈને તું સર્વ અમાત્યો, સુહૃદો તથા બુદ્ધિમાન મંત્રીઓની સાથે વિચાર કરીને રાજ્ય સંબંધી સર્વ મહાન કાર્યો કરતો રહે.[૧૭] હે ભાઈ ! હું પિતાની પ્રતિજ્ઞાને સત્ય કર્યા વિના કદી પણ ઘેર આવનાર નથી; ભલે ચંદ્ર પોતાની શોભાનો ત્યાગ કરે, હિમાલય પર્વત પોતામાંના હિમનો ત્યાગ કરે તથા સમુદ્ર પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરે, પણ હું પિતાની પ્રતિજ્ઞાને લોપીશ નહિ. હે તાત ! હવે તું મારું કહ્યું માની સર્વ સૈન્ય સહિત પાછો અયોધ્યા પ્રત્યે જા. તારી માતા કૈકેયીએ તારું પ્રિય કરવાની ઇચ્છાથી કિંવા રાજ્યના લોભથી તારું જે આ અપ્રિય કર્યું છે, તેને મનમાં ન આણતાં તું તેના પર સંપૂર્ણ ભક્તિભાવ રાખી તેની સેવા કરજે.'[૧૮,૧૯]

પોતાના જ્યેષ્ઠબંધુ રામચંદ્રનાં દૃઢ નિશ્ચયવાળાં વચન સાંભળી મહાત્મા ભરતે રાજગુરુ વસિષ્ઠ મુનિની સૂચનાથી, સૂર્ય સરખા તેજસ્વી અને દ્વિતીયાના ચંદ્ર સમાન દર્શન કરવા યોગ્ય કૌશલ્યાનંદન રામચંદ્રને કહ્યું : 'હે આર્ય ! જો આપનો એવો જ દૃઢ નિશ્ચય છે. તો પછી હું નિરુપાય છું. હવે હું આપની આજ્ઞા મસ્તક પર ચડાવી

અયોધ્યા પ્રત્યે પાછો જાઉં છું; પરંતુ ત્યાં જઈને હું આપના સિંહાસન પર બેસીશ નહિ; માટે આ સામે પડેલી સુવર્ણજડિત પાદુકાઓ ઉપર આપ આપના પવિત્ર ચરણોનું સ્થાપન કરો; એટલે હું આપની પ્રસાદીરૂપ તે પાદુકાઓ સિંહાસન પર સ્થાપીશ અને તેના પ્રભાવથી જ સર્વ પ્રજાજનોનું યોગક્ષેમ થશે.[૨૦,૨૧]

એવું સાંભળી રામચંદ્રે તુરત જ એ પાદુકાઓને પોતાના ચરણોમાં ધારણ કરી મહાતેજસ્વી મહાત્મા ભરતને આપી.[૨૨] ત્યારે મહાત્મા ભરતે તે પાદુકાઓને મસ્તક વડે પ્રણામ કરી રામચંદ્ર પ્રત્યે કહ્યું: 'હે આર્ય રઘુનંદન! હું જટા તથા વલ્કલવસ્ત્ર ધારણ કરી તથા સઘળો રાજકાર્યભાર તમારી પાદુકાઓને સોંપી, તમારા આગમનની વાટ જોતો ચૌદ વર્ષ સુધી નગરની બહાર નિવાસ કરીશ અને કંદ-મૂળનો આહાર કરીને રહીશ તથા વનવાસનાં ચૌદ વર્ષ પૂરાં થયા પછી બીજે દિવસે એટલે પંદરમા વર્ષના પહેલા દિવસે મને તમારાં દર્શન થશે નહિ, તો હું અગ્નિમાં પ્રવેશ કરીશ.'

ભરતની દૃઢ પ્રતિજ્ઞા સાંભળી શ્રીમાન રામચંદ્રે તેને અત્યંત પ્રેમપૂર્વક હૃદય સાથે ચાંપી તેના કહેવા પ્રમાણે વનમાંથી પાછા આવવાનું વચન આપ્યું.[૨૩-૨૬] પછી શત્રુઘ્નને પણ ભેટીને અને તેને પોતાના તથા સીતાના સોગંદ આપી શ્રીમાન રામચંદ્રે કહ્યું: 'શત્રુઘ્ન! તું કૈકેયી ઉપર કાંઈ પણ ક્રોધ ન રાખતાં તેની સારી રીતે રક્ષા કરજે.' એટલું કહી આંસુભર્યે નેત્રે રામચંદ્રે તેને અયોધ્યા પ્રત્યે જવા માટે આજ્ઞા આપી.

ધર્મજ્ઞ ભરતે રામચંદ્રની પ્રદક્ષિણા કરી અતિ તેજસ્વી સુવર્ણજડિત પાદુકાઓને પોતાના મસ્તક પર ધારણ કરી અને પછી એ બન્ને પાદુકાઓને પોતાના ઉત્તમ હસ્તિના મસ્તક ઉપર સ્થાપિત કરાવી.[૨૭-૨૯] ત્યાર બાદ જેમ પૃથ્વી વિષે હિમાલય પર્વત અડગપણે રહેલો છે, તેમ સ્વધર્મ વિષે અડગપણે રહેનારા રામચંદ્રે પોતાની માતા કૌશલ્યા વગેરે સર્વ માતાઓ, અન્ય વડીલ જનો, વસિષ્ઠાદિ મહર્ષિઓ, મંત્રીઓ તથા પ્રજાજનો વગેરે સૌ કોઈ નો અનુક્રમે યથાયોગ્ય સત્કાર કરી તેઓ સર્વને વિદાય આપી.[૩૦] એ વેળા તેમની માતાઓ પુત્રવિયોગનું દુઃખ નહિ સહન થઈ શકવાથી ગદ્ગદકંઠ થઈ ગઈ અને ચાલતી વેળા તેમની સાથે કાંઈ પણ વાતચીત કરી શકી નહિ. એવું જોઈ, 'હવે આ માયાના આવરણમાં વિશેષ લપટાવું એ યોગ્ય નથી,' એમ વિચારી શ્રીમાન રામચંદ્રે રુદન કરતાં, પોતાની સર્વ માતાઓનું વંદન કરી પર્ણશાળામાં પ્રવેશ કર્યો.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧૩ મો

### ભરતની વિદાય-ભરદ્વાજનો સમાગમ

ततः शिरसि कृत्वा तु पादुके भरतस्तदा ।
आरुरोह रथं हृष्टः शत्रुघ्नसहितस्तदा ॥ १ ॥

રામચંદ્રે આપેલી પાદુકાઓ મસ્તક પર ધારણ કરી અત્યંત હર્ષિત થયેલા મહાત્મા ભરત શત્રુઘ્નની સાથે રથ ઉપર આરૂઢ થયા.[૧] જ્યારે સર્વ સેના ચાલવા લાગી, ત્યારે મોટાં મોટાં કાર્યોનો વિચાર કરવામાં કુશળ એવા મહર્ષિ વસિષ્ઠ, વામદેવ તથા જાબાલિ વગેરે મંત્રીઓ પોતપોતાનાં વાહનો પર બેસી ભરતની આગળ ચાલવા લાગ્યા.[૨] અનેક પ્રકારની ધાતુઓનું અવલોકન કરતા મહાત્મા ભરત સેના સહિત ચિત્રકૂટ પર્વતની ઉત્તર બાજુએ વહેતી મંદાકિની નદીના તટ પર આવી પહોંચ્યા અને ત્યાંથી જાણે પર્વતની પ્રદક્ષિણા જ કરતા હોય, એમ તે પૂર્વ દિશા તરફ ચાલ્યા. થોડેક દૂર જતાં તેઓ સર્વને ભરદ્વાજ મુનિના આશ્રમનું દર્શન થયું; અર્થાત્ તેઓ ભરદ્વાજ મુનિના આશ્રમની પાસે પહોંચી ગયા.[૩-૫] ત્યાં સર્વ સેનાને ઊભી રાખી રથમાંથી ઊતરી મહાત્મા ભરતે આશ્રમમાં જઈ મહર્ષિ ભરદ્વાજનાં ચરણોનું વંદન કર્યું.[૬] પછી અતિ પ્રસન્ન થયેલા મહર્ષિ ભરદ્વાજે ભરતને પૂછ્યું: 'હે તાત! તને રામચંદ્રનો સમાગમ તો થયો ને? તારું જે કર્તવ્ય હતું તે સર્વ તેં કર્યું ને?[૭]

બુદ્ધિમાન ભરદ્વાજનો પ્રશ્ન સાંભળી ધર્મ-વત્સલ ભરતે હાથ જોડી કહ્યું : 'હે મહર્ષિ ! આપની કૃપાથી મને મારા આર્ય બંધુ રામચંદ્રનાં દર્શન તો થયાં; પરંતુ ત્યાં જઈ મેં તથા મારા ગુરુ મહર્ષિ વસિષ્ઠે તેમને પાછા વાળવા માટે ઘણી ઘણી પ્રાર્થના કરી, તોપણ અમારી પ્રાર્થના ન સ્વીકારતાં, તેમણે અતિ પ્રસન્નચિત્તે વસિષ્ઠ ગુરુ પ્રત્યે કહ્યું કે,[૮-૯] 'હે ગુરુ ! ચૌદ વર્ષ પર્યંત વનમાં વસવા માટે મને મારા પિતાએ જે આજ્ઞા આપી છે, તેનું હું યથાર્થ રીતે પ્રતિપાલન કરીશ.'[૧૦] પછી મહર્ષિ વસિષ્ઠ ગુરુની સંમતિથી મેં રામચંદ્રને છેવટે હાથ જોડી વિનતિ કરતાં કહ્યું :[૧૧] 'હે મહાપ્રાજ્ઞ ! તમે તમારા પ્રતિનિધિરૂપ આ સુવર્ણજડિત પાદુકાઓ મને આપો અને એ રૂપે જ તમે પ્રજાનું યોગ-ક્ષેમ કરનાર થાઓ.'[૧૨] ત્યારે પ્રસન્ન થયેલા રામચંદ્રે મને રાજ્યપાલન કરવાની શક્તિ આપવા માટે પોતાની બન્ને પાદુકાઓ પ્રસાદીરૂપે આપી અને સત્વર અયોધ્યા પ્રત્યે જવાની આજ્ઞા કરી, એટલે હું મારા આર્યબંધુની આજ્ઞા મસ્તકે ચડાવી આ બન્ને ચરણપાદુકાઓ લઈ હવે અયોધ્યા પ્રત્યે જાઉં છું.'

મહાત્મા ભરતનું અતિ નિર્મળ વચન સાંભળી મહામુનિ ભરદ્વાજે કહ્યું :[૧૩-૧૫] 'હે નરવ્યાઘ્ર ! જેમ ચોતરફથી આવીને જળ નીચાણવાળા પ્રદેશમાં જ એકત્રિત થાય છે, તેમ તું કે જે સદાચરણવાળા પુરુષોમાં શ્રેષ્ઠ છે, તેને વિષે પોતાના જ્યેષ્ઠબંધુનું અનુવર્તન કરવું તથા તેમના પર પ્રેમ રાખવો વગેરે ઉચ્ચ ધર્મભાવનાઓ હોય એમાં શું આશ્ચર્ય છે ![૧૬] હે ભરત ! જેમનો તું આવો ધર્માત્મા અને ધર્મપ્રેમી પુત્ર છે એવા મહાબાહુ દશરથ રાજા સર્વ ઋણમાંથી મુક્ત થઈ સ્વર્ગે જ ગયા છે, એમ તું જાણ.'[૧૭]

મહર્ષિ ભરદ્વાજનાં વચન સાંભળી મહાત્મા ભરતે અતિ નમ્રતાપૂર્વક તેમના ચરણોમાં પ્રણામ કરી તથા હાથ જોડી તેમની આજ્ઞા માગી, ત્યારે મહર્ષિએ પણ તેને શુભ આશીર્વાદ આપી 'ભલે સુખેથી જા' એમ કહ્યું.[૧૮] પછી શ્રીમાન, ભરત મહર્ષિ ભરદ્વાજની વારંવાર પ્રદક્ષિણા કરી પોતાના સર્વ મંત્રીઓ સાથે અયોધ્યા જવા વિદાય થયા. તેમની મોટી સેના પણ સજ્જ થઈ તથા પોતપોતાના હાથીઓ, અશ્વો, શકટો, ગાડીઓ અને રથો વગેરે વાહનો પર બેસી તેમની પાછળ ચાલવા લાગી. માર્ગમાં આવતી ઊછળતી લહરીઓવાળી દિવ્ય યમુના નદીની પાર ઊતરી તેઓ સર્વ પુનઃ પવિત્ર જળવાળી ભાગીરથી ગંગાના તટ પર આવી પહોંચ્યા. પોતાની સર્વ સેના તથા નગરવાસીજનો સહિત ભરતે તે ગંગાની પાર ઊતરી સામે ( ઉત્તર ) કિનારે આવેલા શૃંગવેરપુરમાં પ્રવેશ કર્યો. ત્યાં ગુહ રાજાની સાથે હળીમળી વાર્તાલાપ કર્યા પછી સર્વ સેના સહિત ભરત ત્યાંથી વિદાય થયા. ચાલતાં ચાલતાં તેઓ સર્વ અયોધ્યા નગરીની સમીપ આવી પહોંચ્યા. પિતા તથા જ્યેષ્ઠ બંધુ વિનાની શૂન્ય થઈ પડેલી અયોધ્યાને દૂરથી જોઈ મહાત્મા ભરત અત્યંત દુઃખયુક્ત થયા અને તેમણે પોતાના સારથિને કહ્યું : 'હે સારથિ ! આ અયોધ્યા નગરી સર્વ શોભા હણાઈ જવાને લીધે તથા મંગળ વાજિંત્રો વગેરેના નાદો બંધ પડવાને લીધે વિધવા સ્ત્રીની પેઠે આનંદ વિનાની તથા દીન બની ગઈ છે તેને તું જો.'[૧૯-૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૧૪ મો

## રામ વિનાની શૂન્ય અયોધ્યા

स्निग्धगंभीरघोषेण स्यंदनेनोपयान्प्रभुः ।
अयोध्यां भरतः क्षिप्रं प्रविवेश महायशाः ॥ १ ॥

દૂરથી અયોધ્યાનું અવલોકન કરતા મહાયશસ્વી મહાત્મા ભરત મધુર અને ગંભીર શબ્દવાળા રથ વડે થોડીક વારમાં છેક અયોધ્યાની સમીપ જઈ પહોંચ્યા અને સર્વ પ્રકારે દુઃખરૂપ થઈ પડેલી અયોધ્યાને જોતાં જોતાં તેમણે તેમાં પ્રવેશ કર્યો.[૧] એ વેળા આખી અયોધ્યા નગરીમાં જ્યાં ત્યાં બિલાડાં અને ઘુવડ પક્ષીઓનો સંચાર થઈ રહ્યો હતો, મનુષ્યોનાં ગૃહદ્વારો બંધ હતાં અને

સર્વત્ર અંધકારનો પ્રસાર થયેલો હોવાથી કાંઈ પણ દષ્ટિએ પડતું નહોતું, તેથી એ નગરી કૃષ્ણ-પક્ષની રાત્રિ સરખી નિસ્તેજ લાગતી હતી.[૨] જેમ પોતાના ઐશ્વર્યને લીધે પ્રકાશમાન કાંતિવાળી ચંદ્રની પ્રિય પત્ની રોહિણી ગ્રહણ સમયે પોતાના પતિ ચંદ્રને રાહુએ ઢાંકી દેવાને લીધે અત્યંત નિસ્તેજ થઈ જાય, તેમ અયોધ્યા નગરી નિસ્તેજ થઈ ગઈ હતી.[૩] ઉષ્ણકાળ વિષે પહાડી નદી કે જેનું જળ સખત તાપને લીધે સુકાઈને સ્વલ્પ તથા ઉષ્ણ થઈ જાય છે અને ડહોળાઈ જાય છે, જેના તટ પર વસતાં પક્ષીઓ ગરમીને લીધે આકુળવ્યાકુળ બની જાય છે તથા જેમાં વસતાં મત્સ્યો અને મગરમચ્છો છુપાઈ જાય છે, તેમ જ પોતે પણ ક્ષીણ થઈ જાય છે, તેની પેઠે અયોધ્યા નગરી ક્ષીણ થયેલી દેખાતી હતી.[૪] પૂર્વે રામચંદ્ર વિરાજતા હતા, તે સમયે જે અયોધ્યા ધુમાડા વિનાની પ્રજ્વલિત અગ્નિશિખા સરખી દેદીપ્યમાન થઈ રહી હતી, તે જ અયોધ્યા રામચંદ્રના વનમાં ગયા પછી ઇંધનો હોમ કરવાથી શાંત થયેલી અગ્નિશિખાની પેઠે નિસ્તેજ જણાતી હતી. વળી એ અયોધ્યા નગરી મોટા સંગ્રામ વિષે પરાજય પામવાને લીધે ભેદાઈ ગયેલાં કવચોવાળી, છિન્ન-ભિન્ન થયેલા હાથી, અશ્વો, રથો અને ધ્વજદંડો તથા હણાયેલા યોદ્ધાઓવાળી સેના જેવી નિસ્તેજ જણાતી હતી.[૫,૬] પૂર્વે રામચંદ્ર વિરાજમાન હતા તે વેળા જે અયોધ્યા નગરી વાયુના પ્રબળ સપાટા-ને લીધે ઊછળતી અને ઘુઘવાટા કરતી સમુદ્રની લહરી સરખી જણાતી હતી, તે જ અયોધ્યા રામ-ચંદ્રના વનમાં ગયા પછી શાંત થવાને લીધે સ્થિર અને શબ્દરહિત થયેલી સમુદ્રની લહરી જેવી થઈ રહી હતી.[૭] એ અયોધ્યા નગરી યજ્ઞ સંપૂર્ણ થઈ રહ્યા પછી પોતપોતાનાં સ્રુક-સ્રુવાદિ સાધનો સહિત યજ્ઞ કરનારા બ્રાહ્મણો ચાલ્યા જવાથી શબ્દ રહિત થયેલી યજ્ઞવેદીની પેઠે નિસ્તેજ દેખાતી હતી.[૮] જેમ યુવાન વૃષભે ત્યજેલી હોવાને લીધે કામાવેશથી પીડાતી ગાય નવીન તૃણોનો ચારો મૂકી વ્રજભૂમિ વિષે ઉત્સુકપણે ઊભી રહે, તેમ અયોધ્યા નગરી અત્યંત પીડિત થઈ પોતાના પાલક પતિની પ્રાપ્તિ માટે ઉત્સુક જણાતી હતી.[૯] જેમ ઊંચી જાતના કાંતિમાન મણિ વિનાની મુક્તામાળા શોભતી નથી, તેમ અયોધ્યા નગરી સહેજ પણ શોભતી ન હતી.[૧૦] એ અયોધ્યા નગરી પુણ્યનો ક્ષય થવાથી એકાએક પોતાના સ્થાનમાંથી ચલાયમાન થવાને લીધે નિસ્તેજ થઈ પૃથ્વી પર આવી પડેલી આકાશની ચાંદરણી સરખી નિસ્તેજ લાગતી હતી.[૧૧] જેમ સુગંધયુક્ત પુષ્પના ગુચ્છોવાળી તથા મદમત્ત ભ્રમરોથી શોભતી કોમળ વનલતા ગ્રીષ્મઋતુ પ્રાપ્ત થતાં, એકાએક પ્રકટેલા દાવાગ્નિ વડે દગ્ધ થઈ કરમાઈ જાય, તેમ અયોધ્યા નગરી કરમાઈ ગઈ હતી.[૧૨] સઘળા રાજમાર્ગો મનુષ્યની આવજાવ વિનાના શૂન્ય થઈ ગયેલા હોવાને લીધે તથા વેચવાના પદાર્થો જ્યાંત્યાં અસ્ત-વ્યસ્ત પડેલા હોવાને લીધે તે અયોધ્યા નગરી અનેક વાદળોથી ઢંકાયેલા ચંદ્ર તથા નક્ષત્રોવાળા આકાશ સરખી જણાતી હતી. વળી એ અયોધ્યા નગરી જેમાંથી સઘળું મદ્ય ખૂટી ગયું હોય, જેમાં ભાંગ્યાંતૂટ્યાં મદ્ય પીવાનાં પાત્રો પડ્યાં હોય અને જેમાં મદ્યપાન કરનારા પુરુષો નશાને લીધે બેશુદ્ધ થઈ પડ્યા હોય એવી અપવિત્ર પાનભૂમિના* જેવી જણાતી હતી.[૧૩,૧૪] એ અયોધ્યા નગરી જેમાં વટેમાર્ગુઓને બેસવાની જગ્યા પણ ન રહી હોય, થાંભલા ભાંગી જવાને લીધે જેનું છાપરું નમી ગયું હોય, જેમાં પીવાનું જળ પણ ખૂટી પડ્યું હોય તથા જળ ભરવાનાં પાત્રો પણ ભાંગીતૂટી ગયાં હોય એવી ધર્માદા પરબ જેવી શૂન્ય જણાતી હતી.[૧૫] બળવાન યોદ્ધાનાં તીક્ષ્ણ બાણો વડે કપાઈને ધનુષ્યમાંથી છૂટી પૃથ્વી પર પડેલી મોટી પ્રત્યંચાના સરખી એ અયોધ્યા નગરી યુદ્ધકુશળ ઘોડેસવારે એકાએક વેગથી ચલાવેલી, પરંતુ સામા પક્ષના વીર યોદ્ધાએ હણીને પાડી દીધેલી અશ્વિની-(ઘોડી)ના જેવી નિશ્ચેષ્ટ જણાતી હતી.

એ પ્રમાણે વિપરીત સ્થિતિને પ્રાપ્ત થયેલી અયોધ્યાને નિહાળી, રથારૂઢ ભરતે પોતાના સારથિ-

* મદ્યપાન કરવાનું સ્થળ (કલાલની દુકાન).

ને કહ્યું :[૧૬–૧૮] 'હે સારથિ ! હવે આપણે, અયોધ્યામાં જઈ શું કરવાના હતા ? તું જો તો ખરો ! આજે આ અયોધ્યા વિષે પ્રથમના જેવો વાજિંત્રો અને ગાયનોનો ગંભીર ધ્વનિ સંભળાતો નથી ![૧૯] મદ ઉપજાવનાર વારુણી, સુગંધિત પુષ્પો તથા અગુરુ, ચંદન વગેરે સુગંધયુક્ત વાયુ ચોમેરથી વાતો નથી ![૨૦] અરે ! રામચંદ્ર વનમાં ગયેલા હોવાને લીધે હાલમાં અયોધ્યા નગરી વિષે મદમત્ત હાથીઓનો ચિત્કાર, ઘોડાઓનો હણહણાટ તથા ઉત્તમ રથોનો મોટો ગડગડાટ સંભળાતો નથી. વળી રામચંદ્રનો વિયોગ થવાથી ઉદ્વેગ પામેલાં યુવાન સ્ત્રી–પુરુષો પોતાનાં શરીર પર ચંદનનો લેપ કરતાં નથી; તેમ જ પુષ્પમાળાઓ ધારણ કરતાં નથી; વળી કામી પુરુષો અનેક પ્રકારનાં પુષ્પોના અલંકારો ધારણ કરી નગરની બહાર ફરવા જતા નથી.[૨૧–૨૩] સર્વત્ર રામવિયોગનો શોક પ્રસરી રહેલો હોવાને લીધે આખી નગરી વિષે ક્યાંય પણ આનંદઉત્સવ પ્રવર્તતો નથી. ખરેખર, મને તો એમ જ લાગે છે કે અયોધ્યા નગરીની સઘળી શોભા મારા આર્ય બંધુ રામચંદ્રની સાથે વનમાં જ ગઈ છે ! અરેરે ! હાલમા તો આ અયોધ્યા નગરી વેગથી વરસતી વૃષ્ટિની ધારાઓને લીધે નિસ્તેજ થયેલી પૂર્ણિમાની રાત્રિની પેઠે જરા પણ શોભતી નથી. અરે ! હવે મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્ર મોટા ઉત્સવની પેઠે પુનઃ નગરમાં ક્યારે આવશે અને જેમ ગ્રીષ્મ ઋતુને અંતે મેઘ જળ વરસાવી પ્રાણીઓને આનંદ પમાડે છે, તેમ પોતાનાં દર્શન આપીને પ્રજાજનોને ક્યારે આનંદ પમાડશે ? હે સારથિ ! જો, ગર્વયુક્ત ચાલનારા યુવાન પુરુષો હાલમાં પ્રથમની પેઠે સુંદર વેષ સજી અયોધ્યા વિષે આમતેમ ફરતા નથી, તેથી તેના મોટા મોટા રાજમાર્ગો કાંઈ પણ શોભતા નથી.'

અયોધ્યામાં પ્રવેશ કરી તેની દુર્દશા જોઈ સારથિ પ્રત્યે ખેદ દર્શાવતાં મહાત્મા ભરતે અતિ દુઃખી થઈ, સિંહ જેમ પર્વતની ગુફામાં પ્રવેશ કરે, તેમ દશરથ રાજા વિનાના સૂના પડેલા રાજમહેલમાં પ્રવેશ કર્યો.[૨૪–૨૮] પૂર્વે દેવાસુરના સંગ્રામમાં દેવોનો પરાજય થયો, ત્યારે રાહુએ સૂર્યને ઘેરી લીધો, તેથી જેમ દેવોને શોક ઉપજ્યો હતો,* તેમ કાંઈ પણ શોભા વિનાનું તથા વાળ્યા-ઝાડ્યા વિનાનું પોતાના પિતાનું રાજગૃહ જોઈ મહાધૈર્યવાન ભરત અતિ દુઃખી થઈ ગયા અને તેમનાં નેત્રોમાંથી અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૪મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૧૫ મો

## પાદુકારાજ્ય–ભરતનો નંદિગ્રામવાસ

ततो निक्षिप्य मातॄस्ता अयोध्यायां दृढव्रतः ।
भरतः शोकसंतप्तो गुरूनिदमथाब्रवीत् ॥ १ ॥

ત્યાર પછી પોતાની સર્વ માતાઓને અંતઃપુરમાં નિવાસ કરાવી, અત્યંત શોક વડે સંતાપ પામેલા દૃઢવ્રત ભરતે પોતાના વસિષ્ઠ વગેરે ગુરુજનોને કહ્યું : 'હે ગુરુજનો ! રામચંદ્રનો વિયોગી હું હવે આપ સર્વની આજ્ઞા લઈ નંદિગ્રામ પ્રત્યે જઈશ અને ત્યાં રહી મારા જ્યેષ્ઠબંધુ રામચંદ્ર વનમાંથી પાછા આવતા સુધી તેમની વાટ જોતો હું સર્વ દુઃખ સહન કરીશ.[૧,૨] અરે, મારા પૂજ્ય પિતા સ્વર્ગે ગયા છે અને મારા જ્યેષ્ઠબંધુએ વનવાસ કર્યો છે, તેથી હું પણ તેમના પાછા આવતા સુધી અયોધ્યામાં પ્રવેશ કરીશ નહિ. રે, એ મહાયશસ્વી રામચંદ્ર જ રાજા છે, હું કોઈ પણ રીતે રાજા થવાને લાયક નથી.[૩,૪]

મહાત્મા ભરતનું ઉત્તમ વચન સાંભળી પુરોહિત વસિષ્ઠ વગેરે સર્વ મંત્રીઓએ કહ્યું : 'હે રાજકુમાર ભરત ! તેં ભ્રાતૃપ્રેમને લીધે જે આ ઉત્તમ વચનો કહ્યાં તે અતિ પ્રશંસનીય છે અને

* પૂર્વે જ્યારે દેવો અને અસુરોના સંગ્રામ વિષે દેવો અસુરોથી હારી ગયા અને રાહુએ સૂર્યને પણ ગ્રસી લીધો, ત્યારે રાત્રિ–દિવસનો વિભાગ નષ્ટ થવાથી દુઃખી થયેલા દેવોએ બ્રહ્મલોકમાં જઈ બ્રહ્માની પ્રાર્થના કરી, ત્યારે બ્રહ્માની આજ્ઞાથી અત્રિ ઋષિએ સાત દિવસ પર્યંત સૂર્યનો અધિકાર ચલાવી લીધો, એવી પૌરાણિક કથા છે.

તારા જેવા શ્રેષ્ઠ ક્ષત્રિયકુમારને છાજે તેવાં છે.[५] હે ભરત ! તું કે જે નિરંતર પોતાના જ્યેષ્ઠબંધુમાં સ્નેહ રાખનારો છે, બંધુઓનું પરિપાલન કરવાની સ્પૃહાવાળો છે અને આર્યપુરુષોએ માન્ય કરેલા શ્રેષ્ઠ માર્ગને અનુસરનારો છે, તેનાં વચનોને કયો પુરુષ માન્ય ન કરે ?'[६]

પોતાને પ્રિય લાગે એવાં મંત્રીઓનાં વચન સાંભળી મહાત્મા ભરતે પોતાના સારથિને રથ જોડવાની આજ્ઞા કરી.[७] પછી પોતાની સર્વ માતાઓ સાથે પ્રિય વાર્તાલાપ કરી તેમની આજ્ઞા લઈ, શત્રુઘ્ન સહિત શ્રીમાન ભરત રથારૂઢ થયા અને સર્વ મંત્રીઓ તથા પુરોહિતો સહિત નંદિગ્રામ પ્રત્યે જવા વિદાય થયા.[૮,૯] વસિષ્ઠ ઋષિ વગેરે ગુરુજનો ઉત્તમ રથાદિ વાહનોમાં બેસીને ભરતની આગળ ચાલતા થયા. એ વેળા હાથી, ઘોડા અને રથોથી વ્યાપ્ત આખું સૈન્ય તથા નગરવાસી જનો આમંત્રણ કર્યા વિના જ તેઓની પાછળ જવા લાગ્યાં. એ પ્રમાણે એ મોટી સેના નંદિગ્રામ તરફ ગઈ. પોતાના મસ્તક પર રામપાદુકાઓને ધારણ કરનારા ધર્માત્મા ભરત સઘળી સેના સહિત થોડીકવારમાં નંદિગ્રામ જઈ પહોંચ્યા અને સત્વર તેમાં પ્રવેશ કરી એક ભવ્ય મંદિર પાસે જઈ રથમાંથી ઊતરી તેણે વસિષ્ઠ ગુરુ વગેરે મંત્રીઓ પ્રત્યે કહ્યું : 'અહો ! મારા આર્યબંધુ રામચંદ્રે મને આ સઘળું રાજ્ય થાપણરૂપે સોંપેલું છે; માટે તેમની પ્રસાદીરૂપ આ સુવર્ણભૂષિત પાદુકાઓ તેનું યોગક્ષેમ કરશે.' એમ કહી શ્રીમાન ભરતે તે પાદુકાઓને વારંવાર મસ્તક વડે પ્રણામ કરી એક રમણીય સિંહાસન પર સ્થાપિત કરી અને અત્યંત દુઃખ વડે સંતાપ પામી પોતાના સર્વ મંત્રીવર્ગ પ્રત્યે કહ્યું :[૧૦-૧૫] 'હે મંત્રીઓ ! તમે સર્વ મળીને આ પાદુકાઓ ઉપર છત્ર ધરો અને એના ઉપર અભિષેક કરો; કેમ કે આ બન્ને પાદુકાઓ જ સાક્ષાત્ મારા આર્યબંધુનાં ચરણારવિંદ છે. એની સત્તાને લીધે જ આપણા રાજ્ય વિષે ધર્મ સ્થિર રહેશે. અરે ! મારા આર્યબંધુ રામચંદ્રે સ્નેહને લીધે મને આ રાજ્યરૂપ થાપણ સોંપેલી છે, માટે તે વનમાંથી પાછા પધારે ત્યાં સુધી હું આ રાજ્યનું પ્રતિપાલન કરીશ.[૧૬,૧૭] જ્યારે મારા જ્યેષ્ઠબંધુ રામચંદ્ર કુશળ-ક્ષેમ પાછા અહીં પધારશે, ત્યારે હું આ બન્ને પાદુકાઓને તેમનાં પવિત્ર ચરણારવિંદોની સાથે યોજીને આનંદપૂર્વક તેનું અવલોકન કરીશ.[૧૮] એવી રીતે રામચંદ્રનાં દર્શન કરી તથા તેમની રાજ્યરૂપ થાપણ તેમને પાછી અર્પીને રાજ્યભારથી મુક્ત થયેલો હું નિરંતર તેમને અનુકૂળપણે વર્તી તેમની સેવા કરીશ.[૧૯] એ રીતે આ બન્ને પાદુકાઓ, થાપણરૂપ રાજ્ય અને આખી અયોધ્યા તેમને સ્વાધીન કરી હું આ લોકમાં નિષ્પાપ થઈશ.'[૨૦]

પછી વલ્કલવસ્ત્ર તથા જટા ધારણ કરવાને લીધે મુનિ સરખા વેષવાળા જણાતા મહાસમર્થ ભરત સઘળી સેના સહિત ધૈર્ય રાખીને નંદિગ્રામ વિષે રહ્યા.[૨૧] શ્રીમાન ભરત પાદુકાઓનો રાજ્યાભિષેક કરી તેની સત્તામાં રહીને જ સઘળો રાજ્યવહીવટ ચલાવવા લાગ્યા તથા પોતે જ તેની ઉપર છત્ર-ચામર કરવા લાગ્યા. એ રીતે રાજ્ય સંબંધી સર્વ અધિકાર તેમણે પાદુકાઓને જ નિવેદન કર્યો.[૨૨] રાજ્ય સંબંધી જે કાંઈ કાર્ય તથા અમૂલ્ય ભેટો આવતી તે સર્વ પ્રથમ એ પાદુકાઓને સમર્પણ કરીને શ્રીમાન ભરત તેની યોગ્ય વ્યવસ્થા કરતા હતા.[૨૩,૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૫મો સર્ગ સંપૂર્ણ

## ચિત્રકૂટ છોડી આગળ જવું

## સર્ગ ૧૧૬ મો

### ચિત્રકૂટવૃત્તાંત-ઋષિઓની હિજરત

प्रतियाते तु भरते वसन्रामस्तदा वने ।
लक्षयामास सोद्वेगमथौत्सुक्यं तपस्विनाम् ॥ १ ॥

ભરતના ગયા પછી ચિત્રકૂટમાં વસતા શ્રીમાન રામચંદ્રે તે વનમાં રહેનારા ઋષિઓ કે, જેઓ ભયને લીધે ઉદ્વેગ પામી બીજા સ્થળે જવાનો વિચાર કરતા હતા, તેઓના તે વિચારને કેટલાંક અનુમાનો વડે જાણી લીધો.[૧] બરાબર તપાસ કરતાં તેમને જણાયું કે, 'જે તપસ્વી ઋષિઓ પ્રથમથી જ

ચિત્રકૂટ વિષે સુખપૂર્વક વસતા હતા અને રામચંદ્રના સમાગમથી વિશેષ સુખી થયા હતા, તેઓ સર્વ કોઈ કારણથી ભય પામી હિજરત કરવાને ઉત્સુક થઈ રહ્યા છે. એ ઋષિઓ રામચંદ્ર પ્રત્યે શંકિત થયેલા હોવાને લીધે વારંવાર નેત્રો તથા ભ્રૂકુટીઓના અનુસારાથી તેમના તરફ દૃષ્ટિ કરી પરસ્પર વાતો કરતા હતા : 'જુઓ ભાઈ! આ રામચંદ્ર આ વનમાં સ્ત્રી સહિત રહે છે; તેથી તેમના ઉપર દ્વેષ ધરાવતા કેટલાક રાક્ષસો અહીં આવી આપણને પીડિત કરે છે; માટે હવે અહીં ન રહેતાં આપણ સર્વેએ અન્ય સ્થળે ચાલ્યા જવું શ્રેયસ્કર છે.[૨,૩] આ સઘળો પ્રકાર જોઈ રામચંદ્રને વિચાર થયો : 'આ સર્વ ઋષિઓ મારા દોષને લીધે તો પોતાના જૂના આશ્રમનો ત્યાગ નહિ કરતા હોય' એમ ધારી તેમણે એક વૃદ્ધ કુલપતિ* ઋષિની આગળ જઈ હાથ જોડી પૂછ્યું :[૪] 'હે ભગવન્! આ સર્વ ઋષિઓ ઉદ્વેગ પામી હિજરત કરે છે એનું શું કારણ છે ? અરે, શું કાંઈ મારે વિષે મારા પૂર્વજો કરતાં વિરુદ્ધ આચરણ તો તેઓના જોવામાં આવ્યું નથી? અથવા મારા નાના ભાઈ મહાત્મા લક્ષ્મણે પ્રમાદને લીધે કાંઈ અયોગ્ય વર્તન તો કર્યું નથી? અથવા તો હે મુનિવર્ય! મારી સેવામાં પ્રવૃત્ત રહેનારાં જનકનંદિની સીતા કે જે અર્ઘ્ય–પાદ્યાદિ વડે તમારો પણ સત્કાર કરે છે તે તમો સૌ ઋષિઓ પ્રત્યે સ્ત્રીજનોને યોગ્ય રીતિથી વર્તતાં નથી શું? હે મહાત્મન્! ઋષિઓને હિજરત કરવાનું શું કારણ છે, તે કૃપા કરી મને યથાર્થ રીતે જણાવો.'

તપ કરતાં કરતાં જ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા એ કુલપતિ ઋષિવર્ય કે જેનું શરીર ડોલ્યા કરતું હતું, તેમણે સર્વ ભૂતપ્રાણીઓ પર દયા કરનારા મહાત્મા રામચંદ્ર પ્રત્યે કહ્યું :[૫–૮] 'હે તાત ! તમે આ શું બોલો છો? અરે ! નિરંતર પવિત્ર કર્મો વિષે જ આસક્ત રહેનારી વૈદેહી સીતા કે જે કલ્યાણની મૂર્તિરૂપ છે તે કદી પણ પોતાના ધર્મથી ચલાયમાન થાય એવી નથી, તો પછી વિશેષ કરી તપસ્વીઓની સેવાથી તો કેમ જ વિમુખ થાય?[૯] પરંતુ હે રામ! હાલમાં માત્ર તમારે લીધે જ સર્વ ઋષિઓને રાક્ષસોથી ભય ઉપસ્થિત થયો છે અને તેથી જ તેઓ હિજરત કરવા માટે પરસ્પર વાતો કરે છે.[૧૦] હે રામ! રાવણનો નાનો ભાઈ એક 'ખર' નામનો રાક્ષસ કે જે ઘણો જ હઠીલો, અનેક સંગ્રામોમાં જય મેળવનાર, અતિ ક્રૂર, મનુષ્યોનું ભક્ષણ કરનાર, પાપી અને અત્યંત ગર્વિષ્ઠ છે, તે જનસ્થાનમાં વસનારા સર્વ ઋષિઓને દુઃખ દેતો ત્યાં વિચરે છે અને તમને પણ પીડિત કરવા ઇચ્છે છે. હે તાત! તમે જ્યારથી અહીં આવીને રહ્યા છો, ત્યારથી અનેક રાક્ષસો આવીને તપસ્વીઓને ઉપદ્રવ કરે છે.[૧૧–૧૩] કેટલીક વાર તે રાક્ષસો ક્રૂર, ભયંકર, બેડોળ, બીભત્સ અને દુઃખ ઉપજાવે એવાં રૂપ દેખાડીને ઋષિઓને બિવડાવે છે.[૧૪] વળી તે અનાર્યો આશ્રમો વિષે અનેક પ્રકારના અપવિત્ર પદાર્થો નાખી તપસ્વીઓને ભ્રષ્ટ કરે છે તથા લાગમાં આવેલા કેટલાક ઋષિઓને માર પણ મારી જાય છે.[૧૫] એ મૂર્ખ રાક્ષસો ઋષિઓ જાણે નહિ તેમ છાનામાના આવી તેઓના આશ્રમોમાં સંતાઈ રહે છે અને સમય પ્રાપ્ત થયે ઋષિઓનો વિનાશ કરી અત્યંત હર્ષ પામે છે.[૧૬] વળી ઋષિઓ પ્રાતઃકાળે હોમ કરવા માટે અગ્નિહોત્રની શાળામાં બેઠા હોય છે, ત્યારે એ અનાર્યો તેઓનાં સ્રુક–સ્રુવાદિ સાધનો ફેંકી દે છે, યજ્ઞપાત્રો ભાંગી નાખે છે, વેદી પર જળ છાંટી અગ્નિને હોલવી નાખે છે તથા જળપાત્રોને ઢોળી દે છે.[૧૭] એ પ્રમાણે એ પાપીઓથી અનેક રીતે પીડા થવાને લીધે સર્વ ઋષિઓ આજે મને બીજા આશ્રમ પ્રત્યે જવા માટે પ્રેરણા કરે છે.[૧૮] હે રામ! જો એ દુષ્ટોનો ઉપદ્રવ આવી રીતે જ ઘણા દિવસ સુધી ચાલ્યા કરશે, તો અવશ્ય સર્વ ઋષિઓનો વિનાશ થયા વિના રહેશે નહિ. માટે તેવું થતા પહેલા અમે સૌ આ આશ્રમનો ત્યાગ કરીશું.[૧૯] હે રામ! આ સર્વ ઋષિઓ સહિત હું અહીંથી થોડેક દૂર આવેલો મહર્ષિ અશ્વમુનિનો આશ્રમ કે જેને વિષે અનેક પ્રકારનાં કંદ–મૂળ તથા ફળ-

* પ્રાચીન કાળમા જે વેદવેત્તા ઋષિ પોતે એકલો જ દશ હજાર શિષ્યોને શિષ્યવૃત્તિ આપી ભણાવતો, તેને 'કુલપતિ' એવી સંજ્ઞા પ્રાપ્ત થતી હતી

પુણ્યાદિ પ્રાપ્ત થઈશકે એમ છે ત્યાં જઈશ.[૨૦] હે રામ! જો ઇચ્છા થતી હોય તો તમો પણ અમારી સાથે ત્યાં ચાલો; કેમ કે આગળ પર એ પાપી ખર રાક્ષસ તમારી પ્રત્યે દુષ્ટતા કર્યા વિના રહેશે નહિ.[૨૧] વળી હે રાઘવ! જોકે તમે ઘણા જ સાવધાન તથા રાક્ષસોને હરાવવાને સમર્થ છો, તોપણ સ્ત્રી સહિત આવા નિર્જન અરણ્યમાં વસવું એ દુઃખરૂપ છે.'[૨૨]

વૃદ્ધ કુલપતિ તપસ્વી મુનિનાં ઉપર્યુક્ત વચન સાંભળી, શ્રીમાન રામચંદ્ર 'તમે ભય શા માટે ધરો છો? હું એકલો જ સર્વ રાક્ષસોનો નિગ્રહ કરીશ, તમે સુખથી અહીં જ રહો!' એવાં એવાં સાંત્વનનાં વાક્યો કહી તે વૃદ્ધ મુનિને ત્યાં જ રાખવાનો આગ્રહ કરી શક્યા નહિ; કેમ કે સર્વ ઋષિ–મુનિઓ હિજરત કરવાને ઘણા જ ઉત્સુક થઈ રહ્યા હતા, તેમ જ પોતાને પણ એ નિમિત્તે ત્યાંથી આગળ–દંડકારણ્યમાં જઈને કેટલાંક કાર્યો કરવાનાં હતાં.[૨૩]

ત્યાર પછી એ કુલપતિ વૃદ્ધ તપસ્વી પોતાના વિયોગથી ખિન્ન થયેલા રામચંદ્રની અનેક પ્રકારે પ્રશંસા કરી તથા તેમનું આશ્વાસન કરી પોતાના કુલ (સર્વ ઋષિસમૂહ) સહિત ત્યાંથી વિદાય થયા. સર્વ ઋષિસમૂહને વળાવવા માટે રામચંદ્ર કેટલેક સુધી તેમની પાછળ ગયા. તે સમયે પણ સર્વ ઋષિઓ રામચંદ્રને એવો જ ઉપદેશ કરતા હતા: 'તમારે રાક્ષસોના ઉપદ્રવયુક્ત આ સ્થળે રહેવું નહિ.' ઋષિઓનાં એ વચનનો સ્વીકાર કરી તથા તેઓની આજ્ઞા લઈ અને કુલપતિ વૃદ્ધ ઋષિને પ્રણામ કરી રામચંદ્ર પુનઃ પોતાના આશ્રમે આવ્યા.[૨૪,૨૫] ઋષિઓ વિનાનું એ આશ્રમસ્થાન સૂનું પડ્યું, તેથી રામચંદ્ર સીતાની રક્ષા કરવા માટે પોતાનો આશ્રમ મૂકી એક ક્ષણમાત્ર પણ બહાર જતા ન હતા. વળી કેટલાએક ઋષિઓ કે જેઓ 'રામચંદ્ર જ આપણું રક્ષણ કરશે' એવા દૃઢ વિશ્વાસવાળા હતા તેઓ તો આશ્રમ ત્યજી બીજે ક્યાંય પણ ન જતાં, શ્રીમાન રામચંદ્રના આશ્રયે ત્યાં જ રહ્યા.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧૭ મો

### ચિત્રકૂટત્યાગ અને અત્રિસમાગમ

राघवस्त्वपयातेषु सर्वेष्वनुविचिन्तयन् ।
न तत्रारोचयद्वासं कारणैर्बहुभिस्तदा ॥ १ ॥

સર્વ ઋષિઓ ચિત્રકૂટનો ત્યાગ કરી, અશ્વમુનિના આશ્રમ પ્રત્યે ગયા. ત્યાર પછી રામચંદ્ર કેટલોક સમય ત્યાં રહ્યા, પરંતુ કેટલાંક કારણોને લીધે તેમને ત્યાં વસવું ઠીક લાગ્યું નહિ. તેમને વારંવાર વિચારો થવા લાગ્યા: 'અહો! હું રાજપાટનો ત્યાગ કરી અહીં આવ્યો, તોપણ અહીં મને મારાં સર્વે સંબંધીઓનો મેળાપ થયો, તેથી મને વારંવાર તેઓ સર્વનું સ્મરણ થઈ આવે છે. આ સ્થળે મેં ભરતને જોયો હતો, આ સ્થળે મેં મારી માતાઓને વંદન કર્યું હતું અને આ સ્થળે સર્વ નગરવાસીઓની સાથે મારો મેળાપ થયો હતો, એ વગેરે બાબતોનું સ્મરણ થઈ આવવાથી મારું મન બહુ વ્યગ્ર થઈ જાય છે.[૧,૨] વળી ભરતની સાથે આવેલી મોટી સેનામાંથી તથા ઘોડા વગેરે વાહનોની લાદ પડવાને લીધે આ ભૂમિ પણ અપવિત્ર થઈ ગઈ છે, એવાં એવાં કેટલાંક કારણો જોતાં હવે આપણે અહીં રહેવું યોગ્ય નથી; માટે કોઈ બીજા સ્થળે જ જવું જોઈએ.'[૩]

પોતાનો એ વિચાર સીતા તથા લક્ષ્મણને જણાવી શ્રીમાન રામચંદ્રે ચિત્રકૂટ પર્વતમાંથી નીકળી બીજે સ્થળે જવાની તૈયારી કરી. પોતાનાં સર્વ શસ્ત્ર–અસ્ત્રો વગેરે ગ્રહણ કરી રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતા, એ ત્રણે જણાં દક્ષિણ દિશાના માર્ગે વિદાય થયાં.[૪] તેઓ કેટલાંક વનો તથા નદીઓનું ઉલ્લંઘન કરતાં અત્રિ ઋષિના આશ્રમ આગળ આવી પહોંચ્યાં. પછી મહાયશસ્વી રામચંદ્રે સીતા તથા લક્ષ્મણની સાથે એ રમણીય આશ્રમમાં પ્રવેશ કર્યો. ત્યાં દેદીપ્યમાન કાંતિવાળા મહર્ષિ અત્રિ ઋષિ ઉત્તમ દર્ભાસન ઉપર બેઠા હતા. તેમની આગળ જઈ એ ત્રણે જણાંએ તેમના ચરણોનું વંદન કર્યું. ત્યારે મહાસમર્થ અત્રિ ઋષિએ અત્યંત પ્રેમપૂર્વક તેમને આશીર્વાદ આપી પુત્રની પેઠે રામચંદ્રને

પોતાના હૃદય સરસા ચાંપ્યા.[૫] ત્યાર પછી મહાત્મા, અત્રિ ઋષિએ પોતાના હાથે જ રામચંદ્રનો સારી રીતે અતિથિસત્કાર કરી સીતા તથા લક્ષ્મણ તરફ પ્રીતિયુક્ત દૃષ્ટિ કરી.[૬] એ વેળા તે સ્થળે આવીને ઊભેલાં તેમના વૃદ્ધ પત્ની તપસ્વિની દેવી અનસૂયાં કે જે શ્રેષ્ઠ પતિવ્રતધર્મનું આચરણ કરનારાં તથા સર્વ લોક વિષે સત્કાર પામેલાં હતાં; તેમને બોલાવી સર્વ ભૂત–પ્રાણીઓનું હિત કરનારા ધર્મજ્ઞ અત્રિ ઋષિએ સીતાની ઓળખાણ કરાવી તથા તેમનો સત્કાર કરવા માટે કહ્યું. વળી અત્રિ ઋષિએ ધર્મમાં તત્પર રહેનારાં એ તપસ્વિની અનસૂયાનો કેવો મોટો પ્રભાવ છે એ જણાવવા માટે રામચંદ્ર પ્રત્યે કહ્યું :

હે તાત ! આ વૃદ્ધ અનસૂયા એવાં તો ઉગ્ર તપશ્ચર્યા કરનારાં તથા નિયમોનું પાલન કરનારાં છે કે પૂર્વે જ્યારે લાગલાગટ દશ વર્ષ સુધી અનાવૃષ્ટિ થઈ હતી, અર્થાત્ દશ વર્ષનો દુષ્કાળ પડ્યો હતો અને તેથી સર્વ લોકો આકુળવ્યાકુળ થયા હતા, ત્યારે તેમણે ઋષિ–મુનિઓને આહાર કરવા માટે ફળ–મૂળ વગેરે ઉત્પન્ન કર્યાં હતાં તથા તેઓને સ્નાનાદિ ક્રિયા કરવા માટે જાહ્નવી ગંગાને પોતાના આશ્રમની નજીક વહેવડાવી હતી.[૭–૧૦] વળી હે રામ ! તેમણે દશ હજાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચરણ કરેલું છે તથા તેમનાં ઉત્તમ વ્રતોના પ્રભાવ વડે ઋષિઓનાં અનેક વિઘ્નો દૂર થયેલાં છે; તેમ જ હે તાત ! એમણે દેવોનું કાર્ય કરવા અર્થે અતિશીઘ્રપણે દશ રાત્રિઓની એક રાત્રિ બનાવી લોકો વિષે પોતાનો અદ્ભુત પ્રભાવ પ્રસિદ્ધ કર્યો છે;* માટે હે અનઘ ! ઉત્તમ પ્રભાવવાળાં આ તપસ્વિની અનસૂયા તમારે પોતાની માતાની પેઠે પૂજ્ય છે. વળી સર્વ ભૂત–પ્રાણીઓએ નમસ્કાર કરવા યોગ્ય એ વૃદ્ધ તપસ્વિની અનસૂયા સર્વદા ક્રોધરહિત રહે છે, માટે તમે આ વૈદેહી સીતાને તેમની આગળ મોકલો.[૧૧–૧૩]

અત્રિ ઋષિનું વચન સાંભળી 'ભલે બહુ સારુ' એમ કહી શ્રીમાન રામચંદ્રે ધર્મજ્ઞ સીતા પ્રત્યે કહ્યું : 'હે રાજપુત્રી ! તમોએ આ મહર્ષિનાં વચન સાંભળ્યાં કે ? અહો ! એ વૃદ્ધ મુનિપત્ની પોતાના શ્રેષ્ઠ ચારિત્ર્ય વડે સર્વ લોક વિષે 'અનસૂયા' એવા નામથી પ્રખ્યાત છે તથા ક્રોધરહિત હોવાને લીધે સર્વ લોકોનાં માતારૂપ છે; માટે તમે આપણા કલ્યાણને અર્થે શીઘ્ર તેમની પાસે જઈ તેમનાં ચરણોનું વંદન કરો.'

રામચંદ્રનાં વચન સાંભળતા જ યશસ્વિની સીતા ધર્મને જાણનારાં એ અત્રિ ઋષિનાં પતિવ્રતા પત્ની અનસૂયા કે, જેમના સર્વ અવયવો વૃદ્ધાવસ્થાને લીધે શિથિલ થઈ ગયા હતા, જેમને શરીર પરની ચામડીમાં કરચલીઓ વળી ગઈ હતી, મસ્તકના કેશ શ્વેત થઈ ગયા હતા અને જેમ વાયુના ઝપાટાથી કેળ કંપે તેમ તેમનું અંગ થરથર કંપી રહ્યું હતું, તેમની આગળ ગયાં અને તેમના ચરણોમાં પ્રણામ કરી તેમનું નામ કહી સંભળાવ્યું.[૧૪–૧૯] જિતેંદ્રિય મુનિપત્ની અનસૂયાનું અભિનંદન કરીને સતીશિરોમણિ સીતાએ આનંદપૂર્વક હાથ જોડી તેમને કુશળપ્રશ્ન પૂછ્યો.[૨૦] ત્યારે ધર્મ પ્રમાણે વર્તનારી એ મહાભાગ્યવતી સીતાને જોઈ અત્યંત હર્ષિત થયેલાં ઋષિપત્ની અનસૂયાએ તેમને 'સૌભાગ્યવતી ભવ !' એવો આશીર્વાદ આપી તથા પોતાનું કુશળ જણાવી કહ્યું :

હે સીતા ! તારું કલ્યાણ થાઓ. અહો ! તું દૈવયોગથી પ્રાપ્ત થયેલાં દુઃખોને સહન કરીને પણ પોતાના પતિવ્રતધર્મનું પાલન કરે છે, માટે તું ધન્ય છે.[૨૧] હે માનિની ! પોતાના જ્ઞાતિસંબંધીઓનો તથા 'હું રાજપુત્રી છતાં વનમાં કેમ જાઉં ?' એવા અભિમાનનો પણ ત્યાગ કરીને

* એક સમયે અનસૂયાની કોઈ એક સખીને માંડવ્યઋષિએ શાપ આપ્યો હતો કે, 'તું દશ દિવસની અંદર કોઈ પણ એક દિવસના પ્રાતઃકાળે વિધવા થઈશ.' એ જાણીને અનસૂયાએ પોતાની સખી વિધવા ન થાય એટલા માટે 'હવે પ્રાતઃકાળ જ ન થાઓ !' એવું કહ્યું. એથી દશ દિન સુધી રાત્રિ જ રહી–સૂર્યોદય થયો જ નહિ. એમ થવાથી જ્યારે યજ્ઞાદિ ક્રિયાઓ લુપ્ત થવા લાગી, ત્યારે સર્વ દેવોએ મળી અનસૂયાની પ્રાર્થના કરી; એટલે દેવોનું પ્રિય કરવા માટે અનસૂયાએ દશ દિવસ જેટલો સમય વીત્યા પછી સૂર્યોદય કર્યો. પોતાની સખી સુવાસિની રહી અને દેવોનું પણ કાર્ય થયું.

તું પિતાની આજ્ઞાથી આવા નિર્જન અરણ્ય વિષે વસતા પોતાના પતિ રામચંદ્રની સાથે આવી છે, એ ઘણું જ ઉત્તમ કર્યું છે; કેમ કે:

नगरस्थो वनस्थो वा शुभो वा यदि वाशुभः ।
यासां स्त्रीणां प्रियो भर्ता तासां लोका महोदयाः ॥

પોતાનો પતિ નગરમાં રહેનારો હોય, કિંવા વનમાં રહેનારો હોય, તેમ જ પોતાને અનુકૂળ હોય કિંવા પ્રતિકૂળ હોય, તોપણ તેને પરમેશ્વર તુલ્ય સમજી જે સ્ત્રી અત્યંત પ્રીતિપૂર્વક તેની સેવા કરે છે, તેને આ લોકમાં ઉત્તમ સુખ પ્રાપ્ત થવા ઉપરાંત મરણ પછી પણ અવિનાશી લોકની પ્રાપ્તિ થાય છે.

વળી પોતાનો પતિ હલકા સ્વભાવવાળો, યથેચ્છ વિહાર કરનારો અથવા નિર્ધન હોય, તોપણ આર્ય સ્વભાવવાળી સ્ત્રીઓને તો તે જ પરમ દૈવતરૂપ છે.[૨૨-૨૪] હે સીતા! મેં ઘણા ઘણા વિચારો કરી છેવટે એ જ સિદ્ધ કર્યું છે કે, 'સ્ત્રીઓને પોતાના પતિ કરતાં અધિક સુખ દેનાર બીજો કોઈ પણ ઇષ્ટજન-સંબંધી નથી.' હે વૈદેહી! પોતાનો પતિ અવિનાશી તપની પેઠે આ લોક વિષે તેમ જ પરલોક વિષે સર્વ પ્રકારનાં સુખ પ્રાપ્ત કરાવે છે. હે મૈથિલી! આ લોક વિષે યથેચ્છ વર્તનારી અસત્ સ્ત્રીઓ* કે જેઓનું હૃદય નિરંતર કામને જ વશ રહે છે તથા જેઓ પોતાના પતિને પણ વારંવાર અયોગ્ય આજ્ઞાઓ કરવામાં શરમાતી નથી અને સ્વતંત્રપણે પોતાની ઇચ્છાનુસાર જ્યાં-ત્યાં ભટક્યા કરે છે, તેઓ આમ તારી પેઠે, પતિને અનુકૂળ વર્તવાથી થતા ગુણોને તથા તેમ નહિ કરવાથી થતા દોષોને જાણી શકતી નથી; પરંતુ નીચ કાર્યોને વશ થયેલી એવી એ દુષ્ટ સ્ત્રીઓ તો છેવટે નિંદાપાત્ર અને ધર્મભ્રષ્ટ જ થાય છે. હે સીતા! તારા સરખી ઉત્તમ ગુણોવાળી તથા આ લોક તેમ જ પરલોકની સ્થિતિ જાણનારી સાધ્વી સ્ત્રીઓ તો પુણ્યવાન મનુષ્યોની પેઠે સ્વર્ગમાં જ વિચરે છે. હે સીતા! તું જોકે ઉત્તમ સાધ્વી છે, તોપણ હું વિશેષ કરી કહું છું કે, તું નિરંતર તારા પતિને અનુકૂળ રહેનારી, પતિને જ પરમ દૈવત માનનારી, સમય પ્રમાણે વર્તનારી અને પતિની સાથે રહીને જ ધર્માચરણ કરનારી થજે, જેથી તું ઉત્તમ યશ તથા ધર્મને પ્રાપ્ત થઈશ.[૨૫-૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧૮ મો

### સીતા અને અનસૂયા-પતિવ્રતમાહાત્મ્ય

सा त्वेवमुक्ता वैदेही त्वनसूयानसूयया ।
प्रतिपूज्य वचो मन्दं प्रवक्तुमुपचक्रमे ॥ १ ॥

ઋષિપત્ની અનસૂયાએ ઈર્ષ્યાદિ દોષરહિત સીતાને ઉત્તમ વચનો કહ્યાં, ત્યારે તેમનાં વચનોને માન્ય કરી સતીશિરોમણિ સીતા ધીમે રહી અનસૂયા પ્રત્યે કહેવા લાગ્યાં:[૧] 'હે માતાજી! તમોએ મને જે ઉત્તમ ઉપદેશ આપ્યો છે, તે તમો સરખી આર્ય સ્ત્રીઓને યોગ્ય જ છે, અર્થાત્ તમારા સરખી વૃદ્ધ ઋષિપત્નીઓએ આવો જ ઉપદેશ આપવો જોઈએ. હે પૂજ્ય માતાજી! તમોએ 'સ્ત્રીઓનું દૈવત પતિ જ છે' એવું જે કહ્યું તે હું પણ તમારાં સરખાની કૃપાથી જાણું છું.[૨] હે માતા! જો કે પોતાનો પતિ પવિત્ર આચરણો વિનાનો તથા કોઈ પણ પ્રકારની આજીવિકા વિનાનો હોય, તોપણ મારા સરખી સ્ત્રીઓ તો જેવી રીતે પોતાની યુગલજોડીમાં ભેદભાવ ન થાય તેવી રીતે પ્રીતિથી વર્તવું જોઈએ.[૩] તો પછી જે પતિ ઉત્તમ ગુણોને લીધે પ્રશંસા કરવા યોગ્ય, દયાવાળો, જિતેંદ્રિય, દૃઢ પ્રીતિવાળો, ધર્માત્મા અને માતાપિતાના જેવું હિત કરનાર હોય, તેની સાથે પ્રીતિથી વર્તવું જોઈએ એમાં શું આશ્ચર્ય?[૪] હે પૂજ્ય માતાજી! મહાબળવાન મારા પતિ રામચંદ્ર એવા તો સમદૃષ્ટિવાળા છે કે, તેઓ પોતાની માતા કૌશલ્યા પ્રત્યે જેવી વૃત્તિ-ભાવથી વર્તે છે, તેવી જ વૃત્તિથી દશરથ રાજાની બીજી સર્વ સ્ત્રીઓ-પોતાની અપર માતાઓ પ્રત્યે તેમ જ મારા વિનાની અન્ય સર્વ સ્ત્રીઓ પ્રત્યે વર્તે છે.[૫] વળી પિતૃવત્સલ શૂરવીર મારા પતિ રામચંદ્ર એવા તો જિતેંદ્રિય તથા ધર્મજ્ઞ છે કે, પોતા-

* નીચ કર્મ કરનારી-વ્યભિચારિણી સ્ત્રીઓ.

ની પ્રભુતાનો પોતાના મનમાં જરા પણ ગર્વ ન ધરતાં દશરથ રાજાએ જે સ્ત્રીઓ ઉપર એક વાર પણ કામદૃષ્ટિ કરી હોય તે સ્ત્રીઓ વિષે માતૃભાવથી જ વર્તે છે. એવા એવા ઉત્તમ ગુણવાળા પતિને કઈ દુષ્ટા સ્ત્રી અનુકૂળપણે ન વર્તે ?[૬] હે માતા ! મનુષ્ય વિનાના એક ભયંકર વન પ્રત્યે આવવા જ્યારે અમોએ પ્રયાણ કર્યું, ત્યારે મારાં સાસુજીએ મને તમારી પેઠે કેટલાંક ઉપદેશવચનો કહ્યાં હતાં કે, જે મારા હૃદય વિષે ચોટી રહ્યાં છે. વળી પૂર્વે મારા લગ્નસમયે અગ્નિદેવની સમક્ષ મારી માતાએ તેમ જ અન્ય સંબંધીઓએ મને જે બોધ આપ્યો છે, તેને પણ હું ભૂલી ગઈ નથી. હું સારી રીતે સમજું છું કે, 'पतिशुश्रूषणान्नार्यास्तपो नान्यद्विधीयते । સ્ત્રીએ માત્ર પોતાના પતિની સેવા જ કરવી, એ ઉપરાંત તેને બીજું કાંઈ પણ તપ કિંવા વ્રત કરવાનું નથી.' મહાસાધ્વી સાવિત્રી પોતાના પતિ સત્યવાનની સેવા કરવાથી જ સ્વર્ગ વિષે આનંદ કરે છે. વળી તે સાવિત્રી સરખાં જ આચરણવાળાં તમે પણ પતિ-સેવારૂપ ધર્મે કરીને સર્વ લોકોમાં પ્રખ્યાત થઈ સ્વર્ગે ગયેલાં છો, અર્થાત્ પતિસેવાના પુણ્યપ્રભાવ વડે તમે અવશ્ય સ્વર્ગમાં જશો. સર્વ સ્ત્રીઓમાં શ્રેષ્ઠ અને સ્વર્ગમાંની દેવીરૂપ રોહિણી પણ પોતાના પતિ ચંદ્રની સેવા કરવાને લીધે જ તેનાથી એક ક્ષણવાર પણ વિખૂટી પડેલી જોવામાં આવતી નથી. હે માતા ! પોતાના પતિની સેવા કરવારૂપ દૃઢ વ્રત-વાળી બીજી પણ કેટલીક શ્રેષ્ઠ સ્ત્રીઓ પોતાનાં પવિત્ર આચરણોના પ્રભાવ વડે સ્વર્ગમાં રહી અત્યંત હર્ષ પામે છે.[૭–૧૨]

સીતાનાં વચન સાંભળી દેવી અનસૂયા અત્યંત હર્ષ પામ્યાં અને તેમને પોતાના હૃદય સાથે ચાંપી તથા તેમનું મસ્તક સૂંઘી માતા જેમ પુત્રીને કહે તેમ કહેવા લાગ્યાં :[૧૩] 'હે પવિત્ર વ્રતવાળી સીતા ! મેં અનેકવિધ નિયમોનું આચરણ કરી તપશ્ચર્યા રૂપી જે મોટું બળ સંપાદન કર્યું છે, તેનો આશ્રય કરી હું તારી પ્રાર્થના કરું છું કે, તુ મારી પાસેથી ઇચ્છિત વરદાન માગ હે મૈથિલી! તારું યોગ્ય અને ઉત્તમ વચન સાંભળી હું તારા પર પ્રસન્ન થઈ છું, તેથી તું મને કહે કે હું તારું શું પ્રિય કરું ?'

તપશ્ચર્યારૂપી બળવાળાં અનસૂયાનાં વચન સાંભળી વિસ્મયયુક્ત થયેલાં સતીશિરોમણિ સીતા-એ મંદ હાસ્ય કરી કહ્યું : 'હે માતા ! તમોએ મારા પર અનુગ્રહ કર્યો તેથી જ મારું સર્વ પ્રિય થઈ ચૂક્યું, એમ હું સમજું છું.'[૧૪–૧૬] સીતાનું નિર્લોભ વચન સાંભળી અત્યંત પ્રસન્ન થયેલાં ધર્મજ્ઞ અનસૂયા પુનઃ પણ કહેવા લાગ્યાં : 'હે સીતા ! તેં મારી આગળ નિર્લોભ વચનો કહ્યાં, તોપણ હું તારું એ નિર્લોભપણું સફળ થાય અને તને અત્યંત હર્ષ ઊપજે એમ કરીશ.[૧૭] હે સીતા ! આ દિવ્ય તથા શ્રેષ્ઠ પુષ્પમાળા, વસ્ત્રો, આભૂષણો, અમૂલ્ય અંગરાગ× તથા અમૂલ્ય અનુલેપન,+ આ સઘળું હું તને આપું છું, તેને તું ગ્રહણ કર. આવા દિવ્ય અલંકારો ધારણ કરવાને તું યોગ્ય છે. હે જનક-નંદિની ! આ સર્વ ધારણ કરવાથી તારાં અંગો ઘણાં જ શોભશે, તેમ જ તે નિત્ય ઉપયોગ—વપરાશ-માં આવવા છતાં પણ અપવિત્ર કિંવા જીર્ણ થશે નહિ; અર્થાત્ આ પુષ્પમાળા વગેરે તું નિરંતર ધારણ કરીશ તોપણ તે વાસી થઈને કરમાશે નહિ, તેમ જ વસ્ત્રાભૂષણ વગેરે જૂનાં થશે નહિ. વળી હે જનકાત્મજા ! આ દિવ્ય અંગરાગનું શરીર પર લેપન કરવાથી જેમ લક્ષ્મી પોતાના પતિ અવિનાશી વિષ્ણુ ભગવાનને શોભાવે છે, તેમ તું પોતાના પતિ રામચંદ્રને શોભાવીશ.' મહાસાધ્વી અનસૂયાનાં વચન સાંભળી જનકતનયા સીતાએ તુરત જ અનસૂયાએ અતિ વહાલપૂર્વક આપેલાં એ પુષ્પ-માળા, વસ્ત્રો, આભૂષણો અને અંગરાગ વગેરે પ્રીતિદાનનો સ્વીકાર કર્યો.[૧૮] તપરૂપી ધનવાળાં અનસૂયાએ આપેલું પ્રીતિદાન ગ્રહણ કરી, યશ-સ્વિની સાધ્વી સીતા અતિ નમ્રપણે હાથ જોડી તેમની આગળ બેઠાં.[૧૯–૨૨] એ વેળા કોઈ પણ પ્રકારની પ્રિય વાર્તા સાંભળવાની ઇચ્છાથી દૃઢ વ્રત-

× કેસર-ચંદન વગેરે સુગંધી પદાર્થો મિશ્ર કરી બનાવેલો અંગરાગ.

+ અનુલેપન એટલે કપૂર અગરુ, ચંદન, કસ્તૂરી તથા, કંકોળ ઇત્યાદિ દ્રવ્યોનો કલ્ક એને 'યક્ષકર્દમ' પણ કહે છે ત્રિ. ટી.

વાળાં અનસૂયાએ સીતાને પૂછ્યું :[૨૩] ' હે સીતા ! તું આ યશસ્વી રામચંદ્રને સ્વયંવરમાં પ્રાપ્ત થયેલી છે એવું મારા સાંભળવામાં આવ્યું છે.[૨૪] પરંતુ હું તારા વિવાહ સંબંધી સારી રીતે કાંઈ પણ વૃત્તાંત જાણતી નથી; માટે હે મૈથિલી ! તું પહેલેથી વિસ્તારપૂર્વક કહે; કેમ કે મને એ સાંભળવાની ઇચ્છા થઈ છે.'[૨૫]

ધર્મયુક્ત આચરણવાળાં તપસ્વિની અનસૂયાનાં ઉપર્યુક્ત વચન સાંભળી સતીશિરોમણિ સીતા કહેવા લાગ્યાં : ' હે માતાજી ! સાંભળો.[૨૬] મિથિલા નગરીના અધિપતિ જનક રાજા કે જે શૂરવીર, ધર્મજ્ઞ તથા ક્ષત્રિયધર્મમાં પ્રીતિવાળા છે તથા ન્યાયથી પૃથ્વીનું પાલન કરે છે,[૨૭] તેમણે એક વેળા પોતાને ત્યાં યજ્ઞ આરંભ્યો. તે યજ્ઞ કરવા માટેની ભૂમિને પવિત્ર કરવા સારુ જનક રાજા પોતે જ પોતાના હાથમાં સુવર્ણનું હળ ગ્રહણ કરી પૃથ્વી ખેડવા લાગ્યા. તે સમયે હું એમના હળ વડે ખેડાતી પૃથ્વીમાંથી પ્રકટ થઈ.[૨૮] ઔષધિની મુઠ્ઠી ભરીને પૃથ્વી પર વેરવાને તત્પર થયેલા એ જનક રાજા, જેનાં સર્વ અંગો ધૂળથી ખરડાયેલાં હતાં એવી મને એકાએક સુંદર બાળારૂપે પૃથ્વીમાંથી નીકળી આવેલી જોઈ અત્યંત વિસ્મિત થઈ ગયા.[૨૯] એ વેળા મહારાજા જનકને કાંઈ પણ સંતાન નહોતું, તેથી તેમણે મને અતિ સ્નેહપૂર્વક પોતાના ખોળામાં લીધી અને સર્વના સાંભળતાં કહ્યું : ' અહો ! હું કે જે સંતાનરહિત છું, તેના પર કૃપા કરી ઈશ્વરે જ આ કન્યારત્ન આપ્યું છે; તેથી આ મારી જ કન્યા છે;' કહી મારે વિષે સ્નેહ બાંધ્યો.[૩૦] એવામાં વળી જાણે સાક્ષી જ પૂરતી હોય, એમ અંતરિક્ષમાંથી મનુષ્ય સરખી ગંભીર વાણી થઈ : ' હે નરપતિ ! ખરેખર ધર્મ રીતે જોતાં પણ આ તારી જ પુત્રી છે; કેમ કે તે તારા પોતાના જ યજ્ઞક્ષેત્ર વિષે ઉત્પન્ન થઈ છે.' આકાશવાણી સાંભળી મારા ધર્માત્મા પિતા જનક રાજા અત્યંત હર્ષ પામ્યા અને મને લઈને પોતાને ઘેર ગયા. પછી તેમણે પોતાની સર્વ રાણીઓમાં શ્રેષ્ઠ તથા પવિત્ર આચારવાળી પટરાણીને મારું પોષણ કરવા અર્થે મને સોંપી; ત્યારે ઉત્તમ સ્વભાવવાળી એ રાણીએ પણ માતા સમાન સ્નેહથી મને રૂડી રીતે પાળીપોષીને મોટી કરી. હે તપસ્વિની ! જ્યારથી હું જનક રાજાને ત્યાં પ્રકટ થઈ, ત્યારથી તેને અનેક પ્રકારે મોટી મોટી સમૃદ્ધિઓ પ્રાપ્ત થવા લાગી.[૩૧-૩૩] વર્ષો પર વર્ષો જતાં જ્યારે હું પરણવા યોગ્ય વયની થઈ, ત્યારે મારા પિતા જનક રાજા દ્રવ્યનો નાશ થવાથી નિર્ધન થયેલા પુરુષની પેઠે ચિંતાગ્રસ્ત થયા;[૩૪] કેમ કે આ લોક વિષે કન્યાનો પિતા ભલેને ઇંદ્રના સરખા વૈભવવાળો હોય, તોપણ તે પોતાના સમાન કિંવા હલકા એવા પણ વરપક્ષનાં મનુષ્યોથી અપમાન વગેરે ક્લેશોને પ્રાપ્ત થાય છે.[૩૫] મારો વિવાહકાળ સમીપ આવેલો હોવાને લીધે કન્યાના વરપક્ષથી થનારા ક્લેશો પણ હવે નજીકમાં આવી પહોંચ્યા છે, એમ જાણી મારા પિતા જનક રાજા ચિંતારૂપી સાગરમાં ડૂબી ગયા અને જેની પાસે કાંઈ પણ તરવાનું સાધન હોય નહિ એવા મહાસાગરમાં પડેલા મનુષ્યની પેઠે, હવે શું કરવું તેની તેમને સૂઝ પડી નહિ. એક તો હું અયોનિજા (માતાના ઉદરમાંથી નહિ જન્મેલી) હતી તે મારા પિતા જનક રાજાના જાણવામાં હતું; તેથી તે મારે યોગ્ય કુળ, વિદ્યા તથા સૌંદર્યાદિ ગુણયુક્ત વરની શોધ કરવા લાગ્યા; પરંતુ તેવો વર ક્યાંય પણ તેમના ધ્યાનમાં આવ્યો નહિ.[૩૬,૩૭] અહર્નિશ તે ને તે જ ચિંતા કરતા તેમને મારે માટે ધર્મપુરઃસર સ્વયંવર કરવાની બુદ્ધિ સૂઝી આવી. પૂર્વે દક્ષયજ્ઞના વધસમયનું એક મોટું ધનુષ મારા પિતા જનક રાજાના પૂર્વજ દેવરાતને મહાત્મા વરુણે અર્પણ કર્યું હતું. એ શિવધનુષ્ય એવું તો ભારે હતું કે, ઘણા મનુષ્યો એકસાથે મળીને અતિ પ્રયત્ન કરતાં પણ તેને ચલાયમાન કરવા અસમર્થ હતા તથા મહાબળવાન રાજાઓની સ્વપ્નમાં પણ તેને નમાવવાની શક્તિ ન હતી. વળી એ ધનુષ્યની સાથે અક્ષય બાણવાળાં બે ભાથાં પણ હતાં.[૩૮-૪૦] એ મોટું શિવધનુષ્ય મારા સત્યવાદી પિતાના સ્વાધીનમાં હતું, તેથી તેમણે સર્વ




સીતા સહિત શ્રીરામ-લક્ષ્મણ આશ્રમમાં આવતાં દર્ભાસન પર બેઠેલા વૃદ્ધ મહર્ષિ અત્રિ પ્રત્યે વંદન કરી હાથ જોડી ઊભા. મહર્ષિએ તેમને આશીર્વાદ આપી હૃદયે ચાંપ્યા, વૃદ્ધ પત્ની દેવી અનસૂયાને આવેલા જોઈ તેમને સીતાજીનો સત્કાર કરવા કહ્યું અને શ્રીરામને સીતાજીને તેમની પાસે બેસાડવા કહ્યું. પછી સીતા પ્રત્યે શ્રીરામે તે વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ મહાતપસ્વિનીને સ્વમાતાથી પણ અધિક દર્શાવી તેમની પાસે જવા સૂચવ્યું. સીતાજીએ જઈ તેમને વંદન કરી પોતાનું નામ કહ્યું. અનસૂયાએ સીતાજીને આવા નિરભિમાની જોઈ પ્રેમાશ્રુ વરસાવ્યા અને હૃદયે ચાંપી મસ્તક સૂંઘ્યું. પછી 'તમારું શું પ્રિય કરું?' એમ પૂછ્યું.

[ પૃષ્ઠ ૩૯૬

રાજાઓને આમંત્રણ આપી પોતાને ત્યાં તેડાવ્યા. તેઓના સમાજની મધ્યે એ મહાન શિવધનુષ્ય લાવી સર્વના સાંભળતાં તેમણે કહ્યું :[41] 'જે પુરુષ આ મોટા શિવધનુષને ઉપાડી સજ્જ કરશે અર્થાત્ તેની પણછ ચઢાવશે, તેને મારી પુત્રી સીતા વરશે, એમાં કાંઈ પણ સંશય નથી.' મારા પિતાનાં વચન સાંભળી તથા પર્વત સમાન ઘણું ભારે શિવધનુષ્ય જોઈ સર્વ રાજાઓ સ્તબ્ધ થઈ ગયા અને તેને હાથમાં ગ્રહણ કરી ઉપાડવાને પણ અશક્ત નીવડેલા તેઓ તેને પ્રણામ કરીને જ પોતપોતાના દેશ પ્રત્યે ચાલ્યા ગયા.[42,43] એવી રીતે મારો સ્વયંવર અધૂરો રહ્યો. ત્યાર પછી કેટલોક કાળ વીતતાં મારા પિતાએ એક યજ્ઞનો આરંભ કર્યો. તે વેળા એ યજ્ઞને જોવા સારુ આ મહાન કાંતિવાળા રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણ તથા મહર્ષિ વિશ્વામિત્રની સાથે મારા પિતાને ત્યાં પધાર્યા. ત્યારે મારા પિતાએ પણ તેમનો રૂડી રીતે સત્કાર કર્યો.[44,45] યજ્ઞકાર્ય સંપૂર્ણ થયા પછી મહર્ષિ વિશ્વામિત્રે મારા પિતા જનક રાજાને કહ્યું : 'આ 'રામ' અને 'લક્ષ્મણ' નામના બન્ને રાજકુમારો મહારાજા દશરથના પુત્ર છે અને તારે ત્યાં રહેલા મહાન શિવધનુષ્યને જોવાની ઇચ્છાથી મારી સાથે અહીં આવેલા છે.'[46] વિશ્વામિત્ર મુનિની આજ્ઞા થતાં જ મારા પિતાએ સેવકો દ્વારા દેવોએ આપેલા શિવધનુષ્યને મંગાવી રામચંદ્રને દેખાડ્યું. (અને પોતાનું પણ કહી બતાવ્યું.)*[47] પછી મહાબળવાન રામચંદ્રે તુરત જ એ મહાન શિવધનુષ્યને એક જ હાથે ઉપાડી ગ્રહણ કર્યું અને જોતજોતામાં તેને નમાવી તેની પ્રત્યંચા ચઢાવી દીધી. પ્રત્યંચા બરાબર ચડી છે કે નહિ એ તપાસવા મહાપરાક્રમી રામચંદ્ર મોટા વેગથી જેવા તેને ખેંચવા જાય છે, એટલામાં જ કડકડાટ કરતું એ શિવધનુષ્ય વચમાંથી ભાંગી પડ્યું અને તેના બે ટુકડા થઈ ગયા. એ વેળા જાણે મોટો વજ્રપાત જ થયો હોય એવો મહાભયંકર શબ્દ થયો. રામચંદ્રનું પરાક્રમ જોઈ આનંદી થયેલા મારા પિતા જનક રાજા હાથમાં જળપાત્ર ગ્રહણ કરી સંકલ્પપૂર્વક રામચંદ્રના હસ્તમાં મારું દાન કરવાને તત્પર થયા.[48–50] પરંતુ પોતાના પિતા દશરથ રાજાનો એ સંબંધી શો અભિપ્રાય છે, એ જાણ્યા સિવાય શ્રીમાન રામચંદ્રે મારું પાણિગ્રહણ કર્યું નહિ.[51] તેથી મારા પિતાએ પણ મારા એ વૃદ્ધ સસરા દશરથ રાજાને સર્વ સમાજ સહિત અયોધ્યાથી જનકપુર તેડાવીને તેમની અનુમતિથી મહાસમર્થ રામચંદ્રની સાથે મને પરણાવી.[52] એ વેળા મારી નાની બહેન સાધ્વી ઊર્મિલા પણ પરણાવવા યોગ્ય થઈ હતી, તેથી મારા પિતાએ તેને પણ મહાત્મા લક્ષ્મણની સાથે પરણાવી.[53] હે માતા અનસૂયા ! સ્વયંવર વિષે મારા પિતાએ મને જેવા ધર્મપૂર્વક પ્રેમથી રામચંદ્રને અર્પણ કરી છે, તેવા જ ધર્મપૂર્વક પ્રેમથી હું પરાક્રમીઓમાં શ્રેષ્ઠ એવા મારા પતિ રામચંદ્ર વિષે અનુરાગવાળી છું.'[54]

* એ ધનુષ્યનું આરોપણ કરનાર પુરુષને સીતા વરે એવું જનાકનુ પણ હતું.

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમાં ૧૧૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૧૯ મો

## અત્રિ ઋષિના આશ્રમથી વિદાય—ઋષિઓની પ્રાર્થના

अनसूया तु धर्मज्ञा श्रुत्वा तां महतीं कथाम् ।
पर्यष्वजत बाहुभ्यां शिरस्याघ्राय मैथिलीम् ॥ १ ॥

સતીશિરોમણિ સીતાના મુખથી તેના સ્વયંવર સંબંધી મોટી કથા સાંભળી અત્યંત પ્રસન્ન થયેલાં ધર્મજ્ઞ ઋષિપત્ની અનસૂયાએ પોતાના બન્ને હાથ લાંબા કરી, પ્રેમપૂર્વક સીતાને પુનઃ પણ પોતાના હૃદય સાથે ચાંપ્યાં અને તેમનું મસ્તક સૂંઘી કહ્યું :[1] 'હે સીતા ! તેં મને પોતાના સ્વયંવર સંબંધી સઘળું વૃત્તાંત મધુર વાણીથી કહ્યું તે સાંભળી હું ઘણો જ આનંદ પામી છું. હે મધુરભાષિણી ! તારું કલ્યાણ થાઓ.' (આટલી વાતચીત કરતાં સૂર્ય અસ્ત થવા આવ્યો અને સંધ્યાકાળ સમીપમાં પ્રાપ્ત થયો; એ જોઈ અનસૂયાએ

પુનઃ સીતાને કહ્યું :) 'હે કલ્યાણી! હવે સમય થઈ ગયો છે. સૂર્ય અસ્તાચળ ઉપર જવાને લીધે રાત્રી સમીપમાં આવી પહોંચી છે.[૨,૩] જે દિવસે ચારો કરવા માટે ચોમેર વિચરનારાં આ પક્ષીઓ સંધ્યાકાળ થયો જોઈ નિદ્રા કરવા સારુ પોતપોતાના માળામાં પ્રવેશ કરે છે, તેઓનો આ કલરવ સંભળાય છે![૪] વળી સ્નાન કરવા ગયેલા કેટલાક મુનિઓ સ્નાન કરી ભીના અંગે હાથમાં જળથી ભરેલા કળશો ગ્રહણ કરી તથા ખભા પર ધોયેલાં ભીનાં વસ્ત્ર રાખી પોતપોતાના આશ્રમ પ્રત્યે પાછા વળે છે! આ વેળા આશ્રમોમાં રહેલા કેટલાક ઋષિઓએ અગ્નિ વિષે વિધિપૂર્વક કરેલા સાયંકાળના હોમનો પારેવાનાં કંઠ સરખો ભૂરો ધુમાડો વાયુને લીધે ચોમેર ફેલાઈ રહ્યો છે. જો ને, થોડાં પાંદડાંવાળાં વૃક્ષો પણ ગાઢ અંધકારને લીધે ઘનીભૂત થઈ રહ્યાં છે; અર્થાત્ પાંદડાં થોડાં હોવા છતાં પણ અંધકારને લીધે વૃક્ષો જાણે ઘાટાં-ઘણાં પાંદડાંવાળાં હોય એવાં દેખાય છે! અંધકારને લીધે દૃષ્ટિમર્યાદાની પેલી પાર દિશાઓ પણ પ્રકાશતી નથી.[૫-૭] રાત્રિમાં વિચરનારાં ઘુવડ વગેરે પ્રાણીઓ ચારે બાજુ ફરવા લાગ્યાં છે અને દિવસે વિચરનારાં આ મૃગાદિ પ્રાણીઓ પવિત્ર આશ્રમો વિષે પોતપોતાનાં રહેઠાણોમાં શયન કરે છે.[૮] હે સીતા! રાત્રિ પણ ધીમે ધીમે પ્રવૃત્ત થઈને નક્ષત્રોરૂપી અલંકારો ધારણ કરે છે તથા નિર્મળ ચાંદનીથી શોભતો ચંદ્ર આકાશ વિષે ધીમે ધીમે ઉદય પામતો જણાય છે![૯] હે સીતા! હવે તું મારી આજ્ઞાથી તારા પતિ રામચંદ્ર પાસે જા અને તેમની સેવામાં પ્રવૃત્ત થા. અહો! તેં આજે મધુર વાણી વડે વાર્તાલાપ કરી મને સંતુષ્ટ કરી છે![૧૦] હે મૈથિલી! પ્રથમ મેં આપેલા દિવ્ય અલંકારો તું મારા દેખતાં જ પોતાના શરીર પર ધારણ કરીને મને હર્ષ પમાડ.'[૧૧]

મુનિપત્ની અનસૂયાનાં વચન સાંભળી દેવકન્યા સમાન સ્વરૂપવાળાં સીતાએ તુરત જ દિવ્ય અલંકારો વડે પોતાના શરીરને અલંકૃત કર્યું અને અનસૂયાની આજ્ઞા લઈ તેમનાં ચરણોનું વંદન કરી, તે પોતાના પતિ રામચંદ્ર પાસે આવ્યાં.[૧૨] વાક્ચતુર રામચંદ્ર પણ સીતાને દિવ્ય અલંકારો વડે અલંકૃત જોઈને તપસ્વિની અનસૂયાએ કરેલા પ્રીતિદાનથી ઘણા જ હર્ષયુક્ત થયા.[૧૩] એ વેળા સીતાએ પણ તપસ્વિની અનસૂયા પાસેથી મળેલાં એ વસ્ત્રો, આભૂષણો તથા પુષ્પમાળા વગેરે સર્વ અલંકારો રામચંદ્રને નિવેદન કર્યાં, અર્થાત્ પ્રસન્ન થયેલાં ઋષિપત્નીએ એમને આ પ્રીતિદાન આપ્યું છે, એ વાત સીતાએ રામચંદ્રને કહી સંભળાવી.[૧૪] મનુષ્યોને મળવો ઘણો જ દુર્લભ એવો અનસૂયાએ કરેલો સીતાનો સત્કાર જોઈ મહારથી રામચંદ્ર તથા લક્ષ્મણ અત્યંત પ્રસન્ન થયા.[૧૫] ત્યાર પછી અનસૂયાએ આપેલા દિવ્ય અલંકારો વડે અલંકૃત એવાં ચંદ્રવદના સીતાને જોઈ પ્રસન્ન થયેલા રામચંદ્રે સર્વ ઋષિઓથી ઉત્તમ સત્કારને પ્રાપ્ત થઈ સુખથી તે રાત્રિ ત્યાં જ નિવાસ કર્યો. રાત્રિ વ્યતીત થઈ અને પ્રાતઃકાળ થયો, ત્યારે નરવ્યાઘ્ર રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ પોતાનું નિત્યકર્મ આટોપી મહર્ષિ અત્રિ વગેરે તપસ્વીઓની આગળ ગયા. આ વેળા સર્વ ઋષિઓ પોતપોતાના નિત્યકર્મથી પરવારીને બેઠા હતા. તેઓની આગળ જઈ મહાત્મા રામચંદ્રે હાથ જોડી આગળ જવા માટે આજ્ઞા માગી, ત્યારે ધર્મ પ્રમાણે આચરણ કરનારા મહર્ષિ અત્રિ વગેરે સર્વ તપસ્વી ઋષિઓએ તેમને જણાવ્યું:× 'હે રાઘવ! આ સઘળું વન કે જેને વિષે કંદ-મૂળ વગેરે લેવા માટે અમારે ફરવું પડે છે, તે ચોમેરથી ક્રૂર રાક્ષસો વડે વ્યાપ્ત થયેલું છે; અર્થાત્ આ વનમાં ઘણા રાક્ષસો વસે છે અને તેઓ અમને ઘણી વાર કષ્ટ આપે છે.[૧૬-૧૮] હે રામ! મનુષ્યોનું ભક્ષણ કરનારા, અનેક પ્રકારનાં સ્વરૂપ ધરનારા દુષ્ટ રાક્ષસો આ જંગલમાં ઘણા જ વસે છે; તેમ જ રુધિરનું પાન કરનારાં બીજાં પણ અનેક હિંસક પ્રાણીઓ વસે છે.[૧૯] તેઓ આ વન વિષે વસનારા અને

× રામને સાક્ષાત્ ઈશ્વરાવતાર જાણીને જ પોતાના દુઃખની નિવૃત્તિ થવા માટે ઋષિઓએ રામચંદ્રની આ પ્રાર્થના કરી હોય એમ જણાય છે.

બ્રહ્મચર્યવ્રત પાળનારો કોઈ તપસ્વી કે જે અપવિત્ર કેંવા અસાવધ રહેતો હોય છે, તેનું ભક્ષણ કરી જાય છે; માટે હે રાઘવ! તમે એ દુષ્ટ રાક્ષસાદિ પ્રાણીઓનો વિનાશ કરી આ વનને તેમના ભયથી મુક્ત કરો. વળી હે રઘુવીર! તમે અહીંથી આગળ જવા ઇચ્છો છો તો સુખથી જાઓ! અમો સર્વ ઋષિઓને વનમાંથી કંદ-મૂળ લઈ આવવાનો આ માર્ગ છે. તમે પણ એ માર્ગથી દુર્ગમ વન વિષે જઈ શકશો; અર્થાત્ એવા ભયંકર વનમાં જઈ, તમે રાક્ષસોનો વિનાશ કરી શકશો.[20,21]

એટલું કહી અત્રિ વગેરે સર્વ તપસ્વીઓએ શત્રુમર્દન, રામચંદ્રનું સ્વસ્તિવાચન કર્યું અને તેમની પાછળ કેટલેક સુધી વળાવવા ગયા. ત્યાર પછી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે સર્વ ઋષિમંડળને નમસ્કાર કરી, સૂર્ય જેમ મેઘમંડળમાં પ્રવેશ કરે તેમ ગાઢ જંગલમા પ્રવેશ કર્યો.[22]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અયોધ્યાકાંડમા ૧૧૯મો સર્ગ સંપૂર્ણ

## श्रीअयोध्याकाण्ड समाप्त



આદિકવિ મહામુનિ વાલ્મીકિ વિરચિત

# श्रीवाल्मीकि रामायण

### શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ३-अरण्यकाण्ड

### દંડકારણ્યમાં નિવાસ

## સર્ગ ૧લો

**દંડકારણ્યપ્રવેશ–તપસ્વીઓના આશ્રમમંડળનું દર્શન**

**प्रविश्य तु महारण्यं दण्डकारण्यमात्मवान् ।**
**रामो ददर्श दुर्धर्षस्तापसाश્રममण्डलम् ॥ १ ॥**

મહાપરાક્રમી અને જિતેંદ્રિય રામચંદ્રે સીતા તથા લક્ષ્મણ સહિત અત્રિ ઋષિના આશ્રમમાંથી નીકળી, તેમણે દર્શાવેલા માર્ગે થઈ ‘દંડક’ નામના મોટા વનમાં પ્રવેશ કર્યો. ત્યાં તેમને અનેક તપસ્વીઓના આશ્રમમંડળનાં દર્શન થયાં.[1] એ આશ્રમમંડળમાં ઋષિઓએ યજ્ઞ માટે આણેલા દર્ભ તથા તડકામાં સુકાવા નાખેલાં વલ્કલવસ્ત્ર સ્થળે સ્થળે જોવામાં આવતાં હતાં. વળી એ આશ્રમમંડળ તપસ્વીઓની ઉત્તમ બ્રહ્મવિદ્યાના તેજને લીધે પ્રકાશયુક્ત હોવાથી આકાશમાં રહેલા સૂર્યમંડળની પેઠે રાક્ષસો વગેરેની દૃષ્ટિએ પડવું અશક્ય હતું; અર્થાત્ બ્રહ્મવિદ્યાના તેજને લીધે ત્યાં રાક્ષસો આવી શકવાને અસમર્થ હતા. તે સર્વ ભૂત–પ્રાણીઓને શરણરૂપ–વસવા યોગ્ય હતું. એ આશ્રમમંડળની અંદરના પ્રત્યેક આશ્રમનાં આંગણાં સારી રીતે વાળીને સ્વચ્છ કરેલાં હતાં. તેમાં જાતજાતનાં મૃગો તથા પક્ષીઓ પોતપોતાની ઇચ્છાનુસાર વિચરતાં હતાં.[2,3] તેમ જ ઋષિઓનું પૂજન કરવા નિત્ય આવતી અપ્સરાઓ ત્યાં વારંવાર નૃત્ય કરતી હતી. એ આશ્રમમંડળ મોટી મોટી અગ્નિહોત્રની શાળા, સ્રુક્, સ્રુવ, મૃગચર્મ, દર્ભ, સમિધો, જળપૂર્ણ કમંડળ તથા અનેક પ્રકારનાં કંદ, મૂળ અને ફળ વગેરેથી સુશોભિત હતું અને તેમાં સ્થળે સ્થળે સ્વાદિષ્ટ ફળવાળાં મોટાં વન્ય વૃક્ષો જોવામાં આવતાં હતાં.[4,5] એ પવિત્ર આશ્રમમંડળમાં ઋષિઓએ વૈશ્વદેવ હોમ તથા બલિકર્મ કર્યાં હતાં અને સર્વત્ર વેદધ્વનિ સંભળાતો હતો. વળી વાયુના ઝપાટાને લીધે વૃક્ષો પરથી ખરી પડેલાં પુષ્પો એ આશ્રમની ભૂમિને શોભાવતાં હતાં અને ત્યાંનાં સુંદર સરોવરો વગેરે જળાશયો ખીલેલા કમળ પુષ્પો વડે છવાઈ ગયેલાં હતાં.[6] એ આશ્રમ-

મંડળ વિષે નિરંતર ફળ તથા કંદ–મૂળનું જ ભોજન કરનારા, જિતેંદ્રિય, વલ્કલ તથા મૃગચર્મરૂપી વસ્ત્ર ધારણ કરનારા, નિયમિત આહારવાળા અને સૂર્ય તથા અગ્નિ સરખા તેજવાળા પરમ પવિત્ર વૃદ્ધ ઋષિમુનિઓ વસતા હતા; તેથી એ આશ્રમમંડળ સાક્ષાત્ બ્રહ્મલોક સમાન શોભતું હતું.[૭,૮]

વેદનો પાર પામેલા અનેક બ્રાહ્મણોથી શોભી રહેલું એ તપસ્વીઓનું આશ્રમમંડળ જોઈ મહાતેજસ્વી રામચંદ્ર અત્યંત હર્ષિત થયા અને પછી આશ્રમમાંનાં હરિણ વગેરે પ્રાણીઓને ત્રાસ ન થાય એટલા માટે પોતાના ધનુષ્યની પ્રત્યંચા ઉતારી નાખી તેમણે ઋષિઓનાં દર્શનની ઇચ્છાથી એ આશ્રમમંડળમાં પ્રવેશ કર્યો. રામચંદ્રને આશ્રમમાં આવતા જોઈ ત્યાં વસતા સર્વ ઋષિઓએ પોતાની દિવ્ય દૃષ્ટિ વડે તેમને ઓળખી લીધા અને તેમની સામે ગયા. ત્યાં તેઓએ યશસ્વિની સીતા, મહાત્મા લક્ષ્મણ તથા ઉદય પામતા દ્વિજરાજ–ચંદ્ર સમાન પ્રિય દર્શનવાળા રામચંદ્રને નિહાળી અત્યંત પ્રસન્ન થઈ, અનેક મંગળ આશીર્વાદ આપ્યા. પછી દૃઢ વ્રતવાળા એ મહર્ષિઓ ઘણા આદરથી તેમને પોતાના આશ્રમ પ્રત્યે તેડી ગયા. રામચંદ્ર કે જેમનું અંગ આભૂષણો વિનાનું છતાં આભૂષણોથી યુક્ત હોય એવું શોભતું હતું, જેમના સર્વ અવયવો દૃઢ હતા, જેમનું શરીર ઘણું જ કોમળ હતું તથા વનવાસી છતાં જેમનો વેષ સુંદર લાગતો હતો, તેમને નખથી શિખા પર્યંત વારંવાર નિહાળી સર્વ ઋષિકુટુંબો* વિસ્મિત થયાં. વળી એ આશ્રમમંડળમાં વસનારા સર્વ ઋષિઓ તથા મૃગાદિ પ્રાણીઓ પણ આશ્ચર્ય પમાડે એવા રૂપવાળાં રામ, લક્ષ્મણ તથા સીતાને અનિમેષ નેત્રો વડે વારંવાર નિહાળવા લાગ્યાં.[૯–૧૪]

પછી સર્વ ભૂત–પ્રાણીઓનું હિત ઇચ્છનારા મહાભાગ્યવાન સર્વ મહર્ષિઓએ પોતાને ત્યાં અતિથિરૂપે આવેલા સીતા–લક્ષ્મણ સહિત શ્રીમાન રામચંદ્રને એક રમણીય પર્ણશાળામાં નિવાસ કરાવ્યો. ત્યાર બાદ રામચંદ્રના સમાગમથી પરમ હર્ષ પામેલા તથા ધર્માનુસાર આચરણ કરનારા અને અગ્નિ સરખા તેજસ્વી એ સર્વ મહર્ષિઓએ પવિત્ર જળ, પુષ્પ, કંદ, મૂળ તથા ફળ વગેરે લાવી તેમનો વિધિપૂર્વક સત્કાર કર્યો અને તેમને અનેક મંગળ આશીર્વાદ આપ્યા. એ ઉપરાંત પોતાનાં આશ્રમાદિ સર્વ સાહિત્યો રામચંદ્રને અર્પણ કરી ધર્મ જાણનારા એ મહર્ષિઓએ હાથ જોડી× કહ્યું: 'હે મહાયશસ્વી રામચંદ્ર! આ સર્વ લોકના ચારે વર્ણ તથા ચારે આશ્રમોના ધર્મનું તમે યથાર્થ રીતે પાલન કરનારા છો તથા દુષ્ટ રાક્ષસાદિથી પીડાતા ઋષિજનોના રક્ષક છો. વળી હે રાઘવ! તમે સાક્ષાત્ ઈશ્વરાવતાર છો, એવી બુદ્ધિથી જોતાં પૂજનીય છો; તમે દુષ્ટોનો નિગ્રહ કરનારા રાજા છો, એવી બુદ્ધિથી વિચારતાં માનનીય છો અને ઉત્તમ શિક્ષા આપનાર ગુરુ હોવાથી તમે સત્કાર કરવા યોગ્ય છો! હે રામચંદ્ર! રાજા એ ઇંદ્રનો ચતુર્થાંશ છે,÷ તેથી તે પ્રજાનું રક્ષણ કરી ઉત્તમ ભોગો ભોગવે છે અને તેને સર્વ લોકો નમસ્કાર કરે છે. હે રઘુનંદન! તમે ચક્રવર્તી રાજા છો, એ દૃષ્ટિથી જોતાં પણ અમારે સર્વથી માન્ય જ છો. વળી અમો સર્વ તમારા રાજ્યમાં રહેનારા છીએ; માટે તમારે અમો સૌનું અવશ્ય રક્ષણ કરવું યોગ્ય છે. હે રામચંદ્ર! તમે સર્વ લોકના ઈશ્વર છો, તેથી ભલે નગર વિષે રહી રાજ્યાસન પર વિરાજતા હો કિંવા વનમાં વસતા હો, તોપણ અમારા તો રાજા જ છો; અર્થાત્ તમે દુષ્ટ રાક્ષસાદિથી સર્વ વાતે અમારું રક્ષણ કરવા યોગ્ય છો.[૧૫–૨૦] હે રાજન્! અમોએ અમારા તપની રક્ષા કરવા માટે ક્રોધ તથા ઇંદ્રિયોને જીતી દંડનો ત્યાગ કર્યો છે;* માટે જેમ માતા પોતાના ગર્ભમાંના બાળકની રક્ષા કરે છે, તેમ આપે

* સર્વ ઋષિઓનાં સ્ત્રી–પુત્રાદિ.

× રામચંદ્ર સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનો અવતાર હતા, તેથી જ ઋષિઓએ તેમને હાથ જોડી કહ્યું. જો એમ ન હોય તો બ્રાહ્મણ ક્ષત્રિયને નમસ્કાર કરે એ અયોગ્ય જણાય. તિ. ટી.

÷ ઇંદ્રાદિ આઠ લોકપાલ દેવોના અંશો રાજા વિષે રહેલા હોય છે.

* ક્રોધ કરવાથી પુણ્યકર્મનો નાશ થાય છે, તેથી ઋષિમુનિઓ પ્રથમ ક્રોધને જીતી લઈ દંડનો ત્યાગ કરતા હતા.

તપોધન એવા અમો સર્વ ઋષિઓની રક્ષા કરવી, ઘટે છે.'

એ પ્રમાણે પ્રાર્થના કરી તે મહર્ષિઓએ વનમાં ઉત્પન્ન થતાં અનેક પ્રકારનાં ફળમૂળો, પુષ્પો તથા સામો–નીવાર આદિ ભોજન કરવાના પદાર્થો અર્પણ કરી લક્ષ્મણ સહિત રામચંદ્રને તૃપ્ત કર્યા. એ વેળા સમાચાર મળવાથી પાસેનાં બીજાં આશ્રમ સ્થળોમાંથી રામદર્શનાર્થે ત્યાં આવી પહોંચેલા, અગ્નિ સરખા તેજસ્વી, ધર્માનુકૂળ વર્તનારા અને સંકલ્પસિદ્ધિવાળા બીજા પણ કેટલાક તપસ્વીઓએ યથાયોગ્ય ઉપચારોથી રામચંદ્રને રૂડી રીતે પ્રસન્ન કર્યા.[૨૧–૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧ લો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨ જો

## વિપત્તિનો આરંભ–વિરાધ રાક્ષસ

कृतातिथ्योऽथ रामस्तु सूर्यस्योदयनं प्रति ।
आमन्त्र्य स मुनीन्सर्वान्वनमेवान्वगाहत ॥ १ ॥

એ દિવસે તાપસાશ્રમ–મંડળમાં રહીને તથા ઋષિઓએ કરેલા અતિથિસત્કારને ગ્રહણ કરી બીજે દિવસે સૂર્યોદય થતાં, પોતાના નિત્યકર્મથી પરવારી સર્વ ઋષિઓની આજ્ઞા લઈ શ્રીમાન રામચંદ્રે આગળ જવા માટે વનમાં પ્રવેશ કર્યો.[૧] સીતા સહિત રામ–લક્ષ્મણ જેમ જેમ આગળ પ્રયાણ કરતા ગયા, તેમ તેમ વનનો મધ્યભાગ ઘણો જ ભયંકર અને વિચિત્ર આવવા લાગ્યો. એ વન વિષે નાના પ્રકારનાં મૃગો, રીંછો તથા સિંહાદિ પ્રાણીઓ આમતેમ ફરતાં હતાં; તેમાનાં વૃક્ષો, લતાઓ તથા ગુલ્મો નષ્ટપ્રાય થઈ ગયાં હતાં; નાની તલાવડી અથવા તો બીજું કોઈ પણ પ્રકારનું જળાશય નજરે પણ પડતું ન હતું;[૨] તેમ જ રાક્ષસના* ભયને લીધે પક્ષીઓનો અવાજ પણ થતો ન હતો; માત્ર તમરાંનો ગણગણાટ થઈ રહ્યો હતો. એવા ભયંકર વનના મધ્યભાગમાં આવતા સીતા સહિત રામ–લક્ષ્મણે એક મોટું આશ્ચર્ય જોયું. શ્રીમાન રામચંદ્ર ચાલતા હતા ત્યાંથી થોડેક દૂર માર્ગની વચ્ચે એક મહાપ્રચંડ રાક્ષસ બેઠેલો હતો. એ મનુષ્યભક્ષી રાક્ષસનું શરીર મોટા પર્વતના શિખર જેવું હતું. તેની ગર્જના મહાવિકરાળ હતી, તેની આંખો જળ વિનાના ઊંડા કૂવા જેવી હતી, તેનું મુખ તથા ઉદર ઘણું જ વિકરાળ અને મોટું હતું, તેનો ભયંકર દેખાવવાળો દેહ ઘણો જ બીભત્સ હોઈ કોઈ ઠેકાણે જાડો તો કોઈ ઠેકાણે પાતળો હોવાને લીધે અતિશય બેડોળ લાગતો હતો. તેણે પોતાના શરીર પર વસા* તથા રુધિરથી ખરડાયેલું વ્યાઘ્રચર્મ ઓઢ્યું હતું અને જાણે મોં ફાડી સાક્ષાત્ કાળ જ બેઠો હોય એમ તે પોતાનું વિકરાળ મુખ ફાડી બેઠેલો હતો. વળી એ ક્રૂર રાક્ષસે પોતાના હાથમાં એક મોટું લોહાનું ત્રિશૂળ ઝાલ્યું હતું અને તેમાં જુદાં જુદા શૂળો વિષે પોતાને ભક્ષણ કરવા સારુ ત્રણ સિંહ, ચાર વ્યાઘ્ર, બે વરુ, દશ પૃષત્જાતિનાં હરિણ તથા વસાથી ખરડાયેલું અને દંતૂશળયુક્ત એક હાથીનું મોટું મસ્તક–એ સર્વ પરોવી રાખ્યાં હતાં.

મહાન ભયંકર ગર્જનાવાળા અને સર્વ ભૂતપ્રાણીઓને ત્રાસ ઉપજાવનારા એ રાક્ષસને જોઈ લક્ષ્મણ તથા સીતા સહિત રામચંદ્ર અત્યંત આશ્ચર્યચકિત થઈ ગયા અને 'એ કોણ હશે?' એ સંબંધી વિચાર કરવા લાગ્યા. એટલામાં પેલો દુષ્ટ રાક્ષસ દૂરથી જ રામ, લક્ષ્મણ તથા સીતાને પોતાના તરફ આવતાં જોઈ, અત્યંત ક્રોધ પામી જેમ સર્વનો નાશ કરનાર કાળ પ્રજાની સામે દોડે, તેમ પૃથ્વીને કંપાવતો તેઓની સામે દોડી આવ્યો અને ભયંકર નાદ કરવા લાગ્યો.[૩–૯] એ ક્રૂર રાક્ષસે એકાએક રામચંદ્રની પાસે આવી સતીશિરોમણિ સીતાને કેડમાંથી પકડી ઉપાડી લીધાં અને પછી રામચંદ્રની સામે જઈ કહેવા લાગ્યો : 'અરે! જટા તથા વલ્કલવસ્ત્ર ધારણ કરનારા તમો બન્નેએ ધનુષ્ય–બાણ વગેરે આયુધો ધારણ કરી તથા સ્ત્રીને સાથે લઈ આ દંડકારણ્યમાં પ્રવેશ કર્યો છે; માટે હવે તમારું આયુષ્ય આવી રહ્યું

* વિરાધ રાક્ષસના.

* માંસની અંદરનો ચીકણો પ્રવાહી પદાર્થ–ચરબી.

છે, એમ તમે નિશ્ચય જાણો. અરે, તમે તપસ્વી સરખા વેશવાળા છતાં આ એક સ્ત્રી સાથે કેમ વસો છો?[૧૦,૧૧] ૨।। આવું અધર્માચરણ કરનારા અને મુનિઓને કલંકિત કરનારા તમે બેઉ કોણ છો? અરે! શું તમે મને નથી ઓળખતા? હું 'વિરાધ' નામે રાક્ષસ છું અને હાથમાં હથિયાર ગ્રહણ કરી, નિરંતર ઋષિઓના માંસનું ભક્ષણ કરતો આ ભયંકર વન વિષે વિચરું છું. હે મુનિવેશધારી પાપી મનુષ્યો! આ શ્રેષ્ઠ ગુણવાળી સ્ત્રી તમોને યોગ્ય નથી; માટે હવેથી તે મારી ભાર્યા થશે અને હું તમારી સાથે યુદ્ધ કરી તમો બન્નેના રુધિરનું પાન કરીશ.'

દુરાત્મા વિરાધ રાક્ષસનાં ગર્વિત વાક્યો સાંભળી તેના ફંદામાં પડેલાં જનકનંદિની સીતા અત્યંત ઉદ્વિગ્ન થઈ ગયાં અને વાયુના વેગથી કંપતી કેળની પેઠે થરથર કંપવા લાગ્યાં. સતીશિરોમણિ સીતાને એકાએક વિરાધ રાક્ષસના હાથમાં સપડાયેલાં જોઈ અત્યંત ખેદ પામેલા રામચંદ્રે સુકાતે મોઢે લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[૧૨–૧૬] 'હે સૌમ્ય! જો તો ખરો, હાલમાં આપણને કેવો દુઃખદ પ્રસંગ આવી પડ્યો છે! અરે! મહારાજા જનકની પુત્રી અને મારી પ્રિય પત્ની યશસ્વિની સીતા કે જે પવિત્ર આચરણવાળી અને ઘણા સુખમાં ઊછરેલી છે, તે આપણા દેખતાં વિરાધ રાક્ષસના પંજામાં સપડાઈ પડી છે! અરે! એ કેટલું બધું અઘટિત છે! હે લક્ષ્મણ! આપણને વનમાં મોકલાવી આપણા ઉપર જે જે મહાન દુઃખો પાડવાની કૈકેયીના મનમાં કામના હતી તથા તેણે પોતાના મનમાં જે કાંઈ ધાર્યું હતું તે સઘળું આજે સિદ્ધ થઈ ગયું! અહો! દીર્ઘદર્શિની કૈકેયી કે, જેણે પોતાના પુત્ર ભરતને રાજ્ય અપાવીને જ સંતુષ્ટ ન થતાં, સર્વ પ્રાણીઓને પ્રિય એવા મને વનવાસ અપાવ્યો છે, તેની સર્વ કામનાઓ આજે સિદ્ધ થઈ છે![૧૭–૨૦] હે સૌમિત્રી! આ સમયે સીતાને થયેલો પર-(રાક્ષસ)સ્પર્શ જોઈ મને જેવું દુઃખ થાય છે, તેવું આપણા પિતાના મરણથી કે મને પ્રાપ્ત થયેલા રાજ્યભ્રંશથી પણ થયું ન હતું.'[૨૧]

રામચંદ્રનાં વચન સાંભળી ક્રોધ અને શોકથી ગદ્‌ગદ કંઠવાળા થયેલા મહાત્મા લક્ષ્મણ રુંધાયેલા સર્પની પેઠે વારંવાર ફૂંફાડા મારતા બોલ્યા :[૨૨] 'હે કાકુત્સ્થ! તમે સર્વ ભૂત–પ્રાણીમાત્રની રક્ષા કરવા સમર્થ છો તથા ઇંદ્ર સરખા પરાક્રમી છો અને વળી તમારા કિંકરરૂપે હું તમારી સેવામાં તત્પર છું, છતાં આમ અનાથની પેઠે પરિતાપ શા માટે પામો છો? અરે! મેં ક્રોધથી ફેંકેલા મારા આ એક જ બાણના પ્રહાર વડે હણાઈ નિર્જીવ થઈ પડેલા એ વિરાધ રાક્ષસના રુધિરનું પાન કરી આજે આ ભૂમિ તૃપ્ત થશે. જેમ ઇંદ્ર પોતાના વજ્રને પર્વત પર મૂકે છે, તેમ પૂર્વે રાજ્યની કામનાવાળા ભરત ઉપર મને જે ક્રોધ ઊપજ્યો હતો તે ક્રોધ આજે હું આ વિરાધ ઉપર છૂટો મૂકીશ. અહો!! મારી ભુજાના બળના વેગથી ફેંકેલું આ મારું તીક્ષ્ણ બાણ વિરાધ રાક્ષસના હૃદય ઉપર પડી તેના જીવિતનો નાશ કરશે અને એ દુરાત્મા રાક્ષસ અમળાઈ ને પૃથ્વી પર પડશે.'[૨૩–૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨ જો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩ જો

### વિરાધ સાથે યુદ્ધ

अथोवाच पुनर्वाक्यं विराधः पूरयन्वनम् ।
पृच्छतो मम हि ब्रूतं कौ युवां क्व गमिष्यथ* ।

એટલામાં વળી એ વિરાધ રાક્ષસે પોતાની પ્રચંડ ગર્જના વડે આખા વનને ગજાવી મૂકતાં કહ્યું : 'અરે, હું તમને પૂછું છું કે તમે બન્ને કોણ છો અને ક્યાં જવા ઇચ્છો છો, એ મને સત્વર જણાવો.'[૧]

પ્રજ્વલિત મુખવાળા એ વિરાધ રાક્ષસનું વચન

---

* રામાયણશિરોમણિ સંસ્કૃત ટીકાવાળી પ્રતમાં આ ત્રીજા સર્ગનો પહેલો શ્લોક આ પ્રમાણે છે :

'इत्युक्त्वा लक्ष्मणः श्रीमान्विराधे प्रहसन्निव ।
को भवान्वनमभ्येत्य चरिष्यसि यथासुखम् ॥

એવું કહી મહાત્મા લક્ષ્મણે હાસ્ય કરતા કહ્યું કે, અરે, તું કોણ છે અને આ અરણ્ય વિષે આવીને યથેચ્છ કેમ વિચરે છે?'

સાંભળી મહાતેજસ્વી રામચંદ્રે તેને કહ્યું : 'હે પાપી રાક્ષસ ! અમો બન્ને ઇક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલા અને વનમાં નિવાસ કરી ક્ષત્રિયધર્મનું પાલન કરનારા ક્ષત્રિયો છીએ, તે તું જાણ. આ દંડકારણ્યમાં વિચરનાર તું કોનો પુત્ર છે, એ અમે જાણવા ઇચ્છીએ છીએ ![૨,૩]

સત્યપરાક્રમી રામચંદ્રનાં વચન સાંભળી વિરાધ રાક્ષસે કહ્યું : 'હે રાઘવ ! ભલે ત્યારે, હું પણ મારી ઉત્પત્તિ કહું છું, તેને તું સાંભળ.[૪] હું 'જવ' નામના રાક્ષસનો પુત્ર છું. 'શતહ્રદા' નામની મારી માતા છે અને આ પૃથ્વી વિષે સર્વ રાક્ષસો મને 'વિરાધ' એ નામથી બોલાવે છે.[૫] મેં તપશ્ચર્યા વડે બ્રહ્મદેવને પ્રસન્ન કરી તેમની પાસેથી એવું વરદાન પ્રાપ્ત કર્યું છે કે, આ લોક વિષે શસ્ત્ર કિંવા અસ્ત્રથી મારો વધ થઈ શકે નહિ, તેમ જ બીજા કોઈ પણ પ્રકારથી મારું છેદન અથવા ભેદન થઈ શકે નહિ. હવે તમે બન્ને જણા આ સુંદરીની તથા મારી સાથે યુદ્ધ કરવાની આશાનો ત્યાગ કરી અહીંથી યથેચ્છ રીતે પલાયન કરી જાઓ. તમારી પાસેથી મને ઉત્તમ સ્ત્રીરત્ન મળેલું હોવાથી હું તમારો નાશ કરતો નથી; અર્થાત્ હું તમારા પર દયા લાવી તમને જીવતા જવા દઉં છું.'[૬,૭]

ભયંકર દેખાવવાળા વિરાધ રાક્ષસનાં વચન સાંભળતાં જ શ્રીમાન રામચંદ્રને એકાએક ઉગ્ર ક્રોધ થઈ આવ્યો અને તેમનાં નેત્ર લાલચોળ થઈ ગયાં. તેમણે ક્રોધને લીધે ફરકતા હોઠે વિરાધ રાક્ષસને કહ્યું : 'અરે નીચ ! તું કે જે પરસ્ત્રીને સ્પર્શ કરવારૂપ હીન કર્મ કરનારો છે, તેને વારંવાર ધિક્કાર હો. તું હાથે કરી પોતાના મૃત્યુને શોધે છે; માટે સંગ્રામમા ઊભો રહે, એટલે તુરત જ તને તે પ્રાપ્ત હશે. હવે તું મારી આગળથી કદી પણ જીવતો જનાર નથી.' એટલું કહીને શ્રીમાન રામચંદ્રે તુરત જ પોતાનું ધનુષ્ય સજ્જ કરી પ્રત્યંચાનો ભયંકર ટંકાર કર્યો અને પછી તે જ ક્ષણે સુવર્ણના પૂંખવાળાં તથા ગરુડ અને પવન સરખા વેગવાળાં અતિ તીક્ષ્ણ સાત બાણો ધનુષ્ય ઉપર ચઢાવી વિરાધ ઉપર મૂક્યાં. મયૂરપિચ્છની પૂંખોવાળાં અને અગ્નિ સમાન તેજસ્વી સાતે બાણો વિરાધના શરીરને ભેદી નાખી, તેના રુધિર વડે ખરડાઈ પૃથ્વી પર પડ્યાં.[૮-૧૨] રામચંદ્રનાં બાણોથી વીંધાયેલો એ ક્રૂર રાક્ષસ અત્યંત ક્રોધયુક્ત થયો અને તુરત જ સીતાને પૃથ્વી પર મૂકી તથા પોતાના હાથમાંનું ત્રિશૂળ ઉગામી રામચંદ્ર અને લક્ષ્મણની સામે ધસી આવ્યો.[૧૩] જાણે સાક્ષાત્ કાળ જ હોય, એમ પોતાનું વિકરાળ મુખ પહોળું કરી એ વિરાધ રામ-લક્ષ્મણની સામે દોડી આવ્યો. તેણે પોતાના હાથમાં ઇંદ્રધ્વજ સરખું પ્રચંડ ત્રિશૂળ ઝાલ્યું હતું અને વારંવાર મોટી ગર્જનાઓ કરતો હતો.[૧૪] એ જોઈ રામ-લક્ષ્મણે સાક્ષાત્ યમ સરખા દેખાતા તે વિરાધ રાક્ષસ ઉપર એકાએક બાણોનો વરસાદ વરસાવવા માંડ્યો.[૧૫] એ મહાન ક્રૂર રાક્ષસ પોતાને પ્રાપ્ત થયેલા વરદાનના ગર્વને લીધે તે બાણોના પ્રહારને કાંઈ પણ ન લેખવતાં હાસ્ય કરવા લાગ્યો અને 'શસ્ત્રાસ્ત્રાદિથી મારો વધ થાય તેમ નથી' એમ માની જાણે ઊંઘમાં આવ્યો હોય એમ બગાસાં ખાવા લાગ્યો. રામ-લક્ષ્મણે મૂકેલાં બાણો તેના શરીરને ભેદી, આરપાર નીકળી પૃથ્વી પર પડવા લાગ્યાં, એથી જોકે તેના શરીરમાં અત્યંત પીડા થઈ, તોપણ વરદાનના પ્રભાવને લીધે મરણ ન પામતાં તે વિરાધ રાક્ષસ પોતાના હાથમાંનુ ત્રિશૂળ ઉગામી રામચંદ્ર તથા લક્ષ્મણની સામે આવવા લાગ્યો.[૧૬,૧૭] એ વેળા શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે વિરાધ રાક્ષસના હાથમાં રહેલું ત્રિશૂળ કે જે વજ્ર કિંવા અગ્નિ સરખું તેજસ્વી જણાતું હતું, તેને બે બાણ મૂકી છેદી નાખ્યું.[૧૮] જેમ વજ્ર વડે છેદાયેલું મેરુ પર્વતનું મોટું શિખર નીચે તૂટી પડે, તેમ રામચંદ્રનાં તીક્ષ્ણ બાણો વડે છેદાયેલું એ ત્રિશૂળ વિરાધના હાથમાંથી કટકા થઈ પૃથ્વી પર પડી ગયું.[૧૯] એ જોઈ રામ-લક્ષ્મણને વિશેષ શૂર ચડ્યું, તેથી તે બન્ને જણા પોતપોતાના મ્યાનમાંથી કાળા સર્પ સરખી વિકરાળ તરવારો ખેંચી એકાએક વિરાધ ઉપર ધસી ગયા અને જોરજોરથી તેનાં શરીર પર સટોસટ પ્રહાર

કરવા લાગ્યા.[20] એ સમયે વિરાધ રાક્ષસ કોઈથી પણ કંપાયમાન નહિ થનારા નરવ્યાઘ્ર રામચંદ્ર તથા લક્ષ્મણની તરવારોના પ્રહારો વડે ચોતરફથી ઘણો જ ઘાયલ થયો, છતાં યત્કિંચિત્ પણ કંપાયમાન ન થતાં તેણે પોતાના બન્ને હાથ લાંબા કરી રામ–લક્ષ્મણને એકાએક હાથમાં ઊંચકી લીધા અને ત્યાંથી આગળ જવા ઇચ્છા કરી.[21]

હવે 'વિરાધ પોતાને ઊંચકી દક્ષિણ દિશા તરફ જાય છે' એવું જાણી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે સૌમિત્રિ! આ રાક્ષસ આપણને ઊંચકી આ માર્ગે ભલે લઈ જાય; એમ થવાથી આપણને આજે બિલકુલ પણ ચાલવાનો શ્રમ નહિ કરવો પડે. હે ભાઈ! વિરાધ રાક્ષસ પોતાની મરજીમાં આવે તેમ આપણને ભલે વહન કરો. હે બાંધવ! આ વિરાધ જે માર્ગે જવા તત્પર થયો છે, તે જ માર્ગે આપણે પણ જવાનું છે; અર્થાત્ રાક્ષસ પોતાની ઇચ્છા પ્રમાણે આપણને ઊંચકીને જાય છે તેથી આપણને કાંઈ પણ હાનિ નથી, પરંતુ ઊલટો લાભ છે; કેમ કે આપણે એ માર્ગે જ આગળ જવું છે.'

રામચંદ્રનાં નિર્ભય વચન સાંભળી અત્યંત ક્રોધાવિષ્ટ થયેલા ઉદ્ધત સ્વભાવવાળા વિરાધ રાક્ષસે પોતાની ભુજાના બળના આશ્રય વડે રામ તથા લક્ષ્મણને બાળકની પેઠે ઉપાડી પોતાના ખભા ઉપર બેસાડ્યા;[22-24] અને પછી એ નિશાચર વિરાધ ઘણી જ ભયંકર ગર્જના કરતો દક્ષિણ દિશાના ગાઢા વન પ્રત્યે ચાલતો થયો. રામ–લક્ષ્મણને ઊંચકીને મહાવેગથી ચાલતા એ વિરાધ રાક્ષસે થોડીક વારમાં જ અનેક જાતનાં મોટાં મોટાં વૃક્ષોથી ખીચોખીચ ભરેલા, નાના પ્રકારનાં પક્ષીઓ વડે ચિત્રવિચિત્ર લાગતા; શિયાળવાં, મૃગો અને સર્પ વગેરે હિંસક પ્રાણીઓથી વ્યાપ્ત તથા અંધારેલા મેઘ સમાન જણાતા ગાઢા વનમાં પ્રવેશ કર્યો.[25,26]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અરણ્યકાંડમાં ૩ જો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪ થો

### વિરાધનો વધ

ह्रियमाणौ तु काकुत्स्थौ दृष्ट्वा सीता रघूत्तमौ ।
उच्चैः स्वरेण चुक्रोश प्रगृह्य सुमहाभुजौ ॥ १ ॥

વિરાધ રાક્ષસ રામ–લક્ષ્મણને પોતાની ખાંધ ઉપર બેસાડી ચાલવા લાગ્યો. એ જોઈ એકલાં પડેલાં જનકતનયા સીતા અત્યંત ભયભીત થઈ ગયાં અને પોતાના બંને હાથ ઊંચા કરી મોટા સ્વરથી આક્રોશ કરવા લાગ્યાં:[1] 'અરેરે! આ દશરથનંદન રામચંદ્ર કે જે સત્યવાદી, પવિત્ર આચરણવાળા અને સરળ બુદ્ધિવાળા છે, તેમને તથા લક્ષ્મણને આ ક્રૂર સ્વરૂપવાળો વિરાધ રાક્ષસ હરી જાય છે![2] અરેરે! એમના વિનાની એકલી પડેલી હું આ વનમાં કેમ કરી જીવી શકીશ? અરેરે! આ ભયંકર વનમાં વસનારાં સિંહો, વ્યાઘ્રો તથા રીંછ વગેરે પ્રાણીઓ મારું ભક્ષણ કરી જશે; માટે હે રાક્ષસોત્તમ! હું તને નમસ્કાર કરી કહું છું કે, જો તું તારા રાક્ષસી સ્વભાવને લીધે મનુષ્યનું જ ભક્ષણ કરતો હોય, તો આ રામ–લક્ષ્મણ બંને ભાઈઓને છોડી દે અને તેમને બદલે મારું ભક્ષણ કર.[3]

સતીશિરોમણિ સીતાનું આક્રંદ સાંભળી મહાન શૂરવીર એવા રામ–લક્ષ્મણે એ દુરાત્મા રાક્ષસનો વધ કરવા માટે સત્વર તૈયારી કરી.[4] તુરત જ પોતાના હાથમાં રહેલી તીક્ષ્ણ તરવાર વડે મહાત્મા લક્ષ્મણે વિરાધ રાક્ષસનો ડાબો અને શ્રીમાન રામચંદ્રે જમણો હાથ છેક મૂળમાંથી છેદી નાખ્યો.[5] એકી વખતે બંને ભાઈઓએ વિરાધના બેઉ હાથ કાપી નાખ્યા, એથી તે અત્યંત પીડિત થયો અને નિરુપાય બની જઈ મૂર્ચ્છિત થઈ વજ્ર વડે ભેદાયેલા પર્વતની પેઠે પૃથ્વી પર પડ્યો. એ વેળા તેનું શરીર મોટા મેઘ સરખું ભયંકર લાગતું હતું.[6] પછી રામચંદ્ર તથા લક્ષ્મણ એ રાક્ષસને પૂરો કરવા માટે તેને વારંવાર મુક્કીઓ, ગડદા તથા પાટું વગેરેથી ઘણો જ માર મારવા લાગ્યા અને તેને ઉપાડી ઉપાડીને પૃથ્વી પર પછાડવા લાગ્યા. એ

પ્રમાણે તેના ઉપર બાણો તથા તરવારોના ઘણાયે પ્રહાર કર્યા; તેમ જ પૃથ્વી પર ઘણી વાર રગદોળ્યો, તોપણ વરદાનના પ્રભાવને લીધે એ ક્રૂર રાક્ષસનું મરણ થયું નહિ.[૭,૮] ત્યારે પર્વત સમાન દેહવાળા અને હથિયારોથી મરણ નહિ પામનારા એ ભયંકર રાક્ષસને જોઈ સર્વને અભય દેનારા શ્રીમાન રામચંદ્રે પોતાના કનિષ્ઠ ભ્રાતા લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[૯] 'હે પુરુષવ્યાઘ્ર! તપશ્ચર્યાના પ્રભાવ વડે વરદાન પામેલો આ રાક્ષસ ખરેખર યુદ્ધ વિષે શસ્ત્ર વડે જિતાવો અશક્ય છે; માટે આપણે આ રાક્ષસને પૃથ્વીમાં જીવતો જ દાટી દઈશું.[૧૦] હે લક્ષ્મણ! જેમ હાથીને દાટવા માટે મોટો ખાડો ખોદવામાં આવે છે, તેમ તું પણ આ ભયંકર સ્વરૂપવાળા ક્રૂર રાક્ષસ વિરાધને દાટવા માટે આ વન વિષે મોટો ખાડો ખોદી તૈયાર કર. હું આને દબાવીને ઊભો રહીશ કે જેથી એ અહીંથી જરાયે ખસવા પામશે નહિ.' એમ કહી મહાપરાક્રમી રામચંદ્ર વિરાધના કંઠ ઉપર પોતાનો ચરણ દાબી ઊભા રહ્યા.[૧૧,૧૨]

આ વેળા વિરાધ રાક્ષસના શાપનો અવધિ આવી રહ્યો હતો,* તેથી તેણે પુરુષશ્રેષ્ઠ રામચંદ્રનાં વચન સાંભળી અત્યંત નમ્રપણે કહ્યું : 'હે પુરુષવ્યાઘ્ર! ઇંદ્ર સમાન બળવાળા તમોએ મને આજે હણ્યો. હે પુરુષશ્રેષ્ઠ! અત્યાર સુધી મેં મોહને લીધે તમને ઓળખ્યા ન હતા;[૧૩,૧૪] પરંતુ હે તાત! તમે કૌશલ્યાના પુત્ર છો એવું મેં જાણ્યું છે; તેમ જ આ મહાભાગ્યવતી જનકતનયા સીતા તથા મહાયશસ્વી લક્ષ્મણને પણ હવે મેં ઓળખ્યાં છે.[૧૫] હે રાઘવ! હું 'તુંબુરુ' નામનો ગંધર્વ છું અને કુબેરના શાપથી આવો ભયંકર રાક્ષસી દેહ પામ્યો છું. પૂર્વે જ્યારે હું 'રંભા' નામની અપ્સરા વિષે ઘણો જ આસક્ત થયો અને તેને લીધે, કુબેરે પોતાની સેવા માટે નિયત કરી આપેલા સમયમાં મારાથી તેમની સેવા થઈ શકી નહિ, ત્યારે અત્યંત ક્રોધ પામેલા એ મહાયશસ્વી વૈશ્રવણે-કુબેરે 'જા, તું રાક્ષસી દેહને પ્રાપ્ત થા' એવો મને શાપ આપ્યો. એ સાંભળી થરથર કંપતાં મેં તેની ઘણી ઘણી પ્રાર્થના કરી, ત્યારે તેણે અનુગ્રહ કરતાં કહ્યું : 'જ્યારે દશરથપુત્ર શ્રીમાન રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણ તથા પત્ની સીતા સહિત દંડકારણ્યમાં પધારશે અને તે જ્યારે યુદ્ધમાં તારો વધ કરશે, ત્યારે તું પુનઃ પોતાનું મૂળ સ્વરૂપ પામી સ્વર્ગ પ્રત્યે જઈશ.'

'હે રાઘવ! એ પ્રમાણે પૂર્વે કુબેરે આપેલા મહાદારુણ શાપમાંથી આજે હું તમારી કૃપા વડે મુક્ત થયો છું.[૧૬-૧૯] હે પરંતપ! તમારું કલ્યાણ થાઓ. હવે હું આપની કૃપાથી મારા સ્વસ્થાન પ્રત્યે જઈશ. હે તાત! હું તમને એક સૂચના કરું છું કે અહીંથી છ ગાઉ ઉપર આવેલા એક રમણીય આશ્રમમાં સૂર્ય સમાન તેજવાળા અને મોટા પ્રતાપવાળા ધર્માત્મા 'શરભંગ' નામના મહર્ષિ નિવાસ કરે છે. તેમણે માત્ર તમારાં દર્શન કરવા અર્થે જ પોતાના પ્રાણ ધારણ કરી રાખ્યા છે, માટે તમે સત્વર તેમના આશ્રમ પ્રત્યે પધારો. એ મહર્ષિ તમારું શ્રેય-કલ્યાણ કરશે.[૨૦,૨૧] હે રામ! મને આ મોટા ખાડામાં નાખીને પછી તમે સુખથી શરભંગ ઋષિના આશ્રમે પધારો. હે કાકુત્સ્થ! તમોએ મને ખાડામાં દાટવાનો વિચાર કર્યો છે, એ ઘણો જ ઉત્તમ છે; કેમ કે મરણ પામેલા રાક્ષસોના દેહને ખાડામાં દાટવો એવો સનાતન ધર્મ છે.[૨૨] ગતપ્રાણ થયેલા જે રાક્ષસોને ખાડામાં નાખવામાં આવે છે, તેઓને સનાતન લોકની પ્રાપ્તિ થાય છે.' એ પ્રમાણે રામચંદ્રને કહી બાણોના પ્રહારથી અત્યંત પીડાતો એ મહાબળવાન વિરાધ રાક્ષસ મરણ પામેલા જેવો નિશ્ચેષ્ટ થયો અને સ્વર્ગમાં જવાની તૈયારી કરવા લાગ્યો. વિરાધનાં વચન સાંભળી મહાસમર્થ રામચંદ્રે લક્ષ્મણને પુનઃ પણ આજ્ઞા આપતાં કહ્યું :[૨૩,૨૪] 'હે લક્ષ્મણ! આ ભયંકર સ્વરૂપવાળા ક્રૂર રાક્ષસને દાટવા માટે તું સત્વર એક મોટો ખાડો ખોદી તૈયાર કર.'[૨૫] એવું કહી મહાપરાક્રમી રામચંદ્ર વિરાધના કંઠ પર પોતાના ચરણ દાબી ઊભા રહ્યા.[૨૬] ત્યાર પછી

* કુબેરે તેને એવો શાપ આપ્યો હતો કે, 'યુદ્ધમાં જ્યારે રામચંદ્ર તને હણશે, ત્યારે તું રાક્ષસી દેહથી મુક્ત થઈશ.'

મહાત્મા લક્ષ્મણે તુરત જ પોતાની પાસેનાં ખનિત્રો-થી[×] મોટી કાયાવાળા એ વિરાધના દેહની પાસે એક મોટો ખાડો બનાવ્યો.[૨૭] પછી શ્રીમાન રામચંદ્રે તેના કંઠ ઉપરથી પોતાનો ચરણ ઉઠાવી લીધો અને ગધેડા સરખા લાંબા કાનવાળો અને મોટા નાદવાળો વિરાધ રાક્ષસ કે જે ભારે ગર્જના કરતો હતો, તેને પેલા ખાડામાં નાખવા તૈયાર થયા.[૨૮]

યુદ્ધ વિષે અડગ રહેનારા અને સત્ય પરાક્રમ-વાળા રામચંદ્ર તથા લક્ષ્મણ બંને ભાઈઓ પોતાથી પરાજય પામેલા, દારુણ તથા ભયંકર સ્વરૂપ-વાળા અને ઘોર ગર્જના કરતા એ વિરાધ રાક્ષસને અત્યંત બળ વડે ખેંચી છેક ખાડાની નજીકમાં લઈ ગયા અને પછી અત્યંત હર્ષ પામતા તેઓએ તેને ખાડામાં હડસેલી મૂક્યો. અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા રામ અને લક્ષ્મણે 'વરદાનના પ્રભાવને લીધે વિરાધ રાક્ષસનો ગમે તેવા તેજસ્વી શસ્ત્રાસ્ત્ર વડે પણ વધ થવો અશક્ય છે,' એવું વિચારી તેને એ ખાડામાં નાખી ઉપરથી ધૂળ–માટી વાળી મારી નાખ્યો. મહાત્મા રામચંદ્રે પોતાનું પ્રયોજન સિદ્ધ કરવા માટે જેવો વિચાર ધાર્યો તેવો જ વિચાર અરણ્યમાં વિચરનારા એ વિરાધે તેમની આગળ પ્રથમથી જ જણાવ્યો હતો: 'મારું શસ્ત્ર વડે મરણ થનાર નથી.'[૨૯–૩૧] જ્યારે બાણો તથા તરવારોના પ્રહારોથી પણ વિરાધનું મરણ થયું નહિ, ત્યારે તેણે પ્રથમથી જ કહેલું વચન શ્રીમાન રામચંદ્રને સાંભરી આવ્યું અને તેમણે તેને ખાડામાં પૂરવાની ઇચ્છા કરી. જે વેળા રામ-લક્ષ્મણે વિરાધને ખાડામાં દાટ્યો, તે વેળા તેણે એવી તો ગર્જના કરી કે જેથી આખું વન ખળભળી ઊઠ્યું.[૩૨] એ પ્રમાણે એ મહાક્રૂર વિરાધનો વધ કરી, તેને દાટેલા ખાડા ઉપર મોટી મોટી શિલાઓ ખડકી શ્રીમાન રામચંદ્ર તથા લક્ષ્મણ અત્યંત હર્ષ પામ્યા અને નિર્ભયપણે વનમાં વિચરવા લાગ્યા.[૩૩] પછી સુવર્ણની ટીપકીઓ વડે ચિત્રવિચિત્ર જણાતાં ધનુષ્યને ધારણ કરનારા અને આનંદિત ચિત્તવાળા બંને ભાઈઓ જનકતનયા સીતાને સાથે લઈ આકાશમાં રહેલા ચંદ્ર-સૂર્યની પેઠે મહાવનમાં ભ્રમણ કરવા લાગ્યા.[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪ થો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫ મો

### રામ અને શરભંગ ઋષિનો સમાગમ

हत्वा तु तं भीमबलं विराधं राक्षसं वने ।
ततः सीतां परिष्वज्य समाश्वास्य च वीर्यवान् ॥ १ ॥

વનમાં વસનારા ભયંકર બળવાન વિરાધ રાક્ષસને હણી મહાપરાક્રમી રામચંદ્ર તુરત જ પાછા વળી સીતાની પાસે આવ્યા અને તેમને મળી, આશ્વાસના કરી, પછી આગળ જવાની ઇચ્છાથી દેદીપ્યમાન કાંતિવાળા લક્ષ્મણ પ્રત્યે શ્રીમાન રામચંદ્ર કહેવા લાગ્યા: 'હે સૌમિત્રિ! આ વન ઘણું જ ભયંકર છે! અરે, આપણે આ એક રાક્ષસને હણ્યો; પરંતુ એના જેવાં બીજાં કેટલાંએક ક્રૂર પ્રાણીઓ આ વનમાં વસતાં હશે! અહો, આવું વન આપણે કદી પણ જોયેલું નથી. હવે વિલંબ ન કરતાં આપણે અહીંથી શરભંગ મુનિના આશ્રમ પ્રત્યે જવું જોઈએ.' એમ કહી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે તપરૂપી ધનવાળા, દેવ સરખી કાંતિવાળા અને તપશ્ચર્યાના પ્રભાવ વડે શુદ્ધ થયેલા અંતઃકરણવાળા મહર્ષિ શરભંગના આશ્રમ પ્રત્યે પ્રયાણ કર્યું. કેટલીક વારે તેઓ મહાતેજસ્વી શરભંગ મુનિના આશ્રમ પાસે આવી પહોંચ્યા. ત્યાં તેમણે આશ્રમમાં બેઠેલા શરભંગ ઋષિના સંબંધમાં એક મોટું આશ્ચર્ય જોયું.[૧–૪]

એ વેળા અંતરિક્ષમાં એક અતિશ્રેષ્ઠ દિવ્ય રથ તેમના જોવામાં આવ્યો. તેમાં સૂર્ય કિંવા અગ્નિ સમાન કાંતિવાળો તથા પોતાના તેજ વડે દશે દિશાઓને પ્રકાશિત કરનારો દેવોનો રાજા ઇંદ્ર બેઠેલો હતો.[૫] અંતરિક્ષમાં ગતિ કરતો એ રથ આશ્રમ ઉપર આવી ઊભો રહ્યો અને તેમાંથી દેવોનો રાજા ઇંદ્ર નીચે ઊતર્યો. તે ઇંદ્રનાં ચરણ પૃથ્વી પર અડકતાં ન હતાં* અને તેણે અત્યંત ઉજ્જ્વળ

× ખોદવાનાં સાધનો કોદાળી તથા પાવડા વગેરે.

* દેવોનાં ચરણ પૃથ્વીને સ્પર્શ કરતાં નથી, એવું કહેવાય છે.

આભૂષણો તથા નિર્મળ વસ્ત્રો ધારણ કર્યાં હતાં., એવા શચીપતિ ઇંદ્રને રામચંદ્રે શરભંગ મુનિના આશ્રમમાં પ્રવેશ કરતો જોયો.[૬] તે વેળા તેના જેવાં જ વસ્ત્રાભૂષણો ધારણ કરનારા કેટલાક દેવો તેની પાછળ ચાલતા હતા. શ્યામ વર્ણના અશ્વો જોડેલો અને મધ્યાહ્નકાળના સૂર્ય સરખો તેજસ્વી એવો તેનો રથ અંતરિક્ષમાં ઊભો હતો. વળી સેવકોએ શ્વેત મેઘમંડળ કિંવા ચંદ્રમંડળના જેવી કાંતિવાળું અને અનેક પ્રકારની પુષ્પમાળાઓ વડે શણગારેલું ધોળું છત્ર ઇંદ્રના મસ્તક પર ધર્યું હતું. સુંદર વેશવાળી અપ્સરાઓ સુવર્ણની દાંડીવાળાં અમૂલ્ય ચામરો હાથમાં ગ્રહણ કરી તેના મસ્તક પર ઢોળી રહી હતી; તેમ જ ગંધર્વો, દેવો, સિદ્ધો અને મહર્ષિઓ પૃથ્વીનો સ્પર્શ નહિ કરનારા શચીપતિ ઇંદ્રની ઉત્તમ પ્રકારો વડે સ્તુતિ કરતા હતા. પછી એ ઇંદ્ર મહર્ષિ શરભંગની પાસે જઈ, કાંઈ વાતચીત કરવા લાગ્યો.[૭–૧૧]

આ સઘળો પ્રકાર જોઈ શ્રીમાન રામચંદ્રે (‘એકાંતમાં બે જણ બેઠા હોય ત્યાં ત્રીજાએ એકાએક જવું યોગ્ય નથી’ એવો વિચાર કરી) પોતાના ભાઈ લક્ષ્મણને એ આશ્ચર્ય દેખાડવા માટે અંતરિક્ષમાં રહેલો રથ બતાવી કહ્યું :[૧૨] ‘હે લક્ષ્મણ ! અંતરિક્ષમાં સૂર્યની પેઠે પ્રકાશતો આ અદ્ભુત રથ તેં જોયો કે ? અહો ! તે કેવો શોભી રહ્યો છે ! અહો ! આપણે પૂર્વે ઇંદ્રના અશ્વો માટે જે કાંઈ સાંભળ્યું છે તે ઉપરથી મને તો એમ જ લાગે છે કે અંતરિક્ષમાં રહેલા આ દિવ્ય અશ્વો અવશ્ય ઇંદ્રના જ હશે.[૧૩,૧૪] હે પુરુષવ્યાઘ્ર ! જોને, એની ચારે બાજુ કર્ણમાં કુંડળ તથા હાથમાં તરવારો ધારણ કરનારા સેંકડો યુવાન પુરુષો ઊભા રહ્યા છે.[૧૫] તેઓ સર્વ વિશાળ વક્ષઃસ્થળવાળા અને પરિઘ સરખી લાંબી ભુજાઓવાળા છે. તેઓએ અગ્નિ સમાન ચકચકિત સુવર્ણના હારો તથા પદ્મરાગમણિના જેવાં રક્ત વર્ણનાં વસ્ત્રો ધારણ કરેલાં છે. જેમ કોઈ પણ પુરુષ વ્યાઘ્ર સામે ઊભો રહેવા હામ ભીડી શકતો નથી, તેમ સંગ્રામમાં તેઓની સામે ઊભો રહેવા કોઈ પણ હામ ભીડે એમ નથી. હે સૌમિત્રિ ! એ સર્વ યુવાન પુરુષો પચીસ વર્ષની અવસ્થાવાળા જણાય છે;[૧૬,૧૭] તેથી નિશ્ચય થાય છે કે ખરેખર, દેવોની અવસ્થા નિરંતર એટલી જ રહે છે અને તેઓનું સૌંદર્ય પણ સદાકાળ તેવું ને તેવું જ રહે છે.[૧૮] હે લક્ષ્મણ ! એવાં એવા કારણોથી સમજાય છે કે આ રથ વગેરે સઘળો ઠાઠ ઇંદ્રનો જ હશે; છતાં હું તેનો બરાબર રીતે નિર્ણય કરું ત્યાં સુધી તું આ તારી ભાભી સીતાની સાથે અહીં જ ઊભો રહે.’[૧૯]

સીતા સહિત લક્ષ્મણને ત્યાં જ ઊભા રહેવાની આજ્ઞા કરી શ્રીમાન રામચંદ્ર શરભંગ ઋષિના આશ્રમ તરફ ગયા.[૨૦] રામચંદ્રને આવતા જોઈ શરભંગ ઋષિની સાથે વાતચીત કરવી બંધ રાખી ઇંદ્રે ઋષિની આજ્ઞા માગી અને ત્યાંથી અંતરિક્ષમાં આવી પોતાના અનુચરોને કહ્યું : ‘હે દેવતાઓ ! આ દશરથનંદન રામચંદ્ર આ તરફ આવે છે, માટે અહીં આવી મારી સાથે કાંઈ વાતચીતનો પ્રસંગ લાવે તે પહેલાં આપણે સ્વર્ગ પ્રત્યે કિંવા અહીંથી બીજે સ્થળે ચાલ્યા જવું યોગ્ય છે; કેમ કે શ્રીમાન રામચંદ્રે મારા માટે જ+ રાજ્યાદિ સમૃદ્ધિનો ત્યાગ કરી વનવાસ સ્વીકાર્યો છે, તો મારે તેમને આવા ઠાઠ÷ સાથે મળવું યોગ્ય નથી.[૨૧,૨૨] જ્યારે અત્યંત ગર્વિષ્ઠ રાવણને હણીને તથા સાધારણ મનુષ્યોથી ન થઈ શકે એવાં બીજાં પણ કેટલાયે કાર્યો કરી રામચંદ્ર રાજ્યાસન પર વિરાજશે, ત્યારે હું તેમને પ્રત્યક્ષ મળીને દર્શન કરીશ.’ એ પ્રમાણે કહી અંતરિક્ષમાર્ગમાં રહેલો ઇંદ્ર શરભંગ ઋષિની માનસિક પૂજા કરી તેમની આજ્ઞા માગી પોતાના રથમાં બેસી સર્વ દેવોની સાથે સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[૨૩,૨૪]

ઇંદ્રને રથમાં બેસી સ્વર્ગ પ્રત્યે જતો જોઈ, રામચંદ્રને નિશ્ચય થયો કે નક્કી એ દેવોનો રાજા ઇંદ્ર જ છે. પછી શ્રીમાન રામચંદ્રે પોતે એકલા ન જતાં સીતા તથા લક્ષ્મણને પણ સાથે લીધાં અને

+ ઇંદ્રાદિ દેવોનું કાર્ય કરવા માટે જ.

÷ રથ, છત્ર, ચામર અને અનુચરો ઇત્યાદિ વૈભવો સાથે

એ ત્રણે જણાંએ મહર્ષિ શરભંગના આશ્રમમાં પ્રવેશ કર્યો. આ સમયે તે મહર્ષિ અગ્નિહોત્ર કરી રહ્યા હતા.[૨૫] રામ, લક્ષ્મણ તથા સીતાએ મહર્ષિ શરભંગની પાસે આવી તેમનાં ચરણોનું વંદન કર્યું અને તેમની આજ્ઞા થતાં તે ત્રણે જણાં મહર્ષિની પાસે બેઠાં. એ વેળા મહર્ષિ શરભંગે અત્યંત આનંદ પામી તેઓને ઉત્તમ પાઠશાળામાં નિવાસ કરાવી ભોજનાદિ અનેક પ્રકારથી તેઓનું આતિથ્ય કર્યું. પછી શ્રીમાન રામચંદ્રે મહર્ષિ પ્રત્યે ઇંદ્રને ત્યાં આવવાનું કારણ પૂછ્યું, ત્યારે શરભંગ મહર્ષિ તેમને સઘળું વૃત્તાંત નિવેદન કરતાં કહેવા લાગ્યા :[૨૬,૨૭] 'હે રામ! જેમણે આત્મસ્વરૂપ જાણ્યું નથી, અર્થાત્ જેમણે આત્મસાક્ષાત્કાર કર્યો નથી એવા અકૃતાત્મા પુરુષોને જેની કદી પ્રાપ્તિ થતી નથી, એવા સર્વોત્તમ બ્રહ્મલોક પ્રત્યે જવા માટે હું ઉગ્ર તપશ્ચર્યાના પ્રભાવ વડે અધિકારી થયો છું અને તેથી જ ઇચ્છિત આપનારા દેવોનો રાજા ઇંદ્ર મને બ્રહ્મલોક પ્રત્યે લઈ જવા ઇચ્છે છે. આજે મને તેડી જવા માટે જ તે અહીં આવ્યો હતો.[૨૮] પરંતુ હે નરવ્યાઘ્ર! ઘણા કાળથી તમારું જ ચિંતન કરનારો અને તમારાં દર્શનની અભિલાષાવાળો હું 'તમે મારા પર કૃપા કરી પ્રિય અતિથિરૂપે મારા આશ્રમ પ્રત્યે પધારો છો' એવું જાણવા છતાં તમારું દર્શન કર્યા વિના બ્રહ્મલોક પ્રત્યે કેવી રીતે જઈ શકું? અર્થાત્ તમારું દર્શન કર્યા વિના બ્રહ્મલોક પ્રત્યે જવું એ પણ મને રુચતું નથી.[૨૯] હે પુરુષવ્યાઘ્ર! હવે હું મહાત્મા એવા તમારો સમાગમ તથા દર્શન પામી તમારી કૃપાદૃષ્ટિના પ્રભાવથી ઉત્તમોત્તમ લોકમાં જઈશ.[૩૦] હે નરવ્યાઘ્ર! મેં અનેક પ્રકારની તપશ્ચર્યા વડે ઉત્તમ બ્રહ્મલોક તથા બીજા સ્વર્ગાદિ લોકો જીત્યા છે, અર્થાત્ તે તે લોકોમાં અનંતકાળ સુધી વસવાને હું અધિકારી થયો છું, માટે તે સર્વ લોક મારા જ છે અને હું તમારો છું, તો તમે એ સર્વ લોકને સ્વીકારો; અર્થાત્ તમે એ સર્વ લોકને અંગીકાર કરી પોતાના માનો.'

મહર્ષિ શરભંગે પોતાનું સર્વ કર્મ ઈશ્વરાર્પણ કર્યું, ત્યારે સર્વ શાસ્ત્રોના તત્ત્વને જાણનાર શ્રીમાન રામચંદ્રે કહ્યું :[૩૧,૩૨] 'હે મહામુનિ! હું પોતે જ તપશ્ચર્યા કરી તે સર્વ લોકોને પ્રાપ્ત કરીશ, પરંતુ હાલમાં હે મહર્ષિ! હું આ વનમાં નિવાસ કરવા ઇચ્છું છું માટે તમે મને યોગ્ય સ્થાન બતાવો.'

ઇંદ્ર સમાન પરાક્રમી રામચંદ્રનું વચન સાંભળી મહા બુદ્ધિમાન શરભંગ ઋષિએ તેમને પુનઃ કહ્યું: 'હે રામ! આ વન વિષે અહીંથી થોડે દૂર મહાતેજસ્વી અને ધર્મનિષ્ઠ એવા એક 'સુતીક્ષ્ણ' નામના ઋષિ રહે છે, તે સર્વ પ્રકારે તમારું શ્રેય કરશે.[૩૩-૩૫] હે રામ! આ વનમાં આવેલી મંદાકિની નદી કે જે પૂર્વ દિશા તરફ વહન કરે છે અને જેનાં જળ વિષે પુષ્પો તથા નાની નાની હોડીઓ તરે છે, તેને કિનારે કિનારે થઈ તમે પશ્ચિમ દિશા તરફ થોડેક દૂર જશો એટલે મહાત્મા સુતીક્ષ્ણ ઋષિનો આશ્રમ આવશે.[૩૬] હે નરવ્યાઘ્ર! (આંગળીથી દર્શાવીને) જુઓ, આ સીધો જણાય તે મંદાકિની નદી તરફ જવાનો માર્ગ છે, ત્યાં થઈ તમે સુતીક્ષ્ણના આશ્રમે જજો; પરંતુ જેમ સર્પ પોતાના શરીર પરની જીર્ણ થયેલી કાંચળીનો ત્યાગ કરે છે, તેમ હું ઘણા કાળના યોગે કરી જીર્ણ થયેલા આ મારા દેહનો ત્યાગ કરું ત્યાં સુધી તમે થોભી જાવ, અર્થાત્ હું દેહત્યાગ કરી બ્રહ્મલોક પ્રત્યે જાઉં ત્યાં સુધીમાં તમે અંતકાળે મને દર્શન આપતા અહીં જ ઊભા રહો કે જેથી હું કૃતકૃત્ય થાઉં.' એવું કહી મહા તેજસ્વી મહર્ષિ શરભંગે તુરત જ પોતાના અગ્નિહોત્રના અગ્નિને પ્રદીપ્ત કરી તેમાં મંત્રપૂર્વક ઘીનો હોમ કર્યો. ત્યાર પછી રામચંદ્રના દેખતાં જ તેમણે એ પ્રજ્વલિત અગ્નિકુંડમાં પ્રવેશ કર્યો.[૩૭,૩૮] જોતજોતામાં તો ભડભડતી અગ્નિની જ્વાળાઓથી એ શરભંગ ઋષિનાં રૂંવાડાં. કેશ. અસ્થિ, ચામડી, માંસ તથા રુધિર વગેરે સર્વ કાંઈ બળીને અગ્નિરૂપ થઈ ગયું;[૩૯] અને એ અગ્નિકુંડમાંથી અગ્નિ સમાન દેદીપ્યમાન કાંતિવાળો એક કુમાર બહાર આવ્યો. એ રીતે મહર્ષિ શરભંગ દિવ્ય દેહને પ્રાપ્ત થઈ કુમારરૂપે અગ્નિમાં-

થી બહાર નીકળી દશે દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યા. ત્યાર પછી તે મહર્ષિ શરભંગ દિવ્ય વિમાનમાં બેસી અનુક્રમે પિતૃલોક, ઋષિલોક અને દેવલોકનું ઉલ્લંઘન કરી બ્રહ્મલોકમાં ગયા.[40,41] બ્રહ્મલોક વિષે પોતાના અનુચરો સહિત બિરાજેલા બ્રહ્મદેવને જોઈ પવિત્ર આચરણવાળા દ્વિજશ્રેષ્ઠ શરભંગ ઋષિએ તેમને પ્રણામ કર્યા, ત્યારે બ્રહ્મદેવે પણ 'તું ભલે પધાર્યો' એમ કહી તેમનો ઘણો જ સત્કાર કર્યો.[42]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬ ઠ્ઠો

## વનવાસી મુનિઓની પ્રાર્થના

शरभङ्गे दिवं प्राप्ते मुनिसंघाः समागताः ।
अभ्यगच्छन्त काकुत्स्थं रामं ज्वलिततेजसम् ॥ १ ॥

મહર્ષિ શરભંગ બ્રહ્મલોકમાં ગયા પછી તે સમાચાર ત્યાં વસતા સર્વ ઋષિમુનિઓના જાણવામાં આવ્યા, ત્યારે તેઓ સર્વ એકઠા મળીને ઉતાવળે દેદીપ્યમાન કાંતિવાળા રામચંદ્રના દર્શનાર્થે શરભંગ મુનિના આશ્રમ પ્રત્યે આવવા લાગ્યા. તેઓમાં કેટલાક વૈખાનસો,[×] કેટલાએક વાલખિલ્યો,[*] અને કેટલાક સંપ્રક્ષાલી[+] હતા. કેટલાક ઋષિઓ સૂર્યનાં કિરણોથી જીવનારા, કેટલાક કાચાં અન્નને માત્ર પથ્થર વડે કૂટીને ખાનારા, કેટલાક સૂકાં પાંદડાંનો જ આહાર કરનારા,[2] કેટલાક રાંધ્યા કે ખાંડ્યા વિના અન્નને માત્ર પોતાના દાંતો વડે ચાવીને જ ખાનારા, કેટલાક કંઠ સુધી જળમાં બેસી તપશ્ચર્યા કરનારા, કેટલાક કાંઈ પણ પાથર્યા વિનાની પૃથ્વી પર શયન કરનારા, કેટલાક કદી પણ નિદ્રા નહિ કરનારા, કેટલાએક ચરણના આધારે જ ઊભા રહીને તપ કરનારા, કેટલાક માત્ર જળનું જ પાન કરનારા, કેટલાક માત્ર વાયુભક્ષણ કરીને જ જીવનારા, કેટલાક પર્ણશાળા વગેરે કાંઈ પણ બાંધ્યા વિના રહેનારા, કેટલાક સ્થંડિલ ઉપર શયન કરનારા, કેટલાક પર્વતનાં શિખરો વગેરે ઊંચાં સ્થળોમાં વસનારા, કેટલાક નિરંતર ભીનાં વસ્ત્રો જ ધારણ કરનારા, કેટલાક ગાયત્રી વગેરે મંત્રોનો જપ કરવામાં જ સદોદિત આસક્ત રહેનારા, કેટલાક વેદાધ્યયન વિષે જ નિષ્ઠાવાળા અને કેટલાએક ગ્રીષ્મઋતુમાં પંચાગ્નિ તાપનારા હતા.[3–5] એ સર્વ ઋષિઓ ઉત્તમ બ્રહ્મતેજથી યુક્ત હતા. વળી તેઓ સર્વનાં ચિત્ત યોગાભ્યાસે કરી એકાગ્ર થયેલાં હતાં. એ સર્વ ધર્મનિષ્ઠ ઋષિ–મુનિઓ પોતાનું દુઃખ રામચંદ્રને નિવેદન કરવા શરભંગમુનિના આશ્રમમાં આવ્યા અને તેઓએ ધર્મધારીઓમાં શ્રેષ્ઠ એવા દશરથનંદન રામચંદ્રને મળીને કહ્યું :[6,7]

'હે રામ! જેમ ઇંદ્ર સર્વ દેવોના નાથ છે, તેમ તમે આખા ઇક્ષ્વાકુકુળના તેમ જ પોતાના અપ્રતિમ પરાક્રમ વડે તથા ઉજ્જવળ કીર્તિ વડે ત્રણે લોકમાં પ્રખ્યાત છો. પિતાની આજ્ઞા પાળવારૂપ વ્રત, સત્ય અને શાસ્ત્રોક્ત ધર્મ, એ સર્વ તમારે વિષે નિવાસ કરીને રહ્યાં છે.[8,9] હે નાથ! તમ સરખા ધર્મજ્ઞ અને શરણે આવેલાનું રક્ષણ કરનારા સ્વામીને પ્રાપ્ત થઈ અમે અર્થીપણાને લીધે તમને જો કાંઈ ક્રૂર વચન કહીએ, તો તેને તમે ક્ષમા કરશો.[10] હે નાથ! જે રાજા પ્રજાની પાસેથી કરરૂપે ષષ્ઠાંશ[+] દ્રવ્ય ગ્રહણ કરે છતાં પોતાના પુત્રની પેઠે પ્રજાનું રક્ષણ કરે નહિ, તે રાજાને મોટો અધર્મ પ્રાપ્ત થાય છે.[11] હે રામ! જે રાજા નિરંતર સાવધ રહી પોતાની પ્રજાનું રક્ષણ કરવામાં યત્નશીલ રહે છે તથા પોતાના પ્રાણથી પણ પ્યારા પુત્ર પેઠે પોતાની પ્રજાનું રક્ષણ કરે છે, તે રાજા આ લોકમા અવિનાશી કીર્તિને પ્રાપ્ત થાય છે અને અંતે બ્રહ્મલોકમાં જઈ સુખ ભોગવે છે. ન્યાયપૂર્વક પ્રજાનું રક્ષણ કરનારા રાજાને પોતાની પ્રજા પાસેથી ષષ્ઠાંશ પ્રાપ્ત થાય છે; એટલું જ નહિ, પરંતુ તેના દેશમાં વસનારા અને કંદ–મૂળાદિનો આહાર કરી જીવનારા ઋષિમુનિઓ જે ધર્મનું ઉપાર્જન કરે છે; તેમાંથી પણ ચોથો ભાગ તેને પ્રાપ્ત થાય છે.[12–14] હે રામચંદ્ર! તમારા જ આશ્રય

× પ્રજાપતિના નખથી ઉત્પન્ન થયેલા. * પ્રજાપતિના વાળથી ઉત્પન્ન થયેલા. + ભગવાનના ચરણપ્રક્ષાલનના જળથી ઉત્પન્ન થયેલા.

+ ઊપજનો છઠ્ઠો ભાગ

તળે રહી ધર્માનુષ્ઠાન કરનાર અમે સર્વ બ્રાહ્મણાદિ વાનપ્રસ્થાશ્રમી તપસ્વીઓ કે જેઓ તમારી જ પ્રજા છીએ, તેઓને દુષ્ટ રાક્ષસો વારંવાર અનાથની પેઠે હણે એ શું યોગ્ય છે? હે રાજપુત્ર! ક્રૂર રાક્ષસોએ અનેક પ્રકારે દુઃખ દઈ હણેલા શુદ્ધ અંતઃકરણવાળા ઘણાએ ઋષિ-મુનિઓનાં શરીરો આ વનમાં અનેક સ્થળે પડેલાં છે, તેને અમારી સાથે આવીને તમે જુઓ. હે રામ! આ વન વિષે આવેલાં પંપા વગેરે સરોવરો, મંદાકિની વગેરે નદીઓ અને ચિત્રકૂટ વગેરે પર્વતો ઇત્યાદિ સ્થળોમાં વસનારા તપસ્વીઓને ક્રૂર કર્મ કરનારા રાક્ષસો ઘણું જ દુઃખ આપે છે અને વખતે મારી પણ નાખે છે. હે રામચંદ્ર! હવે અમે એ દુઃખને સહન કરવા સમર્થ નથી;[૧૫-૧૮] માટે રાક્ષસોથી ત્રાસેલા અમે સર્વ ઋષિ-મુનિઓ તમારે શરણે આવ્યા છીએ; તમે અમો સૌનું રક્ષણ કરો.[૧૯] હે વીર! એક તમારા સિવાય આખી પૃથ્વીમાં અમારું રક્ષણ કરનાર બીજું કોઈ નથી; માટે હે નૃપાત્મજ! તમે દુષ્ટ રાક્ષસોથી અમો સર્વની રક્ષા કરો.[૨૦]

તપરૂપી ધનવાળા તપસ્વીઓનાં ઉપર્યુક્ત વચન સાંભળી ધર્માત્મા રામચંદ્રે તેઓનું આશ્વાસન કરતાં કહ્યું:[૨૧] 'હે ઋષિવર્યો! તમે મને આવી રીતે નમ્ર યાચનાવચનો કહેવાને યોગ્ય નથી; પરંતુ હરેક કાર્યમાં તમારે મને આજ્ઞા જ કરવી ઘટે છે; કેમ કે તમે મારા પૂજ્ય છો. હે ઋષિઓ! હવે તમે ધીરજ રાખો. રાક્ષસોનો વિનાશ કરી તમને સુખી કરવાનું કાર્ય એ મારું પોતાનું જ કાર્ય છે એમ માનીને જ મેં આ ભયંકર દંડકારણ્યમાં પ્રવેશ કર્યો છે. હે ઋષિઓ! હવે રાક્ષસો સંબંધી તમારું દુઃખ અલ્પ સમયમાં જ દૂર થઈ જશે. હે મુનિગણો! ઉપરઉપરથી જોતાં તો હું પિતાની આજ્ઞા પાળવા માટે જ આ વનમાં આવ્યો છું; પરંતુ અંદરથી જોતાં હું તમારાં કાર્યોની સિદ્ધિ માટે જ દૈવેચ્છાથી અહીં આવેલો છું; માટે મારા વનવાસથી તમને મહાન ફળની પ્રાપ્તિ થશે. હું તપસ્વીઓને દુઃખ દેનાર શત્રુરૂપ રાક્ષસોને સંગ્રામ વિષે હણીશ. હે તપરૂપી ધનવાળા ઋષિઓ! હવે તમે મારા તથા લક્ષ્મણના પરાક્રમને અલ્પ સમયમાં જ જોશો.[૨૨-૨૫]

રાક્ષસોનો વધ કરવા માટે તપસ્વીઓની આગળ ઉપર્યુક્ત પ્રતિજ્ઞા કરી ધર્મ વિષે નિષ્ઠાવાળા અને ઉત્તમ દાન દેનારા શ્રીરામચંદ્ર સીતા તથા લક્ષ્મણ સહિત ત્યાંથી સુતીક્ષ્ણ ઋષિના આશ્રમે જવા તૈયાર થયા. તે વેળા ત્યાં આવેલા સર્વ ઋષિસમૂહે પણ રામચંદ્રની સાથે જવાની ઇચ્છા કરી.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬ઠ્ઠો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭ મો

### રામ અને સુતીક્ષ્ણ ઋષિનો સમાગમ

रामस्तु सहितो भ्रात्रा सीतया च परंतपः ।
सुतीक्ष्णस्याश्रमपदं जगाम सह तैर्द्विजैः ॥१॥

સતીશિરોમણિ સીતા તથા નાના ભાઈ લક્ષ્મણ સહિત શત્રુમર્દન રામચંદ્રે સર્વ ઋષિસમાજની સાથે સુતીક્ષ્ણ મુનિના આશ્રમ પ્રત્યે ચાલવા માંડ્યું. શરભંગ મુનિનો આશ્રમ મૂકી કેટલેક દૂર ગયા પછી ઘણા જળવાળી નદીઓ ઊતરીને તેઓ સર્વ આગળ ગયા, તો ત્યાં મેરુ પર્વત સમાન ઊંચો એક મોટો પર્વત તેઓના જોવામાં આવ્યો. ત્યાંથી આગળ જતાં રામચંદ્ર, સીતા તથા લક્ષ્મણ વગેરે સૌએ અનેક વૃક્ષોવાળા ગાઢા જંગલમાં પ્રવેશ કર્યો. એ વનમાંનાં મોટાં મોટાં વૃક્ષો ફળો તથા પુષ્પોના ભારથી લચી રહ્યાં હતાં. એવા એકાંત વન વિષે રામચંદ્રે વલ્કલવસ્ત્રોનાં ચિહ્નવાળો સુતીક્ષ્ણ મુનિનો આશ્રમ દૂરથી જોયો.[૧-૪] તેમાં સુતીક્ષ્ણ મુનિ સર્વ પાપની નિવૃત્તિ કરવા માટે પદ્માસન વાળી, પરબ્રહ્મનું ચિંતન કરતા સ્થંડિલ પર બેઠા હતા. આશ્રમમાં પ્રવેશ કરી રામચંદ્રે તપરૂપી ધનવાળા સુતીક્ષ્ણ મુનિને પ્રણામ કરી નમ્રતાથી કહ્યું: 'હે ભગવન્! દશરથ રાજાનો પુત્ર હું રામ આપનાં દર્શનાર્થે અહીં આવ્યો છું. હે સત્ય પરાક્રમી! હે ધર્મજ્ઞ મહર્ષિ! તમે મારી સાથે ભાષણ કરો.'

ધર્મધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રનાં વચન સાંભળી

તથા તેમનાં દર્શન કરી, અત્યંત હર્ષિત થયેલા સુતીક્ષ્ણ મુનિ એકાએક ઊભા થયા અને પોતાની બન્ને ભુજાઓ વડે તેમને ભેટીને કહ્યું:[૫-૭] 'હે રઘુકુળદીપક! હે સત્યવાળાઓમાં શ્રેષ્ઠ રામ! તમે ભલે પધાર્યા. તમારા આગમનથી આજે આ આશ્રમ સનાથ થયો છે.[૮] હે મહાયશસ્વી શૂરવીર! હું ઘણા સમયથી તમારાં દર્શનની વાટ જોતો અવધિ (આયુષ્ય) સંપૂર્ણ થયા છતાં પણ આ દેહનો ત્યાગ કરી દેવલોક પ્રત્યે ગયો નથી.[૯] 'તમે રાજ્યનો ત્યાગ કરી ચિત્રકૂટ પર્વત વિષે આવી રહ્યા છો,' એવું મેં સાંભળ્યું હતું. હે કાકુત્સ્થ! દેવોના રાજા ઇંદ્રે મારી પાસે આવી મને કહ્યું હતું: 'હે મહર્ષિ! તમોએ તપના પ્રભાવ વડે સર્વ લોકો જીત્યા છે;' માટે હે રામ! તે તપશ્ચર્યાના પ્રભાવ વડે જીતેલા મારા ઉત્તમ લોકો કે, જેને વિષે દેવો અને ઋષિઓ વસે છે, તે સર્વ હું તમને અર્પણ કરું છું, તેને મારી પ્રસાદીરૂપે અંગીકાર કરી તમે સીતા તથા લક્ષ્મણ સહિત તેમાં અત્યંત કાળ પર્યંત સુખપૂર્વક વિહાર કરો.'[૧૦-૧૨]

ઉગ્ર તપશ્ચર્યાવાળા, દેદીપ્યમાન કાંતિવાળા અને સત્યવાદી સુતીક્ષ્ણ મુનિનાં વચન સાંભળી, જેમ ઇંદ્ર બ્રહ્મદેવને કહે તેમ મહાસમર્થ રામચંદ્ર કહેવા લાગ્યા:[૧૩] 'હે મહામુનિ! તે સર્વ લોકોને હું મારી જાતે જ મેળવીશ. હાલમાં મારે આ વનમાં રહેવાની ઇચ્છા છે; માટે તમે કોઈ ઉત્તમ સ્થળ બતાવો;[૧૪] કેમ કે આપ સર્વત્ર કુશળ તેમ જ સર્વ ભૂત-પ્રાણીઓનું હિત કરવામાં આસક્ત છો, એવું ગાતમગોત્રોત્પન્ન મહાત્મા શરભંગ ઋષિએ મને કહેલું છે.'[૧૫]

રામચંદ્રનાં વચન સાંભળી અત્યંત હર્ષિત થયેલા અને સર્વ લોકો વિષે પ્રખ્યાતિ પામેલા મહામુનિ સુતીક્ષ્ણે તેમના પ્રત્યે મધુર વચન કહ્યું:[૧૬] 'હે રામ! આ મારો આશ્રમ અતિ શ્રેષ્ઠ અને નિરંતર ફળ-મૂળાદિથી ભરપૂર હોવાને લીધે ઋષિ સમૂહો સદાકાળ તેનું સેવન કરે છે; અર્થાત્ અનેક ઋષિઓ આ મારા આશ્રમ વિષે વસે છે; માટે તમે પણ સુખથી અહીં નિવાસ કરો.[૧૭] આ વનમાં રહેનારાં મોટી કાયાવાળા મૃગો વારંવાર આ આશ્રમમાં આવે છે અને તેઓ નિર્ભયપણે વિચરી, પોતાની વિચિત્ર અને રમણીય આકૃતિથી આશ્રમવાસીઓને લોભાવી કોઈને કાંઈ પણ દુઃખ આપ્યા વિના પાછા ચાલ્યા જાય છે. એ મૃગો સિવાય આ આશ્રમ વિષે બીજું કોઈ પણ વનચર આણી ઉપાધિ કરે એમ નથી.'

મહર્ષિ સુતીક્ષ્ણનાં વચન સાંભળી અત્યંત ધૈર્યવાળા રામચંદ્રે ધનુષ્ય-બાણ ઉઠાવી કહ્યું: 'હે મહાભાગ! અહીં આવી આશ્રમવાસીઓને ઉપાધિ કરનારા ક્રૂર મૃગોને હું મારા આ તીક્ષ્ણ બાણો વડે હણવા સમર્થ છું, પરંતુ તેમ કરી મૃગો પરની દયાને લીધે તેમને કષ્ટ થાય એવું કરવા હું ઇચ્છતો નથી.[૧૮-૨૧] અને તે કારણથી હું આ આશ્રમ વિષે ઘણા કાળ પર્યંત રહેવાનું યોગ્ય ધારતો નથી.'

રામચંદ્રનાં વચન સાંભળી સુતીક્ષ્ણ ઋષિ કાંઈ પણ બોલ્યા નહિ. પછી શ્રીમાન રામચંદ્ર સંધ્યાકાળ થયો જાણી સાયંસંધ્યોપાસન કરવા માટે નદીકિનારે ગયા;[૨૨] અને ત્યાં વિધિપૂર્વક સંધ્યોપાસન કરી પુનઃ આશ્રમ પર આવ્યા. એ વેળા મહાત્મા સુતીક્ષ્ણ મુનિએ દર્શાવેલી પર્ણશાળામાં સીતા તથા લક્ષ્મણ સહિત શ્રીમાન રામચંદ્રે ઉતારો કર્યો[૨૩]

સાયંકાળ નિવૃત્ત થયો અને રાત્રિ પ્રવૃત્ત થઈ, ત્યારે મહાત્મા સુતીક્ષ્ણ મુનિએ તપસ્વીઓના આહારને યોગ્ય ઉત્તમ અન્ન તૈયાર કરી ભારે સત્કાર તથા પ્રેમપૂર્વક સીતા સહિત રામ-લક્ષ્મણને ભોજન કરાવ્યું.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૮ મો

## સુતીક્ષ્ણ ઋષિના આશ્રમમાંથી વિદાય

रामस्तु सहसौमित्रिः सुतीक्ष्णेनाभिपूजितः ।
परिणाम्य निशां तत्र प्रभाते प्रत्यबुध्यत ॥ १ ॥

સુતીક્ષ્ણ મુનિથી રૂડી રીતે સત્કાર પામી લક્ષ્મણ તથા સીતા સહિત રામચંદ્ર તે રાત્રિ સુખ-

પૂર્વક ત્યાં વસ્યા અને પ્રભાત થતાં નિદ્રાનો ત્યાગ કરી આશ્રમ-પાસેના સરોવર પર જઈ, કમળ-પુષ્પોની સુગંધવાળા શીતળ જળ વડે સ્નાન કર્યું;[૧,૨] અને ત્રણે જણાએ તપસ્વી જનોના નિવાસરૂપ એ વન વિષે સમયાનુસાર પ્રાપ્ત થયેલી સામગ્રી વડે અગ્નિ તથા દેવોનું વિધિપૂર્વક અર્ચન કર્યું.[૩] પછી સૂર્યોદય થયો ત્યારે સૂર્યનાં દર્શન કરી, નિષ્પાપ થયેલાં એ ત્રણે જણાં મહર્ષિ સુતીક્ષ્ણની પાસે આવી, હાથ જોડી, મધુર વાણીથી કહેવા લાગ્યાં :[૪] 'હે ભગવન્! હે પૂજનીય મહર્ષિ! તમારા તરફથી ઉત્તમ સત્કાર પામી અમે ગઈ રાત્રિ તમારા આશ્રમમાં સુખપૂર્વક રહ્યાં. હવે દંડકારણ્ય જોવાની ઇચ્છાથી આગળ જવા માટે અમે તમારી આજ્ઞા માગીએ છીએ. અમારી સાથે આવેલા ઋષિઓ પણ હવે આગળ જવાની ઉતાવળ કરે છે;[૫] તેમ જ આ દંડકારણ્ય વિષે વસનારા, પવિત્ર આચરણવાળા અનેક ઋષિમુનિ-ઓનાં આશ્રમમંડળો જોવાની પણ અમને ઘણી ઉત્કંઠા છે;[૬] માટે અમારી સાથેના સર્વ ઋષિઓ કે જેઓ નિરંતર ધર્મનું જ સેવન કરનારા, તપ-શ્ચર્યા વડે પોતાની ઇંદ્રિયોને વશ કરનારા અને ધુમાડા વિનાના અગ્નિ સરખા તેજસ્વી છે, તેઓની સાથે અમે તમારી આજ્ઞા માગીએ છીએ.[૭] હે ભગવન્! આ ઉગ્ર કિરણોવાળો સૂર્ય અન્યાય-માર્ગથી દ્રવ્યનું સંપાદન કરી ઉચ્છંખલ થયેલા અકુલીન-દુર્જનની પેઠે અસહ્ય તાપવાળો થયો નથી, અર્થાત્ જેમ દુર્જન પુરુષ અન્યાયથી લક્ષ્મી મેળવી લોકોને પરિતાપ આપનાર-દુઃખ દેનાર થાય છે, તેમ સૂર્ય ઊંચે ચઢી પ્રખર તાપવાળો થયો નથી, તે પહેલાં અમે ટાઢે પહોરે અહીંથી વિદાય થવા ઇચ્છીએ છીએ.' એમ કહી સીતા-લક્ષ્મણ સહિત રામચંદ્રે સુતીક્ષ્ણ ઋષિના ચરણોનું વંદન કર્યું.[૮,૯]

પછી મુનિશ્રેષ્ઠ સુતીક્ષ્ણે પોતાના ચરણ આગળ પડેલા રામ-લક્ષ્મણને ઉઠાડી ગાઢ આલિંગન કરી પ્રેમપૂર્વક કહ્યું :[૧૦] 'હે રામ! સુમિત્રાનંદન લક્ષ્મણ તથા છાયાની પેઠે તમારું અનુવર્તન કરનારાં આ સીતા સહિત તમે કોઈ પણ પ્રકારના ઉપદ્રવ વિનાના માર્ગ પ્રત્યે સુખથી પ્રયાણ કરો;[૧૧] અને હે વીર! તપશ્ચર્યાના પ્રભાવથી શુદ્ધ અંતઃકરણવાળા દંડકા-રણ્યવાસી તપસ્વીઓના રમણીય આશ્રમમંડળનું અવલોકન કરો.[૧૨] હે રાઘવ! આ વન વિષે વિચરતાં તમે ઘણાં જ ફળ, મૂળ તથા પુષ્પોની સમૃદ્ધિવાળાં, શ્રેષ્ઠ મૃગોના સમૂહવાળાં અને શાંત પક્ષીઓથી ભરેલાં વનો જોશો;[૧૩] તેમ જ ખીલેલાં કમળો વડે ઢંકાયેલાં, નિર્મળ જળવાળાં અને હંસો તથા કારંડવોથી વ્યાપ્ત એવાં અનેક તળાવો તથા સરોવરો પણ જોશો.[૧૪] વળી હે રામ! દૃષ્ટિને આનંદ પમાડે એવાં, પર્વતોમાંથી નીકળતાં ઝર-ણાંઓ અને મયૂરોના મધુરા નાદ-ઘોંઘાટવાળાં રમણીય વનો તમારા જોવામાં આવશે. હે વત્સ રામ! હે સૌમિત્રિ લક્ષ્મણ અને હે જનકનંદિની સીતા! તમે સુખથી જાઓ. દંડકારણ્યનું પૂરેપૂરું અવલોકન કર્યા પછી પુનઃ મારા આ આશ્રમે અવશ્ય આવજો.'

સુતીક્ષ્ણ મુનિનાં વચન સાંભળી સીતા-લક્ષ્મણ સહિત રામચંદ્રે તેમની પ્રદક્ષિણા કરીને ત્યાંથી પ્રયાણ કરવાની તૈયારી કરવા માંડી.[૧૫-૧૭] એ વેળા વિશાળ નેત્રવાળાં સીતાએ આપેલા ભાથા બાંધીને સુતીક્ષ્ણ ઋષિની આજ્ઞાથી રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓએ આશ્રમથી વિદાય થવા માટે સજ્જ થઈ સીતા તથા સર્વ ઋષિમંડળ સહિત ધનુષ્યોનો ટંકારવ કરતા ત્યાંથી પ્રયાણ કર્યું.[૧૮-૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૮ મો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૯ મો

### વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર-સીતાની દયાવૃત્તિ

सुतीक्ष्णेनाभ्यनुज्ञातं प्रस्थितं रघुनन्दनम् ।
हृद्यया स्निग्धया वाचा भर्तारमिदमब्रवीत् ॥ १ ॥

મહર્ષિ સુતીક્ષ્ણ મુનિની આજ્ઞા લઈ તેમના આશ્રમથી વિદાય થઈ વનમાર્ગે પ્રયાણ કરતા રામચંદ્ર વારંવાર ધનુષ્યનો ટંકારવ કરતા હતા. એ જોઈ સતીશિરોમણિ સીતાએ હૃદયને આનંદ ઉપજાવે એવી મધુરી વાણીથી કહ્યું : 'હે સ્વામી-



**શ્રીરામપ્રતિજ્ઞા** :—'આપ સરખા તપસ્વી ઋષિઓ નમ્ર પ્રાર્થના કરી શરણે આવ્યા છો, એ મને લજ્જાસ્પદ છે, માટે આપ આજ્ઞા કરો. હું શી સેવા કરું ?' એમ શ્રીરામે પૂછતાં ઋષિઓએ કહ્યું 'દંડકારણ્યમાં વસનારા ક્રૂર રાક્ષસો અમને અત્યંત પીડે છે માટે તમો અમારું રક્ષણ કરો.' એટલે શ્રીરામે તેમનું દુઃખ નિવારવા માટે 'હું તપસ્વીઓને દુઃખ દેનારા શત્રુરૂપ રાક્ષસોને હણીશ.' એવી પ્રતિજ્ઞા કરી. [ પૃષ્ઠ ૪૦૬

નાથ ! જોકે તમે મહાપુરુષ છો છતાં નિરપરાધી વનચર પ્રાણીઓનો વધ કરવાની પ્રતિજ્ઞા લઈ વનમાં પ્રવેશ કરો છો; તેથી અતિ સૂક્ષ્મ રીતે વિચાર કરીએ તો અમને અધર્મ પ્રાપ્ત થાય છે. હે આર્યપુત્ર ! તમે કામજન્ય* વ્યસનોથી નિવૃત્તિ પામેલા હોવાને લીધે આ અધર્મને નિવૃત્ત કરવા સમર્થ છો; અર્થાત્ કામજન્ય વ્યસનોથી નિવૃત્ત થયેલા તમોએ નિરપરાધી પ્રાણીઓના વધરૂપી અધર્મ કરવા યોગ્ય નથી.[૨] હે પ્રભુ ! આ જગત વિષે પુરુષને ત્રણ પ્રકારના કામજન્ય વ્યસન પ્રાપ્ત થાય છે. તેમાં એક તો પોતાના દેહ, ગૃહ, સ્ત્રી તથા પુત્રાદિ ઉપર પ્રેમ હોવાને લીધે મિથ્યા ભાષણ કરવામા પ્રવૃત્તિ થાય છે તે; બીજું પરસ્ત્રી-ગમન અને ત્રીજું નિષ્કારણ વેરભાવ (કારણ ન હોવા છતાં ક્રોધ કરી પરદ્રોહ કરવો તે). આ ત્રણે વ્યસનોમાં પાછલાં બે વ્યસનો તો ઘણાં જ અનર્થ-રૂપ છે. હે રાઘવ ! તેમાં મિથ્યા ભાષણરૂપ પહેલું વ્યસન તમારાથી કદાપિ થયું નથી, તેમ થશે પણ નહિ.[૩,૪] વળી હે મનુષ્યેંદ્ર ! પરસ્ત્રીની અભિલાષા કે જે સર્વ ધર્મોનો વિનાશ કરનારી છે તે પણ તમારે વિષે નથી, તો પછી પરસ્ત્રીનો સ્પર્શ વગેરે તો હોય જ ક્યાંથી ? હે આર્યપુત્ર ! એ પરસ્ત્રી-ગમનરૂપ બીજું વ્યસન તમારા મનમા કદી પણ આવ્યું નથી અને આવનાર પણ નથી. હે નૃપા-ત્મજ ! તમે નિરંતર પોતાની સ્ત્રી વિષે જ સંતુષ્ટ રહેનારા, ધર્મિષ્ઠ, સત્યસંધ અને પિતાની આજ્ઞા પાળનારા છો. સર્વ ધર્મો અને સર્વ પ્રકારનાં સત્યો તમારે વિષે નિવાસ કરી રહેલાં છે.[૫–૭] હે મહા-બાહુ ! હે શુભદર્શન ! તમે જિતેંદ્રિય છો એવું સર્વ કોઈ જાણે છે, એટલે એ બે વ્યસનો તમારે વિષે ન હોય એમાં કાંઈ આશ્ચર્ય પામવા જેવું નથી; કેમ કે જિતેંદ્રિય પુરુષો સત્ય અને ધર્મનુ પાલન કરી શકે છે; પરંતુ હે આર્યપુત્ર ! આ લોક વિષે મનુષ્યો અવિવેકને લીધે વિના કારણ પરાયા પ્રાણોની હિંસા કરવારૂપ જે ત્રીજું કામ-જન્ય વ્યસન કરે છે તે તો તમને પ્રાપ્ત થયું છે;[૮,૯] કેમ કે હે વીર ! તમોએ દંડકારણ્યવાસી ઋષિઓનુ રક્ષણ કરવા માટે સંગ્રામ વિષે રાક્ષસો-નો વધ કરવાની પ્રતિજ્ઞા કરી છે;[૧૦] અને એટલા માટે જ ધનુષ્યબાણ ધારણ કરી તમોએ પોતાના બંધુ લક્ષ્મણની સાથે આ મહાવનમાં પ્રયાણ કર્યું છે.[૧૧] હે સ્વામીનાથ ! તમને આવા ઘોર વનમાં પ્રયાણ કરતા જોઈ તથા તમારી દૃઢ પ્રતિજ્ઞા સંભારી નિરંતર તમને આ લોક તથા પરલોકનાં સુખ પ્રાપ્ત થવારૂપ હિતનું ચિંતન કરતી હું ચિંતાને લીધે આકુળવ્યાકુળ થાઉં છું.[૧૨] વળી હે વીર ! હવે મને આ દંડકારણ્યમા વિચરવું રુચતું નથી; કેમ કે ધનુષ્યબાણ ધારણ કરી વનમાં વિચરતા તમે બન્ને બાંધવો વનમાં કોઈ રાક્ષસાદિ વનચરને જોઈ તેના પર બાણપ્રહાર કર્યા વિના રહેશો નહિ. હથિયાર પાસે હોવાને લીધે તમે સ્વેચ્છાથી વનમાં વિચરતા રાક્ષસોને મારશો જ; એટલે નિષ્કારણ પરદ્રોહરૂપ ત્રીજું વ્યસન તમને પ્રાપ્ત થશે.[૧૩,૧૪] જેમ અગ્નિની પાસે રહેલાં સૂકાં કાષ્ઠો અગ્નિના તેજને વધારે છે, તેમ પાસે રહેલાં ધનુષ્યાદિ શસ્ત્રો ક્ષત્રિયોનાં તેજ તથા બળને ઘણાં જ વૃદ્ધિ પમાડે છે.[૧૫]

(હવે શસ્ત્ર જેવી તમોગુણને ઉત્તેજનારી જડ વસ્તુઓના સંસર્ગથી ગમે તેવો ધર્મવાન પુરુષ પણ કેવો અધર્મી બની જાય છે અને અંતે નરક-માં પડે છે. એ દર્શાવવા સતીશિરોમણિ સીતા પોતાના પતિ રામચંદ્ર પ્રત્યે એક તપસ્વીનો ઇતિહાસ કહે છે.)

હે મહાબાહુ ! પૂર્વે અનેક મૃગો તથા પક્ષી-ઓથી ભરેલા કોઈ એક પવિત્ર વન વિષે એક સત્યવાદી અને ધર્મવાન તપસ્વી રહેતો હતો. તેના તપશ્ચરણમાં વિઘ્ન નાખવા માટે શચીપતિ ઇંદ્ર પોતે જ એક યોદ્ધાનુ સ્વરૂપ લઈ અને પોતાના હાથમાં એક સુંદર તરવાર ધારણ કરી પેલા તપ-સ્વીના આશ્રમમા આવ્યો.[૧૬,૧૭] ત્યાં આવી તેણે પવિત્ર આશ્રમમા રહી તપશ્ચર્યા કરનારા એ તપ સ્વીને પોતાની તરવાર થાપણરૂપે સોંપી અને કહ્યું : 'હે ઋષિ ! તું મારા પર કૃપા કરી હું આવું

* કામ-ઇચ્છાને તૃપ્ત કરનારા વ્યસન-ટેવ-આદત

ત્યાં સુધી મારી આ તરવારને થાપણરૂપે સાચવજે.' એમ કહી તપસ્વીને તરવાર સોંપી ઇંદ્ર સ્વસ્થાનકે ગયો. પેલો તપસ્વી થાપણરૂપે મળેલા તે શસ્ત્રની ઘણી જ કાળજીપૂર્વક રક્ષા કરવા લાગ્યો. 'કદાચ કોઈ લઈ જશે તો પોતાના પર વિશ્વાસ રાખી શસ્ત્ર સોંપનારનો વિશ્વાસભંગ થશે' એવા ભયથી તે તપસ્વી વનમાં જ્યાં જતો ત્યાં તરવારને પણ સાથે જ લઈ જતો હતો.[૧૮,૧૯] પારકી થાપણની રક્ષા કરવામાં કાળજી ધરાવનારો એ તપસ્વી પોતે ફળ, કંદ, મૂળ કે સમિધો લેવા માટે વનમાં જતો, ત્યારે પણ તે થાપણરૂપ તરવારને સાથે ને સાથે જ લઈ જતો.[૨૦] એવી રીતે નિરંતર શસ્ત્ર પોતાની પાસે જ રહેવાને લીધે એ તપસ્વીથી કોઈ કોઈ સમયે અનાયાસે જ તેનો ઉપયોગ થઈ જવા લાગ્યો અને એમ કરતાં કરતાં તેના હાથથી વૃક્ષો, લતાઓ તથા ઝાળાં વગેરેનું નિરર્થક છેદન થવા લાગ્યું. દિવસો જતાં શસ્ત્રની સંગતને લીધે એ તપસ્વીની એવી તો રૌદ્ર બુદ્ધિ થઈ કે તે પોતે આદરેલી તપશ્ચર્યાના નિશ્ચયને મૂકી જીવહિંસામાં પ્રવૃત્ત થયો.[૨૧] રૌદ્ર કર્મોનું આચરણ કરવાથી તેની સઘળી ધર્મક્રિયાઓ નાશ પામી અને છેવટે અંતસમયે તે તપસ્વી નરકમાં ગયો.[૨૨]

હે રાઘવ! આ પ્રાચીન ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે કે, શસ્ત્રનો સહવાસ સર્વ અનર્થોના મૂળરૂપ છે. માટે જ વિદ્વાન પુરુષો કહે છે: 'જેમ અગ્નિના સંયોગથી કાષ્ઠો વિકાર પામે છે, તેમ શસ્ત્રના સંયોગથી મનુષ્યો વિકાર પામે છે.'[૨૩] હે સ્વામીનાથ! તમારા પર અતિ સ્નેહ તથા બહુમાન હોવાને લીધે હું તમને પૂર્વોક્ત ઇતિહાસનું સ્મરણ કરાવી આગ્રહપૂર્વક કહું છું કે, તમે ક્ષત્રિયધર્મને અનુસરી ભલે ધનુષ્ય વગેરે શસ્ત્રો ધારણ કરો; પરંતુ તેથી તમે નિષ્કારણ જીવહિંસા કરવાના રૌદ્ર કાર્યમાં કદી પણ પ્રવૃત્ત થશો નહિ.[૨૪] હે શૂરવીર! તમારે કોઈ પણ પ્રકારના વેર સિવાય દંડકારણ્યમાં વસનારા રાક્ષસોને હણવાનો વિચાર પણ કરવો નહિ; કેમ કે અપરાધ વિનાના રાક્ષસોને હણવાના તમારા કાર્યને વિદ્વાન પુરુષો પ્રશંસનીય ગણશે નહિ.[૨૫] વળી હે આર્યપુત્ર! ક્ષત્રિયધર્મને યોગ્ય રાજ્યાસન પર બેઠેલા તેમ જ રાજ્યરક્ષણ માટે યુદ્ધ વગેરે કાર્યોમાં પ્રવૃત્ત થનારા ક્ષત્રિયોએ ધનુષ્ય વગેરે અસ્ત્ર-શસ્ત્રો ધારણ કરવાં જોઈએ. તેનું પ્રયોજન માત્ર આટલું જ છે, તે વડે પોતાની પ્રજા તથા વનમાં વસનારા અને સંયમિત અંતઃકરણવાળા ઋષિમુનિઓની રક્ષા કરવી;[૨૬] પરંતુ હે સ્વામીનાથ! હાલમાં તમોએ તો વનવાસ સ્વીકાર્યો છે, માટે વનવાસ ક્યાં અને શસ્ત્રો ધારણ કરવાં એ ક્યાં? તપશ્ચર્યા ક્યાં અને ક્ષાત્રધર્મ ક્યાં? એ સઘળું પરસ્પર વિરુદ્ધ છે; માટે હાલમાં તમારે દેશધર્મ-વાનપ્રસ્થધર્મનું જ સેવન કરવું યોગ્ય છે. હે રઘુનંદન! શસ્ત્રની સંગત લાગવાથી પુરુષની બુદ્ધિ ધર્મકાર્ય વિષે કૃપણ જેવી થઈ જાય છે. તમે જ્યારે પાછા અયોધ્યાનગરીમાં પધારો, ત્યારે ભલે એ અસાધારણરૂપ ક્ષાત્રધર્મનું સેવન કરજો. હે આર્યપુત્ર! રાજ્યનો ત્યાગ કરી વનમાં આવેલા તમે જો મુનિવૃત્તને* ધારણ કરો તો મારાં સાસુ-સસરાને અવશ્ય અક્ષય પ્રીતિ પ્રાપ્ત થાય. હે નાથ! દેશ-કાળને અનુસરી પોતપોતાના વર્ણાશ્રમધર્મનું સેવન કરવાથી મનુષ્યોને અર્થ, કામ તથા મોક્ષ એ સર્વ પ્રાપ્ત થાય છે. આ જગત વિષે માત્ર ધર્મ જ સારરૂપ છે.[૨૭-૩૦] ચતુર મનુષ્યો અનેક પ્રકારના શાસ્ત્રોક્ત નિયમોના આચરણ વડે પ્રયત્નપૂર્વક પોતાના સ્થૂળ દેહને કર્ષિત કરી પરિણામે સુખરૂપ થઈ પડનારા ધર્મનું સંપાદન કરે છે. માત્ર મળેલું સુખ ભોગવી બેસી રહેવાથી વિશેષ સુખની પ્રાપ્તિ થતી નથી. માટે હે સૌમ્ય! આ તપોવનમાં નિવાસ કરી તમે નિરંતર શુદ્ધ બુદ્ધિ વડે ધર્માચરણ કર્યા કરો. હે પ્રભુ! ત્રણે લોકમાં વસતી પ્રજાને જેનાથી અર્થ તથા અનર્થની પ્રાપ્તિ થાય છે, તેનું સર્વ કારણ તમારા જાણવામાં છે, તો પછી તમને ધર્મોપદેશ કરવા કોણ સમર્થ છે? કોઈ નહિ; પરંતુ હે આર્યપુત્ર! મેં મારા સ્ત્રીચાપલ્ય વડે તમને જે કાંઈ ધર્મવાક્યો કહ્યાં,

* કોઈ પણ ભૂત-પ્રાણીની હિંસા ન કરવી તેને 'મુનિવૃત્તિ' કહે છે.

ને માટે ક્ષમા કરશો અને તમે તમારા બાંધવ, લક્ષ્મણ સહિત પોતાની બુદ્ધિ વડે તેનો યથાયોગ્ય તે વિચાર કરી તમને જેમ રુચે તેમ કરશો, એવી મારી નમ્ર પ્રાર્થના છે.[૩૧-૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૦ મો

### વનમાર્ગમાં સીતા અને રામચંદ્ર–પ્રતિજ્ઞા-પાલન એ જ ધર્મ છે

वाक्यमेतत्तु वैदेह्या व्याहृतं भर्तृभक्तया ।
श्रुत्वा धर्मे स्थितो रामः प्रत्युवाचाथ जानकीम् ॥१॥

પતિભક્તિપરાયણા સતીશિરોમણિ સીતાનાં વચન સાંભળી ધર્મનિષ્ઠ રામચંદ્રે તેનો પ્રત્યુત્તર આપતાં કહ્યું :[૧] 'હે ધર્મજ્ઞ જનકસુતા! હે દેવી! મારા પર અત્યંત સ્નેહભાવ હોવાને લીધે તમોએ મને ક્ષાત્રધર્મનો ઉપદેશ કરનારાં જે હિતવચન કહ્યાં તે યોગ્ય છે.[૨] હે દેવી! આ લોક વિષે કોઈ પણ પ્રકારનો આર્તનાદ× સાંભળવામાં આવે નહિ; અર્થાત્ પોતાના રાજ્યમાં કોઈ પણ દુઃખી રહે નહિ, એટલા માટે જ ક્ષત્રિયો ધનુષ્ય વગેરે અસ્ત્ર–શસ્ત્રો ધારણ કરે છે, એવું તમે પોતે જ પ્રથમ કહી ચૂક્યાં છો, તો હવે મારે તે સંબંધી વિશેષ કહેવાનું શું બાકી રહ્યું છે? કાંઈ નહિ.[૩] હે સીતા! તમે જાણો છો કે, હાલમાં દંડકારણ્ય વિષે વસનારા અને નિરંતર ફળ–મૂળાદિનો આહાર કરનાર પવિત્ર આચરણવાળા ઋષિઓ ક્રૂર કર્મવાળા રાક્ષસોથી ઘણી જ પીડા પામે છે, તેથી તેઓ સર્વ પોતાનું દુઃખ નિવૃત્ત કરવાની ઇચ્છાથી શરભંગ ઋષિના આશ્રમમાં મારે શરણે આવ્યા હતા. વળી હે ભીરુ! નરમાંસનું ભક્ષણ કરનાર દુષ્ટ રાક્ષસો કેટલીયે વાર વનવાસી મહાત્મા ઋષિઓનું ભક્ષણ કરી જાય છે, તેથી તેઓએ પોતાની રક્ષા થવા માટે આપણી પાસે આવી મારી પ્રાર્થના કરી હતી. તે વેળા મેં તે ઋષિઓની વચન વડે સેવા કરતાં તેઓને ધીરજ આપી હતી અને કહ્યું હતું: 'હે ઋષિવરો! આપ સરખા તપસ્વી ઋષિઓ કે જેઓને અમે નમવા યોગ્ય છીએ, તેઓ આવી રીતે મારી નમ્ર પ્રાર્થના કરી મારે શરણે આવ્યા છે, એ મને અત્યંત લજ્જાસ્પદ છે. (કેમ કે બ્રાહ્મણો ક્ષત્રિયને નમન કરે, એ ક્ષત્રિયને ઘણું જ શરમાવા જેવું છે.) માટે તમે મારા પર પ્રસન્ન થાઓ અને મને આજ્ઞા કરો, હું તમારી શી સેવા કરું?' એવી રીતે મેં એ સર્વ ઋષિઓને કહ્યું, ત્યારે તેઓએ મને કહ્યું : 'હે રામ! દંડકારણ્યમાં વસનારા અને ઇચ્છિત સ્વરૂપ ધારણ કરનારા ક્રૂર રાક્ષસો અમને અત્યંત પીડે છે, માટે તમે તેઓથી અમારું રક્ષણ કરો. હે અનઘ! રુધિરનું પાન કરનારા એ દુર્ધર્ષ રાક્ષસો હોમવેળાએ તથા દર્શ પૌર્ણમાસની ઇષ્ટિવેળાએ અમને રંજાડે છે અને કોઈ કોઈ વખતે તો અમારો નાશ પણ કરવા ચૂકતા નથી. હે રઘુવીર! રાક્ષસોથી પરાભવ પામેલા અમો સર્વ તપસ્વીઓ કે જેઓ પોતાનું રક્ષણ થવા માટે ઘણા સમયથી શરણની શોધ કરીએ છીએ, તેઓને ઉત્તમોત્તમ ગતિરૂપ તમે પોતે જ મળી આવ્યા છો; માટે તમે અમારું રક્ષણ કરો. હે રાઘવ! જોકે અમે અમારા ઉગ્ર તપના પ્રભાવથી શાપ દઈ સર્વ રાક્ષસોનો વિનાશ કરવા સમર્થ છીએ. છતાં ઘણા કાળ સુધી કષ્ટ વેઠી મેળવેલા ઉત્તમ તપને એવી રીતે ક્રોધ કરી ખંડિત કરવું એ અમને રુચતું નથી. હે રાઘવ! તપ કરવું એ કાંઈ સહજ નથી, તપ કરવામાં ઘણાં ઘણાં વિઘ્નો આવી પડે છે, એથી તપ ઘણું જ દુશ્ચર છે. ઘણા કાળે ઘણા કષ્ટથી મેળવેલા તપને ક્રોધ કરી એક ક્ષણવારમાં નષ્ટ કરવું, એ શું બુદ્ધિમાન તપસ્વીને યોગ્ય છે?[૪-૧૪] હે રામ! રાક્ષસો અમને પીડા કરે છે, છતાં ઉપર્યુક્ત કારણથી જ તેઓને અમે શાપ આપતા નથી. પોતાના ભાઈ લક્ષ્મણ સહિત તમે પોતે જ દંડકારણ્યવાસી રાક્ષસોથી પીડાતા અમો સર્વનું રક્ષણ કરનારા છો.'[૧૫]

હે સીતા! ઋષિઓનું વચન સાંભળી મેં તેઓનું દુઃખ નિવારવા માટે તેઓની સમક્ષ 'હું સર્વ રાક્ષસોનો વધ કરીશ' એવી પ્રતિજ્ઞા કરી છે. હે જનકાત્મજા! શું તમે તે ભૂલી ગયાં છો કે જ્યાં

× દુઃખથી પીડાતાં દુઃખી પ્રાણીઓનો પોકાર

સુધી હું જીવતો છું, ત્યાં સુધી તો એ પ્રતિજ્ઞા મિથ્યા કરવા કે મુનિજનોનું અપ્રિય કરવા કોઈ સમર્થ નથી; કેમ કે સત્યનું પરિપાલન કરવું એ મને અત્યંત પ્રિય લાગે છે. હે સીતા! હું કદાચ મારા જીવિતનો કિંવા લક્ષ્મણ સહિત તમારો પણ ત્યાગ કરું; પરંતુ કરેલી પ્રતિજ્ઞાનો અને તેમાં વળી બ્રાહ્મણોના કાર્ય માટે તેઓની સમક્ષ કરેલી પ્રતિજ્ઞાનો તો કદી પણ ત્યાગ કરું નહિ. હે વૈદેહી! કદાચ આ કાર્ય કરવા માટે ઋષિજનોએ મને આજ્ઞા ન કરી હોત, તોપણ તેઓનું પરિપાલન કરવા માટે મારે તે અવશ્ય કરવું જ જોઈએ; તો પછી તેઓએ મને કહ્યું અને મેં તે કરી આપવાની પ્રતિજ્ઞા લીધી તો તે પ્રતિજ્ઞા હવે મિથ્યા કેમ જ થઈ શકે? હે સીતા! મારા પરના સ્નેહ તથા પ્રીતિને લીધે તમોએ મને જે કાંઈ વચનો કહ્યાં, તેથી હું અત્યંત સંતુષ્ટ થયો છું. સ્નેહીજન જ સ્નેહીને આવી રીતે કહી શકે છે, કોઈ શત્રુને ઉપદેશ અપાતો નથી. હે શોભને! તમોએ પતિસ્નેહયુક્ત વચનો બોલી તમારા પિતાના કુળને પણ દીપાવ્યું છે. હે સહધર્મચારિણી! તમારાં ઉત્તમ આચરણોને લીધે તમે મને મારા પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છો.'[૧૬–૨૧]

એ પ્રમાણે પોતાની પ્રિય જનકનંદિની સીતાને પ્રિય વચનો કહેતાં ધનુષ્યધારી મહાત્મા રામચંદ્ર લક્ષ્મણની સાથે રમણીય તપોવનો તરફ ચાલવા લાગ્યા.[૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૧ મો

### દંડકારણ્યમાં નિવાસ અને પ્રવાસ–અગસ્ત્ય મુનિનો પ્રભાવ

अग्रतः प्रययौ रामः सीता मध्ये सुशोभना ।
पृष्ठतस्तु धनुष्पाणिर्लक्ष्मणोऽनुजगाम ह ॥ १ ॥

આગળ રામચંદ્ર, વચમાં સતીશિરોમણિ સીતા અને પાછળ ધનુષધારી લક્ષ્મણ, એમ ત્રણે જણાં સર્વ ઋષિસમૂહ સહિત માર્ગ કાપવા લાગ્યાં.[૧] સીતા સહિત બન્ને ભાઈઓ માર્ગમાં આવતાં અનેક પર્વત–શિખરો, રમણીય પુષ્પવનો, નદીઓ તથા તેના કાંઠા ઉપર ફરતાં સારસ અને ચક્રવાક વગેરે પક્ષીઓ, જળકૂકડી તથા કમળો વડે વ્યાપ્ત થયેલાં સરોવરો, ચિત્રવિચિત્ર બિંદુઓવાળા મૃગસમૂહો, મદોન્મત્ત અને મોટાં શિંગડાંવાળા મહિષો, વરાહો તથા વૃક્ષોને ભાંગી નાખનારા હાથીઓ વગેરેને જોતા જોતા તપોવન પ્રત્યે જવા લાગ્યા.[૨–૪] ચાલતાં ચાલતાં તેઓએ લાંબો માર્ગ વટાવી નાખ્યો. તે પછી સૂર્યાસ્ત થતાં રામ–લક્ષ્મણે કોઈ એક જળાશય ઉપર જઈ સંધ્યાવંદન કરવાનો વિચાર કર્યો. થોડુંક આગળ ચાલતાં એક રમણીય સરોવર તેઓના જોવામાં આવ્યું. એ મોટું સરોવર શુમારે એક યોજન જેટલા ઘેરાવામાં હતું, તેનું સુંદર જળ ખીલેલાં રક્ત તથા શ્વેત કમળોથી છવાયેલું હતું, તેના કિનારા પરની લાટી ઝાડીઓમાં ગજયૂથો ક્રીડા કરી રહ્યાં હતાં; તેના રમ્ય કિનારાઓ પર સારસો, રાજહંસો તથા કલહંસો મધુર નાદ કરી રહ્યાં હતાં; તેમ જ એ આખું સરોવર બીજાં અનેક જાતનાં મત્સ્યાદિ જળચર પ્રાણીઓથી વ્યાપ્ત થયેલું હતું.[૫,૬] સર્વ મુનિસમાજ તથા સીતા–લક્ષ્મણ સહિત શ્રીમાન રામચંદ્ર રમ્ય તથા નિર્મળ જળવાળા એ સરોવરના કિનારા પર આવી પહોંચ્યા, ત્યારે એ સરોવરમાંથી અનેક પ્રકારનાં ગાયનો તથા વાજિંત્રોના મધુર નાદ તેઓના સાંભળવામાં આવ્યા. તુરત જ રામ–લક્ષ્મણે ચારે બાજુ દૃષ્ટિ ફેરવી જોયું; પણ કોઈ તેમના જોવામાં આવ્યું નહિ.[૭] ત્યારે 'અરે, આવું મધુર ગાયન ક્યાં થાય છે તથા આ વાજિંત્રો કોણ વગાડે છે?' એમ આશ્ચર્ય પામેલા મહાસમર્થ રામ–લક્ષ્મણે પોતાની સાથે આવેલા ઋષિઓમાંના એક વયોવૃદ્ધ 'ધર્મભૃત' નામના ઋષિને પૂછ્યું:[૮] 'હે મહામુનિ! આ મધુરા ગાયનનો નાદ, જાણે પાસે જ થતો હોય એમ સંભળાય છે; પરંતુ ગાયન કરનાર જોવામાં આવતું નથી, એનું શું કારણ છે? હે મહર્ષિ! આથી અમને મોટું કુતૂહલ ઊપજે છે તેથી તમને પૂછીએ છીએ કે, ગાયન ક્યાં થાય છે, તેની અમને સારી રીતે સમજ પાડો.'[૯]

રામચંદ્રનાં વચન સાંભળી ધર્માત્મા ધર્મભૃત

ઋષિએ તેમને એ સરોવરનો પ્રભાવ કહેવા માંડ્યો.[૧૦] ધર્મભૃત્ ઋષિએ કહ્યું: "હે રામ! જેમાં સદા-સર્વદા અખૂટ જળ ભર્યું રહે છે એવું આ 'પંચાસર' નામનું સરોવર છે. પૂર્વે 'માંડકર્ણિ' નામના મહર્ષિએ પોતાના તપોબળ વડે આ સરોવર નિર્માણ કરેલું છે. પૂર્વે મહામુનિ માંડકર્ણિએ આ જળાશયમાં રહી વાયુભક્ષણ કરતા દશ હજાર વર્ષ પર્યંત તીવ્ર તપ કર્યું હતું.[૧૧,૧૨] એ ઋષિના ઉગ્ર તપના પ્રભાવથી અગ્નિ આદિ સર્વ દેવતાઓ અત્યંત પીડિત થવા લાગ્યા અને તેઓ સર્વ એકઠા મળી પરસ્પર વિચારવા લાગ્યા:[૧૩] 'રખે ને આ માંડકર્ણિ ઋષિ આપણામાંથી કોઈ પણ દેવના સ્થાનની ઇચ્છા રાખતા હોય' એ પ્રમાણે ભયભીત થયેલા સર્વ દેવતાઓએ માંડકર્ણિના તપશ્ચરણમાં વિઘ્ન કરવા માટે વીજળી સરખી કાંતિવાળી પાંચ મુખ્ય અપ્સરાઓને તેમની પાસે મોકલી. દેવતાઓનું કાર્ય સિદ્ધ કરવા માટે આવેલી એ અપ્સરાઓએ આ લોક તથા પરલોકના ધર્માધર્મના તત્ત્વને જાણનારા એ ઋષિને અનેક ઉપાયો વડે કામવશ બનાવ્યા, અને તે પાંચે અપ્સરાઓ એ ઋષિની સ્ત્રીઓ થઈ રહી. મહર્ષિ માંડકર્ણિએ પણ તેઓની સાથે કામસુખ ભોગવવા માટે પોતાના ઉગ્ર તપોબળ વડે આ સરોવર વિષે એક અદૃશ્ય વિલાસમહેલ બનાવ્યો અને પોતે સુંદર સ્વરૂપવાળા તથા યુવાવસ્થાવાળા થઈ ને તેઓની સાથે ક્રીડા કરવા લાગ્યા. એ ઋષિનું એવું તપોબળ છે કે તે પાંચે અપ્સરાઓ અદ્યાપિ સુધી આ સરોવર વિષે અદૃશ્ય વિલાસમહેલમાં રહી એ મહર્ષિને રમણ કરાવે છે.[૧૪–૧૮] હે રામ! આ વેળા પણ એ અપ્સરાઓ માંડકર્ણિની સાથે ક્રીડા કરતી હશે, તેથી તેઓનાં આભૂષણો તથા વાજિંત્રોના નાદથી મિશ્રિત એવો આ મનોહર ગાયનનો નાદ સંભળાય છે."[૧૯]

શુદ્ધ અંતઃકરણવાળા ધર્મભૃત્ મુનિએ કહેલી માંડકર્ણિ ઋષિની કથા સાંભળી, મહાયશસ્વી રામચંદ્ર તથા લક્ષ્મણ અત્યંત સાનંદાશ્ચર્ય પામ્યા. (અને પછી સર્વેએ તે સરોવર ઉપર સંધ્યાવંદન કર્યું.)[૨૦]

સંધ્યાકાળ થયો જાણી 'કોઈ પણ સ્થળે રાત્રિવાસ કરવો' એવો વિચાર કરતા સર્વ ઋષિસમાજ સહિત રામચંદ્ર થોડેક દૂર ગયા. ત્યાં આગળ અનેક વલ્કલવસ્ત્રો તથા દર્ભ વગેરે સમિધાઓથી પરિપૂર્ણ હોવાને લીધે જાણે બ્રહ્મતેજથી વ્યાપ્ત હોય એવું એક મોટું આશ્રમમંડળ તેમના જોવામાં આવ્યું.[૨૧] તુરત જ સર્વ સમાજ સહિત રામ, લક્ષ્મણ તથા સીતાએ તે આશ્રમમંડળમાં પ્રવેશ કર્યો. એ વેળા ત્યાં વસતા અનેક મહર્ષિઓ તેમની સામા આવી અત્યંત આદરપૂર્વક તેમને આશ્રમમાં તેડી ગયા અને યથાયોગ્ય સત્કાર કર્યો. પછી તેમને એક સુંદર આશ્રમ વિષે નિવાસ કરાવ્યો. સીતા-લક્ષ્મણ સહિત રામચંદ્ર એ સ્થળે કેટલાક સમય સુધી આનંદપૂર્વક રહ્યા અને પછી ત્યાંથી નીકળી અનુક્રમે બીજા પણ કેટલાક ઋષિઓના આશ્રમો પ્રત્યે ગયા.[૨૨,૨૩] મહાસ્ત્રવિદ્યાને જાણનારા શ્રીમાન રામચંદ્ર પોતાને રુચે એટલો વખત તે તે ઋષિઓના આશ્રમમાં વસતા હતા. વળી ત્યાંથી પાછા વળીને પૂર્વે જેઓના આશ્રમે વસ્યા હતા, તેઓના આશ્રમ પર પુનઃ આવતાં, તે તે ઋષિઓના અતિશય પ્રેમને લીધે, કોઈ આશ્રમે દશ માસ, તો કોઈ આશ્રમે બાર માસ, કોઈ આશ્રમે ચાર, પાંચ, છ કિંવા તેથી પણ અધિક માસ, તો કોઈ આશ્રમમાં એક વર્ષથી પણ વધારે અને કોઈ સ્થળે દોઢ, ત્રણ કિંવા આઠ માસ પર્યંત રામચંદ્ર સુખપૂર્વક વસ્યા. એ પ્રમાણે જુદા જુદા મુનિઓના આશ્રમો વિષે પોતાની અનુકૂળતા પ્રમાણે વસી, આનંદ કરતા રામચંદ્રને વનમાં આવ્યાને દશ વર્ષ વીતી ગયાં. હવે પુનઃ સુતીક્ષ્ણ ઋષિના આશ્રમે જવા માટે શ્રીમાન ધર્મજ્ઞ રામચંદ્ર ત્યાંથી પાછા વળ્યા અને સીતા તથા લક્ષ્મણ સહિત પુનઃ પણ સુતીક્ષ્ણ ઋષિના આશ્રમે પધાર્યા. એ વેળા સુતીક્ષ્ણ વગેરે સર્વ ઋષિમંડળે તેમની સામે જઈ તેમનો યથાયોગ્ય સત્કાર કરી પવિત્ર આશ્રમમાં નિવાસ કરાવ્યો.[૨૪–૨૮] અને શત્રુદમન રામચંદ્ર ત્યાં રહેવા લાગ્યા.

એક વખત આશ્રમમાં સુતીક્ષ્ણ ઋષિની

આગળ બેઠા બેઠા રામચંદ્રે અતિ વિનયથી તેમને પૂછયું : 'હે ભગવન્! મુનિઓમાં શ્રેષ્ઠ અગસ્ત્ય મુનિ પણ આ દંડકારણ્યમાં જ વસે છે, એવું મેં કેટલાક ઋષિઓના મુખથી સાંભળ્યું છે; પરંતુ હું ઘણાયે આશ્રમો ફર્યો, છતાં આ વન ઘણું જ વિશાળ હોવાને લીધે મને મહામુનિ અગસ્ત્યના આશ્રમનાં દર્શન ક્યાંય પણ થયાં નહિ.[૨૯–૩૧] હે મુનિશ્રેષ્ઠ! મહાબુદ્ધિમાન મહર્ષિ અગસ્ત્યનો આશ્રમ ક્યાં છે, તે કૃપા કરી મને બતાવો. હું ધારું છું કે, તે મહર્ષિની પ્રીતિ સંપાદન કરવા સારુ સીતા તથા લક્ષ્મણ સહિત હું તેમની પાસે જાઉં અને તેમના ચરણમાં પ્રણામ કરું. હાલમાં મારા મનમાં એવો મનોરથ થયો છે કે ત્યાં જઈ, હું જાતે જ એ મુનિવરની સેવા કરું.'

ધર્માત્મા દશરથનંદન રામચંદ્રનાં વચન સાંભળી સુતીક્ષ્ણ ઋષિએ પ્રસન્ન ચિત્તે કહ્યું: 'હે રામ! તમે મહર્ષિ અગસ્ત્યની પાસે જાઓ, એવું તમને તથા લક્ષ્મણને હું કહેવાનો જ હતો, એટલામાં તમે પોતે જ એ વાર્તા સંભારી મને પૂછો છો, તો તે બહુ આનંદની વાત છે. હે રામ! હું તમને અગસ્ત્ય ઋષિના આશ્રમનો માર્ગ બતાવું છું, તે સાંભળો. હે તાત! તમે આ આશ્રમથી નીકળી દક્ષિણ દિશા પ્રત્યે ચાર યોજન દૂર જશો એટલે પીંપળીઓનાં વૃક્ષો તથા પુષ્પફળ વગેરેની સમૃદ્ધિ વડે શોભતો અને નાના પ્રકારનાં પક્ષીઓના નાદથી ભરેલો રમણીય સપાટ પ્રદેશ તમારા જોવામાં આવશે. ત્યાં આગળ મહામુનિ અગસ્ત્યના ભાઈ ઇધ્મવાહ મુનિનો આશ્રમ છે.[૩૨–૩૮] એ આશ્રમના વન વિષે હંસો, કારંડવો તથા ચક્રવાકાદિ પક્ષીઓથી શોભતાં અને કમળોની સુગંધ વડે સુવાસિત થયેલાં નિર્મળ જળવાળાં અનેક સરોવરો આવેલાં છે.[૩૯] હે રામ! ત્યા એક રાત્રિ વિશ્રામ કરી બીજે દિવસે પ્રાતઃકાળે તમે ત્યાંથી દક્ષિણ દિશા પ્રત્યે પ્રયાણ કરજો. એ આશ્રમથી એક યોજન પર અગસ્ત્ય ઋષિનો આશ્રમ આવેલો છે, તમે ત્યાં જજો. અનેક વૃક્ષોથી શોભતા એ રમણીય વન વિષે નિવાસ કરવાથી તમને, લક્ષ્મણને તથા સીતાને ઘણો જ આનંદ થશે.[૪૦–૪૨] હે બુદ્ધિમાન! જો તમોએ મહામુનિ અગસ્ત્યનાં દર્શન કરવાનો નિશ્ચય જ કર્યો હોય તો ભલે, તમે આજે જ તે તરફ પ્રયાણ કરો.[૪૩]

સુતીક્ષ્ણ ઋષિની આજ્ઞા થવાથી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે તેમનું અભિવંદન કરી અગસ્ત્ય ઋષિ પાસે જવા માટે તે જ દિવસે ત્યાંથી પ્રયાણ કર્યું.[૪૪] માર્ગમાં આવતાં વિચિત્ર વનો, મેઘમંડળ જેવા પર્વતો, મોટી નદીઓ તથા સરોવરોનું અવલોકન કરતા શ્રીમાન રામચંદ્ર સુતીક્ષ્ણે બતાવેલા માર્ગે થઈને નમતા પહોરે ઇધ્મવાહ મુનિના આશ્રમની નજીક આવી પહોંચ્યા. ત્યારે તેમણે પરમ પ્રસન્ન થઈ લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે ભાઈ! હું ધારું છું કે, આ થોડે દૂર જણાય છે તે પવિત્ર કર્મોવાળા અગસ્ત્યના ભાઈ ઇધ્મવાહ ઋષિનો જ આશ્રમ હશે; કેમ કે સુતીક્ષ્ણ ઋષિએ કહેલા સર્વ પ્રકારનાં ચિહ્નો અહીં દૃષ્ટિએ પડે છે. જોને આ વૃક્ષો ફળો તથા પુષ્પોના ભારથી કેવાં ઝૂકી રહ્યાં છે![૪૫–૪૮] આ સમીપ જણાતાં પીંપળીનાં વૃક્ષોના વનમાંથી તેનાં પાકેલાં ફળોની તીખી ગંધ વાયુને લીધે આ તરફ આવે છે.[૪૯] વળી જો, અહીં સ્થળે સ્થળે કાષ્ઠોના ઢગલા તથા વૈડૂર્યમણિ સરખી કાંતિવાળા કાપેલા દર્ભો જોવામાં આવે છે![૫૦] હે સૌમિત્રિ! જરા ઊંચે તો જો, આ વનની મધ્યે આવેલા આશ્રમના અગ્નિનો કાળાં વાદળાં સરખો ધુમાડો આકાશમાં કેવો છવાઈ રહ્યો છે![૫૧] હે ભાઈ! જો તો. ખરો, પેલા પવિત્ર જળવાળાં તીર્થોમાં સ્નાન કરી શુદ્ધ થયેલા બ્રાહ્મણો એકાંત સ્થળે બેસી, પોતાના હાથથી જ વીણી લાવેલાં પુષ્પો વડે દેવપૂજન કરી રહ્યા છે![૫૨] હે સૌમ્ય! સુતીક્ષ્ણ ઋષિના કહેવા પ્રમાણે અહીં અનેક ચિહ્નો દૃષ્ટિએ પડતાં હોવાથી મને ખાતરી થાય છે કે, આ આશ્રમ જ અગસ્ત્ય ઋષિના ભાઈ ઇધ્મવાહ મુનિનો હશે.[૫૩] અહો! એ ઇધ્મવાહ મુનિના ભાઈ પવિત્ર કર્મોવાળા મહર્ષિ અગસ્ત્ય મુનિનો કેટલો બધો પ્રતાપ છે કે, જેમણે સર્વ લોકના કલ્યાણ માટે ભયંકર મૃત્યુરૂપ દૈત્યોનો

સંહાર કરી આ આખી દક્ષિણ દિશાને મનુષ્યોને વસવા યોગ્ય નિર્ભય બનાવી છે!'[૫૪] એવું સાંભળી મહાત્મા લક્ષ્મણે હાથ જોડી પોતાના મોટાભાઈ રામચંદ્રને પૂછયું: 'હે આર્ય! મહર્ષિ અગસ્ત્યે કયા ક્રૂર દૈત્યોને હણીને આ દક્ષિણ દિશાને નિર્ભય કરી છે, એ મને કૃપા કરી સંભળાવો!' ત્યારે રામચંદ્રે કહ્યું: 'હે લક્ષ્મણ! પૂર્વ કાળમાં આ વન વિષે બ્રાહ્મણોનો નાશ કરનારા અતિ ક્રૂર એવા 'વાતાપિ' અને 'ઇલ્વલ' નામના બે રાક્ષસો વસતા હતા. તેઓ પરસ્પર ભાઈઓ થતા હતા.[૫૫] તે પાપી રાક્ષસો પવિત્ર કર્મવાળા ઋષિઓને કપટ કરી હણતા હતા. તે આવી રીતે કે દયા વિનાનો ઇલ્વલ રાક્ષસ બ્રાહ્મણનો વેષ ધારણ કરી ઋષિઓના આશ્રમમાં જતો અને શાંત તથા પ્રિય લાગે એવી વાણી બોલી ઋષિઓને પોતાને ત્યાં શ્રાદ્ધમાં ભોજન કરવાનું નિમંત્રણ આપી તેઓને પોતાના નિવાસસ્થાનમાં તેડી લાવતો. એ વેળા પ્રથમથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે તેનો ભાઈ વાતાપિ હૃષ્ટપુષ્ટ દેહવાળો મેષ (મેંઢો–બકરો) બનીને ઊભો રહેતો હતો, એટલે ઇલ્વલ તેનો વધ કરી શ્રાદ્ધમાં કહેલા વિધિથી તેના માંસનો પાક તૈયાર કરતો અને શ્રાદ્ધ–શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ત્યાં આવેલા બ્રાહ્મણોને ભોજન કરાવતો.[૫૬,૫૭] પછી જ્યારે બ્રાહ્મણો જમી ઊઠે અને મુખમાર્જન કરવા લાગે એટલે એ દુષ્ટ ઇલ્વલ તુરત જ તેમના સામે આવી મોટા સ્વરથી બોલતો કે, 'હે વાતાપિ! હવે તું સત્વર બહાર નીકળી આવ.' પોતાના ભાઈ ઇલ્વલનું વચન સાંભળતાં જ બ્રાહ્મણોના ઉદરમાં ગયેલો વાતાપિ (મૃતસંજીવિની વિદ્યાના બળથી પુનઃ સજીવન થઈ) ઉન્મત્ત બકરાના સરખો નાદ કરી પોતાના તીક્ષ્ણ નખ તથા શિંગડાં વડે બ્રાહ્મણોનાં ઉદર ચીરી બહાર નીકળતો હતો. એવી રીતે ઇચ્છિત રૂપ ધારણ કરનારા અને રુધિરનું પાન કરનારા એ અતિ ક્રૂર ઇલ્વલ તથા વાતાપિ નામના રાક્ષસોએ મળીને હજારો બ્રાહ્મણોનો સંહાર કરી નાખ્યો.[૫૮–૬૦] એવો મહાન અનર્થ થતો જોઈ ત્રાસ પામેલા દેવતાઓએ તે રાક્ષસોનો જડમૂળથી વિનાશ કરવા માટે મહર્ષિ અગસ્ત્યને પ્રાર્થના કરી. ત્યારે તેઓનો વધ કરવાની પ્રતિજ્ઞા લઈ અગસ્ત્ય મુનિ યોગ્ય સમયની રાહ જોવા લાગ્યા. હવે પેલા દુષ્ટોનો તો તે નિત્યનો ધંધો જ થઈ પડ્યો હતો અને તેઓ દરરોજ વારાફરતી જુદા જુદા ઋષિ–મુનિઓને શ્રાદ્ધનું નિમંત્રણ આપી, પોતાને ત્યાં તેડી જઈ પોતાનું નીચ કૃત્ય કર્યા કરતા હતા. એક દિવસે તેઓએ મહર્ષિ અગસ્ત્યને પણ પોતાને ત્યાં શ્રાદ્ધમાં જમવા તેડ્યા. અને, દરરોજના નિયમ પ્રમાણે પાક તૈયાર કરી તેમને ભોજન કરાવ્યું. ભગવાન અગસ્ત્ય ઋષિએ યથેચ્છ રીતે ભોજન કર્યું. જમી ઊઠ્યા પછી પાચક મંત્રો ભણી, ઉદર પર હાથ ફેરવી તેમણે અંદર ગયેલા વાતાપિ રાક્ષસને પોતાના જઠરાગ્નિમાં ભસ્મ કરી નાખ્યો.[૬૧] પછી નિત્યના નિયમ પ્રમાણે ઇલ્વલ રાક્ષસે 'મારું શ્રાદ્ધ સંપૂર્ણ થયું' એમ કહી અગસ્ત્ય ઋષિના હાથ ધોવડાવ્યા અને મોટા સ્વરથી કહ્યું કે, 'હે ભાઈ વાતાપિ! તું બહાર નીકળ.'[૬૨] તે સાંભળી તીવ્ર બુદ્ધિવાળા મુનિશ્રેષ્ઠ અગસ્ત્યે ખડખડાટ હસીને એ બ્રહ્મહત્યારા દુષ્ટ ઇલ્વલ રાક્ષસ પ્રત્યે કહ્યું: 'અરે ઇલ્વલ! મેં મારા જઠરાગ્નિ વડે પચાવીને યમલોક પ્રત્યે મોકલેલા મેષરૂપ તારા ભાઈ વાતાપિને હવે મારા ઉદરમાંથી બહાર આવવાની શક્તિ ક્યાંથી હોય?' પોતાના ભાઈનું મરણ સૂચવનારાં અગસ્ત્ય ઋષિના વચન સાંભળી અત્યંત ક્રોધાયમાન થયેલો એ દુષ્ટ રાક્ષસ મહર્ષિને મારવા માટે તૈયાર થયો અને તેમના સામે દોડી આવ્યો, ત્યારે મહાતેજસ્વી અગસ્ત્ય ઋષિએ તુરત જ પોતાની અગ્નિ સમાન તીવ્ર દૃષ્ટિ વડે તેને બાળીને ભસ્મ કરી નાખ્યો, જેથી તે ઇલ્વલ પણ પોતાના ભાઈ વાતાપિની સાથે યમલોકમાં પહોંચી ગયો.

હે લક્ષ્મણ! એ પ્રમાણે જેણે બ્રાહ્મણો પર દયા લાવી; તેઓનું હિત કરવા માટે મહાદુષ્ટ 'વાતાપિ' તથા 'ઇલ્વલ' નામના રાક્ષસોનો નાશ કરવારૂપ દુષ્કર કર્મ કર્યું હતું, એવા તે મહર્ષિ અગસ્ત્ય ઋષિના ભાઈ ઇધ્મવાહનો જ આ આશ્રમ હશે કે જ્યાં અનેક સરોવરો તથા રમણીય વૃક્ષો

શોભે છે.[૬૩-૬૭]

એવી રીતે વાર્તાલાપ કરતા લક્ષ્મણ અને સીતા સહિત શ્રીમાન રામચંદ્ર છેક આશ્રમની નજીકમાં આવી પહોંચ્યા. એ વેળા સૂર્ય અસ્તાચળ પર ગયો અને સંધ્યાકાળ પ્રવૃત્ત થયો.[૬૮] એથી આશ્રમની પાસે આવેલા પવિત્ર જળવાળા સરોવરમાં સ્નાન કરી રામ-લક્ષ્મણે વિધિપૂર્વક સાયંસંધ્યોપાસન કર્યું અને પછી આશ્રમની અંદર પ્રવેશ કરી, તેમણે ઇધ્મવાહ મુનિનું અભિવાદન કર્યું.[૬૯] ઇધ્મવાહ મુનિએ તેમનો રૂડી રીતે સત્કાર કર્યો અને ઉત્તમ ફળ-મૂળાદિનું ભોજન કરાવી તેમને સુંદર ઉતારો આપ્યો. શ્રીમાન રામચંદ્રે પણ તે રાત્રિ સુખપૂર્વક ત્યાં જ નિવાસ કર્યો. બીજે દિવસે સૂર્યોદય થતાં જ પોતાના નિત્યકર્મથી પરવારી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે અગસ્ત્ય ઋષિના ભાઈ ઇધ્મવાહ મુનિની પાસે જઈ કહ્યું : 'હે ભગવન્! હું તમને પ્રણામ કરું છું. તમારા આશ્રમ વિષે અમે ગઈ રાત્રિ સુખમાં વિતાવી છે.' હવે હું તમારા મોટાભાઈ મહર્ષિ અગસ્ત્ય મુનિનાં દર્શન કરવા જવા માટે તમારી આજ્ઞા માગું છું.' એવું સાંભળી ઇધ્મવાહ મુનિએ 'ભલે પધારો' એમ કહ્યું, ત્યારે સુતીક્ષ્ણ મુનિએ બતાવેલા માર્ગે થઈ વનની શોભાનું અવલોકન કરતા રામચંદ્ર અગસ્ત્ય મુનિના આશ્રમ પ્રત્યે જવા લાગ્યા.[૭૦-૭૩]

એ વન વિષે જળકદંબ, પનસ, સાલ, આસોપાલવ, ધાવડો, કરંજ, મહુડો, બીલી અને ટેંબુરણી વગેરે સેંકડો વૃક્ષો જોવામાં આવતાં હતાં. એ વૃક્ષો પર વીંટાયેલી પુષ્પના ગુચ્છાવાળી લતાઓ અત્યંત શોભી રહી હતી, અનેક મદોન્મત્ત પક્ષીઓ નાદ કરી રહ્યાં હતાં અને હાથીઓએ સૂંઢ વડે ભાંગી નાખેલી તેઓની શાખાઓ ઉપર અનેક વાનરો કૂદાકૂદ કરી રહ્યા હતા.[૭૪-૭૬] એવી વનશોભાનું અવલોકન કરતા કમળ સમાન નેત્રવાળા શ્રીમાન રામચંદ્ર પ્રયાણ કરતા હતા. એવામાં દૂરથી મહર્ષિ અગસ્ત્યનો આશ્રમ તેમના જોવામાં આવ્યો ત્યારે તેમણે પોતાની પાછળ ચાલ્યા આવતા મહાભાગ્યવાન લક્ષ્મણને કહ્યું : 'હે સૌમિત્રિ! આપણે સુતીક્ષ્ણ ઋષિના મુખથી સાંભળ્યું હતું તે પ્રમાણે આ વનમાંનાં વૃક્ષો કોમળ અને નવીન પત્રવાળાં તેમ જ વનવાસી મૃગાદિ પશુઓ તથા પક્ષીઓ શાંત વૃત્તિવાળાં જણાય છે. તેથી મને લાગે છે કે, હવે શુદ્ધ અંતઃકરણવાળા અગસ્ત્ય ઋષિનો આશ્રમ બહુ દૂર નથી. હે લક્ષ્મણ! જો તો ખરો, વિંધ્ય નામના પર્વતનું સ્તંભન કરવાને લીધે આ લોક વિષે જેમનું 'અગસ્ત્ય' એવું નામ પ્રસિદ્ધ થયેલું છે, એવા તે મહર્ષિનો અતિ પવિત્ર આશ્રમ કે જે થાકેલા મનુષ્યના થાકને શાંત કરનાર છે, તે આ સામે જ જણાય છે.[૭૭-૭૯] હે ભાઈ! જો, આ આશ્રમ વિષે ઋષિઓએ ચારે બાજુ ચીરવસ્ત્રો સૂકવેલાં છે, અગ્નિહોત્ર તથા પાકશાળાનો ધુમાડો આકાશમાં છવાઈ રહ્યો છે, આશ્રમના મૃગો શાંત જણાય છે અને નાના પ્રકારનાં પક્ષીઓ મધુરો નાદ કરી રહ્યાં છે.[૮૦] હે લક્ષ્મણ! જેમણે લોકોનું હિત કરવા માટે 'વાતાપિ' અને 'ઇલ્વલ' નામના રાક્ષસોનો વિનાશ કરી દક્ષિણ દિશાને સર્વ મનુષ્યોને વસવા યોગ્ય બનાવી છે, એવા પવિત્ર કર્મોવાળા મહર્ષિ અગસ્ત્યનો આ આશ્રમ દેખાય છે; જેમના પરાક્રમથી ત્રાસ પામેલા રાક્ષસો હજુ પણ આ પ્રદેશને જોઈને દૂરથી જ ચાલ્યા જાય છે અને અહીં વસી શકતા નથી.[૮૧,૮૨] જો કે છૂટાછવાયા કોઈ કોઈ રાક્ષસો અહીં દૂર દૂર વસે છે, પણ જ્યારથી મહર્ષિ અગસ્ત્યે આ પ્રદેશમાં નિવાસ કર્યો છે, ત્યારથી તો તેઓ સર્વ નિર્વૈર અને શાંત થઈ ગયા છે.[૮૩] મહાસમર્થ મહર્ષિ અગસ્ત્યના પ્રભાવને લીધે જ આ પ્રદેશ વિષે ક્રૂર કર્મવાળા રાક્ષસો કોઈને કાંઈ પણ ઉપદ્રવ કરી શકતા નથી અને તે કારણથી નિર્ભય થયેલી આ દક્ષિણ દિશા ત્રણે લોકમાં વિખ્યાત થઈ છે. હે લક્ષ્મણ! સૂર્યના માર્ગને રોકવાની ઇચ્છાથી નિરંતર ઊંચે વૃદ્ધિ પામતો વિંધ્ય પર્વત પણ એ મહર્ષિની આજ્ઞાનું પરિપાલન કરતો હજી પણ એમનો એમ જ પૃથ્વી પર પડી રહ્યો છે અને વધતો પણ નથી.[×] હે સૌમ્ય!

× વિંધ્યાચળ અગસ્ત્ય ઋષિનો શિષ્ય હતો. એક વખત તે સૂર્યમાર્ગને રોકવા માટે ઝડપથી ઊંચો વધવા માંડ્યો. એ જોઈને ભયભીત થયેલા દેવતાઓએ અગસ્ત્ય

એવા મહાપ્રતાપી દીર્ઘ આયુષ્યવાળા અને જગત-માં વિખ્યાત થયેલા મહર્ષિ અગસ્ત્ય મુનિનો શાંત મૃગોવાળો આ રમણીય આશ્રમ છે. અહો! લોકમાં પૂજ્યપણાને પ્રાપ્ત થયેલા એ મહર્ષિ નિરંતર સત્પુરુષોનું હિત કરનારા છે. માટે જો આપણે તેમના શરણે જઈશું તો તેઓ આપણું શ્રેય કરશે. હે સૌમ્ય! હું ધારું છું કે, આપણે હવે તેમના જ આશ્રમમા વસીને બાકી રહેલાં વનવાસનાં વર્ષ ગાળીશું; ત્યાં રહી હું મહામુનિ અગસ્ત્ય ઋષિની આરાધના કરીશ.[૮૪–૮૮] અહો! નિયમિત આહાર-વિહાર કરનારા દેવતાઓ. ગંધર્વો, સિદ્ધો અને ઋષિઓ વગેરે આ આશ્રમમાં આવી, નિરંતર તેમની જ ઉપાસના કર્યા કરે છે.[૮૯] એ મહર્ષિનો એવો તો દિવ્ય પ્રભાવ છે કે, આ આખા વન વિષે મિથ્યા ભાષણ કરનાર, ક્રૂર સ્વભાવવાળો, શઠ, નિર્દય કિંવા પાપી એવો કોઈ પણ મનુષ્ય રહી કે જીવી શકતો નથી. આ પુણ્યપ્રદેશમાં જેનાથી સ્વર્ગાદિ ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે, એવા શાસ્ત્રોક્ત ધર્મનું સેવન કરવાની ઇચ્છાથી દેવો, સર્પો, યક્ષો અને ગરુડાદિ પક્ષીઓ નિયમિત આહાર કરી નિવાસ કરે છે.[૯૦,૯૧] હે લક્ષ્મણ! આ આશ્રમ વિષે તપશ્ચર્યા વડે સિદ્ધ થયેલા કેટલાક મહાત્મા ઋષિ–મુનિઓ મનુષ્યદેહ ત્યજી નવીન દિવ્ય દેહ ધારણ કરી, સૂર્ય સરખાં પ્રકાશમાન વિમાનોમાં બેસી સ્વર્ગાદિ લોકો પ્રત્યે ગયેલા છે અને હાલમાં પણ જેઓ અહીં વસી દેવતાઓનું આરાધન કરે છે, તેઓને દેવતાઓ અલ્પ સમયમાં જ દેવ-પણું, યક્ષપણું અને નાના પ્રકારના રાજ્યવૈભવો આપે છે.[૯૨,૯૩] હે સૌમિત્રિ! આપણે એ ઉત્તમ આશ્રમની આગળ આવી પહોંચ્યા છીએ, માટે તું આગળથી આશ્રમની અંદર પ્રવેશ કર અને સીતા સહિત મારા આવ્યાના સમાચાર મહર્ષિ અગસ્ત્યને જણાવ.'[૯૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૨ મો

### અગસ્ત્યનો સમાગમ, અને અસ્ત્રલાભ

સ પ્રવિશ્યાશ્રમપદં લક્ષ્મણો રાઘવાનુજઃ ।
અગસ્ત્યશિષ્યમાસાદ્ય વાક્યમેતદુવાચ હ ॥ ૧ ॥

શ્રીમાન રામચંદ્રની આજ્ઞા સાંભળી તેમના નાના ભાઈ મહાત્મા લક્ષ્મણે તુરત જ આશ્રમમાં પ્રવેશ કર્યો અને અગસ્ત્ય મુનિના એક શિષ્યને મળીને કહ્યું: 'હે દ્વિજશ્રેષ્ઠ! મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર મહાબળવાન રામચંદ્ર પોતાનાં પત્ની સીતા સહિત અગસ્ત્ય મુનિનાં દર્શન કરવા અહીં આવેલા છે. નિરંતર તેમનું હિત કરનારો તથા તેમને અનુકૂળપણે વર્તી તેમની સેવા કરનારો હું 'લક્ષ્મણ' નામનો તેમનો નાનો ભાઈ છું, તે તમારા સાંભળવામાં આવ્યું હશે.[૧–૩] અમે ત્રણે જણાંએ પિતાની આજ્ઞાથી ગહન વનમાં પ્રવેશ કર્યો છે અને ભગવાન અગસ્ત્ય મુનિનાં દર્શન માટે અહીં આવેલાં છીએ, માટે કૃપા કરી તમે અમારા અહીં આવવાના સમાચાર મહર્ષિને નિવેદન કરો.'[૪] લક્ષ્મણના વચન સાંભળી તપરૂપી ધનવાળો એ શિષ્ય 'ભલે, બહુ સારું' એમ કહી મહર્ષિને સમાચાર કહેવા માટે અગ્નિહોત્રશાળામાં ગયો.[૫] અને તેણે તપશ્ચર્યાના પ્રભાવ વડે દેદીપ્ય-માન કાંતિવાળા મહર્ષિ અગસ્ત્યને રામચંદ્ર આવ્યા-ના સમાચાર જણાવતાં હાથ જોડી કહ્યું: 'હે ગુરુવર્ય! મહારાજા દશરથના 'રામચંદ્ર' તથા 'લક્ષ્મણ' નામના બંને પુત્રો સતીશિરોમણિ સીતા સહિત તમારાં દર્શન કરવા સારુ અહીં આવેલા

ઋષિને શરણે જઈ વિનતિ કરી કહ્યું 'હે મહારાજ! આપનો શિષ્ય વિંધ્યાચળ મોટું દુર્ઘટ કાર્ય કરવામાં પ્રવૃત્ત થયો છે, માટે લોકોના હિત માટે આપ તેનું નિવારણ કરો' એવું સાંભળી દેવોનું કાર્ય કરવા માટે મહર્ષિ અગસ્ત્ય વિંધ્યાચળની પાસે આવ્યા ગુરુને આવતા જોઈ વિંધ્યાચળે સાષ્ટાંગ પ્રણામ કર્યા અને કહ્યું 'હે ગુરુ! મને આજ્ઞા કરો' ત્યારે મહર્ષિએ કહ્યું: 'હે ભાઈ! હું પુન. તારી પાસે આવું ત્યાં સુધી તુ આમ ને આમ જ પડ્યો રહેજે' એવુ કહીને અગસ્ત્ય ઋષિ દક્ષિણ દિશામા આવીને વસ્યા અને પુનઃ તેની પાસે ગયા જ નહિ, એથી ગુરુની આજ્ઞાને માન્ય કરી વિંધ્યાચળ હજી પણ પૃથ્વી પર આડો જ પડી રહ્યો છે આ ઉપરથી જ આપણી કહેવત રૂઢ થઈ છે કે, 'એ તો ભાઈ! અગસ્ત્યના વાયદા'

છે અને તેઓ આપણા આશ્રમમાં પ્રવેશ કરી તમારી સેવા કરવા ઇચ્છે છે, તો તેઓને અંદર પ્રવેશ કરાવું કે નહિ તે સંબંધી વિષે મને યોગ્ય આજ્ઞા આપો.'

શિષ્યના મુખથી મહાભાગ્યવતી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રનું આગમન સાંભળી અત્યંત હર્ષિત થયેલા અગસ્ત્ય ઋષિએ કહ્યું: 'અહો! શું રામચંદ્ર પધાર્યા? અરે, તે તો ઘણા સમયથી વનમાં વસે છે, પરંતુ આજે મને મળવા આવ્યા તેથી મારા સદ્‌ભાગ્યનો ઉદય થયો.[૯–૧૦] 'રામ પિતાની આજ્ઞાથી વનમાં પધાર્યા છે.' એવું જાણ્યા પછી હું ધારતો હતો કે તે અવશ્ય અહીં પધારશે. તે પ્રમાણે જ તેમણે આજે મારા પર કૃપા કરી છે. હે શિષ્ય! તું શીઘ્ર જા અને ઉત્તમ સત્કારપૂર્વક સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રને આપણા આશ્રમમાં પ્રવેશ કરાવી મારી પાસે તેડી લાવ. અરે, તેમને અંદર પ્રવેશ કરાવવા માટે મારી આજ્ઞાની શી આવશ્યકતા હતી? અર્થાત્ મારી આજ્ઞા વિના પણ રામચંદ્રને અંદર પ્રવેશ કરાવવામાં હરકત નથી.' મહાત્મા અને ધર્મજ્ઞ અગસ્ત્ય ઋષિનાં વચન સાંભળી, તેમને પ્રણામ કરીને 'ભલે, જેવી આપની આજ્ઞા' એમ કહી અતિ નમ્ર સ્વભાવવાળો એ શિષ્ય સત્વર બહાર આવ્યો અને તેણે ત્યાં ઊભેલા લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે સૌમ્ય! શ્રીમાન રામચંદ્ર તથા સીતા ક્યાં છે? તેઓ મહર્ષિ અગસ્ત્યનાં દર્શન કરવા માટે સુખથી આશ્રમમાં પ્રવેશ કરો.'

શિષ્યનાં વચન સાંભળી તેની સાથે મહાત્મા લક્ષ્મણ આશ્રમથી નજીક વૃક્ષની છાયા નીચે જ્યાં શ્રીમાન રામચંદ્ર તથા મહાભાગ્યવતી સીતા ઊભાં હતાં, ત્યાં ગયા અને મહર્ષિના શિષ્યને સીતા તથા રામચંદ્રનાં દર્શન કરાવ્યાં. એટલે એ શિષ્યે અતિ નમ્રતાપૂર્વક મહર્ષિ અગસ્ત્યે કહેલાં વચન સંભળાવ્યાં અને સત્કાર કરવા યોગ્ય એવાં રામ, લક્ષ્મણ તથા સીતાનો યોગ્ય સત્કાર કરી, તેઓને આશ્રમની અંદર પ્રવેશ કરાવ્યો. સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે પણ શાંત હરિણોથી વ્યાપ્ત એવા આશ્રમની શોભાનું અવલોકન કરતાં અંદર પ્રવેશ કર્યો. રામચંદ્ર થોડુંક આગળ ગયા તો મહર્ષિ અગસ્ત્યે પૂજન કરવા અર્થે કલ્પેલાં કેટલાંક દેવસ્થાનો તેમના જોવામાં આવ્યાં. બ્રહ્મા, અગ્નિ, વિષ્ણુ, મહેંદ્ર, સૂર્ય, ચંદ્ર, સ્થૂળમંડળના અભિમાની ભગદેવ, કુબેર, ધાતા, વિધાતા, વાયુ, પાશધારી વરુણ, ગાયત્રી, અષ્ટ વસુઓ, નાગરાજ, ગરુડ, કાર્તિકેય તથા ધર્મરાજ વગેરે દેવતાઓનાં સ્થાનોને જોતા રામચંદ્ર અંદર જવા લાગ્યા. મહર્ષિ અગસ્ત્ય પણ રામચંદ્રને આવતા જોઈ, પોતાના આસન પરથી ઊભા થયા અને શિષ્યોની સાથે રામચંદ્રની સામે આવવા લાગ્યા.[૧૧–૨૧] દેદીપ્યમાન કાંતિવાળા અગસ્ત્ય ઋષિને શિષ્યમંડળ સહિત પોતાની સામે આવતા જોઈ મહાશૂરવીર રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે લક્ષ્મણ! મહાસમર્થ મહર્ષિ અગસ્ત્ય આપણી સામા આવવાનો શ્રમ લે છે એ આપણને શોભતું નથી; માટે આપણે સત્વર તેમની પાસે જઈ પહોંચવું જોઈએ. અહો, તેમનું ઉત્તમોત્તમ તેજ જોતાં તો હું ધારું છું કે, તે મહર્ષિ તપશ્ચર્યાના ભંડાર છે.[૨૨,૨૩] એટલું કહી મહાબાહુ રામચંદ્ર, લક્ષ્મણ તથા સીતા ત્રણે જણાં ઉતાવળી ગતિથી સૂર્ય સરખા તેજસ્વી અગસ્ત્ય ઋષિની પાસે જઈ પહોંચ્યાં અને તેમના ચરણોનું વંદન કરી, હાથ જોડી, ઊભાં રહ્યાં.[૨૪,૨૫] મહર્ષિ અગસ્ત્ય પણ રામ–લક્ષ્મણને પ્રેમપૂર્વક ભેટી, આશીર્વાદ આપી તથા કુશળપ્રશ્ન પૂછીને તેઓને પોતાના આશ્રમસ્થાનમાં તેડી ગયા. ત્યાં તેમને ઉત્તમ આસન પર બેસાડી જળ વગેરે અર્પણ કરી રૂડી રીતે સત્કાર કર્યો.[૨૬] પછી મધ્યાહ્નસમય થયો જાણીને મહર્ષિ અગસ્ત્યે વિધિપૂર્વક વૈશ્વદેવહોમ કરી પાદ્ય, અર્ઘ્ય તથા આચમનીયાદિ ઉપચારો વડે પોતાના અતિથિરૂપ રામચંદ્રનું પૂજન કર્યું અને વાનપ્રસ્થધર્મની રીત પ્રમાણે રામ, લક્ષ્મણ તથા સીતાને કંદ–મૂળાદિનું ભોજન કરાવ્યું. એ પ્રમાણે અતિથિસત્કાર કરી નિવૃત્ત થયેલા મહર્ષિ અગસ્ત્ય રામચંદ્રની પાસે આવીને બેઠા.[૨૭]

એ વેળા ધર્મજ્ઞ રામચંદ્રે અતિ વિનયપૂર્વક હાથ જોડી કહ્યું: 'હે મહર્ષિ! તમે સર્વ જગતને

પૂજ્ય છો, છતાં તમોએ અમો ક્ષત્રિયોનું આવી રીતે પૂજન કર્યું એ યોગ્ય નથી, એમ કરવાથી તો ઊલટા અમે દોષભાગી થઈએ છીએ.'

રામચંદ્રનું વચન સાંભળી મહર્ષિ અગસ્ત્યે કહ્યું:[૨૮] 'હે કાકુત્સ્થ! મેં જેમ અતિથિરૂપે પ્રાપ્ત થયેલા તમારો સત્કાર કર્યો, તેમ દરેક તપસ્વીએ કરવું જોઈએ. જો તે એમ ન કરે તો મહાદોષને પ્રાપ્ત થાય છે અને જેમ ખોટી સાક્ષી પૂરનાર મનુષ્યને પરલોકમાં પોતાના માંસનું ભક્ષણ કરવું પડે છે, તેમ પરલોકમાં તેને પોતાના માંસનું ભક્ષણ કરવું પડે છે.[૨૯] હે રામ! અતિથિનું પૂજન કરવું એ તપસ્વી જનોનો ધર્મ છે, તો પછી તમે તો સર્વ લોકોના રાજા છો અને વળી તે ઉપરાંત ધર્મ પ્રમાણે વર્તનારા મહારથી છો. વળી જ્ઞાન-દૃષ્ટિએ જોતાં તો તમે અત્યંત પૂજ્ય અને માન્ય છો. આજે અમે પોતાને અહોભાગ્ય માનીએ છીએ કે તમારા સરખો પ્રિય અતિથિ અમારે ઘેર પધાર્યો છે!'[૩૦] એવું કહી અગસ્ત્યમુનિએ અતિ પ્રેમને લીધે પુનઃ પણ અનેક પ્રકારનાં ફળ, મૂળ તથા પુષ્પાદિ મંગાવી રામચંદ્રની પૂજા કરી. છેવટે પોતાની પાસેનાં ઉત્તમ શસ્ત્રો તેમની આગળ આણીને કહ્યું:[૩૧] 'હે પુરુષવ્યાઘ્ર! સુવર્ણ તથા હીરાથી જડેલું આ મોટું દિવ્ય વૈષ્ણવ ધનુષ્ય કે જે વિશ્વકર્માએ નિર્માણ કર્યું છે તે તથા સૂર્ય સરખું તેજસ્વી આ દિવ્ય અને અમોઘ 'બ્રહ્મદત્ત' નામનું બાણ કે જે મને ઇંદ્રે આપેલું છે તે તમે ગ્રહણ કરો અને વળી અગ્નિ સરખાં ઝગઝગતાં બાણોથી ભરેલા આ અક્ષય્ય ભાથાઓ તથા સોનાના મ્યાનવાળી અને સોનાની મૂઠવાળી આ દિવ્ય તરવારને પણ અંગીકાર કરો. હે રામ! પૂર્વે વિષ્ણુ ભગવાને યુદ્ધ વિષે આ ધનુષ્ય વડે અસુરોને હણીને તેઓની પાસેથી દેવતાઓની ઉત્તમ લક્ષ્મીને પુનઃ પ્રાપ્ત કરી હતી. હે રાઘવ! વજ્રને ધારણ કરનારા ઇંદ્રની પેઠે તમે પોતાનો જય થવા માટે આ દિવ્ય ધનુષ્ય, અક્ષય્ય ભાથા, દિવ્ય બાણ તથા ખડ્ગ ગ્રહણ કરો!' એટલું કહી અતિ પ્રેમપૂર્વક એ સઘળાં ઉત્તમ આયુધો રામચંદ્રને અર્પણ કરી ભગવાન અગસ્ત્ય ઋષિ પુનઃ તેમને કહેવા લાગ્યા.[૩૨–૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૧૩ મો

### અગસ્ત્યાશ્રમથી વિદાય-નિવાસયોગ્ય સ્થળ પંચવટી તરફ પ્રયાણ

राम प्रीतोऽस्मि भद्रं ते परितुष्टोऽस्मि लक्ष्मण ।
अभिवादयितुं यन्मां प्राप्तौ स्थः सह सीतया ॥ १ ॥

અગસ્ત્ય ઋષિએ કહ્યું: 'હે રામ! તમારું કલ્યાણ થાઓ. હે લક્ષ્મણ! તારી પોતાના વડીલ બંધુ પરની ભક્તિ જોઈ હું અત્યંત સંતોષ પામ્યો છું. હે રાજપુત્રો! સીતા સહિત તમને અહીં આવેલા જોઈ હું તમારા પર ઘણો જ પ્રસન્ન થયો છું.[૧] હે રામ! એ તો સ્પષ્ટ જ છે કે, માર્ગમાં વિશેષ ચાલવાથી તમને ઘણો જ શ્રમ થયો છે અને જનકનંદિની સીતા પણ હવે વિશ્રાંતિ લેવાને ઇચ્છા ધરાવે છે.[૨] અહો! આ સુકુમાર અંગવાળી સીતા આવું કષ્ટ ભોગવવા યોગ્ય નથી, તોપણ પોતાના પતિ પ્રત્યેના સ્નેહભાવને લીધે તે આવાં અનેક દુઃખોવાળા ભયંકર વનમાં આવી છે, માટે તેને ખરેખર ધન્ય છે.[૩] હે રામ! આ જનકનંદિની સીતાએ તમારી સાથે વનમાં આવવાનું ઘણું કઠિન કાર્ય કર્યું છે; માટે હવે તમે ગહન વનમાં વધારે ભ્રમણ ન કરતાં, અહીં જ નિવાસ કરી સીતા વિશ્રાંતિ લઈ આનંદ પામે તેમ કરો.[૪]

રઘુનંદન! આ જગતની રચના થઈ ત્યારથી માંડીને પ્રાયઃ સ્ત્રીઓની એવી તો પ્રકૃતિ બંધાયેલી છે કે તેઓ પોતાનો પતિ ધનધાન્યાદિ સંપત્તિથી યુક્ત હોય, તો તેના પર પ્રીતિ કરે છે અને તેથી ઊલટી સ્થિતિવાળો એટલે ધનધાન્યાદિ સંપત્તિથી રહિત હોય, તો તેનો તુરત જ ત્યાગ કરે છે. સ્ત્રીઓ વીજળી સરખા ચંચળ સ્વભાવવાળી હોય છે; ઘણા કાળનો સ્નેહ તોડવામાં તેઓ શસ્ત્રોના જેવી તીક્ષ્ણતા ધારણ કરે છે અને નિંદ્ય કાર્ય કરવાને વિષે તેઓનો વેગ વાયુ કિંવા ગરુડ પક્ષી સરખો પ્રબળ હોય છે.[૫,૬] પરંતુ હે રાઘવ! આ

તમારી પત્ની જનકનંદિની સીતા સર્વ દોષોથી રહિત હોવાને લીધે સત્પુરુષોએ પ્રશંસા કરવા યોગ્ય છે.[૭] અને જેમ દેવલોકમાં મહાસતી અરુંધતી શ્રેષ્ઠ સતી ગણાય છે, તેમ આ સીતા પતિવ્રતા સ્ત્રીઓમાં મુખ્ય ગણવા યોગ્ય છે. વળી હે રામ! તમારા આગમનથી મારો આ આશ્રમપ્રદેશ ઘણો જ શોભાયમાન થયો છે, તો સીતા તથા લક્ષ્મણ સહિત તમે જ્યાં નિવાસ કરશો, તે પ્રદેશ શોભાયમાન થશે એમાં શું આશ્ચર્ય ?[૮]

અગ્નિ સરખા તેજસ્વી અગસ્ત્ય મુનિનાં વચન સાંભળી શ્રીમાન રામચંદ્ર હાથ જોડી નમ્ર વાણીથી તેમના પ્રત્યે કહેવા લાગ્યા:[૯] 'હે મુનિપુંગવ! સીતા, લક્ષ્મણ તથા મારું સદ્વર્તન જોઈ, તમે કે જે અમારા ગુરુરૂપ છો અને ઋષિ–મુનિઓમાં શ્રેષ્ઠ છો તે આનંદ પામ્યા છો, તેથી ખરેખર હું ધન્ય છું. તમોએ મારા પર પૂર્ણ અનુગ્રહ કર્યો છે. હે ગુરુવર્ય! અમે જ્યાં આશ્રમ બાંધી, પ્રસન્ન ચિત્તે સુખપૂર્વક રહી શકીએ, એવો ઉત્તમ જળવાળો તથા વૃક્ષોવાળો કોઈ રમણીય પ્રદેશ અમને બતાવો.'[૧૦,૧૧]

રામચંદ્રનું વચન સાંભળી, થોડીક વાર વિચાર કરી, ધર્માત્મા અગસ્ત્ય ઋષિએ કહ્યું: 'હે તાત! અહીંથી બે યોજન ઉપર પુષ્કળ ફળ તથા કંદ-મૂળ આદિની સમૃદ્ધિવાળો અને ઘણાં હરિણોવાળો 'પંચવટી' નામનો રમણીય પ્રદેશ આવેલો છે. લક્ષ્મણ સહિત તમે ત્યાં જઈ આશ્રમ બાંધી પિતાની આજ્ઞાનું યથાર્થ રીતે પાલન કરતાં રમણ કરો. હે નિષ્પાપ રામ! તમોએ પિતાની આજ્ઞા પાળવા માટે વનવાસ સ્વીકાર્યો છે તથા તમારા પિતાએ કૈકેયીના વચનરૂપી પાશથી બંધાઈને પોતાના પ્રાણોનો ત્યાગ કર્યો છે, એ સઘળું વૃત્તાંત મેં તમારા પરના સ્નેહને લીધે તપશ્ચર્યાના પ્રભાવથી પ્રથમથી જ જાણી લીધું છે.[૧૨–૧૫] વળી હે રામ! હમણાં તમોએ મારા આશ્રમમાં વસવાનો નિશ્ચય કર્યો હતો; છતાં અત્યારે જે કારણને લીધે તમે પોતાને નિવાસ કરવા માટે કોઈ બીજું સ્થળ મને પૂછો છો તે કારણ પણ મેં મારા તપોબળ વડે જાણી લીધું છે.* માટે જ હું તમને કહું છું કે, તમે અહીંથી પંચવટીમાં જાઓ. એ પ્રદેશ ઘણો જ રમણીય હોવાથી સીતા ત્યાં વસી અત્યંત આનંદ પામશે.[૧૬,૧૭] હે રાઘવ! એ પંચવટીનો પ્રદેશ કાંઈ અહીંથી બહુ દૂર નથી; એટલે તમે ત્યાં વસશો તોપણ અમારી પાસે જ છો. નિર્મળ જળવાળી ગોદાવરીના તટ પર આવેલો અને પ્રશંસા કરવા યોગ્ય એ રમ્ય પ્રદેશ ઘણાં કંદ, મૂળ તથા ફળોથી ભરેલો, નાના પ્રકારનાં પક્ષીઓથી વ્યાપ્ત તથા પવિત્ર એકાંતરૂપ છે. માટે સતીશિરોમણિ સીતાને ત્યાં ઘણો જ આનંદ રહેશે.[૧૮,૧૯] હે રામ! તમે પણ સદાચારસંપન્ન અને સર્વનું રક્ષણ કરવા સમર્થ છો; માટે ત્યાં વસી, રાક્ષસોનો વધ કરી, તપસ્વી જનોનું પાલન કરશો.[૨૦] હે વીર! (આંગળીની સંજ્ઞાથી દર્શાવીને) જુઓ, આ સામે મહુડાનાં વૃક્ષોનું મોટું વન જણાય છે, તેની ઉત્તર બાજુથી જતાં એક વડનું ઝાડ આવશે;[૨૧] ત્યાંથી કેટલેક સુધી વૃક્ષાદિ વિનાનો સપાટ પ્રદેશ આવશે અને તેના પછી એક પર્વત આવશે. હે રઘુવીર! એ પર્વત મૂકીને થોડેક દૂર જશો, એટલે નિરંતર પુષ્પયુક્ત વૃક્ષો હોવાને લીધે રમણીય જણાતો 'પંચવટી' નામનો પ્રદેશ તમારા જોવામાં આવશે.'[૨૨]

સત્યવાદી મહર્ષિ અગસ્ત્યનાં વચન સાંભળી લક્ષ્મણ સહિત રામચંદ્રે તેમને પ્રણામ કરી વિદાય થવા માટે તેમની આજ્ઞા માગી. મહર્ષિની આજ્ઞા મળતાં જ સીતા સહિત બન્ને ભાઈઓ તેમનાં ચરણોનું વારંવાર વંદન કરી પંચવટીના માર્ગે ચાલતા થયા. સ્થિર અંતઃકરણવાળા અને સંગ્રામ વિષે કદી પણ પાછી પાની નહિ ધરનારા એ બન્ને દશરથનંદનો પોતાનાં ધનુષ્ય તથા ભાથા વગેરે આયુધો ગ્રહણ કરી મહર્ષિ અગસ્ત્યે દર્શાવેલા

* અગસ્ત્યાશ્રમમાં નહિ વસવાનું કારણ એ કે, જો રામ નિવાસ કરે, તો રાક્ષસોનો વધ કરવાની તેમની પ્રતિજ્ઞા પૂર્ણ થઈ શકે નહિ, કેમ કે અગસ્ત્ય મુનિના આશ્રમની સમીપ રાક્ષસો આવી શકતા જ નહોતા એ કારણથી જ રામે અગસ્ત્યાશ્રમથી નીકળીને બીજે સ્થળે વસવું યોગ્ય ધાર્યું હતું.

માર્ગે થઈ પંચવટી પ્રત્યે જવા લાગ્યા.[૨૩–૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૪ મો

## રામચંદ્ર અને જટાયુ પક્ષી

**अथ पंचवटीं गच्छन्नंतरा रघुनंदनः ।**
**आससाद महाकायं गृध्रं भीमपराक्रमम् ॥ १ ॥**

પંચવટી તરફ પ્રયાણ કરતા શ્રીમાન રામચંદ્ર જ્યારે અર્ધેક માર્ગે પહોંચ્યા, ત્યારે ત્યાં એક વૃક્ષની પાસે બેઠેલો મોટા શરીરવાળો અને ભયંકર પરાક્રમવાળો કોઈ એક ગીધજાતિનો પક્ષી તેમના જોવામાં આવ્યો. એ ગહન વનમા ભયંકર આકૃતિવાળા તે પક્ષીને જોઈ રામ–લક્ષ્મણે વિચાર કર્યો: 'અરે, આવું દીર્ઘ શરીરવાળું પક્ષી હોવું અસંભવિત છે; માટે રખેને કોઈ રાક્ષસ તો આવું રૂપ ધરીને અહીં બેઠો નહિ હોય!' એમ વિચારી, તેઓએ તે પક્ષીની નીચે જઈ પૂછ્યું: 'અરે, વિચિત્ર સ્વરૂપવાળા પ્રાણી! તું કોણ છે?'[૧,૨] એવું સાંભળી, એ ગીધજાતિના પક્ષીએ તુરત જ મધુર વાણીથી તે ત્રણે જણાંને પ્રસન્ન કરતાં ઉત્તર આપ્યો: 'હે વત્સ રામ! (હું તમને ઓળખું છું. આજે હું તમારાં દર્શન કરી કૃતાર્થ થયો છું.) હું તમારા પિતા મહારાજા દશરથનો મિત્ર છું, એવું તમે નિઃસંદેહ જાણો.'[૩] ગૃધ્રપક્ષીનુ એ વચન સાંભળી તથા તેને પોતાના પિતાનો મિત્ર જાણી શ્રીમાન રામચંદ્રે યોગ્ય વચનો વડે તેનો સત્કાર કર્યો અને પછી પૂછ્યું: 'પક્ષીરાજ! હું નમ્રપણે પૂછું છું કે તું કયા કુળમાં જન્મ્યો છે? અને તારું નામ શું છે?'[૪] રામચંદ્રનું વચન સાંભળી એ ગૃધ્રપક્ષી પોતાનુ કુળ તથા નામ જણાવવા માટે સર્વ ભૂત–પ્રાણીઓની ઉત્પત્તિ કહેવા લાગ્યો.[૫]

ગૃધ્રપક્ષીએ કહ્યું: હે મહાબાહુ! આ સૃષ્ટિના આરંભકાળમાં જે જે પ્રજાપતિઓ થયા છે તે સર્વનાં નામ આદિથી માંડીને હું તમને કહું છું.[૬] હે રામ! સર્વ પ્રજાપતિઓમા પ્રથમ કર્દમ, બીજો વિકૃત, ત્રીજો શેષ, ચોથો સંશ્રય, પાંચમો પરાક્રમી બહુપુત્ર, છઠ્ઠો સ્થાણુ, સાતમો મરીચિ, આઠમો અત્રિ, નવમો મહાબળવાન ક્રતુ, દશમો પુલસ્ત્ય, અગિયારમો અંગિરા, બારમો પ્રચેતા, તેરમો પુલહ, ચૌદમો દક્ષ, પંદરમો વિવસ્વાન, સોળમો અરિષ્ટનેમિ અને સત્તરમો મહાતેજસ્વી કશ્યપ થયો.[૭–૯] હે મહાયશસ્વી! એ સત્તર પ્રજાપતિઓ પૈકી 'દક્ષ' નામના પ્રજાપતિને જગત્પ્રસિદ્ધ અને યશસ્વિની એવી આઠ કન્યાઓ થઈ હતી.[૧૦] અદિતિ, દિતિ, દનુ, કાલકા, તામ્રા, ક્રોધવશા, મનુ અને અનલા. એ આઠ કન્યાઓને 'કશ્યપ' નામના પ્રજાપતિએ પ્રીતિથી ગ્રહણ કરી, અર્થાત્ કશ્યપ પ્રજાપતિ એ આઠે કન્યાઓને પરણ્યા અને તેમણે પોતાની એ આઠે સ્ત્રીઓને કહ્યું:[૧૧,૧૨] 'તમે ત્રણે લોકનું ભરણપોષણ કરે એવા મારા સરખા ગુણવાન પુત્રોને જન્મ આપશો.' કશ્યપનાં વચન સાંભળી અદિતિ, દિતિ, દનુ અને કાલકા એ ચાર સ્ત્રીઓ પોતાને તેવા પુત્ર ઉત્પન્ન થવાની અભિલાષાથી આનંદ પામી, જેથી તેમને ઉત્તમ પુત્રો પ્રાપ્ત થયા. બાકીની ચાર સ્ત્રીઓ કે જેમને પોતાના પતિના વચન પર વિશ્વાસ ન હતો, તેમને માત્ર કન્યાઓ જ ઉત્પન્ન થઈ.' (હવે એ આઠે સ્ત્રીઓનાં સંતાનોનું વર્ણન કરે છે.*)

હે શત્રુદમન! કશ્યપની પહેલી સ્ત્રી અદિતિના ઉદરથી બાર આદિત્ય, આઠ વસુ, અગિયાર રુદ્ર અને બે અશ્વિનીકુમાર એમ સર્વ મળી તેત્રીસ દેવતાઓ ઉત્પન્ન થયા. તેમની બીજી સ્ત્રી દિતિએ મહાયશસ્વી દૈત્યોને જન્મ આપ્યો. પૂર્વે સઘળા વનો તથા સમુદ્રો સહિત આખી પૃથ્વી દૈત્યોના અધિકારમાં હતી. હે પરંતપ! કશ્યપની ત્રીજી સ્ત્રી દનુએ 'હયગ્રીવ' નામના પુત્રને જન્મ આપ્યો તથા ચોથી સ્ત્રી કાલકાએ 'નરક' અને 'કાલક' નામના બે પુત્રો પ્રસવ્યા. હે રામ! કશ્યપ-

* પુરાણોમા 'દક્ષે તેર કન્યાઓ કશ્યપને આપી હતી;' એવું વર્ણન કર્યું છે છતા ગૃધ્રપક્ષીએ અહીં આઠ જ કહી, તેનું કારણ માત્ર એટલું જ છે કે, તે ગૃધ્રપક્ષી તેર સ્ત્રીઓ પૈકી આઠ સ્ત્રીઓના સંતાનોનું જ વર્ણન અહી કરનાર છે અને એ આઠ સ્ત્રીઓ જ સંતાનોત્પત્તિમાં મુખ્ય છે.

ની પાંચમી સ્ત્રી તામ્રાએ ક્રૌંચી, ભાસી, શ્યેની, ધૃતરાષ્ટ્રી તથા શુકી નામની પાંચ કન્યાઓને જન્મ આપ્યો. તેઓમાં ક્રૌંચીને ઉલૂક-કુકુટ પક્ષીઓરૂપી પુત્ર થયા, ભાસીને ભાસ જાતિના પુત્રો થયા, શ્યેની મહાતેજસ્વી બાજ અને ગૃધ્રપક્ષીઓની માતા થઈ, ધૃતરાષ્ટ્રીના હંસ, રાજહંસ તથા ચક્રવાક પક્ષીઓ પુત્રરૂપ થયા અને શુકીએ 'નતા' નામની એક પુત્રીને જન્મ આપ્યો કે જે નતાને 'વિનતા' નામની એક પુત્રી થઈ.[૧૭-૨૦] હે રામ! કશ્યપની છઠ્ઠી સ્ત્રી ક્રોધવશાને મૃગી, મૃગમંદા, હરી, ભદ્રમદા, માતંગી, શાર્દૂલી, શ્વેતા, સુરભી, સર્વલક્ષણસંપન્ન સુરસા તથા કદ્રૂ, એ નામની દશ કન્યાઓ થઈ.[૨૧,૨૨] હે નરશ્રેષ્ઠ! તેઓમાં મૃગીનાં સંતાન મૃગો થયાં, મૃગમંદાનાં રીંછ, પૂંછડામાં કેશવાળા ચમરો અને શ્યામ કેશવાળા સૃમરો× થયા; ભદ્રમદાએ 'ઇરાવતી' નામની કન્યાને જન્મ આપ્યો કે, જેનાથી 'ઐરાવત' નામનો ઇંદ્રનો મોટો હાથી ઉત્પન્ન થયો.[૨૩,૨૪] હરીનાં સંતાન સિંહો તથા તપસ્વી વાનરો થયા. શાર્દૂલીએ ગોલાંગુલ અને વ્યાઘ્રો ઉત્પન્ન કર્યા.[૨૫] હે મનુષ્યશ્રેષ્ઠ! માતંગીના હાથીઓ તથા શ્વેતાના દિગ્ગજો થયા.[૨૬] હે રામ! સુરભીએ યશસ્વિની 'રોહિણી' અને 'ગંધર્વી' નામની બે કન્યાઓને જન્મ આપ્યો; તેમાં રોહિણીએ ગાયોને તથા ગંધર્વીએ અશ્વોને ઉત્પન્ન કર્યા. હે રઘુનંદન! નવમી કન્યા સુરસાએ નાગો તથા દશમી કદ્રૂએ પન્નગોને જન્મ આપ્યો.+

હે મનુષ્યશ્રેષ્ઠ! મહાત્મા કશ્યપની સાતમી સ્ત્રી મનુએ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર, એ ચાર વર્ણનાં મનુષ્યોને ઉત્પન્ન કર્યાં. તે સંબંધી એવું સાંભળવામાં આવ્યું છે કે, કશ્યપની મનુ નામની સ્ત્રીના મુખથી બ્રાહ્મણો, વક્ષઃસ્થળથી ક્ષત્રિયો અને ઊરુથી વૈશ્યો તથા ચરણથી શૂદ્રો ઉત્પન્ન થયા છે. કશ્યપની આઠમી સ્ત્રી અનલાથી શ્રેષ્ઠ ફળવાળાં અનેક વૃક્ષો ઉત્પન્ન થયાં છે. (હે રામ! એ પ્રમાણે મેં તમને કશ્યપ પ્રજાપતિની આઠ સ્ત્રીઓનો પરિવાર કહ્યો. હવે જેમાં મારી ઉત્પત્તિ આવે છે, તે વંશને તમે શ્રવણ કરો.) મેં પૂર્વે તમને જે શુકીની પુત્રી નતા અને તેની પુત્રી વિનતા તથા સુરસાની બહેન કદ્રૂ કહી હતી, તેમાં કદ્રૂએ આખી પૃથ્વીને ધારણ કરે એવા એક હજાર પન્નગોને જન્મ આપ્યો અને વિનતાના 'ગરુડ' તથા 'અરુણ' નામના બે પુત્રો થયા. અરુણથી હું તથા 'સંપાતિ' નામનો મારો મોટો ભાઈ ઉત્પન્ન થયા છીએ. હે શત્રુદમન! અમારી માતાનું નામ 'શ્યેની' છે* અને મારું નામ 'જટાયુ' છે, એ તમે જાણો.[૨૭-૩૩]

હે તાત! તમે પંચવટીમાં નિવાસ કરવા અર્થે જાઓ છો, એવું મારા જાણવામાં આવ્યું છે, તેથી હું કહું છું કે, જો તમારી ઇચ્છા હશે તો હું તમારી સાથે આવીશ અને ત્યાં રહી હું તમને દરેક પ્રકારે સહાય કરીશ. હે રામ! લક્ષ્મણ સહિત તમે જ્યારે મૃગયા અર્થે જશો, ત્યારે હું સીતાની રક્ષા કરીશ.[૩૪]

જટાયુનાં વચન સાંભળી તથા તેને પોતાના પિતાનો મિત્ર જાણી મહાસમર્થ રામચંદ્ર તેને પ્રસન્નચિત્તે મળ્યા અને તેનો યોગ્ય સત્કાર કરી નમ્રતાથી વર્તવા લાગ્યા. પછી સીતાનું રક્ષણ કરવાનો કાર્યભાર અતિ બળવાળા એ જટાયુને સોંપી તથા તેને પોતાની સાથે રાખી સીતા તથા લક્ષ્મણ સહિત રામચંદ્રે ત્યાંથી આગળ પ્રયાણ કર્યું. આ પ્રમાણે રાક્ષસ વગેરે દુષ્ટ શત્રુઓને દહન કરવા માટે તથા વનવાસી તપસ્વી જનોનું પાલન કરવા માટે વનમાં વિચરતા રામચંદ્ર કેટલીક વારે અતિ પવિત્ર પંચવટી પ્રદેશમાં જઈ પહોંચ્યા.[૩૫,૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૪ મો સર્ગ સંપૂર્ણ

---

× એક જાતનાં મૃગો.

+ બહુ ફણાવાળા તે નાગ અને બહુ ફણા વિનાના તે પન્નગ. (મહેશ્વર તીર્થ); વિષ વિનાના તે નાગ અને વિષ સહિત પન્નગ. (કતક)

* પહેલાં કહેલી કશ્યપની પાંચમી સ્ત્રી તામ્રાની કન્યાઓમાં 'શ્યેની' નામ આવેલું છે; પરંતુ અહીં તે સિવાય કોઈ બીજી વંશપરંપરામાં જન્મેલી તે નામવાળી જટાયુની માતા સમજવી.

પંચવટીમાં નિવાસ

# સર્ગ ૧૫ મો

## પંચવટીમાં આશ્રમ

ततः पंचवटीं गत्वा नानाव्याळमृगायुताम् ।
उवाच लक्ष्मणं रामो भ्रातरं दीप्ततेजसम् ॥ १ ॥

અનેક પ્રકારનાં શ્વાપદો* તથા મૃગાદિ પ્રાણીઓથી ભરેલા રમણીય પંચવટી પ્રદેશમાં જઈ શ્રીમાન રામચંદ્રે દેદીપ્યમાન કાંતિવાળા પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહ્યું:[1] 'હે સૌમ્ય! હવે આપણે મહર્ષિ અગસ્ત્યે બતાવેલા પ્રદેશમાં આવી પહોંચ્યા છીએ. અહો! નિરંતર પુષ્પિત વૃક્ષોવાળો આ પંચવટીનો પ્રદેશ ઘણો જ રમણીય જણાય છે.[2] હે લક્ષ્મણ! તું ચોતરફ દૃષ્ટિ કરી જો કે આપણને નિવાસ કરવા માટે કયા સ્થળે આશ્રમ બાંધવાનું ઠીક પડશે; કેમ કે તે કાર્યમાં તું કુશળ છે.[3] હે લક્ષ્મણ! જ્યાં વસવાથી તું, હું તથા સીતા આનંદ પામીએ એવું સુંદર સ્થળ શોધી કાઢ કે જ્યાં પવિત્ર જળાશય, સમિધ, પુષ્પ અને દર્ભ સમીપમાં જ હોય.' રામચંદ્રનાં વચન સાંભળી હાથ જોડી મહાત્મા લક્ષ્મણે કહ્યું:[4–6] 'હે આર્ય! ભલે, સેંકડો વર્ષ વ્યતીત થઈ જાય, તોપણ હું તો તમારે આધીન જ છું. મને સ્વતંત્રતા છે જ નહિ, માટે હે કાકુત્સ્થ! તમે પોતે જ કોઈ ઉત્તમ સ્થળ પસંદ કરી મને તે સ્થળે આશ્રમ બનાવવાની આજ્ઞા આપો.[7] લક્ષ્મણનાં વચન સાંભળી, અતિ પ્રસન્ન થયેલા મહાતેજસ્વી રામચંદ્ર ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યા; એવામાં એક સર્વગુણસંપન્ન સ્થળ તેમના જોવામાં આવ્યું. આશ્રમ બાંધવા માટે તે સ્થળ પસંદ કરી શ્રીમાન રામચંદ્ર અતિ પ્રીતિથી લક્ષ્મણનો હાથ ઝાલી ત્યાં આવ્યા અને લક્ષ્મણને કહ્યું:[8,9] 'હે સૌમિત્રી! જો, આ સ્થળ એકસરખું અને શોભાયમાન છે તેમ જ પુષ્પયુક્ત વૃક્ષોથી વીંટાયેલું છે; માટે તું આપણે માટે અહીં જ એક રમણીય આશ્રમ નિર્માણ કર.[10] હે ભાઈ! સૂર્ય સરખાં તેજસ્વી અને પવિત્ર સુગંધવાળાં કમળો વડે શોભતી તળાવડી પણ અહીં નજીક જ જણાય છે. પવિત્ર અંતઃકરણવાળા મહર્ષિ અગસ્ત્યે જેવું કહ્યું હતું તેવું જ આ સ્થળ છે. વળી પુષ્પયુક્ત વૃક્ષોથી ઢંકાયેલા કિનારાવાળી અને હંસ, કારંડવ તથા ચક્રવાક વગેરે પક્ષીઓ તેમ જ મૃગાદિ પશુઓએ સેવેલી રમણીય ગોદાવરી નદી પણ અહીંથી બહુ દૂર નથી, તેમ અતિ સમીપમાં પણ નથી. વળી હે લક્ષ્મણ! જેઓનાં શિખર પર બેઠેલા મયૂરો મધુર ગેહુકાર કરી રહ્યા છે, એવા અતિ ઊંચા, ઘણી ગુફાઓવાળા તથા પ્રફુલ્લિત પુષ્પોવાળા અનેક વૃક્ષોથી વીંટાયેલા રમ્ય પર્વતો પણ ચોમેર જોવામાં આવે છે.[11–14] હે લક્ષ્મણ! એ સર્વ પર્વતો સ્થળે સ્થળે સોનું, રૂપું તથા તાંબું વગેરે ધાતુઓથી ભરેલા હોવાને લીધે જાણે લાલ, પીળા, લીલા વગેરે અનેક રંગો વડે ચીતરેલા મોટા હાથીઓ જ હોય, એવા દેખાય છે.[15] એ પર્વતો પર સુગંધયુક્ત પુષ્પોવાળાં, ખીચોખીચ ઊગેલાં, નાના પ્રકારની લતાઓથી વીંટાયેલાં અનેક વૃક્ષો શોભી રહ્યાં છે. સાલ, તાલ, તમાલ, ખજૂર, પનસ, જળકદંબ, તગર, સોપારી, આંબો, આસોપાલવ, તિલક, કેવડો, ચંપો, સ્યંદન, સુખડ, કદંબ, કરંજ, લકુચ, ધાવડો, અશ્વકર્ણ, ખેર, ખીજડો, ખાખરો અને રોહિડો વગેરે વૃક્ષોને લીધે સઘળા પર્વતો રળિયામણા લાગે છે.[16–18] હે લક્ષ્મણ! ઘણાં પશુ–પક્ષીઓથી ભરેલું આ સ્થળ સર્વ પ્રકારે રમણીય અને પવિત્ર છે; માટે પક્ષીરાજ જટાયુ સહિત આપણે અહીં જ નિવાસ કરીશું.'[19]

એટલું કહી, સીતા સહિત રામચંદ્ર એક રમ્ય વૃક્ષની નીચે છાયામાં બિરાજ્યા; એટલે મહાબળવાન અને શત્રુપક્ષનું મર્દન કરનાર મહાત્મા લક્ષ્મણે તુરત જ વનમાંથી સૂકાં કાષ્ઠો એકત્રિત કરી પર્ણશાળા બાંધવા માંડી.[20] જોતજોતામાં લક્ષ્મણે અત્યંત વિશાળ અને સુશોભિત પર્ણશાળા નિર્માણ કરી. એ પર્ણશાળામાં કાષ્ઠના મજબૂત સ્તંભો ઊભા કરી લાંબા વાસડાઓ તથા તેની ખપાંટિયાંઓની ટાટીઓ બનાવી. તે વડે તેની

* શિકારી જાનવર

ચારે બાજુ મજબૂત ભીંતો તૈયાર કરી અને પછી તેને છાણ-માટીથી લીંપી લીધી. ત્યાર પછી ઉપરના ભાગમાં દૃઢ વાંસડા નાખી, તેના પર ખીજડાની નાની નાની શાખાઓને દોરડાં વડે મજબૂત રીતે બાંધી દીધી અને તેના પર દાભડો, સરખટ તથા સૂકાં પાંદડાં વગેરે પાથરી છાપરું કર્યું.[૨૧,૨૨] એ પ્રમાણે મહાત્મા લક્ષ્મણે રામચંદ્રને વસવા માટે ઉત્તમોત્તમ પર્ણશાળા બનાવી તેને અંદરની બાજુઓથી પણ લીંપીગૂંપી સ્વચ્છ કરી.[૨૩] ત્યાર પછી મહાત્મા લક્ષ્મણ ગોદાવરી નદીના કિનારા પર ગયા અને ત્યાં સ્નાન કરી, શુદ્ધ જળ તથા કમળ વગેરે પુષ્પો લઈ, માર્ગમાં આવતાં વૃક્ષો પરથી સ્વાદિષ્ઠ ફળો ઉતારી પુનઃ પર્ણશાળા પાસે આવ્યા.[૨૪] ત્યાં તેમણે પુષ્પાદિ સાહિત્યો વડે એ નવીન પર્ણશાળાની અંદર વિધિપૂર્વક વાસ્તુશાંતિ કરી, દેવતાઓનું યજન કર્યું. પછી મહાત્મા લક્ષ્મણે તૈયાર થયેલી પર્ણશાળા પોતાના મોટા ભાઈ રામચંદ્રને બતાવી તેમાં પ્રવેશ કરવા માટે કહ્યું.[૨૫] અતિ સુંદર બનેલી એ પર્ણશાળા જોઈ અત્યંત હર્ષિત થયેલા શ્રીમાન રામચંદ્રે સીતા સાથે તેમાં પ્રવેશ કર્યો અને અતિ સ્નેહપૂર્વક પોતાની બન્ને ભુજાઓ વડે લક્ષ્મણને પોતાના હૃદયસરસા ચાંપી કહ્યું:[૨૬,૨૭] 'હે સૌમ્ય! અલ્પ સમયમાં તૈયાર કરેલી આ નવીન પર્ણશાળારૂપ તારું મોટું કાર્ય જોઈ હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું. તેના બદલામાં મારે હાલમાં તને કાંઈ પારિતોષિક-ભેટ આપવું ઘટે છે; પરંતુ હાલમાં મારી પાસે બીજી કંઈ પણ યોગ્ય વસ્તુ નહિ હોવાથી હું તને વારંવાર મારા હૃદય સાથે ચાંપીને આનંદ માનીશ.[૨૮] હે લક્ષ્મણ! અભિપ્રાય, ઉપકાર તથા ધર્મ, એ ત્રણે તું સારી રીતે જાણનારો છે; માટે હું તો એમ જ માનું છું કે હજી આપણા ધર્માત્મા પિતા દશરથ રાજા જીવતા જ છે; કેમ કે હરેક પ્રકારે તું તેમની પેઠે જ મારી સંભાળ રાખે છે.'[૨૯] એ પ્રમાણે કહી લક્ષ્મીની વૃદ્ધિ કરનાર શ્રીમાન રામચંદ્રે સીતા તથા લક્ષ્મણ સાથે એ ફળદ્રૂપ પ્રદેશ વિષે સુખપૂર્વક નિવાસ કર્યો.[૩૦] સીતા તથા લક્ષ્મણ જેમની સેવા બજાવી રહ્યાં હતાં એવા ધર્માત્મા રામચંદ્ર સ્વર્ગમાં રહેલા ઇંદ્રની પેઠે એ રમણીય પંચવટીમાં પોતાના આશ્રમ વિષે કેટલાક વખત સુધી રહ્યા.[૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૫મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૬ મો

## હેમંતઋતુનું વર્ણન

वसतस्तस्य तु सुखं राघवस्य महात्मनः ।
शरद्व्यपाये हेमन्तऋतुरिष्टः प्रवर्तत ॥ १ ॥

સતીશિરોમણિ સીતા તથા લક્ષ્મણ સહિત મહાત્મા રામચંદ્ર ગોદાવરી નદીના તટ પર આવેલા પોતાના રમણીય આશ્રમમાં સુખથી વસતા હતા; એટલામાં શરદઋતુ નિવૃત્ત થઈ અને તપસ્વીજનોને પ્રિય એવી હેમંતઋતુનો પ્રારંભ થયો. કોઈ એક દિવસે પરોઢિયે ઊઠી શ્રીમાન રામચંદ્ર સ્નાન કરવા માટે ગોદાવરી નદી પ્રત્યે જવા લાગ્યા. તે વેળા મહાપરાક્રમી લક્ષ્મણ હાથમાં કળશ ગ્રહણ કરી સીતા સહિત રામચંદ્રની પાછળ ચાલવા લાગ્યા. માર્ગમાં જતાં લક્ષ્મણે પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્ર પ્રત્યે કહ્યું:[૨-૩] 'હે પ્રિયંવદ રઘુવીર! તમને જે પ્રિય છે તે હેમંતઋતુનો સમય હવે પ્રાપ્ત થયો છે. આ હેમંતઋતુમાં અન્ન સારી રીતે પાકીને તૈયાર થાય છે, તેથી આખું વર્ષ સુખરૂપ બને છે.[૪] હે આર્ય! આ હેમંતઋતુમાં અતિશય ટાઢ પડવાને લીધે મનુષ્યોનાં શરીર રૂક્ષ તથા કઠિન થઈ જાય છે, પાકેલાં અન્ન વગેરેની સંપત્તિથી પૃથ્વી શોભાયમાન થઈ રહે છે, પ્રાણીઓ અત્યંત જળનું સેવન કરતાં નથી અને સૌ કોઈને અગ્નિ વિશેષ પ્રિય થઈ પડે છે.[૫] વળી આ હેમંતઋતુમાં આગ્રયણ સમયે સજ્જન મનુષ્યો નવીન પાકેલાં અન્નાદિ પદાર્થો વડે દેવતાઓ તથા પિતૃઓનું પૂજન કરી નિષ્પાપ થયા છે.[૬+] વળી નવીન

+ જ્યારે નવીન ધાન્ય-અનાજ પાકીને તૈયાર થાય, ત્યારે તેનો ભોજન વગેરેમાં ઉપયોગ કરવા પહેલાં, તે વડે હોમ કરી, દેવો અને પિતૃઓને તૃપ્ત કરવા તેને 'આગ્રયણ કર્મ' અથવા 'આગ્રયણેષ્ટિ' કહે છે

ધાન્યસમૃદ્ધિથી યુક્ત થયેલા દેશો, ગાયો તથા ભેંસોથી પ્રાપ્ત થતા દૂધ, દહીં, માખણ વગેરે રસો વડે તૃપ્ત થયેલા દેખાય છે; તથા રાજાઓ પણ અનેક નવીન દેશો જીતવાની ઇચ્છાથી યાત્રા કરવા સારુ પૃથ્વીમાં વિચરે છે. આ ઋતુ વિષે સૂર્ય દક્ષિણ દિશાનું સેવન કરતો હોવાથી ઉત્તર દિશા, તિલક વિનાની સ્ત્રીની પેઠે જરા પણ શોભતી નથી. સ્વભાવસિદ્ધ હિમથી ઢંકાયેલો હિમાલય પર્વત આ ઋતુ વિષે સૂર્ય દૂર હોવાથી 'હિમાલય' એ નામને યથાર્થ સિદ્ધ કરે છે.[૭–૯] આ હેમંતઋતુના દિવસોમાં મધ્યાહ્નકાળે સૂર્યના તડકાનો સ્પર્શ થવાથી પ્રાણીઓ સુખી થાય છે અને આનંદપૂર્વક પોતપોતાનાં કાર્યો માટે હરફર કરે છે. સૌ કોઈને સૂર્ય પ્રિય લાગે છે અને પ્રાયઃ કોઈ પણ પ્રાણી વૃક્ષોની છાયા તથા જળનું સેવન કરતું નથી.[૧૦] આ દિવસોમાં સૂર્યનાં કિરણો કોમળ લાગે છે, ઝાકળ અને શીત ઘણાં પડે છે, વાયુ ઠંડો વાય છે, ટાઢને લીધે વૃક્ષોનાં પાંદડાં ખરી પડવાથી અરણ્યો શૂન્ય સરખાં ભાસે છે અને અતિશય ઠંડીથી કમળો કરમાઈ નાશ પામે છે.[૧૧] આ ઋતુમાં પુષ્ય નક્ષત્ર ઉપરથી જેનું પ્રમાણ કરી શકાય છે કિંવા પોષ માસ જેની સમીપ આવી પહોંચ્યો છે એવી રાત્રિઓ ઘણી મોટી થાય છે. તેમા નિરંતર શીત તથા ઝાકળ વરસ્યા કરે છે અને કંઈ પણ પાથર્યા વિનાની પૃથ્વી પર શયન કરી શકાતું નથી. આ હેમંતઋતુનો ચંદ્રમા પોતાની કાંતિનું સૌભાગ્ય સૂર્ય વિષે ખેંચાઈ જવાથી તથા પોતે ઝાકળ–ધૂમસ વડે ઢંકાઈ નિસ્તેજ થઈ જવાથી નિઃશ્વાસના વાયુ વડે ઝાંખા થયેલા અરીસા–દર્પણની પેઠે, સારી રીતે પ્રકાશતો નથી; તેમ જ પૂર્ણિમાના દિવસે ઝાકળથી નિસ્તેજ થયેલી તેની જ્યોત્સ્ના (ચાંદની) પણ સૂર્યના તડકાથી શ્યામ થયેલા આ મારાં માતુશ્રી સમાન સીતાની પેઠે માત્ર જોવામા આવે છે, પણ શોભતી નથી.[૧૨–૧૪] હે રઘુનંદન ! પશ્ચિમ દિશાનો વાયુ કે જે સ્વભાવે કરીને જ શીતળ હોય છે, તે વળી હેમંતઋતુના હિમથી મિશ્રિત થવાને લીધે ઊલટો બમણો શીતળ થઈ પ્રાતઃકાળમાં વાય છે.[૧૫] આ ઋતુમાં આટલી બધી ટાઢ પડવા છતાં એક વિલક્ષણતા એ છે કે, રાત્રિ વિષે કૂવા વગેરે જળાશયોમાં તથા અરણ્યોમા, ઉષ્ણતા રહે છે; જેને લીધે પ્રાતઃકાળ થતાં જળમાં ઉષ્ણતા જોવામાં આવે છે અને અરણ્યો વિષે ઊગેલાં જવ તથા ઘઉ વગેરે ધાન્યો તેમ જ વૃક્ષો ઉપર ઝાકળનું જળ છવાઈ રહે છે. સૂર્યોદય થતા ક્રૌંચ અને સારસ વગેરે પક્ષીઓ મધુરા નાદ કરે છે, જેથી વનો ઘણા જ રળિયામણાં લાગે છે. વળી જુઓ, સુવર્ણ સરખી પીળી કાંતિવાળા શાળના છોડવાઓ ખજૂરના પુષ્પ સરખા અને ચોખાથી ભરેલા છોગલાના ભાર વડે કાંઈક નમતા હોવાને લીધે કેવા શોભી રહ્યા છે ![૧૬,૧૭] હે રાઘવ ! જુઓ, આ સૂર્ય આકાશમા ઘણે ઊંચે ચઢી આવ્યો છે, તોપણ તેના ફેલાતાં કિરણો હિમના અત્યંત ધૂમસ વડે ઢંકાયેલાં હોવાને લીધે તે ચંદ્ર સરખો જ દેખાય છે અને તેનો તડકો પ્રાતઃકાળ વિષે કંઈક ઉષ્ણતાવાળો, મધ્યાહ્નકાળે પ્રાણીઓનાં શરીરને ઘણો પ્રિય લાગે એવો તથા પીળા વર્ણનો હોય છે.[૧૮,૧૯] વળી ઝાકળ પડવાને લીધે ભિંજાઈ ગયેલાં તૃણવાળી વનભૂમિ પ્રાતઃકાળે ઉદય પામતા સૂર્યનો સોનેરી તડકો પડવાથી અત્યંત સુશોભિત જણાય છે.[૨૦] અત્યંત તરસ્યા થયેલા વનના હાથીઓ નિર્મળ જળનું પાન કરવા માટે નદી કિંવા સરોવર પ્રત્યે જાય છે ખરા; પરંતુ જળની અંદર પોતાની સૂંઢ નાખતાં જ તેને પાછી ખેંચી લે છે; કારણ કે આ ઋતુમાં જળ ઘણું જ ઠંડું હોય છે.[૨૧] જળમા ફરનારા પક્ષીઓ પણ ટાઢના ભયને લીધે સરોવરના કાંઠા પર બેસી રહ્યાં છે અને જેમ અપ્રગલ્ભ* યોદ્ધાઓ સંગ્રામમાં પ્રવેશ કરી શકતા નથી, તેમ તે પક્ષીઓ જળની અંદર પ્રવેશ કરી શકતા નથી.[૨૨] રાત્રિ વિષે હિમ તથા અંધકારથી વ્યાપ્ત થયેલી અને પ્રભાતવેળાએ ઝાકળના ધૂમસથી વીંટાયેલી પુષ્પો વિનાની વૃક્ષોવાળી વનરાજિ જાણે સૂતેલી જ હોય એવી જણાય છે.[૨૩] આ ઋતુમાં નદીઓનાં જળ ઝાકળથી ઢંકાઈ

* યુદ્ધવિદ્યામાં ચતુર નહિ થયેલા, ધૃષ્ટતા વિનાના

જાય છે. તેના કિનારા પર ફરતાં સારસાદિ પક્ષીઓ માત્ર તેમના નાદથી ઓળખી શકાય છે; અર્થાત્ ઘાટા ધૂમસને લીધે દૂરથી કાંઈ પણ વસ્તુ જણાતી નથી તથા નદીઓની રેતી પણ હિમના સંયોગથી ભીની થઈ જાય છે.[૨૪] પર્વતોનાં શિખરો પર રહેલું જળ કિંવા પર્વતો પરથી વહેતાં ઝરણાંનું જળ પણ ઘણું ઝાકળ પડવાને લીધે તેમ જ સૂર્યનો તડકો મોળો થવાને લીધે ઠંડીના યોગથી ઘણું જ સ્વાદિષ્ટ થઈ જાય છે અથવા વિષવત્ બની જાય છે, અર્થાત્ અતિશય ઠંડું થઈ જવાને લીધે કોઈ પણ પ્રાણીના ઉપયોગમાં આવતું નથી.[૨૫] અતિશય ઠંડીને લીધે પાંદડાં, કેસરાં તથા કર્ણિકાઓ ખરી પડવાથી નાલશેષ+ રહેલાં કમળવનો જરા પણ શોભતાં નથી.[૨૬] હે પુરુષવ્યાઘ્ર! આવા અતિશય શીતવાળા હેમંતઋતુના સમયમાં નંદિગ્રામ આગળ વસતો ધર્માત્મા ભરત તમારા પરના સ્નેહભાવને લીધે દુઃખ સહન કરીને પણ તપશ્ચર્યા કરતો હશે. અહો! નિયમિત આહાર કરનારો એ તપસ્વી ભરત રાજ્ય, માન તથા નાના પ્રકારના ભોગ-વિલાસોનો ત્યાગ કરી આવા શીતકાળને લીધે ઠંડી પડેલી પૃથ્વી પર શયન કરતો હશે![૨૭,૨૮] અહો! ભરત પણ દરરોજ આ વેળાએ ઊઠી કેટલાએક પ્રજાજનોથી વીંટાઈને સરયૂ નદી પ્રત્યે સ્નાન કરવા અર્થે જતો હશે! અરે! અત્યંત સુખમાં ઊછરેલો અને સુકુમાર અંગવાળો એ ભરત આખી રાત્રિ ટાઢથી ઠરીને પરોઢિયામાં સરયૂના શીતળ જળ વિષે કેવી રીતે સ્નાન કરી શકતો હશે?[૨૯,૩૦] અહો! કમળપત્ર સરખા નેત્રવાળો આપણો ભ્રાતા શ્રીમાન ભરત કે જે શ્યામ-સુંદર કાંતિવાળો, રોગ વિનાનો, ધર્મજ્ઞ, સત્યવાદી, લજ્જાને લીધે કદી પણ પરસ્ત્રી પર કુદૃષ્ટિ નહિ કરનારો, જિતેંદ્રિય, પ્રિય અને મધુર ભાષણ કરનારો, લાંબી ભુજાઓવાળો તથા શત્રુઓનું દમન કરનારો છે, તેણે સર્વ પ્રકારનાં સુખોનો ત્યાગ કરી મન-વચન-કાયાથી માત્ર તમારો જ આશ્રય કર્યો છે![૩૧,૩૨] અહો! મહાત્મા ભરતે સ્વર્ગ પણ જીતી લીધું છે; કારણ કે તમે વનમાં વસેલા હોવા છતાં પણ તે તમારા જેવો જ તપસ્વીધર્મ પાળી તમારું અનુવર્તન કરે છે![૩૩] હે આર્ય! 'મનુષ્યો પોતાના પિતાના સ્વભાવને નહિ, પણ માતાના સ્વભાવને અનુસરે છે' એવી લોકવાયકા શ્રીમાન ભરતે મિથ્યા કરી છે. (કેમ કે ભરતમાં કૈકેયીનો એક પણ અંશ નથી; પરંતુ સર્વ પ્રકારે તે આપણા ધર્મિષ્ઠ પિતા મહારાજા દશરથના સ્વભાવને જ મળતો છે.)[૩૪] હે આર્ય! તેથી જ મને આશ્ચર્ય થાય છે કે મહારાજા દશરથ સરખા જેના ભર્તા હતા અને ભરત સમાન જેને સજ્જન પુત્ર છે, એવી કૈકેયી આવું ક્રૂર કર્મ કરનારી કેમ થઈ હશે?'[૩૫]

ધર્મનિષ્ઠ લક્ષ્મણે રામચંદ્ર તથા ભરત પરના સ્નેહભાવને લીધે કૈકેયી સંબંધી એ પ્રમાણે નિંદિત વચનો કહ્યાં, તે સાંભળી માતૃનિંદા સહન નહિ થઈ શકવાથી શ્રીમાન રામચંદ્રે કહ્યું :[૩૬] 'હે તાત! તું આ શું બોલે છે? અરે, તારે કદી પણ આપણી મધ્યમા માતાની નિંદા કરવી નહિ. હે લક્ષ્મણ! તારે જો વાર્તાલાપ કરવો હોય, તો ઇક્ષ્વાકુનાથ મહાત્મા ભરત સંબંધી જ કર, મને ભરત સંબંધી કથા ઘણી જ પ્રિય લાગે છે.[૩૭] હે લક્ષ્મણ! જો કે મેં વનવાસમાં મારી બુદ્ધિને અત્યંત દૃઢ નિશ્ચય-વાળી કરી છે અર્થાત્ મેં દૃઢ રીતે વનવાસ સ્વીકાર્યો છે, તોપણ ભરતના સ્નેહને લીધે તેવી દૃઢબુદ્ધિ પણ કોઈ કોઈ વેળા ચલાયમાન થઈ જાય છે.[૩૮] હે ભાઈ! મહાત્મા ભરતનાં પ્રિય, મધુર, હૃદય તથા મનને આહ્લાદ ઉપજાવનારાં અને અમૃતતુલ્ય વચનો મને ઘણી વાર સાંભરી આવે છે.[૩૯] 'અહો! હે ભ્રાતા! તારી સાથે હું મહાત્મા ભરત તથા શૂ-વીર શત્રુઘ્નને ક્યારે મળીશ?'[૪૦] એમ વિલાપ કરતા શ્રીમાન રામચંદ્ર ગોદાવરી નદીના તટ પર પહોંચ્યા અને ત્યાં તેમણે લક્ષ્મણ તથા સીતા સહિત ગોદા-વરી નદીના પવિત્ર જળમાં વિધિપૂર્વક સ્નાન કર્યું. ત્યાર પછી એ ત્રણે જણાંએ ગોદાવરીનાં પવિત્ર જળ વડે પિતૃઓ તથા દેવતાઓનું તર્પણ કરી ઉદય પામતા સૂર્યની તેમ જ દેવતાઓની સ્તુતિ

+ માત્ર જેની નાળ જ બાકી રહી હોય એવાં.

કરી.[૪૧,૪૨] સ્નાન કરી શુદ્ધ થયેલાં લક્ષ્મણ તથા સીતા સહિત રામચંદ્ર પાર્વતી તથા નંદિ સહિત ભગવાન શંકરની પેઠે શોભવા લાગ્યા.[૪૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૭ મો

## રામચંદ્ર અને શૂર્પણખા

कृताभिषेको रामस्तु सीता सौमित्रिरेव च ।
तस्माद्गोदावरीतीरात्ततो जग्मुः स्वमाश्रमम् ॥ १ ॥

સ્નાન કરી રહ્યા પછી સીતા-લક્ષ્મણ સહિત રામચંદ્ર ગોદાવરી નદીના તટ પરથી પોતાના આશ્રમે પધાર્યા. ત્યાં તેમણે પોતાનું પૂર્વાહ્ણકાળનું કાર્ય આટોપી પર્ણશાળામા પ્રવેશ કર્યો.[૧,૨] આ વેળા આસપાસના પ્રદેશમાંથી અનેક મહર્ષિઓ રામચંદ્રને મળવા માટે આવ્યા હતા; તેઓની સાથે યથાયોગ્ય વાર્તાલાપ કરી તેઓથી સત્કાર પામેલા શ્રીમાન રામચંદ્ર કેટલોક કાળ સુધી સુખપૂર્વક ત્યાં વસ્યા. દરરોજ પોતાના નિત્યકર્મથી પરવારી સીતા સહિત મહાબાહુ રામચંદ્ર પર્ણશાળામાં વિરાજતા હતા; એ વેળા તેઓ જેમ ચિત્રા નક્ષત્ર સહિત ચંદ્રમા શોભે તેમ શોભતા હતા. એક દિવસ પર્ણશાળામાં બેસી રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણની સાથે અનેક પ્રકારની વાતો કરતા હતા એવામાં કોઈ એક રાક્ષસી સ્વેચ્છાથી ભ્રમણ કરતી, ત્યાં આગળ આવી.[૩-૫] એ રાક્ષસી બીજી કોઈ નહિ, પરંતુ રાવણની બહેન હતી. તેનું 'શૂર્પણખા' એવું નામ હતું. તેણે પર્ણશાળાના દ્વાર આગળ આવી જોયુ તો દેવ સરખી કાંતિવાળા શ્રીમાન રામચંદ્રને અંદર વિરાજેલા દીઠા.[૬] એ પછી એ દુષ્ટ રાક્ષસી પર્ણશાળાની અંદર પ્રવેશ કરી રામચંદ્રની આગળ આવી ઊભી રહી અને વારંવાર તેમના સ્વરૂપનું અવલોકન કરવા લાગી. આ વેળા મહાબાહુ રામચંદ્રનુ મુખારવિંદ પ્રકાશમાન જણાતું હતું. તેમનાં વિશાળ નેત્રો કમળની પાંખડીઓ સમાન શોભતાં હતાં. તેમણે મસ્તક પર જટામંડળ ધારણ કર્યું હતું, તેમનુ શરીર અતિ સુકોમળ હોઈ સત્ત્વવાળું હતું, અંગ પર સંપૂર્ણ રાજચિહ્નો જણાતાં હતાં, શરીરની કાંતિ શ્યામ છતાં તેઓ સાક્ષાત્ કામદેવ સરખા સ્વરૂપવાન જણાતા હતા અને તેમની ગતિ હાથી સરખી ગંભીર હતી. એ પ્રમાણે સર્વાંગસુંદર અને ઇંદ્ર સરખી ઉપમાવાળા શ્રીમાન રામચંદ્રનું સ્વરૂપ જોતાવાર જ રાક્ષસી શૂર્પણખા કામવશ થઈ ગઈ.

અહો ! જ્યારે રામચંદ્રનું મુખારવિંદ ઘણું જ સુંદર હતું, ત્યારે એ દુષ્ટા રાક્ષસીનું મુખ બેડોળ હતું, રામચંદ્રનો મધ્યભાગ (કટિભાગ) સૂક્ષ્મ હતો, ત્યારે એ પાપિણી મોટા પેટવાળી હતી.[૭-૯] રામચંદ્રના નેત્ર કમળપત્ર સરખાં વિશાળ હતાં, ત્યારે એ દુષ્ટ બિહામણી આંખોવાળી હતી. રામચંદ્રના મસ્તકના કેશ સુંદર વાંકડિયા હતા, ત્યારે એ ઘોર કર્મ કરનારી રાક્ષસીના કેશ તામ્રવર્ણા હતા. રામચંદ્રનું સ્વરૂપ આનંદ ઉપજાવનારું હતું, ત્યારે એ ક્રૂરાનું સ્વરૂપ ત્રાસ ઉપજાવે તેવું હતું. રામચંદ્રનો સ્વર મધુરો હતો, ત્યારે એ પાપિણી ભયંકર નાદ કરનારી હતી.[૧૦] રામચંદ્ર યુવાન હતા, ત્યારે એ રાક્ષસી વૃદ્ધા હતી. રામચંદ્રનો સ્વભાવ શાંત હતો, ત્યારે એ દુષ્ટાનો સ્વભાવ દારુણ હતો. રામચંદ્રનું ભાષણ સૌ કોઈને પ્રિય હતું, ત્યારે એ પાપિણી અપ્રિય ભાષણ કરનારી હતી અને શ્રીમાન રામચંદ્ર ન્યાયપરાયણ હતા, ત્યારે એ રાક્ષસી અન્યાયમાં જ આસક્ત હતી. એ પ્રમાણે જોતાં રામચંદ્ર અને શૂર્પણખાનું કોઈ પણ પ્રકારે મળતાપણું ન હતું તેમ જ મહાત્મા રામચંદ્ર કદાપિ પરસ્ત્રી પ્રત્યે કામભાવથી જોતા પણ ન હતા; છતાં 'कामान्धो नैव पश्यति । કામાંધ મનુષ્ય સત્-અસત્ વસ્તુનો વિચાર કરી શકતો નથી' એ વચન પ્રમાણે રામચંદ્રનું સ્વરૂપ નીરખી કામને આધીન થયેલી ક્રૂર રાક્ષસી શૂર્પણખા રામચંદ્ર પ્રત્યે કહેવા લાગી : 'હે તેજસ્વી પુરુષ ! જટામંડળ તથા તપસ્વી વેશ ધારણ કરનાર તું કોણ છે ? અને મનુષ્યબાણ ધારણ કરી, સ્ત્રી સહિત તું આ રાક્ષસોને વસવાના પ્રદેશમાં શા માટે આવ્યો છે ? તારે અહીં આવવાનું જે કાંઈ કારણ હોય તે સઘળું

મને યથાર્થ રીતે કહે.'[૧૧–૧૩] શૂર્પણખા રાક્ષસીનું એવું વચન સાંભળી શત્રુદમન રામચંદ્ર પોતે સરળ બુદ્ધિવાળા હોવાને લીધે કાંઈ પણ સંકોચ ન ધરતા તેને સઘળું કહેવા લાગ્યા.[૧૪]

રામચંદ્રે કહ્યું: 'અયોધ્યાનગરી વિષે દેવતા સમાન પરાક્રમી જે 'દશરથ' નામે રાજા હતા તેમનો હું જ્યેષ્ઠ પુત્ર છું અને મારું સર્વ લોક વિષે 'રામ' એવું નામ પ્રસિદ્ધ છે.[૧૫] આ 'લક્ષ્મણ' નામનો મારો નાનો ભાઈ મારા જ આશ્રયે રહેલો છે અને આ જનક રાજાની પુત્રી સીતા મારી ધર્મપત્ની છે.[૧૬] મારા પિતા દશરથ રાજા તથા મારી માતા કૈકેયીની આજ્ઞા પાળવાની પ્રતિજ્ઞાવાળો હું તેમની આજ્ઞાથી ધર્મ સંપાદન કરવા માટે જ તેમ જ પિતાને સત્ય પ્રતિજ્ઞાવાળા કરવા માટે વનમાં નિવાસ કરવા સારુ આવેલો છું.[૧૭] હે વનચારિણી! તું કોની પુત્રી છે? તારું નામ શું છે? અને તું કોની સ્ત્રી છે? એ સઘળું હું જાણવા ઇચ્છું છું. વળી તું અહીં શા માટે આવેલી છે, તે પણ મને યથાર્થ કહે. તારા આ વિકરાળ સ્વરૂપ ઉપરથી તો મને ભાસે છે કે તું રાક્ષસોનાં મનને મોહિત કરનારી રાક્ષસી છે.'

રામચંદ્રનાં વચન સાંભળી કામાવેગથી પીડાયેલી રાક્ષસી શૂર્પણખા બોલી:[૧૮,૧૯] 'હે રામ! હું તારા પૂછવા પ્રમાણે તને ખરેખર કહું છું, તે તું સાંભળ. ઇચ્છિત રૂપ ધારણ કરનારી હું 'શૂર્પણખા' નામની રાક્ષસી છું[૨૦] અને સર્વને ભય ઉપજાવતી હું એકલી જ આ વન વિષે વિચરું છું. લંકાપુરીનું પાલન કરનાર મહાશૂરવીર 'રાવણ' નામે રાજા કે જે વિશ્રવાનો પુત્ર છે, તે તારા સાંભળવામાં આવ્યો હશે, તે રાવણ મારો ભાઈ થાય છે.[૨૧] વળી નિરંતર ગાઢ નિદ્રા વડે ઘેરાયેલો મહાબળવાન કુંભકર્ણ તથા રાક્ષસના સ્વભાવથી રહિત ધર્માત્મા વિભીષણ, એ બન્ને પણ મારા ભાઈ છે. વળી સંગ્રામ વિષે પ્રખ્યાત પરાક્રમવાળા ખર અને દૂષણ પણ મારા ભાઈ થાય છે.[૨૨,૨૩] હે રામ! મારા એ સર્વ બાંધવો કરતાં હું અધિક બળવાળી છું, એટલે તારે તેઓથી જરા પણ ડરવા જેવું નથી. હે રામ! મેં હજી સુધી દેવતા વગેરે વિષે પણ તારા સરખો સ્વરૂપવાન પુરુષ જોયો નથી, તેથી તું સર્વ જગતનો 'ભર્તા અને પુરુષોત્તમ છે' એમ માની તારા પર ઉત્પન્ન થયેલા અતિશય પ્રેમભાવને લીધે હું તારી પાસે આવી છું.[૨૪] હે દાશરથિ! હું ઇચ્છામાં આવે એવું સ્વરૂપ ધરી શકું છું તથા સ્વચ્છંદપણે વિચરવાની મારામાં શક્તિ છે, માટે હું ઇચ્છું છું કે તું ચિરકાળ પર્યંત મારો ભર્તા થા. આ સીતા કે જે વિકૃત આકારવાળી* (વિકરાળ) અને વિરૂપ× (કદ્રૂપી) છે, તેનું તારે શું પ્રયોજન છે? તને એ કોઈ પણ રીતે યોગ્ય નથી. તારી સ્ત્રી થવાને તો હું જ યોગ્ય છું;+ માટે તું મને પોતાની ભાર્યારૂપે જો.[૨૫,૨૬] આ સીતા તો કેવળ કદ્રૂપી, અસતી તથા વિકરાળ છે અને તેનું પણ ઉદર ઘણું જ ઊંડું, ઊંચે ચડી ગયેલું છે. એનાથી તને કાંઈ પણ સુખ થાય એમ નથી. હે રામ! આ મનુષ્યરૂપી સીતાનું તથા તારા નાના ભાઈ લક્ષ્મણનું હું ભક્ષણ કરી જઈશ;[૨૭] એટલે પછી તું મારી સાથે કામવશ થઈ અનેક પ્રકારનાં પર્વતશિખરો તથા નાના પ્રકારનાં અરણ્યોનું અવલોકન કરતો દંડકવનમાં વિચરીશ.'[૨૮]

કામથી ઘેરાયેલાં નેત્રવાળી શૂર્પણખાનાં વચન સાંભળી વાક્ચતુર શ્રીમાન રામચંદ્ર ખડખડાટ હસી પડ્યા અને પછી તેને પ્રત્યુત્તર આપવા લાગ્યા.[૨૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૭ મો સર્ગ સંપૂર્ણ

* સીતા માયા-લક્ષ્મીનું સ્વરૂપ હોવાથી તે પરિણામ પામવારૂપ વિકારયુક્ત છે, તેથી તેને વિકૃતા કહી

× આ જગતમાં માયાને લીધે જ સઘળાં ઇચ્છા-

નીચ કાર્ય થાય છે, તેથી માયારૂપ સીતાને વિરૂપ કહી અને એવાં કારણોને લીધે જ તે સીતા શુદ્ધસુક્ત સ્વભાવવાળા ઈશ્વરાવતાર તમને કોઈ પણ રીતે યોગ્ય નથી; એવું શૂર્પણખાના વાક્યોનું રહસ્ય છે.

+ 'ઈશ્વરાવતાર હોવાથી તું પણ માયાનો અધિષ્ઠાતા છે અને કામરૂપિણી રાક્ષસી હોવાથી હું પણ માયા-(ઇંદ્રજાળ)ની અધિષ્ઠાત્રી છું; અર્થાત્ આપણ બન્ને સરખાં છીએ, તેથી તારી સ્ત્રી થવાને હું જ યોગ્ય છું.' એવું શૂર્પણખાએ કહ્યું. તિ. ટી.

# સર્ગ ૧૮ મો

## શૂર્પણખાનાં કર્ણ-નાસિકાનું છેદન

**तां तु शूर्पणखां रामः कामपाशावपाशिताम् ।**
**स्वेच्छया श्लक्ष्णया वाचा स्मितपूर्वमथाब्रवीत् ॥ १ ॥**

શ્રીમાન રામચંદ્રે કામપાશ વડે બંધાયેલી એ રાક્ષસી શૂર્પણખા પ્રત્યે ઉપહાસ કરવા માટે હસતાં હસતાં મધુર વાણીથી કહ્યું : ‘હે કલ્યાણી ! હું આ સીતાને વરી ચૂક્યો છું અને તે મારી પ્રિય પત્ની છે, તેમ તે નિરંતર મારી પાસે જ રહે છે; એટલે તું મને વરવાની ઇચ્છા કરે છે, પણ તેથી તને કાંઈ સુખ પ્રાપ્ત થાય એમ નથી; કારણ કે તારા સરખી સ્ત્રીઓને શૌકની સાથે રહેવું એ અત્યંત દુઃખરૂપ છે.[૧-૨] પરંતુ જો તારે ઉત્તમ પતિને વરવાની ઇચ્છા હોય, તો મારો નાનો ભાઈ લક્ષ્મણ શ્રેષ્ઠ આચરણવાળો, પ્રિય સ્વરૂપવાળો તથા અત્યંત વીર્યવાળો છે અને વળી હમણાં તે સ્ત્રીરહિત છે.[૩] વનમાં નીકળ્યા ત્યારથી આજ દિન પર્યંતના લાંબા સમયમાં તેણે સ્ત્રીસુખ ભોગવ્યું નથી તેથી તેને (સ્વકીય) સ્ત્રીની ઇચ્છા હશે; માટે તું તેની પાસે જા. તે યુવાન અને ઉત્તમ સ્વરૂપવાન છે, માટે તે તારા રૂપને યોગ્ય ભર્તા થશે.[૪] હે વિશાળ નેત્રવાળી ! હે વરારોહા ! જેમ સૂર્યની પ્રભા મેરુ પર્વતને સેવે છે, તેમ તું મારા નાના ભાઈ લક્ષ્મણનું સેવન કર, જેથી તને કેટલાક સમય સુધી શૌક તરફનું દુઃખ થશે નહિ.’[૫]

રામચંદ્રનું વચન સાંભળી કામાંધ થયેલી રાક્ષસી શૂર્પણખા તરત જ રામચંદ્રનો ત્યાગ કરી લક્ષ્મણ સામે ઊભી રહી અને કહેવા લાગી :[૬] ‘હે લક્ષ્મણ ! તારા સ્વરૂપને યોગ્ય અને શ્રેષ્ઠ દેખાવવાળી માત્ર હું જ છું; માટે તું મને પોતાની ભાર્યા કર. એટલે તું મારી સાથે દંડકારણ્ય વિષે સુખપૂર્વક વિચરી શકીશ.’

વાક્ચતુર મહાત્મા લક્ષ્મણ રામચંદ્ર તથા શૂર્પણખાનો સંવાદ પ્રથમથી જ સાંભળી રહ્યા હતા, તેથી તેમણે પણ ઉપહાસ કરવા માટે હસીને શૂર્પણખાને કહ્યું :[૭,૮] ‘હે રાતાં કમળ સમાન વર્ણવાળી શૂર્પણખા ! હું કે જે મારા જ્યેષ્ઠ બંધુનો દાસ છું; તેની સ્ત્રી થઈને તું દાસી થવાની ઇચ્છા કેમ ધરાવે છે ? અરે, હું તો રામચંદ્રનો વશવર્તી હોવાથી પરતંત્ર છું;[૯] માટે હે વિશાળ નેત્રવાળી ! તું નિરંતર વૃદ્ધિ પામેલા અર્થવાળા મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને વરી કૃતકૃત્ય થા. હે નિર્મળ વર્ણવાળી ! તું તેમની કનિષ્ઠ પત્ની થઈને આનંદ પામ.[૧૦] શ્રીમાન રામચંદ્ર પણ પોતાની સ્ત્રી સીતા કે જે વિરૂપ, અસતી, કરાલ, નીચા ઉદરવાળી અને વૃદ્ધ× છે, તેનો ત્યાગ કરી તારા વિષે જ આસક્ત થઈ રહેશે.*[૧૧] હે વરવર્ણિની ! તારા શ્રેષ્ઠ સ્વરૂપનો ત્યાગ કરી કયો વિચક્ષણ પુરુષ મનુષ્યજાતિની સ્ત્રી વિષે ભાવ કરે ?’[૧૨]

લક્ષ્મણના હાસ્યવચનનો મર્મ નહિ જાણનારી એ વિકરાળ અને ખરાબ પેટવાળી શૂર્પણખા પોતે કામ વડે મોહિત થયેલી હોવાને લીધે લક્ષ્મણનાં વચનને સત્ય માની તુરત જ પર્ણશાળામાં સીતા સહિત બેઠેલા શત્રુમર્દન રામચંદ્રની સન્મુખ ઊભી રહી અને કહેવા લાગી : ‘અલ્યા રામ ! આ વિરૂપ,= અસતી,+ કરાલ× અને નીચા ઉદરવાળી÷ ડોશી સરખી તારી સ્ત્રી-સીતા તારી પાસે હોવાને લીધે જ તું મને પોતાની સ્ત્રી તરીકે સ્વીકારતો નથી.[૧૩-૧૫] માટે જો હું આજે તારા દેખતા જ આ તારી માનુષી સ્ત્રી સીતાનું ભક્ષણ કરીશ અને પછી શૌક વિનાની થઈ હું તારી સાથે સુખપૂર્વક વિહાર કરીશ.’[૧૬] એટલું કહી અતિ ક્રોધે ભરાયેલી અને બળતા ઉંબાડિયા સરખાં નેત્રવાળી

---

× વૃદ્ધ એટલે જ્ઞાન શીલ તથા ગુણોએ કરી વૃદ્ધ.

* આ શ્લોકમાં લક્ષ્મણે સતીશિરોમણિ સીતાને વિરૂપ, અસતી કરાલ, નીચા ઉદરવાળી અને વૃદ્ધ એવાં વિશેષણો આપ્યાં, તે જોકે ઉપરથી તો નિંદારૂપ છે, પરંતુ તેનો ખરો અર્થ આ પ્રમાણે છે :

= વિરૂપ એટલે વિશેષ છે રૂપ-સૌંદર્ય જેનું એવી.

+ અસતી એટલે જેના તુલ્ય અન્ય કોઈ પણ સતી નથી એવી

× કરાલ એટલે ઉન્નત સ્વભાવવાળી

÷ નીચા ઉદરવાળી એટલે કૃશોદરી અથવા વસુ-મધ્યમા

રાક્ષસી શૂર્પણખા જેમ મોટી ઉલ્કા+ રોહિણીની સામે દોડે, તેમ હરિણના બચ્ચા સરખાં ચપળ નેત્રવાળાં સીતા સામે દોડી.[૧૭] મૃત્યુપાશ સરખી એ દુષ્ટાને સીતા ઉપર ધસી આવતી જોઈ અત્યંત ક્રોધ પામેલા મહાબળવાન રામચંદ્રે મોટો હોંકારો કરી તુરત જ તેને અટકાવી અને લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[૧૮] 'હે સૌમિત્રિ! આવાં ક્રૂર અને અનાર્ય પ્રાણીઓની સાથે કદી પણ પરિહાસ કરવો યોગ્ય નથી. અરે, આપણે હમણાં જે હાસ્ય કર્યું તેનું ફળ તો તું જો! આ સમયે સીતાનું જીવન સંદેહમાં આવી પડ્યું છે.[૧૯] અરે, આ દુષ્ટા રાક્ષસી સીતાનો ભક્ષ કરવા ઇચ્છે છે; પણ તે જાણતી નથી કે તેને સ્ત્રીજાતિ જાણીને જ રામલક્ષ્મણ જીવતી જવા દે છે. હે લક્ષ્મણ! આપણે સ્ત્રીનો વધ કરવો એ યોગ્ય નથી; માટે હે પુરુષવ્યાઘ્ર! તું સત્વર આ મોટા ઉદરવાળી અને અતિ મદોન્મત્ત થઈ ગયેલી આ રાક્ષસીનાં નાક-કાન કાપીને તેને વિરૂપ કર; તેમ કરવાથી તેના મદનો નાશ થઈ જશે.'[૨૦]

પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રની આજ્ઞા થતાં જ ક્રોધયુક્ત થયેલા મહાબળવાન લક્ષ્મણે પોતાના મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને રામચંદ્રના દેખતા એ રાક્ષસીના કેશ ઝાલી તેનાં નાક-કાન કાપી નાખ્યાં;[૨૧] આમ થવાથી તો તેના કુરૂપમાં વિશેષ ઉમેરો થયો. તેનાં છેદાયેલાં નાક તથા કાનના ભાગોમાંથી ધડધડાટ રુધિર વહેવા માંડ્યું અને એ રુધિર વડે તેનું આખું શરીર રંગાઈ ગયું. પછી વર્ષાઋતુના મેઘની પેઠે ભયંકર ગર્જનાઓ કરતી અને મોટી ચીસો પાડતી એ ક્રૂર રાક્ષસી શૂર્પણખા ત્યાંથી પોતાના વનમાર્ગે પલાયન કરી ગઈ.[૨૨,૨૩] ત્યાંત્યાં રુધિરનાં બિંદુઓ નાખતી તથા પોતાના બન્ને હાથ ઊંચા કરી બૂમો પાડતી શૂર્પણખા ઘોર વનને માર્ગે જવા લાગી.[૨૪] એવી રીતે કદ્રૂપી થયેલી શૂર્પણખા છેક જનસ્થાન* કે જ્યાં અનેક રાક્ષસોની સેના સહિત પોતાનો ભાઈ ખર રાક્ષસ રહેતો હતો ત્યાં ગઈ અને જેમ આકાશમાંથી વજ્ર પડે તેમ પોતાના બંધુ ખરની આગળ પૃથ્વી પર પડી.[૨૫] ભય અને મોહથી વ્યાકુળ થયેલી શૂર્પણખાએ લક્ષ્મણ અને સીતા સહિત વનમાં આવેલા રામચંદ્રે પોતાનાં નાક-કાન કાપ્યાં, એ સઘળી હકીકત પોતાના બંધુ ખરને કહી સંભળાવી.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૧૮ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૧૯ મો

## ખરનો ક્રોધ-શૂર્પણખાનું આશ્વાસન

तां तथा पतितां दृष्ट्वा विरूपां शोणितोक्षिताम्।
भगिनीं क्रोधसंतप्तः खरः पप्रच्छ राक्षसः ॥ १ ॥

વિરૂપ થઈ, રુધિરથી ખરડાયેલી પોતાની બહેન શૂર્પણખાને પૃથ્વી પર પડેલી જોઈ અત્યંત ક્રોધયુક્ત થયેલા ખરે તેને પૂછ્યું :[૧] 'હે બહેન! તું મોહ તથા સંભ્રમનો ત્યાગ કરી બેઠી થા અને મને કહે કે, આ તારાં નાક-કાનની આવી વિપરીત દશા શાથી થઈ? અરે, તું ઉત્તમ સ્વરૂપવાળી છતાં તને આવી વિરૂપ કોણે કરી, એ તું મને સ્પષ્ટ કહે. અરે, પોતાની સન્મુખ કુંડળી વળીને બેઠેલા અને અપરાધ વિનાના મહાઝેરી કાળા સર્પને જાણી જોઈને છંછેડવા સરખું આ કામ કોણે કર્યું? હે બહેન! કયા પુરુષે તને આમ વિરૂપ કરીને ભૂલથી પોતાના જ કંઠમાં કાળપાશ નાખ્યો છે? અરે, તારી આવી દશા કરનારા પુરુષે ખરેખર આજે ભૂલથી હળાહળ વિષનું પાન કર્યું છે! હે બહેન! વિકરાળ કાળ સરખી તું કે જે બળ તથા પરાક્રમસંપન્ન છે, ઇચ્છિત ગતિ કરનારી છે અને પોતાની ઇચ્છામાં આવે એવાં સ્વરૂપ ધરનારી છે તેને આવી અવસ્થાએ કોણે પહોંચાડી?[૨-૫] અરે, દેવ, ગંધર્વ, ઋષિ તથા સર્વ ભૂત-પ્રાણીઓ વિષે એવો કોણ મહાપરાક્રમી છે કે જેણે તને આવી રીતે વિરૂપ કરી છે?[૬] જેમ દેવલોક વિષે કોઈ પણ પુરુષ (દેવ) પાકદૈત્યને હણનારા અને સહસ્ર નેત્રવાળા ઇંદ્રનું અપ્રિય કરવા સમર્થ નથી. તેમ આ લોક વિષે મારું અપ્રિય કરનાર કોઈ પણ મને

---

+ મોટો ઉલ્કાપાત થાય છે તે.

* લંકામાં રાજ્ય કરતા રાવણે પોતાના લશ્કરની એક છાવણી દંડકારણ્યમાં રાખી હતી, એનું 'જનસ્થાન', એવું નામ હતું.

દેખાતું નથી! હે બહેન! જેમ તરસ્યો હંસ જળમાં ભળી ગયેલું દૂધ ગ્રહણ કરે, તેમ આજે હું મારાં તીક્ષ્ણ બાણો વડે તારા શત્રુના પ્રાણોનું આકર્ષણ કરીશ![૭,૮] અરે, આજે યુદ્ધભૂમિ વિષે મારા બાણ વડે મર્મસ્થાન ભેદાઈ જવાને લીધે મરણ પામીને પડેલા કયા પુરુષના ઊકળતા રુધિરનું પૃથ્વી પાન કરવા ઇચ્છે છે?[૯] અરે, આજે સંગ્રામભૂમિમાં એકઠાં થયેલાં ગૃધ્ર વગેરે પક્ષીઓ મેં હણેલા કયા પુરુષના શરીરને કોચી કોચીને માંસ ભક્ષણ કરી આનંદ પામશે?[૧૦] અરે, સંગ્રામ વિષે મારી ઝપટમાં આવેલા દીન પુરુષની રક્ષા કરવા દેવો, ગંધર્વો, પિશાચો કિંવા રાક્ષસો પણ સમર્થ નથી![૧૧] હે બહેન! હવે તું સાવધ થા અને કયા અવિનયયુક્ત પુરુષે વન વિષે તારો બળાત્કારથી પરાજય કર્યો તે મને યથાર્થ કહે.'[૧૨]

અત્યંત ક્રોધ પામેલા પોતાના ભાઈ ખરનાં વચન સાંભળી શૂર્પણખા રુદન કરતી કરતી તેને કહેવા લાગી:[૧૩] 'હે ભાઈ! આ લોક વિષે તારું અપ્રિય કરનાર કોઈ નથી એ સત્ય છે; પરંતુ મારી આવી દશા કરવારૂપ તારું અપ્રિય કરનારા કોઈ બે પુરુષો તો આજે જ મારા જોવામાં આવ્યા છે! તેઓ બંને યુવાન, રૂપસંપન્ન, સુકુમાર, મહાબળવાન, કમળ સરખાં વિશાળ નેત્રવાળા, વલ્કલવસ્ત્ર તથા કૃષ્ણ મૃગચર્મ ધારણ કરનારા,[૧૪] ફળ તથા કંદમૂળનું ભોજન કરનારા, ચતુર, તપસ્વી, બ્રહ્મચર્યવ્રત પાળનારા, ગંધર્વરાજ સરખા સ્વરૂપવાળા અને સંપૂર્ણ રાજચિહ્નોથી યુક્ત છે. તેઓ પોતાને અયોધ્યાપતિ મહારાજા દશરથના પુત્ર જણાવે છે; પરંતુ તેઓનું સ્વરૂપસૌંદર્ય જોતા તો હું તેઓ દેવ હશે કે દાનવ હશે એવો તર્ક કરવા પણ સમર્થ નથી.[૧૫,૧૬] તેઓની સંગાથે સૂક્ષ્મ કટિવાળી, રૂપસંપન્ન અને સર્વ આભૂષણો વડે વિભૂષિત થયેલી એક તરુણ સ્ત્રી પણ છે.[૧૭] હે ભાઈ! એ સ્ત્રીને લીધે જ એ બન્ને પુરુષોએ મળી અનાથ તથા વ્યભિચારિણી સ્ત્રીની પેઠે, મને આવી અવસ્થાએ પહોંચાડી છે![૧૮] માટે સંગ્રામભૂમિમા હણાયેલા એ બંને પુરુષોનાં તથા કુટિલ વૃત્તિવાળી એ સ્ત્રીના ઊકળતા રુધિરનું હું પાન કરવા ઇચ્છું છું. હે ભાઈ! હું તને પુનઃ પણ આગ્રહપૂર્વક કહું છું કે, હું જેવી રીતે સંગ્રામ વિષે એ ત્રણે જણના રુધિરનું પાન કરી અત્યંત હર્ષ પામું, તેવી રીતે તારે મારું એ કાર્ય સૌથી પ્રથમ કરવું જોઈએ.'

શૂર્પણખાનાં વચન સાંભળી ક્રોધ પામેલા ખરે 'તુરત જ પોતાની આજ્ઞામા રહેલા મહાબળવાન ચૌદ રાક્ષસોને બોલાવી તેઓને આજ્ઞા આપતાં કહ્યું:[૧૯-૨૧] 'હે મારા વીર યોદ્ધાઓ! શસ્ત્ર, વલ્કલવસ્ત્ર તથા કૃષ્ણ મૃગચર્મને ધારણ કરનારા કોઈ બે મનુષ્યોએ એક સ્ત્રીની સાથે ઘોર દંડકારણ્યમા પ્રવેશ કર્યો છે;[૨૨] માટે તમે ત્યાં જઈ તે બંને પુરુષો તથા દુષ્ટ આચરણવાળી એ સ્ત્રીનો વિનાશ કરી શીઘ્ર પાછા આવો, એટલે આ મારી બહેન તે ત્રણેનાં રુધિરનું પાન કરશે.[૨૩] હે મારા બળવાન યોદ્ધાઓ! એ ત્રણેનું રુધિર પીવાનો મારી બહેન શૂર્પણખાનો ઇષ્ટ મનોરથ છે; માટે તમે સત્વર ત્યાં જઈ પોતાના બળ વડે એ ત્રણે જણાંનો વિનાશ કરી, મારી બહેનનો મનોરથ પૂર્ણ કરો. તમે સંગ્રામ વિષે એ બંને ભાઈઓને હણશો ત્યારે આ મારી બહેન શૂર્પણખા અત્યંત હર્ષ પામી તેઓનાં રુધિરનુ પાન કરશે.'[૨૪,૨૫]

પોતાના સ્વામી ખરની આજ્ઞા મળતાં એ ચૌદે રાક્ષસો શૂર્પણખાને સાથે લઈને વાયુએ પ્રેરેલા મેઘની પેઠે શીઘ્ર ગતિથી પંચવટી પ્રત્યે વિદાય થયા.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૧૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૦ મો

### પ્રથમ યુદ્ધ–ચૌદ રાક્ષસોનો વધ

ततः शूर्पणखा घोरा राघवाश्रममागता ।
राक्षसानाचचक्षे तौ भ्रातरौ सह सीतया ॥ १ ॥

પંચવટીમા રામચંદ્રના આશ્રમ આગળ આવી ઘોર કર્મ કરનારી શૂર્પણખાએ પર્ણશાળામાં સીતા સહિત બેઠેલા રામ–લક્ષ્મણ બંને ભાઈઓને પોતાની સાથે આવેલા રાક્ષસોને બતાવ્યા.[૧] એ રાક્ષસો પણ પર્ણશાળા વિષે સીતા તથા લક્ષ્મણ

સહિત બેઠેલા મહાબળવાન રામચંદ્રને જોઈ આશ્ચર્ય પામ્યા.[2] આ વેળા શ્રીમાન રામચંદ્રે રાક્ષસોને આવેલા જોઈ, દેદીપ્યમાન કાંતિવાળા પોતાના નાના ભાઈ લક્ષ્મણને કહ્યું :[3] 'હે સૌમિત્રિ ! શૂર્પણખાનો પક્ષ કરી આપણો વિનાશ કરવા અર્થે આવેલા આ રાક્ષસોને તું જો. અરે! એક મુહૂર્તમાં તેઓનો નાશ કરું ત્યાં સુધી તું સાવધ થઈ, તારી ભાભી સીતાનું રક્ષણ કર.'[4]

મહાસમર્થ રામચંદ્રનાં વચનો સાંભળી મહાત્મા લક્ષ્મણ સીતાનું રક્ષણ કરવા અર્થે સજ્જ થઈ પર્ણશાળાનાં દ્વાર આગળ ઊભા રહ્યા. પછી ધર્માત્મા રામચંદ્રે પોતાના સુવર્ણજડિત ધનુષ્યને સજ્જ કરી, પર્ણશાળામાંથી બહાર આવી તે રાક્ષસો પ્રત્યે કહ્યું :[5,6] 'હે નિશાચરો ! અમે મહારાજા દશરથના પુત્ર 'રામ–લક્ષ્મણ' નામના બંને ભાઈઓ સીતા સાથે આ દુર્ગમ દંડકારણ્ય વિષે આવ્યા છીએ.[7] હે રાક્ષસો ! બ્રહ્મચર્ય પાળી તથા ફળમૂળનો આહાર કરી જિતેંદ્રિયપણે આ વનમાં વસેલા અમો તપસ્વીઓને તમો શા માટે હણો છો ?[8] ઓ પાપાત્માઓ ! તમે કે જે ઋષિઓને પીડા કરનારા અને પાપનાં પૂતળાં છો, તેઓને હણવા માટે જ હું તે ઋષિઓની આજ્ઞાથી ધનુષ્યબાણ ગ્રહણ કરી અહીં આવેલો છું.[9] જો તમારામાં યુદ્ધ કરવાની શક્તિ હોય તો સામા ઊભા રહો, પાછી પાની કરશો નહિ. છતાં હે નિશાચરો ! જો હજી પણ તમારે જીવવાની ઇચ્છા હોય, તો યુદ્ધ મૂકી પલાયન કરવું એ જ સુખરૂપ છે.'

રામચંદ્રનાં વચન સાંભળી અતિ ક્રોધ ચડવાને લીધે જેઓનાં નેત્ર લાલચોળ થઈ ગયાં હતાં એવા ત્રિશૂળ ધારણ કરનારા, કઠોર વાણીવાળા અને બ્રહ્મહત્યારા એ ક્રૂર રાક્ષસોએ મધુર ભાષણ કરનારા, લાલ નેત્રવાળા અને પ્રસિદ્ધ પરાક્રમવાળા રામચંદ્ર પ્રત્યે હર્ષપૂર્વક કહ્યું : 'અરે, તેં અમારા સ્વામી મહાબળવાન ખરને છંછેડ્યો છે, તેથી આજે યુદ્ધ વિષે અમારાથી હણાઈને તું જ પોતાના પ્રાણ ખોનાર છે ![10–13] અરે, સંગ્રામભૂમિ વિષે અમારા સરખા મહાબળવાન ઘણાઓની આગળ તું એકલો ઊભો રહેવા પણ સમર્થ નથી, તો પછી અમારી સાથે યુદ્ધ કરવા સમર્થ તો ક્યાંથી જ હોય ? અરે, આ અમારા હાથથી યોજેલાં પરિઘ, ત્રિશૂળ અને પટ્ટિશાદિ આયુધોના પ્રહારથી તું પોતાના પ્રાણ, પરાક્રમ તથા હાથમાં રહેલા ધનુષ્યનો ત્યાગ કરીશ.'

એટલું કહી ચૌદ રાક્ષસો પોતપોતાનાં ત્રિશૂળ તથા ખડ્ગ વગેરે આયુધો ઉગામી એકીવખતે દુર્જય એવા રામચંદ્રની ઉપર ધસી ગયા અને ત્રિશૂળોના પ્રહારો કરવા લાગ્યા. ત્યારે શ્રીમાન રામચંદ્રે પોતાના સુવર્ણભૂષિત ચૌદ બાણો વડે તેઓના ચાદે ત્રિશૂળોને એકસામટાં છેદી નાખ્યાં. પછી અત્યંત ક્રોધ પામેલા મહાતેજસ્વી રામચંદ્રે શિલા પર ઘસી તીક્ષ્ણ કરેલાં અને સૂર્ય સરખાં પ્રકાશિત ચૌદ બાણો એકસામટાં ધનુષ્ય પર યોજી કર્ણ પર્યંત ધનુષ્ય ખેંચી, જેમ ઇંદ્ર પર્વત પર વજ્ર છોડે, તેમ એ રાક્ષસો ઉપર તે બાણો છોડ્યાં. તુરત જ એ વેગવાળાં બાણો ચૌદ રાક્ષસોનાં વક્ષઃસ્થળને ભેદી રુધિરથી ખરડાઈ આરપાર નીકળી ગયાં અને જેમ પોતાનું ભક્ષ જોઈ રાફડામાંથી સર્પો નીકળે, તેમ તેઓનાં શરીરમાંથી નીકળીને પૃથ્વી પર પડ્યાં. એ વેળા રુધિરથી ખરડાયેલા એ રાક્ષસો પોતાનાં હૃદય ચિરાઈ જવાને લીધે ગતપ્રાણ થઈ છેદાયેલા મૂળવાળાં વૃક્ષની પેઠે પૃથ્વી પર પડ્યા. તેઓની એવી દશા જોઈને ક્રોધથી વ્યાપ્ત થયેલી શૂર્પણખા કે જેનાં કપાયેલાં નાક-કાનનું રુધિર હવે કાંઈક સુકાયું હતું, તે એકાએક ત્યાંથી નાઠી અને પુનઃ પોતાના ભાઈ ખરની આગળ જઈ ગુંદરવાળી વેલની પેઠે પૃથ્વી પર પડી.[14–20] પછી અતિશય શોકને લીધે નિસ્તેજ થઈ તે મોટા નાદ સહિત રુદન કરવા લાગી.

સંગ્રામમાં ચૌદે રાક્ષસોને હણાયેલા જોઈ રાક્ષસી શૂર્પણખા તુરત જ પોતાના ભાઈ ખરની પાસે દોડી ગઈ અને તેણે રામે કરેલા સઘળા રાક્ષસોના વધની વાત તેને કહી સંભળાવી.[24,25]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૨૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૧ મો

## શૂર્પણખાએ ખરને શૂર ચઢાવ્યું

स पुनः पतितां दृष्ट्वा क्रोधाच्छूर्पणखां पुनः ।
उवाच व्यक्तया वाचा तामनर्थार्थमागताम् ॥ १ ॥

રાક્ષસની કુળનો વિનાશ કરાવવા સારુ પાછી આવેલી પોતાની બહેન શૂર્પણખાને જોઈને ખરે તેને પુનઃ પણ સ્પષ્ટ વાણીથી કહ્યું :[૧] 'હે બહેન! મેં તારું પ્રિય કરવા માટે રુધિરનું પાન કરનારા મહાશૂરવીર ચૌદ રાક્ષસોને હમણા જ તારી સાથે મોકલ્યા છે, છતાં તું આમ રુદન શા માટે કરે છે?[૨] અરે! તે રાક્ષસો મારે વિષે પ્રીતિવાળા હોવાને લીધે નિરંતર મારું પ્રિય કરનારા અને સદા-સર્વદા મારી સેવામાં તત્પર રહેનારા છે. તેઓ મારી આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરે એવા નથી. વળી તેઓ બળવાન શત્રુના પંજામાં સપડાવા છતાં પણ ડરે તેવા નથી.[૩] હે બહેન! મારા સરખો મહાબળવાન તારો ભાઈ તારું રક્ષણ કરવા તત્પર છે, છતાં તું આમ પૃથ્વી પર પડી સર્પની પેઠે તરફડિયાં મારતી 'હા નાથ!' એવી ચીસો શા કારણથી પાડે છે? તથા અનાથની પેઠે વિલાપ શા માટે કરે છે? એ સઘળું મને કહે. હે બહેન! ઊઠ ઊઠ; વિકળતાનો ત્યાગ કરી સ્વસ્થ થા.[૪,૫]

એવી રીતે કહી ખરે સાંત્વના કરી, ત્યારે શૂર્પણખાએ પોતાનાં નેત્રના આંસુ લૂછતાં લૂછતાં કહ્યું :[૬] 'હે પ્રિય ભાઈ! નાક-કાન કપાઈ જવાને લીધે રુધિર વડે ભિંજાયેલા શરીરવાળી હું પુનઃ પણ તારી પાસે આવી છું. હે ભાઈ! હું જ્યારે પ્રથમ તારી પાસે આવી હતી, ત્યારે મારું સાંત્વન કરીને તેં મારું પ્રિય કરવા માટે અને રામ-લક્ષ્મણને હણવા અર્થે ત્રિશૂળ વગેરે શસ્ત્ર ધારણ કરનારા તથા ઘણી જ રીસવાળા જે મહાબળવાન રાક્ષસોને મોકલ્યા હતા, તેઓ સર્વને સંગ્રામ વિષે રામચંદ્રે મર્મભેદી તીક્ષ્ણ બાણોના પ્રહાર કરી મારી નાખ્યા છે.[૭-૯] હે ભાઈ! શૂરવીર રામચંદ્રે એક ક્ષણવારમાં જ એ મહાબળવાન ચૌદ રાક્ષસોને પૃથ્વી પર સુવાડી દીધા; અર્થાત્ હણી નાખ્યા. એવું તે રામનું અદ્ભુત કર્મ જોઈ મને અત્યંત ત્રાસ ઊપજ્યો છે; એટલું જ નહિ, પણ એથી મને અંતરમાં એટલો બધો તો ભય પેસી ગયો છે કે જેથી હું હજી પણ થરથર ધ્રૂજું છું અને ખેદ પામું છું. વળી હે નિશાચર! 'રામ મને અહીં આવીને મારશે, અરે! આમથી આવીને મને મારશે,' એ પ્રમાણે ચોતરફથી મને રામના જ ભણકારા વાગી રહ્યા છે; તેથી હું પુનઃ તારે શરણે આવી છું.[૧૦,૧૧] હે ભાઈ! તારી બહેન હું કે જે ખેદરૂપી ઝૂડવાળા અને મહાન ત્રાસરૂપી લહરીઓથી ઉછાળા મારતા શોકરૂપી સમુદ્રમાં ડૂબેલી છું, તેની રક્ષા શું તું નહિ કરે?[૧૨] હે ખર! તેં મારી સાથે જે રાક્ષસોને મોકલ્યા હતા તેઓને તો રામે પોતાના તીક્ષ્ણ બાણોના પ્રહાર વડે પ્રાણરહિત કરી પૃથ્વી પર સુવાડી દીધા છે; માટે જો હવે તને મારા પર દયા આવતી હોય તથા પોતાના પુત્ર-કલત્ર સહિત આખા રાક્ષસકુળની રક્ષા કરવાની ઇચ્છા હોય તેમ જ રામની સાથે યુદ્ધ કરવાની તારામાં શક્તિ હોય કિંવા તેટલું તેજ હોય તો આપણા દંડકવનમાં આવી વસેલા અને રાક્ષસોના કુળને કંટકરૂપ એ રામને સત્વર હણ. હે નિશાચર! જો તું મારા નાક-કાન કાપી, મને વિરૂપ કરનારા એ શત્રુદમન રામનો આજે જ વધ નહિ કરે, તો પછી 'મારી લાજ ગઈ છે જ' એમ હું માનીશ અને એવી રીતે નિર્લજ્જપણે રહી દુઃખમાં જીવન ગાળવું તે કરતા હું તારી આગળ મારા પ્રાણોનો ત્યાગ કરીને સુખી થઈશ. અરે! વિચાર કરતાં મને સમજાય છે કે, કદાચ તું મને સહાય કરવા માટે મોટી સેના લઈને જઈશ, તોપણ એ રામની સામે યુદ્ધમાં ઊભો રહેવા સમર્થ થઈ શકીશ નહિ. અરે, તું પોતાને શૂરવીર માને છે, પણ તું શૂરવીર નથી. માત્ર તેં પોતાને વિષે પરાક્રમનો મિથ્યા આરોપ જ કર્યો છે.[૧૩-૧૭] હે મૂઢ! હું તને કહું છું કે, જો તું ખરેખરો પરાક્રમી હોય, તો યુદ્ધ વિષે રામ-લક્ષ્મણનો શીઘ્ર નાશ કર. જો તેમ નહિ કરે તો તું પોતાના જ કુળને કલંક લગાડનારો હોવાથી અહીં વસવા યોગ્ય નથી; પોતાના બંધુવર્ગ સહિત તું વિના-વિલંબે આ જનસ્થાનમાંથી દૂર દેશ પ્રત્યે ચાલ્યો

જા.[૧૮] હે ખર! એ રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ કે જે સાધારણ મનુષ્ય છે તેઓને હણવા જેટલી પણ તારામાં શક્તિ નથી, તો પછી બળ–પરાક્રમ વિનાના તારે અહીં વસવું કોઈ પણ રીતે યોગ્ય નથી.[૧૯] અરે, વિશેષ તો શું પણ એ રામના તેજના પ્રતાપથી જ હારેલો તું સત્વર નાશ પામીશ; કેમ કે તે દશરથપુત્ર રામ ઘણો જ તેજસ્વી છે અને તેનો ભાઈ લક્ષ્મણ, જેણે મને વિરૂપ કરી છે, તે પણ મહાન પરાક્રમી છે.'

એ પ્રમાણે ઘણો વિલાપ કરી શોકપીડિત થયેલી મોટા ઉદરવાળી એ શૂર્પણખા પોતાના ભાઈ ખરની આગળ વિવેકરહિત થઈ બન્ને હાથ વડે પેટ કૂટવા લાગી અને અત્યંત દુઃખને લીધે રુદન કરવા લાગી.[૨૦–૨૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૨ મો

## યુદ્ધ માટે ખરની તૈયારી–રાક્ષસસેના

**एवमाधर्षितः शूरः शूर्पणख्या खरस्ततः ।**
**उवाच रक्षसां मध्ये खरः खरतरं वचः ॥ १ ॥**

શૂર્પણખાએ કઠોર વચનો કહી શૂરવીર ખરનો તિરસ્કાર કર્યો, તેથી એકાએક જાજ્વલ્યમાન થયેલા ખરે સર્વ રાક્ષસોના સાંભળતાં અતિ તીક્ષ્ણ વચનો કહેવા માંડ્યાં:[૧] 'હે બહેન! તારું અપમાન થયેલું જોઈ મને પ્રથમ ઉત્પન્ન થયેલો ક્રોધ જેમ વાગેલા ઘા ઉપર ખારું જળ છાંટવામાં આવે તેમ હવે તારાં વચનોથી વિશેષ ઉત્તેજિત થયો છે અને હવે તેને રોકી શકવા હું સમર્થ નથી.[૨] અરે, હું મારા પરાક્રમને લીધે ક્ષીણ આયુષ્યવાળા એ મનુષ્યરૂપ રામને કાંઈ પણ લેખવતો નથી. અરે, તને વિરૂપ કરવારૂપ દુષ્કર્મથી તો તે રામ હણાઈ ચૂક્યો છે જ અને વળી યુદ્ધમાં મને દેખશે કે તુરત જ પોતાના પ્રાણોનો ત્યાગ કરશે![૩] હે ભગિની! હવે તું અશ્રુપાત બંધ કર અને ભયનો ત્યાગ કર. હવે હું થોડા જ સમયમાં રામને તેના બાંધવ લક્ષ્મણ સહિત યમલોકમાં મોકલીશ.[૪] હે રાક્ષસી! આજે જ મારી ફરશી વડે હણાઈ પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડેલા રામના લાલચોળ અને ઉષ્ણ એવા રુધિરનું તું પાન કરીશ.'

પોતાના ભાઈ ખરનાં વચન સાંભળી મૂર્ખતાને લીધે અત્યંત હર્ષિત થયેલી શૂર્પણખા તેની પ્રશંસા કરવા લાગી. જોકે શૂર્પણખાએ પ્રથમ તો તેને ઘણાં જ કઠોર વચન કહ્યાં હતાં, તોપણ તેણે જ્યારે પોતાની પ્રશંસા કરી ત્યારે અધિક ફુલાઈ જઈને સર્વ રાક્ષસોમાં શ્રેષ્ઠ ખરે પોતાના સેનાપતિ દૂષણ પ્રત્યે કહ્યું:[૫–૭] 'હે સૌમ્ય! તું તારા હાથ નીચે રહેનારા મહાપરાક્રમી ચૌદ હજાર રાક્ષસો કે જેઓ મારી ઇચ્છા પ્રમાણે વર્તનારા, ભયંકર ગતિવાળા, યુદ્ધમાંથી પાછા નહિ વળનારા, મેઘ સરખા શ્યામ વર્ણવાળા, લોકોની હિંસા કરવારૂપ વિહારવાળા અને યુદ્ધમાં અત્યંત ઉત્સાહી છે, તેઓને સઘળી યુદ્ધસામગ્રીઓ આપી એક મોટી ચતુરંગિણી સેના સજ્જ કર.[૮,૯] વળી હે સૌમ્ય! મારાં શ્રેષ્ઠ ધનુષ્ય, ચિત્રવિચિત્ર બાણ, ઉત્તમ તરવાર તથા વિવિધ પ્રકારની તીક્ષ્ણ શક્તિઓ વગેરે આયુધો સહિત મારો રથ પણ તૈયાર કરી સત્વર અહીં આવ.[૧૦] હું એ દુષ્ટ રામનો વધ કરવા માટે આપણા સર્વ મહાત્મા રાક્ષસોની પહેલાં જ પ્રયાણ કરવા ઇચ્છું છું.'[૧૧]

ખરની આજ્ઞા થતાં તુરત જ સેનાપતિ દૂષણે તેને બેસવા માટે સૂર્ય સમાન પ્રકાશિત અને વિચિત્ર અશ્વોથી જોડેલો ઉત્તમ રથ તૈયાર કરી આણ્યો.[૧૨] મેરુ પર્વતના શિખર સરખો એ મોટો રથ ઘણો જ સુશોભિત જણાતો હતો. તે રથની બન્ને ધૂંસરીઓ પર ઠેકઠેકાણે વૈડૂર્યમણિ જડેલા હતા, તેને સુવર્ણનાં પતરાં વડે મઢી લીધેલો હતો, તેનાં પૈડાં સુવર્ણનાં હતાં અને તેમા ઘણા પુરુષો બેસી શકે એવો તે વિશાળ હતો.[૧૩] વળી એ રથની અંદર અને બહાર ચોતરફ ચંદ્રકાંતમણિનાં તથા સુવર્ણનાં મત્સ્યો, પુષ્પો, વૃક્ષો તથા પર્વતો વગેરેના ચિત્રો પાડેલાં હતાં; તેમ જ માંગલિક પક્ષીઓ અને તારાઓનાં ચિત્રો બનાવેલાં હતાં.[૧૪] તે રથના શિખર ઉપર મોટા સુવર્ણદંડમાં પરોવેલી

ધજા ફરકી રહી હતી તથા તેના પર સ્થળે સ્થળે, સુવર્ણની ઝીણી ઝીણી ઘંટડીઓ ખણખણી રહી હતી. એવા ઉત્તમ અશ્વોથી જોડેલા રથને પોતાની આગળ આવેલો જોઈ અતિ ક્રોધયુક્ત થયેલો ખર રાક્ષસ તુરત જ તેમાં આરૂઢ થયો.[૧૫] પછી રથો, ઢાલો, તરવારો અને ધજાઓ આદિ સાધન સહિત સજ્જ થયેલી મોટી સેનાને ખરની સંમતિથી સેનાપતિ દૂષણે 'પ્રયાણ કરો' એમ કહી ચાલવાની આજ્ઞા આપી.[૧૬] એટલે તુરત જ મોટી ગર્જના કરતું રાક્ષસોનું એ હથિયારબંધ સૈન્ય જનસ્થાન-માંથી નીકળી વેગ સહિત ચાલતું થયું.[૧૭] એ વેળા ખરની ઇચ્છા પ્રમાણે વર્તનારા અને ભયંકર પરાક્રમવાળા ચૌદ હજાર રાક્ષસો પોતપોતાનાં રથાદિ વાહનોમાં બેસી મુદ્ગરો, પટ્ટિશો, ત્રિશૂળો, તીક્ષ્ણ ધારવાળી ફરશીઓ, તરવારો, ચક્રો, જાજ્વલ્યમાન આઠ ધારોવાળાં તોમરો, શક્તિઓ, ભયંકર પરિઘો, મોટાં મોટાં ધનુષ્યો, ગદાઓ, મુસિઓ, મુસળો અને ભયંકર વજ્રો વગેરે આયુધો ગ્રહણ કરી જનસ્થાનમાંથી ઉતાવળે ચાલવા લાગ્યા.[૧૮–૨૦] સઘળી સેનાને ચાલતી થયેલી જોઈ ખરે પોતાનો રથ આગળ ચલાવવા ઇચ્છા કરી. સારથિએ પોતાના સ્વામી ખરની ઇચ્છા જાણી લઈ સુવર્ણાભૂષણોથી શોભતા વિચિત્ર અશ્વોને વેગથી હંકાર્યા. એ વેળા શીઘ્ર ગતિથી દોડતા રથના ઘોંઘાટને લીધે દશે દિશાઓ ગાજી ઊઠી.[૨૧–૨૩]

પોતાના શત્રુના વધ માટે કાળની પેઠે ક્રોધ પામેલા મહાબળવાન ખરે પાષાણવૃષ્ટિ કરનારા મેઘની પેઠે ભયંકર ગર્જના કરી, સત્વર રથ હાંકવા માટે પોતાના સારથિને પુનઃ પણ તીક્ષ્ણ સ્વરથી આજ્ઞા કરી.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૩ મો

### ખરને થયેલા અપશુકનો

तत्प्रयातं बलं घोरमशिवं शोणितोदकम् ।
अभ्यवर्षन्महाघोरस्तुमुलो गर्दभारुणः ॥ १ ॥

ચૌદ હજાર રાક્ષસોની ભયંકર સેના જ્યારે ચાલતી થઈ, ત્યારે તેને માર્ગમાં ઘણા અપશુકનો થવા લાગ્યા. ગધેડા સમાન ધૂસરા વર્ણવાળો અને મોટી ગર્જના કરનારો મેઘ આકાશમાં ચઢીને તે સેના પર અમાંગલિક રુધિરરૂપી જળ વરસાવવા લાગ્યો.[૧] ખરના રથે જોડેલા મહાવેગવાળા અશ્વો ખાડા–ટેકરા વિનાના તથા પુષ્પ વડે અલંકૃત કરેલા રાજમાર્ગ ઉપર પણ દૈવગતિથી લથડી પડ્યા.[૨] સળગતા ઊંબાડિયાને ગોળ–ચક્રાકાર ફેરવવાથી જેવું મંડળ થાય છે તેવું, પરંતુ શ્યામવર્ણનું અને રાતી કિનારીવાળું મંડળ સૂર્યની આજુબાજુ થવા લાગ્યું; એટલામાં વળી અતિ દારુણ રૂપવાળો અને પર્વત સમાન મોટી કાયાવાળો ગૃધ્ર પક્ષી ખરના રથ પર બાંધેલા મોટા ધ્વજદંડ ઉપર આવીને બેઠો.[૩,૪] માંસનું ભક્ષણ કરનારાં તથા કઠોર સ્વરવાળાં અનેક પશુ–પક્ષીઓ જનસ્થાનમાંથી પ્રયાણ કરતી ખરની સેનાની આગળ આવીને વિવિધ પ્રકારના ભયંકર નાદ કરવા લાગ્યાં; તેમ જ ક્રૂર સ્વરવાળાં ભયંકર શિયાળવાં સૂર્ય સામે રહીને રાક્ષસોનું અમંગળ સૂચવનારા ઘોર શબ્દો કરવા લાગ્યા. મહોન્મત્ત હાથી સરખા અને જળને બદલે માત્ર રુધિર ધારણ કરનારા ભયંકર મેઘોએ આકાશને પ્રકાશહીન કરી દીધું; અને તેને લીધે રુવાંટાં ઊભાં કરે એવો ગાઢ અંધકાર થવાથી સઘળી દિશાઓ તથા પ્રદિશાઓ અદૃશ્ય થઈ ગઈ.[૫–૮] આકાશ વિષે સમય વિના જ રુધિર વડે ભિંજાયેલા વસ્ત્ર સરખી સંધ્યા પ્રવૃત્ત થઈ અને અશુભ સૂચવનારાં મૃગો, કંકો, શિયાળવાં તથા ગીધ વગેરે પ્રાણીઓ ખરની સામે આવી ઘોર શબ્દો કરવા લાગ્યા. નિરંતર યુદ્ધમાં અકલ્યાણ કરનારી અને ભયંકર દેખાવવાળી શિયાળો ખરની સેનાની સામે ઊભી રહી, પોતાના મુખમાંથી નીકળતી અગ્નિ-

જ્વાળાઓ સહિત ઘોર શબ્દો કરવા લાગી. સૂર્ય-મંડળની પાસે પરિઘ સરખા આકારનો ધૂમકેતુ દેખાવા લાગ્યો.[૯-૧૧] પર્વણી વિના જ રાહુ સૂર્યને ગ્રસવા લાગ્યો, તેથી સૂર્ય કાંતિરહિત થઈ ગયો, વાયુ પણ પ્રચંડ વાવા લાગ્યો.[૧૨] આગિયા સરખા ચમકતા તારાઓ રાત્રિ વિના દિવસે જ દેખાવા લાગ્યા અને ખરીખરીને પૃથ્વી પર પડવા લાગ્યા; સરોવરો વગેરે જળાશયોનાં જળ એકાએક સુકાઈ જવાને લીધે તેમાં રહેનારાં મત્સ્યાદિ જળચરો અને તેના કિનારા પર ફરનારાં પક્ષીઓ સંતાઈ જવા લાગ્યાં; સરોવરોમાંનાં કમળો સુકાઈ જવા લાગ્યાં.[૧૩] એ સમયે સઘળાં વૃક્ષો પુષ્પ તથા ફળ વિનાનાં થઈ ગયાં અને વાયુના ઝપાટા વિના જ મેઘમંડળ સરખી ઘાટી ધૂળ ઊડવા લાગી.[૧૪] જનસ્થાનમાં રહેનારાં મેના—પોપટ વગેરે પક્ષીઓ એકાએક ચિચિયારી ભરેલા શબ્દો કરવા લાગ્યાં અને મોટા કડાકા સહિત ભયંકર ઉલ્કાપાત થવા લાગ્યો.[૧૫] એવા અનેક ઉત્પાતો થવાને લીધે પર્વત, વન તથા વૃક્ષો સહિત આખી પૃથ્વી કંપાયમાન થઈ. એ વેળા રથમાં બેઠાં બેઠાં ગર્જના કરનારા મહાસમર્થ ખરની ડાબી ભુજા ફરકવા લાગી, તેનો સ્વર બદલાઈ ગયો, તે ચોમેર જોવા લાગ્યો, ત્યારે તેનાં નેત્ર ગળવા લાગ્યાં અને તેના લલાટમાં મહાન પીડા થવા લાગી.

એ પ્રમાણે એકાએક ઉત્પન્ન થયેલા અને રુવાંટાં ઊભાં કરે એવા મોટા મોટા ઉત્પાતો થવા લાગ્યા, તોપણ મહાઅભિમાની એ ખર રાક્ષસ યુદ્ધમાં જવાથી નિવૃત્ત થયો નહિ. એ ઉત્પાતોને કાંઈ પણ ન લેખવતાં તે હસતાં હસતાં પોતાની સાથેના રાક્ષસોને કહેવા લાગ્યો : ' હે શૂરવીર યોદ્ધાઓ ! જેમ બળવાન પુરુષ નિર્બળને ગણકારતો નથી, તેમ હું એકાએક ઉત્પન્ન થયેલા ભયંકર ઉત્પાતોને ગણકારતો નથી અરે ! હું મારાં તીક્ષ્ણ બાણોથી આકાશમાં રહેલા સઘળા તારાઓને પણ નીચે પાડવા સમર્થ છું.[૧૬-૨૦] જો હું ક્રોધ પામું તો મૃત્યુને પણ મરણ પમાડું એવો છું, તો પછી મનુષ્યરૂપ રામ—લક્ષ્મણ ભમે તેવા બળવાન હશે, તોપણ તેઓ મને શું કરી શકે તેમ છે?[૨૧] અરે, તમે નિશ્ચય જાણજો કે, હું મારાં તીક્ષ્ણ બાણો વડે એ બન્ને ભાઈઓને હણ્યા વિના યુદ્ધમાંથી પાછો વળનાર નથી. અહો ! જે રામ—લક્ષ્મણે મારી બહેન શૂર્પણખાને વિરૂપ કરવારૂપ અયુક્ત કાર્ય કર્યું છે, તેઓ આજે અવશ્ય મારા હાથથી મરણ પામશે અને મારી બહેન તેઓનાં રુધિરનું પાન કરી તૃપ્ત થશે. હે મારા શૂર યોદ્ધાઓ ! પૂર્વે કદી પણ સંગ્રામ વિષે મારો પરાજય થયો નથી. તે પ્રત્યક્ષ રીતે તમારા જાણવામાં જ છે, તેથી ' હું આ ખોટું બોલું છું ' એમ તો તમે નહિ જ જાણો. અરે, હું ક્રોધ પામું તો મદોન્મત્ત ઐરાવત હાથી પર બેસી ગમન કરનારા વજ્રધારી ઈંદ્રનો પણ નાશ કરવા સમર્થ છું, તો પછી મારી આગળ એ બન્ને મનુષ્યો—રામ—લક્ષ્મણના શા ભાર છે ? ' અભિમાની ખરનાં એવાં એવાં વચન સાંભળી મૃત્યુપાશે બંધાયેલી તેની સેના અતિ હર્ષ પામી સત્વર ગતિ કરવા લાગી.

આ વેળા રાક્ષસોની સાથે થનારું રામચંદ્રનું યુદ્ધ જોવાની ઇચ્છાથી પુણ્યકર્મવાળા ઋષિઓ, દેવો, ગંધર્વો, સિદ્ધો અને ચારણો વગેરે સર્વ અંતરિક્ષમાં એકઠા થયા અને પરસ્પર કહેવા લાગ્યા : 'અહો ! આજે આ સર્વ રાક્ષસો રામચંદ્રની સાથે યુદ્ધ કરવા જાય છે ! સર્વ લોકોની સાથે ગાયો તથા બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ અને સંગ્રામ વિષે રામચંદ્ર ચક્રધારી વિષ્ણુ ભગવાનની પેઠે આ પુલસ્ત્ય વંશમાં ઉત્પન્ન થયેલા સર્વ રાક્ષસોનો પરાજય કરો. ' એ પ્રમાણે અનેકવિધ આશીર્વાદ ઉચ્ચારતા સર્વ મહર્ષિઓ તથા વિમાનમાં બેઠેલા દેવલોકો યુદ્ધ જોવાના કુતૂહલથી અંતરિક્ષમાર્ગે પંચવટી તરફ જવા લાગ્યા.

જ્યારે પંચવટી થોડેક દૂર રહી, ત્યારે મહાબળવાન ખર રાક્ષસ પોતાના રથને વેગથી ચલાવી, જેઓનું આયુષ્ય ખૂટી રહ્યું છે, એવા રાક્ષસોની સેનાને મોખરે ચાલવા લાગ્યો. એ વેળા શ્યેનગામી, પૃથુગ્રીવ, યજ્ઞશત્રુ, વિહંગમ, દુર્જય, કરવીરાક્ષ, પરુષ, કાલકાર્મુક, હેમમાલી, મહામાલી, સર્પાસ્ય અને રુધિરાશન, એ મહાપરાક્રમી બાર

રાક્ષસો ખરની ચોતરફ ચાલવા લાગ્યા. તેની પાછળ મહાકપાલ, સ્થૂલાક્ષ, પ્રમાથી તથા ત્રિશિરા, એ ચાર રાક્ષસો સહિત સેનાપતિ દૂષણનો રથ ચાલ્યો અને તેની પાછળ આખું રાક્ષસસૈન્ય ચાલ્યું.[૨૨–૨૩]

ભયંકર વેગવાળી અને યુદ્ધ કરવા માટે ઉત્સુક બનેલી શૂરવીર ખરની ભયંકર સેના જેમ મંગળ વગેરે ગ્રહોની માળા એકાએક સૂર્ય તથા ચંદ્ર સમીપ જઈ પહોંચે, તેમ અલ્પ સમયમાં અજ્ઞે રાજપુત્ર રામ–લક્ષ્મણની સમીપ જઈ પહોંચી.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૩મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૪ મો

### રામનો ભાવિ નિશ્ચય, સીતાના રક્ષણની ગોઠવણ અને યુદ્ધ માટે તૈયારી

आश्रमं प्रतियाते तु खरे खरपराक्रमे ।
तानेवौत्पातिकान्रामो सह भ्राता ददर्श ह ॥ १ ॥

ક્રૂર પરાક્રમવાળો ખર પોતાની સેના સહિત જનસ્થાનમાંથી નીકળી પંચવટીમાં આવેલા રામચંદ્રના આશ્રમ પાસે આવી પહોંચ્યો, તેટલા સમયમાં તેને માર્ગમાં થયેલા અપશુકનો લક્ષ્મણ સહિત રામચંદ્રના જોવામાં પણ આવ્યા. એ મહાઘોર ઉત્પાતો કે જે રાક્ષસોનુ અહિત સૂચવનારા હતા. તે જોઈ (અને પોતાના માટે કેટલાંક શુભ ચિહ્નો જોઈ અતિ ક્રોધ પામેલા) શ્રીમાન રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું. 'હે મહાબાહુ! સર્વ ભૂત–પ્રાણીઓનો વિનાશ કરે એવા આ મોટા ઉત્પાતો કે જે સર્વ રાક્ષસોનો સંહાર થવાનુ સૂચવે છે, તે તું જો. હે ભાઈ! જો, આ આકાશમાં ચડેલા ધૂમ્રવર્ણા મેઘો કઠોર ગર્જના કરે છે અને રુધિરની ધારાઓ વરસાવે છે![૨–૪] હે સૌમ્ય! આ મારાં બાણો ઉત્પાતને લીધે ધુમાડાવાળા જણાય છે; તેથી અનુમાન થાય છે કે, તે યુદ્ધ માટે આનંદિત બનેલા છે. વળી આ સુવર્ણના પૃષ્ઠવાળું મારુ ધનુષ્ય પોતાની મેળે જ ટંકારવ કરે છે.[૫] હે લક્ષ્મણ! આ વનમાં રહેનારા પક્ષીઓ ભયંકર શબ્દો ઉચ્ચારે છે તે ઉપરથી જણાય છે કે હવે સમીપના દેશકાળ વિષે જ આપણને મોટો ભય પ્રાપ્ત થયો છે અને રાક્ષસોના જીવિતનો અંત આવ્યો છે. હે સૌમિત્રિ! હવે અવશ્ય થોડા સમયમાં જ અહીં મહાતુમુલ યુદ્ધ થશે એમ મારું ધારવુ છે. હે ભાઈ! મારી જમણી ભુજા વારંવાર ફરકીને સૂચવે છે કે, અલ્પ સમયમાં જ આપણો જય અને શત્રુઓનો પરાજય થશે. વળી હે લક્ષ્મણ! આજે તારું મુખ અતિ પ્રસન્ન અને સુંદર કાંતિવાળું દેખાય છે, તે મારા જયનું જ ચિહ્ન છે.[૬–૮] હે બંધુ! યુદ્ધ માટે તૈયાર થયેલા જે પુરુષનુ મુખ કાંતિ વિનાનું થઈ જાય, તેઓના આયુષ્યનો ક્ષય પાસે આવ્યો છે એમ સમજવું.[૯] એટલું કહી થોડી વાર શાંત રહી વળી રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે તાત! જો, આપણી નજીકમાં જ આ ભયંકર ગર્જનાઓ સંભળાય છે! અરે, આપણા પર ચડી આવનારા રાક્ષસોના સૈન્યની જ એ ગર્જનાઓ હશે. વળી જો, આ ક્રૂર કર્મવાળા રાક્ષસોએ જોરથી વગાડેલાં રણતૂરો તથા ઢોલોના અવાજ કેવા થઈ રહ્યા છે! માટે હે વીર! તું ઊભો થા અને હું કહું તેમ કર, કેમ કે પોતાનુ શુભ ઇચ્છનારા બુદ્ધિમાન પુરુષે પોતા પર કોઈ પણ પ્રકારની આપત્તિ આવી પડશે એવું સમજાય કે તુરત જ તે નિવૃત્ત કરવા માટેના ઉપાયો યોજવા જોઈએ. હે ભાઈ! હવે તું ધનુષબાણ ધારણ કરી તથા સીતાને સાથે લઈ કોઈ પર્વતની ઘાટાં વૃક્ષોવાળી ગુફાનો આશ્રય કર કે જ્યાં આગળ ક્રૂર રાક્ષસો વગેરે દુઃખે કરીને પણ આવી શકે નહિ. હે વત્સ! આ મેં કહેલા વચનને તારે અન્યથા કરવું નહિ. તેમ જ તે પ્રમાણે કરવામા જરા પણ વિલંબ કરવો નહિ. હું તને મારા સોગંદ આપીને કહું છુ કે, હવે તું કાંઈ પણ ઉત્તર–પ્રત્યુત્તર કર્યા વિના જ નિર્વિઘ્ને સીતાને લઈને કોઈ નિકુંજ ગુફામા જા.[૧૦–૧૨] હે તાત! તું ઘણો જ શૂરવીર તથા અત્યંત બળવાન છે અને તું એકલો જ એ સર્વ રાક્ષસોનો સંહાર કરી શકે તેમ છે. એમા કાંઈ પણ સંશય નથી; તોપણ આ સમયે તો તારે મારી આજ્ઞાને જ અધીન થવું યોગ્ય છે; કેમ કે એ સર્વ રાક્ષસોને આજે હું મારા હાથે જ હણવા ઇચ્છું છુ.[૧૩]

એ રીતે રામચંદ્રની આજ્ઞા થતાં તુરત જ સીતાને સાથે લઈ તથા ધનુષ્ય–બાણુ ગ્રહણુ કરી મહાત્મા લક્ષ્મણે ત્યાંથી થોડેક દૂર આવેલી કોઈ એક ગુફાનો આશ્રય કર્યો.[૧૫] સીતા સહિત લક્ષ્મણુને નિર્ભય ગુફામાં ગયેલાં જોઈ 'લક્ષ્મણે મારી આજ્ઞા પ્રમાણે કર્યું' એ બહુ સારું થયું' એમ વિચારતા રામચંદ્ર આનંદ પામ્યા અને તુરત જ ઊભા થઈ તેમણે પોતાના શરીર પર કવચ ધારણ કર્યું.[૧૬] અગ્નિ સમાન દેદીપ્યમાન કવચને ધારણ કરવાથી શ્રીમાન રામચંદ્ર અંધકાર વિષે એકાએક પ્રકટ થયેલા અગ્નિની પેઠે શોભવા લાગ્યા.[૧૭] ત્યાર પછી મહાપરાક્રમી રામચંદ્રે પોતાનું મોટું ધનુષ્ય તથા તીક્ષ્ણ બાણો ગ્રહણ કર્યાં. (તેમ જ બીજાં પણ કેટલાંક ઉપયોગી આયુધો બાંધ્યાં.) પછી ધનુષ્યની પ્રત્યંચાના ટંકારવ વડે દશે દિશાઓને ગજાવતા શ્રીમાન રામચંદ્ર આશ્રમની બહાર આવી ઊભા રહ્યા.[૧૮]

આ વેળા મહાત્મા, દેવો, ગંધર્વો, સિદ્ધો, ચારણો, મહાત્મા–મહર્ષિઓ અને પુણ્યકર્મવાળા બ્રહ્મર્ષિઓ વગેરે યુદ્ધ જોવાની આકાંક્ષાથી અંતરિક્ષમાર્ગે આવીને એકઠા મળ્યા અને પરસ્પર કહેવા લાગ્યા:[૧૯] 'અહો ! ધર્માત્મા રામચંદ્ર એકલા જ છે અને ક્રૂર કર્મ કરનારા રાક્ષસો ચૌદ હજાર છે. અરે, તે એકલા ઘણાઓની સાથે કેવી રીતે યુદ્ધ કરી શકશે ? પરંતુ આપણા સર્વનો આશીર્વાદ છે કે જેમ ચક્રધારી વિષ્ણુ ભગવાન સર્વ અસુરોને જીતે છે, તેમ આ શ્રીમાન રામચંદ્ર યુદ્ધ વિષે પુલસ્ત્યવંશી સર્વ રાક્ષસોને જીતો અને સર્વ લોકોને ઉપકાર કરનાર ગાયો તથા બ્રાહ્મણોનું કલ્યાણ થાઓ.'[૨૦–૨૩] એવી રીતે બોલતા સર્વ રાજર્ષિઓ, સિદ્ધો, બ્રહ્મર્ષિઓ તથા વિમાનમાં બેઠેલા વિદ્યાધરાદિ દશ પ્રકારના ગણુ સહિત દેવતાઓ યુદ્ધકૌતુક જોવાની ઇચ્છાથી સ્થિર થઈ ઊભા રહ્યા. એ વેળા સંગ્રામભૂમિ વિષે સ્થિર થઈ ઊભા રહેલા રામચંદ્ર કે જેમના શરીરમાં રૂંવેરૂંવે ઉત્તમોત્તમ વિષ્ણુના તથા ક્ષત્રિયના તેજે પ્રવેશ કર્યો હતો, તેને જોઈને સર્વ ભૂત–પ્રાણીઓ ભયને લીધે અત્યંત વ્યથા પામવા લાગ્યાં; કેમ કે એ સમયે રાક્ષસો પર ચડેલા ક્રોધને લીધે નિર્મળ કર્મવાળા મહાત્મા રામચંદ્રનું સ્વરૂપ પ્રલયકાળે ક્રોધ પામેલા સાક્ષાત્ રુદ્ર સરખું ભયંકર થઈ રહ્યું હતું.[૨૪–૨૬]

શ્રીમાન રામચંદ્ર યુદ્ધ માટે તૈયાર થઈ ઊભા હતા અને દેવો, ગંધર્વો, સિદ્ધો, ચારણો તથા ઋષિઓ વગેરે તેમને શુભાશીર્વાદ આપતા અંતરિક્ષમાં ઊભા હતા; એટલામાં ભયંકર ઢાલો, તરવારો તથા ફરકતી ધજાઓવાળું અને ગંભીર નાદ કરતું રાક્ષસોનું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું. તે સૈન્યમાંના કેટલાક યોદ્ધાઓ સિંહગર્જના કરતા હતા, કેટલાક પરસ્પર 'આમ યુદ્ધ કરવું, શસ્ત્રો આવી રીતે વાપરવાં' એવો એવો બોધ કરતા હતા; કેટલાક પોતાનાં ધનુષ્યો સજ્જ કરી તેની પ્રત્યંચાનો ટંકારવ કરતા હતા; કેટલાક દેહની મમતા છૂટવા માટે વારંવાર મદિરાપાન કરી બગાસાં ખાતા હતા; કેટલાક પરસ્પર શૂર ચઢાવવા મોટી ચિચિયારીઓ પાડતા હતા અને કેટલાક મોટાં મોટાં દુંદુભિ તથા રણતૂરો વગાડતા હતા. એ સર્વના એકસામટા મળેલા મહાન નાદથી આખું પંચવટી વન ગાજી ઊઠ્યું અને તેને લીધે અત્યંત ત્રાસ પામેલાં ત્યાં વસનારાં મૃગાદિ પ્રાણીઓ પાછું વળીને પણ ન જોતાં, દૂર દૂર નાસી ગયાં.

હવે અનેક પ્રકારનાં હથિયારોવાળું અને સમુદ્ર સરખું ભયંકર જણાતું રાક્ષસોનું મોટું સૈન્ય રામચંદ્રની સામે આવી ઊભું રહ્યું. એ વેળા સંગ્રામકુશળ રામચંદ્રે ખરની સેનામાં ચારે બાજુ દૃષ્ટિ ફેરવી યુદ્ધ કરવા માટે તેની સામે ગયા અને એ સર્વ રાક્ષસોનો વધ કરવા માટે અતિ તીવ્ર ક્રોધ ધારણ કરી તેમણે પોતાના ભાથામાંથી તીક્ષ્ણ બાણો કાઢ્યાં તથા ધનુષ્યનો ટંકારવ કરી સર્વ દિશાઓને ગજાવી મૂકી. આ વેળા શ્રીમાન રામચંદ્ર અત્યંત ક્રોધને લીધે પ્રલયકાળના અગ્નિ સરખા દેદીપ્યમાન થયા, જેથી શત્રુઓ તેમના સામું જોવાને પણ અશક્ત નીવડ્યા.[૨૭–૩૪] રામચંદ્રને અતિ તેજયુક્ત થયેલા જોઈ સર્વ વનદેવતાઓને ઘણી જ વ્યથા થવા લાગી; કેમ કે એ સમયનું

તેમનું રૂપ દક્ષ પ્રજાપતિના યજ્ઞનો વિધ્વંસ કરવા પ્રવૃત્ત થયેલા પિનાકધારી મહાદેવ સરખું સર્વના જોવામાં આવતું હતું.[૨૫]

એ સમયે રુધિરપાન કરનારા રાક્ષસોની સેના ચકચકિત ધનુષ્ય વગેરે હથિયારો, આભૂષણો, રથો અને અગ્નિ સરખાં ચળકતાં કવચો વગેરે સાજને લીધે સૂર્યોદયવેળાએ ચડેલા શ્યામવર્ણા મેઘમંડળ જેવી જણાતી હતી.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૫ મો

## દંડકારણ્યમાં મહાયુદ્ધ

अवष्टब्धधनुं रामं क्रुद्धं तं रिपुघातिनम् ।
ददर्शाश्रममागम्य खरः सह पुरःसरैः ॥ १ ॥

શત્રુનાશક રામચંદ્ર કોપાવિષ્ટ થઈ ધનુષ્ય ધારણ કરી ઊભા હતા. ત્યાં આગળ પોતાના સાથીઓ સહિત ખર આવી પહોંચ્યો. તેણે દૂરથી જ રામચંદ્રને ઊભેલા જોઈને પોતાનું કઠોર ટંકારવવાળું ધનુષ્ય ઉપાડયું અને સારથિને કહ્યું: 'હે સારથિ! તું મારા રથને ઉતાવળે રામની આગળ લઈ જા.'[૧,૨]

પોતાના સ્વામી ખરની આજ્ઞા થતાં તુરત જ સારથિએ ધનુષ્યનો ટંકારવ કરતા રામચંદ્ર ઊભેલા હતા તે તરફ રથ હંકાર્યો.[૩] એ જોઈ ખરના બાર પ્રધાન રાક્ષસો પણ તુરત જ મોટી ગર્જના કરી તથા તેના રથને વીંટાઈ ચાલવા લાગ્યા.[૪] રાક્ષસોની મધ્યે રથમાં બેઠેલો ખર તારાઓના સમૂહ વચ્ચે આવેલા ઉદ્ધત મંગળ સરખો દેખાતો હતો.[૫] પોતાનો રથ અપ્રતિમ તેજસ્વી રામચંદ્ર સન્મુખ ગયો કે તુરત જ ખરે રામચંદ્ર ઉપર એકસામટાં એક હજાર બાણોની વૃષ્ટિ કરી તેમને વ્યથિત કર્યા.[૬] ખરે પહેલ કરી એટલે તેની સાથેના સર્વ રાક્ષસો પણ ક્રોધ કરી ભયંકર ધનુષ્યવાળા રામચંદ્ર પર નાના પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રો વરસાવવા લાગ્યા.[૭] અતિશય રોષમાં આવેલા સર્વ રાક્ષસો લોઢાનાં મુદ્ગર ત્રિશૂળ, પ્રાસ, તરવાર અને ફરશી વગેરે આયુધો વડે રામચંદ્ર પર પ્રહાર કરવા લાગ્યા.[૮] યુદ્ધ વિષે રામચંદ્રને હણવાની આકાંક્ષાવાળા મહાબળવાન એ રાક્ષસો પર્વતના શિખર સરખા હાથીઓ, રથો અને અશ્વ વગેરે વાહનો પર બેસીને રામચંદ્ર ઉપર ધસી આવવા લાગ્યા અને જેમ મેઘ પર્વત પર જળની ધારાઓ વરસાવે, તેમ તેઓ રામચંદ્ર ઉપર અસ્ત્ર-શસ્ત્રો વરસાવવા લાગ્યા. એ વેળા ક્રૂર રાક્ષસોથી વીંટાયેલા શ્રીમાન રામચંદ્ર પ્રદોષસમયે પોતાના પાર્ષદોથી વીંટાયેલા મહાદેવજી પેઠે શોભવા લાગ્યા. જોકે રાક્ષસો અનેકવિધ અસ્ત્ર-શસ્ત્રો મૂકતા હતા. તોપણ સમુદ્ર જેમ નદીઓના પ્રવાહને (પોતામાં) શમાવે છે, તેમ મહાસમર્થ રામચંદ્ર તે સર્વને પોતાના તીક્ષ્ણ બાણોથી શમાવી દેતા હતા. રાક્ષસોએ મૂકેલાં કેટલાંક અસ્ત્રોના રામચંદ્રના શરીર પર સચોટ પ્રહાર થયા હતા અને તેથી તેમનું આખું શરીર રુધિરથી ખરડાઈ ગયુ હતું; તોપણ જેમ વજ્રોના પ્રહારો સહન કરતો મોટો પર્વત અચળ રહે છે, તેમ રામચંદ્ર જરા પણ વ્યથા નહિ પામતાં અચળપણે ઊભા રહ્યા. બાણોના પ્રહારો થવાથી આખું શરીર રુધિર વડે વ્યાપ્ત થયેલું હોવાને લીધે શ્રીમાન રામચંદ્ર સંધ્યાકાળનાં રાતાં વાદળો વડે ઘેરાયેલા સૂર્ય સરખા જણાતા હતા.

યુદ્ધ જોવા માટે અંતરિક્ષમાં મળેલા દેવો, ગંધર્વો, સિદ્ધો અને મહર્ષિઓ વગેરે રામચંદ્રની આવી અવસ્થા જોઈ તથા તેમને ચૌદ હજાર રાક્ષસોથી ઘેરાયેલા જોઈ અત્યંત ખેદ કરવા લાગ્યા. (અને 'હવે પાપી રાક્ષસોનો સત્વર અંત આવે તો સારું' એમ ઇચ્છવા લાગ્યા તેઓની એવી ઇચ્છા જાણીને સર્વાંતર્યામી) શ્રીમાન રામચંદ્ર રાક્ષસોનો સંહાર કરવા માટે અત્યંત ક્રોધયુક્ત થઈ પોતાના ધનુષ્યની પ્રત્યંચાને કર્ણ પર્યંત ખેંચી ઉપરાઉપરી સેંકડો ને હજારો બાણો મૂકવા લાગ્યા. તે સર્વ બાણો કોઈથી પણ પાછાં ન વળે એવા, કોઈથી પણ સહન ન થઈ શકે એવાં અને કાળના પાશ સરખા હતા.[૯-૧૭] શ્રીમાન રામચંદ્રે લીલાપૂર્વક મૂકેલા સુવર્ણભૂષિત તીક્ષ્ણ બાણો સુસવાટ કરતાં મહાવેગથી રાક્ષસોની સેના તરફ જવા

લાગ્યાં અને ત્યાં જઈ, કાળપાશની પેઠે રાક્ષસોના પ્રાણુ હરવા લાગ્યાં. શ્રીમાન રામચંદ્રનાં બાણો મહાવેગથી રાક્ષસોના દેહને ભેદી આરપાર નીકળી જવાને લીધે રુધિરથી રંગાઈ જતાં હતાં અને તેથી તે પ્રજ્વલિત અગ્નિ સરખાં ભાસતાં હતાં. એ વેળા રાક્ષસોના પ્રાણુ હરવામાં સમર્થ એવાં અસંખ્યાત તીક્ષ્ણ બાણો રામચંદ્રના ધનુષ્યમાંથી એકી સમયે નીકળવા લાગ્યાં કે જેનાથી કેટલાએકનાં ધનુષ્યો, કેટલાએકના ધ્વજદંડો, કેટલાએકની ઢાલો તથા કેટલાએકનાં કવચો છિન્નભિન્ન થઈ ગયાં.[૧૮–૨૧] સંગ્રામભૂમિમાં અત્યંત ક્રોધ પામેલા રામચંદ્રે પોતાનાં તીક્ષ્ણ બાણોએ કરી કેટલાયે રાક્ષસોના હસ્તાભરણ સહિત હસ્તો તેમ જ હાથીની સૂંઢ જેવી સાથળો વગેરે સેંકડો ને હજારો અવયવો છેદી નાખ્યા. રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટીને સુસવાટ કરતાં તીક્ષ્ણ બાણો રથોમાં જોડેલા સુવર્ણના સાજવાળા અનેક અશ્વોને, રથીઓને, મહાવતો તથા યોદ્ધાઓ સહિત હાથીઓને, સવારો સહિત અશ્વોને અને અસંખ્યાત પાળાઓને છિન્નભિન્ન કરી, યમલોક પ્રત્યે મોકલવા લાગ્યાં.[૨૨–૨૪] તે બાણોમાં કેટલાંએક અગ્રભાગમાં જ લોહના ફણાવાળાં હતાં, કેટલાંએક કેવળ લોહમય હતાં અને કેટલાંએક અગ્ર–ફણા આગળ અંકુશવાળાં હતાં. એવાં એવાં અનેક જાતનાં તીક્ષ્ણ બાણો વડે છેદાતા રાક્ષસો ભયંકર ચિચિયારી કરતા પૃથ્વી પર પડતા હતા. શ્રીમાન રામચંદ્રનાં મર્મભેદી તીક્ષ્ણ બાણોએ કરી છિન્નભિન્ન થયેલું આખું રાક્ષસસૈન્ય દાવાગ્નિથી ઘેરાયેલા સૂકા વનની પેઠે જરા પણ સુખ પામ્યું નહિ.

મહાસમર્થ રામચંદ્રનું અસહ્ય પરાક્રમ જોઈ અત્યંત ક્રોધ પામેલા કેટલાએક મહાબળવાન રાક્ષસો પ્રાસ, ત્રિશૂળ તથા ફરશી વગેરે અનેક આયુધો રામચંદ્ર ઉપર ફેંકવા લાગ્યા. પરંતુ એમ કરવાથી તો ઊલટું તેઓએ પોતે જ પ્રાણસંકટ વહોરી લીધું; કેમ કે મહાબાહુ રામચંદ્રે રાક્ષસોએ ફેંકેલાં આયુધોનું પોતાનાં તીક્ષ્ણ બાણો વડે નિવારણ કરી, બીજા એકેક બાણથી તે સર્વ રાક્ષસોનો શિરચ્છેદ કર્યો.[૨૫–૨૮] કપાયેલી ઢાલો તથા કપાયેલાં ધનુષ્યો સહિત તે રાક્ષસો જેમ ગરુડની પાંખના ઝપાટાથી વિક્ષિપ્ત થયેલાં વૃક્ષો પૃથ્વી પર તૂટી પડે તેમ પૃથ્વી પર તૂટી પડ્યા.[૨૯]

સેનાનો વિનાશ થયેલો જોઈ સંગ્રામમાં બાકી રહેલા કેટલાએક રાક્ષસો કે જેઓને રઘુવીરનાં બાણોના પ્રહારો થયા હતા, તેઓ ભયભીત તથા ખેદયુક્ત થઈ ખરને શરણે દોડી ગયા.[૩૦] આવો પ્રકાર જોઈ અતિશય ક્રોધ પામેલો સેનાપતિ દૂષણ તે સર્વ રાક્ષસોનું આશ્વાસન કરી અને પોતાનું મોટું ધનુષ્ય સજ્જ કરી ક્રોધ પામેલા કાળની પેઠે રામચંદ્ર તરફ ધસ્યો. દૂષણના આશ્રયથી ઉત્તેજિત થયેલા તે સર્વ બળવાન રાક્ષસો પોતાના હાથમાં તાલવૃક્ષો, શિલાઓ, મુદ્ગરો, ત્રિશૂળો તથા પાશ વગેરે આયુધો ગ્રહણ કરીને એકીવખતે રામચંદ્ર ઉપર ધસી આવ્યા અને તેમના ઉપર અનેક પ્રકારનાં અસ્ત્રો, વૃક્ષો તથા શિલાઓનો વરસાદ વરસાવવા લાગ્યા. સઘળા રાક્ષસો એકસામટા તૂટી પડવાથી તેઓની સાથે રામચંદ્રનું પુનઃ પણ મહા-અદ્ભુત અને રોમહર્ષણ યુદ્ધ થયું. આ ક્રોધાવિષ્ટ રાક્ષસોએ રઘુવીરને પુનઃ પણ આકુળવ્યાકુળ સરખા કરી દીધા.[૩૧–૩૫]

પછી સઘળી દિશાઓ તથા ખૂણાઓને રાક્ષસોથી વ્યાપ્ત થયેલાં જોઈ રાક્ષસોએ કરેલી અસ્ત્રવૃષ્ટિ વડે ઘેરાયેલા મહાબળવાન દશરથનંદન રામચંદ્રે ભયંકર ગર્જના કરી અને તેઓનો વિનાશ કરવા સારુ પોતાના ધનુષ્ય ઉપર પરમ પ્રકાશમાન એવું એક 'ગાંધર્વ' નામનું અસ્ત્ર યોજ્યું.[૩૬,૩૭] હવે કૌશલ્યાનંદન રઘુવીર રાક્ષસોને પોતાનું ખરેખરું હસ્તકૌશલ્ય દેખાડવા લાગ્યા. ગાંધર્વાસ્ત્ર યોજ્યા પછી શ્રીમાન રામચંદ્રના વર્તુળાકાર* ધનુષ્યમાંથી હજારો બાણો નીકળવા લાગ્યાં કે જેનાથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ. આ સમયે મહાસમર્થ રામચંદ્ર એટલું બધું તો હસ્તલાઘવ વાપરતા હતા કે, તેઓ પોતાના ભાથામાંથી તીક્ષ્ણ બાણો કયે વખતે ગ્રહણ કરે છે અને તે કયે વખતે ધનુષ્ય

* પ્રત્યંચાને કર્ણ પર્યંત ખેંચવાથી ધનુષ અને પ્રત્યંચાનો વર્તુળ (ગોળ) આકાર થઈ રહે છે.

પર યોજે છે, તેને બાણપીડિત રાક્ષસો જોઈ શકતા કિંવા જાણી શકતા ન હતા. તેઓ તો માત્ર રામચંદ્રને ધનુષની પ્રત્યંચા ખેંચીને ઊભેલા જ દેખતા હતા. રામચંદ્રનાં બાણો વડે સૂર્ય સહિત આખું આકાશ આચ્છાદિત થવાને લીધે સર્વત્ર અંધકાર થઈ ગયો; તોપણ કૌશલ્યાનંદન રઘુવીર પોતાના ધનુષમાંથી તીક્ષ્ણ બાણો વરસાવતા જ રહ્યા.[૩૮-૪૦] એક કાળે યુદ્ધ માટે આવેલા અનેક રાક્ષસો બાણોના પ્રહારથી હણાઈ ને પૃથ્વી પર પડ્યા અને તેઓનાં મૃત શરીરોથી આખી રણભૂમિ આચ્છાદિત થઈ ગઈ.[૪૧] શસ્ત્રોના પ્રહારથી ઘવાયેલા, ભયને લીધે ધ્રૂજતા ધ્રૂજતા પૃથ્વી પર પડી ગયેલા, જેઓના પ્રાણ કંઠે આવ્યા હતા એવા, બાણો વડે છિન્નભિન્ન થયેલા અને નાભિ, હૃદય તથા કંઠ વગેરે સ્થળોએ ચિરાઈ ગયેલા હજારો રાક્ષસો જ્યાંત્યાં પડેલા જણાતા હતા.[૪૨] રઘુવીરનાં તીક્ષ્ણ બાણો વડે કપાયેલાં રાક્ષસોનાં પાઘડીઓ સહિત મસ્તકો, બાજુબંધ સહિત બાહુઓ, અનેક પ્રકારનાં આભૂષણો સહિત ઊરુઓ, જાનુઓ, અશ્વો, હાથીઓ, ચૂર્ણિત થઈ ગયેલા રથો, ચામરો, પંખાઓ, છત્રો, અનેક પ્રકારના ધ્વજો, ત્રિશૂલો અને પટ્ટિશો વગેરેથી છવાઈ ગયેલી રણભૂમિ ઘણી જ ભયંકર લાગતી હતી.[૪૩-૪૫]

એ પ્રમાણે સેનાપતિ દૂષણના આશ્રય નીચે રહેલા રાક્ષસોને પણ હણાયેલા જોઈને અત્યંત ત્રાસ પામેલા બાકીના રાક્ષસો શત્રુના નગરને જીતનારા શ્રીમાન રામચંદ્રની આગળ જવાની હિંમત ધરી શક્યા નહિ.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૬ મો

### દંડકારણ્યમાં મહાયુદ્ધ-દૂષણનો વધ

दूषणस्तु स्वकं सैन्यं हन्यमानं विलोक्य च ।
सन्दिदेश महाबाहुर्भीमवेगान्दुरासदान् ॥ १ ॥

પોતાની સેનાનો સમૂળો વિનાશ થતો જોઈ મહાબાહુ સેનાપતિ દૂષણે બીજા પાંચ હજાર રાક્ષસો કે જેઓ સંગ્રામમાંથી કદી પણ પાછા ન હઠે એવા અને દુર્ગંધ હતા, તેઓને યુદ્ધ કરવાની આજ્ઞા આપી કે તુરત જ તેઓ રામચંદ્રની આગળ જઈ તેમના પર ત્રિશૂળો, પટ્ટિશો, ખડ્ગો, શિલાઓ, વૃક્ષો અને બાણોનો વરસાદ વરસાવવા મંડ્યા. ધર્માત્મા રામચંદ્ર પણ પ્રાણોનો વિનાશ કરે એવી એ આયુધો તથા શિલાઓની વૃષ્ટિનું પોતાનાં તીક્ષ્ણ બાણો વડે નિવારણ કરી. થોડી વાર શાંત રહ્યા. પછી શ્રીમાન રઘુવીરે એ સર્વ રાક્ષસોનો વધ કરવા સારુ મહાન ક્રોધ ધારણ કર્યો. એ વેળા તેમનું સ્વરૂપ પ્રજ્વલિત અગ્નિ સરખું થઈ ગયું. પછી મહાક્રોધાવિષ્ટ થયેલા રામચંદ્ર દૂષણ સહિત સઘળી સેના પર ચોતરફથી બાણોની વૃષ્ટિ કરવા લાગ્યા. એ જોઈને ક્રોધયુક્ત થયેલો સેનાપતિ દૂષણ વજ્ર સરખાં તીક્ષ્ણ બાણો મૂકીને રઘુવીરના બાણોનું નિવારણ કરવા લાગ્યો; પરંતુ તેથી તેનું કાંઈ પણ વળ્યું નહિ. આ સમયે અત્યંત ક્રોધ પામેલા રામચંદ્રે પ્રથમ દૂષણને જ હણવાનો વિચાર કરીને પોતાના ધનુષ્ય પર અસ્ત્ર સરખી તીક્ષ્ણ ધારવાળું એક બાણ ચઢાવ્યું અને તેના વડે સેનાપતિ દૂષણનું મોટું ધનુષ કાપી નાખ્યું.[૧-૭] પછી બીજાં ચાર તીક્ષ્ણ બાણો મૂકી દૂષણના રથના ચાર અશ્વોને હણ્યા. એક અર્ધચંદ્ર બાણ વડે તેના સારથિનું મસ્તક છેદી નાખ્યું અને ત્યાર પછી બીજાં ત્રણ બાણો મૂકીને દૂષણના વક્ષઃસ્થળને વીંધી નાખ્યું. ક્ષણવારમાં જ ધનુષ્ય છેદાઈ જવાને લીધે અને અશ્વો તથા સારથિ હણાઈ જવાને લીધે રથ વિનાનો તથા ધનુષ્ય વિનાનો થયેલો દૂષણ પોતાના રથમાં પડેલું મોટા પર્વતના શિખર સરખું 'પરિઘ' નામનું આયુધ ગ્રહણ કરી રથમાંથી નીચે ઊતરી પડ્યો. મોટા સર્પ સરખું પરિઘ કે જે સુવર્ણના પટાઓથી વીંટાયેલું, દેવોની સેનાનું મર્દન કરનાર, અણીદાર લોઢાના ખીલાઓથી વ્યાપ્ત, વજ્ર સરખું કઠોર, શત્રુઓના નગરોને તોડનાર અને શત્રુઓના શરીરની ચરબીથી ખરડાયેલું હતું. તેને ગ્રહણ કરી, ક્રૂર કર્મ કરનાર દૂષણ કૌશલ્યાનંદન રઘુવીર સામે ધસ્યો. દૂષણને પોતાની તરફ ધસી આવતો જોઈ શ્રીમાન રામચંદ્રે તુરત જ બે બાણો મૂકીને તેના હસ્તા-

ભૂષણ સહિત બન્ને હસ્તો છેદી નાખ્યા.[૮-૧૩] એકાએક બાહુબળ નષ્ટ થઈ જવાને લીધે વિહ્વળ થઈ ગયેલું દૂષણનું ભારે શરીર પૃથ્વી પર પડી ગયું અને તેના કપાયેલા હાથમાંનું પરિઘ ઇંદ્રધ્વજની પેઠે દૂર જઈ પડ્યું. બન્ને દંતૂશળ ભાંગી પડવાથી મોટો હાથી જેમ પૃથ્વી પર પડે, તેમ બન્ને હાથ છેદાવાથી પ્રાણરહિત થયેલો દૂષણ પૃથ્વી પર પડ્યો. સંગ્રામભૂમિ વિષે દૂષણને હણાઈ પડેલો જોઈ સર્વ ભૂતપ્રાણીઓ જયજયકાર ઉચ્ચારી શ્રીમાન રામચંદ્રની પ્રશંસા કરવા લાગ્યાં.[૧૪-૧૬] રાક્ષસસેનાના સેનાપતિ દૂષણને મરણ પામેલો જોઈ અતિ ક્રોધ પામેલા મહાકપાળ, સ્થૂલાક્ષ અને મહાબળવાન પ્રમાથી, એ નામના ત્રણ રાક્ષસો કે જેઓ સેનાને મોખરે ચાલનારા હતા, તેઓ જાણે મૃત્યુના પંજામાં સપડાયેલા જ હોય અથવા મૃત્યુ જ તેઓને બાંધીને બળાત્કારથી ખેંચી લાવતું હોય, એમ પોતપોતાનાં આયુધો ગ્રહણ કરી, રામચંદ્ર પર ધસી આવ્યા. તેઓમાં મહાકપાળે મોટું ત્રિશૂળ ઉગામ્યું હતું, સ્થૂલાક્ષે 'પટ્ટિશ' નામનું હથિયાર ઝાલ્યું હતું અને પ્રમાથીએ ફરસી ગ્રહણ કરી હતી. એ ત્રણે રાક્ષસોને આવતા જોઈ જેમ ગૃહસ્થાશ્રમી પુરુષ પોતાને ઘેર આવતા અતિથિઓનો આદરસત્કાર કરે, તેમ કૌશલ્યાનંદન રઘુવીરે અત્યંત તીક્ષ્ણ અણીવાળાં બાણો વડે તેઓનો આદરસત્કાર કર્યો; એટલે કે પ્રથમ તો એક જ બાણે કરી મહાકપાળનું મસ્તક છેદી નાખ્યું.[૧૭-૨૦] પછી કેટલાંએક બાણો વડે પ્રમાથીનો વિનાશ કર્યો અને તે પછી સ્થૂલાક્ષની બન્ને આંખોને અનેક બાણોથી પૂરી દીધી, જેથી અનેક શાખાઓવાળા મોટા વૃક્ષની પેઠે તે હણાઈને પૃથ્વી પર પડ્યો. એ પ્રમાણે મુખ્ય મુખ્ય યોદ્ધાઓનો વિનાશ કરીને, અતિશય ક્રોધ પામેલા શ્રીમાન રામચંદ્રે એકેક બાણ મૂકીને દૂષણની સાથે આવેલા પાંચે હજાર રાક્ષસોને ક્ષણવારમાં યમલોક પ્રત્યે પહોંચતા કર્યા.[૨૧-૨૩]

પાંચ હજાર રાક્ષસો સહિત દૂષણનો નાશ થયો સાંભળી, અત્યંત ક્રોધ પામેલા ખરે મહાબળવાન સેનાધ્યક્ષો પ્રત્યે કહ્યું: 'ઓ મારા શૂરવીર સેનાધ્યક્ષો! યુદ્ધ વિષે આપણા શત્રુ રામે સર્વ રાક્ષસો સહિત આપણા સેનાપતિ દૂષણનો નાશ કર્યો છે. હવે આપણે વિલંબ કરવો યોગ્ય નથી.[૨૪] હે યોદ્ધાઓ! આ બાકી રહેલા સઘળા રાક્ષસોની મોટી સેના સહિત તમે જાઓ અને એ નીચ મનુષ્ય રામની સાથે યુદ્ધ કરી નાના પ્રકારનાં અસ્ત્ર-શસ્ત્રો વડે તેને હણો.' એવું કહી અતિશય ક્રોધ પામેલો ખર પોતે પણ પોતાનાં સર્વ આયુધો સજી રામચંદ્રની સામે ધસ્યો. એ વેળા શ્યેનગામી, પૃથુગ્રીવ, યજ્ઞશત્રુ, વિહંગમ, દુર્જય, કરવીરાક્ષ, પરુષ, કાલકાર્મુક, હેમમાલી, મહામાલી, સર્પાસ્ય અને રુધિરાશન, એ બારે મહાપરાક્રમી બલાધ્યક્ષો પણ પોતાના સ્વામી ખરની સાથે કેટલીક સેના સહિત તીક્ષ્ણ બાણો વરસાવતા રામચંદ્ર તરફ દોડી ગયા. આ તરફ રામચંદ્ર તો તૈયાર થઈને જ ઊભા હતા, જેથી તુરત જ તેમણે અગ્નિ સરખાં દેદીપ્યમાન અને સુવર્ણ તથા હીરાથી જડેલાં તીક્ષ્ણ બાણો મૂકી બાકી રહેલી સેનાને હણવા માંડી.[૨૫-૨૯] રામચંદ્રના મોટા ધનુષ્યમાંથી નીકળતાં સુવર્ણની પૂંખવાળાં અને ધુમાડા સહિત અગ્નિ સરખાં બાણો મોટાં વૃક્ષો પર પડતાં વજ્રોની પેઠે રાક્ષસોનાં મર્મસ્થાનો પર પડવા લાગ્યાં અને તેઓના પ્રાણનો વિનાશ કરવા લાગ્યાં. અત્યંત ક્રોધે પામેલા રામચંદ્રે એક બાણ વડે એકનો, સો બાણો વડે સોનો અને હજાર બાણો વડે હજારો રાક્ષસોનો ઘાણ કાઢી નાખ્યો.[૩૦,૩૧] થોડીક વારમાં તો લોહીલુહાણ થયેલા અને જેઓનાં કવચો, આભૂષણો તથા ધનુષ્યો છિન્નભિન્ન થઈ ગયાં હતાં એવા આખી સેનાના રાક્ષસયોદ્ધાઓ પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યા.[૩૨] એ વેળા લોહીલુહાણ થઈ છૂટા કેશે પડેલા એ રાક્ષસોના દેહોથી ઢંકાયેલી રણભૂમિ દર્ભથી ઢંકાયેલી અશ્વમેધાદિ યજ્ઞોની વેદી સરખી જણાતી હતી.[૩૩] વળી અનેક રાક્ષસો તથા અશ્વાદિ વાહનો કપાઈ જવાને લીધે માંસ અને રુધિરના કાદવથી ભરાઈ ગયેલું એ આખું અરણ્ય તે ક્ષણે ખરેખર નરક સમાન જણાતું હતું.[૩૪]

એ રીતે પગપાળા અને મનુષ્યરૂપધારી એકલા, રામચંદ્રે ભયંકર કર્મવાળા ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો.[૩૫] આ મહાયુદ્ધમાં આખી રાક્ષસસેનામાંથી માત્ર મહારથી ખર અને 'ત્રિશિરા' નામનો રાક્ષસ એ બે જ જીવતા રહ્યા. રામચંદ્રના પક્ષમાં તો શત્રુઓનો વિનાશ કરનાર રામ પોતે કુશળક્ષેમ જ હતા.[૩૬] એવી રીતે લક્ષ્મણના મોટા ભાઈ રઘુવીરે સંગ્રામભૂમિ વિષે મહાપરાક્રમવાળા અને અસહ્ય બળવાળા સર્વ રાક્ષસોનો વિનાશ કર્યો.[૩૭] મોટા સંગ્રામ વિષે બળવાન રઘુવીરના હાથથી ભયંકર પરાક્રમવાળા પોતાના સઘળા સૈન્યને હણાયેલું જોઈ, અત્યંત ક્રોધયુક્ત થયેલો ખર મોટા રથમાં બેસી વજ્રધારી ઇંદ્રની પેઠે રામચંદ્રની સામે યુદ્ધ કરવા જવા લાગ્યો.[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૨૭ મો

## દંડકારણ્યમાં મહાયુદ્ધ-ત્રિશિરાવધ

खरं तु रामाभिमुखं प्रयान्तं वाहिनीपतिः ।
राक्षसस्त्रिशिरा नाम संनिपत्येदमब्रवीत् ॥ १ ॥

રાક્ષસાધિપતિ ખરને રામચંદ્રની સામે યુદ્ધ કરવા જતો જોઈ સેનાધ્યક્ષ ત્રિશિરાએ ઉતાવળથી તેની પાસે જઈ કહ્યું:[૧] 'હે રાક્ષસોત્તમ! હમણાં તું સાહસથી નિવૃત્ત થા અને રામની સામે યુદ્ધ કરવા જવાની મને જ આજ્ઞા આપ. હું અત્યંત બળવાળો હોવાથી મહાબાહુ રામને ક્ષણવારમાં જ હણીને પૃથ્વી પર પાડી દઈશ.[૨] હું મારાં આયુધનો સ્પર્શ કરી પ્રતિજ્ઞા કરું છું કે, સર્વ રાક્ષસોના શત્રુરૂપ એ રામનો વધ કરવા માટે મારાથી બનશે એટલો હું પ્રયત્ન કરીશ.[૩] હે રાક્ષસવર! યુદ્ધ વિષે રામ મારા હાથથી મરણ પામશે, કિંવા તેના હાથે મારું મરણ થશે; માટે તું એક મુહૂર્ત પર્યંત યુદ્ધ કરવાના ઉત્સાહથી નિવૃત્ત થઈને મારા તથા રામના યુદ્ધનો સાક્ષી થા.[૪] જો રામનો નાશ થશે તો તું હર્ષ પામી જનસ્થાન પ્રત્યે જઈશ અને જો હું નાશ પામીશ, તો પછી તારે અવશ્ય યુદ્ધમાં શિવ-રવું પડશે.'[૫]

ત્રિશિરાએ યુદ્ધમાં થનારા મૃત્યુના* લોભથી ખરને એ પ્રમાણે કહ્યું, ત્યારે ખરે પ્રસન્ન થઈ તેને તેમ કરવાની આજ્ઞા આપી; એટલે એ ત્રિશિરા રામચંદ્રની સામે જવા તૈયાર થયો.[૬] મોટાં મોટાં ત્રણ મસ્તકો હોવાને લીધે ત્રણ શિખરવાળા પર્વત સરખો જણાતો એ ત્રિશિરા અશ્વો જોડેલા ઝળહળતા રથમાં આરૂઢ થઈ રામચંદ્રની સામે ધસ્યો. જળની ધારાઓ વરસાવતા મેઘની પેઠે અસંખ્ય બાણોની વૃષ્ટિ કરતો એ ત્રિશિરા જળથી ભિંજાયેલા નગારા સરખો નાદ કરવા લાગ્યો.[૭,૮] ત્રિશિરાને આવતો જોઈને તથા તેણે વરસાવેલી બાણવૃષ્ટિ જોઈ શ્રીમાન રામચંદ્રે તુરત જ પોતાના ધનુષ્ય પર તીક્ષ્ણ બાણો ચડાવી તે વડે તેનું નિવારણ કર્યું.[૯] શ્રીમાન રામચંદ્ર અને રાક્ષસ ત્રિશિરા, એ બન્નેનું અતિશય બળવાન સિંહ તથા હસ્તીના સરખું તુમુલ યુદ્ધ થવા લાગ્યું. પછી ત્રિશિરાએ રામચંદ્રના લલાટ વિષે ત્રણ બાણોનો પ્રહાર કર્યો; તેને સહન ન કરી શકવાથી ક્રોધ પામેલા રામચંદ્રે કહ્યું: 'અહો! મહાપરાક્રમી અને શૂરવીર એવા રાક્ષસનું આટલું બધું બળ છે કે, જેનાં પુષ્પ સરખાં બાણોએ મારા લલાટને વીંધી નાખ્યું!' અર્થાત્ લલાટમાં પુષ્પ અડકવાથી જેટલી અસર થાય તેટલી જ તેના બાણોથી મને અસર થઈ છે! પરંતુ 'હે ત્રિશિરા! લે, હવે તું પણ મારા ધનુષ્યમાંથી નીકળેલાં બાણો અંગીકાર કર' એમ કહી અત્યંત ક્રોધ પામેલા રામચંદ્રે ઝેરી સર્પ સરખા ચૌદ બાણો એકીવખતે ત્રિશિરાના વક્ષઃસ્થળમાં માર્યાં. પછી બીજાં ચાર તીક્ષ્ણ બાણો વડે તેના રથમાં જોડેલા

* શૂરવીર પુરુષનું યુદ્ધમાં મૃત્યુ નીપજે એ ઘણું જ ઉત્તમ છે, તેથી ત્રિશિરાએ 'યુદ્ધમાં મૃત્યુ થાય તોપણ સારું' એમ ધારીને તેવા મૃત્યુના લોભથી યુદ્ધમાં જવાની માગણી કરી (ભા ક) અથવા તો 'મરણસમય પાસે આવે ત્યારે પ્રાણીઓની પ્રકૃતિ બદલાય છે.' એ નિયમ પ્રમાણે ત્રિશિરાની રાક્ષસપ્રકૃતિ બદલાઈ હતી અને તેણે રામચંદ્રને સાક્ષાત્ પરમાત્મા જાણ્યા હતા; તેથી જ યુદ્ધમાં પરમાત્માના હાથથી મૃત્યુ પામવાનો તેને લોભ થયો અને તે કારણથી તેણે યુદ્ધમાં જવાની માગણી કરી ત્રિ. ટી.

ચારે અશ્વોને મારી નાખ્યા. આઠ બાણ મૂકીને તેના રથના આગલા ભાગમાં બેઠેલા સારથિને હણ્યો અને એક બાણ મારીને તેના રથ ઉપરનો ઊંચો ધ્વજ છેદી નાખ્યો. રથ ભાંગી જવાને લીધે એ ત્રિશિરા તેમાંથી જેવો નીચે કૂદી પડવા જાય છે, તેવો જ તેને રામચંદ્રે ઉપરાઉપરી બાણો મારીને ત્યાં જ સજ્જડ કરી નાખ્યો. ત્યાર પછી મહાસમર્થ રઘુવીરે અતિ ક્રોધ ચઢાવી ઘણા વેગવાળાં ત્રણ બાણો મૂકી ત્રિશિરાનાં ત્રણ મસ્તકો છેદી નાખ્યાં. રામચંદ્રનાં બાણોથી અત્યંત પીડાયેલા ત્રિશિરના શરીરમાંથી ઊનું ખળખળતું લોહી વહેવા માંડ્યું અને તે ગતપ્રાણ થઈને પ્રથમ પડેલા રાક્ષસોની સાથે પૃથ્વી પર પડ્યો.

આવો પ્રકાર જોઈ બાકી રહેલા રાક્ષસો જેમ પારધિથી ત્રાસ પામીને મૃગો નાસે, તેમ યુદ્ધભૂમિમાંથી નાસભાગ કરવા લાગ્યા. એ જોઈને ખરે તેઓને અનેક પ્રકારે સમજાવીને પલાયન કરતા અટકાવ્યા* અને પછી પોતે અત્યંત ક્રોધયુક્ત થઈ રાહુ જેમ ચંદ્ર પ્રત્યે જાય, તેમ રામચંદ્ર સામે જવા તૈયાર થયો.[૧૦–૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૮ મો

### દંડકારણ્યમાં મહાયુદ્ધ–ભયંકર પરાક્રમી ખરરાક્ષસ

निहतं दूषणं दृष्ट्वा रणे त्रिशिरसा सह ।
खरस्याप्यभवत् त्रासो दृष्ट्वा रामस्य विक्रमम् ॥१॥

સંગ્રામ વિષે મહાબળવાન ત્રિશિરા સહિત દૂષણનો વધ કર્યાનું રામચંદ્રનું અદ્ભુત પરાક્રમ જોઈને ખર અત્યંત ત્રાસ પામ્યો.[૧] એકલા રામચંદ્રે દૂષણ તથા ત્રિશિરા સહિત અસહ્ય બળવાળા આખા રાક્ષસસૈન્યનો વિનાશ કર્યો, એ જોઈ ખરના મનમાં ત્રાસ કેમ ન ઊપજે?[૨] અતિ ખેદ પામેલો ખર યુદ્ધમાં બચેલા ગણ્યાગાંઠ્યા રાક્ષસોને સાથે લઈ નમુચિ દૈત્ય જેમ ઇંદ્ર સામે આવે તેમ રામચંદ્ર સામે યુદ્ધ કરવા માટે આવ્યો. ખરરાક્ષસે અતિ બળપૂર્વક ધનુષ્યની પ્રત્યંચા ખેંચી રુધિરપાન કરનારાં અને ક્રોધ પામેલા ઝેરી સર્પ જેવા બાણો રામચંદ્ર ઉપર વરસાવવા માંડ્યાં.[૩,૪] રથ પર બેઠેલો ખર વારંવાર ધનુષ્યની પ્રત્યંચા ખેંચી ટંકારવ કરવા લાગ્યો અને પોતાની અસ્ત્રવિદ્યાની નિપુણતા દર્શાવવા સારુ અનેક પ્રકારનાં બાણો મૂકી સંગ્રામભૂમિમાં વિચરવા લાગ્યો.[૫] તેણે અસંખ્ય બાણો મૂકી સઘળી દિશાઓ પૂરી દીધી. શ્રીમાન રામચંદ્રે પણ પોતાનું મોટું ધનુષ્ય ઉપાડ્યું અને જેમ મેઘ જળવૃષ્ટિ વડે આકાશને ઘેરી લે છે, તેમ દુઃસહ અગ્નિ સરખાં તીક્ષ્ણ બાણો વડે આકાશને ઘેરી લીધું; અર્થાત્ રામચંદ્રનાં બાણો વડે આકાશ છવાઈ ગયું.[૬,૭] એક તરફથી ખરે મૂકેલાં અને બીજી તરફથી રામચંદ્રે મૂકેલાં અસંખ્યાત બાણોના સમૂહોથી આકાશ ખીચોખીચ ભરાઈ ગયું.[૮] એ વેળા એકબીજાને હણવાના આવેશથી તુમુલ યુદ્ધ કરતા એ બન્ને વીરોનાં બાણો વડે આચ્છાદિત થવાને લીધે સૂર્ય પણ પ્રકાશરહિત થઈ ગયો.[૯] પછી જેમ મહાવત અંકુશ વડે મોટા હાથી પર પ્રહાર કરે, તેમ ખરે તીક્ષ્ણ અગ્રવાળા નાના પ્રકારનાં બાણો વડે રામચંદ્ર પર પ્રહાર કરવા માંડ્યા.[૧૦] એ સમયે રથમાં બેઠેલા ધનુષ્યધારી ખરનું સ્વરૂપ કાળપાશ ધારણ કરનારા સાક્ષાત્ યમરાજના સરખું જોવામાં આવતું હતું.[૧૧] એ વેળાએ ખર પોતાના મનમાં એમ માનવા લાગ્યો કે, 'સઘળી સેનાને મારનારો મહાપરાક્રમી રામ હવે થાકી ગયો છે. હવે તેને હણવાનો મારો ખરેખરો લાગ આવ્યો છે.' એવો વિચાર કરી તે ભયંકર પરાક્રમ દર્શાવવા લાગ્યો અને બળવાન કેસરી સિંહની પેઠે આનંદ... તેમ ભ્રમણ કરવા લાગ્યો; પરંતુ સિંહ જેમ ક્ષુદ્ર મૃગને જોઈ ગભરાતો નથી, તેમ શ્રીમાન રામચંદ્ર તેનો એવો ખોટો આડંબર જોઈ જરા પણ

* શંકા: ગયા સર્ગમાં કહ્યું હતું કે રાક્ષસસૈન્યમાં માત્ર ખર અને ત્રિશિરા જ અવશેષ રહ્યા; તો પછી અહીં વળી બીજા ક્યા રાક્ષસો નાસવા લાગ્યા કે, જેઓને ખરે સમજાવી પાછા વાળ્યા? **સમાધાન:** રાક્ષસસૈન્યમાં બે જ બાકી રહ્યા, એ વચનનું તાત્પર્ય એવું છે કે, સેનામાંના મુખ્ય રાક્ષસોમાં માત્ર ખર અને ત્રિશિરા બે જ બચ્યા હતા.

ગભરાયા નહિ. પછી જેમ પતંગિયું અગ્નિની સમીપ આવે, તેમ સૂર્ય સરખા ઝગમગતા રથમાં બેઠેલો ખર છેક રામચંદ્રની નજીક ધસી આવ્યો;[૧૨–૧૪] અને તેણે પોતાનું હસ્તચાપલ્ય દર્શાવવા સારુ એક તીક્ષ્ણ બાણ મારીને મહાત્મા રામચંદ્રના હાથમાં રહેલા બાણયુક્ત ધનુષ્યને મધ્યભાગમાંથી છેદી નાખ્યું. વળી અતિશય ક્રોધ ચઢાવી તેણે ઇંદ્રના વજ્ર સરખાં બીજાં સાત બાણો ગ્રહણ કર્યાં અને રામચંદ્રનું કવચ છેદવા માટે તેના બંધન આગળ માર્યાં.[૧૫,૧૬] તુરત જ તેણે બીજાં હજાર બાણોનો એકીવખતે અપ્રતિમ તેજસ્વી રામચંદ્રના ઉપર પ્રહાર કરીને તેમને આકુળવ્યાકુળ કર્યા અને એ દુષ્ટ રાક્ષસ મોટી ગર્જના કરવા લાગ્યો.[૧૭] ખરે મૂકેલા તીક્ષ્ણ બાણો વડે છિન્નભિન્ન થયેલું સૂર્ય સરખું ઝગમગતું રામચંદ્રનું કવચ પૃથ્વી પર પડ્યું. એ સમયે અસંખ્ય બાણોના પ્રહારોથી વીંધાવાને લીધે અતિશય ક્રોધ પામેલા શ્રીમાન રામચંદ્ર સંગ્રામભૂમિમાં ધુમાડા વિનાના જળહળતા અગ્નિ સમાન દીપવા લાગ્યા.[૧૮,૧૯]

આટલું પરાક્રમ કરી ખર પોતાના મનમાં ફુલાતો હતો. એટલામાં તો શત્રુમર્દન રામચંદ્રે તેનો અંત આણવા સારુ ગંભીર નાદવાળું બીજું 'વૈષ્ણવ' નામનું ધનુષ્ય સજ્જ કર્યું કે જે મહર્ષિ અગસ્ત્યે તેમને આપ્યું હતું.[૨૦,૨૧] અત્યંત ક્રોધ પામેલા રામચંદ્રે એ શ્રેષ્ઠ ધનુષ્ય ઉપર સુવર્ણના પૂંખવાળાં તીક્ષ્ણ બાણો યોજી તે વડે પ્રથમ ખરના રથ ઉપર રહેલો મોટો ધ્વજ કાપી નાખ્યો.[૨૨] અત્યંત પ્રકાશમાન સુવર્ણનિર્મિત ખરના રથનો મહાધ્વજ જાણે દેવતાઓના શાપથી ભ્રષ્ટ થયેલો સૂર્ય જ પૃથ્વી પર પડતો હોય, એમ પૃથ્વી પર તૂટી પડ્યો.[૨૩] એ જોઈ ક્રોધયુક્ત થયેલા મર્મજ્ઞ ખરે જેમ અંકુશ વડે હાથીને વીંધવામાં આવે છે, તેમ ચાર બાણો મૂકી રામચંદ્રનાં હૃદય વગેરે મર્મસ્થાનો વીંધી નાખ્યા અને બીજાં પણ ઉપરાઉપરી કેટલાયે બાણ માર્યાં.[૨૪] ખરના ધનુષ્યમાંથી છૂટેલા અનેક બાણોથી વીંધાઈ જવાને લીધે રામચંદ્રનું આખું શરીર રુધિર વડે વ્યાપ્ત થઈ ગયું; પછી અત્યંત ક્રુદ્ધ થયેલા અને ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ રામચંદ્રે બરાબર લક્ષ બાંધીને ખરનાં જુદાં જુદાં અંગોમાં છ બાણ માર્યાં.[૨૫,૨૬] એક બાણ ખરના મસ્તકમાં, બે બાણ બન્ને ભુજાઓમાં અને અર્ધચંદ્રાકાર ત્રણ બાણો તેના વક્ષઃસ્થળમાં માર્યાં.[૨૭] ત્યાર પછી વળી મહાતેજસ્વી રામચંદ્રે શિલા પર ઘસી તીક્ષ્ણ કરેલાં તેર બાણ પુનઃ પણ પોતાના ધનુષ્ય પર ચડાવી તેનો જુદી જુદી રીતે ખર ઉપર પ્રહાર કર્યો.[૨૮] એક બાણે કરી તેના રથનું ધૂસરું છેદ્યું. ચાર બાણો વડે તેના ચાર અશ્વોને હણ્યા. એક બાણે કરી સારથિનું મસ્તક ઉડાડ્યું.[૨૯] ત્રણ બાણોએ કરી રથનો ત્રિવેણુ* કાપી નાખ્યો, બે બાણો વડે પૈડાં છેદ્યાં, એક બાણ વડે ખરના હાથમાં રહેલું ધનુષ્ય કાપ્યું અને વજ્ર સરખું એક બાણ તેના હૃદયપ્રદેશમાં માર્યું.[૩૦,૩૧] એવી રીતે ધનુષ્ય તૂટી પડ્યું, રથ ભાંગી ગયો અને અશ્વો તથા સારથિ હણાઈ ગયા. એ જોઈ છેક નિરુપાય બનેલો ખર છેવટે એક મોટી ગદા ગ્રહણ કરીને રથમાંથી પૃથ્વી પર કૂદી પડ્યો.[૩૨]

મહારથી રામચંદ્રનું અદ્ભુત પરાક્રમ જોઈને અંતરિક્ષમાં વિમાન ઉપર રહેલા દેવો તથા મહર્ષિઓ અત્યંત હર્ષિત થયા અને એકમત થઈને તથા હાથ જોડીને. રામચંદ્રની સ્તુતિ કરવા લાગ્યા.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૨૯ મો

### દંડકારણ્યમાં મહાયુદ્ધ–વીરવાણી

खरं तु विरथं रामो गदापाणिमवस्थितम् ।
मृदुपूर्वं महातेजा परुषं वाक्यमब्रवीत् ॥ १ ॥

રથ ભાંગી જવાને લીધે હાથમાં ગદા ગ્રહણ કરી પૃથ્વી પર ઊભેલા ખરને જોઈ મહાતેજસ્વી રામચંદ્ર તેના પ્રત્યે ઉપરથી મધુર પરંતુ યથાર્થ રીતે જોતા કઠોર લાગે એવા વચન કહેવા લાગ્યા.[૧]

રામચંદ્રે કહ્યું : 'હે રાક્ષસ ! તારા સરખા બળવાન પુરુષના આશ્રયે રહેલી ચતુરંગિણી સેનાનો તેં પોતેજ હાથે કરી નાશ કરાવ્યો. એ તારું

* ધૂંસરો.

કર્મ મહાદારુણ અને સર્વ લોકમાં નિંદાપાત્ર છે.[૨] હે ખર! સર્વ ભૂત–પ્રાણીઓને ઉદ્વેગ પમાડનારો તથા તેઓને હણનારો કોઈ પણ પુરુષ કે જે ભલે લોકોનો ઇશ્વર–પાલક–નિયામક હોય, તોપણ તે એવાં પાપકર્મ કરવાને લીધે ઘણા કાળ પર્યંત જીવી શકતો નથી; કેમ કે હે નિશાચર! લોકોને વિરુદ્ધ–દુઃખ પડે એવું તીક્ષ્ણ કર્મ આચરનાર, દુષ્ટ પુરુષને સર્વ જનો ઘરમાં આવેલા દુષ્ટ સર્પની પેઠે પ્રથમ જ હણે છે. જેમ રાતી પૂંછડીવાળું ‘બ્રાહ્મણી’ નામનું પ્રાણી સ્વાદના લોભે પોતાને થનારા અનર્થને નહિ જાણતાં વરસાદના કરા ગળી જાય છે અને પરિણામે પોતાનો જ વિનાશ કરે છે, તેમ જે મનુષ્ય લોભને કિંવા કામને વશ થઈ હર્ષપૂર્વક પાપકર્મ કરે છે, પરંતુ તેના પરિણામનો વિચાર કરતો નથી, તે મનુષ્ય તેનાં ફળરૂપ પોતાના વિનાશને જ જુએ છે; અર્થાત્ પાપકર્મ કરનારનો અંતે વિનાશ જ થાય છે.[૬] હે રાક્ષસ! તું દંડકારણ્યનિવાસી ધર્મચારી મહાભાગ્યવાન તપસ્વીઓનો વિનાશ કરનારો હોવાથી, કોણ જાણે આગળ ઉપર તને કેવાં ભયંકર ફળ પ્રાપ્ત થશે![૪–૧] કેમ કે પાપકર્મ કરનારા હોવાને લીધે લોકોમાં નિંદાપાત્ર બનેલા ક્રૂર પુરુષો પૂર્વજન્મના પુણ્યે કરી કદાચ ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે; તોપણ મૂળમાં સડો પેઠેલા વૃક્ષની પેઠે, તેઓ આ જગતમાં ઘણા કાળ સુધી નભી શકતા નથી; અર્થાત્ અલ્પ કાળમાં જ તેઓનો વિનાશ થાય છે.[૭] વળી હે ખર! જેમ વૃક્ષ ઋતુ પરત્વે પુષ્પને પ્રાપ્ત થાય છે, તેમ પાપકર્મ કરનાર મનુષ્ય સમય પરત્વે કરેલાં પાપના દુઃખરૂપ ફળને અવશ્ય પ્રાપ્ત થાય છે.[૮] હે નિશાચર! જેવી રીતે ભોજન કરેલા વિષયુક્ત અન્નનું ફળ (ભોજન કરનારના મરણરૂપ) તત્કાળ પ્રાપ્ત થાય છે, તેવી રીતે આ લોક વિષે પાપકર્મોનું ફળ પણ તત્કાળ પ્રાપ્ત થાય છે.[૯] હે રાક્ષસ! તારે નિશ્ચય જાણવું કે નિરંતર ઘોર પાપકર્મ કરનારા અને લોકનું અહિત ઇચ્છનારા તારા સરખા અનેક દુષ્ટોના પ્રાણોનું હરણ કરવા માટે જ હું વનમા આવ્યો છું અને ઋષિઓએ મને રાજા–રક્ષક તરીકે કામ કરવાની આજ્ઞા આપી છે. માટે જેમ સર્પો રાફડામાં પ્રવેશ કરે, તેમ મેં મૂકેલાં મારાં સુવર્ણભૂષિત બાણો આજે તારા દેહને ભેદી નાખીને તથા પૃથ્વીને પણ ફાડીને પાતાળમાં પ્રવેશ કરશે.[૧૦,૧૧] હે ખર! આજ દિન સુધીમાં તેં દંડકારણ્યમાં વસનારા જે જે ધર્મિષ્ઠ તપસ્વીઓનું ભક્ષણ કર્યું છે, તેઓના માર્ગે આજે તું તારી સેના સહિત હણાઈને જઈશ.[૧૨] આજે તું મારાં બાણોથી હણાઈને નરકમાં જઈશ અને તેં પૂર્વે હણેલા પવિત્ર ઋષિઓ કે જેઓ હાલમાં સ્વર્ગ વિષે આનંદ ભોગવે છે, તેઓ વિમાનમા બેસીને તને નરકની ઘોર યાતના ભોગવતો જોશે.[૧૩] હે નીચકુલોત્પન્ન ખર! તું ભલે તારી ઇચ્છામાં આવે એમ પ્રહાર કર અને તારાથી થઈ શકે તેટલો પોતાના બચાવ માટે યત્ન કર; પરંતુ આજે હું તાડફળની પેઠે તારા મસ્તકને અવશ્ય પૃથ્વી પર પાડીશ જ.’

રામચંદ્રનાં વચન સાંભળી અત્યંત ક્રુદ્ધ થયેલા ખરનાં બન્ને નેત્ર લાલચોળ થઈ ગયાં અને તે ક્રોધથી મૂર્છિત બની ગયો; છતાં પણ જાણે હસતો હોય તેમ તે રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો: ‘હે દશરથનંદન! હજી સુધી યુદ્ધ વિષે તેં પ્રાકૃત બળવાળા રાક્ષસોને જ હણ્યા છે, તેથી કાંઈ તું પ્રશંસાને પાત્ર નથી, છતાં તું પોતાના મુખથી જ પોતાની પ્રશંસા કરવા કેમ મંડી પડ્યો છે![૧૪–૧૬] અરે, જે શ્રેષ્ઠ પુરુષો પોતાના તેજ વડે ગર્વિષ્ઠ, પરાક્રમ દેખાડવામા સમર્થ અને અત્યંત બળવાન હોય છે, તેઓ કદી પણ પોતાના મુખથી પોતાની પ્રશંસા કરતા નથી.[૧૭] પરંતુ હે રામ! જે ક્ષત્રિયાધમ પુરુષો પાપાચરણથી ભરેલા અને પ્રાકૃત હોય છે, તેઓ જ તારી પેઠે આમ નિરર્થક પોતાની બડાઈ કરે છે![૧૮] હે રામ! સંગ્રામભૂમિ વિષે મૃત્યુના મુખમાં ઊભેલો કયો વીર પુરુષ પ્રસંગ વિના પોતાની મેળે જ પોતાના કુળને પ્રકટ કરતાં આત્મશ્લાઘાનાં વચનો કહે![૧૯] અરે, આથી તો જેમ ઉપરઉપરથી જોતાં સુવર્ણ સરખું જણાતું પિત્તળ અગ્નિમાં તપવાથી શ્યામતા ધારણ કરે છે, તેમ તેં પોતાના જ મુખથી આત્મશ્લાઘા કરીને પોતાની હલકટતા જ પ્રકટ કરી છે![૨૦ ૨૧]

શું આ રણભૂમિ વિષે પ્રચંડ ગદા ધારણ કરીને કદાપિ કંપાયમાન ન થાય એવા પર્વતની પેઠે નિશ્ચળપણે ઊભેલા મને તું જોતો નથી ? અરે, હું અનેક પ્રકારની ધાતુઓ વડે વ્યાપ્ત પર્વત સરખો છું.[૨૧] અરે !, હાથમાં પાશ ધારણ કરીને ઊભેલા યમની પેઠે, હાથમાં ગદાધારણ કરી ઊભેલો હું એકલો જ આ સંગ્રામ વિષે તારા તેમ જ સઘળા ત્રૈલોક્યના પ્રાણોને હરણ કરવા સમર્થ છું ! અલ્યા ઓ રામ ! મારે તારા સંબંધી ઘણું બોલવાનું છે, પરંતુ આ વેળા હું કાંઈ પણ બોલતો નથી; કેમ કે સૂર્ય અસ્ત પામવા આવ્યો છે, તેથી યુદ્ધમાં વિઘ્ન થઈ આવે.[૨૨,૨૩] તોપણ છેવટે એટલું તો કહું છું કે તેં મારી સેનાના ચૌદ હજાર રાક્ષસોનો વિનાશ કર્યો છે. તેથી આજે હું તારો વિનાશ કરીને તે મૂએલાઓનું અશ્રુપ્રમાર્જન કરીશ.'

એટલું કહી અતિ ક્રોધ પામેલા ખરે પોતાના હાથમાં રહેલી વજ્ર સરખી મોટી ગદા રામચંદ્ર ઉપર ફેંકી.[૨૪,૨૫] ખરના હાથમાંથી છૂટેલી ગદા માર્ગમાં આડે આવતાં વૃક્ષ, ગુલ્મ તથા લતાઓ વગેરેને બાળી ભસ્મ કરતી જોતજોતામાં રામચંદ્ર સમીપ આવી પહોંચી.[૨૬] મૃત્યુપાશ સરખી મોટી ગદાને પોતાના ઉપર આવી પડતી જોઈને કૌશલ્યા-નંદન રઘુવીરે ધનુષ્યમાં પ્રથમથી જ ચડાવી રાખેલાં બાણો વડે તેને આકાશમાં ને આકાશમાં જ છેદીને ચૂર્ણવિચૂર્ણ કરી નાખી, એટલે બાણોથી છિન્નભિન્ન થયેલી એ ગદા મંત્ર તથા ઔષધિના બળથી પૃથ્વી પર પાડેલી સર્પિણીની પેઠે પૃથ્વી પર આવી પડી.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૨૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૦ મો

### દંડકારણ્યમાં મહાયુદ્ધ-ખરનો વધ

भित्त्वा तु तां गदां बाणै राघवो धर्मवत्सलः ।
स्मयमान [illegible] वाक्यं संरब्धमिदमब्रवीत् ॥ १ ॥

ખરની ગદા છેદ્યા પછી ક્રોધયુક્ત થયેલા ધર્મવત્સલ રામચંદ્રે હસતા હસતાં ખરને કહ્યું :[૧] 'હે રાક્ષસાધમ ! તેં તારું સઘળું બળ દર્શાવ્યું ને ? અરે, હું તો ક્યારનો જાણું છું કે તું શક્તિ-હીન હોવા છતાં મિથ્યા ગર્જના કરે છે ! હે રાક્ષસ ! તું માત્ર વ્યર્થ બકવાદ કરવામાં જ સમર્થ છે; કેમ કે આ તારી ગદા મારાં બાણો વડે કપાઈ પડીને તારા વિશ્વાસને× હણનારી નીવડી છે.[૨,૩] વળી તે જ પ્રમાણે તેં જે કહ્યું કે, 'હું નાશ પામેલા મારા રાક્ષસોનુ અશ્રુપ્રમાર્જન કરીશ' તે તારું વચન પણ મિથ્યા જ છે. હે ક્ષુદ્ર બુદ્ધિવાળા ! હે ખરાબ આચરણવાળા નીચ રાક્ષસ ! જેમ ગરુડ અમૃતનું હરણ કરે, તેમ આજે હું તારા પ્રાણોનું હરણ કરીશ.[૪,૫] અરે ! આજે આ પૃથ્વી મારાં બાણો વડે છેદાયેલા તારા કંઠમાંથી વહેતા ફીણ અને પરપોટાવાળા રુધિરનું પાન કરશે.[૬] આજે તારું શરીર ધૂળમાં રગદોળાશે, તારી બન્ને ભુજાઓ શિથિલ થઈને પૃથ્વી પર પડશે અને જેમ કોઈ પુરુષ દુર્લભ પ્રમદાને આલિંગન કરે, તેમ તું ભૂમિને આલિંગન કરીને સૂઈ રહીશ.[૭] હે રાક્ષ-સાધમ ! જ્યારે તું લાંબી નિદ્રાને વશ થઈ શયન કરીશ, અર્થાત્ મરણ પામીશ, ત્યારે જ આ દંડકારણ્ય સર્વ જનોનું હિત કરનારા મહાત્મા તપસ્વી ઋષિ-મુનિઓને સુખથી વસવા યોગ્ય થશે. હે રાક્ષસ ! મારાં તીક્ષ્ણ બાણોએ કરી તારું સઘળું જનસ્થાન જ્યારે શૂન્ય થશે, ત્યારે સર્વ ઋષિઓ નિર્ભયપણે આ વનમાં વિચરશે.[૮,૯] આજે મારાં બાણોએ કરી પોતાના પતિ-પુત્રાદિનું મરણ થવાને લીધે દીન થયેલી રાક્ષસીઓના મુખ અશ્રુજળ વડે ભિંજાઈ જશે અને તેઓ બીજાઓને ભય ઉપ-જાવનારી હોવા છતાં મારા ભયને લીધે આજે જનસ્થાનમાં પલાયન કરી જશે.[૧૦] હે ખર ! જેઓને તારા જેવો દુરાચરણી પતિ મળેલો છે, એવી અને તારા સરખા જ દુર્ગુણોવાળી તારી સ્ત્રીઓ કે જેના કામાદિ પુરુષાર્થ તારા મરણને લીધે નષ્ટ થનાર છે, તેઓ આજે શોકના સ્વાદને જાણનારી થશે, અર્થાત્ તારી સ્ત્રીઓને કદી પણ દુઃખ પડ્યું

× 'મારી ગદાને કોઈ પણ છેદી શકે એમ નથી અને તે 'શત્રુઓને હણવા સમર્થ છે' એ પ્રકારના વિશ્વાસને

નહિ હોય, પણ હવે તેઓ તારા મરણથી દુઃખ-શોકનો અનુભવ કરશે. હે ક્રૂર કર્મવાળા ! હે ક્ષુદ્રાત્મન્ ! તું બ્રાહ્મણોને નિરંતર કંટકરૂપ થઈ પડેલો હોવાથી તેઓ તારાથી શંકાશીલ રહીને નિર્ભયપણે અગ્નિમાં હોમ પણ કરી શકતા નથી (તેથી આજે હું તારો નાશ જ કરીશ).'[૧૧,૧૨]

રામચંદ્રનાં ક્રોધપૂર્ણ વચનો સાંભળી અતિ રોષમાં આવેલો ખર ઘણા જ કઠોર સ્વરથી તેમને તિરસ્કારપૂર્વક કહેવા લાગ્યો :[૧૩] 'અરે મૂઢ ! ખરેખર, તું ઘણો જ અભિમાની જણાય છે; કેમ કે મોટા ભયમાં ઘેરાયા છતાં પણ તું પોતાને નિર્ભય માને છે ! હું તો માનું છું કે તું અવશ્ય મૃત્યુના પાશથી બંધાયેલો છે અને તેથી જ તું બોલવા-નહિ બોલવાના વિવેકને સમજતો નથી. ખરું છે કે જે મનુષ્યો કાળપાશ વડે બંધાયેલા છે, અર્થાત્ જેઓનું મરણ સમીપ આવી પહોંચ્યું હોય છે, તેઓ પોતાની અંતઃકરણાદિ છયે ઇંદ્રિયોના જ્ઞાન-વિવેક વિનાના થયેલા હોવાને લીધે કાર્ય કે અકાર્યને જાણી શકતા નથી.' એટલું કહી અત્યંત કોપથી પોતાની ભ્રૂકુટી ચડાવી નિશાચર ખર પોતાની પાસે કંઈ આયુધ નહિ હોવાને લીધે ચોતરફ દૃષ્ટિ ફેરવવા લાગ્યો; એટલામાં થોડેક દૂર એક મોટું સાલવૃક્ષ તેની નજરે પડ્યું, તરત જ તે તરફ દોડી જઈને તેણે પોતાના હોઠ પીસી અતિ વેગથી તે સાલવૃક્ષને ઉખેડી કાઢ્યું.[૧૪-૧૭] પછી મોટી ગર્જના કરી મહાબળવાન ખરે એ વૃક્ષને પોતાના બન્ને હાથથી ઉપાડી રામચંદ્ર ઉપર ફેંક્યું અને કહ્યું : 'હવે તું હણાયો.'[૧૮]

પોતાની ઉપર આવતા એ વૃક્ષને મહાપ્રતાપી રામચંદ્રે તુરત જ બાણસમૂહથી છેદી નાખ્યું અને એ નીચ ખરને હણવા અર્થે તેમણે તીવ્ર ક્રોધ ધારણ કર્યો.[૧૯] આ વેળા રામચંદ્રના આખા શરીરે પ્રસ્વેદનાં બિંદુઓ વળી ગયાં અને અતિ ક્રોધને લીધે તેમનાં નેત્રો લાલચોળ થઈ ગયાં. પછી તેમણે એકીવખતે એક હજાર બાણો મૂકીને ખરનું આખું શરીર વીંધી નાખ્યું. જેમ પ્રસ્રવણ ગિરિમાંથી જુદા જુદા અનેક જળપ્રવાહો નીકળે છે, તેમ ખરના શરીરમાં વાગેલાં બાણો વડે થયેલાં છિદ્રોમાંથી ફીણવાળું ઘણું રુધિર વહેવા માંડ્યું.[૨૦,૨૧] રામચંદ્રે ખરને બાણોના પ્રહારથી વિકળ કરી નાખ્યો, તોપણ પોતાના શરીરમાંથી વહેતા રુધિરના ગંધથી મદોન્મત્ત થઈને તે રાક્ષસ વેગથી રામચંદ્રની સામે દોડી ગયો. રુધિરથી ખરડાયેલા શરીરે ખરને પોતાની તરફ ધસી આવતો જોઈને સંપૂર્ણ અસ્ત્રવિદ્યા જાણનારા મહાપરાક્રમી રામચંદ્ર સત્વર બેત્રણ ડગલાં પાછા હઠી ગયા અને પછી તેનો સત્વર વધ કરવા અર્થે ધર્માત્મા રામચંદ્રે જાણે સાક્ષાત્ બીજો બ્રહ્મદંડ જ હોય, એવું અગ્નિ સરખું તેજસ્વી એક શર પોતાના ધનુષ્ય પર ચડાવ્યું કે જે શર મહાબુદ્ધિમાન દેવોના રાજા ઇંદ્રે અગસ્ત્ય મુનિ દ્વારા રામચંદ્રને આપ્યું હતું. શ્રીમાન રામચંદ્રે તરત જ ધનુષ્ય ખેંચી એ શર દુષ્ટાત્મા ખર ઉપર છોડ્યું, એટલે વીજળી સરખા ભારે કડાકાથી આખા વનને ગજાવી મૂકતું તે શર મહાવેગથી જઈને ખરના વક્ષઃસ્થળમાં ચોંટ્યું.[૨૨-૨૬] વજ્ર સમાન તે શર વક્ષઃસ્થળમાં વાગતા જ તેના તીવ્ર અગ્નિથી બળતો ખર શ્વેતારણ્ય વિષે શંકરે બાળીને ભસ્મ કરેલા અંધકાસુરની પેઠે* એકાએક ચીસ નાખીને પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યો. રામચંદ્રના બાણથી હણાયેલો ખર વજ્રથી હણાયેલા વૃત્રાસુરની પેઠે, સમુદ્રના ફીણથી નાશ પામેલા નમુચિ દૈત્યની પેઠે અને ઇંદ્રના વજ્રથી ગતપ્રાણ થઈ પડેલા બલાસુરની પેઠે પ્રાણરહિત થઈ પૃથ્વી પર પડ્યો.

પ્રથમથી જ એકઠા થયેલા દેવતાઓ વગેરે સૌ કોઈ આ રૂડો પ્રકાર જોઈને અત્યંત હર્ષિત થયા અને તેઓએ માંગલિક દુંદુભિ વગાડી રામચંદ્ર ઉપર ચારે બાજુથી પુષ્પવૃષ્ટિ કરી. 'અહો ! શ્રીમાન રામચંદ્રે સંગ્રામ વિષે પોતાનાં તીક્ષ્ણ બાણોએ કરીને માત્ર મુહૂર્ત જેટલા સમયમાં ખર,

* કાવેરી નદીના તટ પર આવેલા શ્વેતારણ્યમાં કોઈ એક 'શ્વેત' નામનો રાજર્ષિ તપ કરતો હતો તે વેળા અંધકાસુર તે રાજર્ષિને મારવા માટે દોડી આવ્યો. એ જોઈ પોતાના ભક્ત રાજર્ષિની રક્ષા કરવા માટે શંકરે તેને લાત મારીને હણ્યો હતો, એવી પુરાણમાં કથા છે

દૂષણ, ત્રિશિરા આદિ ઇચ્છિત રૂપ ધરનારા ચૌદ હજાર રાક્ષસોનો વિનાશ કર્યો ![૨૭-૩૧] અહો ! મહાસમર્થ રામચંદ્રે કેવું અદ્દભુત કર્મ કર્યું ! અહો ! શ્રીમાન કૌશલ્યાનંદન રઘુવીર વિષે વીર્ય અને દ્દઢતા સાક્ષાત્ વિષ્ણુ ભગવાન સરખાં જોવામાં આવે છે !' એવી રીતે રામચંદ્રની વારંવાર પ્રશંસા કરતા સર્વ દેવતાઓ સ્વસ્થાનકે ચાલ્યા ગયા. પછી અગસ્ત્ય તથા ભૃગુ આદિ મહર્ષિઓ અને નહુષ આદિ રાજર્ષિઓએ અતિ હર્ષપૂર્વક રામચંદ્રની પાસે આવીને દિવ્ય ઉપચારો વડે પૂજા કરી કહ્યું: 'હે રાઘવ ! તમોએ ઘણું જ ઉત્તમ કાર્ય કર્યું છે. 'પાક' નામના દૈત્યને હણનારો મહાતેજસ્વી ઇંદ્ર પણ આ કાર્ય માટેજ શરભંગ ઋષિના પવિત્ર આશ્રમે આવ્યો હતો અને તેણે શરભંગ ઋષિ દ્વારા તમને રાક્ષસોના વધ માટે પ્રેર્યા હતા. વળી અમો સર્વ ઋષિઓએ પણ અમારા શત્રુરૂપ અને પાપકર્મ કરનાર આ સર્વ રાક્ષસોનો વધ કરવા માટે જ અનેક ઉપાયો કરી તમને અહીં આણ્યા છે. હે દશરથાત્મજ ! આજે તમોએ રાક્ષસોનો વધ કરવારૂપ અમારું કાર્ય સંપાદન કર્યું છે (તેથી અમે કૃતાર્થ થયા છીએ). હે રામચંદ્ર ! હવે સર્વ મહર્ષિઓ દંડકારણ્યમાં સુખથી વસી, સ્વધર્મનું પરિપાલન કરી શકશે.'

મહર્ષિઓ એ પ્રમાણે રામચંદ્રની પ્રશંસા કરી રહ્યા હતા, એવામાં અંતરિક્ષમાર્ગે થતા જય-જયકારના ધ્વનિ તથા દેવોના દુંદુભિના નાદ સાંભળી 'રાક્ષસોનો વિનાશ થયો' એવું જાણી સીતા સહિત મહાત્મા લક્ષ્મણ પર્વતની ગુફામાંથી નીકળી પોતાના આશ્રમ પ્રત્યે આવ્યા અને પોતાના મોટા ભાઈ રામચંદ્રના ચરણકમળનું વંદન કરી તેમની સાથે સુખપૂર્વક આશ્રમમા પ્રવેશ કર્યો. શત્રુરૂપ રાક્ષસોનો વિનાશ કરી વિજય પામેલા અને લક્ષ્મણને મળી હર્ષિત થયેલા શૂરવીર રામચંદ્રે સીતા સહિત આશ્રમમાં નિવાસ કર્યો. રાક્ષસોને હણી મહર્ષિઓને સુખ ઉપજાવનારા પોતાના પતિ રામચંદ્રના દર્શન કરીને સતીશિરોમણિ સીતા પણ અત્યંત હર્ષિત થયાં અને પરમ પ્રીતિપૂર્વક તેમને હૃદય સાથે ચાંપીને સંતોષ પામ્યાં. રાક્ષસોની સેનાનું મર્દન કરનારા અને હર્ષિત એવા મહર્ષિઓએ પૂજેલા પોતાના પતિ રામચંદ્રને અતિ હર્ષને લીધે વારવાર ભેટીને જનકતનયા સીતા આનંદ પામવા લાગ્યાં.[૩૨-૪૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૩૦ મો સર્ગ સંપૂર્ણ

## રાવણે સીતાનું કરેલું અપહરણ

## સર્ગ ૩૧ મો

### દંડકારણ્યના યુદ્ધની રાવણને જાણ

**त्वरमाणस्ततो गत्वा जनस्थानादकम्पनः ।**
**प्रविश्य लङ्कां वेगेन रावणं वाक्यमब्रवीत् ॥ १ ॥**

ખરની ચૌદ હજાર રાક્ષસોની મોટી સેનામાંથી એક 'અકંપન' નામનો રાક્ષસ જીવતો નાસી છૂટ્યો હતો. તે અકંપન ખર સહિત સર્વ સેનાનો નાશ થયેલો જોઈને એ સમાચાર રાક્ષસાધિપતિ રાવણને જણાવવા તુરત જ લંકામાં ગયો. ત્યાં જઈ તેણે સભામાં બેઠેલા રાવણ પ્રત્યે હાથ જોડી કહ્યું:[૧] 'હે રાજન્ ! જનસ્થાનમાં રહેનારા ઘણા રાક્ષસો તેઓના અધિપતિ ખર, દૂષણ તથા ત્રિશિરા સહિત આજે સંગ્રામમાં હણાઈ ચૂક્યા છે; માત્ર હું જ બળાત્કારે કોઈ પણ ઉપાયથી જીવતો રહી અહીં નાસી આવ્યો છું !'[૨]

અકંપનનાં વચન સાંભળતાંજ અત્યંત ક્રોધ ચડવાને લીધે જેનાં નેત્રો લાલચોળ થઈ ગયા હતા એવો રાવણ જાણે પોતાના તેજે કરી સામાને બાળતો જ હોય, એમ અકંપન પ્રત્યે કહેવા લાગ્યો.[૩] 'અરે ! મારા ક્રોધાગ્નિ વિષે પતંગિયાની પેઠે બળી મરવા કોનો સમય નજીક આવી પહોંચ્યો છે ? અરે ! કોની સ્થિતિ ત્રણે લોકમાં નષ્ટ થવા બેઠી છે કે જેણે ભયંકર દંડકારણ્યમા રહેનારા મારા રાક્ષસોનો વિનાશ કર્યો ?[૪] અરે ! મારું અપ્રિય કરીને ઇંદ્ર, કુબેર, યમ તથા વિષ્ણુ પણ સુખ પ્રાપ્ત કરી શકે એમ નથી.[૫] હું કાળનો પણ કાળ છું અને અગ્નિનો પણ અગ્નિ છું. અરે ! હું મૃત્યુને પણ મરણ પમાડવાનો તથા એકાએક

વાયુના વેગને પણ રોકવાનો ઉત્સાહ ધરાવું છું. જો હું ક્રોધ પામ્યો હોઉં, તો મારા તેજથી સૂર્ય તથા અગ્નિને પણ બાળી ભસ્મ કરી નાખું એમાં આશ્ચર્ય નથી.'[૬,૭]

અતિ ક્રોધને લીધે ઉગ્રપણે બોલાયેલાં રાવણનાં વચન સાંભળી ભયથી થરથર ધ્રૂજતા અકંપને અચકાતી વાણી વડે અભય યાચતાં કહ્યું: 'હે મહારાજા! હું તે સઘળું વૃત્તાંત તમને કહું; પરંતુ પાછળથી મને કાંઈ ભય ન થવો જોઈએ.' એવું સાંભળી, રાક્ષસરાજ દશગ્રીવે તેને અભયવચન આપ્યું, એટલે વિશ્વાસ પામીને તેણે સ્પષ્ટપણે કહેવા માંડ્યું:[૮,૯] 'હે રાજન્! અયોધ્યાપતિ મહારાજા દશરથનો મહાપરાક્રમી 'રામ' નામનો પુત્ર છે. તેણે જનસ્થાનવાસી ખર વગેરે ચૌદ હજાર રાક્ષસોને હણ્યા છે. હે રાક્ષસાધિપતિ! એ રામ યુવાન છે, સિંહ સમાન દૃઢ અંગવાળો છે, મોટી કાંધવાળો છે, તેની ભુજાઓ લાંબી અને ગોળ છે. તે શ્યામવર્ણ છતાં દેખાવમાં અતિ સુંદર છે અને તેની પવિત્ર કીર્તિ સર્વત્ર વિસ્તરેલી છે.'

અકંપનના મુખથી ઉપર્યુક્ત વચન સાંભળી રાક્ષસાધિપતિ રાવણ અતિ ક્રોધને લીધે મોટા સર્પની પેઠે ફૂંફાડા મારતો તેને પૂછવા લાગ્યો:[૧૦] 'હે અકંપન! શું તે રામ ઇંદ્રાદિ સર્વ દેવતાઓ સહિત દંડકારણ્યમાં આવ્યો છે?'[૧૧-૧૩]

રાવણનું વાક્ય સાંભળી અકંપન રાક્ષસ પુનઃ પણ મહાત્મા રામચંદ્રનાં બળ તથા પરાક્રમનું વર્ણન કરતાં કહેવા લાગ્યો:[૧૪] 'હે મહારાજા! મહાતેજસ્વી રામ સર્વ ધનુર્ધારીઓમાં શ્રેષ્ઠ અને દિવ્ય અસ્ત્રોથી સંપન્ન છે. તે યુદ્ધ વિષે પરમોત્કૃષ્ટ શૌર્ય ધારણ કરે છે.[૧૫] તેની સાથે તેના સરખા જ રૂપવાળો, બળવાળો, રાતી આંખોવાળો, દુંદુભિ સમાન સ્વરવાળો અને પૂર્ણિમાના ચંદ્ર સમાન સુશોભિત મુખવાળો તેનો નાનો ભાઈ લક્ષ્મણ છે. હે રાજન્! જેમ વાયુ નિરંતર અગ્નિની સાથે જોડાયેલો જ રહે છે, તેમ નિરંતર લક્ષ્મણની સાથે પ્રીતિથી જોડાઈ રહેલા શ્રીમાન રામચંદ્રે જ જનસ્થાનવાસી સર્વ રાક્ષસોને હણ્યા છે.[૧૬,૧૭] હે મહારાજા! એ રામની સાથે દેવતાઓ વગેરે કોઈ પણ નથી, એ તમે સત્ય માનો. અરે, રામનો એવો તો પ્રભાવ છે કે તેણે મૂકેલાં સુવર્ણની પૂંખવાળાં બાણો મોટી પાંચ ફણાઓવાળા સર્પ જેવાં થઈને રાક્ષસોનું ભક્ષણ કરે છે! અરે, રામના ભયથી નાસી જતા રાક્ષસો જે જે માર્ગે જતા હતા, તે તે માર્ગે તેઓ રામને પોતાની સામે જ ઊભેલો જોતા હતા; તેથી તેઓ નાસીને કોઈ પ્રકારે બચવા પામતા નહિ! હે નિષ્પાપ! એ પ્રમાણે એકલા રામે આપણા આખા જનસ્થાનનો વિનાશ કરી નાખ્યો છે.'

અકંપનનાં વચન સાંભળી મહા અભિમાની રાવણે કહ્યું: 'અરે, શા ભાર છે એ મનુષ્યના! હું જાતે જ એ લક્ષ્મણ સહિત રામને હણવા માટે જનસ્થાન પ્રત્યે જઈશ.'

એવું સાંભળી, અકંપને રાવણને પાછો વાળતાં કહ્યું: 'હે રાજન્! હું તમારી આગળ રામનાં બળ-પરાક્રમનું યથાર્થ રીતે વર્ણન કરું છું, તે તમે સાંભળો.[૧૮-૨૨] મહાયશસ્વી રામ ક્રોધ પામે ત્યારે તેને નિવૃત્ત કરવા બ્રહ્માદિ દેવો પણ સમર્થ નથી. અરે, રામ પોતાનાં બાણો વડે જળથી પરિપૂર્ણ વહેતી નદીના વેગને પણ રોકવા સમર્થ છે;[૨૩] તેમ જ અનેક તારાઓ, ગ્રહો તથા નક્ષત્રોથી ભરેલા નભોમંડળને પણ એક ક્ષણવારમાં શૂન્ય કરવાની શક્તિ ધરાવે છે. એ રામ પાતાળમાં ધસી જતી પૃથ્વીનો ઉદ્ધાર કરે, સમુદ્રની મર્યાદાનો ભંગ કરી સર્વ લોકોને બાળી નાખે, બાણોએ કરી સમુદ્ર તથા વાયુના વેગનો પણ નાશ કરે; તેમ જ પોતાના પરાક્રમ વડે સર્વ લોકોનો સંહાર કરીને પુનઃ પણ સર્વ પ્રજાને સરજી સ્થાપિત કરે એવી ઉત્તમોત્તમ શક્તિવાળો છે.[૨૪-૨૬] હે દશગ્રીવ! જેમ પાપી જનોથી સ્વર્ગ જિતાવું અશક્ય છે, તેમ સઘળા રાક્ષસો સહિત તમારાથી એ રામ જિતાવો અશક્ય છે.[૨૭] અરે, સર્વ દેવો તથા અસુરો એકઠા મળીને પણ રામનો વધ કરી શકે એમ હું માનતો નથી. છતાં રાજન્! મેં નિશ્ચિત કરેલો રામના વધનો એક ઉપાય હું તમને કહું

છું તે તમે એકાગ્રચિત્તે સાંભળો.[૨૮] હે રાજન્! રામની સાથે સર્વ લોકમાં શ્રેષ્ઠ સૌંદર્યવાળી તેની 'સીતા' નામની સ્ત્રી છે. તે શ્યામા સુંદર મધ્ય-ભાગવાળી, સમાન રીતે ગોઠવાયેલા અવયવોવાળી, સ્ત્રીઓમાં રત્નરૂપ અને રત્નાભરણોથી વિભૂષિત છે.[૨૯] હે દશગ્રીવ! એના સરખી સૌંદર્યવાળી, સ્વર્ગ વિષે કોઈ દેવપત્ની કિંવા ગંધર્વની સ્ત્રી અથવા અપ્સરા પણ નથી; તેમ જ પાતાળ વિષે નાગલોકમાં પણ કોઈ એવી સ્ત્રી નથી, તો પછી મનુષ્યલોકમાં તો ક્યાંથી જ હોય?[૩૦] હે રાજન્! તમે કોઈ પણ ઉપાયથી રામને છેતરી તેની એ સ્ત્રીનું હરણ કરો, એટલે એવી ઉત્તમોત્તમ પત્ની વિનાનો થયેલો રામ કદી પણ જીવી શકશે નહિ.[૩૧]

અકંપનનાં વચનો સાંભળી તેને પોતાના હિત-રૂપ માની અતિ હર્ષ પામેલો મહાબાહુ રાવણ બોલ્યો :[૩૨] 'બહુ સારું થયું. આ ઉપાય ઘણો જ ઉત્તમ છે. હવે હું કાલે સવારે જ મારા સારથિની સાથે એકલો જઈશ અને કોઈ પણ ઉપાયે અતિ હર્ષપૂર્વક સીતાને મારી આ રમણીય લંકા નગરી-માં આણીશ.'[૩૩] એટલું કહી અકંપનને વિદાય કરી, રાવણ પોતાના અંતઃપુરમાં ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં જ પોતાના સૂર્ય સમાન પ્રકાશતા અને ખચ્ચરો જોડેલા રથમાં બેસીને રાક્ષસાધિપતિ રાવણ સર્વ દિશાઓને પ્રકાશિત કરતો લંકામાંથી વિદાય થયો. એ વેળા રાવણનો વિશાળ રથ અંતરિક્ષમા છેક નક્ષત્ર-મંડળના માર્ગે ગતિ કરતો હતો, તેથી તે મેઘ-મંડળથી ઘેરાયેલા ચંદ્ર સરખો શોભતો હતો. રથમાં બેસી ચાલતો રાવણ થોડી વારમાં લંકાનગરીથી અતિ દૂર આવેલા તાટકા રાક્ષસીના પુત્ર મારીચ રાક્ષસના આશ્રમ આગળ આવી પહોંચ્યો. ત્યાં રથમાંથી ઊતરી પડી રાવણ મારીચના આશ્રમમાં ગયો. મારીચે રાવણને ઉત્તમ આસન પર બેસાડી મનુષ્યોને ન મળી શકે એવા ભક્ષ્ય-ભોજ્ય પદાર્થો વડે તેનો સત્કાર કર્યો અને પછી તેના આવવાનું પ્રયોજન જાણવા સારુ પૂછ્યું :[૩૪–૩૭] 'હે રાક્ષસા-ધિપતિ! તું સારી રીતે કુશળ તો છે ને? તું આજે આમ અણચિંતવ્યો ઉતાવળે મારી પાસે આવ્યો છે, તેથી તારા રાક્ષસોના કુશળ સંબંધી મને શંકા ઊપજે છે; પરંતુ વિચાર કરી જોતાં મને કશો પણ નિશ્ચય થતો નથી (માટે તું તારા આવવાનું કારણ મને કહે).'

મારીચનું વચન સાંભળી વાક્ચતુર અને મહા-તેજસ્વી રાવણે તેને કહ્યું : 'હે તાત! હે મારીચ! અયોધ્યાના રાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર રામને તું જાણતો હોઈશ. એ અક્લિષ્ટકર્મા રામે યુદ્ધમાં ખર વગેરે અનેક રાક્ષસોને હણીને મારા આખા જનસ્થાનને ઉજ્જડ કર્યું છે;[૩૮–૪૦] માટે મારે એ રામને કોઈ ઉપાયે હણવો જોઈએ. એટલા માટે જ હું તારી માગણી કરું છું કે, એ રામની સ્ત્રી સીતાનું હરણ કરવાના કાર્યમાં તું મને પ્રધાનની પેઠે સહાય કરનારો થા.'

રાવણનાં વચન સાંભળી મારીચ અતિ ખેદ-પૂર્વક કહેવા લાગ્યો :[૪૧] 'હે રાક્ષસશાર્દૂલ! એવો તે તારો મિત્રરૂપ શત્રુ કોણ છે કે જેણે તને સીતાનું નામ જણાવ્યું? અરે! તેં દાન વગેરેથી સંતુષ્ટ કરેલ હોવા છતા પણ એવો કોણ છે કે જે તારા પર રાજી નથી?[૪૨] અરે! 'તું સીતાનું હરણ કરી લંકામાં લાવ' એવો ઉપદેશ તે તને કોણે કર્યો? અરેરે! સઘળા રાક્ષસોના ઉન્નતિ-શિખરને કોણ તોડી પાડવા ઇચ્છે છે?[૪૩] રે, જેણે તને સીતાનું હરણ કરવામાં પ્રેર્યો છે, તે ખરેખર તારો શત્રુ જ હોવો જોઈએ. અરે! તેણે તો તારા હાથથી ઝેરી સર્પના મુખ માહેની વિષભરેલી દાઢ ખેંચી કઢાવવા જેવું કાર્ય કરાવવા ધાર્યું છે.[૪૪] અરે! આવો ઉપદેશ આપી તને કોણે મૃત્યુના માર્ગે દોર્યો છે? રે, સુખથી સૂતેલા તારા મસ્તક પર કોણે આમ વૃથા દુઃખ ઉપજાવ્યું છે?[૪૫] હે રાવણ! સંગ્રામભૂમિ વિષે ક્રોધ પામીને ઊભેલા શુદ્ધવંશ(સૂર્યવંશ)માં જન્મવારૂપી સૂંઢવાળા, તેજ-પ્રતાપરૂપી મદવાળા અને લાંબી ભુજાઓ-રૂપી દંતૂશળવાળા એ રામચંદ્રરૂપી મદોન્મત્ત હાથીની સામે જોવાને પણ કોઈ સમર્થ નથી, તો પછી તેની સાથે યુદ્ધ કરવાને તો કોણ જ સમર્થ

હોય![૪૬] હે રાજન્! રણસંગ્રામમાં અડગપણે ઊભા રહેવાના ઉત્સાહરૂપી કેશવાળીવાળા, યુદ્ધનિપુણ રાક્ષસોરૂપી હરિણોનો વિનાશ કરનારા, બાણરૂપી અંગોથી વ્યાપ્ત અને તીક્ષ્ણ તરવારરૂપી દાઢોવાળા એ રામચંદ્રરૂપી સિંહને જગાડવાને તું યોગ્ય નથી.[૪૭] હે રાક્ષસરાજ! ધનુષ્યરૂપી ભયંકર ઝૂડવાળા, હસ્તલાઘવરૂપી કાદવવાળા, બાણરૂપી તરંગોવાળા અને મોટા સંગ્રામરૂપી જળથી ભરેલા અતિ ભયંકર રામરૂપી પાતાળની મધ્યે એકાએક કૂદી પડવું એ તને યોગ્ય નથી.[૪૮] માટે હે લંકેશ્વર! હે રાક્ષસેંદ્ર! તું નિર્મળ અંતઃકરણવાળો થઈને લંકામાં પાછો જા અને આવો દુષ્ટ વિચાર છોડી દઈને તું તારી પોતાની સ્ત્રીઓની સાથે નિરંતર યથેચ્છ રીતે રમણ કર. રામ પણ ભલે પોતાની સ્ત્રી સીતાની સાથે વનની અંદર રમણ કરે; કેમ કે તેને છંછેડવામાં તારું કંઈ પણ કલ્યાણ થાય એમ નથી.[૪૯]

મારીચની ઉત્તમ શિખામણ સાંભળી સીતાને હરવાના વિચારથી નિવૃત્ત થઈ, રાક્ષસોના રાજા રાવણે પુનઃ લંકા પ્રત્યે જઈ પોતાના ઉત્તમ મહેલમાં પ્રવેશ કર્યો.[૫૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૧ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૨ મો

## લંકાધિપતિ રાવણ

**ततः शूर्पणखा दृष्ट्वा सहस्राणि चतुर्दश ।**
**हतान्येकेन रामेण रक्षसां भीमकर्मणाम् ॥ १ ॥**

દંડકારણ્યમાં થયેલા મહાદારુણ સંગ્રામમાં એકલા રામચંદ્રે ભયંકર કર્મવાળા ચૌદ હજાર રાક્ષસો સહિત ખર, દૂષણ અને ત્રિશિરાનો વધ કર્યો, તે સમાચાર કહેવા માટે અકંપન રાક્ષસ લંકા પ્રત્યે ગયો. તે પછી શૂર્પણખા પણ રાવણને ઉશ્કેરી, પોતાનું વેર વાળવા માટે મેઘની પેઠે ભયંકર ચીસો પાડતી ત્યાંથી લંકા પ્રત્યે દોડી ગઈ. શૂર્પણખા કે જે બીજા કોઈથી પણ ન થઈ શકે એવું રામચંદ્રનું અદ્‌ભુત પરાક્રમ જોઈને અત્યંત ઉદ્વિગ્ન થઈ હતી, તેણે રાવણે પાળેલી લંકાનગરીમાં આવી રાવણના રાજમંદિરમાં પ્રવેશ કર્યો.[૧] રમણીય રાજમંદિરની શોભાને જોતી તે શૂર્પણખા છેક રાવણના સભાસ્થાન આગળ ગઈ અને ત્યાં તેણે મરુદ્‌ગણોથી વીંટાયેલા ઇંદ્રની પેઠે પોતાના સચિવમંડળથી વીંટાયેલા તેજસ્વી રાવણને પુષ્પક વિમાનમાં બેઠેલો જોયો.

આ સમયે રાવણ સૂર્ય સરખા પ્રકાશિત સુવર્ણના આસન પર બેઠેલો હતો, તેથી જાણે સુવર્ણની વેદી ઉપર ઘણું ઘી હોમાવાથી જાજ્વલ્યમાન થયેલો અગ્નિ જ હોય, એવો તે દેખાતો હતો.[૨–૫] સંગ્રામના સમયે અતિ ક્રોધને લીધે ઉઘાડેલા મુખવાળા કાળ સરખો ભયંકર દીસતો એ રાવણ દેવો, ગંધર્વો, મહાત્મા ઋષિઓ તથા સર્વ ભૂત–પ્રાણીમાત્રથી પણ જીતવો અશક્ય હતો.[૬] વળી દેવ અને અસુરોના સંગ્રામ વખતે તેના શરીર પર વાગેલાં ઇંદ્રનાં વજ્ર તથા વીજળીઓના પ્રહારોથી ઘણા વ્રણ પડી રહ્યા હતા; તેમ જ ઇંદ્રના ઐરાવત હાથીના તીક્ષ્ણ અગ્રવાળા દંતૂશળો વાગવાથી પડેલા ઘાવનાં ચાઠાં તેની આખી છાતી પર જણાતાં હતાં.[૭] તેને વીસ ભુજા તથા દસ મસ્તક હતાં, તેના મસ્તક પર રમણીય રાજછત્ર ધરેલું હતું. બન્ને બાજુએ ઉત્તમ ચામરો ઢળી રહ્યાં હતાં અને તેનું વક્ષઃસ્થળ ઘણું વિશાળ હતું. એ પ્રમાણે રાવણ સઘળાં રાજચિહ્નોથી શોભતો હતો.[૮] તેણે પોતાના શરીર પર શુદ્ધ જાંબૂનદ સુવર્ણના અલંકારો ધારણ કર્યા હતા અને તેમાં સ્થળે સ્થળે વૈડૂર્યમણિ જડેલા હોવાને લીધે તેનું આખું શરીર વૈડૂર્યમણિ સરખી કાંતિ ધારણ કરી રહ્યું હતું. તેની ભુજાઓ ઉત્તમ, દાંત શ્વેત અને મુખ મોટાં હતાં, તેમ જ તેનું શરીર મોટા પર્વત જેવું પ્રૌઢ જણાતું હતું.[૯] દેવતાઓની સાથે થયેલા યુદ્ધમાં તેણે વિષ્ણુના ચક્રના તથા બીજાઓનાં અનેક શસ્ત્રાસ્ત્રોના સેંકડો પ્રહારો સહન કર્યા હતા.[૧૦] યુદ્ધમાં એક સમયે સઘળા દેવોનાં આયુધો વાગવા છતાં તેનાં અંગો હણાયાં ન હતાં. વળી તે અક્ષુબ્ધ સમુદ્રોને પણ ક્ષોભ પમાડવામાં સમર્થ હતો અને સર્વ કાર્યો નિર્વિ-

લંઘે કરવાનો તેનો સ્વભાવ હતો.[११] રાવણ યુદ્ધ-સમયે મોટાં મોટાં પર્વતશિખરો ફેંકનારો, દેવતાઓનું મર્દન કરનારો, ધર્મનો ઉચ્છેદ કરનારો અને પરસ્ત્રીઓના શિયળવ્રતનો ભંગ કરનારો હતો.[१२] વળી તે સર્વ પ્રકારનાં દિવ્ય અસ્ત્રોના પ્રયોગ જાણતો હતો, યજ્ઞોમાં વિઘ્ન કરતો હતો અને તેણે પાતાળમાં આવેલી ભોગવતી નગરીમાં જઈને 'વાસુકિ' તથા 'તક્ષક' નામના નાગને જીતી, તક્ષકની પ્રિય પત્નીનું હરણ કર્યું હતું. તે કૈલાસ પર્વત પ્રત્યે જઈ, યક્ષરાજ કુબેરને જીતી ઇચ્છિત ગતિ કરનારું 'પુષ્પક' નામનું વિમાન હરી લાવ્યો હતો અને તે દેવતાઓ પરના ક્રોધને લીધે વારંવાર સ્વર્ગ પ્રત્યે જઈ કુબેરના 'ચૈત્રરથ' નામના વનને તથા તેની અંદર આવેલા રમણીય સરોવરને અને ઇંદ્રાદિ દેવોના નંદન વગેરે વનોને ઉજ્જડ કરતો હતો; એવો તે વીર્યવાન હતો. તેણે પૂર્વે મહાવન વિષે દશ હજાર વર્ષ પર્યંત તપશ્ચર્યા કરીને બ્રહ્મદેવને પ્રસન્ન કરવા માટે પોતાનાં મસ્તકોનું બલિદાન આપ્યું હતું, એવો તે ધૈર્યવાન હતો. વળી પર્વતના શિખર સમાન દેહવાળો એ રાવણ પોતાની બન્ને ભુજાઓ વડે ઉદય પામતા સૂર્ય તથા ચંદ્રને પણ એકીવખતે નિવારણ કરવા સમર્થ હતો. સંગ્રામ વિષે તેને માત્ર મનુષ્યજાતિ વિના દેવ, દાનવ, પિશાચ, પક્ષી તથા સર્પાદિથી પણ મૃત્યુનો ભય ન હતો।× તે સોમસવન કર્મયુક્ત યજ્ઞો વિષે બ્રાહ્મણોએ મંત્રોથી સિદ્ધ કરેલા પવિત્ર સોમનો વિનાશ કરનાર હતો તથા પૂર્ણ થયેલા યજ્ઞોનો ભંગ કરનાર, બ્રહ્મહત્યારો, ક્રૂર કર્મ કરનારો અને મહાદુષ્ટ હતો.[१३–२०] વળી તે મહાકર્કશ, નિર્દય, પ્રજાને અહિતકર અને સર્વ લોકોને ભય ઉપજાવી રોવડાવનાર હતો.[२१]

એવી રીતના ગુણવાળા અને દિવ્ય વસ્ત્ર, આભૂષણ તથા પુષ્પાદિ અલંકારો ધારણ કરનાર મહાબળવાન પોતાના બંધુ રાવણને શૂર્પણખાએ દીઠો.[२२] પૌલસ્ત્ય કુળમાં ઉત્પન્ન થયેલો અને રાક્ષસોનો રાજા એ મહાભાગ રાવણ સુંદર આસન પર બેઠેલો હતો, તે જાણે પ્રલય કરવાને તત્પર થયેલો કાળ જ હોય એવો જણાતો હતો. શત્રુઓને હણનારા અને પોતાના મંત્રીઓથી વીંટાઈને બેઠેલા એ રાવણની પાસે જઈને, ભયથી વિહ્વળ થયેલી શૂર્પણખા મહાત્મા રામ-લક્ષ્મણ તરફથી થયેલું સઘળું દુઃખ તેને કહેવા લાગી.[२३,२४] રામચંદ્રથી ભય પામેલી તથા તેમના સ્વરૂપસૌંદર્યથી મોહિત થયેલી નિર્ભયપણે વિચરનારી રાક્ષસી શૂર્પણખા, કે જેને મહાત્મા લક્ષ્મણે નાક-કાન કાપીને વિરૂપ બનાવી હતી તે, વિશાળ નેત્રવાળા રાવણને પોતાનું વૈરૂપ્ય દેખાડીને સઘળું વૃત્તાંત કહેવા લાગી.[२५]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૩ મો

### શૂર્પણખાનાં વચનો-રાજનીતિબોધ

ततः शूर्पणखा दीना रावणं लोकरावणम् ।
अमात्यमध्ये संक्रुद्धा परुषं वाक्यमब्रवीत् ॥ १ ॥

અતિશય ક્રોધ પામેલી શૂર્પણખા સચિવમંડળની મધ્યે બેઠેલા અને લોકોને કષ્ટ આપનારા રાવણને કઠોર વચન કહેવા લાગી:[१] 'હે રાવણ! કામભોગ વિષે અતિ આસક્ત થવાથી સ્વેચ્છાચારી અને નિરંકુશ બનેલો તું પોતા પર આવી પડેલી જાણવા યોગ્ય આપત્તિને પણ જાણતો નથી.[२]

सक्तं ग्राम्येषु भोगेषु कामवृत्तं महीपतिम् ।
लुब्धं न बहु मन्यन्ते श्मशानाग्निमिव प्रजाः ॥

હે રાજન્! જેમ સ્મશાનમાંના અગ્નિને કોઈ માન આપતું નથી, તેમ ગ્રામ્ય વિષયોમાં આસક્ત અને સ્વેચ્છાચારી બનેલા અતિ લોભી રાજાને પ્રજા બહુમાન આપતી નથી.[३] વળી—

स्वयं कार्याणि यः काले नानुतिष्ठति पार्थिवः ।
स तु वै सह राज्येन तैश्च कार्यैर्विनश्यति ॥ ४ ॥

× રાવણે બ્રહ્મદેવની પાસેથી 'દેવાદિ કોઈ પણ મને હણી શકે નહિ' એવું વરદાન મેળવ્યું હતું; પરંતુ તે પોતાના બળના ગર્વે કરી મનુષ્યને કાંઈ પણ વિસાતમાં લેખતો નહિ; તેથી તેણે મનુષ્યથી અભય માગ્યું ન હતું; માટે તેને સંગ્રામમાં મનુષ્યજાતિથી મૃત્યુનો ભય હતો, એવું અહીં સૂચવ્યું છે

જે રાજા નિયત સમયે પોતાને કરવાનાં કાર્યો કરતો નથી, તે પોતાના એવા પ્રમાદીપણાને લીધે રાજ્ય સહિત નાશ પામે છે.[4] તેમ જ

अयुक्तचारं दुर्दर्शमस्वाधीनं नराधिपम् ।
वर्जयन्ति नरा दूरान्नदीपङ्कमिव द्विपाः ॥ ५ ॥

જે રીતે હાથી કાદવવાળા નદીના કિનારાનો દૂરથી જ ત્યાગ કરે છે, તેવી રીતે જે રાજા પોતાનાં રાજ્યમાંની સઘળી હકીકત જાણવા માટે ગુપ્ત દૂતોને યોજતો નથી, પ્રજા કદી પણ જેનું દર્શન પામતી નથી તથા જે પરસ્વાધીન હોય છે, એવા રાજાનો ચતુર મનુષ્યો દૂરથી જ ત્યાગ કરે છે.[5]

ये न रक्षंति विषयमस्वाधीनं नराधिपाः ।
ते न वृद्ध्या प्रकाशन्ते गिरयः सागरे यथा ॥ ६ ॥

જે રાજાઓ પારકાના અધિકારમાં ગયેલા પોતાના દેશ(રાજ્ય)ને પુનઃ સ્વાધીન કરી રક્ષણ કરતા નથી, તેઓ સમુદ્રમાં ડૂબેલા પર્વતોની પેઠે, કદી પણ મહત્તા પ્રાપ્ત કરી પ્રકાશી શકતા નથી.[6]

હે રાવણ! તું કે જે વિષયોમાં જતી ઇંદ્રિયોથી ચપળ થયેલો અને દેશ–દેશાંતરોમાં યોજેલા ગુપ્ત દૂતો વિનાનો છે તે, જેઓએ પોતાની ઇંદ્રિયોને વશ કરેલી છે એવા મહાસમર્થ દેવ, ગંધર્વ અને દાનવોની સાથે વિરોધ કરીને રાજ્યપદ પર કેમ કરી ટકી શકીશ? હે રાક્ષસ! તું બુદ્ધિહીન હોવાને લીધે કેવળ બાળક સરખો જ છે; તું જાણવા યોગ્યને પણ જાણી શકતો નથી, તો પછી તું રાજ્યપદ પર કેમ કરી ટકી શકીશ?[7,8] હે જીતનારાઓમાં શ્રેષ્ઠ રાવણ!

येषां चाराश्च कोशश्च नयश्च जयतां वर ।
अस्वाधीना नरेन्द्राणां प्राकृतैस्ते जनैः समाः ॥

જે રાજાઓને ગુપ્ત દૂત, કોશ અને ન્યાય સ્વાધીન હોતાં નથી, તેઓને રાજ્યમાં રહેનારાં પ્રાકૃત મનુષ્યો સરખા જાણવા;[9] કેમ કે–

यस्मात्पश्यंति दूरस्थान्सर्वानर्थान्नराधिपाः ।
चारेण तस्मादुच्यन्ते राजानो दीर्घचक्षुषः ॥ १० ॥

રાજાઓ પોતાના સ્વાધીનમાં રહેલાં ગુપ્ત દૂતો દ્વારા દૂર રહેલા અર્થોને પણ જાણી શકે છે, તેથી જ વિદ્વાનો તેઓને દીર્ઘદૃષ્ટિવાળા અથવા ચારચક્ષુવાળા* કહે છે.[10]

પરંતુ હે રાવણ! હું તો માનું છું કે, તું તેવા ચાર વિનાનો છે અને તારા પ્રધાનો પણ પ્રાકૃત બુદ્ધિવાળા જ છે કે જેને લીધે હજી સુધી તું પોતાના સૈન્યને રહેવાનું જનસ્થાન નાશ પામ્યું છે તેને જાણતો નથી.[11] અરે, કોમળ અંગવાળા એકલા રામે ખર, દૂષણ અને ત્રિશિરા સહિત ભયંકર કર્મવાળા ચૌદ હજાર રાક્ષસોને હણીને જનસ્થાનને ઉજ્જડ કરી મૂક્યું છે અને આખા દંડક વનને નિર્ભય બનાવી ઋષિઓને સુખી કર્યા છે. હે રાક્ષસ! આટલું–આટલું થવા છતાં પણ તું કે જે વિષયોમાં આસક્ત, લોભી અને પરાધીન થઈ ગયો છે; તે પોતાના જ દેશમાં ઉત્પન્ન થયેલા મોટા ભયને જાણતો નથી![12–14] હે રાવણ!

तीक्ष्णमल्पप्रदातारं प्रमत्तं गर्वितं शठम् ।
व्यसने सर्वभूतानि नाभिधावन्ति पार्थिवम् ॥ १५ ॥

જે રાજા પોતાના પ્રધાનો વગેરે ઉપર તીક્ષ્ણપણું વાપરતો હોય છે, જે ઘણો જ વિષયાસક્ત કિંવા આળસુ હોય છે, જે અતિ ગર્વયુક્ત રહે છે અને જે ગુપ્ત રીતે પ્રજાનું અહિત થાય એવાં કાર્યો કરે છે, તેવા રાજા ઉપર જ્યારે આપત્તિ આવી પડે છે, ત્યારે તેને તેના સેવકો અથવા સ્વજનો વગેરે કોઈ પણ મદદ કરતું નથી.[15] વળી

अतिमानिनमग्राह्यमात्मसंभावितं नरम् ।
क्रोधनं व्यसने हन्ति स्वजनोऽपि नराधिपम् ॥

જે રાજા અતિમાની હોય છે, સ્વજનો પણ જેની પાસે ન જઈ શકે એવો જે અતડો હોય છે, જે પોતાના મનથી જ પોતાને મોટો માને છે અને જે સમય વિના પણ ક્રોધ કરે છે, એવા રાજાને આપત્તિવેળા તેનાં સ્વજનો પણ દુઃખ આપે છે.[16]

नानुतिष्ठंति कार्याणि भयेषु न बिभेति च ।
क्षिप्रं राज्याच्च्युतो दीनस्तृणैस्तुल्यो भवेदिह ॥

જે રાજા યથા સમયે પોતાનાં રાજકાજ સંભાળતો નથી અને ભયનું કારણ ઉપસ્થિત થયા

* ગુપ્ત દૂતોરૂપી નેત્રવાળા

છતાં પણુ તે નિવૃત્ત કરવાના ઉપાયો યોજતો નથી, તે રાજા સત્વર રાજ્યથી ભ્રષ્ટ થઈ રહે છે;[૧૭] કેમ કે

शुष्ककाष्ठैर्भवेत् कार्यं लोष्ठैरपि च पांसुभिः ।
न तु स्थानात्परिभ्रष्टैः कार्यं स्याद्वसुधाधिपैः ॥

આ લોક વિષે મનુષ્યોને સૂકાં કાષ્ઠ, માટીનાં ઢેફાં તથા ધૂળની પણુ જરૂર પડે છે; પરંતુ સ્થાન-ભ્રષ્ટ થયેલા રાજાની કાંઈ પણુ જરૂર રહેતી નથી અર્થાત્ સ્થાનભ્રષ્ટ થયેલો રાજા કાંઈ પણુ ઉપયોગનો નથી.[૧૮]

उपमुक्तं यथा वासः स्रजो वा मृदिता यथा ।
एवं राज्यात्परिभ्रष्टः समर्थोऽपि निरर्थकः ॥

રાજ્યભ્રષ્ટ થયેલો રાજા ભલેને સમર્થ હોય, તોપણુ ઘણા દિવસ સુધી પહેરાયેલાં વસ્ત્ર તથા ચોળાઈ ગયેલી પુષ્પમાળાની પેઠે તે નિરર્થક થઈ પડે છે.[૧૯] પરંતુ હે રાક્ષસરાજ !

अप्रमत्तश्च यो राजा सर्वज्ञो विजितेंद्रियः ।
कृतज्ञो धर्मशीलश्च स राजा तिष्ठते चिरम् ॥

જે રાજા પ્રમાદરહિત, જિતેદ્રિય, કૃતજ્ઞ અને ધર્મશીલ હોય છે તથા ચાર(ગુપ્તદૂત)રૂપી નેત્રો વડે પોતાના તથા પારકાના રાજ્યની સઘળી હકીકતને તપાસતો રહે છે, તે રાજા આ લોક વિષે ઘણા કાળ સુધી રાજ્યપદ પર ટકી રહે છે.[૨૦]

नयनाभ्यां प्रसुप्तोऽपि जागर्ति नयचक्षुषा ।
व्यक्तक्रोधप्रसादश्च स राजा पूज्यते जनैः ॥

જે રાજા નેત્રો મીંચીને સૂતેલો હોય છતાં ન્યાયરૂપી નેત્રો વડે જાગતો હોય છે અને જેનો ક્રોધ તથા કૃપા સ્પષ્ટ અને યોગ્ય હોય છે, તે રાજા સર્વ મનુષ્યોમાં પૂજાય છે.[૨૧]

પરંતુ હે દુષ્ટ બુદ્ધિવાળા રાવણુ ! તું તો ઉપર્યુક્ત સર્વ ગુણોથી રહિત છે; કેમ કે હજી સુધી પણુ તારા ગુપ્તદૂતો જનસ્થાનમા થયેલી રાક્ષસોની મોટી પાયમાલીને જાણુતા નથી[૨૨] હે ભાઈ ! તું કે જે કેવળ શત્રુઓનું અપમાન કરી જાણુનારો છે, પરંતુ પાછળથી તેઓનો વિનાશ કરવામાં પ્રયત્ન-શીલ નહિ થનારો, વિષયાસક્ત, દેશકાળના તત્ત્વને નહિ જાણુનારો અને ગુણુદોષોનો વિચાર કરવામાં અકુશળ છે, તે થોડા જ સમયમાં રાજ્યભ્રષ્ટ થઈને મોટું દુઃખ પામશે.'

શૂર્પણુખાએ વર્ણવેલા પોતાના દોષો સાંભળી ધન તથા બળના ગર્વથી ભરેલો રાક્ષસરાજ રાવણુ તેને કાંઈ પણુ પ્રત્યુત્તર ન આપતાં ઘણીવાર સુધી વિચારમાં લીન થયો.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિમહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણુના અરણ્યકાંડમા ૩૩ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૪ મો

### રાવણુ અને શૂર્પણુખા

ततः शूर्पणखां दृष्ट्वा ब्रुवतीं परुषं वचः ।
अमात्यमध्ये संक्रुद्धः परिपप्रच्छ रावणः ॥ १ ॥

અમાત્યમંડળના સાભળતાં કઠોર વચનો બોલતી શૂર્પણુખાને જોઈ અતિશય ક્રોધાવિષ્ટ થયેલા રાવણે તેને પૂછયું :[૧] 'હે બહેન ! આજે તું આટલી બધી વ્યાકુળ કેમ થઈ ગઈ છે ? અરે ! જન-સ્થાનને ઉજ્જડ કરનાર રામ કોણુ છે ? તે કેવો પરાક્રમી છે ? કેટલા બળવાળો છે ? કેવા રૂપવાળો છે ? તેણે દુર્ગમ દંડકારણ્યમાં શા કારણે પ્રવેશ કર્યો છે ?[૨] અને તેની પાસે શું આયુધ છે કે જે વડે તેણે એકલાએ જ ચૌદ હજાર રાક્ષસો સહિત ખર, દૂષણુ અને ત્રિશિરાનો વિનાશ કર્યો છે ?[૩] હે મનોજ્ઞાગી !* તને આવી રીતે વિરૂપ કોણે કરી છે ?'

રાક્ષસરાજ રાવણુના વચન સાભળી ક્રોધે ભરાયેલી શૂર્પણુખા તેની આગળ રામચંદ્રનુ યથા-યોગ્ય વર્ણુન કરવા લાગી : 'હે ભાઈ ! એ મહા-બાહુ અને વિશાળ નેત્રવાળો રામ અયોધ્યાના રાજા દશરથનો પુત્ર છે. તેણે ચીર, વલ્કલ તથા કૃષ્ણુમૃગચર્મરૂપી વસ્ત્રો ધારણુ કર્યા છે અને તે સાક્ષાત્ કામદેવ સરખો રૂપાળો છે. એ રામ સંગ્રામ વિષે પોતાનું સુવર્ણભૂષિત ધનુષ્ય ખેંચીને સર્પ સરખાં અતિ વિષયુક્ત બાણો વરસાવે છે. હે રાવણુ ! સંગ્રામ વિષે રામે મૂકેલાં બાણોની વૃષ્ટિથી અસંખ્ય રાક્ષસોનો વધ થતો મારા જેવામાં

* મનને હર્ષ ઉપજાવે એવા અંગોવાળી.

આવતો હતો; પરંતુ રામ પોતાના ભાથામાંથી કયા વખતે બાણ ગ્રહણ કરે છે, કયા વખતે ધનુષ્ય પર ચોજીને છોડે છે ને કયા વખતે ધનુષ્યને ખેંચે છે, એમાંની કશી પણ ક્રિયા મારાથી જોઈ શકાતી ન હતી, એવું તો તેનું હસ્તલાઘવ છે! 'હે ભાઈ! જેમ ઇંદ્ર સમય વિના મોટા મોટા કરા વરસાવીને અન્નનો નાશ કરે છે, તેમ એકલા પદાતિ રામે પોતાનાં તીક્ષ્ણ બાણો વડે ત્રણ ઘડી જેટલા સમયમાં જ ખર, દૂષણ અને ત્રિશિરા સહિત ચૌદ હજાર રાક્ષસોનો નાશ કર્યો છે તથા ઋષિમુનિઓને નિર્ભય કરી દંડકવનને સુખરૂપ કર્યું છે! વળી એ આત્મવેત્તા રામચંદ્રે સ્ત્રીવધ કરવારૂપ કાર્યને અતિ નિંદિત જાણીને મને એકલીને માત્ર વિરૂપ કરીને જીવતી છોડી છે.[૪–૧૨] એ રામની સાથે તેના સરખા જ ગુણવાળો મહાતેજસ્વી 'લક્ષ્મણ' નામનો તેનો નાનો ભાઈ છે, તે પણ તેના જેવો જ પરાક્રમી અને બળવાન છે તથા પોતાના જ્યેષ્ઠ બંધુ ઉપર અતિશય પ્રીતિવાળો અને ભક્તિમાન છે.[૧૩] એ બુદ્ધિશાળી લક્ષ્મણ રામની જમણી ભુજારૂપ અથવા રામના બહાર વિચરનારા પ્રાણરૂપ જ છે. તે લક્ષ્મણ અતિ ક્રોધી, દુર્જય, પરાક્રમી અને બળવાન છે.[૧૪]

હે રાક્ષસેશ્વર! રામની સાથે 'સીતા' નામની તેની ધર્મપત્ની છે. તે સીતા નિરંતર પોતાના પતિને પ્રિય હોઈ પોતાના પતિનું જ હિત કરવામાં આસક્ત રહે છે. હે રાવણ! વિશાળ નેત્રવાળી, પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળી અને સુંદર કેશ, નાસિકા, ઊરુ તથા રૂપવાળી એ યશસ્વિની સીતા જાણે બીજી લક્ષ્મી જ હોય અથવા તો દંડકવનની દેવી જ હોય એવા સૌંદર્યવાળી છે![૧૫,૧૬] એ જનકતનયા સીતાના શરીરની કાંતિ તપાવેલા સુવર્ણ સરખી છે, તેના નખ કાચબાની પીઠ જેવા ઊંચા અને લાલવર્ણા છે, તેનો મધ્યપ્રદેશ ઘણો સૂક્ષ્મ છે અને તેના ઊરુ કોમળ છે.[૧૭] હે રાક્ષસરાજ! મેં આ પૃથ્વીતલ ઉપર તેના સરખી રૂપવતી કોઈ દેવી, ગંધર્વી, યક્ષિણી કે કિન્નરી પણ કદી જોઈ નથી. હે રાવણ! હું તો એમ જ ધારું છું કે, સૌંદર્યવતી સીતા જે પુરુષની સ્ત્રી થાય અને જેને હર્ષથી આલિંગન કરે તે પુરુષ જ સર્વ લોક વિષે ઇંદ્ર કરતાં પણ અધિક સુખી છે.[૧૮,૧૯] હે ભાઈ! ઉત્તમ આચરણવાળી, સુંદર અંગવાળી અને આખી પૃથ્વીમાં જેના સ્વરૂપનો જોટો નથી એવી એ સીતા તારી સ્ત્રી થવાને યોગ્ય છે અને તું તેનો પતિ થવાને યોગ્ય છે. હે રાવણ! એવું ધારીને જ એટલે કે વિશાળ જઘનવાળી અને સ્થૂળ તથા ઊંચાં સ્તનવાળી એ સુમુખી સીતાને તારી સ્ત્રી બનાવવા અર્થે જ હું તેને અહીં લાવવાને તત્પર થઈ, ત્યારે મહાક્રૂર લક્ષ્મણે મારાં નાક–કાન કાપીને મને આમ વિરૂપ કરી મૂકી છે! હે મોટી ભુજાઓવાળા રાવણ! હું તને વધારે શું કહું? પૂર્ણિમાના ચંદ્ર સમાન મુખવાળી સીતાનું એવું તો સૌંદર્ય છે કે, તું તેને જોતાં જ કામવશ થઈ જઈશ. હે રાક્ષસરાજ! જો તું સીતાને પોતાની સ્ત્રી કરવાની ઇચ્છા રાખતો હોય, તો કિંચિત્ પણ વિલંબ ન કરતાં, જય પ્રાપ્ત કરવા અર્થે હમણાં જ તારા જમણા પગને ઉઠાવી પ્રયાણ કર.[૨૦–૨૩] હે રાક્ષસેશ્વર! જો તને આ મારાં વાક્ય રુચતાં હોય, તો હવે તારે તેમ કરવામાં કાંઈ પણ સંશય કે વિલંબ કરવો નહિ. હે મહાબલ! હાલમાં એ રામ–લક્ષ્મણ રાજ્યરહિત હોવાથી નિર્બળ છે અને તું બળવાન છે, જેથી પ્રશસ્ત અંગવાળી સીતાને પોતાની સ્ત્રી કરવાનો તારો પ્રયત્ન સફળ થશે.[૨૪,૨૫] વળી હે રાવણ! રામે સીધી ગતિવાળાં પોતાનાં બાણોથી જનસ્થાનવાસી સર્વ રાક્ષસોનો નાશ કર્યો છે અને તારા બાંધવ ખર, દૂષણ અને ત્રિશિરાનો વધ કર્યો છે; એટલે હવે તેની સાથે યુદ્ધ જગાવવામાં તને અન્યાયનો દોષ નડે એમ નથી; માટે હે રાક્ષસરાજ! આ સઘળું જાણીને હવે તારે જે કાંઈ કરવું હોય તે કર.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૫ મો

## રાવણનું મારીચ પાસે જવું

ततः शूर्पणखावाक्यं तच्छ्रुत्वा रोमहर्षणम् ।
सचिवानभ्यनुज्ञाय कार्यं बुद्ध्वा जगाम ह ॥ १ ॥

કામવિકારને ઉત્પન્ન કરે એવાં શૂર્પણખાનાં વચન સાંભળી રાવણને સીતાનું હરણ કરવાનો વિચાર થયો. તેણે તુરત જ પોતાના પ્રધાનો સાથે એ કાર્ય કરવું કે ન કરવું તેનો તથા તેમા રહેલા ગુણ–દોષનો અને પોતાના બળાબળનો વિચાર કરીને છેવટે 'એ કાર્ય અવશ્ય કરવું જ' એવો દૃઢ નિશ્ચય કર્યો. પછી સ્થિર બુદ્ધિવાળા રાવણે પોતાના પ્રધાનોને વિદાય કરી, ગુપ્ત રીતે યાનશાળામાં જઈ, સારથિને સત્વર રથ જોડવાની આજ્ઞા કરી.[૧–૪] સારથિએ રાવણની આજ્ઞાથી તુરત જ તેને પ્રિય એવો એક ઉત્તમ રથ જોડીને તૈયાર કર્યો.[૫] એ સુવર્ણમય રથ ઇચ્છાનુસાર ગતિ કરનારો, રત્નોથી શણગારેલો અને સુવર્ણના સાજવાળો, પિશાચ-મુખી ખચ્ચરોથી વિભૂષિત હતો.[૬] એ મેઘ સમાન ગંભીર નાદવાળા રથમાં બેસીને, કુબેરનો નાનો ભાઈ રાક્ષસરાજ રાવણ સમુદ્રતટ પ્રત્યે જવા લાગ્યો.[૭] એ વેળા દેવશત્રુ અને ઋષિ–મુનિઓને હણનારા દશગ્રીવ–રાવણના મસ્તક પર શ્વેત ચામરો ઢળી રહ્યા હતાં, તેના શરીરનો વર્ણ ઉત્તમ વૈડૂર્ય-મણિ સરખો હતો, તેણે પોતાના શરીર પર શુદ્ધ સુવર્ણના અલંકારો ધારણ કર્યા હતા અને વીસ હાથ તથા દશ મસ્તક હોવાને લીધે વૃક્ષોથી વ્યાપ્ત દશ શિખરવાળા પર્વત જેવો તે દેખાતો હતો. આ વેળાનાં તેનાં સર્વ સાહિત્યો દર્શનીય* હતા.[૮,૯] ઇચ્છા પ્રમાણે ગતિ કરનારા રમ્ય રથમાં બેઠેલો રાવણ જેમ અંતરિક્ષમાં બલાકા× તથા વીજળી સહિત મેઘ શોભે તેમ શોભતો હતો.[૧૦] મહાબળ-વાન રાક્ષસાધિપતિ રાવણ સમુદ્રના રમણીય તટને જોતો જોતો શીઘ્ર ગતિથી મારીચના આશ્રમ પ્રત્યે જવા લાગ્યો.

સમુદ્રતટ પર સ્થળે સ્થળે રમ્ય પર્વતો જોવામાં આવતા હતા, અનેક પ્રકારનાં પુષ્પ તથા ફળ-વાળાં હજારો વૃક્ષો શોભી રહ્યાં હતાં.[૧૧] કેટલેક સ્થળે શીતળ અને સ્વાદિષ્ટ જળથી ભરેલાં સરોવરો આવી રહ્યાં હતાં. સ્થળે સ્થળે મુનિઓએ વિશાળ વેદીયુક્ત આશ્રમો બાંધ્યા હતા. વળી ત્યાં આગળ કદલીવન તથા નાળિયેરીનાં વનોની શોભા જામી રહી હતી તેમ જ બીજાં પણ સાળ, તાલ, તમાલ વગેરે અનેક પુષ્પિત વૃક્ષો શોભી રહ્યાં હતાં.[૧૨,૧૩] ત્યા આવેલા આશ્રમોમા મિત આહાર કરનારા મહર્ષિઓ રહેતા હતા તથા હજારો નાગો, ગરુડો, કિન્નરો, કામને જીતેલા સિદ્ધો, બ્રહ્માથી ઉત્પન્ન થયેલા વૈખાનસો, વાલખિલ્યો, માષો અને મરીચિ-ઓ આદિ મહર્ષિઓથી એ સમુદ્રતટ અત્યંત પવિત્ર થઈ રહ્યો હતો.[૧૪] દિવ્ય આભૂષણો અને પુષ્પમાળાઓ ધારણ કરનારી તથા ક્રીડા કરવાના રસને ઉત્પન્ન કરી જાણનારી દિવ્ય રૂપવાળી હજારો અપ્સરાઓ, શ્રીમતી દેવાંગનાઓ અને અમૃતનું પાન કરનારા દેવતાઓ એ રમ્ય સમુદ્રતટનું સેવન કરી રહ્યાં હતાં.[૧૫–૧૭] એ સમુદ્રતટ પર હંસો, સારસો તથા ચક્રવાક વગેરે પક્ષીઓ અને મંડૂકો વિચરતાં હતાં, સ્થળે સ્થળે વૈડૂર્યમણિ સરખા શ્યામ પાષાણો દૃષ્ટિએ પડતા હતા અને વારંવાર સમુદ્રની લહરીઓ આવવાને લીધે ત્યાં અત્યંત શીતળતા પ્રસરી રહી હતી.[૧૮]

એવી રીતની શોભાવાળા રમ્ય સાગરતટનું અવલોકન કરતાં કરતાં અંતરિક્ષમાર્ગે ચાલનારા રાવણે ત્યાં આગળ વસનારા ઋષિઓને તપશ્ચર્યા-ના પ્રભાવ વડે જિતાયેલા ઉત્તમ લોક પ્રત્યે લઈ જવા માટેનાં સેંકડો વિમાનો દીઠાં. તે વિમાનો વિશાળ અને શ્વેત વર્ણના હતાં, તેમાંથી દિવ્ય પુષ્પોની સુગંધ આવતી હતી અને તેમાં રહેલા ગંધર્વો તથા અપ્સરાઓ મધુર વાજિંત્રોના નાદ સહિત ગાન કરી રહ્યા હતા.[૧૯,૨૦] વળી માર્ગમાં આવતાં નાસિકાને તૃપ્ત કરે એવા ગૂગળ વગેરે રસોને ઉત્પન્ન કરનારા વૃક્ષોને, ચંદન. અગરુના મુખ્ય વનોને તથા ઉપવનોને. સુગંધયુક્ત ફળવાળાં શ્રેષ્ઠ અંકોલના વૃક્ષોને, તમાલપુષ્પોને, મરીના ગુચ્છોને, સમુદ્રના કિનારા પર સુકાતા મુક્તાના

* જોવા લાયક × બગલાની પંક્તિ

ડગલાઓને, શિલાઓને, ઉત્તમ પ્રવાલના સમૂહોને, સોનાનાં તથા રૂપાનાં શિખરોને, મનને હર્ષ ઉપજાવે એવાં નિર્મળ જળવાળાં અદ્ભુત ઝરણાંઓને અને ધન, ધાન્ય, ઉત્તમોત્તમ સ્ત્રીઓ, હાથી, ઘોડા તથા રથ આદિથી વ્યાપ્ત નગરોને જોતો જોતો રાવણ પોતાના કાર્ય માટે શીઘ્ર ગતિથી જતો હતો.

અંતરિક્ષમાર્ગે ગતિ કરતો રાવણ થોડીક વારમાં સમુદ્રતટ પર આવેલા સપાટ પ્રદેશ આગળ જઈ પહોંચ્યો. એ પ્રદેશ સ્વર્ગ સમાન રળિયામણો હતો. ત્યાં આગળ કોમળ સ્પર્શવાળો શીતળ વાયુ વાતો હતો. એ સ્થળે પહોંચતાં જ મેઘ સરખા વર્ણવાળું તથા અનેક ઋષિ-મુનિઓથી સેવાયેલું એક મોટું વડનું ઝાડ તેના જોવામાં આવ્યું.[૨૧-૨૭] એ મોટા વૃક્ષની શાખાઓ ચોમેર સો સો યોજન સુધી વિસ્તાર પામેલી હતી. પૂર્વે કોઈ એક સમયે વિનતાનો પુત્ર મહાબળવાન ગરુડ અમૃતનું હરણ કરવા માટે સ્વર્ગ પ્રત્યે જતો હતો. જતાં જતાં માર્ગમાં મળી આવેલા મોટા દેહવાળા હાથી તથા કાચબાને ગ્રહણ કરીને, તે ગરુડ એ બન્નેનો ભક્ષ કરવા સારુ ઊડતો ઊડતો ઉપર્યુક્ત મહાન વટવૃક્ષ પર આવીને બેઠો. પરંતુ ગરુડના તથા તેણે આણેલાં બન્ને મોટાં પ્રાણીઓના ભારને લીધે ઘણાં પાંદડાંવાળી એ વૃક્ષની મોટી શાખા એકાએક ભાંગી પડી. તે શાખાની નીચે એકત્ર વાસ કરી રહેલા બ્રહ્માથી ઉત્પન્ન થયેલા વૈખાનસો, વાલખિલ્યો, માષો, ધૂમો તથા મરીચિઓ આદિ મહર્ષિઓ તપશ્ચર્યા કરતા હતા. તેઓને પોતાથી થયેલા શાખાભંગને લીધે ચગદાઈ જતા જોઈને, તેઓનું રક્ષણ કરવા અર્થે મહાબળવાન ગરુડે એ સો યોજનની મોટી શાખા, કે જે ભાગી પડતી હતી તેને એકાએક પોતાના એક ચરણ વડે ઉપાડી લીધી અને બીજા ચરણ વડે પેલા બન્ને-હાથી તથા કાચબાને પકડી રાખ્યા. પછી તેણે અંતરિક્ષમાં ઊડવા માંડ્યું. એવી રીતે ધર્માત્મા મહાસમર્થ ગરુડે મહર્ષિઓને બચાવીને અંતરિક્ષમાં ઊડતાં ઊડતાં જ એ બંને પ્રાણીઓનાં માંસનું ભક્ષણ કર્યું અને વડની શાખાને પૃથ્વી પર પડતી મૂકી, કે જેની નીચે આવેલો પાપકર્મવાળા નિષાદોનો આખો દેશ ચગદાઈ ને નાશ પામ્યો. એ રીતે અનેક ઋષિઓને મરણથી બચાવીને તથા પાપકર્મી નિષાદોને હણીને અતિ હર્ષ પામેલા અને બમણા પરાક્રમી બનેલા બુદ્ધિમાન ગરુડે સ્વર્ગમાંથી અમૃત લાવવાનો સંપૂર્ણ ઉત્સાહ ધારણ કર્યો.[૨૮-૩૪]

પછી તેણે સ્વર્ગમાં જઈ ઇંદ્રભવનમાં આવેલી લોઢાની જાળી તોડીને તથા રત્નજડિત શ્રેષ્ઠ મંદિર ભેદીને તેમાં ગુપ્ત રાખેલા અમૃતનું હરણ કર્યું હતું.[૩૫]

પૂર્વોક્ત મહર્ષિઓએ સેવેલા અને પૂર્વે ગરુડે જેની શાખા ભાંગી હતી, એવા એ 'સુભદ્ર' નામના મોટા વડનું અવલોકન કરતો કુબેરનો નાનો ભાઈ રાવણ વેગથી નદીઓના પતિ સમુદ્રની સામી પાર જઈ પહોંચ્યો. ત્યાં રમણીય વન વિષે એકાંત સ્થળે આવેલા મારીચના પવિત્ર આશ્રમ આગળ જઈ તેણે તેમાં પ્રવેશ કર્યો. ત્યાં આગળ કૃષ્ણ મૃગચર્મરૂપી વસ્ત્ર તથા મસ્તક પર જટામંડળને ધારણ કરનારો અને મિત આહાર કરનારો મારીચ રાક્ષસ તેના જોવામાં આવ્યો. રાવણને આવેલો જોઈ મારીચે તેને ઉત્તમ આસન પર બેસાડી, મનુષ્યોને દુર્લભ એવા ભોજનાદિ ઇચ્છિત પદાર્થો વડે તેનો સત્કાર કર્યો અને પછી અર્થયુક્ત વાણીથી પૂછ્યું :[૩૬-૪૦] 'હે રાજન્! તારી લંકા નગરીમાં સર્વ કોઈ કુશળ તો છે ને? હે રાક્ષસેશ્વર! તું હમણાં ને હમણાં શા માટે પાછો આવ્યો છે?'[૪૧] મારીચનો પ્રશ્ન સાંભળી વાક્યચતુર મહાતેજસ્વી રાવણે ઉત્તર આપવા માંડ્યો.[૪૨]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિ પ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૬ મો

### મારીચની પ્રાર્થના-સીતાહરણ માટે રાવણે માગેલી સહાય

मारीच श्रूयतां तात वचनं मम भाषतः ।
आर्तोऽस्मि मम चार्तस्य भवान् हि परमा गतिः ॥

રાવણે કહ્યું : 'હે તાત મારીચ ! હાલમાં હું અત્યંત પીડિત થઈ રહ્યો છું અને આ વેળાએ મારી પરમ ગતિરૂપ એક તું જ છે; માટે મારાં

વચન સાંભળ.[૧] તું જનસ્થાનને તો જાણે છે કે, જ્યાં મારો ભાઈ ખર, મહાબાહુ દૂષણ, રુધિરનું પાન કરનાર ત્રિશિરા, મારી બહેન શૂર્પણખા તથા યુદ્ધ વિષે ઉત્સાહ ધરાવનારા બીજા પણ ઘણાક શૂરવીર રાક્ષસો વસે છે અને તેઓ સર્વ ત્યાં વસનારા ધર્માચરણી ઋષિઓને મારી આજ્ઞાથી પીડિત કરે છે.[૨-૪] ખરની ઇચ્છાનુસાર વર્તનારા, ભયંકર કર્મવાળા અને યુદ્ધમાં ઉત્સાહવાળા એ સઘળા મળી ચૌદ હજાર શૂરવીર રાક્ષસો જનસ્થાનમાં રહે છે, એ તારા જાણવામા જ છે. હાલમાં એમ થયુ છે કે, એ મહાબળવાન ખર વગેરે સર્વ રાક્ષસોએ એકત્ર મળીને તથા પોતપોતાનાં હથિયારો ગ્રહણ કરીને મહા ક્રોધપૂર્વક રામની સાથે યુદ્ધ કર્યું; એથી સંગ્રામમાં અત્યંત ક્રોધ પામેલા રામે તેઓ પ્રત્યે કાંઈ પણ કઠોર વચન ન ઉચ્ચારતાં લાગલુ જ પોતાનુ ધનુષ્ય ચલાવ્યું અને એ એકલા ધનુષ્યરૂપ પદાતિ રામે પોતાનાં તીક્ષ્ણ બાણોએ કરી ઉગ્ર પરાક્રમવાળા ચૌદ હજાર રાક્ષસો સહિત ખર, દૂષણ અને ત્રિશિરાનો વધ કરી, દંડક વનને નિર્ભય બનાવ્યું ! પણ રે, આપણી સેનાનો નાશ કરવાને લીધે ક્ષીણ આયુષ્યવાળા થયેલા એ રામના શા ભાર છે ? અરે, એ એક ક્ષત્રિયાધમ રામને તેના પિતા દશરથે તેની સ્ત્રી સહિત દેશમાથી કાઢી મૂકેલો છે ! વળી તે રામ દુષ્ટ આચરણવાળો, કઠોર સ્વભાવવાળો, ક્રોધી, મૂર્ખ, લોભી, અજિતેંદ્રિય, અધર્માત્મા તથા સર્વ ભૂત-પ્રાણીઓનુ અહિત કરવામાં પ્રીતિમાન છે કે જેણે કેવળ પોતાના બળનો જ ગર્વ ધરીને વિના વેરે મારી બહેન શૂર્પણખાને તેનાં નાક તથા કાન કાપીને વિરૂપ કરી છે ! માટે હે મારીચ ! તું જ કહે કે, એ રામ હવે મારો વેરી ન કહેવાય ? અને મારે શું તેની પાસેથી વેર ન લેવું ? હે મારીચ ! તું ગમેતેમ કહે. પરંતુ હું તો દેવસુતા સમાન સ્વરૂપવાળી તેની સીતાનુ બળાત્કારે પણ હરણ કરીશ. હે મહાબળવાન ! તારે તે કાર્યમા મને સહાય થવું જોઈશે. હે મારીચ ! એ કાર્યમાં તું મારો સહાયક પાર્શ્વવાન છે તથા મારો ભાઈ કુંભકર્ણ વગેરે બીજા રાક્ષસો પણ છે; એથી હું ઇંદ્રાદિ સર્વ દેવોને પણ ગણકારતો નથી. હે રાક્ષસ ! તું આવાં કાર્યો કરવામાં ઘણો જ સમર્થ છે, માટે મને સહાય કરનારો થા.[૫-૧૫] હે રાક્ષસવર ! વીર્ય દર્શાવવામાં, યુદ્ધ કરવામાં તથા ગર્વમાં તારા સરખો બીજો કોઈ પણ નથી. વળી તું અનેક ઉપાયોમા ચતુર તથા મોટી માયા રચવામાં નિપુણ અને શૂરવીર છે, એટલા માટે જ હે નિશાચર ! હું તારી પાસે આવ્યો છું. હે મારીચ ! હવે એ કાર્ય કરવામા તારે મને કેવી રીતે સહાયક થવું, એ સંબંધી મેં જે કાંઈ વિચાર ગોઠવ્યો છે તે હું તને કહું છું.[૧૬,૧૭] તું સુવર્ણના સમાન વર્ણવાળો અને રૂપેરી રંગની ટીપકીઓથી ચિત્ર-વિચિત્ર એવો સુંદર મૃગ બનીને રામના આશ્રમમાં જા અને ત્યાં સીતાની આગળ ફર.[૧૮] કદી પણ નહિ જોયેલા સુવર્ણના મૃગને જોઈને સીતા અવશ્ય લોભાશે અને તેને પકડવા માટે રામ-લક્ષ્મણને કહેશે.[૧૯] અને રામ-લક્ષ્મણ સીતાના કહેવાથી તારી પાછળ આવે, ત્યારે તું તેઓને ઘણેક દૂર લઈ જજે, એટલે હું તેઓના શૂન્ય પડેલા આશ્રમમાં જઈને જેમ રાહુ ચંદ્રની કાંતિનુ હરણ કરે તેમ કાંઈ પણ અટકાવ વિના સુખપૂર્વક સીતાનુ હરણ કરીશ. પોતાની પ્રિય પત્ની સીતાનું હરણ થવાથી શોકને લીધે જ્યારે રામ ઘણો જ કૃશ-નિર્બળ થઈ જશે, ત્યારે અત્યંત કૃતકૃત્ય થયેલો હું કાંઈ પણ શંકા રાખ્યા વિના તેનો સંહાર કરીશ.[૨૦,૨૧]

રાવણે કહેલુ રામ સંબંધી વૃત્તાત સાંભળતાં જ મહાત્મા મારીચ અત્યંત ત્રાસ પામ્યો. તેનુ મુખ સુકાવા લાગ્યુ.[૨૨] તે સુકાતા હોઠને વારંવાર ચાટવા લાગ્યો તથા જાણે મરણ પામી સ્થિર જ થઈ ગયો હોય, એમ તે મેષોન્મેષરહિત થઈને રાવણની સામે જોઈ રહ્યો ![૨૩] અત્યત ત્રાસ તથા ખેદ પામેલો મારીચ કે જેણે પૂર્વે તાટકાના મહાવનમા રામચંદ્રનાં પરાક્રમોને સારી રીતે જોયાં હતા, તે હાથ જોડી રાવણને તેનાં પોતાના હિતરૂપ વચનો કહેવા લાગ્યો.[૨૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અરણ્યકાંડમાં ૩૬ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૩૭ મો

## મારીચનો હિતોપદેશ-વિનાશનો માર્ગ ન લે

**तच्छ्रुत्वा राक्षसेन्द्रस्य वाक्यं वाक्यविशारदः।**
**प्रत्युवाच महातेजा मारीचो राक्षसेश्वरम् ॥१॥**

રાક્ષસરાજ રાવણનાં પૂર્વોક્ત વચન સાંભળી વાક્ચતુર મહાતેજસ્વી મારીચે તેને કહ્યું :[1] 'હે રાજા રાવણ !'

**सुलभाः पुरुषा राजन्सततं प्रियवादिनः।**
**अप्रियस्य च पथ्यस्य वक्ता श्रोता च दुर्लभः॥**

આ લોક વિષે નિરંતર મીઠું મીઠું બોલનારા તો ઘણાય પુરુષો મળી આવે છે; પરંતુ તત્કાળ અપ્રિય લાગનારાં પણ પરિણામે સુખરૂપ થઈ પડનારા પુરુષો મળવા દુર્લભ છે.[2] હે રાવણ ! તેં દેશ-પરદેશનાં વૃત્તાંત જાણવા સારુ ગુપ્ત દૂતો યોજ્યા નથી, તેને લીધે જ અસ્થિર બુદ્ધિવાળો તું ઇંદ્ર અને વરુણ સરખા મહાપરાક્રમી તથા ગુણવાન એવા રામને જાણતો નથી.[3] હે રાક્ષસરાજ ! શું એ રામચંદ્રની સાથે વેર કરવાથી આપણા સર્વ રાક્ષસોનું કલ્યાણ થશે ? શું અતિ ક્રોધ પામેલા એ રામ સર્વ લોકને રાક્ષસરહિત નહિ કરી નાખે ? અરે, શું એ જનકતનયા સીતા તારા જીવિતનો અંત આણવાને તો ઉત્પન્ન નહિ થઈ હોય ? શું એ સીતાને નિમિત્તે તારે માથે દુઃખનું મોટું વાદળ તો નહિ તૂટી પડવાનું હોય ?[4,5] ઓ રાવણ ! અતિશય કામાસક્ત અને નિરંકુશ એવા તારા સરખા સ્વામીને પામીને તું તથા સર્વ રાક્ષસો સહિત આખી લંકાનગરીનો વિનાશ તો નહિ થાય ? અરેરે ! જે તારા સરખો કામાસક્ત, દુષ્ટ આચરણવાળો, દુષ્ટ બુદ્ધિવાળો અને પાપી મંત્રીઓની સાથે બેસીને વિચાર કરનારો હોય છે તે પોતાનો, પોતાનાં સંબંધીઓનો અને આખા રાજ્યનો વિનાશ કરે છે ![6,7] હે રાવણ ! તું કહે છે તે પ્રમાણે એ કૌશલ્યાને આનંદ આપનાર રામ પિતાએ કાઢી મૂકેલો કે મર્યાદાને ઓળંગી ગયેલો નથી; તેમ જ લોભી, દુષ્ટ આચરણવાળો, ક્ષત્રિયોમાં અધમ, ધર્મથી રહિત, ક્રૂર તથા સર્વ ભૂત-પ્રાણીઓનું અહિત કરવામાં પ્રીતિવાળો પણ નથી;[8,9] પરંતુ કૈકેયીએ છળેલા પોતાના પિતાને સત્યવાદી કરવા માટે જ એ ધર્માત્મા રામે વનમાં પ્રયાણ કર્યું છે.[10] હે રાજન્ ! માત્ર કૈકેયીનું તથા પોતાના પિતા દશરથનું પ્રિય કરવા અર્થે જ શ્રીમાન રામચંદ્રે દંડકારણ્યમાં પ્રવેશ કર્યો છે.[11] હે તાત ! એ રામ તારા કહેવા પ્રમાણે કઠોર, અવિદ્વાન તથા અજિતેંદ્રિય નથી. મેં કદી પણ તેના દુર્ગુણો સાંભળ્યા નથી; માટે તારે તેને વિષે દુર્ગુણોનો આરોપ કરવો, એ જરા પણ યોગ્ય નથી.[12] અરે, એ રામ સાક્ષાત્ દેહધારી ધર્મ જ છે. વળી તે મહાન સત્પુરુષ, સત્યપરાક્રમી અને દેવોના રાજા ઇંદ્રની પેઠે, સર્વ લોકોના અધિપતિ છે.[13] આ છતાં હે રાવણ ! રામની સ્ત્રી વિદેહતનયા સીતા કે જે પોતાના પાતિવ્રત્યના તેજે કરીને સુરક્ષિત છે તેને, જેમ કોઈ મૂર્ખ મનુષ્ય સૂર્યની પ્રભાને હરવા ઇચ્છે, તેમ તું બળાત્કારે હરવા કેમ ઇચ્છે છે ?[14] હે રાક્ષસોત્તમ ! સંગ્રામ વિષે બાણરૂપી જ્વાળાઓવાળા અને ધનુષ્ય તથા ખડ્ગરૂપી કાષ્ઠોથી એકાએક પ્રદીપ્ત થયેલા રામરૂપી અસહ્ય અગ્નિમાં પડવાને તું યોગ્ય નથી. હે રાવણ ! ધનુષ્યનું આકર્ષણ કરવું એ રૂપી જેનું પહોળું મુખ છે, બાણરૂપી જેનું તેજ છે અને જેણે શત્રુઓની સેનાનો સંહાર કરવા માટે ધનુષ્ય, બાણ વગેરે આયુધો ધારણ કર્યાં છે, એવા રામરૂપી અંતક(કાળ)ની આગળ જઈને તું પોતાના પ્રિય જીવિતનો તથા રાજ્યસુખનો ક્ષય કરાવવાને યોગ્ય નથી.[15-17] અમાપ તેજવાળા રામચંદ્રની પ્રિયા જનકનંદિની સીતા કે જે પોતાના પતિના ધનુષ્યબળના આશ્રયે રહેલી છે, તેનું હરણ કરવા તું સમર્થ નથી; કારણ કે નિરંતર પોતાના પતિને અનુકૂળ વર્તનારી એ પતિવ્રતા સીતા પુરુષમાત્રમાં સિંહરૂપ અને સિંહ સમાન ઉરઃસ્થાનવાળા રામને પ્રાણ કરતાં પણ અત્યંત વહાલી છે.[18,19] માટે હે રાવણ ! પ્રજ્વલિત અગ્નિની શિખા સરખી અને પરાક્રમી પુરુષ(રામ)ની સ્ત્રી સીતાને હરવાને તું કોઈ પણ રીતે સમર્થ

નથી. હે રાક્ષસાધિપ ! આવો વ્યર્થ ઉદ્યમ કરવાથી, તારું શું હિત થવાનું છે? હું તો ધારું છું કે સંગ્રામ વિષે રામની દૃષ્ટિ તારા પર પડશે કે તુરત જ તારા જીવિતનો અંત આવશે.[૨૦,૨૧] માટે હે રાવણ ! આમ સહજમાં વિના કારણ જીવિત, સુખ અને રાજ્યાદિ દુર્લભ વસ્તુઓનો વિનાશ કરાવવો એ તો યોગ્ય નથી. હે રાક્ષસરાજ ! તું તારા વિભીષણ વગેરે ધર્મનિષ્ઠ પ્રધાનોની સાથે પ્રથમ ગુણ-દોષનો તથા પોતાના અને રામના યથાર્થ બળાબળનો વિચાર કર અને પછી જે કંઈ સ્વહિતસાધક જણાય તેમ કરવા તત્પર થા. હે રાક્ષસોના અધિપતિ ! હું તો નિશ્ચયપૂર્વક માનું છું કે, તું કોસલદેશના રાજા દશરથપુત્ર એ રામની સાથે સંગ્રામમાં ઊતરવા કોઈ પણ રીતે યોગ્ય નથી અને એમ કરવાથી તારું કાંઈ પણ હિત થાય તેમ નથી; માટે હું પુનઃ પણ તને હિતરૂપ અને યોગ્ય વચનો કહું છું.'[૨૨-૨૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૮ મો

### મારીચનો રાવણ પ્રત્યે હિતોપદેશ-રામચંદ્રના વીર્યપ્રભાવનું વર્ણન

कदाचिदप्यहं वीर्यात्पर्यटन्पृथिवीमिमाम् ।
बलं नागसहस्रस्य धारयन्पर्वतोपम. ॥ १ ॥

મારીચે કહ્યું : 'હે રાવણ ! પૂર્વે પર્વત સમાન દેહવાળો હું જ્યારે મારા અંગોમાં એક હજાર હાથીનું બળ ધરાવતો હતો, ત્યારે બળના ગર્વને લીધે અનેક પ્રાણીઓને સંતાપ ઉપજાવતો આખી પૃથ્વી ઘૂમતો હતો.[૧] જળથી ભરેલા મેઘ સરખા શ્યામ વર્ણવાળો અને તપાવેલા સુવર્ણના કુંડળ તથા મુકુટ વગેરે આભૂષણો ધારણ કરનારો હું 'પરિઘ' નામનું આયુધ ગ્રહણ કરી, ઋષિઓના માંસનું ભક્ષણ કરતો દંડકારણ્યમાં વિચરતો હતો. એ વેળા મારા ઉપદ્રવથી ત્રાસ પામેલા ધર્માત્મા મહર્ષિ વિશ્વામિત્રે મહારાજા દશરથની પાસે જઈને કહ્યું : 'હે નરેશ્વર ! હું સ્વસ્થચિત્ત થઈ મારા આશ્રમ વિષે યજ્ઞ કરું છું; પરંતુ અમાવાસ્યા તથા પૂર્ણિમાના દિવસે મને 'મારીચ' નામના રાક્ષસથી મોટો ભય ઉત્પન્ન થાય છે, તેથી તે સમયે મારા યજ્ઞની રક્ષા કરવા માટે હું તારા પુત્ર રામચંદ્રની યાચના કરું છું. તારો પુત્ર રામચંદ્ર મારા યજ્ઞનું સારી રીતે રક્ષણ કરશે,' એવું સાંભળી ધર્માત્મા અને મહાભાગ દશરથ રાજાએ મહામુનિ વિશ્વામિત્રને ઉત્તર આપ્યો : 'હે મહર્ષિ ! મારા પુત્ર રામને તો હજી સોળ વર્ષ પણ પૂરાં થયા નથી;* તેમ જ તેણે સંપૂર્ણ અસ્ત્રવિદ્યાનો અભ્યાસ પણ કર્યો નથી, તો એ તમારું કાર્ય કેવી રીતે કરી શકશે ?[૨-૬] તેથી હે મુનિશ્રેષ્ઠ ! તમારું કાર્ય સિદ્ધ કરવા અર્થે હું જાતે જ ચતુરંગિણી સેના સહિત તમારી સાથે આવીશ અને તમારા શત્રુરૂપ એ દુષ્ટ મારીચ રાક્ષસનો વધ કરીશ.'[૭] દશરથ રાજાનું વચન સાંભળી વિશ્વામિત્રે તેને પુનઃ કહ્યું : 'હે રાજન્ ! સંગ્રામ વિષે તું દેવતાઓનું પણ રક્ષણ કરવા સમર્થ છે તથા તેં કરેલા પરાક્રમોને આખું ત્રૈલોક્ય જાણે છે; પરંતુ એ મારીચ રાક્ષસને પૂરો પડે એવો તો એક તારા પુત્ર રામ વિના ત્રણે લોકમાં પણ બીજો કોઈ નથી. હે પરંતપ ! જોકે તારું મોટું સૈન્ય છે. તોપણ તે ત્યાં આગળ કાંઈ પણ કામનું નથી; માટે તે ભલે અહીંયાં જ રહ્યું. મારે માત્ર એકલા રામની જ જરૂર છે.[૮-૧૦] હે શત્રુતાપન ! આ મહાતેજસ્વી તારો પુત્ર રામ ભલે બાળક રહ્યો; પરંતુ તે મારીચ રાક્ષસનો નિગ્રહ કરવામાં સમર્થ છે; માટે હું તો રામને લઈને જ જઈશ. તારું કલ્યાણ થાઓ.'[૧૧]

* આ સ્થળે કેટલીક પ્રતોમાં 'હજી રામને બાર વર્ષ થયા નથી' એવો પાઠ છે, ત્યાં એમ સમજવું કે, 'બાલકાંડમાં વિશ્વામિત્ર પ્રત્યે કહેલા દશરથના વાક્યમાં 'રામને હજી સોળ વર્ષ પણ પૂરાં થયાં નથી' એવું જ છે, એટલે અહીં તે જ વાક્યનો અનુવાદ કરતાં 'બાર વર્ષ' કહેવા યોગ્ય નથી; પરંતુ 'બાર વર્ષ જેટલી નાની વયમાં પણ જેણે મને એક જ બાણના સપાટાથી અહીં (સમુદ્રતટ) સુધી ફેંક્યો હતો, તે રામનું હવે કેટલું બધું બળ વધ્યું હશે' એવી રીતે સમજાવી રાવણને રામનું વીર્ય બતાવવાના આશયથી મારીચે અહીં 'રામને તો હજી બાર વર્ષ પણ પૂરાં થયાં નથી' એમ દશરથના વાક્યમાં ફેરફાર કરી કહેલું હોવું જોઈએ

પછી હે રાવણ ! રામચંદ્રને પોતાની સાથે લઈને અતિ પ્રસન્ન થયેલા વિશ્વામિત્ર મુનિ પોતાના આશ્રમે ગયા.[૧૨] મહામુનિ વિશ્વામિત્રે દંડકારણ્ય વિષે દીક્ષા ગ્રહણ કરી યજ્ઞ ચાલુ કર્યો; ત્યારે શ્રીમાન રામ તેનું રક્ષણ કરવા માટે પોતાના વિચિત્ર ધનુષ્યની પ્રત્યંચાનો વારંવાર ટંકારવ કરતા ઊભા રહ્યા.[૧૩] હે રાવણ ! હું શું વર્ણન કરું ? એ વેળા કમળનેત્ર તથા શ્યામસુંદર શ્રીમાન રામ ખરેખર બાળક જેવા જ દેખાતા હતા; કારણ કે તેને દાઢી–મૂછ વગેરે યુવાવસ્થાનાં કાંઈ પણ ચિહ્ન પ્રકટ રીતે જણાતાં ન હતાં. વળી તેણે પોતાના શરીર પર માત્ર એક જ વસ્ત્ર ધારણ કર્યું હતું. તેનાં બન્ને લમણાં ઉપર કાકપક્ષના સુંવાળા કેશ શોભી રહ્યા હતા અને કંઠમાં સુવર્ણનો હાર ઝળહળી રહ્યો હતો. એવી ભવ્ય શોભાવાળા, ધનુષ્યધારી રામ જાણે ઉદય પામેલો બાલચંદ્ર હોય એમ પોતાના તેજ વડે આખા દંડકારણ્યને શોભાવતા હતા.[૧૪,૧૫] એ વેળા મેઘ સમાન શ્યામ વર્ણવાળો તથા તપાવેલા સુવર્ણકુંડળો ધારણ કરનારો હું કે જેણે ‘દેવતાઓથી પણ મરણ ન થાય’ એવું બ્રહ્મદેવની પાસેથી વરદાન મેળવ્યું હતું અને તે વરદાનના ગર્વને લીધે કોઈને પણ ગણકારતો ન હતો તે હું વિશ્વામિત્રનો યજ્ઞ શરૂ થયો જાણીને તુરત જ ત્યાં જઈ પહોંચ્યો. હું મારા આયુધને ઉગામીને જેવો આશ્રમમાં પ્રવેશ કરું છું, તેવામાં જ રામે મને દીઠો, મારાથી જરા પણ ભયભીત ન થતાં તેણે ધનુષ્યને સજ્જ કર્યું. હે રાવણ ! હું એ વેળા રામના પરાક્રમને જાણતો ન હતો, તેથી ‘અરે આ કોઈક બાળક છે, તે મને શું કરનાર છે’ એમ માની, તેની અવગણના કરતો હું શીઘ્ર ગતિથી વિશ્વામિત્રની યજ્ઞવેદી તરફ ધસી ગયો પરંતુ હે રાવણ ! મેં બાળક માનેલા એ રામના બળની હું શી પ્રશંસા કરું ? તુરત જ તેણે શત્રુનો નાશ કરે એવું એક તીક્ષ્ણ બાણ મારી તરફ મૂક્યું; જેનો પ્રહાર થવાથી હું ત્યાંથી સો યોજન દૂર આવેલા મોટા સમુદ્રમાં જઈ પડ્યો.[૧૬–૧૯] હે તાત ! મારું એટલું સદ્ભાગ્ય કે જેથી એ દયાળુ રામે મને જીવથી ન હણતાં એ પ્રમાણે ઉગાર્યો. રામબાણના વેગથી હણાવાને લીધે હું સમુદ્રના અગાધ જળમાં મૂર્છિત થઈ પડ્યો અને પછી હે તાત ! ઘણીવારે શુદ્ધિમાં આવી હું આપણી લંકા-નગરીમાં ગયો.[૨૦]

હે દશાનન ! એ અક્લિષ્ટકર્મા રામચંદ્ર કે જેણે બાલ્યાવસ્થામાં પૂરેપૂરો અસ્ત્રવિદ્યાનો અભ્યાસ પણ કર્યો ન હતો, તેણે એ વેળા દયા લાવી, મને જીવતો મૂક્યો તેથી જ હું હાલમાં તારી સાથે વાતચીત કરી શકું છું. બાકી એ વેળા મને સહાય કરનારા બીજા જે જે રાક્ષસો હતા તેઓ સર્વને તો તેણે પ્રથમથી જ મરણને શરણ કર્યા હતા.[૨૧,૨૨] હે રાવણ ! હું તને વારું છું છતાં પણ જો તું એ રામની સાથે વિગ્રહ–યુદ્ધ કરીશ, તો અવશ્ય ઘોર આપત્તિમાં પડી સત્વર વિનાશ પામીશ; એટલું જ નહિ, પણ તું ક્રીડા તથા રતિવિલાસની વિધિને જાણનારા અને સામાજિક ઉત્સવોમાં મગ્ન રહેનારા સઘળા રાક્ષસોને પણ સંતાપ તથા મરણ-રૂપ અનર્થ આપનારો થઈ પડીશ.[૨૩,૨૪] હે રાવણ ! તું એક સીતાને લીધે મોટી મોટી હવેલીઓ તથા દેવમંદિરોવાળી અને અનેક પ્રકારનાં રત્નો વડે શોભતી આખી લંકાનગરીને નષ્ટભ્રષ્ટ થયેલી જોઈશ.[૨૫] હે તાત ! કદી પણ પાપકર્મ નહિ કરનારા પવિત્ર પુરુષો પણ પાપીજનોના સંસર્ગને લીધે, જેમાં ઝેરી સાપ રહેતો હોય એવા જળના ધરામાં વસનારાં માછલાંની પેઠે તે પાપીજનોના પાપે કરી નાશ પામે છે.[૨૬] માટે જ હું તને કહું છું કે તું પોતાના શરીર પર દિવ્ય ચંદનનું લેપન કરનારા તથા દિવ્ય આભૂષણો ધારણ કરનારા તારી લંકાનગરીના સર્વ નિર્દોષ રાક્ષસોને માત્ર તારા એકલાના જ દોષને લીધે નાશ પામી પૃથ્વી પર પડેલા જોઈશ.[૨૭] હે રાવણ ! છેવટે એવો પણ પ્રસંગ આવશે કે શત્રુના હાથથી હણાતાં જે રાક્ષસો બચી જશે, તેઓ પોતાનો કોઈ પણ રક્ષક નહિ હોવાને લીધે પોતાની સ્ત્રીઓ વગેરેને સાથે લઈને અથવા તો સ્ત્રીઓ વગેરે સર્વનો ત્યાગ કરીને પોતાના પ્રાણ બચાવવા અર્થે દશે દિશાઓ પ્રત્યે નાસી જશે; એ તું તારી દૃષ્ટિએ જોઈશ.[૨૮] હે

રાવણ! શત્રુઓએ મૂકેલાં બાણોના સમૂહથી આચ્છાદિત થયેલી અને અગ્નિની જ્વાળાઓ વડે વ્યાપ્ત થયેલી હોવાને લીધે જેના રમ્ય મંદિરો સળગી ઊઠ્યાં હશે એવી લંકાનગરીને તારે અવશ્ય નજરે જોવી પડશે.[૨૯] વળી હે રાક્ષસવર! પરસ્ત્રીનું અભિમર્ષણ* કરવું એથી બીજું કાંઈ પણ મોટું પાપ નથી. હે રાજન્! તારા અંતઃપુર વિષે તારી પોતાની હજારો રૂપવતી સ્ત્રીઓ છે, તેઓ વિષે ભલે તારી ઇચ્છામા આવે એટલો તું આસક્ત થા અને પોતાના રાક્ષસકુળની રક્ષા કર! પરંતુ રામની સાથે વિગ્રહ આદરીને તું પોતાના રાક્ષસકુળનો વિનાશ કરનાર થા નહિ. હે રાવણ! માન, ઉન્નતિ, રાજ્ય. ઉત્તમ સ્ત્રીઓ, મિત્રવર્ગ અને વહાલામાં વહાલું પોતાનું જીવિત એ વગેરે અલભ્ય વસ્તુઓને જો તું ચિરકાળ પર્યંત ભોગવવા ઇચ્છતો હોય તો કદી પણ રામનું અપ્રિય–અહિત કરવામાં ઉદ્યુક્ત થઈશ નહિ.[૩૦–૩૨] હે તાત! તારા પરના સ્નેહભાવને લીધે હું તને વારંવાર વારું છું, છતાં પણ જો તું બળાત્કારે સીતાનું હરણ કરીશ, તો નિશ્ચય, રામનાં બાણો વડે ક્ષીણબળ થયેલા તારા જીવિતનો અંત આવશે અને પરિણામે તું તારા બાંધવો સહિત યમલોક પ્રત્યે જઈશ.[૩૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૩૯ મો

### મારીચનો રાવણ પ્રત્યે હિતોપદેશ–સ્વાનુભવકથન

एवमस्मि तदा मुक्तः कथं चित्तेन सयुगे ।
इदानीमपि यद्वृत्तं तच्छृणुस्व यदुत्तरम् ॥ १ ॥

ઘણું ઘણું સમજાવ્યા છતા પણ જ્યારે રાવણનું અંતઃકરણ જરા પણ પીગળેલું જણાયું નહિ. ત્યારે વળી મારીચ તેને પુન. કહેવા લાગ્યો: 'હે રાવણ! મેં તને પૂર્વે કહી સંભળાવ્યું તેમ રામે વિશ્વામિત્રના યજ્ઞરક્ષણ કરવા સમયે મને જીવતો મૂકેલ હતો. પરંતુ હમણા થોડા જ સમય ઉપર પણ મારા સંબંધી એક અસહ્ય પ્રસંગ બન્યો હતો. હે દશાનન! પૂર્વે વિશ્વામિત્રના યજ્ઞ-પ્રસંગે રામે મને પ્રાણસંકટમાં નાખેલો છતાં પણ વૈરાગ્યને નહિ પામેલો હું મૃગનું રૂપ ધારણ કરીને તથા બીજા બે મૃગરૂપધારી રાક્ષસોને સાથે લઈ દંડકારણ્યમાં ગયો.[૧,૨] હે રાવણ! પ્રકાશમાન જિહ્વા, દાઢો તથા તીક્ષ્ણ શિંગડાંવાળો અને અતિ ભયંકર દેહવાળો મહામૃગરૂપ થયેલો હું દંડકારણ્ય માંનાં અગ્નિહોત્રનાં સ્થાનો, તીર્થસ્થળો તથા પવિત્ર વૃક્ષો વિષે તપસ્વી ઋષિઓને ભય ઉપજાવતો વિચરવા લાગ્યો અને તેઓના માંસનું ભક્ષણ કરવા લાગ્યો.[૩,૪] દંડક વનમા રહીને હું નિરંતર ધર્માચરણ કરનારા ઋષિઓને હણવા લાગ્યો અને તેઓના માંસ તથા રુધિરનું ભક્ષણ કરવા લાગ્યો. ઋષિઓનું માંસભક્ષણ કરવાથી તથા તેઓનાં રુધિરનું પાન કરવાથી મહાન મદોન્મત્ત તથા ક્રૂર થયેલો હું વનવાસી સર્વ પ્રાણીઓને ત્રાસ ઉપજાવતો સર્વત્ર ભમવા લાગ્યો.[૫,૬] એમ કરતાં એક દિવસે હું કે જે ધર્મને દૂષિત કરનારો હતો, તે નિયત આહાર કરનારા અને ભૂત–પ્રાણીઓના હિતમાં તત્પર રહેનારા ધર્માત્મા રામ તથા મહાભાગ સીતા અને મહારથી લક્ષ્મણ, એ ત્રણે જણા તપસ્વી ધર્મ પાળીને જે સ્થળે વસતાં હતાં તે સ્થળે જઈ પહોંચ્યો.[૭,૮] કાચી બુદ્ધિવાળા અને મૃગરૂપધારી મેં પૂર્વે રામે કરેલા શરપ્રહારરૂપી મારા પૂર્વના વેરને સંભારી અતિ ક્રોધ પામી 'હાલમા આ અરણ્યમા તપસ્વીના વિષે રહેલો છે, માટે હુ જીતી શકીશ' એવા વિચારથી તેને હણવા માટે શિંગડાં ચડાવીને, તેની સામે દોટ મૂકી.[૯,૧૦] મૃગના સ્વરૂપે મને પોતાની સામે ધસી આવતો જોઈ રામે તુરત જ પોતાનુ મોટું ધનુષ્ય ખેંચ્યુ અને શત્રુઓનો વિનાશ કરે એવા અને ગરુડ તથા પવન સરખા વેગવાળા ત્રણ તીક્ષ્ણ બાણ મારી ઉપર મૂક્યા. અતિ ઘોર, રુધિરનું પાન કરનારા, તીક્ષ્ણ અણીવાળા અને વજ્ર સરખા એ બાણોને આવતાં જોઈ હુ. જે પ્રથમથી જ રામના પરાક્રમને જાણતો હતો અને તે અનુભવ્યુ પણ હતુ, તેથી

* સ્પર્શ–આલિંગન વગેરે કરવું તે.

તુરત જ-ત્યાંથી પલાયન કરી ગયો, જેથી જીવતો રહ્યો; પરંતુ પેલા મારી સાથે આવેલા મૃગરૂપધારી બન્ને રાક્ષસો માર્યા ગયા.[૧૧-૧૩]

હે રાક્ષસેશ્વર! એવી રીતે બળાત્કારે રામનાં બાણથી મુક્ત થઈ હું જીવતો રહ્યો, ત્યારથી મેં મારી સમગ્ર દુષ્ટ વૃત્તિઓનો ત્યાગ કરી, યોગાભ્યાસનું અવલંબન કરી, અંતઃકરણને સ્થિર કર્યું છે અને તપોનિષ્ઠ થઈ આ આશ્રમમાં નિવાસ કર્યો છે.[૧૪] હે રાવણ! રામથી ભય પામેલો હું હજી પણ આ વનમાંના પ્રત્યેક વૃક્ષ આગળ ચીર તથા કૃષ્ણ મૃગચર્મને ધારણ કરનારા ધનુષ્યધારી રામને દેખું છું! અરે, વધારે શું કહું? હું જ્યાં જ્યાં દૃષ્ટિ કરું છું, ત્યાં પાશ ધારણ કરનારા, કાળ સમાન ઉગ્ર સ્વરૂપવાળા હજારો રામ દેખાય છે! અરે, આખું અરણ્ય મને રામરૂપે જ ભાસે છે![૧૫,૧૬] હે રાક્ષસેશ્વર! મને તો રામનો એટલો બધો ભય લાગે છે કે હું રામ વિનાના આ અરણ્યમાં પણ રામને જ જોઉં છું! રાત્રે સ્વપ્નમાં પણ રામનો જ ભાસ થવાથી હું જાણે જાગતો જ હોઉં, એમ પ્રલાપ કરવા લાગું છું.[૧૭] હે રાવણ! હું રામથી અત્યંત ત્રાસ પામેલો છું તેથી તેના નામ જેવાં અર્થાત 'ર' જેમાં પ્રથમ આવે છે એવાં રત્ન, રથ, રક્ત વગેરે નામો પણ મને અત્યંત ત્રાસ ઉપજાવે છે![૧૮] હે દશગ્રીવ! હું તેના પ્રભાવને પૂરેપૂરી રીતે જાણું છું, તેથી જ તને કહું છું કે તું રામની સાથે યુદ્ધ કરવા સમર્થ નથી. એ કૌશલ્યાનંદવર્ધન રામ બળિ રાજા અથવા નમુચિને પણ હણવા સમર્થ છે;[૧૯] માટે હે રાવણ! હું તને કહું છું કે ભલે તારી ઇચ્છામાં આવે, તો તું રામની સાથે યુદ્ધ કર અથવા ક્ષમા ધારણ કરી બેસી રહે; પરંતુ જો તું મને જીવતો જોવા ઇચ્છતો હોય, તો તારે મારી આગળ રામની વાત સુદ્ધાંયે કરવી નહિ.[૨૦] હે નિશાચર! આ લોક વિષે ધર્મનું અનુષ્ઠાન કરનારા યોગનિષ્ઠ ઘણાક સત્પુરુષો બીજાઓના અપરાધને લીધે સકુટુંબ નાશ પામ્યા છે; માટે હું પણ તારા અપરાધને લીધે કદાચ નાશ પામું એવો મને ભય રહે છે. હે રાવણ! તું તારી મરજીમાં આવે તેમ કર, પણ હું કોઈ રીતે તારા વિચારને અનુકૂળ થઈશ નહિ. અત્યંત પરાક્રમી, મહાબળવાન અને મહાતેજસ્વી એ રામ નિઃસંશય સર્વ રાક્ષસોનો વિનાશ કરશે. હે રાવણ! તું અક્લિષ્ટકર્મી રામને દૂષિત ઠરાવે છે; પરંતુ શૂર્પણખાનાં મિથ્યા વચનોથી ઉશ્કેરાઈને તેનું વેર લેવા માટે જનસ્થાનમાં રહેનારા ખરે જ્યારે જાતે જ રામની ઉપર ચડાઈ કરી ત્યારે જ તેને હણ્યો, તેમાં રામનો શો અપરાધ? તે તું પોતે જ યથાર્થ રીતે કહે.[૨૧-૨૫] હે દશગ્રીવ! હું પોતાનાં સંબંધીજનોનું હિત ઇચ્છું છું અને તું મારો સંબંધી છે; માટે જ હું તને આવાં હિતનાં વચન કહું છું. છતાં જો તું તે નહિ માને તો સંગ્રામ વિષે રામનાં તીક્ષ્ણ બાણો વડે હણાઈને તું તારા બાંધવો સહિત પોતાના જીવિતનો ત્યાગ કરીશ.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૩૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૦ મો

### રાવણની હઠ-મારીચને ધમકી

मारीचस्य तु तद्वाक्यं क्षमं युक्तं च रावणः।
उक्तो न प्रतिजग्राह मर्तुकाम इवौषधम् ॥ १ ॥

સીતાહરણના દુષ્કૃત્યથી રાવણને નિવૃત્ત કરવા સારુ મારીચે તેને યોગ્ય અને સચોટ ઉપદેશનાં વાક્યો કહ્યાં; પરંતુ મરણના મુખમાં પડેલા મનુષ્યને જેમ ઔષધ રુચે નહિ, તેમ કાળના મુખમાં પડેલા રાક્ષસાધિપતિ રાવણને મારીચનાં વાક્યો રુચ્યાં નહિ. ઊલટું તે રાવણ પોતાને હિતોપદેશ કરનારા મારીચ પ્રત્યે અયોગ્ય અને કઠોર વચન કહેવા લાગ્યો:

હે હીન કુળમાં ઉત્પન્ન થયેલા મારીચ! તેં મારું હિત સમજીને મને જે જે પણ વચનો કહ્યાં તે સર્વ, હું કે જે રાજા છું તેને પ્રતિકૂળ હોવાથી અયોગ્ય છે અને ખારી જમીનમાં બીજ વાવવા સમાન નિષ્ફળ છે.[૨-૩] અરે! એ રામ કે જે સ્ત્રી-જાતિ તાટકાનો વધ કરવાથી પાપી થયેલો છે અને વિશેષે કરી મનુષ્ય હોવાથી મૂર્ખ છે, તેની સ્ત્રીનું હરણ કરવામાં પ્રવૃત્ત થયેલા મને તું આમ વ્યર્થ ભયાનક વચનો કહીને નિવૃત્ત કરવા સમર્થ નથી.

અરે! અલ્પ બુદ્ધિવાળી એક કૈકેયી જેવી સ્ત્રીનાં કાંઈ પણ સાર વિનાનાં વચન સાંભળીને જ જેણે પોતાનાં માતાપિતા, મિત્રો તથા સુહૃદ્‌વર્ગનો ત્યાગ કરી એકાએક વનમાં પ્રવેશ કર્યો છે, તે રામનાં તું મારી આગળ શાં વખાણ કરે છે[૪,૫] હે મારીચ! ભલે, રામ ગમે તેવો બળવાન હોય. પરંતુ સંગ્રામમાં મારા ભાઈ ખરનો વધ કરવાને લીધે મારા શત્રુરૂપ થયેલા એ રામની પ્રિય પત્ની સીતાનું મારે તારી સહાયથી અવશ્ય હરણ કરવું, એવો મેં નિશ્ચય કર્યો છે. હે મારીચ! મારા નિશ્ચયને નિવૃત્ત કરવાને ઇંદ્ર સહિત સર્વ દેવો તથા અસુરો પણ સમર્થ નથી.

વળી હે મારીચ! બીજી રીતે વિચારતા પણ તારા વચનો ઘણાં જ અયોગ્ય છે; કેમ કે સીતાનું હરણ કરવાના કાર્યમાં શા શા ગુણદોષ છે? શી શી અડચણો નડે એમ છે? અથવા તો કેવા ઉપાયોથી એ કાર્ય સિદ્ધ થાય એમ છે? એવું કાંઈ મેં તને પૂછ્યું નથી. જો મેં તને તે બાબતમાં કાંઈ પૂછ્યું હોય, તો જ તારે કહેવું યોગ્ય છે. પોતાની ઉન્નતિને ઇચ્છનારા વિદ્વાન સચિવો કે જેઓ રાજાને રાજકાજમાં નિરંતર સલાહ આપનારા છે, તેઓએ જ્યારે રાજા પૂછે ત્યારે જ હાથ જોડીને ઉત્તર આપવો જોઈએ; પરંતુ વગર પૂછ્યે ઉત્તર આપવો યોગ્ય નથી.[૬-૯] તેમાં પણ રાજાને પ્રતિકૂળ ન હોય એવાં, શુભ, કોમળ, હિતકારી અને રાજનીતિના માર્ગને અનુસરનારાં વચનો જ કહેવાં જોઈએ;[૧૦] પરંતુ રાજાના ઉત્સાહનો ભંગ કરે એવાં હિતરૂપ વચનો પણ કહેવાં નહિ; કેમ કે માનને ઇચ્છનારો રાજા એવાં અપમાનયુક્ત વચનો સાંખી શકતો નથી.[૧૧] વળી હે મારીચ! અત્યંત તેજસ્વી મહાત્મા રાજાઓ પોતાના દેહને વિષે અગ્નિ, ઇંદ્ર. ચંદ્ર, યમ તથા વરુણ, એ પાંચે દેવોનાં દૈવતને ધારણ કરે છે, તેથી જ તેઓમા અગ્નિ સમાન તીક્ષ્ણતા, ઇંદ્ર સમાન પરાક્રમ. ચંદ્ર સમાન શીતળતા, યમ સમાન દંડ અને વરુણ સમાન પ્રસન્નતા–નિર્મળતા, એ પાંચે ગુણો પ્રત્યક્ષ રીતે જોવામા આવે છે;[૧૨,૧૩] માટે રાજાઓ સર્વકાળ વિષે માનનીય તથા પૂજનીય છે; પરંતુ હે રાક્ષસ! રાજધર્મને નહિ જાણનારો તું કેવળ મોહને જ વશ થઈને પોતાને ઘેર આવેલા અતિથિરૂપે મને દુરાત્માની પેઠે કઠોર વાક્યો કહે છે, એ યોગ્ય નથી. હે અમાપ પરાક્રમવાળા રાક્ષસ! હું કાંઈ તને આ કાર્ય વિષે ગુણદોષ અથવા પોતાના વિનાશ સંબંધી પૂછતો નથી.[૧૪,૧૫] માત્ર હું તો તને આટલું જ કહું છું કે તું સીતાહરણના કાર્યમા મને સહાય કરનારો થા.[૧૬] વળી હે રાક્ષસ! મને સહાય કરવામાં તારે જે કાંઈ કાર્ય કરવાનું છે તે પણ મેં તને કહી દીધુ છે અને તે એ કે તું સુવર્ણ સરખા વર્ણવાળો અને રૂપેરી ટીપકીઓથી ચિત્રવિચિત્ર જણાતો મૃગ બનીને પંચવટીમાં આવેલા રામના આશ્રમમાં સીતાની આગળ ફર અને તારા સુંદર સ્વરૂપથી જનકતનયા સીતાને લોભાવી પછી તું તારી ઇચ્છામા આવે ત્યા ચાલ્યો જજે.[૧૭,૧૮] કપટથી સુવર્ણમૃગ બનેલા તને જોઈને સીતા અતિ વિસ્મિત થશે અને ‘મને સત્વર એ સુવર્ણમૃગ આણી આપો’ એવું પોતાના પતિ રામને કહેશે.[૧૯] રામ પણ પોતાની પ્રિયા સીતાના કહેવાથી તને પકડવા માટે તારી પાછળ આવશે. એ સમયે ઉતાવળી ગતિ કરી તું રામને ઘણેક દૂર લઈ જજે. એમ કરતાં જ્યારે રામને તેના આશ્રમથી ઘણું છેટું પડી જાય, ત્યારે તુ પોતાની માયા વડે રામના જેવી જ વાણી ‘હા સીતા! હા લક્ષ્મણ! મારી વહારે ધાઓ!!’ એવો પોકાર કરજે.[૨૦] તે સાંભળી સીતાનુ રક્ષણ કરવા અર્થે આશ્રમમાં રહેલો લક્ષ્મણ પણ પોતાના ભાઈ રામ ઉપરના સ્નેહને લીધે તેને સંકટમા પડ્યો જાણી ભયભીત થઈ સીતાની પ્રેરણાથી રામની પાછળ આવશે. એવી રીતે રામ તથા લક્ષ્મણ બન્ને પોતાના આશ્રમથી ઘણેક દૂર જશે એટલે હું નિર્ભયપણે તેના આશ્રમમાં જઈને ઇંદ્ર જેમ શચીનું હરણ કરે. તેમ સીતાનુ હરણ કરીશ.[૨૧,૨૨] હે રાક્ષસ! મારું આટલું કાર્ય સિદ્ધ કરીને પછી તું પોતાની ઇચ્છામા આવે ત્યાં ચાલ્યો જજે. હે સુવ્રત મારીચ! હું આ કાર્યના બદલામાં તને મારું અર્ધું રાજ્ય આપીશ, માટે હે સૌમ્ય! આ કાર્ય સિદ્ધ કરવાને અર્થે તુ હવે નિર્વિલંબે મૃગરૂપ

ધારણ કરી કલ્યાણકારી માર્ગે સિધાવ અને હું પણ રથમાં બેસી તારી પાછળ જ દંડકવન પ્રત્યે આવું છું.[૨૩,૨૪] હે મારીચ! એવી રીતે રામને છળીને યુદ્ધ કર્યા સિવાય સીતાને મેળવી કૃતકૃત્ય થયેલો હું તારી સાથે લંકામાં પ્રવેશ કરીશ. હે મારીચ! આટલું આટલું કહેવા છતાં પણ જો તું મારા કહેવા પ્રમાણે મને સહાય નહિ કરે, તો હું આજે જ તારો નાશ કરીશ; માટે બળાત્કારથી પણ તારે મારું એટલું કાર્ય તો અવશ્ય કરવું પડશે જ. હે રાક્ષસ! તું જાણે જ છે કે, રાજાને પ્રતિકૂળ થનાર મનુષ્ય કદી પણ સુખ ભોગવતો નથી.[૨૫,૨૬]

હે મારીચ! રામની સમીપ જવામાં મને પોતાના મરણની શંકા રહે છે તે ઠીક; પરંતુ મારાથી વિરુદ્ધ થવામાં આજે તારું મરણ થાય તેમ છે, તો હવે એ સંબંધી તું તારી બુદ્ધિથી સારી રીતે વિચાર કરી, તને જેમ યોગ્ય લાગે તેમ કર.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૦ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૧ મો

### મારીચનો પુનઃ ઉપદેશ-વિનાશકાળે વિપરીત બુદ્ધિ

आज्ञप्तो रावणेनेत्थं प्रतिकूलं च राजवत् ।
अब्रवीत्परुषं वाक्यं निःशंको राक्षसाधिपम् ॥ १ ॥

રાક્ષસાધિપતિ રાવણે મારીચને રાજાની પેઠે આજ્ઞા કરી તથા તેને મરણનો ભય પણ દર્શાવ્યો, તેમ છતાં નિઃશંક રહેલા એ મારીચે તેને કઠોર વચન કહ્યું :[૧] 'હે નિશાચર! જે કાર્ય કરવાથી પુત્ર, રાજ્ય તથા અમાત્ય સહિત તારો વિનાશ થાય તેવા કાર્યનો તને કયા પાપીએ ઉપદેશ કર્યો છે?[૨] હે રાજન્! તને સુખી જોઈને રાજી નહિ થનારો એવો કોણ પાપકર્મી છે કે જેણે સીતાહરણનું કાર્ય બતાવીને તને મૃત્યુના મુખમાં પ્રવેશ કરવાનો ઉપદેશ કર્યો છે? હે નિશાચર! આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, પરાક્રમ વિનાના તારા શત્રુઓ તને બળવાન શત્રુથી રૂંધાઈ નાશ પામતો જોવા ઇચ્છે છે.[૩,૪] હે નિશાચર! તારું અહિત કરવાના વિચારવાળો એવો કોણ ક્ષુદ્ર પુરુષ છે કે જે પોતે બતાવેલા તારા વિનાશના ઉપાય વડે તને નષ્ટ થતો જોવા ઇચ્છે છે?[૫] અરે, રાવણ! તારા સર્વ સચિવો કે જેઓ પોતાના રાજા એવા તને અવળે માર્ગે ચાલતાં રોકતા નથી, તેઓ સર્વ ખરેખર વધ કરવા યોગ્ય જ છે, છતાં તેઓનો વધ તું કેમ કરતો નથી?[૬] હે રાક્ષસેંદ્ર! 'શ્રેષ્ઠ અમાત્યોએ અવળે માર્ગે ચડેલા તથા કામાસક્ત થયેલા રાજાને સર્વ ઉપાયોથી રોકવો જોઈએ એવું નીતિશાસ્ત્રમાં કહ્યું છે તેથી જ હું તને અવળે માર્ગે જતાં વારું છું, છતાં માનતો નથી તો તારાં ભાગ્ય![૭] હે છતનારાઓમાં શ્રેષ્ઠ નિશાચર! સચિવો વગેરે સેવકજનો પોતાના રાજાના સદ્‌ગુણોથી જ ધર્મ, અર્થ, કામ તથા યશ વગેરે ઇચ્છિત પદાર્થો પ્રાપ્ત કરી શકે છે;[૮] પરંતુ હે રાવણ! જો રાજા સદ્‌ગુણથી રહિત હોય તો તે સઘળું વ્યર્થ થાય છે અને સચિવો તથા રાજ્યમાંનાં બીજાં સર્વ મનુષ્યો પણ મોટા દુઃખમાં આવી પડે છે.[૯] હે રાજન્! ધર્મ તથા યશનું મૂળ રાજા જ છે; માટે સચિવોએ સર્વ કાળ વિષે પોતાના રાજાની રક્ષા અવશ્ય કરવી જોઈએ. હે નિશાચર! ઘણા જ તીક્ષ્ણ કિંવા ઘણા જ પ્રતિકૂળ સ્વભાવવાળા અજિતેંદ્રિય રાજાથી રાજ્યનું પાલન થઈ શકતું નથી.[૧૦,૧૧] જેમ વિષમ માર્ગો વિષે મંદ બુદ્ધિવાળા સારથિના હાથે શીઘ્ર ગતિથી હંકારતા રથો સારથિઓ સહિત નાશ પામે છે, તેમ અયોગ્ય દેશકાળ વિષે તીક્ષ્ણ ઉપાયો બતાવનારા સચિવોના કહેવા પ્રમાણે વર્તનારા રાજાઓ સચિવો સહિત નાશ પામે છે.[૧૨] હે રાવણ! આ લોક વિષે નિરંતર ધર્મનું જ સેવન કરનારા ઘણાક સત્પુરુષો પણ બીજાઓના અપરાધને લીધે પોતાના કુટુંબ સહિત નાશ પામેલા છે.[૧૩] હે રાક્ષસ! જેમ વન વિષે ગોમાયુ(સિંહાદિ હિંસક)ના રક્ષણ નીચે રહેલાં મૃગાદિ પ્રાણીઓ વૃદ્ધિ પામી શકતાં નથી, તેમ અત્યંત પ્રતિકૂળ તથા અતિ તીક્ષ્ણ દંડ દેનારા રાજાના રક્ષણ નીચે રહેલી પ્રજા વૃદ્ધિ પામી શકતી નથી.[૧૪] માટે હે રાવણ! તારી પ્રજારૂપ સઘળા રાક્ષસો પોતાને તારા સરખો કર્કશ, દુષ્ટ બુદ્ધિવાળો તથા અજિતેંદ્રિય રાજા

મળવાથી અવશ્ય વિનાશને પ્રાપ્ત થશે.[૧૫] હે, રાક્ષસરાજ! કાકતાલીય સરખા તારા પ્રસંગથી મને મારા મરણરૂપ ઘોર દુઃખ પ્રાપ્ત થયું, તેનો હું જરાય શોચ કરતો નથી; પણ આમ થવાથી સૈન્ય સહિત તારો વિનાશ થઈ જશે એ સંબંધી મને શોક થાય છે![૧૬] ઓ અવિચારી રાવણ! મહાત્મા રામ પ્રથમ મને હણીને પછી અલ્પ કાળમાં જ તારો વધ કરશે. અરે, હું તો તેવા ઉત્તમ શત્રુના હાથે મરણ પામીને પણ કૃતાર્થ જ થઈશ. હે રાવણ! હું તને આ સત્ય જ કહું છું કે એ મહાસમર્થ રામનું દર્શન થતાં જ મારો અંત છે અને સીતાનું હરણ કર્યા પછી સર્વ બંધુ સહિત તારો પણ અંત આવ્યો જ છે, એમ તારે નિઃશંક સમજવું.[૧૭,૧૮] અરે, કદાચ એ રામના આશ્રમમાંથી સીતાને લઈને તું મારી સાથે કુશળક્ષેમ લંકામાં આવીશ, તોપણ તારે નિશ્ચય રાખવો કે એવું દુષ્કર્મ કર્યા પછી તું, હું, સર્વ રાક્ષસો અને આખી લંકાનગરી પણ રહેવાની નથી; અર્થાત્ સીતાના હરણથી રામ એ સર્વનો અવશ્ય નાશ કરશે.[૧૯]

હે નિશાચર! હું તારો હિતેચ્છુ હોવાને લીધે તને દુષ્કૃત્યથી વારું છું. તું પોતાની અવળી બુદ્ધિને વશ થઈ, મારાં વાક્યને અંગીકાર કરતો નથી, તેથી તારું કાંઈ પણ શ્રેય થવાનું નથી; કારણ કે આયુષ્ય ખૂટવાને લીધે મૃત્યુના મુખમાં આવી પડેલા પુરુષો પોતાના હિતેચ્છુ સંબંધી અથવા મિત્રાદિએ કહેલાં હિતવચનોને પણ માનતા નથી.[૨૦,૨૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૪૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૨ મો

### સીતાહરણનિશ્ચય-રાવણ તથા મારીચનું રામાશ્રમ પ્રતિ ગમન-માયામૃગ

एवमुक्त्वा तु परुषं मारीचो रावणं ततः ।
गच्छावेत्यब्रवीद्दीनो भयाद्रात्रिंचरप्रभोः ॥ १ ॥

મારીચે રાવણને ઘણાં કઠોર વચનોથી ઉપદેશ કર્યો, તોપણ તેની તેને કાંઈ પણ અસર થયેલી જણાઈ નહિ; ત્યારે તેણે પોતાના મનમાં વિચાર કર્યો: 'આજે આ દુષ્ટના હાથે અહીં જ મારું નિંદિત મરણ થાય તે કરતાં મહાત્મા રામચંદ્રના હાથે મરવું એ ઘણું જ ઉત્તમ છે' એમ વિચારી મારીચે રાવણ પ્રત્યે કહ્યું: 'હે નિશાચરાધીશ! ભલે, ત્યારે હું તારી સાથે તને સહાય કરવા આવું છું;[૧] પરંતુ એ તો નિશ્ચય જાણજે કે ધનુષ્ય, બાણ તથા ખડ્ગ ધારણ કરનારો અને મારો વધ કરવાને ઉગામેલા શસ્ત્રવાળો એ રામ મને પુનઃ પણ પોતાના આશ્રમમાં આવેલો જોશે કે તરત જ મારા તથા તારા જીવિતનો અંત આવ્યો સમજજે; કેમ કે રામની સામે પરાક્રમ દર્શાવીને કોઈ પણ પ્રાણી જીવતો જઈ શકે એમ નથી. હે રાવણ! તું કે જે પોતાનાં દુરાચરણોને લીધે યમદંડથી હણાવા યોગ્ય છે, તેને તો એ રામ સાક્ષાત્ યમદંડરૂપ જ છે.[૨,૩] હે નિશાચર! મૂર્ખ અને દુરાચરણી એવા તને હું શું કરી શકું એમ છું? હે તાત! તારું કલ્યાણ થાઓ. હવે તું કહે તેમ કરવા હું તૈયાર છું.[૪]

મારીચના વચન સાંભળી મૂર્ખ રાવણ ઘણો જ હર્ષિત થયો અને અત્યંત પ્રેમપૂર્વક તેને પોતાના હૃદય સાથે ચાંપીને કહેવા લાગ્યો:[૫] 'શાબાશ મારીચ! શાબાશ છે તને! મારા અભિપ્રાયને સંમત થવાને લીધે હવે જ તારું પરાક્રમ પ્રશંસનીય થયું છે અને હવે જ તું પોતાના પૂર્વના રાક્ષસભાવને પ્રાપ્ત થવાથી ખરેખરો મારીચ થયો છે. અત્યાર પહેલાં તું કોઈ બીજો જ હતો.[૬] હે પ્રિય મારીચ! ચાલ હવે તું સત્વર ઊભો થા અને મારા પિશાચ સરખા મુખવાળા ખચ્ચરોથી જોડેલા રત્નવિભૂષિત એવા આકાશગામી રથમાં મારી સાથે બેસ.[૭] તથા મારી સાથે દંડકારણ્યમાં આવી પોતાની માયા વડે સીતાને મોહિત કરી પછી તું સુખથી યથેષ્ટ ગમન કર! હે મારીચ! એમ થયા પછી શૂન્ય પડેલા રામના આશ્રમમાંથી હું સીતાનું બળાત્કારે હરણ કરી લાવીશ.'

તાટકાના પુત્ર મારીચે રાવણનું વચન માન્ય કર્યું. પછી તેઓ બન્ને વિમાન સરખા રથમાં

બેસીને ત્યાંથી શીઘ્ર વિદાય થયા. માર્ગ વિષે આવતાં અનેક પ્રકારનાં પત્તનો,+ પર્વતો, વનો, નદીઓ, ગ્રામો અને નગરોનું અવલોકન કરતાં તેઓ કેટલેક સમયે દંડકારણ્યમાં પંચવટી નજીક આવી પહોંચ્યા અને રઘુવીરનો રમણીય આશ્રમ તેમના જોવામાં આવ્યો. પછી રાક્ષસાધિપતિ રાવણે પોતાના સુવર્ણભૂષિત રથમાંથી નીચે ઊતરી તથા મારીચનો હાથ ગ્રહણ કરી કહ્યું: 'હે પ્યારા મિત્ર! જો, આ સુંદર કદલીવૃક્ષોથી વીંટાયેલો રામનો આશ્રમ જણાય છે. હવે આપણે જે કાર્ય માટે અહીં આવ્યા છીએ, તે કાર્ય સત્વર કર.'

રાવણનું વચન સાંભળી તુરત જ મારીચે એક ક્ષણવારમાં અદ્દ્ભુત મૃગનું સ્વરૂપ ધારણ કર્યું અને પછી એ મૃગરૂપ મારીચ રામના આશ્રમની સમીપ જઈ દ્વાર આગળ ફરવા લાગ્યો.[૮–૧૫] તે મૃગનાં શિંગડાંની અણીઓ ઉત્તમ ઇંદ્રનીલમણિ સરખી ચળકતી હતી, તેના મુખનો વર્ણ એક તરફથી શ્વેત તો બીજી તરફથી શ્યામ જણાતો હતો, તેના મુખ આગળના બન્ને ઓષ્ઠપુટો પૈકી એક રાતા કમળ જેવા વર્ણનો અને બીજો શ્યામ કમળ જેવા વર્ણનો હતો. તેના બન્ને કાન બહારથી ઇંદ્રનીલમણિ સરખા અને અંદરથી કમળ સરખા શોભતા હતા;[૧૬] તેની ડોક કંઈક વાંક સહિત વિશેષ ઊંચી હતી; તેનું ઉદર ઇંદ્રનીલમણિના રંગનું હતું; તેનાં બન્ને પડખાં મહુડાંના પુષ્પના રંગ જેવાં સુશોભિત હતાં અને બાકીનું તેનું આખું શરીર કમળના પરાગ સમાન વર્ણવાળું હતું. એ મૃગના ચારે પગની ખરીઓ વૈદૂર્યમણિ સરખી હતી, તેની જંઘાઓ સૂક્ષ્મ હતી અને શરીરના સઘળા અવયવો દૃઢ જણાતા હતા તથા ઇંદ્રધનુષ્ય સરખા ચિત્રવિચિત્ર વર્ણવાળું તેનું ઊંચું પુચ્છ ઘણી જ શોભા આપતું હતું.[૧૭,૧૮]

એ પ્રમાણે એ મારીચ રાક્ષસ ક્ષણવારમાં જ પોતાના રાક્ષસી સ્વરૂપનો ત્યાગ કરી મનોહર અને સુંદર વર્ણવાળો તથા જાણે અનેકવિધ રત્નોથી મઢેલો જ હોય, એવો અત્યંત સુશોભિત મૃગ બની ગયો.[૧૯] તે માયામૃગ પોતાના એવા ભવ્ય સ્વરૂપ વડે આખા દંડકવનને અને વિશેષે કરી રામના આશ્રમને પ્રકાશિત કરવા લાગ્યો. સુવર્ણાદિ અનેક ધાતુઓથી ચિત્રિત હોવાને લીધે જોવા યોગ્ય તથા મનોહર રૂપવાળો એ મારીચ–મૃગ સીતાને લોભ પમાડવા આશ્રમની આગળ આમતેમ ફરવા લાગ્યો અને ભૂમિ પર ઊગેલા લીલા તૃણાંકુર ચરવા લાગ્યો.[૨૦] સુવર્ણ તથા રૌપ્યનાં સેંકડો બિંદુઓ વડે ચિત્રવિચિત્ર જણાતો એ માયામૃગ આશ્રમની અંદર જઈને નાનાં નાનાં ઝાડવાંનાં કુમળાં પાંદડાંઓનું ભક્ષણ કરતો ફરવા લાગ્યો.[૨૧,૨૨] તે ઘડીકમાં કદલીવૃક્ષોની વાટિકામાં તો ઘડીકમાં કરેણ વગેરે પુષ્પવૃક્ષોની વાટિકામાં જતો હતો. જેમ કરવાથી પોતાને સીતા દેખે તેમ ચાળા કરતો તે માયામૃગ ઘડીકમાં ઉતાવળો તો ઘડીકમાં ધીમો ચાલતો હતો. એ પ્રમાણે તે મૃગ રામચંદ્રના આશ્રમની અંદર તથા બહાર પોતાની ઇચ્છા પ્રમાણે વિચરતો હતો. એ મૃગ ઘડીકમાં કોઈ બીજા સ્થળે જતો અને ત્યાંથી પાછો આવતો હતો તથા એકાદ મુહૂર્ત સુધી નાની નાની છલંગો મારતો તે દૂર જતો અને વળી પાછો આવી અનેક પ્રકારની ક્રીડા કરતો આશ્રમની ભૂમિ પર બેસતો હતો; તેમ જ અનેકવિધ મંડળાકારે ભ્રમણ કરતો હતો તથા કૂદકા મારતો હતો. ઘણીક વાર તે આશ્રમમાં છેક પર્ણશાળાનાં દ્વાર આગળ આવીને બેસતો અને વળી પાછો મૃગયૂથોમાં ભળી જઈને વિચરતો હતો તથા મૃગોની સાથે જ પાછો વળતો હતો. એ પ્રમાણે સીતાને લોભાવવા માટે મૃગરૂપને પ્રાપ્ત થયેલો માયાવી મારીચ અનેકવિધ ક્રીડાઓ કરતો હતો. માયામૃગનું એ વિચિત્ર રૂપ જોઈને એ આશ્રમમાં વસનારાં બીજાં કેટલાંએક મૃગો તેની પાસે આવી તેના શરીરને સૂંઘી દૂર દૂર ભાગી જતાં હતાં; પરંતુ એ મારીચ રાક્ષસ કે જે પોતાના રાક્ષસી સ્વભાવને લીધે મૃગોનો વધ કરવામાં પ્રીતિમાન હતો, તેણે એ વેળા પોતાનું

+ જ્યાં દેશ–પરદેશથી આવતાં વહાણોમાંથી અનેક પ્રકારની વસ્તુઓ ઊતરતી હોય તથા તેનો વેપાર ચાલતો હોય તેને 'પત્તન' કહે છે; અર્થાત્ સમુદ્રકાંઠે બંદરવાળા મોટા શહેરને સંસ્કૃતમાં 'પત્તન' કહે છે.

રાક્ષસપણું છુપાવવા અર્થે પાસે આવનારાં મૃગોનો પણ ભક્ષ કર્યો નહિ.

આવે સમયે સુંદર નેત્રવાળાં જનકતનયા સીતા પર્ણશાળામાંથી બહાર નીકળી, પોતાની વાટિકામાંનાં કરેણ, આસોપાલવ અને આંબા વગેરે વૃક્ષોની ઘટામાં ફરતાં હતાં તથા તે તે વૃક્ષોનાં સુગંધયુક્ત પુષ્પો વીણતાં હતાં.[૨૯-૩૧] કમળ સમાન મુખવાળાં સતીશિરોમણિ સીતા કે, જે આવા દુઃખદ વનવાસને અયોગ્ય હતાં તેમની દૃષ્ટિ પુષ્પો વીણતાં વીણતાં પેલા મણિ અને મુક્તાથી વિચિત્ર અંગવાળા, સુંદર દાંત તથા હોઠવાળા અને સુવર્ણમય રુવાંટીવાળા રત્નમૃગ ઉપર પડી[૩૨,૩૩] કદી પણ નહિ જોયેલા વિચિત્ર રૂપવાળા માયામૃગને જોતાં જ વિસ્મિત થયેલાં સીતા પુષ્પ વીણવાં પડતાં મૂકી સ્નેહપૂર્વક તેના તરફ એકીટશે જોઈ રહ્યાં. એ વેળા માયાથી મૃગરૂપ બનેલો રાક્ષસ પણ રામચંદ્રની પ્રિયા સીતાને લોભાવવા અર્થે તેના તરફ જોતો અને આખા આશ્રમને પ્રકાશિત કરતો આમતેમ ફરવા લાગ્યો. પૂર્વે કદી પણ નહિ દીઠેલો રત્નજડિત દેહવાળો સુવર્ણમૃગ જોઈને જનકનંદિની સીતા અત્યંત વિસ્મય પામ્યાં.[૩૪-૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૨ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૩ મો

## સીતાની અભિલાષા–સુવર્ણમૃગ લાવી આપો

सा तं संप्रेक्ष्य सुश्रोणी कुसुमानि विचिन्वती ।
हैमराजतवर्णाभ्यां पार्श्वाभ्यामुपशोभितम् ॥ १ ॥

સોનેરી અને રૂપેરી વર્ણનાં બન્ને પડખાંઓથી સુશોભિત જણાતા માયામૃગને જોઈને અત્યંત સાનંદાશ્ચર્ય પામેલાં, નિર્મળ અંગવાળાં અને શુદ્ધ સુવર્ણ સરખા વર્ણવાળાં સતીશિરોમણિ સીતા વૃક્ષો પરથી પુષ્પો વીણતા અટકી પડ્યાં અને પોતાના પતિ રામચંદ્રને તથા આયુધધારી લક્ષ્મણને બોલાવવા લાગ્યાં.[૧,૨] પૂર્વે કદી પણ નહિ જોયેલા અદ્ભુત મૃગને જોવા સારુ સીતાએ પુનઃ પુનઃ રામ-લક્ષ્મણને બોલાવતાં કહ્યું: 'હે આર્યપુત્ર! તમે તથા તમારા નાના ભાઈ લક્ષ્મણ બન્ને જણા શીઘ્ર અહીં આવો અને આ અદ્ભુત મૃગ જુઓ!'[૩] સીતાએ બોલાવ્યાથી નરવ્યાઘ્ર રામ–લક્ષ્મણ તુરત જ પર્ણશાળામાંથી બહાર નીકળી પુષ્પવાટિકામાં આવ્યા. ત્યાં તેઓએ પેલા સુવર્ણમૃગને દીઠો. મૃગને જોતાં જ શંકાયુક્ત થયેલા મહાત્મા લક્ષ્મણે રામચંદ્ર પ્રત્યે કહ્યું: 'હે આર્ય! કદી પણ નહિ દીઠેલા અદ્ભુત સ્વરૂપવાળા આ મૃગને જોતા મને શંકા ઊપજે છે કે અવશ્ય આ કોઈ મૃગરૂપધારી માયાવી રાક્ષસ જ હશે અને તે પણ ઘણું કરીને માયાવી મારીચ જ હશે, એમ હું માનું છું.[૪,૫] હે રામચંદ્ર! ઇચ્છિત રૂપ ધરવાની શક્તિવાળા એ પાપીએ જ કપટથી મૃગરૂપ ધારણ કરી આ વનમાં આનંદપૂર્વક મૃગયા કરવા વિચરતા અનેક રાજાઓનો વિનાશ કર્યો છે. હે પુરુષવ્યાઘ્ર! આ અતિ પ્રકાશિત અને ગંધર્વનગર સરખું જે મૃગરૂપ દૃષ્ટિએ પડે છે તે માયાવી મારીચની માયા જ છે.[૬,૭] હે જગતપતિ રાઘવ! આવો રત્નમય વિચિત્ર મૃગ આખી પૃથ્વીમાં ક્યાંય પણ હોવો અસંભવિત છે; માટે આ મારીચ રાક્ષસની માયા જ છે.' મહાત્મા લક્ષ્મણે સીતાના સાંભળતાં રામચંદ્ર પ્રત્યે એ પ્રમાણે કહ્યું; પરંતુ નિર્મળ હાસ્યવાળાં સીતા કે જેમનું ચિત્ત રાક્ષસી માયા વડે હરાઈ ગયું હતું તે તો ઊલટાં હર્ષિત થઈ લક્ષ્મણને વારીને પોતાના પતિ રઘુવીર પ્રત્યે કહેવા લાગ્યાં: 'હે મહાબાહુ આર્યપુત્ર! આ સર્વાંગસુંદર મૃગ મારા ચિત્તનું હરણ કરે છે, માટે તમે એને કોઈ પણ ઉપાયે કરી પકડી લાવો, એટલે આપણે એને આશ્રમમાં પાળી એની સાથે આનંદપૂર્વક ક્રીડા કરીશું. હે મહાબાહુ આર્યપુત્ર! આપણા આશ્રમ વિષે શ્રેષ્ઠ સ્વરૂપવાળા અને અતિ બળવાળાં મૃગો, ચામરો, સૃમરો, રીંછો, પૃષતો, વાનરો તથા કિન્નરો વગેરે ઘણાંયે પ્રાણીઓ આમતેમ વિહાર કરે છે–વિચરે છે; પરંતુ આના જેવો વિચિત્ર ગતિવાળો, શાંત સ્વભાવવાળો અને દેદીપ્યમાન કાંતિવાળો મૃગ પૂર્વે કદી પણ મારા જોવામાં આવ્યો નથી. અહો! આ મૃગનું આખું શરીર અનેક રંગો વડે ચિત્ર-

વિચિત્ર દેખાય છે અને રત્ન સરખાં ચળકતાં બિંદુ-ઓથી વ્યાપ્ત છે. અહો સાક્ષાત્ ચંદ્રમાની પેઠે મારા ચિત્તને આહ્લાદ ઉપજાવતો એ મૃગ આખા વનને સારી રીતે દિપાવી રહ્યો છે અને પોતે પણ દીપી રહ્યો છે.[૮-૧૪] અહા! શું એનું સ્વરૂપ! અહા! શું એની કાંતિ! અહા! શું એની રમણીય સ્વરસંપત્તિ! અહો! વિચિત્ર અંગો હોવાને લીધે અદ્ભુત દેખાવવાળો આ મૃગ ખરેખર મારા હૃદયને આકર્ષિત કરે છે![૧૫] હે સ્વામિન્! જો આ મૃગ જીવતો જ તમારા હાથમાં આવશે, તો તો હાલમાં આપણને સાનંદાશ્ચર્ય આપનાર થઈ પડશે અને જ્યારે આપણે વનવાસમાંથી નિવૃત્ત થઈને પુનઃ અયોધ્યામાં જઈશું, ત્યારે તે આપણને તથા અન્ય સર્વને વિસ્મય ઉપજાવશે, તેમ જ આપણા અંતઃપુરની શોભામાં વૃદ્ધિ કરશે. વળી હે પ્રભો! મારી સાસુઓ તથા આર્ય ભરત પણ આ દિવ્ય મૃગને જોઈને અત્યંત વિસ્મય પામશે.[૧૬-૧૮] હે નરશાર્દૂલ! જો કદાચ એ મૃગ જીવતો તમારા હાથમાં ન આવી શકે, તો તમે તેને હણીને, તેનું ઉત્તમ સુવર્ણમય ચર્મ પણ મને આણી આપજો. હું સુંદર મૃગચર્મ બિછાવી તમારી પાસે બેસીશ અને તમારી સેવા કરીશ.[૧૯,૨૦] હે આર્યપુત્ર! જો કે સ્ત્રીઓએ પોતાની કામનાઓને તૃપ્ત કરવાના કાર્યમાં પોતાના પતિને આજ્ઞા કરવી એ ઘણું જ અયોગ્ય છે, તોપણ આ મૃગનું અદ્ભુત સ્વરૂપ જોઈને તો હું ઘેલી જ બની ગઈ છું, જેથી પ્રથમ તમારી ક્ષમા માગી હું એ મૃગને પકડી લાવવાની પ્રાર્થના કરું છું.[૨૧]

સીતાનું વચન સાંભળી શ્રીમાન રામચંદ્ર એ અદ્ભુત મૃગને સારી રીતે નિહાળવા લાગ્યા. એ વેળા તેના શરીર પરની સોનેરી રંગની રુવાંટી, તેનાં ઇંદ્રનીલમણિ સરખા ઝાકઝકિત શિંગડાં, બાલસૂર્ય સમાન તેનો વર્ણ અને નક્ષત્રમંડળ જેવાં તેનાં ચિત્રવિચિત્ર અંગો જોઈ રામચંદ્રનું મન પણ વિસ્મિત થયું.[૨૨,૨૩] પછી સીતાની પ્રેરણા થવાને લીધે તથા મૃગના અપ્રતિમ સ્વરૂપસૌંદર્યને લીધે લોભાઈ ગયેલા શ્રીમાન રામચંદ્રે અતિ હર્ષિત થઈને પોતાના નાના ભાઈ લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૨૪] 'હે ભાઈ લક્ષ્મણ! આ મૃગ અતિશય સ્વરૂપવાન હોવાને લીધે તેના ઉપર આ તારી ભાભી, જનકતનયાની સ્પૃહા બંધાઈ છે, તે તો તું જો! અરે, આજે આ મૃગ જીવતો રહેનાર નથી.[૨૫] હે સૌમિત્રિ! ઇંદ્રના નંદનવન વિષે કિંવા કુબેરના ચૈત્રરથ વન વિષે પણ આવો સુંદર મૃગ નથી તો પછી આ પૃથ્વી વિષે તો ક્યાંથી જ હોય![૨૬] અહો! આ મૃગના શરીર પર સુવર્ણની ટીપકીઓ વડે ચિત્રવિચિત્ર જણાતી તથા આડીઅવળી પરસ્પર મળેલી રુવાંટીની પંક્તિઓ કેવી શોભી રહી છે![૨૭] વળી હે ભાઈ! બગાસું ખાતી વેળા આ મૃગના મુખમાંથી નીકળતી તેની જીભ કે જે દેદીપ્યમાન અગ્નિની જ્વાળા સરખી અને મેઘમાંથી નીકળતી વીજળી સરખી પ્રકાશે છે તેને તો તું જો![૨૮] અહો! જેનું મુખ ઇંદ્રનીલમણિથી બનાવેલા સંપુટ જેવું છે તથા જેનું ઉદર શંખ કિંવા મોતી જેવી કાંતિવાળું છે, એવો આ અવર્ણનીય મૃગ આ લોક વિષે કોના અંતઃકરણને ન લોભાવે?[૨૯] અહો! નાના પ્રકારનાં રત્નોથી જડેલું તથા ઉત્તમ સુવર્ણ સમાન કાંતિવાળું આ મૃગનું દિવ્ય સ્વરૂપ જોઈને કયા પુરુષનું મન વિસ્મય ન પામે?[૩૦]

હે લક્ષ્મણ!* ધનુર્ધારી રાજાઓ કિંવા રાજપુત્રો પોતાને યોગ્ય ભોગ્ય પદાર્થો માટે અથવા વિહાર માટે મહાવનોમાં વિચરીને મૃગોનો નાશ કરે છે.[૩૧] રાજાઓ મૃગયાનો ઉદ્યમ કરવાથી ધનને પણ પ્રાપ્ત કરે છે; કારણ કે વન વિષે મણિ, રત્ન તથા સુવર્ણ આદિ અનેક પ્રકારની ધાતુઓ હોય છે. હે લક્ષ્મણ! વનમાંથી પ્રાપ્ત થયેલું ધન કે જે રાજાઓના કોશની વૃદ્ધિ કરનારું છે.[૩૨] તે બ્રહ્મલોકને મેળવેલા પુરુષને સંકલ્પ-વિચારમાત્રમાં પ્રાપ્ત થતા સકળ ભોગ્ય પદાર્થોની પેઠે સર્વ કરતાં સારરૂપ છે.[૩૩] વળી હે લક્ષ્મણ! અર્થી પુરુષ લોભને લીધે કાંઈ પણ વિચાર કર્યા વિના જે અર્થ

* કદાચ લક્ષ્મણ કહે કે આપણાથી નિરપરાધી પ્રાણીને કેમ હણાય, તો રામચંદ્ર તેના ઉત્તરમાં પ્રથમથી જ કહે છે.

સિદ્ધ કરવા માટે જાય છે, તેને જ અર્થ સંપાદન કરવામાં ચતુર એવા અર્થશાસ્ત્રને જાણનારા વિદ્વાનો 'અર્થ' કહે છે; અર્થાત્ પોતાનું પ્રયોજન સિદ્ધ કરવાના કાર્યમા મનુષ્યે જરા પણ વિલંબ કરવો યોગ્ય નથી.* હે ભાઈ! આપણે માટે આ પણ એવો જ અર્થ આવી મળ્યો છે, તેને સિદ્ધ કરવાના કાર્યમાં આપણે જરાયે વિલંબ કે વિચાર કરવાની આવશ્યકતા નથી.–[૩૪] હે લક્ષ્મણ ! આ ઉત્તમોત્તમ મૃગના સુવર્ણમય અમૂલ્ય ચર્મ ઉપર સુમધ્યમા સીતા મારી સાથે બેસશે.[૩૫] અહો! મૃગની ત્વચા એવી તો સુંવાળી છે કે કદલી પ્રિયકી, પ્રવેણી અને આવિકી આદિ બીજી અનેક મૃગજાતિની ત્વચા પણ તેની બરોબરી કરી શકે એમ નથી.[૩૬] અહો! જેવો આકાશ વિષે વિચરનાર 'મૃગશીર' નામનો નક્ષત્રરૂપ મૃગ છે, તેવો જ આ પૃથ્વી વિષે વિચરનાર મહીમૃગ છે! તે બંને મૃગો ઘણો આનંદ ઉપજાવનાર છે.[૩૭] વળી હે લક્ષ્મણ! જો કદાચ તું કહે છે તેમ આ મારીચ રાક્ષસની માયા હશે, તોપણ ઘણું સારું છે; કેમ કે મારે મારીચનો વધ અવશ્ય કરવો જ છે.[૩૮] દુષ્ટ સ્વભાવવાળા એ ક્રૂર મારીચે પૂર્વે વન વિષે રહેનારા અનેક મુનિવરોનો વિનાશ કર્યો છે;[૩૯] તેમ જ મૃગયા રમવા માટે વનમાં વિચરતા અને મોટાં ધનુષ્યવાળા ઘણાયે રાજાઓને કપટ વડે હણ્યા છે; તેથી પણ તે અવશ્ય વધ કરવા યોગ્ય છે.[૪૦] હે લક્ષ્મણ! પૂર્વે આ વન વિષે વસતા વાતાપિ રાક્ષસની કથા તો તેં સાંભળી છે. એ દુષ્ટ પણ કપટ વડે તપસ્વી બ્રાહ્મણોને ભોળવીને તેઓના ઉદરમાં ભક્ષ્યરૂપે પ્રવેશ કરી જતો હતો અને પછી ખચ્ચરીનો ગર્ભ જેમ ખચ્ચરીને જ હણે છે, તેમ એ પાપી વાતાપિ પણ તે બ્રાહ્મણોને જ હણતો હતો.[૪૧] એમ કરતાં કેટલોક સમય વીત્યા પછી કોઈ એક વખતે એ પાપી મહામુનિ અગસ્ત્ય ઋષિને પોતાને ત્યાં શ્રાદ્ધમા ભોજન કરવાને તેડી લાવ્યો અને કપટથી ભક્ષ્ય પદાર્થરૂપ બનીને તેમના ઉદરમાં પેઠો; પરંતુ મહાતેજસ્વી અગસ્ત્ય મુનિ આગળ તેનું કાંઈ પણ જોર ચાલ્યુ નહિ. શ્રાદ્ધના અંતે એ વાતાપિ રાક્ષસે પોતાના સ્વરૂપને ઋષિના ઉદરમાં વધારવા માટે ઘણોયે પ્રયાસ કર્યો; પરંતુ ભગવાન અગસ્ત્ય ઋષિએ હસીને કહ્યું :[૪૨,૪૩] 'હે વાતાપિ! આ લોક વિષે બળના ગર્વને લીધે ઘણાયે શ્રેષ્ઠ દ્વિજોને ન ગણકારતા તેં તેઓનો આવી રીતે વધ કર્યો છે, એ પાપે કરીને જ તું આજે મારા ઉદરમા પચી ગયો છે'[૪૪] એ રીતે અગસ્ત્ય મુનિએ વાતાપિનો વધ કર્યો હતો.

હે લક્ષ્મણ! આ મારીચ રાક્ષસ પણ એ વાતાપિની પેઠે જ વિનાશ પામશે; કેમ કે તે મારા જેવા ધર્મિષ્ઠ અને જિતેંદ્રિય પુરુષનું અતિક્રમણ કરવા ઇચ્છે છે.[૪૫] હે સૌમિત્રિ! આજે મારા સપાટામાં આવેલો આ મૃગરૂપધારી મારીચ રાક્ષસ અગસ્ત્ય મુનિના સપાટામાં આવેલા વાતાપિની પેઠે અવશ્ય નાશ પામશે. હે ભાઈ! હું તેને પકડીને અથવા હણીને પાછો આવુ ત્યા સુધી તું ધનુષ્ય તથા કવચ વગેરે ધારણ કરીને અન્ય કાંઈ પણ ન કરતા માત્ર સીતાની રક્ષા કર; કારણ કે આપણાં સઘળાં કાર્યો આ સીતાની રક્ષામા જ રહેલાં છે. હે લક્ષ્મણ! જો તો ખરો, આ મૃગની ત્વચા માટે સીતાને કેટલી બધી ઉત્કંઠા થઈ આવી છે? તેથી હું એ મૃગને પકડી લાવવા માટે સત્વર જઈશ. અહો! આજે માયામય દેહવાળો આ મૃગ જીવતો રહેનાર નથી જ. હે લક્ષ્મણ! હવે હું જાઉં છુ. માત્ર એક જ બાણ વડે એ મૃગને હણીને તથા તેનુ વિચિત્ર ચર્મ ગ્રહણ કરીને હું સત્વર પાછો આવું ત્યાં સુધી તારે તથા સીતાએ આ આશ્રમ વિષે અતિ સાવધાનપણે રહેવુ.[૪૬–૫૦] હે લક્ષ્મણ! હું મૃગને પકડીને અથવા હણીને પાછો આવું, ત્યાં સુધી પ્રત્યેક ક્ષણે, ચોતરફથી સશંક+ રહેતો તું અત્યંત સમર્થ અને બુદ્ધિમાન એવા પારેવા જટાયુ પક્ષીની સાથે સાવધ રહીને જનકનંદિની સીતાનું સારી રીતે રક્ષણ કરજે![૫૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આર્ષ રામાયણના અરણ્યકાંડમાં ૪૩ મો સર્ગ સમાપ્ત

* રામના આ વાક્યનુ રહસ્ય આવુ છે: આપણે જે કાર્ય માટે વનમા નીકળ્યા છીએ, તે કાર્ય આ મૃગરૂપ મારીચને હણવાથી જ સિદ્ધ થશે, માટે હવે વિલંબ કરવો યોગ્ય નથી

+ રાક્ષસો વગેરે ક્રૂર પ્રાણીઓથી [illegible]

# સર્ગ ૪૪ મો

## માયામૃગ-મારીચનો વધ

तथा तु तं समुद्दिश्य भ्रातरं रघुनंदनः ।
दधारासिं महातेजा जांबूनदमयत्सरुम् ॥ १ ॥

પોતાના નાના ભાઈ લક્ષ્મણને આજ્ઞા આપી[૧] મહાતેજસ્વી કૌશલ્યાપુત્ર રઘુવીરે સુવર્ણની મૂઠવાળું ખડ્ગ તથા ત્રણ ઠેકાણેથી નમેલું અને પોતાના શરીરને શોભાવનારું ધનુષ્ય ધારણ કર્યું; તેમ જ બંને ખભા પર બાણોથી ભરેલા બે ભાથા બાંધ્યા. એવી રીતે સજ્જ થઈને મહાપરાક્રમી રઘુવીર પોતાના આશ્રમમાંથી નીકળી તે સુવર્ણ-મૃગ પ્રત્યે જવા લાગ્યા.[૧,૨] શ્રીમાન રામચંદ્રને પોતાના તરફ આવતા જોઈ સર્વ મૃગોમાં ઉત્તમ એવો એ સુવર્ણમૃગ પ્રથમ તો ત્રાસને લીધે વૃક્ષોની ઘટામાં અંતર્હિત થયો અને થોડીક વારે પાછો રામચંદ્રની દૃષ્ટિએ પડ્યો. ખડ્ગ અને ધનુષ્ય ગ્રહણ કરી શ્રીમાન રામચંદ્ર પણ પોતાની આગળ સ્વરૂપસૌંદર્યથી પ્રકાશતા એ મૃગની પાછળ ઉતાવળે જવા લાગ્યા.[૩,૪] મહાવન વિષે એ માયામૃગ પોતાની પાછળ રામચંદ્રને ઉતાવળે આવતા જોઈને આગળ ને આગળ નાસવા લાગ્યો. કોઈ વેળા તે છલંગ મારી કૂદી જતો હતો તો કોઈ વેળા વળી લાંબો હાથ કરી પકડી શકાય એટલે દૂર રહી રામચંદ્રને લલચાવતો હતો.[૫] બાણ વાગવાના ભયને લીધે મૃગ વારંવાર પાછું વળીને જોતો હતો તથા મોટી મોટી છલંગો ભરવાને લીધે તે જાણે આકાશને ઉલ્લંઘતો જ હોય એવો જણાતો હતો. વળી તે કોઈ કોઈ સ્થળે વૃક્ષોની ઘટામાં પ્રવેશવાને લીધે અદૃશ્ય થતો તો કોઈ સ્થળે દૃષ્ટિએ આવતો હતો.[૬] જેમ શરદઋતુમાં છૂટાંછવાયાં વાદળથી ઢંકાયેલું ચંદ્રમંડળ ક્ષણેકમાં દૃષ્ટિએ પડે અને વળી ક્ષણેકમાં અદૃશ્ય થાય, તેમ એ માયામૃગ ક્ષણેકમાં રામચંદ્રની દૃષ્ટિએ પડતો અને વળી ક્ષણેકમાં અદૃશ્ય થતો હતો.[૭] મૃગના રૂપને ધારણ કરનારો એ મારીચ પોતાના સ્વરૂપથી રામચંદ્રને લોભાવી આશ્રમથી ઘણેક દૂર લઈ ગયો.[૮] તેની પાછળ પાછળ અતિ વેગથી દોડવાને લીધે શ્રીમાન રામચંદ્ર છેવટે શ્રમિત થયા, તેથી અતિ ક્રોધ પામી તેને હણવાની ઇચ્છાથી એક વૃક્ષ નીચે કોમળ તૃણ-લીલા ઘાસ ઉપર ઊભા રહ્યા.[૯] એ જોઈ માયામૃગ પણ બીજાં કેટલાંએક મૃગોથી વીંટાઈ દૂર ઊભો રહ્યો અને રામચંદ્રના ચિત્તને અત્યંત ઉન્માદ કરાવવા લાગ્યો.[૧૦] એ જોઈ વળી તેને પકડવાની ઇચ્છાથી રામચંદ્રે તેના તરફ દોટ મૂકી, એટલે તુરત જ ત્રાસને લીધે તે મૃગ નાસીને વૃક્ષોની ઘટામાં સંતાઈ ગયો.[૧૧] કેટલીક વારે મહાતેજસ્વી રામચંદ્રે તે મૃગને ઘણેક દૂર-વૃક્ષની ઘટામાંથી નીકળતો જોયો, ત્યારે અતિશય ક્રોધ પામી તેને હણવાનો જ નિશ્ચય કરી શત્રુઓનો વિનાશ કરે એવું તથા સૂર્ય સરખું ઝગઝગતું એક બાણ પોતાના ભાથામાંથી કાઢ્યું. પછી બળવાન રામચંદ્રે ઝેરી સર્પ સરખું તીવ્ર બાણ પોતાના ધનુષ્ય પર ચઢાવી અત્યંત બળથી ખેંચી તે માયામૃગના ઉપર મૂક્યું. એટલે તુરત જ બ્રહ્મદેવે નિર્માણ કરેલું એ દેદીપ્યમાન બાણ સુસવાટા કરતું મૃગના શરીરમાં જઈ ચોંટ્યું અને વજ્રની પેઠે, તેણે તેના હૃદયને આરપાર ભેદી નાખ્યું. હૃદય ભેદાવાથી અત્યંત વ્યથા પામેલો એ મૃગરૂપ રાક્ષસ એકાએક તાલવૃક્ષ જેટલે ઊંચે ઊછળી પૃથ્વી પર પડ્યો;[૧૨–૧૬] અને મરતી વેળા મોટી ભયંકર ચીસ પાડી તેણે કપટથી ધારણ કરેલા મૃગસ્વરૂપનો ત્યાગ કર્યો.[૧૭]

મરતાં મરતાં માયામૃગ બનેલા મારીચને રાવણનું વચન સાંભરી આવ્યું તેથી તેણે વિચાર્યું: 'આશ્રમમાંથી સીતા લક્ષ્મણને વનમાં કેમ કરી મોકલે કે, જેથી એકાંત-આશ્રમમાં રહેલી સીતાનું રાવણ સુખથી હરણ કરી શકે?' એવો વિચાર કરતાં, તેને તુરત જ રાવણનો ઉપદેશ સાંભરી આવ્યો, જેથી તેણે રામચંદ્રના જેવી જ વાણીથી 'હા સીતા! હા લક્ષ્મણ!' એવો મોટો આર્તનાદ કર્યો.[૧૮,૧૯]

ઉત્તમ બ્રહ્માસ્ત્ર વડે હૃદયપ્રદેશમાં વીંધાયેલા મારીચે મરતી વેળા રમણીય મૃગરૂપનો ત્યાગ કરી ભયંકર રાક્ષસી સ્વરૂપ ધારણ કર્યું. રુધિરથી ખર

ડાઈ, પૃથ્વી પર પડી, તરફડિયાં મારતા ભયંકર સ્વરૂપવાળા એ રાક્ષસને જોઈ શ્રીમાન રામચંદ્રને લક્ષ્મણના વચન સાંભરી આવ્યાં અને સીતાને સંભારીને રામચંદ્ર વિચાર કરવા લાગ્યા: 'અરે, પ્રથમ લક્ષ્મણે કહ્યું હતું તે જ પ્રમાણે આ તો મારીચ રાક્ષસની માયા જ નીકળી! મેં પણ કહ્યું હતું કે જો તે મારીચ હશે તો તો હું તેનો વધ જ કરીશ ને થયું પણ તેમ જ![૨૦–૨૩] પણ અરે, આ દુષ્ટ તો 'હા સીતા! હા લક્ષ્મણ!!' એવા આર્તનાદના પોકાર કરતો મરણ પામ્યો છે; એ સાંભળી આ વખતે સીતાની કેવી સ્થિતિ થઈ હશે! અર્થાત્ અધીરાઈ આવવાને લીધે સીતા લક્ષ્મણને મારી પાસે તો નહિ મોકલે! વળી એ શબ્દો સાંભળી મહાબાહુ લક્ષ્મણને પણ મારે માટે કેવી ચિંતા થશે!' એવા વિચારથી ધર્માત્મા રામચંદ્રનું શરીર રોમાંચિત થઈ ગયું.[૨૪,૨૫] 'મૃગરૂપધારી રાક્ષસના બનાવટી આર્તનાદથી કોણ જાણે આશ્રમમાં શું થશે?' એવી ચિંતાથી રામચંદ્રના મનમાં અત્યંત ખેદ તથા તીવ્ર ભયે પ્રવેશ કર્યો.[૨૬] એ પ્રમાણે સર્વ મૃગોથી વિલક્ષણ સ્વરૂપના માયામૃગને હણ્યા પછી વધુ વાર ન લગાડતાં તુરત જ રામચંદ્રે ભોજનાર્થે કેટલાંએક વનફળો લઈને, જનસ્થાનમા આવેલા પોતાના આશ્રમ પ્રત્યે ચાલવા માંડ્યું.[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૫ મો

### સીતાની હઠ–લક્ષ્મણનું પ્રયાણ

**आर्तस्वरं तु तं भर्तुर्विज्ञाय सदृशं वने ।**
**उवाच लक्ष्मणं सीता गच्छ जानीहि राघवम् ॥१॥**

(રામચંદ્ર ધનુષ્યબાણ લઈ મૃગને પકડવા ગયા અને મૃગે પ્રાણત્યાગ કરતા મોટો આર્તનાદ કર્યો, ત્યાર પછી આશ્રમ વિષે શું થયું તેનું કવિ વર્ણન કરે છે:)

મૃગરૂપધારી મારીચે પ્રાણત્યાગ કરતી વેળા 'હા સીતા! હા લક્ષ્મણ!' એવો જે આર્તનાદ કર્યો, તે આશ્રમ વિષે સીતા તથા લક્ષ્મણના સાંભળવામાં આવ્યો. પોતાના પ્રાણપ્રિય પતિ રામચંદ્રના જેવો 'આર્તનાદ' સાંભળી સીતા એકદમ ચોંકી ઊઠ્યાં અને ભયભીત થઈ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યાં: 'હે દિયરજી! ખરેખર, આ આર્તનાદ તમારા મોટા ભાઈનો જ છે અરે, તે કોઈ મોટા સંકટમા આવી પડ્યા હશે, જેથી તે તમારી સહાય માગે છે! હવે તમે સત્વર તેમની પાસે જાઓ અને શું છે તેની તપાસ કરો.[૧] અરે, અતિ પીડિત થયેલા તમારા મોટાભાઈનો આ ઘાડો આર્તસ્વર સાંભળી મારો આત્મા સ્થિર રહેતો નથી, તેમ જ મારું હૃદય થરથર ધ્રૂજે છે; માટે હે આર્ય લક્ષ્મણ! વન વિષે સંકટમા આવી પડવાને લીધે આક્રોશપૂર્વક સહાય માગતા તમારા મોટા ભાઈની પાસે તમે શીઘ્ર જાઓ અને તેમની રક્ષા કરો.[૨,૩] જેમ મોટો વૃષભ સિંહના પંજામા સપડાઈ જાય, તેમ તમારા મોટા ભાઈ અવશ્ય રાક્ષસોના પંજામાં સપડાઈ ગયા હશે; તેથી જ તે આમ આક્રોશ કરી સહાય માગે છે. હે દિયરજી! તમે સત્વર તેમની રક્ષા કરવા જાઓ.'

મહાત્મા લક્ષ્મણ એ આર્તસ્વર સાંભળીને કાંઈક ગભરાયા; પરંતુ અતિ બુદ્ધિમાન એવા તેમણે પાછળથી વિચાર કર્યો: 'અતિશય બળવાળા મહાસમર્થ મારા મોટા ભાઈનો પરાભવ કરવાને કોઈ પણ પ્રાણી સમર્થ નથી. અરે, તેમને કોઈની પણ સહાય માગવાની આવશ્યકતા નથી. હું નિશ્ચય માનું છું કે આ પોકાર રામચંદ્રનો નથી, પણ કોઈ માયાવી રાક્ષસનો જ છે.' આમ વિચાર કરી લક્ષ્મણ ગભરાયા સિવાય નિશ્ચિંતપણે બેસી રહ્યા. રામચંદ્રે વળી પોતાને સીતાનું રક્ષણ કરવાની આજ્ઞા આપી હતી તથા સીતાનાં ઉપર્યુક્ત વાક્યો સાંભળ્યા છતાં પણ લક્ષ્મણે આશ્રમ સૂનો મૂકીને વનમાં જવાનું મન કર્યું નહિ[૪]

ઘણું ઘણું કહેવા છતાં પણ જ્યારે લક્ષ્મણે રામચંદ્રની પાસે જવાનું મન કર્યું નહિ. ત્યારે અતિશય ક્ષોભ પામેલા જનકનંદિની સીતા સ્ત્રીસ્વભાવને વશ થઈને પુનઃ પણ લક્ષ્મણ પ્રત્યે કહેવા

લાગ્યાં: 'હે સૌમિત્રિ! તને કઠોર હૃદયનો જોઈ મને પરિતાપ થાય છે, તેથી કહું છું કે તું તારા ભાઈનો બંધુરૂપે શત્રુ જ છે; કેમ કે તારા ભાઈની આવી અવસ્થામાં પણ તું તેને સહાય કરવા જતો નથી. હે લક્ષ્મણ! હું તો ધારું છું કે તું મને ગ્રહણ કરવાને અર્થે રામચંદ્રને નાશ પામેલા જોવા ઇચ્છે છે![૫,૬] હે લક્ષ્મણ! અવશ્ય તું મને પોતાની સ્ત્રી બનાવવાના લોભથી જ તારા ભાઈ રામચંદ્રની રક્ષા કરવા જતો નથી. હે લક્ષ્મણ! તારા ભાઈને દુઃખ થાય એ તને પ્રિય છે. તેમ જ તેના પર તારો જરાયે સ્નેહ નથી; કેમ કે મહાકાંતિમાન તારા મોટા ભાઈને સંકટમા આવી પડેલા જાણવા છતાં પણ તું આમ નિશ્ચિંતપણે બેસી રહ્યો છે! અરે, તું તારા મોટા ભાઈની સેવા કરવા વનમાં આવ્યો છે, છતાં તે જ્યારે આમ જીવિતના સંશયમાં આવી પડ્યા છે, ત્યારે હવે તારા રક્ષણની નીચે રહી મારે જીવવાની શી જરૂર છે?'

મહાત્મા લક્ષ્મણ પ્રત્યે અયોગ્ય અને કઠોર વાક્યો કહીને મૃગલીની પેઠે, અતિશય ત્રાસ પામેલાં જનકનંદિની સીતા શોકને લીધે ચોધાર આંસુએ રુદન કરવા લાગ્યાં; ત્યારે લક્ષ્મણે તેમને હાથ જોડી કહ્યું: 'હે વૈદેહી! તમારે તમારા સ્વામી રામચંદ્રના સંબંધી સંશય કરવો યોગ્ય નથી. દેવો, દાનવો, ગંધર્વો, અસુરો, પન્નગો અને રાક્ષસો પણ તમારા પતિ શ્રીમાન રામચંદ્રને જીતવા સમર્થ નથી. હે દેવી! દેવોમાં, મનુષ્યોમાં, ગંધર્વોમા, પક્ષીઓમાં, રાક્ષસોમાં, પિશાચોમાં, કિન્નરોમાં, સિંહ વગેરે વનચર પ્રાણીઓમાં તથા ભયંકર દાનવોમાં પણ એવો કોઈ બળવાન યોદ્ધો નથી કે, જે યુદ્ધ વિષે ઇંદ્ર સરખા પરાક્રમી તમારા પતિ રામચંદ્રની સામે ઊભો રહી શકે. હે દેવી! હું ખરેખર કહું છું કે મારા જ્યેષ્ઠ ભ્રાતા રામચંદ્ર યુદ્ધ વિષે સર્વથા અવધ્ય છે; માટે તેમના સંબંધી તમારાં આવાં વચનો યોગ્ય નથી. વળી આ ભયંકર વન વિષે હું રામચંદ્ર વિના તમને એકલાં મૂકવા ઇચ્છતો નથી. હે દેવી! એકી વખતે યુદ્ધ કરવાને તત્પર થયેલા ઇંદ્રાદિ દેવો સહિત ત્રણે લોકોમાંના બળવાન પુરુષોથી પણ મારા મોટા ભાઈ રામચંદ્રના બળનું નિવારણ થઈ શકે એમ નથી; માટે તમે સંતાપનો ત્યાગ કરી તમારા હૃદયને શાંત કરો.[૭–૧૫] હે વૈદેહી! તમારા ભર્તા એ ઉત્તમ મૃગને હણીને હવે થોડી વારમાં જ અહીં આવશે માટે શાંત થાઓ. હે સીતા! હમણાં જે તેમના જેવો આર્તનાદ સાંભળવામાં આવ્યો, તે આર્તનાદ રામચંદ્રનો કિંવા બીજા કોઈ દેવનો પણ નથી.[૧૬] અરે, એ તો એ દુષ્ટ મારીચ રાક્ષસની ગંધર્વનગર સરખી માયા જ છે! હે વરારોહા વૈદેહી! મહાત્મા રામચંદ્ર તમને મારી પાસે થાપણરૂપે રાખી ગયા છે. એટલે હું તેમની આજ્ઞાનો ભંગ કરી તમારો ત્યાગ કરવા સમર્થ નથી. વળી હે કલ્યાણી! આ વનમાં વસતા રાક્ષસોની સાથે અમારે વેર બંધાયું છે, એ તમારા જાણવામાં જ છે.[૧૭,૧૮] હે દેવી! જે દિવસથી રામચંદ્રે ખરને હણી જનસ્થાન ઉજ્જડ કર્યું છે, તે દિવસથી હિંસારૂપ વિહાર કરનારા ક્રૂર રાક્ષસો અમારા પર વેર બાંધીને આ મહાવનમાં ફરે છે અને અનેક પ્રકારની કપટભરી વાણી બોલે છે; માટે હે વૈદેહી! હાલમાં સંભળાયેલા આર્તનાદ સંબંધી તમારે કાંઈ પણ ચિંતા કરવી યોગ્ય નથી.'

લક્ષ્મણનાં ઉપર્યુક્ત વચનો સાંભળીને તો જનકતનયા સીતા ઊલટાં અધિક કોપાયમાન થયાં અને લાલચોળ નેત્ર કરી, સત્યવાદી લક્ષ્મણ પ્રત્યે કઠોર વાક્યો કહેવા લાગ્યાં: 'હે લક્ષ્મણ! આજે રામચંદ્રને સંકટ પ્રાપ્ત થયું છે, છતાં તું મારું રક્ષણ કરવામાં કરુણા ધરાવે છે; માટે તું ખરેખર અનાર્ય, ક્રૂર અને કુળમાં અંગારરૂપ છે. અરે, રામચંદ્રને દુઃખ થાય એ તને ઘણું જ પ્રિય છે, એમ હું માનું છું; કેમ કે હાલમાં રામચંદ્રને સંકટ પ્રાપ્ત થયેલું જોઈને પણ તું આવાં વાક્યો કહે છે.[૧૯–૨૨] અરે, હે લક્ષ્મણ! તારા સરખા ક્રૂર અને ગુપ્તપણે વિચરનારા શત્રુઓના અંતરમાં પાપ હોય તેમાં શું આશ્ચર્ય?[૨૩] ઓ લક્ષ્મણ! ખરેખર તું અત્યંત દુષ્ટાત્મા જ છે અને તેથી જ તું ગુપ્તપણે મારા વિષે કામવાસના રાખીને પોતાની મેળે

અથવા ભરતે મોકલવાથી એકલા રામચંદ્રની સાથે વનમાં આવેલો છે;[૨૪] પરંતુ હે લક્ષ્મણ! મને પ્રાપ્ત કરવાનો તારો કિંવા ભરતનો મનોરથ કદી પણ સિદ્ધ થાય એમ નથી; કેમ કે નીલકમળ સમાન શ્યામ વર્ણવાળા અને કમળ સમાન નેત્રવાળા શ્રીમાન રામચંદ્રનો આશ્રય કરીને હવે હું અન્ય પુરુષની કામના કેમ કરીશ? અરે, હે સૌમિત્રિ! હું તારી સમક્ષ જ મારા પ્રાણોનો ત્યાગ કરીશ.[૨૫] હું રામચંદ્રના વિના આ પૃથ્વીતળને વિષે ક્ષણવાર પણ જીવી શકું એમ નથી.'

સીતાનાં કઠોર વચન સાંભળતાં જ જિતેંદ્રિય એવા મહાત્મા લક્ષ્મણના રૂંવાં ખડાં થઈ ગયાં અને પછી તે હાથ જોડીને તેમના પ્રત્યે કહેવા લાગ્યા: 'હે મારાં માતાસ્વરૂપ દેવી વૈદેહી! તમે મારા દૈવતરૂપ છો, તેથી હું તમને કાંઈ પણ પ્રત્યુત્તર આપી શકતો નથી.[૨૬–૨૮] હે મૈથિલી! અત્યંત અનુચિત વચનો ઉચ્ચારવાં એ સ્ત્રીઓને વિષે કાંઈ આશ્ચર્યકારક નથી. આ લોક વિષે સ્ત્રીઓનો એવો સ્વભાવ જ જોવામાં આવે છે.[૨૯] સાધારણ રીતે કહીએ તો આ જગતમાં પ્રાયઃ સ્ત્રીઓ ધર્મરહિત, ચપળ તથા તીક્ષ્ણ સ્વભાવવાળી, ભાઈભાંડુઓમાં પરસ્પર ભેદ પડાવનારી અને કુટિલ હોય છે. હે વૈદેહી! હું તમારાં આ વાક્યો સહન કરી શકતો નથી.[૩૦] અરે, મારાં બન્ને કર્ણદ્વારોમાં તમારાં વચનો ધગધગતાં બાણ સરખાં સાલી રહ્યાં છે. અરે! હું કે જે ન્યાયવાદી છું તેને આજે તમોએ જે કઠોર વચન કહ્યાં છે, તેને સઘળા વનદેવતાઓ સાંભળો અને મારા સાક્ષીરૂપ થાઓ. હે સીતા! હું કે જે પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રની આજ્ઞામાં રહ્યો છું, તેના ઉપર તમે પોતાના સ્ત્રીજાતિના સ્વભાવને લીધે આવી નીચ શંકા ધરાવો છો, તેથી તમને ધિક્કાર છે! અરે તમારી આવી વિપરીત મતિ થયેલી જોઈને મને તો લાગે છે કે હવે તમારો વિનાશકાળ સમીપ આવી પહોંચ્યો છે! હે સુમુખી! ભલે, તમે તમારી ઇચ્છામાં આવે તેમ કહો. હું તો આ મારા જ્યેષ્ઠ બંધુ રામચંદ્રની પાસે ચાલ્યો. તમારું કલ્યાણ થાઓ![૩૧–૩૩] હે વિશાલાક્ષી! સઘળા વનદેવતાઓ તમારું રક્ષણ કરો; પણ અરે, મને અત્યારે જે ઘોર દુઃશુકનો જણાય છે, તે ઉપરથી હું શંકા ધરાવું છું કે, રામચંદ્ર સહિત પાછો આવેલો હું રખેને તમને આ આશ્રમ વિષે કુશળ–ક્ષેમ ન જોઉં!'[૩૪]

લક્ષ્મણનાં ઉપર્યુક્ત વચનો સાંભળવા છતાં પણ જરાયે શાંત નહિ થયેલાં જનકનંદિની સીતા રુદન કરવાને લીધે નેત્રોમાંથી ઝરતાં ઉષ્ણ અશ્રુબિંદુઓ વડે ભિંજાયેલા મુખે પુનઃ પણ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યાં: 'હે લક્ષ્મણ! રામચંદ્ર સરખા પતિ વગરની થયેલી હું કાં તો ગોદાવરી નદીના અગાધ જળમાં ડૂબી મરીશ, કાં તો ફાંસો ખાઈશ, કાં તો વિષમ પર્વત પરથી પડતું મૂકીશ અથવા હળાહળ વિષપાન કરીશ કિંવા અગ્નિમાં પ્રવેશ કરીશ; પરંતુ કૌશલ્યાનંદન રઘુવીર સિવાય અન્ય કોઈ પણ પુરુષનો સ્પર્શ સુદ્ધાં કરીશ નહિ.*' એમ કહીને અતિ શોકને લીધે રુદન

---

* આ શ્લોકમાં 'હું અગ્નિમાં પ્રવેશ કરીશ' એવું કહીને સીતાએ સૂચવ્યું 'હું પોતે રાવણને ઘેર નહિ જાઉં; પરંતુ આ મારા યથાર્થ સ્વરૂપને અગ્નિમાં રાખીને, બીજી માયા-રૂપે જ તેના હાથમાં જઈશ' એ માટે કૂર્મપુરાણમાં કથા છે 'કાળપ્રેરિત રાક્ષસરાજ રાવણ રામચંદ્રની સ્ત્રી સીતા ઉપર આસક્ત થયો અને તેણે માયાવી તપસ્વીનો વેશ ધારણ કરી નિર્જન વન વિષે સીતાનું હરણ કરવાનો વિચાર કર્યો સીતા પણ રાવણના દુષ્ટ ભાવને* જાણી ગયાં, જેથી તેમણે આવસથ્ય અગ્નિની સ્તુતિ કરી પોતાના પતિ રામનું ધ્યાન ધર્યું" એટલે દેદીપ્યમાન કાંતિવાળો સાક્ષાત્ દેહધારી અગ્નિ તેમની સામે આવ્યો અને રાવણનો વધ કરવાની ઇચ્છાથી એક માયામયી સીતા સરજીને રામની પ્રિયા સીતાને સાથે લઈ અંતર્હિત થયો. રાવણનો વધ કર્યા પછી રામે જ્યારે સીતાને પ્રાપ્ત કર્યાં, ત્યારે સીતાને જોઈને રામ ગભરાયુક્ત થયા એટલે સર્વ પ્રાણીઓને વિશ્વાસ બેસાડવા માટે માયામયી સીતાએ પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કર્યો એ વેળા અગ્નિએ પણ સીતાના માયાસ્વરૂપને દહન કરીને પૂર્વના યથાર્થ સ્વરૂપવાળાં સીતા પ્રકટ કરી રામને દેખાડ્યાં'

* આથી એ પણ સિદ્ધ થયું કે જાતિભ્રંશાદિ અનેક આપત્તિમાં સ્ત્રીઓ અગ્નિપ્રવેશ કરે તો નિર્દોષ થાય છે

કરતાં સીતા ઘણા દુઃખથી પીડાયેલા મનુષ્યની પેઠે, પોતાના બન્ને હાથ વડે પેટ કૂટવા લાગ્યાં.–

અત્યંત ખેદને લીધે રુદન કરતાં વિશાળ નેત્રવાળાં સીતાને જોઈને, ઉદ્વિગ્ન ચિત્તવાળા થયેલા સુમિત્રાપુત્ર લક્ષ્મણે તેમનું ઘણી ઘણી રીતે આશ્વાસન કરવા માંડ્યું; પરંતુ તેથી તો ઊલટાં તે અધિક કોપાયમાન થઈને એવું માનવા લાગ્યાં: 'મારી આશ્વાસના કરવાના બહાનાથી લક્ષ્મણ રામચંદ્રની સહાય માટે જવામાં વિલંબ કરે છે.' એમ માની લક્ષ્મણ પ્રત્યે તે કાંઈ પણ બોલ્યાં નહિ. પછી અતિશય ખેદ પામેલા સ્થિરાત્મા લક્ષ્મણ સીતા પ્રત્યે હાથ જોડી ક્રોધને લીધે કિંચિત્ પ્રણામ કરતા તથા પુનઃ પુનઃ સીતા તરફ દૃષ્ટિ કરતા, રામચંદ્રની પાસે જવાને માર્ગે પડ્યા.[૩૫–૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૫ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૪૬ મો

## રામાશ્રમમાં તાપસવેષધારી રાવણનું આગમન

तया परुषमुक्तस्तु कुपितो राघवानुजः ।
स विकांक्षन्भृशं रामं प्रतस्थे न.चिरादिव ॥ १ ॥

સીતાનાં કઠોર વાક્યો સાંભળી ક્રોધ પામેલા રામાનુજ લક્ષ્મણ ઘણા ઘણા તર્કવિતર્ક કરતા ત્યાંથી ઉતાવળે રામચંદ્ર પાસે જવાને વિદાય થયા. આ સમયનો લાભ લઈ તુરત જ દશાનન રાવણ ત્રિદંડી* સંન્યાસીના જેવો વેશ ધારણ કરી, સીતા ભણી આવી લાગ્યો. રાવણે ભગવા રંગનું સ્વચ્છ વસ્ત્ર પહેર્યું હતું, મસ્તક પર શિખા તથા છત્ર અને પગમાં ચાખડીઓ તથા ડાબા ખભા પર નિર્મળ દંડ અને કમંડળ ધારણ કર્યાં હતાં. એ રીતે સંન્યાસી સરખો વેશ ધારણ કરીને અતિબળવાન રાવણ સૂર્ય-ચંદ્રથી રહિત સંધ્યાની પાસે મોટો અંધકાર આવે, તેમ વન વિષે રામ-લક્ષ્મણથી રહિત એવાં સીતાની પાસે આવી પહોંચ્યો અને જેમ ચંદ્ર વિનાની રોહિણીને મંગળ કિંવા શનૈશ્વર જુએ,× તેમ તે યશસ્વિની રાજપુત્રી સીતાને જોવા લાગ્યો.[૧–૪] જેમ જેમ એ ઉગ્ર અને પાપકર્મી રાવણ આશ્રમમાં આવતો ગયો, તેમ તેમ તેને જોઈને ત્યાંનાં વૃક્ષો કંપતાં બંધ પડ્યાં, વાયુ વાતો બંધ રહ્યો અને રાવણની લાલચોળ આંખો જોઈને શીઘ્ર પ્રવાહથી ગતિ કરનારી ગોદાવરી નદી પણ ભયને લીધે મંદ ગતિએ વહેવા લાગી. રામચંદ્ર તથા સીતાને વિખૂટાં પડેલાં જોવાને ઇચ્છતો દુષ્ટ રાવણ માત્ર ઉપરથી જ સુંદર ભિક્ષુવેશ ધારણ કરી પોતાના પતિનો શોચ કરતી સીતા પાસે આવ્યો. માત્ર ભવ્ય-સુંદર વેશ ધારણ કરેલો પરંતુ અંદરથી દુર્ગુણોથી ભરેલો એ દુષ્ટ રાવણ ઘાસથી ઢંકાયેલા કૂવા સરખો બનીને, જેમ શનૈશ્વર ચિત્રા નક્ષત્રની પાસે આવે, તેમ સીતાની પાસે આવ્યો. રામપત્ની

---

અને સર્વ પ્રાયશ્ચિત્ત દૂર થાય છે.

આ શ્લોકમાં 'હું રામ સિવાય અન્ય પુરુષને કદી પણ સ્પર્શ નહિ કરું' એ સીતાના વાક્યમાં 'પતિની ગેરહાજરીમાં' એટલો અર્થ અધ્યાહાર સમજવો અને એમ કરવાથી વિરાધ રાક્ષસનો સ્પર્શ થવા સમયે સીતાને દોષ લાગતો નથી; કેમ કે તે વેળા રામચંદ્ર હાજર હતા જો કદાચ રાવણ પ્રત્યક્ષ સીતાને સ્પર્શ કરે તો વિરાધની પેઠે તેનો પણ તુરત જ નાશ થઈ જાય અને જો એમ થાય તો અન્ય કેટલાયે દુષ્ટ રાક્ષસોનો સંહાર થતો અટકી પડે, એટલા માટે જ અગ્નિએ માયામયી સીતા રચી, જેનો સ્પર્શ થવા છતા પણ રાવણનો નાશ થયો નહિ.

સીતાએ યથાર્થસ્વરૂપે અગ્નિમાં પ્રવેશ કરવાથી જ સશક્ત થયેલા અગ્નિએ હનુમાનના પૂંછ પર રહી લંકાદહન કર્યું, અન્યથા લોકપાલ અગ્નિ રાવણને વશીભૂત થયેલો હોવાને લીધે તે કાર્ય કરી શકત નહિ.'

સ્વરૂપ બદલવાથી સતીશિરોમણિ સીતાની પરપુરુષને સ્પર્શ નહિ કરવાની પ્રતિજ્ઞાનો ભંગ પણ થતો નથી.

– શોક કરતી સ્ત્રીઓ પોતાની છાતી કૂટે છે, છતાં સીતાએ પેટ કૂટી એવું સૂચવ્યું કે, 'સર્વ રાક્ષસોનો સંહાર થયા સિવાય મને તૃપ્તિ થનાર નથી.'

* ત્રિદંડી સંન્યાસી જેવા કહેવાનું તાત્પર્ય એવું છે કે, પૂરેપૂરાં તેવા ચિહ્નો નહિ ધારણ કરેલાં

× ક્રૂર ગ્રહની રોહિણી પર દૃષ્ટિ થાય તો લોકોને અનર્થ ઉપજાવે છે, તેમ રાવણની સીતા પરની દૃષ્ટિ ગ્રહાદિ લોકોને અનર્થ ઉપજાવનારી હતી ગો. ટી.

યશસ્વિની સીતાને જોઈ તે રાવણ જાણે ખંચાતો હોય, એમ પર્ણશાળાનાં દ્વારથી થોડે છેટે ઊભો રહ્યો અને પર્ણશાળામાં બેઠેલાં સતીશિરોમણિ સીતાના સ્વરૂપને જોવા લાગ્યો. શ્રીમતી સીતા કે જેના દાંત તથા હોઠ સુંદર દેખાતા હતા, જેનું મુખ પૂર્ણિમાના ચંદ્ર સરખું દીપતું હતું, જેના કમળપત્ર જેવાં નેત્રોમાંથી પતિ સંબંધી ચિંતાને લીધે અશ્રુબિંદુઓ ટપકતાં હતા અને જેણે પીળું રેશમી વસ્ત્ર પહેર્યું હતું; તેને જોતાં જ એ વેળાએ નિશાચર રાવણ કામવશ થઈ હર્ષિત થયો અને છેક પર્ણશાળાનાં દ્વાર પાસે જઈને વેદમંત્રો ઉચ્ચારવા લાગ્યો. પછી નિશાચરોનો અધિપતિ રાવણ પોતાની શરીરકાંતિ વડે પ્રકાશી રહેલાં અને ત્રણે લોકની પદ્મરહિત શ્રી (લક્ષ્મીશોભા) સરખાં જનકનંદિની સીતાની પ્રશંસા કરતો નમ્રપણે કહેવા લાગ્યો.[૫–૧૫]

હે ઉત્તમ સુવર્ણ સમાન શરીરકાંતિવાળી! હે પીળાં રેશમી વસ્ત્ર ધારણ કરનારી! હે પદ્મિનીની પેઠે કમળપુષ્પોની માળા પહેરનારી! હે શુભાનના! હે વરારોહા! આ નિર્જન અરણ્ય વિષે સ્વચ્છંદે વિચરનારી તું શું હ્રી, શ્રી, કીર્તિ, લક્ષ્મી, અપ્સરા, ભૂતિ કે સાક્ષાત્ કામપત્ની રતિ તો નથી? અહો! તારા દાંત દાડમની કળી જેવા સુંદર, શ્વેત, સરખા અને અણીદાર છે; તારાં બન્ને નેત્રો વિશાળ, નિર્મળ, લાલ પડખાંવાળાં તથા શ્યામ કીકીવાળાં છે;[૧૬–૧૮] તારું જઘન ઘણું જ વિશાળ અને સાથળો હાથીની સૂંઢ સરખી છે; તેમજ તારાં બન્ને સ્તનો ઊંચાં, ગોળ, પરસ્પર મળેલાં, કાંઈક કંપતાં, જાડાં, ઊંચા મુખવાળાં, સુંદર, પાકેલા તાડફળ સરખાં અને મણિજડિત આભૂષણો વડે ભૂષિત છે.[૧૯,૨૦] હે સુંદર હાસ્યવાળી! હે સુંદર દાંતવાળી! હે સુંદર નેત્રવાળી! હે વિલાસિની! હે આનંદદાયિની! જેમ નદી પોતાના પ્રવાહ વડે કિનારાનું હરણ કરે છે, તેમ તું પોતાના સ્વરૂપસૌંદર્ય વડે મારા ચિત્તનું હરણ કરે છે.[૨૧] હે સુંદર કેશવાળી! તારો કટિપ્રદેશ એક હાથમાં આવી શકે એવો સૂક્ષ્મ છે. હે સંહતસ્તની![૧] આજ દિન સુધી મેં આ પૃથ્વીમાં તારા સરખી રૂપાળી દેવી, ગંધર્વી, યક્ષિણી, કિન્નરી કે મનુષ્યસ્ત્રી જોઈ નથી. અહો! ત્રણે લોક વિષે ઉત્તમોત્તમ એવું તારું સ્વરૂપ, સુકુમારપણું, નવીન વય અને વનમાં નિવાસ, એ ચારે જોતાં મારું મન વિકારને પ્રાપ્ત થાય છે, અર્થાત્ સુકુમાર દેહવાળી તું કે જે ભવ્ય રાજમહેલમાં વસવા યોગ્ય છે, તેને આવા ઘોર અરણ્યમાં રહેલી જોઈને મારા ચિત્તમાં ખેદ થાય છે. હે શોભના! તારું કલ્યાણ થાઓ, તું આ વનમાંથી નીકળી જા. તારે અહીં વસવું યોગ્ય નથી.[૨૨–૨૪] આ વન તો ઇચ્છિત રૂપ ધરનારા ભયંકર રાક્ષસોનું નિવાસસ્થાન છે અને તારે પોતાને ઉપભોગમાં લેવા યોગ્ય તો રમણીય પ્રાસાદો પરનાં વિલાસભવનો, સમૃદ્ધિથી ભરેલા નગરો, પુષ્પ–ફળાદિ વડે પરિપૂર્ણ ઉપવનો તથા અનેક પ્રકારના સુગંધી પદાર્થો છે. હે શ્યામ નેત્રવાળી! હું તો માનું છું કે, તારા આવા ઉત્તમોત્તમ સ્વરૂપસૌંદર્યને લીધે તારો ભર્તા તથા તારા ઉપભોગમાં આવતાં પુષ્પો, સુગંધી દ્રવ્યો અને શ્રેષ્ઠ વસ્ત્રો વગેરેને પણ ધન્ય છે! હે શુદ્ધ આચરણવાળી! તું કોણ છે? અહો! શું તું રુદ્રની, વાયુની અથવા વસુની સ્ત્રી છે? હે વરારોહા! મને તો યથાર્થ રીતે તું કોઈ દેવપત્ની જ લાગે છે, પરંતુ આ દારુણ વન કે જે ક્રૂર રાક્ષસોનું નિવાસસ્થાન છે, તેમાં દેવો, ગંધર્વો તથા કિન્નરાદિ કોઈ પણ આવી શકતા નથી; છતાં તું કેમ કરી આવી શકી? હે કમળ સરખાં નેત્રવાળી! આ વન વિષે ઘણાક વાનરો, સિંહો, દીપડા, વ્યાઘ્રો, વરુઓ, રીંછો, જરખો તથા 'કંક' નામનાં માંસભક્ષી પ્રાણીઓ વસે છે; શું તેઓથી તું બીતી નથી? હે સુંદર મુખવાળી! આ મહાવન વિષે તું એકલી છતા ભયંકર અને મોટા વેગવાળા મદોન્મત્ત હાથીઓથી ભય પામતી નથી શું? હે કલ્યાણી! તું કોણ છે, કોની સ્ત્રી છે, ક્યાંથી આવી છે અને રાક્ષસોએ સેવેલા આ ઘોર દંડકારણ્યમાં તું એકલી શા માટે વિચરે છે?

એ પ્રમાણે લંકેશ્વર રાવણે ઘણી ઘણી રીતે સીતાની પ્રશંસા કરી, ત્યારે તેને બ્રાહ્મણના

---

[૧] પરસ્પર મળેલા સ્તનવાળી

વેશથી+ પોતાને આંગણે આવેલો જોઈને જનકનંદિની સીતા પણ અતિથિને યોગ્ય એવા સર્વ ઉપચારો વડે તેનો સત્કાર કરવા લાગ્યાં.[૨૫-૩૩] પ્રથમ તેને બેસવા માટે ઉત્તમ આસન લાવી આપ્યું. પછી પાદ્ય, અર્ઘ્ય વગેરે ઉપચારો અર્પણ કર્યાં અને છેવટે રાંધેલું ઉત્તમ અન્ન લાવી, તેની આગળ મૂકી ભોજન કરવા કહ્યું.[૩૪]

બ્રાહ્મણે ધારણ કરવા યોગ્ય ત્રિદંડી સંન્યાસીના વેષથી આવેલા અને કમંડલ તથા ભગવાં વસ્ત્ર ધારણ કરનારા રાવણને જોઈ તથા તેણે ઉચ્ચારેલો વેદઘોષ સાંભળીને 'આ બ્રાહ્મણ જ છે અને તેથી કોઈ પણ રીતે તેની ઉપેક્ષા કરવી યોગ્ય નથી' એવો વિચાર કરી જનકનંદિની સીતા તેને બ્રાહ્મણ જેટલું માન આપી કહેવા લાગ્યાં:[૩૫] 'હે બ્રાહ્મણ! તમે આ દર્ભના આસન પર સુખપૂર્વક બેસો અને પાદ્ય-અર્ઘ્ય વગેરે ઉપચારો ગ્રહણ કરો! વનમાંથી મળતા પદાર્થોનું તમારે માટે જ તૈયાર કરેલું જે આ ઉત્તમ પકવ અન્ન છે, તેનું સ્વસ્થ ચિત્તે ભોજન કરો.'[૩૬]

મનુષ્યોના રાજા રામચંદ્રની પત્ની સીતાએ અતિથિસત્કારને યોગ્ય વચનો બોલી, રાવણને ભોજન કરવા માટે કહ્યું; પરંતુ એ રાવણ તો જાણે પોતાના હાથે જ પોતાનું મૃત્યુ લાવવા ઉદ્યુક્ત થયો હોય, તેમ સીતાના સ્વરૂપથી અતિ મોહ પામી, તેનું હરણ કરવાના જ વિચારો ગોઠવવા લાગ્યો અને એકીટશે સીતાની સામું જોવા લાગ્યો. આ વેળા સતિશિરોમણિ સીતા મૃગયા માટે ગયેલા પોતાના પતિ રામચંદ્ર તથા લક્ષ્મણના આવવાની વાટ જોઈ રહ્યાં હતાં. સીતા રામ-લક્ષ્મણનાં દર્શનની ઇચ્છાથી જ્યારે આશ્રમદ્વારની બહાર દૃષ્ટિ કરતાં હતાં, ત્યારે નીલવર્ણાં મોટાં વનો સિવાય બીજું કાંઈ પણ તેમની દૃષ્ટિએ પડતું ન હતું.[૩૭,૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૬ મો સર્ગ સંપૂર્ણ

+ અહીં બ્રાહ્મણ અને ત્રિદંડી સંન્યાસીને એક જ ગણ્યા છે; કેમ કે બ્રાહ્મણ વિના અન્ય વર્ણ એવો સંન્યાસ લઈ શકતો નથી, માટે જ તેને બ્રાહ્મણ કહ્યો છે અને સીતા પણ તેને બ્રાહ્મણરૂપે જ સંબોધશે.

# સર્ગ ૪૭ મો

## સીતા અને રાવણ-વૃત્તાંતનિવેદન તથા રાવણનો તિરસ્કાર

रावणेन तु वैदेही तदा पृष्टा जिहीर्षुणा ।
परिव्राजकरूपेण शशंसात्मानमात्मना ॥ १ ॥

સીતાનું હરણ કરવાની ઇચ્છાથી ત્રિદંડી વેષ ધારણ કરી આવેલા રાવણે સીતાને અનેક પ્રશ્નો કર્યા; તેથી સીતા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યાં: 'અહો! આ બ્રાહ્મણ અને વળી અતિથિ છે; માટે જો હું તેણે પૂછેલા પ્રશ્નોનો પ્રત્યુત્તર નહિ આપું તો તે મને શાપ આપશે.' એમ વિચારીને સીતા બોલ્યાં: 'હે બ્રાહ્મણ! તમારું કલ્યાણ થાઓ. હું મિથિલાનગરીના રાજા મહાત્મા જનકની પુત્રી અને રઘુકુલદીપક રામચંદ્રની પ્રિય પત્ની છું. મારું 'સીતા' એવું નામ છે.[૧-૩] મારો વિવાહ થયા પછી સર્વ કામનાઓ તથા મનુષ્યના ભોગો ભોગવતી હું બાર વર્ષ પર્યંત ઇક્ષ્વાકુવંશી દશરથરાયને ઘેર-મારા સાસરે રહી. ત્યાં રહેતાં મને તેરમું વર્ષ શરૂ થયું ત્યારે મારા સસરાજી મહારાજા દશરથે પોતાના મંત્રીઓ સાથે વિચાર કરીને મારા પતિને રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો.[૪,૫] જ્યારે કૌશલ્યાનંદન રઘુવીરને રાજ્યાભિષેક થવાની સર્વ તૈયારી થવા માંડી, ત્યારે 'કૈકેયી' નામની મારી અપર સાસુએ પોતાના ભર્તા અને મારા સસરાજી સત્યસંધ દશરથ રાજાને સત્ય પ્રતિજ્ઞા વડે બાંધી લઈને તેમની પાસેથી મારા પતિ રામચંદ્રને ચૌદ વર્ષ વનવાસ અને ભરતને રાજ્યાભિષેક થાય, એવાં બે વરદાન માગી લીધાં. એ બે વરદાન કદાચ પોતાને નહિ મળે એવી શંકાથી કૈકેયીએ અત્યંત આગ્રહપૂર્વક દશરથ રાજાને કહ્યું: 'જો મને ઉપર્યુક્ત બે વરદાન નહિ મળે, તો હું આજે ભોજન, શયન તથા જળપાનાદિનો ત્યાગ કરી મારા જીવિતનો અંત આણીશ; કેમ કે રામ રાજ્યાસને બેસે એ હું સાંખી શકીશ નહિ.' તેની હઠ જોઈને મારા સસરાજીએ તેને ઘણી ઘણી રીતે સમજાવીને યાચના કરી: 'તું જે ઇચ્છે તે વસ્તુ હું તને આપું, પરંતુ રામચંદ્રના રાજ્યાભિષેકમાં વિઘ્ન ન કર.' એવી

યાચના કર્યા છતાં હઠ મૂકી નહિ.

હે બ્રાહ્મણ! મહાતેજસ્વી મારા પતિ રામચંદ્ર કે જે સર્વ લોકમાં વિખ્યાત, સત્યવાદી, સુશીલ, પવિત્ર, વિશાળ નેત્રવાળા, મોટી ભુજાવાળા અને સર્વ ભૂતપ્રાણીઓના હિતમાં તત્પર રહેનારા છે, તેમનું વય વનમાં પ્રયાણ કરતી વેળા અઠ્ઠાવીસ વર્ષનું હતું અને મને અઢાર વર્ષ પૂરાં થયાં હતાં.*

કૈકેયી ઉપરના પ્રેમને લીધે મહારાજા દશરથે તેનું પ્રિય કરવા સારુ રામચંદ્રને રાજ્યાભિષેક કર્યો નહિ. રાજ્યાભિષેકના ઉત્સાહથી જ્યારે મારા ભર્તા રામચંદ્ર પોતાના પિતા પાસે જઈને ઊભા રહ્યા,[૧–૧૩] ત્યારે કૈકેયીએ ઉતાવળે જણાવ્યું: 'હે રઘુવંશી રામ! તારા પિતા દશરથ રાજાએ હાલમાં તને જે આજ્ઞા કરી છે, તે તું મારા મુખથી સાંભળ.[૧૪] તારા પિતાની આજ્ઞા પ્રમાણે આ નિષ્કંટક રાજ્ય ભરતને આપવાનું છે અને તારે ચૌદ વર્ષ પર્યંત વનમાં નિવાસ કરવાનો છે.[૧૫] માટે હે કાકુત્સ્થ! તું શીઘ્ર વનમા જવા માટે પ્રસ્થાન કરી તારા પિતાને અસત્યમાંથી બચાવ!'

હે મહાત્મન્! કૈકેયીના એ વચનને મારા ભર્તાએ તુરત જ માન્ય કર્યાં અને કોઈ પણ પ્રકારે ભય ન ધરતાં કૈકેયીના કહેવા પ્રમાણે જ કર્યું; કારણ કે પોતાથી બને તો કોઈને કાંઈક આપવું પરંતુ કદાપિ પ્રતિગ્રહ કરવો નહિ અને અસત્ય બોલવું નહિ એવું મારા ભર્તા રામચંદ્રે ઉત્તમ વ્રત ધારણ કરેલું છે. પછી જ્યારે મારા સહિત રામચંદ્રે વનમાં આવવાની તૈયારી કરી, ત્યારે તેમની 'સુમિત્રા' નામની અપર માતાનો પુત્ર લક્ષ્મણ કે જે પુરુષોમાં વ્યાઘ્ર સરખો પરાક્રમી, યુદ્ધમાં રામચંદ્રને સહાય કરનાર, શત્રુઓને હણનાર, બ્રહ્મચારી અને મહાવીર્યવાન છે, તે પણ પોતાના રથમાં ધનુષ્ય–બાણ ગ્રહણ કરીને અમારી સાથે થયો. એ પ્રમાણે રાજ્યનો ત્યાગ કરી મસ્તક પર જટા તથા તપસ્વી વેષ ધારણ કરી, દૃઢ વ્રતવાળા ધર્મનિષ્ઠ રામચંદ્રે મારી તથા પોતાના નાના ભાઈ લક્ષ્મણની સાથે આ દંડક વનમાં પ્રવેશ કર્યો છે. હે દ્વિજશ્રેષ્ઠ! કૈકેયીને લીધે આમ રાજ્યભ્રષ્ટ થયેલાં અમો ત્રણે જણાં અમારા પરાક્રમના આશ્રયે કરી આ ગંભીર વનમાં વિચરીએ છીએ. હે બ્રાહ્મણ! જો તમે અહીં ટકી શકો એમ હોય તો એક મુહૂર્ત પર્યંત વિશ્રાંતિ લો; એટલામાં મારા ભર્તા રામચંદ્ર વનમાનાં કેટલાંએક મહોન્મત્ત રુરુ, ગોધા તથા વરાહાદિને હણીને તથા ભોજન કરવા યોગ્ય નાના પ્રકારનાં પુષ્કળ ફળ–મૂળાદિ લઈને આવશે. હે દ્વિજ! તમે એકલા આ દંડકારણ્યમાં શા સારુ ફરો છો? અને તમારું નામ, ગોત્ર તથા કુળ શું છે, એ સર્વ મને યથાર્થ રીતે કહો.'[૧૬–૨૪]

રામપત્ની સીતાના પ્રશ્નો સાંભળી મહાબળવાન રાક્ષસાધિપતિ રાવણ અતિ કઠોર વાણીથી તેનો પ્રત્યુત્તર આપવા લાગ્યો: 'હે સીતા! જેણે દેવતા, અસુર તથા મનુષ્યો સહિત ત્રણે લોકોને ત્રાસ ઉપજાવ્યો છે, તે હું સર્વ રાક્ષસોનો સ્વામી રાવણ છું. હે અનિંદિતા! કાંચનવર્ણી તથા રેશમી વસ્ત્રને ધારણ કરનારી તને જોઈને હવે મને મારી પોતાની સ્ત્રીઓ વિષે પ્રીતિ ઉપજશે નહિ.[૨૫–૨૭] હે સીતા! તારું કલ્યાણ થાઓ. હે સીતા! હું ઇચ્છું છું કે, મેં આમતેમથી હરણ કરી એકઠી કરેલી મારી ઘણીક સુંદર સ્ત્રીઓ વિષે તું મારી મુખ્ય પટરાણી થા. હે રમણી! સમુદ્રની મધ્યે પર્વતના શિખર પર 'લંકા' નામની મારી રમ્ય નગરી આવેલી છે અને તેની ચોમેર સમુદ્ર વીંટાયેલો છે.[૨૮,૨૯] હે ભામિની! તે લંકા વિષે આવેલાં એ રમણીય ઉપવનોમા તું મારી સાથે ક્રીડા કરીશ, ત્યારે આ વન તો તને સાંભરશે પણ નહિ. હે સીતા!

* જોકે રામના વય સંબંધી પ્રત્યેક ટીકાકાર ભિન્ન ભિન્ન મત દર્શાવે છે; પરંતુ સામાન્ય રીતે આ પ્રમાણ છે કે, રામ સોળમે વર્ષે વિશ્વામિત્રના યજ્ઞરક્ષણાર્થે ગયા અને તે જ વર્ષમાં તેમનો વિવાહ થયો બાદ બાર વર્ષ અયોધ્યામા રહ્યા અને તેરમા વર્ષના આરંભમા વનમાં પ્રયાણ કર્યું, જેથી સોળ ને બાર અઠ્ઠાવીસ વર્ષ વનપ્રયાણસમયે સિદ્ધ થાય છે. તેને અનુસરીને જ અત્રે દશમા શ્લોકમાં આવેલા 'पञ्चविंशकः'નો વિગ્રહ કરતાં, રામાયણશિરોમણિ ટીકાકાર લખે છે કે, 'पंचविंशेन युक्ताः काः वयो यस्य सः।' પચીસયુક્ત ત્રણ, એટલે અઠ્ઠાવીસ વર્ષનું વય છે જેનું એવા.'

જો તું મારી સ્રી થઈશ, તો સર્વાભરણભૂષિત પાંચ હજાર દાસીઓ તારી પરિચર્યા કરશે.[30,31]

લંકેશ્વર રાવણનાં નિંદ્ય વચનો સાંભળી અતિ ક્રોધે ભરાયેલાં જનકનંદિની સીતા તેનો તિરસ્કાર કરી કહેવા લાગ્યાં: 'અરે, ઓ દુષ્ટ નિશાચર! આજે હું તારાથી ઠગાઈ છું અને મેં અજાણતાં તારો સત્કાર કર્યો છે! તું નિશ્ચય જાણજે કે મોટા પર્વત સરખા, અકંપ્ય, ઇંદ્ર સમાન અજેય અને સમુદ્ર સરખા અક્ષુબ્ધ એવા રામચંદ્ર કે જે સર્વ ઉત્તમ લક્ષણોથી સંપન્ન, વટવૃક્ષની પેઠે સર્વને આશ્રય આપનાર, સત્ય પ્રતિજ્ઞાવાળા, મહાભાગ્યશાળી, મહાબાહુ, વિશાળ વક્ષઃસ્થળવાળા, સિંહ સમાન ગર્વયુક્ત ચાલવાળા, સિંહ સરખા પરાક્રમી તથા પુરુષોમાં સિંહ સમાન છે, તેમનો જ મેં આશ્રય કર્યો છે. અરે દુષ્ટ! શિયાળ સરખો તું દુર્લભ એવી સિંહણ સરખી મને ઇચ્છે છે; પરંતુ જેમ સૂર્યની કાંતિને સૂર્યથી જુદી પાડીને સ્પર્શ કરવા કોઈ પણ સમર્થ નથી, તેમ તું મને સ્પર્શ કરવા પણ સમર્થ નથી! હે ક્ષીણ આયુષ્યવાળા રાક્ષસ! તું મહાસમર્થ રામચંદ્રની પ્રિય પત્ની એવી મને ઇચ્છે છે, તેથી ખરેખર તું વૃક્ષોને સુવર્ણમય દેખે છે.+ હે દુષ્ટ! આવા નીચ કાર્યમાં પ્રવૃત્ત થયેલો તું ખરેખર મૃગોના શત્રુરૂપ અને અતિ વેગવાળા ભૂખ્યા સિંહના મોંમાંથી કિંવા ઝેરી સર્પના મુખમાંથી તેની દાઢ ખેંચી લેવા ઇચ્છે છે![32–39] અથવા સર્વ પર્વતોમાં શ્રેષ્ઠ એવા મંદરાચળને પોતાના એક હાથથી ઉપાડી હરણ કરવા ઇચ્છે છે, કિંવા હલાહલ વિષનું પાન કરી કુશળપણે રહેવા ચાહે છે![40] અરે મંદ! તું રામચંદ્રની પ્રિય પત્ની એવી મને ઇચ્છે છે, તેથી ખરેખર સોયની અણી વડે પોતાની આંખના મેલને દૂર કરે છે અથવા પોતાની જિહ્વા વડે સજૈયાની ધારને ચાટે છે;[41] કિંવા કંઠમાં મોટી શિલા બાંધી સમુદ્ર તરવા ચહાય છે અથવા પોતાના બન્ને હાથ વડે સૂર્ય-ચંદ્રને ગ્રહણ કરવા ઇચ્છે છે![42] અરે મૂઢ! રામચંદ્રની પ્રિય પત્ની એવી મારું હરણ કરવા ઇચ્છતો તું પ્રજ્વલિત અગ્નિને વસ્રમાં બાંધી જવા ઇચ્છે છે! અરે, હે વિચારશૂન્ય! માત્ર રામચંદ્રને જ યોગ્ય અને પવિત્ર આચરણવાળી મને હરણ કરી તું પોતાની સ્રી બનાવવા ઇચ્છે છે, તેથી તો ખરેખર તું અણીદાર શૂળોથી જડેલી પૃથ્વી પર સુખથી ચાલવાને ઇચ્છે છે. હે મૂઢ! તું જાણતો નથી કે વન વિષે વસતા સિંહમાં અને શિયાળવામાં, ક્ષુદ્ર નદીમાં અને સમુદ્રમાં તથા અમૃતમાં અને કાંજીમાં જેટલુ અંતર છે, તેટલુ અંતર તારામાં અને રામચંદ્રમાં છે. જેટલુ અંતર સુવર્ણમાં અને સીસા તથા લોહમાં છે, જેટલુ અંતર ચંદનમાં અને કાદવમાં છે તથા જેટલુ અંતર હાથીમાં અને બિલાડામાં છે, તેટલું અંતર તારામાં અને દશરથનંદન રામચંદ્રમા છે. હે રાવણ! કાગડામાં અને ગરુડમાં, જળકૂકડામા અને મયૂરમાં તથા હંસમાં અને ગીધમાં જેટલું અંતર છે, તેટલું અંતર તારામાં અને દશરથપુત્ર રામચંદ્રમાં છે![43–47] માટે હે અલ્પ મતિવાળા રાવણ! ઇંદ્ર સમાન પ્રભાવવાળા તથા ધનુષ્ય-બાણને ધારણ કરનારા મારા પતિ રામચંદ્ર વિદ્યમાન છતાં જો તું મને બળાત્કારથી હરણ કરીશ, તો જેમ મક્ષિકાએ ગળેલું ઘી તેને પચતું નથી, તેમ હું તને પચવાની નથી; અર્થાત્ મક્ષિકા જેમ ઘી પીવાથી મરણ પામે છે, તેમ તું મારું હરણ કરવાથી મરણને પ્રાપ્ત થઈશ.'

શુદ્ધ ભાવવાળાં અને કોમળ અંગવાળાં સતીશિરોમણિ સીતા અતિ દુષ્ટ રાક્ષસરાજ રાવણ પ્રત્યે એટલાં ધિક્કારવાક્યો કહી વિરામ પામ્યાં અને ભયને લીધે, વાયુ વડે કંપતી કદલીની પેઠે તેમનું અંગ કંપવા લાગ્યું; તથા 'હવે શું થશે?' એવા વિચારથી તે અત્યંત પીડિત થયાં. સીતાને થરથર ધ્રૂજતા જોઈ મૃત્યુ સરખા પ્રભાવવાળો રાવણ તેને વિશેષ ભય ઉપજાવવા સારુ પોતાનાં કુળ, બળ, નામ તથા પરાક્રમોનું વર્ણન કરવા લાગ્યો.[48–50]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૭ મો સર્ગ સંપૂર્ણ

+ કાલવિજ્ઞાનશાસ્રમા લખ્યુ છે કે, જેઓનું આયુષ્ય આવી રહ્યું હોય છે તેઓ વૃક્ષોને સુવર્ણમય દેખે છે.

# સર્ગ ૪૮ મો

## સીતા અને રાવણ-સ્વપરાક્રમવર્ણન

एवं ब्रुवत्यां सीतायां संरब्धः परुषं वचः ।
ललाटे भ्रुकुटिं कृत्वा रावणः प्रत्युवाच ह ॥ १ ॥

સતીશિરોમણિ સીતાનાં કઠોર વચનો સાંભળી, અતિ ક્રોધ પામેલો રાવણ ભ્રૂકુટિને છેક લલાટમાં ચડાવીને કહેવા લાગ્યો:[૧] 'હે વરવર્ણિની! શું તું મને ઓળખતી નથી કે જેથી આમ બોલે છે? અરે, મહાપ્રતાપી એવો હું કુબેરનો ઓરમાન ભાઈ છું અને 'દશગ્રીવ રાવણ' એવું મારું નામ છે! તારું કલ્યાણ થાઓ.[૨] હે દેવી! જેમ પ્રજા નિરંતર મૃત્યુના ભયથી ત્રાસે છે, તેમ સર્વ દેવો, ગંધર્વો, પિશાચો, પક્ષીઓ અને સર્પાદિકો નિરંતર મારાથી ત્રાસ પામી જ્યાંત્યાં નાસતા ફરે છે.[૩] પૂર્વે કારણવશાત્ મેં મારા ઓરમાન ભાઈ કુબેરની સાથે ક્રોધથી દ્વંદ્વયુદ્ધ કર્યું હતું અને મારા પરાક્રમ વડે પરાજય કર્યો હતો, ત્યારથી એ મહાપરાક્રમી યક્ષરાજ કુબેર પણ મારાથી ડરી પોતાના સમૃદ્ધિવાળા નિવાસસ્થાનનો ત્યાગ કરી પર્વતશ્રેષ્ઠ કૈલાસગિરિ પ્રત્યે જઈ વસ્યો છે. વળી મેં તેના ઇચ્છિત ગતિ કરનારા 'પુષ્પક' નામના વિમાનને પણ સ્વપરાક્રમથી પડાવી લીધું છે કે જેમાં બેસી હું યથેચ્છપણે આકાશમાર્ગે વિચરું છું.[૪-૬] હે મૈથિલી! મને ક્રોધાયમાન થયેલો જોઈને જ ત્રાસ પામેલા ઇંદ્રાદિ દેવતાઓ નાસભાગ કરી મૂકે છે![૭] હે દેવી! હું જે જે સ્થળે ઊભો રહું છું, અથવા જે જે માર્ગે થઈને જાઉં છું, ત્યાં ત્યાં સર્વત્ર વાયુ પણ મારાથી ડરીને વાય છે. મને જોઈને આકાશમાં રહેલો તીવ્ર કિરણોવાળો સૂર્ય પણ શીતળ કિરણોવાળો થઈ જાય છે, વૃક્ષોનાં પત્રો પણ કંપી શકતાં નથી અને નદીઓનાં જળ સ્થભિત થઈ જાય છે.[૮,૯] હે સુંદરી! જેમ ઇંદ્રની અમરાવતી દેવતાઓથી ભરપૂર છે, તેમ સમુદ્રની સામી પાર આવેલી મારી 'લંકા' નામની શ્રેષ્ઠ નગરી ભયંકર કર્મવાળા રાક્ષસોથી ભરપૂર છે.[૧૦] એ લંકાનગરીની ચોમેર શ્વેત કિલ્લાઓ છે, સુવર્ણના દરવાજા છે અને તેના પર વૈડૂર્યમણિનાં તોરણો બાંધ્યાં છે.[૧૧] એ લંકાનગરી વિષે હાથી, ઘોડા અને રથોની ભીડ જામી રહી છે, નિરંતર અનેક જાતનાં વાજિંત્રોના નાદ થયા કરે છે તથા સર્વ પ્રકારનાં ઇચ્છિત ફળવાળાં વૃક્ષોના બગીચા ઠામોઠામ શોભી રહ્યા છે. હે રાજપુત્રી સીતા! એવી રમણીય નગરીમાં તું મારી સાથે નિવાસ કરીશ એટલે તને મનુષ્યસ્ત્રીઓના સમાગમનું સુખ તો કદી સાંભરશે પણ નહિ.[૧૨,૧૩] હે વરવર્ણિની! ત્યાં વસવાથી તને મનુષ્યોના અને દેવતાઓના અવર્ણનીય ભોગવિલાસ પ્રાપ્ત થશે અને ક્ષીણ આયુષ્યવાળા મનુષ્યરૂપ રામના ભોગવિલાસો તો તને સાભરશે પણ નહિ![૧૪] હે સીતા! તું વિચાર તો કર, રામ ખરેખર વીર્યહીન હોવાથી જ મહારાજા દશરથે તેના સ્થાને પોતાના કનિષ્ઠ પુત્રને બેસાડી, રામ જ્યેષ્ઠ હોવા છતાં પણ તેને વનમાં કાઢી મૂક્યો છે![૧૫] હે વિશાળ નેત્રવાળી! રાજ્યભ્રષ્ટ થવાને લીધે જેનું ચિત્ત ભ્રમિત થઈ ગયું છે અને જેણે પૂર્ણપણે તપસ્વીધર્મનો સ્વીકાર કર્યો છે, એવા તાપસરૂપ રામની સાથે રહી તું શું કરીશ?[૧૬] હે સીતા! હું કે જે સર્વ રાક્ષસોનો રાજા છું તે પોતાની મેળે જ હાલી-ચાલીને તારી પાસે આવ્યો છું; માટે તું અંતઃકરણપૂર્વક મને ચાહીને પોતાનો પતિ બનાવ. હે સુંદરી! હું કે જે કામબાણ વડે વીંધાયેલો છું તેની અવજ્ઞા કરવાને તું યોગ્ય નથી.[૧૭] હે ભીરુ! જો તું મારી અવજ્ઞા કરીશ તો જેમ ઉર્વશી અપ્સરા પુરૂરવા રાજાને ચરણપ્રહાર કરવાથી પશ્ચાત્તાપને પ્રાપ્ત થઈ હતી, તેમ તું પશ્ચાત્તાપને પ્રાપ્ત થઈશ.[૧૮] હે વરવર્ણિની! રામ કે જે મનુષ્ય છે તે યુદ્ધ વિષે મારી એક આંગળીના બળ જેટલો પણ બળવાન નથી; માટે તું નિર્વિલંબે મારો સ્વીકાર કરી લે. હું તારા ભાગ્યબળને લીધે જ અહીં આવેલો છું.'

રાવણનાં વચન સાંભળતા જ અતિક્રોધને લીધે, જનકનંદિની સીતાનાં નેત્રો લાલચોળ થઈ ગયાં અને પોતે આશ્રમમા એકલા હોવા છતા ધૈર્ય રાખીને રાક્ષસાધિપતિ રાવણ પ્રત્યે કઠોર

વચન કહેવા લાગ્યાં: 'ઓ દુષ્ટ ! સર્વ દેવતાઓ જેને નમન કરે છે એવા સાક્ષાત્ દેવરૂપ કુબેર તારા ભાઈ થાય છે, એમ તું પોતાના મુખથી જણાવે છે છતાં એ કુળને ન છાજે એવું નિંદ્ય કાર્ય કરવા તું કેમ ઇચ્છે છે ?[19-21] હે રાવણ ! હું નિશ્ચય કહું છું કે જેઓનો તારા સરખો દુર્બુદ્ધિ, કઠોર અને અજિતેંદ્રિય રાજા છે, તે સર્વ રાક્ષસો અવશ્ય નાશ પામશે.[22] અરે, દેવરાજ ઇંદ્રની સ્ત્રી શચીનું હરણ કરીને કદાચ કોઈ જીવી શકે; પરંતુ રામચંદ્રની સ્ત્રી એવી મને હરીને કોઈ પણ પ્રાણી ક્ષેમકુશળ રહે તેમ નથી. હે રાક્ષસ ! જેના સ્વરૂપની બીજી કોઈ જોડી નથી એવી ઇંદ્રની પત્ની શચીનું હરણ કરી, કદાચ કોઈ ઘણા કાળ પર્યંત જીવી શકે ખરો; પરંતુ મારા સરખી સ્ત્રીનું હરણ કરીને તો ભલે તેં અમૃતપાન કર્યું હશે, તોપણ તું મૃત્યુના મુખમાંથી ઊગરી શકે એમ નથી.'[23,24]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૪૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૪૯ મો

### સીતાહરણ-સીતાનો વિલાપ

**सीताया वचनं श्रुत्वा दशग्रीवः प्रतापवान् ।**
**हस्ते हस्तं समाहत्य चकार सुमहद्वपुः ॥ १ ॥**

સીતાનાં વચન સાંભળી મહાપ્રતાપી દશગ્રીવ રાવણે વિચાર્યું: 'સીતા મારાં વચનને માને તેમ નથી, માટે બળાત્કારથી જ તેનું હરણ કરવું યોગ્ય છે.' એવો વિચાર કરી તેણે તુરત જ ક્રોધથી પોતાના બન્ને હાથ પરસ્પર પીસીને પ્રૌઢ સ્વરૂપ ધારણ કર્યું.[1] પછી વાક્ચતુર રાવણ સીતાને ભય ઉપજાવતાં પુનઃ પણ કહેવા લાગ્યો: 'હે સીતા ! હું માનું છું કે મેં કહેલાં મારાં વીર્ય તથા પરાક્રમને તેં તારા ઉન્મત્તપણાને લીધે સાંભળ્યાં નથી.[2] પરંતુ હે ઉન્મત્ત સ્વભાવવાળી ! હું કે જે ઇચ્છિત સ્વરૂપ ધારણ કરી શકું છું, તેનું અતુલિત બળ તું જો. હું આકાશમાં ઊભો રહી મારી બન્ને ભુજાઓ વડે આખી પૃથ્વીને ઉપાડું, સમુદ્રનું પાન કરું, સંગ્રામ વિષે મૃત્યુનો પણ નાશ કરું અને તીક્ષ્ણ બાણો વડે સૂર્ય તથા પૃથ્વીને પણ ભેદી નાખું એવો બળવાન છું.'

આટલું બોલતાં બોલતાં તો રાવણનું રૂપ છેક બદલાઈ ગયું. અત્યંત ક્રોધને લીધે તેનાં મયૂરપુચ્છ સરખાં બન્ને નેત્રો છેક કીકી સુધી લાલચોળ થઈ ગયાં અને તુરત જ કુબેરના ન્હાના ભાઈ એ રાવણે દંડ-કમંડળ આદિ ધારણ કરેલ, ત્રિદંડી સંન્યાસીના શાંત સ્વરૂપનો ત્યાગ કરી ભયંકર કાળના સરખું, પોતાનું મૂળ સ્વરૂપ પ્રકટ કર્યું ! જોતજોતામાં રાવણના પર્વત સમાન પ્રૌઢ શરીરનો વર્ણ શ્યામ વાદળ સરખો થઈ ગયો. મહાન ક્રોધને લીધે તેનાં નેત્રો લાલચોળ બની રહ્યાં. તેના અંગ પર તપાવેલા સુવર્ણનાં આભૂષણો જણાવા લાગ્યાં અને તેને દશ મસ્તક તથા હાથ દેખાવા લાગ્યા. એવી રીતે એ રાક્ષસાધિપતિ રાવણે પોતે કપટથી ધારણ કરેલું ત્રિદંડી સંન્યાસીનું સ્વરૂપ ત્યાગીને ક્ષણવારમાં પોતાનું મૂળ સ્વરૂપ પ્રકટ કર્યું.[3-9] પછી તે રાવણે સૂર્યપ્રભા સરખી દેદીપ્યમાન કાંતિવાળાં અને વસ્ત્ર તથા આભૂષણોથી સુશોભિત એવાં સુકેશી સીતાને કહ્યું:[10]

હે વરારોહા ! તું ત્રણે લોક વિષે વિખ્યાતિ પામેલા પતિને ઇચ્છતી હોય તો મારો આશ્રય કર. તારે યોગ્ય પતિ તો હું જ છું.[11] હે સીતા ! તું ઘણા કાળ પર્યંત સુખ ભોગવવા અર્થે મારો જ આશ્રય કર. હું જ તારે માટે યોગ્ય પતિ છું. હે કલ્યાણી ! જો તું મારી સ્ત્રી થઈશ, તો હું કદી પણ તારું અપ્રિય કરીશ નહિ.[12] હે સીતા ! તું રામ સાથેના સ્નેહસંબંધનો ત્યાગ કરી મારી સાથે જ સ્નેહસંબંધ બાંધ, જેથી તને સર્વ ઇચ્છિત પ્રાપ્ત થશે. હે પોતાને જ પંડિત માનનારી મૂઢ સીતા ! તું જેને પોતાનો પતિ માને છે એ દુર્મતિ રામ રાજ્યભ્રષ્ટ થયેલો, અર્થહીન, ગણ્યાગાંઠ્યા આયુષ્યવાળો અને સ્ત્રીજાતિ કૈકેયીના કહેવા માત્રથી પોતાના સંબંધી-કુટુંબી વર્ગને ત્યાગી આવા સર્પાદિ ક્રૂર પ્રાણીઓના વસવાટવાળા વનમાં આવી વસેલો છે, તેના પર તું કયા ગુણોને લીધે આટલી પ્રીતિ ધરાવી રહી છે ?

નિરંતર પ્રિય વચનો સાંભળવાને યોગ્ય એવાં

પ્રિયવાદિની સીતા પ્રત્યે એવાં અયોગ્ય વચનો કહીને કામ વડે મોહિત થયેલો દુષ્ટાત્મા દશગ્રીવ રાવણ એકાએક તેની પાસે ધસી ગયો અને જેમ આકાશ વિષે રહેલી રોહિણીને બુધ ગ્રહણ કરે, તેમ તેણે પોતાનો ડાબો હાથ સીતાના ચોટલા આગળ રાખીને તથા જમણો હાથ તેના સાથળ આગળ રાખીને, એકદમ સીતાને ઊંચકી લીધાં.

પર્વતના શિખર સમાન દેહવાળા, તીક્ષ્ણ દાઢોવાળા અને મોટી ભુજાઓવાળા કાળ સરખા રાવણને જોઈ ભયભીત થયેલા સર્વ વનદેવતાઓ ત્યાંથી પલાયન કરી ગયા.[૧૩-૧૮] સીતાને ઊંચકીને રાવણ આશ્રમની બહાર આવ્યો, ત્યારે તેનો ખચ્ચરો જોડેલો, તીક્ષ્ણ ખડખડાટવાળો અને સુવર્ણથી મઢેલો માયામય દિવ્ય રથ સીતાના જોવામાં આવ્યો. પછી 'હે સીતા! હવે તું રામની આશા મૂકી દે,' એવાં એવાં અનેક પ્રકારનાં કઠોર વાક્યો કહીને એ દુષ્ટ રાવણ સીતાને પોતાના ખોળામાં લઈ ને રથમાં બેઠો.[૧૯,૨૦] રાવણ પોતાને બળાત્કારે હરી જાય છે, એ જોઈ ને અત્યંત દુઃખયુક્ત થયેલાં મનસ્વિની સીતા વનમાં દૂર ગયેલા પોતાના પતિ રામચંદ્રને સંભારી 'હા રામ! હા સ્વામીનાથ!' એમ બૂમો પાડવા લાગ્યાં.[૨૧] એટલામાં કામપીડિત રાવણે પોતાની સાથે આવવાની ઇચ્છા વગરનાં તથા રાવણના પંજામાંથી છૂટવા માટે નાગણની પેઠે તરફડિયાં મારતાં સતીશિરોમણિ સીતાને લઈને પોતાનો રથ આકાશમાર્ગે ઉડાડ્યો.[૨૨]

રાવણ પોતાને એકાએક શૂન્ય આશ્રમમાંથી ઊંચકી આકાશમાર્ગે હરી જાય છે, એ જોઈને સતીશિરોમણિ સીતા અત્યંત બેબાકળાં થઈ ગયાં, તેમનુ ચિત્ત ભ્રમિત થઈ ગયુ અને હદપાર દુઃખને લીધે ઉન્મત્ત સરખા બનીને તે ઘણો ઘણો આક્રોશ કરવા લાગ્યાં.[૨૩] 'હે પોતાના વડીલબંધુના ચિત્તને પ્રસન્ન કરનાર મહાબાહુ લક્ષ્મણ! ઇચ્છિત રૂપધારી આ દુષ્ટ રાક્ષસ મને હરી જાય છે, એ શું તમે નથી જાણતા? હે રાઘવ! તમે ધર્મને અર્થે પોતાનાં જીવિત, સુખ તથા અર્થનો ત્યાગ કરવાને પણ તત્પર રહો છો, છતાં આ અધર્મી રાવણ મને લઈ જાય છે, એ પાપકર્મને કેમ નથી જોતા?[૨૪,૨૫] હે પરંતપ! તમે અનગ્ર-પાપીજનોને શિક્ષા કરનાર છો, છતા આ પાપી રાવણને શિક્ષા કેમ નથી કરતા?[૨૬] ખરું જ છે કે, જેમ વાવેલુ ધાન્ય સમય આવ્યે જ પાકે છે, તેમ પાપકર્મનુ ફળ પણ સમય આવ્યે જ મળે છે.[૨૭] અરે હે દુષ્ટ રાવણ! કાળને લીધે હતચિત્ત થયેલા તેં પોતાના જીવિતનો અંત આણનારું આજે ઘોર નિંદ્ય કર્મ કર્યું છે, તેના ફળરૂપે તું મારા સ્વામી રામચંદ્રના હાથે અલ્પ સમયમાં મહાદુઃખને પ્રાપ્ત થઈશ.[૨૮]

અરેરે, હાય! ધર્મકામનાવાળા અને મહાયશસ્વી એવા રામચંદ્રની ધર્મપત્ની હું આજે આ દુષ્ટ રાવણથી હરાઈ જાઉં છું, તેથી બંધુવર્ગ સહિત કૈકેયીની કામના આજે પૂર્ણ થઈ![૨૯] હે જનસ્થાન વિષેના કરેણ વગેરે પુષ્પિત વૃક્ષો! હું તમને વિનતિ કરું છું કે, તમે સૌ 'રાવણ મને હરી જાય છે' એ સમાચાર ઉતાવળે મારા સ્વામી રામચંદ્રને વિદિત કરો. હે ગોદાવરી! હું તને નમન કરીને કહું છું કે, રાવણ મને હરી જાય છે, એ સમાચાર શીઘ્ર મારા ભર્તા રામચંદ્રને વિદિત કર. હે વિવિધ વૃક્ષો વિષે વસનારા વનદેવતાઓ! તમને હુ નમસ્કાર કરીને કહું છું કે, તમે મારા હરણના સમાચાર મારા પતિ રામચંદ્રને જણાવો.[૩૦-૩૩] અરે, આ વન વિષે વિધવિધ પ્રકારનાં જે જે મૃગો તથા પક્ષીઓ વગેરે પ્રાણીઓ વસતાં હોય તેઓ સર્વને શરણે જઈ ને હું વિનતિ કરું છું કે, તેઓ સર્વ મારા પતિ રામચંદ્રની પાસે જઈ કહો કે, તમારી પ્રિય પત્ની સીતાને રાવણ હરી ગયો છે. અરે, મહાબળવાન મારા ભર્તા રામચંદ્ર આ વાત જાણતા નથી; પરંતુ જ્યારે તે જાણશે ત્યારે તે શત્રુને પોતાનો હાથ બતાવ્યા વિના રહેશે નહિ. અરે, કદાચ મહાસમર્થ યમરાજ મને હરીને આ લોક કિંવા પરલોકમા લઈ ગયો હશે. તોપણ રામચંદ્ર પોતાના પરાક્રમબળ વડે મને પાછી આણશે જ.'

એ પ્રમાણે, અતિ દુઃખને લીધે કરુણ સ્વરે

વિલાપ કરતાં વિશાળ નેત્રવાળાં જનકનંદિની સીતાએ એક વૃક્ષની છાયામાં સૂતેલા વૃદ્ધ જટાયુ પક્ષીને જોયો.[૩૩–૩૬] તેને જોતાં જ રાવણના પંજામાં સપડાવાથી ભયભીત બનેલાં સીતા અતિ દુઃખને લીધે ભાંગીતૂટી વાણીથી બોલ્યાં:[૩૭] 'હે આર્ય જટાયુ! આ પાપકર્મી રાક્ષસરાજ રાવણ મને અનાથની પેઠે હરી જાય છે, તે તો તું જો.[૩૮] હે પક્ષીરાજ! આ ક્રૂર અને દુર્મતિ રાવણ કે જે મહાબળવાન, દિગ્વિજય કરનાર ને આયુધધારી છે તેને તું વારી શકે તેમ નથી;[૩૯] પરંતુ હે જટાયુ! તું આ મારા હરણનું સઘળું વૃત્તાંત રામ–લક્ષ્મણને યથાર્થ રીતે જણાવજે.'[૪૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૪૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૦ મો

### સીતાને છોડાવવાનો યત્ન–ગૃધ્રરાજ જટાયુનાં વચનો

तं शब्दमवसुप्तस्तु जटायुरथ शुश्रुवे ।
निरैक्षद्रावणं क्षिप्रं वैदेहीं च ददर्श सः ॥ १ ॥

આ વેળા પર્વતશિખર સરખા દેહવાળો અને તીક્ષ્ણ ચાંચવાળો પક્ષીરાજ જટાયુ કે જે ભોજન કરી ગાઢ નિદ્રામાં સૂતો હતો તે સીતાનો કરુણાજનક આર્તસ્વર સાંભળી એકાએક જાગી ઊઠ્યો અને સીતાને ઉતાવળે હરી જતા રાવણને જોઈ એકાએક રથ આગળ દોડી ગયો. ત્યાં જઈ રથને રોકી પ્રથમ કોમળ વાણી વડે રાવણને ઉપદેશ કરવા લાગ્યો:[૧,૨] 'હે ભાઈ! હે દશગ્રીવ રાવણ! સત્ય પ્રતિજ્ઞાવાળો હું કે જે નિરંતર સનાતન ધર્મ વિષે આસક્ત રહેલો છું, તેના દેખતાં તું હાલમાં* આવું નિંદ્ય કર્મ કરવાને યોગ્ય નથી. હે રાવણ! મહાબળવાન 'જટાયુ' નામનો હું સર્વ ગૃધ્રપક્ષીઓનો રાજા છું. સર્વ લોકના હિતમાં તત્પર રહેનારા અને મહેંદ્ર તથા વરુણ સમાન બળવાળા દશરથનંદન શ્રીમાન રામચંદ્ર કે જે સર્વ લોકના નિયંતા છે તેમની યશસ્વિની ધર્મપત્ની સીતાનું હરણ કરવા ઇચ્છે છે, એ કેટલી બધી અધમતા છે? અરેરે! ધર્મમર્યાદામાં રહેલો રાજા પરસ્ત્રીનો કદી પણ સ્પર્શ કરે ખરો?[૩–૬] હે મહાબળવાન રાવણ! સૌએ પરસ્ત્રીઓનું રક્ષણ કરવું જોઈએ અને તેમાં વળી રાજપત્નીનું તો અવશ્ય રક્ષણ કરવું યોગ્ય જ છે; માટે આ પરસ્ત્રીનું હરણ કરવારૂપ નીચ માર્ગથી તું નિવૃત્ત થા.[૭] જે કાર્યની અન્ય પુરુષો નિંદા કરે તેવા કાર્યને ધીર પુરુષ કદી પણ આચરતો નથી. હે રાક્ષસાધિપતિ! પુરુષોએ જેવી રીતે પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરવું યોગ્ય છે, તેવી જ રીતે પરસ્ત્રીઓનું પણ રક્ષણ કરવું જોઈએ.[૮] હે પૌલસ્ત્યનંદન! શિષ્ટ પુરુષો પણ શાસ્ત્રોથી સિદ્ધ નહિ થનારા ધર્મ, અર્થ અને કામાદિ પદાર્થોનું આચરણ રાજાને અનુસરીને જ કરે છે; અર્થાત્ રાજા જેવું વર્તન કરે છે, તેવું પ્રજા પણ કરે છે. માટે રાજાએ નિરંતર સન્માર્ગે જ વર્તવું જોઈએ.[૯] હે રાવણ! ધર્મ, અર્થ, કામ તથા દ્રવ્યના ઉત્તમ ભંડારરૂપ પણ રાજા છે અને આ લોક વિષે ધર્મ અથવા પાપની પ્રવૃત્તિ પણ રાજાને અનુસરીને જ થાય છે; માટે પણ રાજાએ નિરંતર સન્માર્ગે જ વર્તવું જોઈએ.[૧૦] હે રાક્ષસોમાં શ્રેષ્ઠ રાવણ! તું સીતાનું હરણ કરવાના નિંદ્ય કાર્યમાં પ્રવૃત્ત થયો છે; માટે ખરેખર, તું પાપી સ્વભાવવાળો જ છે. આમ છતાં પણ જેમ કોઈ પાપી પુરુષને વિમાન પ્રાપ્ત થાય, તેમ તને લંકાનગરીનું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે. તું પાપી હોવાને લીધે ઐશ્વર્ય પામવાને યોગ્ય નથી; છતાં કોણ જાણે શાથી તેમ થયું છે?[૧૧] હે રાક્ષસ! જે પુરુષ અતિ કામાસક્ત હોય છે, તે પોતાના તેવા સ્વભાવને દૂર કરી શકતો નથી અને તેને લીધે જ તેવા કામી પુરુષોના ઘરમાં પૂર્વજન્મના પુણ્યે કરી પ્રાપ્ત થયેલું ઐશ્વર્ય ચિરકાળ પર્યંત ટકતું નથી.[૧૨] અરે, ધર્માત્મા અને મહાબળવાન એવા શ્રીમાન રામચંદ્રે તારા નગરમાં કે દેશમાં તારો કાંઈ પણ અપરાધ કર્યો નથી, છતાં તું તેનો અપરાધ શા માટે કરે છે?[૧૩] કદાચ તું કહીશ કે, રામચંદ્રે ખરનો વધ કર્યો છે, માટે હું

* 'હાલમાં' એમ કહેવાનું તાત્પર્ય એવું છે કે, 'ભલે, તું સર્વ કાળ અધર્મ કર્યા કરે છે, તેની હું મના કરતો નથી; પરંતુ હાલમાં મારાં દેખતાં તું અધર્મ કરવાને યોગ્ય નથી.' રા૰ ટી.

તેનું વેર લેવા ઇચ્છું છું. તો એમ કહેવું યોગ્ય નથી; કેમ કે ધર્મમર્યાદાનું ઉલ્લંઘન કરનાર એ જનસ્થાનવાસી ખર શૂર્પણખાનો પક્ષ કરી પોતાનું સૈન્ય સજ્જ કરી યુદ્ધ કરવા ગયો, ત્યારે જ અક્લિષ્ટકર્મા રામચંદ્રે તેનો વધ કર્યો છે, તેમાં એ મહાસમર્થ સર્વલોકનાયક રામચંદ્રનો શો અપરાધ, કે જેથી તું તેની સ્ત્રીનું હરણ કરે છે? અરે, હે રાક્ષસેશ્વર! તું આ જનકનંદિની સીતાને સત્વર છોડી દે કે, જેથી ઇંદ્રના વજ્ર વડે બળી મૂએલા વૃત્રાસુરની પેઠે તારે રામચંદ્રની અગ્નિ સમાન ઘોર દૃષ્ટિ વડે બળી મરવાનો પ્રસંગ ન આવે! અરે, આ તો તું પોતાના વસ્ત્રના છેડામાં ઝેરી સર્પને બાંધી જાય છે તેનું તને ભાન નથી. અરે, આ કાર્ય કરવાથી તો તારા કંઠમાં જ કાળપાશ પડે છે, તેને તું દેખતો નથી![૧૪–૧૭] હે સૌમ્ય! જે ભાર ઉપાડવાથી પોતાને કષ્ટ ન થાય તે ભાર ઉપાડવો યોગ્ય છે; પરંતુ જેનાથી પોતાનું મરણ થાય એવા ભારને તારી પેઠે કયો પુરુષ ઉપાડે? જે અન્નનું ભોજન કરવાથી સારી રીતે પોષણ થાય તેવા તથા કાંઈ વિકાર–રોગ ઉત્પન્ન ન થાય તેવા અન્નનું જ ભોજન કરવું યોગ્ય છે. જે કર્મ કરવાથી ધર્મ, કીર્તિ કે યશની પ્રાપ્તિ ન થાય; પણ શરીરને કષ્ટ થાય, તેવા કર્મનું આચરણ કયો પુરુષ કરે?[૧૮,૧૯]

હે રાવણ! આટલું કહેવા છતાં પણ જો તું મારાં વચન નહિ માને તો હું યુદ્ધ કરવા તૈયાર છું. ઓ રાવણ! જોકે મારા બાપ–દાદાના વંશપરંપરાના રાજ્યનું યોગ્ય રીતે પાલન કરતા હું સાઠ હજાર વર્ષનો વૃદ્ધ થયો છું, તોપણ મારી આગળથી યુવાન, ધનુષ્યધારી, રથમાં બેઠેલો અને કવચ તથા બાણો ધારણ કરનારો તું સીતાને કુશળ–ક્ષેમ લઈને જઈ શકીશ નહિ. હે રાવણ! જેમ ન્યાયશાસ્ત્રમાં કહેલા હેત્વાભાસો વડે શુષ્ક તર્કવાદ કરનારો પુરુષ સનાતનકાળથી ચાલતા આવેલા શ્રુતિના અર્થોને હરવાને કદી પણ સમર્થ થઈ શકતો નથી અર્થાત્ કુતાર્કિક જેમ વેદના અર્થોને ખોટા કરી શકતો નથી, તેમ તું મારા દેખતાં બળાત્કારે આ સીતાને હરવા સમર્થ નથી.[૨૦–૨૨] હે રાવણ! જો તું ખરો શૂરવીર હોય તો એક મુહૂર્તમાત્ર ઊભો રહે અને મારી સાથે યુદ્ધ કર. અરે, તું ક્ષણવારમાં જ પૂર્વે રામચંદ્રના હાથે હણાયેલા ખરની પેઠે મારા હાથથી હણાઈને પૃથ્વી પર શયન કરીશ.[૨૩] હે નિશાચર! કદાચ તું મારા હાથથી જીવતો જઈશ, તોપણ ચીરવસ્ત્રને ધારણ કરનાર શ્રીમાન રામચંદ્ર કે જેણે યુદ્ધ વિષે વારંવાર ઘણા દૈત્યોનો વિનાશ કર્યો છે, તેઓ અલ્પ સમયમાં જ તારો વિનાશ કરશે.[૨૪]

જટાયુએ આટલું આટલું કહ્યા છતાં તેને ન ગણકારતાં રાવણે આગળ ચાલવા માંડ્યું. એ જોઈ મહાક્રોધયુક્ત થયેલા જટાયુએ તેને પુનઃ પણ કહેવા માંડ્યું: 'અરેરે, શું કરું? હાલમાં બન્ને રાજપુત્રો અહીંથી ઘણેક દૂર ગયેલા છે. નહિ તો હું હમણાં જ એમને આ સમાચાર વિદિત કરત, પરંતુ હે નીચ! તું રામ–લક્ષ્મણથી ભય પામીને તેઓની ગેરહાજરીના વખતે આશ્રમમાંથી સીતાને હરી પલાયન કરી જાય છે, તેથી તું સત્વર તેમના હાથથી મરણ પામીશ. અરે, પણ હે દુષ્ટ! હું જીવું છું ત્યાં સુધી તો તું આ પવિત્ર આચરણવાળી અને કમળપત્ર સમાન નેત્રવાળી રામચંદ્રની પ્રિય પત્ની સીતાને હરી જવા સમર્થ નથી.[૨૫,૨૬] અરે, મારા દેહમાં જીવ હોય ત્યાં સુધી મારે મહાત્મા રામચંદ્રનું તથા તેમના પરલોકવાસી પિતા દશરથનું પ્રિય કરવું જોઈએ.[૨૭] હે દશગ્રીવ રાવણ! ઊભો રહે, ઊભો રહે! આમ નાસે છે શું! અરે, તું ક્ષણવાર તો ઊભો રહે! જેમ કોઈ પુરુષ વૃક્ષોની ડાળખીમાંથી તેના ફળને પાડે, તેમ હું તને આ તારા ઉત્તમ રથમાંથી પાડીશ અને હે નિશાચર! હું મારી શક્તિ પ્રમાણે અવશ્ય તને યુદ્ધરૂપી આતિથ્યસત્કાર અર્પણ કરીશ.[૨૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અરણ્યકાંડમાં ૫૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૧ મો

## સીતાને છોડાવવાનો યત્ન—જટાયુ તથા રાવણનો ઘોર સંગ્રામ

**इत्युक्तः क्रोधताम्राक्षस्तप्तकांचनकुण्डलः ।**
**राक्षसेंद्रोऽभिदुद्राव पतगेन्द्रममर्षणः ॥ १ ॥**

જટાયુનાં વચન સાંભળી અત્યંત ક્રોધ ચડવાને લીધે જેનાં નેત્રો લાલચોળ થઈ ગયાં હતાં એવો અને ઉત્તમ સુવર્ણનાં કુંડળો ધારણ કરનારો મહાસમર્થ રાવણ યુદ્ધ કરવા માટે એકાએક તેની સામે ધસી આવ્યો.[1] જટાયુ પણ તૈયાર થઈને જ ઊભો હતો. એ બન્ને વીરોના મોટા સંગ્રામ વિષે વાયુએ પ્રેરેલા બે મહામેઘના સરખા પ્રચંડ પ્રહારો થવા લાગ્યા.[2] આ સમયે ગૃધ્રરાજ જટાયુનું અને રાક્ષસરાજ રાવણનું જાણે 'માલ્યવાન' નામના બે મોટા પર્વતોનું યુદ્ધ થતું હોય, એવું અદ્ભુત યુદ્ધ થવા લાગ્યું.[3] પછી લંકેશ્વર રાવણે 'નાલીક,' 'નારાચ' તથા વિકર્ણિ' નામનાં તીક્ષ્ણ અને ભયંકર બાણો જટાયુ ઉપર વરસાવવા માંડ્યાં.[4] ત્યારે પક્ષીઓના રાજા જટાયુએ પણ તુરત જ ઊડીને, રાવણે મૂકેલાં સર્વ બાણોને પકડી લીધાં અને તેના શરીર ઉપર પોતાના ચરણોના તીક્ષ્ણ નખો વડે નખોરિયાં કર્યાં. એ જોઈ અતિ ક્રોધ પામેલા મહાપરાક્રમી દશગ્રીવ રાવણે જટાયુનો વધ કરવાની ઇચ્છાથી સાક્ષાત્ મૃત્યુદંડ સરખાં 'શિલીમુખ' નામનાં દશ તીક્ષ્ણ અને પ્રચંડ બાણો ધનુષ્ય પર સાંધ્યાં અને પછી ધનુષ્યને કર્ણ પર્યંત ખેંચીને એ દશે બાણો વડે જટાયુના શરીરને વીંધી નાખ્યું.[5–8] એ વેળા રથમાં બેઠેલાં સીતાને અશ્રુપાત કરતાં જોઈ ને પોતાને બાણપ્રહારોથી થયેલી પીડાને પણ ન ગણકારતાં મહાતેજસ્વી પક્ષીરાજ જટાયુ રાવણ ઉપર ધસી ગયો અને પોતાના બન્ને ચરણોની લાતોથી તેણે રાવણના મણિ તથા મુક્તાદિથી શણગારેલા બાણયુક્ત ધનુષ્યને ભાંગી નાખ્યું. એ જોઈ અતિશય ક્રોધે ભરાયેલો રાવણ તુરત જ બીજું ધનુષ્ય ગ્રહણ કરી જટાયુ ઉપર ઉપરાઉપરી સેંકડો અને હજારો બાણોની વૃષ્ટિ કરવા લાગ્યો. ચોમેર રાવણનાં બાણોથી વીંટાયેલો પક્ષીરાજ જટાયુ પોતાના નિવાસસ્થાનરૂપ વૃક્ષના માળામાં ભરાઈ બેઠેલા પક્ષી સમાન શોભવા લાગ્યો. ક્ષણવારમાં જ 'મહાતેજસ્વી એ જટાયુએ પોતાની પાંખો ફફડાવીને રાવણના બાણસમૂહોનો નાશ કર્યો અને ચરણપ્રહારથી તેના બીજા ધનુષ્યને પણ તોડી નાખ્યું.[9–13] પછી એ પક્ષીરાજે પોતાની પાંખોના પ્રહારથી રાવણના શરીર પર રહેલા અગ્નિ સમાન કાંતિવાળા કવચને તોડી નાખ્યું.[14] તેમ જ સુવર્ણના સાજવાળા, મહાવેગવાળા અને પિશાચ સરખાં મુખવાળાં તેનાં રથે જોડેલાં દિવ્ય અશ્વોને હણીને મોટી ધૂંસરીવાળા, અગ્નિ સમાન પ્રકાશતા, ઇચ્છિત ગતિ કરનારા તથા મણિજડિત વિચિત્ર પગથિયાંવાળા તેના મોટા રથને પણ ભાંગી નાખ્યો.[15,16] ત્યાર પછી રાવણના મસ્તક પર, પૂર્ણ ચંદ્રની પેઠે શોભી રહેલા છત્રને, ચામરોને અને રાવણના સેવક રાક્ષસોને પણ જટાયુએ અતિ બળપૂર્વક તોડી પાડ્યા;[17] તેમ જ મહાબળવાન પક્ષીરાજે ચંચુપ્રહાર વડે રાવણના સારથિનું મસ્તક પણ છેદી નાખ્યું.[18]

જટાયુના અદ્ભુત પરાક્રમથી ધનુષ્ય, રથ, અશ્વ તથા સારથિ વિનાનો થયેલો દશગ્રીવ રાવણ છેક નિરુપાય થઈ, સીતાને પોતાની કમ્મર ઉપર રાખી પૃથ્વી પર પડ્યો.[19] આયુધરહિત થયેલા રાવણને પૃથ્વી પર પડેલો જોઈ સર્વ ભૂતપ્રાણીઓ આનંદ પામી જટાયુની ઘણી ઘણી પ્રશંસા કરવા લાગ્યાં.[20] આ વેળા વૃદ્ધાવસ્થાથી અતિશ્રમિત થયેલો પક્ષીરાજ જટાયુ જરાક વિશ્રાંતિ પામી ઊભો રહ્યો. એ જોઈ લાગ મળવાને લીધે હર્ષિત રાવણ સીતાને કમ્મરમાં લઈને તુરત જ આકાશમાં ઊડ્યો. જો કે રાવણનાં સઘળાં હથિયારો નષ્ટ થયાં હતાં, તોપણ તેની પાસે એક તરવાર બચી હતી. તરવાર તથા સીતાને ગ્રહણ કરી હર્ષપૂર્વક આકાશમાં ઊડેલા રાવણને જોઈ ગૃધ્રરાજ જટાયુ પણ તુરત જ તેની પાછળ આકાશમાર્ગે ઊડ્યો અને તેની આગળ જઈ, તેને આકાશમાં જ રોકીને કહેવા લાગ્યો: 'હે મંદમતિ રાવણ! શ્રીમાન રામચંદ્ર, કે જેમનાં બાણોનો સ્પર્શ યોદ્ધાઓને

વજ્રના સ્પર્શ સરખો લાગે છે, તેની પ્રિય પત્ની સીતાનું હરણ તું ખરેખર સર્વ રાક્ષસોના વિનાશ અર્થે જ કરે છે! અરે, આથી તો પોતાના મિત્રો, બાંધવો, અમાત્યો, સૈન્યો તથા દાસ–દાસીઓ સહિત તારો વિનાશ થશે. જેમ કોઈ તરસ્યો માણસ પોતાના વિનાશને ન જોતાં હળાહળ વિષનું પાન કરે, તેમ તું સીતાનું હરણ કરવારૂપી હળાહળ વિષનું પાન કરે છે, પણ પોતાના વિનાશને જોતો નથી.[૨૧–૨૫] હે રાવણ! ખરેખર, તું આવું દુષ્ટ કર્મ કરવાથી નાશ જ પામીશ. કર્મનાં છેવટનાં ફળોને નહિ જાણનારા મૂર્ખ પુરુષો સત્વર નાશ પામે છે.[૨૬] હે નીચ! જેમ જળમાં ઉત્પન્ન થનારું મત્સ્ય માંસની લાલચથી પોતાના મુખમાં લોઢાના કાંટાને ગ્રહણ કરે છે, પણ અંતે વિનાશરૂપ ફળને પ્રાપ્ત થાય છે, તેમ તું પણ સીતાની લાલચથી રામચંદ્રરૂપી લોઢાના કાંટાને પોતાના મુખમાં લે છે, પણ તેથી તું કદી પણ જીવતો રહેવાનો નથી.[૨૭] હે રાવણ! અતિદુઃસહ એવા રામ–લક્ષ્મણ બંને ભાઈઓ તેં કરેલા આ સીતાના હરણરૂપી પોતાના પરાભવને કદી પણ સહન કરશે નહિ.[૨૮] અરે ઓ અધમ રાવણ! તેં રામચંદ્રથી ડરીને જે આ લોકનિંદિત કર્મ કર્યું છે, તે ખરેખર એક દુષ્ટ ચોરનું જ કર્મ છે, કાંઈ શૂરવીરનું નથી.[૨૯] એમ છતાં પણ જો તું શૂરવીરપણાનો ગર્વ ધરાવતો હોય, તો એક મુહૂર્તમાત્ર મારી સામે ઊભો રહે અને મારી સાથે યુદ્ધ કર. એટલે તારા ભાઈ ખરની પેઠે તું પણ હણાઈને પૃથ્વી પર શયન કરીશ.[૩૦] હે રાવણ! મૃત્યુકાળ સમીપ આવી પહોંચેલા પુરુષની જેમ નીચ કર્મમાં પ્રવૃત્તિ થાય છે, તેવી જ અધર્મયુક્ત નિંદ્ય પ્રવૃત્તિ તારી પણ થઈ છે, જેથી તું હવે અલ્પ સમયમાં પોતાના વિનાશને જોઈશ. હે રાવણ! જે કર્મનું પાપરૂપ ફળ પ્રાપ્ત થાય છે, તે કર્મને કયો પુરુષ આચરે? અરે! સર્વ લોકાધિપતિ ઇંદ્ર અથવા બ્રહ્મદેવ પણ તેવું કર્મ તો કરે નહિ, પણ તને તે સંબંધી કાંઈ પણ વિચાર થતો નથી, તેથી હવે તું અલ્પ સમયમાં જ આ સીતાહરણરૂપ પાપકર્મના ફળને ચાખીશ.[૩૧,૩૨]

એ પ્રમાણે ઉપદેશવાક્યો કહી, મહાપરાક્રમી જટાયુ એકદમ રાવણની પીઠ ઉપર તૂટી પડ્યો, અને જેમ દુષ્ટ હાથી પર આરૂઢ થયેલો મહાવત અંકુશ વડે તેનું વિદારણ કરે, તેમ પોતાના તીક્ષ્ણ નખપ્રહારો વડે રાવણના શરીરનું ચોમેરથી વિદારણ કરવા લાગ્યો.[૩૩,૩૪] તેણે પોતાની ચાંચ વડે રાવણની આખી પીઠને લોહીલુહાણ કરી મૂકી તથા મસ્તકના સઘળા કેશો ઉખેડી નાખ્યા. એ પ્રમાણે નખ, પાંખ તથા ચાંચરૂપ આયુધવાળા ગૃધ્રરાજ જટાયુએ વારંવાર ક્લેશ પમાડવાને લીધે રાવણ થરથર ધ્રૂજવા લાગ્યો અને ક્રોધને લીધે તેના હોઠ ફરકવા લાગ્યા. પછી અત્યંત ક્રોધ પામેલા રાવણે સીતાને પોતાના ડાબા ખોળા પર દાબી રાખીને જટાયુને પોતાના હાથ વડે લપડાક મારી; પરંતુ તેને ચૂકવીને ગૃધ્રરાજ જટાયુએ અતિ ક્રોધને લીધે પોતાની ચાંચ વડે રાવણની ડાબી બાજુના દશે હાથ તોડી પાડ્યા.[૩૫–૩૮] છતાં થોડીક વારમાં જ જેમ રાફડામાંથી એકાએક હળાહળ વિષવાળા સર્પો નીકળે, તેમ તેના દશે હાથ પુનઃ જેવા ને તેવા જ ફૂટી નીકળ્યા.[૩૯] ત્યાર પછી સીતાને પૃથ્વી પર મૂકીને અતિ ક્રોધ પામેલો પરાક્રમી રાવણ મુક્કાઓ તથા લાતોથી જટાયુને પ્રહાર કરવા લાગ્યો.[૪૦] આ સમયે અતુલિત બળવાળા રાક્ષસરાજ રાવણ તથા પક્ષીરાજ જટાયુનું એક મુહૂર્ત સુધી તુમુલ યુદ્ધ થયું; પરંતુ બેમાંથી એકે હાર્યો નહિ.[૪૧] અંતે અકળાઈ ગયેલો રાક્ષસરાજ રાવણ ત્યાંથી સત્વર નાસી છૂટવા ફાંફાં મારવા લાગ્યો. એટલામા પોતાની કમ્મરે લટકતી તરવાર તેની દૃષ્ટિએ પડી. તુરત જ તેને મ્યાનમાંથી ખેંચી કાઢી મહાસમર્થ રાવણે રામચંદ્રના અર્થે પરાક્રમ કરી રહેલા ગૃધ્રરાજ જટાયુની બન્ને પાંખો. ચરણો તથા બન્ને પડખા છેદી નાખ્યાં.[૪૨] ક્રૂરકર્મી રાવણે બન્ને પાંખો છેદી નાખવાને લીધે અતિ વ્યથિત થયેલો ગૃધ્રરાજ જટાયુ નિર્જીવ સરખો એકાએક પૃથ્વી પર પડી ગયો.[૪૩]

જટાયુને રુધિરથી ખરડાઈ, પૃથ્વી પર પડેલો જોઈને તેના પરના બંધુ સમાન ભાવને લીધે અતિ દુઃખિત થયેલા સીતા એકાએક તેની પાસે દોડી ગયાં અને શોકને લીધે રુદન કરવા લાગ્યાં.[૪૪]

શ્યામ મેઘ સમાન વર્ણવાળા, શ્વેત ઉરઃસ્થળવાળા અને ઉદાર પરાક્રમવાળા જટાયુ પક્ષીને વન બળી રહ્યા પછી શાંત થયેલા દાવાગ્નિની પેઠે શાંત થયેલો જોઈ લંકેશ્વર રાવણ અત્યંત હર્ષ પામ્યો.[૪૫] એ વેળા રાવણના બળથી પીડા પામી પૃથ્વી પર પડેલા પક્ષીરાજ જટાયુને પોતાના બન્ને હાથ વડે ગ્રહણ કરીને ચંદ્રમુખી જનકનંદિની સીતા અત્યંત રુદન કરવા લાગ્યાં.[૪૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૨ મો

### સીતાને લઈ રાવણનું આકાશમાં ઊડવું—પ્રકૃતિક્ષોભ

सा तु ताराधिपमुखी रावणेन निरीक्ष्य तम् ।
गृध्रराजं विनिहतं विललाप सुदुःखिता ॥ १ ॥

"રાવણે હણેલા ગૃધ્રરાજ જટાયુને પોતાના હાથથી સ્પર્શ કરી ચંદ્રમુખી સીતા અતિ દુઃખને લીધે વિલાપ કરવા લાગ્યાં. સીતા બોલ્યાં: 'અહો! આ લોક વિષે મનુષ્યોને ભવિષ્યમાં જે કાંઈ સુખ-દુઃખ પ્રાપ્ત થવાનાં હોય છે, તેને સૂચવનારાં જમણું અથવા ડાબું અંગ ફરકવારૂપ લક્ષણો, અશુભ કિંવા શુભ સ્વપ્નો, પક્ષીઓની સવ્યાસવ્ય ગતિ અને તેઓના શુભાશુભ શબ્દો વગેરે શકુનો પ્રત્યક્ષ જોવામાં આવે છે. અરે! આ સમયે મૃગો તથા પક્ષીઓ જાણે મારા હરણને સૂચવતાં જ હોય, એમ અશુભ માર્ગે દોડી રહ્યાં છે! છતાં હે રામ! તમે પોતાને પ્રાપ્ત થયેલા મોટા સંકટને કેમ જાણતા નથી?[૨-૩] હે રામ! આ જટાયુ પક્ષી મારા પર દયા લાવીને મારું રક્ષણ કરવાને દોડી આવ્યો; પણ મારા દુર્ભાગ્યને લીધે તે પણ હણાઈને પૃથ્વી પર સૂતો છે.[૪] હે કાકુત્સ્થ રામ! હે લક્ષ્મણ! તમે મારી રક્ષા કરો.' *

રાવણથી અતિ ત્રાસ પામેલાં જાનકી જાણે રામ-લક્ષ્મણ સાંભળતા જ હોય, એમ આક્રોશ કરવા લાગ્યાં.[૫] અનાથ-દીનની પેઠે વિલાપ કરતાં સીતા કે જેનાં આભૂષણો, વસ્ત્રો તથા પુષ્પમાળાઓ મર્દિત થઈ ગયાં હતાં, તેને ઊંચકી લેવાને અર્થે રાક્ષસાધિપતિ રાવણ પુનઃ તેની સામે દોડ્યો.[૬] એ જોઈ પોતાના રક્ષણ માટે જનકનંદિની સીતા વૃક્ષોમાં આમતેમ સંતાવા લાગ્યાં અને લતાની પેઠે મોટાં મોટાં વૃક્ષોને વળગી પડવા લાગ્યાં;[૭] ત્યારે કાળ સરખો ક્રૂર રાવણ 'મૂકી દે, મૂકી દે' એમ બોલતો, એકદમ સીતાની પાસે આવ્યો અને પોતાના જ વિનાશને અર્થે તેણે રામચંદ્રનો વિયોગ થવાને લીધે વારંવાર 'હા રામ! હા સ્વામિન્!' એવો આક્રોશ કરતાં સીતાને કેશ પકડી એકાએક ઊંચકી લીધાં.

આ સમયે આખું સચરાચર જગત ખળભળી ઊઠ્યું અને જાણે અંદર તથા બહાર સર્વત્ર અંધકાર વડે વ્યાપ્ત થઈ ગયું હોય એમ જણાવા લાગ્યું.[૮-૯] વાયુની ગતિ મંદ પડી ગઈ તથા સૂર્ય પણ નિસ્તેજ થઈ ગયો. સત્યલોક વિષે રહેલા શ્રીમાન બ્રહ્મદેવ પોતાની દિવ્ય દૃષ્ટિ વડે રાવણે કરેલું સીતાહરણરૂપી દુષ્કર્મ જોઈને હર્ષિત થયા અને બોલ્યા: 'અહો! જે કાર્ય માટે રામાવતાર થયો છે, તે કાર્ય હવે સિદ્ધ થયું.'* તેમ જ દંડકારણ્યમાં વસનારા સર્વ ઋષિઓ પણ 'હવે સ્વયમેવ રાવણનો વિનાશ થશે' એવા વિચારથી હર્ષ પામ્યા અને સીતાનું હરણ થયું જાણીને ખેદ પામ્યા.

'હા રામ! હા રામ! હા લક્ષ્મણ!' એવી રીતે આક્રોશપૂર્વક રુદન કરતાં સીતાને ઊંચકીને રાક્ષસાધિપતિ રાવણ આકાશમાર્ગે ચાલતો થયો.[૧૦-૧૩] એ વેળા શુદ્ધ સુવર્ણ સરખા વર્ણવાળાં અને પીળાં રેશમી વસ્ત્રો ધારણ કરનારાં જનકનંદિની સીતા આકાશ વિષે વીજળી સમાન દેખાતાં

* કેટલીક પ્રતમાં આ સર્ગમાં વધારાનો પહેલો શ્લોક નીચે પ્રમાણે જોવામાં આવે છે:

तमल्पजीवितं गृध्रं स्फुरन्तं राक्षसाधिपः ।
ददर्श भूमौ पतितं समीपे राघवाश्रमात् ॥

રાક્ષસાધિપતિ રાવણ રામચંદ્રના આશ્રમની પાડોશમાં એ જટાયુ પક્ષીને અલ્પજીવિત થઈ પૃથ્વી પર તરફડિયાં મારતો જોઈ અત્યંત હર્ષિત થયો.

* સીતાનું હરણ કરવાથી રામ રાવણને મારશે અને દેવો સુખી થશે

હતાં. વાયુના વેગથી ઊડતાં તેમનાં પીળાં વસ્ત્રને લીધે રાવણ પણ અગ્નિથી પ્રદીપ્ત થયેલા પર્વતની પેઠે અધિક શોભતો હતો. કલ્યાણી સીતાએ પોતાના અંગ પર ધારણ કરેલાં કમળોની લાલવર્ણી અને સુગંધીદાર પાંખડીઓ ખરી ખરીને રાવણના દેહ ઉપર પડતી હતી.[૧૪–૧૬] વાયુને લીધે ઊડતું સીતાનું કનકવર્ણું પીળું રેશમી વસ્ત્ર સૂર્યનાં કિરણોનો સંસર્ગ થવાથી લાલ વાદળ સરખું દેખાતું હતું. આકાશ વિષે રાવણના ખોળામાં રહેલાં સીતાનું નિર્મળ મુખ રામચંદ્રના વિયોગને લીધે, નાળ કપાઈ જવાથી કરમાતા કમળ સરખું નિસ્તેજ થઈ ગયું હતું.[૧૭,૧૮] સુંદર લલાટવાળું, સુંદર કેશવાળું, વ્રણરહિત, નિર્મળ અને શ્વેત દંતપંક્તિ વડે શોભતું, રમણીય નેત્રવાળું તથા કમળના ગર્ભ સરખા વર્ણવાળું સીતાનું મુખ આકાશ વિષે રાવણના ખોળામાં રહેવાને લીધે શ્યામ વાદળને ભેદી ઉદય પામેલા ચંદ્ર સમાન શોભતું હતું.[૧૯,૨૦] રુદન કર્યા પછી જેનાં આંસુ લૂછી નાખ્યાં હતાં એવું સુંદર નાસિકાવાળું, રમણીય લાલ ઓષ્ઠવાળું, રાવણે વારંવાર કંપાવેલું અને કનક સમાન વર્ણવાળું સીતાનું મુખ રામચંદ્રનો વિયોગ થવાને લીધે, દિવસે ઊગેલા ચંદ્રની પેઠે જરા પણ શોભતું ન હતું.[૨૧,૨૨] એ વેળા રાક્ષસાધિપતિ રાવણના શ્યામવર્ણ શરીર પર રહેલાં કનકવર્ણાં સીતા શ્યામવર્ણા હાથી ઉપર રહેલી સુવર્ણની સાંકળ જેવાં શોભતાં હતાં.[૨૩] વળી કમળના કેસરા અથવા સુવર્ણ સમાન પીળા વર્ણવાળાં અને શુદ્ધ સુવર્ણનાં આભૂષણો ધારણ કરનારા સીતા રાવણના અંકમાં રહેલાં હોવાથી, વાદળમા પેઠેલી વીજળી સમાન શોભતાં હતાં.[૨૪] એ વેળા સીતાના આભૂષણોના કવણનથી, રાવણ પણ જાણે ગર્જના કરતો શ્યામ મેઘ જ હોય એવો જણાતો હતો.[૨૫] રાવણ જેને હરી જતો હતો એવાં સીતાના મસ્તક પરથી વેરાઈ જતાં પુષ્પો પૃથ્વી પર ચોમેર પડતાં હતાં; પણ રાવણના વેગથી ઉત્પન્ન થયેલા વાયુને લીધે એ સઘળાં પુષ્પો પુનઃ પણ રાવણની તરફ જ આવી વરસતાં હતા. કુબેરના નાના ભાઈ રાવણ ઉપર વરસતી પુષ્પોની અખંડિત ધારા ઉત્તમ મેરુ પર્વત ઉપર વરસતી નિર્મળ નક્ષત્રોની પંક્તિ સમાન જણાતી હતી.[૨૬–૨૮] એ સમયે સીતાના ચરણમાંથી વીજળીના સરખું તેજસ્વી અને રત્નજડિત એવું નૂપુર નીકળી પૃથ્વી પર પડી ગયું.[૨૯] એ વેળા ક્રોધને લીધે લાલ વર્ણના થયેલાં સીતાને વહન કરનારો શ્યામ અંગવાળો રાક્ષસાધિપતિ રાવણ સુવર્ણની ઝૂલને ધારણ કરનારા હાથીની પેઠે શોભતો હતો.[૩૦] જે વેળા કુબેરનો નાનો ભાઈ રાવણ સીતાને ઊંચકી આકાશમાર્ગે જતો હતો, ત્યારે જનકનંદિની સીતા પોતાના દેદીપ્યમાન તેજ વડે, જાણે આકાશમા મોટી ઉલ્કા જ હોય એવાં દેખાતાં હતાં.[૩૧] આકાશમાં ચાલતા રાવણના વેગને લીધે સીતાના અંગ પરનાં અગ્નિ સરખા પ્રકાશિત સઘળા આભૂષણો અંતરિક્ષમાંથી ખરતા તારાની પેઠે. એક પછી એક ખણખણાટ કરતાં પૃથ્વી પર પડવા લાગ્યાં.[૩૨] સીતાના હૃદસ્થળમાં રહેલો ચંદ્ર સમાન કાંતિવાળો ચંદ્રહાર રાવણના વેગથી તૂટીને, આકાશમાથી પડતી ગંગાની પેઠે પૃથ્વી પર જઈ પડ્યો.

આ વેળા નાના પ્રકારનાં પક્ષીઓથી વ્યાપ્ત થયેલાં વનમાંનાં સઘળાં વૃક્ષો ઉત્પાતવાયુથી કંપવા લાગીને પોતાની હાલતી શાખાઓ વડે જાણે સીતાને નિર્ભય રહેવા કહેતા હોય એવું જણાતું હતું.[૩૩,૩૪] ઉત્પાતને લીધે કરમાઈ ગયેલાં કમળોવાળી અને જેમાંના મત્સ્યાદિ જળચરો ત્રાસ પામી ગયાં હતા એવી વનની તળાવડીઓ પોતાની સખી સરખાં સીતાને ઉત્સાહરહિત જોઈ શોક કરવા લાગી.[૩૫] રાવણ પર ક્રોધ ચડવાને લીધે ચોમેરથી એકઠાં થયેલાં વનમાંનાં સિંહ, વ્યાઘ્ર, મૃગ તથા પક્ષીઓ વગેરે પણ આકાશમાર્ગે હરાતી સીતાના પૃથ્વી પર પડતા પડછાયાની પાછળ દોડવા લાગ્યાં. રાવણે કરેલું સીતાનું હરણ જોઈને વનમાંના પર્વતો પણ જાણે પોતાનાં શિખરોરૂપી હસ્તો ઊંચા રાખીને તથા જળનાં ઝરણાંરૂપે અશ્રુપાત કરીને આક્રોશ કરતા હોય એમ જણાતા હતા. સીતાહરણ જોઈને ભગવાન સૂર્ય પણ કાંતિહીન તથા પાંડુરવર્ણા થઈ ગયા.[૩૬]

આ વેળા સર્વ ભૂત–પ્રાણીઓ ટોળે મળીને ખેદ કરવા લાગ્યાં: 'અરેરે! જ્યારે આ દુષ્ટ રાવણ મહાસમર્થ રામચંદ્રની સ્ત્રી સીતાને હરી જાય છે, ત્યારે હવે આ જગતમાં દયા, સરળતા, સત્ય અને ધર્મ ક્યાંથી જ હોય?'

વનમાંનાં મૃગનાં બચ્ચાંઓ પણ સીતાને હરાતી જોઈ દીન મુખથી રુદન કરવા લાગ્યાં.[૩૭–૪૦] અત્યંત દુઃખને લીધે વારંવાર આક્રોશ કરતાં સીતાને જોઈને ઉદાસીન નેત્રો વડે રાવણ સામું નીરખતી વનદેવીઓ ત્રાસને લીધે થરથર ધ્રૂજવા લાગી. આ સમયે જનકનંદિની સીતા પોતાના મધુર સ્વરથી 'હા રામ! હા રામ! હા લક્ષ્મણ!' એવો આક્રોશ કરતાં હતાં અને રામ–લક્ષ્મણના દર્શનની ઇચ્છાથી વારંવાર પૃથ્વી પર જોતાં હતાં. સતીશિરોમણિ સીતા કે જેના મસ્તકના કેશ છૂટી ગયા હતા તથા લલાટમાંનું કુંકુમતિલક ભુસાઈ ગયું હતું તેનું દશગ્રીવ રાવણે પોતાના વિનાશાર્થે જ હરણ કર્યું. ૪૧,૪૨

રાવણે હરણ કરવાને લીધે પોતાના સંબંધીજનથી વિખૂટાં પડેલાં, નિર્મળ હાસ્યવાળાં અને સુંદર દાંતવાળાં જનકતનયા સીતા જ્યારે કોઈ પણ રીતે રામ–લક્ષ્મણને જોઈ શક્યાં નહિ, ત્યારે રાવણના ભયને લીધે તે અત્યંત પીડિત થઈ ગયાં અને તેમના મુખનો વર્ણ છેક ફિક્કો પડી ગયો.[૪૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૨ મો સર્ગ સંપૂર્ણ.

## સર્ગ ૫૩ મો

### રાવણનો ધિક્કાર–સીતાનાં વચનો

खमुत्पतन्तं तं दृष्ट्वा मैथिली जनकात्मजा ।
दुःखिता परमोद्विग्ना भये महति वर्तिनी ॥ १ ॥

મહાન ભયમાં આવી પડેલાં હોવાને લીધે અત્યંત ઉદ્વેગ પામેલાં જનકનંદિની સીતા પોતાને એકલી ઊંચકી આકાશમાર્ગે ઊડતા ભયંકર નેત્રવાળા રાવણને જોઈને ઘણાંજ દુઃખી થઈ ગયાં અને ક્રોધ તથા રુદન કરવાથી તેમનાં નેત્રો પણ લાલચોળ થઈ ગયાં. પછી તે અતિકરુણ સ્વરે રાવણ પ્રત્યે કહેવા લાગ્યાં:[૧,૨] 'હે અતિ નીચ રાવણ! શું તું આવાં નિંદ્ય કર્મોથી લજવાતો નથી કે જેથી આશ્રમમાં એકલી પડેલી મને ચોરીને નાસી જાય છે?[૩] હે દુષ્ટાત્મન્! મારું હરણ કરવાની ઇચ્છાવાળો તું જ મારા સ્વામીથી ભય પામીને કપટ વડે મૃગરૂપ ધરી મારા સ્વામી રામચંદ્રને આશ્રમથી ઘણે દૂર લઈ ગયો જણાય છે.[૪] વળી હે રાક્ષસોમાં અધમ! મારા સસરાનો પરમ મિત્ર એવો આ ગૃધ્ર 'જટાયુ' નામનો વૃદ્ધ પક્ષી, કે જે હાલમાં મારું રક્ષણ કરવા માટે ઉદ્યુક્ત થયેલો હતો, તેને પણ તેં પાડી દીધો છે; માટે ખરેખર, તારું પરાક્રમ અતિ ઉત્કૃષ્ટ દેખાય છે. પણ રે! તેથી શું થયું? શસ્ત્રરહિત એક વૃદ્ધ પક્ષીને તેં શસ્ત્ર વડે હણ્યો, એમાં શું આશ્ચર્ય! હે દુર્બુદ્ધિવાળા રાવણ! તું મારી આગળ પોતાનાં નામ તથા બળનું વર્ણન કરી, અતિ મગરૂર બને છે તેથી શું થયું? આખરે તો તું મને ચોરીને જ નાઠો છે, કાંઈ તેં યુદ્ધ કરી મને જીતી નથી![૫,૬] હે નીચ! પતિ વિના એકલી પડેલી મને–પરસ્ત્રીનું હરણ કરવારૂપ આવું નિંદ્ય કર્મ કરીને પણ તું લજવાતો કેમ નથી! ઓ પોતાને જ શૂરવીર માનનારા રાવણ! આ લોક વિષે સર્વ મનુષ્યો તારા આવા નિંદિત કર્મને અતિ ક્રૂર તથા અધર્મયુક્ત કહેશે.[૭,૮] ઓ પાપાત્મા! તેં પ્રથમ મારી આગળ જે તારાં બળ તથા શૌર્યની પ્રશંસા કરી હતી, તેને ધિક્કાર છે; તેમ જ એકાંતમાંથી પરસ્ત્રીનું હરણ કરવારૂપ તારું આ નિંદ્ય ચારિત્ર્ય કે જે તારા પોતાના કુળને કલંક લગાડનારું છે, તેને પણ ધિક્કાર છે! અરે, તું આમ અતિ વેગથી દોડ્યો જાય છે એટલે મારાથી શું બની શકે? પરંતુ જો તું ખરો શૂરવીર હોય તો જરા ધીમો ચાલ કિંવા એક મુહૂર્તમાત્ર ઊભો રહે કે જેથી તું જીવતો જઈ શકીશ નહિ.[૯,૧૦] એ બન્ને રાજપુત્રોની દૃષ્ટિએ પડ્યા પછી સૈન્ય સહિત તું એક મુહૂર્ત પણ જીવવાને સમર્થ નથી.[૧૧] અરે, જેમ વનમાં લાગેલા દાવાગ્નિને વનમાં વસતાં પશુ–પક્ષીઓ સહન કરવા સમર્થ નથી. તેમ તું કોઈ પણ પ્રકારે એ રામ–લક્ષ્મણનાં બાણોને સહન કરવા સમર્થ નથી![૧૨] માટે હે

રાવણ ! તું પોતાના હિતનો વિચાર કરી મને સત્વર છોડી દે, નહિ તો મારા હરણથી ક્રોધ પામેલા લક્ષ્મણ સહિત મારા ભર્તા રામચંદ્ર અવશ્ય તારા વિનાશનો યત્ન કરશે. હે દુષ્ટ ! તું નિંદ્ય વિચારને વશ થઈ મને બળાત્કારે હરી જાય છે, પણ તારો તે વિચાર મિથ્યા જ જશે.

હે નીચ ! શત્રુરૂપ તારે વશ પડવાને લીધે એ દેવ સરખા તેજસ્વી મારા ભર્તા રાઘવને નહિ દેખતી હું હવે લાંબો વખત જીવી શકું એમ નથી. હે રાવણ ! ખરેખર, તું પોતાના કલ્યાણનો કિંવા હિતનો વિચાર કરી શકતો નથી અને તેથી જ તું મરણના મુખમાં આવી પડેલા મનુષ્યની પેઠે વિપરીત આચરણ કરે છે. ખરું છે કે, 'મરણ-પથારીએ પડેલા પુરુષોને પથ્ય કહી પણ રુચતું નથી.' હે નિશાચર ! તું આવું ભય પામવા યોગ્ય નિંદ્ય કર્મ કરવાથી પણ ભય પામતો નથી, તેથી હું ધારું છું કે, અવશ્ય તું કંઠ વિષે કાળપાશથી બધાયેલો છે![૧૩–૧૮] અરે, મને લાગે છે કે, તું વૃક્ષોને સુવર્ણમય દેખે છે તથા રુધિરને વહન કરનારી ભયંકર વૈતરણી નદી તારા જોવામાં આવે છે![૧૯] ઓ રાવણ ! હાલમાં તું નરક માહેના અસિ-પત્ર વનને દેખતો હોઈશ; તેમ જ તપાવેલાં લાલ-ચોળ સુવર્ણ પુષ્પોવાળા, સુંદર વૈડૂર્યમણિ સરખા પત્રોવાળા અને લોઢાના કાંટાઓથી વ્યાપ્ત એવા ભયંકર શાલ્મલિ વૃક્ષને જોતો હોઈશ ! ઓ નિર્દય ! મહાત્મા રામચંદ્રનું આવું અપ્રિય કરવાને લીધે હવે તું વિષપાન કરનારાની પેઠે ઝાઝો વખત પોતાના જીવિતને ધારણ કરવા સમર્થ નથી. હે રાવણ ! ખરેખર, તું હવે કાળપાશ વડે બંધાઈ ચૂક્યો છે.[૨૦–૨૨] હે નીચ ! મારા ભર્તાનો અપરાધ કરીને હવે તું ક્યાં જઈ સુખ પામવાનો છે ? અરે, પોતાના બાંધવ લક્ષ્મણ વિના જેણે એકલાએ એક નિમેષમાત્રમાં જ ચૌદ હજાર રાક્ષસોને હણ્યા હતા, એવા મહાબળવાન અને સર્વ શસ્ત્રવિદ્યામાં પારંગત શ્રીમાન રામચંદ્ર પોતાની પ્રિય સ્ત્રીનું હરણ કરનારા તને પોતાનાં તીક્ષ્ણ બાણો વડે કેમ નહિ હણે ?"

એવી રીતે રાવણ પ્રત્યે અનેક પ્રકારના કઠોર વચનો કહીને ભય તથા શોકથી પીડાતાં જનક-નંદિની સીતા કરુણ સ્વરે વિલાપ કરવા લાગ્યાં. રામચંદ્રના ભયથી તથા સીતાના ભારથી જેના શરીરે કંપ છૂટતો હતો એવો પાપી રાવણ અતિશય પીડાને લીધે કરુણ સ્વરથી અનેકવિધ વિલાપ કરતા તથા પોતાના પંજામાંથી છૂટવા માટે તરફડિયાં મારતા સીતાને જોરથી પકડી રાખીને ઉતાવળે ચાલવા લાગ્યો.[૨૩–૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૫૪ મો

## સીતા સહિત રાવણનું લંકામાં જવું

ह्रियमाणा तु वैदेही कंचिन्नाथमपश्यती ।
ददर्श गिरिशृङ्गस्थान्पञ्च वानरपुङ्गवान् ॥ १ ॥

સીતાને ઊંચકીને રાવણ આકાશમાર્ગે ધસ-મસ્યો ચાલ્યો જતો હતો, તે સમયે સતીશિરોમણિ સીતા 'પોતાનું રક્ષણ કરનાર કોઈ આવી મળે એવા વિચારથી નીચે (પૃથ્વી પર) દૃષ્ટિ કરી રહ્યાં હતાં; એટલામાં એક પર્વતના શિખર પર બેઠેલા પાંચ ઉત્તમ વાનરો તેમની દૃષ્ટિએ પડ્યા.[૧] તેમને જોઈ સીતાએ વિચાર કર્યો: 'અહો ! આ ઘોર વન વિષે મારું રક્ષણ કરનાર કોણ હોય ? પરંતુ મારી શોધ કરવા નીકળેલા મારા ભર્તા કદાચ અહીં આવશે, તો આ વાનરો તેમને મારા સમાચાર કહેશે.' એમ વિચારી વિશાળ નેત્રવાળાં સીતાએ પોતાનું પીળું રેશમી ઉત્તરીય વસ્ત્ર તથા કાન વગેરેના ઉત્તમ આભૂષણો ઉતારી તે વાનરોની વચ્ચે નાખ્યાં. એ વેળા પીળા નેત્રવાળો રાવણ જોકે સીતાને ઊંચકીને ચાલ્યો જતો હતો, પરંતુ તેણે ચિત્તક્ષોભને લીધે સીતાએ નાખેલી આભૂષણોની પોટકી દીઠી નહિ. પર્વતના શિખર પર બેઠેલા પાંચે વાનરો પોતાની વચ્ચે ઊંચેથી આવી પડેલા વસ્ત્રાભૂષણોને જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા અને આકાશમાર્ગે 'હા રામ ! હા લક્ષ્મણ !' એવો આક્રોશ કરતા વિશાલાક્ષી સીતાને એકીટશે જોવા લાગ્યા.

સીતાનું હરણ કરવાથી અત્યંત હરખાતો રાક્ષસાધિપતિ રાવણ, જેમ કોઈ પુરુષ પોતાના

ઉત્સંગ વિષે મહાઝેરી દાઢવાળી નાગણને ગ્રહણ કરીને લઈ જાય, તેમ પોતાનાં મૃત્યુરૂપ સીતા કે જે રુદન કરતાં હતાં તેને ગ્રહણ કરી, પંપાસરોવર વટાવીને પણ આગળ ચાલ્યો. ધનુષ્યમાંથી છૂટેલા બાણની પેઠે વેગથી ચાલતો દશગ્રીવ રાવણ આકાશમાર્ગે થઈ, પૃથ્વી પરનાં અનેક વનો, નદીઓ, સરોવરો તથા પર્વતોને ઉલ્લંઘી, લંકાનગરી પ્રત્યે જવા લાગ્યો. છેવટે તે મોટાં મોટાં મગર–મત્સ્યાદિ જળચરોના નિવાસસ્થાનરૂપ તથા અક્ષય જળથી ભરેલા નદીઓના પતિ સમુદ્રના કિનારે જઈ પહોંચ્યો તથા તેનું પણ ઉલ્લંઘન કરીને લંકા પ્રત્યે ગયો. રાવણે હરેલાં સીતાને જોઈને અત્યંત ભય વડે સમુદ્ર ક્ષોભ પામ્યો અને તેમાં વસનારાં મત્સ્યાદિ જળચર પ્રાણીઓ છુપાઈ ગયાં. અંતરિક્ષમાં રહેલા સિદ્ધો, ચારણો તથા યક્ષજનો વગેરે સૌ કોઈ 'હે રાવણ ! તેં સીતાહરણરૂપ નિંદ્ય કાર્ય કર્યું, તેથી હવે તારો અંત આવશે' એવી વાણી બોલવા લાગ્યા; પરંતુ કોઈને પણ ન ગણકારતાં રાવણે પોતાના મૃત્યુરૂપ સીતાને ગ્રહણ કરીને લંકાનગરીમાં પ્રવેશ કર્યો.

રૂડી રીતે વિભાગ પાડેલા મોટા રાજમાર્ગોવાળી અને અસંખ્ય જનોથી વ્યાપ્ત એવી રમણીય લંકાનગરીમાં જઈને સીતા સહિત રાવણે પોતાના ભવ્ય અંતઃપુરમાં પ્રવેશ કર્યો અને જેમ મયદાનવ પોતાની આસુરી માયાને ગુપ્ત સ્થળે રાખે તેમ તેણે શોક તથા મોહથી વ્યાપ્ત થયેલાં સીતાને એ અંતઃપુરમાં રાખ્યાં. પછી સીતાની રખવાળી માટે ભયંકર મુખવાળી કેટલીક રાક્ષસીઓને રાખીને રાવણે તેઓને આજ્ઞા આપી: 'હે રાક્ષસીઓ ! હું તમને આજ્ઞા કરું છું કે, તમારે મારા હુકમ સિવાય કોઈ પણ સ્ત્રી અથવા પુરુષને સીતાનાં દર્શન પણ થવા દેવાં નહિ. આ સીતા મુક્તાફળ, હીરા, સુવર્ણ, વસ્ત્ર તથા આભૂષણો વગેરે જે કોઈ વસ્તુની ઇચ્છા કરે, તે સર્વ તેને મારી આજ્ઞાથી તમારે તુરત જ લાવી આપવાં. વળી હે રાક્ષસીઓ ! કદાચ આ સીતા તમારા પ્રત્યે અપ્રિય વચન બોલે, તોપણ તમારે તે સહન કરી લેવાં; પરંતુ તમારે તેની સામાં અપ્રિય વચન બોલવાં નહિ. આવો મારો હુકમ છતાં પણ તમારામાંથી જે કોઈ જાણીને કિંવા અજાણથી સીતા પ્રત્યે કાંઈ પણ અપ્રિય વચન કહેશે, તેને પોતાનું જીવિત વહાલું નથી એમ સમજવું.'

રાક્ષસીઓને આજ્ઞા આપી બ્રહ્મદેવના વરદાનથી મોહિત થયેલો મહાપ્રતાપી દશગ્રીવ રાવણ અંતઃપુરમાંથી બહાર નીકળી 'હવે શું કરવું ?' એ બાબત વિચાર કરવા લાગ્યો. પછી તેણે રુધિરનું પાન કરનારા અને મહાન પરાક્રમી એવા આઠ રાક્ષસોને બોલાવી તેઓનાં બળ–વીર્યની પ્રશંસા કરી કહ્યું:[૨–૧૯] 'હે મારા બળવાન યોદ્ધાઓ ! તમે જાણો છો કે, પૂર્વે મોટી સેના સહિત ખર રાક્ષસ જ્યાં રહેતો હતો તે જનસ્થાન હાલમાં ઉજ્જડ થયુ છે; માટે પોતપોતાનાં નાનાં પ્રકારનાં આયુધો ગ્રહણ કરીને તમે સર્વ ઉતાવળે ત્યાં જાઓ ! અને પૂર્વના રાક્ષસોના હણાઈ જવાથી શૂન્ય પડેલા એ પ્રદેશ વિષે પોતાના બળ તથા પુરુષાર્થનો આશ્રય કરી નિર્ભયપણે વસો.[૨૦,૨૧] હે યોદ્ધાઓ ! મેં પૂર્વે એ જનસ્થાન વિષે ખર–દૂષણના આધિપત્ય નીચે મોટું બળવાન સૈન્ય રાખ્યુ હતું; પરંતુ હમણાં રામની સાથે થયેલા યુદ્ધમાં રામનાં બાણો વડે ખર–દૂષણ સહિત તે સૈન્ય નાશ પામ્યું છે.[૨૨] હવે મારો અપૂર્વ ક્રોધ મારી ધીરજને દબાવીને વૃદ્ધિ પામે છે. રામ મારો કટ્ટો દુશ્મન થઈ ચૂક્યો છે અને તેની સાથે મારે મહાદારુણ વેર બંધાયુ છે. હું એ વેરનો બદલો લેવાની ઇચ્છા રાખું છું; માટે હવે મારા શત્રુ એ રામને હણ્યા વિના મને સુખે નિદ્રા આવનાર નથી.[૨૩,૨૪] રે, જ્યારે હું ખર–દૂષણને હણનારા એ રામનો વિનાશ કરીશ, ત્યારે જ અકસ્માત મહાધનને પ્રાપ્ત થયેલા નિર્ધનની પેઠે સુખ પામીશ. હે યોદ્ધાઓ ! જનસ્થાનમાં વસીને તમોએ નિરંતર રામનું વૃત્તાંત મને ગુપ્ત રીતે જણાવવું. તમો સર્વેએ પ્રમાદરહિત થઈ ત્યાં નિવાસ કરવો અને રામના વધ માટે નિરંતર પ્રયાસ કરવો.[૨૫,૨૬] હે વીર રાક્ષસો ! મેં કેટલાયે સંગ્રામો વિષે તમારું બળ જોયુ છે, માટે જ હાલમાં જનસ્થાન વિષે

વસવા માટે તમને આજ્ઞા આપું છું.[૨૭,૨૮]

ગંભીર અર્થવાળાં રાવણનાં વચન સાંભળી તેને પ્રણામ કરીને એ આઠે રાક્ષસો પોતાની અંતર્ધાનવિદ્યાના બળે કરી ગુપ્ત રીતે લંકા છોડીને જનસ્થાન પ્રત્યે વિદાય થયા.[૨૯] પછી લંકામાં સીતાને હરી લાવેલો રાવણ રામચંદ્રની સાથે મોટું વેર બાંધીને મોહને લીધે અત્યંત હર્ષ પામવા લાગ્યો.[૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૪મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૫મો

### રાવણનો વૈભવ-કામાતુર રાવણની સીતાને વિનવણી

**सन्दिश्य राक्षसान्घोरान्रावणोऽष्टौ महाबलान्।**
**आत्मानं बुद्धिवैक्लव्यात्कृतकृत्यममन्यत ॥ १ ॥**

ભયંકર દેહવાળા અને મહાપરાક્રમી એવા આઠ રાક્ષસોને જનસ્થાન પ્રત્યે મોકલી દશગ્રીવ રાવણ મૂર્ખતાને લીધે પોતાના આત્માને કૃતકૃત્ય માનવા લાગ્યો.[૧] વારંવાર સીતાનું ચિંતન કરતો અને કામબાણોથી પીડાતો રાવણ સીતાનાં દર્શનની ઇચ્છાથી પુનઃ પણ અંતઃપુરમાં ગયો.[૨] ત્યાં જઈ રાક્ષસાધિપતિ રાવણે રાક્ષસીઓની મધ્યે અતિ દુઃખી અવસ્થામાં બેઠેલાં સીતાને જોયા.[૩] એ વેળા સમુદ્રમાં પવનના તોફાનને લીધે ડૂબવાની અણી પર આવેલી નૌકાની પેઠે સતીશિરોમણિ સીતા અતિ દુઃખને લીધે દીન થઈ ગયા હતાં. તેમનાં નેત્રોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. રાક્ષસીઓના ટોળામાં નીચે મુખે બેઠેલાં સીતા મૃગોનાં યૂથથી વિખૂટી પડી કૂતરીઓના ટોળાથી વીંટાયેલી હરિણી જેવાં જણાતા હતાં.[૪,૫]

રાક્ષસેશ્વર રાવણ શોકને લીધે અતિ દીન બનેલા તથા પોતાને વશ નહિ થયેલાં સીતાને કોઈ પણ પ્રકારે લોભાવવાની ઇચ્છાથી તુરત જ તેમની આગળ આવ્યો અને ઘણી ઘણી રીતે તેમને સમજાવવા લાગ્યો. એમ કરતા પણ જ્યારે સીતાનું મન જરાય પીગળ્યું નહિ, ત્યારે દુષ્ટ રાવણ તેમને બળાત્કારે ઊંચકીને ચાલ્યો અને દેવમંદિર સરખો પોતાનો ભવ્ય રાજમહેલ દેખાડવા લાગ્યો.

રાવણનો રાજમહેલ જુદા જુદા હર્મ્ય તથા પ્રાસાદોથી વ્યાપ્ત હતો. તેમાં હજારો રમણીઓ ફરતી હતી. નાના પ્રકારના પક્ષીઓના મનોહર શબ્દો થઈ રહ્યા હતા. જ્યાંત્યાં અનેક રત્નો જડેલાં જોવામાં આવતાં હતાં. હાથીદાંત, સુવર્ણ, સ્ફટિક અને રૂપાના સ્તંભો વજ્ર તથા વૈડૂર્ય આદિ અમૂલ્ય રત્નોથી જડેલા હોવાને લીધે દૃષ્ટિને આકર્ષણ કરી આનંદ ઉપજાવતા હતા. તેના દ્વાર આગળ દિવ્ય દુંદુભિ ગડગડી રહ્યા હતા તથા દ્વાર ઉપર સુવર્ણના તોરણો લટકી રહ્યાં હતા. એવા અલૌકિક શોભાવાળા રાજમહેલમાં આવેલા પોતાના રંગભવન પ્રત્યે જવા માટે સીતા સહિત રાવણે સુવર્ણની સીડી પર ચડવા માંડ્યું.[૬-૯] રાવણના રાજમહેલની પ્રત્યેક ભીંત સુવર્ણની જાળીવાળા હાથીદાંતના તથા રૂપાના ઝરૂખા વડે શોભી રહી હતી.[૧૦] પાપાત્મા દશગ્રીવે પોતાના રાજમહેલની અંદર ચારે બાજુ ફરીને ચૂનાથી ધોળી સફેદ કરેલાં તથા અનેક પ્રકારના મણિઓથી ચિત્રવિચિત્ર જણાતાં સર્વ સ્થળો, નાના પ્રકારના પુષ્પોની સુગંધવાળા બગીચા અને ક્રીડા કરવા માટે બનાવેલી દીર્ઘિકા તથા પુષ્કરિણીઓ વગેરે સઘળા સ્થળો સીતાને દેખાડ્યા; પરંતુ શોકમગ્ન સીતાને એથી જરાયે આનંદ થયો નહિ; ત્યારે વળી અન્ય રીતે લોભાવવાને દશગ્રીવ તેમને કહેવા લાગ્યો :[૧૧-૧૩]

હે સીતા ! શું તું મારા વૈભવને હજી નથી જાણતી ? અરે, બાળ તથા વૃદ્ધો સિવાય બાકીના બત્રીસ કરોડ રાક્ષસો કે જેઓ ભયંકર પરાક્રમવાળા વીર યોદ્ધાઓ છે તેઓનો હું સ્વામી છું. અરે, મારા એકલાના જ કાર્યમાં એક હજાર સેવકો તો હાજર રહે છે ![૧૪,૧૫] હે વિશાલાક્ષી ! એવા પ્રકારનું મારું સઘળું રાજ્યતંત્ર તથા મારું જીવિત હવે તારે અધીન છે; કેમ કે તું મને પ્રાણ કરતા પણ વિશેષ પ્રિય થઈ પડી છે. હે પ્રિયા સીતા ! તું મારી ભાર્યા થઈને મારા અંતઃપુરમાં રહેલી

હજારો શ્રેષ્ઠ સ્ત્રીઓની ઈશ્વરી થા.[૧૬,૧૭] હે સીતા ! તું મારા હિતવચનને માન; આમ અવળી બુદ્ધિ કરવાથી તને શું ફળ મળે એમ છે ? માટે કામનાં બાણોથી તપી રહેલા મને અંગીકાર કરી મારા પર કૃપા કર.[૧૮] હે સીતા ! આ મારી રાજધાની લંકા સો યોજનનાં વિસ્તારવાળા સમુદ્રથી ઘેરાયેલી હોવાને લીધે તેનો, ઇંદ્ર સહિત સર્વ દેવો તથા અસુરો પણ પરાભવ કરવાને સમર્થ નથી.[૧૯] તેમ જ આખા ત્રૈલોક્યમાં વસતા દેવો, ગંધર્વો, યક્ષો અને ઋષિઓ વગેરેમાં કોઈ પણ મારા સરખો પરાક્રમી હોય એવું હું દેખતો નથી. હે સીતા ! રાજ્યથી ભ્રષ્ટ થવાને લીધે દીન બની ગયેલા તપસ્વી, ધર્મને આચરનારા, અલ્પ તેજવાળા અને પગપાળા ચાલનારા મનુષ્યરૂપ રામનું હવે તારે શું પ્રયોજન છે ?[૨૦,૨૧] હે સીતા ! તારે યોગ્ય પતિ તો હું જ છું, માટે તું મને ભજ. હે ભીરુ ! તું મારી સાથે રમણ કરી અધ્રુવ એવી યુવાવસ્થાનું સુખ ભોગવ.[૨૨] હે સીતા ! હવે તું રામનાં દર્શનની જરા પણ આશા રાખીશ નહિ; કેમ કે આટલે દૂર–સમુદ્ર ઓળંગીને આવવા રામ મનોરથે કરીને પણ શક્તિમાન નથી; અર્થાત્ રામનું મન પણ અહીંયાં આવી શકે એમ નથી તો તે જાતે તો આવે જ શી રીતે ? છતાં કદાચ કોઈ ઉપાય વડે કરીને રામ અહીંયાં આવે તોપણ તેનાથી શું વળે તેમ છે ? કેમ કે જેમ આકાશમાંના મહાવેગવાળા વાયુને દોરડાં વડે બાંધવાને તથા દેદીપ્યમાન અગ્નિની નિર્મળ શિખાને ગ્રહણ કરવાને કોઈ પણ શક્તિમાન નથી; તેમ હે શોભના ! મારા હાથ નીચે આવેલી તને, પોતાના પરાક્રમે કરી છોડાવીને લઈ જાય એવા કોઈ સમર્થ પુરુષને હું ત્રૈલોક્ય વિષે પણ જોતો નથી ![૨૩–૨૫] માટે તું રાજ્યાભિષેકના જળ વડે આર્દ્ર થઈ લંકાના મોટા રાજ્યનું પાલન કર અને સંતુષ્ટપણે મને રમણ કરાવ. હે જાનકી ! એમ થવાથી મારા સરખા બળવાન સર્વ રાક્ષસો, દેવો અને આખું સચરાચર જગત તારી આજ્ઞા ઉઠાવનાર થશે. અરે, તારું પૂર્વજન્મનું જે કાંઈ દુષ્કૃત હતું તે તો વનવાસથી નિવૃત્ત થઈ ગયું છે અને તું તારા પુણ્યયોગથી જ અહીંયાં આવી છે; માટે પોતાના પુણ્યના ફળરૂપ સુખને ભોગવ. હે મૈથિલી ! અહીં મારી સાથે તું દિવ્ય ગંધ, પુષ્પ તથા ઉત્તમ આભૂષણ આદિ પદાર્થોનો ઉપભોગ કર. હે સુશ્રોણી ! મારા ભાઈ કુબેરનું સૂર્ય સમાન પ્રકાશતું વિમાન કે જે ઘણું વિશાળ, રમણીય અને મનના જેવા વેગવાળું છે તથા જેને મેં યુદ્ધમાં બળાત્કાર વડે મેળવ્યું છે, તેને વિષે મારી સાથે બેસી તું તારી ઇચ્છામાં આવે તેમ વિહાર કર. હે વરારોહા ! હવે તું શોકનો ત્યાગ કર; કેમ કે કમળ સરખું રળિયામણું અને નિર્મળ ચંદ્ર સરખું સુશોભિત તારું મુખ શોકપીડિત હોવાને લીધે શોભતું નથી.'

રાક્ષસરાજ રાવણનાં ઉપર્યુક્ત વચનો સાંભળી અતિ દુઃખને લીધે સીતાનું હૃદય ભરાઈ આવ્યું અને તે પોતાના ચંદ્ર સરખા મુખારવિંદને વસ્ત્રના છેડા વતી ઢાંકીને ધીમે ધીમે અશ્રુ ખેરવવા લાગ્યાં. એ પ્રમાણે ચિંતાને લીધે અસ્વસ્થ ચિત્તવાળાં તથા કાંતિરહિત થઈ ગયેલા સીતાને જાણે ધ્યાનમગ્ન જ થયાં હોય, એમ બેઠેલાં જોઈને રાવણ પુનઃ પણ બોલ્યો : 'હે વૈદેહી ! હવે તારે પોતાના પતિનો પરિત્યાગ તથા પરપતિનો અંગીકાર કરવારૂપ ધર્મલોપથી શરમાવું યોગ્ય નથી;[૨૬–૩૪] કેમ કે હે દેવી ! તારી સાથે જોડવામાં આવનારો મારો સ્નેહસંબંધ ઋષિઓએ સ્મૃતિઓમાં વર્ણવેલો હોવાથી શાસ્ત્રસંમત છે.× વળી હે દેવી ! હું તારો વશીભૂત દાસ છું અને મારાં દશે મસ્તકો વડે તારાં કોમળ ચરણોને સ્પર્શ કરું છું; માટે તું સત્વર મારા પર કૃપા કર. હે સીતા ! આ દશગ્રીવ રાવણ પોતાનાં મસ્તક વડે કદી પણ સ્ત્રીજાતિને પ્રણામ કરે જ નહિ, માટે તારે સમજવું જોઈએ અને કામપીડાને લીધે મેં કહેલાં વચનો તારે માન્ય કરવાં જોઈએ.' એ પ્રમાણે કહીને કામને વશ થયેલો દશગ્રીવ રાવણ જનકનંદિની સીતાને પોતાની સ્ત્રીરૂપ જ માનવા લાગ્યો.[૩૫–૩૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૫ મો સર્ગ સંપૂર્ણ

---

× બળાત્કારથી હરણ કરી જે સ્ત્રીનો વિવાહ કરવામાં આવે, તેને સ્મૃતિકારો 'રાક્ષસ વિવાહ' કહે છે.

## સર્ગ ૫૬ મો

### સીતાનો પતિપ્રેમ, રાવણનો તિરસ્કાર અને અશોકવનમાં નિવાસ

सा तथोक्ता तु वैदेही निर्भया शोककर्षिता ।
तृणमन्तरतः कृत्वा रावणं प्रत्यभाषत ॥ १ ॥

રાવણનાં વચન સાંભળી, શોકથી વ્યાપ્ત થયેલાં જનકતનયા પોતાની તથા રાવણની વચમાં અંતરરૂપે એક તરણું મૂકીને+ નિર્ભયપણે* કહેવા લાગ્યાં:[1] 'હે રાવણ! ધર્મની અચળ મર્યાદારૂપ તથા સર્વત્ર પ્રસિદ્ધ એવા સત્યવાદી મહારાજા દશરથ, કે જે મારા સસરાજી હતા, તેના પુત્ર રામચંદ્ર મારા પતિ છે.[2] અરે! એ ધર્માત્મા રામચંદ્ર પણ ત્રણે લોક વિષે વિખ્યાત, દીર્ઘ ભુજાઓવાળા તથા વિશાળ નેત્રવાળા છે, તે જ મારા સાક્ષાત દેવરૂપ ભર્તા છે.[3] અને મહાપ્રતાપી ઇક્ષ્વાકુકુળમાં ઉત્પન્ન થયેલા અને સિંહ સમાન સ્કંધવાળા મહાતેજસ્વી રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણ સહિત અહીં આવીને અવશ્ય તારો વધ કરશે.[4] ઓ બીકણ! જો તેં રામચંદ્રના દેખતાં મારું હરણ કર્યું હોત, તો તે જ સમયે તું તારા ભાઈ ખરની પેઠે ગતપ્રાણ થઈ જનસ્થાનની ભૂમિમાં શયન કરત![5] હે મિથ્યાભિમાની! તેં ભયંકર સ્વરૂપવાળા અને મહાન્ બળવાળા જે રાક્ષસોનું મારી આગળ વર્ણન કર્યું, તેઓ સર્વ તો ગરુડની આગળ રહેલા સર્પોની પેઠે મારા ભર્તા રામચંદ્રની આગળ નિર્બળ જ છે.[6] અરે, જેમ ગંગાના પૂરની લહરીઓ તેના તટને ભેદી નાખે છે, તેમ રામચંદ્રના ધનુષ્યમાંથી છૂટેલાં સુવર્ણભૂષિત બાણો અંગને ભેદી નાખશે.[7] હે રાવણ! જોકે તું અસુરો તથા દેવોથી અવધ્ય હોઈશ, પરંતુ મારા સ્વામી રામચંદ્રની સાથે વેર બાંધીને તું કદી પણ જીવતો રહેનાર નથી.[8] હે રાવણ! હવે તારા બાકી રહેલા જીવિતનો અંત આણનાર મહાબળવાન રામચંદ્ર જ છે. જેમ યજ્ઞસ્તંભે બંધાયેલા પશુને જીવવું દુર્લભ હોય છે. તેમ હવે તારે જીવવુ દુર્લભ છે.[9] અરે, મારા ભર્તા રામચંદ્રની માત્ર ક્રોધપૂર્ણ દૃષ્ટિ જ તારા પર પડે, એટલામાં શંકરના ક્રોધાગ્નિથી બળી ભસ્મ થયેલા કામદેવની પેઠે તું બળીને ભસ્મ થઈ જાય તેમ છે.[10] અરે. જે રામચંદ્ર આકાશમાંથી ચંદ્રને પાડવાને કિંવા નાશ કરવાને તથા સમુદ્રનું શોષણ કરવા સમર્થ છે, તે રામચંદ્ર અવશ્ય અહીંથી મને છોડાવશે.[11] ઓ રાવણ! હવે ખરેખર તારી શ્રી, પ્રાણ, બળ તથા ઇંદ્રિયો વગેરે નાશ પામવાની અણી પર આવેલાં છે. હે રાવણ! હવે અલ્પ સમયમાં આ તારી લંકાનગરી વિધવા થશે.[12] અરે, તારા પર ભાવ વિનાની મને મારા પતિની ગેરહાજરીમા તું બળાત્કારે હરી લાવ્યો છે. એ તારું મોટું પાપકર્મ છે. એ તને જરાયે સુખ થવા દેશે નહિ.[13] હે રાવણ! મોટી કાંતિવાળા મારા ભર્તા રામચંદ્ર કે જે મારા દિયરજી શ્રીમાન લક્ષ્મણની સાથે પોતાના બળના આશ્રયે કરી નિર્ભયપણે દંડકારણ્યમાં વસે છે, તે સંગ્રામ વિષે પોતાનાં અમોઘ બાણો વરસાવીને તારાં અંગોમાં રહેલાં વીર્ય, બળ. ગર્વ તથા અમર્યાદપણાને અવશ્ય દૂર કરશે[14,15] કહ્યુ છે કે :

यदा विनाशो भूतानां दृश्यते कालचोदितः ।
तदा कार्ये प्रमाद्यन्ति नराः कालवशङ्गताः ॥

જ્યારે કાળે કરી પ્રાણીઓનો વિનાશકાળ સમીપ આવે છે, ત્યારે કાળવશ થયેલા પુરુષો કર્તવ્યાકર્તવ્યમાં વિવેકરહિત થઈ જાય છે.[16] તે પ્રમાણે હે રાક્ષસાધમ! મારું હરણ કરવાથી તારો પોતાનો, સર્વ રાક્ષસોનો તથા તારા આ આખા અંતઃપુરનો વિનાશકાળ નજીકમા આવી પહોંચ્યો છે, એમ તું જાણ. જેમ યજ્ઞમંડપની મધ્યે રહેલી સ્રુક્-સ્રુવાદિ યજ્ઞપાત્રોથી સુશોભિત અને બ્રાહ્મણોએ વેદમંત્રો ભણી પવિત્ર કરેલી વેદીને સ્પર્શ કરવાને ચાંડાળ

+ સાક્ષાત્ પરપુરુષની સાથે વાર્તાલાપ કરવાથી સ્રીને પાપ લાગે છે, તેનું નિવારણ કરવા અર્થે સીતાએ પોતાની તથા રાવણની વચ્ચે તૃણ વડે અંતર રાખ્યુ

* 'રાવણ જો બળાત્કારથી પરસ્રીનો ઉપભોગ કરે, તો તેનું તુરત જ મૃત્યુ નીપજે' એવો એક અપ્સરાએ શાપ આપ્યો હતો એ વાતને સીતા સારી રીતે જાણતાં હતા, તેથી તે નિર્ભયપણે રાવણ પ્રત્યે કહેવા લાગ્યા

સમર્થ નથી, તેમ હે રાક્ષસાધમ! નિરંતર ધર્મનું જ આચરણ કરનારા શ્રીમાન રામચંદ્રની ધર્મપત્ની એવી મને પાપી એવો તું સ્પર્શ કરવાને કોઈ રીતે સમર્થ નથી.[૧૭-૧૯] હે રાવણ! કમળસમૂહ વિષે રાજહંસની સાથે ક્રીડા કરનારી હંસિની જળમાંનાં શેવાળયુક્ત તૃણની અંદર ફરનારા જળકાકને કદી પણ પ્રેમથી જુએ ખરી કે? હે રાક્ષસ! ભલે, તું આ મારા જડ શરીરને બાંધ અથવા તો તેનો વિનાશ કર, તેથી મને કાંઈ પણ હાનિ નથી. હું મારા જીવિતની તથા શરીરની રક્ષા કરવા ઇચ્છતી જ નથી; માત્ર મારા એક પાતિવ્રત્યના રક્ષણ અર્થે જ ઇચ્છું છું.[૨૦,૨૧] અરે, 'સીતા અસતી થઈ' એવી પૃથ્વી પર પોતાની અપકીર્તિ કરાવીને જીવવું, એ કરતાં તો મરણ ઘણું જ ઉત્તમ છે.'

અતિશય ક્રોધમાં આવેલાં સીતા રાવણ પ્રત્યે ઉપર્યુક્ત કઠોર વચનો કહી વિરામ પામ્યાં, ત્યારે રાવણ પણ રુવાંટાં ઊભાં કરે એવાં સીતાનાં કઠોર વચનો સાંભળીને તેને ભય દશાવવા અર્થે કહેવા લાગ્યો: 'હે મૈથિલી! હવે તું મારું છેલ્લું વચન સાંભળ. તું મારું કહ્યું માનતી નથી; પણ જા, અત્યારે હું તને જતી કરું છું અને બાર મહિનાની મુદત આપું છું. હે નિર્મળ હાસ્યવાળી! જો તેટલા સમયની અંદર તું મારી સાથે પ્રીતિ નહિ બાંધે, તો પછી હે ભામિની! મારા રસોઇયાઓ મારા પ્રાતઃકાળના ભોજનને અર્થે તારા ટુકડે ટુકડા કરશે.[૨૨-૨૫] એ પ્રમાણે સીતાને કઠોર વચનો સંભળાવી શત્રુઓને ત્રાસ ઉપજાવનારા રાવણે ભયંકર સ્વરૂપવાળી અને માંસ તથા રુધિરનું ભોજન કરનારી કેટલીએક રાક્ષસીઓને આજ્ઞા આપી: 'હે રાક્ષસીઓ! તમે સર્વ મળીને સત્વર આ સીતાના ગર્વ-અભિમાનને ઉતારો.[૨૬,૨૭]

રાવણની આજ્ઞા થતાં જ ભયંકર સ્વરૂપવાળી ક્રૂર રાક્ષસીઓએ સીતાને ઘેરી લીધાં. એટલામાં વળી બે ચાર ડગલાં ચાલી વળી પાછો અતિક્રોધમાં આવેલો રાવણ પોતાના ચરણ પછાડી જાણે પૃથ્વીને વિદારણ કરતો હોય, એમ રાક્ષસીઓ પ્રત્યે કહેવા લાગ્યો: 'અરે, ઓ રાક્ષસીઓ! હાલમાં આ સીતા મારા અંતઃપુર વિષે રહેવા યોગ્ય નથી; માટે તમે તેને અશોકવનમાં લઈ જાઓ અને ત્યાં તમે સર્વ મળીને, અન્ય કોઈ પણ પુરુષ જાણે નહિ એવી રીતે સીતાની રક્ષા કરો.[૨૮-૩૦] જેમ વનમાંની હાથિણીને અનેક પ્રકારથી વશ કરવામાં આવે છે. તેમ ત્યાં રહીને તમે આ સીતાને અનેક પ્રકારના સાંત્વનાનાં વાક્યો વડે, રૂડી શિખામણથી અને છેવટે ભયંકર તિરસ્કારનાં વચનોથી પણ મારે વશ કરો.'

રાવણની આજ્ઞા થવાથી સર્વ રાક્ષસીઓ સીતાને સાથે લઈને અશોકવાટિકા પ્રત્યે ગઈ. એ વાટિકા વિષે સર્વ મનોરથો પૂર્ણ કરે એવાં નાના પ્રકારનાં પુષ્પ તથા ફળના ભારથી લચી ગયેલાં વૃક્ષો શોભી રહ્યાં હતાં તથા નિરંતર મદમત્ત રહેનારાં અનેક પક્ષીઓના મધુર શબ્દો સંભળાતા હતા.[૩૧-૩૩] એ રમણીય વાટિકા વિષે શોક વડે પીડાતાં જનકનંદિની સીતા જેમ કોઈ હરિણી વાઘણોના પંજામાં સપડાઈ જાય, તેમ તે રાક્ષસીઓના પંજામાં આવી પડ્યાં.[૩૪] મહાન શોકથી ત્રાસ પામેલાં જનકતનયાને પાશથી બંધાયેલી હરિણીની પેઠે ત્યાં જરાયે સુખ થયું નહિ.[૩૫] બિહામણાં નેત્રવાળી રાક્ષસીઓના અતિ તિરસ્કારયુક્ત વચનો સાંભળવાથી ભય અને શોક વડે પીડાતાં સ્ત્રીશિરોમણિ સીતાને એ રમણીય વાટિકામાં જરાયે સુખ મળ્યું નહિ અને પોતાના પ્રિય પતિનું તથા દિયરનું સ્મરણ થવાથી તે વારંવાર અચેતન થઈ જવા લાગ્યાં.[૩૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૬મો સર્ગ સંપૂર્ણ

# પ્રક્ષિપ્ત સર્ગ×

## સીતાને સહાય-ઇંદ્રે આપેલું હવિષ્યાન્ન

प्रवेशितायां सीतायां लङ्कां प्रति पितामहः।
तदा प्रोवाच देवेन्द्रं परितुष्टं शतक्रतुम् ॥ १ ॥

જ્યારે રાવણે સીતાને લંકામાં લઈ જઈ, અશોકવાટિકામાં પ્રવેશ કરાવ્યો, ત્યારે બ્રહ્મદેવે સીતાનું હરણ થયેલું જોઈ પ્રસન્ન થયેલા* દેવરાજ ઇંદ્રને પોતાની પાસે બોલાવીને કહ્યું:[૧] 'હે ઇંદ્ર! દુરાત્મા રાવણે ત્રણે લોકના હિતને અર્થે તથા રાક્ષસોના અહિતને અર્થે સીતાને લંકામાં પ્રવેશ કરાવ્યો છે.[૨] નિત્ય સુખમાં ઊછરેલા મહાભાગ્યવતી સીતા, જે મહાન પતિવ્રતા છે અને નિરંતર પોતાના સ્વામી(રામચંદ્ર)નાં દર્શનની લાલસાવાળાં છે, તે હાલમાં લંકાનગરી વિષે રાક્ષસીઓથી વીંટાઈને બેઠેલા છે અને તેમને પોતાના સ્વામીનાં દર્શનને બદલે દુષ્ટ રાક્ષસીઓનાં દર્શન થાય છે. વળી રાવણની લંકાનગરી સમુદ્રની મધ્યે આવેલી છે, એટલે ત્યાં દુઃખયુક્ત સીતાને રામચંદ્ર શી રીતે જાણી શકશે? હે ઇંદ્ર! હું તો ધારું છું કે, ઘણે ભાગે એ સીતા હવે રામચંદ્રને મળવાં દુર્લભ છે. રામચંદ્રનો વિયોગ થવાને લીધે સતીશિરોમણિ સીતા પોતાની પ્રાણયાત્રા– કરતાં નથી. એથી નિશ્ચય તે પોતાના પ્રાણોનો ત્યાગ કરશે અને જો એમ થશે તો પછી આપણું સર્વનું ઇષ્ટ કાર્ય અટકી પડશે; માટે હે ઇંદ્ર! તું ઉતાવળે સીતાની પાસે જા અને તેને મળી રૂડી રીતે સાંત્વન કરી ઉત્તમ હવિષ્યાન્નનું ભોજન કરાવ.[૩–૭]

બ્રહ્મદેવની આજ્ઞા થતાં જ 'પાક' નામના દૈત્યને હણનારો ઇંદ્ર નિદ્રાદેવીને સાથે લઈને રાવણની લંકાનગરીમાં આવ્યો.[૮] ત્યાં આવી ઇંદ્રે નિદ્રાદેવીને કહ્યું: 'હે નિદ્રે! તું દેવોનું કાર્ય સિદ્ધ કરવાને અર્થે આ લંકાનગરીમાં વસનારાં સર્વ સ્ત્રીપુરુષોને મોહિત કર, અર્થાત્ નિદ્રાવશ કર!' ઇંદ્રની આજ્ઞાથી પરમ હર્ષિત થયેલી નિદ્રાદેવીએ તુરત જ સર્વ રાક્ષસો તથા રાક્ષસીઓને ગાઢ નિદ્રાવશ કર્યાં. પછી શચિના પતિ સહસ્રાક્ષ ઇંદ્રે અશોકવાટિકામાં સીતાની પાસે જઈ કહ્યું: 'હે નિર્મળ હાસ્યવાળાં જાનકી! તમારું કલ્યાણ થાઓ! હું દેવોનો રાજા ઇંદ્ર છું અને રામચંદ્રના કાર્યની સિદ્ધિ માટે તમારી પાસે આવ્યો છું. હે જનકનંદિની! તમે શોચ કરશો નહિ. હું તમને સહાય કરીશ.[૯–૧૨] હે કલ્યાણી! મારી કૃપાથી તમારા સ્વામી રામચંદ્ર પોતાની સેના સહિત સમુદ્ર ઓળંગીને અહીં આવશે અને તમને દુઃખમાંથી મુક્ત કરશે. હે સીતા! આ સઘળી રાક્ષસીઓને મેં જ મારી માયા વડે નિદ્રાવશ કરી છે.[૧૩] ને નિદ્રાદેવી સહિત હું તમારે માટે જ આ ઉત્તમ હવિષ્યાન્ન લઈને જાતે જ આવ્યો છું; માટે હે કલ્યાણી! જો તમે આ ઉત્તમ હવિષ્યાન્નનું ભોજન કરશો, તો દશ હજાર વર્ષ સુધી તમને ક્ષુધા કિંવા તૃષા બાધ કરશે નહિ.'

એકાએક ગુપ્ત વેષે આવેલા ઇંદ્રનું વચન સાંભળી સતીશિરોમણિ સીતાના મનમાં શંકા થઈ કે, 'કદાચ રાક્ષસો પોતાની માયા વડે મને કોઈ પણ પ્રકારે ભુલાવી ભ્રષ્ટ કરવા તો નહિ ઇચ્છતા હોય?' એવી શંકાથી તેમણે ઇંદ્ર પ્રત્યે કહ્યું: 'અહો!! આ રાક્ષસોની નગરી વિષે તું શચિનો પતિ દેવરાજ ઇંદ્ર છે, એ હું કેવી રીતે જાણી શકું? હે દેવેંદ્ર! મેં રામ–લક્ષ્મણની સમીપ રહેતી વેળા દેવતાઓના ચિહ્નો જોયા છે જો તું પોતે જ દેવરાજ ઇંદ્ર હોય, તો તેનાં પોતાનાં ચિહ્નો મને પ્રકટ રીતે દર્શાવ.' સીતાના વચન સાંભળી તેના મનની શંકા દૂર કરવા અર્થે શચિપતિ ઇંદ્રે તુરત જ પોતાનું દિવ્ય સ્વરૂપ ધારણ કર્યું. એ વેળા

× આ સર્ગ પ્રક્ષિપ્ત (પાછળથી ઉમેરાયેલો) હોય એમ જણાય છે તેના પર કોઈ પણ સંસ્કૃત ટીકાકારે ટીકા લખી હોય એવું જણાયું નથી છતાં પ્રસંગને અનુકૂળ અને ઉત્તમ છે તેમ જ પ્રચલિત પ્રતોમાં તે આવતો હોવાથી અમે પણ અહીં તે આપીએ છીએ.

* સીતાનું હરણ કરવાથી દુષ્ટ રાવણનો અંત જલદી આવશે, એવા વિચારથી ઇંદ્ર પ્રસન્ન થયો હતો.

– જેથી પ્રાણો સારી રીતે રહી શકે અને પોતપોતાનું કાર્ય કરી શકે તેને પ્રાણયાત્રા કહે છે. અન્ન વગેરેનું ભોજન કરવું તે.

તે ઇંદ્ર ચરણ વડે પૃથ્વીને અડક્યા વિના અદ્ધર જ ઊભો હતો, તેનાં નેત્રો મેષોન્મેષરહિત હતાં. શરીર પર દિવ્ય અને નિર્મળ વસ્ત્રો પહેર્યાં હતાં અને કંઠમાં તથા મસ્તકના મુકુટમાં રહેલાં પુષ્પો કરમાયા વિનાનાં જણાતાં હતાં. એ પ્રમાણે સાક્ષાત્ દેવોનાં લક્ષણયુક્ત ઇંદ્રને જોઈ અત્યંત હર્ષ પામેલાં સીતા રઘુવીરનું સ્મરણ કરી કહેવા લાગ્યાં: 'હે દેવરાજ! આજે પોતાના બંધુ લક્ષ્મણ સહિત મોટી ભુજાઓવાળા મારા ભર્તા રામચંદ્રનું નામ મારા સાંભળવામાં આવ્યું, એથી હું પોતાને અહોભાગ્ય માનું છું.[૧૪–૨૦] હે દેવેંદ્ર! મારા સસરા દશરથ રાજાને તથા મારા પિતા જનકરાયને જોઈને મને જેટલો હર્ષ થાય છે, તેટલો જ હર્ષ આજે મને તારાં દર્શનથી થયો છે; કેમ કે તારાથી જ મારા પતિ સનાથ છે. હે સહસ્રાક્ષ! હવે હું તારી આજ્ઞાથી દૂધ વડે સિદ્ધ થયેલું આ હવિષ્યાન્ન કે જે રઘુવંશને સહાય કરનારું છે, તેનું ભોજન કરીશ.'[૨૧,૨૨]

એમ કહી શુચિસ્મિતા સીતાએ ઇંદ્રના હાથમાંથી હવિષ્યાન્ન ગ્રહણ કર્યું અને પ્રથમ પોતાના પતિ રામચંદ્રને તથા લક્ષ્મણને માનસિક રીતે નિવેદન કરી કહ્યું: 'જો પોતાના ભ્રાતા લક્ષ્મણ સહિત મહાબળવાન મારા પતિ હાલમાં વિદ્યમાન હોય, તો હું ભક્તિપૂર્વક તેઓને આ હવિષ્યાન્ન અર્પણ કરું છું.' એમ કહી સીતાએ હવિષ્યાન્નનું ભોજન કર્યું.[૨૩,૨૪]

ઇંદ્રે આપેલા પવિત્ર હવિષ્યાન્નનું ભોજન કરી સતીશિરોમણિ સીતાએ ક્ષુધાતૃષાથી થતા દુઃખનો ત્યાગ કર્યો અને ઇંદ્રના મુખથી રામ–લક્ષ્મણનું વૃત્તાંત જાણીને તેમનું મન પ્રસન્ન થયું.[૨૫] પછી ઇંદ્ર પણ રામચંદ્રના કાર્યની સિદ્ધિ માટે સીતાની આજ્ઞા લઈ નિદ્રાદેવી સહિત પાછો સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[૨૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં પ્રક્ષિપ્ત સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૭ મો

### મૃગને હણી રામનું પાછા વળવું–અપશુકનો પરથી થતો સંતાપ

राक्षसं मृगरूपेण चरन्तं कामरूपिणम्।
निहत्य रामो मारीचं तूर्णं पथि न्यवर्तत ॥ १ ॥

(સીતાનું હરણ થયા પછી દંડકારણ્ય વિષે રામ–લક્ષ્મણના સંબંધમાં શું બન્યું તે હવે જોઈએ.)

મૃગરૂપે વિચરતા માયાવી મારીચ રાક્ષસને હણી શ્રીમાન રામચંદ્ર આગળ ન વધતાં તુરત જ આશ્રમ પ્રત્યે પાછા વળ્યા. (કેમ કે મારીચે મરતી વેળા પોકારેલા 'હા લક્ષ્મણ! હા સીતા!' એવા શબ્દથી તેમના અંતઃકરણમા મોટી શંકા ઉત્પન્ન થઈ હતી.)[૧] 'અરે, આશ્રમ વિષે સીતા કેવી સ્થિતિમાં હશે?' એમ તર્કવિતર્ક કરતા રામચંદ્રે ઉતાવળે ચાલવા માંડ્યું; તેટલામાં જ તેમની પીઠ પાછળ રહી એક શિયાળે રુવાંટાં ઊભાં કરે એવો દારુણ અને ક્રૂર સ્વર કર્યો. એ સાંભળી રામચંદ્રના મનમાં દ્વિગુણિત શંકા જન્મ પામી અને તે પોતાના મન સાથે જ વિચાર કરવા લાગ્યા:[૨,૩] 'અરે, આ શિયાળ મારી પાછળ અવાજ કરે છે એ ઉપરથી હું ધારું છું કે, ભવિષ્યમાં કાંઈક અશુભ–અનિષ્ટ થવાનું છે; પણ રે, વનમાં એકલી રહેતી સીતા રાક્ષસોને ભક્ષ્ય ન થઈ પડતાં, કુશળક્ષેમ રહી હોય એવું હું જોવા ઇચ્છું છું; કારણ કે મારીચે મારું અહિત કરવા અર્થે મારા જેવા સ્વરથી 'હા લક્ષ્મણ! હા સીતા!' એવો જે પોકાર કર્યો તે સાંભળીને શોકાકુળ થયેલાં સીતા લક્ષ્મણને અવશ્ય મારી પાસે મોકલશે અને લક્ષ્મણ પણ સીતાને મૂકીને જરૂર અહીંયાં આવશે.[૪–૬] અરે, સર્વ રાક્ષસોએ એકઠા મળીને સીતાનો વધ કરવાનો જ વિચાર કર્યો હોય એમ મને લાગે છે અને તેથી જ આ દુષ્ટ મારીચ રાક્ષસ સુવર્ણમૃગનું રૂપ ધરીને મને મારા આશ્રમમાંથી ઘણે દૂર લઈ ગયો તથા છેવટે મારા બાણથી હણાઈ, મારા જેવી વાણીથી 'હા લક્ષ્મણ! હું હણાયો, વહારે ધા!' એવો પોકાર કરી, રાક્ષસરૂપે મરણ પામી પૃથ્વી પર પડ્યો.[૭,૮] અરે, હાલમાં મારા વિનાના લક્ષ્મણ

તથા સીતા કુશળ તો હશે ને? આવી શંકા થવાનું કારણ એટલું જ છે કે, મેં આ જનસ્થાનમાંના ઘણા રાક્ષસોનો વિનાશ કરીને રાક્ષસજાતિની સાથે વેર બાંધ્યુ છે.[૯] અને વળી આજે મહાન ભયંકર અપશકુનો દેખાય છે.'

શિયાળનો અવાજ સાંભળીને, એ પ્રમાણે વિચાર કરતા શ્રીમાન રામચંદ્ર વનમાંથી પાછા વળી ઉતાવળે પોતાના આશ્રમ પ્રત્યે ચાલવા લાગ્યા, એ વેળા 'મૃગરૂપધારી મારીચ પોતાને ઘણે દૂર લઈ આવ્યો એ શું હશે?' એ સંબંધી જ તેમનું મન મૂંઝાતું હતું. એમ કરતાં શ્રીમાન રામચંદ્ર છેક જનસ્થાનની સીમા આગળ આવી પહોંચ્યા, ત્યારે ત્યાંનાં મૃગો તથા પક્ષીઓ પણ ખિન્ન અંતઃકરણવાળા રામચંદ્રની ડાબી બાજુ તરફ જઈને ઘોર અમાંગલિક શબ્દો ઉચ્ચારવા લાગ્યાં. એ જોઈને વળી રામચંદ્ર અત્યંત ચિંતાતુર થયા.[૧૦-૧૩] એટલામાં જ તેમણે નિસ્તેજ થઈ ગયેલા પોતાના નાના ભાઈ લક્ષ્મણને પોતાની સામે દોડતો આવતો જોયો. થોડીવારમાં જ લક્ષ્મણ રામચંદ્રની પાસે આવી પહોંચ્યા અને તેમને મળ્યા.[૧૪]

રાક્ષસોએ સેવેલા ભયંકર વનમા સીતાને એકલાં મૂકી આવેલા લક્ષ્મણને ખેદયુક્ત જોઈને રામચંદ્ર ઊલટા વધારે દુઃખી થઈ ગયા અને તેમનો જમણો હાથ પકડીને, પીડિત જનની પેઠે મધુરતામિશ્રિત વિષમ વચનો કહેવા લાગ્યા: 'ઓ લક્ષ્મણ! તું સીતાને એકલી મૂકી અહીંયા આવ્યો એ ઘણું જ અજુગતું કર્યું છે. હે સૌમ્ય! શું આશ્રમમાં એકલી સીતા કુશળ હશે? હે વીર! હું તો નિઃસંદેહ કહું છું કે. આપણા આશ્રમમાં હમણાં જનકતનયા સીતા નથી જ. અત્યારે મને જે જે અપશુકનો જણાય છે, તે ઉપરથી હું ધારું છું કે, વનમાં વિચરનારા ક્રૂર રાક્ષસોએ સીતાનું હરણ કર્યું હશે કે તેનુ ભક્ષણ કર્યું હશે.[૧૫-૧૯] હે પુરુષવ્યાઘ્ર લક્ષ્મણ! શું આપણે જનકતનયા સીતાને હજી સુધી જીવતી અથવા સર્વ પ્રકારે કુશળક્ષેમ જોઈશું?[૨૦] અરે, આ મૃગો અને શિયાળો સૂર્યની સામે જોઈ ભયંકર અવાજ કરે છે. તેથી શંકા થાય છે કે, શું આજે રાજપુત્રી સીતા કુશળક્ષેમ હશે?[૨૧]

અરે, પ્રથમ તો મને એ જ શંકા થાય છે કે, માયાએ કરી મૃગરૂપ ધરનાર રાક્ષસ મને લોભાવીને ઘણે દૂર લઈ ગયો અને મેં તેનો ઘણા શ્રમથી નાશ કર્યો ત્યારે મરતી વેળા તે મૃગ રાક્ષસરૂપ બની ગયો.[૨૨] આવો પ્રકાર જોઈને મારું મન ઘણું જ દીન બની ગયુ છે. વળી મારું ડાબું નેત્ર ફરકે છે, તેથી મારા હર્ષનો નાશ થયો છે: તેમ જ શિયાળવા વગેરેના અશુભ શબ્દો સાંભળીને મારું ચિત્ત અસ્વસ્થ બની ગયું છે. હે લક્ષ્મણ! હું ધારું છું કે, જનકનંદિની સીતા આ સમયે આપણા આશ્રમમા નથી. કાં તો તેનું કોઈએ હરણ કર્યું હશે કિંવા તે મરણ પામી હશે અથવા માર્ગમા રખડતી હશે.[૨૩]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૭ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૫૮ મો

### શોકાકુલ રામચંદ્ર-સીતાવિરહ

स दृष्ट्वा लक्ष्मणं दीनं शून्यं दशरथात्मजः ।
पर्यपृच्छत धर्मात्मा वैदेहीमागतं विना ॥ १ ॥

રામચંદ્રે ઘણુ ઘણું કહ્યું છતાં લક્ષ્મણ કાંઈ પણ બોલ્યા નહિ; પરંતુ ઊલટા તે વધારે દીન થઈ ગયા. એ જોઈને તથા તેમને પોતાની પ્રિય સીતાને મૂકી એકલા આવેલા જોઈને વિશેષ શંકાકુળ થયેલા ધર્માત્મા રામચંદ્રે તેમને પૂછવા માંડ્યું: 'હે લક્ષ્મણ! દંડકારણ્ય પ્રત્યે પ્રયાણ કરતી વેળા રાજ્યસુખનો ત્યાગ કરીને જે મારી સાથે આવેલી છે એ જનકતનયા સીતા હાલમાં ક્યાં છે અને તું તેના વિના અહીં કેમ આવ્યો છે?[૨] રાજ્યથી ભ્રષ્ટ થવાને લીધે અતિદીન થઈ ગયેલો હું કે જે દંડકારણ્ય વિષે એકલો ભટક્યા કરું છું તેને દુઃખમાં સહાય કરનારી કૃશાંગી સીતા ક્યાં ગઈ? હે વીર લક્ષ્મણ! જેના વિના હું એક ક્ષણ પણ જીવવા ઇચ્છતો નથી અને જે નિરંતર મારી પ્રીતિને સહાય કરનારી છે. તે દેવકન્યા સમાન સુ-

વાળી સતી સીતા ક્યાં છે ?[૩,૪] હે લક્ષ્મણ ! હું એ સુવર્ણાંગી જનકનંદિની સીતા વિના દેવોના આધિપત્યને કિંવા આખા ભૂમંડળના રાજ્યને પણ ઇચ્છતો નથી.[૫] અરે, મારા પ્રાણ કરતાં પણ વહાલી મારી પત્ની સીતા હજી જીવતી હશે શું ? હે વીર ! ચૌદ વર્ષ પર્યંત વનવાસ કરવા માટે લીધેલું મારું વ્રત મિથ્યા તો નહિ થાય ને ?*[૬] હે સૌમિત્રિ ! જો કદાચ સીતા મરણ પામી હશે તો હું પણ નિશ્ચય મરણ પામીશ. જો એમ થશે તો તને એકલો અયોધ્યામાં ગયેલો જોઈ કૈકેયીની કામના પૂર્ણ થશે તથા તે ઘણી જ સુખી થશે અને જેનો પુત્ર મરણ પામ્યો છે એવી શોકવ્યાપ્ત મારી માતા કૌશલ્યા પોતાના પુત્રને રાજ્ય મળવાથી કૃતાર્થ થયેલી કૈકેયીની પાસે નમ્ર થઈને ઊભી રહેશે ![૭,૮] હે લક્ષ્મણ ! જો રૂડાં આચરણવાળી જાનકી જીવતી હશે તો જ હું આશ્રમ પ્રત્યે આવીશ, નહિ તો અહીં જ મારા પ્રાણોનો ત્યાગ કરીશ. હે લક્ષ્મણ ! જેનું મુખ નિરંતર મારી આગળ હસતું જ રહે છે એવી સીતા આશ્રમમાં ગયા પછી જો મારી સાથે ભાષણ નહિ કરે, તો હું તુરત જ મરી જઈશ.[૯,૧૦] હે ભાઈ લક્ષ્મણ ! મારી પ્રાણપ્રિયા સીતા જીવે છે કે નહિ, તે તું મને યથાર્થ કહે ! અરે, શું તારા ગાફેલપણાનો લાભ લઈ રાક્ષસો એ તપસ્વિનીનું ભક્ષણ તો નથી કરી ગયા ?[૧૧] અરે, જેણે કદી પણ દુઃખ વેઠેલું નથી, એવી એ સુકુમારી બાલા વૈદેહી મારા વિયોગને લીધે ઉદાસીન થઈ અવશ્ય શોક કરતી હશે ![૧૨] અરેરે, દુરાત્મા અને કપટી એવા મૃગરૂપધારી રાક્ષસે 'હા લક્ષ્મણ !' એમ ઊંચે સાદે પોકારી, તને પણ ભય ઉપજાવ્યો હશે ! સીતાએ પણ મારા સરખો રાક્ષસનો શબ્દ સાંભળ્યો હશે, જેથી ત્રાસ પામીને તેણે તને મારી પાસે આવવાને પ્રેર્યો હશે; પરંતુ નિર્જન વન વિષે સીતાને એકલી મૂકીને તું અહીં આવ્યો એ તેં મહાકષ્ટદાયક કાર્ય કર્યું છે. એમ કરવાથી તેં તે અતિ ક્રૂર રાક્ષસોને મારો અપકાર કરવાનો સમય આપ્યો છે ![૧૩-૧૫] મેં જ્યારથી ખર રાક્ષસનો વધ કર્યો છે, ત્યારથી રુધિરનું પાન કરનારા સર્વ રાક્ષસો બહુ દુઃખી થઈ ગયા છે અને આપણા ઉપર વેર રાખે છે, તેથી મને શંકા થાય છે કે, અવશ્ય એ ક્રૂર રાક્ષસોએ આજના પ્રસંગનો લાભ લઈ સીતાનો વધ કર્યો હશે ![૧૬] અહો ! હે લક્ષ્મણ ! આજે હું સર્વથા દુઃખસાગરમાં ડૂબ્યો છું. હે શત્રુમર્દન ! હવે હું શું કરીશ ? મને લાગે છે કે, મારે અવશ્ય મહાદુઃખનો અનુભવ કરવો પડશે.'

માર્ગમાં ચાલતાં ચાલતાં એ પ્રમાણે સુમુખી સીતાનું જ ચિંતન કરતા શ્રીમાન રામચંદ્ર લક્ષ્મણની સાથે ઉતાવળે જનસ્થાનમાંના પોતાના આશ્રમ તરફ જવા લાગ્યા.

+એ વેળા અતિ ચાલવાથી થયેલો પરિશ્રમ, સમય વીતી જવાથી લાગેલી ક્ષુધા-તૃષા તથા શ્વાસોચ્છ્વાસને લીધે કંઠમાં પડેલો શોષ, એ વગેરેથી ખેદ પામેલા અને દીન થઈ ગયેલા પોતાના બાંધવ લક્ષ્મણને વારંવાર ઠપકો આપતા શ્રીમાન રામચંદ્ર સીતાનાં દર્શનની લાલસાથી ઉતાવળે પોતાના આશ્રમની સમીપ આવી પહોંચ્યા; પણ ત્યાં જોતાં તેમને શૂન્ય જેવું જણાયું. પછી તેમણે સત્વર આશ્રમમાં પ્રવેશ કરીને જોયું તો ત્યાં આગળ કોઈ પણ તેમના જોવામાં આવ્યું નહિ. ત્યારે તો અત્યંત અધીરા થઈ તેમણે આશ્રમની આસપાસ સઘળાં વિહારસ્થળો તપાસી જોયાં; પરંતુ ક્યાંય સીતાનો પત્તો મળ્યો નહિ; આથી અતિ પીડિત થયેલા રામચંદ્ર સીતાના 'ગુણોનું સ્મરણ' કરીને રુદન કરવા લાગ્યા.[૧૭-૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૮ મો સર્ગ સંપૂર્ણ

* કદાચ કોઈ રાક્ષસ સીતાને હરીને નગરમાં લઈ ગયો હોય તો તેને લેવા માટે ચૌદ વર્ષનો નિયમ પૂરો થતાં પહેલાં પોતાને નગરમાં પ્રવેશ કરવાની જરૂર પડે એ હેતુથી રામે આવી શંકા કરી છે.

+ ૧૯-૨૦ આ બે શ્લોકમાં કવિ આગળના પ્રકરણ સર્ગોમાં આવનારી કથાનું સંક્ષેપથી વર્ણન કરે છે.

# સર્ગ ૫૯ મો

## શોકાકુલ રામચંદ્ર-દુઃખયુક્ત લક્ષ્મણ

अथाश्रमादुपावृत्तमन्तरा रघुनन्दनः ।
परिपप्रच्छ सौमित्रिं रामो दुःखार्दितं वचः ॥ १ ॥

માર્ગમાં ચાલતા. અતિ દુઃખને લીધે પીડિત થયેલા રામચંદ્ર સીતાની પ્રેરણાથી પોતાની પાસે આવેલા લક્ષ્મણને પૂછવા લાગ્યા :[૧] 'હે લક્ષ્મણ! મેં માત્ર તારા વિશ્વાસથી વન વિષે મૂકેલી જનકનંદિની સીતાનો ત્યાગ કરીને તું મારી પાસે કેમ આવ્યો?[૨] હે લક્ષ્મણ! મેં જ્યારે માયામૃગ-મારીચને હણ્યો ત્યારે તેણે મારા સરખી વાણીથી જે આર્તનાદ કર્યો હતો. તે સાંભળીને મારા મનમાં સીતાનું હરણ અથવા મરણ થવા સંબંધી જે જે શંકાઓ ઊભી થઈ હતી તે સર્વ શંકાઓ આજે સીતાનો ત્યાગ કરીને તને અહીં આવેલો જોતાં ખરી જ પડશે એમ મને લાગે છે.[૩] હે લક્ષ્મણ! માર્ગમાં દૂરથી જ સીતા વિના તને એકલો આવતો જોઈને મારું ડાબું નેત્ર, ડાબી ભુજા અને ડાબું હૃદય એ અંગો વધારે ફરકવા લાગ્યાં છે.'[૪]

રામચંદ્રનાં વચન સાંભળી અત્યંત દુઃખયુક્ત થયેલા શુભ લક્ષણવાળા લક્ષ્મણ દુઃખમાં ડૂબેલા પોતાના મોટા ભાઈ રામચંદ્ર પ્રત્યે નમ્રપણે કહેવા લાગ્યા :[૫] 'હે આર્ય! હું મારી પોતાની મરજીથી સીતાનો ત્યાગ કરીને આવ્યો નથી; પરંતુ જ્યારે તેમણે ઘણાં ઉગ્ર-કઠોર વચનો કહી મને પ્રેર્યો, ત્યારે જ મારે તમારી પાસે આવવું પડ્યું છે.[૬] હે બાંધવ! તમોએ 'હે લક્ષ્મણ! મને સહાય થા!' એવા આર્તનાદથી જે પોકાર કર્યો, તે સાંભળતાં જ તમારા પરના ગાઢ સ્નેહને લીધે સીતા ભયભીત થઈ રુદન કરવાં લાગ્યાં અને 'તું તારા ભાઈ રામને સહાય કરવાને અર્થે શીઘ્ર જા, શીઘ્ર જા' એમ મને વારંવાર કહેવા લાગ્યાં. જ્યારે તેમણે ઉપરાઉપરી ઘણીવાર મને તમારી પાસે આવવા પ્રેર્યો. ત્યારે મેં તેમને ધીરજ આપી અને તેમના મનનું સમાધાન કરવા માટે કહ્યું :[૭-૮] 'હે વૈદેહી! મારા બાંધવ રામને ભય ઉપજાવે એવો કોઈ પણ રાક્ષસ મારા જોવામાં નથી; માટે તમે સ્વસ્થ થાઓ. આ તીક્ષ્ણ સ્વરમાં વાક્ય કહી પણ મારા ભાઈનાં હોય જ નહિ; એ તો કોઈક માયાવી રાક્ષસે ઉચ્ચારેલાં છે.[૯] હે સીતા! મારા જ્યેષ્ઠ બંધુ રાઘવ તો જેઓ દેવોની રક્ષા કરવા સમર્થ છે. તેઓ 'હે લક્ષ્મણ! મારું રક્ષણ કર. રક્ષણ કર' એવું બીકણ માણસ જેવું દીન વચન કેમ ઉચ્ચારે? આ તો કોઈ કારણથી કોઈ રાક્ષસે જ મારા જ્યેષ્ઠ બંધુના સરખા સ્વરથી 'હા લક્ષ્મણ! મને સહાય થા' એવો વ્યર્થ પોકાર કર્યો છે.[૧૦-૧૧] હે શોભના! ખરેખર, કોઈ રાક્ષસે જ આ રામને લીધે આવું વચન ઉચ્ચારેલું છે; માટે પ્રાકૃત સ્ત્રીઓની પેઠે તમે આમ વ્યથા પામવા યોગ્ય નથી. હે સીતા! તમે આમ એકાએક ઉત્સાહ વિનાનાં શા માટે થઈ જાઓ છો? અરે આખા ત્રૈલોક્યમાં પણ રામચંદ્રજીને જીતે એવો કોઈ પુરુષ થયો નથી, છે પણ નહિ અને ભવિષ્યમાં થનાર પણ નથી. સંગ્રામ વિષે ઇન્દ્રાદિ દેવો પણ રામચંદ્રને જીતવા સમર્થ નથી; માટે હે જાનકી! તમે વિકલતાને ત્યાગી સ્વસ્થ થાઓ.'

હે આર્યબંધુ! સીતાને વિશ્વાસ લાવવા અર્થે મેં જ્યારે એવાં વચનો કહ્યાં; ત્યારે તો તે ઊલટાં વધારે ખેદ પામી ચોધાર આંસુએ રડવા લાગ્યાં અને તેમણે મને દારુણ વચનો કહેવા માંડ્યાં :[૧૩-૧૬] 'અરે લક્ષ્મણ! તારા ભાઈ રામચંદ્રનો વિનાશ થયા પછી હું તને પ્રાપ્ત થાઉં એવો અતિ દુષ્ટ ભાવ તારા મનમાં હવે ઉત્પન્ન થયો જણાય છે; પણ હું તને પ્રાપ્ત થવાની નથી. અરે, તું ભરતની સાથે દુષ્ટ સંકેત કરીને જ રામની સાથે વનમાં આવ્યો છે. એથી જ સંકટવેળાએ આમ તારું નામ લઈને સહાય માટે આક્રોશ કરતા પોતાના જ્યેષ્ઠ બંધુની પાસે તું જતો નથી![૧૭-૧૮] હે લક્ષ્મણ! તું માત્ર મારી પ્રાપ્તિને અર્થે જ રામની સાથે વનમાં ફરનારો રામનો ગુપ્ત શત્રુ છે અને કોઈ પણ પ્રકારે રામને કુશલ* ઇચ્છે છે. તેથી જ તું આ વેળા-

* કોઈ પણ પ્રકારે રામનું મરણ થાય તો ઠીક એવો હેતુ

તેમની પાસે જતો નથી!'

હે આર્ય! સીતાનાં એવાં અસહ્ય વચનો સાંભળી અત્યંત ક્રોધ ચડવાને લીધે મારાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને ઓષ્ઠ ફરકવા લાગ્યા. પછી મારાં માતુશ્રી તુલ્ય જનકનંદિનીને, કાંઈ પણ પ્રત્યુત્તર નહિ આપતાં હું તુરત જ આશ્રમમાંથી નીકળી આ તરફ આવ્યો છું.[૧૯,૨૦]

મહાત્મા લક્ષ્મણનાં નિર્દોષ અને યથાર્થ વચનો સાંભળવા છતાં પણ સંતાપ વડે મોહિત થયેલા રામચંદ્ર પુનઃ પણ કહ્યું: 'હે સૌમ્ય! ગમે તેમ હો, પણ તું સીતાને એકલી મૂકીને આવ્યો એ તેં જરા પણ ઠીક કર્યું નથી.[૨૧]

હું સર્વ પ્રકારે રાક્ષસોનું નિવારણ કરવા સમર્થ છું, એમ તું સારી રીતે જાણે છે, છતાં સીતાનાં ક્રોધયુક્ત વચન સાંભળી તું આશ્રમમાંથી કેમ નીકળી આવ્યો![૨૨] અરે લક્ષ્મણ! ક્રોધાયમાન થયેલી સ્ત્રીજાતિનાં કઠોર વચન સાંભળીને જ એ સીતાને એકલી મૂકીને અહીં ચાલ્યો આવ્યો તેથી હું તારા પર પ્રસન્ન થતો નથી.[૨૩] અરે, માત્ર સીતાનાં કઠોર વચનોથી જ ક્રોધવશ થઈ તેં મારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, એ સર્વથા અનીતિ જ કરી છે. હે લક્ષ્મણ! સીતાને એકલી મૂકી તારે અહીં આવવાની કાંઈ પણ આવશ્યકતા ન હતી; કેમ કે જે દુષ્ટ રાક્ષસ કપટથી મૃગરૂપ ધરી મને આશ્રમથી દૂર લઈ ગયો હતો, તે તો મારા બાણથી હણાઈ ને રાક્ષસરૂપે પૃથ્વી પર પડ્યો છે. હે લક્ષ્મણ! મેં મારું બાણ ધનુષ્ય પર ચડાવીને પૂરેપૂરી પ્રત્યંચા ખેંચ્યા સિવાય જ એ માયામૃગ પર છોડ્યું હતું. તોપણ તેના પ્રહારથી વિકળતાને પ્રાપ્ત થયેલો એ દુષ્ટ પોતાનું માયામૃગસ્વરૂપ ત્યજીને મહાન પ્રચંડ દેહવાળો અને બાજુબંધને ધારણ કરનારો રાક્ષસ થઈને ભૂમિ પર પડ્યો. મારા બાણથી હણાયેલા એ ક્રૂર રાક્ષસે જ એ વેળા કપટથી મારા સરખા સ્વરૂપનું અવલંબન કરીને, ઘણે દૂર સંભળાય એવી રીતે આર્તનાદ કર્યો હતો; જેને લીધે તારે સીતાનો ત્યાગ કરીને અહીંયાં આવવું પડ્યું છે.[૨૪-૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૫૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૦ મો

### સીતા વિનાનો આશ્રમ-પ્રેમોન્મત્ત રામચંદ્ર-સીતા ક્યાં હશે?

भृशमाव्रजमानस्य तस्याधो वामलोचनम् ।
प्रास्फुरच्चास्खलद्रामो वेपथुश्चास्य जायते ॥ १ ॥

અત્યંત ઉતાવળી ગતિથી પોતાના આશ્રમ પ્રત્યે આવતા રામચંદ્રના ડાબા નેત્રનો નીચલો ભાગ ફરકવા લાગ્યો, એથી કરીને પોતે પ્રથમ ધારેલી અશુભ ધારણાઓને ટેકો મળતો જોઈ, મહાત્મા રામચંદ્ર અત્યંત ગભરાઈ ગયા, તેમનું શરીર કંપવા લાગ્યું અને ચાલતાં ચાલતાં લથડિયાં ખાવા લાગ્યા.[૧] વારંવાર થતા માનશુકનો જોઈને 'શું સીતા કુશળક્ષેમ હશે?' એમ બોલતા રામચંદ્ર સીતાના દર્શનની આશાથી અતિ ઉતાવળે ચાલી થોડીક વારમાં પોતાના આશ્રમ આગળ આવી પહોંચ્યા અને અંદર જઈ તપાસ કરી તો આશ્રમ સીતા વગરનો શૂન્ય માલૂમ પડ્યો પોતાની શંકા ખરી પડવાથી અત્યંત ઉદ્વેગ પામી શ્રીમાન રામચંદ્ર સીતાને શોધવા માટે આશ્રમ વિષે ચોમેર ફરવા લાગ્યા અને 'અહીં સીતા હશે' એમ દર્શાવવા અર્થે પોતાની ચેષ્ટાઓ કરવા લાગ્યા. એવી રીતે તે આખો આશ્રમ જોઈ વળ્યા; પરંતુ ક્યાંય પણ સીતા જોવામાં આવ્યાં નહિ.[૨-૪] હેમંતઋતુ પ્રાપ્ત થવાને લીધે શોભારહિત થયેલી પદ્મિની સરખી પોતાની પર્ણશાળાને પણ રામચંદ્રે સીતા વિનાની શૂન્ય જોઈ.[૫] સીતાનું હરણ થવાથી રામચંદ્રનો આખો આશ્રમ જાણે શોકગ્રસ્ત થયો હોય એવો જણાતો હતો. તેમાનાં વૃક્ષો પોતાના ઉપર ભ્રમરો ગુંજારવ કરતા હોવાને લીધે જાણે રુદન જ કરતાં હોય એવા લાગતાં હતાં, પુષ્પો કરમાઈ ગયાં હતા, મૃગો અને પક્ષીઓ ત્રાસ પામી જ્યાંત્યાં સંતાઈ ગયાં હતાં, મૃગચર્મો અને દર્ભ જેમતેમ વેરાયેલાં પડ્યા હતા, જ્યાંત્યાં દર્ભાસનો તથા ચટાઈઓ આમતેમ પડ્યાં હતાં અને વનદેવતાઓએ ત્યાગ કરેલો હોવાથી એ આશ્રમ નિસ્તેજ તેમ જ શૂન્ય સરખો જણાતો હતો.

મૃગને પૂછવા છતાં તેની પાસેથી કશો પ્રત્યુત્તર મળ્યો નહિ, ત્યારે વળી રામચંદ્રે વનમાંના એક હાથીને પૂછ્યું: 'હે ગજશ્રેષ્ઠ! તારી સૂંઢ સમાન ઊરુવાળી મારી પ્રિયા જાનકીને તેં જરૂર દીઠી હશે એમ હું માનું છું. માટે જો તેં તેને દીઠી હોય તો મને શીઘ્ર જણાવ.'[૨૪]

એમ પૂછ્યા છતાં કાંઈ પણ પ્રત્યુત્તર નહિ મળવાથી રામચંદ્રે એક શાર્દૂલને પૂછ્યું: 'હે શાર્દૂલ! તેં મારી ચંદ્રમુખી પ્રિયા સીતાને જોઈ હોય અથવા તું એનો ભક્ષ કરી ગયો હોય તો મારા પર પૂર્ણ વિશ્વાસ રાખીને મને યથાર્થ વાર્તા કહે. આ સમયે તને મારાથી કાંઈ પણ ભય થાય એમ નથી.'[૨૫]

એવી રીતે વૃક્ષાદિ સ્થાવર તથા મૃગાદિ જંગમ એવાં અનેક પ્રાણીઓ પ્રત્યે ઉન્મત્તની પેઠે પૂછવા છતાં તેઓથી કશો પ્રત્યુત્તર ન મળવાથી અતિશય ખેદ તથા નિરાશાયુક્ત થયેલા રામચંદ્ર જાણે ભ્રમિત થયા હોય અને સીતાને પ્રત્યક્ષ દેખતા જ હોય એમ બોલવા લાગ્યા: 'હે કમળ સમાન નેત્રવાળી પ્રિયા સીતા! તું શા માટે દોડે છે? મેં તને જોઈ છે. અરે, તું પોતાના શરીરને વૃક્ષોની ઓથે છુપાવીને મારી સાથે કેમ ભાષણ કરતી નથી?[૨૬] હે વરારોહા! ઊભી રહે, ઊભી રહે; શું તને મારા પર દયા નથી આવતી? અરે, આમ હાંસી કરવાનો તારો સ્વભાવ નથી છતાં મારી ઉપેક્ષા કરી કેમ દોડી જાય છે?[૨૭] હે વરવર્ણિની! તેં ધારણ કરેલાં પીળાં રેશમી વસ્ત્ર ઉપરથી મેં તને ઓળખી છે! અરે, મેં તને દોડતી જોઈ લીધી છે; માટે જો મારા પર સ્નેહ હોય તો હવે તું ઊભી રહે.'[૨૮]

છેક ઉન્મત્ત પેઠે વિલાપ કરતા રામચંદ્ર જાણે વળી સાવધ થયા હોય એમ બોલવા લાગ્યા: 'અરે, હમણાં જે મારા જોવામાં આવી તે કાંઈ સીતા નથી! અરેરે, હાય! એ ચારુહાસિની હવે જીવતી ક્યાંથી હોય? અવશ્ય કોઈ રાક્ષસે કિંવા હિંસક પ્રાણીએ તેનો નાશ કર્યો હશે, નહિ તો એ સીતા કદી પણ મને આટલું કષ્ટ પડવા દે નહિ.[૨૯] અરેરે, રુધિરનું પાન કરનારા ક્રૂર રાક્ષસો મારા વિયોગવાળી સીતાનાં સર્વ અંગોના પૃથક્ પૃથક્ વિભાગ પાડી અવશ્ય ભક્ષણ કરી ગયા હશે![૩૦] અરેરે, સુંદર દાંત, ઓષ્ઠ, નાસિકા તથા કુંડળવાળું સીતાનું પૂર્ણિમાના ચંદ્ર સરખું મુખ રાક્ષસોને હાથ પડવાથી જરૂર નિસ્તેજ થઈ ગયું હશે. અરેરે, વિલાપ કરતી મારી કાંતાની, સુવર્ણની કંઠી પહેરવાને યોગ્ય તથા ચંદન સરખા વર્ણવાળી કોમળ ગ્રીવાનું કોઈ ક્રૂર રાક્ષસે જરૂર ભક્ષણ કર્યું હશે![૩૧,૩૨] અરેરે, આમતેમ ઊછળતા અને કંપતા મારી પ્રિયાના નવપલ્લવ સરખા કોમળ બન્ને બાહુઓ કે જે સુવર્ણના કંકણ તથા બાજુબંધથી શોભી રહ્યા હતા, તેનું પણ કોઈ દુષ્ટે અવશ્ય ભક્ષણ કર્યું હશે![૩૩] અરેરે, હાય! મારા વિના એકલી પડેલી મારી પ્રિયા સીતા ઘણા બાંધવોવાળી છતાં પણ સથવારાએ ત્યજેલી હોવાથી એકલી પડેલી કોઈ સ્ત્રીની પેઠે રાક્ષસોનું ભક્ષ્ય થઈ પડી હશે! અરેરે, ઓ મહાબાહુ લક્ષ્મણ! સીતા ક્યાંય પણ તારા જોવામાં આવે છે? હા પ્રિયા! હા સીતા! હા કલ્યાણી! તું ક્યાં ગઈ?'

એ પ્રમાણે વિલાપ કરતા કૌશલ્યાનંદન રામચંદ્ર સીતાની શોધ માટે એક વનમાંથી બીજા વનમાં અને બીજામાંથી ત્રીજામાં એમ દોડવા લાગ્યા. તેમને પોતાના દેહનું પણ ભાન ન રહેવાથી કોઈક સમયે કૂદીકૂદીને ચાલતા, તો કોઈક સમયે વાયુની પેઠે વેગથી દોડતા હતા.[૩૪-૩૬] અને કોઈક વેળાએ ઉન્મત્ત સરખા જણાતા હતા. પોતાની પ્રિયા સીતાની શોધ કરવા માટે શ્રીમાન રામચંદ્ર જરા પણ વિશ્રાંતિ ન લેતાં અનેક વનો, નદીઓ, પર્વતો, ઝરણાંઓ અને વૃક્ષો પ્રત્યે ફરી વળ્યા; પરંતુ કોઈ પણ સ્થળેથી સીતા મળવાની આશા ફળીભૂત થઈ નહિ.[૩૭]

મહાત્મા રામચંદ્ર સીતાની શોધ માટે પોતાના આશ્રમની આજુબાજુ આવેલાં સઘળાં વનોમાં ફરી આવ્યા; પરંતુ ક્યાંયથી પણ સીતા મળ્યા નહિ ત્યારે અતિ શોકગ્રસ્ત થઈ, તે પોતાની પ્રિયાની શોધ કરવા માટે પુનઃ મહાન પરિશ્રમ ઉઠાવવા તૈયાર થયા.[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અરણ્યકાંડમાં ૬૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૧ મો

## સીતાવિરહ–રામચંદ્રનો વિલાપ

दृष्ट्वाऽऽश्रमपदं शून्यं रामो दशरथात्मजः ।
रहितां पर्णशालां च प्रविद्धान्यासनानि च ॥ १ ॥

સર્વ સ્થળે ફરી નિરાશ થયેલા રામચંદ્ર 'કદાચ સીતા આશ્રમમાં આવ્યાં હશે,' એમ ધારી પુનઃ પોતાના આશ્રમમાં આવ્યા; પરંતુ ત્યાં પ્રથમની પેઠે જ સૂનમૂન દીઠું. પુનઃ પણ શોધ કરતાં પર્ણશાળા સીતા વિનાની જ જોવામાં આવી. આમ ફરી ફરી તપાસતા પણ જ્યારે સીતાનું દર્શન થયું નહિ, ત્યારે પોતાની બન્ને ભુજાઓ ઊંચી કરી મોટા સ્વરે આક્રોશ કરતા રામચંદ્ર કહેવા લાગ્યા:[૧-૨] 'હા લક્ષ્મણ! વૈદેહી ક્યાં છે? અરે, તે અહીંથી કયા પ્રદેશમાં ગઈ હશે? હા, સૌમિત્રિ! શું કોઈએ મારી પ્રિયાનું હરણ કર્યું હશે? કિંવા તેનું ભક્ષણ કર્યું હશે?[૩] હે સીતા! જો તું પોતાના શરીરને વૃક્ષોમાં છુપાવીને મારું હાસ્ય કરવા ઇચ્છતી હોય તો હવે બહુ થયું. હું અતિશય પીડાઉં છું, માટે મને લજ.[૪] હે સીતા! નિરંતરના સહવાસને લીધે વિશ્વાસુ બની ગયેલાં આ હરિણોનાં નાનાં નાનાં બચ્ચાંઓ કે જેઓની સાથે તું ક્રીડા કરતી હતી તેઓ તારા વિયોગને લીધે અશ્રુથી ભિંજાયેલાં નેત્રે તારું ધ્યાન ધરે છે![૫] હે લક્ષ્મણ! સીતારહિત થયેલો હું હવે જીવિતને ધારણ કરી શકીશ નહિ. હે ભાઈ! સીતાવિયોગના શોકને લીધે હું મારા દેહનો ત્યાગ કરીને જ્યારે પરલોક પ્રત્યે જઈશ, ત્યારે ત્યાં રહેલા, આપણા પિતા મહારાજા દશરથ મને અવશ્ય દેખશે અને ઠપકો આપશે કે. 'અરે, કામાસક્ત અને અસત્યવાદી પુત્ર! મેં તને ચાદ વર્ષ સુધી વનમાં રહેવાની આજ્ઞા આપી હતી, છતાં એ અવધિ પૂરી થયા સિવાય તું મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી, અહીંયાં–મારી પાસે કેમ આવ્યો? અરે દુષ્ટ! તને ધિક્કાર છે!' હે વરારોહા સીતા! હું તારા વિયોગને લીધે આજે પરવશ અને દીન બની ગયો છું અને મારા સઘળા મનોરથ ભાંગી પડ્યા છે. હે સુમધ્યમા! કુટિલ પુરુષનો ત્યાગ કરી જતી કીર્તિની પેઠે તું મારો ત્યાગ કરી જવાને યોગ્ય નથી. હે સીતા! તું મારો ત્યાગ ન કર; અરે, તું ક્યાં જાય છે?[૬-૧૦] હે જાનકી! તારા વિના હું અવશ્ય મારા જીવિતનો ત્યાગ કરીશ.'

સીતાના દર્શનની લાલસાથી વિલાપ કરતા રામચંદ્ર ચોમેર ફાંફાં મારતા હતા, પરંતુ તેમને સીતાનાં દર્શન થયાં નહિ. એથી કાદવમાં ખૂંચી ગયેલા હાથીની પેઠે તે અત્યંત દુઃખ અને શોકયુક્ત થઈ ગયા. એ વેળા મહાત્મા લક્ષ્મણે તેમનું આશ્વાસન કરતા અનેક હિતવચનો કહ્યાં:[૧૧-૧૩] 'હે મહાબુદ્ધિમાન રામ! આમ ખેદ ન કરતા, તમે મારી સાથે સીતાને શોધવાનો પ્રયત્ન કરો. હે વીર! જુઓ, અહીંથી થોડે દૂર ઘણી ગુફાઓવાળા શ્રેષ્ઠ પર્વત દેખાય છે, તે તરફ જઈ આપણે સીતાની સારી પેઠે શોધ કરીએ.[૧૪] હે આર્ય! વનની શોભા નીરખીને ગાંડાંઘેલાં બની જનારાં સીતા વનમાં ફરવાની હોંશને લીધે કદાચ થોડેક દૂર ગયા હશે, અથવા સ્નાન કરવા માટે ખીલેલાં કમળોવાળી તળાવડી તરફ કે મત્સ્ય તથા તૃણયુક્ત જળવાળી નદી તરફ ગયા હશે; અથવા આપણે બન્ને તેમને શોધી કાઢવા સમર્થ છીએ કે નહિ એ જાણવા માટે કિંવા આપણને એકાએક ત્રાસ ઉપજાવવા માટે તે કદાચ આસપાસના વનમાં સંતાઈ ગયા હશે. ગમે તેમ હો. પરંતુ હે મહાત્મન્! આપણે તેમને શોધી કાઢવા માટે સત્વર પ્રયાસ કરવો જોઈએ.[૧૫-૧૭] હે કાકુત્સ્થ! જનકતનયા જ્યાં હોય ત્યાંથી તેમને આપણે કોઈ પણ ઉપાય વડે શોધી કાઢવા એવો જો તમારો વિચાર હોય તો તમે સઘળા શોકનો ત્યાગ કરો!'[૧૮]

લક્ષ્મણના સ્નેહપૂર્ણ વચનોથી રામચંદ્ર કાંઈક શાંત થયા અને તેમની સાથે સીતાની શોધમાં પ્રવૃત્ત થયા.[૧૯] અનેક વનો. પર્વતો. નદીઓ તથા સરોવરો પ્રત્યે શોધ કરતા એ બન્ને દશરથનંદનો થોડેક દૂર જણાતા પૂર્વોક્ત પર્વત ઉપર

ગયા અને તેનાં એકેએક શિખરો, શિલાઓ તથા ગુફાઓમાં ફરી વળ્યા; પરંતુ સીતાનો પત્તો લાગ્યો નહિ. પછી આખો દિવસ પર્વત શોધી વળીને નિરાશ થયેલા રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે સૌમિત્રિ! આપણે સર્વત્ર શોધી વળ્યા; પરંતુ સીતા ક્યાંય નથી, હવે શું કરીશું?'

'એવું સાંભળી અતિ દુઃખી થયેલા મહાત્મા લક્ષ્મણે આખા દંડકારણ્યમાં ફરી સીતાની શોધ કરનારા અને દેદીપ્યમાન તેજવાળા પોતાના મોટા ભાઈ રામચંદ્રને કહ્યું:[૨૦–૨૩] 'હે મહાબુદ્ધિમાન! તમે ધૈર્ય રાખો. પૂર્વે જેમ મહાબાહુ વિષ્ણુ ભગવાન વામનરૂપ ધારણ કરી બલિ રાજાને બાંધી આખી પૃથ્વીને પામ્યા, તેમ તમે પણ જનકનંદિની સીતાને પામશો.'[૨૪]

વીર લક્ષ્મણનાં એવાં વચન સાંભળી અતિ દુઃખયુક્ત થયેલા રામચંદ્રે દીન વાણીથી કહ્યું:[૨૫] 'હે મહાપ્રાજ્ઞ! આપણે આખું વન, ખીલેલાં કમળોવાળી તલાવડીઓ, ઘણી ગુફાઓ અને ઘણાં ઝરણાંવાળા પર્વત વગેરેમાં શોધી વળ્યા; પરંતુ મારા પ્રાણથી પણ અધિક પ્રિય એવી સીતાને આપણે ક્યાંય પણ જોઈ શકયા નહિ. હાય! હવે શું કરીશું?'[૨૬]

એવી રીતે વિલાપ કરતા રામચંદ્ર સીતાવિયોગના દુઃખને લીધે અતિ દીન તથા શોકાકુળ થઈ એક મુહૂર્ત પર્યંત બેભાન બની ગયા.[૨૭] મહાત્મા લક્ષ્મણે અનેક શીતળ ઉપચારોથી જ્યારે તેમને શુદ્ધિમાં આણ્યા, ત્યારે પણ તે રામચંદ્ર દીર્ઘ અને ઉષ્ણ નિઃશ્વાસ મૂકીને ઉન્મત્ત તથા દીનની પેઠે ખેદ કરવા લાગ્યા. કમળ સમાન નેત્રવાળા શ્રીમાન રામચંદ્ર વારંવાર નિઃશ્વાસ મૂકતા ગદ્ગદ કંઠે 'હા પ્રિયા! હા પ્રિયા!!' એવો આક્રોશ કરવા લાગ્યા.[૨૮,૨૯] એ જોઈ શોકપીડિત થયેલા અને નમ્ર સ્વભાવવાળા મહાત્મા લક્ષ્મણ હાથ જોડી પોતાના વહાલા બંધુ રામચંદ્રનું ઘણે પ્રકારે આશ્વાસન કરવા લાગ્યા; પરંતુ લક્ષ્મણના મુખમાંથી નીકળતાં વચનો તરફ ધ્યાન ન આપતાં પોતાની પ્રિયા સીતાના વિયોગથી પીડાતા રઘુનંદન તો 'હા પ્રિયા! હા પ્રિયા!!' એવી રીતે ઊંચે સ્વરે આક્રોશ કરવા લાગ્યા.[૩૦,૩૧]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૬૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૨ મો

### સીતાવિરહ-રામચંદ્રનું રુદન

सीतामपश्यन्धर्मात्मा शोकोपहतचेतनः ।
विललाप महाबाहू रामः कमललोचनः ॥ १ ॥

અનેક સ્થળે શોધ કરવા છતાં સીતાનું દર્શન નહિ થવાને લીધે જેનું ચિત્ત શોક વડે હણાઈ ગયુ હતું એવા કમળ સમાન નેત્રવાળા મહાબાહુ રામચંદ્ર કામબાણથી પીડિત થઈને જાણે સીતાને જોતા જ હોય, એમ પુનઃ ગદ્ગદ કંઠે વિલાપ કરવા લાગ્યા:[૧,૨] 'હે પ્રિયા! તું પુષ્પો પર અધિક પ્રીતિવાળી છે, છતાં હાલમાં અશોકવનની શાખાઓમાં છુપાઈને તું મારા શોકને વધારનારી થઈ પડી છે; અર્થાત્ તને પુષ્પો પ્રિય છતાં જેને કદી પુષ્પ થતાં નથી એવા અશોકવૃક્ષની ઓથમાં તું રહી છે! અરે, એથી તો મને વિશેષ શોક થાય છે![૩] હે દેવી! કદલીવૃક્ષની ઓથમાં રહેલી કદલી સરખી તારી સાથળોને હું જોઉં છું; તું કોઈ પણ રીતે તે છુપાવી શકે એમ નથી! હે દેવી! તું મારું હાસ્ય કરવાને અર્થે કરેણ વૃક્ષોના વનમાં સંતાઈ છે ખરી, પરંતુ હવે બસ કર, બહુ થયું; એવા હાસ્યથી મને દુઃખ થાય છે.[૪,૫] હે પ્રિયા! જોકે તારા હાસ્ય કરવાના સ્વભાવને હું જાણું છું; પરંતુ આવા તપસ્વી ધર્મને યોગ્ય આશ્રમમાં રહીને આવું હાસ્ય કરવું એ શાસ્ત્રસંમત નથી.[૬] હે વિશાલાક્ષી! તું શીઘ્ર અહીં આવ; આ તારી પર્ણશાળા તારા વિના શૂન્ય લાગે છે.'

એટલું બોલીને વળી રામચંદ્ર લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા: 'હે લક્ષ્મણ! હું માનું છું કે, રાક્ષસો અવશ્ય સીતાને હરી ગયા હશે, કિંવા ભક્ષણ કરી ગયા હશે; તેથી જ તે આટલો આટલો વિલાપ કરવા છતાં મારી પાસે આવતી નથી! અરે, આ આંસુથી ભરેલાં નેત્રવાળાં મૃગો પણ સીતાનું રાક્ષસોએ ભક્ષણ કર્યું છે એમ સૂચવે

છે ! હા આર્યા ! હા સાધ્વી ! હા વરવર્ણિની ! તું ક્યાં ગઈ ?[7–9] અરેરે, હું સીતા સહિત વનમાં આવ્યો હતો, તે છતા હવે શું તેના વિના જ મારે અયોધ્યામા જવું પડશે ? અરે, સીતા વિના મને ઘેર ગયેલો જોઈને દેવી કકેયીનો મનોરથ પૂર્ણ થશે ![10] અરેરે, સીતા વિના શૂન્ય થઈ પડેલા મારા અંતઃપુરમા હવે હું કેમ કરી પ્રવેશ કરી શકીશ ? સીતાનો વિનાશ થવાથી હું લોકો વિષે વીર્યહીન, નિર્દય અને બીકણ ગણાઈશ ! અરે, વનવાસની અવધિ પૂર્ણ થયા પછી હુ અયોધ્યામાં જઈશ. ત્યારે મને મળવા માટે તથા કુશળતા પૂછવા માટે આવેલા મારા સસરા જનકરાયને હું શુ મો બતાવીશ ? અરે, મને સીતા વિનાનો જોઈને અને પોતાની પુત્રીનો વિનાશ થયેલો જાણીને શોકતપ્ત થયેલા એ જનકરાય અવશ્ય મોહ (મૂર્છા) પામશે ? અથવા તો હે ભાઈ ! ભરતે પાળેલી અયોધ્યા વિષે હું જઈશ જ નહિ; કેમ કે સીતા વિનાના સ્વર્ગને પણ હુ શૂન્ય માનુ છું. હે વીર ! તું મને આ નિર્જન વનમાં મૂકીને અયોધ્યા પ્રત્યે જા;[11–15] કારણ કે સીતા વિના હું કોઈ પણ પ્રકારે જીવી શકું એમ નથી. હે લક્ષ્મણ ! મારા કહેવાથી તું ભરતને ગાઢ આલિંગન આપીને કહેજે કે, 'તારે રામની આજ્ઞાથી રૂડી રીતે પૃથ્વીનુ પાલન કરવું.' વળી હે સૌમિત્રિ ! મારા વતી તારે મારી માતા કૈકેયી, સુમિત્રા તથા કૌશલ્યાનું યથાન્યાય અભિવંદન કરવુ અને મારી માતા કૌશલ્યાની સારી રીતે સંભાળ રાખવી. વળી હે શત્રુઘ્ન ! ઘેર જઈને તું મારા તથા સીતાના વિનાશનું મારી માતાને વિસ્તારપૂર્વક નિવેદન કરજે.'[16–19]

સુંદર કેશવાળી જાનકીના વિયોગથી પીડાતા શ્રીમાન રામચંદ્રને વન વિષે દીનની પેઠે વિલાપ કરતા જોઈને મહાત્મા લક્ષ્મણ અત્યંત શોકાતુર થઈ ગયા. ભયને લીધે તેમની મુખમુદ્રા વિકળ બની ગઈ તથા તેમનુ ચિત્ત અત્યંત ખિન્ન થઈ ગયું[20]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમા ૬૨મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૩ મો

## સીતાવિરહ–રામચંદ્રની વિષાદ અવસ્થા

स राजपुत्रः प्रियया विहीनः शोकेन मोहेन च पीड्यमानः । विषादयन् भ्रातरमार्तरूपो भूयो विषादं प्रविवेश तीव्रम् ॥ १ ॥

સીતાનો વિયોગ થવાથી શોક તથા મોહથી પીડાતા રાજપુત્ર રામચંદ્ર પોતાના નાના ભાઈ લક્ષ્મણના મનમાં મહાન ખેદ ઉપજાવીને પોતે પણ અત્યંત વિષાદ પામ્યા. અત્યંત શોકમગ્ન થયેલા રામચંદ્ર ઉષ્ણ અને દીર્ઘ નિઃશ્વાસ મૂકી રુદન કરવા લાગ્યા તથા દુઃખની વેળાએ ઉચિત ગણાય એવા ખેદયુક્ત વચનો, શોકાવિષ્ટ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા :[1,2] 'હે લક્ષ્મણ ! હુ માનું છું કે, મારા સરખો દુષ્કર્મ કરનાર આ પૃથ્વી વિષે બીજો કોઈ જ નથી; કેમ કે હૃદય તથા મનને ભેદી નાખે એવા એક શોકમાં તો હું ડૂબ્યો જ હોઉં છું; એટલામાં મારા પર બીજો શોક આવી પડે છે ![3] ખરેખર. પૂર્વે મેં વારંવાર અનેક પાપકર્મો કર્યાં હશે, જેમાનાં કેટલાએક પાપકર્મોનો વિપાક હાલમાં આ ઉપરાઉપરી પડતાં દુઃખોરૂપે પ્રાપ્ત થયો છે.[4] હે લક્ષ્મણ ! અત્યાર સુધીમા રાજ્યનો વિનાશ, સ્વજનોનો વિયોગ, પિતાનુ મરણ, જનનીનો વિયોગ અને ભયંકર વનમાં નિવાસ, એ સઘળા દુઃખો ઉપરાઉપરી આવી પડેલાં છે. અરે, તેનું ચિંતન થતાં પણ મારું હૃદય શોકથી ઊભરાઈ જાય છે ![5] હે લક્ષ્મણ ! આ ક્લેશ આપનારા વનમા આવ્યા પછી પણ એ સર્વ દુઃખો સીતા પાસે હોવાથી શાંત થયાં હતાં. પરંતુ જેમ સૂકાં કાષ્ઠોથી એકાએક અગ્નિ પ્રદીપ્ત થાય. તેમ તે સર્વ દુઃખો સીતાનો વિયોગ થવાથી પુનઃ એકાએક પ્રકટ થઈ ઊઠ્યા છે ![6] હે ભાઈ ! આપણે સીતાને સર્વત્ર શોધી વળ્યા, પણ તેનો ક્યાય પત્તો લાગ્યો નહિ. તેથી હું ધારું છું કે, ભયને લીધે સુંદર સ્વરે વિલાપ કરતી અને વાર વાર 'હા રામ ! હા લક્ષ્મણ !' એમ આક્રોશ કરતી એ સીતાને કોઈ દુષ્ટ રાક્ષસ આકાશમાર્ગે થઈને હરી ગયો હશે.[7] અરેરે,

મારી પ્રિયા સીતાનાં ઉત્તમ લોહિત-ચંદન-હરિચંદનને યોગ્ય વર્તુળાકાર બન્ને સ્તનો, અવશ્ય આજે કોઈ રાક્ષસના હાથથી છેદાવાને લીધે રુધિર વડે ખરડાઈ ગયાં હશે! અરેરે, આવો અસહ્ય પ્રસંગ પ્રાપ્ત થયા છતાં હજી મારું શરીર કેમ પડતું નથી?[૮] અરેરે, રાક્ષસોને વશ પડેલી મારી પ્રિયાનું મધુર, સ્પષ્ટ અને કોમળ પ્રલાપ કરનારું તથા વાંકડિયા કેશવાળું મુખારવિંદ રાહુએ ઘેરેલા ચંદ્રની પેઠે શોભાહીન થઈ ગયું હશે! અરેરે, પવિત્ર આચરણવાળી મારી પ્રિયાની સુંદર ગ્રીવા કે જે નિરંતર અમૂલ્ય ચંદ્રહાર પહેરવાને યોગ્ય હતી, તેને એકાંત સ્થળે કાપી, રુધિરનું પાન કરનારા રાક્ષસોએ તેમાંના રુધિરનું પાન કર્યું હશે.[૯,૧૦] અરેરે, આ નિર્જન અરણ્ય વિષે મારાથી વિખૂટી પડેલી વિશાળ અને સુંદર નેત્રવાળી સીતાને ક્રૂર રાક્ષસોએ ચોમેરથી ઘેરી લીધી હશે, ત્યારે તે કુરરી પક્ષિણીની પેઠે દયામણી રીતે આક્રોશ કરવા લાગી હશે![૧૧] હે લક્ષ્મણ! ઉદાર સ્વભાવવાળી અને રમણીય હાસ્યવાળી તારી ભાભી સીતા પૂર્વે મારી સાથે આ શિલાતલ પર બેસીને વિનોદ કરવા અર્થે તારા પ્રત્યે અનેક હાસ્યવચનો બોલતી હતી.[૧૨] અરે, એ મારી પ્રિયાને સર્વ નદીઓમાં શ્રેષ્ઠ એવી આ ગોદાવરી નદી ઘણી જ પ્રિય છે, તેથી શું તે ત્યાં ગઈ હશે? અરે, પણ મારા વિના એકલી તે કદી ક્યાંય પણ જાય એવી નથી.[૧૩] ત્યારે શું કમળપત્ર સમાન નેત્રવાળી અને કમળ સમાન મુખવાળી મારી પ્રિયા કમળ લાવવા માટે કમળવન પ્રત્યે ગઈ હશે? ના, મારી તે ધારણા પણ અયોગ્ય છે; કેમ કે મારા વિના એકલી તે કદી પણ કમળવન પ્રત્યે જતી નથી.[૧૪] અરે, ત્યારે શું એ મારી પ્રિયા નાના પ્રકારનાં પક્ષીઓથી વ્યાપ્ત તથા અનેક પુષ્પવૃક્ષોથી સુશોભિત એવા આ વન વિષે વિહાર કરવા અર્થે ગઈ હશે? ના, તેવું પણ બને એમ નથી; કારણ કે બીકણ સ્વભાવવાળી તે મારા વિના તેવાં સ્થળોમાં જતાં અત્યંત ભય પામે છે.'[૧૫]

લક્ષ્મણ પ્રત્યે એટલો વિલાપ કરીને વળી એ રામચંદ્ર આકાશમાં રહેલા સૂર્ય સામે જોઈ વિકળ થયેલાની પેઠે બોલવા લાગ્યા: 'લોકોએ કરેલાં તથા ન કરેલાં કૃત્યોને જાણનાર હે સૂર્ય! તું સત્ય અને અસત્ય કર્મોનો સાક્ષીભૂત છે. શું મારી પ્રિયાને કોઈ હરી ગયું છે અથવા તે કયે સ્થળે ગઈ છે? એ તું સારી રીતે જાણતો હોઈશ; માટે શોક વડે પીડાતા મને તું એ સઘળું કહે.'[૧૬] પછી રામચંદ્ર ઉન્મત્તની પેઠે વાયુને સંબોધી બોલવા લાગ્યા: 'હે વાયુદેવ! ત્રણે લોક વિષે તારાથી કાંઈ પણ અજાણ્યું નથી, તું સર્વત્ર ગતિ કરનાર છે; માટે મારા કુળની વૃદ્ધિ કરનારી સીતા મરણ પામી હોય વા હરાઈ ગઈ હોય કિંવા માર્ગમાં રવડતી હોય, જે હોય તે મને યથાર્થ કહે.'[૧૭]

એ પ્રમાણે અત્યંત વિલાપ કરતા શ્રીમાન રામચંદ્ર આખા શરીરમાં શોકવ્યાપ્ત થવાથી સંજ્ઞારહિત થઈ ગયા. એ જોઈને ન્યાયમાર્ગે વર્તનારા મહાપરાક્રમી લક્ષ્મણે તેમનું આશ્વાસન કરવા અર્થે પ્રસંગને અનુસરતાં અનેક હિતવચનો કહેવા માંડ્યાં:[૧૮] 'હે આર્યભ્રાતા! તમે શોકનો ત્યાગ કરો, ધૈર્ય રાખો અને સીતાની શોધ કરવા માટે ઉત્સાહવાળા થાઓ; કારણ કે આ લોક વિષે ઉત્સાહવાળા પુરુષો અતિદુષ્કર કાર્ય કરવામાં પણ મુઝાતા નથી.'[૧૯]

મહાપરાક્રમી લક્ષ્મણનાં ઉપર્યુક્ત વચનોને કાંઈ પણ ન ગણકારતાં, રઘુવંશમાં ઉત્તમ શ્રીમાન રામચંદ્ર ઊલટા ધૈર્યરહિત થઈને મહાદુઃખમાં ડૂબી ગયા.[૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૩મો સર્ગ સંપૂર્ણ

## સીતાજીની શોધ

# સર્ગ ૬૪મો

### સીતાની શોધ માટે રામ-લક્ષ્મણનું પ્રયાણ-રામચંદ્રનો ક્રોધ

स दीनो दीनया वाचा लक्ष्मणं वाक्यमब्रवीत्।
शीघ्रं लक्ष्मण जानीहि गत्वा गोदावरीं नदीम् ॥ १ ॥

શોક વડે દીન થયેલા રામચંદ્રે દીન વાણીથી લક્ષ્મણને કહ્યું: 'હે લક્ષ્મણ! તું શીઘ્ર ગોદાવરી

નદી ઉપર જઈને સીતાની તપાસ કર; કારણ કે તે કદાચ કમળપુષ્પો લાવવા માટે ત્યા ગઈ હોય.' રામચંદ્રની આજ્ઞા થતાં જ મહાત્મા લક્ષ્મણે ઉતાવળી ગતિથી પુનઃ રમણીય ગોદાવરી નદી ઉપર જઈને સારી રીતે ખોળ કરી, પણ ક્યાયથી સીતાનો પત્તો લાગ્યો નહિ, ત્યારે નિરાશ થઈ પાછા આવી તેમણે રામચંદ્રને કહ્યું : 'હે આર્ય ! હું તમારી આજ્ઞા પ્રમાણે સર્વત્ર જોઈ વળ્યો; પરંતુ ક્લેશનો નાશ કરનારા સીતાને ક્યાય પણ દીઠા નહિ. મે તેમને ઘણાયે સાદ કર્યા; પણ કોણ જાણે તે ક્યા સ્થળે હશે કે જેથી તે સાંભળતાં પણ નથી. હે રામચંદ્ર ! સીતા કયાં હશે તેનો મને જરાયે પત્તો લાગતો નથી.'

લક્ષ્મણનાં વચન સાંભળી રામચંદ્ર વળી અત્યંત સંતાપને લીધે દીન બની ગયા અને તેમણે પોતે જ ગોદાવરી નદી ઉપર જઈને 'હે ગોદાવરી ! મારી પ્રિયા સીતા ક્યાં છે, તે તું જાણતી હોય તો મને યથાર્થ કહે.' એમ કહ્યું. ગોદાવરી નદી તથા અન્ય સર્વ પ્રાણીઓ વધ કરવા યોગ્ય દુષ્ટ રાવણે કરેલા સીતાહરણના વૃત્તાંતને જાણતાં હતાં, તોપણ ક્રૂર રાવણના ભયને લીધે તેઓ રામચંદ્રને સીતાહરણના સમાચાર જણાવી શક્યાં નહિ [૧-૭] એ સમયે શોકગ્રસ્ત રામચંદ્રે પૂછવાથી સર્વ ભૂતપ્રાણીઓએ મળી સીતાહરણનું વૃત્તાંત તેમને જણાવવા માટે ગોદાવરીને કહ્યું; પરંતુ દુરાત્મા રાવણનાં ભયંકર કૃત્યોને તથા તેનાં ઉગ્ર રૂપને સંભારી, તેનાં ભયને લીધે ડરેલી ગોદાવરી તે સમાચાર જણાવી શકી નહિ.[૮-૯] ગોદાવરીથી પણ પ્રત્યુત્તર નહિ મળતાં વિશેષ નિરાશ થયેલા રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[૧૦] 'હે ભાઈ ! જો તો ખરો, આ ગોદાવરી પણ મને કાંઈ પ્રત્યુત્તર આપતી નથી ! હવે હું શું કરીશ ? અરેરે, સીતા વિના ઘેર જઈને હું તેના પિતા જનકરાયને તથા તેની માતાને શો ઉત્તર આપીશ ? અરે, હાય ! હું કે જે રાજ્યભ્રષ્ટ થઈ, વનમાંના કંદ, મૂળ તથા ફળાદિનું ભક્ષણ કરી વન વિષે જ સમય નિર્ગમન કરું છું, તેના શોકને હરનારી વૈદેહી ક્યાં ગઈ ? અરે, જ્ઞાતિ-સંબંધીઓથી વિખૂટા પડેલા અને વળી સીતાનો વિયોગ પામેલા એવા મને હવે નિદ્રા આવશે નહિ, એટલે રાત્રિઓ ઘણી જ લાંબી અને કંટાળાભરેલી થઈ પડશે. હે ભાઈ ! હું ધારું છું કે, મંદાકિની નદી, પ્રસ્રવણ પર્વત તથા આખું જનસ્થાન ફરીને આપણે પુનઃ સીતાને શોધીએ તો કદાચ તે મળી આવે પણ ખરી.' એમ કહીને એ બન્ને ભાઈઓ પુનઃ સીતાની શોધ કરવા પ્રવૃત્ત થયા.

એટલામાં પોતાની સામે બેઠેલુ મૃગોનુ એક ટોળું તેઓના જોવામાં આવ્યુ, ત્યારે રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું : 'હે વીર ! આ મોટાં મૃગો વારંવાર મારા સામું જુએ છે. તેઓના ચાળા ઉપરથી હું ધારુ છું કે તેઓ મને સીતા સંબંધી કાંઈક સમાચાર કહેવા ઇચ્છતાં હશે, તેથી લાવ તેને પૂછી જોઉં.' એમ કહી રઘુવીરે ગદ્ગદ વાણીથી એ મૃગો પ્રત્યે પૂછ્યું :[૧૧-૧૧] 'હે પવિત્ર મૃગો ! મારી પ્રિયા સીતા ક્યાં છે એ તમે જાણતા હો તો મને યથાર્થ કહો.' નરશ્રેષ્ઠ રામચંદ્રનાં વચન સાંભળતાં જ સઘળાં મૃગો એકાએક ઊભાં થઈ આકાશ સામું જોવા લાગ્યાં અને પછી દક્ષિણ દિશા તરફ મુખ કરી જે માર્ગે સીતાનુ હરણ થયુ હતું તે માર્ગે ચાલવા લાગ્યા. ચાલતા ચાલતાં મોટા શબ્દો કરી જાણે રામચંદ્રને સૂચવતાં જ હોય, એમ એ મૃગો વારંવાર-આકાશ તરફ અને દક્ષિણ દિશા તરફ દૃષ્ટિ કરવા લાગ્યા. તેઓની આવી ચેષ્ટા જોઈને મહાત્મા લક્ષ્મણ એ મૃગોના અંતરનો ભાવ સમજી ગયા અને પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રને કહેવા લાગ્યા : 'હે આર્ય ! તમારો પ્રશ્ન સાંભળી, આ મૃગોએ એકાએક ઊભા થઈ યોગ્ય ઉત્તર આપ્યો છે. તેઓ વારંવાર આકાશ અને દક્ષિણ દિશા બતાવે છે, તેથી હું ધારું છું કે. કોઈ દુષ્ટથી આકાશમાર્ગે હરાયેલાં સીતા દક્ષિણ દિશામા ગયાં હશે, માટે આપણે દક્ષિણ દિશા તરફ ચાલો, કદાચ ત્યાંથી સીતાની પ્રાપ્તિ થશે.'

તુરત જ 'બહુ સારુ' એમ કહી લક્ષ્મણના વચનને માન્ય કરી શ્રીમાન રામચંદ્રે પર્ણશાળા-

માંનાં પોતાનાં સર્વ સાહિત્યો લઈ, લક્ષ્મણની સાથે દક્ષિણ દિશા પ્રત્યે પ્રયાણ કર્યું. આશ્રમથી નીકળી, પૃથ્વી ઉપર નજર રાખી ચાલ્યા જતા બન્ને ભાઈઓ પરસ્પર વાર્તાલાપ કરતા કેટલેક દૂર પહોંચ્યા, ત્યાં માર્ગ વિષે વેરાઈ પડેલાં અને કરમાઈ ગયેલાં પુષ્પો તેમના જોવામાં આવ્યાં. પૃથ્વી પર પડેલાં એ પુષ્પોને જોઈ અત્યંત દુઃખી થયેલા રામચંદ્રે પોતાના સમાન દુઃખવાળા લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે લક્ષ્મણ! મને ખાતરી થાય છે કે, સીતા જરૂર આ માર્ગે ગયેલી છે; કેમ કે મેં વનમાંનાં વૃક્ષો પરથી વીણીને આપેલાં જે પુષ્પોને સીતાએ પોતાના અંબોડા પર ધારણ કર્યાં હતાં, તે જ પુષ્પો અહીં પડેલાં છે અને 'સીતા આ માર્ગે ગઈ છે' એવું સૂચવીને મારું પ્રિય કરવા સારુ સૂર્ય, વાયુ તથા યશસ્વિની પૃથ્વીદેવીએ અદ્યાપિ પર્યંત તેઓનું સારી રીતે રક્ષણ કર્યું છે.' એ પ્રમાણે મહાબાહુ રામચંદ્રે પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણને કહીને પછી ઘણાં ઝરણાંવાળા પ્રસ્રવણ પર્વતને સંબોધીને કહ્યું: 'હે પર્વતરાજ! તેં તારાં રમણીય વનો વિષે મારાથી વિખૂટી પડેલી મારી સર્વાંગસુંદરી પ્રિયા સીતાને જોઈ છે કે?' એમ પૂછવા છતાં તેનાથી કાંઈ પણ પ્રત્યુત્તર ન મળવાને લીધે, જેમ સિંહ ક્ષુદ્ર મૃગ પર ક્રોધે ભરાય, તેમ તે પર્વત ઉપર ક્રોધે ભરાઈ રાઘવે કહ્યું: 'હે પર્વત! હું તારાં સઘળાં શિખરોને તોડી પાડું નહિ, તે પહેલાં તું સુવર્ણવર્ણી મારી પ્રિયા મને બતાવ.' રામચંદ્રનું વચન સાભળતાં છતાં પણ એ પ્રસ્રવણ પર્વત કે જે પોતે સીતાની ભાળ જાણતો હતો તેણે રાવણના ભયને લીધે કશો પ્રત્યુત્તર આપ્યો નહિ.[૧૭-૩૨] એથી વળી વધારે શોકવશ થયેલા રઘુવીરે ક્રોધથી તેના પ્રત્યે કહ્યું: 'અરે પર્વત! તું મારાં વચનોની અવજ્ઞા કરે છે; પરંતુ આજે તું મારાં બાણોરૂપી અગ્નિથી બળીને ભસ્મ થઈશ, એટલે તૃણ, વૃક્ષ તથા પત્ર વિનાનો થવાથી તારે વિષે કોઈ પણ પ્રાણ રહેશે નહિ.' એમ કહીને, વળી તે રામચંદ્ર લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા: 'હે લક્ષ્મણ! હવે હું મારા ક્રોધને વશ રાખી શકતો નથી. જો આ ગોદાવરી નદી મારી ચંદ્રમુખી પ્રિયા સીતાની ભાળ નહિ બતાવે, તો હું આજે તેનું શોષણ કરીશ.'

એ પ્રમાણે બોલી અતિશય ક્રોધને લીધે જાણે પોતાના નેત્રના અગ્નિ વડે સર્વને બાળી ભસ્મ કરવા ઇચ્છતા હોય, એવા રામચંદ્ર જરાક આગળ વધ્યા, તો પૃથ્વી પર પડેલાં રાક્ષસના જેવાં પગલાં તેમના જોવામાં આવ્યાં તેમ જ તેની જોડમાં ત્રાસ પામેલાં તથા રાક્ષસના હાથમાંથી છટકવા સારુ આમતેમ તરફડિયાં મારતાં સીતાનાં પગલાં પણ દીઠાં. વળી જાણે સીતાનાં પગલાં તરફ રાક્ષસનાં પગલાં ગયાં હોય એવું પણ તેમના જોવામાં આવ્યું. સીતાનાં તથા રાક્ષસનાં પગલાં જોઈને રામચંદ્રે લક્ષ્મણને કહ્યું: 'હે ભાઈ! હવે નિશ્ચય થાય છે કે, સીતાને કોઈ દુષ્ટ રાક્ષસ હરી ગયો છે.' એમ કહેતાં બન્ને ભાઈઓ જરાક આગળ ચાલ્યા તો ત્યાં વળી ભાંગી પડેલું મોટું ધનુષ્ય, છિન્ન-ભિન્ન થઈ પડેલા ભાથા તથા અનેક રીતે ભાંગીને ટુકડે ટુકડા થયેલો સુવર્ણરથ, વગેરે ચિહ્નો જોવામા આવ્યાં. એ જોઈ અતિ ઉદ્વેગ પામેલા રામચંદ્રે પોતાના નાના ભાઈ લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૩૩-૩૭] 'હે લક્ષ્મણ! સીતાનાં આભૂષણોમાંની આ સુવર્ણની ટીપકીઓ તથા નાના પ્રકારનાં પુષ્પો વેરાઈ પડ્યાં છે તે તું જો. અરે, અહીં તપાવેલાં સુવર્ણબિંદુઓ સરખાં રુધિરબિંદુઓ વડે સઘળી પૃથ્વી છંટાઈ ગયેલી જોવામાં આવે છે;[૩૮-૪૦] એથી મને લાગે કે આ સ્થળે ઇચ્છિત રૂપધારી રાક્ષસોએ સીતાના શરીરને છેદીછેદીને તથા તેના પૃથક્-પૃથક્ વિભાગ પાડીને તેનું ભક્ષણ કર્યું હશે;[૪૧] અથવા તો હે સૌમિત્રિ! સીતાને અર્થે પરસ્પર વિવાદ કરતા કોઈ બે રાક્ષસોનુ આ સ્થળે તુમુલ યુદ્ધ થયું હશે.[૪૨] અરે, હે સૌમ્ય! મુક્તામણિથી જડેલું, સૂર્ય સમાન પ્રકાશિત અને વૈડૂર્યમણિની મૂઠવાળું આ મોટું ધનુષ્ય ભાંગીને અહીંયાં પડેલું છે તે કોનું હશે? અહો, આ રમણીય ધનુષ્ય જરૂર કોઈ દેવનુ કિંવા રાક્ષસનું હશે.[૪૩,૪૪] અરે, આ પૃથ્વી પર તૂટી પડેલું સુવર્ણનું કવચ કોનું હશે?

તેમ જ દિવ્ય પુષ્પમાળાઓ વડે વિભૂષિત કરેલું, તથા સો સળીઓવાળું આ છત્ર કે જે દંડ ભાંગી જવાથી ભૂમિ ઉપર પડેલું છે તે પણ કોનું હશે? અરે, આ સંગ્રામ વિષે હણાઈ પડેલાં, સુવર્ણના સાજવાળાં, પિશાચ સરખા મુખવાળાં અને ભયંકર સ્વરૂપવાળા મોટા ખચ્ચરો કોના હશે? વળી દેદીપ્યમાન અગ્નિ સરખો પ્રકાશિત આ સમરધ્વજ* તથા ભાગી-તૂટી ગયેલો આ રથ કોનો હશે? તેમ જ ચારસો અંગુલની લંબાઈવાળા અને સુવર્ણથી શણગારેલાં આ ભયંકર બાણો કે જે છુટ્ટા થઈ ચોમેર વેરાઈ પડ્યા છે તે કોના હશે? હે લક્ષ્મણ! જો તો ખરો, આ તરફ આ બન્ને ભાથાંઓ છિન્નભિન્ન થઈ પડ્યા છે[૪૫-૪૯] અરે, લગામ અને ચાબુકને ગ્રહણ કરનારો આ કોનો સારથિ હણાઈ પડ્યો હશે? હે લક્ષ્મણ! વિચાર કરતા મને લાગે છે કે આ સમૃદ્ધિ અવશ્ય કોઈ રાક્ષસની હશે.[૫૦] હે સૌમ્ય! જો એમ જ હોય તો તારે નિશ્ચય ધારી મૂકવું કે, આજથી આરંભી હવે ક્રૂર હૃદયવાળા અને ઇચ્છિત રૂપ ધરનારા સર્વ રાક્ષસોની સાથે આપણે પહેલાં કરતાં સોગણું વેર બંધાયુ છે![૫૧] હે લક્ષ્મણ! હું ખાતરીપૂર્વક કહું છું કે તપસ્વિની સીતાને ક્રૂર રાક્ષસો હરી ગયા છે, કિંવા ભક્ષણ કરી ગયા છે અથવા તે પોતે મરણ પામી છે! અરેરે! હે લક્ષ્મણ! મહાકષ્ટની વાત છે કે, આ મહાવન વિષે રાક્ષસોથી હરાયેલી કિંવા ભક્ષણ કરાયેલી સીતાનું, તેણે આચરેલા ધર્મે પણ રક્ષણ કર્યું નહિ! હવે હે સૌમ્ય! આ લોક વિષે એવો બીજો કોણ ઈશ્વરી શક્તિથી સંપન્ન છે કે, જે સીતાની રક્ષા કરી મારુ પ્રિય કરી શકે?

હે સૌમિત્રી! હવે મારે દીનની પેઠે, કરુણ સ્વરે વિલાપ કરવો યોગ્ય નથી, પરંતુ પુરુષાર્થનો જ આશ્રય કરવો ઘટે છે; કેમ કે સર્વ લોકની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરવાને સમર્થ તથા ત્રિપુરાદિનો વધ કરવાના કાર્યમાં અત્યંત શૌર્યવાળા મહાદેવ પણ જો દીનતાનું જ અવલંબન કરી બેસી રહે, તો તેમના પ્રભાવને નહિ જાણનારા સર્વ ભૂત-પ્રાણીઓ તેમની અવગણના કર્યા વિના રહે નહિ, તો પછી મારા સરખાનુ તો ગજું જ શું? માટે મારે પણ હવે દીનતાનો ત્યાગ કરી, પુરુષાર્થનું જ અવલંબન કરવું પડશે[૫૨-૫૪] હું સમર્થ છતા જો નિરંતર લોકહિતમાં જ આસક્ત, કોમળ સ્વભાવવાળો અને દીનતાનુ જ અવલંબન કરનારો રહીશ, તો ઇંદ્રાદિ દેવતાઓ અવશ્ય મને નિર્વીર્ય માનશે[૫૫] હે લક્ષ્મણ! જો તો ખરો, મેં ધારણ કરેલા નમ્રતા વગેરે ગુણોના પરિણામો મારા સંબંધમાં જ દોષરૂપ નીવડ્યાં છે, અર્થાત્ નિરંતર નમ્રતા વગેરે ગુણોનો આશ્રય કરવાથી હું દુઃખી થઈ ગયો છું. માટે હવે હું તેનો ત્યાગ કરીને પુરુષાર્થનુ જ અવલંબન કરું છું. હે સૌમ્ય! જેમ ચંદ્રની કાંતિને ઢાંકીને સૂર્યનુ મહાતેજ પ્રકાશે છે, તેમ નમ્રતા તથા દયા વગેરે સૌમ્ય ગુણોને ઢાંકીને મારું ઉગ્ર તેજ સર્વભૂત પ્રાણીઓને ક્લેશ ઉપજાવવા અર્થે તથા રાક્ષસોના વિનાશ અર્થે આજે જ પ્રકાશે છે.[૫૬,૫૭] હે લક્ષ્મણ! હવે આ જગત વિષે યક્ષો, ગંધર્વો. પિશાચો, રાક્ષસો. કિન્નરો અથવા મનુષ્યો કોઈ પણ સુખ પામશે નહિ.[૫૮] હે લક્ષ્મણ! હવે તુ થોડા જ સમયમા આખા આકાશને મારાં બાણોથી છવાઈ ગયેલું જોઈશ. આજે હું બાણોનાં આવરણથી ત્રૈલોક્ય વિષે વિચરનારા સર્વ ભૂત-પ્રાણીઓની ગતિને રોકીશ.[૫૯] આજે મારી બાણજાળથી આકાશમાના ગ્રહસમૂહ રૂંધાઈ જશે. ચંદ્ર તથા સૂર્યની કાંતિ નષ્ટ થશે. વાયુ તથા અગ્નિ વગેરેની ગતિ કુંઠિત થશે.[૬૦] આખા ત્રૈલોક્યમાના પર્વતશિખરો તૂટી પડશે, સમુદ્ર વગેરે જળાશયો સુકાઈ જશે અને વૃક્ષ, લતા તથા ગુલ્માદિવાળાં વનો બળીને ભસ્મ થશે[૬૧] એટલું થયા છતા પણ જો દેવતાઓ મને મારી પ્રિયા સીતા કુશળક્ષેમ નહિ આપે તો હું આખા ત્રૈલોક્યનો અંત આણીશ.[૬૨] હે સૌમિત્રિ! સર્વ ભૂત-પ્રાણીઓ હમણાં એક મુહૂર્તમાં જ મારું પરાક્રમ જોશે. અરે, તેઓ આકાશમા ઊડીને પણ બચવા પામશે નહિ. હે

* યુદ્ધ વખતે નિશાન તરીકે રોપવામા આવતો મોટો ધ્વજ

ભાઈ! સીતાને અર્થે મેં મારા કર્ણ પર્યંત ખેંચેલા ધનુષ્યમાંથી છૂટેલાં બાણો કે જેઓનું કોઈથી પણ નિવારણ થવું અશક્ય છે, તેઓથી આખું જગત પિશાચો અને રાક્ષસો વગરનું થઈને મર્યાદારહિત થઈ જશે તથા મેં ક્રોધથી મૂકેલાં અને અતિ ક્રૂર ગતિ કરનારાં મારા બાણોના બળને આજે દેવો જોશે. અરે. મારા ક્રોધ વડે જ્યારે ત્રૈલોક્યનો વિનાશ થશે, ત્યારે દેવો, દાનવો, પિશાચો તથા રાક્ષસો વગેરે ક્યાંય પણ રહી શકશે નહિ. અને અંતરિક્ષમાં રહેલા દેવ, દાનવ, યક્ષ તથા રાક્ષસાદિનાં નિવાસસ્થાનો પ્રાયઃ મારાં બાણો વડે ટુકડેટુકડા થઈ પૃથ્વી પર આવી પડશે. અરે, આજે હું મારાં બાણો વડે ત્રણે લોકને મર્યાદારહિત કરીશ.[૩–૬૮] હે સૌમિત્રિ! આ જગત વિષે સર્વોત્કૃષ્ટ ઐશ્વર્યધારી દેવતાઓ જો મને પ્રથમના જેવાં જ સ્વરૂપવાળી સીતા નહિ આપે, તો હું અવશ્ય આ સ્થાવર-જંગમરૂપ આખા ત્રૈલોક્યનો નાશ કરીશ. અરે, જ્યાં સુધી સીતા મારી દૃષ્ટિએ પડશે નહિ, ત્યાં સુધી હું મારાં બાણો વડે સર્વ જગતને સંતાપ પમાડીશ.'

બોલતાં બોલતાં અતિશય ક્રોધને લીધે શ્રીમાન રામચંદ્રનાં નેત્ર લાલચોળ થઈ ગયાં અને હોઠ ફરકવા લાગ્યા. પછી તેમણે ઢીલા પડી ગયેલા પોતાના વલ્કલવસ્ત્રને તથા મૃગચર્મને દૃઢ બાંધીને કમર કસી અને મસ્તક પરના જટામંડળને સારી રીતે બાંધ્યું. આ વેળા અતિ ક્રોધ પામેલા બુદ્ધિમાન રામચંદ્રનું સ્વરૂપ પૂર્વે ત્રિપુરાસુરને હણવા તત્પર થયેલા શ્રીશંકરના સ્વરૂપ જેવું મહાભયંકર દીસવા લાગ્યું. પછી શત્રુઓનાં નગરને જીતનારા શ્રીમાન રામચંદ્રે લક્ષ્મણના હાથમાંથી ધનુષ્ય લઈને તથા તેની પ્રત્યંચા ચડાવીને તેના પર ઝેરી સર્પ સરખું ભયંકર બાણ સાંધ્યું અને પ્રલયકાળના અગ્નિની પેઠે ક્રોધ કરી તેઓ બોલ્યા :[૬૯–૭૪] 'હે લક્ષ્મણ! જેમ સર્વ ભૂત-પ્રાણીઓ પ્રાપ્ત થતાં જરા, મરણ, કાળ (સમય) અને દૈવ એમનું કદી પણ નિવારણ થઈ શકતું નથી, તેમ મારા ક્રોધનું નિવારણ થવું અશક્ય છે, એમાં સંશય નથી.[૭૫] હે લક્ષ્મણ! જો દેવાદિ કોઈ પણ પ્રાણી આવે 'સીતા અમુક સ્થળે છે' એમ નહિ બતાવે; કિંવા પ્રથમના જેવા રૂપવાળી અને સુંદર દાંતવાળી સીતા મને નહિ આણી આપે, તો હું દેવ, ગંધર્વ, મનુષ્ય, નાગ તથા પર્વત સહિત આખા જગતનો નાશ કરીશ.'[૭૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના
અરણ્યકાંડના ૬૪ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૫ મો

### રામચંદ્રનું સાંત્વન—લક્ષ્મણનાં વચનો

तप्यमानं तदा रामं सीताहरणकर्शितम् ।
लोकानामभवे युक्तं सांवर्तकमिवानलम् ॥ १ ॥

સીતાના હરણથી સુકાઈ ગયેલા રામચંદ્ર અત્યંત સંતાપને લીધે લોકોના વિનાશ અર્થે ઉદ્યુક્ત થયેલા સાંવર્તક* અગ્નિ પેઠે ક્રોધાયમાન થયા; જાણે યુગાંતના સમયે× સઘળા જગતને બાળી ભસ્મ કરવા તત્પર થયેલા મહારુદ્ર જ હોય એવા તે રામચંદ્ર ક્રોધભરી દૃષ્ટિથી ધનુષ્ય તરફ જોવા લાગ્યા અને પુનઃપુનઃ નિઃશ્વાસ મૂકવા લાગ્યા.[૧,૨]

પોતાના જ્યેષ્ઠબંધુ રામચંદ્રને અપૂર્વ ક્રોધથી વ્યાપ્ત થયેલા જોઈને મહાત્મા લક્ષ્મણ હાથ જોડી સુકાતે મુખે કહેવા લાગ્યા :[૩] 'હે આર્યબંધુ! તમે પ્રથમથી જ કોમળ સ્વભાવવાળા, જિતેંદ્રિય અને સર્વ ભૂત-પ્રાણીઓના હિતમાં તત્પર રહેનારા છો, તો હવે તમારે ક્રોધને વશ થઈ પોતાના સૌમ્ય સ્વભાવનો ત્યાગ કરવો ઘટતો નથી.[૪] હે વડીલ! ચંદ્ર વિષે મુખ્ય ગુણ શોભા છે. સૂર્ય વિષે કાંતિ છે, વાયુ વિષે ગતિ છે અને પૃથ્વી વિષે ક્ષમા છે. અર્થાત્ તે પ્રત્યેક વિષે એક એક ઉત્તમ ગુણ રહેલા છે; પરંતુ તમારે વિષે તો એ ચારે શ્રેષ્ઠ ગુણો સહિત પાંચમો ગુણ ઉજ્જ્વળ યશ પણ નિરંતર રહેલો છે;[૫] માટે એકાદ વ્યક્તિના અપરાધ ખાતર સર્વ લોકોનો વિનાશ કરવો એ તમને યોગ્ય નથી. વળી સંગ્રામમાં અતિ ઉપયોગી અને ધૂંસરી રથ આયુધાદિ સાહિત્યો સહિત આ ભાંગી પડેલો રથ

* 'સાંવર્તક' નામનો પ્રલયકાળનો અગ્નિ.
× પ્રલયકાળે.

કોનો હશે; તેમ જ કોણે શા કારણથી ભાંગ્યો હશે, એ કાંઈ આપણે જાણતાં નથી; માત્ર પૃથ્વી પર પડેલી રથચક્રની નિશાનીઓથી તથા છંટાયેલાં રુધિરનાં બિંદુઓથી આપણે અનુમાન કરીએ છીએ કે, આ સ્થળે અત્યંત ઘોર યુદ્ધ થયું હશે. હે બોલનારાઓમાં શ્રેષ્ઠ રાજપુત્ર! કોઈ એક રથવાળાનું બીજા કોઈ રથ વિનાના યોદ્ધાની સામે યુદ્ધ થયું હોય એમ લાગે છે, કાંઈ બન્ને તુલ્ય બળવાળા હોય એમ દેખાતું નથી; તેમ જ મોટું સૈન્ય એકત્રિત થયું હોય એવાં પણ કાંઈ ચિહ્નો જોવામાં આવતા નથી; તો પછી કોઈ એકાદ અપરાધીના અપરાધને ખાતર આખા ત્રૈલોક્યનો વિનાશ કરવા ઉદ્યુક્ત થવું એ યોગ્ય નથી. હે આર્ય! પૃથ્વીનુ પાલન કરનારા રાજાઓ સ્વભાવથી જ કોમળ અને શાંત હોય છે તથા અપરાધીઓને યથાન્યાય દંડ આપે છે. હે રાઘવેંદ્ર! તમે નિરંતર સર્વ ભૂત–પ્રાણીઓના શરણરૂપ પરમ ગતિરૂપ છો, એથી તમારે કદી પણ શાંતપણું વગેરે ગુણોનો ત્યાગ કરવો ઘટે જ નહિ.[૭–૧૦] હે રાઘવ! તમારા સરખા સત્પુરુષની સ્ત્રીનો વિનાશ થાય એ વાતને ત્રૈલોક્ય વિષે પણ કયો પુરુષ ઉત્તમ માને? હે આર્યબંધુ! જેમ જ્ઞાનસંપન્ન ઋત્વિજો યજ્ઞમાં દીક્ષા લઈ બેઠેલા યજમાનનું કાંઈ પણ અપ્રિય કરવા સમર્થ નથી, તેમ ત્રૈલોક્યમાંનાં નદીઓ, સમુદ્રો, પર્વતો, દેવો, ગંધર્વો અને દાનવો વગેરેમાંથી કોઈ પણ તમારું અપ્રિય કરવા સમર્થ નથી. માટે હે આર્ય રાજપુત્ર! હવે બીજું કાંઈ પણ ન કરતાં જેણે સીતાનું હરણ કર્યું હોય તે દુષ્ટને આપણે શોધવાની જરૂર છે.[૧૧,૧૨] હે ભાઈ! જ્યાં સુધી તમારી સ્ત્રીને હરનાર આપણો શત્રુ હાથ લાગશે નહિ, ત્યાં સુધી અહીં વસતા અનેક મહર્ષિઓની સહાયથી ધનુષ્ય ધારણ કરનાર આપણે બન્ને જણા સમુદ્રો, પર્વતો, વનો, ભયંકર ગુફાઓ, નાના પ્રકારની પદ્મિનીઓ તથા દેવો અને ગંધર્વો આદિના લોકો વિષે ફરીને પણ સીતાની શોધ કરીશું. હે કોશલેન્દ્રકુમાર! એમ કરતાં પણ આપણને સીતાની પ્રાપ્તિ ન થાય અને સર્વજ્ઞ એવા ઇંદ્રાદિ દેવો પણ સીતાની ભાળ બતાવે નહિ, તો પછી તમે સમય આવ્યે યોગ્ય લાગે તેમ કરજો.[૧૩–૧૫] હે નરેંદ્રપુત્ર! જો તમે સુચારિત્ર્યથી, કોમળ વચનોથી, વિનયથી તથા નીતિથી સીતાને પ્રાપ્ત ન થાઓ, તો પછી સુવર્ણનાં પૂંખવાળાં અને ઇંદ્રના વજ્ર સરખા બાણો વડે આખા જગતનો સુખથી વિનાશ કરજો.[૧૬]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૫ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૬ મો

### લક્ષ્મણનાં સુબોધવચનો

तं तथा शोकसंतप्तं विलपन्तमनाथवत् ।
मोहेन महता युक्तं परिद्यूनमचेतसम् ॥ १ ॥

શોકને લીધે અતિ સુકાઈ ગયેલા રામચંદ્ર કે જે મોહવશ થઈને અનાથની પેઠે વિલાપ કરતા હતા તેમનું એક મુહૂર્ત પર્યંત આશ્વાસન કરી, તેમના ચરણ ચાંપતાં ચાંપતાં મહાત્મા લક્ષ્મણે બોધવચનો કહેવા માંડ્યાં.

લક્ષ્મણે કહ્યું: 'હે જ્યેષ્ઠ બંધુ! જેમ દેવતાઓ મહાપ્રયાસે કરી અમૃત પામ્યા હતા, તેમ આપણા પિતા દશરથ રાજા અનેક વ્રતો તથા યજ્ઞાદિ કર્મો કરી તમારા સરખા પુત્રને પ્રાપ્ત થયા છે. આપણા પિતા તમારા ઉત્તમ ગુણો વડે બંધાયેલા હોવાથી તમારો વિયોગ થતાં દેવલોક પામ્યા છે, એવું આપણે ભરતના મુખથી સાંભળ્યું છે. તો હવે હે આર્ય! અમો સૌના પિતાને ઠેકાણે તમે જ છો; માટે તમારે આમ શોક કરવો યોગ્ય નથી.[૧–૪] હે કાકુત્સ્થ! સીતાવિયોગના દુઃખને જ્યારે તમે સહન કરશો નહિ, ત્યારે બીજો પ્રાકૃત અને અલ્પ પરાક્રમી પુરુષ તો આવા દુઃખને કેમ જ સહન કરી શકશે? માટે હે નરશ્રેષ્ઠ! શાંત થાઓ. હે રાજકુમાર! આ જગત વિષે અગ્નિની પેઠે દાહ કરનારી આપત્તિ કયા પ્રાણી પર નથી આવતી? તે ક્ષણવારમાં આવી પડે છે અને પાછી ક્ષણવારમાં નિવૃત્ત થઈ જાય છે.[૫,૬] હે રામ! આ લોક વિષે દેહધારી પ્રાણીમાત્રને સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે પુનઃ સુખ સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત

થાય છે. જુઓ, પૂર્વે નહુષ રાજાનો પુત્ર યયાતિ રાજા પોતાના સત્યધર્મના પ્રભાવથી પ્રથમ સ્વર્ગમાં ગયો અને પાછળથી પોતાના જ અવિનયને લીધે તેને ઇંદ્રની આજ્ઞાથી પૃથ્વી પર આવવું પડયું હતું.[૭] વળી આપણા પિતાના કુળગુરુ મહર્ષિ વસિષ્ઠ એક સમયે સો પુત્રોનું સુખ પામ્યા હતા, અને વળી વિશ્વામિત્રે એકે દિવસે તે સોએ પુત્રોનો વધ પણ કર્યો હતો![૮] હે કોશલેંદ્રકુમાર! સર્વ લોકોએ નમન કરવા યોગ્ય અને જગતની માતારૂપ આ પૃથ્વીદેવી પણ કોઈ વખતે ચલાયમાન થાય છે; અર્થાત્ તેની સ્થિતિ પણ સદાકાળ એકસરખી રહેતી નથી.[૯] વળી હે આર્ય! આ જગત વિષે સાક્ષાત્ ધર્મના પ્રવર્તક અને જગતના નેત્રરૂપ મહાબળવાન સૂર્ય અને ચંદ્ર કે જેઓના આધારે સર્વનો નિર્વાહ ચાલે છે, તેઓ પણ પર્વણીના દિવસે ગ્રહણરૂપ દુઃખને પ્રાપ્ત થાય છે.[૧૦] હે પુરુષર્ષભ! આ જગતમાંનાં મોટાં મોટાં સમર્થ પ્રાણીઓને તથા દેવાદિકોને પણ દૈવને વશ રહેવું પડે છે, તો પછી સામાન્ય ભૂત-પ્રાણીઓનું તો કહેવું જ શું?[૧૧] હે નરશાર્દૂલ! આપણે ઇંદ્રાદિ દેવોને પણ સુખદુઃખ ભોગવતા સાંભળીએ છીએ; માટે તમે આ દુઃખથી વ્યથા પામવા યોગ્ય નથી.[૧૨] હે રાઘવ! કદાચ વૈદેહી મરણ પામ્યાં હોય કિંવા કોઈ ક્રૂર પ્રાણીએ તેનો વિનાશ કર્યો હોય, તોપણ હે શૂરવીર! બીજા સાધારણ પુરુષની પેઠે તમારે શોક કરવો યોગ્ય નથી.[૧૩] હે રામ! કોઈ પણ પ્રકારનો ખેદ ધર્યા સિવાય કૃત્ય-અકૃત્યનો વિચાર કરનારા તમારા જેવા તત્ત્વજ્ઞ પુરુષો અત્યંત મોટાં કષ્ટ આવી પડે તોપણ શોક કરતા નથી.[૧૪] માટે હે નરશ્રેષ્ઠ! તમે તમારી બુદ્ધિ વડે યોગ્યાયોગ્યનો સારી રીતે વિચાર કરો. મહાબુદ્ધિમાન વિચક્ષણ પુરુષો વિચારથી જ શુભ અથવા અશુભ જાણી શકે છે.[૧૫] હે કાકુત્સ્થ! જેના ગુણદોષ પ્રત્યક્ષ દૃષ્ટિથી નહિ પણ કેવળ શાસ્ત્રથી જ જાણી શકાય છે એવાં કર્મો, કે જેનો ફળભોગ થઈ રહ્યા પછી નાશ થાય છે અને જેનું આપણે પૂર્વજન્મમાં આચરણ કરેલું છે, તેનું જ ફળ હાલમાં આપણને સુખ-દુઃખરૂપે પ્રાપ્ત થાય છે, તે ભોગવવામાં ખેદ કરવાની શી જરૂર છે?[૧૬] હે વીર! પ્રથમ જ્યારે હું આમ તમારી પેઠે ક્રોધવશ થતો, ત્યારે તમે પોતે જ મને ઘણીવાર આવાં બોધવચનો કહેતા હતા; પણ અત્યારે તો તમે પોતે જ ક્રોધવશ થાઓ છો, ત્યારે તમને બોધ કરવા કોણ સમર્થ હોય? અરે, સાક્ષાત્ દેવગુરુ બૃહસ્પતિ પણ તમને બોધ આપવા સમર્થ નથી.[૧૭] હે મહાપ્રાજ્ઞ! તમારા સરખી બુદ્ધિ તો દેવતાઓને પણ દુર્લભ છે અર્થાત્ તમે ઉત્તમોત્તમ જ્ઞાનયુક્ત છો, છતાં હાલમાં શોકને લીધે તમારું જ્ઞાન શિથિલ થઈ ગયું છે તેને હું જાગ્રત કરું છું.[૧૮] હે ઇક્ષ્વાકુ કુળમાં શ્રેષ્ઠ રામચંદ્ર! છેવટે મારી આટલી જ પ્રાર્થના છે કે, તમે પોતાનાં દૈવી તથા માનુષી પરાક્રમનો વિચાર કરીને શત્રુઓનો વધ કરવાના કાર્યમાં જોડાઓ અને જેણે સીતાનું હરણ કર્યું હોય તે પાપી શત્રુને શોધી કાઢીને તેનો વધ કરો; બાકી હે પુરુષર્ષભ! વિના અપરાધે સર્વનો નાશ કરવાથી તમને શું ફળ મળે એમ છે?[૧૯,૨૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૬ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૭ મો

### જટાયુનું દર્શન-રામચંદ્રનો શોક

'पूर्वजोऽप्युक्तवाक्यस्तु लक्ष्मणेन सुभाषितम् ।
सारग्राही महासारं प्रतिजग्राह राघवः ॥ १ ॥

સારગ્રાહી મહાબાહુ રામચંદ્રે મહાત્મા લક્ષ્મણનાં પૂર્વોક્ત સુબોધવચનો માન્ય કર્યાં અને પોતાના વૃદ્ધિ પામેલા ક્રોધને દબાવીને તથા ધનુષ્યનું અવલંબન કરીને લક્ષ્મણ પ્રત્યે કહ્યું :[૧,૨] 'હે ભાઈ! તું કહે છે એ સર્વ યથાર્થ છે; પણ હે વત્સ લક્ષ્મણ! હવે આપણે શું કરીશું અને કયા ઉપાયથી સીતાની શોધ કરીશું, તેનો તું જ વિચાર કર.'

શોકતપ્ત રામચંદ્રનાં વચન સાંભળી લક્ષ્મણે હાથ જોડી કહ્યું : 'હે આર્ય ભ્રાતા! પ્રથમ તો ઘણા રાક્ષસોથી તથા નાના પ્રકારનાં વૃક્ષો અને લતાઓથી વ્યાપ્ત એવા આ આખા જનસ્થાનને આપણે શોધી વળવું જોઈએ. આ જનસ્થાન વિષે

અનેક પર્વતોરૂપી કિલ્લાઓ, તૂટી પડેલી શિલાઓ, પરસ્પર મળતા પર્વતોની મોટી મોટી કરાડો, નાના પ્રકારનાં મૃગોથી પરિપૂર્ણ અનેક ગુફાઓ, કિન્નરોને રહેવાનાં સ્થળો તથા ગંધર્વોનાં ગૃહો છે. એમાંથી કદાચ સીતા મળી આવે, માટે આપણે બંને જણ સીતાને ખોળવા માટે પ્રત્યેક સ્થળે ફરી વળીશું. હે ભાઈ! તમે ધીરજ રાખો. જેમ વાયુના વેગથી પર્વતો કંપે નહિ, તેમ તમારા જેવા ઉત્તમ બુદ્ધિસંપન્ન મહાત્મા પુરુષો આપત્તિઓથી કંપાયમાન થતા નથી.' લક્ષ્મણના વચન સાંભળી રામચંદ્રે ક્રોધથી તુરતજ પોતાના ધનુષ્ય પર તીક્ષ્ણ બાણ સાંધીને, લક્ષ્મણની સાથે ફરવા માંડ્યું, તેવામાં થોડેક દૂર વૃક્ષોની ઓથમાં પર્વતના શિખર સરખા દેહવાળો અને પાંખો કપાવાને લીધે રુધિરથી ખરડાઈ પૃથ્વી પર પડેલો વૃદ્ધ જટાયુ પક્ષી તેમના જોવામાં આવ્યો. તેને જોતાંજ રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું:[૩-૧૦] 'હે ભાઈ લક્ષ્મણ! જો તો ખરો, પેલો ગૃધ્ર સરખું રૂપ ધરીને પડેલો કોણ હશે? અરે! હું તો ધારું છું કે અવશ્ય તેણેજ સીતાનું ભક્ષણ કર્યું હશે! અરે, એ કોઈ રાક્ષસ ગૃધ્રનું સ્વરૂપ ધારણ કરીને આ વનમાં ભમે છે. હે ભાઈ! જો તો ખરો, એ દુષ્ટ પોતાની ઇચ્છા પ્રમાણે સીતાનો ભક્ષ કરી હેવો નિરાંતે સૂતો છે! હું મારાં દેદીપ્યમાન અગ્રવાળાં અને શીઘ્ર ગતિ કરનારાં બાણો વડે આજે એનો વધ કરીશ.' એવું કહીને તથા અત્યંત ક્રોધથી કર્ણ પર્યંત ધનુષ્ય ખેંચી શ્રીમાન રામચંદ્ર જાણે સમુદ્ર સુધીની આખી પૃથ્વીને ચલાયમાન કરવા ઇચ્છતા હોય એમ દોટ મૂકીને પૃથ્વી પર પડેલા વૃદ્ધ પક્ષીરાજની આગળ જઈ પહોંચ્યા; પરંતુ તેને જોતાંજ 'અરે, આ તો પક્ષીરાજ જટાયુ છે' એમ જાણી, ખંચાઈને ઊભા રહ્યા, ત્યારે પૃથ્વી પર પડેલો જટાયુ ફીણ સહિત રુધિર ઓકતો, દીન વાણી વડે રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો:

'હે આયુષ્યમાન! તમે મહાવન વિષે ઔષધિની પેઠે જેની શોધ કરો છો, તે દેવી સીતાનું અને મારા પ્રાણોનું દુષ્ટ રાવણે હરણ કર્યું છે.[૧૧-૧૫] હે રાઘવ! તમારાથી અને લક્ષ્મણથી વિખૂટાં પડેલાં તથા રાવણે હરેલાં સીતાને જ્યારે મેં જોયાં, ત્યારે તેમની રક્ષા કરવા અર્થે હું રાવણના ઉપર ધસી ગયો. પ્રથમ મેં રાવણનાં રથ તથા છત્ર તોડીને પૃથ્વી પર પાડ્યાં, જે તમારા જોવામાં આવ્યા હશે. પછી મેં તેનાં ધનુષ્યબાણોથી ભરેલા ભાથા તથા સંગ્રામને યોગ્ય શ્રેષ્ઠ રથને પણ ભાંગીને, મારી પાંખોના પ્રહારથી તેના સારથિનો તથા રથે જોડેલા ખચ્ચરોનો નાશ કર્યો. આટલું કરતાં જ્યારે હું વૃદ્ધાવસ્થાને લીધે છેક થાકી ગયો, ત્યારે એ દુષ્ટ રાવણ તરવાર વડે મારી પાંખો કાપીને તથા સીતાને પોતાની કેડમાં લઈને આકાશમાર્ગે ઊડી ચાલતો થયો. હે રામ! હું કે જેને પ્રથમથી જ રાક્ષસરાજ રાવણે હણ્યો છે, તેને તમે પુનઃ હણવા યોગ્ય નથી.[૧૬-૨૦] (એટલું કહેતાં જટાયુ નિશ્ચેષ્ટ સરખો થઈ પડ્યો.)

જટાયુના મુખથી સીતા સંબંધી અપ્રિય સમાચાર સાંભળી તથા જટાયુની અંતિમ અવસ્થા જોઈને અત્યંત ખિન્ન થયેલા રામચંદ્ર હાથમાંના ધનુષ્યને પડતું મૂકીને એકાએક પક્ષીરાજ જટાયુની પાસે ગયા અને સ્નેહથી તેને આલિંગન કરી શોકને લીધે પૃથ્વી પર પડી, લક્ષ્મણ સહિત રુદન કરવા લાગ્યા. એકાએક આવો દુઃખપ્રસંગ આવી પડેલો જોઈ, રામચંદ્ર કે જે અત્યંત ધૈર્યવાન હતા તે દ્વિગુણિત સંતાપ વડે પીડાવા લાગ્યા.[૨૧,૨૨] ઘણા જ કાંટાવાળા અત્યંત સાંકડા માર્ગમાં પડેલા તેમ જ વારંવાર નિઃશ્વાસ મૂકતા વૃદ્ધ જટાયુને જોઈ, દુઃખી થયેલા શ્રીમાન રામચંદ્ર લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા:[૨૩] 'હે ભાઈ! મારા પર ઉપરાઉપરી આવી પડતા સંકટો તો તું જો. અરે, હું રાજ્યથી ભ્રષ્ટ થયો, વનવાસ મળ્યો, સીતાનું હરણ થયું અને હાલમાં આ આપણો પરમ સહાયક તથા મહાબળવાન વૃદ્ધ જટાયુ પણ અંતિમ અવસ્થામાં આવી પડ્યો છે! આ સર્વ ઉપરથી સમજાય છે કે, સાક્ષાત્ અગ્નિને પણ બાળી નાખે, એવી મારાં પૂર્વોક્ત દુષ્કર્મોની સંપત્તિ ઘણી મોટી હશે.[૨૪] જો હું મારા સંતાપની શાંતિના અર્થે આજે સમુદ્રમાં પડી તરવા ધારું તો તે નદીઓનો પતિ સમુદ્ર પણ મારાં દુષ્કર્મોને લીધે સુકાઈ જાય! અહો! આખા સચરાચર જગત વિષે

મારા સરખો દુર્ભાગી કોઈ પણ નથી, કે જેને લીધે હું આવાં ઉપરાઉપરી આવતાં દુઃખોની જાળમાં ફસાયો છું![25,26] આહા! આ સમયે મારા પિતાનો મિત્ર મહાબળવાન આ ગૃધ્રરાજ પણ મારા અવળા ભાગ્યને લીધે જ હણાઈને પૃથ્વી પર પડ્યો છે.[27]

એ પ્રમાણે અનેકવિધ વિલાપ કરી, લક્ષ્મણ સહિત રામચંદ્રે પોતાના પિતાના સરખો સ્નેહ દર્શાવી એ વૃદ્ધ જટાયુને સ્પર્શ કર્યો.

પાંખો કપાવાને લીધે રુધિરથી ખરડાયેલા અંગવાળા ગૃધ્રરાજ જટાયુને ભેટી તથા 'મારી પ્રાણપ્રિયા સીતા ક્યાં ગઈ?' એવી દીન વાણી બોલીને શ્રીમાન રામચંદ્ર અત્યંત શોકને લીધે પૃથ્વી પર ઢળી પડ્યા.[28,29]

ઇતિ શ્રીવાલ્મીકિમહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૭ નો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૬૮ મો

## જટાયુનું મરણ–રામે અને લક્ષ્મણે કરેલી તેની ઉત્તરક્રિયા

**रामः प्रेक्ष्य तु तं गृध्रं भुवि रौद्रेण पातितम् ।**
**सौमित्रिं मित्रसम्पन्नमिदं वचनमब्रवीत् ॥ १ ॥**

મહાક્રૂર સ્વભાવવાળા રાવણે હણીને પૃથ્વી પર પાડેલા ગૃધ્રરાજ જટાયુને જોઈને શ્રીમાન રામચંદ્ર અત્યંત સ્નેહવાળા લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા:[1] 'હે લક્ષ્મણ! આ પક્ષીરાજ મારું કાર્ય બજાવતાં, યુદ્ધ વિષે રાવણે હણવાથી આજે મારે અર્થે જ પોતાના પ્રાણોનો ત્યાગ કરે છે![2] હે લક્ષ્મણ! હવે આ જટાયુના પ્રાણ અત્યંત ક્ષીણ થઈ ગયેલા જણાય છે, તેનો સ્વર મંદ પડી ગયો છે અને તે વિકળ થઈ મારી સામું જોયા કરે છે.'[3] એટલું લક્ષ્મણને કહીને પછી રામચંદ્ર જટાયુ પ્રત્યે કહેવા લાગ્યા: 'હે પ્રિય જટાયુ! તારું કલ્યાણ થાઓ. જો તું કંઈ પણ બોલી શકે તેમ હોય તો મને સીતા સંબંધી સમાચાર જણાવ; તેમ જ હે પ્યારા! તારો વધ શી રીતે થયો તે પણ કહે.[4] હે પક્ષીરાજ! રાવણે શા નિમિત્તે સીતાનું હરણ કર્યું? મેં એવો તે રાવણનો શો અપરાધ કર્યો હતો કે, જેને લીધે તેણે મારી પ્રિય પત્ની વૈદેહીનું હરણ કર્યું?[5] હે પક્ષીરાજ! રાવણે સીતાનું હરણ કર્યું, તે વેળા સીતાનું ચંદ્ર સરખું મનોહર મુખ કેવું જણાતું હતું? તથા તે કેવાં કેવાં વચનો બોલતી હતી? વળી હે તાત! રાવણનું બળ કેવું છે? તેનાં રૂપ–કર્મ વગેરે કેવાં છે? અને તેનું નિવાસસ્થાન ક્યાં છે? એ પણ તું મને કહે.'

ધર્માત્મા રામચંદ્રને અનાથની પેઠે વિલાપ કરતા જોઈને જટાયુએ પોતે છેલ્લી અવસ્થામાં હોવા છતાં પણ મહાકષ્ટથી મંદ વાણી વડે કહ્યું: 'હે રામ! દુરાત્મા એવા રાક્ષસાધિપતિ રાવણે પોતાની માયાના બળથી મોટી આંધી ચઢાવીને તથા આકાશને મેઘ વડે ઢાંકી દઈને સીતાનું હરણ કર્યું છે.[6–9] હે રઘુવીર! યુદ્ધ કરતાં હું જ્યારે અત્યંત શ્રમિત થયો, ત્યારે એ દુષ્ટ રાક્ષસ મારી પાંખો છેદીને તથા સીતાને ઉપાડીને દક્ષિણ દિશા તરફ ગયો છે.[10] હે રાઘવ! હવે મારા પ્રાણ આકુળ-વ્યાકુળ થાય છે, દૃષ્ટિ ભમે છે અને ટોચો પર વીરણના વાળાથી ઢંકાયેલાં વૃક્ષોને હું સુવર્ણનાં દેખું છું; અર્થાત્ મરણવશ થવાને લીધે હું આગળ કંઈ પણ બોલી શકું એમ નથી.[11] તોપણ હે રઘુનંદન! રાવણે જે મુહૂર્તમાં સીતાનું હરણ કર્યું છે, તે મુહૂર્તનું એવું ફળ છે કે, નષ્ટ થયેલું ધન તેના સ્વામીને સત્વર પાછું પ્રાપ્ત થાય; માટે હે રામ! તમને સીતા શીઘ્ર પ્રાપ્ત થશે અને સીતાને હરનારનો નિર્વિઘ્ને નાશ થશે.[12] હે કાકુત્સ્થ! જે વેળા રાવણે સીતાનું હરણ કર્યું, તે વેળા જ્યોતિષશાસ્ત્રોક્ત 'વિંદ' નામનું મુહૂર્ત હતું, જેને દુષ્ટે મોહને લીધે જાણ્યું નથી; પરંતુ જેમ માછલું જિહ્વાસ્વાદને લીધે જળમાં રહેલા માંસવાળા કાંટાને પોતાના મોઢામાં પકડી વિનાશ પામે છે, તેમ મોહને લીધે તમારી પ્રિયા જાનકીને હરીને એ દુષ્ટ રાક્ષસેશ્વર રાવણ હવે શીઘ્ર વિનાશને પ્રાપ્ત થશે;[13] માટે તમારે સીતા સંબંધી કંઈ પણ વ્યથા કરવી નહિ. તમે હવે થોડા સમયમાં જ સંગ્રામ વિષે એ પાપી રાક્ષસને હણીને સીતા સહિત આનંદ પામશો.'

મૃત્યુસમયે પણ સાવધાન રહી રામચંદ્રને પ્રત્યુત્તર આપતા એ જટાયુના મુખમાંથી માંસ સહિત રુધિર વહેવા માંડ્યું. એ વેળા રામચંદ્ર



સીતાને હરી જતા રાવણ સાથે લડતા ઘાયલ થયેલો પક્ષીઓનો રાજા વૃદ્ધ જટાયુ માત્ર સીતાની ખબર આપવા સારુ જ જીવતો હતો. પછી શ્રીરામ આવતા તેણે સર્વ ખબર કહી ને ચરણે નમી પ્રાણ છોડ્યા. શ્રીરામે હાથ લંબાવી આશિષ દીધી કે 'વીરગતિ મળો' અને એને પિતાતુલ્ય માની અગ્નિસંસ્કાર કર્યો, તથા પિંડદાન, મંત્રજપ કરી ગોદાવરીકિનારે વિધિપૂર્વક સ્નાન તથા ઉદકદાન પણ શ્રીરામે જ દીધું. [ પૃષ્ઠ ૫૧૮

અતિ આતુરતાથી હાથ જોડી 'પક્ષીરાજ! તું બોલ, બોલ' એમ કહેવા લાગ્યા, ત્યારે વળી અતિ બળાત્કારે 'વિશ્રવાનો પુત્ર અને કુબેરનો ભાઈ........' એટલું કહેતાં કહેતાં, એ વૃદ્ધ પક્ષીરાજના પ્રાણ જડદેહમાંથી નીકળી સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા. પ્રાણ ગયા કે તુરંત જ જટાયુનું મસ્તક પૃથ્વી પર ઢળી પડયું, તેના બન્ને ચરણો પહોળા થઈ ગયા અને છેવટે તેનું આખું શરીર ધરણી પર ઢળી પડયું. પર્વત સમાન દેહવાળા અને લાલચોળ નેત્રવાળા વૃદ્ધ જટાયુને ગતપ્રાણ થઈ પડેલો જોઈ ને ઉપરાઉપરી આવી પડતાં અનેક દુઃખોથી દીન થઈ ગયેલા રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે સૌમિત્રિ! રાક્ષસોના નિવાસરૂપ આ દંડકારણ્યમાં ઘણાક વર્ષો સુધી સુખે વસેલા આ પક્ષીરાજ જટાયુએ આજે પોતાના આ સ્થૂળ શરીરનો ત્યાગ કર્યો છે.[૧૪–૨૦] અરે, ઘણાંક વર્ષોનો વૃદ્ધ આ પક્ષીરાજ આજે બીજાના હાથથી હણાઈ ને સૂતો છે! ખરેખર કોઈથી પણ કાળનું નિવારણ થઈ શકતું નથી.[૨૧] હે લક્ષ્મણ! તું જો તો ખરો, મારો ઉપકાર કરવાને અર્થે સીતાની વહારે ધાયેલો આ વૃદ્ધ જટાયુ બળવાન એવા રાવણના હાથથી મરણ પામ્યો છે![૨૨] અરે, પક્ષીઓના રાજા આ જટાયુએ પોતાના બાપદાદાના પરંપરાગત રાજ્યનો ત્યાગ કરીને કેવળ મારે અર્થે જ પોતાના પ્રિય પ્રાણોનો ત્યાગ કર્યો છે![૨૩] અહો હે લક્ષ્મણ! આ જટાયુ જેવા ધર્માત્મા, શૂરવીર, સર્વના શરણરૂપ અને સન્નીતિવાળાં પ્રાણીઓ તિર્યક્ જાતિ વિષે પણ જોવામાં આવે છે! અહો! આ જટાયુ જેવા પ્રાણીઓની સર્વત્ર આવશ્યકતા છે.[૨૪] હે સૌમ્ય! હે શત્રુતાપન! મારા માટે હણાયેલા આ ગૃધ્રરાજના મરણથી મને જેટલો શોક થાય છે, તેટલો શોક સીતાના હરણથી પણ થતો નથી;[૨૫] કેમ કે હું આપણા પિતા મહાયશસ્વી શ્રીમાન દશરથ રાજાના જેટલો જ આ પક્ષીને માન્ય તથા પૂજ્ય ગણું છું[૨૬] હે સૌમિત્રિ! હવે તું ચિતા રચવા માટે કાષ્ઠ એકઠાં કર, એટલે હું મંથનવિધિ વડે અગ્નિ ઉત્પન્ન કરી મારે માટે વિનાશ પામેલા આ ગૃધ્રરાજને અગ્નિસંસ્કાર કરું.[૨૭]

રામચંદ્રની આજ્ઞા થવાથી મહાત્મા લક્ષ્મણે તુરત જ કાષ્ઠો એકઠાં કરી ચિતા રચી એટલે વિધિપૂર્વક ઉપજાવેલા મંથાગ્નિ વડે તે પ્રદીપ્ત કરી, શ્રીમાન રામચંદ્રે રાક્ષસે હણેલા જટાયુના શબને પોતાના હાથથી ઊંચકીને એ ચિતા પર મૂક્યું અને કહ્યું: 'હે પ્રિય જટાયુ! ક્રૂર રાક્ષસના હાથે હણાયેલા તને, હું આ ચિતામાં હોમી તારી સદ્ગતિ કરવા અર્થે અગ્નિસંસ્કાર કરું છું.[૨૮] હે મહાપરાક્રમી ગૃધ્રરાજ! મારા હાથથી સંસ્કાર પામીને મારી આજ્ઞાથી તું યજ્ઞશીલ પુરુષો, અગ્નિહોત્રીઓ, સંગ્રામમાંથી પાછા નહિ હઠનારા યોદ્ધાઓ તથા પૃથ્વીનું દાન કરનારા નરવીરો જે ઉત્તમ લોકો વિષે જાય છે. તે ઉત્તમ લોકોમાં ચાલ્યો જા![૨૯,૩૦] એમ કહી અતિ દુઃખી થયેલા ધર્માત્મા રામચંદ્રે એ પક્ષીરાજને પોતાના બંધુજનની પેઠે પ્રજ્વલિત ચિતામાં મૂકીને અગ્નિસંસ્કાર કર્યો.[૩૧] પછી મહાપરાક્રમી અને મહાયશસ્વી રામચંદ્રે લક્ષ્મણની સાથે વનમાં જઈ મોટા કંદમૂળ કાપી લાવીને જટાયુ પક્ષીને અર્થે પિંડદાન કરવા સારુ પૃથ્વી પર દર્ભ પાથર્યો અને આણેલાં મોટા કંદમૂળમાંથી ભોજન કરવા યોગ્ય પદાર્થ કાઢી તેના પિંડ બનાવી પક્ષીરાજને ઉદ્દેશી લીલાં તૃણ ઉપર પિંડદાન કર્યું. ત્યાર પછી મરણ પામેલા પ્રાણીને સ્વર્ગપ્રાપ્તિ થવા સારુ બ્રાહ્મણો જે મંત્રોનો જપ કરે છે, તે મંત્રનો શ્રીમાન રામચંદ્રે જટાયુને શીઘ્ર સ્વર્ગ પ્રાપ્ત થવા સારુ જપ કર્યો[૩૨–૩૪] પછી બન્ને બાંધવોએ ગોદાવરી નદીના કિનારે જઈ, શાસ્ત્રવિધિ પ્રમાણે સ્નાનાદિ કરીને જટાયુને ઉદ્દેશી ઉદકદાન કર્યું.×

અહો! સંગ્રામ વિષે યશને વધારે એવું અતિ

× જોકે અગ્નિસંસ્કાર થયા પછી સ્નાન પછી ઉદકદાન અને પછી પિંડદાન એવો શાસ્ત્રીય વિધિ છે, પરંતુ અહીં એથી ઊલટું વર્ણન જણાય છે. પણ 'पाठक्रमादर्थक्रमो बलीयान्। વર્ણનના ક્રમ કરતાં પ્રસંગવિધિને અનુસરનારો અર્થક્રમ બળવાન છે' એ વચન પ્રમાણે અહીં પણ પહેલું પ્રથમ જટાયુને અગ્નિસંસ્કાર કર્યો, પછી સ્નાન, પછી ઉદકદાન અને પછી પિંડદાન કર્યું' એમ સમજવું.

દુષ્કર કર્મ કરીને શત્રુના હાથથી હણાયેલો તથા મહર્ષિ સરખા રામચંદ્રના હાથે અગ્નિસંસ્કાર થવાથી અતિ પવિત્ર થયેલો જટાયુનો આત્મા તત્ત્વજ્ઞના સરખી ઉત્તમ ગતિને પ્રાપ્ત થયો.[૩૫—૩૭] દેવોના અધિપતિ વિષ્ણુ ભગવાન અને ઇંદ્ર સરખા બન્ને ભાઈ રામ—લક્ષ્મણ પણ પક્ષીરાજ જટાયુને વિષે પોતાના પિતા સમાન સ્થિરભાવ રાખીને તથા તેની સઘળી ઉત્તરક્રિયા કરીને તેણે દર્શાવ્યા પ્રમાણે સીતાની શોધ કરવા માટે ત્યાંથી દક્ષિણ દિશા પ્રત્યે ચાલતા થયા.[૩૮]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૮ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૬૯ મો

### વનમાર્ગ—અયોમુખીનું વિરૂપકરણ અને કબંધનું દર્શન

कृत्वैवमुदकं तस्मै प्रस्थितौ राघवौ तदा ।
अवेक्षन्तो वने सीतां जग्मतुः पश्चिमां दिशम् ॥ १ ॥

જટાયુની ઉત્તરક્રિયા કર્યા પછી ધનુષ્ય, બાણ તથા ખડ્ગ વગેરે આયુધો ધારણ કરનારા રામ—લક્ષ્મણે સીતાની શોધ માટે દક્ષિણ દિશા તથા પશ્ચિમ દિશાની વચ્ચે આવેલી નૈઋત્ય દિશા તરફ પ્રયાણ કર્યું. ચાલતાં ચાલતાં કેટલેક દૂર ગયા પછી જેમાં દુઃખે કરી પ્રવેશ થઈ શકે એવું તથા મનુષ્યોની આવજાવ વિનાનું હોવાથી ભયંકર દેખાતું અને અનેક ગુલ્મો, વૃક્ષો તથા લતાઓથી વ્યાપ્ત એવું ગહન વન આવ્યું.[૧—૩] તેમાં પ્રવેશ કરી મહાબળવાન બન્ને બાંધવોએ દક્ષિણ દિશાનો માર્ગ પકડી અતિ ઉતાવળે ચાલવા માંડ્યું અને થોડીક વારમાં જ તેઓ એ ભયંકર વનમાંથી નીકળી ગયા.[૪] ત્યાંથી વળી ત્રણેક કોશ ચાલ્યા બાદ, બીજું એક ‘ક્રૌંચ’ નામનું ગહન વન આવ્યું; તેમાં એ મહાતેજસ્વી બાંધવોએ પ્રવેશ કર્યો. એ અરણ્ય અતિશય ગાઢું હોવાને લીધે આકાશમાં એકાએક ચઢી આવેલા મોટા મેઘ સરખું શ્યામ જણાતું હતું, નાના પ્રકારનાં રંગબેરંગી સુંદર પુષ્પો ખીલવાને લીધે જાણે તે હાસ્ય કરતું હોય એવું ભાસતું હતું તથા અનેક મૃગો અને પક્ષીઓના સમૂહોથી વ્યાપ્ત હોવાને લીધે સુંદર લાગતું હતું. એ સુંદર ક્રૌંચારણ્યમાં પ્રવાસ કરતા રામ—લક્ષ્મણ ત્યાંનાં ઘાટાં વૃક્ષોની ઝાડીમાં સર્વત્ર સીતાની શોધ કરવા લાગ્યા અને સીતાહરણથી સંતાપ પામેલા હોવાને લીધે સ્થળે સ્થળે વિશ્રામ કરવા લાગ્યા. તે ક્રૌંચારણ્યમાંથી નીકળી બન્ને ભાઈઓ ત્યાંથી પૂર્વ દિશા તરફના માર્ગે ત્રણેક કોશ દૂર ગયા, ત્યારે તેમના માર્ગની બાજુ પર મતંગ ઋષિનો આશ્રમ આવ્યો.[૫—૮] આશ્રમને દૂરથી જ જોઈને તેઓએ ઘણાં ભયંકર મૃગો તથા પક્ષીઓથી ભરેલા અને નાના પ્રકારનાં વૃક્ષોથી ઘાટા જણાતા અતિગહન વનમાં થઈ ચાલવા માંડ્યું. થોડેક દૂર જતાં, પાતાળ સરખી ગંભીર અને અંધકારથી વ્યાપ્ત એવી એક પર્વતની ગુફા તે બન્ને ભાઈઓની દૃષ્ટિએ પડી.

સીતાની શોધ સારુ બન્ને ભાઈઓ એ ગુફાનાં દ્વાર આગળ આવી ઊભા રહ્યા, તો ત્યાં ભયંકર રૂપવાળી એક રાક્ષસી તેમના જોવામાં આવી. નિર્બળ પ્રાણીઓને ભય ઉપજાવનારી એ રાક્ષસીનું મુખ વિકરાળ હતું, તેનું શરીર ઘૃણા ઉપજાવે તેવું હતું, તેનું સ્વરૂપ અતિ ક્રૂર હતું, ઉદર ઘણું જ મોટું હતું, તેની દાઢો તીક્ષ્ણ હતી અને તેના શરીર પરની ચામડી ઘણી ખરબચડી હતી. વિકટ રૂપવાળી એ રાક્ષસી પોતાના મસ્તકના કેશ છૂટા રાખી મૃગોનું ભક્ષણ કરી રહી હતી. તેનું એવું નિંદ્ય સ્વરૂપ જોઈ રામ—લક્ષ્મણ બન્ને ભાઈ આશ્ચર્ય પામ્યા.[૯—૧૩] એ રાક્ષસી પણ રામ—લક્ષ્મણને જોઈ કામપીડિત થઈ, તેથી તેણે એકાએક ધસી આવી રામચંદ્રની આગળ ચાલતા મહાત્મા લક્ષ્મણને પોતાની બાથમાં પકડી લીધા અને ગાઢ આલિંગન કરી તેમને કહેવા લાગી: ‘હે તેજસ્વી પુરુષ! હું ‘અયોમુખી’ નામની રાક્ષસી છું. તારા પર મારી ઘણી જ પ્રીતિ ઉત્પન્ન થઈ છે અને જેમ દ્રવ્યભંડારનો લાભ થાય, તેમ હું તને પ્રાપ્ત થઈ છું. માટે હે નાથ! તું દીર્ઘ આયુષ્ય ભોગવી, પર્વતોની ગુફાઓ તથા નદીઓના રમણીય તટો વિષે મારી સાથે સુખથી રમણ કર.’

અયોમુખી રાક્ષસીનાં વચન સાંભળી અત્યંત

ક્રોધ પામેલા શત્રુમર્દન લક્ષ્મણે તેની નજર ચૂકવી તુરત જ મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢી અને તેનાં સ્તન, નાસિકા તથા કાન કાપી નાખ્યાં. નાક, કાન તથા સ્તન કપાયાં કે તુરત જ ભયંકર સ્વરૂપવાળી એ રાક્ષસી મોટી ચીસ પાડી ઘાટા જંગલમાં નાસી ગઈ. અયોમુખી રાક્ષસી ગયા પછી ઉતાવળે ચાલતા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ વળી એક ગહન વનમા જઈ ચડ્યા. ત્યારે મહાપરાક્રમી ને પવિત્ર સ્વભાવવાળા તેજસ્વી લક્ષ્મણે હાથ જોડીને દેદીપ્યમાન કાંતિવાળા પોતાના મોટા ભાઈ રામચંદ્ર પ્રત્યે કહ્યું:[૧૪–૨૦] 'હે આર્ય ! હાલમાં મારી ડાબી ભુજા અત્યંત ફરકે છે, મારા મનમા વિના કારણ ઉદ્વેગ થાય છે અને બીજાં પણ કેટલાએક અનિષ્ટસૂચક અપશુકનો જોવામાં આવે છે.[૨૧] માટે આર્ય ! મારું કહ્યું માનીને તમે સજ્જ થાઓ; કેમ કે મને જણાતા અપશુકનો આપણને તુરતમાં જ ભય આવી પડવાનું સૂચન કરે છે.[૨૨] છતાં આ મહાદારુણ 'વંચુલક' નામનુ પક્ષી જે શબ્દ કરે છે, તે ઉપરથી મને લાગે છે કે, યુદ્ધ વિષે આપણો વિજય થશે.'[૨૩]

પરસ્પર વાર્તાલાપ કરતા બન્ને ભાઈઓ સીતાની શોધ માટે સઘળા વનમાં ઉતાવળે વિચરવા લાગ્યા. એટલામા જાણે આકાશને પૂરી દેતો હોય અથવા વનમાંનાં સર્વ વૃક્ષોને ભાંગી નાખતો હોય, એવો એક મહાભયંકર શબ્દ તેઓના સાંભળવામાં આવ્યો. એ શબ્દ પરથી એવું લાગતું હતું કે જાણે આખું વન પ્રચંડ વાયુના સુસવાટાથી ગાજી રહ્યું ન હોય ![૨૪,૨૫] એકાએક થયેલો એ ઘોર શબ્દ સાંભળી પોતાના નાના ભાઈ લક્ષ્મણ સહિત ખડ્‌ગધારી શ્રીમાન રામચંદ્ર 'એ શબ્દ ક્યાંથી આવ્યો અને કોનો હશે ?' એ જાણવાની ઇચ્છાથી ચોમેર દૃષ્ટિ કરવા લાગ્યા; એટલામાં અત્યંત મોટી કાયાવાળો અને પહોળી છાતીવાળો એક કબંધ રાક્ષસ* તેમની દૃષ્ટિએ પડ્યો. એ કબંધ રાક્ષસનાં સર્વ અંગો કઢંગી રીતે વધેલા હતાં, તેની ગ્રીવા અને મસ્તક દેખાતાં ન હતાં. તેનું વિકરાળ મુખ છેક પેટમાં પેસી ગયુ હતુ, પર્વત સરખા ઊંચા વધેલા અને શ્યામ વાદળ સરખા તેના ભયંકર શરીર પર અણિયાળા સિસોળિયાં જેવા રુવાટા ઊગેલાં હતા. તેની ગર્જના મેઘના જેવી પ્રચંડ હતી, તેની છાતી તરફ આવેલા લલાટની વચ્ચે પ્રજ્વલિત અગ્નિ સરખું દેદીપ્યમાન એક જ નેત્ર હતું. એ નેત્ર ઘણું જ પહોળું, લાંબું, પીળા વર્ણનું અને મોટી પાંપણોવાળું હતું, જેથી તે સર્વ કોઈને ભય ઊપજાવતું હતું. તેના મુખની બન્ને બાજુએ બહાર નીકળેલી મહા ભયંકર દાઢો સર્વને ભય ઉપજાવતી હતી તથા તેની વિકરાળ જિહ્વા વારંવાર મુખમાંથી બહાર નીકળી લપકારા મારતી હતી એ કબંધ રાક્ષસ મહાઘોર એવા રીંછ, સિંહ, મૃગ તથા પક્ષીઓ વગેરેનું ભક્ષણ કરતો હતો. તેના હાથ એક યોજન સુધી પહોંચે એવા લાંબા હતા. જેને તે વારંવાર પહોળા કરતો હતો. એ રાક્ષસ હાથ પસારીને જે કંઈ ભક્ષ્ય હાથમા આવતું, તેને ખેંચીને પોતાના મુખ આગળ આણતો હતો. ખેંચી લાવેલાં રીંછ, મૃગ તથા પક્ષીઓ વગેરેમાંથી પોતાને ઠીક લાગે તેનુ તે ભક્ષણ કરતો અને બાકીનાંને છોડી દેતો.

મહાઘોર તથા દારુણ સ્વરૂપવાળા, ભયંકર દેખાવવાળા અને મસ્તક નહિ દેખાતું હોવાથી યથાર્થ રીતે કબંધ સરખા જ એ રાક્ષસને પોતાની સન્મુખ આવેલો જોઈને તથા તેની લાંબી ભુજાઓ વડે માર્ગને રૂંધાયેલો જોઈ ને, મનમાં કંઈ પણ ન ગભરાતા, રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓ અતિ ચતુરાઈથી તેણે રોકેલા માર્ગનું ઉલ્લંઘન કરી ગયા અને એક કોશ જેટલે દૂર જઈ ને તેને જોવા લાગ્યા. એટલામાં તો એ ક્રૂર કબંધ રાક્ષસ પોતાના લાંબા હાથ પસારીને, દૂર ઊભેલા અત્યંત તેજવાળા ખડ્ગ તથા ધનુષ્યને ધારણ કરનારા મહાબળવાન એવા રામ–લક્ષ્મણ બન્ને ભાઈઓને બળાત્કારથી પકડી, પોતાના મુખ તરફ ખેંચવા લાગ્યો.[૨૬–૨૯] આવો પ્રકાર જોઈને મહાશૂરવીર શ્રીમાન્ રામચંદ્ર અતિશય ધૈર્યને લીધે જરા પણ વ્યથા પામ્યા નહિ; પરંતુ બાળક સ્વભાવને લીધે

* એના મસ્તકનો આકાર જણાતો ન હતો. માત્ર ધડ જ દેખાતું હતુ, તેથી તેને 'કબંધ' એવું નામ આપ્યુ છે.

તથા રામચંદ્રના આશ્રયથી રહિત થવાને લીધે+ મહાત્મા લક્ષ્મણ અત્યંત ભયભીત થયા.[37] અને અતિ ખેદ પામી રામચંદ્રને કહેવા લાગ્યા: 'હે વીર! જુઓ, હું પૂરેપૂરી રીતે આ ક્રૂર રાક્ષસના પંજામાં સપડાયો છું. હવે કોઈ પણ પ્રકારે જીવતો છૂટવાની મને આશા નથી.[38] માટે હે રાઘવ! તમે આ મોટા ભૂત સરખા રાક્ષસને મારા એકલાના શરીરનું જ બલિદાન આપીને તમારો છુટકારો કરો અને પછી ઇચ્છામાં આવે તેવી રીતે પલાયન કરી જાઓ.[39] હું ધારું છું કે, થોડા સમયમાં જ તમે જનકનંદિની સીતાને પ્રાપ્ત કરી પાછા અયોધ્યા પ્રત્યે જશો અને હે કાકુત્સ્થ! પોતાના બાપદાદાનાં રાજ્યાસન પર વિરાજી નિરંતર મને સંભારશો.'

લક્ષ્મણનું વચન સાંભળી રામચંદ્રે ધૈર્ય આપતાં કહ્યું:[40,41] 'હે વીર લક્ષ્મણ! તું આ સમયે આમ વૃથા ખેદ ન કર. અરે, તારા સરખા વીરપુરુષો કદી શોક કરતા નથી.'

રામ–લક્ષ્મણ બન્ને બાંધવોને, પરસ્પર વાર્તાલાપ કરતા જોઈને, લાંબી ભુજાઓવાળો ક્રૂર કબંધ રાક્ષસ મેઘ સરખી ગર્જનાયુક્ત વાણીથી તેઓને કહેવા લાગ્યો: 'અરે, વૃષભ સરખી કાંધવાળા અને ખડ્ગ તથા ધનુષ્યને ધારણ કરનારા તમે બન્ને કોણ છો? અહો! મારા ભાગ્યબળને લીધે જ તમે બન્ને આ ઘોર અરણ્યમાં મારી દૃષ્ટિ આગળ આવી પહોંચ્યા છો! હે વીર પુરુષો! તમે કહો તો ખરા કે આવા ભયંકર જંગલમાં તમારે શા માટે આવવું પડ્યું છે?[42–44] હે યુવાન પુરુષો! બાણના ભાથા, ધનુષ્ય તથા ખડ્ગ ધારણ કરવાને લીધે તમે તીક્ષ્ણ શિંગડાંવાળા વૃષભ સરખા દેખાઓ છો; પણ હું કે જે અત્યંત ક્ષુધાર્ત છું, તેના પ્રદેશમાં આવેલા તમને હવે જીવવું ઘણું જ દુર્લભ છે.'

દુરાત્મા કબંધ રાક્ષસનાં વચન સાંભળી રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે સત્યપરાક્રમી લક્ષ્મણ! આટલી આટલી શોધ કરતાં પણ આપણે સીતાને પામ્યા નહિ; પરંતુ રાજ્યભ્રંશ તથા વનવાસાદિ અનેક દુઃખો ઉપરાંત હવે આ આપણા જીવિતનો અંત આણે એવું મહાભયંકર દુઃખ આપણા ઉપર આવી પડ્યું છે, તેથી જ હું કહું છું કે, આ જગતમાં સર્વ કરતાં કાળનું બળ વિશેષ છે.[45–48] હે નરવ્યાઘ્ર! જો તો ખરો, અત્યારે આપણે પણ એ કાળબળથી જ મોહિત થઈ ગયા છીએ! હે લક્ષ્મણ! સર્વ પ્રાણીઓને સુખદુઃખ આપવામાં સમર્થ એવા દૈવને કાંઈ પણ વિલંબ લાગતો નથી. અરે, સંગ્રામ વિષે યુદ્ધ કરનારા શૂરવીર યોદ્ધાઓ કે જેઓ મહાબળવાન તથા અસ્ત્રવિદ્યાને જાણનારા હોય છે, તેઓ પણ કાળવશ થઈને વેળુની પાજની પેઠે ભેદાઈ નાશ પામે છે; માટે સર્વ કરતાં દૈવબળ મોટું છે.' એ પ્રમાણે બોલતા મોટી કીર્તિવાળા, મહાપ્રતાપવાળા અને દૃઢ તથા સત્ય પરાક્રમવાળા શ્રીમાન દશરથનંદન રઘુવીરે અતિદીન થઈ ગયેલા લક્ષ્મણને જોઈને પોતાના સામર્થ્ય વડે જ પોતાની બુદ્ધિને સ્થિર કરી ધૈર્ય ધારણ કર્યું.[49–51]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૬૯ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૦ મો

### વનમાર્ગ–કબંધભુજછેદન

तौ तु तत्र स्थितौ दृष्ट्वा भ्रातरौ रामलक्ष्मणौ ।
बाहुपाशपरिक्षिप्तौ कबन्धो वाक्यमब्रवीत् ॥ १ ॥

રામ–લક્ષ્મણને પોતાના બાહુપાશ વડે બંધાઈ ગયેલા જોઈને કબંધે કહ્યું:[1] 'હે ક્ષત્રિયોમાં શ્રેષ્ઠ પુરુષો! મને ક્ષુધાપીડિત જોઈને ભયભીત શા માટે થાઓ છો? અરે, બુદ્ધિ વિનાના તમોને દૈવે જ ભક્ષ્યરૂપે મારી આગળ મોકલ્યા છે!'[2]

કબંધનાં વચન સાંભળી અતિ પીડિત થયેલા મહાત્મા લક્ષ્મણ કે જેણે પરાક્રમ કરવાનો નિશ્ચય કર્યો હતો તેણે રામચંદ્ર પ્રત્યે સમયોચિત એવાં હિતવચનો કહ્યાં:[3] 'હે આર્ય! આ રાક્ષસાધમે પ્રથમ પોતાના હાથ વડે ઉતાવળે આપણ બન્નેને પકડી લીધા છે, માટે આપણે તરવાર વડે તેના બન્ને હાથો છેદી નાખીશું; કેમ કે મોટી કાયાવાળા અને ભયંકર એવા આ કબંધ રાક્ષસનું પરાક્રમ તેની ભુજાઓને આધારે જ છે. ભુજાઓને લીધે જ

+ રામચંદ્ર પણ રાક્ષસની ભુજામાં સપડાયા હતા, તેથી અહીં લક્ષ્મણને આશ્રયરહિત કહ્યા છે.

આ દુષ્ટ સર્વ લોકોનો પરાજય કરીને આપણો પણ ભક્ષ કરવા ધારે છે.[૪] હે આર્ય બંધુ! આપણે આ કબંધનો વધ કરવો એ ઘણો જ નિંદ્ય છે, તેમ હે રામચંદ્ર! નિશ્ચેષ્ટ પ્રાણીઓનો વધ કરવો એ રાજાને ઘણો જ અયોગ્ય છે; અર્થાત્ આ કબંધ સરખા અંગ-મસ્તકરહિત પ્રાણીને હણવો એ આપણને યોગ્ય નથી. આપણે માત્ર એના હાથ જ છેદી નાખીશું.'[૫,૬]

રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓનો ઉપર્યુક્ત વાર્તાલાપ સાંભળી, અતિક્રુદ્ધ થયેલો કબંધ રાક્ષસ તુરત જ પોતાનું ભયંકર મુખ પહોળું કરીને તે બન્નેનું ભક્ષણ કરવા તૈયાર થયો. એ વેળા દેશ કાળને જાણનારા બન્ને ભાઈઓએ તુરત જ મ્યાનમાંથી પોતપોતાની તરવારો ખેંચી કાઢી અને તે વડે મહાસમર્થ રામચંદ્રે તે રાક્ષસનો જમણો તથા શૂરવીર લક્ષ્મણે ડાબો એમ બન્ને હાથ તેના ખભાના મૂળમાંથી ચટોચટ છેદી નાખ્યા.[૭-૯] બન્ને હાથ કપાતાં જ એકાએક મેઘની પેઠે મોટો નાદ કરીને આકાશ, પૃથ્વી તથા સઘળી દિશાઓને ગજવતો એ રાક્ષસ પૃથ્વી પર ઢળી પડ્યો. તેના કપાયેલા બાહુમૂળ(ખભા)માંથી નીકળતા રુધિરના પ્રવાહથી તેનું આખું શરીર ભિંજાઈ ગયું. પછી અતિદીન થયેલા તેણે રામ-લક્ષ્મણ પ્રત્યે નમ્રતાથી પૂછ્યું: 'હે વીર પુરુષો! તમે બન્ને કોણ છો?' કબંધ રાક્ષસના વચન સાંભળી શુભલક્ષણસંપન્ન અને મહાબળવાન એવા લક્ષ્મણે તેને રામચંદ્રની ઓળખાણ કરાવતાં કહ્યું: 'હે રાક્ષસશ્રેષ્ઠ! જો તું ઓળખતો હોય, તો આ ઇક્ષ્વાકુ વંશમાં ઉત્પન્ન થયેલા, અને સર્વ લોક વિષે પ્રખ્યાત મહારાજા દશરથના પુત્ર શ્રીમાન રામચંદ્ર છે અને 'લક્ષ્મણ' નામનો હું તેમનો નાનો ભાઈ છું.[૧૦-૧૩] અમારાં માતુશ્રી કૈકેયીએ રાજ્યથી ભ્રષ્ટ કરી વનમાં મોકલવાને લીધે આ મારા મોટા ભાઈ રામચંદ્ર પોતાનાં પત્ની સીતા તથા મારા સહિત આ ઘોર અરણ્યમાં આવી વસ્યા છે.[૧૪] નિર્જન વનમા વસતા અને દેવ સમાન પ્રભાવવાળા આ રામચંદ્રનાં પત્ની સીતાનું કોઈ દુષ્ટ રાક્ષસે હરણ કર્યું છે. તેમની શોધ કરતા અમે અહીં આવી ચડ્યા છીએ;[૧૫] પણ રે ભાઈ! ભાંગેલી જાંઘોવાળો તથા મસ્તક વિનાના કબંધ સરખો તું કોણ છે? અને પેટમાં પેસી ગયેલા વિકરાળ મુખ વડે સર્વને ભય ઉપજાવતો તું અહીં શા માટે રહ્યો છે?'[૧૬]

મહાત્મા લક્ષ્મણનાં ઉપર્યુક્ત વચનો સાંભળી કબંધ રાક્ષસને દેવરાજ ઇંદ્રનું વાક્ય સાંભરી આવ્યું અને 'હવે હું દુઃખમાથી મુક્ત થઈશ' એમ જાણી પ્રસન્નચિત્ત થઈ તેણે કહ્યું:[૧૭] 'હે નરવ્યાઘ્રો! તમે ભલે પધાર્યા. અહો! આજે મારા ભાગ્યનો ઉદય થયો, જેથી હું આપના દર્શન પામ્યો! હે વીર ક્ષત્રિયો! તમોએ મારા બન્ને બાહુઓને કાપ્યા એ ઘણું જ સારું થયું.[૧૮] હે નરવ્યાઘ્રો! મને મારા અવિનયને લીધે જે આ વિરૂપપણું પ્રાપ્ત થયુ છે; તેનુ હુ તમારી આગળ યથાર્થ વર્ણન કરું છું, તે સાંભળો.'[૧૯]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૦ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૧ મો

## વનમાર્ગ-કબંધવૃત્તાંત

पुरा राम महाबाहो महाबलपराक्रमम् ।
रूपमासीन्ममाचिन्त्यं त्रिषु लोकेषु विश्रुतम् ॥ १ ॥

કબંધ રાક્ષસે રામ-લક્ષ્મણ પ્રત્યે કહ્યું: 'હે મહાબાહુ રામ-લક્ષ્મણ! પૂર્વે હું મોટા બળ તથા પરાક્રમવાળો હોવાને લીધે ત્રણ લોકમા વિખ્યાત હતો. મારું શરીર સૂર્ય, ચંદ્ર કિંવા ઇંદ્રના સરખું તેજસ્વી હતું. સ્વરૂપસૌંદર્યથી ગર્વિત થયેલો હું મારા સામર્થ્ય વડે સર્વ લોકને ત્રાસ આપવા લાગ્યો. એમ કરતાં એક દિવસે રાક્ષસરૂપ વડે મેં વન વિષે નાના પ્રકારનાં વનફળોને શોધતા 'સ્થૂલશિરા' નામના ઋષિને ત્રાસ ઉપજાવ્યો; જેથી ક્રોધ પામી તેમણે મને શિક્ષા કરવા સારુ અત્યંત ઘોર શાપ આપ્યો. તેમણે કહ્યું:[૨-૪] 'હે દુષ્ટ! તુ તારા રૂપના ગર્વને લીધે આ રાક્ષસ સરખું ક્રૂર રૂપ ધરી સર્વને ત્રાસ ઉપજાવે છે, તેથી હવે તારું આવું કુત્સિત રૂપ જ રહેશે; અર્થાત્ હવે તું આ ધારણ કરેલા રાક્ષસસ્વરૂપને બદલી શકીશ નહિ.' એવું સાંભળી, મેં એ ઋષિની ઘણી ઘણી

પ્રાર્થના કરીને કહ્યું : 'હે ઋષિવર! હું તમારો અપરાધી છું અને તમારે શરણે આવ્યો છું. હે મહર્ષિ! મારા પર કૃપા કરીને તમે શાપનો અંત આવે તેમ કરો.' મેં ઘણી ઘણી પ્રાર્થના કરી ત્યારે એ સ્થૂલશિરા ઋષિએ દયા લાવી કહ્યું : 'હે દુષ્ટ! આગળ ઉપર જ્યારે દશરથનંદન રામચંદ્ર નિર્જન વનમાં આવશે અને તારા બાહુઓ કાપીને તને અગ્નિસંસ્કાર કરશે, ત્યારે તું પુનઃ પોતાના ઉત્તમોત્તમ એવા પૂર્વ રૂપને પામીશ.'

'હે લક્ષ્મણ! સ્થૂલશિરા ઋષિના શાપથી દૈત્યરૂપ પામેલો હું દનુ રાક્ષસનો પુત્ર છું. સંગ્રામને વિષે યુદ્ધ કરતાં ઇંદ્રના શાપથી મને આવું કબંધપણું પ્રાપ્ત થયું છે; તેનું વર્ણન પણ મારા મુખથી સાંભળો. હે શૂરવીર પુરુષો! સ્થૂલશિરા ઋષિના શાપથી મને દૈત્યપણું પ્રાપ્ત થયા પછી મેં ઉગ્ર તપશ્ચર્યા કરી બ્રહ્મદેવને પ્રસન્ન કર્યા, જેથી બ્રહ્મદેવે મને લાંબું આયુષ્ય આપ્યું, ત્યારે તો વળી મારા મનને વિષે વધારે ગર્વ ઉપજ્યો. મને વિચાર થયો કે, 'અહો! મેં ઘણું લાંબું આયુષ્ય પ્રાપ્ત કર્યું છે, હવે ઇંદ્ર મને કોઈ પણ રીતે હણવા સમર્થ નથી.' એ પ્રમાણે કુબુદ્ધિ વડે વિચાર કરીને મેં ઇંદ્રનો પરાભવ કરવાની ઇચ્છાથી તેની સાથે યુદ્ધ આરંભ્યું. કેટલાએક દિવસ યુદ્ધ ચાલ્યા પછી અત્યંત ક્રોધ પામેલા ઇંદ્રે પોતાનું સો ધારવાળું વજ્ર મારા પર મૂક્યું, જેના પ્રહારથી મારી બન્ને સાથળો તથા મસ્તક તુરત જ શરીરની અંદર પેસી ગયાં. પછી મસ્તક તથા ચરણરહિત થવાને લીધે કાંઈ પણ ક્રિયા કરવાને અશક્ત થયેલો હું 'હે ઇંદ્ર! હવે તું મને પૂરેપૂરો મારી નાખ' એમ પ્રાર્થના કરવા લાગ્યો, તોપણ 'પિતામહ બ્રહ્મદેવનું વચન સત્ય થાઓ' એમ કહી ઇંદ્રે મને યમલોક પ્રત્યે નહિ મોકલતાં જીવતો છોડી મૂક્યો. ત્યારે વળી મેં તેને પ્રાર્થના કરી કહ્યું : 'હે દેવરાજ! તારા વજ્રના પ્રહાર વડે મારી સાથળો તથા મસ્તક લાંગી ગયેલાં હોવાથી હવે હું આહાર વિના ઘણા કાળ સુધી કેવી રીતે જીવી શકીશ?' એવું સાંભળી દેવરાજ ઇંદ્રે તુરત જ પોતાના દિવ્ય સામર્થ્ય વડે મારા બન્ને હાથ એકેક યોજનના લાંબા કર્યા, અને આહાર કરવાને અર્થે ઉદરને વિષે તીક્ષ્ણ દાઢોવાળું મુખ બનાવ્યું.

ઇંદ્ર સાથેના યુદ્ધમાં કબંધપણું પામીને તથા તેની કૃપાથી લાંબી ભુજાઓ મેળવીને હું આ વનને વિષે ઘણા કાળથી રહું છું અને મારી લાંબી ભુજાઓ વડે આ વનમાંનાં સિંહ, હાથી, મૃગ તથા વ્યાઘ્રાદિ પ્રાણીઓનું ચોતરફથી આકર્ષણ કરી ભક્ષણ કરું છું. હે રામ-લક્ષ્મણ! એ વેળા ઇંદ્રે મને કહ્યું હતું : 'વનમાં આવેલા લક્ષ્મણ સહિત રામચંદ્ર જ્યારે તારા બન્ને બાહુઓને છેદશે, ત્યારે તું પુનઃ સ્વર્ગને પ્રાપ્ત થઈશ.' એથી જ હે રાજાઓમાં શ્રેષ્ઠ રામચંદ્ર! હું આ વનને વિષે આ શરીરથી તમારી વાટ જોતો હતો અને 'જરૂર કોઈ વખત રામચંદ્ર પણ મારા હાથમાં આવશે' એવી આશાથી મારું ભક્ષ્ય ન હોય એવાં પ્રાણીઓને પણ હું મારી ભુજાઓ વડે પકડતો હતો.[૫-૨૭] એ રીતે હું મારા કુત્સિત દેહનો નાશ કરવાને અર્થે પ્રયત્ન કર્યા કરતો હતો, એવામાં જ તમોએ અહીં આવી મારા બાહુ છેદી નાખ્યા છે; એ ઉપરથી હું માનું છું કે નિશ્ચય તમે દશરથનંદન રામચંદ્ર છો. હે રાઘવ! તમારા વિના અન્ય કોઈના હાથથી હું હણાવો શક્ય નથી, એમ સ્થૂલશિરા ઋષિએ મને કહ્યું હતું. હે નરશ્રેષ્ઠ! તમારું કલ્યાણ થાઓ. તમે બન્ને વીરોના હાથથી અગ્નિસંસ્કાર પામ્યા પછી હું તમને મારી બુદ્ધિ વડે સહાય કરીશ. અર્થાત્ ઉત્તમ સલાહ આપીશ અને સીતાની શોધમાં મદદ કરે એવો કોને મિત્ર કરવો એ પણ કહીશ.'

કબંધ રાક્ષસનું વચન સાંભળી ધર્માત્મા રામચંદ્રે લક્ષ્મણના સાંભળતાં તેને કહ્યું : 'હે દૈત્ય! હું આ મારા નાના ભાઈ લક્ષ્મણ સહિત જનસ્થાનમાં આવેલા મારા આશ્રમથી ઘણે દૂર ગયો, ત્યારે પાછળથી આશ્રમમાં આવી 'રાવણ' નામનો કોઈ દુષ્ટ રાક્ષસ મારી યશસ્વિની પત્ની સીતાનું હરણ કરી ગયો છે. માત્ર હું તેનું નામ જાણું છું; પરંતુ તેનાં રૂપ, પ્રભાવ કિંવા નિવાસસ્થાનની મને કંઈ પણ માહિતી નથી; એથી શોક વડે પીડાઈને અમે આમ અનાથની પેઠે વનોવન

મટકીએ છીએ.[૧૮–૨૩] હે રાક્ષસ! અમે કે જે, નિરંતર પરોપકાર કરવામાં જ આસક્ત રહેનારા છીએ, તેના પર દયા લાવી તું સીતાને હરી જનાર રાક્ષસની બધી ભાળ બતાવ! હે નિશાચર! અગ્નિસંસ્કાર માટે તારે કંઈ પણ ચિંતા કરવી નહિ. આ વનમાં હાથીઓએ ભાગી નાખેલાં સૂકાં કાષ્ઠો એકઠાં કરીને તથા તેની મોટા ખાડામાં ચિતા ખડકીને અમે તારો અગ્નિસંસ્કાર કરીશું. જો તું જાણતો હોય તો સીતાનું હરણ કોણે કર્યું તથા તે કયે સ્થળે છે, એ સર્વ યથાર્થપણે કહી અમારું કલ્યાણ કર.'

વાક્યચતુર રામચંદ્રનાં વચન સાંભળી કબંધ રાક્ષસ બોલ્યો: 'હે મહાત્મન્! હાલમાં મને દિવ્ય જ્ઞાન નથી એટલે હું સીતાને જાણી શકતો નથી; પણ તમોએ મને અગ્નિસંસ્કાર કર્યા પછી મારા પૂર્વરૂપને પામેલો હું, જે પુરુષ તમારી સ્ત્રીના હરણ સંબંધી સઘળી હકીકત જાણે છે તેનું નામ તમને જણાવીશ.[૨૪–૨૮] હે પ્રભુ! અગ્નિસંસ્કાર પામીને દિવ્ય દેહવાળો થયા વિના હું તમારી સ્ત્રીનું હરણ કરનારા મહાબળવાન રાક્ષસને જાણવા સમર્થ નથી.[૨૯] હે રાઘવ! ઋષિના તથા ઇંદ્રના શાપને લીધે મારું દિવ્ય જ્ઞાન નષ્ટ થયું છે અને મારાં અયોગ્ય કર્મોને લીધે હું આવા લોકનિંદિત રાક્ષસભાવને પામ્યો છું.[૩૦] માટે હે રામચંદ્ર! મંદ થયેલા કિરણોવાળો સૂર્ય આથમ્યો નથી તે પહેલાં તમે મને મોટા ખાડામાં નાખી અગ્નિસંસ્કાર કરો.[૩૧] હે રઘુનંદન! તમારા હાથે ચિતામાં હોમાઈ ન્યાયપૂર્વક દગ્ધ થયેલો હું સર્વ દોષોથી મુક્ત થઈ દિવ્ય જ્ઞાનને પામીશ, એટલે હે મહાવીર! એ રાવણ રાક્ષસને સારી રીતે જાણનારા પુરુષનું નામ હું તમને જણાવીશ.[૩૨] હે રાઘવ! હું બતાવું તેની સાથે તમે શુદ્ધ અંતઃકરણથી મિત્રતા બાંધજો, એટલે હે વીર! તે તમને સીતાની શોધમાં સહાય કરશે.[૩૩] હે રાઘવ! ત્રણ લોક વિષે પણ તેનાથી કશું અજાણ્યું નથી; કેમ કે પૂર્વે કોઈ કારણને લીધે તે સર્વ લોકોમાં ફરી વળેલો છે.'[૩૪]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૧ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૨ મો

### કબંધનો અગ્નિસંસ્કાર–દિવ્ય દેહની પ્રાપ્તિ અને સીતાની ભાળનો ઉપાય

एवमुक्तौ तु तौ वीरौ कबन्धेन नरेश्वरौ ।
गिरिप्रदरमासाद्य पावकं विससर्जतुः ॥ १ ॥

કબંધ રાક્ષસનાં વચન સાંભળી દશરથનંદ રામ–લક્ષ્મણ તેને ઘસડીને પર્વતની મોટી ખીણ આગળ લઈ ગયા અને ત્યાં કાષ્ઠોથી ચિતા ખડકી તેમાં કબંધને મૂકી ચોમેરથી અગ્નિ ચેતાવ્યો. મહાત્મા લક્ષ્મણ મોટાં મોટાં કાષ્ઠો સળગાવીને વડે કબંધની ચિતાને ચારે બાજુથી ચેતાવવા લાગ્યા, જેથી ભડભડાટ કરતી તે ચિતા ચોમેરથી સળગી ઊઠી.[૨] ઘણા મેદથી ભરેલા ઘૃતપિંડ સરખા કબંધના શરીરને ચિતાનો અગ્નિ ધીમે ધીમે દહન કરવા લાગ્યો. જ્યારે તેના સર્વ અંગો બળી રહ્યાં ત્યારે એ મોટી ચિતાને વિખેરી નાખીને ધુમાડા વિનાના અગ્નિ સરખો એક અતિ તેજસ્વી પુરુષ એ ચિતામાંથી બહાર નીકળ્યો. એ મહાબળવાન પુરુષે નિર્મળ વસ્ત્રો અને દિવ્ય પુષ્પોની માળાએ ધારણ કરી હતી તથા તેના પ્રત્યેક અંગ વિષે સુવર્ણનાં આભૂષણો શોભતાં હતાં. એ પુરુષ તે રામચંદ્રે દહન કરેલો કબંધ રાક્ષસ જ હતો. દિવ્ય દેહને પ્રાપ્ત થયેલો મહાતેજસ્વી એ રાક્ષસ તુરત જ પોતાની દિવ્ય શક્તિ વડે વેગથી આકાશ તરફ ઊડ્યો અને આકાશમાંથી ઊતરી આવેલા હંસયુક્ત દિવ્ય વિમાનમાં બેસી પોતાની કાંતિ વડે દશે દિશાઓને પ્રકાશિત કરવા લાગ્યો.[૩–૬] પછી તે કબંધ અંતરિક્ષમાર્ગે વિમાનમાં રહીને જ રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો:

'હે રાઘવ! જે ઉપાયથી તમે સીતાને પ્રાપ્ત કરી શકશો તે ઉપાય હું તમને યથાર્થ રીતે કહું છું.[૭] હે રામ! આ લોક વિષે કાર્ય સિદ્ધ કરવાની છ યુક્તિઓ–નીતિઓ છે, કે જેનો આશ્રય કરવાથી રાજા સર્વ કાર્યને સિદ્ધ કરી શકે છે. જ્યારે દુર્દશાનો વિપાક કાળ આવી પહોંચે છે ત્યારે પુરુષ દુર્દશાનો ભોગ થઈ પડે છે. હે રામ! તમારે સીતાનું કાર્ય સિદ્ધ કરવા માટે અત્યારે પૂર્વોક્ત

છ યુક્તિઓમાંથી છેલ્લી 'સમાશ્રય' અથવા 'મૈત્રી' નામની યુક્તિનો આશ્રય કરવાની આવશ્યકતા છે;[૮] કેમ કે લક્ષ્મણ સહિત તમને હાલમાં દુર્દશા જ પ્રાપ્ત થઈ છે. તમે રાજ્યથી ભ્રષ્ટ થઈ વનમાં આવી વસ્યા છો અને વળી સ્ત્રીનું હરણ થવાથી સ્ત્રીવિયોગના દુઃખને પણ પ્રાપ્ત થયા છો.[૯] માટે હે રામ! હવે તમારે તમારા સરખી દશાને પ્રાપ્ત થયેલા કોઈ બળવાન પુરુષની મૈત્રી કરવાની જરૂર છે. હું વિચારી જોઉં છું તો તેમ કર્યા સિવાય તમારા કાર્યની સિદ્ધિ થાય એમ મને લાગતું નથી. માટે તમારા જેવી દશાને પામેલો એક બળવાન પુરુષ કે જેની સાથે મૈત્રી કરવાથી તમારું કાર્ય સિદ્ધ થાય એમ છે, તેનાં નામ-ઠામ વગેરે હું તમને કહું છું.[૧૦] મહાબળવાન 'સુગ્રીવ' નામનો વાનર કે જેને તેના મોટા ભાઈ ઇંદ્રપુત્ર વાલીએ ક્રોધપૂર્વક નગરમાંથી કાઢી મૂક્યો છે, તે સુગ્રીવ બીજા ચાર વાનરોની સાથે પંપાસરોવર સુધી શોભી રહેલા રમણીય 'ઋષ્યમૂક' નામના પર્વત પર રહે છે. સર્વ વાનરોમાં શ્રેષ્ઠ એ સુગ્રીવ મહાન પરાક્રમી, તેજસ્વી, અમિત કાંતિવાળો, સત્ય પ્રતિજ્ઞાવાળો, નમ્ર સ્વભાવવાળો, ધૈર્યવાળો, શુદ્ધ બુદ્ધિવાળો, સર્વ કાર્યમાં હોશિયાર, નિર્ભય અને અત્યંત બળવાળો છે. હે રામ! તેને તેના ભાઈ વાલીએ રાજ્ય માટે નગરમાંથી હાંકી કાઢ્યો છે; માટે તે પણ અત્યારે તમારા જેવી જ સ્થિતિવાળો છે. એ સુગ્રીવ અવશ્ય તમારો મિત્ર થઈ ને સીતાની શોધ કરવામાં તમને સહાય કરશે; માટે તમે તમારા મનમાં કંઈ પણ શોક કરશો નહિ. હે ઇક્ષ્વાકુ વંશમાં સિંહ સરખા પરાક્રમી રામ! આ લોકને વિષે જે ભાવિ હોય છે, તે કદી પણ અન્યથા થઈ શકતું નથી; કેમ કે કાળનું અતિક્રમણ કરવા કોઈ પણ સમર્થ નથી. હે શૂરવીર રાઘવ! તમે આજે જ અહીંથી શીઘ્ર ઋષ્યમૂક તરફ પ્રયાણ કરો અને સત્વર એ મહાબળવાન સુગ્રીવને મળી તેની સાથે મિત્રતા કરો. મૈત્રી બાંધ્યા પછી તમારામાં પરસ્પર કદી દ્રોહ ન થાય એટલા માટે મૈત્રી કરતી વેળાએ તમે અગ્નિદેવને સાક્ષી રાખજો, મૈત્રી થયા પછી તમારે એ વાનરરાજ સુગ્રીવની કદી પણ અવજ્ઞા કરવી નહિ; કેમ કે એ સુગ્રીવ કૃતજ્ઞ, ઇચ્છિત રૂપ ધરનાર, મહાપરાક્રમી અને સહાયની ઇચ્છાવાળો છે; તેમ જ તમે પણ તેના ઇચ્છિત કાર્યને સિદ્ધ કરી આપવા સમર્થ છો; અર્થાત્ સુગ્રીવ પણ કોઈ સહાયકને ઇચ્છે છે અને તમે પણ સહાયની ઇચ્છા રાખો છો. જ્યાં બન્નેને સરખી ગરજ હોય છે ત્યાં બન્નેની મૈત્રી સત્વર અને દૃઢ રીતે બંધાય છે.[૧૧-૧૯] હે રામચંદ્ર! ભલે મૈત્રી બાંધ્યા પછી તમે એ સુગ્રીવનું કાર્ય કરો વા ન કરો, તોપણ તે તો તમારું કાર્ય અવશ્ય કરશે જ. હે રઘુનંદન! એ સુગ્રીવ 'ઋક્ષરાજ' નામના વાનરની સ્ત્રી વિષે સૂર્યથી ઉત્પન્ન થયેલો તેનો ઔરસ પુત્ર છે.× એને એના મોટા ભાઈ વાલીની સાથે મોટું વેર બંધાયું છે. તેના ભયને લીધે તે પંપાસરોવર નજીક વિચરે છે. હે રાઘવ! સઘળાં વનોમાં ભ્રમણ કરનારો એ કપિશ્રેષ્ઠ સુગ્રીવ સર્વ રાક્ષસોનાં સ્થાનોને જાણે છે તથા સમુદ્રપાર રહેનારા અને મનુષ્યોના માંસનું ભક્ષણ કરનારા રાક્ષસોના લોકો વિષે પણ પોતાની ચતુરાઈથી જઈ શકે છે. હે રઘુવીર! આ લોકને વિષે તેનાથી કાંઈ પણ અજાણ્યું નથી; માટે તમે સત્વર ઋષ્યમૂક પર્વત પર જઈ અગ્નિ અને આયુધોની સાક્ષીથી એ મહાબળવાન સુગ્રીવની સાથે મૈત્રી બાંધો.[૨૦-૨૩] હે પરતપ! જ્યાં સુધી હજારો કિરણોવાળા સૂર્યનો પ્રકાશ પડે છે, ત્યાં સુધીની સઘળી ભૂમિ પરની અનેક નદીઓ, મોટા મોટા પર્વતોની કંદરાઓ અને ગિરિદુર્ગો વગેરે સ્થળોને પોતાના વાનરો સાથે શોધીને એ સુગ્રીવ તમને તમારી પત્ની સીતા લાવી આપશે; અથવા તો હે રાઘવ! તમારો વિયોગ થવાને લીધે શોક કરતાં સતીશિરોમણિ સીતાની શોધ કરવા અર્થે એ સુગ્રીવ મોટી કાયાવાળા પોતાના વાનરોને દશે દિશાઓમાં મોકલશે અને ગમે તે દિશામાં આવેલા રાવણના ભવનને વિષે રહેલાં સીતાના સમાચાર લાવી આપશે.[૨૪-૨૬] હે રામ!

× સૂર્યથી ઉત્પન્ન થયેલો હોવાથી સુગ્રીવ તેનો ઔરસ પુત્ર કહેવાય અને ઋક્ષરાજની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો હોવાથી ઋક્ષરાજનો ક્ષેત્રજ પુત્ર કહેવાય

* આ ઉપરથી જણાય છે કે, રાવણે ભરતખંડની દશે દિશાઓમાં જુદે જુદે સ્થળે પોતાનાં ભવનો બંધાવ્યાં

ચંદ્ર ! ભલે ને, નિર્મળ ચારિત્ર્યવાળાં તમારાં પ્રિયા જાનકી મેરુ પર્વતના શિખર ઉપર કિંવા પાતાળ વિષે રહેલાં હશે, તોપણ એ કપિશ્રેષ્ઠ સુગ્રીવ તે તે સ્થળે જઈ, સર્વ રાક્ષસોને હણી તમારાં પ્રિયાને પાછાં લાવી આપશે.'[૨૭]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૨ મો સર્ગ સંપૂર્ણ

## સર્ગ ૭૩ મો

### કબંધની ભલામણ–ઋષ્યમૂક પર્વત પર જવાનો માર્ગ

**दर्शयित्वा तु रामाय सीतायाः परिमार्गणे ।**
**वाक्यमन्वर्थमर्थज्ञः कबन्धः पुनरब्रवीत् ॥ १ ॥**

'સીતાની શોધ કરવાનો ઉપાય બતાવીને અર્થને જાણનાર કબંધ ઋષ્યમૂક પર્વતનો માર્ગ દર્શાવતાં પુનઃ રામચંદ્ર પ્રત્યે કહેવા લાગ્યો :[૧] 'હે રામચંદ્ર ! આ સામે પશ્ચિમ દિશામાં આવેલું વન કે જેને વિષે પુષ્પયુક્ત મનોહર વૃક્ષો શોભી રહ્યાં છે, તેમાં થઈને ઋષ્યમૂક પર્વત પ્રત્યે જવાનો માર્ગ ઘણો જ સુગમ છે.[૨] એ પશ્ચિમ દિશામાં આવેલા વનને વિષે જાંબુડા, પ્રિયાલ, પનસ, વડ, પીપર, ટેંભુરણી, પીંપળા, કરેણ, આંબા, ધાવડી, નાગકેસર, તિલક, કરંજ, નીલ અશોક, કદંબ, કરવીર, ભલ્લાતક, આસોપાલવ, રતાંજળી અને પુષ્પયુક્ત લીમડાઓ વગેરે અનેક વૃક્ષો છે. હે રામ ! તમે એ વૃક્ષો પર ચઢીને કિંવા તેઓને બળથી પાડીને તેઓના અમૃત સરખાં સ્વાદિષ્ટ ફળોનું ભક્ષણ કરી આગળ ચાલશો એટલે હે કાકુત્સ્થ ! સાક્ષાત્ ઇંદ્રના નંદનવન સરખું એક બીજું વન આવશે. તે(વન)-માંનાં પુષ્પિત વૃક્ષો ઉત્તરકુરુ દેશમાં આવેલાં વૃક્ષોની પેઠે મધ ઝરનારાં તથા બારે માસ ફળ આપનારાં છે. એ વનને વિષે નિરંતર છયે ઋતુના ગુણો જોવામાં આવે છે અને ફળોના ભારથી લચી રહેલાં તથા મોટી શાખાઓવાળાં ઘટાદાર વૃક્ષો જળથી ભરેલા વાદળ કિંવા મોટા પર્વત સરખાં શોભી રહ્યાં છે. તેઓ પર ચઢીને અથવા તેઓની શાખા નમાવીને મહાત્મા લક્ષ્મણ અમૃત સરખાં સ્વાદિષ્ટ ફળો તમને ઉતારી આપશે; એટલે સુખથી તેનો આહાર કરીને તમે આનંદ પામશો. ત્યાંથી આગળ ચાલતાં એક પછી એક એમ મોટા મોટા પર્વતો તથા વનો ઓળંગતા તમે બન્ને ભાઈઓ પંપાસરોવર પાસે જઈ પહોંચશો. એ સરોવર અત્યંત રળિયામણું છે. તેમાં ઊતરવાના માર્ગ સરખા છે. તેમાં કાંકરા, કાદવ કે સેવાળ નહિ હોવાને લીધે લપસી પડવાનો ભય નથી, તેમાં અનેક પ્રકારનાં ખીલેલાં કમળો શોભી રહ્યાં છે. તેના કિનારા પર સુંદર રેતી ચળકી રહી છે તથા તેના કિનારા પર ફરનારા હંસ, સારસ અને કુરર વગેરે પક્ષીઓ તથા જળમાં રહેનારાં દેડકાં વગેરે પ્રાણીઓ મનોહર શબ્દ કરી રહ્યાં છે. હે રાઘવ ! તેઓ મનુષ્યોથી જરા પણ ભય પામતાં નથી; કેમ કે પૂર્વે કોઈએ પણ તેઓનો વધ કર્યો નથી. હે રામ ! એ સરોવર ઉપર ફરનારાં ઘૃતપિંડ સરખાં સ્થૂળ પક્ષીઓને તથા જળમાં રહેનારા રોહિત, ચક્રતુંડ અને નલમીન વગેરે જાતિનાં મોટા મોટા મત્સ્યોને બાણ વડે હણીને તથા તેઓના શરીર પરનાં ત્વચા, પાંખ તેમ જ કાંટાને કાઢીને અને અગ્નિમાં પકવીને મહાત્મા લક્ષ્મણ અતિ પ્રીતિપૂર્વક તમને ભક્ષણ કરવા માટે આપશે, એટલે એ પંપાસરોવરના તટે આવેલા પુષ્પિત વનમાં બેસી તમે તે મત્સ્ય વગેરેનું યથેચ્છ રીતે ભોજન કરશો.[૩–૧૧] હે રામ ! એ સરોવરોમાં કમળોની સુગંધવાળું, અત્યંત શીતળ, સર્વ રોગને નિવૃત્ત કરનારું, મળરહિત, પવિત્ર અને રૌપ્ય તથા સ્ફટિક સરખું સફેદ જળ ભરેલું છે. તેને કમળપત્રોમાં ભરી મહાત્મા લક્ષ્મણ પીવા માટે તમને આણી આપશે. હે રામ ! પર્વતોની ગુફામાં રહેનારા અને સ્થૂળ દેહવાળા વનમાંના અનેક વાનરો કે જેઓ વૃષભની પેઠે નાદ કરતા જળપાન કરવા માટે પંપાસરોવર પર આવશે તેઓને જોઈને સાયંકાળે ફરવા નીકળેલા તમે બન્ને ભાઈઓ આનંદ પામશો.[૧૭–૧૮] હે નરોત્તમ ! સાયંકાળે પર્યટન કરતી વેળા તમે જળપાન કરી પંપાસરોવરના શાખા પર બેઠેલાં અને વૃક્ષોના નવપલ્લવ તથા પુષ્પોને

હશે; તેથી જ સુગ્રીવ રાવણનું મુખ્ય નિવાસસ્થાન લંકા છે, એ જાણતો હતો છતાં તેને સીતાની શોધ માટે દશે દિશાઓમાં વાનરોને મોકલવાની જરૂર પડી હશે તિ. ટી

ધારણ કરનારાં સ્થૂળ દેહવાળાં માંકડાંઓને તેમ જ પંપાના નિર્મળ અને પવિત્ર જળને જોઈને સર્વ શોક ભૂલી જશો. હે રાઘવ ! સુગંધી પુષ્પોવાળાં તિલકવૃક્ષો, કરંજવૃક્ષો તથા ખીલેલાં કમળો કે જે ધારણ કરનારા ત્યાં કોઈ પણ નથી તેમ જ જે કદી પણ કરમાતાં કે ખરી પડતાં નથી, તે જોઈને પણ તમે આનંદ પામશો.

હે રઘુશ્રેષ્ઠ ! એ વનને વિષે પૂર્વે મહામુનિ મતંગના સ્થિર ચિત્તવાળા કેટલાએક શિષ્યો રહેતા હતા. તેઓ નિત્ય વનમાં જઈ, પોતાના ગુરુ માટે ફળ-પુષ્પાદિ સામગ્રી લઈ આવતા હતા. માર્ગમાં અત્યંત ભારને લીધે તેઓના શરીરમાંથી છૂટેલાં પ્રસ્વેદનાં જે બિંદુઓ પૃથ્વી પર પડતાં હતાં;[૨૦-૨૪] તેમાંથી એ મુનિ-શિષ્યોની તપશ્ચર્યાના બળે કરી પુષ્પવૃક્ષો ઉત્પન્ન થયાં છે, તેથી તે કદી પણ કરમાતાં કે ખરી પડતાં નથી.[૨૫] હે કાકુત્સ્થ ! એ મતંગ મુનિના શિષ્યો તો પોતાના તપોબળથી સ્વર્ગ પ્રત્યે ચાલ્યા ગયા છે; પરંતુ તેઓની સેવા કરનારી અને લાંબા આયુષ્યવાળી એવી 'શબરી' નામની એક તાપસી તમારા દર્શનની ઇચ્છાથી હજી પણ ત્યાં વસે છે.[૨૬] હે રામ ! નિરંતર ધર્મમાં રહેલી એ શબરી સર્વ ભૂત-પ્રાણીઓએ નમન કરવા યોગ્ય તમારાં દર્શન કરીને સ્વર્ગ પ્રત્યે જશે.[૨૭] હે રામ ! પ્રથમ એ શબરીને મળવા સારુ તમે પંપાસરોવરના પશ્ચિમ તટ પર જશો, ત્યારે મહામુનિ મતંગનો ગુપ્ત આશ્રમ તમારા જોવામાં આવશે.[૨૮] એ આશ્રમને મહામુનિ મતંગના પ્રભાવથી મોટા હાથીઓ પણ આક્રમણ કરવા સમર્થ નથી. હે રઘુનંદન ! એ આખું વન 'મતંગવન'ના નામથી ઓળખાય છે. હે રામ ! નાના પ્રકારનાં પક્ષીઓએ સેવેલા અને સાક્ષાત્ દેવતાઓનાં નંદનવન સરખા એ વન વિષે તમે સુખથી રહેશો. હે કાકુત્સ્થ ! એ પંપાસરોવરના સામા કિનારા પર ઋષ્યમૂક પર્વત આવેલો છે.[૨૯-૩૧] એ પર્વતને પૂર્વે બ્રહ્મદેવે નિર્માણ કરેલો છે અને નાના નાના સર્પો તથા હાથીઓ તેનું રક્ષણ કરતા હોવાથી તેના પર ચઢવું ઘણું જ દોહ્યલું છે.[૩૨] હે રામ ! એ પર્વતમાં એવો કાંઈ દૈવી ચમત્કાર છે કે તેના પર સૂતેલો પુરુષ સ્વપ્નને વિષે જે જે વૈભવ દેખે, તે સર્વ જાગ્યા પછી તેને ખરેખરી રીતે જ પ્રાપ્ત થાય છે.[૩૩] જો કોઈ દુષ્ટ આચરણવાળો પાપકર્મી પુરુષ તે પર્વત પર ચઢે છે તો તે જ્યારે સૂઈ રહે છે, ત્યારે અકસ્માત્ રાક્ષસો આવી તેને પકડીને માર મારે છે.[૩૪] હે રામચંદ્ર ! એ પર્વત પર રહ્યે રહ્યે પણ પંપાસરોવર વિષે ક્રીડા કરતાં મતંગ વનમાં રહેનારા હાથીઓનાં બચ્ચાંઓનો મોટો ચિત્કાર સંભળાય છે.[૩૫] જેનાં કુંભસ્થળોમાંથી કંઈક રતાશવાળો મદ નિરંતર ઝર્યા કરે છે એવા મેઘ સરખા શ્યામવર્ણા હાથીઓ પોતપોતાની જાતિના ટોળામાં મળીને ત્યાં વેગથી ભમ્યા કરે છે અને પંપાસરોવરનું સુગંધયુક્ત, શીતળ, પવિત્ર તથા નિર્મળ જળ પીને સુખથી ઘાટી છાયાવાળા વનમાં પ્રવેશ કરી ક્રીડા કરે છે. હે રઘુનંદન ! એ પર્વત પર વિચરનારાં નીલમણિ સરખી કોમળ કાંતિવાળાં રીંછ અને દીપડા વગેરે પ્રાણીઓ કે જે મનુષ્યાદિ કોઈ પણ પ્રાણી પર હુમલો કરતાં નથી તથા 'રુરુ' જાતિનાં મૃગો કે જે મનુષ્યોને જોઈને નાસી જાય છે, તેઓને જોઈને તમારો સઘળો શોક નિવૃત્ત થઈ જશે. હે રામ ! એ ઋષ્યમૂક પર્વત વિષે અતિ વિશાળ અને મોટી શિલાના ઢાંકણવાળી એક ગુફા છે. જેમાં સાધારણ પ્રાણીઓ દુઃખે કરીને જ પ્રવેશ કરી શકે છે. તે ગુફાના દ્વાર આગળ શીતળ જળથી ભરેલો અને ઘણાં કંદમૂળ તથા ફળ વગેરેની સમૃદ્ધિવાળો એક રમણીય ધરો છે અને તેની ચારે બાજુ નાના નાના પર્વતો આવેલા છે. હે કાકુત્સ્થ ! એ મોટી ગુફા વિષે ધર્માત્મા સુગ્રીવ પોતાના મિત્રરૂપ કેટલાક વાનરોની સાથે વસે છે; અને કોઈ કોઈ વખતે એ પર્વતના શિખર ઉપર આવીને પણ બેસે છે.[૩૬-૪૧]

રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓને સીતાની શોધ કરવાનો ઉપાય તથા ઋષ્યમૂક પર્વતનો માર્ગ જણાવીને, સૂર્ય સમાન કાંતિવાળો અને પુષ્પમાળાઓને ધારણ કરનારો દિવ્યદેહી કબંધ રાક્ષસ અંતરિક્ષમાં શોભવા લાગ્યો. પછી ઋષ્યમૂક તરફ જવાને તૈયાર થયેલા રામ-લક્ષ્મણે પોતાની સમીપ અંતરિક્ષમાં રહેલા એ મહાભાગ્યવાન કબંધ રાક્ષસ-

ને સ્વર્ગ પ્રત્યે જવાની આજ્ઞા આપી, ત્યારે તે કબંધ રાક્ષસ પણ અત્યંત પ્રસન્ન થયેલા બન્ને રાજપુત્રોને કાર્ય કરવા માટે જવાનું કહી સ્વર્ગ પ્રત્યે ચાલ્યો.[42] શ્રીમાન રામચંદ્રના દર્શનથી પોતાના મૂળ સ્વરૂપને પ્રાપ્ત થયેલો દેદીપ્યમાન કાંતિવાળો કબંધ રાક્ષસ આકાશમાર્ગે જતાં વારંવાર પાછું વાળીને રામચંદ્ર સામું જોતો તથા લાંબો હાથ કરી ઋષ્યમૂક પર્વતનો માર્ગ દર્શાવતો 'હે રામ! તમે સુગ્રીવની સાથે અવશ્ય મૈત્રી કરજો' એમ કહીને સ્વર્ગ પ્રત્યે ચાલ્યો ગયો.[43-46]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૩ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૪મો

## શબરીની ભેટ-મતંગ વન

तौ कबन्धेन तं मार्गं पम्पाया दर्शितं वने।
आतस्थतुर्दिशं गृह्य प्रतीचीं नृवरात्मजौ ॥ १ ॥

કબંધ રાક્ષસના ગયા પછી તેણે બતાવેલા પંપાસરોવર પ્રત્યે જવાના માર્ગને ગ્રહણ કરી મહારાજા દશરથના બન્ને પુત્રોએ પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કર્યું.[1] માર્ગમાં આવતા પર્વતો પરના ઘાટાં વૃક્ષો કે જેના ઉપર મધપૂડા, પુષ્પો તથા ફળો આવેલા હતાં તેઓનું અવલોકન કરતા રામ-લક્ષ્મણ બંને ભાઈઓ સુગ્રીવને મળવાની ઉત્કંઠાથી ઉતાવળે જવા લાગ્યા.[2] ચાલતા ચાલતા ઘણો માર્ગ કાપ્યા પછી જ્યારે સાયંકાળ થયો, ત્યારે રામ-લક્ષ્મણે એક પર્વત પર રાતવાસો કર્યો. પ્રાતઃકાળ થતાં ત્યાંથી ચાલીને કેટલેક સમયે તેઓ પંપાસરોવરના પશ્ચિમ તટ પર આવી પહોંચ્યા કે જ્યાં આગળ નાના પ્રકારના વૃક્ષોથી વીંટાયેલો શબરીનો રમ્ય આશ્રમ હતો. કબંધ રાક્ષસે કહેલા સર્વ ચિહ્નો પરથી 'આ આશ્રમ શબરીનો જ છે' એમ નિશ્ચય કરી એ બન્ને ભાઈઓએ શબરીને મળવા માટે તેના આશ્રમમાં પ્રવેશ કર્યો.[3-5] પોતાના આશ્રમના દ્વારમાં રામ-લક્ષ્મણને આવતા જોઈને જ તપશ્ચર્યા વડે સિદ્ધ થયેલી તાપસી શબરી એકાએક પોતાના આસન પરથી ઊઠી અને અતિશય પ્રેમથી હાથ જોડી તેઓની સામે દોડી આવી. તેણે મહાબુદ્ધિમાન રામચંદ્ર તથા લક્ષ્મણ-બંને ભાઈઓનાં ચરણમાં પડી દંડવત્ નમસ્કાર કર્યો.[6] ત્યારે રામચંદ્ર તેને સ્વહસ્તે ઉઠાડી આશ્રમમાં પધાર્યા. પછી આસન, પાદ્ય, અર્ઘ્ય અને આચમન વગેરે ઉપચારોથી રામ-લક્ષ્મણ બંને ભાઈઓનું યથાવિધિ પૂજન કરી, ધર્મ પ્રમાણે વર્તનારી એ શબરી હાથ જોડીને તેમની આગળ ઊભી રહી. ત્યારે શ્રીમાન રામચંદ્રે તેને પૂછ્યું :[7]

'હે તપરૂપી ધનવાળી સાધ્વી! તેં તપશ્ચર્યામાં આવી પડતા અનેક વિઘ્નોને જીત્યાં તો છે ને? અર્થાત્ તારું તપ નિર્વિઘ્ન છે ને? હે ધર્મમાં પ્રીતિવાળી! નિરંતર તારું તપ વૃદ્ધિ પામે છે ને? તેં તારા ક્રોધ તથા આહારને સંયમિત રાખ્યા છે ને?[8] હે મધુર ભાષણ કરનારી! તને સર્વ નિયમોની પ્રાપ્તિ તો થઈ છે ને? તારું મન આનંદમાં છે ને? તેમ જ તેં કરેલી તારા ગુરુઓની શુશ્રૂષા તને ફળીભૂત તો થઈ છે ને?'

રામચંદ્રના પ્રશ્નો સાંભળી સિદ્ધ પુરુષોમાં સંમત થયેલી વૃદ્ધ તાપસી શબરી કહેવા લાગી: 'હે રામ! આજે મને તમારા પવિત્ર દર્શન થયાં, એથી જ, મારા સઘળા તપની સિદ્ધિ થઈ છે. અહો! આજે મારો જન્મ સફળ થયો છે અને અત્યાર સુધી કરેલી ગુરુસેવા પણ આજે જ સફળ થઈ છે.[9-11] હે પુરુષોત્તમ! તમે, કે જે સર્વના અંતર્યામીરૂપ છો, તેની મેં આજે પૂજા કરી, તેથી આજ દિન સુધી આચરેલાં મારા સર્વ કર્મો સફળ થયાં, કે જેના પુણ્યપ્રભાવ વડે હવે મને બ્રહ્મલોકની પ્રાપ્તિ થશે.[12] હે માનદ! હે સૌમ્ય! આજે હું તમારી દૃષ્ટિથી અતિ પવિત્ર થઈ છું. હે શત્રુદમન! હવે હું તમારી કૃપાથી અવિનાશી લોક પ્રત્યે જઈશ.[13] હે રામચંદ્ર! તમે જ્યારે ચિત્રકૂટ પર્વત પર વિરાજતા હતા, ત્યારે અહીં વસનારા ધર્મજ્ઞ અને મહાભાગ મહર્ષિઓ કે જેઓની હું સેવા કરતી હતી. તેઓ દેદીપ્યમાન કાંતિવાળાં વિમાનોમાં બેસીને અહીં-

થી બ્રહ્મલોક પ્રત્યે ચાલ્યા ગયા છે. એ મહર્ષિઓએ જતી વેળા મને કહ્યું હતું કે, 'મહાસમર્થ રામચંદ્ર પોતાના કનિષ્ઠ બંધુ લક્ષ્મણની સાથે તારા પવિત્ર આશ્રમમાં આવશે. તેમનું તું રૂડી રીતે આતિથ્ય કરજે. એટલે તેમનાં દર્શન કરવાથી તને અવિનાશી અને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે.[૧૪-૧૬]

હે પુરુષશ્રેષ્ઠ! એ મહાભાગ્યવંત મહર્ષિઓ મને એવું કહીને ગયા, ત્યાર પછી હું ઘણા કાળથી તમારા આગમનની વાટ જોઉં છું. હે પુરુષોત્તમ! તમારું આતિથ્ય કરવા અર્થે મેં આ પંપાસરોવરનાં વનોમાંથી નાના પ્રકારનાં સ્વાદિષ્ઠ ફળોનો સંચય કરી રાખ્યો છે,* તેને તમે અંગીકાર કરો,' એવું કહી તેણે પોતે એકઠાં કરી રાખેલાં ફળો લાવીને રામ-લક્ષ્મણની આગળ મૂક્યાં. એટલે રામ-લક્ષ્મણ બન્ને ભાઈઓ પણ શબરીએ પ્રીતિપૂર્વક આણેલાં ફળોનો આહાર કરી શીતળ જળનું પાન કરી પ્રસન્નચિત્તે બેઠા. પછી એ વૃદ્ધ તાપસી શબરી કે જેણે મૈત્રેયી વગેરે ઋષિપત્નીઓની પેઠે બ્રહ્મવિદ્યામાં અધિકાર પ્રાપ્ત કર્યો હતો તેને રામચંદ્ર કહેવા લાગ્યા: 'હે ધર્મચારિણી! દનુ (કબંધ) રાક્ષસના મુખથી તારા મહાત્મા ગુરુઓનો પ્રભાવ મેં સાંભળ્યો છે; પરંતુ તને રુચતું હોય તો મારે તેઓનો અદ્ભુત પ્રભાવ પ્રત્યક્ષ જોવાની ઇચ્છા છે.' રામચંદ્રનું વચન સાંભળતાં જ એ બન્ને ભાઈઓને સાથે લઈને શબરી પર્ણશાળામાંથી બહાર આવી અને તેમને પોતાના સ્વર્ગવાસી ગુરુઓનું વન દેખાડવા લાગી.

શબરીએ કહ્યું: 'હે રઘુનંદન! જુઓ, મેઘ સરખાં ઘાટાં વૃક્ષોથી તથા પશુ અને પક્ષીઓથી વ્યાપ્ત એવું આ મોટું વન 'મતંગવન' એવા નામથી પ્રસિદ્ધ છે. હે મોટી કાંતિવાળા! જુઓ, આ સ્થળે શુદ્ધ અંતઃકરણવાળા મારા ગુરુઓ મંત્ર વડે પવિત્ર કરેલું હુતદ્રવ્ય વેદમંત્રો ભણીને અગ્નિમાં હોમતા હતા. આ 'પ્રત્યક્સ્થલી' નામની યજ્ઞવેદી છે કે જેને વિષે મારા ગુરુઓ વૃદ્ધાવસ્થાને લીધે કંપતા હાથે દેવતાઓને પુષ્પાંજલિ અર્પણ કરતા હતા.[૧૭-૨૩] હે રઘુવંશદીપક રામચંદ્ર! તે મહર્ષિઓના તપના પ્રભાવે કરીને જ અત્યંત કાંતિવાળી આ વેદી અદ્યાપિ સુધી પોતાના તેજ વડે દિશાઓને પ્રકાશિત કરે છે![૨૪] વળી હે રામચંદ્ર! ઘણા ઉપવાસ કરવાથી શ્રમિત થવાને લીધે સમુદ્ર પર્યંત સ્નાન કરવા જવાને અશક્ત થયેલા એ મહર્ષિઓએ ચિંતનમાત્રથી સાતે સમુદ્રોને એકઠા કરી અહીં આણેલા છે, તે તમે જુઓ. હે રઘુનંદન! જુઓ, એ મહર્ષિઓએ સ્નાન કરીને પોતાનાં ભીનાં વલ્કલવસ્ત્રો આ વૃક્ષો પર નાખેલાં છે, તે હજી પણ તેઓના તપઃપ્રભાવને લીધે સુકાયાં નથી.[૨૫,૨૬] વળી દેવપૂજન કરતી વેળાએ મહર્ષિઓએ દેવતાઓને કમળ વગેરે પુષ્પો અર્પણ કરેલાં છે, જે અદ્યાપિ સુધી કરમાયાં નથી.'[૨૭] (એવી રીતે કહી, બીજા પણ અનેક ચમત્કારોથી ભરેલું આખું વન બતાવી રામ-લક્ષ્મણ સહિત શબરી પાછી પોતાના આશ્રમમાં આવી અને રામચંદ્રને કહેવા લાગી:) 'હે રાઘવ! તમે હવે સઘળું વન જોઈ વળ્યા છો અને મહર્ષિઓનાં અદ્ભુત પરાક્રમો પણ સાંભળી ચૂક્યા છો. હવે મને તમે આજ્ઞા આપો એટલે હું મારા આ સ્થૂળ દેહનો ત્યાગ કરું;[૨૮] કેમ કે જેઓનો આ આશ્રમ છે અને જેઓની હું સેવા કરનારી છું, તે શુદ્ધ અંતઃકરણવાળા મહર્ષિઓની આજ્ઞા હોવાથી હું

* અહીં 'શબરીએ રામચંદ્ર માટે પરીક્ષા કરીને ચાખીચાખીને ફળો એકઠાં કર્યાં હતાં' એવું તિલક પંડિત પોતાની ટીકામાં લખે છે અને તે બાબતને પદ્મપુરાણના શ્લોકોથી પુષ્ટ કરે છે; પરંતુ લોકોનું ચારિત્ર્ય સુધારવા અર્થે લખાયેલા રામાયણ જેવા નૈતિક ગ્રંથોમાં તેવા ભિન્ન ભિન્ન સમયે અનેક વિદ્વાનોના હાથે લખાયેલા પુરાણોના આધારથી અયોગ્ય વધારો કરવો એ સુજ્ઞજનોને સંમત ન જ હોય; પરંતુ 'અમુક વૃક્ષનાં ફળ સ્વાદિષ્ટ છે કે નહિ' એવી પરીક્ષા કરવા માટે શબરી પ્રથમ પ્રત્યેક વૃક્ષના એક-એક ફળને ચાખતી હશે અને સ્વાદિષ્ટ જણાયા પછી તે તે વૃક્ષોનાં ફળોનો સંગ્રહ કરતી હશે, એવો પદ્મપુરાણકારનો આશય હોવો જોઈએ કદાચ તિલક પંડિતનો પણ તેવો જ આશય હશે; પરંતુ ઉપર્યુક્ત આશય નહિ જાણનારા આધુનિક કેટલાએક સંપ્રદાયીઓ 'શબરીનાં એઠાં બોર' એ બાબતમાં અનેકાનેક તર્કવિતર્ક કરે છે.




મતંગવનનાં વૃદ્ધ યોગી–તપસ્વિની શબરી–એઓ પુષ્કળ જપ, તપ તથા સદ્ગત વૃદ્ધ ગુરુજનોની સેવાપ્રતાપે બ્રહ્મવિદ્યા તથા સિદ્ધોનુ પણ સન્માન ગ્યા હતા. રામ–લક્ષ્મણને આવતા જોતા જ તે જન્મને સફળ માની, બે હાથ જોડીને સામે દોડી ગયા, પ્રણામ–પૂજન કર્યાં, પ્રથમથી લાવી રાખેલા સુંદર મિષ્ટ ફળ જૂ કર્યાં; અને પછી એક તરફ બેસી તેમને વારવાર નીરખીને તથા પ્રસન્નચિત્તે આરોગતા નિહાળીને વારવાર આનંદમગ્ન થવા લાગ્યા પછી મતંગવન શ્રીરામની ચ્છાથી ફરીને બતાવ્યુ પછી તેમણે દેહ ત્યજવાની આજ્ઞા માગતા શ્રીરામે કહ્યું 'હે કલ્યાણી ! ધન્ય છે તમને ! સુખે પવિત્ર લોકમા જઈ વસો !' [ પૃષ્ઠ ૫૨૫

હવે તેઓની સમીપ જવા ઇચ્છું છું.'[૨૯]

પ્રશંસનીય વ્રતવાળી શબરીનાં ધર્મિષ્ઠ વચન સાંભળી, લક્ષ્મણ સહિત શ્રીમાન રામચંદ્રે અત્યંત આનંદાશ્ચર્યયુક્ત થઈ કહ્યું : 'હે કલ્યાણી ! ધન્ય છે તને ! તેં મારું યથાવિધિ પૂજન કર્યું છે, હવે તું સુખથી પવિત્ર લોક પ્રત્યે જઈ નિવાસ કર.'[૩૦-૩૧]

રામચંદ્રની આજ્ઞા થઈ કે તુરત જ વલ્કલ તથા કૃષ્ણ મૃગચર્મને ઓઢનારી અને જટાને ધારણ કરનારી તાપસી શબરીએ મોટો અગ્નિ પ્રદીપ્ત કર્યો; અર્થાત્ ચિતા સળગાવી અને પછી તેમાં પોતાના દેહને હોમ્યો.[૩૨] થોડીક વારમાં તે શબરી પ્રજ્વલિત અગ્નિ સમાન દેહવાળી થઈ ને અગ્નિમાંથી બહાર આવી. આ વેળા તેનું શરીર દિવ્ય આભૂષણો, દિવ્ય ચંદનો, દિવ્ય પુષ્પો તથા દિવ્ય વસ્ત્રોથી અલંકૃત થયેલું હતું અને જાણે સાક્ષાત્ વીજળીની મૂર્તિ હોય એમ તે ત્યાંના પ્રદેશને પ્રકાશિત કરતી હતી. રામચંદ્રની કૃપાથી દિવ્ય દેહ પામેલી એ શબરી રામચંદ્રને નમન કરીને પોતાના સમાધિબળે કરી અંતરિક્ષમાર્ગે ચાલી અને પવિત્ર આત્માવાળા પોતાના ગુરુઓ વિહાર કરતા હતા તે મહાપવિત્ર સ્થાન બ્રહ્મલોકમાં ગઈ.[૩૩-૩૫]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૪ મો સર્ગ સંપૂર્ણ

# સર્ગ ૭૫ મો

રામ-લક્ષ્મણનું પંપાસરોવર પર જવું

दिवं तु तस्यां यातायां शबर्यां स्वेन तेजसा ।
लक्ष्मणेन सह भ्रात्रा चिन्तयामास राघवः ॥ १ ॥

તપસ્વિની વૃદ્ધ શબરી પોતાના તપોબળથી બ્રહ્મલોક પ્રત્યે ગઈ; ત્યાર પછી લક્ષ્મણ સહિત ધર્માત્મા રામચંદ્રે મહાત્મા મહર્ષિઓના અદ્ભુત પ્રભાવનું ચિંતન કરતાં, સાત સમુદ્રોના તીર્થમાં સ્નાન કરી પિતૃઓનું તર્પણ કર્યું. પછી પોતાના ઉપર જ એકનિષ્ઠાવાળા તથા પોતાનું હિત કરનારા મહાત્મા લક્ષ્મણને કહ્યું :[૧-૨] 'હે સૌમ્ય ! અત્યંત આશ્ચર્ય ઉપજાવે એવા આ આત્મજ્ઞાની મહર્ષિઓનો અનેક પક્ષીઓથી ભરેલો પવિત્ર આશ્રમ મેં જોયો, કે જેને વિષે મૃગ તથા સિંહાદિ પ્રાણીઓ પરસ્પરનું વેર મૂકીને વિચરે છે.[૩] હે લક્ષ્મણ ! આજે તે મહાત્માઓના સાત સમુદ્રવાળા તીર્થમાં સ્નાન કરીને આપણે વિધિપૂર્વક પિતૃતર્પણ કર્યું; તેથી આપણું જે કાંઈ અશુભ હતું તે નષ્ટ થયું છે અને કલ્યાણ પ્રાપ્ત થયું છે. હાલમાં મારું મન ઘણું જ હરખાય છે.[૪] હે લક્ષ્મણ ! હવે આપણું શુભ થશે, એમ મારા હૃદયમાં સ્ફુરે છે. હે નરવ્યાઘ્ર ! ચાલ, હવે આપણે અહીંથી સત્વર રમણીય દેખાવવાળા પંપાસરોવર પ્રત્યે જઈએ.[૫] હે ભાઈ ! પંપાસરોવરની નજીકમાં જ ઋષ્યમૂક પર્વત આવેલો છે, જેને વિષે વાલીના ભયથી ત્રાસ પામેલો સૂર્યપુત્ર સુગ્રીવ પોતાના પ્રધાનરૂપ ચાર વાનરોની સાથે રહે છે. હે તાત ! હવે એ વાનરશ્રેષ્ઠ સુગ્રીવને મળવા સારુ મારું મન ઉતાવળું થાય છે; કેમ કે સીતાની શોધ કરવા સંબંધી આપણું સઘળું કાર્ય તેના જ સ્વાધીનમાં છે.'

રામચંદ્રનાં વચન સાંભળી સુમિત્રાનંદન લક્ષ્મણે કહ્યું :[૭-૯] 'બહુ સારું, મારું મન પણ સુગ્રીવને મેળવવા માટે અધીરું બની રહ્યું છે, માટે ચાલો, આપણે ઉતાવળે પંપાસરોવર પ્રત્યે જઈએ.'

એવી રીતે પરસ્પર કહી બન્ને ભાઈઓ મતંગાશ્રમમાંથી નીકળીને પુષ્પયુક્ત ઘાટાં વૃક્ષોવાળા વનને જોતા જોતા પંપાસરોવર તરફ જવા લાગ્યા. ત્યાંના મોટા વનને વિષે કોકિલા, મયૂર અને મેના, પોપટ વગેરે અનેક પક્ષીઓ મધુર નાદ કરી રહ્યાં હતાં. માર્ગમાં આવતાં નાના પ્રકારનાં વૃક્ષો તથા સરોવરોને જોઈ સીતાને મળવા માટે આતુર થયેલા રામચંદ્ર ઉતાવળથી પંપાસરોવર પ્રત્યે જવા લાગ્યા. કેટલોક માર્ગ કાપ્યા પછી પંપાસરોવરમાંથી જ નીકળેલી અને પાન કરવા યોગ્ય નિર્મળ જળને વહન કરનારી 'પંપા' નામની નદી ઉપર બન્ને ભાઈઓ જઈ પહોંચ્યા. તેના કિનારે કિનારે ચાલતા 'મતંગસર' નામનો એક ધરો આવ્યો. તેમાં શ્રીમાન રામચંદ્રે સ્નાન કર્યું. ત્યાંથી આગળ ચાલતાં, અવ્યગ્ર ચિત્તવાળા રામ-લક્ષ્મણ થોડીક વારમાં પંપાસરોવરના કિનારે જઈ પહોંચ્યા. એ વનની અત્યંત રમણીયતા જોઈ ને, શોકાક્રાંત થયેલા વિરહી

રામચંદ્રે તરત જ કમળોથી વ્યાપ્ત એવા પંપા-સરોવરના જળમાં પ્રવેશ કર્યો અને ત્યાંની રમણીયતા નિહાળવા લાગ્યા. એ પંપાસરોવર ચારે બાજુ કિનારા ઉપર ઊગેલાં તિલક, આસોપાલવ, સોપારી, બકુલ તથા ગૂંદી વગેરેનાં વૃક્ષોથી શોભી રહ્યું હતું. તેના કિનારા પર સુંદર બગીચા જેવાં વનો આવેલાં હતાં. મત્સ્યાદિ જળચરોએ હલેસેલું તેનું સ્ફટિક સમાન સ્વચ્છ જળ અત્યંત પ્રકાશી રહ્યું હતું. તેની અંદર તથા તેના તટો ઉપર સુંવાળી અને ચળકતી રેતી જોનારનાં નેત્રોને આનંદ આપતી હતી, તેના કિનારા પરનાં વૃક્ષોને લતાઓ સખીઓની પેઠે વીંટાયેલી હતી.[૧૦-૧૮] તેના તટો પર લતાઓથી વ્યાપ્ત ઘાટાં વૃક્ષો હોવાને લીધે તથા તેમાં શીતળ જળ ભરેલું હોવાને લીધે અનેક કિન્નરો, ઉરગો, ગંધર્વો, યક્ષો તથા રાક્ષસો વગેરે તેનું સેવન કરતા હતા.[૧૯] તેના જળ પર લાલ કમળો, શ્વેત પોયણાં તથા શ્યામ ઉત્પલ વગેરે જાતજાતનાં સુગંધયુક્ત પુષ્પો ખીલી રહેલાં હોવાને લીધે તે સરોવર હાથી પર નાખવાની રંગ-બેરંગી ઝૂલ સરખું શોભતું હતું. તેના જળમાં વિવિધ કમળની સુગંધ મહેકી રહી હતી અને તેના તટ પરના આંબાવાડિયામાં મદમત્ત મયૂરો મધુર નાદ કરી રહ્યા હતા.[૨૦,૨૧] વળી પૂર્વે કહ્યાં તે વૃક્ષો ઉપરાંત પંપાતટને વિષે બીજાં પણ તિલક, બિજોરાં, વડ, રોહીડા, પુષ્પયુક્ત કરવીર, પુન્નાગ, માલતી, મોગરો, જૂઈ, ભાંડીરવડ, વંજુલ, અશોક, સપ્તપર્ણ, કેવડો તથા માધવી વગેરે અનેક વૃક્ષો હોવાને લીધે એ પંપાસરોવર જાણે સર્વ શૃંગાર સજેલી કોઈ મદમત્ત સ્ત્રી હોય તેવું જણાતું હતું.

પંપાસરોવરની રમણીય શોભા જોઈને અત્યંત તેજસ્વી દશરથનંદન સીતાના વિયોગથી દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યા અને તેઓ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા : 'હે તાત! કબંધ રાક્ષસે વર્ણવેલા પંપા-સરોવર પર આપણે આવી પહોંચ્યા છીએ. આના કિનારા ઉપર જ જો, પેલો સામે અનેક ધાતુઓથી શોભતો અને વિચિત્ર પુષ્પયુક્ત વૃક્ષવાળો ઋષ્યમૂક પર્વત દેખાય છે. એ પર્વત પર મહાત્મા ઋક્ષરાજ વાનરનો પુત્ર મહાબળવાન સુગ્રીવ રહે છે. હે નરર્ષભ! હવે તું સત્વર તેની પાસે જા;'[૨૨-૨૭] એટલું કહીને જરા વાર શાંત રહીને વળી રામચંદ્રે લક્ષ્મણ પ્રત્યે કહ્યું : 'હે ભાઈ! હું મારી પ્રાણપ્રિયા સીતા વિના કેમ કરી જીવન ધારણ કરી શકું?'[૨૮]

એ પ્રમાણે અનુક્રમે અનેક વનોનું અવલોકન કરતાં પંપાતટ પર જઈ, મહાત્મા લક્ષ્મણની આગળ પોતાનો મહાન શોક પ્રકટ કરતા અને પોતાથી પ્રિય સીતા વિના અન્યત્ર ક્યાંય પણ જેમનું ચિત્ત ન હતું, એવા સીતામાં તીવ્ર અનુરાગ-વાળા રામચંદ્ર દર્શનીય ઉપવનોવાળા તથા નાના પ્રકારનાં પક્ષીઓથી વ્યાપ્ત અને ઝરણાંરૂપે પોતા-માંથી નીકળતી પંપાનદીથી મનોહર જણાતા એ પંપાસરોવરના રમણીય તટ વિષે લક્ષ્મણ સહિત એક સુંદર શિલા પર બિરાજ્યા.[૨૯,૩૦]

ઇતિ શ્રીવાલ્મીકિ મહામુનિપ્રણીત આદિકાવ્ય શ્રીરામાયણના અરણ્યકાંડમાં ૭૫ મો સર્ગ સંપૂર્ણ

# श्रीअरण्यकाण्ड समाप्त

ભક્ત જલારામ–પ્રસિદ્ધ સંતનું ચરિત્ર ૦–૩૦
ભક્ત રોહીદાસ–નીતિ ને પવિત્રતાભર્યું ચરિત્ર ૦–૧૯
રામકૃષ્ણ પરમહંસ–સંક્ષિપ્ત જીવનચરિત્ર ૦–૨૫
મહાત્મા મસ્તરામજી–સૌરાષ્ટ્રના સંતનું ચરિત્ર ૦–૪૦
મહાત્મા સરયૂદાસ–પ્રેરક ચરિત્ર . ૦–૫૦
નાનક–(આ. બીજી) ટૂંકું ચરિત્ર, ૨૩ ભજનો સાથે ૦–૩૭
સુદામાચરિત્ર–(કાવ્ય) પ્રેમાનંદકૃત .. ૦–૨૦
સતી સાવિત્રી–સતી નારીનું ચરિત્ર . ૦–૨૫
ભક્ત અંબરીષ–વાર્તારૂપે પ્રેરક ચરિત્ર ૦–૨૫
ચંદ્રહાસ–ભક્ત ચંદ્રહાસની વાર્તા ૦–૨૫
સંતોની ફૂલવાડી–પ્રેરક પ્રસંગો . ૦–૫૦

## આરોગ્ય અને વૈદકના ગ્રંથો

ચરક–સંહિતા–(પાંચ ભાગમાં)
,, ભાગ ૧–શ્લોક(સૂત્ર)સ્થાન . ૧૨–૦૦
,, ભાગ ૨–નિદાન, વિમાન અને શારીરસ્થાન .. ૧૫–૦૦
,, ભાગ ૩–ચિકિત્સિતસ્થાન અ. ૧થી૧૫ ૧૦–૦૦
,, ભાગ ૪–ચિકિત્સિતસ્થાન અ. ૧૬થી૩૦ ૧૦–૦૦
,, ભાગ ૫–કલ્પસ્થાન અને સિદ્ધિસ્થાન ૮–૦૦
ભાવપ્રકાશ ભાગ ૧ લો–સરળ ભાષાંતર ૧૨–૦૦
,, ભાગ ૨ જો– ,, ,, ૧૦–૦૦
ભાવપ્રકાશ–નિઘંટુ–હરીતક્યાદિ ૨૩ વર્ગો ૫–૦૦
સુશ્રુત–આયુર્વેદ–(બે ભાગમાં) . ૧૬–૦૦
માધવનિદાન–મધુકોષી ટીકા સાથે ૧૦–૦૦
શાર્ઙ્ગધરસંહિતા–મૂળ સાથે ભાષાંતર ૬–૦૦
અષ્ટાંગહૃદય–વાગ્ભટકૃત અગત્યનો ગ્રંથ ૧૨–૦૦
આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ૭–૫૦
હારીતસંહિતા–મહર્ષિ આત્રેય રચિત ૬–૦૦
રસતંત્રસાર અને સિદ્ધપ્રયોગસંગ્રહ–ભા ૨ ૮–૦૦
વૈદ્યજીવન–કવિ લોલિંબરાજકૃત .. ૧–૨૫
સોનેરી સૂચનો–આયુર્વેદનાં .. ૦–૫૦
પથ્યાપથ્ય–(આરોગ્યની કૂંચી) ૩–૦૦
માંદગીનાં કારણો–નીરોગી રહેવાના ઉપાયો ૦–૫૦
માંદગીમાં ઉપવાસ–ઉપયોગી માર્ગદર્શન ૦–૪૦
ચૂર્ણ–ઔષધિ–સો ચૂર્ણોની રીત–ઉપયોગ ૦–૩૦
પાક–ઔષધિ ૦–૪૦
પ્રકીર્ણ–ઔષધિ .. ૦–૩૦
કવાથ–ઔષધિ–બનાવવાની રીત અને ઉપયોગ ૦–૪૦
તક્રકલ્પ–છાશસેવનવિધિ વિષે શાસ્ત્રોક્ત માહિતી ૦–૬૦
માંદાનો આહારવિહાર–જરૂરી માહિતી ૦–૩૦
જીવનચર્યા–નીરોગી રહેવાની સરળ સમજ ૦–૪૦
ખોરાકમાં ઝેર–લે૦ પ્રો. જોસેફ ઇઝીકિયલ ૦–૨૫
હરડે અને તેનો ઉપયોગ–લે૦ રસિકલાલ પરીખ ૦–૪૦
આયુર્વેદ યોગશતક–પંડિત વરરુચિકૃત ૦–૭૫
વૈદકના અકસીર ઉપાયો–કાશીનાથ કવિકૃત ૦–૪૦
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન–લે૦ મ. ગાંધીજી ૧–૦૦
વૈદક ટુચકા સંગ્રહ–ઘરગથ્થુ સચોટ ઉપચારો ૨–૫૦
ટચૂકડો વૈદ્ય–તેરસો વૈદકીય ટુચકાઓ ૧–૫૦
ઘરઘરનો વૈદ્ય–૭૯ દર્દોની સમજૂતી ને ઉપાય ૧–૫૦
ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો ૦–૭૫
અકસ્માતના તાત્કાલિક ઉપાયો . ૧–૦૦
ખોરાકના ગુણદોષ–લે૦ રસિકલાલ પરીખ ૦–૭૫
જ્ઞાનભૈષજ્યમંજરી–ગુમાની કવિ વિરચિત ૦–૨૫
મલમપટ્ટા–ગડ–ગૂમડના અનુભવસિદ્ધ ઉપાયો ૧–૦૦
નીરોગી જીવન–તંદુરસ્તી જાળવવાનું માર્ગદર્શન ૧–૦૦

## નિબંધાદિ ગદ્ય સાહિત્ય

અર્થતંત્રની આંટીઘૂંટી–લે૦ મનુ સુબેદાર ૧–૦૦
આપણે ફરી ન વિચારીએ?–લે. આચાર્ય ૨–૦૦
નગારખાનામાં તતૂડીનો અવાજ–લે. મહાવીર ત્યાગી . .. .. ૧–૦૦
સ્વરાજની લડતના તે દિવસો ,, ,, ૦–૭૫
મહાભારતમંજરી–૧૮ પર્વોનો વાર્તારૂપે સાર ૪–૦૦
સુખ, સામર્થ્ય ને સમૃદ્ધિ અને વિચારોના ચમત્કાર–માનસશાસ્ત્રનું અમૂલું પુસ્તક ૩–૫૦
આત્મનિરીક્ષણ અને સંકલ્પ–ર. વ. દેસાઈકૃત ૧–૦૦
વ્યક્તિચિત્રો–લે૦ લીનાબહેન કૃત ચાર ચરિત્રો ૧–૫૦
શુભસંગ્રહ–૨–૧૪૮ લેખો .. ૩–૦૦
શુભસંગ્રહ–૬–૧૬૫ લેખો . .. ૩–૦૦
સંસારનાં સુખ–લે૦ હ. પ્ર દેસાઈ . ૨–૦૦
પલટાતા રંગ–સમાજજીવનની ઉપયોગી વાતો ૧–૫૦
સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો ૧–૨૫
ગ્રામરચના–લે૦ રવિશંકર મહારાજ .. ૧–૫૦
સાહિત્ય પ્રવેશિકા–લે. હિ ગ. અંજારિયા ૨–૫૦
સાહિત્ય પ્રારંભિકા–લે. હિ. ગ. અંજારિયા ૧–૨૫
હિંદુસ્થાની સંગીત–સ્વરાંકન સાથે ગીતો ૦–૫૦
વ્યાયામ અને સૂર્યનમસ્કાર .. ૦–૬૨
ભારતીય શિલ્પકળા–મૂળ અંગ્રેજી ઉપરથી ૦–૩૭

વધુ વિગત માટે વિસ્તૃત સૂચિપત્ર મંગાવો

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય } સ્વામી અખંડાનંદ માર્ગ, ભદ્ર, અમદાવાદ અને ૧૪૮, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ–૨